# શાહનામું.

4

## ભાગ ચોથો.

અસલ એબારત ઉપરથી ગુજરાતીમાં તરજુમો.

તરજુમો કરનાર,

**નાયબ દસ્તુર મીનોચેહેર દસ્તુર જામાસ્પજી**

**જામાસ્પ આસાના**





મુંબઇ વર્તમાન પ્રેસમાં સોરાબજી મનચેરજી જાંગારી શેઠ [illegible]
વકીલના બંગલામાં, નંબર ૪૬૨, પ્રોકટર રોડ, ગ્રાંટરોડ, મુંબઈ મધ્યે
છાપ્યું છે, અને નાયબ દસ્તુર મીનોચેહેર દસ્તુર જામાસ્પજી જામાસ્પ
આશાનાએ, શેઠ હીરાલાલ કરસનદાસના ઘેરમાં નંબર ૧૩૯,
એક રોડ, ખેતવાડી, મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

૧૯૨૫.

# દીબાચો.

શુક્ર તે દાદગર દાદારનાં કે નામાંકીત શાએર ફીરદોસીનાં શાહનામાંની બેત બાજીનો ચાલુ ગુજરાતી ભાષામાં સીલસીલાબંધ તરજુમો આ ચોથાં દફતર સાથે તમામ થયો છે. ઈસવી ૧૯૧૧ ના સાલમાં શાહનામાંનાં તરજુમાનું સાડી આઠસો સફાનું દલદાર દફતર મેં પહેલાં બહાર પાડયું ત્યારથી પારસી વાંચક વર્ગે આ કામ સરંજામ ઉતારવાને અને બીજાં દફતરો બનતી જડપે બહાર પાડવાને આગ્રહ કરવાનો આજ સુધી ચાલુ રાખ્યો. તેઓની ઈચ્છાને માન આપી અને કેટલાંક બીજાં અગત્યનાં કામો વટીક બાજુએ મુકી આ ઇચ્છા તૃપ્ત કરવાનો મેં પણ ઠેડાવ કર્યો અને ચાર વરસના અરસામાં ચાર મોટાં કદનાં દફતરો કદરદાન પારસી આલમ સનમુખ ધરવાને તે કીરતારની કરમ બક્ષેશથી હું શકિતવાન થયો છું. મારાં પહેલાં દફતરનાં દીબાચામાં મારી આ અદના કોશેશની ફતેહ વિષે અને પારસી કોમની આવાં કામ તરફની કદરસનાશી વિષે મેં કાંઇક શંકા બતાવી હતી પણ મને જણાવવાને બેહદ ખુશી ઉપજે છે કે એક વખત કોમને ખરાં વાંચનના શોખ તરફ દોરવ્યાથી તે તેવાં વાંચનની ખરી કીંમત બુજવાને કદીપણ અચકાતી નથી. આમ હોવાથી અને આ મારૂં કામ અત્રે ખતમ થયલું હોવાથી મારાં કદરદાંન ગ્રાહકોને તેમજ પારસી આલમને જણાવવાની રજા લઉ છું કે આ શાહનામું જે ચાર મોટાં દફતરમાં પ્રગટ થયું છે અને દરેક દફતરની કીંમત, તેનું કદ અને તેમાં સમાવેશ કરેલી બાબદો તરફ જોતાં, ઘણી મોટી નથી છતાં જે ગરીબ વાંચક વર્ગ આ પુસ્તકો વાંચવાથી બેનસીબ રહયો છે તેઓને તેમજ બીજા વાંચનારાઓને સવલતા કરી આપવા માટે આ શાહનામું ઘણાજ નાનાં નાનાં ભાગોમાં નજીવી કીંમતે ઘટતા સુધારા વધારા સાથે બહાર પાડવાનો મારા કેટલાક મિત્રોની ખાહેશથી મેં ઠેડાવ કર્યો છે. હું આશા રાખું છું કે આ નવા ઉઠાવેલાં કામમાં પણ કોમ તરફથી ઘટતો આસરો મલશે.

શાહનામાંની છાપેલી નકલોની સેવટે જે કેટલાંક દાસ્તાનો, જે ફીરદોસીનાં જોડેલાં નથી પણ ફીરદોસીની સંગીન બેતબાજીને અનુસરીને બીજા શાએરોએ રચેલાં જોવામાં આવે છે, તેમાંનાં કેટલાંકનો તરજુમો પહેલાં દફતરમાં મેં દાખલ કીધો છે. આ દફતરમાં તેમાંનું બાકી રહેલું વધુ અગત્યનું એક દાસ્તાન જે "બરજોર નામું" છે તેનો તરજુમો મારા મીત્રોની ખાહેશથી દાખલ કર્યો છે.

સેવટે, સખી વજુદ શેઠ હોરમસજી કાવસજી દીનશા એદનવાલા જેઓએ મારાં કામની ખરી કદરશનાસી કરી અને તેમજ આગલાં દફતરોની ઘણી નકલો ખરીદી મને જે સંગીન મદદ કરી આસરો આપ્યો છે તેને માટે એ નેકનાંમ શેઠનો દીલોજાનથી ઉપકાર માનું છું. વળી પારસી પંચાએતના નામદાર ટ્રસ્ટી સાહેબોએ પણ આગલાં દફતરોની માફક આ પુસ્તકની પણ નકલો ખરીદી જે ઉતેજન આપ્યું છે તેને માટે એ નામદાર ટ્રસ્ટી સાહેબોનો પણ ઉપકાર માનું છું.

**મીનોચેહેર દસ્તુર જામાસ્પજી જામાસ્પ આસાના.**



નેક નામવર મરહુમ

**શેઠ કાવશજી દીનશા એદનવાલા, સી. આઈ. ઈ.,**

જેઓ પારસી ન્યાગાનોની કીર્તી જાલવવા હંમેશાં તતપર
હતા અને જેઓનું નામ પણ તેઓની અશોઈ અને
પરોપકારી કામોથી, કીર્તીવંત પારસી
ન્યાગાનોની ટીપમાં હંમેશનું
જોડાયું છે.

**તેઓની પવિત્ર યાદમાં**

આ પુસ્તક તેના બનાવનારે માનપુર્વક અર્પણ કર્યું છે.



# સાંકળ્યું.

## નૌશીરવાન.

## હોરમજદ.

## ખસરૂ પરવીજ.

## શીરોય.



## અરદેશીર શીરોય.



## ફેરાઇન.



## પુરાનદોખ્ત.

## આજરમદોખ્ત.



## ફરરોખજાદ.



## યજદેજર્દ શેહેરીયાર.

# બરજોરનામું.

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૧૦ | કાદ | કદિ |
| ૨૦ | ૬ | ઘડતું | ઘટતું |
| ૨૪ | ૧૨ | તુરજાદ | તુશજાદ |
| ૩૬ | ૩૦ | તે | તો |
| ૩૮ | ૩૧ | જવબ | જવાબ |
| ૪૭ | ૧૧ | ઓવો | એવો |
| ૪૮ | ૨૫ | જેહાનન | જેહાનના |
| ૫૪ | ૨૨ | વાણીથા | વાણીથી |
| ” | ૨૪ | સઘલી | સઘલા |
| ” | ૨૭ | વસંતન | વસંતના |
| ” | ૨૮ | કો | કે |
| ૫૫ | ૧૦ | વાજવીપણે | વાજબીપણે |
| ૭૭ | ૨૦ | સરૂપાતમાં | સરૂવાતમાં |
| ૮૦ | છેલ્લી (૩૨) | તેએનો | તેઓને |
| ૯૨ | ૨૪ | હુર | દુર |
| ૧૦૬ | ૨૯ | ઓપનાર | આપનાર |
| ૧૯૧ | ૧૭ | અરસોશ | અફસોશ |
| ૨૦૯ | ૧૯ | પક્ષાય | થાય |
| ૨૩૦ | ૨૩ | તં | તું |
| ૨૬૬ | ૧૪ | પલાનસીનેહ | યલાનસીનેહ |
| ૨૮૨ | ૩૦ | ” | ” |
| ૨૮૩ | ૨૦ | ” | ” |
| ૨૮૪ | ૧૨ | પાદશાહ | પાદશાહી |
| ૨૮૬ | ૧,૩ | પલાનસીનેહ | યલાનસીનેહ |
| ૨૯૧ | ૨૭ | ખોદેહ | ખોરેહ |
| ૩૧૪ | ૧૫ | જોણી | જાણી |
| ૧૩૬ | ફુટનોટ ૫ | નામ | નામાં |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૬ | ૨૨ | અમે | સામે |
| ૩૫૦ | ૧૦ | ખારાક | ખોરાક |
| ૩૫૨ | ૧૪ | ઝાહોક | ઝોહાક |
| ૩૭૬ | ફુટનોટ ૧-૨ | ઓલખાતા | ઓલખતા |
| ૩૭૯ | ૪ | નામનો | નામાંનો |
| ૩૮૪ | છેલ્લી (૩૨) | કે | કે |
| ૩૮૯ | ૫ | રૂમીઓએ | રૂમીઓ |
| ૩૯૦ | ફુટનોટ-૫ | ઓને | તેઓને |
| ૩૯૯ | ૩ | ઉતર્યો | ઉતર્યા |
| ૪૦૨ | ૨૦ | ભલ્લાઓની | ભાલાઓની |
| ૪૦૫ | ૨૩ | યન્દુઇ | બનદુઇ |
| ૪૧૩ | ૪ | મરદને | મરદાને |
| ,, | ૨૨ | બધ | બંધ |
| ૪૨૯ | ૧૦ | મટે | માટે |
| ૪૩૩ | ૨૫ | પાડયા | પાડવા |
| ૪૩૮ | ૬ | માટાની | મોટાની |
| ૪૭૪ | ફુટનોટ-૧૦ | ઇને | લઇને |
| ૪૭૫ | ૧૪ | ટુકડામાં | ટડાકામાં |
| ૪૭૭ | ૧૧ | ઓ ત | ઓરત |
| ૪૯૧ | ૫ | નાંમીચી | નાંમીચાં |
| ૫૦૬ | ૨૭ | માકે | માટે |
| ૫૪૦ | ૨૭ | દિધે | લિધે |
| ૫૪૪ | ૨૭ | ખજાને | ખજાનો |
| ૫૬૨ | ૩૦ | પસાસ | પચાસ |
| ૫૮૬ | ૧૬ | આપેલી | આવેલી |
| ૫૯૫ | ૫ | ધુધ | દુધ |

## અરજોર નામું.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૭ | લશકર | લશકર |
| ૩ | ૨૧ | ગણાતો | ગણુતો |
| ૧૭ | ૧૨ | મુશકલ | પુશકલ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧ | ૧૭ | ફરામજે | ફરામરજે |
| ૩૨ | ૨૪ | જમીન | જમની |
| ૩૩ | છેલ્લી | કંઇ | કાંઈ |
| ૩૪ | ૨૪ | ગારી | મારી |
| ૩૫ | ૯ | તેણે | તેને |
| ૩૭ | ૧૧ | જોયો | જોયો |
| ૩૯ | ૩૦ | એજેન | એજન |
| ૯૬ | ૩ | મગરૂથી | મગરૂરીથી |
| ૧૦૩ | ૧૩ | જેહેનના | જેહાનના |
| ૧૦૭ | ૨૨ | તેહેલવાનનું | પેહેલવાનનું |
| ૧૧૩ | ૨૦ | હાથની | હાથીની |
| ૧૨૧ | ૧૧ | હરતા | કરતા |
| ” | ૨૪ | તેની | તેની સાથે |
| ૧૨૬ | છેલ્લી (૩૨) | બધે | બંધે |
| ૧૩૦ | ૨૨ | તામારાં | તમારાં |
| ૧૩૫ | છેલ્લી (૩૨) | ફાડીખાના | ફાડીખાનારા |
| ૧૪૪ | ૩૦ | ગબડયા | ગબડવા |
| ૧૪૫ | ૭ | આાલ | ચાલ |
| ૧૪૭ | ૩ | એસ | એમ |
| ૧૫૯ | ૩ | બનાનાર | બનનાર |
| ૧૬૧ | છેલ્લી | વાક્ષેલી | વાલેલી |

# શાહનામું.

## ભાગ ચોહો.

### કયસર સાથે કસરા લડવા ગયો તે વિષે.



જયારે પાદશાહે તે નામું વાંચ્યું ત્યારે તે ફરતા જમાના ઉપર ઘણો ખીજવઇ ગયો. તેણે સઘળા વજીરો અને સરદારોને બોલાવી મંગાવ્યા અને તેઓ સાથે તે નામાં માટેની કેટલીક વાતો કીધી. લશકરને શીકસ્ત આપનારા એ પેહેલવાનો સાથે એ માટે મસલત કરવામાં ત્રણ દિવસો વહી ગયા. ચોઠે દાહાડે પાદશાહે એવો દ્રઢ ઠેડાવ કીધો કે કયસર સામે લડવાને લશકરજ લેઇ જવું. આથી તેની દરબારમાંથી રણસીગડાં, ઢોલો અને સરનાઇઓના અવાજો સમજાવા લાગ્યા. પછી તેણે આરામ લેવા માટે પણ ઠોભ્યા વગર સચાઇ માટે લડવાનુંજ પસંદ કીધું. તેથી તેણે પરવરદેગારની યાદ કીધા બાદ લશકર તથા સરસામન તૈયાર કીધો. ત્યાં લશકરથી એવી ધુલ ઉડી રહી કે તું કેહેશે કે, જાણે આસમાનનો ચેહેરો દામરના દરીઆમાં બોરાયો છે, જમીન પેણ ઘોડાની નાળોથી ઢંકાઇ ગઈ અને હવા પણ રેસમી કપડાં માફકની રાતી બની. એક મછર માટે પણ તે જમીન ઉપરથી પસાર થવાની જગ્યા રહી નહી અને હવામાંથી પવનને પણ પસાર થવાનો માર્ગ રહયો નહી. સ્વારોના ઉશકેરાવાથી અને હાથીઓથી ઉડી રહેલી ધુલથી જમીન નાઇલ નદી જેવી બની. તાજ, સુનેરી જોડા અને ગાવ્યાની ઝુન્ડા સાથે તે જેહાનના પાદશાહે ત્યાંથી કુચ કીધી. તેઓના પોકારો બે માઇલ દૂરથી પણ સમજાવા લાગ્યા. તેના લશકરની હરોલમાં ઢોલ તથા હાથીઓ ચાલ્યા અને તેઓની પાછલ બાધુરોએ કુચ કીધી. એ રીતે તેઓ આદર આબાદગાનના આતશ-કદેહ આગળ જડપથી આવી લાગ્યા.

જેવી નોશીરવાનની નજર તે આદર ગુશસ્પના આતશકદેહ ઉપર પડી તેવુજ તેણે દૂરથી ઘોડા ઉપરથી ઉતરી પડી તે તરફ ચાલવા માંડયું. તેણે ત્યાંના પાકીજેહ દસ્તુર પાસેથી બરસમ[૧] માંગી અને બંદગી કરતાં પોતાની આંખો-માંથી આસુ પાડી પોતાના ચેહેરાને તેથી ધોઈ નાખ્યો.[૨] પછી તે ત્યાંથી તોબા કરતો કેબલા આગળ આવ્યો અને ત્યાં તેણે સઘલાઓ સાથે પોતાના માંથાને ધુલમાં નાખ્યું. મોબેદોએ ત્યાં મુકેલાં ઝંદ અવસ્તાના પુશતકોમાંથી મોટે અવાજે ભણવું સરૂ કીધું જ્યાં સર્વે સરદારો તથા હેરબદોએ પોતાના પોશાક ફાડી કાઢી ધુલ ઉપર પડીને બંદગી કરવા માંડી. પછી તે કેબલા ઉપરથી સર્વે બુજોર્ગોએ જવેહરાતનો નેશાર કીધો અને ત્યારબાદ ધીમે અવાજે ભણવું સરૂ કીધું. તે કેબલા આગળ આવતાંજ પાદશાહે પરવરદેગારની ન્યાએશ અને તારીફ ગાવા માંડી અને તેની પાસેથી જોર અને ફતેહ માંગી લિધી તથા તેનું દિલ ઇનસાફને માર્ગેજ રહે એમ ઇચ્છયું.[૩]

પછી તેણે ત્યાંના મોબેદો તથા ત્યાં જે દરવીશો જણાયા તેઓને કેટલીક ચિજોની બક્ષેશો કીધી. તેણે તે આતશકદેહ આગળ છાવણી ઉભી કીધી અને ત્યાં તેનું લશકર આવી ચોબાજુએ સફ સમારી ઉભું. ત્યારબાદ તેણે એક દાનાવ મુનશીને ત્યાં બોલાવી મંગાવી તેની સાથે કેટલીક ઘટતી વાતો કીધી અને પછી તેણે ઇરાન જમીનના મરઝબાનો ઉપર તેમની તારીફ સાથે નામાં લખાવ્યાં કે, "તમો ખોદાથી ડરતા રેહેજો અને સાવચેટ રહી જેહા-નને દુશમનોથી સંભાળી રાખજો. મારા હાકેમો યા પેહેલવાનો જે કોઇ હોય તેઓએ પોતાથી ઉતરતાઓ સાથે ઇનસાફથીજ વર્તવું. વળી તમોએ

---

૧ આગળા પેસદાદી, કેઆની તથા સાસાની પાદશાહો જેમ રાજ્યના વડા તેમજ ધર્મગુરૂ તરીકે પણ ગણાતા હતા. તેથી ધર્મગુરૂનું કામ જે બરસમથી બાજ ધરવાનું અને બરસમથી ઇજશને કરવાનું ગણાય છે તે તેઓ પણ ધર્મગુરૂ તરીકે કરતા હતા તથા મોટી બાજ ધરી ખાણું પણ ખાતા હતા.

૨ હાલે જેમ મોટી બાજ ધર્યા વગર તથા ઇજશને કર્યા વગર આતશબેહ-રામના કેબલા આગળ જવાઈ શકાતું નથી તેવોજ રીવાજ સાસાની જમાનામાં પણ ચાલતો હોવો જોઈએ. કારણ કે અત્રે પાદશાહ બાજ ધરી યા ઇજશને કરી-નેજ એ મોટા કેબલા આગળ હાજર થયલો જણાયો છે.

૩ આગળા પાદશાહો લડાઈ ઉપર જતી વખતે આતશના મોટા કેબલા આગળ જઈ તે વખતે ચાલતી લડાઈમાં પરવરદેગાર પાસેથી ફતેહ અને મદદ માંગી લેતા હતા. સાસાની જમાનામાં કદાચને આદર ગુશસ્પનો કેબલો મોટો ગણાતો હોય એમ માલુમ પડેછે.

ઘટતું લશકર પણ તૈયાર રાખવું કે જેથી કોઇ બુરો દુશમન ત્યાં ચઢી આવે નહીં. રૂમથી મારા શુન્ડાને પાછો અત્રે આવેલો તમો જુઓ નહી ત્યાં સુધી તમો નચિંતે ઘણી ઉંઘ પણ કાઢતા ના.''

તે આતશકદેહ છોડીને નોશીરવાનના રૂમ જઇ લાગતાંજ ત્યાં એ ખબર ચોમેર ફેલાઇ ગઇ. તેથી તેના જે તાબેદારો હતા તેઓ તેને મલવાને માર્ગમાં એસ્તેકબાલ આવવા લાગ્યા. એ રીતે ઘણાએક જેહાનના પાદશાહો નેશાર અને હદીઆ સાથે તેની આગળ આવ્યા. વળી તેણે જે જે મુલકોમાં ઉતારો લિધો ત્યાંથી તેના ઉપર ખુશાલી અને દુવાના પેગામો આવવા લાગ્યા. તેણે જે જે શેહેરોમાંથી લશકર પસાર કીધું ત્યાં તેણે શેકાર અને મોજ સિવાય બીજું કાંઇ ભોગવ્યું નહી. દર રાતે હજારો પેહેલવાનો તે પાદશાહ સાથે મોજમજાહમાં રાત પસાર કરવાને આવતા.

હવે રૂમ તરફ આવી લાગતાંજ તેણે લડાઇની તૈયારીઓ કરવા માંડી અને લશકરને પગાર આપવો સરૂ કીધો. શીરોય બેહરામ નામનો તેના લશકરનો એક સપેહસાલાર હતો જે વિચાર શકિત વાપડનારો અને લડવામાં નચિંત હતો. તેણે લશકરની દાવી બાજુનો કબજો ફરહાદને સોપ્યો અને તેમ કરતાં તેણે તેને કેટલીક નશીયતો દિધી. તેણે જમની બાજુનો કબજો ઉસ્તાદ બુરજીનને આપ્યો અને લશકરના સામનને લગતી સંભાળ તેણે જેહાન જીટનારા ગુશસ્બને સોંપી. કીના ઉપર દિલ ઠેડવી રાખનારા મેહેરાનને લશકરના વચલા ભાગની સંભાળ સોંપી. અક્કલની યાદ આપનારા રવાનવાલા હોરમજદ ખુરરાદને તપાસ કરનારૂં લશકર સોંફયું.

પછી લડાઇના અનુભવીઓ તેઓથી કાંઈ પણ વાત છુપી રેહે નહી તે માટે ચોબાજુએ તપાસ અર્થે જવા લાગ્યા. વળી નોશીરવાને જેહાનના અનુભવીઓને લશકરમાંથી બોલાવી તેઓ આગળ ઘણીએક નશીયત ભરી વાતો કહી સમજાવી. તે બોલ્યો કે, "ઓ મારા હદ વગરના લશકરના બાહુરો અને સરદારો! જો તમોમાંથી કોઇ પણ મારો દેખાડેલો માર્ગ ચુકશે તેણે પોતાના દમની આખેરી આવેલીજ સમજવી. જો તમો ગરીબો તેમજ તવંગરોને દુખ દેશો યા કોઇના બાગમાનો મેવો લુટશો યા એવા કોઇ નાપસંદ કામો કરશો અથવા તો ખેતરોનો પાક તમારા પગ નિચે કચડશો યા તમોને એનાયત થયલી લશકરની જગ્યા બરોબર જાલવશો નહી તો પરવરદેગાર કે જેણે મને આ તાજ અને જોર બક્ષ્યું છે તથા જે મંગલ, સની તથા સુરજનો માલેક છે તેના સોગંદથી હું કહુ છું કે તેવો શખસ એક સેતારા માફક જો

વાદલ નિચે પણ જઈ ભરાશે તોપણ હું તેને તલવારથી એક પળમાં કાપી નખાવીશ. લશકરની સંભાળ કરનારો લશકરનો સરદાર તો હુંજ રેહેવશ અને જેહાન જીટનાર તરીકે લશકરના મધ્ય ભાગમાં પણ હુંજ ઉભો રેહેવશ. હું મારા હાથીઓ, લશકર અને સરસામનની સંભાળ અર્થે ઘડીકમાં દાવી તો ઘડીકમાં જમની બાજુએ પણ ફરી વળશ. રૂમની જમીન ઉપર તથા ત્યાંના દરીઆમાં હું કાંઇ લડાઇ વખતે ખાવાનું કે ઉઘાવાનું પસંદ કરવાનો નથી."

પછી કસરાનો એ હોકમ તેના શીરજ્નદ નામના એક બાંગીએ મોટેથી બાંગ મારીને જાહેર કીધો. તેણે તમામ લશકરની આસપાસ ફરી વલીને તથા દરેક નાના અને મોટા તંબુ આગળથી પસાર થતાં બુમો પાડીને એ હોકમ જાહેર કીધો. તેણે એ પ્રમાણે પોકારીને જાહેર કીધું કે, "ઓ હદ વગરના આ તમામ લશકરના સીપાઇઓ! તમો જાણો કે આપણા ઉમંગી પાદશાહનો એવો હોકમ છે કે, આ જમીન ઉપર જે કોઇ વગર ઇનસાફે, વગર દયાએ અને વગર અકકલે જોશે અને જેઓ યજદાનના હોકમથી ઉલટા ચાલશે તથા ધોલે દિવસે કે અંધારી રાતે શેહનશાહના આ હોકમ બજા લાવશે નહી તેનું લોહી જમીન ઉપર રેડાશે."

હવે તેણે લશકરને વાહાણ તરફ જવાને હંકાયું અને તે માર્ગમાં ભલા તેમજ ભુંડાઓ ઉપર નજર પણ રાખવા લાગ્યો. એ રીતે તે તમામ જેહાનની ખબર રાખતો રહયો અને તેણે નેક યા બદ માણસને કમીના તરીકે ગણયા નહી. તેના લશકરમાંથી જે કોઇ માર્ગમાં મરણ પામતું તેને માટે ત્યાંજ દખમું બનાવીને તેને તે ત્યાંજ ચઢાવતો, તથા તેનું જે સુનુ રૂપું, કમાન, કમંદ, ટોપી અને કમરબંધ હોય તે પણ તેની સાથે ત્યાંજ મુકાવતો. મરવા સાથે ભલો કે ભુડો તો ધુલ મલે છે તોપણ તે તેમની ચિજોને પણ તેઓના ખાડાથી દૂર રાખતો હતો નહી. આવી રીતે નોશીરવાન બુર્જોગી પામેલો હોવાથી તેને માટે જેહાન પણ અજબ રેહેતી હતી. જ્યાં પણ તે લડવા જતો ત્યાં તે અકકલ, હુશીયારી અને ધીરજ સાથેજ જતો હતો. દુશમનોની આગળ તે એલચી તરીકે કાંઇ ઉપાય કરવા માટે સાચા માણસનેજ મોકલવું પસંદ કરતો હતો. જો સામો પાદશાહ પણ ઇનસાફનોજ માર્ગ ધરતો તો પછી તે અકકલમંદ પાદશાહ તેના ઉપર કાંઈ જુલમ ગુજારતો હતો નહી. પણ જો તે લડાઇની છેડતી સોધતો લડવાનેજ આવતો તો તે પણ ગુસ્સાભર્યું એક મગર બની જતો અને તેના તમામ મુલકને તારાજ કરતો. એ રીતે તે

ઈનસાફ અને તલવાર સાથે જેહાનને જીટનો હતો. એ પાદશાહના વિચાર ખોરશેદ મીશાલના હતા અને દરીઆ તેમજ ખુશકી ઉપર તે એકસરખાજ પ્રકાશતા હતા અને ફરતાં આસમાન ઉપરથી વાદલો (મુશકેલીઓ) ને દૂર કરી નાખતા હતા. લોકોને તે પોતાની રોશણી (યાને ઈનસાફ તથા સખાવત) આપવાથી અટકતો હતો નહી. તે જેમ ઇનસાફી અને સખી હતો તેમ તે મોજીલો અને રંગીલો પણ રેહેતો હતો. ગોયા તે ચઢતા પ્રકારના મોતી યા પાણીના ઝરા જેવો હતો. તે પોતાની રોશણી તેમજ મોટાઈ કોઇથી છુપાવતો નહી. બસ જાણે તે ગોયા દિલ દિપાવનારો સુરજ પોતેજ હતો. એ રીતે એ શાહનશાહ પોતાની અકકલ અને ખોરેહથી તમામ જેહાનને પોતાની પાંખોની પનાહમાં રાખતો હતો. તેને મનથી લડાઈ યા સખાવત એક બાજી સમાન રેહેતાં હતાં અને એવીજ રીતે તે મોટાઈ પાંમતો હતો. હાથી અને સિંહ જેવાઓ જો તેની આગળ નમતા આવતા તો તે લડાઇને એક પણ દિવસ વધુ ચાલુ રાખતો હતો નહી. પણ જો કોઇ લશકર, લોઢાંની ટોપી અને બખતર સાથે તેના લશકરની સામે બેધડક ધસી આવતું તો તે માર્યું જતું યાતો એ ફતેહમંદ પાદશાહના બંધીખાનામાં બંધાઇને પડતું હતું.

## નોશીરવાને રૂમ જતાં માર્ગમાંના કીલ્લાઓ હાથ કીધા તે વિષે.

એ રીતે માર્ગ કાપતો નોશીરવાન શોર આબ નામના એક શેહેરમાં આવી લાગ્યો. જ્યારે પાદશાહ ગુશતાસ્પ ઇરાનથી રૂમ તરફ ગયો હતો ત્યારે તેણે પણ એ શોરઆબ શેહેરને જીટી લિધું હતું. નોશીરવાને ત્યાં એક કીલ્લાને હવામાં માથું ઉચકીને ઉભેલો જોયો, તેમાં પુશકલ માણસો તેમજ લડાઇનો અસબાબ અને ખોરાકી હતી. તેનો સખત પથરનો પાયો દરીઆના ઉંડાનમાં ઉતરેલો હતો અને તેનું મહાલું વાદલને પુગતું હતું. એ કીલ્લાની આસપાસ નોશીરવાનનું લશકર ફરી વલ્યું, પણ તેમાં દાખલ થવાનો કહેથી દરવાજો જણાયો નહી. આથી તેણે ચોબાજુએથી કીલ્લો તોડવાના હથીયારો કામે લગાડી દિધાં અને જોરાવર કીલ્લાને ભોંય સાથ કરવા માંડયો. તેથી ચોબાજુએથી રસ્તાખેજના પોકારો ઉઠી રહયા અને તે કીલ્લામાંના લોકો માટે નાહાસ્વાની પણ જગ્યા રહી નહી. પ્રકાશ્તો સુરજ ફરીને આઠમને આવ્યો તેટલામાં તો તે કીલ્લો વેરાન જેવો બન્યો. સ્વારોના પોકાર, લશકરથી ઉડતી ધુલ અને આગનો ધુમાડો ચંદ્ર સુધી ઉંચે ચઢયા. તે કીલ્લામાં સઘલે હાથ પગો અને ડોકાં વેર વિખેર પડયાં જ્યારે ડોકાં વગરનાં શરીરો બાહાર પડેલાં જણાતાં

હતાં. મારી માંગતા પોકારો અને ઓરતોની ચીચ્યારીઓ વાજીંત્રોના અવાજથી પણ જીયાદા નિકળતા હતા. પછી તેઓ વચેથી જેઓ તાલેવંત હતા અને જેઓ પુશકલ ખજાનો ધરાવતા હતા તે સઘળો બાંધી હાથીઓ ઉપર લાદીને તેની મારી માગતા અને રડતા ત્યાં આવી લાગ્યા. પણ તેણે એ લડાઈ વખતે ખજાના અને પૈસાને ખાતર તેઓ ઉપર દયા કીધી નહી.

પછી તેણે પોતાના લશકરને ત્યાથી ( તે મુલકના ) વધુ ભીતરમાં ઉતાર્યું અને માર્ગમાં તેને એક બીજો કીલ્લો કે જેમાં કયસરનો ખજાનો ભરેલો હતો તે મલ્યો. એ કીલ્લાનો રખેવાલ એક તવંગર શખ્સ હતો જેનાં નામથી રૂમને સોભા હતી. પણ કસરાથી તો તે બુરોજ નતીજો પાંમ્યો. તે ચાલાક પાદશાહે એ કીલ્લાની તપાસ લિધી પણ તેમાં તેનું લશકર દાખલ થઇ શક્યું નહી. તેથી તેણે તેના ઉપર તીરોનો મારો ચલાવવાનો હોકમ કીધો. આથી ત્યાંની હવા જાણે વસંતની મોસમના કરાંના વરસાદ જેવી બની. તેઓએ એ કીલ્લો પણ મરદાનગીથી જીટી લિધો અને એ કીલ્લામાં તેમજ શેહરમાં આગ સલગાવી તેથી એ કીલ્લામાં કાંઇ પણ જાનવર કે ત્યાંની જમીન ઉપર કાંનો ક્ચરો પણ રહયો નહી. તેણે ત્યાંથી કયસરનો તમામ ખજાનો તારાજ કીધો અને તેના પૈસાની કોહલીઓ તેમજ તાજો પોતાના લશકરને બક્ષી દિધાં. તે શેહેરમાં રસ્તાખેજ વરસી રહી અને ત્યાંથી સઘળા રહીસો નાહાસભાગ કરવા લાગ્યા. આથી બાળકો, બાયડીઓ અને મરદો વચેથી દુખોના પોકારો સમજાયા. પછી ત્યાંના બુઢાઓ તેમજ જવાનો એકઠા મલી તે મોટી પદવીના પાદશાહ આગળ હાજર થયા અને તેની આગળ રડીને ફર્યાદ પોકારી કે "હમારો વજીર, ખજાનચીન તેમજ ખજાનો એ સઘલું તારૂંજ છે અને રૂમમાંથી જે સુખ અને દુખ મલતું હોય તે પણ તારૂંજ છે. હમો તારી ખરાં અંતઃકરણથી મારી ચાહીએ છીએ અને હવેથી હમો તારાં ખોરેહભર્યાં તાજના પ્રસ્તેશ કરનારા રહીશું." આથી પાદશાહે હોકમ કીધો કે "કોઇને પણ મારી નાખવું નહી." તેણે તેઓને ઘણીક ચિજોની બક્ષેસ આપી.[૧]

---

૧ રોમન તવારીખનવેસોના લખવા મુજબ નોશીરવાન અંટાકીઆ શેહેરમાં આવી લાગ્યો તે આગમચ ફીરદુસી નૌશીરવાનને જે પેહેલો કીલ્લો જીટતો જણાવે છે તે સુરૌન (શોરઆબ) શેહેરનો કીલ્લો હતો. એ કીલ્લાનો નાશ કીધા બાદ તેણે કેદ પકડેલા ૧૨૦૦ કેદીઓને ૨૦૦ રતલ સુનાના દંડ બદલ છોડી દિધા હતા. જોકે નૌશીરવાને ત્યાં સખત દિલે કામ લિધું હતું તોપણ જ્યારે તેણે પોતાના લસકરને હાથે કપાઇ પડેલાં મુરડાંઓ જોયાં ત્યારે તે હાય મારીને રડી પડીને બોલ્યો હતો કે, "જે ધણી (જસ્ટીન્યન) થી આ સઘલાં વધનો પેદા થયલાં છે તેને એ ખોદા ! તું સજા કરજે." અતરેથી તેણે આગળ વધી હાયરાપોલીસના મજબુટ કીલ્લાને ઘેરો ઘાલ્યો હતો. પણ ત્યાંના રેહેવાસીઓએ ગભરાઇને તેને ૨૦૦૦ રતલ સુનું આપી પોત્તાની તાબેદારી દેખાડી દિધી હતી. ત્યાંથી આગલ વધી તેણે બરહીયા (એલેપો) શેહેરને ઘેરો નાખ્યાથી ત્યાંના રેહેવાસીઓએ પણ તેને ૨૦૦૦ રતલ સુનાનું નજરાનું બક્ષ્યું હતું.

# નોશીરવાને કયસરના સપેહસાલાર ફરફુરીયુસ સાથે લડાઇ કીધી તથા તેણે કાલીનુસ અને અંટાકીયા શેહેરો હાથ કીધાં તે વિષે.

પછી નોશીરવાને પોતાના લશકરને ત્યાંથી વધુ આગળ હંકાર્યું. તેના લશકરની તરબીયત રૂમથી પણ ચઢતી ગણાવા લાગી. તેવામાં કોઇએ આવીને કયસરને એવી ખબર આપી કે "કયસરે પોતાના લશકરને કુચ કરાવી છે અને હવે તે તુંને માર્ગમાં આવી મલશે." પાદશાહે કયસરના બખતર અને નેજાવાલાં ભારી લશકરના આવ્યાની ખબર સમજતાંજ પોતે જે કાંઇ સમજ્યું હતું તે પોતાના લશકરને કહી સમજાવ્યું કે જેથી તે લશકર પોતાની તૈયારીમાં રેહે. આથી તેના લોઢાંના પાહાડ માફકના લશકરે ઉશકેરની સાથે હીલચાલ કર્યાથી ત્યાં ખુમરાન મચી રહી અને રણસીંગડાંના અવાજો સમજાવા લાગ્યા. જેહાનના પાદશાહ નૌશીરવાનના જાશુસો તરફના એક કાસદે તેની આગલ આવીને કહ્યું કે, "કયસરે પણ પોતાના નામદારો અને પેહેલવાનોના લશકરને આગળ કુચ કરાવી છે, જેની હરોલમાં એક બુઝર્ગ પેહેલવાન છે અને તેનું તમામ લશકર વરૂઓના જેવું લડાયક છે. રૂમીઓ એ સરદારને ફરફુરીયુસને ૧ નામે ઓલખે છે. એ ઢાલ અને રણસીંગડાં વચ્ચે એક બાહાદુર સ્વાર છે."

એ ચાલાક પાદશાહ આગળ આવી વાત થતાંજ દુરથી તે લશકરથી ઉડી રહેલી ધુલ પણ દેખાવા માંડી. આથી તે જેહાનનો પાદશાહ હસીને બોલ્યો કે, "એ વાત કાંઇ હમારાથી છુપી રહી નથી. કારણકે અત્યાર આગમચની હમે તો લડાઈની તૈયારીઓ કરી રાખી છે અને હમુને લડાઇના વિચારથી પરવાર પણ મલતી નથી." પછી તે પાદશાહે ગુસ્સાથી હોટ ઉપર ફીણ ચઢાવીને પોતાના લશકરને સફ સમારીને ઉભું રેહેવા ફરમાવ્યું. આથી તેના એ હોકમથી તેનું લશકર તેની આગળ હાજર થવાથી ત્યાં ધુલાર ઉડીને તેનાથી હવાને ભરી નાખી. તલવારબાજ બાહાદુર પેહેલવાનોનું એક નામદારી ભર્યું લશકર ત્યાં એકઠું થયું. તે સઘલાઓએ તેમજ તેમાના બુઝર્ગો, ડાહયાઓ અને મોટી પડવીના લોકોએ લડવા માટેજ કંમર તંગ બાંધેલી હતી. તેઓએ

---

૧ ફીરદુસી જે સરદારને ફરફુરીયુસને નામે ઓલખાવે છે તે રૂમની તવારીખમાં બેલીસેરીયસને નામે ઓલખાયો છે.

લોહી રેડવાનેજ માટે તલવારને પાણી પાયલું હોવાથી તે કાપનારી તલવારો વાદલ માફકની બની રહી. તેના લશકરને કાંઇ વધુ ઢીલ કરવી પડી નહી પણ તેઓએ પાહાડી વાઘોની માફક શેકાર કરવા માંડયો.

આથી રૂમીઓના મુરડાંનો ત્યાં ચોબાજુએ ઢગ બન્યો અને ઘાહેલ થયલાઓ વેરવિખેર ત્યાં પડવા લાગ્યા. ફરફુરીયુસ પોતે પણ લડાઇમાં જખમી થયો અને તેનો ઝુન્ડો અને ઢોલોના ફાટીને ચુરા થયા. ઇરાની સ્વારો વાઘોની માફક મેદાનમાંથી હરણો (દુશમનો)ને પકડવા લાગ્યા. તેઓએ રૂમીઓ ઉપર જબરો ધસારો કરીને તેઓથી તે તમામ મેદાન અને જંગલને ખાલી કરવા માડયાં. પછી તે પાદશાહ પોતે લડાઇના અસબાબ સાથે આગળ વધ્યો અને તેનું લશકર પણ તેની પુઠે ગુરજ અને તલવાર સાથેજ રહ્યું. તેણે લશકરને હામુઇ તરફ કુચ કરાવી. પણ તેટલામાં માર્ગમાં એક બીજો કીલ્લો નજરે પડયો. એ કીલ્લો જે કાલીન્યુશને નામે ઓલખાતો હતો તે રણસીગડાં અને ઢોલ સાથના લશકરથી ભરેલો હતો. એક ગીધથી પણ તે કીલ્લાને મથાલેથી ઉડી શકાતું હતું નહી. એ કીલ્લા આસપાસ પાણીથી ભરેલી ચરો ફરતી ખોડેલી હતી. એ કીલ્લામાં મેહેલો, મેદાનો અને બાગો સાથનું એક ઓહોલું શેહેર આવેલું હતું. તેમાં સઘળું નામદારો અને લડાયકોનુંજ એક ભારી રૂમી લશકર હતું.

પાદશાહ નૌશીરવાન એ કીલ્લાથી બે ફરસંગ દૂર આવીને ઠોભ્યો જેથી ત્યાંની જમીન સીપાઈઓથી ઉડતી ધુલથી કાલી બની. આથી તે કાલીન્યુશના કીલ્લામાંથી પણ પોકારો ઉઠી રહ્યા જેથી ઢોલના અવાજ પણ દબાઇ ગયા. એ કીલ્લાની તપાસ લેતાં પાદશાહ નૌશીરવાનને તેમાં દરપળે લશકર વધતું અને વધતું જતું માલમ પડયું. આથી તેઓએ કીલ્લાના દરવાજા આગળથી લડાઇની સરૂવાત કીધી અને તીર અને ભાલાઓ ફેંકવા માંડયા. સાંજના સુરજ આઠમતાં આસમાન ઉપર કાલાશ ફેલાતાંજ ત્યાં તે કીલ્લાની જરાએ નિશાણુ રહી નહી પણ તે તમામ કીલ્લો ભોંય સાથ બન્યો.

પછી પાદશાહ નૌશીરવાનની દરગાહમાંથી બાંગીના પોકારો સમજાયા કે, "ઓ ઇરાની લશકરના નામદારો! હવે તમો સઘલાઓ એ શેહેરમાંથી બાહાર નિકળી પડો અને અંધારૂ પડતાં આ મેદાનમાં આવી લાગો. જો મારે કાને કોઇ ઓરતના કે બુઢાઓના પોકારો સમજાશે અથવા તો કોઈપણ લુટફાટ અને ખુના મરકી ચાલુ રાખશે અને તેના અવાજ રાતે મારે કાને પડશે અથવા તો કોઈ આવીને દુખ પડવાની ફર્યાદ કરશે તો જેની ફર્યાદ કરવામાં આવશે તેની તુરતજ ચામડી ઉતરાવવામાં આવશે."

જ્યારે કર્ક રાશીમાંથી સુરજે પોતાનો પંજો બાહાર કાઢયો અને તેણે ઉંઘને દુર કરી ઉદયોગની સરૂવાત કરાવી, ત્યારે તે પાદશાહની દરગાહમાંથી વાજીંત્રોના અવાજ સમજાયા અને મોટી પડવીના શખ્સોએ ત્યા આવવાનો માર્ગ ધર્યો. તે વખતે એ શેહેરના મરદો અને ઓરતો પણ પાદશાહની દરગાહ આગળ આવીને એકઠાં થયાં અને બોલ્યાં કે, "હમારા આ શેહેરમાં હવે લડાયક સ્વારો કે નામદારો કોઇ રહયા નથી. તેઓ સર્વે વગર વાંકે માર્યા ગયા છે તેમજ ઘાહેલ બન્યા છે તેથી તું પાદશાહની હવે હમુને માફી મલવી ઘટે છે. હવે હમો ઓરતો, બુઢાંઓ અને બાળકોને કેદ કરવાં એ ખોદાની પણ નજરમાં વાજબી ગણાશે નહી. આ કીલ્લો અને શેહેર એવી હાલતનાં બન્યાં છે કે હવે પછી લોકો તેને વેરાન સિવાય બીજી હાલતમાં જોવાના નથી. જો કયસર એ માટે ગુનેહગાર થડતો હોય તો હમોએ તારૂં શું કીધું છે? તારી આગળ હમો કાલીન્યુશના શેહેરીઓ શું બીસાતમાં છીએ."

આથી પાદશાહે તે રૂમીઓને માફી બક્ષી અને ગુનેહગારો તેમજ નિર્દોશોને તેણે એકસરખી રીતે છોડી દિધા. તોપણ તેઓ પાસે લુટનો પુશકલ સામન રહયો જેની સાથે ઇરાનીઓએ ત્યાંથી જડપથી આગળ કુચ કીધી. ત્યાં જે કોઈ તેને લડાયક જણાયા તેઓને કેદ પકડી હાથી ઉપર બાંધીને સાથે લિધા. જ્યારે એ ખબર અંટાકીઆ શેહેરમાં પુગી કે, "ઇરાની પાદશાહ લશકર અને સરસામન ભેગો આગળ વધ્યો આવે છે," ત્યારે તે શેહેરમાં બાહુંર અને જોરેમંદ રૂમીઓનું એક ભારી લશકર એકઠું થયું. પણ લડાઇથી કાંઇ ગેરઇનસાફ થાય નહી એવા હેતુથી તે પાદશાહે ત્રણ દિવસ સુધી લડવાની ઢીલ નાખી. પણ તે દુશમનોનું પાહાડ જેવું એક ભારી લશકર ચોથે દિવસે બાહાર નિકલ્યાથી ઇરાની લશકર પણ ત્યાં ટોલાંબંધ એકઠું થયું. તે સઘળા રૂમી સ્વારો પોતાના બાયડી છોકરાં અને માલમીલકતના બચાવ ખાતર એમ બાહાર પડયા હતા.[૧]

આથી ત્યાં ત્રણ દિવસો સુધી ભારી લડાઇ ચાલી અને ચોથે દિવસે સહવારે સુરજ ઉગતાંજ તે રૂમની આબાદ જમીન ઇરાની લશકર માટે ખુલી થઇ અને તે રૂમીઓ વચે કોઇપણ લડાયક સ્વાર રહયો નહી. હવે ઇરાની લશકર શેહેરમાં દાખલ થવાથી ત્યાંની જમીન ઉપર ચાલવાની પણ જગ્યા રહી નહી. કયસરનો તમામ ખજાનો ત્યાં હોવાથી ત્યાંના તાજ વખતવાલા બુજોર્ગોએ

૧ ગીબન પણ લખી ગયો છે કે જ્યારે અંટાકીઆના લોકો સહુકાઈથી તાબે થવાને બદલે લડવાની હઠ લેઈ બેઠા ત્યારે નોશીરવાને રૂમી એલચીઓ આગળ તેમની આ હઠને માટે દલગીરી સાથે ફરીયાદ કીધી હતી.

તે જેહાનના પાદશાહ નૌશીરવાનને પોતાનો ખજાનો સપુરદ કરી દિધો. એ રીતે મેહેનત કર્યાથી તે આવો ખજાનો પાંમ્યો. રૂમીઓ વચ્ચે જેઓ લડાયક જણાયા તેઓને કેદ કરી હાથી ઉપર બાંધી લિધા. એ સઘલા બંધવાઓને તેમજ કયસરના મલેલા ખજાનાને તેણે મડાયન મોકલી આપ્યો. પછી તે તમામ શેહેરની આસપાસ ફરી વલતાં તેને ત્યાંની જમીન ચંદ્ર કરતાં પણ વધારે પ્રકાશવાલી જણાઇ. ત્યાંના બાગો, મેદાનો અને વેહેતા ઝરાઓ જોઇ બુઢાઓ પણ તાજગી પામી જવાન બનતા. આથી પાદશાહે પોતાના નામદારોને કહ્યું કે, "જેણે ખુશનુમા બેહેસ્ત જોયું નહી હોય તેને મનથી આ અંટાકીયા ૧ શેહેર જાણે ખુશનુમા વસંત જેવું છે. અત્રેની ધુલ કસ્તુરી જેવી, પથરા સુના જેવા, ઝાડો યાકુત જેવાં, ઝરાઓ ગોલાબ જળ જેવા, જમીન આસમાન જેવી અને આસમાન સુરજ જેવું છે. માટે આ જમીનને તો ફરીને જોવી ઘટે છે. રૂમની તમામ જમીન એમજ આબાદ રેહેજો.૨

## નૌશીરવાને જેબે ખુસરૂ નામનું અંટાકીયા જેવું એક શેહેર બાંધ્યું અને તેમાં રૂમી કેદીઓને વસાવ્યા તે વિષે.

પછી નૌશીરવાને મેહેલો અને વેહેતા ઝરાઓવાલું એક શેહેર બાંધવાનો હોકમ કીધો. એ શેહેરને અંટાકીયાની ઢપ ઉપર ફુલની વારીઓ, મેહેલો, મેદાનો અને બાગો સાથનું દીપતા ચેરાગ જેવું બનાવ્યું. રોશન દિલના અને ખુશ વિચારના બુજર્ગોએ એ શેહેરનું નામ "જેબે ખુસરૂ" આપ્યું. એ જેબે ખુસરૂ શેહેર ખુશનુમા વસંત જેવો સોડમ આપતું અને સંગારેલાં

---

૧ અંટાકીયા જે એંટીયોકને નામે ઓલખાયલું છે તે શેહેર એશીયાને લગતા રૂમી પ્રાંતોની રાજધાની શેહેર ગણાતું હતું. એ શેહેર ત્યાંની ઈમારતો અને બાંધણીની વખાણથી નવાં થીયોપોલીસને નામે પણ ઓલખાતું હતું. નૌશીરવાનના એ શેહેર ઉપરના હુમલાની ચૌદ વર્ષ આગમચ એ શેહેર દસ મહીના સુધી ધરતીકંપના ચાલુ આંચકાઓથી નાશ પાંમ્યું હતું. પણ પાદશાહ જસ્ટીન્યને અઢાર લાખ રૂપ્યા ખરચી તેને નવેસરથી બાંધ્યું હતું. પણ જે વખતે નૌશીરવાન ત્યાં હુમલો લાવ્યો તે વખતે ત્યાંની કીલ્લેબંદી ઠીક હતી નહી, તેમજ તેમાનું લશકર પણ જેવું જોઈએ તેવું હતું નહી.

૨ અંટાકીયા તાબે થવા પછી નૌશીરવાને ઓરોન્ટીસ નદીની પારેપાર ચાલીને ભુમધ્ય સમુદ્રના કાઠાં સુધીની અઢાર માઈલની જમીનની તપાસ લીધી હતી અને પછી ત્યાં બદન પાક કરીને એકાંતમાં સુરજ સામે ઉભો રહીને તેણે પરવરદેગારની બંદગી કરી આવી જમીન જીતવા માટે શુકરાના કીધા હતા.

બેહેસ્ત જેવું લાગતું હતું. તેણે તે ( રૂમી ) મુલકમાંથી જે બંદવાઓને કેદ પકડયા હતા અને જેઓને ભારી બેડી સાથે કેદમાં પુર્યા હતા તેઓના બંધ છોડી નખાવીને એ નવાં બનાવેલાં શેહેરમાં વસાવાનો હોકમ કીધો. એવું કહેવાયલું છે કે, એ નવાં વસાવેલાં શેહેરમાં સઘલે બાગો, બગીચાઓ અને ધર્મશાળાઓ બનાવી હતી અને આપણી ખાહેશ મુજબ ત્યાં સઘલે ફરતાં તે જગ્યા તેના નામને લાયક ગણાતી હતી. ત્યાં તેણે દરેક ઉપર ખજાનાની બક્ષેશ કીધી જેથી તે જમીન બેહેસ્ત માફક દીપતી બની. ત્યાંના પુશકળ મોહોલ્લાઓ, શેરીઓ અને બજારોથી તું કેહેશે કે, ત્યાંની જમીન ઉપર કાંઇ પણ જગ્યા ખાલી હતી નહી.

તેવામાં એક મોચીએ આવી નોશીરવાનને એવી ફર્યાદ કીધી કે, "ઓ ઇનસાફી શાહ! કાલીનુશ શેહેરમાં તો જ્યાં મારું ઘર હતું ત્યાંના ઘર આગળ તો એક બગીચો પણ હતો. તેથી આ જેબખસરની હું કાંઈ તારીફ કરી શકું નહી. કારણ કે અત્રેના મારાં ઘર આગળ એવો બગીચો નથી." આથી પાદશાહે તે ભાગ્યશાલી શખ્સના ઘર આગળ કેટલાંક ઝાડો રોપી આપવાનો હોકમ કીધાથી તેનાથી પોતાની માંગણી પાર પડેલી જાણી તે મોચી પાદશાહ ઉપર ખુશ થઈ ઘણોજ હસ્વા લાગ્યો. પછી પાદશાહે તેઓ વચેથી એક ખ્રીસ્તીને ચુંટી કાઢી તેને તે શેહેરની હાકેમી, ખજાનો અને લશકર સોંપ્યું. તેણે તેને કહ્યું કે, "આ જમીનનો હાકેમ તું ગણાશે અને એ પરદેશીઓથી વસાયલું નવું શેહેર તારું ગણાશે. માટે તું ઝાડની માફક ફળવંત બનજે અને એ શેહેરના લોકોને તું તારાં ફરજંદ ગણી તું તેમનો બાપ થજે. કાંઈ પણ વધુ લોભ રાખ્યા વગર તું તેમને બક્ષેશ કરજે અને મદદ આપજે અને તેઓ સાથે ઘટતી રીતે વર્તજે." એ અનુભવી ખ્રીસ્તીને ત્યાંનો પાસબાન બનાવતાંજ તે પાદશાહે અંટાકીયાથી પોતાના લશકરને કુચ કરાવી.૧

પછી ફરફુરયુશે આવીને તે કાલીન્યુશનું શું થયું તેની ખબર કયસરને આપતાં કહ્યું કે, "તે જેહાનનો અનુભવી કેસરા હવે પોતાના હાથીઓ સાથના એક ભારી લશકર સાથે અત્રે આવે છે. તેનું દરીઆ અને પાહાડ જેવુંજ તે ભારી લશકર છે અને તે લશકરથી ઉડતી ધુલથી ઘોડાઓ પણ ગાભરા બને છે." આથી કયસરે પોતાના બુજોર્ગો અને દાનાવોને બોલાવી તેઓની સલાહ લેવા માંડી. નોશીરવાનની ધાસ્તીથી તેનું દિલ ગાભરું બન્યાથી તેણે તેઓ સાથે એ બાબદ ઉપર રાત અને દીવસ વિચાર ચલાવ્યો. એ મોબેદ

---

૧ મીરખુંદ અને તબરી લખે છે તેમ એ અંટાકીઆ શેહેર "અલ મોહેન"ની પ્રદેશમાં બાંધવામાં આવ્યું હતું અને ઓરેન્ટીશ શેહેરની ઠપ ઉપરજ બાંધ્યું [illegible]

દોએ તેને એવી સલાહ આપી કે, "તારામાં કસરા સાથે લડવાની શક્તિ નહી હોવાથી તારે તેમ કરવું ઘટતું નથી. કારણકે તેથી તેઓ આ આબાદ મુલક ઉપર ધુલ ઉડતી કરશે અને તું કયસરના શેહેરોને વેરાન બનાવશે." એ રીતે તે સાઠ અક્કલમંદ અને બોલકના શખ્સોએ પોતાના આવા પાદશાહને દુખી કરવાની ઇચ્છા કીધી નહી. પણ તે બાહુર ઇરાનીઓ સાથે લડાઇ કરવી નહી એ વીચારને તેઓ એમ એકમલતા થયા.

## કયસરે હદીઆ અને ચોઠાઇ સાથે નોશીરવાન ઉપર પેગામ મોકલ્યો તે વીષે.

એમ સમજતાંજ કયસરનું દિલ દુખી બન્યું અને તેના વિચારો નૌશીરવાનથી ગમભર્યા બન્યા. આથી તેણે પોતાની પવિત્ર જમીન રૂમમાંના ફીલસુફોમાંથી જે દાનાઇભર્યા સખુનો બોલનારા હતા તેઓને ચુટી કાઢયા. તેથી રોશન રવાનના અને અક્કલભર્યા જીગરના સાઠ મોબેદો તેનું એ કામ બજાવવાને તૈયાર બન્યા. તેણે પાદશાહ નોશીરવાન ઉપર તેઓ પાસે એક પેગામ મોકલ્યો જે લેઈ જવા માટે એ મોટી પડવીના શખ્સોએ રસ્તો કાપવા માંડયો. દાનાવ મેહેરાસ જે ઉમરે જવાન તેમ અક્કલે બુઢો હતો તે તેઓનો વડો બન્યો. શુમાર વગરનો હજારવાર ખજાનો તેઓની આગળ ચાલવા લાગ્યો. કયસર તેઓની મારફતે પોતાથી આગળ બોલાયલા શખુનો માટે મીનતેજારી, શિખામણો અને મીઠીમીઠી વાતોથી પસ્તાવો દેખાડી માફી માંગવા ચાહતો હતો. તેથીજ તેણે તેઓ સાથે પુશકલ હદીઆ, ચોઠાઇ અને જામીન તરીકે કેટલાક બાહુર શખ્સોને મોકલી આપ્યા.

મેહેરાશે કસરા આગળ આવી લાગતાંજ તેની રૂમી ભાષામાં તારીફ ગાઇ. તું કેહેશે કે, તે સુખેહ સાથે પોતાની તેજી અને સચાઇથી જાણે સેતારાને ઉચકી લેવા માંગતો હતો. તેણે કસરાને કહ્યું કે, "ઓ પાદશાહ! તું જેહાનને આટલી મોંઘી કીંમતે તારે હાથ ના કર. હાલે તું રૂમમાં હોવાથી ઇરાન ખાલી પડયું છે અને તેથી તે તમામ મુલક કીંમત વગરનો અને ઓરેહ વગરનો બન્યો છે. જો કયસર પણ એમ રૂમમાં નહી રેહેતો હોય તો આ મુલક અને જમીનની કીંમત પણ તુચ્છ થઈ પડે. રૈયતથી તો સઘલો ફાયદો મલે છે અને જો રૈયત કમ થાય તો નેકી પણ ગુમ થઇ જાય છે. જો તું આવી રસ્તાખેજ જરખજાના માટેજ કરતો હોય તો તેમ કરવાથી તો તારી દાનાઇ અને તારૂં માન ઘટે છે. તેટલા માટે હું રૂમનો તમામ ખજાનો તારી આગળ લાવ્યો છું કારણ કે રૌશણ રવાન ખજાના અને મુલકો કરતાં બેહેતર ગણાય છે."

તેની એવી વાત સમજતાંજ તે પાદશાહનું દિલ વસંતના બાગ મુઆફક ખુશ બન્યું અને તે જે કાંઇ ઠેલીઓ તથા તાકાઓ લાવ્યો હતો તે તેણે કબુલ રાખ્યું અને તે એલચીઓની તારીફ કરી તેમના માનનો વધારો કીધો. પછી નોશીરવાને મેહેરાશને કહ્યું કે, "ઓ રોશન અક્કલના શખ્સ! જે કોઇ અક્કલનું પોશણ કરે તે બાહાદુર ગણાય છે. જે કોઇ સુનાંને તમામ રૂમની ધુલ બરોબર ગણતો હોય તો તે એ નામદારી ભર્યા મુલ્ક કરતાં વધારે સંગીન ગણાવો જોઇએ." પછી તેઓ વચ્ચે એવો કરાર થયો કે "કયસરે પાદશાહ નોશીરવાન ઉપર રૂમના મુલકની ચોહાઈ દાખલ દર સાલ નેશાર અને હદીઆ તરીકે ગાયના ચામડાંના સો ઠેલા ભરીને દીનારો મોકલી આપવા. તેમજ કયસરના લશકરે યમન તરફ કદી જવું નહી અને ત્યાંની રૈયત પાસે કાંઇ પણ ચીજની માંગણી કરવી નહી."

પછી ત્યાંથી રંણસીંગડા અને ઢોલોના અવાજો નિકળ્યા અને તે જેહાનના ચાલાક પાદશાહે ત્યાંથી પોતાનું લશકર હંકારી સીરીયાના મુલકમાં આવી થોડો વખત ત્યાં ઠોભ્યો. તેણે સીરીયા તરફ જવાનો માર્ગ ધરતાંજ પોતાના જે કાંઈ લશકરી હથીયારો, પૈસાની ઠેલીઓ, કામડ્વાઃ તાકાઓ, વાજો અને તખતો હતાં કે જે સઘલાંના બારથી જમીન પણ લચી પડતી હતી તે તથા હાથીઓ અને દીરમોથી ભરેલી ઠેલીઓ એ સઘલું શીરોય બેહેરામને સંપુરદ કીધું અને તેને કહ્યું કે, "તું કયસર પાસેથી એજ પ્રમાણેની ચોહાઈ લેવો રેહેજે અને તે લેવામાં મહીનાની કે દાહાડાની પણ ઢીલ કરતો ના."

એ હોકમ સમજતાંજ શીરોયે જમીનને બોસો લેઈને તે પાદશાહની તારીફ કીધી કે, "તું ફતેહમંદ નસીબનો અને ચાલાક રેહેજે અને તારૂં કેઆની ઝાડ સુકાતું ના." પછી પાદશાહી દરગાહમાથી રણસીંગડાંના અવાજ સમજાયા અને તે ઝુન્ડા તથા લશકર સાથે અરમાન તરફ ગયો.[1]

---

૧ રૂમ સાથની એ સુલેહ કાંઈ હમેશને માટે થઇ હતી નહી. પણ એ સુલેહ થવા પછી પણ નોશીરવાને રૂમનાં બીજાં શેહેરો પાસેથી દંડ લેવો ચાલુ રાખ્યો હતો, જેથી એ સુલેહ તુરતજ તુટી હતી અને એ લડાઈનું પજરણ નોશીરવાન ગુજર પાંમ્યો ત્યાં સુધી ચાલ્યું હતું અને એના રાજમાં રૂમ સાથે એવી ઘણી લડાઇઓ તેમજ સુલેહો થઈ હતી જે મોટે ભાગે રૂમીઓ તોડતા રહ્યા હતા. ફીરદોસીએ જણાવેલી આ સુલેહ કરતાં નોશીરવાન પોતે જે સરત લખાવે તે રૂમી એલચીઓ કબુલ રાખે તોજ નોશીરવાને સુલેહ કરવા માંગી હતી અને તે નિચલી શરતો સાથે થઇ હતી કે, "રૂમે લડાઈના ખરચ તરીકે પાંચ હજાર રતલ સુનાનો દંડ આપવો અને કાસ્પીયન સમુદ્રના કાંઠા આગળથી ઈરાનમાં ધુસી આવતા જંગલી લોકોને અટકાવવા માટે બાંધેલા કીલ્લાઓના બચાવ ખરચ દાખળ રૂમીઓએ દર સાલ પાનસો રતલ સુનું આપ્યું જવું."

## નોશીરવાનની એક ખ્રીસ્તી ઓરતથી તેને ત્યાં નુશજાદ નામનો એક બેટો જનમ્યો તે વિષે.

જેહાનનો પાદશાહ કસરા ખોરશીદના જેવો હતો અને તેનાથી જેહાનને ઉમેદ તથા ફીકર રેહેતી હતી. તેની સાથે આફતાબ સાથનું આસમાન એવી રીતે ફરતું હતું કે જેથી એના એક હાથમાં તલવાર તો બીજા હાથમાં દયા રેહેતી હતી. તે ગુસ્સામાં હોય ત્યારે કોઇને પણ માફ કરતો હતો નહી અને વળી બક્ષેશ કરતી વખતે તેની આંખોમાં ગુસ્સો પણ માળમ પડતો હતો નહી. એ પાદશાહી તોખમનો પાદશાહ એ રીતનો હતો અને તેણે જેહાનને ઇનસાફથી આરાસ્તા કીધી હતી. હું જાણું છું કે એક પાદશાહ કે નોકર કે પાક દીલનાં યજદાંનપ્રસ્ત શખ્સને પરણ્યા વગર ચાલતું નથી તેમજ તેને પેહેરવા ઓઢવા, ખાવા પીવા તથા ખાનગી હાજત બજાવ્યા વગર ચાલતું નથી. એક પહરેજગાર અને વિચારવંત પુરૂપ પણ એક ઓરતને ખાતર પોતાનો ખજાનો રેડી મુકે છે. ઉંચા પરવત ઉપર ( એકાંતવાશ પકડી ) બેઠેલો સાધુ ઓરતના કસ્તુરી જેવા બાલવાલી કમંદમાં લટકતો થઇ જાય છે.

તેથી એ મોટી પડવીના પાદશાહની પણ એક ડાહાપણુવાલી, દાનાવ, વિચારવંત, શરમવાલી, સભયતાવાલી અને નરમ અવાજની એક બાયડી હતી, જેણી સરોવર જેવી ઉનચી અને ચંદ્રના જેવા દેખાવની હતી. પણ એ ચંદ્ર રૂપી ઓરત ખ્રીસ્તી ધર્મ પાળતી હતી.[૧] તેનો દેખાવ જોઈ શેહેરમાં તેને માટે ચકચાર ઉઠે તેવી તેણી ખુબસુરત હતી. તેનાથી તેને ત્યાં એક સુરજ જેવા ચેહેરાનો બેટો અવતર્યો હતો, જે આસમાન ઉપરના શુકર સેતારા કરતાં પણ વધારે પ્રકાશવાલો હતો. નામદાર નૌશીરવાને તેનું નુશજાદ નામ આપ્યું હતું. સખત પવન તેના ખુબસુરત ચેહેરા ઉપર ફુકી શકતો હતો નહી. તે સીધાં સરોવર મારક દિપી રેહેતો, શાહાનશાહી હુનરવાલો અને ખુબસુરત હતો.

જરથોસ્તી, યાહુદી અને ખ્રીસ્તી દીનોમાં જણાવેલાં બેહેસ્ત અને દોજખ માટે તે જાણીતો થતાંજ તેને ઝંદ અવસ્તા તરફ અવિશ્વાશ લાગવા

---

૧ નૌશીરવાને રૂમ સાથે ચાલતી લડાઇ વખતે જ્યારે દુરાના કીલ્લામાંથી ખ્રીસ્તી બંધવાઓ પકડયા હતા ત્યારે તેઓ વચ્ચે કૈપેડોશિયાના રૂમી હાકેમની ચુફેમીયા નામની એક કુવારી બેટી પણ હતી, જેની સાથે એ પાદશાહે શાદી કીધી હતી અને તેને પેટે નુશજાદ નામનો એક બેટો આવતર્યો હતો જેને રૂમીઓ અનોતોજીદને નામે ઓલખતા હતા.

માંડયો તેથી તેણે પોતાના ગાલોને ઇસાઇ દીનથી ધોવા માંડયા (યાને ખ્રીસ્તી દીનનો અભ્યાસ કરવા લાગ્યો.) તેણે બાપીકી દીન કરતાં માયની દીન તરફનો માર્ગ લિધો, જેથી લોકો ઘણા અજબ રેહેવા લાગ્યા. આથી પાદશાહ પણ તેને માટે દુખી રેહેવા લાગ્યો અને વિચારવા લાગ્યો કે "કાદવમાંથી કાંતા કચરાના પાક સિવાય બીજું કાંઇ ઉપજવાનું નથી." ૧

આથી તેણે તેને કેદ પકડી પોતાના મુબારક મેહેલના અઇવાનમાં કેદ રાખ્યો અને શાપુરગેર્દ નામના કીલામાં તેના બાપથી દૂર બંધીવાન તરીકે રાખ્યો. એ કીલામાં બીજા ઘણાક બંધવાઓ અને ગુનેહગારોને પણ કેદ પુર્યા હતા, જેઓ પણ શેહેરમાંથી બંધીવાન બની ત્યાં આવ્યા હતા. એક વખતે પાદશાહના રૂમથી પાછા ફરવાના વખતે૨ જ્યારે તે માર્ગમાં મેહેનત અને થાકથી કંટાલેલો રેહેવા લાગ્યો અને એવી મેહેનત ઉઠાવ્યા કીધાથી તે માર્ગમાં થાકેલો રેહેવા લાગ્યો ત્યારે કોઈ શખ્સે નુશઝાદને એવી ખબર આપી કે, "પાદશાહ નોશીરવાન ગુજર પાંમ્યો છે અને એ જેહાનના પાદશાહ કસરાના ગુજર પાંમ્યાથી હવે કોઇ બીજો જમાના અને જમીનનો માલેક થયો છે."

પોતાના બાપના ગુજર પામયાની એ ખબર સમજી નુશઝાદ ખુશી થઇને બોલ્યો કે, "તેને કદિપણ પવિત્રાઈ અને સુખ મલતું ના." પોતાના આવા એક ઇનસાફી પાદશાહી બાપના મોતની ખબર સમજી જે કોઈ ખુશી થાય તે પોતાનાજ ખાનદાનને બત્તો લગાડે છે. એ વાત ઉપરથી મને જુના વખતનો આ શેહરો યાદ આવે છે કે "જો તું મારા મોતથી ખુશી થતો હોય તો તું પોતે શું મરવાનો નથી? જ્યારે તું જાણતો હોય કે આપણને મરવા સિવાય બીજો કાંઇ ઉપાય નથી તો પછી જલદી મરવું કે મોડેથી

૧ આગળા ઇરાનીઓ જ્યારે પણ પારકી દીનની ઓરત પરણતા ત્યારે તેઓ જરથોસ્તી ધર્મના ફરમાનોને માન આપી તે ઓરતને જરથોસ્તી દીનમાં દાખલ કરીને પરણતા હતા, કે જેથી તેઓથી પેદા થયલો વંશવેલો જરથોસ્તી ધર્મ તરફ સુરેવ ઇમાનનો બને. પણ નોશીરવાને પોતાની એ ખ્રીસ્તી ઓરતને ખ્રીસ્તી ધરમ પાળવા દેવાથી આવું ગંભીર પરીણામ નિપજ્યું હતું. એમ હોવાથીજ એક જુદી દીન પાળતી ઓરત સાથે જરથોસ્તીએ જો નેકા કીધા હોય તો તેનાં તેવાં કામને વંદીદાદમાં ધીક્કાર ભરેલું ગણેલું છે.

૨. એ બનાવ ઈ. સ. ૫૭૨ માં નોશીરવાન રૂમ તરફ ફરીને લડાઈ કરવા ગયો ત્યારે બન્યો હતો.

મરવું એ સઘળું સરખુંજ છે. જે કોઇ પરવરદેગાર સાથેજ કામ પાડે તેનું મોત આવ્યાથી તેનું રવાન હલકું થતું નથી. પોતાના બાપદાદાઓની રસમથી ઉલટા ચાલનાર બેટાને તું કમઅક્કલી અને જુલમગાર ગણજે. ક્નતોલના લીલાં યા સુકાં બીયામાંથી કાંઇ કસ્તુરીનો પાક ઉતરવાનો નથી. ધુલમાં ઉતારેલો માર્બલ દેખાડવા માટેનો પથર પણ પવન અને સુરજના તાપથી ફાટી જાય છે. માટે એવાઓમાંથી પાદડાં સિવાય ફુલોનો પાક ઉતરવાનો નથી અને એવા શખ્સની જીંદગી તેમજ મોત ધુલ બરોબર ગણાય છે."

## નોશીરવાન બીમાર પડયો અને નુશજાદે બળવો ઊઠાવ્યો તે વિષે.



હવે હું નુશજાદનાં એક દાસ્તાનનું બ્યાન કરૂંછું, માટે તું પણ સંભાળજે અને તારાં મગજને ઇનસાફના માર્ગમાંથી ફેરવતો ના. જે આસમાનનો કોઈ બાપ નોશીરવાનના જેવોજ હવે તો તેના હોકમથી તેનો બેટો આસમાન પોતાનું માથું કેમ ફેરવી શકતે? અને તે તેનું કેઆની તખત કેવી રીતે છીનવી લેઈ શકતે? ઓ બેટા! તું આ મારૂં દાસ્તાન જે હું તુંને પ્રકરણો પછીના પ્રકરણોમાં કહુ છું તે પુરેપુરૂં સમજી લેજે. આગળા દેહેકાનોના કેહેવા ઊપરથી મેં એ વાત લખી છે અને એવું બ્યાન કરી હું તેમાં મારી યાદગારી રેહેલી જોવા માંગુ છું કે જેથી મારી એવી યાદગારી રહે કે જેના ઉપર તારીફ પોતે પણ આફ્રીન કરે. મારાં મરણ પછી મારૂં નામ જાવેદાન યાદગાર રહે એવું ઇચ્છીનેજ મેં આ લખાણ કીધું છે. એક ફારસી લખનાર, જેને થઇ ગયાને એકસોને વીસ વરસ થયાં છે, તે એવું લખી ગયો છે કે, "જે કોઇ પાદશાહનો દુશમન બને તે માણસની ઓલાદનો નહી પણ હારેમન ગણાય. નુશજાદ માટેનું આ દ.સ્તાન જે પુરાણા વખતના લોકોએ મને કહેલું જે યાદ આવે છે તે એ છે કે, નુશજાદને ખબર મલી કે, તેને ગેરઇનસાફ આપનાર તેનો બાપ ગુજર પાંમ્યો છે અને તે કોઇ બીજાને આ ઓહોલી જેહાન સોંપી ગયો છે, ૧ ત્યારે પોતાના બાપના એ મોતની ખબરથી તે નુશજાદ જેનું નામ ખુશાલી વચે કદી પણ યાદ થતું ના, તે ખુશ બન્યો.૧ જ્યારે તે પાદશાહી આડ નોશીરવાને તખત ખાલી કરવાની ખબર તેના બેટાએ સમજી ત્યારે તે શાહજાદાએ પોતાના બંધીખાનાવાલા મેહેલના બારણાં ખોલી નાખ્યાં અને તેણે

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ચો બાજુએથી પોતાની આસપાસ લશકર ભેગું કીધું. જે કોઇના મગજ ખસી ગયાં હતાં તથા જેઓ નોશીરવાનના એ બંધીખાનામાં બંધાઇને કેદ પડ્યા હતા તે સઘલાઓને પણ તેણે બંધથી છુટા કીધા અને પછી તે તમામ શેહેરે તેના તરફથી બલવો જગાડ્યો.[૧] તે શેહેરમાંના ખ્રીસ્તી પાદરીઓ અને સાધુઓ તથા તલવારબાજ બાહાદુર સવારો તેની આસપાસ ભેગા મલ્યા. વળી તેની માએ પાદશાહ પાસેથી મેલવેલો ખજાનો તેને મદદને માટે મોકલી આપ્યો, જેથી તે તમામ નામદારો અને લડાયકોનું બનેલું ત્રીસ હજાર માણસોનું લશકર ભેગું કરવા પામ્યો. તેણે પેહેલાં પોતાની આસપાસના શેહેરો કબજે કીધાથી સઘલે પુશકલ ચકચારો ઉઠી રહી.

હવે કયસરને પણ આ ખબર થઈ કે, "જેહાન ગુમરાહીથી પાછી તાજી બની છે તથા નોશીરવાનનો સુરજ વાદલ નિચે ઢંકાઇ ગયાથી જેહાનની ઉમેદ પણ કપાઈ ગઈ છે વિગેરે." ત્યારબાદ નુશઝાદે પણ પોતાના સગા કયસર ઉપર પોતાના બુરા વિચારો દર્શાવનારૂં એક નામું લખ્યું કે, "ઓ પાદશાહ! તું મારા સરદાર સમાન અને મારા મટને મલતો મારી દીનનો કયસર છે. માટે તું સાવચેટ થા કારણ કે હવે તમામ ઇરાનનો મુલક પણ રૂમની માફક તારોજ ગણાશે. હવે એ ઇરાન, તથા ત્યાંનાં આતશકદેહો તથા તે આબાદ જમીન આપણી આગળ શું બીસાડમાં છે? મારો બાપ બીમારી ભોગવી ગુજર પામ્યાથી મારૂં ઉલટાયલું નસીબ પાછું બીડાર બન્યું છે."

હવે કસરાના બેટાથી જનમ પામેલી આ વાતની ખબર જ્યારે મદાયન શેહેરમાં પુગી ત્યારે ત્યાંના હાકેમે તરતજ પાદશાહ આગળ એક સ્વારને દોડાવ્યો અને તેણે સમજેલી ખબર તથા જે છુપી બાતેમી મેલવી હતી તે પાદશાહને કહેવાડી. આથી તે કાસદ નોશીરવાન આગળ વેહેતાં પાણીની જડપે જઇ લાગ્યો અને તેને નુશઝાદ વિષે સમજેલી ખબરો કહી પેલું નામું પુગાડ્યું. તેની એ વાત સમજતાંજ પાદશાહે તે નામું વાંચ્યું અને એ બનાવ માટે ગમગીન અને દુખી બન્યો. પછી તે જેહાનનો પાદશાહ પોતાના કાબેલ વજીરો સાથે મસલત કરવા બેઠો અને તેઓ આગળ એ વાત ખાનગીમાં કહી. પછી તેના મનની સમાધાની થતાંજ તેણે મુનશીને પોતાની આગળ હાજર થવા ફરમાવ્યું.

---

૧ મીરખુંદના લખવા મુજબ ખશરૂએ એ નુશઝાદની બદ ચાલ જોઈને તેને ખુજીસ્તાનમાં આવેલા બેલાપેતન શેહરમાં દેશ નીકાલ કાઢ્યો હતો.

## નૌશીરવાને નુશજાદને કેદ પકડવા માટે મહાયેનના હાકેમ રામ બુરજીન ઉપર નામું લખ્યું તે વિષે.

પછી તેણે દુખી અને ગમગીન દિલે અને કરદે ચેહેરે મોઢેથી હાય નાંખતાં એક નામું લખાવ્યું તેમાં તેણે લખાવ્યું કે, "આસમાન જમાનો અને જમીનનો પેદા કરનાર તથા ખોરશેદ, મંગલ અને ચંદ્રનો બનાવનાર છે તેની દુવા હું તખત, તાજ અને ખોરેહને દીપાવનાર ઉપર હોજો. એક તુચ્છ તનખલાંથી તે સિંહ અને હાથી સુધી તથા કીડીને પગે વલગેલી ધુલની રજકણુથી તે મોટી નાઈલ નદી સુધીની સઘલી ચિજો તેણેજ બનાવી છે. જીની ધુલની રજકણુ જે જમીન ઉપરથી આસમાન તરફ ઉડે છે તે પણ યજદાંનનાજ હોકમથી થાય છે. એ સાહેબના હોકમોનો છેડો નથી અને કોઇથી પણ તેની પાદશાહીનો અંત લવાતો નથી. મારા ફરજંદથી પુગેલાં નુકસાન માટે લખાયલું તારૂં આ નાપસંદ નામું મે વાંચ્યું છે. પેલા ગુનેહગાર કેદીઓ બંધીખાનું ભાંજી નુશજાદ સાથે જોડાયલા હોવાથી જે કોઈ એવા વખતની વકી રાખતા હોય તેઓ માટે બેહેતર એજ છે કે તેઓ આ જેહાનમાં વધુ જીવવા પાંમે નહી એટલું સારૂં. કોઈપણ શખ્સ મોત વગરનો જન્મતો નથી. કસરાથીજ તેવી સરૂવાત થશે અને આખરે એ નુશજાદ પણ મરણ પાંમવાનો. કીડી અને મચ્છરથી તે વરૂઓ અને હાથી સુધાં મોતની કાતર અને પંજામાંથી છુટકો પામતાં નથી. જો જમીન પણ પોતાનો ભરમ ખોલી શકતી હોય તો તે પણ પોતાની સરૂવાત તેમજ અંત દેખાડી આપવાની. તેનું પેતું તાજદારોથી ભરેલું છે અને તેની છાટી ઉપર સ્વારોના લોહીના દાઘો જણાય છે. તેનો ખોલો દાનાવ શખ્સોથી તથા તેનું પેહેરન ખુબસુરત ચેહેરાઓથી બરેલું છે. ખજાનો, દીનાર, ઉંનચા મેહેલો, ફરજંદો, તાજ તખત, શેહેનશાહોના રેહેઠાણો કે લશકર કાંઇ બચવા પાંમતું નથી. મારે માથે તાજ હોય કે લડાઈની ટોપી હોય તો પણ તેમાંથી મોતના તીરની અણી તે તીરના પીછ સાથે પસાર થવાનીજ. માટે વાતતો એજ છે કે આ જેહાનમાં કોઈ કાયમ રેહેવાનો નથી. મારા મોતથી કાંઇ મારો બેટો ઘણો ખુશી થને નહી પણ નુશજાદ સાથે જે લોકો વરતા હતા તેઓજ કસરાના મોત સિવાય બીજુ કાંઈ ઇચ્છતા હોવા જોઇએ નહી. મોતનાં એવા બુરા વખતથી જે કોઇ પોતે છુટી શકતો હોય તે જો બીજાના મોતથી ખુશ થતો હોય તો તે વાજબી પણ ગણાય. બીજું એક બુરી તોખમના શખ્સ સિવાય બીજું કોઇ એક ઇનસાફી પાદશાહનું મોત ઇચ્છે પણ નહી. જો નુશજાદનું ભગજ મારી વિરધ ફરવાજ પાંમ્યું હોય તો

તેની સાથે આવા દેવો મલતા થયલા હોવાથીજ બન્યું હોય. હજી એ ખરી વાત તે પાકે પાયે જાણતો હશે નહી પણ એ અફવા સમજીનેજ તેણે એમ માથું ઉચકયું હશે. તેથીજ તેના સિવાય બીજો કોઈ જેહાનનો પાદશાહ થવો જોઇએ નહી એમ વિચારી તે ઉમેદવાર તરીકે બાહાર પડેલો હોવો જોઇએ. તેથી એવી અફવાથી મારી સામે એમ બલવો ઉઠાવીને તે એવી રીતે પોતાનો ફોકટમાં નાશ કરે એમ બનવું જોઇતું નથી. જો કસરા તખત ખાલી કરી ગુજર પામ્યો હતે તો તેને માટે શાહાનશાહી ભોગવવી પણ લાયક ગણાતે. પણ તેના બુરા વિચારના જીવ સાથે તેનો ધર્મ મલતો થતો હોવાથીજ એ પોતે આવો નિવડયો છે. એ મારા બેટાનો ધર્મ પવિત્રાઇવાલો નહી હોવાથીજ તેને એ માટે કાંઇ ફીકર કે ધાસ્તીજ નથી. તેથીજ તે મારી પણ કાંઇ પરવા રાખ્યા વગર પોતાનો સઘલો ખજાનો એમ બરબાદ કર્યો જાય છે. મારે માટેની શરમ ખાલી કરી નાખીને જેઓ તેને મલી ગયા છે તેઓજ બુરા, બદકાર અને બુરી તોખમના છે તેથી તેઓ મારી નોકરી બજાવવાને નાલાયક ગણાશે. મારે મનથી તો એ વાત બીસાડ વગરની છે માટે તેઓની એવી વર્તણુકને લિધે તું તારાં દિલને દુખી બનાવતો ના. મને તો દાનાઈમાં ચઢતામાં ચઢતા પરવરદેગારનીજ ફીકર અને ચિંતા છે. માટે નેકીની પીછાણ કરનારા તે યજદાંન આગળ આપણા જીવને નાસીપાશ બનાવવા ઘટતા નથી. તેણેજ મને ફતેહ, ખોરેહ, આબાદી અને શાહાનશાહી તાજ બક્ષ્યું છે. તેની બક્ષેશ મુજબની મેં બંદગી કરાવી રાખ્યાથી હું આવી આંબાડી પાંમ્યો છું. તેના સિવાય આરામ અને ઉંઘ કોણ આપે છે? તેના વગર મારી પીઠ ઉપરથી પસીનાનું એક ટીપું પણ ગબડી શકતું નથી. હું જીવતો જાગતો હોવા છતાં મારા દુશમન ઉભા થવાથી મને ફીકર છે કે તે માટે મારા શરીરને શખ્તી ઉઠાવવી પડશે. જો હાલે મારા ઉપર પરવરદેગારનો કોપ ઉતરવાનો વખત નહી હોય તો મારે આવાં કામથી ડરવાનું પણ નથી. તેની સાથે મલી જનારા શખ્સો મારી નજરમાં હલકા અને કમીના ગણાયા છે. તેનાં આવાં નામાંથી જો કયસર અત્રે ચાલ્યો આવે તો મારી આંખોમાથી રેલ માફક ગમનાં આંસુઓ વરસશે. કારણ કે તે તેને મલતો અને એકજ ધર્મનો હોવાથી મને લાગે છે કે એ કયસર પણ તેની સાથે સગપણના નાતાથી મલી જશે. જે કમઅક્કલી હોય તેજ પોતાના વડીલોની દીન છોડી બેસે. બેટો તો પોતાના બાપની દીનમાંજ રેહેશે ભલો કે જેથી તે પોતાના બાપ ઉપર કીનો લેવા માટે હાથ ઉચકે નહી. જો આવો કમઅકલી બેટો મનસાફને માર્ગેથી ફરેતો મારે તેને બુરું બોલવા માટે હોટ ખોલવા ઘટતા નથી. કારણ કે તેને ગાલ દેવી એ અંતઃકરણથી મને ગાલ દેવા બરોબર છે, કારણ કે

તે મારાંજ દિલનું લોહી ધરાવે છે. હવે તું તારે લશકર તૈયાર કરી લડાઈ કરવાની ઢરપચ કરી ઢીલ નાખનો રેહે. જો તેમાથી વાત વધી પડે અને તે તારી સામે લડવાજ આવે તો તું આકલો બનતો ના. એ માર્યો જાય તેના કરતાં જીવતો કેદ પકડાયલો બેહેતર ગણાશે કે જેથી તેને એ ગુનાહ કરતો પાછો વાલી શકાશે. કારણ કે જે પાણીથી સીંધુ સરોવરનું ઝાડ ઉગી નિકળે તે ઝાડ ઉપર મટોડીએ સુસ્ત બનવું ઘડતું નથી, કારણ કે જો તે તેના કીંમતી શરીરને કમીનું ગણે તો તેથી તે ઉંચા સરોવરની પીઠને વાલી દિધેલી ગણાય. જે માથું લાડથી તકીયા ઉપર ઉંચારેલું તેને શમશેર અને ગુરજથી દુર કરવું ઘટતું નથી. જે લાડકું બચ્ચું પોતાનીજ ખુવારી કરવાની ઈચ્છા કરે તો તેને લોહીથી છુટું પાડવું ઘટતું નથી. જેહાનના પાદશાહનોજ એક લાડકો બેટો કમીનો અને હલકો બની તેની સામે લડાઈ ઉઠાવે તો તેને મારી નાખવાની તું જરાએ ફીકર રાખતો ના. કારણ કે તેના મગજમાનું લોહી પોતેજ તેની કબર ખોડે છે. તેથીજ તે એમ કયસરના ધર્મ તરફ ઘલેલો છે અને તેણે હમારા રાજય સામે એમ બલવો ઉઠાવ્યો છે. એ બેટો મારો લાડકો હોવા છતાં હવે કમીનો અને નીચ લાગે અને ઉચાં આસમાને તેનો નાસ કરવાજ ધાર્યું હોય એમ લાગે છે. મેહેરનુશ નામના એક પહરેજગાર શખ્સે એ ઉપરથી એમ લખ્યું છે કે, 'જે કોઇ પોતાના બાપના મોત ઉપર ખુશ થાય તો તેની જીંદગી રામશની સાથની ખુશ હોતી ના. જે કોઈ પાદશાહોની રીતીથી ઉલટો ચાલે તો તેની જીંદગીનો અંત આવેલોજ ભલો ગણાય. માટે તું અંધકારમાથી રોશની સોધવા ના માગ કારણ કે પાણી તો આતશને બુજવનારજ ગણાય છે. હમેસની આશાની તથા સુખ કોઇ પણ પાંમતા નથી. કારણ કે જમાનાની સરૂઆત એજ રીતની સર થયલી છે. તું એ ફરતાં આસમાન સાથે દોસ્તી ના રાખ કારણ કે ઘડીકમાં તે મગજ જેવું (યાને સુખ આપનાર) તો ઘડીકમાં તે ચામડી જેવું (યાને સુખ વગરનું) હોય છે. સુગંધીવાલુ ખુબસુરત ગુલનાર ફુલ જે ઉગતાંજ કરમાઈ જાય છે તેનાથી તું બીજી આશા શું રાખશે? આપણે દુખ, ધાસ્તી અને મુશકેલી વચે હોઇએ છીએ તેમાંથીજ ફરતું આસમાન આપણુને ઉંચાઇએ ચઢાવી દે છે.' તેથી જે સીપઇઓ ઇનસાફનો માર્ગ છોડીને એમ તુશજાદ સાથે જોડાયા છે તે બનાવને તું કાંઈ પવન જેવો યા રમત જેવો ગણતો ના. પણ એ બનાવને ભરમને બદલે જેહાનની નુકસાંની કરનાર માની લેજે. તેના લશકરમાં જે ખ્રીસ્તીઓ જોડાયા છે તેઓએ તો પોતાના ધર્મને ખાતર એમ માથું ઉચકયું છે. ખ્રીસ્તી ધર્મ એવોજ છે કે જે હમને જડપથી ચલાવે

છે અને માણસોને એમ દલગીર બનાવે છે. પણ જેઓ ખ્રીસ્તી રાહારીતી પાળનારા નથી તેઓને તો પરીણામમાં પોતાનો ગુસ્સો તેઓના કુરૂશ ઉપર ખાલી કરવો પડશે. બીજા જે બુરી શિખવણીવાળા બદખાહો બંધીખાનેથી છુટવા પાંમ્યા છે અને જેઓમાંના કોઇનાં પણ દિલમાં ધાસ્તી જેવું નથી અને જેઓના વિચારમાં પવનનો સુસવાટો અને એ બનાવ સરખોજ છે તેઓ માટેની વાત નુશજાદ તારે હાથ પકડાંતાં તું તેની આગળ કરતો પણ ના, કે જેથી તે પોતાના દિલમાંથી જુદાઇને તોડી કાઢે અને પોતાનું દિલ સચાઇ ઉપરજ લગાડે. તેના શરીરને તું જરા પણ દુખ પુગવા દેતો ના તથા તેના પેહેરણને જરા ઘસાડો પણ થવા દેતો ના. નહીતો કે તેની પરદેપોસ ઓરતે પોતાની જીંદગીનો અંત લાવી મુકશે. તેને માટે બંધીખાના કરતાં મેહેલજ ભલો ગણાય કે જ્યાં તેઓ (યાને ઓરતો) તેનો હોકમ બજાવતી રેહે. તે આવી રીતે ખુવાર બનેલા મારા લાડકા સામે તું વળી ખજાનાનાં બારણાં પણ તમામ બંધ કરી નાખતો ના, તથા તેને ખાવા પીવા કે પેહેરવા ઓઢવાની થા કાંઇ પણ ચિજની તંગી પડવા દેતો ના. કારણ કે તેને માટે મને એથી ઉલટા સખુનો ઓચરવા ઘટતા નથી. તેની સાથે ઇરાન જમીનને લગતા જે તાલુકદારોએ એ બલવામાં ભાગ લિધો હોય તેઓ ઉપર તું ફતેહમંદ બનતાં કાંઇ પણ વધુ વાત કર્યા વગર તેમની કંમરના તલવારથી બે ટુકડા કરાવજે. કારણ કે જેઓ પાદશાહના દુશમનો હોય તેઓને મગરના ડાચાંમાં પણ ફેકેલા વાજબી ગણાય. વળી હમારી સાથે જેઓ તેના પણ દુશમનો હોય અને જેઓ જુલમગાર હારેમનનીજ તોખમના હોય અને જેઓને હમોએ કીધેલી ભલાઇ યાદ નહી હોય તેઓની અજમાયસ તારે નુશજાદથી કરવી બસ ગણાશે. જે કોઈ હમારા પેહેલા ચોકીબાનો હતા અને જેઓ હમારા તરફની શિક્ષાથી દુખી બન્યા હોય તથા જેઓએ નુશજાદને ઉશકેરવામાં ભાગ લિધો હોય તેઓ મને ગાલ દિધા બરોબરના પુરવાર થયા છે. એવા બાહારની વફાઇ દેખાડનારા હમોને ગાલ દેનાર થડે અને તેઓએ આવે બુરે વખતે કીનાની ઉશકેરની કીધી હોય તો એવી વાતો કરનારા બદખાહો સાથે તું એકમટ થતો ના. જો એ મારો બેટો એવો બુરો નિવડયો હોય તોપણ તે મારીજ તોખમનો છે અને મારૂં દિલ તેની સચાઇની ગવાહી પુરે છે. પણ જે બીજાઓએ પોતાની જબાંન બીગાડી હોય અને આવું ગેરવાજબી કામ કરવા નુશજાદ તેઓથી ઉશકેરાયો હોય તો તેવા શખ્સોની જીભ ઉપર તું અંજુમન વચે ડાહામ દેવાડજે. હવેથી તેઓને જીભ કે મોઢું વાપરવાની અગત્ય નથી. જેઓએ એમ લડાઇ કરવા માંગી પાદશાહના શરીરની હલાકી ચાહી હોય અને તેમ

કરવામાં જુદાઇ અને દુશમની વાપડી હોય તો તેઓ બદમાશ અને હારૈમનની દીન પાળનારા ગણાશે. માટે જેઓ નામદાર પાદશાહના દુશમનો બને તેઓને આ પાદશાહી વચે કાયમ રાખવા ધટારત નથી."

પછી તે નામાં ઉપર પાદશાહી મોહર દાબવામાં આવી અને તે નામું લેઇને તેના કાસદે આગળ માર્ગ કાપવા માડયો.

## રામયુજીંને નુશજાદ સાથે લડાઇ કીધી અને તેમાં નુશજાદ માર્યો ગયો તે વિષે.

તે કાસદ માર્ગ કાપતો રામયુર્જીન આગળ આવી લાગતાંજ તેણે જે કાંઈ વાત કસરાથી સમજી હતી તે રામયુર્જીનને કહી સમજાવી અને ત્યાર બાદ તેણે તેને કસરાનું નાંમુ કે જેમાં તેણે નુશજાદ માટે જે ફરમાન મોકલ્યું હતું અને તેણે તેને લડાઇ માટે લશકર તૈયાર કરવા અને પોતાના મગજને નુશજાદ તરફના માનથી ખાલી કરી નાખવા લખ્યું હતું તે સોંફયું. બુઢા રામયુર્જીને એ નામુ વાંચતાંજ અને તે કાસદની એવી વાત સમજતાંજ એક બામદાદે મરઘા વાસવાને વખતે તેની દરગાહમાંથી ઢોલોના અવાજ સમજાયા. મદાયનમાંથી એક મોટું લશકર બાહાર પડયું અને તે લેઈ રામયુર્જીન તુરતજ લડવા નિકલ્યો. એ ખબર નુશજાદને થવાથી તેણે પણ પોતાની આબાદ જમીન ઉપર જે રૂમી ખ્રીસ્તીઓ વસ્તા હતા તેઓનું એક લશકર તૈયાર કરી તેણે તેઓનો પગાર આપ્યો. તેના લશકરના તમામ લોકોએ પોતાના હાથો લોહીથીજ ધોઇ મુકયા હતા અને તેની હરોલમાં તેનો સપેહસાલાર શમ્માસ રહયો હતો. નુશજાદની પણ દરગાહ આગળ લડાઇના પોકારો ઉઠયા અને તેનું લશકર પવનથી હીલતા દરીઆ માફક હીલચાલ કરવા લાગ્યું. તેના લશકરના સઘલાઓ પોતાના ઉશકેરાયલા અને કીનાના ઝેહરથી ભરાયલા મગજ સાથે શેહરની બાહાર મેદાનમાં ગયા.

હવે જયારે રામયુર્જીને ત્યાં તેના લશકરથી ઉડી રેહલી ધુલ જોઇ ત્યારે તેણે પણ રણસીંગડું વજાવી પોતાના લશકરની સફ ખેંચી. તે લશકરથી ઉડતી ધુલ, સરદારોનો જોસ અને ભારી ગુરજોની હીલચાલથી સખત પથરોના દીલ પણ ફાટી જવા લાગ્યાં અને પ્રકાસ્તા સુરજનો ચેહેરો પણ ત્યાં કોઇને દેખાયો નહી. નુશજાદ માથે રૂમી ટોપી પેહેરીને લશકરના મધ્ય ભાગમાં આવી ઉભો. તેનું તમામ લશકર રૂમી ખ્રીસ્તીઓનુંજ બનેલું હતું જેઓના ઘોડાના પગલાંથી ત્યાંની જમીન પણ ઢંકાઇ ગઇ હતી. તું કેહેશે કે જાણે ત્યાંની ધુલ પણ જોશમાં આવી છે અને ઉંચાઇએની હવા પોકાર કરતી બની છે.

હવે તેવામાં ઇરાની લશકર વચેથી પીરોજ નામનો એક જુદો બાહુ અને પેહેલવાન હતો તે બખતર સાથે બાહાર પડયો. તેણે બાહાર આવી પોકાર કીધો કે, “ઓ નામદાર શાહજાદા! તેં તારાં મગજને ઇનસાફને માર્ગેથી શા માટે ફેરવી નાખ્યું છે? તુંને તારા પાદશાહના લશકર સાથે લડવું લાજમ પણ નથી. જો તું એ લડાઇ કરશે તો પસેમાન બનશે. તું કયોમરસની દીનથી તથા હુસંગ અને તૈમુરશની રાહરીતીથી ફર્યો છે. એ રીતે તારા યજદાંનની દીનથી ફરી તેં આવી ફરેબ આપનારી ખ્રીસ્તી દીન એખતીઆર કીધી છે. આવો પેગમબર જે એ દીન લાવ્યો તે પોતાનું કામ કેમ બજાવવું તે પણ જાણતો હતો નહી તેવા એકની દીન તું ના પાળ. જો તેના ઉપર ઇજદી ખોરેહ પ્રકાસ્તું હતે તો યાહુદીઓ તેના ઉપર કેમ કરીને ફાવી શકતે? તારો બાપ તે બાધુર જેહાનનો પાદશાહ છે કે જેણે રૂમના કયસરના કેવા હાલ કીધા હતા તે તો તું જાણે છે. હાલે તેની સામે તું બલવો ઉઠાવીને તું તારાં માંથાંને આસમાન સુધી પુગાડવા તો માગે છે પણ તેમ કર્યાથી તું ગમે એવો માહાતાબ જેવો ચેહેરો, ખોરેહ, ઉનચું કદ, આવી બાજુ અને જોરેમંદ હાથ ધરાવતો હોય તો પણ હું તારામાં જરાએ અકલ જોતો નથી. તેથીજ તારા કાલા જીવે તુંને એવો બેવકુફ બનાવ્યો છે. જો તું પોતે ખોરેહ અને દમાગવાલો હોય તો તારો બાપ તે તારીથી પણ વધારે ધરાવે છે. માટે જો તું તાજ મેલવવા માંગતો હોય તો તે તેના ગુજર પાંમ્યા પછી માંગેલું વાજબી ગણાશે.[1] તે તાજ તેના ગુજરવા પછીજ મેલવેલું વાજબી ગણાય, પણ તેવું નસીબ હાલે મેલવવા જવું એ ભુલ ભર્યું છે. નામદારી, તાજ અને મોટાઈ એમ હાલે પાંમવી એ તારા ઇનસાફી ખરાશને બરબાદ કીધા બરોબર ગણાય. બાપ જીવતો હોય અને બેટો તખત માંગે તો એવી માંગણી વાજબીજ કેમ ગણાય. તેના ગુજરવા પછી એમ તાજ માંગવું વાજબી ગણાતે પણ હાલે તેની સાથે એમ લડાઇ કરવી ભુલ ભરેલી છે. તું જોરેમંદ હાથી અને ફાડી ખાનારા સિંહ જેવો જો નહી હતે તો તું પાદશાહ નોશીરવાનને પણ આકારો હતે. ઓ શાહજાદા! તારા જેવો જોરેમંદ હાથનો અને આવા ધોડાવાલો શખ્સ તારા પાદશાહના મેહેલના ચીતારોમાં પણ જણાતો નથી. કોઇપણ ચીતારાએ તારા જેવા પગ, રેકાબ, બાજુ, ગરદન, આવો ગુરજ, અને લડવાનું શુર પોતાના ચીતારમાં પાડયું પણ હશે નહી; તથા કોઈ પણ જમાનાએ તારા જેવો શાહજાદો જોયો પણ હશે નહી માટે તારી આવી બાળ વયમાંથીજ તારા બાપના જીવને ના બાળ અને જેહાનને દીવાનામાં

1. એ બેત લખેલી નકલમાં વધારે છે.

આ તાજને એમ બરબાદ ના કર. કારણ કે એક બેટો ગમે એવો દુશમન હોય પણ તે જયારે માર્યો જાય છે ત્યાર પછી તેને માટે તેનો બાપ રૂડન કરતોજ બેસે છે. માટે હજી પણ તું ઘોડા ઉપરથી ઉતરી પડ અને તારા પાદશાહની મારી ચાહ તથા આ ગુરજ અને રૂમી કોલાહને ધુલમાં ફેંકી દે. તારો બાપ જો કે અત્રેથી દુર છે પણ તેની એકજ હાય તુંને કાલી ધુલ ઉપર બેસતો કરશે. તારા પાદશાહ બાપનું દીલ તારે માટે બળીને ખાક થાય છે અને તારા ચેહેરા માટે ખોરશેદ પણ રૂડન કરે છે, માટે તું જેહાનમાં તમામ જુલમનાં બી ના વાવ. કારણ કે શાહજાદાએ આવી સખતાઇ દેખાડવી લાયક નથી. માટે આ મારી શિખામણ ઉપર તું આડા કાન કરશે અને ઉટાવલો બની એમ બાધુરીજ દેખાડશે તો પીરોજની આ સઘલી શિખામણો તુંને સેવટે યાદ આવશે અને તુને પુલવનારની સઘલી વાત બરબાદ જશે."

નુરજાદે તેને એવો જવાબ દિધો કે, "ઓ પવનથી ભરેલાં મગજના બુઢા દોકરા! મારા જેવા બાધુર પેહેલવાન અને શાહજાદા પાસે લશકર પચે એમ મારી મંગાવવા ના ચાહ. મારી દીન કાંઇ ખ્રિસ્તી હને નહી પણ મારૂં દિલ મારી માય તરફ ખેંચાયલું હોવાથી એમ બન્યું છે. તેણી એ ખ્રિસ્તી દીન પાળતીજ આવી છે અને હું પણ એ દીન અને તેના ખોરેહથી વળવા માંગતો નથી. ખ્રીસ્તી દીન પાળનાર માર્યો જવાથી તેના ઉપરથી કાંઇ ખોદાઇ ખોરેહ દુર થતું નથી. આ ધુલમાંથી પેદા થયલો પાકો પાક યજદાંન તરફજ જવાનો છે અને આ કાલી દુન્યામાં મોટાઈ કોણે જોઇ છે? માટે મને પણ માર્યા જવા માટેની કાંઈ ફીકર નથી કારણ કે એ ઝેહેરનો હવે કાંઈ ઉતાર રહયો નથી."

તેણે એ પ્રમાણે બુઢા પીરોજને કહયા બાદ હવાને તીરોથી ઢાકી નાખવા માંડી. આથી લશકરના પેહેલવાનોએ પણ રણસીંગડાં અને સરનાઇના અવાજો વચે હીલચાલ કરવા માંડી. સપેહસાલાર નુશજાદે પોતાના ઘોડાને વીજલી માફક ઉશકેરી ઇરાની લશકરની ડાબી પાંખ ઉપર હુમલો કીધો અને તે લશકરના કોઈ પણ પેહેલવાનને જીવતા રાખવા માંગ્યા નહી. ઘણાએક સિંહ જેવાઓને તેણે તે લશકરમાંથી મારી નાખ્યા. તેથી રામબુર્ઝનને પણ તેનાં એવાં કામથી સખત થવું પડયું. આથી તેણે પણ તેના લશકર તરફ તીરોનો વરસાદ વરસાવી ત્યાંની હવાને વસંતના કરાં વરસાવતી બનાવી દિધી બંધે તરફના લડાયક અને જંગી પેહેલવાનો વચેથી ધરપકડના પોકારો ઉઠયા. પણ આ લડાઇ વચે નુશજાદ ઘાહેલ થઇ પડયો અને ત્યારેજ તેને પીરોજની સઘલી શિખામણો યાદ આવી.

નુશજાદ તીરોથી વિંધાયલાં શરીરે અને દુખથી ફીક્કા બનેલા ચેહેરા સાથે પાછો પોતાના લશકરના મધ્ય ભાગમાં આવ્યો અને તેણે બાહુર રૂમીઓને એ પ્રમાણે કહયું કે, "જે કોઇ પોતાનાજ બાપની સામે લડે તેને કમબખ્ત અને શુમ ગણવો." પછી તેણે રડતાં રડતાં પાદરીને બોલાવી મંગાવી તેની આમળ પોતાના દિલના ભરમોની વાતો કરતાં કહયું કે, "મેં બુરા વખતને લિધે મારે હાથે મારા ઉપર સીતમ પાડયો છે. હવે મારૂં માથું જેવું ધુલમાં પડે તેવોજ તું એક સ્વારને મારી માય આગળ દોડાવીને કહેવાડજે કે, 'આ જેહાનમાંથી નુશજાદ ગુજર પાંમ્યો છે અને તેના ઉપર ઇનસાફ અને ગેરઇનસાફ વર્તાવતા વખતનો પણ છેડો આવ્યો છે. હવે તું તારાં દિલને મારે માટે દુખી બનાવતી ના. કારણ કે આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યાની રસમ એવીજ છે. મારા બુરા વખતને લિધે મારે નસીએ આવો ફાલો મલવાનો હોવાથી મારૂં દિલ ખુશાલ અને દીપતું કયાંથી રેહે. જાનવર માત્ર મરવા માટેજ જનમે છે, માટે તું મારા મરણ બાદ દલગીર થતી ના. માર્યાં જવાથી કાંઇ મારા મનને દલગીરી લાગતી નથી. મારો બાપ જે મારા ઉપર ખુશ રેહેતો હતો નહી તે મારા કરતાં વધારે બુરો ગણાય. તું કાંઇ લાંબો વખત સુધી મારો સોગ પાળતી ના તેમજ મારે માટે દખમું કે તખત બનાવતી ના, પણ ખ્રીસ્તી રસમ મુજબની ઘોર બનાવજે. આ જેહાનમાંથી હું તીરથી ઘાએલ બની માર્યો ગયો છું પણ તેને માટે શરીરમાં કપુર, કસ્તુરી કે અમબર કાંઈ ભરવી જોઈતી નથી.'" [1]

એટલું કહયા બાદ તેણે પોતાના હોટો બીડી દિધા અને સિંહ જેવા દિલનો નુશજાદ ગુજર પાંમ્યો. એ શાહજાદાના મોતની ખબર તેના લશકરને થતાંજ તે સઘલુ તે મેદાનમાંથી વિખેરાઇ ગયું. ઇરાનીઓને પણ એ પેહેલવાનના માર્યાં જવાની ખબર થતાંજ તેઓએ તે મેદાનમાં વધુ મારકાપ કરવી બંધ કીધી અને ત્યાંથી કાંઇ પણ લુટ ચલાવ્યા વગર જ્યાં નુશજાદ મુવેલો પડયો હતો ત્યાં રડન કરતા દોડયા. ત્યાં તે તેઓને માર્યો જઇ ખુવારે હાલ પડેલો અને તેનું માથું ખોલામાં લેઇ એક રૂમી પાદરી બેઠેલો જણાયો. ત્યાંથી તે તમામ લડાઇના મેદાનમાં તેને માટે રડન ચાલી રહયું. પણ એમ જોવાથી રાંમગુર્ઝીનનું દિલ ઉશકેરાઇ ગયું અને તેથી તેણે તે વડા પાદરીને પુછ્યું કે, "પાદશાહોના રેવાજ મુજબ નુશજાદે તુંને શું વશીયત કીધું છે?"

૧ બીજા તવારીખનવેશોના લખ્યા મુજબ નુશજાદ લડાઈમાં માર્યો ગયો હતો નહી પણ કેદ પકડાયો હતો. જ્યારે એ કેદી નુશજાદને તેના બાપ આગળ હાજર કીધો હતો ત્યારે નૈશીરવાને તેને મારી ન નખાવતાં તેનાં નાખ કાન કપાવી કદરૂપા બનાવ્યો હતો.

પાદરીએ જવાબ દિધો કે, "એના કપડાં એની માય સિવાય બીજા કોઈથી ઉતરાશે નહી. તેણે પોતાના શરીરને નીરોથી ધાહેલ બનેલું જોતાંજ મને પોતાના એ શરીરમાં કસ્તુરી, અંબર ભરવા દેવા, અસ્તોદાન બનાવવા, દિલ ઉપર રૂમી કપડું ઓઢવા, માથે તાજ પેહેરાવવા અને તેને તખત ઉપર મુકવા માટે ના પાડયું છે. તેણે પોતાના શરીરને પોતાના નોકરો કરતાં પણ ઉતરતું જોયું છે. હવે તો એની માય ખ્રીસ્તી રેવાજ મુજબજ એનું કફન બનાવશે તથા તેના ઉપર ઘોર ચનાવશે. હાલે એની અને ક્રાઈસ્ટની હાલત એક સરખીજ જણાય છે. ફરક માત્ર એટલોજ છે કે, એ ક્રાઈસ્ટની માફક સુલી ઉપર માર્યો ગયો નથી."

તે શેહેરમાં વસ્તા ખ્રીસ્તીઓ વચે કોઈનો પણ ચેહેરો રડયા વગરનો હતો નહી. ત્યાંના સઘલાં મરદો અને ઓરતો એકઠાં થયાં અને શેહેરીઓ સાથે તેમના રૂડનના પોકારો સઘલે સમજાવા લાગ્યા. તે જવાન અને બાહાદુર શાહજાદાનો ચેહેરો નૌશીરવાનનેજ મલતો હતો. પછી તેઓ તેનું કફન હાથ વડે ઉચકીને ત્રણ ફરસંગને છેટે આવેલાં શેહેરમાં લેઈ ગયા. ત્યાંથી તે કફન બે ઉંટો ઉપર ચઢાવી તેને તેની માય આગળ લેઇ જવામાં આવ્યો.

એ બનાવથી જ્યારે નુશજાદની માય વાકેફ થઈ ત્યારે તે માથાં ઉપરના તાજ સાથે ધુલમાં ગબડી. પછી પોતાના ચેહેરા ઉપર પરડો નાખ્યા વગર તેણી રસ્તામાં બાહર આવી બેઠી જેથી તેણીની આસપાસ બજારનું લોક ભેગું થયું અને તેઓ પણ તેણીની આસપાસ છાવણી નાખીને પડયા. તેના ગમમાં ત્યાંના તમામ લોકોએ માથે ધુલ ભરી. તેનું કફન લેઈને આવતું સરઘસ તેણીના શેહેર નજદિક આવી લાગતાંજ તે લશકરથી ઉડેલી ધુલથી દાહાડો પણ અંધકારવાલો બન્યો. ૧ તેથી તેની માય મોઢે માથે ધુલ છાંટીને ત્યાંથી ખુલ્લે ચેહેરે બાહાર પડી. પોતાના બોરી નાખેલાં માથાં સાથે તેણીએ કંમરે કંમરબંધ બાંધીને ત્યાં આવી તેના કફનની પેતી ઉપર ગોલાબના ફુલો પાંઠર્યાં. ૧ તે માર્યા ગયલા આગળ તે તાજદાર રાણીએ આવીને રૂડન સરૂ કીધું ૧ કે, "તુંને જે કોઈએ ઉખેડી કાઢયો હોય તેપણ જડમૂળથી ઉખેડાઈ જજો અને સિંહોના પંજાથી તેના શરીરનો ચુરો થજો. ૧ જેણે તારા દિલ ઉપર પેહેરેલું બખતર વિંધ્યું હોય તેના હાથો પણ તલવારથી કપાજો. ૧ મારે તો હવે આ જેહાનમાં શ્રાપ વરસાવવાજ ઘટે છે અને તારે માટે દુખી બની ધુલ ઉપરજ સુવું ઘટે છે. ૧ હવે આ જેહાનમાં તારી માયનું પણ કાંમ રહયું નથી, માટે તે પણ તારીજ માફક લોહીમાં તરબોલ બનશે." ૧

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

એટલું બોલી તેણીએ પોતાની છાટી ચીરી કાઢવા માટે એક નોકરના હાથમાંથી ઉટાવલે એક તલવાર જુટવી લિધી.૧ પછી તેણીના નોકરોએ તેણીની પાસેથી તે ભારી જેહેમતે પાછી ખુચવી લિધી.૧ પુશકલ રડતાં રડતાં તેણી તપી આવ્યાથી કમતાકાટ બની બેસુધ થઈ ને જમીન ઊપર તુટી પડી. ૧ પછી તે કફનને ઉટા ઉપરથી નિચે ઉતારતાંજ તેને માટે બુજોર્ગોએ લાંબો વખત સુધી ગમ કરવો ચાલુ રાખ્યો. ૧ પછી રૂમી ખ્રીસ્તીઓના રેવાજ અને કાનુન મુજબ તે કફનને કાલી ધુલમાં મુકવામાં આવ્યું. ૧ લોકોએ તેને ધુલમાં ડાટયા પછી નુશજાદ ગુજર પાંમેલો ગણાયો. તેનો જીવ પવનમાંથી આવેલો આખરે પવન સાથેજ મલી ગયો. સઘલાઓ તે શાહજાદાની કબર આગળ રૂદન કરવા પડયા અને તેને માટેના દુખથી ડાજવા લાગ્યા.

ઓ ભાઈ! જ્યારે તું જાણે છે કે તું અત્રે લાંબો વખત રેહેવાનો નથી તો શા માટે વગર ફોકટનો લોભના ફાંડામાં ફરતો રેહે છે? તું જેહાનમાંથી બીજુ કાંઈ મેલવવા કરતાં મોતનીજ તૈયારી કરતો રેહે, કારણકે જેહાનના ફુલો ઝેહેરી રહેછે માટે તું વગર ફોરટનો તેનો સોડમ લેવા ના માંગ. તું તારી દીનથી અને સાચા માર્ગેથી ફરતો ના, કારણ કે જુદાઈથી પરવરદેગારનો કોપ ઉતરે છે. માટે તું એવો કોપ પાંમે તેના કરતાં તારા દિલને તે માર્ગેથી પાછું ફેરવ કે જેથી તારાં દિલને ઘણો ગમ કરવો પડે નહી. એક અરબ પેગમબરે એવું કહયું છે કે, "બાપને ગુસ્સે કર્યાથી તારા જીવ ઉપર જફા પડશે. જે બાપ પોતાના બેટા ઉપર નાખુશ રેહેતો હોય તો તે બેટો બદીનું બી અને ફળ છે એમ તારે સમજવું. તારો બાપ તારા ઉપર ગમે એટલી જફા પાડે તોપણ તું તારા બાપના જીવને દુખી બનાવતો ના. ૨ જો તું નચિંત રેહેવા માગતો હોય તો તારા દિલને ગમ કર્યાથી દૂર રાખ, જેથી એ ગમ પોતાની પાંખ તારા ઉપર અફાળે નહી. તું તારી અકકલ ઉપર હવસને ફાવવા દેતો ના અને તું લાયક કામોજ બજાવતો રેહેજે. તું હમેશાં તારી દીનની દાનાઈથી સંભાળ કરજે કે જેથી તારા

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

૨ દાદાર હોરમજદે પેગમબર સાહેબ અશો જરથોસ્તને પણ પોતાના બાપ પોરશસ્પ તથા મા દુગદોને દુખી કરવાં નહી એવું ફરમાન આપ્યુ હતું. બાપ પોરશસ્પના ધર્મ સંબધી આચાર વિચાર અશો જરથોસ્તના વિચારોથી જુદા હોવાથી તે જુદા લોકોની શિખવણીથી જરથોસ્ત ઉપર આફત ગુજારવા તૈયાર થયો હતો. તો પણ જરથોસ્ત પોતે એક બેટા તરીકે બાપ તરફ ફરજ બજાવવા ચુકયા હતા નહી.

જીવ ઉપર દીનની આફ્રીન ઉતરે. માટે બીનોઇ જેહાનમાં આપણે તેની (પરવરદેગારની) પાસેથી છુટકારો મેલવ્યે એજ પુરતું છે. કારણ કે છુટકારાનો દરવાજો તેના સિવાય બીજા કોઇ પાસે નથી. માટે તારા દિલમાં તેને માટે જરાએ દગદગો હોય તો તે તુંને બેહેશતમાં દાખલ થતો અટકાવી શકે એમ છે."

જેહાનના પાદશાહ મહમુદનું દિલ ખુશાલ રેહેજો અને તેનાથી આ મારી તવારીખ યાદગાર બનજો. જેહાનનો પાદશાહ મહમુદ તારીફનો ખાહેશમંદ છે. માટે તેને માટેની તારીફની જગ્યા સઘલાઓના દિલમાં હંમેશની રેહેજો. તેના તાજનું મહાલું આસમાનને નિભાવનારા દાંભ તરીકે બનજો અને તેના ખોરેહથી હમેશાં દયાતું દીપવું થજો. જો તારી પાસે એક જામ પડેલી હોય તો તું સાથે સાથે સુનેરી રંગનો દારૂ પણ મંગાવ. પણ ગુનાહનો અટકાવ કરી તારા દીલની ખુશાલીનો અટકાવ કરતો ના. તું મોજમજાહજ સોધતો રેહેજે પણ છાકટ બનતો ના, તથા અકકલમંદ મગજથી થયલી વાતોને બેહુન્દી પણ ગણતો ના.

## બુજરજ મેહેરનું દાસ્તાન.

## નોશીરવાને સ્વપનો જોયો અને તેની તાસીર બુજરચમેહેરે કહી સમજાવી તે વિષે.



હવે બુજરચમેહરને લગતી વાતો સાથે હું તારી તરફ મારો વધારે ખીલેલો ચેહેરો ફેરવું છું, જેથી તું સ્વપનાને ફોકટનો નહી ગણતાં તેમાં પેગમબર તરફની દાનાઇભરી બસારત છે એમ સમજે. જેહાનના શેહેનશાહ તરફ વફાદારી ભર્યાં વિચાર રાખ અને તારાં પ્રકાશતાં રવાન પાસે તેના ઉપર પસંદગી ઉતરાવ. સેતારાઓ પણ આસમાન અને માહતાબના હોકમ મુજબ ચાલતું કરેછે. એવી વાત સઘલે આશકારા છે. આપણું રોશન રવાન જે કાંઇ સ્વપનામાં જોયછે તે પાણીમાં બલતા આતશ માફક બનવાકાલ હોયછે.

એક રાતે એ અકકલમંદ, રોશન રવાનનો અને ચાલાક પાદશાહ નોશીરવાન ઉંઘાતો હતો ત્યારે તેણે સ્વપનામાં એવું જોયું કે તેના તખ્ત આગળ એક પાદશાહી ઝાડ ઉગી નિકળયું છે. આથી એ શેહેનશાહનું દીલ ખુશ બન્યાથી તેણે ત્યાં ગવૈયાઓને બોલાવ્યા તથા દારૂ અને વાજીંત્ર

લાવવાનો હુકમ કીધો. પણ એ મોજમજાહ ભોગવતી વખતે ત્યાં તેની સાથે તીક્ષણ દાંતનું એક રાંણી દુકકર પણ બેઠેલું દેખાયું જે પણ ત્યાં બેસીને દારૂ પીતું હતું અને નોશીરવાનની જામમાંના દારૂની પણ માગણી કરતું હતું. જેહાનનો પાદશાહ નોશીરવાન તેને પોતાનીજ જામમાંથી દારૂ પીતાં જોઇ ઘણો અચરત થયો.

જ્યારે વરક રાવીમાંથી સુરજ બાહર નિકળયો અને કોયલોના સરોડા ચો બાજુએ સમજાવા લાગ્યા ત્યારે નોશીરવાન દલગીર બની તખત ઉપર આવી બેઠો. એ સ્વપનાથી તેનું દિલ દુખી બન્યું હતું. તેથી તેણે સ્વપનાની તાશીર જોનારાઓને ત્યાં બોલાવી મંગાવ્યા અને તેવા નામીચાઓને દરબારમાં લાવી બેસાડવામાં આવ્યા. એ ઉપાય દેખાડનારા મોબેદો આગળ પાદશાહે જે સ્વપનો જોયો હતો તેની પોતે વાત કહી સમજાવી. પણ એ સ્વપનાની તાસીર જોનારા શખ્સો પાદશાહને કાંઇ ખોલાશો આપી શકયા નહી તથા તેઓને એવો બનેલો બનાવ કદી યાદ પણ આવ્યો નહી. તેઓ પોતાની એ બાએેની કમદાનાઇ માટે ગાભરા પડયા અને તેના ઠપકાની બીહીકથી ડરવા લાગ્યા. જ્યારે એ તાસીર કેહેનારાઓથી પાદશાહ કાંઇ જવાબ પાંમ્યો નહી ત્યારે એનો ઉપાય કરવા માટે તે વિચારવંત બન્યો. એ ચાલાક દિલના અકકલમંદ જેહાનના પાદશાહે મોબેદોને ચો બાજુએ દીરમોની ઠેલી સાથે મોકલી આપ્યા અને પોતાની ઉમેદ પાર પાડવાની ઘણીએક વેતરણ કીધી. દરેક મોબેદ પાસેની ઠેલીમાં દસદસ હજાર દીરમો હતા જેથી પૈસાની મદદથી તેઓ જેહાનમાંથી એવા (સ્વપનાની તાસીર કેહેનારા) શખ્સોવે મેલવી શકે. તેઓએ દરેક ઉપાય વાપડીને સ્વપનાની તાસીર જોય એવો દાનાવ મેલવવાની તજવીજ કીધી કે જેથી તે આવીને જેહાનના પાદશાહના એ સ્વપનાની તાસીર જોય અને ભરમનો દરવાજો ખોલી શકે. તેઓએ એ પૈસાની ભરેલી ઠેલી એવા કાઇ શખ્સોને આપી તે જેહાનના પાદશાહ ઉપરે ઉપકાર કરવાની તજવીજ કીધી. એ રીતે એ દાનાવ વજીરો અને હુશીયારી તથા દાનાઇ ધરાવનારા સ્વારો ચો બાજુએ ફરી વાલ્યા.

આસરૂની દરગાહમાંથી નિકળેલા એ સરદારોમાંનો આજાદ મર્વ નામનો એક શખ્સ મર્વમાં જઇ લાગ્યો. તેણે મર્વ આવી એ બાએેની ચોબાજુએ સોધ ચલાવી અને એ રીતે ઝંદ અવસ્તાથી વાકેફ એક મોબેદને સોધી કહડયો. એ શખ્સ તે શેહેરના છોકરાઓને કરઆઇથી તેઓને બુલંદ અવાજે ઝંદ અવસ્તા શિખવતો હતો. એ છોકરાઓ વચ્ચે તેનો

એક જવાન મોહદનીશ હતો જે ઝંદ અવસ્તા શિખવામાં કાબેલ હતો. એ હોંશ સાથે એલમ શિખનારા છોકરાનુ નામ બુજરજમેહેર હતું. આથી એ મોબેદ આજાદસર્વે પોતાની લગામ તે તરફ ફેરવી અને ત્યાં આવી તેણે તેને પાદશાહના એ સ્વપનાની તાસીર પુછી. તે ઉસ્તાદે જવાબ દીધો કે, "એ કામ કાંઇ મારૂં નથી. હું તો ઝંદ અવસ્તામાંથી દાનાઇ મેળવવાના કામનેજ ચાહુ છું. હું તો આ છોકરાઓને શિખાવવામાં રોકાયો છું અને એ કામમાંથી એક પળ પણ ગુમાવવા માંગતો નથી."

પણ બુજરજમેહેરે એ વજીરની વાત સમજતાંજ તેની એ વાત સમજવા ઉપર કાન ખેંચેલા રાખ્યા અને એ સમજતાંજ તેનો ચેહેરો ખીલી રહયો. તેથી તેણે પોતાના ઉસ્તાદને કહયું કે, "એ શેકાર કરવાનું કામ મારૂંજ છે. આ સ્વપનાની તાસીર હુંજ તેને કહી શકીશ." આથી ઉસ્તાદે તેને ચીરડાઇને કહયું કે, "તું તારે તારી ચોપડી સાથેજ માથું ફોડ. કારણ કે એ સ્વપનાની તાસીર કેહેવી અને પવન સામે ગરદન ઉંચી કરવી બરોબર છે." આથી તે કાસદે તેને કહયું કે, "ઓ દાનાવ શખ્સ! એ છોકરો તેમ કરી જાણતો હશે માટે તું તેની ખુવારી ના સોધ. કારણ કે એ છોકરાનુ નસીબ ચઢતું માલમ પડેછે. એ જે કાંઇ તારી પાસે શિખ્યો છે તે શું દોલત કમાવા માટે નથી?"

આથી તે ઉસ્તાદ બુજરજમેહેર માટે દલગીર બન્યો અને બોલ્યો કે, "તારે જે કાંઇ કેહેવું હોય તે તેને કહી દે." બુજરજમેહેર બોલ્યો કે, "મારે જે કાંઈ કેહેવું હશે તે મને પાદશાહના તખત આગળ લેઇ જઇ બેસાડવા પછીજ હું પાદશાહને કેહેવશ." આથી તે કાસદે તેને ઘોડો, પૈસાની ઠેલી અને બીજી જોઇતી ચિજો આપી. પછી તે બધે મર્વમાંથી નિકલ્યા અને તેઓના ઘોડા દમામથી તીતર ચાલે ચાલવા લાગ્યા. તે પાદશાહનું ફરમાન બજાવવાને અને તેનો દોર દમામ તથા તાજ તખત જોવાને અને તેનું કહેવું સમજવાને તેઓ પણ દમામ સાથે વધવા લાગ્યા.

માર્ગમાં તેઓ એક ઝરા આગળ આવી લાગ્યા જે જગ્યા ખાવાપીવા ઉતરવા અને સુવાને લાયકની જણાઇ. તેથી તેઓએ ત્યાં એક ઝાડ નિચે ઉતારો લિધો અને ખાઈ પી આરામ:યશ પામ્યાં પછી બુજરજમેહેર તે ઝાડના છાયા નિચે માથાવેર ચાદર ઓઢીને સુઇ ગયો. પણ તેની સાથે તેનો જે મોટી પડવીનો સાથી માર્ગમાં મુસાફરી કરતો હતો તેના દિલમાં વિચારો આવતા હોવાથી અને તેનું દિલ અકડવકડમાં પડેલું હોવાથી તેને

[illegible] નહી આવ્યાથી જાગૃત રહયો. તેવામાં તેણે તે બુજરજમેહેર આગળ એક સાંપને તેની ચાદર સાથે વિટલાતો જોયો. તેણે તેને માથાંથી તે [illegible] સુધી સુંઘ્યો અને પછી તેની આગળથી એક ઉંચા ઝાડ ઉપર ચઢી ગયો. તે કાલો નાગ ઝાડ ઉપર ચઢી જતાંજ તે જવાન પણ ઉંઘમાંથી જાગૃત થયો. એ અઝદાહ તેનો ચેહેરો જોતાંજ ત્યાંથી ઝાડની ડાળ ઉપર ચઢીને ગુમ થઇ ગયો. આથી તે કારુદ ઘણોજ અચરત બન્યો અને જવાન ઉપર ઘણો વખત સુધી પરવરદેગારનું નામ યાદ કીધું. તે મન સાથે બોલ્યો કે "આ ચાલાક જવાન તો કોઈ મોટી પડવીએ પુગે એમ લાગે છે ૧."

પછી તેઓ ત્યાંથી કુચ કરી તે જંગલમાંથી આગળ વધ્યા અને એ રીતે તેઓ દમામ સાથે પાદશાહ આગળ આવી લાગ્યા. તે કાસદે તે જવાનની આગળથી જડપથી પાદશાહના તખત આગળ જઈ તેને કહયું કે, "એ પાદશાહ નૌશીરવાન! તારી દોલત પણ તારી સાથે હમેશની કાયમ રેહેજો. તુ શેહેનશાહની દરગાહમાંથી હું મર્વમાં જઈ લાગ્યો અને બાગમાં તીતર જમે તેમ હું એ બાબેની સોધમાં ત્યાં ભટકવા લાગ્યો ત્યારે મર્વમાં એમ બારણે બારણે ભટકતાં અને સોધ ચલાવવા છતાં પણ હું તારા સ્વપના વિષેની તાસીર જાણી શકયો નહી. પણ આખેરે મેં આ છોકરાને એક નિશાળમાંથી સોધી કાઢયો છે અને તેને લેઇ હું જડપથી અત્રે નિકળી આવ્યો છું." પછી તે છોકરો જે કાંઇ બોલ્યો હતો તેની તથા પેલા નાગ બાબતની અજબ વાત તેને કહી સમજાવી.

આથી તે જેહાનના પાદશાહ નૌશીરવાને તેને પોતાની આગળ બોલાવી મંગાવ્યો અને તેની આગળ પેલા સ્વપનાની વાત કહી સમજાવી. [illegible] રવાનની એ વાત સમજતાંજ તે જવાનનું મગજ જોસ્સાથી ભરેલું [illegible] બોલતી બની. તેણે તેને જવાબ દિધો કે, "તારા મેહેલમાં તારા જનાનખાનામાંની પુતલીઓ વચે કોઈ જવાન શખ્સ પણ ઓરતના પોશાક [illegible] છુપાઇને રહેલો હોવો જોઇએ. માટે તું તે જગ્યાને પારકાઓથી ખાલી [illegible] તે શાહનશાહી મેહેલના બારણા મજબુત બંધ કરાવ. તે જગ્યાએ

---

[illegible] ૧ જેઓના માથાં ઉપર તેઓ ઉંઘતા હોય ત્યારે એક મોટો [illegible] [illegible] તેવને માથે છત્ર બોથાડે તેમ પોતાની [illegible] પહોળી કરીને બેસે તે [illegible] માહાન પુરુષો બને છે એવા ઘણાક દાખલાઓ આગલી [illegible] જાહેર છે.

પારકાઓથી ખાલી કીધા વગર મને ઉપજતા એ વિચારનો તોડ કાઢી શકાશે નહી. પછી તું તે ઓરતોને તારી આગળથી ધીમે ધીમે પસાર થઇ જવાનો હોકમ કર, કે જેથી તેવી શેખી કરનારને હું પુછું કે તે સિંહના રેહેઠાણ આગળ આવવાની કેમ હીંમત કરી શકયો છે? તારો એ ભરમ જેહાનનો પરવરદેગારજ જાણતો હોવાથી તુંને આવો ભેદભર્યો સ્વપનો આવ્યો છે."

આથી નૌશીરવાંને પોતાના મેહેલને બાહારના માણસોથી ખાલી કરી નાખ્યો અને તેનાં બારણા મજબુટ બંધ કરાવ્યાં. ત્યારબાદ તેણે પોતાના નોકરોને તે પાદશાહી મેહેલને લગતી તમામ ખુબસુરત ઓરતોને ત્યાં હાજર કરવા ફરમાવ્યું, જેથી પાદશાહી મેહેલને લગતી તમામ ખુબસુરત ઓરતો ત્યાં પેહેરી ઓઢીને હાજર થઈ. તમામ ચંપેલી જેવા સુગંધવાલી ખુબસુરત ઓરતો નૌશીરવાન આગળથી ધીમેથી લટકતી ચાલે અને શરમાતી પસાર થઇ ગઇ. પણ તેઓ વચે કોઇ પણ શખ્સ માલમ પડયો નહી, જેથી નૌશીરવાન તે ખુજરજમેહેર ઉપર એક ઝનુની સિંહની માફક ગુસ્સે થયો. પણ તે સ્વપનાની તાસીર કેહેનારે તેને કહ્યું કે, "એમ બનેજ નહી. કોઈ પણ ગોલામ તારી ઓરતો વચે છુપાયલો હોવોજ જોઇએ. ઓ પાદશાહ! તેં જોયલો સ્વપનો ગમે એવો સાચો પણ હોય તોએ તારે તેની તાસીર જાણવી જોઇતી હતીજ નહી. હવે તું તેઓને બીજી વખતે ખુલ્લે મોઢે પસાર થવા ફરમાવ અને તેઓની ચાલ ઉપર તું જડપ નજર પણ રાખતો રેહેજે."

આથી તેણે તેઓને હવે ખુલ્લે મોઢે પોતાની આગળથી પસાર થઈ જવાનો હોકમ આપ્યો. તેઓ પણ તેના એ અજબ જેવા સ્વપણા માટે વિચાર કરતી તેની આગળથી ફરી પસાર થવા લાગી. પણ તેમ કરતાં તેઓ વચેથી સરોવર જેવો ઉંચો અને પાદશાહી કદનો એક ગોલામ માલમ પડી આવ્યો. આથી તે ગોલામનું આખું શરીર નેતર માફક ધુજવા પડયું અને પોતાના મીઠા જીવ માટે તેનું દિલ ના ઉમેદ બન્યું. તે ઓરડામાં એક એક સીધાં સરોવર જેવા શરીરની બધી મલી સીતેર ઓરતો હતી. તેઓ વચે સરોવર જેવી ઉંચી અને હાથી દાંત જેવા ચેહેરાની ચાચ દેશના પાદશાહની એક બેટી પણ હતી. એ ચંપેલી જેવાં શરીરની અને કસ્તુરી માફક પમકતી ઓરતનો એ ગોલામ જણાયો. તેણી પોતાના બાપના ઘરમાંથીજ તેના ઉપર પ્યાર ધરાવતી બની હતી. તેની એક ઓરત નોકરને વેશે તે તેની આગળ રેહેતો હતો અને તેણી જયાં જતી ત્યાં તે પણ તેનો સાથી બનતો હતો.

આથી પાદશાહે તેણીને પુછયું કે, "એ કોણ શખ્સ છે અને તેને તેં પોતાની ઓરત નોકર માફક શા માટે રાખ્યો છે? પાદશાહ નૌશીરવાન જેવાના

મેહેલમાં વઝીર એક બાહદુર જવાનને એમ પસંદ કરી રાખવાનું કારણ શું?” તે ઓરતે જવાબ દિધો કે, “એ તો એકજ માયથી જનમેલો મારો નાનો ભાઈ છે. હમારા બાપો જુદા પણ માય એકજ છે અને એની સાથે મને કાંઈ પણ બુરો સંબંધ છે નહી. પાદશાહની શરમ કરી તેને આવો પોશાક પેહેરાવવાનું કારણ એ કે તેથી તું પાદશાહ તેનો ચેહેરો પારખે નહી. માટે મારા એ ભાઈએ તાગથી પોતાનો ચેહેરો છુપાવવાનું કારણ તારી શરમને લિધે છે. માટે હવે તું કાંઇ બીજુ બાહાનું સોધતો ના.”

પાદશાહે તેણીને જવાબ દિધો કે, “તારા એ કમીના આશક સાથે સંબંધ રાખી તેં તારાં ખાનદાનને દાઘ લગાડયો છે.” પછી નૌશીરવાન તે બન્ને જવાનોનાં કામ માટે અજબ થતો ભવાં ઉપર ગુસ્સાનો ચિલ્લો ચઢાવીને બેઠો. વળી તેણીની એવી વાત ઉપરથી તે જાનકાર બુજરજમેહેર માટે પણ તે ઘણો અજબ થયો. ત્યાબાદ તેણે ગુસ્સાથી જલ્લાદને ફરમાવ્યું કે “એ બંનેને તું જીવતાં ધુલમાં ડાટ.” આથી તે બંનેને પાદશાહી મેહેલમાથી ઘસડી લેઈ જવામાં આવ્યાં અને તેઓને પાદશાહના બાગમાં એ શિક્ષાથી મારી નાખ્યાં, કે જેથી એવો ગુનાહ કોઈ બીજું કરે નહી.

હવે તેણે એ સ્વપનાની તાસીર કેહેનારને દસ હજાર દિરમથી ભરેલી થેલી, ઘોડા તથા પોશાકની બક્ષેશ કીધી. તેની દાનાઇ માટે પાદશાહ પણ અજયબીથી દંગ બન્યો અને તેના બોલવા ઉપર વિચાર કરવા લાગ્યો. પછી પાદશાહી દફતરમાં એ બુજરજમેહેરનું નામ પણ પાદશાહના સલાહકાર વજીર તરીકે લખવામાં આવ્યું. એ રીતે બુજરજમેહેરનું નસીબ હવે દિપતું બન્યું અને તેના તરફ ફરતાં આસમાને પણ મેહેરબાનીભર્યો ચેહેરો ફેરવ્યો. તેની કુમત ફર્યા સાથે તેનું નસીબ પણ ખીલવા માંડયું જેથી તે પાદશાહનું દિલ પણ તેનાથીજ ઘણું ખુશ રેહેવા લાગ્યું. વળી એ પાદશાહનું દિલ વધારે ઇનસાફી અને મગજ અકકલથી ભરેલું બન્યું. જે દાનાવો અને અકકલમંદ મોબેદો તેની દરગાહમાં વરતા હતા તેઓની સંખ્યા સીતેરની હતી. પાદશાહ જ્યાં પણ સુવે કે ખાય પીએ ત્યાં તેઓ પણ હાજર રેહેતા. જ્યારે ઇનસાફ ચુકવવાના કે ખાઇપીઇને મોજ કરવાના કામથી પાદશાહ પરવારતો ત્યારે તે દરેક મોબેદથી કાંઇ કાંઇ નવી નવી વાતો જાણવા માંગતો અને એ રીતે તે પોતાના દિલને દાનાઇથી સંગારતો રેહેતો. હવે તે ખુબસુરત, ચાલાક અને બોલકનો બુજરજમેહેર ત્યાં નવો સવો દાખલ થયો તેટલામાં તો એવું બન્યું કે તમામ વજીરો, નજુમીઓ

અને અકકલમંદો વચે તેજ ચઢીયાતો ગણાવા લાગ્યો અને એ ફીલસુફો વચે સરફરાજી પાંમવા લાગ્યો. તેના જેવો સેતારાઓનો ભરમ જાણનાર કોઇ હતું નહી તથા વૈદક ઉપાયો જાણવામાં પણ તેની સાથે કોઇ હરીફાઇ કરી શકતો હતો નહી. તે સર્વે ઠેકાણે તદબીર, દાનાઈ અને ભલી અકકલથીજ ભલી વાતો કરનારો હતો.

## નૌશીરવાને દાનાવોની પેહેલી મીજલશ ભરી ત્યાં બુજરજમેહેરે દાનાઇની વાતો કહી સમજાવી તે વિષે.

હવે હું તારી આગળ બુજરજમેહેરને લગતી વાતોમાંની એક નવી વાત કહી સમજાવશ. એવું બન્યું કે, એક દિવસે ખાણું પીરશાતી વખતે દાનાવ, અકકલમંદ, બોલકના, હુશીયાર, અને સારી યાદદાસ્તવાલા જે કોઇ મોબેદો હોય તેઓને ત્યાં હાજર કરવા ફરમાવ્યું, જેથી તે દાનાઇનો માર્ગ દેખાડનારા સરદારો તેમજ તેના ચાલાક વજીરો ત્યાં હાજર થયા. ખાતું ખવાઇ રેહેતાંજ દારૂની જામો મંગાવવામાં આવી અને તેઓ પોતાના રોશન જીવોને દારૂથી ખુશ બનાવવા લાગ્યા. પણ તેઓ તે દારૂ અકકલ ગુમાવવા નહી પણ જીવની પરવરશી કરવા માટેજ પીતા હતા. તે ચાલાક પાદશાહે દાનાવોને કહ્યું કે, "હવે તમો તમારી દાનાઇ દેખાડવા માંડો. જે દાનાઇ તમો ધરાવતા હોવો તે મારી આગળ કહો કે જેથી મારો જીવ ખુશ થાય."

આથી તેઓ વચેથી દાનાવ અને બોલવે બાહદુર શખ્સોએ તે પાદશાહ આગળ વાતો કરવા માંડી. કારણકે પાદશાહ પોતે પણ દાનાવોનેજ ચાહનારો હતો. ત્યાંના જવાનો અને જમાના ખાધેલાઓએ તરેહવાર વાતો કરવા માંડી. પણ બુજરજમેહેરે એ વાતો સમજતાં દાનાઇથી પાદશાહના ચેહેરા ઉપર નજરને ઠેડવેલી રાખી. પછી તેણે ઉભો થઇ તેના ઉપર દુવા ગુજારતાં કેહેવા માંડયું કે "ઓ ઇનસાફી અને સાચા પાદશાહ! હાંથીદાંતના આ તખતવાલી જમીન તારી ગોલામ બનજો અને તારાં તાજના બોરેહથી આસમાન પણ દિપતું રેહેજો. જો તું તારા ગોલામને પણ કાંઇ બોલવાનો હોકમ આપે તો હું મારા અકકલના ભંડારમાંથી જે કાંઈ જાણું છું તે તુંને કહી સમજાઉ. પણ તું પાદશાહ નૌશીરવાન આગળ તે કહી સમજાવવાથી મને દાનાવો તે માટે કાંઇ ઠપકો આપે નહી."

આથી કસરાએ વિચાર પુગાડી દાનાઇથી જવાબ દિધો કે, "દાનાઇ છુપી શા માટે રેહેવી જોઇએ?" આથી તે જવાને પાદશાહ આગળ બોલવા માંડી પોતાની દાનાઇની રોશણી ફેંકવી સરૂ કીધી. તેનું ખુબીભર્યું અને દાનાઇવાળુ બોલવું સમજી તે મોબેદોનાં દિલ પણ રૂધાઇ ગયાં. તેણે પોતાનું મોહું ખોલતાંજ પેહેલી પરવરદેગારની તારીફ કરવી સરૂ કીધી. પછી તે બોલ્યો કે, "જે થોડું બોલે અને તેના ઘણા અર્થ ઉઠે તે રોશણ રવાનનો શખ્સ ગણાય પણ આકળા સ્વભાવનો શખ્સજ થોડું સમજી ઘણી બકબક કરે છે. પણ જ્યારે તેનાથી ઘણું બેહુંદુ બોલાઇ જવાય છે ત્યારે તે બોલનારને પસ્તાવો કરવો પડે છે. માટે તું હમેશાં હુનરની સોધમાં રેહેતો રેહેજે અને વધુ ગમ કરતો ના. કારણ કે આ દુન્યા તો બે પાંચ દાહાડાની છે અને તે આપણને છોડી જવાની છે. તેથી આપણા આ દુન્યામાં આવતાંજ જો આપણી જીંદગી કાયમ બનતી હોય તો જેહાનમાં તેની ઉમેદો પણ વધી પડે છે. જેહાનમાં અકકલથી ચહડતું કામ કાંઇ ગણાતું નથી અને તે કરવાથી તુંને દાનાઇ સાથે વેર પણ પડતું નથી. સચાઇથીજ તારા શરીરની રોશણી વધે છે જ્યારે જુઠાઇ અને કાવાદાવાથી પસ્તાવો થાય છે. જેના દિલ મટલબના ગોલામ બને છે તેવા દરેકને જુદો જુદો ખવાશ ધારણ કરવો પડે છે. જેહાનનો દરેક શખ્સ જુદો જુદો ખવાશ ધરાવે છે પણ તારે તો તેવા શખ્સો સાથે ભેલાવુંજ ઘટે છે. જે કોઈ એક કામની સરૂવાત કરે તેમાં તેને વધારે વિચાર અને અકકલ પણ ધરાવવી ઘટે છે. અકકલમંદ અને દાનાત્ર શખ્સો પોતાનું શરીર આ જેહાનમાં અને જીવ પેલી જેહાનમાં રેહેનાર છે એમ સમજે છે. માટે જો અત્રે કાંઇ ઉમેદ પાર નહી પડે તો તે માટે કોઇએ દુખી થવું જોઈતું નથી. કારણ કે તેથી જીવને બેચેની અને શરીરને મેહેનત ઉઠાવવી પડે છે. માણસોને સચાઇથી હીંમત અને જોર પેદા થાય છે અને જુઠાઈ તથા કાવાદાવાથી બેચેની પેદા થાય છે. જો તારો જીવ અકકલની દોલત ધરાવતો નહી હોય તો ચુપકીદી એખત્યાર કરવા જેવું બીજું કાંઇ ઘરેણું નથી. જો તારી દાનાઇ ઉપર દુન્યાની માયા ફાવી જાય તો તુંને અકકલ સાથનો સંબંધ તોડી નાખવો પડે. જે લોભી નહી હોય તે ખરો તવંગર ગણાય માટે ખરો ભાગ્યશાલી તેજ કે જે લોભ અને દોલત ધરાવતો નહી હોય. નમનતાઇ એ અકકલના ભાઇ સમાન ગણાય છે અને અકકલ આપણા જીવના તાજ સમાન હોય છે. કોઇનો નાદાન દોસ્ત હોય તેના કરતાં તેનો દાનાવ દુશમન હોયલો ભલો. જે સંતોષી હોય તે ખરો તવંગર ગણાય અને ગમ તથા લોભને તેજ બંધીવાન કરી શકે છે. એલમ હાંસલ કરવા માટે જો તું નીચો બનસે તોજ તું દાનાવોની નશીયત

સમજી શકશે. અકકલ ભર્યું બોલવામાં જે જોરમંદ ગણાતો હોય તેની સામે કોઈથી વાંધો લેવાઇ શકાતો નથી. પણ પોતાની દાનાઇને જે ભુલી જાય છે તે પોતાના બોલતાં મોઢાંને પણ મુગુ બનાવે છે. જો તારી પાસે ખજાનો, સુનુ રૂપું અને ઘોડાઓ હોય તો તે વડે તુને જેમ ઘટે છે તેમ એવો ખજાનો એકઠો કર કે જે એકઠો થયલો કે ખરચાયલો પણ ગણાય નહી. એ ખજાનો મધ્યમપણું એખત્યાર કીધાથીજ સચવાયલો રેહેશે અને તેમ કરવા માટે નેકી સિવાય બીજુ કાંઇ તારી રેહેનુમાઇ કરશે નહી. જે પોતાના દુશમનથી દૂર રેહે તેજ અકકલમંદ ગણાય, જેથી તેના દુશમન પણ નાકેશ જેવા બની જાય છે. જે કોઇ લડાઇમાં મરવાનોજ કેડાવ કરીને ઉતરે તે સામો ફતેહમંદ થાય છે. ફાયદા વગરની વાત તારે કરવી નહી કારણ કે તેવી વાતથી આતશ મેલવવા જતાં ધુંવો પાંમવો પડે છે. જે કાંઇ હોઇ શકે નહી તેવી ચિજનો વિચાર પણ કરવો ઘટતો નથી, કારણ કે તેમ કર્યાથી લોઢાંને પાણીએ ચોંટાડવા જેવું ગણાય. દાનાવ પાદશાહજ નમનતાઈવાલો કોઈ શકે છે અને પોતાની દાનાઇથીજ તે બુજોરગી અને જોર પાંમે છે. જે ખોદાનું કાંમ પીછાણે તે બુરા વખતથી દૂર રહી શકે છે અને ખોદાની બંદગીમાંજ વધારે મશગુલ રહીને દેવને લગતા બુરા વિચારોને બાહાર ફેંકી દે છે. નહી ઘટે તેવા કામથી તે પહરેજ રહે છે અને નિર્દોશોને દુખ દેવાથી તે દૂર રહે છે. તે રોજીના પોહોંચાડનારા અને પાળન કરનારા યજદાંન તરફના કામો કરવા ઉપરજ મંડે છે."

આથી સઘલા હકીમોના ચેહેરા સ્વપનાની તાસીર કેહેનાર બુજરજમેહેરના આવા દાનાઇભર્યા સખુનોથી ખીલી રહયા. તેથી તેઓએ શેહેનશાહની હજુરમાંજ ઉભા થઇ તેની પુશકલ તારીફ કીધી. એ જવાન આવી બુજોર્ગી પાંમ્યાંથી ત્યાં ભેગા મલેલા તમામ લોકો પણ અજબ થયા. વલી જેહાનનો પાદશાહ કસરા પણ તેનાથી અજબ બન્યો અને તેથી તેણે મુસારો આપનારા બાધુર શખ્સોને બોલાવી બુજરજમેહેરનું નામ દફતરમાં પેહેલું નોંધવા તેઓને ફરમાવ્યું. આથી બુજરજમેહેરનું નસીબ મોટી પદવીના લોકો વચે આસમાન ઉપર સુરજ તપે તેમ પ્રકાશવા લાગ્યું.

બીજી મરટએ જ્યારે અકકલમંદો વચે તકરાર ચાલી ત્યારે તો તેનાથી તમામ અકકલમંદો હેરત બન્યા. એ વખતે એ પાકીજેહ દિલના અને રોશન રવાનના જવાન બુજરજમેહેરે મોઢું ખોલીને કહયું કે, "ઇનસાફી પાદશાહે તે પોતાનું મગજ ઇનસાફથીજ ફેરવવું ઘટે છે કારણ કે પાદશાહ ભરવાદ જેવો અને રૈયત તેના ગાય ઢોર સમાન છે. પાદશાહ ઉંચા આસમાન જેવો અને આપણે તેની આગળ જમીન જેવા છીએ. માટે તેના ફરમાનથી અને

તેણે દેખાડેલા માર્ગ અને હોકમથી આપણને ફરવું ઘટતું નથી. તેની ખુશાલીમાં આપણને ખુશાલ રેહેવું ઘટે છે અને ઈનસાફને વખતે તેની પાસે ઈનસાફ માંગી લેવો ઘટે છે. તેના હુનરોને જેહાનમાં આસકારા કરવા ઘટે છે અને તેના બરમોને છુપ્યા રાખવા ઘટે છે. તેનો પ્યાર જીટી લેઇને કોઇએ પણ ... લેવી ઘટતી નથી કારણકે એક નરસિંહ પણ આતશથી ડરતો રહે છે. પાદશાહના હોકમને જેઓ ખાલી જવા દે તેઓને બેવકુફ અને તંગ મગજના ગણી શકીએ. પાદશાહથીજ ભલાઈ તેમજ ખુરાક પુગે છે અને બંધીખાનું, કેદીની હાલત, તાજ તથા તખત એ સઘલું પાદશાહથીજ મલે છે. તેનીજ છાયાથી જેહાનમાં આપણા માન અને જલકાટનો વધારો થાય છે અને તેના ગુસ્સે બન્યાથી દિલમાનું હઈદું પણ ધ્રુજવા પડે છે. તાજવર પાદશાહનું માથું ખોદાઈ ખોરેહ જેવું ગણાય છે અને અકલમંદ લોકો તે જોઈને ખુશ અને હસતા રહે છે. પાદશાહથી જે ખુશ રેહે નહી તે હારેમન ગણાય અને તેવાનું દિલ અને મગજ દાનાઇથી આબાદ ગણાય નહી."

જ્યારે દાનાવોએ એ જવાનની એવી વાત સમજી ત્યારે બુઢાઓના જીવ પણ ખીલી રહ્યા. પછી તે ભેગું મલેલું મોહું મંડલ ત્યાંથી વિખેરાઈ ગયું અને સઘલાઓ બુજરજમેહેરનીજ તારીફ કરતા ઘરે ગયા.

## નોશીરવાને બુજરજમેહેર સાથે બીજી મરટબે મોબેદોની મીજલશ ભરી તે વિષે.

તે રોશન દિલના પાદશાહે વલી બીજે અજવાડીએ તે દાનાવ લોકોને પાછા ભેગા કરવાની ખાહેશ કીધી. આથી તેણે જેહાનનો કારોબાર જાણવાને ઈચ્છયો અને એ દાનાવોનીજ વાતો સમજવાની ઇચ્છા કીધી. તેથી દરબારના પાદશાહના માનીતા લાયકો, દાનાવો અને હુશીયારો જેમાં જવાનો તેમ અનુભવી બુઢાઓ પણ હતા તે સઘળાઓ ત્યાં હાજર થયા. એ રોશન રવાનના હકીમો વચે પેલો જવાન બુજરજમેહેર પણ બેઠો. તેના બુજોર્ગીભર્યાં તખત આગળ એ સઘળા દાનાવો અને બધા હકીમો એમ આવી બેઠા. સઘળાઓના ચેહેરા તે બુજરજમેહેર કે જેનો કસરાનો ચેહેરો ખીલી રેહેતો હતો તેના તરફ ફર્યા. તેઓ વચે ... ... ડાહાપણવાલો શખ્સ હતો તેણે બુજરજમેહેરને ખુદરતની ... ... સ્વાલો પુછ્યા કે, "ખુદરતની સરવાત ક્યારે ... તેની આખેરી કેમ આવશે? તેનો પાયો કોણથી રચાયો છે?"

બુજરજમેહેરે જવાબ દિધો કે, "એક સોધક બુધ્ધીનો અને રાત દિસ કામ કરનાર જવાન રોજીનો માર્ગ સોધતો રેહેતો હોવા છતાં તેને તંગી અને અધંકાર સામો મલે છે. નદીમાં પાણી હોવા છતાં તે પણ મેલવવાનો તેની સામે અટકાવ રહે છે, જ્યારે એક હુનર વગરનો શખ્સ નસીબ સંજોગે તખત ઉપર સુવે છે અને તેના ઉપર ઝાડ ઉપરથી ગોલાબનો છંટકાવ થતો રહે છે. ખુદરતની હસ્તીની ઉત્તપત્નતીની આવી રસમ છે. બક્ષેસો થયલી હોવા છતાં તેમાંથી તું મેલવી શકતો નથી અને કોશેષ કરવા છતાં તે તારા હાથમાંથી છટકી જાય છે. જમાનાના નસીબને તે દાનાવ જેહાનના માલેક પરવરદેગારે એવી રીતનું ઘડેલું છે."

તેને બીજો સ્વાલ પુછવામાં આવ્યો કે "વધારે બુજોર્ગી પાંમેલો કોણ? અને કોણને ઘણું માન ઘટે છે?" તેણે જબાબ દિધો કે, "જે કોઇ વંધારે દાનાવ હોય અને જે પોતાની નેકી અને કરણીથી ફળ ચાખતો હોય તેને." વળી તેને સ્વાલ પુછયો કે, "આપણા વચ્ચે ઘણો નેક કોણ? તથા અકલમંદો વચ્ચે દાનાઈના તાજ જેવો કોણ?" તેણે જવાબ દિધો કે "પોતાની ગરદન નિચી નમાંવેલી રાખનો અને કાંઇ પણ બદલાની આશા વગર સખાવત કરનારો ધીરો, દયાલુ, સખી અને લાયકીવાલો શખ્સ, જે જેહાનને કોશેષથી જીટવા માગે છે અને પોતાના સાથીઓ વચ્ચે લાયક માન પામે છે." વળી તેને સ્વાલ પુછયો કે "લડાઇની હાર જીટ વચ્ચે અકલમંદ શખ્સે કેવો હુનર ધરાવવો જોઇએ?" તેણે જવાબ દિધો કે "પોતાની ખામીઓ સમજીને પોતાની રીતભાતમાં ફેરફાર કરનારો શખ્સ." વળી બીજો સ્વાલ પુછયો કે, "શરીરને ઓછું દુખ ખમવું પડે એવી રીતે જીંદગીમાં કેમ વર્તાય?" તેણે જવાબ દિધો કે, "જે દિલને દાનાઇથી સહનશીલતાવાલું બનાવી રાહતની પાંમે, સચાઇથી ધીરધાર કરે, જુઠાઈ અને ઠગાઈનો અટકાવ કરે, ફતેહ મેલવતાંજ સામાનો ગુનાહ માફ કરે અને જેનું મગજ મગરૂરીથી નિરાળું અને ધીરજવાલું હોય તે."

વળી તેને સ્વાલ થયો કે, "અંજુમન વચ્ચે પોતાની સંભાળ કરનાર કોણ?" તેણે જવાબ દિધો કે, "જે દયા અને ભલા ખવાશથી પોતાનીજ ખાહેશ પાછલ મંડેલો નહી રેહે તથા તવંગરી પછી જો બુરો વખત જોય તો આગળા વખતને વિસારી દે તે." બીજો સ્વાલ પુછવામાં આવ્યો કે "વધારે ચઢતી સખાવત અને નેકી કઈ? જડપથી ફળ પાંમવા અને વર્ષના બે પાક ઉતરાવવા કોણ માંગે?" તેણે જવબ દિધો કે, "વગર માંગવે સખાવત કરી પોતાના જીવને સંગાર આપે તે. બીજો તે કે જે સખાવત લેનાર ઉપર ઉપકાર

કરે છે એમ સમજે, તેથી તે બક્ષેશ કરનાર નહી પણ એક વેપારી સમાન ગણાય છે." વળી તેને સ્વાલ કીધો કે, "કયો શખ્સ ઘરેણા સમાન ગણાય? કોણ ભલાઈ કરવામાં ભાગ્યશાલી?" તેણે જવાબ દિધો કે "લાયકો સાથે ભલાઇ કરનારો સખી મરદ જે ઉંચા સરોવરના ઝાડ માફક દિપી રહી બાગને કદિ પણ કદરૂપો બનવા દેતો નથી. એક નાલાયકને જો કસ્તુરી ઉપર પણ બેસાડવામાં આવે તોપણ તેમાંથી સુગંધ મલવાનો નથી. તે થુવરમાંથી કાંઇ ગોલાબ ઉગવાનો નથી જેમ કે એક મુગા બેહેરાને તું કાંઈ વાત પુછે તો તું તેનાથી ઈનસાફની રાહે કાંઇજ ફાયદો પાંમે નહી તેમ."

વળી તેને સ્વાલ પુછયો કે, "આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં મેહેનત અને દુખ વેઠયા વગર અક્કલમંદ થવાતું નથી, ત્યારે નેકનામી મેલવવા માટે શું કરવું અને પેહેલેથી છેલ્લે સુધી ભલા કેમ બની શકાય?" તેણે જવાબ દિધો કે, "ગુનાહો ઉપર ફતેહ પાંમવાની કોશેષ કરવી, તમામ જેહાનને તારા શરીર જેવી પ્યારી ગણવી તથા જે ચિજ તુંને નાપસંદ હોય તે જો તારો કોઇ દોસ્ત કરે તો તેને તારો દુશમન ગણી લેવો નહી અને તેની સામે તારા દર-વાજા પણ બંધ કરવા નહી." વળી સ્વાલ થયો કે, "રીતસર કે ઘણી મેહેનત કરવી પસંદ કારક છે? એમાંથી તું શું પસંદ કરે અને કોણને સરસ ગણે?" તેણે જવાબ દિધો કે, "અક્કલની રૂએ તો વિચાર ઉપરાંત કાંઇ પણ કરવું ઘટતું નથી. પણ જો તું એમ ઇચ્છતો હોય કે, મેહેનત કીધાથીજ ફળ મળશે તો તેવું કામ આવી પડતાંજ તારે પણ તેવીજ કોશેષ ચાલુ રાખવી." વળી સ્વાલ પુછવામાં આવ્યો કે, "એવી લાયક તારીફ કહી છે કે જે ન થવે દલગીર થવું પડે છે?" તેણે જવાબ દિધો કે, "જે પરવરદેગાર ઉપર વધારે ઉમેદ રાખતો હોય અને તેનાથી ઘણો ડરતો હોય તેની તારીફ."

વળી સ્વાલ કરવામાં આવ્યો કે, "ઓ રોશણ અક્કલના શખ્સ! તારૂં માથું ઉંચા આસમાન કરતાં વધારે ઉંચુ ચઢયું છે તો મને કેહે કે, આ નાપા-યદાર ઉંચાં આસમાનના ચક્કર હેઠલ એવો વધારે ખુશ વખત કયો છે?" તે દાનાએ જવાબ દિધો કે, "જે નચિંત અને વગર હાજતનો હોય તેનો વખત. જમાનો તેનેજ ખુબી સાથે ઇનસાફ આપે છે તેથી તે ઈનસાફ સિવાયની બીજી કોઇ યાદ ધરતો નહી હોય તેજ લાયક ગણાય." સ્વાલ થયો કે "જેહાનમાં ખુશ રાખી શકે એવી દાનાઈ કહી?" તેણે જવાબ દિધો કે, "તે શખસની દાનાઇ કે જે સબુરીવાલો હોય અને જે બેશરમ શખસને પારખવી જોય. વળી એવા શખસની દાનાઇ કે જેનું મગજ ગુસ્સાથી

ઉકલતું હોય તોપણ તેવા ગુસ્સા છતાં તે એક ગુનેહગાર તરફ આંખ વીચાંમના કરે." સ્વાલ થયો કે "એ દાનાવ! અક્કલમંદોને પસંદ પડતી ચ્યજ કહી?" તેણે જવાબ દિધો કે, "અક્કલની પરવરશી કરતો શખ્સ. તેની પાસે જે કાંઇ જતું રેહે તે માટે તે દલગીર થતો નથી. જો તેનું વાહાલું પણ ગુજર પાંમે તો તેને માટે પણ તે પોતાના દિલને ગમગીન અને દુખી બનાવતો નથી. બીજો નહી બનવા જોગ ચિજો ઉપરથી પોતાની ઉમેદને સદંતર તોડી નાખનારો શખ્સ, જેનો જીવ હંમેશ ખુશ રહે છે, અને ફરતા જમાનાથી તે નચિંત બને છે." સ્વાલ થયો કે, "પાદશાહની એવી કહી ખામી છે કે જેનાથી પહેરેજગારોના દિલ દલગીર રેહે?" તેણે જવાબ દિધો કે, "દાનાવોએ પાદશાહની ચાર ખામીઓ જણાવેલી છે. પેહેલી એ કે તે દુશમનો સામે લડવા જવાને ડરતો હોય તે, બીજી એ કે તે સખાવતમાં તંગ દિલ જણાતો હોય તે, ત્રીજી એ કે તે લડાઈને વખતે અક્કલમંદોના વિચાર બાજુએ મુકી કામ કરે તે અને ચોથી એ કે તે આકલા મીજાજનો હોય અને જે કામ પાછલ મંડે તેમાં આસાયશ લેવા કે ઉઘાવા માંગે નહી તે."

વળી તેને સ્વાલ પુછાયો કે, "વગર એબનો કોણ? શું કીધાથી સારાં માણસોને એબ લાગે!" તેણે જવાબ દિધો કે "એ વિષે હું સારીજ વાત કેહેવશ જે વાતમાં મારી દાનાઇ સાહેદી પુરશે. જે મોટા દરજજાના લોકો જુઠું બોલે, કાવાદાવા કરે અને એવી રીતે જુઠાઇ તથા ગેરરીતીથી પોતાને દિપાવે તે એબ લગાડનારા ગણાય. એક બાહાદુર શખ્સ બાહાદુરીથી અંટકે તેને જે ઠપકો આપી તેના મગજને ઉશકેરે તે તથા જે કોઈ ગરૂરીને કાણુમાં રાખે, લોભ ઉપર પાદશાહી ભોગવે અને પહેરજગારોની એબ સોધી કાઢે તે વગર એબનો ગણાય." વળી કોઈએ સ્વાલ પુછયો કે, "જે પોતાને નુકસાન પુગાડવા માંગતો નહી હોય તેને કોણ કોણની ટેવ જોવાથી ફાયદો થાય છે?" તેણે જવાબ દિધો કે "જે સાચો હોય અને જેના સઘળાં કામો પણ સચાઈની રાહનાં હોય તેને. તેવો શખ્સ બોલવે સાચો તથા તેની આંખો શરમથી ભરેલી હોય છે અને તે નરમાશથી બોલે છે. બીજો ભલો અક્કલમંદ શખ્સ કે જે લોભને ખાતર પોતાની અક્કલને દુર થવા દેતો નથી."

બીજા એક અક્કલમંદે તેને સ્વાલ કીધો કે "એવો કોણ જેહાનમાં શખ્સ છે જે પોતાની તદબીર નચિંતે વાપડી પોતાના જીવની પરવરશી કરે

અને જે વડે તે પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવી શકે ?" તેણે જવાબ દિધો કે, "પેહેલો તે કે જે રાત અને દિવસનો તથા સુરજ અને ચંદ્રનો સાહેબ યજદાંન છે તેનેજ પીછાણતો હોય, તેનેજ સોધતો હોય, તેનોજ ઉપકાર માનતો હોય અને તેનોજ આસરો સોધતો હોય. વળી જે જાહેર તેમજ ખાનગી રીતે પોતાના પાદશાહનું ફરમાન બજાવવા ઉપર પોતાનું દિલ લગાડતો રેહે તે. જે પોતાના શરીરનું લાડથી પોશણ કરવા માટે પોતાની સામે દુખ અને લોભના દરવાજા બંધ રાખે તે. જે પોતાના કુટુંબના લોકોની સંભાળ કરે, દરવીશોના ગુજરાનનું સાધન વધારે, પોતાના નાના છોકરાંઓને કેળવણી આપે કે જેથી તેઓ જેહાનમાં બેઅકકલી રહે નહી તે. જો એક બેટો હોકમસરનો હોય તો તેને તેના બાપે પ્યારથી ચાહાતું પણ રેહેવું જોઇએ."

વળી એક સ્વાલ પુછયો કે, "એક સાચો બેટો પોતાના બાપ આગળ કેવી પડવી ધરાવે છે ?" તેણે જવાબ દિધો કે, "તેવો મુબારક બેટો તેના બાપને પોતાના જીવ જેવો પ્યારો લાગે છે. તેવો બેટો તેના બાપના મોત પછી તેનું નામ યાદગાર રાખે છે અને તેના કારણમાં તે પોતાના બાપનીજ રાહાનુમાઈ કબુલે છે." વળી સ્વાલ પુછાયો કે "દિલ દીપાવે એવો બજાનો કયો ?" તેણે જવાબ દિધો કે "માણસોને કોઇ ચિજ પ્યારી તો કોઇ હલકી પણ લાગે છે. કેટલીક એવી ચિજો છે કે જેની સામે બારણા મજબુટ બંધ કરી લેવાં ઘટે છે કે જેથી તારે માટેની હલકી વાતો થાય નહી. એક ભલી ચિજ પાંમવા માટે તેને માટે પેહેલી ઇચ્છા પેદા થવી જોઇએ અને તારી પાસે પછી તેની હસ્તી હોવાથી તેમાંથી ભલી ખુબી પેદા થાય. બીજી ચિજ એવી છે કે તે મેલવ્યા છતાં તે તુંને કામ આવતી નથી પછી તે પથર હોય કે પાદશાહી જવેહગત હોય." તેને બીજો સ્વાલ પુછવામાં આવ્યો કે "બુલંદીભર્યું તાજ અને નામદારી ભોગવતા પાદશાહોમાનો કયો પાદશાહ વધારે પ્યારો ગણાય ?" તેણે જવાબ દિધો કે "તે પાદશાહ કે જેનાથી ભલી દીનના લોકો નચિંત રેહતાં હોય અને તેના સાહથી બુરાઓ ધ્રુજતા હોય અને જેનાથી તેના તખત નિચેની જમીન પણ નચિંત રેહેતી હોય."

બીજા એકે સ્વાલ કીધો કે, "માણસ તવંગર સાથી ગણાય ? જેહાનમાં દુખી અને ભીખારી કોણ ?" તેણે જવાબ દિધો કે, "ઉચાં આસમાનને પેદા કરનાર પરવરદેગારનું કીધેલું જે પસંદ રાખતો હોય તે તવંગર ગણાય. જેની સાથે નસીબ યાવર નહી હોય તેને માટે લોભથી વધારે બુરૂં જેહાનમાં કાંઈ નથી." આવી તેની એ વાત સમજી સઘલા નામદારો અજબ બન્યા અને તેની તેઓએ ભેગે અવાજે તારીફ કીધી.

## નોશીરવાને બુઝરજમેહેર ભેગી મોબેદોની ત્રીજી મીજલશ ભરી તે વિષે.

બીજી મીજલશ મલ્યાને એક અઠવાડયું પસાર થતાંજ આંઠમે દિવસે એ ફતેહમંદ પાદશાહે સહવારે તખતે બેસ્તાંજ બોલવે અને દાનાઇ ધરાવવે પુર દાનાવોને ત્યાં બોલાવી મંગાવ્યા. તેઓએ ત્યાં તરેહવાર વાતો ચલાવી પણ તે પાદશાહને ઘણી પસંદ પડતી લાગી નહી. તેથી તેણે બુઝરજમેહેરને કહ્યું કે, "હવે તું તારાં મોઢાં ઉપરથી શરમનો પરડો ફાડી કાઢ." આથી તે દાનાવે જબાંન ખોલી તમામ દાનાઇની વાતો કેહેવા માંડી. તેણે પેહેલાં પાદશાહની તારીફ કરતાં કહયું કે, "તું તાજદાર શેહેનશાહનું માથું કાયમ ફતેહભર્યું રેહેજો." પછી તે બોલ્યો કે, "જ્યાં સુધી માણસો બુરો માર્ગ તજે નહી ત્યાં સુધી તેઓ મોટાઇએ પુગી શકતા નથી. માટે જો તું તારા પોતામાં દાનાઇનો વધારો કરવા ચાહતો હોય તો તું જે વાત સમજે તેમાંથી દાનાઇ મેલવતો રેહેજે. બાહાદુરી, એ નામદારી પાંમવાનો દરવાજો છે. જમાનો હીચકારાઓથી કંટાલે છે. માટે જો તું તખત ભોગવવાજ માંગતો હોય તો તારે હુનરો ધરાવવા ઘટે છે. કારણ કે લીલી ડાંખલીજ ફળ પેદા કરે છે. પુછનારાઓ તુંને તારા હુનર બાબે સ્વાલ પુછે તો તારૂં ખાનદાનજ દેખાડીને તેનો જવાબ તારીથી દેવાતો નથી. કારણ કે હુનર વગરનું ખાનદાન નાપસંદ અને હલકું ગણાય છે. એ માટે એક હુશીઆર શખ્સે જે વાત કહી છે તે અકકલમંદની વાત ઉપર તારે ધ્યાન પુગાડવું. તે વાત આ બેતમાં સમાયલી છે કે, 'ખુશબોઇ વગરના ફુલની તેના રંગથી તારીફ થતી નથી તેમજ આતશની ચેહેમાંથી પાણીનો ઝરો મલવાનો નથી.' એક પાદશાહ બક્ષેશથીજ તવંગર ગણાય છે પણ તેના એકઠા કીધેલા ખજાનાથી તે કાંઇ નામદારી પાંમતો નથી. માટે જો તું હુનર ચાહતો હોય તો તારી જે સચાઇ હોય તે સારા સખુનોથી અને ભલી કરણીથી જાહેર કર. અકકલમંદ ખુશાલ રહી શકે છે અને આસમાન તેની અકકલ વચ્ચે પરવરશી કર્યું જાય છે. ભલા લોકોની પણ એવીજ હાલત હોય છે પણ કાવત્રાંખોરાઓ નામદારી ભોગવી શકતા નથી. જેહાનમાં અકકલ વડાઇના ઝાડ સમાન છે અને તે ઉપરનું પેહેલું ફળ તે પાદશાહનું દિલ ગણાય છે. સુખ સંતોષથીજ ભોગવાય છે પણ લોભ કર્યાથી દુખી થવાય છે. તારાં નેકીના કામો કોઇની પણ જાણમાં લાવવા માંગતો ના, કારણકે તેથી તું તારી નેકીનો ઘણો બદલો પાંમવાનો નથી. તારા જીવનો દુશમન એક દાનાવ જણાતો

હોય તો તે તારા નાદાન દોસ્ત કરતાં ભલો ગણાય. નસીબ પણ સાફ દિલના માણસોનું દોસ્ત બને છે. માટે જે મેહેનતું હોય તેનેજ સુખી જાણવો. જે ચઢતી હાલત ભોગવવા માંગતો હોય તો તેવો દાવો કરનારને હુનરો પણ ધરાવવા ઘટે છે. પેહેલું એ કે તેણે વિચાર અને જ્ઞાન ધરાવવું જોઈએ, બીજું તેણે ઘટતી અજમાયશ પાંમવી, ત્રીજું ભલા ભુડાં કામોની ગણત્રી જે કામ કરતી વખતે તેના દોસ્ત સમાન ગણાય છે તથા જે દોસ્તો વચે ભલો દોસ્ત ગણાય છે અને તે દરરોજ તેમજ લાયક વખતે તેનો મદદગાર બને તે ધરાવવી. ચોહું અકકલ અને રાસ્તી જે વડે દિલમાંની જુઠાઇ અને દગો ધોવાઇ જાય છે તે ધરાવવી અને પાચમું તનને રગડોલી મોટાઇ પાંમવા માટેની કામ કરવાની શકિત. આ સઘલી ચિજો સાથે જોડાયલી હોય છે અને અજમાયશ વગર હુનર જાહેર થતો નથી. એક જોરેમંદ શખ્સ શરીરથી કોષેશ કરતો નથી ત્યાં સુધી પોતાની ઈચ્છા પારપાડી શકતો નથી. પણ તેમ કરતાં જો કોષેશ હદ કુદાવી જાય છે તો તેવી કોષેશ કરનાર નાઉમેદ બનશે એમ જાણવું. એ રીતે મેં દાનાવ શખ્સોની પાંચ ખાસીયત જણાવી છે અને એ પાંચ ખાશીયતોથી તે દુખી બનતો નથી.

"હવે એક નાદાન આ સાત આદતોથી દુખી બનતો હોય તો તેમાં કાંઇ નવાઈ જેવું નથી. પેહેલું એકે દાનાઈ ધરાવતો શખ્સ અકકલને (ગુસ્સાને લિધે) ગુમ થવાની ફીકર રાખતો નહી હોય. નહી મેલવેલી ચિજ માટે દલગીર રેહે અને હાથમાંથી જતી રેહે તે માટે ગમ કર્યા કરે. નહી થયલી ચિજ માટે પાછી (સબુરીથી) ઉમેદ ધરે નહી અને બામણુમાંથી ત્રણ ફળ પેદા થઇ શકે એમ કેહે નહી. મેહેનત કરવા માટે તેમજ ખુસ બનાવ માટે નફકરો બને અને જે નહી બન્યું હોય તેજ માટે દુખી થયા કરે. જ્યારે જમાનાથી કાંઈ સખત કામ આવી પડે તો તે તેમાં એકદમ હોમાવી દે અને અને તે કામ કરવાને ડરે નહી. નાદાન (હોવા) માટેના આ જે સાત માર્ગો મેં જણાવ્યા છે તેમાંનો પેહેલો એકે વગર વાંકે ગુસ્સો કરવો, બીજું નાલાયક શખ્સો માટે પોતાના પૈસા વેરે પણ તેનો તે હરગેજ બદલો પાંમે નહી, ત્રીજું પરવરદેગારથી તે નાઉમેદ બને અને અકકલ ખરચી તેઓને પીછાણે નહી; ચોહું પોતાનો જે ભરમ હોય તે દરેકને મોટેથી જણાવતો ફરે; પાંચમું વગર ફોકટનું બોલી પોતાના દિલને દુખી બનાવે; છઠું અનઘટતા આસરા ઉપર નચિંત બનીને ગોયા કાંતા કચરામાંથી રેસમી કપડું બનાવવા માંગે અને સાતમું જુઠું બોલવામાં સરસાઇ ભોગવવા માગે અને બેસરમીથી દ્રિપવા માગે.

"માટે એ મોટા દરજ્જાના શાહ! તું જાણ કે ખુરાઇથી કોઇ નુકસાન સિવાય બીજું કાંઇ પાંમતો નથી. જે અંનજુમન વચે મુગો રેહેતો હોય તેના દિલને તેનીજ ચુપકીદી ખુશાલી બક્ષે છે. દાનાવોની વાત ઉપર કાન લગાડયાથી તનદરોસ્તી તેમજ અકકલનો વધારો થાય છે. સમજેલી વાતોને તું વિસારી દેતો ના કારણકે દાનાઇની વાતો તખત ઉપર મુકેલાં તાજ બરોબર ગણાય છે. તારૂં સમજેલું ફળદાર બને એવું જો તું ઇચ્છતો હોય તો તારા અકકલના ગોહરોમાંથી અંદાજા સાથે બોલવું સરૂ કરજે. જો તું તારી નામદારીનો ફેલાવો કરવા માગતો હોય તો તું મ્યાનમાંથી તલવાર નિકળે તેવી રીતે બોલવું સરૂ કરજે. નાદાન હોય તે પણ દાનાવો સાથે બેસવાથી દાનાવ બને છે. દાનાઇથી જીવ અને દિલ રોશણી પાંમે છે. માટે સંભાળજે અને જુદાઇની આસપાસ તું ભમતો ના. કોઇ દાનાવ વાત કરવી સરૂ કરે ત્યારે તે બોલી રેહે ત્યાં સુધી તું થોભજે અને બોલવાની ઉટાવલ કરતો ના. દાનાવોની વાતથી તું પણ દાનાવ બનશે. માટે તેં સમજેલું તું બીજાઓને પણ કહી સમજાવજે. દાનાઇ પાંમતાં તું તેનાથી કંટાલતો ના, જો કે તે પાંમતાં તુંને સખતી તો ઘણી વેઠવી પડશે. દિલ અને જબાંન સાથે સચાઇ જોડાયલી હોય તોજ ચો તરફથી જુદાનાનો અટકાવ થઇ શકાય. માટે પાદશાહ નોશીરવાનનું દિલ હમેશાં એલમ હાંસલ કરતાં કંટાલતું ના."

પછી એક તેજ મગજના મોબેદે તેને સ્વાલ કીધો કે, "જેહાનમાં એવી કહી ખુબસુરત ચિજ છે જે માણસોને રોશણી બક્ષે અને તેઓને જમાનાની રંજથી મોકલા કરે?" બુજરજમેહેરે જવાબ દિધો કે, "અકકલ, જે કોઇ તે મેલવે છે તે બધે જેહાનમાં ફળ પાંમે છે." વળી તેણે પુછયું કે, "ખોદા તરફના રોશણ ખેલાત સમાન જે અકકલ ગણાય છે તે જો તેની પાસે નહી હોય તો તે શું કરે?" બુજરજમેહેરે જવાબ દિધો કે, "ત્યારે એલમ શિખવો વધારે સરસ છે. તેનાથી તે દાનાવ બનતાંજ તે મોટા દરજ્જાના લોકો વચે તો ચઢતો ગણાય છે." વળી તેને સ્વાલ પુછયો કે, "એલમ અને દાનાઇનું પાણી પણ નહી મેળવી શકાય અને તે પોતાના રવાનને તેવા પાણી વડે કદિ પણ નહવાડી નહી શકે તો કેમ?" તેણે જવાબ દિધો કે, "ત્યારે તેવા શખ્સે પોતાનું શરીર પેહેલવાની હુનર શિખવા માટે એક પેહેલવાન આગળ અર્પણ કરવું. જો તે તેવી શકિત ધરાવતો હશે તો લડાઇ વખતે દુશમનને ધુલમાં પછાડીને પણ પોતાના પાદશાહના દિલનો પ્યાર મેલવી શકશે, જેથી તે પાદશાહ તેના ઉપર જાવેદાન ખુશ રહી શકશે અને તેનો સખુન કબુલ રાખશે." તેણે પુછયું કે, "જો તેને એવી પણ આવડ

હોય નહી અને તે દાનાઇ, કે રીતભાત કે દીનની રશમ પણ જાણતો નહી હોય તો કેમ?" બુજરજમેહેરે જવાબ દિધો કે, "ત્યારે તે પોતાને માથે કાલી ટોપી પેહેરી મોત માટે તૈયાર થાય એજ બેહેતર."

વળી કોઇએ સ્વાલ પુછયો કે, "વસંતની મોસમના બાગમાં દાનાવોએ વાલેલી ઝાડની ફળદાર ડાંખલી ઉપરથી દરેક શખ્સ ફળ ખાય અને તેનો છાયડો ભોગવે તો તે માટે આપણે શું કરવું જોઇએ?" તેણે જવાબ દિધો કે, "જે કોઈ (એ ફળ ખાવા માટે) પોતાનું મોઢું મુજું રાખે તેના જીવને દુખ પેદા થાય નહી. તેના નહી બોલવાથી કાંઈ (સજા તરીકે) કોઇ તેની ચામડી ફાડતું નથી, પણ તે અંજુમન વચેં સઘળાનો દોસ્ત બને છે. તેના તમામ મુશકેલ કામો સેહેલ બને છે અને તેની સાથે તેના દોસ્ત કે દુશમન એક સરખી રીતે વર્તે છે." બીજાએ સ્વાલ પુછયો કે, "એવો કયો બુરો માર્ગ છે જે તજ્યાથી બુજોર્ગી તેમજ પ્યાર જીટી શકાય છે?" તેણે જવાબ દિધો કે "તે બુરી કરણી છે જે બુરાં ફળવાલાં ઝાડ જેવી છે. તેથી જો કોઈ નરમાશથી બોલે તો તેવી કોશેષથીજ દુખ ભોગવવું પડે છે. માટે જો તું દુખ ભોગવવા ચાહાતો નહી હોય તો તું તપાસીનેજ બોલજે. વળી થોડું બોલનારો પાદશાહની તરફ વફાદાર શખ્સ તેના તખતની નજદિક રેહેવા સિવાય બીજું કાંઇ પાંમતો નથી. બીજું જેમ પારધીની જાલ આગળથી જાંનવરો તેમજ પક્ષીઓ નાહાસે તેમ આવી પડનારી બુરાઈથી સર્વે એ નાહાસતા રેહેવું ઘટે છે, ત્રીજું જોરેમંદ દુશમનોની બુરાઈથી દૂર રહી વફાદાર દાનાવ દોસ્તોની જોડ સાંધવી. નહી કરવા જોગ કામ હોય તે કરવાં નહી અને નિર્દોશોને દુખ દેવું નહી કે જેથી તેનાથી નેકી દૂર થાય નહી અને તે ભવિસ્યના વખતથી નચિંત બને. એક દુશમન આગળથી તો શેકાર માફક જડપથી દૂર નાહાસવું પણ દોસ્ત આગળ તેના તીર અને પીછ માફક ઉસ્તવાર રેહેવું. જો મોજનું પરીણામ દુખમાં આવતું હોય તો અકકલમંદોએ તેવી મોજથી દૂરજ રેહેવું. સુસ્તીને તેમજ મોજમજાહને દૂર કરવી અને મેહેનતથી તન રગડીને મોજ ભોગવવી. કારણકે મેહેનત વગર જેહાનમાંથી ફાયદો મેલવાતો નથી અને જે કોઈ આલશુ હોય તે ગંજ પાંમી શકતો નથી. હાલ દુરસ્ત આટલીજ નશીયત પુરતી થઇ છે અને તેથી ઉંઘાતાં દિલો હવે જાગૃત બન્યાં છે. આ જેહાન નોશીરવાન ઉપર કાયમ રેહેજો અને તે તેમજ તેની દોલત હમેશ તાજી રેહેજો."

મોબેદોએ, દાનાવ દિલના અકકલમંદોએ તેમજ બીજા દરબારીઓએ એ બુજરજમેહેરની આવી નશીયત સમજી આફ્રીન પોકારી અને તેણે જેહાનના પાદશાહની પુશકલ તારીફ કરીને ત્યાંથી વિદાય થયા.

# નોશીરવાને બુજરજમેહેર અને મોબેદોની ચોઠીવાર મીજલશ ભેગી કીધી તે વિષે.

એ બનાવ બન્યાને બે અઠવાડયા પાછાં વહી જતાંજ પાદશાહે એક દાહાડે લશકરનું કામ ખતમ કરતાં પોતાના વજીરો, સરદારો અને અકકલમંદોને મેહેલમાં પાછું પધારવાનું ઈજન કીધું. ત્યાં તેણે તે દાનાવોને શરીર વિષે, ખાનદાન વિષે, આકલાપણા વિષે, નચિંતાઇ વિષે, જ્ઞાન અને ઇનસાફ વિષે, પાદશાહી વિષે, તાજ વિષે, બાહાદુરી વિષે તથા ભલા સેતારાઓની સરૂવાત અને આખેરી વિષેના ઘણાએક કામમાં આવે એવા સ્વાલો તે મોબેદોને પુછ્યા. તેથી દરેકે પોતાના જ્ઞાન મુજબના તેના જવાબો દિધા. પણ એથી પાદશાહને કાંઇજ ખુશાલી મલી નહી. આથી પાદશાહે તુરતજ બુજરજમેહેરને કહયું કે, "હવે તું તારાં પ્રકાશતાં જવેહરાતો બાહાર કાઢ."

બુજરજમેહેર તેના ઉપર દુવા કરીને બોલ્યો કે "ઓ રોશણ દિલના, પવિત્ર અને દયાલુ પાદશાહ ! જાણ કે તારી માફકના કોઈ પાદશાહે જેહાનમાં એમ માથે તાજ મુકયું નથી. તારી માફક જે પાદશાહ ઇનસાફ અને દાનાઇથી, તાજ અને તખતથી, ખોરેહભર્યા ચેહેરાથી, તથા અકકલ અને નસીબથી પહરેજગારી મેલવી શકે તેજ કીના અને લડાઇથી કરાર પામી શકે છે. નહી ઘટે તેવાં કામોમાં હોમાવ્યા કરતાં દિલ ગમગીન અને દુખી રહે તેજ ભલું. એ માટે એક હુશીયાર શખ્સે એવી સુંદર વાત કહી છે કે પાદશાહે બુરાઇથી પહરેજ રેહેવુંજ ભલું છે. દરેક દાવો ઉઠાવતાં જે પાદશાહ ખોદાથી ડરતો હોય તે કીના અને લડાઇના કામમાં પડતો નથી. પણ જે પાદશાહ ગુસ્સે બનતો હોય તો તેણે તુરતજ પોતાની અકકલને બરબાદ કીધા બરોબર ગણાય. નાપસંદ કામો કરવાનો તો પાદશાહે વિચાર પણ કરવો ઘટતો નથી. તેથી જે પરવરદેગારથી ડરીને નેકી અને બદીનું તોલ કરે તેજ પોતાના નેક કામોનો બદલો બેહેશતથી મેલવે છે. જેની જબાંન સાચી અને દિલ સુલેહભર્યું રેહે તેજ હંમેશાં જેહાનમાં આબરૂ પાંમે છે. જે કોઇ વિચારવંત હોય તે અંજુમનને મનથી હલકો ગણાતો નથી. બોલકનો, રોશણ દિલનો અને ઈનસાફી શખ્સજ નિચ ને નિચ અને મોટાને મોટા તરીકે ગણે છે.

"પાદશાહના નોકરોએ કેડે પણ હાર મેલવવી જોઇતી નથી. પાદશાહને દાનાવ લોકોજ પ્યારા હોય તોજ પાદશાહનું તાજ બુલંદીએ પુગે છે. પણ જો તે નાદાનોના વિચાર મુજબ ચાલે તો તે પોતાના રાજ્યને પણ ઉંધું વાલી દે છે. કારણ કે નાદાન લોકો દાનાઇ આગળથી નાહાસતા ફરે છે અને નાદાની

ફરી બજાવવામાંજ તેઓ હરીફાઈ ભોગવે છે. તેવા લોકો દરબારનો કારોબાર ચલાવી ગોયા તેમાં દુશમનોની ઇચ્છા મુજબનું ઝેહેર ભેલે છે. જો પાદશાહ તમામ દાનાઇથી વાકેફ થતો રેહે તો તે ખોરેહમંદ રહે છે, તેથી તેના રાજ્યમાં કોઈ પણ દુખી બની ઉંધાતો નથી એને તેથી તે પાદશાહને પણ નુકસાંન પુગતું નથી. જે બુરી તોખમ અને બુરી ખાશીયતનો હોય અને જો તે શિક્ષાને લાયક હોય તો તેને તે પાદશાહે દેશનિકાલ કાઢવો ઘટે છે કે જેથી નિરદોશ લોકો તેનાથી દુખ ભોગવે નહી. ઝંદ અવસ્તામાં એવું કેહેવાયલુ છે કે, 'જે કોઇ પાદશાહના બંધીખાનામાં નિરદોશ પહરેજ પડયા હોય તો તેઓને પરવરદેગારના નામ ઉપર છુટા મેલવા ઘટે છે. પણ જે બુરી કરણીના, શોખ અને શુમ લોકો હોય તેઓને તો દેશનિકાલ કાઢવા ઘટે છે. કારણકે જો તેના ઉપર એવો બુરો વખત ગુજરે નહી તો તેઓ માણસ જાતને નુકસાન પુગાડતા ફરે.' માટે જેહાનના પાદશાહે તો દીનની રૂએ અને ઈનસાફથી જેહાનને સાચવી પોતાને ખુશાલ રાખવો ઘટે છે. તેનું જાહેર તેમજ ખાનગી કામ એજ જોઈએ કે તેણે જેહાનના બુરા લોકોને તલવારથી સાફ કરી નાખવા ઘટે છે. જો પાદશાહ રૈયતની દાનાઇથી સંભાળ કરે છે તો તે ફર્યાદીઓથી કરાર પાંમે છે. દુશમનોના દગાથી પાદશાહ ચેટેલો રેહેવાથી તેના દુશમનો પણ તેનાથી ધ્રુજતા રહે છે. વળી પાદશાહ જો લડાઇ વખતે હરોલમાંજ રહે છે તો તેની પાદશાહીને પુગતું નુકસાંન પણ દૂર થાય છે. પણ જો પાદશાહ કાંઇ ચિજ માટે ધીકકાર રાખે તો તેનું તાજ તખત પણ ધીકારમાં પડે છે.

"વળી એક પાદશાહે પોતાના ફરજંદ ઉપર પ્યાર ભરી રાખવો એ તેણે પાણીમાં પોતાનો પડછાયો જોયા કરવા બરોબર છે. તેણે તો તેને દાનાઇ અને જ્ઞાન શિખવી તેના જીવને દિપતો રાખવા સિવાય બીજું કાંઇ કરવું ઘટતું નથી. તેના ઉપર પોતાનો ખજાનો રેડી દેવો એ તેની મુશકેલી અને દુખ વધારી દિધા બરોબર ગણાય છે. જો કોઇ શાહજાદાએ જુલમ ગુજાર્યો હોય તો પણ તેણે તેનું દિલ એકદમ તોડી નાખવું જોઈતું નથી. તેણે તેના ઉપર મજબુટ શિક્ષા કીધાને બદલે તેના દિલને પાછું સુલેહની રાહ ઉપર લાવવું ઘટે છે. તો પણ તેના દિલમાં દુશમનીજ દેખાય તો તેને બાગમાં ઉગેલા જંગલી પાલા સમાન ગણવો અને એ પાલાને જો લાંબો વખત ઉગવા દિધો તો તે જોર પકડીને પાદશાહી બાગને એબ લગારનારો થઇ પડે છે. ખોરહવાલા અને અકકલમંદ પાદશાહે નિંદાખોરોની વાત ઉપર ધ્યાન આપવું નહી. જો કોઈ બુરી કરણીનો શખ્સ તારા [illegible]

તેને યજદાંનના હોકમ મુજબ તારે ગરદન મરાવવાથી હટવું નહી. વળી એક પાદશાહના રાજ્ય અમળની બુરી ખાશીયતના વજીરથી તેમજ બુરી ઓરત સાથે નેકા કીધાથી ખરાબી થાય છે. તારે નાદાનોની પણ વાત સમજવી, પણ જો તે બુરી સલાહ આપે તો ઇનસાફની રાહે તે સલાહ મુજબ વર્તવું નહી. પાદશાહે તમામ રાસ્તીનોજ સંગાર કરવો અને દિલમાંથી જુઠાઇને કાઢી નાખવી. જેહાનના પાદશાહને સચાઈ સિવાય દેવની આપેલી જુઠાઇ જેબ આપતી નથી. મારી આવી નશીયતો જો પાદશાહો સમજતા રહે તો તેઓના દિલમાં અકકલ છે એવી તેઓને ગવાહી મલે. જેથી તે પાદશાહ ઉપર તેનું તાજ પણ આફ્રીન પોકારે અને પાદશાહી તખત પણ તેનાં ઉપર કાયમ રેહે. તેનાથી તેનું તાજ અને તખત સોભા પાંમે અને તેને નસીએ દુશમનો પણ ના ઉમેદી બનેલા રેહે. આ નાપાયાદાર આસમાનનું ચકકર ફરતું રેહે ત્યાં સુધી તેની નેકનામી પણ જેહાનમાં યાદગાર રેહે. માટે ઓ પાદશાહ નૌશીરવાન! તારી આખી જીંદગી સુધી તું જવાની ભોગવજે અને તારો જીવ હુનરથી ભરેલો રેહેજે."

તેની આવી વાતોથી તમામ દરબાર અજબ બની અને તેની આગળ તમામ દાનાવોના વિચારોએ અંધકાર પકડયો. તેની આવી વાત સમજતાંજ નૌશીરવાને પણ તેની જેટલી બુજોર્ગી વધારી શકાય તેટલી વધારી દિધી. તેની આંખો આવી વાત સમજતાં ભીની બની પણ તેની જબાંન ઉચાં મોતી જેવા સખુનોથી ભરપુર બની. પછી તે પાદશાહી મેહેલમાંથી તમામ ભેગી મલેલી અંજુમન બુજરજમેહેરની આફ્રીન પોકારતી બહાર પડી.

## બુજરજમેહેર તથા મોબેદાની નૌશીરવાને પાંચમી અંનજુમન ભેગી કીધી તે વિષે.

એ બનાવ બન્યાને એક અઠવાડયું વહી જતાં આઠમે દાહાડે સુરજે જેહાનને દિપાવવા માંડતાં અને રાતની કાલી ચાદરને ફેંકી દેઇ જેહાનને સુનેરી કપડાંથી સનગારતાંજ તે શેહેનશાહ પોતાના વજીરો, જેહાનના અનુભવીઓ અને કામ બજાવનાર સરદારોની પાછી મીજલશ ભરી બેઠો. ત્યાં નજુમીઓ, દાનાવો, અકકલમંદો અને ચાલાક ભણેલા શખસો સાથે મોબેદાન મોબેદ અરદેશીર, શાપુર અને યજદેજરદ પણ હાજર થયા. તેટલામાં પેલો બોલકનો જવાન બુજરજમેહેર પણ ત્યાં નૌશીરવાન આગળ આવી લાગ્યો. આવતાંને વાર તેણે પાદશાહ ઉપર દુવા ગુજારી અને તેને

જોઈ તે જમીનનો પાદશાહ પણ ખુશ બન્યો. પછી તે જેહાનના પાદશાહે દાનાવોને કહયું કે, "યજદાંનની દીન ઉપાય કીધાથી કૌવટમંદ બને છે અને પાદશાહી તખત ખામી વગરનું દેખાય છે એવી વાત કોણ પુરવાર કરી જાણે છે?"

તે દાનાવો વચેથી મોબેદાન મોબેદ અરદેશીરે તેનો એ સવાલ સમુજતાંજ તેને એવો જવાબ દિધો કે, "પાદશાહના ઇનસાફથીજ પાદશાહી ખોરેહ, તાજ અને તખત પ્રકાશ પકડે છે. વળી ઈનસાફ સાથે ખજાનાનાં બારણા પણ ખુલ્લાં રહ્યાથી તેનું નામ મરણ બાદ બુલંડીએ પણ પુગે છે. બીજું જુઠું બોલવાથી પાદશાહે પોતાની જીભ સીવેલી રાખવી અને તેણે જેહાનમાં જુઠાઈથી ફાવવાની કોશેશ કરવી નહી. ત્રીજું તેણે પોતાના જમાનામાં પોતાના તાજને ઇનસાફ અને સખાવતથી દિપતું કરવું. ચોથું નાદાન ગુનેહગાર છોકરા ઉપર પાદશાહે ગુસ્સે થવું નહી. પાચમું તેણે પોતાનું નામ યાદગાર રેહે એવી રીતે બોલવું; અને તેમ તેણે સાચુંજ બોલવું અને પોતાની દીનથી ફરવું નહી. છઠું તેણે પોતાના હાથ નિચેના નોકરોને જેમ તે પોતાના નસીબને ચાહે તેમ ચાહાવા. સાતમું તેણે દાનાઈભર્યા સખુનો બોલવા અને બોલવામાં જબાનને સાબુટ રાખવી; દાનાઇ શિખ્યાથી તેણે કંટાલવું નહી અને મગજને વિચારવંતો સાથે કસાયલું રાખવું. હરેક કોઇ અકકલથીજ જોરેમંદ બને છે જેથી તેને પોતાના નસીબ સારૂ પણ ઘણું રડવું પડતું નથી. અકકલ દાનાવોના જીવની પરવરશી કરેછે અને શિખતાઓને માર્ગ દેખાડે છે. માટે ઓ પાદશાહ! તું તારાં દિલને અકકલના માર્ગ ઉપરથી ઉડાડી મુકતો ના. કારણકે અકકલ તો નામ તેમજ પરીણામ એ બંનેની પરવરશી કરે છે. જે કોઇ એમ બોલતો હોય કે, મારા જેવી અકકલ કોઈ બીજામાં નથી તો તેના જેવો નાચિજ અને કમ અકકલ વાળો બીજો કોઇ નથી."

તારબાદ ભણેલા યજદેજરદે પાદશાહને કેહેવા માંડયું કે, "ઓ દાનાઈ પસંદ કરનારા દાનાર પાદશાહ! લોહી રેડવું અને નજીવી બાબદમાં ઉશકેરાઈ જવું એ પાદશાહને એબ લગાડનારૂં છે. જે પાદશાહ હલકાં મગજનો બને અને વગર વિચારે કોઈ કામમાં હોમાવે તથા દાનાવો સાથે ... કરે તે નાદાનીથી પોતાના દિલને ઉશકેરાયલું રાખે છે. પાદશાહનું દિલ મેલું બન્યાથી તેનું સ્થાન પણ દેવ સાથે તાલુકો ધરાવનારૂં થાય છે. જે કોઈ ઇનસાફી હોય પણ તેનું મગજ હલકું હોય તો તેના તેવા ઇનસાફથી કોઇ

સારાં કામો બનતાં નથી. લડાઈ વખતે જે પાદશાહ લડવાને ડરે તે પોતાનો જીવ સંભાળી પોતાની આબરૂ માટે ડરતો નથી. જે તવંગર બખીલી કરે અને બુરી ખાશીયતનો બને તે કબરવાશ થયલોજ ભલો ગણાય. ગરીબો ઉપર બાદુરી ભોગવવી લાયક નથી અને તેમ કરનાર મોટા દરજાનો પણ ગણાતો નથી. એક બુઢ્ઢો જુઠું બોલે તે નાખુશ ગણાય છે અને તેનો જીવ તેના મોત પછી દોજખમાં જઇ પડે છે. કામ કરવામાં કોઈ જવાન આલશાઈ વાપડે તો તેવા શખ્સથી જમાનો પણ કંટાલે છે. તેવો શખ્સ નાતવાન બની જવાની પણ ભોગવી શકતો નથી. તેવા શખ્સ પાસે જોર અને જીવ પણ રેહેતાં ના.''

જ્યારે બુજરજમેહેરે તેઓની આવી સુંદર વાતો સમજી ત્યારે તેણે પણ દાનાઇની વાતો કહી સમજાવાને પોતાના મગજને તૈયાર કીધું અને બોલ્યો કે, "ઓ સુરજ જેવા ચેહેરાના પાદશાહ! આસમાન તારા ઈનેશાફથી તારી મરજી મુજબ ફરતું થજો. અકકલથી દરેક શખ્સ મોટાઇ પાંમે છે અને તેથી તેને નસીબને નામે રડવું પડતું નથી. જાણ કે જે કોઈ અકકલ ધરાવે છે તે પોતાના રવાનની પરવરશી દાનાઈથી કરે છે. પણ એક નાદાનથી તો પથર અને પાહાડ પણ રડવા પડે છે; કારણકે તે કોઇ પણ આગળ માન પાંમતો નથી. તે કોઇ પણ વાતની સરૂવાત કે આખેરી જાણતો નથી અને પોતાના નામને એબ લગાડવા માટે પણ શરમાતો નથી. તેથી તે દરેક કામમાં લોકોના તાણા ખાય છે અને દાનાવોથી તો તે વધારે ધીકકારાય છે. એક ઇનસાફ કરનાર પોતેજ જુઠાઇથી પુર હોય તો તે દાનાવો આગળ પ્રકાશ પકડી શકતો નથી. વળી જો લશકર ખજાનાની સંભાળ કરનાર સરકારથીજ દુખી થાય તો તેઓ બળવો પણ ઉઠાવે છે. બીજું એ કે કોઇ દાનાવ સારી જેવી ચિજથી લલચાઇને બાજે વખતે ગુનાહ કરવાથી પણ ડરતો નથી. જો વૈદ પોતેજ શરીરે દુખી હોય તો તે બીમારોને કયાંથી સાજા કરે? જેમ એક દરવીશ કોડીને કામની નહી હોય એવી હલકી ચિજ ઉપર લોભાય તેમજ એક બુરો પાદશાહ કે જેનાથી લોકોની ઉંઘ અને ભુખ જતી રહેલી હોય છે અને તેમનું દિલ તેના ઉપર ઉશકેરાયલું રેહે છે તે પણ લોભાય છે. પણ તું જેવા પાદશાહ સાથે તો સુગંધી પવન પણ લાડ કરે છે અને તુંનેજ પોતાની સુગંધીનું કારણ ગણાવે છે. સાતમું એકે એક દાનાવ ગુસ્સે થઇને પારશી મતા ઉપર નજર બીગાડે છે અને આઠમું એકે નાદાનોને તરબીયત આપવાનું કામ એક આલસુ ઉસ્તાદને હાથ સોંફવામાં આવે. અકકલ વગરનો શખ્સ પાછલથી પણ અકકલ પાંમતો નથી અને તેને પોતાની બોલેલી વાતો માટે

પશેમાનીજ ઉપજે છે. ઓ નેક ખશલતના શાહ! જેમ આતશ પોતાને પોશણ આપનાર બાંબુનું જંગલ છોડી ગંધકનું બલતન મેલવે અને તેથી દુરગંધી પાંઠરે છે તેમ નાદાન પાદશાહ દાનાઇનું કામ છોડીને પશેમાન બને છે. પાદશાહ નૌશીરવાનનું દિલ કાયમ જીવતું રેહેજો અને જેહાનના સરદારો તારા ગોલામ રેહેંજો."

## બુજરજમેહેર અને મોબેદોની નૌશીરવાને છઠી અંજુમન મેલવી તે વિષે.

વળી એ બનાવ બન્યાને એક અઠવાડયું પસાર થતાંજ પાદશાહે પાછી એક મીજલશ ભરવાનો હોકમ કીધો અને તે પોતે હાર સાંકલી પેહેરી કંમરે કંમરબંધ બાંધી તથા માથે તાજ મુકીને સુનેરી તખત ઉપર આવી બેઠો. તેના તમામ મોબેદો તથા વજીરો તેના એક હાથ ઉપર બેઠા અને બીજા હાથ ઉપર તેનો મુનશી યજદેજરદ બેઠો અને બીજા દાનાવો, મોબેદો, સરદારો તથા બુજરજમેહેર તેઓની આસપાસ બેઠા. પાદશાહે તુરતજ બુજરજમેહેરને પુછ્યું કે, "તોખમ કેમ છુપી રહી શકે?" તેણે જવાબ દિધો કે, "જે વાત જીવને ફાયદાકારક હોય તે ધરાવ્યાથી તથા પેલી દાનાઇનો અખુત ખજાનો કે જે સમજવાથી માણસને ખુશાલી ઉપજે છે તે ધરાવ્યાથી એક હલકો શખ્સ પણ મોટાઈ પાંમે છે." પછી એક વજીરે બુજરજમેહેરને સ્વાલ કીધો કે, "ઓ ફરતા આસમાનથી પણ વધારે નામદારી ભોગવનારા દાનાવ શખ્સ! એવી કહી ચિજ તું ધારે છે કે જે આગળ હોયાથી નુકસાન થાય છે પણ તે ઘટી જઈ દૂર થવાથી ફાયદો થાય છે?" તેણે જવાબ દિધો કે, "થોડું ખાધાથી શરીર આશુદું રહે છે, તેમજ રવાન પણ પોતાની પરવસ્થી પાંમે છે. પણ ઉપર અને ઉપર ઘણા નેક કામો કીધાથી ઘણો ફાયદો પમાય છે."

પછી મુનશી યજદેજરદે તેને પુછ્યું કે "ઓ નશીયત આપનારા દાનાવ! માણસના દિલમાં છુપાયલી એવી દસ બુરી ખાશીયત કહી છે જે ધરાવ્યાથી અને હોવાથી તે તેનાથી કંટાલે છે?" તેણે જવાબ દિધો કે "પેહેલું એકે તેણે પારકાઓની એબ કાઢવાથી દુર રેહેવું. કારણ કે જેહાનમાં કોઇ પણ ખુલ્લી યા બાતેન એબ ધરાવ્યા વગરનું નથી. બીજું એ કે કોઇ મોટો શખ્સ તારી અદેખાઈ કરતો હશે તેજ પડતીમાં આવતાં પોતાના કામ માટે રડીને પસ્તાવો કરશે. ત્રીજું બદગોઇ કરનાર અને બે મોઢે બોલનારો શખ્સ છે જેના કામથી પાણીમાંથી પણ ધુલ ઉડતી થાય છે. એવા શખ્સ ... લખનારે કહયું છે કે 'એવા શખ્સની જો ચઢતી હોય તો તે પણ



જે કોઈ બદગોઈ કરનારની સઘલી વાત સમજતો નથી તે તેની વાતથી વાકેફ પણ થતો નથી અને તેના કેહેવા પ્રમાણે ચાલતો પણ નથી.' પાંચમું અકલમંદ શખ્સ દુન્યાઇ ચિજો ઉપરથી નજર ફેરવેલી રાખે છે જેથી તે ગુસ્સાથી પણ દુર રહે છે." ૧

પછી વડા વજીરે તેને પુછયું કે, "એ દાનાઈમાં ચડતા અકકલમંદ શખ્સ! જેહાનમાં કોઇ પણ શખ્સ જાહેર કે છુપી મટલબ વગરનો નથી. તોપણ તે મટલબના જુદા જુદા માર્ગો છે જે માણસની પડવી મુજબ જાહેર થાય છે. આ માર્ગમાંનો કયો મારે માટે ફાયદાકારક ગણાય અને કયો દુખ, દરદ તથા નુકસાનથી ભરપુર ગણાય છે?" બુજરજમેહેરે જવાબ દિધો કે "એ માર્ગ બે બાજુનો હોય છે અને તું જેવી ખાહેશ ધરાવે તેવી રીતે તેમાંથી પસાર થઈ શકે છે. એક માર્ગ બદીથી ભરપુર અને નફકરાઇવાલો હોય છે, જયારે બીજો અકકલથી ભરપુર અને નેક કરણીવાલો હોય છે. જેહાનમાંથી પાછા ફરી પાછા ધુલમાં ડટાવાનો માર્ગ જેમ લાંબો છે તેમ ધ.રતી ફીકરથી પણ બરેલો છે. આવી વાત પુછતી વખતે અકલે તારી રેહેનુમાઇ કરવી ઘટતી હતી કે જેથી તું આવો સવાલ પુછી ચુનોચરા કરતે નહી. ખોદા તરફથી અકકલમંદોને ખેલાત બક્ષાવલો છે, કે જેવો ખેલાત મેલવવાને તું નેગાહ પોહોંચાડીને જો કે કોણ લાયક હોય છે? જો અકકલ એક દાનેશમંદ શખ્સની મદદગાર નહી હોય તો પછી જેહાનમાં તેવી ખરીદી (યાને દોસ્તી) કોઈ કરતું નથી. જે અકકલ ધરાવતો નહી હોય તેને જીવ પણ ધરાવવાની અગત્ય નથી કારણ કે અકલ તો જીવનો પણ જીવ ગણાય છે. ૨ જેણે અકકલ શિખવા માંડી તે પોતે તકરારથી પોતાનો બચાવ કરવાને લાયક બન્યો એમ સમજવું. માટે તું દાનાઈથીજ યજદાનને નમતો રેહે કારણ કે તેજ સાહેબ હંમેશ છે અને હંમેશ રેહેશે. જો તેને તું નમતો થયો તો તારાં દિલની ઇચ્છા પણ પાર પડશે અને તું જ્યાં જવાની ઉતાવલમાં છે ત્યાં તું પોહોંચી જશે. વળી બીજું એકે દાનાઇ એવી છે કે તેના વડે તું તારી રોજી સેહેલથી મેલવી શકે છે. તું તારો ખોરાક અને પોશાક પાકીજગીથી મેલવતો રેહેજે અને એ રીતે યજદાંનનું ફરમાન બજાવતો રેહેજે. જો તું રોજી પામશે તો પછી કાંઇ પણ ચિજ માટે મોહતાજ

૧ અત્રે બુજરજમેહેરને દસ બુરી ખાસીયત વિષે પુછાયું છે પણ તે પાંચ વિષેજ જવાબ દે છે જયારે બીજા પાંચની બેતો કદાચને જતી રહેલી હોય એમ અનુમાન થઇ શકે છે.

૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

નહી અને તુને બખીલો પાસે મદદ માટે હાથ ખોલવા જવું પડશે નહી. ધંધાઓમાંથી એવા ધંધાની તું પસંદગી કરજે કે જે કીધાથી તારી આબરૂ અને નામને ધોકો પુગે નહી. વળી તારે મોટા દરજાના શખ્સ સાથે દોસ્તી પાડવી કે જેથી તારી લાચારીને વખતે તે તારો મદદગાર થાય. જો તું તારી તારીફ થયલી જોવા ઇચ્છતો હોય તો અંનજુમન વચ્ચે તારે મુંગુ રેહેવુંજ પસંદ કરવું. તે વખતે તુંને બોલવું પડે તો તું જે જાણતો હોય તેજ બોલજે અને તારાં જીગરને દાનાઇ શિખવા પાછલ તો બાલીજ નાખજે. તું હમેશાં દાનાઈનું વજન કરજે પણ પૈસા અને ખજાનાનું વજન કરતો ના. કારણ કે ખજાનો તો દાનાવો આગળ ધુલ સમાન છે. કાંઇ પણ બોલતી વખતે તું તોલ કરીને બોલજે અને દાનાઈને તારી કમાન તથા જીભને તીર બનાવજે. જો લડાઇનો વખત આવ્યો હોય તો સાવચેટ રેહેજે અને તારા શરીરને દુશમનથી સંભાલેલું રાખજે. જો તારા દુશમને તારી સામે સફ કરી હોય તો તું અકકલથી ધીરજ પકડજે. લડાઇ વચ્ચે તારા હરીફને જોતાંજ તું ઉતાવળો પડી તેને હાથ મરવા જતો ના. જો લડવાની સરૂવાત તુંજ કરશે તો તેમાં તું ફતેહ પાંમશે પણ તે વખતે કાંઇ સુસ્તી કરશે તો તું તારું માથું ખોહશે. જયારે તું તારા ઘોડાને લડવા દોડાવે ત્યારે સાવચેટી સાથે તારા હરીફના હથીયારથી સંભાળ રાખજે. જો તારો દુશમન ઉશકેરાયલો હોય તો તેથી તું કાંઇ હટતો ના. તારા મદદગાર તરીકે તું હુશીયાર માણસોનેજ પસંદ કરજે. જો તારીથી તારા હરીફ સામે ટકાવાનું નથી એમ જાણતો હોય તો ત્યાંથી લડાઇ કીધા વગર નાહાસવાનીજ તૈયારી રાખજે. ખાતી વખતે પણ તું તારા શરીરની સંભાળ રાખજે કે જેથી તુંને કાંઇ નુકસાન પુગેજ નહી. ઘણુ ખાવાથી તુંનેજ નુકસાન છે જયારે થોડું ખાવાથી લાંબી જીંદગી તુંજ ભોગવશે. તું ખાવામાં એકદમ ચકચુર થતો ના. પણ ખાવામાં એવી રીત રાખજે કે જેથી તુંને ભુખ છુટયાજ કરે. વળી ખુશાલીને વખતેજ તું દારૂ પીવો પસંદ કરજે, કારણ કે છાકટો પુરૂશ કોઇની પણ તારીફ પાંમતો નથી. તારે પરવરદેગારનીજ પ્રસ્તેશ કરવી ઘટે છે, જેહાન આંસુના ટીપાં સમાન છે જયારે તેમાં તું પોતે એક રજકણ સમાન છે. માટે એ જેહાનના પેદા કરનારનીજ પુશકલ તારીફ ગાવી તું પસંદ આવે તેનીજ યાદ માટે બંદગી કરવાની સરૂવાત કરજે. તું સાવચેટી સાથે આવતી ટકોને માટે આતુર રેહેજે અને ફુરસદ પાંમતાં રાત દીસ ખુશીને ભોગવજે. તમામ કામોમાં તું હદમાં રહેજે અને લડાઇ કરતાં સુલેહનેજ તું ભલી ગણજે. તું હવા, પાણી અને ધુલમાંથી બનેલો છે તે ભુલતો ના અને

પરવરદેગારનો માર્ગ ચુકતો ના. તું ખાતો હોય તેથી ઓછી બંદગી કરતો ના. જો દીનના ફરમાનો ગમે એટલાં પુરાણા બન્યા હોય તોપણ તે પાળનાર તું પોતે તો નવોજ છે એમ સમજજે. તું નેકીજ પસંદ કરજે અને તેનેજ ગણીમત ગણજે. જે કાંઇ ન્યામત તું પરવરદેગાર તરફથી મેલવે તેનો આભાર જાહેર કરજે. લોભને તું તારી અકકલ હુશીયારી ઉપર ફાવવા દેતો ના, નહી તો કે પછી અકકલ તારી તરફ નજર પણ ફેંકશે નહી. કોઇ પણ રીતે બદી કરવાથી તું દુર રેહેજે અને જો તું અકકલમંદ હોય તો નેકીજ પસંદ કરજે. જેહાનમાં વધારે તારીફને લાયક શખ્સ તેજ કે જેની જાહેર તેમજ છુપી નેકી જાણમાં આવે. તું તારાં ફરજંદોને તેમજ તારા ખેશ કુટુંબીઓ જે હોય તેઓને લખતાં વાંચતાં શિખવજે. જો તેં લિધેલી મેહેનતનું ફળ તું ચાખવાજ માંગતો હોય તો તારા શિક્ષકનું માથું તું દુખવતો ના. એક જવાન શિખ્યાં ભણ્યાથી તો પાદશાહના તખત સુધી પુગી શકે છે અને જે નશીબથી હીનાયલો હોય તે નશીબવાન બને છે. બીજા સઘલા ધંધા કરતાં એલમ વધારે પ્યારો હોય છે અને તે ખુવાર થયલા માણસોને પણ મોટાઇએ પુગાડે છે. એલમ અને અકકલના સાધનો સાથે જો તું એક લેખક બને તો તું આખરે પાદશાહના તખત આગળ પણ બેસવા પાંમે. એ રીતે શરીરને મેહેનત આપ્યાથીજ આખરે પાદશાહ પાસેથી પુશકલ ધન મેલવી શકાય છે. તે હુશીયારીથી ખુશ ખતે પણ ટુકી એબારતમાં લખી શકે છે જેની લંબાન ભાગની થાય છે. તે જેમ બને તેમ સેહેલ ભાષામાં લખી શકે છે અને તે લખાણ દિલને પણ વધારે પસંદ પડતું થઈ પડે છે. ભણેલો વળી અકકલમંદ પણ ગણાય છે તેમજ તે મેહેનતું તથા સારી યાદવાલો પણ હોય છે. તે હુશીયાર તેમજ પાદશાહની સાથે કામ કરનારો બને છે. તેનું મોઢું બુરી વાણીથી ચુપ અને શરીર પવિત્ર હોય છે. વળી તે સંતોષી, દાનાવ, સાચો, વફાદાર, પાકીજેહ અને તાજગીવાલા ચેહેરાનો હોય છે. જો તે આવા સઘલી હુનર ધરાવી પાદશાહ આગળ હાજર થાય છે તો તે તેના તખત આગળ જરૂર બેસનારો થઈ પડે છે."

જ્યારે પાદશાહે તેના આવા સખુનો સમજયા ત્યારે તેનું દિલ વસંતના ગોલાબ જેવું તાજું બન્યું. તેથી પાદશાહે પોતાના વજીરને તુરતજ ફરમાવ્યું કે "તેની પડવીમાં તું વધુ વધારો કર. તેને માટે લાયક ખેલાત તથા પૈસા મંગાવ કારણકે તેની વાતથી મારૂં દિલ ખુશ થયું છે."

## બુજરજમેહેર અને મોબેદોની નૌશીરવાને સાતમી મીજલશ ભરી તે વિષે.

બીજે અજવાળે સુરજે પોતાનું તાજ દીપાવવા માંડતાંજ નૌશીરવાન પોતાના વજીરો, સરદારો અને જેહાનના અકકલમંદો સાથે પોતાના હાથીદાંતના તખત ઉપર આવી બેઠો. તેઓ વચે સાવે તથા મુનશી યજદેજરદ અને તિક્ષણ બુધ્ધીનો બેહેમન એ સર્વે હતા. તુરતજ પાદશાહે બુજરજમેહેરને કેહેવું સરૂ કીધું કે, "હવે તું હમારાં દિલો ને સંગાર આપ અને હમુને માર્ગ દેખાડ. મારી આગળ તું જે કાંઇ સાચી વાત જાણતો હોય તે કેહે પણ જેહાનમાં કદિ જુઠાઇથી આબરૂ પાંમવા માંગતો ના. પાદશાહી બાબદના કામો મારે હાથે કેવી રીતના ચાલે છે? હું તેમાં અકકલથી અને વાજવીપણે ચાલું છું કે નહી? એ માટે તું કાંઇ પણ અચકાયા વગર ખુલ્લે ખુલ્લું બોલજે અને જુઠું રંગીલું બ્યાન કરતો ના."

તે ચાલાક શખ્સે પાદશાહને જવાબ દિધો કે, "ઓ ઉચાં આસમાન કરતાં ચઢતા પાદશાહ! જમીનના પાદશાહની તાબેદારી કરવાના કામને અકકલમંદો દીનની રાહાથી ઉલટાં ગણતા નથી.[1] પાદશાહનું ફરમાન બજાવવામાં કોઇએ ઢીલ કરવી જોઇતી નથી તેમજ તેના દિલને દલગીર પણ બનાવવું ઘટતું નથી. જે પાદશાહનો દુશમન હોય તેનું રવાન હારેમનની પરસ્તેશ કરનારૂં હોવું જોઇએ. વળી જે પાદશાહના શરીરનો દોસ્ત હોય નહી તો તેનું મગજ તથા ચામડી તેઓની જગ્યાએ પણ રેહેવાં ઘટતાં નથી. જાણ કે પાદશાહ તો જેહાનમાં સુલેહ ફેલાવનાર ગણાય છે તેથી જો તું તેની સાથે નેકીજ કરતો રેહેશે તો જેહાન પણ તારીજ મદદગાર રેહેશે. કોઈ સાથે નેકી બદી કરવાનું કામ પાદશાહનેજ હાથ રહેછે તોપણ તેના તરફ કોઇથી કીનો ધરાવી શકાતો નથી અને તેને દુખ દેવાઈ શકાતું નથી. જો કોઈ પાદશાહ લોકોને સારી યા માઠી હાલતમાં મદદગાર થાય છે અને કોઇને પણ દુખ દેતો નથી, તો એ બાબદથી પેહેલવાનો વાકેફ થતાં તેઓ તેની એ તારીફની સમજેલી વાત બીજાઓ આગળ કરે છે. દસે એક માણસ ઉપર પાદશાહે કર નાખવો વાજવી છે પણ તેણે તેમાં પોતાની મરજી મુજબ વર્તવું ઘટે છે.[1]

"જો તારો શાહાજાદો પણ સચાઇને માર્ગેથી ઉલટો ચાલે તો તેને તારે ધીકકારવો ઘટે છે. પાદશાહ જે શેહેર ઉપર પોતાની મેહેરબાની દેખાડે છે તે

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

શેહેરમાં ફરીથી પણ દાખલ થઇ શકતી નથી. જે કોઇ બીજાઓ ઉપર જફા પાડતો નથી તે પાદશાહનો વધારે પ્યારો બને છે. જો તું હંમેશ નેકીથી બક્ષેશ કરતો રેહેશે તો તારીથી તારૂં ખોરેહ પણ દૂર થશે નહી.[1] જે પાદશાહ ઉપર ઇજદી ખોરેહ પ્રકાશતું હોય તેનાથી તમામ જેહાનનું દિલ હરતું બને છે. જો તું હંમેશાં પરવરદેગારના ફરમાનો ઉપર ધ્યાન ધરશે તો તેવી કોશેષથી તું તેની ન્યામતોનો હીસ્સો પણ મેલવતો રેહેશે. પણ જો તું તેનાથી તારૂં માથું ફેરવવાનો વિચાર કરશે તો તેજ પળે તારૂં તખત પણ તારી સામેથી પોતાનો ચેહેરો ફેરવશે.[1] માટે જો તારૂં તખત તારી આગળજ રહયું હોય તો તે માટે તું ગર્વ રાખતો ના અને જો તે જતું રહયું હોય તો તે માટે તું બડબડાત પણ કરતો ના. જો પાદશાહથી તેનો કોઇ નોકર દુખી થાય તો વિચાર પુગાડ કે તેથી તેનું નામ અને ખજાનાને પણ દુખ પુગે છે. માટે તારીથી તારા નોકરો કંટાળવા જોઇતા નથી, નહી તો કે તેઓ લડવામાં સુસ્ત બને છે. જે કોઈ પોતાના દિલમાં પાદશાહનો બરમ રાખતો હોય તો તે તેણે સુરજ કે ચંદ્ર આગળ પણ કેહેવો ઘટવો નથી. પાદશાહનું ફરમાન બજાવ્યામાં જે સુસ્તી કરે તેણે પોતાના શરીર સાથે અટકચાળી કર્યા બરોબર ગણાય. ઝાડનું તે ફુલ તારીફને લાયક ગણાય કે જે પોતાનાં પાદડાં તાજ અને તખત ઉપર વેરી મુકે. પાદશાહનો નોકર બની તેનીજ આગળ તેનું બુરૂં બોલવું ઘટતું નથી કારણ કે તેમ કર્યાથી તે પોતાની આબરૂ પાદશાહ આગળ ગુમાવી દે છે. પુશકેલ જુઠું બોલનાર પાદશાહ આગળ દિપી શકતો નથી. જે અકલની રૂએ બોલાયલા શખુનો નહી હોય તે પાદશાહથી જેમ બને તેમ છુપાવવાનીજ કોશેષ કરવી પણ જો તે એ બાબે કાંઇ સ્વાલ પુછે તો તું જે જાણતો હોય તેજ બોલજે પણ એ માટે ઘણું બોલી તું તારી આબરૂ ગુમાવતો ના. જેહાનમાં બેનકુફાઇથી દાનાઇજ ચહતી ગણાય છે તેથી તેના કાનને તો તેવીજ વાત જાહેર કે ખાનગી રીતે સમજાવવી ઘટે છે. જે જેહાનના પાદશાહને હાથે ખુવાર થયો તેનું રવાન હમેશાં દુખી રહેછે. માટે તેના કરતાં જેહાનને પ્યારો શખ્સ તેજ ગણાય કે જેને જોઇ પાદશાહના હોટા પણ હસતા બને. જો તારા પાદશાહનો જુનો નોકર હોય અને તુંને પાદશાહ નવાજી નાખે તો તું કાંઇ ફુલાઇ જતો ના. કારણ કે તેના તારા જેવા બેશક ઘણા નોકરો હોવાથી જેમ તે તુંને નવાજે છે તેમ બીજાઓને પણ નવાજે છે. તેની તારી નોકરી જો લાંબા વખતની પણ હોય તો પણ તે તો તારી ગરજ વગરનીજ જેમ તારે સમજવું.[1] જો તે તારા કાંઇ વાંક માટે તારી ઉપર ગુસ્સે થાય તો

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તું ઢીલ વગર તેની માફ માંગી લેજે. તુંને તારા ગુનાહની ખબર નહી હોય તો પણ તું ખુલ્લે દિલેજ પાદશાહ આગળ જજે. જો તારા દિલમાં તેને માટે કાંઇ ધાસ્તી રેહેતી હોય તોપણ તું તેના ઉપરથી તારૂં દિલ ઉઠાડી નાખી તેનાથી દૂર નાહાસ્તો ના. કારણ કે તારી એ છુપી વાત તે તેના ખોરેહથી પાંમી જાય છે અને તારૂં જુઠું દિલ અને કચવાયલો ચેહેરો જોઇ કાઢે છે. પછી તું તેનાથી નેકી પાંમી શકવાનો નથી તેમજ તેનું દિલશોજીભર્યું બોલવું સમજવાનો નથી. તું પાદશાહની દરબારને દરીઆ સમાન, હુનરને કીસ્તી સમાન, દરબારીઓને ખલાશી સમાન, દાનાઇને લંગર સમાન અને અકકલને સઢ સમાન ગણી લે. એક અકકલમંદ એ દરીઆમાંથી પસાર થતાં તે તમામ સઢોને (યાને અકકલને) પોતાની પુજી ગણી લે છે. કારણ કે તે જેમ પુજી તેમજ આશ્રા સમાન પણ ગણાય છે. જે કોઇ અકકલ (યાને સઢ) સાથે હુનર (યાને કીસ્તી) ધરાવતો નથી તેને પાદશાહની દરબાર (યાને દરીઆમાં) હોમાવવું ઘટતું નથી. જો એક પાદશાહ આતશના પાહાડ જેવો હોય તો તેથી તેના દરબારીઓની જીંદગી ખુશ બને છે. પણ એજ આતશ ગુસ્સે હોય ત્યારે બાલી નાખનારો બને છે અને ખુશ હોય ત્યારે રોશણી આપનારો બને છે. તે થોડો વખત જેમ મધ અને દુધ આપનાર હોય છે તેમ થોડો વખત ઝેહેરી દંખ દેનારો પણ હોય છે. પાદશાહના કામો દરીઆ મીશાલ હોય છે, જેના હોકમથી આસમાન ઉપરનો ચંદ્ર પણ દિપે છે. તે દરીઆ માફક એક હાથમાં ખડકના પથરા રાખે છે તો બીજા હાથમાં મોતીથી બરેલી શીપો રાખે છે. જેહાન પાદશાહ નોશીરવાનથી રાજી બનજો અને ફરતું આસમાન હમેશાં તેના હોકમ મુજબ ચાલજો. કારણ કે નોશીરવાન પાદશાહોના સર જેવો છે અને પોતાની દરેક રીતની ખુબીથી જેહાનની સોભા જેવો છે."

નોશીરવાને તેની એ વાત ઉપર ધ્યાન પુગાડીયું અને તેનું દિલ તેનો ચેહેરો જોઇ ખુશ થયું. તેના બોલી રેહેતાંજ તેણે તેને સાબાશી આપી દસ હજાર દીરમ ભરેલી ચાર ડેલીઓ બક્ષી. એ રીતે એ પાદશાહે તેને નવાજ્યો. તેણે તેની તારીફ ઉપર તારીફ કરી ખજાનામાંથી બીજી ચાલીશ ડેલી વધુ મંગાવી જે દરેક ડેલીમાના દીરમોની ગણત્રી કરતાં તેમાં દસ હજાર દીરમો સમાયલા હતા. શેહેનશાહે તેની તારીફ કરીને કહ્યું કે, "એની વાતો દીરમો બોલતી રેહેજો." પાદશાહનો ખોરશેદચેહેર નામનો ખજાનચીન ફરમાવ્યાં મુજબ એ દીરમોની ડેલીઓ ઉચકી લાવ્યો. સુરજ અને ચંદ્રના માલેક ખોદાના શુકરાના હોજો કે પાદશાહ અને બુજરજમેહેરનું દાસ્તાન લખવાથી હું પરવાર્યો છું. ૧

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

## નોશીરવાનના વજીર મેહેબુદનુ દાસ્તાન.

### જીરાન અને એક યાહુદીની મસલતથી મેહેબુદ અને તેના બે દીકરાઓ માર્યા ગયા તે વિષે.



હવે હું આ દાસ્તાન લખવું સરૂ કરૂં છું અને વજીર મેહેબુદની વાત કહી સમજાઉં છું. અકકલની વાતો શિખવાને તું એક પળ પણ ગુમાવતો ના અને તેવી દાનાઇ મેળવ્યા પછી તારાં દિલને કદી પણ શકમંદ થવા દેતો ના. હું પણ જેમ કેહેવામાં આવ્યું છે તેમ અકકલથીજ પગલાં ભરૂં છું અને શિખવા લાયક વાતો તુંને પણ શિખવું છું. શિક્ષક આગળ તુંને પણ બેસતો કરવાને જમાનો મીહાશથી એક બાજી મેલતો રેહે છે. બાસ્તાનનામામાંથી મારા વાંચવામાં આવેલું પેલું દેહેકાને કહેલું દાસ્તાન તું સમજ. એક મોબેદે લખ્યું છે કે, પાદશાહ તરીકે નોશીરવાન જેવો કોઇ પણ શખ્સ તાજ પેહેરી હાથીદાંતના તખ્ત ઉપર બેસવા પામ્યો નથી. તેના જેવો લાયક, મૌજ જોકવાલો, પહરેજગાર અને ઇનસાફી પાદશાહ થયો હોય એવી કોઇને યાદ નથી. એ પાદશાહ દાનાવોથી દાનાઇ શિખી તેનાથી પોતાના દિલને દિપાવતો રેહેતો. તે મોબેદો વચેજ ખાવા, પીવા અને સુવાનું પસંદ કરતો. એ રીતે તે પોતાના દિલને દાનાઇથી સંગારેલું રાખતો હતો. માટે હું તારી આગળ તેને માટેની જે વાતો કરૂં તે શિખી લેવાને તું કાંઇ પણ સુસ્તી કરતો ના. જો તું એ જાણે નહી તો તું એમ કેમ કહી શકશે કે, "હું દાનાવ છું અને દરેક ખાહેશ ઉપર કાબુ ધરાવી શકુ છું." માટે બુઢા દેહેકાનોની કહેલી વાત ઉપરથી ઉપજાવેલું આ દાસ્તાન તું સમજીને યાદ રાખજે. હું પણ નોશીરવાન માટેની આ વાત ઘણા પુરાના વખતને પુછનો રહીને તારી આગળ કહી સમજાઉં છું.

એ નોશીરવાનને એક પાકીજેહ અને ઘણો દાનાવ દસ્તુર હતો જે તેના ખજાનચીનનો ઓધો ધરાવતો હતો. તે મકકમ વિચારનો અને દાનાવ દિલનો શખ્સ હતો જે જેહાનમાંથી નેકનામી સિવાય બીજું કાંઇ મેલવવા માંગતો હતો નહી. એ પાક મગજના શખ્સનું નામ મેહેબુદ હતું અને તેનું રવાન તેમજ દિલ મીઠાશભર્યું હતું. તેના બે વસંત જેવા ખુશનુમા બેટાઓ હતા,

જેઓ પાદશાહનીજ નોકરીમાં હંમેશાં રોકાયલા રેહેતા હતા. જ્યારે શેહેનશાહ બાજ ધરવી સરૂ કરતો ત્યારે તે મોબેદો માફક બરસમથી બાજ ધરતો હતો.૧ મોબેદો સિવાય બીજા કોઇને હાથનું તે ખાતો હતો નહી તેથી તે ખાવાનાને માટે મેહેબુદના એ બે બેટાઓ ઉપર નચિંત રેહેતો હતો. તેનું બાવરચીખાનુ મેહેબુદના ઘરમાંજ રેહેતું હતું અને પાદશાહ પોતાના શરીરને તેનોજ મેહેમાન બનાવતો. એ પાદશાહને માટેનું ખાણુ આ પવિત્ર વજીરના બે બેટાઓજ લાવતા હતા. આથી દરબારના બુજોર્ગોને મેહેબુદની અદેખાઇ લાગતી અને તે માટે તેઓ અદેખાઈનાંજ આંસુઓ પાડતા હતા.

એ પાદશાહની દરબારમાં જુરાન નામનો એક બુજોર્ગ શખ્સ હતો જે પણુ દરબારમાં આવતો જતો રેહેતો હતો. એ બુઢો પાદશાહના સુવાના ઓરડાનો રખેવાળ ગણાતો હતો તથા તે પાદશાહની દરબારને અને ખુશાલીની મીજલશને દિપાવતો હતો. એ પણુ મેહેબુદ અને તેના બે બેટાઓ માટે ચાલુ અદેખાઇનાંજ આંસુઓ પાડતો હતો. તેથી એ પવિત્ર વજીરનું કામ ઉંધું મારવા તે પણુ પાદશાહના મગજને ભમાવવા માંગતો હતો. પણુ તેની બદગોઈ કરી તેના ઉપર પાદશાહના જીવને ઉશકેરવા માટે તેને કાંઇ માર્ગ જણાતો હતો નહી. પણુ એ અકકલમંદ મેહેબુદ પાદશાહની દરબારમાં તેના દુશમનો છે એમ કયાંથી જાણે? એ બેશરમ જુરાન તેની હર રીતે બંદગોઇ કરતો પણુ તેનાથી મેહેબુદને નુકસાન પુગી શકતું હતું નહી.

એવું બન્યું કે એક દિવસે એક યાહુદી પૈસાની માંગણી કરતો જુરાન આગળ આવ્યો અને પછી તેનું તેની આગળ વારંવાર આવવું થતું રહયું. સુવાના ઓરડાના રખેવાલ જુરાન ઉપર પાદશાહની પણુ મેહેરબાની વધ્યાથી તે હવે પાદશાહી મેહેલનો પણુ રખેવાલ બન્યો. એક દાહાડો એ જેહાનના પાદશાહની દરગાહમાં તે યાહુદી સાથે ખાનગીમાં જાદુ વિષેની વાતો ચાલી જેના ઉપરથી ત્યાં નીરંગો, કાવાદાવા, જાદુઇ, જુઠાં તોહમતો અને બુરી ખાશીયતોની વાતો ચાલી રહી. જ્યારે જુરાને તે યાહુદીનું એવું કેહેવું સમજ્યું અને તેના ભરમો તથા જાદુ માટે જાણ્યું ત્યારે તેણે તેની આગળ પોતાનો ભરમ ખોલી વાતો કીધી કે, “આ વાત તું કોઇને પણુ જણાવતો ના. તારી પાસે કાંઇ જાદુઈ કરાવીને આ જમાનાને હું મેહેબુદથી ખાલી કરી

---

૧ સાસાની પાદશાહો પણુ પેસદાદ અને કેઆની પાદશાહો માફક અથોરનાન ટોળાના ગણાતા હતા. તેથી એ પાદશાહો પણુ અથોરનાનો માફક બરસમથી મોટી બાજ ધરીને જમતા હતા.

નાખવા માંગુ છું. કારણ કે તે બુર્જોગીની એવી ટોંચે ચઢયો છે કે જમાનો પણ તેનોજ પગ ખેંચી કાઢવા માંગે છે. તે જે ચાહે તે નોશીરવાન આગળ કરી શકે છે. વળી ગેહેબુદના બેટાએ. સિવાય એ જેહાનનો પાદશાહ પણ બીજા કોઈને હાથનું ખાણું પણ ખાતો નથી. તે તેની એવી એવી નવાજેશોથી એટલો બધો તો ફુલી ગયો છે કે તેના પોશાકની કોરને આસમાન પણ પળે-પળ બોસા દીએ છે."

આથી તે યાહુધીએ જુરાનને જવાબ દિધો કે, "હવે આં દવાથી તારો એ ગમ વધશે નહી. તે જેહાનનો પાદશાહ બરસમ ધરી બાજ લેવા માંડે કે તું તેનું ખાણું શું શું આવે છે તે જોવા માંગજે. તેમાં કાંઈ દુધની વાણી છે યા નહી તે તું જોવા માંગજે અને પછી આગળ જઇ તે સુંઘી જોજે. તેથી હું પણ પછવાડેથી આવી તેના એ દુધ ઉપર જડપથી મારી નજર ફેંકશ. તેથી એવું બનશે કે હવે પછી તું મેહેબુદ કે તેના બેટાઓને જીવતા જોવા પાંમશે નહી. જો એ ખોરાકમાંથી કોઈ જરાપણ ખાશે તો બેશક તે તેજ પળે મુરદું થઈને પડવાનો."

હવે યાહુધીની એ વાત ઉપર જુરાને વિચાર પુગાડયો અને તેનું દિલ તેને જોઇને ઘણું ખુશ બન્યું. તે દરબારમાં પણ એ યાહુદી વગર જતો નહી. તે તેનીજ સાથે ખાવું, પીવું, મજાહ કરવી અને ખાનગી વાતો કરવી રાખતો હતો. એ બનાવ બન્યાને થોડો વખત વહી ગયા પછી એક દિવસે તે બુરી કરણીના શખ્સો પાદશાહની દરબારમાં આવ્યા. દર બામદાદે મેહેબુદના પણ બે છોક-રાઓ પાદશાહની દરગાહમાં આવતા. જ્યારે પણ પાદશાહનો ખાણા માટે હોકમ થતો ત્યારે મેહેબુદના જનાનખાનાની એક પાકીજેહ અને પવિત્ર વિચારની ઓરત તેને માટેનું ખાણુ એક સુનેરી ખુમચામાં બાહાર કાઢતી. તેમાં હીરાજડીત ત્રણ કાંસીયાઓમાં તેણી ત્રણ વાણીઓ મુકતી અને તેના ઉપર એક કસબી કપડું ઓઢાડીયા બાદ તે ખુમચો તેણીના પ્યારા બેટાઓને હાથે પાદશાહ આગળ પુગતો. તેણી તેને માટેનું ખાણું મધ, દુધ અને ગોલાબથી બનાવતી હતી અને તે ખાઇને પાદશાહ સુવાને જતો.

એક દિવસે એવું બન્યું કે તે બંન્ને જવાનોનું એ પ્રમાણે નોશીરવાન આગળ ખાણું લેઈ જવું થયું. એકે પોતાને માથે તેનો ખુમચો ઉચકયો હતો અને એ રીતે તેઓ ઉસ્તવાર કદમે તેને એ ખાણું લેઇ જઇને પુગાડવા માગતા હતા. એ રીતે તેઓ એ ખાણું પાદશાહના મેહેલમાં લેઇને આવતાંજ તે ઉપર મેહેલના રખેવાલ જુરાનની નજર પડી. આથી તેણે એ બધે જવાનો આગળ આવી તેઓને હસતાં હસતાં કહયું કે, "ઓ શાહ નોશીરવાન ઉપર નચિંત

રેહેતા છોકરાઓ! તમો જરા મને એ ખાણું જોવા દેવો કે એ પાદશાહની પરવરશી કરનારૂં ખાણું કેવું છે? જ્યારે ખાણું આવું ખુશ પમડે છે તો તેનો રંગ કેવો એક હશે. તેથી જરા એ ઉપરનું કસબી ઢાંકન ખીસાડો." આથી તે જવાનોએ ખાણાં ઉપરનું ઢાંકણુ ખીસાડયું અને તે ઉપર જુરાને દૂરથી નજર કીધી. તેની સાથે પેલા યાહુધીએ પણ તે ઉપર નજર નાંખી અને પછવાડેથી આવી ખાણાનો રંગ જોઇ લિધો. ત્યારબાદ તે યાહુધીએ દરબારના વડાને કહયું કે, "જેવું તું ફળ મેલવવા માંગતો હતો તેનુંજ ઝાડ હવે રોપાયું છે."[1]

હવે તે બધે અકકલમંદ, ચાલાક અને જવાન છોકરાઓ તે ખાણું નૌશીરવાન આગળ લેઈ આવ્યા. જુરાન પણ તેઓની પુઠે દોડતો આવ્યો અને તે બાધુરોના પાદશાહને કેહેવા લાગ્યો કે, "ઓ નેકતાલેના ઇનસાફી પાદશાહ! આ ખાણું કોઇને પણ ચખાડયા વગર તું તે ઉપર ખાવા માટે હાથ લંબાવતો ના. કારણ કે આસમાનનો ચેહેરો પણ તારાં હસ્તાં નસીબથી ખુશ રહે છે અને જેહાન તારા તખત અને મેદાનમાં લડવાની રીતીથી તો રોશણુ બને છે. આ ખાણું પકાવનારે તેમાંની દુધની વાણીમાં ઝેહેર ભેલેલું છે, માટે તારા દુશમનોનેજ એ ઝેહેરનો ફાલો ઘટે છે."

તેને એમ બોલતાં સમજી પાદશાહ નૌશીરવાને તે બધે જવાનો તરફ નજર કીધી, કારણ કે એ ખાણું પકાવનાર તો તેઓનીજ અકકલમંદ અને દયાલુ માતા હતી. તે જવાનો કે જેઓ પાક અને સાચા જણાતા હતા અને જેઓની હઠેલી ઉપર સુલેહ લખાયલી હતી તેઓએ (તેની ખાતરી માટે) તે મધ અને દુધનું ખાણું ખાધું. પણ તે ખાતાંજ તું કેહેશે કે જાણે તેઓ તીરથી વિંધાઇનેજ ત્યાં પડયા. તે બધે જવાનોએ નૌશીરવાન આગળ ભોંય ઉપર પડતાંજ પોતાના પ્રાણ મેલી દિધા. એમ જોતાંજ તે જેહાનના પાદશાહનો ચેહેરો ધાસ્તીથી ફીકકો થઈ ગયો. તેણે કાંઇ પણ શરમ રાખ્યા વગર મેહેબુદને મારી નાખવા ફરમાવ્યું, જેથી તેનું ડોકુ તુરતજ કપાઇને ધુલમાં પડયું. તે મેહેબુદ કે ખાણુ પકાવનારી તેની ઓરત કોઇ બચવા પામ્યાં નહી તથા મેહેબુદના મેહેલમાનું કોઇ પણ જીવતું રેહેવા પાં[ામ્યું] નહી. તેની ઓરતો અને ફરજંદો સાથે તમામ ચિજો અને તેની ...

[1] ખાવાના ખાણા ઉપર બાજે વખતે બુરી નજર પડવાથી તેનું પણ ઝેહેર લાગે છે જે આ યાહુદીની નજર લાગવાના બનાવ ઉપરથી જણાય છે. આપણા જરથોસ્તીઓ બાજે વખતે ખાતી વખતે કુતરાના બુક તરીકે જે બુક કાઢે છે તેમાં પણ એજ મકસદ સમાયલી હોવી જોઇએ.

માલમીલકત તારાજ કરવામાં આવી.[1] એ રીતે નોશીરવાને તે નેકનામનું સઘલુ કાટલું કાઢી નાખ્યાથી જુરાનની મુરાદ પાર પડી. તે યાહુધી પણ નોશીરવાનનો પ્યારો થઇ પડગો અને તેણે તેના સરને પણ (માનપાનથી) વાદલ સુધી ચઢાવી દિધું. એ બનાવ બન્યાને લાંબો વખત વહી ગયો અને પાદશાહના ચેહેરા ઉપરની સખતાઇ પણ દૂર થઇ ગઇ.

## જુરાન અને યાહુધીએ મેહેબુદ માટે રચેલી યુકિત જાહેર થતાં પાદશાહે તેઓને મારી નખાવ્યા તે વિષે.

એવું બન્યું કે તે જેહાનના પાદશાહે એક દિવસે વરૂઓનો શેકાર કરવા જવાની ઇચ્છા કીધી અને તેથી તે પાદશાહે શેકારે જવા લાયકનો ઘોડો ચુટવા માટે પોતાની આગળ ઘોડાઓ મંગાવ્યા. તે એ ઘોડા તપાસતો હતો તેવામાં તેની નજરે મેહેબુદનું નામ ધામેલો એક ઘોડો જણાયો. એ અરબી ઘોડો જોતાંજ તેનો ચેહેરો ખીલી રહયો અને તે મેહેબુદ માટેની મોહોબતથી બલવા લાગ્યો. તેની આંખોમાં દુખથી આંસુ આવી ગયાં અને એ મેહેબુદની યાદમાંજ તેનું દિલ દુખમાં ચકચુર રહયું. તે વિચારવા લાગ્યો કે "તેના જેવા અકકલમંદ અને દમામવાલા શખ્સે રીમન દેવની રાહ કેમ એખત્યાર કીધી હશે? અને તેની મારા તરફની આવી ફીદાગીરી તથા સચાઇ છતાં તેના રવાને જુદાઇનો દરવાજો કેમ ખોલ્યો હશે? એ ભરમ તો જેહાનના પરવરદેગાર સિવાય બીજા કોઇને માલમ નથી. જાહેર અને છુપી વાતો જાણનારો તો તેજ છે."

એવી રીતના દુખી દિલે તે એ દિવસે પોતાના લશકર સાથે શેકારે ગયો. પણ તેણે માર્ગમાં (એ વાત ભુલાવાને) બીજાઓની વાતચીત ઉપર દિલ લગાડયું અને તેઓ સાથે વાતચીતમાં રોકાયો. તેણે વખત રીજવવાને સાથે પુશકળ ગવૈયાઓને પણ લિધા હતા. પાદશાહના બંધે હાથ ઉપર તેના ઓલમાઓ, વજીરો અને દસ્તુરો પણ સાથે ચાલતા હતા. તેવામાં તેઓ વચ્ચે જાદુ કાટલની[2] અને જાદુથી તથા હારેમનથી થતાં નુકસાનોની વાતો નિકળી. તેથી

---

૧ નોશીરવાને ઇનસાફ કીધા વગર આવી કરડી સજા જે મેહેબુદને કીધી અને તેનો વંશવેલો ઉખેડી નાંખ્યો તે વાત જો ખરી હોય તો એવા કામથી તેના અદલ નામને જાંખ લાગેલી ગણાય.

૨ જાદુ કોટલ વિષેની માન્યતા પુરાના અવસ્તા જમાનાથી તે સાસાની જમાના સુધી જરથોસ્તીઓ માનતા હતા. તેમજ હાલનો સુધરેલો ગણાતો જમાનો પણ તેઓની આવી માન્યતાથી ખાલી નથી. આપણા પેગમબર સાહેબે પણ જાદુઇ અને બુરીવિદયાને ધીકકારી છે.

પાદશાહ બોલ્યો કે "તમો જાદુ માટે તમારાં દિલને દુખી ના કરો. તમો યજ-દાંન અને તેની દીનની વાતો સિવાય બીજી વાતો ના કરો. એવાં જાદુ કોટલની વાતોથી અચરત ના બનો." તેવામાં જુરાન બોલ્યો કે "ઓ પાદશાહ! તું અમર રેહેજો. પણ એવી વાતોથી તો અકકલને ખોરાક મલે છે. અત્રે જાદુની જે વાત થાય છે તે સાચીજ છે. પણ જાદુગરો સિવાય એ જાદુનું કામ બીજા કોઇ જાણતા હોતા નથી. જો ખાણામાં કાંઇ દુધનો ખોરાક હોય છે તો તેના ઉપર દૂરથી નજર ફેંકીને એક જાદુગર તેને ઝેહેરમાં ફેરવી શકે છે."

તેની એ વાત સમજતાંજ નોશીરવાનના મનમાં જુના વખતની વાતો તાજી થવા માંડી. (મેહેબુદને મારી નાખ્યો) તે દિવસે દુધની વાણી હોયાની અને તેને એ શખ્સની બદગોઈથીજ નુકસાન પુગવાની તેને યાદ આવી ગઇ.૧ તેથી તેને મેહેબુદ અને તેના બે બેટાઓની યાદ તાજી થઈ અને તેથી તે પાદશાહે જીગરથી થંડી હાએ મારી. તેણે જુરાન તરફ શકમંદીથી જોયું, પણ તે વખતે તો તે ચુપજ રહયો અને પોતાના ઘોડાને આગળ હંકાર્યા કીધો. વિચારના ધુવાથી તેનો જીવ ગુંગલાવા લાગ્યો; કારણ કે એ જુરાન મેહેબુદનો બદખાહજ હતો. તે મન સાથે બોલ્યો કે, "હું જાણતો નથી કે એ નાલાયક શખ્સે તે દિવસે એ માટે શું ગોટાલો વાલ્યો છે? કારણ કે એ મેહેબુદ તેથીજ મારે હાથે માર્યો ગયો હતો અને તેનાં કુટુંબનો પણ નાશ થયો હતો. પણ પરવરદેગારજ એ ભરમ ખુલ્લો કરશે અને મારાં દિલ તથા મગજને રાહાત બક્ષશે. મને તો એની વાતમાં કાંઈ જુઠાનું માલમ પડે છે અને તેથી એ બનેલા બનાવ માટે હું દુખી બન્યો છું."

એ રીતે તે દુખ અને ગમ સાથે ત્યાંથી આગળ વધ્યો. પણ તેના ચેહેરા ઉપર ગુસ્સાની કરચલી ચઢી અને આંખોમાં આંસુ આવી ગયાં. આથી તેણે ત્યાં રસ્તામાંજ મંજલ કીધી અને ત્યાંની નદી કીનારે છાવણી ઠોકાવી. તેની છાવ-ણીમાં જુરાન આવી લાગતાંજ તેણે બીજાઓને તે જગ્યા છોડી જવા ફર-માવ્યું. પછી તેણે ત્યાં જાદુની તથા પેલી મધ અને દુધની વાણીની પાછી વાતો છેડી અને પાદશાહ બોલ્યો કે, "તારી એ વાત સાંભળવા જેવી છે તો ખરી. પછી પાદશાહે તેને મેહેબુદ અને તેના ફરજંદનો કેમ નાશ થયો તે માટેનો સ્વાલ પુછયો. પણ તેનો જવાબ દેતાં તે ધ્રુજી પડયો, જેથી જુરાનનો ગુનાહ જાહેર થઇ ગયો. કસરાએ તેને કહયું કે, 'સાચું બોલજે અને સચાઇ છુપા-વવાની તજવીજ કરતો ના. કારણ કે બુરાઇ સિવાય જુઠાઈથી બીજું કાંઇ બનતું નથી. બુરાઓની દોસ્તીથી ભલાઓનાં મન પણ બુરાં બને છે."

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

આથી જુરાને એ માટેની બનેલી તમામ વાત તેને સાચી કહી દિધી અને છુપાઈ રહેલો એ ભરમ જાહેર કરી દિધો. એ ગુનાહનો તમામ ટોપલો તેણે તે યાહુધી ઉપર નાખી દિધો અને પોતે દુખી તથા ગમગીન બનવાના ઢોંગ કીધા. તેની એ વાત સમજતાંજ તે મોટા દરજ્જાના પાદશાહે તુરતજ તેના પગ બંધાવ્યા. પછી તેણે તે બુરી કરણીના યાહુધીને ત્યાં બોલાવી લાવવા જડપથી બે સ્વારોને દોડાવ્યા. તે તેની બુલંદ દરબારમાં આવી લાગતાંજ પાદશાહે તેને એ બાબે ધીમેથી સ્વાલો કીધા કે "મને જણાવ કે એ બાબદ કેમ બની હતી? તું એ માટે કાંઇ પણ જુઠ્ઠુ બોલતો ના."

આથી તે યાહુદીએ પાદશાહની માફી ચહાતાં કહયું કે, "હું તારી આગળ એ જાદુની વાત સાચીજ કેહેવશ" એમ કહી તેણે જુરાને તેને જે કહયું હતું અને જે વાત હજી ભરમમાં રહી હતી તે સઘલી તેને કહી સમજાવી. જેહાનનો પાદશાહ એ સમજી અચરત બન્યો અને તુરતજ તેણે પોતાના સરદારો, વજીરો તથા દરબારીઓને ત્યાં બોલાવી મંગાવ્યા. પછી તે ઈનસાફી પાદશાહે તેઓ આગળ તેની પાસે ફરીથી વાત કરાવી. તેથી તે બુરી મનસનીના યાહુધીએ તેઓ આગળ કાંઇ પણ છુપાવ્યા વગર તે વાત ફરીથી કહી સમજાવી. પછી પાદશાહે તુરતજ બે ફાંસી ત્યાં ઉભી કરવા ફરમાવ્યું અને તે ઉપર કમંદના ફાંસા ઘાલવાનો હોકમ કીધો. તેના જલ્લાદે તેનો એ હોકમ લશકરની રૂબરૂમાં બજાવ્યો. પછી કાંઇ પણ ઢીલ વગર તેણે એક ઉપર જુરાનને અને બીજી ઉપર તે યાહુધીને લટકાવી દિધો. ત્યારબાદ દુધ ઉપર તે જાદુ ચલાવનારાઓનો તીરો અને પથરાઓનો વરસાદ વરસાવી નાશ કરી નાખ્યો. કોઈની પણ બુરાઇ જેહાનમાં ટકતી નથી કારણ કે બુરી કરણીના શખ્સ ઉપર બેશક બુરાઇજ ઉતરે છે.

પછી તેણે મેહેબુદના કુટુંબીઓની સોધ ચલાવી અને તેના કોઈ તનદરોસ્ત ખેશીને સોધી કાઢવા ચાહયો. તેમ કરતાં તેને એક પરદેપોશ છોકરી તથા નેકતબેના ત્રણ શખ્સો મલી આવ્યા. તેણે તેઓને જુરાન અને પેલા યાહુધીની જે કાંઇ દોલત હતી તે વેહેંચી આપી. ત્યારબાદ તેનો જીવ મેહેબુદને માટેજ બલ્યા કીધો. અને તેણે આખી રાત રડવામાં ગુજારી. એ માટે તેણે પરવરદેગારની માફી ચાહી અને ચાલુ આંખોમાંથી આંસુ પાડયા કીધાં. તેણે એ કામની તોજેશ દાખલ મેહેબુદની તારીફ કરતાં દરવીશો વચે પુશકલ ખેરાતો કીધી, કે જેથી પરવરદેગાર તેનો ગુનાહ માફ કરે અને તેને

કોઈ જુલમગાર કે ગેરઇનસાફી પણ ગણે નહી.૧ પાક યજદાંનની પ્રસ્તેશ કરનારો શખ્સ કોઈનું પણ બુરૂં કરવાને હાથ લંબાવતો નથી. બુરૂં કરવું એ કામ તો શેહેલ છે પણ તેથી આખેરે તેનુજ દિલ દુખી બને છે. જો તારૂં દિલ સખત પથર જેવું બને તો પણ તારી બુરાઈ છુપાઇ રેહેવાની નથી, પણ તે જાહેર થવાનીજ. તું ગમે એવી મીઠાશથી વાતો કરશે પણ વખત તો તારો ભરમ કોઇ પણ દિવસે ખુલ્લો પાડશે. જેહાન કાંઇ માણસોના ભરમોની પાસબાની કરતી નથી. માટે જેમ બને તેમ તું છુપી ભલાઈજ કરશે તો તારે માટે તેજ ફાયદાકારક ગણાશે. જો તું નિર્દોશ અને પાકીજેહ વિચારનો બનશે તો તું બંધે જેહાનમાં તેનું ફળ પામશે. હવે જુરાન અને યાહુધીની વાત પુરી થતી હોવાથી હું પાદશાહ નોશીરવાનનીજ તારીફમાં કાંઇક બોલીશ.

---

૧ રેલીનસન નોશીરવાનની ગુનેહગારોને સજા કરવાની રીત માટે લખતાં કહે છે કે:—નોશીરવાન જે સજા કરતો તે બેશક ઘણે દરજ્જે સખત કહી શકાય. પણ તેણે કીધેલી સજાઓ કાંઈક તેના ફાંટાથી કીધેલી કે એકસરખી કે ગુનાહનો તોલ કીધા વગરની હતી નહી. તાજ સામે કે તેના શરીર માટે રચેલાં કાવતરાંઓ માટે, દુશમનો સાથે વેહેવાર રાખવા માટે, જનાનાની પવિત્રાઈ તોડવા માટે તથા જરથોસ્તી ધર્મમાંથી પારકા ધર્મમાં વટલેલા માટે જો ગુનેહગાર પુરતી ઉમરનો હોય તો મોતનીજ સજા કરવામાં આવતી હતી. પણ જો ગુનેહગાર નાદાન વયનો હોય તો તેને કદરૂપો બનાવીનેજ તે સંતોષ પામતો હતો. વળી કેટલાક દાખલાઓમાં તો ખસરૂ ગુનેહગારો સાથે નાખતીથીજ વર્તતો હતો જેના ટેકામાં તે મીરખોંદનો આપેલો એક દાખલો ટાંકે છે કે, નોશીરવાને એક શખ્સ ઉપર પોતાની ઈતરાજી ઉતરવાથી પોતાની દરબારમાંથી હાંકી કાઢયો હતો. આથી તે માણસ બધા દાહાડા દરબારમાંથી ગેરહાજર રેહેતો પણ જે દીવસે તમામ રૈયતને પોતાના પાદશાહ આગળ હાજર થવાનો હક રેહેતો ત્યારે તે પણ મેહેલમાં આવી પોતાની અસલ ફરજ બજાવતો અને પાદશાહી સુફરા આગળ મેહેમાનોની નોકરી બજાવતો. એ રીતે નોકરી બજાવતાં તેને નકકર સુનાની એક રકાબી પોતાના કપડાં નિચે સાંતી દેવાની ટક મલી ગઈ જે ટક લેઇ તે ત્યાંથી વટેણા વાવી ગયો. પણ ખસરૂએ તેની તમામ હીલચાલ તપાસ્યા કીધી હતી પણ તેની એ ચાલની તેણે કાંઈ પણ પરવાહ કીધી હતી નહી. જ્યારે એ રકાબી ચોરાઈ ગયલી જાહેર કરવામાં આવી ત્યારે તે બોલ્યો કે, 'જે માણસ તે લેઈ ગયો છે તે હવે કાંઈ પાછી લાવશે નહી અને જે માણસે તેને તેમ કરતાં જોયો છે તે તેને ખુલ્લો પાડશે પણ નહી.' ત્યારબાદ બીજે વર્ષે તેજ દિવસે તેજ શખ્સ ત્યાં પાછો આવ્યો. આથી એ પાદશાહે તેને બાજુએ લેઈ જઈને કહયું કે, 'શું પેલી પેહેલી રકાબી પુરી થઈ કે હવે તું બીજી રકાબી લેવાને આજે પાછો આવ્યો છે.' એમ સમજતાંજ તે ગુનેહગારે પોતાનો ગુનાહ તુરતજ કબુલી દિધો અને તેની માફી ચાહી જે તુરતજ પાદશાહે બક્ષી એટલુંજ નહી પણ તેને પોતાની અસલ નોકરીએ પાછો પણ રાખ્યો.

# નૌશીરવાનની અકકલની તારીફમાં તથા તેણે સુરસાન નામનું શેહેર વસાવ્યું તે વિષે.



એ પાદશાહ! જો તું ઇનસાફી હશે તો તારી હસ્તી બાદ તારૂં નામ યાદગાર રેહેશે. જુલમગાર પાદશાહ પોતાના શરીર ઉપર અંધાપો અને શ્રાપ સિવાય બીજું કાંઈ હોરી લેતો નથી. જો તારૂં દિલ રાસ્તીનોજ ધંધો ચાલુ રાખશે તો તારે એમજ જાણવું કે જેહાન તારીજ દોસ્તી સાંધતી આવશે. તારા મરણ બાદ જો તું તારી લોકોથી તારીફ થયલી જોવા ઇચ્છતો હોય તો ઓ નામદાર! તારે તારાં જોર તરીકે અકકલ ધરાવવી ઘટે છે, જેમકે નૌશીરવાનના બાબમાં તે પાદશાહની પીઠ પાછળ મેં કીધેલી તારીફથી તેનું નામ પાછું તાજું થયું છે. જેહાન જેના ઉપર પાધરી ચાલે તે તારીફ અને મોટાઇ સિવાય બીજું કાંઇ પાંમતો નથી.

નૌશીરવાનના રાજ્યમાં ગરીબ તેમજ તવંગરો નીરાંતે સુઈ શકતા હતા તથા વરૂ અને મેંઢાં એક ઓવારે પાણી પીતાં. મોટાઓ નાનાઓને આગળ પાડતા અને તેઓને દરબાર સુધી પુગાડી આપતા. પેહેલવાનોની ગરદન ઉપરથી હથીયારોનો ભાર ઓછો થયો હતો અને તેઓએ દિલ ઉપરથી બખતર ઉતારી નાખ્યા હતાં. ગુરજો અને તલવારોના ભારથી તેમનાં ખભાંએ કરાર પકડયો હતો. જ્યાં જઈએ ત્યાં રામશનીનાજ અવાજો કાને સમજાતા હતા. જેહાનના પાદશાહ સાથે કોઇને પણ ઝઘડો થતો હતો નહી અને તેના કર તથા મેહેસુલો ચાલી આવતી. તે જેહાનના પાદશાહની મુશકેલીઓ દૂર થયલી હોવાથી તેનું કામ શેકારે ઉતરી પડવાનુંજ રેહેતું હતું યાતો પોતાના હીરાજડીત મેહેલોમાં બેસી દારૂ પીતાં અને પાતાં તકરારો ચલાવવાનું હતું. ૧

---

૧ રોલીનસન ખસરૂની રાજનીતી માટે લખતાં કહે છે કે:– "ખસરૂની રાજનીતી ઘણી દાહાપણવાલી હતી અને એના રાજમાં ઇરાનને ઘણો ફાયદો પુગ્યો હતો એમ ખુલ્લું જાહેર થયલું છે. તેની સાફચેટી, ચાલાકી, ગરીબોને માટેની સંભાળ અને જુલમને દાબી દેવાની કોશેશો એ સઘલું જગજાહેર છે. તેમજ એ પાદશાહ પોતે પણ બાહાદુર, મેહેનતુ, મિતાહારી, ડાહયો અને મોટા દિલનો હતો તેમાં પણ કાંઈ શક નથી. વળી તે જલદી ઉશકેરાઈ નહી જાય એવો સારો બાપ અને સારો ધણી હતો અને જયારે તેને ઉશકેરાવાનું કારણ મલતું ત્યારે તે ઘણો સખત પણ થતો હતો નહી. તેણે પોતાના ભાઈ અને મલતાવીશેકો સાથે સરૂવાતમાં જે સખતાઇ વાપડી હતી તે બીજાઓના કેહેવા ઉપર ચાલીને વાપડી હતી અને તે રાજદવારી નિતીની રૂએ ચાલી શકે, પણ પાછલી જીંદગીમાં જ્યારે તે પોતાનો કાબુ જાલવવાને સમર્થવાન હતો ત્યારે તે બલવાખોરોને ઘણી દયા સાથે સજા કરી સંતોષ પકડતો હતો."

રૂમ જવાના માર્ગ તરફ તેણે એક શેહેર વસાવ્યું હતું જેનો વિસ્તાર એ ફરસંગથી પણ વધારે હતો. તેણે તેમાં મેહેલો, બાગો અને બગીચાઓ બનાવ્યા હતા. અને ત્યાં એક બાજુએ નદી વેહેતી તો બીજી બાજુએ લીલાં મેદાનો જણાતાં હતાં. કસરાએ એવાંજ કેટલાંક શેહેરો રૂમમાં પણ બનાવેલાં જણાય છે. તેણે બાંધેલા ઉંચા મેહેલો જેહાનના કોઇને પણ નાપસંદ હોયલા જણાયા નથી. આ શેહેરમાં પણ એ પાદશાહે તેવોજ મેહેલ બાંધ્યો હતો, જેના દીવાનખાનાઓ તેણે જવેહરાતથી સંગાર્યાં હતાં. તેના મેહેરાબો નકકર સુના રૂપાંનાંજ બનાવ્યા હતા જેમાં પુશકલ હીરામાણેકો જડાવ્યાં હતાં. એક ગુમબજતો અબનુશનુંલાંકડું અને હાથીદાંતનોજ બનાવ્યો હતો. તેમાના સઘલા ચીતારો પણ હાથીદાંત, સીસમ અને અબનુસના લાકડાંનાજ બનાવ્યા હતા. તેણે રૂમ અને હીન્દુસ્તાનમાંજે જે ઉસ્તાદો હતા અને જેઓ એ હુનર પોતાના શિક્ષકોથી ત્યાં શિખ્યા હતા તેઓને તથા ઇરાન અને સીસ્તાનના પણ તમામ ઉમદા કારીગરોને એ શેહેરમાં ભેગા કરવામાં આવ્યા હતા કે જેથી એ શેહેર બનવા સાથે તેઓની હુનરમંદી પણ ત્યાં કાયમ રેહે. ત્યાં રૂમ અને બીજા મુલકોમાંથી જે બંધવાઓ પકડાયા હતા તે દરેકને માટે પણ ઘરો બાંધવામાં આવ્યાં. એ રીતે એ તમામ શેહેર પરદેશીઓથી વસાયું. વળી એ શેહેરમાં એક એવી પણ દિલપસંદ જગ્યા બનાવી હતી કે જ્યાં લોકો કામેથી પરવારીને ભેગા મલતા અને તેઓની ભીડથી ત્યાં એક નાનું ગામડું બની જતું. એ શેહેરને હારેહાર મેદાનોથી સગાયું હતું તથા ત્યાંની જમીન પણ ફળદ્રુપ અને મેવાઓથી લચલચતી બની હતી. લુચ અને ગીલાનથી જે શખ્સો જામીન તરીકે આવ્યા હતા તેઓમાનાં પણ દરેકને ત્યાં કાંમે લગાડવામાં આવ્યા હતા, જેઓ ત્યાં એકલા કે પોતાના મદદનીશો સાથે કામ બજાવતા હતા. ત્યાં કોઇ ધંધાદારી, કોઇ ખેડુત, કોઇ ઇજનેર, કોઈ વેપારી, કોઇ યજદાંપ્રસ્ત, કોઇ સોદાગર તો કોઇ નોકર એમ જણાતા હતા. એ શેહેરને બેહેસ્તના જેવો સંગાર આપવામાં આવ્યો હતો અને ત્યાં કેડે પણ કદરૂપો દેખાવ નજરે પડતો હતો નહી. નૌશીરવાને એ શેહેરનું નામ સુરસાન આપ્યું હતું કારણ કે એ પાદશાહ પણ ત્યાં મોજમાંજ વખત પસાર કરતો હતો. તેના દિલમાં ઇનસાફ આપવા અને જેહાનને આબાદ કરવા સિવાયના બીજા કોઈ જાહેર કે ખાનગી વિચારો રેહેતા હતાં નહી. તેની પણ પાદશાહી જમાનાએ છીનવી લિધી અને તેનું તાજ પણ તેણે બીજાને સોંપી દિધું. અત્રે તારે પણ જાવેદાન રેહેવાનું નથી, માટે તું તારાં દિલને બુરાં કાંમોથી ખાલી કરી નાખ. જો તું લોભ રાખીને વધારે મેહેનત કરતો હોય તો તેવી ઇચ્છાને તું તોડી નાખજે કારણ કે કોઈ પણ તે લાંબે

વખત ભોગવી શક્યું નથી.૧ આ જેહાન તમામ ફંડ ફરેબની બાજીથી પુર છે એમ તારે જાણવું અને તેમાં કોઇની તવંગરી કે મુફ્લેશી કાયમ રેહેતી નથી. પેલા ચીનના ખાકાનો ઉપર નજર પુગાડ કારણ કે તેઓ પણ ગુજરી જઈ ધુલ સાથે ધુલ મળ્યા છે.૧ પેલા તારીફને લાયક તવારીખનવેશો પણ ચીનના ખાકાન અને બીજા પાદશાહો માટે કેવી કેવી વાતો લખી ગયા છે.૧ જુના વખતના તવારીખનવેશોનું કેહેવું એજ છે કે "તું જે ખોરેહ અને ઇનસાફવાલા નામદારો, લડાયકો, તવંગરો અને ખાનદાની લોકો માટે જે વાત સમજે તે ધ્યાનમાં રાખતો રેહેજે."

## હટીયાલ લોકોના સરદાર ગાતકર સાથે ખાકાને લડાઇ કીધી તેમાં ગાતકર હારી ગયો અને હટીયાલીઓએ ફગાનીને તખતે બેસાડયો તે વિષે.



મોટાઓ વચે ચીનના ખાકાન જેવો કોઈ પણ શખ્સ ગણાતો હતો નહી. તે પણ જેહાનમાં કસરા માફક પંકાયલો હતો. તેના ઉપર ચીનથી તે જીહુન નદીના કીનારા સુધીનો મુલક પોતાના પાદશાહ તરીકે આફ્રીન પોકારતો હતો. એ પાદશાહ પાસે પુશકળ લશકર, તાજ અને ખજાનો હતો. તેનો ચાચનો મુલક ગુલરજીયુન સુધી લંબાયલો હતો. કસરાની મરદાનગી, દાનાઇ, ખોરેહ, બુજોર્ગી અને શાહાનશાહી રીતીઓની તારીફની વાતો જેહાનમાં ફેલાતાં ત્યાંના પણ નામદારો વચે ફેલાઇ ગઇ. આથી ડાહાપણભર્યા ખાકાને પણ એ પાદશાહની દોસ્તી સાંધવાનું તે વખતે પસંદ કીધું. તેથી ત્યાં તેના નામદારો ભેગા મલતાંજ તે કેટલોક વખત સુધી તેઓની સાથે એ વાત કરતો બેઠો. તેના દિલમાં નોશીરવાન સાથની દોસ્તીએ જગ્યા લેવાથી તેણે તે માટે પોતાના વડા વજીરની મસલટ પુછી. પછી તેણે એક મોટો અને યાદગાર રહે એવો પાદશાહને લાયકનો હદીઓ જેમાં રૂમી ઘોડાઓ, ચીનાઇ રેસમી કાપડો, તખતો, તાજો, તલવારો, વીટીઓ તથા સઘલી જાતનો ચીનાઇ બનાવટનો સામન સો ઉંટો લદાય એટલો તૈયાર કીધો. વળી તેને નેસાર કરવા માટે તેણે પોતાના ખજાનચીનને એક લાખ દીનાર લાવી ત્યાં ઢગલો કરવા ફરમાવ્યું

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તથા ખજાના અને પૈસાથી દસ ઉંટો લાદવાનો હોકમ કીધો. પછી મોટા દરજજાના લોકો વચેથી તેણે એક જેહાનમાં ફરેલો, બોલકનો અને અક્કલમંદ શખ્સને ચુંટી કાઢયો. ત્યારબાદ તેણે એક મુનસીને રેસમી કપડાં ઉપર નામુ લખવા માટે ત્યાં બોલાવી મંગાવ્યો અને તેણે ખાકાન તરફથી તે રેસમી કપડાં ઉપર કસરા માટે દુવાથી ભરપુર નામું લખી કાઢયું.[૧] એ નામામાં ચીનના રેવાજ મુજબ કસરાની હજારો તારીફ કરવામાં આવી. પણ તેના કાસદને તીર અને ગુરજવાલાં લશકરથી ભરાઇ ગયલા હટીયાલના મુલકમાંથી પસાર થવાનું હતું. ત્યાં હટીયાલના પાદશાહની સરદારી હેઠેલ સોગડના મુલકથી તે જીહુન નદી સુધી લંબાયલું લશકર સફ સમારીને ઉભું હતું. તેઓનો ગાતકર નામનો જોરેમંદ સરદાર હતો જે લડાઇમાં ઘણોજ પંકાયલો હતો.

ઇરાન જમીનના પાદશાહ ઉપર ચીનના ખાકાને એ હદીઓ મોકલવાની ખબર જયારે ગાતકરે સમજી ત્યારે તેણે લશકરના અનુભવીઓને બોલાવી મંગાવી તેઓને એ તમામ વાત કહી સમજાવી કે "આપણા ઉપર આપણે નસીબે ખુરાઇ આવી પડી છે. ઇરાનના શાહ અને ચીનના ખાકાન વચે દોસ્તી પડી મોહબત બાઝીયાથી આપણને નુકસાંન ખમવું પડશે અને આપણો મુલક બધે બાજુથી વેરાન બની જશે. માટે તે કાસદ ઉપર હુમલો કરી તેનેજ આપણને મારી નાખવો ઘટે છે."

પછી તેણે તે માટે એક બાહુર અને લડાયક નામદારને પોતાના લશકર વચેથી ચુંટી કાઢયો જેણે તે કાસદ સાથનો સઘલો સામન, ઉંટો અને સંગારસાથના ઘોડાઓ એ સઘલું લુટી લિધું અને તે ચીનના પેહેલવાનો વચેથી ચુંટી કઢાયલા કાસદનું ડોકું તેણે ઉડારી નાખ્યું. ચીનના ખાકાનને એ ખબર થવાથી તેનું દિલ દુખી અને મગજ કીનાભર્યું બન્યું. આથી તેણે કાજારબાશીથી પોતાના લશકરને કુચ કરાવી જેથી કોઇ પણ નામદાર ચીન કે ખોતનમાં રહયો નહી. અરજાસ્પ અને અફરાસીયાબના ખાનદાનીઓમાંના કોઇને ઉંઘ કે આરામ હતો નહી. તેઓએ કીનાભર્યા મગજે અને લોહીથી ઉકલતાં દિલે ગુલરજીયુન તરફ કુચ કીધી. ફંનજ નામનો એક ફુકથી ધુલને આસમાન સુધી ઉડારી દેનાર શખ્સ ચીનના ખાકાનનો સપેહસાલાર હતો. ગુલરજીયુન નદીના પાણી એ ગાયના હથીયારબંધ સ્વારોથી દોહવાઇને કાદબ જેવાં બન્યાં.

હવે ચીનના ખાકાને જે પગલુ લિધું તે વાતની ખબર ગાતકરને થતાંજ તેણે પણ પોતાની હટીયાલી રૈયતમાંથી એક લશકર ચુંટી કાઢયું જેથી સુરજ પણ

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

જેહાનમાંથી ગુમ બન્યો. ગાતકરે પણ બલખ, શકનાન, આમુઇ અને જમના મુલકોમાંથી હથીયાર, લશકર તેમજ લડાઇ માટેનો ખજાનો તૈયાર કીધો. ત્યાં ચોબાજુએથી ખતલાન, તરમુદ અને વીસેના પેહેલવાનોએ તેમજ લશકરે ધુલ ઉડારવા માંડી. તે કીડીઓ અને તીડોના ટોલાં જેવાં લશકરથી પાહાડો, બ્યાબાનો, ખીણો અને ખેતરો ધમધમી રહયાં. ખાકાને પણ પોતાના લશકર, અસબાબ અને જોરેમંદ હાથીઓ સાથે તે મોટી નદી પસાર કીધી. તેણે ત્યાં એક એવું મોટું લશકર ભેગું કીધું કે જેથી સુરજ પણ કાગડાની પાંખ જેવો કાલો બન્યો. ત્યાં પુશકલ નેજાઓ, તલવારો, ભાલાઓ અને જંબ્યાઓ પ્રકાશી રહયાથી તું કેહેશે કે જાણે જમીન આસમાન બન્યું છે અને તેમાંથી હથીયારો તારા માફક પ્રકાશી રહયાં છે.૧ બોખારા જે હટીયાલી લશકરનું મઠક હતું તે તો જાણે ગુરજો અને લાઠીઓથીજ ભરાઇ ગયું હતું. ગાટકરે પોતાના સરદારો ભેગા કરી તે મોટાં લશકર સાથે હટીયાલથી કુચ કીધી. એ લશકર લડાઇમાં ઉતરવાથી ચોતરફથી હવાનો પણ માર્ગ બંધ થઇ ગયો. સરદારોની તલવારો ચમકવાથી અને તેમના ભારી ગુરજો ઉંચે ઉચકાયાથી તું કેહેશે કે જાણે લોઢાંને પણ જીભ આવી ગઈ અને હવાએ ગુરજોને પોતાના દુબાસ્યા બનાવ્યા.

પછી ત્યાંથી કાલાં ધુલારા સાથનો પવન નિકળી આવ્યો જેથી સુરજ અને ચંદ્રની રોશણી પણ ગુમ થઇ ગઈ. બૈરાંઓ અને છોકરાંઓની ચીશો વચે કશાનીઓ તથા સોગડીઓ ત્યાં ભેગા મલ્યા અને એ લડાઇનું પરીણામ કેવું નિપજે છે તથા સુરજ અને ચંદ્ર કોણને મદદ કરે છે તે તપાસવા લાગ્યા. એક અઠવાડયું સુધી તે બંધે લડાયક લશકર સામાસામું ઉભુ રહી લડવા લાગ્યું જેથી સુરડાંઓના ઠેકાણે ઠેકાણે ઢગલાઓ પડવા લાગ્યા અને ત્યાંના ધુલ તથા પથરા લોહીથી લપેટાઇને રાતા બન્યા. નેજા, ગુરજો, તલવારો અને તીરોના પુશકલ મારાથી તું કેહેશે કે જાણે વાદલ ત્યાં પથરાઓનો વરસાદ વરસાવે છે. ધુલારાંથી સુરજ ઢંકાઈ ગયો અને તે ધુલથી ઉડતાં ગીધોની આંખો પણ ભરાઇ ગઇ. આઠમે દિવસે એ ધુલ ગાટકર તરફ વધારે ઉડવા લાગી અને રોશણુ દિવસ પણ અંધારી રાત જેવો બન્યો.

હવે હટીયાલીઓએ એવી હાર ખાધી કે જેવી હાર તેઓએ વર્ષો સુધી ખાધી હતી નહી. એવા એવાંતો ઘણા કામો જમાનો કરી બતાવે છે.૧ ચોમેર ઘાહેલ થયલાઓ પડેલા જણાતા હતા અને ત્યાંની જમીન મુવેલાઓના ઢગલાથી

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ઢંકાઈ ગઇ હતી. તેઓ વચ્ચે હજી જેઓ જીવતા હતા તેઓ પોતાના જીવની ધાસ્તીથી ખોદાનું નામ પોકારી રહયા હતા. તેઓ એકમેકને કેહેતા કે, "કોઇએ પણ આવી લાંબી લડાઇ જોઇ હશે નહી. જાણે એ લશકર માણસોનું નહી હોય તેમ તેઓ તરફ કોઇ જોતું પણ હતું નહી. તેઓના ચેહેરા જાણે દેવો યા હેવાનો જેવા હોય અને તેમના દિલમાંથી સારા માઠાંના વિચારો દૂર થયા હોય તેમ લાગતું હતું. તેમની તલવારો, નેજાઓ, ગુરજો અને તીરો સામેથી જાણે નાહાસ્વાનો માર્ગ પણ રહયો હતો નહી. તેઓ અઝદાહ જેવા ચેહેરાના લાગતા હતા અને તેમના ભાલા પાહાડોની ઉંચાઇએ પણ પુગતા હતા. જાણે તેમના પંજા વાઘો જેવા હતા અને તેમનાં દિલ કાપાકાપી કરવાથી કંટાલતાં પણ હતાં નહી. તેઓ લડાઇને જાણે તુચ્છ ગણતા અને તેથી ઘોડા ઉપર થકીને બેસ્તા પણ હતા નહી. ત્યાં તેઓના ઘોડાને કાંતા કચરા ઉપર જીવવું પડયું અને ઉજાગરો છતાં તે સ્વારો પણ જાગતાજ રહયા. આખી રાત તેઓ હુમલા અને લડાઇ કરીને પોતાના દિલને જાણે આતશમાંજ હોમાવતા. ભુખ અને આરામને તેઓએ હરામ ગણી અને લડાઇજ જગાડવાને જાણે તેઓને દેવોએ ઉશકેરી મુકયા. તેઓને લાગ્યું કે, "હવે ચીનના ખાકાન સામે લડવાની તેઓમાં તાકાટ નથી માટે ઇરાન તરફ નાહાસી જવું. પણ જો ગાટકર કસરાની તાબેદારી કરવા બંધાય અને ગુરજ તથા તલવારથી એમ લડવાનું વિચારીને એ હટીયાલનો મુલક કસરાને સોંપી દેવા બંધાય તો ઠીક થઇ પડે. નહી તો કે આપણે ખુશનવાજની તોખમના કોઇ લડાયક શખ્સને આપણા સરદાર તરીકે ચુંટી કાઢીશું. જેથી તે નોશીરવાન સાથે ઠીક રાખશે અને આપણો પડી ભાગતો મુલક તેનાથી પાછો જવાનો મેલવશે. માટે આપણે એ નોશીરવાન કે જેના ઉપર જેહાન ફીદા થયલી છે તેના ઉપર ચીનના ખાકાનની ફર્યાદ કેહેવાડીએ, કારણકે તે ખોરેહમંદ, જોરેમંદ, સખી અને ડાહાપણવાલો છે અને તે સાચે માર્ગે ચાલવા માટેજ અક્કલ ધરાવે છે. વળી તેણે રૂમના કયસર પાસેથી પણ ખંડણી લેતી કીધી છે અને કોઈની પણ તેની સામે ચુંકે ચાં કરવાની હીમત નથી."

આથી એ બાબદ ઉપર એક મટ થવાને તમામ હેટીયાલી મરદો, ઓરતો અને છોકરાંઓ ભેગા મળ્યાં અને તેઓએ ઇનસાફની રૂએ વર્તે એવા મુબારક તોખમના અને જોરેમંદ ફગાની નામનો ચગાની જે દોલતમંદ અને લશકરવાલો એક પાદશાહ હતો તેને તે હટીયાલી બુજોર્ગોએ તેમજ ચીનના બાધુરોએ પોતાના પાદશાહ તરીકે ચુંટી કાઢયો અને તેની તારીફ ગાઇ.

# ખાકાન તથા હટીયાલીઓ વચ્ચે લડાઈ થવાની ખબર નૌશીરવાનને પડતાંજ તેણે તેઓને શિક્ષા કરવા લશકરને કુચ કરાવી તે વિષે.

પછી તે મોટા દરજ્જાના પાદશાહને એવી ખબર થઇ કે, "નામદાર બાધુર ખાકાને હટીયાલીઓને તેમજ તેમના પેહેલવાનોને હાર આપી છે અને એક નવો ઉગી નિકળેલો ચગાની હટીયાલના તખત ઉપર બેઠો છે અને તે બાધુરો, સરદારો અને નામદારો ઉપર સરદારી મેલવીને પાદશાહી તખત ઉપર બેઠો છે અને સઘલાઓ તેના તખત આગળ તાબેદારી બજાવતા ઉભા છે, તથા તે પોતાના બુઝોર્ગો સાથે હવે મસ્લત ચલાવતો બેસે છે વિગેરે." એ તેના કાબેલ જાશુસોથી મલેલી ખબરથી એ જેહાનનો પાદશાહ પોતાના તખત ઉપર વિચારવંત બનીને બેઠો. તેણે એ માટે પોતાના મેહેલમાં એક સભા ભરી જેમાં તેના સઘલા દરબારીઓ જેવાકે વડો વજીર અરદેશીર, શાપુર, કાબેલ યજદેજરદ તથા તેના બીજા સઘલા સલાહાકારો, દાનાવો વિગેરે એ પાદશાહના તખત આગળ આવી બેઠા. પછી નૌશીરવાને તેઓને કહયું કે, "ઓ મારા વજીરો તથા જેહાનના અનુભવીઓ! મને એક ઘણી નાપસંદ ખબર મલી છે અને તે વાત વળી નકારી અને ફાયદા વગરની પણ છે. હટીયાલ અને ચીનના ખાકાન વચ્ચે તથા તુરાન જમીનના જાગીરદારો વચ્ચે વાંધો ઉઠવાથી ચાચ, ચીન, તુરકસ્તાન અને ખોતનના ભારી લશકરો ભેગાં મલ્યાં તથા એક અઠવાડયું સુધી તેઓ વચ્ચે એક ભારી લડાઇ ચાલી હતી. તેમાં આખરે હટીયાલને હાર મલી હતી અને તેના લશકરનો મોટો ભાગ માર્યો ગયો હતો તેમજ ઘાહેલ થયો હતો. આવું નામીચુ ગણાતું હટીયાલ જે જેહાનને પોતાની તલવારો અને ગુરજોથી ચેટેલી રાખતું હતું તે છતાં તેને આવી હાર મલી એ ઘણું અજાયબી ભર્યું છે. તેમાં કાંઇ તેઓનાજ સપેહસાલારની કસુર હોવી જોઇએ. જો ગાતકરે હુશીયારી અને ડાહાપણ વાપર્યું હતે તો તેના લશકરના આવા હાલ બનતે પણ નહી. આથી હટીયાલીઓએ ત્યાં બ્લવો ઉઠાવી કોઇ બેહરામગોરની તોખમના શખ્સને પોતાનો પાદશાહ ચુંટી કાઢયો છે. એ રીતે તેઓએ એક નવા પાદશાહને ગાદીનસીન કીધો છે અને હાલે તેઓ તેનીજ તારીફ ગાય છે. વલી ખાકાન પણ હાલે પોતાના લશકર, ખજાના અને તાજ સાથે ચાચની પેલી મેર બાધુરી સાથે બેઠો છે. તે તો અફરાસીયાબ અને અરજાસ્પના બેસીઓ સિવાય કોઇ પણ ઇરાનીને સ્વપને પણ યાદ કરતો નથી. ગાટકરના લશ્કર ઉપર તેણે ફતેહ મેલવેલી હોવાથી તે તો પોતાના સરને સુરજ સુધી

પુગેલું અણી લે છે. આવો જગડો ખાકાને ઉઠાવેલો હોવાથી આપણે વાજબી રીતે તેની સાથે મલતા થઈશું નહી. એ ચીનાઓ પોતાની પીઠને એમ સીધીતો રાખે છે ખરા પણ એ કસાનીનો મુલક તો મારી પાદશાહી હેઠેલ છે. તેઓથી હલાકી ભોગવ્યાથી ત્યાંના ગરીબ લોકોને પોતાનાં શરીર, જમીન તથા ખજાનો એ ચીનાઓને સોંપી દેવો પડયો છે. માટે હવે તમો એ બાબે શું ધારો છો? આપણને એ તુરકીઓ તથા ચીનના ખાકાન સામે કેમ વર્તવું?"

આથી તેના દાનાવ બુજોર્ગો તેને જવાબ આપવા ઉઠી ઉભા થયા અને તેની તારીફ કરી બોલ્યા કે, "ઓ ભાગ્યશાલી દુરઅંદેશ પાદશાહ! હટીયાલનો તમામ મુલક હારેમનની ખશલતનો છે. ત્યાંના લોકો એ મોઢાંના (યાને બોલીને ફરી જનારા) તથા આ મુલકના દુશમન જેવા ગણાય છે. માટે તેઓને જે બુરાઇ પુગી છે તે ઘટતી છે, તેમજ તું પાદશાહનું કેહેવું પણ ઘટતું છે. જો કે આપણને પેલો બાધુર પાદશાહ પીરોજ કે જે જેહાનના ચેરાગ જેવો ગણાતો હતો તેને તેઓએ ઓચિંતો મારી નાખ્યો તે સિવાય તેઓ ઉપર હાલે કીનો કે દુખની લાગણી નથી. તોપણ તેઓ કદિ પણ ખુશ રેહેતા ના; કારણ કે ગેરઇનસાફી-ઓથી કદિ પણ ઇનસાફ મલતો નથી. તેઓને એ સજા પરવરદેગાર તરફથીજ થઈ છે. તમામ બુરી કરણીનાઓને બુરીજ શિક્ષા થાય છે. ખાકાન વિષે તારૂં કેહેવું એવું છે કે, 'તે પોતાના દિલમાં કીનો અને પુરાના વખતનું દુખ ભરી રાખે છે;' પણ અફ્રાસીયાબનો એક ખેશી આવો બુરી મનશનીનો તેમજ અદેખો હોય તો તે ઘટતુંજ છે. વળી બીજું એ કે તે ફતેહમંદ બનેલો હોવાથી જો તું તેનાથી ડરતો હોય તો તેમાં પણ કાંઇ અજબ થવા જેવું નથી. માટે હાલે હટીયાલ કે ગાટકરના લશકરની યાદ કીધા વગર યા તેમની ફીકર કીધા વગર તું જીહુનની પેલી બાજુએ અફ્રાસીયાબ અને અરજાસ્પનો પેલો ખેશી ખાકાન આવી ચઢયો છે તેને માટે રોશન રવાન સાથે કાંઈ ઉપાય કર. કારણ કે જેહાનનો બાધુર પાદશાહ તો તુંજ ગણાય છે. તારા વડેજ હમારા જીવ તેમજ હમારી અકલ પ્રકાશ પાંમે છે. કારણ કે અકકલને ઉછેરનાર શખ્સજ ખરો ભાગ્યશાલી ગણાય છે. તું આ બુજોર્ગીભરી અંજુમન કરતાં પણ વધારે દાનાવ છે માટે તુંને સલાહ આપવા માટે કોઇ ડાહાપણવાલા સલાહકારની અગત્યજ નથી. તુંનેજ જેહાનનું તાજ અને તખત લાયક છે, કારણ કે ઓ નેક બખત! તુંજ તે ધરાવવા માટેનું ખોરેહ તેમજ દમામ ધરાવે છે. પણ જો તું પાદશાહ ખોરાશાન જશે તો તેથી આ પાદશા-હીને નુકસાન પુગવાની ધાસ્તી છે, કારણ કે જ્યારે પણ આ મુલક પાદશાહ

વગરનો બને છે કે વારંવાર રૂમથી લશકર ચઢયું આવે છે. તેથી જો એ રૂમીઓ આવી ઇરાનીઓ ઉપર પાછો કીનો લેશે તો એ ઇરાન જમીનની મોટાઇ રેહેવા પાંમશે નહી. હાલે ઇરાન જમીન ઉપર પગ મુકવાની કોઈની મકદુર નથી અને કોઇથી પણ એ પાદશાહીનું બુરૂ ઇચ્છાતું નથી. માટે જો તું પોતેજ કીનાનો અને લડાઈનો વિચાર કરશે તો તે દરીયામાનું મગર હશે તોપણ તારી આગળ નરમ બની જશે."

પાદશાહ નૌશીરવાને ઇરાનીઓની એ સુલેહ યા લડાઇની વાત સમજતાંજ અને કોઈનો પણ વિચાર મોજમજાહ કે આરામ પસંદ કરવા સિવાય લડાઇ માટેનો ન જોતાંજ તે જેહાનનો પાદશાહ એ અકકલમંદોના દિલમાં શું વિચાર દોડે છે તે પાંમી ગયો. તેથી તેણે તેઓને જવાબ દિધો કે, "શુકરાના પરવરદેગારના! કે હું બંધે જેહાનમાં તેને માટેનીજ ધાસ્તી રાખું છું. પણ આ ઇરાનીઓ તો એશઆરામ, ખાવા પીવા અને સુવામાંજ ચકચુર રેહેતા હોવાથી હવે લડાઇની વાતજ કરવા માગતા લાગતા નથી. તમો આસાયશ અને મોજ ભોગવતા રેહેતા હોવાથી તમારાં મગજ લડાઇ માટે એમ આલશુ બનેલાં લાગે છે. પણ જેઓ દુખ વેઠે છે તેઓજ શરીરનું સુખ ભોગવે છે અને શરીરને કસ્યાથીજ તવંગર બનાય છે. માટે પરવરદેગારની મદદથી આ મહીનાની આખેરીએ આપણે લડવા જવાની તમામ તૈયારીઓ કરીશું. હું મારાં લશકરને ખોરાશાન તરફ કુચ કરાવશ અને તે માટે મુલકે મુલકોથી લશકર મંગાવશ. આપણા નામદારો વચે જે કોઇ પેહેલવાનો ગણાતા હશે તેઓને પણ મારી સાથે મસ્ત હાથીઓ ઉપર લડાઇનો અસબાબ ચઢાવવો પડશે. આપણે પછી હટીયાલ કે ચીનના ખાકાન બંધેને રેહેવા દેઇશું નહી કે જેથી લોકો ઇરાનનીજ તારીફ ગાશે. આપણે તમામ જેહાનમાંથી બુરી ખશલતને ધોઈ નાખીશું અને આપણા મુલકને ઇનસાફ તેમજ સખાવતથીજ તાજો બનાવીશું."

તમામ નામદારો તેની એવી વાત સમજીને અજબ બન્યા અને તેની મારી ચાહી તારીફ કરતાં બોલ્યા કે, "ઓ બોરેહમંદ, ઇનસાફી અને ફતેહમંદ પાદશાહ! જમાનો તારાં રાજયથી ખુશાલ રેહેજો. હમો સઘલા નામદારો તારાજ ગોલામ છીએ અને તારો હોકમ તથા વિચાર બજા લાવવાને સર નમાવીએ છીએ. તું જ્યારે પણ લડવાનો હોકમ આપશે ત્યારે એ આલશાઈને હમારામાં જાજેવાર રહેલી તું જોશે નહી." પછી તેઓ બેસીને ત્યાં એ બાબે સભા મેલવી વિચાર ચલાવવા લાગ્યા. નવો મહીનો બેસતાં સુધી એ પ્રમાણેનું કામ ચાલ્યું અને તેટલાં પાદશાહ પણ તખતે બેસતો રહયો. જાણે તેઓએ પાદશાહના ચેહેરા ઉપર માહાતાબનોજ છાપ જોયો.

પછી પાદશાહી દરગાહમાંથી લડાઇના પોકારો ઉઠી રહયા. જેહાનને પ્રકાશ આપતા ચેરાગ સુરજે પોતાનો ચેહેરો પાહાડ પછવાડેથી બાહાર કાઢતાંજ જમીન ઘોડાના સુનેરી સાજ જેવી બની. તું કેહેશે કે જાણે કાલી ચાદર ઉપર હવે પીલી ચાદર ફેલાઇ. તેથી ત્યાં લડાઇના પોકારો અને રણસીંગડાંના અવાજો ફેલાઇ રહયા. હાથી ઉપર તાંબાનાં ઢોલ ચઢાવવામાં આવ્યાં. વાજાંના સરોડ સાથે એક પછી એક લશકરની ટુકડીઓ મેદાનમાં આવવા લાગી. કાબેલ મુનશી યજદેજરદ, સલાહાકાર વજીરો તેમજ વડો વજીર અરદેશીર સઘલા ભેગા થઇને ત્યાં આવી લાગ્યા. પછી દરેક મુલકના નામદાર ઉપર તેણે એક એક નામુ લખાવ્યું કે, "પાદશાહ લશકર સાથે લડાઇ કરવા ગયો છે એમ જાણી તમોએ ગરીબો ઉપર કાંઇ પણ જોર અજમાવવું નહી." ત્યારબાદ તેણે ચીનના ખાકાન તેમજ ફગાની ઉપર તેઓની ઘટતી તારીફ સાથે એક એક નામું લખાવ્યું. એક મહીનાની મુદતમાં તો ત્યાં ચોબાજુએથી લશકર આવી ભેગું થયું. ૧ પછી મદાયનથી એક એવું લશકર બાહાર પડયું કે જેથી જમીનની સપાટી પણ દરીઆ સિવાય બીજી રીતની લાગતી હતી નહી. ત્યાંની જમીન ઉપર એક નાકેથી બીજે નાકે સુધી સીપાઇઓ ફેલાઇ ગયા જે લશકરની વચે જેહાનના પાદશાહનો ઝુન્ડો પણ માલમ પડતો હતો. એ લશકરે ગુરગાન તરફ કુચ કીધાથી જેહાનમાંથી સુરજ પણ ગુમ થઈ ગયો. ત્યાં પાદશાહે શેકાર કરવા માટે આસાયશ લિધી અને શેકાર માટે ત્યાંના પાહાડો તથા જંગલોમાં જઈ લાગ્યો.

## ખાકાનને નોશીરવાનનું લશકર ગુરગાનમાં આવ્યાની ખબર થવાથી તેણે સુલેહ માટે તેના ઉપર નામું લખ્યું તે વિષે.

હવે ખાકાન જે સોગદનો પાદશાહ બની બેઠો હતો તે પોતાના લશકર સાથે ગુરગાનમાં મસલત ચલાવવા બેઠો. તમામ સોગદનો મુલક પણ અફરાસીયાબ અને અરજાસ્પના બેશીઓથી પાણીના દરીઆ જેવો બન્યો. ખાકાન બોલ્યો કે "મારૂં લશકર કે મારૂં રાજ્ય નોશીરવાનની સામે ટકી શકવાનું નથી. પણ જો હું અત્રેથી મારૂં લશકર બાહુરોનાં ગણાતાં ઇરાન તરફ લેઇ જાઉં તો ત્યાંથી ચીનની તમામ રજકણો પાછી ચીનમાં લાવી શકું, તથા ત્યાં લડાઇ કરી આસમાનને પણ જમીન ઉપર લાવી નાખી શકું.

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ત્યાંના તાજ તખત ભોગવતા કોઇ પણ પાદશાહને હું જીવતો રાખશ નહી અને ત્યાંની પાદશાહી રસમ અને કાયદાઓનો નાશ કરેશ."

જ્યારે એ જેહાનનો પાદશાહ પોતાના લશકર સાથે આવી આબરૂ દરકારથી વાતો કરતો હતો તેટલામાં તે પાદશાહને ઇરાનથી દમામભર્યા લશકરનાં ઉપડી આવવાની તથા તેમાં તખત સાથે દોરદમામવાલો ફતેહમંદ પાદશાહ પણ હોવાની તથા તે લશકર દરીઆ જેવા વિસ્તાર ઉપર ફરી વલ્યાની ખબર મલી. એ ખબરથી ખાકાન દુખી થઇ પડયો અને હવે તેનો લડવા જવાનો વિચાર પણ ગુમ થઈ ગયો. આથી તે પોતાના સલાહકારો સાથે વિચાર કરતો બેઠો જેમાં સઘલા અંજુમનના બુજોર્ગોએ ભાગ લિધો. ખાકાને વજીરને કહયું કે, "એ ખબરને નજીવી સમજી બેસવું જોઇતું નથી. મેં તો કસરાના ગુરગાનમાં આવી લાગ્યાની અને તેનું લશકર ત્યાંની જમીન ઉપર ફરી વલ્યાની ખબર સમજી છે. એ ખબર ખોટી નહી હોવાથી મારૂં મગજ વિચાર વગરનું ખાલી બન્યું છે. ચીનથી તે જીહુન નદીની સરહદ સુધી મારાં પણ લશકરી મડકો છે અને ત્યાંના મુલકો મારા તાજના ખોરેહ હેઠેલ મારી સત્તામાં છે. માટે મારે પણ તેની સામે લડવા જવું ઘટે છે, નહી તો કે ઢીલ કર્યાથી મારી નામદારીનો આતશ બુજવાઇ જશે. તે એવું સમજતો લાગે છે કે તેના એમ આવ્યાથી મારો રસ્તો બંધ થશે તથા આ જમાનામાં તેના સિવાય બીજો કોઇ પાદશાહ પણ નથી. પણ હું લડાયક બની તેની સામે મારા ચીનાઇ સવારો સાથે જઇ લાગતાંજ તેને તેની ખબર પડશે."

તેવામાં એક અકકલમંદ શખ્સે ચીનના ખાકાનને કહયું કે, "આ જમીનના પાદશાહ! તું ઇરાનના પાદશાહ સામે લડવાની વાત કરતોજ ના. તેમ કરીને તું તારી પાદશાહી તથા લશકરનો નાશ કરતાં અટક. નોશીરવાન જેવો બનવાની અને તેના દિલ તથા મગજને ઉશકેરવાની પાદશાહો વચેથી કોઈનામાં શકિત નથી. કારણ કે તેના જેવો ભાગ્યશાલી અને ખોરેહમંદ કોઇ પણ પાદશાહ નથી. તેના જેવો આસમાન ઉપરનો ચંદ્ર પણ લાગતો નથી. હીન્દુસ્તાન, રૂમ અને જ્યાં જ્યાં ખજાનાથી ભરેલા અબાદ મુલકો છે ત્યાંથી પણ તે ચોડાઇ મેલવે છે. તે તાજદાર અને તખતને દીપાવનારો સાહેબ છે અને ખીલતાં નસીબનો તેમજ ફતેહમંદ પાદશાહ ગણાય છે."

તે વજીરની વાત સમજતાંજ ખાકાને તે ઉપર ઘટતો વિચાર ચલાવ્યો. તેણે પોતાના સલાહકાર દાનાવોને જવાબ દિધો કે "તારી એ વાતમાં અકલમંદ શખ્સ કાંઇ વજુદ જોઇ શકે. હવે નહી દૂર થઈ શકે એવાં બે કામો આપણી સામે આવી ઉભાં છે, જે માટે કેમે કરીને આપણાથી ચુપ રેહેવાઇ શકાતું નથી.

તેની સાથે લડાઈ કરતાં દુખ સેહેવવા સિવાય બીજુ કાંઈ બનવાનું નથી. તેમજ આપણો ખજાનો પણ કાંઈ એમ નાખી દેવાનો નથી. લડાઇ વખતે પૈસા વગર કપડાં ચપડાં અને ખોરાકી પોશાકી મલતી નથી. તેથી પૈસાથીજ સુખ, ખોરાકી, સુંદર પોશાક અને પાંકરવા ઓઢવાની ચિજો મલી શકે છે. તેથી બુરાઇ આવી પડવાની ધાસ્તી રાખતો શખ્સ જો પૈસાને નજીવા સમજે તોજ તે કરાર પામી શકે છે."

પછી તેણે પોતાનાં લશકરમાંથી વાતચીતમાં પાહાવરદા દસ બોલકના શખ્સોને ચુંટી કાઢયા. ત્યારબાદ તે બોલકના બાધુર ચીનાએ નૌશીરવાન ઉપર એક તારીફભર્યું નામું લખાવ્યું. તે દાહાપણવાલા દસ સ્વારો તે લેઇને ત્યાંથી નિકલ્યા અને પાદશાહ નૌશીરવાનની દરબાર આગળ આવી લાગતાંજ તેની આગળ તેની તારીફ કરતા હાજર થયા. કસરાને એ બાબદની ખબર પુગતાંજ તેણે પોતાનું શાહનશાહી દીવાનખાનું સંગારી મુકયું અને પરડા ઉચકાવી નાખી તેમને તેની દરગાહમાં જડપથી દાખલ કરવાનો હોકમ આપ્યો. આથી તે દસ શખ્સો નામું, હદીઆ અને નેશાર કરવાની ચિજો સાથે ત્યાં દાખલ થયા. પાદશાહે તેમને જોતાંજ માનથી નવાજયા અને તેઓને બેસાડયા બાદ ખાકાનની ખેરઆરીયત પુછી. પછી તેઓએ જમીન સુધી નમી કસરાને ચીનના ખાકાનનો પેગામ પુગાડયો. એ ચીનાઈ કપડાં ઉપર લખાયલું નામુ ચીનાઈ ભાષામાં લખાયલું હોવાથી તે નામું એલચીઓએ તેના દુબાસ્યાના હાથમાં મુકયું.

નૌશીરવાનના મુનશી યજદેજરદે એ નામું વાંચવું સરૂ કરતાંજ તમામ અંજુમન અચરત બની. તે નામાંની સરૂપાતમાં જમીનના પાદશાહ નૌશીરવાન ઉપર પરવરદેગારથી દુવા ચાહાવામાં આવી હતી. પછી તેમાં તે પાદશાહની બાધુરી, દોલત, લશકર તથા હથીયારની તારીફ ગાવામાં આવી હતી. ત્યાર બાદ તેમાં લખયું હતું કે, "ચીનનો ફગફુર જેહાનમાં મારીજ તારીફ ગાય છે અને તેણે પોતાની બેટીને પણ કાંઇ પણ તકરાર વગર મને નેકામાં આપી છે. પોતાના લશકર માટે તે મારા સિવાય બીજાં કોઈની સલાહ લેતો નથી. હું જે હદીઓ તું પાદશાહની દરબારમાં મોકલવા માંગતો હતો તે હટીયાલે માર્ગે ઘેરી લુટી લેવાથી હું તેનો કીનો લેવા ચાચથી બાહાર પડયો હતો અને મેં ગાતફરનો ખજાનો તથા તાજ જીટી લિધું હતું તેથીજ હું એ પ્રમાણે ગુલરજીયુન સુધી પહોંચી આવ્યો છું અને મેં જીહુન નદીના પાણીને પણ લોહીથી લાલ બનાવ્યું છે. પણ જ્યારે હમુને તારે માટેની ખબર ચીનમાં મલી ત્યારે મેં તારા કાસદોની હજુરમાં તું પાદશાહની ફતેહ, મરદાનગી, ડાહાપણ, શરમ અને કાબેલીયતની તારીફ ગાઇ હતી. હું તો અંતકરણથી તું જેહાનના પાદશાહ સાથે દોસ્તીજ ચહાવતો હતો."

જ્યારે એ નામું વંચાઈ રહયું અને ચીનના પાદશાહનું કેહેન તેણે સમજયું તથા તેણે તેની બુજોર્ગી, બાધુરી અને તેજીની વાત સમજી ત્યારે તેણે તે એલચીઓ માટે ઉતારાની જગ્યા તૈયાર કરાવી જેથી લોકોએ પણ તેઓની પુશકલ તારીફ ગાઇને તેમને માનથી નવાજયા. પછી ખાણાની અને દારૂ પીવાની તૈયારી થતાંજ પાદશાહે તે એલચીઓને પણ ત્યાં બોલાવી મંગાવ્યા. એ રીતે તેઓ એક મહીનો સુધી પાદશાહના પરોના રહયા. અને મેહેલમાં તેની સાથે ખાવાપીવા બેસવા તથા શેકારે જવા લાગ્યા. પછી એક દિવસે નોશીરવાને તેઓ માટે મેદાનમાં દરબાર ભરી, જેથી સ્વારોથી ઉડતી ધુલથી હવામાં અંધકાર ફેલાઇ ગયો. તેના તમામ જાગીરદારો સુનેરી કંમરબંધ સાથે ત્યાં હાજર થયા, જેમાં સુનેરી ઢાલવાલા બલુચીઓ અને ગીલાની સરદારો પણ હતા. તે સઘલાઓ પાદશાહની તાબેદારી કરતા તેની દરબારમાં હાજર થયા. તે સઘલા સુનેરી લગામ સાથના ઘોડા ઉપર સ્વાર થયલા અને સુનેરી મ્યાન સાથની તલવારવાલા ત્રણ હજાર સ્વારો હતા. તેમની તલવારો, જંબ્યાઓ અને ભાલાઓના પ્રકાશથી તું કેહેશે કે, તેમના સુના આગળ લોઢું તો જાણે પાણી ભરતું હતું. ત્યાંના હાથીઓની પીઠ ભરેલાં રેસમી કપડાંથી સંગાર પામી હતી જેના ઉપર નાઇલ નદી જેવા રંગના પીરોજાના તખતો મુકેલાં હતા. ત્યાંની જમીન એ સઘલાંથી ગડબડભરી અને હવા જોશવાલી બન્યાથી માણુસો છતા સમજવા કાને પણ બેહેરા બની જતા. બેરદો, હીન્દુસ્તાન, રૂમ અને બીજા આબાદ મુલકોના પાદશાહોના એલચીઓ નેજાથી સજ થયલા સ્વારોવાલાં તે મેદાનમાં તે પાદશાહની હજુરમાંથી પસાર થવા લાગ્યા. એ રીતે તેણે તે ચીનાઓને તમામ જેહાનની પાદશાહી આસમાનથી તે પાતાલ સુધીની તેનીજ છે એવું દેખાડી આપ્યું. ઉડતી ધુલ અને સ્વારોના ધસારાથી ત્યાંની હવા ભરાઇ ગઇ તથા લડાઇને લગતા હથીયારોથી જમીન પણ લીપાઇ ગઇ. તે મેદાનમાં તેના લશકરે કવાયદ કરી દેખાડી જેમાં જંગી સ્વારો પણ જોડાયા. તે બાધુરોએ થોડો વખત ગુરજો, તીર કમાન અને તલવારોથી પોતાના હુનરો દેખાડી આપ્યા. તે તમામ મેદાન નેજાવાલા અને જંબ્યાવાલા સ્વારોથી તમામ ભરાયલું જણાતું હતું જેમાં એક બાજુએ પાયદલ તો બીજી બાજુએ સ્વાર લશકર કવાયદ કરતું હતું. આથી તમામ મુલકોના તેમજ તેના નામદારો અને સરદારોના તમામ એલચીઓ તેના આવાં લશકર અને અસબાબથી તથા તેનો ચેહેરો, નામદારી અને અવાજથી અચરત બન્યા. તે એલચીઓ પોતાની આસપાસનાઓને કેહેવા લાગ્યા કે, "આ શાહ ઘણો બાધુર છે. તે પોતેજ લશકર વચ્ચે ઘોડાને હોમાવી પોતાનો આ પ્રમાણે હુનર દેખાદે છે અને પેહેલવાનો જેવાઓ સામે પણ પોતાનો ભાલો ટાંકે છે. આપણને એ પાદશાહે જે હુનરો દેખાડયા છે તે આપણા દિલમાં હંમેશાં યાદ રેહેશે."

જ્યારે તે સઘલા એલચીઓ પોત પોતાના પાદશાહ આગળ આવી પુગ્યા ત્યારે તેઓ પોતાની સાથે એ વાત પણ એક યાદદાસ્ત તરીકે ત્યાં લેતા ગયા. તેઓ ત્યાં બોલવા લાગ્યા કે "નૌશીરવાન જેવો બીજા કોઇ પાદશાહ આપણામાંના બુઢા યા જવાનોએ જોયો હશે નહી." જેહાનના પાદશાહ નૌશીરવાનને તે એલચીઓની એ વાત છુપાછુપ કેહેવામાં આવી. પછી પાદશાહે પોતાના ખજાનચીનને લડાઇને લગતાં હથીયારો મેદાનમાં હાજર કરવા ફરમાવ્યું. આથી ત્યાં બખતરો, ટોપીઓ અને હથીયારો લાવી મુકવામાં આવ્યા જે સઘલાનો તેણે એક ભારો કરવા ફરમાવ્યું. પછી સ્વારોએ તે ઉચકવા ઉપર પોતાનું જોર અજમાવવા માંડયું પણ તે હથીયારો કોઇથી ઉઠાવી શકાયાં નહી. નૌશીરવાનનું દિલ અને તેની ગરદન સિવાય આવું બખતર, ગુરજ અને હથીયાર બીજા કોઇથી ઉઠાવી શકાતાં હતાં નહી. તેનાં લશકર વચ્ચે તેનાજ જેવી કમાન રાખનારો કે તેના નામદારો વચ્ચે તેના જેવો લડાયક કોઈ પણ હતો નહી. પછી નૌશીરવાન પોતેજ હાથમાં ગાયની સુરતનો એક ગુરજ પકડી તે મેદાનમાં એક મસ્ત હાથી માફક ધસ્યો. તે જે ઘોડા ઉપર સ્વાર બન્યો હતો તે પણ થડેલ પગનો હોવાથી ત્યાં ભેગી મલેલી ઠઠ તે ઘોડા માટે પુશકલ અચરત થવા લાગી. પછી ત્યાં વાજાં અને સરનાઇઓ તેમજ હાથીની પીઠ ઉપરથી ઘાંટો વાગવા સરૂ થયા. વાજીંત્રો વજાડનારાઓ વાજાં વજાડતા હરોલમાં આવ્યા અને ઘોડાઓની નાલોથી ત્યાંની જમીન દુખી થવા માંડી. શેહેનશાહ પોતે લોઢાંની ટોપી અને બખતર સાથે પોતાના પેહેલવાનોની જમની અને દાવી બાજુએ લગામ ફેરવીને દોડવા લાગ્યો. તમામ એલચીઓએ તેની એ કવાયદ જોઇને પોતાનાં માથાં ભોંય સુધી નમાવી તેની તારીફ કીધી. પછી તે જેહાનનો પાદશાહ પોતાની પુઠે તે તમામ સરદારો સાથે મેદાનમાંથી પોતાના મેહેલમાં પાછો ફર્યો.

## નોશીરવાને ખાકાનના નામાનો જવાબ લખાવ્યો તે વિષે.

ત્યાર બાદ તેણે વડા વજીર અરદેશર તથા એક મુનસીને પોતાની આગળ હાજર થવા ફરમાવ્યું. તે મુનસીએ પોતાની કલમ વડે પેહેલવી ખતે એક પાદશાહી નામું લખવા માંડયું. તેની કલમ સાહીમાં બોરાતાંજ તેણે આસમાનની ઉંચાઇના અને ઉંડાઈના બનાવનારા તથા સુરજને પેદા કરનારા દાદગરની તારીફ કીધા પછી લખ્યું કે, "આપણે સર્વે બંદાઓ છીએ જયારે પરવરદેગાર તો સૌનો પાદશાહ છે. તેની અપાર શક્તિની ગવાહી તેની અક્કલ આપે છે. કોઈથી તેના હોકમ વગર એક દમ પણ લેવાઇ શકાતો નથી અને તેની હસ્તી વગર એક કીડીથી પણ પોતાનો

પણ ભોંય ઉપર મુકાઈ શકાતો નથી. તે સાહેબથી હમો એવું ચાહીએ છીએ કે તે હમારી તરફની આ તારીફ ચીનના ખાકાનને પુગાડે. તારાં નામની સરવાતમાં તું હટીયાલીઓ માટે લખે છે કે, 'તેઓએ બુરાઇ માટે એમ કંમર બાંધી અને તેઓએ ગેરઇનસાફીથી લોહી રેડયાં અને દાગાથી હુમલો કીધો વિગરે,' પણ એક બુરો ગમે એવું સિંહ જેવું જોર ધરાવે તોપણ તે યજદાંનના હોકમ વગર એમ બાહદુર બની શકતો નથી. તેઓએ એવી વાઘોની રીતી એખત્યાર કીધાથી તું તેઓ ઉપર એમ ફતેહમંદ બન્યો છે. બીજું તું ખજાના અને લશકર માટે તથા ફગફુરની શક્તિ અને તેના તાજ તખત માટે જે લખે છે, તે માટે જાણવું કે, જે કોઈ પોતાનીજ મોટાઇના બાકાં ફુકે તેને દાનાવો પસંદ કરતા નથી. તેં પોતે બુજોર્ગીભર્યું તખત અને તાજ જોયલું નહી હોવાથી તુંને તે ચાયતા મુલક અને તેનાં લશકરથી અજાયબી ઉપજી હશે. કારણકે મોટાને માથેનો પણ કોઇ તેથી મોટો હોય છે અને ચઢતાં નસીબ કરતાં પણ વધારે ચઢીયાતું નસીબ ધરાવનાર પણ કોઇ હોય છે. માટે તારે આવી વાતો જેણે ખજાનો, લશકર અને મુલકો જોયા નહી હોય તેની આગળ કરવી ઘટે છે. મને તો જેહાનના બુજોર્ગોએ જોઇ લિધો છે અને જેઓએ મને જોયો નથી તેઓએ મારી તારીફ પણ સમજી છે. ચીનના દરીયાને હું કાંઈ દરીયા તરીકે સમજતો નથી. તે તો મારી ધાસ્તીથી જલદીથી પાહાડ બની જાય છે. તમામ મુલકો મારા ખજાનામાં સમાયલા છે અને જેઓ હજી સ્વતંત્રાઇ ભોગવે છે તેઓને માટેજ હું ગમ ધરાઉ છું. ત્રીજું એ કે, તું મારી દોસ્તી ચાહે છે અને તારાં દિલને મારી સાથે સુલેહ રાખવા તૈયાર રાખ્યું છે. પણ જો તું મોજમજાહાજ કરવા ચાહતો હોય તો હું પણ કાંઈ લડવા માંગતો નથી. કોઇ પણ મોજમજાહને લડાઇમાં ઉલટાવી નાખવા ઇચ્છે નહી. બીજુ એ કે, કોઇ નામદાર ગણાતા શખ્સ સાથે છેડતી સોધવા દાનાવ શખ્સ ચાહે પણ નહી. પણ જે કજીયાખોર ઉછરયો હોય તેજ લડવાને ઢીલ લગાડતો નથી. ગમે એવો લડાઇને અનુભવ પાંમેલો શખ્સ પણ પોતાના ઉસ્તાદ જેવા સાથે લડવું પસંદ કરે નહી. જેનું દિલ લડવામાં સખત હોય તેજ તાજો અને તખતોને એમ પોતાને તાબે કરી શકે છે. તારો પરવરદેગાર મદદગાર થજો અને તારૂં તાજ તેમજ તારી સત્તાની વીટી પ્રકાશી રેહેજો."

પછી એ નામા ઉપર પાદશાહી મોહોર દાબવામાં આવી. ત્યાર બાદ તેણે પાદશાહી દરબાર ભરી કેઆનીઓની રસમ મુજબ ખેલાતો તૈયાર કરાવ્યા અને તે એલચીઓને પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને તેઓને તે પેગામ સ્વાધીન કરતાં પોતાના દિલમાં જે વાતો હતી તે પણ એ નામાં ઉપરાંત તેઓને

કહી સમજાવી. આથી તે એલચીઓ તેના પાદશાહી મેહેલમાથી ખુબી સાથે બાહાર પડયા અને તેની તારીફ ગાતા માર્ગ કાપવા લાગ્યા.

હવે તેઓ ચીનના ખાકાન આગળ તેની તારીફ ગાતા આવી પુગ્યા. તેથી જેહાનનો અનુભવ પાંમેલા ખાકાને પોતાની મીજલશ બરખાસ્ત કીધી અને પોતે તખત ઉપરજ બેઠેલો રહી ત્યાં તે સઘલા એલચીઓને બોલાવી મંગાવ્યા અને તેઓની સાથે તેણે કસરાને માટેની વાતો ચલાવી. તેણે પેહેલાં તેની હુશીયારી દાનાઇ અને ચંચલાઇ તથા તેનો દેખાવ, બોલવાની ઢપ અને ઉંચાઇ માટેના સ્વાલો કીધા. પછી તેણે પુછયું કે, "તેનું લશકર કેટલું છે તથા તેઓ વચે તાજ અને વીટી ધરાવનારા સરદારો કોણ કોણ છે?" વળી તેણે તેના ઇનસાફ માટે તથા તેના ખજાના લશકર અને તાજ માટેના પણ સ્વાલો પુછયા. આથી તે બોલકના એલચીઓએ મોહું બોલી ત્યાં જે કાંઇ જોયું હતું તે સઘલુ કહયું. તેઓ ચીનના ખાકાનને કેહેવા લાગ્યા કે, "ઓ શેહેનશાહ! તું કાંઇ તેને નબલો સમજતો ના. તેના જેવા તાજા ચેહેરાનો ડાહાપણવાલો શાહ સેંકડો જમાના સુધી કોઈ થનાર નથી. હમે આવા પાદશાહને કોઇ પણ મેહેલમાં, મીજલશમાં, લડાઇમાં કે શેકારમાં જોયો પણ નથી. તે દેખાવમાં ઉંચો અને હાથી જેવું જોર ધરાવનારો છે. તેનો હાથ સખાવતમાં નાઇલ નદી જેવો છે. તખત ઉપર બેઠેલો તે વફાદાર આસમાન જેવો દેખાય છે અને લડાઇમાં આફત વરસાવનારાં મગર જેવો છે. તે ગુસ્સે થાય છે ત્યારે વાદલ માફક ગરજે છે અને તેના અવાજથી વાઘો પણ નરમ બને છે. તે દારૂ પીતો બેઠો હોય છે ત્યારે તે નરમ અને દિલશોજ જબાનથી સૌના દિલ જીટી લે છે. તખત ઉપરથી તે મુબારક સરોશ જેવો લાગે છે. આવી રીતનું તે ફલદાર પાદશાહી ઝાડ છે. તેના લશકરમાં તમામ પાદશાહો જોડાયલા છે અને તેઓ તેના તાજના નોકર જેવા હોય છે. જ્યારે તે સઘલા પાદશાહો તેના હાથ હેઠેલ મેદાનમાં કવાયદ કરે છે ત્યારે તે લશકર તમામ જેહાનને બાજુએ બેસાડે એવું લાગે છે. તેના ગુરજવાલા બાહુરો સુનેરી કંમરબંધ બાંધે છે અને તેના તમામ નોકરો દમામદાર અને બોરેહવાલા લાગે છે. તેના હાથીઓ, હાથીદાંતનુ તખત, તેનું તાજ અને તેના હાર તથા સાંકલીનો દમામ જોઇ કોઇથી પરવરદેગારના દમામ ઉપરાંત તેના દોરદમામની ગણત્રી થઇ શકતી નથી. જો લોઢાંનો પાહાડ પણ તેનો દુશમન બને તો તે તેના ચેહેરા અને ગુસ્સા સામે બલવા માંડે છે. જે કોઇ જમાનાથી ધરાઈ ગયો હોય તેજ આકલો બની તેની સાથે લડવાનુ પસંદ કરે છે."

## ખાકાને વિચાર કરીને નૌશીરવાનને પોતાની બેટી આપવા બાબે એક નામું લખાવ્યું તે વિષે.

તે એલચીઓની આવી વાત સમજતાંજ ચીનનો ખાકાન સમખુલ ફુલની માફક ફીકકો બન્યો. તેના દિલે એ વાતથી ધાસ્તી ખાધી અને તેના મગજના એ વિચારોથી કટકા થવા લાગ્યા. આથી તે દુખી બની ત્યાં વિચાર ચલાવતો બેઠો. તે અંજુમનના નામદારોને કેહેવા લાગ્યો કે "ઓ દાનાવો! તમો મને એ કામમાં શું સલાહ આપો છો? કોણ કોણ એ માટે વિચારવંત તેમજ દલગીર છે? લડાઇમાં આપણે ફતેહમંદ નિવડેલા હોવા છતાં આપણાં નામને પાછી નામોશી લાગે છે." પછી તેણે તમામ મોબેદોને બોલાવી મંગાવ્યા અને તેઓએ ત્યાં આવી લાગતાંજ એ બાબદ માટે જમની અને દાબી બાજુએ ફરી એકમેક સાથે વાત કરવા માંડી. પછી ખાકાને તેઓને કહયું કે, "હવે એક ઉપાય છે તે એજ કે આપણે એક પેહેલવાનને એ પાદશાહ આગળ મોકલ્યે. આપણે વિચારથી એ કામમાં હરોલમાં નિકલ્યે અને એ પાદશાહ સાથે આપણે સગાઇ કર્યે. મારા મેહેલમાં મારી ઘણી છોકરીઓ છે જેઓ બાનુઓના માથેના તાજ જેવી ખુબસુરત છે. માટે આપણે તેમાની એકની એ પાદશાહ સાથે સગાઈ કર્યે અને તે કામથી આપણા વિચારનો અંત લાવ્યે. જો આપણે તેની સાથે લોહીનું સગપણ બાંધીશું તો કોઇપણ તેને આપણી સામે બુરી સલાહ આપશે નહી. તેમ થવાથી વળી મારી દીકરીને નામદારી અને મોટાઇ મલશે અને તે આપણી સામે લડાઇ કરવાનું વિસરી જશે."

તે સરદારોને પણ પાદશાહનો એ વિચાર પંસદ પડવાથી તેઓ એક અવાજે બોલ્યા કે, "એમજ બનવું ઘટે છે." આથી તેણે ત્રણ મોટા મરટબાના બોલકના અને દાનાવ શખ્સોને લશકરમાંથી ચુંટી કાઢયા અને પોતાના પૈસા અને ખજાનાના દરવાજા ખોલી તે બોલ્યો કે, "શા માટે આ ખજાનો એમ છુપ્યો રેહે? એતો લડાઈની હારજીટ પાંમવા, બક્ષેશ કરવા, મોજમજાહ કરવા અને દિલની મુરાદ પાર પાડવા માટેજ હોય છે." પછી તેણે તેમાંથી એક એવો હદીઓ તૈયાર કીધો કે જેવો હદીઓ કોઈ મોટી યા નાની પડવીના લોકોએ જોયો પણ હતો નહી. ત્યાર બાદ તેણે એક અનુભવી મુનશીને ત્યાં બોલાવ્યો અને તેની આગળ પોતાના દિલની વાત કહી. તેણે તે નામાંની સરવાતમાં પેહેલી પરવરદેગારની તારીફ લખાવી કે, "પરવરદેગાર જે સર્વ શક્તિવાન અને સર્વ આગાહ છે તથા જે સની, સુરજ અને ચંદ્રનો પેદા કરનાર તથા ફતેહ અને હકુમતનો સરદાર છે, જે સાહેબ પોતાના બંદાઓ પાસેથી સચાઇ

સિવાય બીજું કાંઈ માંગતો નથી અને જે ઇનસાફના કામમાં જુદાઈ સમાયલી જોવા ચાહાતો નથી, તે સાહેબની દુવા તું શમશેર, ગુરજ અને લોઢાંની ટોપી-વાલા સાહેબ ઇરાનના શાહ ઉપર ઉતરજો. તું તાજ, તખત અને દાનાઇનો સાહેબ છે અને તું ફતેહથી તારૂં નસીબ અને મુરાદ પાંમ્યો જાય છે. તું અકકલમંદ, જોરેમંદ, દાનાવ અને ઇનસાફી પાદશાહી ખાનદાનનો પાદશાહ સારી રીતે જાણે છે કે, એક માણસ ગમે એવો બુજોર્ગ અને મોટાઇએ પુગેલો હોય તોપણ તે પોતાની નમનતાઇથીજ માણસો વચે પ્યારો બને છે. મારા દાનાવ એલચીઓ જેઓ મારી નજદિક રેહેનારા અને મારા સગાઓ છે તેઓએ તારી દરબારમાંથી મારી દરબારમાં આવી પુગ્યા પછી તું પાદશાહનું બ્યાન મારી આગળ કીધું છે તથા તારી દાનાઇ, ઇનસાફ અને નસીબ માટે તથા તારાં તાજ, તખત અને મોટાઈ માટેનું બ્યાન કીધાથી મને તારા એવા દમામથી એવી ઇચ્છા પેદા થઇ છે કે, હું પણ તારીજ પાંખોના છાયામાં સમાઉ. દિલનાં લોહીથી વધારે પ્યારી ચિજ બીજી કાંઇ હોતી નથી. તેથી ફરજંદ અને દિલ અકકલમંદોને મનથી એકજ ગણાતું હોવાથી મારી પાક દામાનની બેટીઓમાંથી જે કોઇ તુંને નરમાશવાલી, નેક અને દેખાવલી લાગે તેને પંસદ કરી તું મારી પાસેથી માંગી લે. મને લાગે છે કે તે બેટીથી તુંને પણ ફાયદોજ થશે. તેમ થવાથી ચીનની જમીન પણ ઈરાનથી જુદી ગણાશે નહી અને જેહાનમાં હમારી પણ તારીફનો વધારો થશે."

પછી તે નામાંને ચીનાઇ રેસમી કટકામાં વિટાલી તે ઉપર મોહર મારવા માટે વજીર આગળ લેઈ જવામાં આવ્યું. ત્યારબાદ ખાકાને પોતાના કુટુંબીઓ-માંથી ત્રણ બોલકના અને મોટી પડવીના શખ્સોને ચુંટી કાઢયા અને તેઓ તે મોટી દરબારમાંથી નામું લેઇ ઇરાનના મોટાઇએ પુગેલા શાહ આગળ જવાને નિકલ્યા. એ વાતની ખબર કસરાને થતાંજ તેણે દરબારને સંગારી અને પોતે હાથીદાંતના તખત ઉપર આવી બેઠો. તે મોટી પડવીના ત્રણ એલચીઓએ તેના બુલંદીભર્યા તખત આગળ આવી લાગતાંજ તેના ઉપરથી ત્રણ પાલડીઓ અને ત્રીસ હજાર દીનારનો નેશાર કીધો, જેથી ત્યાંની જમીન સુના રૂપા અને રેસમી કપડને લિધે આસમાન કરતાં પણ વધારે પ્રકાશીત બની. ત્યાં તે એલચીઓને બેસાડવામાં આવતાંજ તેઓએ તેની ચીનાઇ ભાષામાં તારીફ ગાઇ. તેટલામાં પાદશાહના વજીરે તેઓને માટે ઉતારાની લાયક જગ્યા તૈયાર કીધી. એ રીતે એક રાત પસાર થઈ.

બીજે દિવસે પ્રકાસ્તો આફતાબ બાહાર નિકલ્યો ત્યારે તે પાદશાહ પોતાના ફીરોજાના તખત ઉપર યાકુતનું તાજ પેહેરીને બેઠો અને તેણે પોતાના

વજીરો તથા સરદારોને ત્યાં તે નામદાર એલચીઓ સાથે આવી બેસવા ફરમાવ્યું. પછી તેણે રેસમી કપડાં ઉપર લખાયલું પેલુ નામું ત્યાં હાજર કરી પોતાના મુનશીના હાથમાં સોંફવા ફરમાવ્યું. તે તમામ નામદારો ત્યાં આવી બેસતાંજ મુનશી યજદેજરદ પાદશાહ આગળ દમામથી હાજર થયો. તેણે તે નામું ઇરાનના શાહને વાંચી સમજાવતાંજ તેની તમામ અંજુમન અજબ થઇ. સઘલા પહેરેજગાર અને બાધુર લોકોએ ચીનના ખાકાને તે નામામાં જણાવેલી પુશકલ ખુબી, તથા જાહેર કીધેલો પસ્તાવો અને તેણે કીધેલી તારીફથી પાદશાહ નૌશીરવાન આગળ તેની તારીફ કીધી અને તેઓ બોલ્યા કે, “ શુકરાના પરવરદેગારના અને તેની મદદ હોજો કે તારી ફતેહો, દમામ અને ખોરેહને લિધે તેમજ તારી ખુબી, નરમાશ અને સંગીનપણાને લિધે તારાં તખત આગળ એક પણ પાદશાહ બેસવાની હીંમત કરતો નથી. તું તો લડાઈ વચે એક જોરેમંદ મસ્ત હાથી જેવો અને મોજમજાહની મીજલશ વચે પેહેલવાનો અને મેહેમાનોને ચાહાનારો છે. તારો આગળ તારા સઘલા દુશમનો નોકર જેવા બને છે જે નોકરોને તારી નોકરીજ બજાવવી ઘટે છે. ખાકાન અને તેના ખજાના તથા તાજને લિધે ચાચના લશકર સાથે લડાઇ થવાની ધાસ્તી લટકતી હતી પણ તે ખાકાન પણ તું પાદશાહના ખોરેહથી હવે તારો ખેરખાહ બન્યો છે અને તારી સાથે સગાઈ બાંધવાની કોશેષ કરી રહયો છે. જે કોઇ પેહેલવાનો વચે અક્કલમંદ હોય તેજ નચિંતાઈ અને ખાલેશપણુ ધરાવી શકે છે. જ્યારે એ ખાકાને જાણ્યું કે તે તારી સામે થવાની શકિત ધરાવતો નથી ત્યારે તેણે તારી સાથે સગાઇ કરવાનો વિચાર રાખ્યો છે. માટે તારે પણ એ કામ હાર પાડવામાં ઢીલ કરવી જોઇતી નથી. કારણકે તેની સાથે સગાઇ કર્યાથી કોઇને પણ એબ લાગવાની નથી. તે પણ ચીનથી તે બોખારા સુધી સઘલું લશકર ધરાવે છે અને ત્યાંના સરદારો પણ તેનીજ પનાહ સોધે છે.”

પાદશાહે તે અક્કલમંદો, બુજોર્ગો અને કાબેલ મોબેદોનું એ પ્રમાણેનું કહેલું સમજતાંજ તે દરબારનું દીવાનખાનું પારકાઓથી ખાલી કીધું અને તે એલચીઓને પોતાની આગળ બોલાવ્યા. તે શેહેનશાહે તેઓને પુશકલ માનથી નવાજી પોતાના તખત નજદિક બેસાડયા. પછી તે લશકર અને ખજાનાવાલા તાજદાર પાદશાહે ચાચના તે નામીચા શખ્સો તરફ નજર કીધાથી તેઓએ તેને પોતાના પાદશાહનો પેગામ પુગાડયો કે જે હેવાલ કેહેવાને આ હોટોમાં શક્તિ નથી. પાદશાહ નૌશીરવાને તેની આવી દિલશોજી ભરી વાતો સમજતાંજ તે ચીની પેહેલવાનોને નરમ અવાજે જવાબ દિધો કે, “ચીનનો ખાકાન જેમ બુજોર્ગ છે તેમજ દાનાવ અને તારીફને લાયકનો પણ છે. તે પોતાની બેટી

સાથે મારી સગાઇ બાંધી પોતાના મોઢાંને દોસ્તીના ટાંકાથી સીવી લેવા ચાહે છે. જે કોઇ દાનાઈ સાથે અક્કલ ધરાવે તે સઘલાં કામોને અક્કલની આંખોથી જોઇ શકે છે. માટે હમો (તે કહે છે) તેમ કરીશું અને તેના એ નાંમાનો જવાબ પણ મોકલી આપીશું. હવે ચીનના ખાકાને જે કરવું ઘટે છે તે એજ કે તેણે મારા દિલની ઇચ્છા મુજબ વર્તવું. હું ત્યાં એક અક્કલમંદ શખ્સને મોકલાઉ છું, જે ત્યાં આવી તેના મેહેલની તમામ સુંદરીઓને જોઈ વલશે અને તેઓ વચેથી જે વધારે નામીચી અને ખાકાનને વધારે પ્યારી હશે તેનેજ તે મારે માટે ચુંટી કાઢશે. તેઓ વચે જે કોઇ પોતાના માય બાપની પાદશાહી ખુબી પાંમેલી અને તેમના જમના હાથ જેવી હશે તેનેજ તે જોઇ કાઢશે. માટે હમે જેમ કહીએ છીએ તેમ જો કરવા દેવામાં આવશે તોજ ખાકાનની એ વાત મુજબની સગાઈ કરી તેને ઇનસાફ આપવામાં આવશે.''

આથી તે એલચીઓએ તેની તારીફ ગાઇ અને બોલ્યા કે, "તું પાદશાહના એ કામથી ચીનનો ખાકાન ખુશાલ બનશે. જો તેનો મેહેલ જવેરાત વરસાવનારૂં વાદલ પણ હોય તો તે તેનો વરસાદ કસરા ઉપર વરસાવવાને જરા પણ અફશોસ કરશે નહી. માટે તું તારા દાનેશમંદો વચેથી એકને ચીનના ખાકાન આગળ આવવા માટે ચુંટી કાઢ અને તેના મેહેલમાં જે જે પરદેપોશ ઓરતો હશે તેઓ તે શખ્સની નજર આગળથી પોતાનો ચેહેરો છુપ્યો રાખશે નહિ.''

## નોશીરવાને ખાકાનના નામાંનો જવાબ મોકલ્યો અને તેણે મેહેરાનસ્તાદ નામના શખ્સને ખાકાનની બેટીઓમાંથી એકને ચુંટી લાવવા મોકલી આપ્યો તે વિષે.

પાદશાહ નોશીરવાનને તેઓની એવી વાત સમજતાંજ નોજવાની આવી ગઇ, તેથી તેણે પોતાના મુનશીને નામું લખવા માટે ત્યાં બોલાવી મંગાવ્યો અને તેની સાથે ખાકાન માટેની કેટલીક વાતો કીધી. પછી તેણે તેને તે નામાંનો જવાબ લખવા અને તેમાં તેના મુબારક અને લાયક વિચારો જણાવવા ફરમાવ્યું. એ નામામાં પેહેલી જેહાનને પેદા કરનાર ફતેહમંદ અને પાળન કરનાર પરવરદેગારની તારીફ લખાવી કે, "પેદા કરનારના હોકમથીજ આ જેહાન પાયદાર રહી શકે છે અને સઘલાઓને નેકી તરફ તેજ રાહનુમાઇ કરનારો છે. તે ચાહે છે તો કોઈને પોતાનો પ્યારો બનાવી તેને પડતીમાંથી ચઢતીમાં લાવી નાખે છે. વળી તેજ કેરદેગાર બુરા વખતથી આજેજ બનેલા શખ્સનું ભલું કરી દે છે, માટે હું

તે સાહેબની તમામ ભલાઈઓ માટે ઉપકાર માનુ છું અને મારીથી ગુનાહ થયો હોય તેને માટે હું તેનોજ ડર રાખુ છું. જો હું મારા દિલમાંથી તેની ફીકરને તેમજ તેના તરફની ઉમેદોને તોડી કાઢું તો મારા દિલમાં મારા જીવને રહેલો પણ હરામ ગણું. તું ચીનના ખાકાન તરફના ખુશ કેહેન સાથે તારા નામીચા એલચીઓ મને આવી મલ્યા છે. તારી પરદેપોશ પાકીજેહ બેટીઓમાંની એક સાથે સગાઇ કરવા બાબે તેઓએ મને જે કાંઈ કહયું છે તે મેં સમજ્યું છે. મારૂ પણ દિલ તારી પરદેપોશ ખાલેશ બેટીઓમાંની એક સાથે એવી સગાઈ કરવા ખુશી છે. તેથી મેં એ કામ માટે અકકલનેજ ચઢતી ગણનારા જીવવાલા મારા એક દાનાવને મોકલી આપ્યો છે. તે આવી તુને સરૂવાતથી તે સગાઈ કરવા સુધીનો તમામ ભરમ કેહેશે. હવે તારો જીવ હમેશાં શરમવાલો રેહેજો અને તારૂં દિલ ખુશ તેમજ હમારી તરફ દિલશોજી ધરાવનારૂં બનજો."

તે મુનશીએ પોતાના લખવાના સામન સાથે તૈયાર બનતાંજ લખવા માટે કલમને તૈયાર કરીને એ મુજબનું નામું લખી કાઢયું. જ્યારે કલમથી લખાયલા દશકત હવાથી સુકાઇ ગયા ત્યારે તે નામાં ઉપર કસ્તુરી વડે મોહોર કરવામાં આવી. પછી પાદશાહે તે એલચીઓ માટે ખેલાત તૈયાર કરાવ્યા જે જોઇ તેની રૈયત અજબ બની. ત્યાર બાદ તેણે મેહેરાનસ્તાદ નામના એક અકલમંદ બુજોર્ગ શખ્સને ચુંટી કાઢયો અને તેના હવાલામાં બોલકના તેમજ લાયકાતવાલા સો ઇરાની સ્વારો સોંપીને કહયું કે "તું દયા તેમજ ઇનસાફ ધરાવી ખુશાલી તેમજ ફતેહ સાથે અત્રેથી જા. તારાં રવાન અને જબાનને તું મીઠાશવાલાં બનાવજે અને અકકલને તારો રેહેનુમા બનાવી તારાં દિલને શરમ ભર્યું રાખજે. ખાકાનના મેહેલમાં તેની ઉંચા કદની, ખુબસુરત અને તાજદાર ઘણી બેટીઓ છે. તેથી તેઓનો બાપ ગમે એવો પાદશાહ હોય પણ તે લોંડીથી જનમેલી હોય તે મારે માટે નકામી છે. માટે તેઓ વચ્ચે કોણ શરમવાલી અને ઇનસારી છે અને કોણ ખાકાનનીજ તોખમ ધરાવે છે તે તું જોઈ કાઢજે. ઉંચ તોખમ સાથે ખુબસુરતી હોય તોજ તેનાથી જેહાન ખુશાલ રહે છે અને તેણી પણ ખુશાલ રહી શકે છે."

મેહેરાનસ્તાદે પાદશાહની એવી વાત સમજતાંજ તે પાદશાહના તાજ તખતની પુશકલ તારીફ ગાઇ અને ખોરદાદ રોજના સુભ સુરત સાથે તે જેહાનને દીપાવનારા પાદશાહની દરબારમાંથી બાહાર પડયો. ખાકાનને એ એલચીખાતાંના આવી લાગ્યાની ખબર પડતાંજ તેણે તેઓને એસ્તેકબાલ લેવા જવાને પોતાના લશકરને મોકલી આપ્યું. મેહેરાને ચીનના ખાકાન આગળ આવી લાગતાંજ ત્યાંની જમીનને બોશો લેઇ તેની તારીફ કીધી. તે જોઈ તે જેહાનના

પાદશાહે તેને માનથી નવાજયો અને તેને એક મોટી પડવીવાલી જગ્યાએ બેસાડયો. પછી ખાકાન નૌશીરવાનના એ કામ ઉપર વિચાર કરતો પોતાના જનાનખાનામાં દાખલો થયો અને ત્યાં તેણે નૌશીરવાન અને તેની દોલત તથા લશકર વિષેની વાતો કહી સમજાવી. તે બોલ્યો કે, "શેહનશાહ નૌશીરવાન જેમ પોતે જવાન છે તેમ ચાલાકી અને સખાવતમાં પણ જવાન છે. તેથી તેને હું મારી એક બેટીને પરણાવી આપવા માંગુ છું, કે જેમ કર્યાથી તેની આગળ મારી પણ આબરૂ વધે. મારા મેહેલમાં બાનુઓના તાજ જેવી જે એક બેટી છે જેના જેવી ખુબસુરત જેહાનમાં બીજી કોઇ નથી. તેને માટે ઘણાએક પાદશાહો તરફની માંગણી આવી છે, પણ તે મને ઘણીજ પ્યારી હોવાથી હું મારી નજર તેના ઉપરથી ખીસાડવા માંગતો નથી, પણ બીજી જે લોંડીઓથી જન્મેલી નોકરી બજાવનાર અને ચાલાક દિલની મારી ચાર બેટીઓ છે તેઓમાંથી હું નૌશીરવાનને એક સોંફવા માંગુ છું અને તેમ કરી એ ચકચાર અને લડાઈથી કરાર પાંમવા માંગુ છું."

ખાકાનની ઓરતે તેને જવાબ દિધો કે, "તારા જેવો વિચાર ધરાવવામાં જેહાનમાં કોઇ પણ શખ્સ તારી જગ્યા પાંમી શકે નહી." એવી વાત ચાલ્યા પછી તેઓ આખી રાત ઉંઘ કાઢીને ઉઠયાં. સહવારે પાહાડ પછવાડેથી સુરજ ઉગતાંજ મેહેરાનસ્તાદે ચીનના ખાકાનના તખત આગળ હાજર થઇ તેને નૌશીરવાનનું નામું આપ્યું. તે નામું વાંચતાંજ ખાકાન તેમની સરતો માટે પુશકલ ખુશી પડયો. તેણે તેને પોતાના જનાનખાનાની કુચી સોંફતા કહયું કે, "તું ત્યાં જઈને ત્યાની પરદેપોશ ઓરતો વચેથી એકને જોઈ કાઢ." ખાકાને મેહેરાન સાથે પોતાના ચાર ભરૂસેદાર નોકરો સોંફ્યા અને તેઓને સાથે મોકલ્યા. તેની એવી વાત સમજતાં મેહેરાનસ્તાદ હીંમત પકડી તે કુંચી લેઈ ત્યાંથી ગયો.

જ્યારે તે મેહેલના બારણા ખોલી અંદર દાખલ થયો ત્યારે તે નોકરો તેને કેહેવા લાગ્યા કે, "જેઓને સુરજે, ચંદ્રએ કે તારાઓએ જોઇ નથી તેઓને તું હમણા જોવા પાંમશે." તે જનાનખાનું બેહેસ્તની માફક સંગારેલુ હતું અને તે જેમ સામનથી તેમજ ચંદ્ર અને સુરજ જેવી ઓરતોથી પણ ભરપુર હતું. ત્યાં જવેહરાતથી ગજરાયલી પાંચ પરીચેહેર ઓરતો માથે તાજ પેહેરીને તખત ઉપર બેઠેલી જણાઇ. પણ એ પાંચમાની જે રાણીથી જન્મેલી બેટી હતી તેને માથે તાજ કે ગલામાં જવેહરાતથી જડેલી સાંકલીઓ કે હારો કાંઈ હતું નહી. તેણીએ દિલમાં સાદાં કપડાં પેહેર્યા હતાં અને માથે ફકત કસ્તુરીનું તાજ પેહેર્યું હતું. તેણીના ચેહેરા ઉપર પણ કોઇ રીતનો સંગાર કીધેલો હતો નહી પણ ફકત પરવરદેગારે જે ખુબસુરતી બક્ષેલી હતી તેજ જણાતી હતી. જેમ એક

સરોવરના ઝાડ ઉપર ચંદ્ર દેખાતો હોય (તેમ તેવા ચંદ્ર જેવા ચેહેરાની અને ઉંચા કદની) તેણી જણાતી હતી. તેનાથીજ તેનું તખત દિપી રહયું હતું.

મેહેરાનસ્તાદે ત્યાં આવીને તેઓને જોતાંજ તેણે આના જેવી કોઈ ઓરત જોઈ હોય એમ લાગ્યું નહી. તોપણ તેણે પોતાના દિલના ડાહાપણથી અને પવિત્ર વિચારથી જાણી લિધું કે, "ખાકાન તથા તેની રાણી એ બાબદમાં ઇનસાફ આપવામાં ભુલેલા લાગે છે. જાણે તેઓ યુક્તિવાલી પાઘડીથી મારી આંખને ઢાંકવાજ માંગે છે અને તેથી મને તેઓ ઉપર ચીડ ચઢે છે." પછી તેણે તે નોકરોને કહયું કે, "મારા પાદશાહ પાસે પુશકલ હારો, તાજો અને તખતો છે તેથી મેં આ વગર તાજની અને સંગાર વગરની છોકરીને તેને માટે ચુંટી કાઢી છે. કારણકે મને એજ એઓ વચે ચઢતી જણાય છે. હું મેહેનત કરતો અત્રે આવ્યો છું તે સારી છોકરી ચુંટી લેવા માટે આવ્યો છું. હું કાંઇ તેઓએ પેહેરેલાં રેસમી કપડાંઓની પસંદગી કરવા આવ્યો નથી."

આથી રાણી બોલી ઉઠી કે, "ઓ બુજોર્ગ શખ્સ! તારી એ વાત પસંદ કરવા જોગ નથી. તારો ખોરેહમંદ, ખુબસુરત અને અકલવાલો સરદાર આ ઉંમરે પુગેલી છોકરીઓથીજ ખુશ થઈ શકશે. એ પાદશાહ તો સરોવર જેવી ઉંચી અને વસંત જેવા ચેહેરાની ઓરત માટે ખાહેશ કરતો હશે. પણ આ તો ઉંમરે પુગ્યા વગરનું બચ્ચું છે, જેને તેં તેઓ વચેથી પસંદ કીધી છે તે સારૂં ગણાશે નહી." મેહેરાનસ્તાદે તેને જવાબ દિધો કે, "જો એ બાબે ખાકાન ઇનસાફથી ઉલટો ચાલશે તો તેથી જેહાનનો માલેક શેહેનશાહ નૌશીરવાન મને નાપાક વિચારનો બુઢો ગણશે. મેં તો તેને માટે એવી ઓરતને પસંદ કીધી છે જેને બેસવાને માટે હાથીદાંતના તખત કે તાજની કે દિલમાં પેહેરવા માટે હાર કે સાંકલીની અગત્ય નથી. માટે જો તમો તેના વાલી તરીકે તેને મને સોંપવી દરસ્ત ધારતા નહી હોવો તો તમારા એવા હોકમથી હું અત્રેથી એમજ પાછો ફરૂં."

આથી તે રાણીએ તેના બોલવા ઉપર વિચાર કીધો અને તેણીને તે બુઢાના વિચાર અને કાંમો માટે અજાયબી ઉપજી. પછી તે પકડો એલચી રાણી આગળથી પાદશાહ આગળ પાછો ફર્યો અને જે બન્યું હતું તે તેને કહયું. એમ જોઇ ખાકાનને પણ તેના ઉપર ચીઢ ચઢી; તોપણ તેણે વિચાર્યું કે, "આ પાકીજેહ મગજનો બુઢો એવાંજ કાંમો અને મોટા દરજ્જાને ખરેખર લાયક છે." પછી તે અકલમંદ પાદશાહે એ માટે વિચાર ચલાવવાને દરબાર બરખાસ્ત કીધી. દરબાર બરખાસ્ત થતાંજ ત્યાં નજુમીઓ, દાનાવો તથા એવીજ બાબ-

દમાં નામીચા ગણાતા શખ્સો હાથમાં પંચાંગો સાથે હાજર થયા. તેઓને ખાકાને સેતારાઓની ગણત્રી કરી તેમની ચાલ તપાસવાનો હોકમ કીધાથી તે મોબેદોએ સેતારાઓની ચાલ તપાસી ખાકાનના એ કામ માટે અને પાદશાહ નોશીરવાન સાથે સગાઇ કરવા બાબે એ પ્રમાણે કહયું કે, "ઓ પાદશાહ! તું કાંઇ પણ બુરાઇની ધાસ્તીથી તારાં દિલને ફીકરમંદ રાખતો ના. કારણકે એ કામથી સારૂ ફળ નિપજવા સિવાય બીજું કાંઇ બનવાનું નથી. એથીતો જમાનો તારા દુશમનોનુંજ બુરૂં કરશે. તેના સેતારાઓની સુભ ચાલથી ઉંચા આસમાનનો એવો ભરમ માલમ પડે છે કે, તારી બેટી અને તે પાદશાહના નેકા થવાથી તેઓના સંબંધથી તખતને લાયકનો એક એવો શાહજાદો જન્મ પાંમશે જેની તમામ પાદશાહો અને ચીનના તમામ હુનરમંદ નામદારો તારીફ ગાશે." ૧ એમ સમજતાં ખાકાનનું દિલ ખુશ બન્યું અને તેની સુરજ જેવા ચેહેરાની રાણીઓ હસ્તી બની.

## ખાકાને ખજાના અને નામાં સાથે પોતાની બેટીને મેહેરાન જોડે નોશીરવાન આગળ મોકલી આપી તે વિષે.

તેઓના દિલની ફીકર દૂર થતાંજ ખાકાને તે એલચીને ત્યાં બોલાવી મંગાવ્યો અને તેને બેસાડીને પોતાની રાણીને પેતની બેટીને છુપાવવાની પોતાની મકશદ શું હતી તે તેને કહી સમજાવી. મેહેરાનસ્તાદે તેથી ફતેહમંદ પાદશાહ નોશીરવાનને નામે તે રાણીને પેતની બેટીને કબુલ રાખી તેના બાપ આગળ હાજર કરાવી અને તે બાપ પાસેથી કબુલ રાખી. આથી તેની દાસીઓ નેશાર કરવાની ચિજો સાથે ત્યાં ખુશાલી સાથે હાજર થઇ. ત્યારબાદ તરેહવાર સામનો સાથનો એક ભારી ખજાનો ત્યાં હાજર કરવામાં આવ્યો. એ ખજાનામાં દીનારો, જહવેરાત, સાંકલીઓ, તાજો, પીરોજાની બનાવેલી પાલખીઓ, હાથીદાંતના તખતો હીન્દી કારીગરીવાલા જહવેરાત અને સુનાની જડતના અગરના તખતો, દરેક તખત સાથના તાજો, જીન સાથના સો ઘોડાઓ, ફોખરાજથી તરાહ કાઢેલા ખીનખાબના તાકાઓથી લાઢેલાં ચાલીસ ઉંટો તથા બીજા ચીનાઈ કાપડોથી લાઢેલાં સાઠ ઉંટો મલી સો કાપડથી લઢાયલાં ઉંટો અને ગાલીચાઓથી લાઢેલાં બીજાં સો ઉંટો હતાં.

---

૧ નોશીરવાનના જે બેટા વિષે અત્રે ઈશારો કરવામાં આવ્યો છે તે હોરમજદ જે તેના તખત ઉપર બેઠો હતો તેને માટે હોવો જોઇએ.

ત્યાર પછી ત્રણસો દાસીઓને ત્યાં હાજર કરવામાં આવી જેઓ ચીનાઇ રસમ મુજબ પોતાના હાથમાં એકએક વાવતો પકડી ત્યાંથી સ્વાર થઇ જેઓને જતી ખાકાને તપાસી. ત્યારબાદ તે ફતેહમંદ નસીબના ખાકાને તમામ હાથીઓ ઉપર સુના અને રૂપાંની પતરી જડેલાં અને જવેહરાત મધી લિધેલા તખતો બંધાવ્યા. ત્યાં તરેહવાર રેસમી વાવતાઓ ઉડી રહયાથી તેના કપડાંઓથી જમીન પણ ઢંકાઈ ગઇ. પછી સો માણસો જમીન ઉપરથી ઉઠાવી શકે તેવી રેશમી કપડાંથી સંગારેલી અને ઉંચી કીંમતના જવેહરાતોથી જડી લિધેલી એક સુનેરી પાલખી તૈયાર કરવામાં આવી. તેમાં તે ચંદ્ર જેવી ઓરત બેઠા પછી તેની સાથે તાજગીભર્યા ચેહેરાની ત્રણસો ચાકરડીઓ ચાલવા લાગી. એ રીતે તેણે પોતાની બેટીને માર્ગમાં તેણીની સંભાળ અર્થે કેટલું લશકર આપીને નૌશીરવાન આગળ મોકલી આપી. તેની બેટીની નોકરી બજાવવાને તેણીની આગળ ચાલીશ દાસીઓ ખુશાલ દિલે રેહેતી હતી.

જ્યારે એ સઘલો બંદોબસ્ત નકી થયો ત્યારે તેના મુનશીએ લખવા માટે રેસમી કપડું, ગોલાબજલ અને કસ્તુરી સાથે ત્યાં હાજર થઇને ઘણીજ કારીગરી સાથનું એક નામું લખી તૈયાર કીધું. તેણે તેમાં પેહેલી પરવરદેગારની તારીફ લખી કે, "પરવરદેગાર જે સર્વશકતીવાન અને સર્વહાજર છે. જે હસ્તી અને નીસ્તીનો માલેક. સર્વ ચિજોની જોડી હોય છે પણ તેજ એકલો જોડયા વગરનો છે. ૧ જે કાંઇ ચિજો તેણે બનાવી છે તે હસ્તીવાલી છે અને તેવીજ હસ્તીમાં તેણે બંદાઓને પણ માર્ગ આપ્યો છે. તું ઇરાનનો પાદશાહ મારા માથાના તાજ જેવો છે. એમ હું ફકટ મારી બેટીની તારી સાથે સગાઇ થવાથીજ ગણતો નથી, પણ જ્યારથી મેં માગ બુજોર્ગો, ભણેલાઓ અને મોબેદોથી તારા ખોરેહ, દમામ અને બુજોર્ગી માટે સમજ્યું છે ત્યારથીજ હું એ સગપણ તું પાદશાહ સાથે ધરાવવા માંગતો હતો. કારણ કે તુંજ જેહાનને ઇનસાફ આપનારો છે અને તારી માફકના કોઇપણ પાદશાહે પાદશાહી કરવાને એમ કંમર બાંધી નથી. પાક યજદાંન તારી મરદાનગી, ફતેહ, જોર, ખોરેહ, દમામ, તખત અને તાજ માટે તથા તારા ઇનસાફ, દાનાઇ, દીન અને અકકલ માટેજ તારી પરવરશી કરે છે. આ નામાં સાથે મેં મારી આંખ જેવી બેટીને મારી રીત રેવાજ મુજબ તું કસરા માટે મોકલી આપી છે. માટે તે તારા મેહેલમાં આવી લાગતાંજ તું તેને તારી નોકરી કરવા ફરમાવજે, કે જેથી તેણી તારા ખોરેહ અને તારી દાનાઇથી અકકલ પાંમે અને

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તારી રાહરીતીઓ શિખી શકે. નસીબ અને અકકલ તારા રાહાનુમા થજો અને બુઝોર્ગી તથા દાનાઇ તારા ટેકા સમાન થઈ પડજો. ”

પછી તે નામાં ઉપર કસ્તુરી વડે મોહર મારવામાં આવી અને પછી તે એલચીની તારીફ ગાતાં તે તેને સ્વાધીન કરવામાં આવ્યું. વલી તેણે મેહેરાનસ્તાદ માટે કોઇએ નહી જોયલો એવો અને જેહાનના કોઇ પણ પાદશાહે કદિ કોઈ પણ એલચીને જાહેર કે ખાનગી રીતે નહી આપ્યો હોય એવો એક લાયક ખેલાત તઇયાર કીધો. ખાકાને વલી તેના સાથીઓને પણ હદીયાઓ આપ્યા અને તેઓને દીનારો અને સુગંધીઓથી ખુશ બનાવ્યાં પછી મેહેરાન ખાકાનની બેટી સાથે તથા હાથીઓ અને ઉંટો ઉપર પાદશાહ માટે લાદેલા હદીયાઓ સાથે ત્યાંથી જવાને બાહાર પડયો. તે બેટીએ જીહુન નદી પસાર કીધી ત્યાં સુધી ચાલુ આંખોમાંથી આંસુઓ પાડયા કીધાં. જીહુન નદી આવતાંજ ચીનનો ખાકાન પોતાની બેટી માટે દુખી બની દલગીર દિલે ત્યાંથી પાછો ફર્યો. પણ તેઓ નદી પસાર કરી સામી પારે જમીન ઉપર ઉતર્યા ત્યાં સુધી ખાકાન તેઓને જોતો ત્યાંજ ઉભો.

જ્યારે હદીઆ સાથે મેહેરાનસ્તાદના આવી લાગ્યાની ખબર ઇરાનમાં થઇ ત્યારે ત્યાં સઘલા ઇરાનીઓ નૌશીરવાન તેમજ ચીનના પાદશાહની તારીફ કરવા લાગ્યા. શેહેરના તમામ લોકો પોતાના પરોનાઓ સાથે ખુશાલ દિલે હદીઆ તેમજ નેશાર સાથે તેઓને સામે લેવાને ગયા. તેઓએ શેહેરો અને રસ્તાઓને સંગાર્યા અને તે ચીનની શાહાજાદી ઉપરથી દીરમોનો નેશાર કીધો. આમુઇથી તે મર્વ સુધીના બ્યાબાનો તેમજ રસ્તાઓ સંગાર પાંમ્યાથી તેઓ મરઘાની પાંખ જેવા ખુબસુરત બન્યા. બાસ્તાનથી તે ગુરગાન સુધીની જમીન સંગારોથી એવી ભરાઇ ગઇ કે તે આસમાનથી પણ જોવાઇ શકાતી હતી નહી. જ્યાંથી તે સરઘસ પસાર થવાનું હતું ત્યાંની બારીએ બારીએ, છાપડે છાપડે તેમજ શેહેરમાં તથા મેદાનમાં મરદો, ઓરતો અને છોકરાંઓ તે ચીનાઇ પુટલી જેવી શાહાજાદીને આવકાર દેવા ભેગાં મલ્યાં. તેઓએ ઉંચાઇએથી તેના ઉપર દીરમોનો નેશાર કીધો તથા કસ્તુરી અને અંમબરનો છંટકાવ કીધો. ખલકના લોકોની તસ્તો અંમબર અને કસ્તુરીથી ખરડાયલી હતી અને જાણે તમામ જેહાન વાજાંવાજીંત્રના અવાજથી ગાજી રહી હતી. તેઓના ઘોડાઓની ચાલ પણ દારૂ અને કસ્તુરીથી રંગાઇ ગઇ હતી અને તેમના ઘોડાઓની નાલ નિચે શાકર અને દીરમો કચડાતા હતા. સરનાઈ, ચંગ અને સારંગીઓના અવાજથી ઉંઘાવા અને આરામ લેવાની જગ્યા જમીન ઉપર રહી હતી નહી.

જ્યારે તે પુટલી શેહેનશાહ નૌશીરવાનના મેહેલમાં આવી લાગી ત્યારે તેની પાલખી ઉપર કસરાએ પેહેલી નજર નાખતાંજ તેણી સરોવર જેવી ઉંચી અને ચંદ્રના જેવા ચેહેરાની તાજદાર જણાઇ. તેણીની ટોપી કાંઇક નવીજ તરાહાંની અને વલ આપેલી સાંકલીની બનાવેલી હતી. તે ઉપરના ગાંઠ ઘણીજ નાજુકાઇ સાથે ગુઠવામાં આવ્યા હતા. તેણીના આંગલાંઓ સુગંધી ગોલાબની કલીઓ જેવાં લાગતાં હતાં અને છેલ્લી આંગળી ઉપર ભરેસંપતી સેતારા જેવી જલકવાલી હીરાની વીટી હતી. પાદશાહ નૌશીરવાન તેણીને જોઈ અચરત બન્યો અને પરવરદેગારની પુશકલ તારીફ કીધી. પછી પાદશાહે તેણીને લાયકની એક જગ્યા પસંદ કીધી અને તે માહાતાબ જેવી માટે ત્યાં એક તખત તૈયાર કરાવ્યું.

## ખાકાન પાછો ફર્યો અને નૌશીરવાન ગુરગાનથી તીશફુન ગયો તે વિષે.

જ્યારે ચીનના ખાકાનને ઇરાનની અને તે જમીનના પાદશાહ વિષેની ખબર મલી ત્યારે તે પણ પોતાના ફરજંદની શાદીની ખુશાલીથી ખુશ બન્યો અને સોગડ, સમરકંદ અને ચાચ છોડી જઇને પોતાનું પાયતખ્ત કચારબાશી શેહેરમાં કીધું. ખાકાન એ શેહેરો છોડી જતાંજ ત્યાં નૌશીરવાને પોતાન અમલદારોને મોકલી આપ્યા. તેથી તે મુલકો પણ નૌશીરવાનના ઇનસાફથી નવેસરથી તાજા બન્યા અને જવાનો તથા બુઢાઓ ત્યાં કરારે સુવા લાગ્યા. ત્યાંના સઘલા લોકો ઇરાન જમીનના એ પાદશાહનીજ તારીફ કરવા લાગ્યા અને પોતાના હાથો ઉંચા કરી સઘલાઓ આ પ્રમાણે બંદગી કરવા લાગ્યા કે, "ઓ દુન્યાના અને જેહાનના સાહેબ! તું નૌશીરવાનને એવોજ ઇનસાફ ચાલુ રાખવાની તોફીયત બક્ષ અને જમાનાની બુરાઇ તેના જીવ ઉપરથી દૂર રાખ. કારણ કે જેહાનમાંની તમામ જાહેર અને ખાનગી બુરાઇઓ તેનાજ ખોરેહ અને દમામથી દૂર થઈ છે."

શાહનશાહ નૌશીરવાનના શેકારેથી ફરતાં ગુરગાનમાં આવી ઉતર્યા બાદ કોઇએ પણ ત્યારપછી ત્યાં ખાકાનનો ચેહેરો જોયો નહી. ઘોડા ઉપરથી કદિ પણ જીન નહી ઉઠાવનારાં ચીનાઇ લશકરનું ત્યાંથી ખાવું, પીવું અને ઉંઘાવું ગુમ થઈ ગયું. ત્રીસ હજાર માણસોનું તુરકી લશકર ત્યાંથી ઉઠાંગીરી કરી ગયું જેથી ત્યાંથી લડાઇ અને મારામારી પણ ગુમ થઇ ગઇ. ત્યાં નાના કે મોટા ચીનાઈ સ્વારો હવે રેહેતા નહી હોવાથી કોઇ પણ કમાન ઉપર ચીલ્લો ચઢાવતું હતું નહી. કેઆની ખોરેહે હવે ત્યાં પાછું દિપતું બન્યું અને ત્યાં

જોરેમંદ સિંહોનાજ શોકારો થવા લાગ્યા. નેક નસીબ સાથે જોડાણ રાખનારા એ પાદશાહનાજ નામની વહી ત્યાં ચાલી રહી.

ત્યારબાદ નૌશીરવાન આગળ આમુદ્દથી તે ચાચ અને ખોટન સુધીના તમામ બુજોર્ગોએ એકઠા મલી તેને એ પ્રમાણે કહયું કે, "એ ચાચ, સમરકંદ, તોરક અને સોગડના મોટાં શેહેરો, મેદાનો, બાગો, ઘરો અને મેહેલોથી જે ભરપુર હતાં તે સઘલાં હાલે વેરાન બન્યાં છે અને ત્યાં ઘુવડોનાં રેહેઠાણ થયાં છે. ચગાની, શકનાન, શકજાન અને બલખી લોકોએ ત્યાંના રેહેવાશીઓ ઉપર જુલમ ગુજારી તેમનો વખત કડવો અને અંધકારવાલો બનાવ્યો છે. તેથી બોખારા, ખારજમ, આમુઇ અને જમના લોકો દુખ અને ગમથી તારીજ યાદ કરતાં હતાં. પેહેલાં ત્યાં અફ્રાસીયાબના અંધેર અને જુલમથી કોઈ નીરાંતે ઉંઘાઇ શકતું હતું નહી પણ કએખસરૂના ત્યાં રાજ્યઅમલ ચાલતાં હમો તેના જુલમથી છુટયા હતા અને તેને માટેની ચકચાર કરવાથી તમામ લોકોએ નિરાંત પકડી હતી. પણ વળી જ્યારથી ત્યાં અરજાસ્પ જોરેમંદ બન્યો ત્યારથી એ મુલકના લોકો પાછાં દુખી અને કંગાલ બન્યાં. પણ ગુસ્તાસ્પે ઇરાનથી ચઢાઇ લાવી અરજાસ્પને હરાવ્યાથી ત્યાંના લોકો ફરીથી અરજાસ્પનું દુખ જોવા પાંમ્યા હતાં નહી. એ રીતે અરજાસ્પ કે જેનો આસમાન કદિ પણ દોસ્ત બન્યું હતું નહી તેના જુલમથી ત્યાંના લોકો કરાર પાંમ્યા હતા. પછી વળી જ્યારે ત્યાંની હકુમત નરસીને હાથ ગઇ ત્યારે ત્યાંના લોકો પાછાં દુખી થઈ પડયાં હતાં પણ એ હકુમત હોરમજના બેટા શાપુરના હાથમા આવતાંજ ત્યાંથી નરસીનુ નામ ગુમ થયું હતું અને શાપુરના અમલમાં ત્યાં પાછો ઈનસાફ અને આરામ ફેલાયો હતો અને ત્યારથી હારેમનથી પુગતી બુરાઇ અટકી હતી. પણ જ્યારથી એ મુલકો ખાકાને યજદેજરદના હાથમાંથી ખુચવી લિધા ત્યારથી ત્યાં બુરાઇએ પાછુ જોર પકડયું હતું. પણ એ ખાકાનના હાથમાંથી પાદશાહ બેહેરામગોરે એ હકુમત છીનવી લિધાથી ખાકાન પાછો દુખી અને હેરાન બન્યો હતો. એ શેહેરો બેહેરામગોરના ઈનસાફી અમલથી પાછાં બેહેસ્ત જેવાં બનીને ત્યાંથી બુરાં અને નાપસંદ કામો દૂર થયાં હતાં. પણ વળી પીરોજના રાજઅમલમાં ખુશનવાજે આવી આ મુલકોમાં લોહીની નેહેર ચલાવી તેઓને દુખમાં દુબાડયા હતા. હવે તેનાજ વારેસ આ ૫ગાનીથી એવાં બુરાં પરીણામો નહી નિપજે તેની તું સંભાળ રાખજે. હાલે તું જેહાનના પાદશાહ કસરાએ હમારા મુલકનો એખત્યાર લિધેલો હોવાથી હમારા તરફની સારીજ વર્તણુકની તું આશા રાખજે. હમારી ઉપર તારી હકુમત જાવેદાન ચાલજો અને

તમામ જેહાન તારા હોકમને તાબે રેહેજો. હવે જો આ જમીન એવોજ ઇનસાફ મેલવતી રેહેશે તો હમે કાંઇ પણ દુખ કે કટલ થતી જોઇશુ નહીં ૧."

પછી ગુલરજીયુન શેહેરમાં નૌશીરવાન આગળ હટીયાલ, તોરક અને ખોટનના લોકોની તથા જ્યાં જ્યાં પાક ચેહેરાના, હુશીયાર, જ્ઞાની અને અનુભવી મોબેદોની તથા તુરકીઓ વચે ઘણા દાનાવ ગણાતા લોકોની એક ભેગી અંજુમન મલી. તેના તરફ તે તમામ રૈયત એવી લાગણીથી જોતી હતી કે તે સઘલી રૈયત જાણે એક દિલ અને એક જબાનની હોય તેમ નૌશીરવાન આગળ હદીઆ સાથે આવવા લાગી. આથી એ પાદશાહની દરબારમાં એટલો બધો તો ખજાનાનો ઢગલો થયો કે તેનાથી જાણે કીડી અને મછરનો માર્ગ પણ બંધ થઇ ગયો. સઘલાઓએ ત્યાં પોતાના માંથા જમીન ઉપર મુકી પાદશાહ નૌશીરવાનની તારીફ ગાતાં કહયું કે, "ઓ પાદશાહ! હમે જેહાનમાં તારાજ હોકમથી જીવનારા તારા ગોલા મોછીએ. લડાઇના અસબાબ સાથે હમે સઘલા બાહુરી દેખાડનારા હોવાથી હમો તારા વાઘ જેવા દુશમનોના ચામડાં પણ ફાડી કાઢીશું."

નૌશીરવાને તેઓની સઘલી ભેટ કબુલ રાખ્યાથી તેઓ તેની દરબારમાંથી પાછા ફર્યાં. તેઓ વચે આગેવાની કરનારો ફગાની પોતે પણ હ તો જેની સાથે મોટું અને લડાયક લશકર પણ હતું. પાદશાહ નૌશીરવાન એ પેહેલવાનોથી ખુશ બનતાંજ ત્યાંથી પોતાની દરબાર તરફ પાછો ફર્યો. તેણે પોતાની રૈયતના લોકોની ખેરઆફીયત પુછી અને તેમને માનથી નવાજ્યા તથા તેઓની પડવી મુજબ ઘટતી જગ્યાએ બેસાડયા. પછી તે યજદાંનપ્રસ્ત પાદશાહ પોતાના

---

૧ રોલીનશનની તવારીખ મુજબ પાદશાહ નૌશીરવાનને તુરકીઓના તે વખતના ખાન નામે દીસાબુલ સાથે ખટપટમાં ઉતરવું પડયું હતું. એ ખાન પોતાના દેશના વેપારના વધારા માટે નૌશીરવાનની મદદ મેલવવામાં નિશફળ નિવડયાથી તેણે રૂમી કયસર જસ્ટીન્યનની દોસ્તી સોધી અને તેઓ વચે ઈ. સ. ૫૬૯ માં કરાર થયા. આ કરાર મુજબ દીસાબુલે ચાચમાં એક મોટું લશકર ભેગુ કીધું અને ત્યાં તેને રૂમી એલચીઓ આવી મલ્યા. બંને રાજ્યોએ એવી ગોઠવણ કીધી કે, દીસાબુલે ઈરાન ઉપર ઉતર અને પુર્વથી ચઢાઈ લેઈ જવી અને રૂમીઓએ પશ્ચિમેથી ધસારો લેઈ જવો. પણ એમ કરતાં દીસાબુલે નૌશીરવાનને સામેથી આવી લાગતો જોતાંજ પીઠ મરડી ત્યાંથી નાહાસ્વા માડયું જેથી ઈરાન ઉપરની તુરાની ચઢાઈનું સેવટ આવી ગયું. દીસાબુલે નૌશીરવાનને તાબે થઈ પોતાની બેટી તેને શાદીમાં આપી. એ રીતે ફીરદોશીએ જે ખાકાન માટેનું બયાન દર્શાવ્યું છે તે એ દીસાબુલને લાગુ પડે છે.

તખત ઉપરથી ઉઠી ખોદાની બંદગી કરવા માટે ધુલ ઉપર જઇ બેઠો. જ્યાં તેણે એ મુજબ પરવરદેગારની બંદગી કીધી કે, "ઓ ફરતા જમાનાથી પણ ચઢતા પરવરદેગાર! તેંજ મને ખોરેહ, જ્ઞાન અને અક્કલ બક્ષી છે. તુંજ મારી સારા યા માઠા વખતમાં રેહેતુમાઈ કરે છે. તારીજ મદદથી મારા જે જે દુશ્મનોને મારા આવ્યાની ખબર મલે છે તેઓ પોતાનું પાદશાહી તાજ તખત તજી દેઇ મારી તાબેદારી કબુલ કરે છે અને નોકરો માફક મારૂં કામ બજાવતા રહે છે. કોઇ પણ મારી સામે સત્રુવત ધરાવી શકતું નથી. જ્યારે હું ઉઘાયલો હોઉં છું ત્યારે પાહાડો ઉપર પક્ષીઓ અને દરીયામાં મછીઓ પણ ઉઘાયા વગર મારીજ નોકરી બજાવે છે. એ રીતે તમામ ઢોરો અને જંગલી પ્રાણીઓ વટીક મારી એમ સંભાળ કરે છે. જેહાનના મોટા દરજ્જાના શખ્સો પણ મારાજ નોકર બની જાય છે. તું જેને એમ મોટાઈ આપે છે તે ખુવાર થતો નથી. જેહાનમાં તારા જેવો પાદશાહ કોઈજ નથી. સઘલાઓ તારીથીજ જોર પાંમે છે અને એક કીડી વટીક દુખી દિલે સુતી નથી." એ રીતે તેણે યજદાંનની હુજુરમાં ઘણો વખત બંદગી ગુજારી. તું જો કે જેહાનમાં નોશીરવાન જેવો પાદશાહ કોણ થવા પાંમ્યો છે?

પછી તે બંદગી કરવાની જગ્યાએથી ઉઠી તખત ઉપર આવી બેઠો અને ગુરગાનથી ઉઠાંગીરી કરવાની તૈયારીઓ કરવા માંડી. આથી તેની દરગાહમાં ઢોલો વાગી રહયાં તથા રણસીંગડાં અને સરનાઇઓ ફુકાઈ રહી. તમામ અસબાબ લદાઈ રહયા બાદ તેનું લશકર નેકી પોહોંચાડનારા યજદાંનની યાદ કરી ત્યાંથી ઘોડેસ્વાર બન્યું. તેના નોકરો, ખુબસુરત ઓરતો અને તમામ ગોલામો સઘલા રેસમી ટાકાઓ, દીનારો, તાજો, કંમરબંધો, જવેહરાતો, ઘોડાઓ, પરદેપોશ ઓરતો, ફીરોજાની બનાવેલી પાલખીઓ અને હાથીદાંતના તખતોના અસબાબ સાથે ત્યાથી ઘોડેસ્વાર થયા. તેણે એ સઘલો અસબાબ તીસફુનમાં મોકલી આપ્યો જેની હરોલમાં તેની ચીનાઇ ઓરતવાલું જનાનખાનું ચાલ્યું. તેની એ ઓરત એક મુબારક દિવસે મુરત જોઇને એ સઘલા રસાળા વચે ત્યાંથી બાહાર પડી. તેણીની સાથના સઘલા મોબેદોના વડા તરીકે મેહેરાનસ્તાદ રહયો અને એ ખાકાનની બેટીના રસાલ વચે તે પણ ત્યાંથી સાથે નિકલ્યો. એ સઘલો સરસામન તથા ખજાનો તીસફુન તરફ હંકારાયા બાદ નોશીરવાને પોતાના પેહેલવાનોનું લશકર ત્યાંથી આગળ હંકાર્યું. તેના એ સઘલા બાહુર અને વફાદાર પેહેલવાનોએ આબાદગાનના આતશકદેહ તરફનો રસ્તો ધર્યો જ્યાં તેનું ગીલાની, દીલમાની, પાહાડી બલુચી, લુધી તથા સરૂધી પેહેલવાનોનું પણ લશકર ચોતરફથી આવી લાગ્યું.

એ સઘલાં લશકરો હદીયાઓ અને નેશાર કરવાની ચિજો સાથે પાદશાહ નોશીરવાનની એ છાવણીમાં આવી મલ્યું. એ રીતે મેંઢાંઓ આગળથી વરૂઓના પગલાં દૂર થવાથી તે મોટો પાદશાહ પણ ઘણોજ ખુશ બન્યો. પાદશાહ નૌશીરવાનના દોરદમામથી આસમાન પણ પોતાના રીત રેવાજમાં જુદીજ તરાંહાનુ બન્યું. તેનું લશકર એક મુલકેથી બીજે મુલક જતાં માર્ગમાં ખેદુતોને નુકસાન પુગાડતું નહી અથવા તો કોઈ પાસેથી જોરજુલમથી ખાવાપીવાનુ પણ માંગતું હતું નહી; પણ માર્ગમાં ફક્ટ ઉતરોજ લેતું.

એ પ્રમાણે એ પાદશાહ જેહાનમાં સઘલે મુસાફરી કરતો રેહેતો અને સઘલેના જંગલો અને મેદાનોની પણ દેખરેખ રાખતો હતો. આથી ત્યાંની જમીનો ખેતીવાડીથી આબાદ અને ગાય ઢોરોથી ભરપુર જણાતી. જે જમીન કદિપણ આબાદ બની શકે નહી એવી હતી તેજ ખેતીવાડી અને કાપણી કીધા વગરની દેખાતી. એ રીતે તમામ જમીનની તપાસ કરતાં તેને તે આબાદજ જણાતી અને ઘરેઘર પુશકલ છોકરાંઓની વૃધ્ધી પણ દેખાતી હતી. એ ભાગ્યશાલી પાદશાહના નસીબે ઝાડોની ડાંખલીઓ પણ ફળોના ભારથી જુમી પડેલી હતી.

એમ કરતાં તેણે એક ઠેકાણે ઉતારો લિધો જ્યાં માર્ગમાંથી કયસરનો એલચી, સુનું રૂપું, સુનેરી તખતો, રૂમી રેશમી કાપડો અને જહવેરાતોના હદીઆ સાથે તેને આવી મલ્યો. એ હદીઓ એવી રીતનો હતો કે જેનાથી ત્યાંની તમામ જમીન પણ ઢંકાઈ ગઈ. એવો હદીઓ રૂમથી ઇરાનમાં કદિ પણ આવ્યો હતો નહી. તેમાં દશ ગાયોના મશક ભરીને દીનારો હતા. એ પ્રમાણે એ ત્રણ વર્ષની ચઢેલી ખંડણી તેના ઉપર મોકલવામાં આવી હતી. વળી એ હદીઆ સાથે પાદશાહ નૌશીરવાન ઉપર કયસરે એક નામું પણ લખી મોકલ્યું હતું. આથી નૌશીરવાને તે એલચીને પોતાની આગળ બોલાવીને બેસાડયો અને તે હદીઓ તપાસ્યા બાદ તે નામું તેની આગળ વાંચી સંભલાવવા ફરમાવ્યું. એ નામાંમાં જે જે ચિજો મોકલી હતી તેની ખબર સાથે ઘણો માયાભર્યો સંદેશો હતો. તેમાં તેણે લખ્યું હતું કે, "હવે પછી એથી પણ વધુ હદીઓ તુંને મલતો રેહેશે, ફક્ટ આ તો તુંને નજર કરવા માટેજ મોકલ્યું છે."

એ સઘલું કબુલ રાખ્યા બાદ પાદશાહે ત્યાંથી છાવણી ઉચકી અને ત્યાંથી આદરગુશરૂપના આતશકદેહ તરફ ચાલુ મુક્યું. દૂરથી તે બંદગીની જગ્યા જોતાંજ તેની આંખોમાંથી આંસુઓ પડી તેનો ચેહેરો ટંકાઇ જવા

લાગ્યો. ત્યાં ઘોડા ઉપરથી ઉતરતાંજ તેણે હાથમાં બરસમ પકડી અને બાજ ધરતાં ઢીમે આવાજે ઝંદ અવસ્તા ભણવા માંડયા.[૧] પછી તેણે આતશના કેબલા આગળ આવી આતશની ન્યાએશ કીધી અને પરવરદેગારની ખુબી ગાઈ. તે પોતાની સાથે જે હદ ઉપરાંતનું સુનું, રૂપું અને જહવેરાત ત્યાં લાવ્યો હતો તે સઘલું તેણે તે આતશકદેહના ભંડારમાં ભરાવ્યું. વળી તેણે તેમાંથી ત્યાંના મોબેદો વચે પણ વેહેચાણ કીધું તથા તેઓને જહવેરાત જડેલા જામાઓ બક્ષ્યા, જેથી ત્યાંના સઘલા મોબેદો પણ તવંગર બન્યા અને તેના તરફથી કેબલા આગળ આતશની ન્યાએશ કરવા ગયા. ત્યાં તેઓએ તે ઈનસાફી જમીનના પાદશાહને ભણુતનમાં દુવા ગુજારી. પછી તે પાદશાહ ત્યાંથી તીસફુન તરફ ગયો જેથી ત્યાંની જમીન પૈયા વગરના તખત જેવી બની. જે જે શેહેરોમાં તે ઈનસાફી પાદશાહ ગયો ત્યાં તેણે ગરીબો વચે પુશકલ શુના રૂપાંની ખેરાત કીધી. ત્યાં તેણે એટલો બધો ખજાનો રેડી મુકયો કે ત્યાંની જમીન ગોયા જરજવેહરાતથી દિપી રહી. પછી નોશીરવાન ત્યાંથી મદાયન કે જ્યાં તેનું ખજાનાખાતું હતું ત્યાં ગયો. પેલી બાગના જેવી ખુબસુરત ચીનાઈ ઓરત પણ પોતાના ચાલીશ ઉસ્તાદો સાથે મેહેરાનસ્તાદની સરદારી હેઠેલ મદાયનમાં આવી લાગી. તેઓએ તેણીને ખોદાની તરફેનદારીના કામો શિખવી (યાને જરથોસ્તી દીનમાં દાખલ કરી) તેનામાં ખોરેહને દિપતું કીધું અને તેણીને બુરાં કામો કરતી અટકાવી.[૨]

## નોશીરવાનના ઈનસાફ તથા તે ઇનસાફથી જેહાન નચિંત બની તે વિષે.

જ્યારે ભાગ્યશાલી કસરા પોતાનાં તખત ઉપર દમામ સાથે આવી બેઠો, ત્યારે તેના ઇનસાફ, ખુબી અને રૈયત પાછલ ખરચેલી દોલતથી જેહાન બેહેસ્ત

---

૧ આ ઉપરથી જણાય છે કે પાદશાહ પોતે આતશના ગુમબજમાંના કેબલાની રૂબરૂ નજદિક જવા માટે અને પોતાને હાથે બોય દેવાની કીયા કરવા માટે પેહેલાં ત્યાં બાજ ધરી યા ઈજશને કરી ખુબ (યાને પવિત્રાઈ) મેલવ્યા બાદ એ કેબલા આગળ હાજર થતા હતા, જે પ્રમાણે હાલે પણ આતશબેહેરામના મોટા કેબલા આગળ જવાનો અને બોય દેવાનો ફકટ ખુબવાલા મોબેદોનેજ અધીકાર રહે છે.

૨ આગળા પાદશાહો જ્યારે પારસી દીનની ઓરત પરણુતા ત્યારે તેઓ તેણીને જરથોસ્તી દીનની તાલીમ આપવાને ઉસ્તાદોના હાથ હેઠેલ સોંફતા અને તેને દીનની તાલીમ મેલવી રેહેવા પછી જરથોસ્તી ધર્મમાં દાખલ કરવામાં આવતી.

માફક સંગાર પાંમી. સઘલી જેહાન લડાઈથી અને ઠેકાણે ઠેકાણે થતી બેદાદી અને ખુનોથી નચિંત પાંમી. તેના ઇજદી ખોરેહથી જેહાન પણ નચિંત બની. તું કેહેશે કે જાણે બુરાઇના હાથો બંધાઇજ ગયા. કોઇપણ લુટફાટ, ચોરી અને બુરાઈ તરફ હાથ લંબાવવાની વાત પણ જાણતું હતું નહી. દુન્યાના લોકો બુરાઈ અને કાલાં કર્મો કરવાથી અટકી નૌશીરવાનના હોકમ મુજબ ચાલવા લાગ્યા. જે કોઈનો માલ રસ્તા વચે ગુમાઇ જતો તેની પણ કોઇ ચોરી કરી શકતું હતું નહી. જમીન ઉપર કે દરીયામાં, દિવસે કે રાતે એ જેહાનના પાદશાહની ધાક તથા તેના ઇનસાફને લિધે કોઈ પણ પારકા માલ અને પૈસા ઉપર બુરી નજર કરી શકતું હતું નહી. તમામ જેહાન બેહેસ્ત માફક સંગાર પાંમી હતી અને મેદાનો તથા ખેતરો પણ માલોથી ભરપુર રેહેતાં હતાં. લોકો મુલકે મુલકના સરદારો અને નામદારો ઉપર કાગજો લખી તુરકસ્તાન, ચીન, સકલાબ અને બીજા એવા મુલકોમાંથી ત્યાંના વેપારીઓ મારફતે હરણની કસ્તુરી, ચીનાઇ રેશમી કાપડ તથા રૂમી અને હીન્દી ગલીચાઓ વેપાર અર્થે મંગાવતા હતા જેથી ઇરાન ખુશનુમા બેહેસ્ત જેવું બનતું ગયું અને ત્યાંની તમામ ધુલ અંમબર જેવી તથા પથરા સુના જેવા બન્યા. વેપાર અર્થે જેહાનનું લોક ઇરાનમાં આવતું અને તેઓને કોઇ પણ રીતનું દુખ વેઠવું કે કડાકુટ કરવી પડતી હતી નહી. તું કેહેશે કે, જાણે ત્યાંની હવા ગોલાબનોજ પમરાત ફેલાવતી હતી. લોકો દુખ દરદથી અને વૈદને ત્યાં જવાથી પણ મોકલાં રેહેતાં હતાં. વરસાદને વખતે ગોલાબો ઉપર ચાણુ વરસાદ વરસ્તો અને ખેદુતો કદિપણ વરસાદની ગેરહાજરીથી દુખી રેહેતા હતા નહી. જેહાન લીલોતરી અને ઢોરોથી ભરપુરજ રેહેતી, જેથી મેહેલો, બાગો અને લોકોની અગાસી ઉપર સઘલે ફુલોજ દેખાતાં હતાં. ત્યાંની સઘલી નદીઓ પાણીથી પુર બની દરીઆ જેવી લાગતી અને ફુલોના બાગો સરૈયા સેતારા જેવા ખુશનુમા દેખાતા. ઇરાનીઓ જુદી જુદી ભાષાનો અભ્યાસ કરી પોતાના રવાનને દાનાઇથી દિપતાં બનાવતા અને તુરકસ્તાન, ચીન, હીન્દુસ્તાન, રૂમ તથા બીજા મુલકોના વેપારીઓ સાથે પત્ર વેહેવાર ચલાવતા. તેથી જેમ ઘાસ ચારાથી ઢોરોનો વધારો થાય તેમ લોકોની ઇજતનો તેથી વધારો થતો. ઘણો દાનાઇ હોય તેજ પાદશાહની દરબારમાં દુભાષ્યો થવા પાંમતો. તેના સરદારો, અકકલમંદો, મોબેદો અને ઉમરાવો નુકસાનની ધાસ્તીથી બુરા વિચાર કરવાને પણ ડરતા હતા.

એ રીતે પાદશાહ નૌશીરવાને જેહાનને ખોરશેદ માફક દિપતી બનાવી હતી. તેની દરગાહમાંથી બાંગીઓના એવા પોકારો નિકળતા કે, " ઓ

જેહાનના પાદશાહના નોકરો ! તમારામાંથી કોઇએ પણ છુપી કુરાઇ કરવી નહી. જે મેહેનતથી પોતાનું કામ બજાવ્યો જશે તે પોતાના કામના પ્રમાણના પૈસા મેલવશે. નોકરી માટે તમો દરબારના વડાને અરજી કરતા રેહેજો અને તે હમારી મારફતે તમારા પગાર નકકી કરશે. જો તમોને ઉછીકા રૂપયા જોઇતા હશે તો તે પણ તમોને ત્યાંથીજ મલશે. ગરીબાઇને સબબે કોઇએ પણ હલાકી ભોગવવી નહી, કારણ કે ખજાના ખાતેથી હમારો ખજાનચીન તેમને નાણા ધીરશે. જે પારકી ઓરત તરફ બુરી નજર કરશે અને તેનો ધણી જો તે માટે ફર્યાદ લાવશે તો તેવો બુરો શખ્સ હમારી તરફથી બંધીખાનું અને તેની સાથે સંબંધ રાખતી બેડી તથા ફાંસી અને તેની સાથે સંબંધ રાખતો તીરોના મારા સિવાય બીજું કાંઈ પાંમશે નહી. એ પ્રમાણે જેવા ચઢતા ઉતરતા ગુનાહો હશે તેના પ્રમાણ મુજબની સખ્ત સજાઓ પણ અમલમાં મુકવામાં આવશે. પાદશાહ તેવાઓ તરફ દયા કરશે નહી. સાચાઓ સિવાય બીજા કોઇ દરબારમાંથી લાહાવો પાંમશે નહી. હમારો એ ઇનસાફ જેઓને નહી પસંદ પડે તેઓ હમારી દરગાહથી દૂરજ રહેલા ભલા."

## બુજરજમેહેરે નોશીરવાનને નશીયતો દીધી અને તેણે નેક બોલવા અને નેક કામો કરવા માટેની વાતો કહી સમજાવી તે વિષે.

એક દિવસે શાહાનશાહ નોશીરવાન દરબારના બુજોર્ગો અને દાનાવો ભેગો બેસી હસી ખુશીથી વાતો ચલાવતો હતો ત્યારે ત્યાં બુજરજમેહેર પણ તેના તખત આગળ હાજર હતો. તેણે તે પાદશાહની એવી તારીફ કીધી કે જેથી તેનું દિલ વસંતના બાગ માફક ખીલી રહયું. તે બોલ્યો કે, "ઓ તાજગીભર્યા ચેહેરાના ઇનસાફી પાદશાહ! તારાથી એબ ભરી વાતો દુર રેહેજો. દાનાઈવાલો અને ભાગ્યશાલી જેહાનનો પાદશાહજ ફતેહમંદ અને મુબારક શેહેનશાહનો એલકાબ પાંમી શકે છે. માટે ઓ ફતેહમંદ પાદશાહ ! તું ખોરેહભર્યો, દાનાવ અને દમામદાર જેહાનનો પાદશાહ કાયમ સલામત રેહેજો. મેં પાદશાહી કાગજો ઉપર પેહેલવી જબાનમાં એક દફતર લખ્યું છે જે હું તારા ખજાનચીનને સોંફવા માંગુ છું. તું પાદશાહ તે વખત જતાં વાંચી લેજે. મેં જોયું કે, આ બુઢાં આસમાનનો ગુમબજ કોઇને પણ પોતાનો ભરમ ખોલીને કેહેવા માંગતું નથી. કોઇ પાદશાહ તખત ઉપરથી મોજમજાહ કરતો ઉઠી પોતાના જીવને હઠેલીમાં પકડી લડાઇમાં હોમાવે છે અને જમીનને દુશમનોથી સાફ

કરી નાખી હારેમન તરફથી પુગતાં દુખોથી નચિંત બને છે તથા તે તમામ જેહાનનો પાદશાહ બને છે અને ત્યારબાદ તેનેજ માટેની વાતો ફેલાઇ રહે છે તમામ જેહાનને તે મરદાનગીથી જીટી બેસે છે અને પોતાને માટે બાગ-બગીચા, મેદાનો અને મેહેલો બનાવે છે તથા ખજાનો સંગ્રે છે. તેને ત્યાં બચાં-બાલાની વસ્તીવારી વધે છે અને પછી તે ઉલટ સાથે પોતાની જીંદગી ગુજારે છે. તે માલ મીલકત સંગારવા સાથે લશકર પણ ભેગું કરતો રહે છે અને વળી તેના મેહેલો અને સંગારાયલાં મકાનો પણ વધ્યાં જાય છે. એ પ્રમાણે એક દુખ ખમતો મુફલેશ માણસ પણ કોઇ વખતે ચોબાજુએથી નામદારી અને ખજાનો મેલવવા પાંમે છે. એ સઘલું તે એ મુજબ પ્રમાણીકપણે યા ઠગાઇથી મેલવવા પાંમે છે અને બાજે વખતે તેનો ભોગવતો એક સદી સુધી ભોગવે છે. પણ આખરે તે સઘલું ધુલ મલે છે અને તેણે વેડેલી સઘલી મેહેનત ફોકટ જાય છે. તેના ફરજંદો, તાજ, તખત, મેહેલો, ખજાનો કે લશકર કાંઇ રેહેવા પાંમતું નથી. તેના ગુજર પાંમતાંજ જેહાનમાં કોઇ તેને યાદ પણ કરતું નથી. પણ જો તેણે ( તે સાથે ) ભલાં કાંમો કીધેલાં હોય છે તો તે લાંબો વખત વહી જવા છતાં યાદગાર રહી જાય છે. માટે જેહાનમાં જાવેદાન રહે એવી ફકટ બે ચિજો છે જ્યારે બીજી બધી ગમે એવી ચિજો નાશ પાંમે છે. જાવેદાન સુધી રેહેનારી ચિજ તે નેક બોલવું અને નેક કામો કરવાં એ છે. નેકી સંગરનારજ અમરંગી પાંમે છે અને તે પોતાનો જીવ ખોદાતાલાને સોંપી નચિંતે કરાર પાંમે છે.[૧] તેનું નામ અને તેની કરણી સુરજ, પાણી, પવન અને ધુલના મારા છતાં નાશ પાંમતાં નથી. જમાનાની ગીરદેશ આવીજ રીતની હોય છે. માટે શરમવાલો પહરેજ-ગાર શખ્શજ ખરો ભાગ્યશાલી ગણાય છે. જે કોઇ ગુનાહના ફળ ચાખી હેરાન થાય છે તે હારેમનના આડે માર્ગે દોરવવાથીજ હોય છે.[૧] માટે ઓ પાદશાહ તું પણ જેમ બને તેમ ગુનાહના કાંમો કરતો ના. કારણકે ગુનાહ એવો છે કે જેથી રવાનને શરમીંદગી વેઠવી પડે છે. તું નિરદોશપણું અને ન્યાયદોજ પસંદ કરજે કારણ કે દીન તરીકાની રીત એ છે. અમારી વાત યાદગાર રહી જશે અને હું ધારૂ છું કે તે હંમેશની તાજી ગણાશે."

જ્યારે બુજરજમેહેરે પાદશાહના દિલને એ પ્રમાણે રોશણ કીધું ત્યારે પાદશાહે તેને કેટલાક સ્વાલો પુછવા માંડયા. તેણે પુછ્યું કે, "દુખ વગરનો અને ખુશ દિલનો ભાગ્યશાલી શખ્સ કોણ?" બુજરજમેહેરે જવાબ દિધો કે, "જે નિરદોશ હોય અને હારેમનથી આડે માર્ગે નહી દોરવાયલો હોય તે." પુછ્યું

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

કે, "જુઠાઈથી અને હારેમનના આડે માર્ગેથી દૂર રહી જેહાનને પેદા કરનારના માર્ગે મુજબ ચાલનાર કોણ?" તેણે જવાબ દિધો કે, "યજદાંનના આ વીસ ફરમાનો મુજબ ચાલી બંધે જેહાનમા ખોરેહ સંગારનારો શખ્સ. તે ફરમાનો-માનું પેહેલું બુરા હારેમનના માર્ગે જવાના દરવાજાનો દુશમણ ગણાતી પહરેજગારી, બીજું બરતર મનશની, ત્રીજું પવિત્રાઇ, ચોઠું શરમના પેહેરન-વાલો ભાગ્યશાલી શખ્સ, પાચમું તમામ જીંદગીને નચિંતાઇ બક્ષનાર અને શરીરની નેગેહબાની કરનારી દાનાઇ, છઠું જુઠાઇ અને ઠગાઇનો દરવાજો બંધ રાખનારી સચાઈ, સાતમું સખાવત, આઠમું શરીરને મોજ આપનારી પણ રેવાનની દુશમન ગણાતી મોજેનું તજવું, નવમું અને દસમું ભુખે મરતા વા તલવારથી જાન જતાં પણ દીન અને યકીનની જાળવણી, અગીયારમું હવસ તરફ યાહોમ ધસી જતાં રવાનની જાળવણી કરનાર અકકલ ઉપરનો કાબુ, બારમું રોશન જીવને બુરી કરણીનો બનાવનાર હલકી મનશનીના માણસોની વાતો સમજવાથી દૂરી પકડવી, તેરમું બીજી જેહાનની હલાકીથી બચવા આ જેહા-નમાં ધર્મને ખાતર દુખ વેઠવું, ચૌદમું પાક યજદાંનનો ડર નહી કરનાર કમીના શખ્સ તરફનો ધીકકાર, પંદરમું શરીરની પરવરશી કરવાને દુખ વેઠવા છતાં માગણી કરવાથી દુર રેહેતો સંતોષી શખ્સ, સોલમું જીવની જાળવણી માટે દાનાઇ છે એમ સમજનાર, સતરમું દાનાઇ નહી સમજનાર તરફનો ધીકકાર. ૧"

નૌશીરવાને પુછ્યું કે, "મોટી પદવીના શખ્સો વચે સૌથી સરસ કોણ?" તેણે જવાબ દિધો કે, "પોતાની તમામ ઇચ્છાઓ દાનાઇથી પાર પાડી શકનારો ઘણોજ દાનાવ પુરૂષ." પાદશાહે પુછ્યું કે, "દિલમાં દાનાઈ ધરાવનાર દાનાવ કોણ?" બુજરજમેહેરે જવાબ દિધો કે "જે કોઇ પોતાના દિલને દેવનું ફરમાન પાળી જેહાનને પેદા કરનારના માર્ગેથી ફેરવે નહી તે. એ દેવો સિંહના જેવું જોર ધરાવનારા તથા માણસોના જીવ તથા અકકલને નિચે દાબી રાખનારા છે. તેઓ માણસની અકકલને ભુલકાપ આપી ગુમરાહ કરે છે. માટે ખરો દાનાવ તેજ કે જે એ સઘલા દેવોને દિલમાં દાખલ પણ થવા દે નહી." કસરાએ પુછ્યું કે, "અકકલમંદોને દલગીર રાખનારા દસ દેવો તે કયા કયા?" તેણે જવાબ દિધો કે "એ જોરેમંદ અને બાહુર ગણાતા દેવો તે લોભ, લાલચ, ગુસ્સો, અદેખાઇ, બેશરમી, કીનો, જુઠાઇ, ચુગલી, બદદીન અને છેલ્લું પોતાનું સારું થવા માટે ઉપકાર નહી માનનાર અથવા ખોદાશનાશ નહી હોય તે (યાને કે અસંતોષ.") કસરાએ પુછ્યું કે, "આ નુકસાનકારક દસ દેવોમાંનો વધારે

૧ અત્રે એ વીસ ફરમાનો પુરાં દર્શાવેલા લાગતાં નથી.

જોરાવર હારેમંદ જેવો કોણ?" તેણે જવાબ દિધો કે, "લોભ એ વધારે જુલમગાર અને ચીટકી રેહેનારો દેવ છે. એ દેવ જેમ વધારે મેલવે તેમ તે ખુશ થયલો જણાશે નહી. ગરજ એવી છે કે જેનાથી સઘલા ગમગીન અને દુખી બને છે અને તેઓ વળી ગયલા અને ફીકકા જણાય છે. ઓ પાદશાહ! તેની પછીનો અદેખાઇનો દેવ આવે છે જેનો અટકાવ નહી થવાથી દુખ વધી પડે છે. તે આ જમાનામાં કોઇને પણ આબાદ જોય તેનાથી તેનો જીવ દુખી બને છે. પછીનો કજીયાખોર દેવ તે બેશરમી છે જેના હાથના પંજા હંમેશાં બુરં કરવા માટેજ જોરેમંદ રહે છે. પછી ગુસ્સા અને જુસ્સાભર્યો દેવ તે કીનો છે જે આખરે માણસોને રડતાં બનાવે છે. એ કીનો કોઇને માફ કરતો નથી તથા દયા દેખાડતો નથી પણ તે બીહામના ચેહેરાનો અને ગુસ્સાભર્યોજ રહે છે. પછીનો દેવ જુઠાઇ છે જે જુઠું બોલવા શિખાવ્યા સિવાય બીજું કાંઈ જાણતો નથી અને કોઇ દિવસે પણ સચાઈ વાપડતો નથી. પછી પેલો બે મોઢાંનો દેવ તે ચુગલી છે જે પોતાના દિલમાની પરવરદેગારની ધાસ્તી પણ તોડી નાખે છે. બે શખ્સો વચે એ જગડો અને કીનોજ સલગાવે છે અને હંમેશ સુધી તેઓની દોસ્તી તોડવાનીજ તે કોશેષ કરે છે. પછીનો દેવ તે દાનાઈ વગરનો અસંતોષ છે જેનાથી કોઇ પણ દાનાવ કે સંતોષી ગણાતો નથી. તેનામા વિચાર અને શરમ ઘણી થોડી રહે છે અને ભલાં ભુડાં તેની નજરમાં સરખાંજ ગણાય છે."

પછી પાદશાહે તે દાનાવને પુછ્યું કે, "જ્યારે એ દસ દેવો માણસના દિલ સાથે લડાઇ કરે ત્યારે જેહાનના માલેક પરવરદેગારે માણસોને બચાવ તરીકે એવું શું હથીયાર બક્ષયું છે કે જે વડે લડી તેઓ તે દેવોના હાથો ટુકા કરી શકે?" દીનદાર બુજરજમેહેરે તેને જવાબ દિધો કે, "ઓ તારીફને લાયકના દાનાવ પાદશાહ! એ દેવોની તલવાર સામે બચાવ તરીકે અકકલનું બખતર ગણાય છે જે બખતરથી દાનાવોના દિલ અને જીવ રોશણ રહે છે. બની ગયલા બનાવોની યાદ આપનાર તે અકકલ છે જે રવાનની પણ દાનાઇ સાથે પરવરશી કરે છે." પાદશાહે પુછ્યું કે "એવું કયું કામ છે જે દેવોના હાથને જેહાનના માલેક પરવરદેગારના માર્ગમાંથી દુર રાખે છે?" તેણે જવાબ દિધો કે, "તે અકકલ અને જ્ઞાન છે જે દાનાવોના રવાનને અકકલથી ઉછેરે છે. ઓ પાદશાહ! તારા જીવની રેહેનુમાઈ કરનાર પણ અકકલજ રહેજો, કારણ કે તારે હાથેજ આવતા વખતનું કામ ચાલવાનું છે. તું તેનાથી જે ઇચ્છા કરશે તે બની શકશે અને તારાં દિલને તેથી દેવની પણ ધાસ્તી રેહેશે નહી. નેક ખશલતના લોકો ઘણી ઇચ્છા કરતા નહી હોવાથી તેઓનાં દિલથી જેહાન પણ ખુશ લાગે છે."

"હવે હું તુને એવી ઉમેદો આપનારી વાતો કહું છું કે જેથી તે વાતો તારા દિલની ખુશાલી સાથે રાહાનુમાઇ કરે છે. હમેશાં તું અકકલનોજ ઉમેદવાર રેહેજે કે જેથી તું જમાનાથી ખુશાલી સિવાય બીજું કાંઇ પાંમે નહી. તેથી તુંને એક પળ પણ બુરાં કાંમોનો વિચાર આવશે નહી અને તું શકમંદીથી પણ દલગીરીભર્યો માર્ગ ધરશે નહી. બીજું એકે જે કોઇ પોતાને મલેલી દોલત ઉપર સંતોષ ધરી ખુશાલ રેહે તે પોતાના દિલ ઉપર મુશકેલી પણ હોરી લેતો નથી. જે કોઇ પૈસા ટકા તરપ આડી નજર કરતો નથી તેનો તમામ વખત પણ ખુશાલી સાથે પસાર થાય છે. બીજું એકે યજદાંનની દીનનીજ પ્રસ્તેશ કરવી અને મેહેનત તથા દોલતથી દુરી પકડવી. પરવરદેગારના હોકમથી સર ફેરવવું નહી કે જેથી તેના ખવાશમાં બુરાઇ પણ ભેલાય નહી. વળી પહરેજગારી એથી ખાશીયત છે કે જે વડે કોઇ કાંઈ ચિજને ખાતર પણ પોતાને યજદાંનને માર્ગેથી વેચી દેતો નથી. માટે જે કોઇ જરખજનના તરફ આડી નજરે પણ જોતો નથી તેનો તમામ વખત ખુશાલીમાં પસાર થાય છે.[1]"

પાદશાહે પુછ્યું કે, "નેકી તરફ દોરવનારો માર્ગ કયો?" બુજરજમેહેરે જવાબ દિધો કે, "તે માર્ગ દાનાઇનો છે જે બેશક દરેક તરેહની દાનાઈથીજ પસાર કરી શકાય છે તે વડે માણસો ભલી ચાલ ચલાવી પોતાની હઈયાતી સુધી આબરૂ દરકારથી રહી શકે છે એજ ખાશીયત હુસ્તવારી સાથે એખત્યાર કર્યાથી હું મારા શરીરને જમાનાથી ખુશ રાખી શકુ છું. એમ કર્યાથી જે ઉમેદો હું ધરાઉ છું તે ઘણી ઢીમેથી ફળે છે. પણ હું દુખથી મોકલો રેહેતો હોવાથી તેમજ કરવું લાયક જોતો રહું છું. લોભ દુખ આપનારો ખવાશ છે જેનાથી ખજાનો હોવા છતાં પણ કદિ સંતોષ મલતો નથી."

પાદશાહે પુછ્યું કે, "એવો કયો ભલો હુનર છે કે જે મેલવવા માંગતો શખ્સ ચઢતીએ પુગે છે.?" તેણે જવાબ દિધો કે, "તે દાનાઇ છે કારણકે દાનાવ સરદારોનો સરદાર ગણાય છે. તે દાનાવ ઉટાવલે દોલત તરફ દોડતો નથી અને પોતાના શરીરને ફોકટની મેહેનત આપવાથી દૂર રહે છે." નામદાર પાદશાહે તેને પુછ્યું કે, "નરમાશથી બોલવું સારૂં કે મોટેથી બોલવું સારૂં.[1] મારે એ બેમાંથી શું એખત્યાર કરવું તથા એ બંધેમાનું ફાયદાકારક કયું?"[1] તેણે જવાબ દિધો કે, "નરમાશથી બોલવું સારૂં છે પણ દાનાઈના સખુનો તારે માટે ઉલટથી બોલવા ઠીક થઇ પડે.[1] એ બાબદમાં અકકલના વધારા સિવાય બીજું કાંઇ જોઈતું નથી. કારણકે અકકલ સાથના વિચારો અકકલમાંથીજ બહાર આવે છે."[1] તે મોટા પાદશાહે દાનાવને પુછ્યું કે, "ગ્નાન ધરાવવું કોણને માટે સારૂં છે?"[1] તેણે જવાબ દિધો કે, "દાનાવને માટે તે સારૂં છે, કારણકે અકકલમંદ શખ્સ સરદારોનો સરદાર ગણાય છે."[1]

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

પાદશાહે પુછ્યું કે, "કોણથી ગુસ્સાના જોર સામે બચાવ થઇ શકે નહી?" તેણે જવાબ દિધો કે, "બુરી કરણી અકકલમંદ અને રોશણ રવાનના શખ્સને પણ ગુસ્સે બનાવે છે." ઇનસારી પાદશાહે દાનાવને પુછ્યું કે, "અકકલનો મરટબો ચઢતો કે નેક ખાનદાનનો?" તે રેહેનુમાએ જવાબ દિધો કે "નેક ખાનદાન કરતાં અકકલનો મરટબો વધારે છે કારણકે જ્ઞાન જે છે તે જીવનો સંગાર છે. વળી ખાનદાન કરતાં ડાહાપણની વાતો કરવી સેહેલ પણ ગણાય છે. હુનર વગરનું ગમે એવું મોટું ખાનદાન વગર બીસાડનું ગણાય છે, જ્યારે રવાન જ્ઞાનથીજ તંનદરોસ્ત બને છે." પાદશાહે પુછ્યું કે, "જીવને સાથી પ્રકાશ મલે છે અને સાથી શરીરનં લગતા હુનરોની તારીફ થાય છે?" તેણે જવાબ દિધો કે, "જો તું મારૂં કહેલું યાદ રાખશે તો હું તને એ બાબે વિસ્તારીને કહીશ. અકકલ પોતે ગોયા ફરેસ્તાઇ ખેલાત સમાન છે જે આપણને વિચાર અને નુકસાંનથી દુર રાખે છે. જે હુનરમંદ પોતાના હુનરો માટે ફુગરાતો હોય તેની પાસેથી હુનર શિખવો જોઇતો નથી. વળી ખુશ મનશનીના આપ-મટલબ્યા લોકો પણ અકકલમંદોની નજરમાં હલકા ગણાતા નથી. એક અકકલમંદ ઉંચ ખાનદાન સાથે સખાવત, દાનાઈ, ઇનસાફ, બુજોર્ગી, તવંગરી અને સચાઈ ધરાવે તો તેથી બીજાઓ પણ પોતાના બુરા ખવાશ દુર કરી તેજ અખત્યાર કરે છે."

નોશીરવાને બુજરજમેહેરને પુછ્યું કે, "એ અકકલને પસંદ કરનાર! જે જેહાનનો પાદશાહ બુર્જોગી પાંમે છે તે કોશેષથી અને નસીબથી મેલવે છે કે તાજ અને તખતથી?" તેણે જવાબ દિધો કે, "નસીબ અને હુનર એકમેક સાથે એવી રીતે જોડાયલા હોય છે કે, જેમ શરીર સારે જીવ જોડાયાથી જીંદગી મલે છે, યાતો મરદ ઓરતનો સંબંધ થવાથી ફરજંદ પેદા થાય છે, તેજ પ્રમાણે કોશેષ સાથે નસીબનું જોડાણ થવાથી પાદશાહી મલે છે. જ્યાં સુધી સારૂં નસીબ તેની રેહેનુમાઇ કરતું નથી ત્યાં સુધી કોશેષ વગર બુજોર્ગી પમાતી નથી. બીજું એકે જેહાન પોતે જેમ ઉંઘમાં સારો યા દુખ આપનારો સ્વપનો જોયલો ફકટ યાદ રહે છે તેમ સ્વપના માફક ઠગારી અને પવન સમાન છે." વળી પાદશાહે બીજો સ્વાલ પુછ્યો કે, દાનાઓમાં વખાણને લાયક કોણ?" તેણે જવાબ દિધો કે, "પોતાના ઇનસાફ અને નેકનામીથી પોતાની રેહેની કરણી મુજબના ફળ પામતો અને પોતાના નસીબને જોરે તખત દિપાવતો પાદશાહ." પુછ્યું કે, "સઘલા કમનસીબો કરતાં વધારે કમ નસીબ જેહાનમાં કોણ ગણાય?" જવાબ દિધો કે, "મુરાદ પાંમ્યા વગરનો અને બેહેસ્તથી બાટલ રહેલો પહરેજગારમાં ખપતો બુરો શખ્સ."

પાદશાહે પુછ્યું કે, "એવો બદબખ્ત કોણ કે જેની સાથે દોસ્તી રાખનારને પણ દુખ ભોગવવું પડે?" તેણે જવાબ દિધો કે, "બુરી કરણીથી દુખી થતો દાનાવ." પુછ્યું કે, "કેવા શખ્સને મારે પસંદ કરવો?" તેણે જવાબ દિધો કે, "જે ઘણો ધીરો હોય તેને." પુછ્યું કે, "એવો ધીરો કોણ કે જેનાથી આકલા શખ્સને દુખી થવું પડે?" જવાબ દિધો કે, "બદગોઈ કરનારની વાત સમજ્યાથી દૂર રેહેતો શખ્સ તથા શરમવાલો, ધીરજવંત ડાહાપણવાલો, અકકલમંદ અને લાયકીવાલો શખ્સ." પુછ્યું કે, "માણસો વચે ઉમેદવાર કોણ?" જવાબ દિધો કે, "જેના કાનો નશીયતની વાતો સમજવાને ખુલ્લા રેહેતા હોય તે." પુછ્યું કે, "ભલું બોલી બાતેનમાં બુરો રેહેનાર કોણ?" જવાબ દિધો કે, "ખાલી મગજનો પણ પુશકલ જાણતો હોવાનો દાવો કરનારો શખ્સ." પુછ્યું કે, "કયું શેહેર આબાદ ગણાય અને તેનાથી આપણને ફાયદો શું?" જવાબ દિધો કે, "શેહેરનું આબાદ બનવું ઈનસાફી પાદશાહની બરકતથીજ હોય છે." પુછ્યું કે, "મને કેહે કે ઘણો ચાલાક, ઘણો હુશીયાર અને ઘણો પસંદ પડતો જેહાનમાં કોણ ગણાય, કે જેની દાનાઇથી આપણી આબરૂ વધે?" જવાબ દિધો કે, "અજમાયશથી દાનાઈ પાંમેલો બુઢો શખ્સ."

કસરાએ પુછ્યું કે. "ખુશાલીને સબબે પીઠને તરી રાખી ફરનારો ખુશાલ શખ્સ કોણ?" તેણે જવાબ દિધો કે, "જે કોઈ જરખજાનાનો માલેક હોય અને તેના ઉપર નચિંત રેહેતો હોય તે." પુછ્યું કે, "તારીફ લાયક અને લોકપ્રીય કોણ?" જવાબ દિધો કે, "અદેખાઈ અને લોભ ઉપર કાબુ ધરાવી પોતાની હાજતો છુપાવનાર તથા કીનો અને એદખાઈ જાહેર થવા નહી દેનારો પુરૂષજ તારીફને લાયક ગણાય." સ્વાલ કીધોકે, "સબુરીનુ તાજ પેહેરી ફરનાર સંતોષી માણસ કોણ?" જવાબ દિધો કે, "પોતાના ગમગીન દિલને સુરજ જેવું પ્રકાશ્તુ બનાવી ફરતો નાઉમેદ થયલો શખ્સ. બીજો મોટું કામ હાથ ધરી તે પાર પડવાની ધીરજથી રાહા જોતો રહે તે" પુછ્યું કે, "દિલમાં ઘણો ગમ ધરાવ્યાથી પોતાના જીવથી કંટાલેલો શખ્સ કોણ?" જવાબ દિધો કે, "રાજ્યપદ ભોગવી પદભ્રસ્ત અને નાઉમેદ બનેલો પાદશાહ." સ્વાલ કીધો કે, "આપણી વચે દુખી દિલનો કોણ?" જવાબ દિધો કે, "અકકલ વગરનો શખ્સ તથા વારસ વગરનો તવંગર શખ્સ." પુછ્યું કે, "નુકસાન થવાથી દલગીર બની બેઠેલો શખ્સ કોણ?" જવાબ દિધો કે, "તે પવિત્ર દાનાવ કે જેને નસીબે તેનો પાદશાહ મુરખ હોય." પુછ્યું કે, "નેકનામી સાથે શક્તિવાન હોવા છતાં ઘણો નાઉમેદ રેહેનારો કોણ?"

જવાબ દિધો કે, " મોટા દરજજા ઉપરથી નિચે ગબડેલો કુલવંત શખ્સ." પુછ્યું કે, " ઓ દાનાવ અને રોશણ રવાનના શખ્સ! દયા અને બક્ષેશને પાત્ર, નામ દુબેલો શખ્સ કોણ ?" જવાબ દિધો કે, " ગુનાહોમાં દુબેલો શખ્સ તથા અમલ વગરનો ગુનેહગાર દરવીશ."

નોશીરવાને પુછ્યું કે, "મને સાચું કેહે કે, પોતાની કીધા કરણી માટે પશેમાન કોણ ?" જવાબ દિધો કે, "ધાસ્તીથી પશેમાન થતાં દિલનો, ફરજંદાનથી નાસીપાશ થતા જીવનો અને મરતી વખતે કાલી તીલી સાથે મરતો પાદશાહ; તથા બીજો પુશકલ બુરી કરણીથી આખરે નાસીપાશ થયલો શખ્સ." પુછ્યું કે, " ઓ હુનરમાં વિટલાયલા અકકલમંદ! શરીરને ફાયદો પોહોંચાડનારી તથા સઘલાના દિલને પ્યારી લાગતી ચિજ શું ?" જવાબ દિધો કે, "તનદરોસ્તી. કારણ તનદરોસ્તીથી ખુશાલી હોય છે અને કદાચ કોઇ વખતે દુખથી નાતવાની થાય ત્યારે તંનદરોસ્તી મેલવવાનીજ ઇચ્છા રહે છે." સ્વાલ કીધો કે, " ઓ નેકતખેના શખ્સ! કેહે કે ઇચ્છા સરસ કહી ગણાય ?" જવાબ દિધો કે, " સરફરાજી ભોગવવાની, તથા સંતોષી રેહેવાની અને સંતોષથી તનદરોસ્તી વધારવાની. માટે દિલની એ ઇચ્છા મેલવ્યા ઉપરાંત બીજું કાંઇ મેલવવા ચાહાવું નહી."

નૌશીરવાને પોતાના સલાહકારને પુછ્યું કે, " દિલને વધારે ચિંતા શાની હોય ?" તેણે જવાબ દિધો કે, "રાહા સોધનારા અકકલમંદો એ ચિંતાને ત્રણ રીતની ગણે છે. પહેલી નિરદોશોના દિલ ઉપર તુટી પડતા બુરા વખતની. બીજી મગજ. જીવ, લોહી અને ચામડી છીનવી લેનારા બેવિશ્વાશુ દોસ્તોના કામોની. અને ત્રીજી દીનદારોના કામની કદરશનાશી નહી કરનારા જુલમગાર પાદશાહની." પુછ્યું કે, " જમાનાની ગીરદેશ ભલી સાથી ગણાય, અકકલમંદ શખ્સથી કે શિક્ષકથી ?" જવાબ દિધો કે, " ઇનસાફી પાદશાહથી રોશણ બનેલી જેહાન કરતાં આસમાનનો બીજો કોઈ પણ હુનર ચઢતો ગણાય નહી." પુછ્યું કે, " એવી કહી દીનથી તથા સાચા તરીકાથી જુઠાઈ અને ઠગાઇનું ઘટવું થાય છે ?" તેણે જવાબ દિધો કે " ઓ પાદશાહ ! ખોદાની યાદ દૂર કરાવે નહી તેવીજ દીનને તું વલગેલો રેહેજે અને જુઠાઇ તથા દેવના તરીકાથી દૂર રહી પાક પરવરદેગારનો ડર રાખતો રેહેજે. કારણ કે પરવરદેગારનું ફરમાન બજાવ્યા ઉપર ધ્યાન આપનાર પોતાની દીનને વેચી દેતો નથી." પુછ્યું કે, " પાદશાહો વચે દીનદારોનું ફરમાન બજાવનાર કોણ તથા તેઓ વચે તખત ભોગવવાને લાયક હોય એવો ફતેહમંદ નસીબનો કોણ ?" તેણે જવાબ દિધો કે, " અકકલ, ઇનસાફ, શરમ અને હુનર ધરાવનારો દાદગર

પાદશાહ." પુછ્યું કે, "દોસ્તો વચે દિલસોજ દોસ્ત કોણ?" તેણે જવાબ દિધો કે, "દોસ્તો વચે ઇનસાફી જવાન વધારે સારો ગણાય જે બીજાનું ભલું કરવા તારું બુરું ઇચ્છતો નથી પણ સખ્તીને વખતે મદદગાર રહે છે." પુછ્યું કે, "કયા શખ્સના જાનફેશાની કરનારા ઘણા દોસ્તો હોય?" જવાબ દિધો કે, "દોસ્તો સાથે ખરાં દિલથી મલીને ચાલનાર શખ્સના તથા ઘણી નવાજેશ કરનારા તથા લોકોનું ઘણું ભલું કરનાર શખ્સના." પુછ્યું કે, "કયા શખ્સના ઘણી બુરાઇ કરે એવા ઘણા દુશમનો હોય?" જવાબ દિધો કે, "ઉંચ મનશનીના શખ્સોને ઘણા તાણા તપલા મારતો હોય તેના તથા કરડે અવાજે બોલનારના તથા જેના ગાલો કરચલી વલેલા અને હાથો મુઠી વળેલી રેહેતા હોય તેનાજ." પુછ્યું કે, "એવો કયો જાવેદાનનો દોસ્ત કે જેની જુદાઇથી દુખના આંસુ પાડવા પડે?" જવાબ દિધો કે, "દુખથી નહી ડરે, નહી બલે અને નહી તવાય એવો દિલશોજ શખ્સ." પુછ્યું કે, "કદિ નહી ઘટે એવી જાવેદાન રેહેતી ચિજ કહી?" જવાબ દિધો કે, "નેક કરણી, જે પોતાના ભલા સાથીથી જુદી પડવા માંગતી નથી."

કસરાએ પુછ્યું કે, "માણસના તાળક ઉપર તાજ માફક પ્રકાશ્તી રોશણ ચિજ કહી?" જવાબ દિધો કે, "સઘલી ખાહેશો ઉપર ફાવી નિકળનારા દાનાવનો જીવ" પુછ્યું કે, "ઓ દયાના સાહેબ! આસમાન કરતાં વધારે ઓહોલી ચિજ શું?" જવાબ દિધો કે, "પેહેલો સખી હાથનો પાદશાહ અને બીજું યજદાંનપ્રસ્તનું દિલ." પુછ્યું કે, "અકકલમંદના મગજને દિપાવનારી વધારે પ્રકાશીત ચિજ શું?" જવાબ દિધો કે, "ઓ પાદશાહ! બદકારોને પૈસાની નવાજેશ કરતા અટકવું તે. કારણ કે ઉપકાર ભુલે એવાઓ ઉપર દયા કરવી તે વગર ભુજાયલી ઈંટ પાણીમાં ફેંકયા બરોબર છે." પુછ્યું કે, "દુખ વચે એવી કહી ચિજ છે કે જેનાથી માણસોને મનથી ખજાનો અને લોભ ગુમ બનેલો ગણાય?" જવાબ દિધો કે, "ઓ પાદશાહ! હંમેશાં તારું દિલ ખીલતી વસંત જેવું રેહેજો. બુરા પાદશાહથી હલાકી ભોગવતો નોકર પોતાના જીવ, શરીર તેમજ ખજાનાથી કાયર થાય છે." પુછ્યું કે, "હદ ઉપરાંતની અજાયબી શું?" જવાબ દિધો કે, "ફરતું આસમાન એ મોટી અજાયબી છે. બીજો સત્તા અને હકુમતવાલો આસમાન સુધી પુગેલો તાજદાર પાદશાહ કે જેની હદ ઉપરાંતની બક્ષેશથી જમના હાથનું આપેલું ડાબો હાથ પણ જાણતો નથી. ત્રીજી ઉંચા આસમાનની ગીરદેશ કે જેમાં ખ્યાલ નહીં થાય એટલા અગણીત સેતારાઓ હોય છે. એજ આસમાન ભલાઓ ઉપર સખતી ગુજારે છે અને તેને ફાલે કમબખ્તી ઉતારે છે."

પાદશાહ નૌશીરવાને પુછ્યું કે, "ઘણી ભારી ચિજ શું ?" બુજરજમેહેરે જવાબ દિધો કે, "પાપનો પથર." પુછ્યું કે, "બોલવે અને કામ કરવે સોથી ચઢતો બદકાર કોણ કે જેના ઉપર શરમ અને તાણાજાનીજ સજાવાર ગણાય અને સૌ તેને બુરી કરણીનો કેહે ?" જવાબ દિધો કે, "માણસો ઉપર વગર વાંકે જુલમ ગુજારનાર જુલમગાર પાદશાહ. બીજો પેહેરવા, ખાવા, પીવા અને ઓઘવામાં પૈસાની કંજુસાઇ કરનાર તવંગર શખ્સ. તીજી બોલવા ચાલવામાં અંદાજા રાખ્યા વગરની બેશરમ ઓરતો. ચોઠો કમજોરોને પોતાની જોરાવરીથી દાબેલા રાખનાર તુંદ શખ્સ. પાંચમો ફજેત અને ખુવાર થયલો જુઠો ફકીર યા પાદશાહ." પુછ્યું કે, "જેહાનમાં એવી કહી જાહેર યા બાતેન નેક ચિજ છે કે જેને અકકલમંદ શખ્સો પોતાનું ઘરેણું બનાવે છે અને તે ઘરેણાથી પોતાના રવાનને પ્રકાસ્તું બનાવે છે ?" જવાબ દિધો કે, "દુન્યામાં તારીફ સિવાય બીજું કાંઇ નહી મેલવાય એવી દીનને માટેની કોશેષ અને યજદાન તરફની સેપાશ ગુજારી, કે જેમાં યજદાંન સનાશની દાનાઇ સમાયલી છે." પુછ્યું, કે "એક પાદશાહ યા માણસે કરવા કરતાં નહી કીઘેલું કામ કયું સરસ ? હોકમ કરવા અને પાસે રાખવા લાયક સરસ ચિજ કહી કે જે હોવાથી બીજાઓની ગરજ રહે નહી. ? હાથ ખાંચવા લાયક ચિજ કહી ? તેમજ હાથ ખાંચવા કરતાં હાથ લંબાવવા જોગ ચિજ કહી ?" બુજરજમેહેરે સંભાળથી જવાબ દિધો કે, "જો તું તારી આંખમાં નહી રાખવા ઘટતી ચિજ જોવા માંગતો હોય તો તે ગુસ્સો છે. બીજું જો તું બને તેમ બુરાઇથી દુર રેહેવા ચાહાતો હોય તો તે માટે રવાનની જાગૃતી સારી છે. ત્રીજું કીનો લેવાની ઉમેદને હંકારી કાઢવી એ રવાનને સુરજ માફક પ્રકાસ્તું બનાવ્યા બરોબર છે. ચોઠું ગુનાહના કામમાં મજાહ મેલવ્યા કરતાં તે મજાહને દૂર કરી ગુનાહથી દુર રેહેવું સારૂં છે."

હવે પાદશાહ અને બુજરજમેહેર માટેની એ બાબદનું સેવટ લાવતાં હું સુરજ અને ચંદ્રના માલેક પરવરદેગારના શુકરાના કરૂં છું.

## નોશીરવાનને માટે હીન્દના રાજાએ સેત્રંજનો[1] દાવ મોકલી આપ્યો તે વિષે.



એક મોબેદે એવું લખેલું છે કે, પાદશાહ નોશીરવાને એક દિવસે પોતાની દરબારને રૂમના રેશમી પરડાઓથી સંગરાવી અને સાંના હાથીદાંતના તખત ઉપર પોતાનું તાજ ટંગાવ્યું અને સઘલી બાજુએ લાકડાંનો અને હાથીદાંતનો સરસામન ગોઠવાવ્યો તથા તે મેહેલમાં સઘલે તખતો મુકાવ્યા પછી તે શાહ પોતાના તખત ઉપર આવી બેઠો. તેની તમામ દરબાર લશકરથી ભરાઇ ગઈ અને બલખ, બોખારા અને મુલકે મુલકથી આવેલા તમામ મોબેદો અને જાગીરદારો પણ તે દરબારવાલા મેહેલમાં ભેગા થયા. (એમ થવાનું કારણ એ કે) એ જેહાનના પાદશાહને પોતાના ચાલાક જાસુશોથી એવી ખબર મલી હતી કે, "હીન્દના રાજા તરફનો એક એલચી હાથીઓ, છત્ર અને સિંધી સ્વારો સાથે આવી લાગે છે જેની સાથે એક હજાર ઉંટો સામનથી લાદેલાં છે[2] અને તે એલચી પાદશાહની દરબાર તરફ માર્ગ કાપતો આવે છે."

એ ખબર સમજતાંજ તે ચાલાક પાદશાહે તુરતજ કેટલુંક લશકર તેને એસ્ટેકબાલ લેવા જવાને મોકલી આપ્યું. તે એલચી તરીકે આવેલા નામદાર બાહુરે એ બુજોર્ગ પાદશાહ આગળ આવી લાગતાંજ બુજોર્ગોના કાયદા મુજબ જેહાનના પેદા કરનારની કેટલીક સેતાયશ સાથે તેની તારીફ ગાઈ. પછી તેણે પાદશાહ ઉપરથી પુશકલ જવેહરાતનો નેશાર કીધો અને તેની આગળ છત્રી હાથીઓ અને કાનના લુલક સાથનો હદીઓ રજુ કીધો જેમાં પુશકલ જવેહરાતથી જડેલી હીન્દી કારીગરીની સુનાની છત્રી હતી. દરબાને દરબારના બારણા ખુલ્લાં મુકતાંજ તેઓએ એ સઘળું પાદશાહ આગળ લાવી હાજર કીધું. એ અસબાબમાં પુશકલ સુનુ, રૂપુ, કસ્તુરી, અમબર, સુકું અગર, યાકુતો, પોલાદી ચિજો, જવેહરાત જડેલા હાથાની હીન્દી તલવારો અને કનોજ

---

૧ પેહેલવીમાં લખાયલી "માદીગાંને ચતરંગ" નામની બાબદ ઉપરથી ફીરદોસીએ એ બાબ લખેલો હોય એમ માલમ પડે છે.

૨ માદીગાંન ચતરંગમાં એ હદીઆ તરીકે સુના, રૂપાં અને જવેહરાતથી લાદેલાં બારસો ઉંટો તથા કીંમતી કાપડોથી લાદેલાં નેવું હાથીઓ જણાવ્યા છે.

તથા માય શેહેરના કારીગરોના હાથની બનાવતની કેટલીક ચિજો હતી. એ સઘળી ચિજો પાદશાહના તખત આગળ લાવી મુકતાંજ તે નેકબખ્ત પાદશાહે તે સઘલી ચિજોની તપાસ લિધી. તેમાં જે ચિજો મેહેનત અને કારીગરીથી બનાવેલી હતી તેને ખજાના ખાતે મોકલી આપી.

પછી તે એલચીએ હીન્દી રાજા[1] તરફનું નૌશીરવાન જોગું રેસમી કપડાં ઉપર લખાયલું નામું હાજર કીધું તથા ઘણીજ કારીગરીથી બનાવેલું એક સેત્રંજનું પાટયું અને સેત્રંજના મોહરાં કે જે ઉપર તેણે પુશકલ ખજાનો વેરી મુકયો હતો તે લાવી મુકયું.[2] હીન્દના રાજાએ એ નામામાં એવો પેગામ લખ્યો હતો કે, "તું જમાનો રેહે ત્યાં સુધી જાવેદાન જીવજે. આ સેત્રંજની બાજી જે દાનાવે દાનાઇ મેલવવા પાછલ પુશકલ મેહેનત વેઠી હોય તેની આગળ મુકી એ સુંદર રમત તેની વિચાર શકિત મુજબ રમી આપવા ફરમાવજે. આમાંનાં દરેક મોહરાં શું નામ ધરાવે છે, તેમની ચાળ કેવી છે અને તેઓ કયાં ઘેરમાંથી ચાલે છે એ સઘલું તું સોધી કઢાવજે. તેમજ તેમાં પ્યાદું કયું, હાથી કયો, ઉંટ કયું, ઘોડો કયો, વજીર કયો અને પાદશાહ કયો છે તે પણ ઓલખાવજે. જો તેઓ આ સુંદર રમત રમી જાણશે તો તેઓની દાનાઈ વધારે છે એમ માલમ પડી આવશે અને તેથી હર સાલ તું જે સાલ્યાનું અને ચોઠાઈ માંગશે તે હું તારી દરબારમાં ખુબી સાથે મોકલતો રહીશ. પણ જો તારી ધરાની પ્રજાના નામદારો આ દાનાઇભરી રમત રમવામાં હાર પાંમશે તો હું એમજ સમજીશ કે, હમારા દાનાવો સામે ટકર જીતવાની તેઓમાં શકિત નથી અને તેથી તુંને મારા મુલકમાંથી એ ચોઠાઇ અને સાલ્યાનું મેલવવાનો હક રેહેશે નહી પણ સામી હમો તારી પાસેથી ખંડણી માગતા થઇશું. કારણ કે આવી નામીચી ચિજો કરતાં દાનાવોની દાનાઈ ઉત્તમ ગણાય છે."

આવી ચિજ જોતાંજ તે કસરાને ઘણીજ પસંદ પડી અને તેથી તેણે તેની તપાસ લિધી. તેણે તે કેહેનારની વાત ઉપર કાન દેઇને ધ્યાન આપ્યું અને ધ્યાનથી એ સઘલી વાત સમજી લિધી. પછી એ સેત્રંજની બાજી પાદશાહની ઘણી નજદિક લાવી મુકવામાં આવી અને તેણે ઘણો વખત સુધી તેમાના મોહરાંની તપાસ કીધી. એ તખ્તા ઉપર હાથીદાંતનું એક રંગીલ

---

૧ એ હીન્દી રાજાનું નામ એજ કેટાબમાં "દેવસારમ" જણાવ્યું છે.

૨ એજ કેટાબમાં જણાવ્યા મુજબ એ મોહરાંમાના સોલ નકર હીરામાથી કાઢરેલા હતાં અને બીજાં સોલ નકર માણેકના બનાવેલાં હતાં તેથી તેની કીંમત ભારી હોવી જોઈએ.

મોહર પણ હતું જ્યારે બીજાં સાદાં હતાં. આથી તે ભાગ્યવંત ચાલાક પાદશાહે એ એલચીને મોહરાંઓની બનાવત તથા તખ્તા વિષેના કેટલાક સ્વાલો પુછ્યા. એલચીએ જવાબ દિધો કે, " ઓ પાદશાહ! એમાં તો સઘલી લડાઇનીજ યુક્તિ વાપડવાની છે તેથી એ ઉપરતો ઘણોજ વિચાર ચલાવવાનો છે અને સઘલી લડાઇની યુક્તિઓજ અજમાવાની છે.[1] એ બાજી કેમ રમવી તે જ્યારે તું જાણુવા પાંમશે ત્યારે તુંને એ લડાઈની રમતથી મોજ પણ મલશે."[2]

પછી પાદશાહે તે એલચીને કહયું કે, "હું એ માટે એક અઠવાડયાંની[3] મુદત માંગી લેવું છું તેટલામાંતો હું તેની અજમાયશ કરી રોશન રવાનનો બની શકીશ." પછી તેણે તે એલચી માટે એક ખુશનુમાં મેહેલ તેયાર કરાવ્યો અને તેને તેમાં ઉતારો આપ્યો. પછી પાદશાહની રાહનુમાઇ કરનારા બધે મોબેદો એ બાજી અજમાવવાને તેની આગળ હાજર થવા લાગ્યા જ્યારે તે હીન્દી એલચી પોતાના ઉતારાના મકાનમાં જઇને નચિંત બેઠો અને તેટલો વખત ત્યાં આસાયશ ભોગવી.[1] પાદશાહ એ બાજી અજમાવવાને જેઓને બોલાવતો તેઓ એ સેત્રંજ ઉપર વાદવિવાદ ચલાવતા.[1] આખરે તેને બુજરજમેહેરને ત્યાં હાજર કરવાનો તોર સુજ્યો.[1] એ મોબેદોએ સેત્રંજનો તખ્તો પોતાની આગળ મુકી બાજી અજમાવવાની પુશકલ તજવીજો કીધી અને તરેહવાર રીતો અજમાવી જોઈ તથા તેને માટે એકમેક સાથે વાદવિવાદો કીધા. એક જે બોલતો અને સ્વાલો ઉપજાવતો તે બીજા સમજતા. પણ એ બાજી કેમ રમવી તે કોઇને પણ સુજ્યું નહી. આથી તેઓ કંટાલેલે ચેહેરે પાદશાહ આગળ પાછા ફર્યા. પણ તેવામાં પાદશાહ આગળ બુજરજમેહેર આવી લાગ્યો. તેની આગળતો એ સેત્રંજની વાત તુચ્છ જણાઇ અને એ બાજી અજમાવી જોતાંજ તેને તેની ચલણ પણ ધ્યાનમાં ઉતરી ગઈ. તેથી તેણે કસરાને કહયું કે, "ઓ હોકમ ફરમાવનારા જેહાનના ચાલાક પાદશાહ! હું એ સુંદર રમત રમી શકીશ અને તેમ કરવામાં મારી અકક્લ વાપડી શકીશ." પાદશાહે તેને જવાબ દિધો કે, "તું રોશણ રવાનનો અને તનદરોસ્ત રેહેજે. મને તારૂંજ એ વાતમાં કામ પડયું હતું. નહી તો કે કનોજનો રાજા

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

૨ માહીઆંને ચતરંગમાં એ રમતનો બનાવનાર "તખ્તરીતુસ" નામના એક વિધ્વાનને જણાવ્યો છે જે પોતે એ એલચીખાતું લેઈ નોશીરવાન આગળ હાજર થયો હતો.

૩ એ મુદત એજ કેટાબમાં ત્રણ દાહાડાની માંગેલી જણાવી છે.

હવે એમજ બોલતે કે, 'નૌશીરવાન પાસે કોઇ પણ અકકલમંદ રહયો નથી.' જે હાર આપણા મોબેદો માટે દરબારે દરબાર અને અકકલમંદો વચે ઘણીજ કંગાલ ગણાતે."

પછી બુજરજમેહેર પોતે તે સેત્રંજ લેઇને બાજી અજમાવતો વિચારવંત બેઠો. તેણે જમના અને દાવા હાથ ઉપરની બાજી તપાસી અને દરેક મોહરાંની જગ્યા કહી તે સોધી કાઢી. એ બાજી પાછલ તેણે એક દાહાડો અને રાત ગુજારી અને પછી ઇરાનના પાદશાહના મેહેલમાં જડપથી આવી તેને કેહેવા લાગ્યો કે, "ઓ ફતેહમંદ નસીબના પાદશાહ! મેં આ તખતા ઉપરના મોહરાંની બાજી કેમ ખેલવી તે માટેની સારી રીતે સોધ કીધી છે. તું જેહાનના માલેકના બુલંદ નસીબે એ બાજી ખુબી સાથે કેમ ખેલવી તે હું પાંમી ગયો છું અને એ ભરમ સોધવા પાંમ્યો છું. એ મોકલનારની ઉપર પુશકલ આફ્રીન હોજો.[૧] હવે એ રમત કેમ રમવી તે તું શેહેનશાહે પેહેલું જોઇ લેવું ઘટે છે. તું કેહેશે કે જાણે તે ખરેખર એક લડાઇનુજ મેદાન છે. હવે તું પેલા રાજાના એલચીને તથા જેઓ આપણી પરીક્ષા કરવા માગે છે તેઓને અત્રે બોલાવ."

તેના એમ બોલ્યાથી પાદશાહ ઘણો ખુશ થયો અને તેને નેક પગલાંનો અને નસીબવંત તરીકે ગણ્યો. પછી તેણે મોબેદો, સરદારો અને અકકલમંદોને તથા તે રાજાના એલચીને પણ ત્યાં બોલાવી મંગાવ્યો અને તે એલચીને પોતાના નામદારીભર્યાં તખત આગળ બેસાડયો. ત્યારબાદ દાનાવ બુજરજમેહેરે તેને સ્વાલ કીધો કે, "ઓ ખોરશેદ જેવા ચેહેરાના દાનાવ મોબેદ! હમેશાં તારી સાથે અકકલ જોડાયલી રેહેજો. તુંને આ મોહરાં વિષે તારા પાદશાહે શું કહી મોકલ્યો છે?" તેણે જવાબ દિધો કે, "હું મારા મુબારકતાલેના રાજા આગળથી છુટો પડયો ત્યારે તેણે મને એવું કહયું હતું કે, આ હાથીદાંતના મોહરાં તેમજ આ તખતો તું તાજદાર નૌશીરવાન આગળ લેઇ જઇ તેને કેહે કે, તું એક અંજુમન એકઠી કરી ત્યાં એ સઘલું કોઇ અકકલમંદ મોબેદો આગળ મુકાવજે. જો ત્યાં કોઇ પણ એ સુંદર તથા દિલપસંદ બાજી રમી આપશે તોજ હું હવે પછી આ સઘલો માલ ખજાનો તેમજ ચોકાઈ મારી શકિત મુજબ તારા ઉપર મોકલતો રહીશ. પાદશાહ જે બુલંદી પાંમે છે તે કાંઇ ખજાનો, લશકર અને તાજ તખતથી નહી પણ અકકલથી પાંમે છે અને પ્યાર મેલવે છે. તેથી જો તું અને તારા મોબેદો અકકલવાલા અને રોશણ રવાનના નહી હશે અને કોઇ આ રમત રમી શકશે નહી તો પછી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

હમારી પાસે સલામી, ચોકાઇ અને ખજાનો મેલવવાનો તારો હક પણ રેહેશે નહી અને તારા દાનાઇભર્યાં જીવને તે માટે અફસોસ કરવો પડશે. માટે જો તમો હમારા દિલ અને અકકલની બારીકી તપાસવા પાંમો તો તમોએ હમારી ઉપર હમો મોકલ્યે છીએ તેના કરતાં વધારે માલખજાનો મોકલતો કરવો."

પછી તે ફતેહમંદ નસીબના પાદશાહના તખત આગળ સેત્રંજનુ પાટયું હાજર કરી ગોઠવવામાં આવ્યું અને ત્યારબાદ તે પાદશાહે પોતાના મોબેદો અને દાનાવોને કહયું કે, "એ પાક દિલના નામદારો અને અકકલમંદો! તમો આ એલચીના કેહેવા ઉપર ધ્યાન આપજો." ત્યારબાદ દાનાવ બુજરજમેહેરે તે સેત્રંજને લડાઇના મેદાન માફક ગોઠવ્યું અને તેમાના પાદશાહની જગ્યા બરોબર વચમાં કીધી અને તેના જમના તથા ડાહાવા હાથ ઉપર તેનું લશકર સફ-સમારીને ઉભું રાખ્યું તથા પાયદલ લશકર (પ્યાંદાંઓ) ને લડવા માટે હરોલમાં રાખ્યાં. પાદશાહનો હુશીયાર વજીર એ લડાઇના મેદાનમાં તેની બાજુએ રહી તેને સલાહ આપતો હોય તેમ ઉભો રાખ્યો. તેની બરોબર પડોશમાં બંધે જમના તેમજ ડાબા હાથ ઉપર લડાયક ઘોડાને રાખ્યો. બે નાકે લડાયક હાથીઓ જેઓ લડાઇ દરમીયાન સઘલી સંભાળ કરનારા ગણાતા હતા તેઓને રાખ્યા. એ રીતે જ્યારે બુજરજમેહેરે એ લશકર તૈયાર કરી કુચ કરાવી ત્યારે તે જોઇ ત્યાં ભેગી મલેલી તમામ મીજલસ અજબ થઈ.

હીન્દુસ્તાનનો એલચી એ જોઇ ઘણોજ દલગીર થયો તેમ તે ચાલાક નસીબનો શખ્સ ઘણો અચરત પણ થયો. એ જાદુગર જેવા બુજરજમેહેરની અકકલ માટે તેને ઘણી અજાયબી લાગી અને તેનું દિલ વિચારમાં ગરકાવ થયું. તે મન સાથે બોલ્યો કે, "એ શખ્સે સેત્રંજનો તખતો કદિપણ જોયલો નહી અને દાનાવ હીન્દુઓથી તે માટે સમજેલું પણ નહી તેને એ માટેના વિચાર આવ્યાજ કયાંથી હશે? એ બુજરજમેહેરની બરોબરીએ જેહાનમાં કોઇ પુગવાનું નથી."૧

કસરા પણ બુજરજમેહેર ઉપર એટલો તો ખુશ થયો કે, તું કહેશે કે, તેના તરફ જાણે સારાં નસીબેજ મોહું ફેરવ્યું. પછી કસરાએ પાદશાહી જવેહરાતો જડેલી એક જામ, દસ હજાર દીનારોથી ભરેલી એક ઠેલી અને એક

૧ માહીગાંને ચતરંગમાં જણાવ્યા મુજબ બુજરજમેહેર હીન્દી રાજાના એલચી સાથે સેત્રંજની બાર બાજી રમ્યો હતો અને તે એલચી ઉપર બારે બાજીમાં જીટ મેલવી હતી.

જીન સાથનો ઘોડો ત્યાં હાજર કરવા ફરમાવ્યો અને બુજરજમેહેરની પુશકલ તારીફ કરી તે સઘલું તેને ભેટ આપ્યું અને દુવા દિધી કે, "તારૂં ઘર આબાદ રેહેજો અને આ જમાનામાં તું ખુબી અને ખુશાલી સાથે જીવવું કરજે.[1] આ જમાનો તારી ઇચ્છા મુજબ ચાલવું કરજો અને તારી જગ્યા હમેશાં ભરેલી રેહેજો."[1]

## બુજરજમેહેરે નર્દ નામની એક બાજી ઉપજાવી અને નોશીરવાને તે હીન્દના રાજા ઉપર એક નામું લખી તે ઉકલાવવા માટે મોકલી આપી તે વિષે.

પછી દાનાવ બુજરજમેહેર ત્યાંથી નચિંત જીવે પાછો ફર્યો અને તે સેત્રંજનો તખતો પોતાની સામે મુકી પાછો તે કામ ઉપર ચકચુર બન્યો. તેણે તે તખતાના કાલાં કીધેલાં ઘરો ઉપર નજર પુગાડી અને તે ઉપર બારીક વિચાર ચલાવવા માંડયો. તેણે એ હીન્દી સેત્રંજની રમત ઉપર વિચાર ચલાવી પોતાંના જીવને વધારે મેહેનતમાં મુકયો અને પોતાના રોશણ દિલ સાથે અકકલનું જોડાણ રાખી સેત્રંજના જેવીજ ચલણવાલી એક બીજી લડાઈની રમત સોધી કાઢી અને તે ઉપર સામાસામી લડાઈની તૈયારીઓ કીધી. તેણે તે સેત્રંજ ઉપરના આંઠ આંઠ ખાંચામાં બે લશકરોને વેહેંચી નાખ્યા અને જાણે શેહેર જીટવા લડાઇ કરે તેમ તેઓ પાસે લડાઇ કરાવી. તેઓ એ સેત્રંજની કાલીજ જમીન વાપડતા અને ચારે બાજુએ તેમની છાવણી કીધી. તેમની વચે બે મોટી પડવીના પાદશાહોને રાખ્યા જે બંનેની ચલણ સાથે ચાલવામાં આવતી પણ તેઓ એકમેકને નુકસાન પુગાડી શકતા નહી. તેઓનું લશકર દૂર રહીને તેમના હોકમથી ઘણું ચીવટપણે લડતું. જ્યારે તે પાદશાહોમાંનો એક છુટો પડી જતો ત્યારે તેને બે સીપાઇઓ પકડી શકતા અને તે બંનેથી તે એખલા પડી ગયલાને હાર પુગેલી ગણાતી. એ સીપાઇઓ ચોબાજુએ જઈ શકતા અને તેમની વચે તેઓના બંને પાદશાહો પણ દમામથી ફરતા રેહેતા હતા. તેઓ એકમેક ઉપર ફતેહ મેલવવા ચાહાતા અને એ લડાઇ ઘડીકમાં પાહાડ ઉપર તો ઘડીકમાં મેદાનમાં ચાલી રેહેતી. એ પ્રમાણે બંને લશકરો સામતાં મલી એકમેકની હાર લાવતાં ત્યાંસુધી એ રમત ચાલુ રેહેતી. બુજરજમેહેરે

---

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

એ મુજબ જણાવ્યા પ્રમાણેની નર્દ નામની[1] એક બાજી તૈયાર કીધી અને પછી તે પાદશાહ આગળ લાવી તેને ધીરજથી સમજાવી. તેમાંના હિંદ મનશનીના પાદશાહોની ચલણની તથા તેમને તેમાં મલતી હાર જીટની, તેમનાં ચાલતા હોકમોની અને લશકર વચે થતી લડાઇની એ બાજી રમીને તે પાદશાહને

---

૧ આ બાજીને માદીગાંને ચતરંગમાં શેહેનશાહ અરદેશીરના નામ ઉપરથી 'વીને અરદેશીર' નામની જણાવી છે. એ વીને અરદેરશીરની બાજીનું બ્યાન ફીરદોસીએ માદીગાને ચતરંગ મુજબ કીધું નથી તેનું કારણ એ જે બુજરજમેહેરે એ બાજીમાં સઘલા જરથોસ્તી ધર્મને લગતા મુકાબલાઓ આપેલા હોવાથી તે તેના મુસલમાન વાંચનારાઓને પસંદ નહી પડશે એવા હેતુથી એ બાજીને ઉલટાવી નાખી હોય. મજકુર કેટાબમાં બુજરજમેહેર એ બાજીની સમજ પાદશાહ નોશીરવાનને આપતાં કહે છે કે, "આ ચાલુ હજારાના પાદશાહોમાં અરદેશીર ઘણો ઉદયોગી અને દાનેશમંદ પાદશાહ હતો માટે આ વીને અરદેશીર નામની રમત પાદશાહ અરદેશીરના નામથી ઉભી કીધી છે. આ વીને અરદેશીરને માટેનો તખતો ગોયા આસંપદારમદ જમીન તરીકે બનાવ્યો છે. તેમાંના ત્રીસ મોહરાં મહીનાના ત્રીસ દિવસ અને રાતની જગ્યાએ કીધાં છે. એમા પંદર મોહરાં સફેદ બનાવી તેને દાહાડાની મીસાલ આપી છે તથા પંદરને કાલાં બનાવી તેને રાતની મીસાલ આપી છે. તેમાં ફરતાં દરેક મોહરાંની ચાલ આસમાનના ગ્રહોની ચાલને મલતી છે. એ ફરતાં મોહરાંમાંનાં એકને દરેક નેકીના બનાવનારા એક ખોદાના નામની મીસાલ આપી છે. બે મોહરાંને આ અને પેલી મીનોઈ જેહાનની મીસાલ આપી છે. ત્રણ મોહરાંને હુમત, હુખત અને હુવરશ્તને લગતા વિચાર, વચણ અને કામની મીસાલ આપી છે. ચાર મોહરાંને આદમી જે ચાર અનાસરોનું બન્યું છે તેની તથા પુર્વ, પશ્ચિમ, ઉતર અને દક્ષીન એ દુન્યાની ચાર દસાઓની મીસાલ આપી છે. પાંચ મોહરાંઓને ઉજાશવાલી પાંચ ચિજો સુરજ, ચંદ્ર, તારા, આતશ અને આસમાનની મીસાલ આપી છે. છ મોહરાંઓને વર્ષના છ ગાહામબારમાં દુન્યાની પેદાયસો પેદા કીધી તેની મીસાલ આપી છે. એ વીને અરદેશીરના તખતા ઉપર જેમ હોરમજદ ખોદાએ આ દુન્યાની પેદાયશોને પેદા કીધી તે માફકની મોહરાંઓની ગોઠવણ કીધી છે. દરેક મોહરાંની ચાલ તેમજ તેની આવણ જાવણ આ દુન્યામાં જેમ આદમીઓનો આત્મા ગેબી (સ્પેનામીનો તથા અંગ્રેમીનો) શકિતઓ તરફનો સંબંધ દેખાડે છે અને જેમ સાત ગ્રહો બાર રાશીમાં સીધી અને વકેલી ચાલે ચાલી એક બીજાને માત કરે છે તથા એક બીજા ઉપર ફાવે છે તથા જેમ આ દુન્યામાં આદમીઓ એક બીજાને મારે છે અને એક બીજાઓ ઉપર ફાવે છે તેની મીસાલ આપેલી છે. વલી આ રમતની ચાલો ચાલતાં સઘલાં મોહરાંઓ ઉચકાઈ જાય છે તેને આ દુન્યામાંથી સઘલાં આદમીઓ ગુજરી જશે તેની મીસાલ આપી છે. જે રમત ફરીને માંડયામાં આવે છે તેને સઘલાં આદમીઓને રસ્તાખેજ વખતે પાછાં જીવતાં કરશે તેની મીશાલ આપી છે."

સમજ આપી. પાદશાહ નૌશીરવાનનું દિલ તેવી રમત જોઇ ઘણું અચરત બન્યું અને તેથી તેણે પણ એ રમતનો વિચાર ચલાવવા ઉપર પોતાનું મગજ રોકયું.

પછી પાદશાહ બોલ્યો કે, "ઓ રોશણ રવાનના શખ્સ! તું તારી જીંદગી સાથે હમેશાં તાજો રહેજે." પછી તેણે પોતાના સારવાનને બે હજાર ઉંટો તૈયાર કરી દરબાર આગળ લાવવા ફરમાવ્યાં અને તે ઉંટો ઉપર શાહાનશાહી ખજાનામાંથી એકઠી કીધેલી રૂમ, ચીન, હટીયાલ અને ઇરાન જમીનની પેદાયશો લાદી એક શેહેનશાહને લાયકનો કાફલો તૈયાર કરાવ્યો. ઉંટો ઉપર એ માલ લદાઈ રેહેતાંજ તે શાહનશાહનું દિલ પરવાર્યું અને ત્યારબાદ તેણે હીન્દી રાજાના એલચીને પોતાની આગળ બોલાવી તેની સાથે કેટલીક દાનાઇભરી વાતો કીધી. પછી તેણે તે રાજા ઉપર રામશણી, હુશીયારી અને વિચારથી ભરપુર એક નામું લખાવ્યું જેની સરૂવાત તેના ઉપર બુજોર્ગોની જોડેલી દુવાથી કીધી અને તેને માટે યજદાંનની પનાહા ચાહી દેવોનો નાસ ઇચ્છયો. પછી તેણે લખાવ્યું કે, "ઓ કનોજના દરીઆથી તે સિંધના મુલક સુધીના હીન્દી રાજા! તારો અકકલભર્યો એલચી તેં મોકલેલા હાથીઓ અને છત્ર સાથે મને આવી મળયો છે. વળી મને તારી મોકલી આપેલી ચોઠાઈ અને સેત્રંજની બાજી પણ મલી છે. મેં તારૂં નામું વાંચ્યા પછી તેમાં તારા ફરમાવ્યા મુજબ કરી દેખાડયું છે. હવે મારો એક દાનાવ મોબેદ આ ( નામાં ) સાથે તું કનોજના મોટા રાજા હજુર આવે છે જેની સાથે બે હજાર ઉંટો પણ સામનથી લાદેલાં છે જે સઘલો યાદ રહી જાય એવો ખંડણી તરીકેનો સામન છે. હવે હમો તારી હજુરમાં આ સેત્રંજના જેવીજ નર્દની રમત રજુ કર્યે છીએ જે રમત હવે તારે રમી આપવી પડશે. તારા પણ પાકીજેહ વિચારના પુશકલ બ્રાહમણો છે જેઓ એ બાજી દાનાઇથી ઉકલાવી શકશે. જો એમાં અકકલ તમારી રાહનુમાઇ કરે અને તમો એ બાજી દાનાઇથી ઉકલાવી શકો[1] તો આ મારા એલચીએ જે સઘલી ચિજો અત્રે સુધી ઉઠાવી લાવવાની મેહેનત લિધી છે તે સઘલી ચિજો તું હીન્દના રાજાએ બેલાશક પોતાના ખજાના ખાતે મોકલવી. પણ જો તમારા રાહનુમાઓએ મેહેનત લેવા છતાં તેમની અકકલથી એ બાજી ઉકલાવી શકાતી નહી હોય તો જેટલાં ઉંટો લાદી મોકલ્યાં છે તેટલીજ સંખ્યાના ઉંટો તારે તારા કરાર મુજબ કનોજના માલથી લાદી મોકળવાં. આ રીતનો હમારો કરાર અને બંદોબસ્ત છે."

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

બીજે દિવસે પ્રકાસ્તો સુરજ આસમાન ઉપર ઉંચે ચઢતાંજ બુજરજમેહેર એ સઘલા અસબાબ, પાદશાહી નામું અને નર્દની રમતના તખતા સાથે પોતાનું મગજ એ લડાયક રમતથી ઉસકેરાયલું રાખીને પાદશાહ નોશીરવાનની દરબારમાંથી બાહાર પડયો. બુજરજમેહેર ઈરાનથી તે રાજાની રાજધાનીમાં આવી લાગતાંજ તેનો એક બ્રાહમણ ખુશાલીથી તેની રાહાનુમાઇ કરવાને તેને એસ્તેકબાલ લેવાને આવ્યો. બુજરજમેહેરે તેના તખત આગળ આવી લાગતાંજ અને રાજાને તાજ પેહેરીને ત્યાં બેઠેલો જોતાંજ તેની પેહેલવી ભાષામાં પુશકલ તારીફ કીધી અને પછી તે પાદશાહી નામું તેને સ્વાધીન કીધું તથા પોતાના શેહેનશાહનો પેગામ તેને કહી સમજાવ્યો, જેથી તે હીન્દી રાજાનો ચેહેરો ફુલ માફક ખીલી રહયો. પછી તેણે તેની આગળ સેત્રંજની, સલામી માટેની તથા તેણે માર્ગમાં વેઠેલી મુશકેલીઓની વાતો કીધી. વળી તેણે તે મોહરાંની બાજી કેમ ઉકલાવી અને તેના પાદશાહ તથા સલાહકારોનો હાલે વિચાર શું છે તે પણ તેને કહી સમજાવ્યું. ત્યારબાદ એજ સેત્રંજની બાજી ઉપરથી તેનેજ મલતી નર્દની બાજી એ દાનાવે કેમ ઉપજાવી તે પણ તેને કહી સમજાવ્યું. પછી તેણે તેને તે નામું વાંચવા અને તેમાં કીધેલી શરતોથી ફર્યા વગર તે બજા લાવવાની અરજ કીધી.

તેની એ વાતો તેમજ સેત્રંજ અને નર્દની બાજીની વાતો સમજી એ રાજાનો ચેહેરો ઉતરી ગયો. પછી એક નામદારીભર્યા સરદારે જઇ તે એલચી માટે એક ઉતારાની જગ્યા તરીકે એક સોભતો મેહેલ તૈયાર કરાવ્યો અને ત્યાં તેને માટે દારૂ સાથે વાજીંત્ર અને ગવૈયાઓને હાજર કીધા. પછી તે રાજાએ તેની પાસેથી એક અઠવાડયાની મુદત માંગી લિધી અને તેટલામાં જો તેની દાનાઇ ચઢતી નિવડે તો ત્યાંથી પાછું જવા ફરમાવ્યું. ત્યારબાદ તે રાજાએ પોતાના રાજ્યના બુઢાઓમાંથી લાયક શખ્સોની સભા મેળવી તેઓ વચે તે નર્દની બાજી મુકી. એ નર્દની બાજી ઉકલાવી તેમાંથી નામદારી અને જીટ પાંમવા ઉપર તમામ ડાહાપણવાલા જવાન અને બુઢા શખ્સો એક અઠવાડયું સુધી રોકાયા. આંઠમે દાહાડે તે દાનાવોએ પોતાના રાજાને કહયું કે, "હમો તો એ રમતનું કાંઈ ધડ કે પુછડું કાંઇ પારખી શકતા નથી. હમોએ હમારા જીવ સાથે અકકલનીજ દોસ્તી સાંધી એ મોહરાંની બાજી ઉકલાવવાની તજવીજ કરી જોઇ (પણ કાંઈ વલ્યું નથી). આથી તે રાજાનું દિલ એ દાનાવોથી દલગીર બન્યું અને તેથી તેનો જીવ ગમગીન અને ચેહેરો ગુસ્સાભર્યો બન્યો. નવમે દાહાડે બુજરજમેહેર ઉલટભર્યા ચેહેરા સાથે ત્યાં જવાબ લેવાને આવી લાગ્યો અને તે રાજાને કહયું કે, "મારા પાદશાહે મને અત્રે વધુ ઠોબવા ફર-

આવ્યું નથી માટે તે મારા ઉપર ગુસ્સે બને એમ થવું જોઈતું નથી." પણ તે રાજાના સઘલા દાનાવો અને બુજોર્ગો પોતાની કમ સમજ માટે ખસીયાના પડી એક બાજુએજ ઉભા રહયા.

જ્યારે બુજરજમેહેરે તેઓનું કેહેવું સમજ્યું ત્યારે તે પોતે ત્યાં બેઠો અને સઘલા મોબેદોએ તેની સામે નર્દની રમતનો તખ્તો હસતે ચેહેરે લાવીને ખુલ્લો કીધો. ત્યારબાદ બુજરજમેહેરે તે ઉપરના મોહોરાંઓની ચાલ તેમને અજમાવી દેખાડી અને તેમાં રમતનો સરદાર કોણ, લડાયક સીપાઈઓ ક્યા, પાદશાહનું ચલણ કેવું અને એ લડાઈ કેમ રમાય તે સઘલું તેઓને દેખાડયું. આથી તે રાજા અને તેના દાનાવો તે જોઇ અજબ બન્યા તેમજ તેની તમામ રૈયત પણ તેને માટે અચરત બની. આથી તમામ સરદારોએ તેની તારીફ કીધી અને તેને "પાક દીનનો મોબેદ" એવો એલકાબ આપ્યો. પછી તે રાજાએ તેને ઘણીક દાનાઈની વાતો પુછી જેના તેણે સઘલા મનપતીજ જવાબો દિધા. તેથી તમામ દાનાવો, ભણેલાઓ અને અકકલમંદોએ આફ્રીન પોકારી અને બોલ્યા કે, "સેત્રંજ અને નર્દનીજ બાજીઓમાં નહી પણ સઘલી દાનાઇમાં પુરો એજ શખ્સ છે."

ત્યારબાદ કનોજની બનાવટોથી લાઢેલાં બે હજાર ઉંટો તુરતજ ત્યાં હાજર કરવામાં આવ્યાં જેમાં અગર, અંબર, કપુર, સુનું જવેહરાત, મોતીની ભરત અને રૂપેરી વણતનું કપડું એ સઘલું હતું. તે સઘલું એક વર્ષની અંગ ઉપર સલામી સાથે તેને માટે તૈયાર કરી શેહેનશાહ નોશીરવાનની દરબારમાં મોકલી આપ્યું. પછી તે રાજાએ પોતાના ખજાનામાંથી એક તાજ અને સરપાવનો પોશાક મંગાવી તે બુજરજમેહેરને ઘણીજ તારીફ સાથે ભેટ આપ્યો. તથા તેના સાથીઓ ઉપર પણ ઘણીએક ચિજોની નવાજેશ કીધી. એ રીતે બુજરજમેહેર પોતાના માથાંને આસમાન સાથ લગાડી કનોજથી પાછો ફર્યો. હદીયાને લગતી એ તમામ ચિજો તથા સલામીથી ભરેલાં બે હજાર ઉંટો તેના હવાલામાં સોંપવામાં આવ્યાં. તેથી તેની સાથે એક એવી વંજાર બની કે જેવી આગળ કોઇએ પણ જોઇ હતી નહી અને તેમાં લાઢેલો એટલો બધો સામન પણ હશે નહી. એ રીતે તે રેસમી કટકા ઉપર હીન્દી ખતે લખાયલું હીન્દી રાજાનું નામું લેઇ ખુશાલ દિલે ત્યાંથી પાછો ફર્યો.

એ નામામાં લખ્યું હતું કે, "હીન્દુસ્તાનનો રાજા અને તેના બુજોર્ગો તેના તરફના કાંઈ પણ ડરથી નહી પણ ખરાં યકીનથી એવી ગવાહી પુરે છે કે, નોશીરવાનના જેવો પાદશાહ કોઇએ પણ જોયો નથી અથવા તો તેવા કોઈ માટે દાનાવોથી સમજ્યું પણ નથી. વળી તેના વજીર બુજરજમેહેર કરવાં

વધારે દાનાવ કોઇ નથી, પણ તેનો એ ખજાનચીન ગોયા દાનાઇનું આસમાનજ છે. તારે માટે મેં એક વર્ષની સલામી અંગ ઉપર મોકલી દિધી છે. પણ જો તુંને એથી પણ વધારે જોઇતું હશે તો તે પણ હું મોકલી આપીશ. તેં મોકલેલી બાજીના કરાર મુજબ વળી હમોએ તે કરાર પણ પુરો પાડયો છે અને તે માટેની પણ સઘલી ચિજો મોકલી આપી છે. "

હવે જ્યારે એ દાનાવ બુજરજમેહેરના આવી લાગ્યાની ખબર પાદશાહને થઇ કે, " એ બુજરજમેહેર પોતાના દિલની ઇચ્છા પુરી પાડી માર્ગ કાપતો આવી લાગ્યો છે, " ત્યારે એ ખબરથી પાદશાહ પણ ખુશ થઇ ગયો. આથી તેણે પોતાના નામદારોને પોતાના શેહેર અને રૈયત તરફથી ઢોલ, વાજાંઓ અને હાથીઓ સાથે તેને સામે લેવા જવા ફરમાવ્યું. એ રીતે લોકોનો માનીતો બુજરજમેહેર ફતેહભર્યો તે મોટા પાદશાહ આગળ શેહેરમાં દાખલ થયો. પાદશાહના તખત આગળ આવી લાગતાંજ તે દાનાવે પાદશાહની તારીફ કીધી. જેહાનના પાદશાહે પણ તેની સાથે બગલગીરી કીધી અને તેને તે રાજા માટેની તથા મુશાફરીની ખબરો પુછી. બુજરજમેહેરે જે જોયું હતું તે તેને કહી સમજાવ્યું અને નોશીરવાનના ખુલ્લાં નસીબની અને તેના તરફની આસમાનની મેહેરબાની માટેની વાતો કીધી. પછી તેણે તે ફતેહભર્યા રાજાનું નામું તેના તખત આગળ હાજર કરીને મુકયું. આથી તે દાનાવ પાદશાહે પોતાના મુનશી યજદેજર્દને ત્યાં હાજર થવા ફરમાવ્યું. એ હીન્દી રાજાનું નામું વંચાઇ રેહેતાંજ ત્યાં ભેગી મળેલી તમામ અંજુમન બુજરજમેહેરની દાનાઇ તથા અકકલ માટે તેમજ પોતાના ખુરશેદ જેવા ચેહેરાના પાદશાહ માટે અચરત બની.

નોશીરવાને કહયું કે, " હું જે દાનાઇ ધરાઉછું તેમજ પરવરદેગારની પીછાણ કરૂં છું તે માટે પરવરદેગારનાજ શુકરાના કરૂં છું. તમામ તાજ અને તખતવાલા સરદારો મારા ગોલામ છે અને તેઓના દિલ અને જીવ મારા તરફની મોહોબતથી ભરપુર છે. શુકરાના તે સુરજ અને ચંદ્રના માલેક યજદાંનના! કે આવી ફતેહ અને સત્તા મને તેનાથીજ મલે છે. વળી વધુ અજાયબી પમાડનારી ચિજ તો એ છે કે, બુજરજમેહેરં ઉપર ગોયા આસમાનેજ આટલી બધી દાનાઇનો વરસાદ વરસાવ્યો છે. જે ચિજો માટે કોઇએ સમજેલું યા જોયલું નહી તેવી ચિજો તેણે પોતાની દાનાઇથી ઉપજાવી છે."[૧]

---

૧ અત્રે સુધીનું બ્યાન " માદીગાંને ચતરંગ "માંથી મલે છે.

# હીન્દના રાજા જમહુર, તેના બેટા તથા તેના ભાઈના બેટા તલખંડનું દાસ્તાન-તથા સેત્રંજની ઉતપન્નતી વિષે.



હવે હું આ દાસ્તાન કેહેવું સરૂ કરૂં છું અને તલખંડનું તથા સેત્રંજનું બ્યાન કરૂં છું. પેલા દાનાંવ અને બુઢા શાહુઈએ જે કહેલું છે તેની વાત તું પણ ધ્યાનમાં રાખજે. તે એ કે, હીન્દુસ્તાનમાં એક નામીઓ શખ્સ હતો જેની પાસે પુશકલ ખજાનો, લશકર અને માલ મીલકત હતી. સઘલે ઠેકાણે તે જમહુરના નામથી મસહુર હતો. તેણે પોતાની મરદાનગીથી પોતાના નામને ફૌર કરતાં પણ ચઢતું બનાવ્યું હતું. એ હીન્દનો રાજા એવો અકકલમંદ અને રોશણ રવાનનો હતો કે જેની બસ્ત, કેશમીર અને ચીનના નામદારો પણ તારીફ ગાતા હતા. તેણે મરદાનગીથી જેહાનનું રાજ પોતાને હાથ કીધું હતું અને સંદલી તેનું રાજધાની શેહેર હતું. તેનું તાજ, ખજાનો, લશકર, રાજ્યની મોહર અને કોલાદ ત્યાંજ રેહેતી હતી. દાહાપણુની સોધમાં રેહેતો એ જમહુર હુનરમંદ, બાહાદુર, દાનાવ અને આબરૂવાલો હતો. તેનાથી શેહેરના કે મેહેલના તમામ નોકરો ખુશ રેહેતા હતા. તેની હુનરમંદ તેમજ દાનાવ સુરજના જેવી ઓરત હતી.

એક રાતે તેણીને પેટે તે પાદશાહને ત્યાં એક એવા બેટાએ જન્મ લિધો, કે જેવો બેટો કોઇ પણ બાપને ત્યાં જનમ્યો હતો નહી. એ નવા પાદશાહી બેટાને જોતાંજ તે બાપે તેનું નામ ગો પાડવાનો હોકમ કીધો. એ બનાવ બન્યાને થોડો વખત વહી ગયા પછી એ પાદશાહ જમહુર ઓચિંતો બીમાર પડયો અને તે પોતાની રાણીને કેટલીક વશીયત કરી તથા તેણીને પોતાની ઇનસાફભરી જેહાન સોંપીને ગુજર પાંમ્યો. તે બેટો પોતાની બચગીને લિધે તેનું તાજ કે તખત ભોગવી શકતો હતો નહી તેમજ પાદશાહી કમરબંધ પણ બાંધી શકતો હતો નહી. જમહુરના મરણથી તમામ સરદારોના મગજ અને દિલ દુખી બન્યાં. કારણ કે તેની સખાવત, ઇનસાફ અને દયાલુ દિલને લિધે તમામ જેહાન તેનેજ યાદ કરતી હતી. શેહેરની રૈયત તથા લશકર વચે તેમજ ઓરતો અને છોકરાંઓ વચે એજ બાબદની ચકચાર જાગી કે, " આ નાનો શાહજાદો હજી તો લશકર, તાજ અને તખત શું તે કાંઈ જાણતો નથી.

તેથી તેના હાથમાં રાજ્યની લગામ આપ્યાથી તથા રાજ્ય ભોગવવાને કોઈ બેરાવર પાદશાહ નહી હશે તો નુકસાન પુગશે. માટે પાદશાહ જમહુરનો માએ નામનો ભાઇ જે દાનાવ અને તખત લાયકનો છે તેને દનબરની રાજગાદી ભોગવનાર બનાવવો. ”

આથી હવે માએ આગળ જેહાનના અનુભવીઓ તેની પાદશાહ તરીકે તારીફ ગાવા સનદલ અને દનબરમાં આવવા લાગ્યા. કેશમીરથી તે ચીન સુધીના તમામ બુજોર્ગોએ તેની પાદશાહ તરીકે તારીફ કીધી. ત્યારથી તે નામદારીભર્યો માએ દનબરની રાજ્યગાદી ભોગવવા લાગ્યો અને જમહુરનું તાજ માથે પેહેરી ઇનસાફ ચુકવવા અને સખાવત કરવા લાગ્યો. એ માએ પાદશાહી ઉપર આવતાંજ ગોની માયના હાથની માંગણી કીધી અને ખરાં દિલથી તેણીની પરવરશી કરવા લાગ્યો. આથી તે ખુબસુરત ઓરત માએના સંબંધથી હમેલદાર બની અને તેણીએ એક બેટાનો જન્મ આપ્યો. પાદશાહ, માએ તેનું નામ તલખંડ પાડયું અને તેનો જીવ તે બાળક તરફની માયાથી ભરપુર બન્યો. ગો જ્યારે સાત વર્ષનો હતો ત્યારે એ શાહજાદાની ઉંમર બે વર્ષની હતી. તેટલામાં તો ગો ઘણોજ બાધુર અને જોરેમંદ બનતો ગયો. તેવામાં વળી માએ પણ બીમાર પડયો જેથી તેની ઓરતનું ખુશાલ દિલ ગમગીન બન્યું. બે અઠવાડયામાં માએ અફસોસ કરતો મરણ પાંમ્યો અને તે પોતાનું રાજ્ય બીજાને સોંપી ગયો. આથી તમામ સનડલની રૈયત ગમ અને રૂદન કરવામાં ગરકાવ બની અને દિલમાં થતાં દુખથી મછી ભુંજાય તેમ બલવા લાગી. તેઓ એક મહીનો સુધી તે પાદશાહનો શોગ ધરી બેઠા અને મહીનાની આખેરી થતાં તમામ લશકર તથા શેહેરના તમામ નામદારો, પેહેલવાનો અને અકકલમંદો દરબારમાં ભેગા મલ્યા. એ અંજુમનમાં કેટલીક વાદવિવાદ થવા બાદ સઘલા દાનાવો એવી રીતે એક મટ થયા કે, “ એ જમહુરની ઓરત હંમેશાં બુરી કરણીથી દુર રેહેતી હોવાથી અને બંધે જેહાનમાંથી સચાઇનોજ બદલો મેલવવા ચાહાતી હોવાથી જો કે તે ઇનસાફ ચલાવવા અને સચાઇથી રાજ્ય કારોબાર ભોગવવા જન્મેલી નહી હોવા છતાં તેણી સિવાય ઇનસાફ ચલાવવા બીજું કોઈ માલમ પડતું નથી. માટે બેહેતર એજ છે કે એ ઓરત આપણી રાજ કરતી રાણી બને કે જેથી આપણા એ પાદશાહોની એજ યાદગારી તરીકે ગણાય. ”

એ દાનાવોના કેહેવાને તમામ અંજુમન પણ મલતી થઈ અને સઘલા બોલ્યા કે, “ ઓ દાનાવ અને ડાહાપણવાલી રાણી! એ તખત તારા બે બેટાઓ

વટી તુંજ ભોગવ. કારણ કે સેવટનો ડાહાપણનો માર્ગ એજ છે. પણ તારો બેટો તખતને લાયક થતાંજ એ પાદશાહી, ખજાનો તથા લશકર તેને સોંપી દેજે અને ત્યારબાદ તું તેની સલાહકાર અને વજીર બનજે." આથી તે નેકબખ્ત ઓરતે તેમના કેહેવા મુજબ પોતે તાજ પેહેર્યું અને તખત ભોગવવા માંડયું. પછી તેણીએ પહરેજગારી અને ખુબી સાથે ઈનસાફ કરવા માંડયાથી તેણી ઉપર તમામ પાદશાહો પણ ખુશ રેહેવા લાગ્યા. તેણીએ હુનરમંદ અને જેહાનને નિભાવી શકે એવા બે પાક વિચારના વજીરો ચુંટી કાઢયા અને તેઓના હાથમાં પોતાના બે પાદશાહી ખાનદાનના અકકલમંદ બેટાઓને સોંપ્યા. તે બંધે ભાઈઓ એક પળ પણ એકમેકથી છુટા પડતા નહી પણ એકમેકના ચેહેરા જોઇને ખુશ રેહેતા હતા. તેઓ તરેહવાર દાનાઇ મેલવી પુરતા શકિતવાન તેમજ જોરેમંદ અને દાનાવ બનતાંજ એકમેકથી ઢીમે ઢીમે છુટા પડવા લાગ્યા અને પોતાની રાજ માતા આગળ આવી પુછવા લાગ્યા કે, "હમારા વચેથી મરદાનગીવાલો, જોરેમંદ અને રાજ્યને લાયક હવે કોણ ગણાશે ?" ત્યાંરે તે માતા તે બંધેને એમ કેહેતી કે, "તે માટે મને પેહેલાં તમારામાંથી હુનર, વિચાર શકિત, પરહેજગારી, દીનદારી, મીઠાશથી બોલવું અને તારીફ મેલવવાને લાયક કોણ છે તે સોધી કાઢવું પડશે. તમો બંધે પાદશાહી ખાનદાનનાજ હોવાથી તમોએ તેનેજ લાયકની અકકલ, શરમ, પહરેજગારી અને ઈનસાફ પણ ધરાવવો જોઈએ છે."

જ્યારે પણ તેઓમાંનો એક પોતાની માતા સાથે એખલો પડતો ત્યારે તે તેણીને એમજ પુછતો કે, "હમો બંધે બેટાઓમાંથી રાજ્ય, તખત, તાજ તેમજ ખજાનો કોણને ઘટે છે?" ત્યારે તે માતા જવાબ દેતી કે, "તું અકકલમંદ, વિચારવંત અને નસીબવંત હોવાથી એ તખત તુનેજ મલશે." એજ પ્રમાણે તે બીજાને પણ કેહેતી અને એ રીતે લાંબો વખત સુધી ચાલ્યા કીધું. તેણી એ રીતે તખત, લશકર, ખજાનો, નામદારી અને ભાગ્યને માટેની આશા આપી બંધેના દિલને ખુશ રાખ્યા કરતી. હવે જ્યારે તેઓ મરદાનગીએ પોહોંચ્યા ત્યારે તે બંધેની રાહાનુમા બુરાઇ બનવા લાગી. અદેખાઇથી તે બંધે દુખી થવા લાગ્યા અને તાજ તથા ખજાનો પાંમવાને ખાતર એકમેકનો નાશ સોધવા લાગ્યા. તેથી આખાં શેહેરની રૈયત તેમજ લશકર પણ બે ભાગમાં વેહેંચાઈ ગયાથી ભલાઓનાં દિલ ધાસ્તી ખાવા લાગ્યાં. તેઓ પોતાના બુરા રાહબરોની શિખવણીથી ઉશકેરાઇ જતા અને તેથી તેઓ જઇને પોતાની માતા સાથે કલેશ કરતા અને તેણીને પુછતા કે, "હમારામાંથી સારાં માઠાં ઉપર ધીરજ ધરનાર અને તાજને લાયક કોણ ગણાશે?" ત્યારે તે

કાહી ઓરત તેમને જવાબ દેતી કે, "પેહેલાં તમારે નેક દિલના અને વિચારવંત વજીર આગળ બેસી એ બાબેનો ફડચો તેનાથી કરાવવો ઘટે છે અને પછી નચિંતે કરાર પાંમી બેસવું ઘટે છે."

તેથી તેઓએ ત્યાર પછી શેહેરના નામીચા બુજોર્ગોમાંથી જેઓ દાનાવો હતા તેઓની સલાહ લિધી અને પુછયું કે, "એ કામનો નિવેડો કેવી રીતે લાવી શકાશે?" તેઓએ જવાબ દિધો કે, "જે તાજ તખત મેલવવા અને ખજાના તથા લશકરનો કબજો લેવા ચાહાતો હોય તે દાનાવ અને વિચારવંત પણ રેહેવો જોઇએ. કારણ કે જો જુલમગાર પાદશાહ રાજ્ય ભોગવે તો તે તમામ જેહાનનો નાશ પણ કરી નાખે." આથી દાનાવ ગોએ પોતાની માતાને કહયું કે, "હમારા એ સ્વાલમાં તું એમ બાહાણા ના કાઢયા કર. જો આ જેહાન મારીથી દીપતી બનવાની નહી હોય તો તે મને મોઢાં ઉપર કહી દે અને જુઠો વાહયા ના કર. તેમ હોય તો આ તખત તાજ તલખંડનેજ સોંપી દે અને પછી હું તેનો એક નેકખાહ નોકર બની રહીશ. જો કે હું તો ઉંમરે તેમજ ડાહાપણમાં ચઢતો છું અને જોરેમંદ જમહુરનો બેટો થાઉ છું. માટે જોઇએ તો તું મને એમ કેહે કે, 'એ તાજ તખત તુંને ઘટતું નથી;' કે જેથી એ કામ કમઅકકલને સબબે સખત થઇ પડે નહી."

ત્યારે તે માતાએ તેને જવાબ દિધો કે, "તું એમ આકલો ના બન. તારે તો મારી આગળ અનદાજાથી વાત કરવી ઘટે છે. જે એ શાહાનશાહી તખત ઉપર બેસશે તેણે તો સખાવત કરવામાંજ હાથ ખુલ્લા રાખવાની કંમર બાંધવી પડશે. તેણે અશો લોકોના જીવને બુરાઇ પુગતી અટકાવવી જોઈશે અને દાનાઇને માર્ગે ચાલવાની અકકલ ધરાવવી પડશે. તેમજ પોતાની નામદારી જાળવી રાખવા સારૂ બાહુરીથી બુરા દુશમનો સામે લડવા જવું પડશે. સુરજ અને ચંદ્રનો માલેક પરવરદેગાર જે કાંઇ ઇનસાફ કે ગેરઇનસાફ રૈયત તથા લશકરને થાય તે માટે પુછનાર છે. તેથી જો એક મછર વટીક પાદશાહાથી જુલમ ખમે તો તે માટે તે પાદશાહનું રવાન દોજખમાં દલગીરી ભોગવતું રહે છે. જેહાનનું રાજ અંધારી રાત કરતાં પણ વધારે કાલું હોય છે. માટે રાજાનું દિલ તો બાલ કરતાં પણ બારીક રેહેવું ઘટે છે, કે જેથી તે પોતાના દિલ અને જીવને બુરાઇથી બચાવતો રેહે અને જુઠાઇ કીંમતમાં નજીવી છે એમ જાણતો રેહે. માટે એવો પાદશાહ માથે તાજ પેહેરી ઇનસાફ આપવા તખ્તે બેસે તો તેના ઇનસાફથી તમામ જેહાન પણ ખુશાલી પાંમે છે. સર્વનું બીછાણું આખરે તો ધુલ અને ખાકમાંજ બનવાનું છે અને તેના શરીરને ઘોરના ખાડામાં પડયું પડયું સુકાવાનું છે. તું પોતે તે શાહ જમહુરના ખાનદાનનો છે જે પોતે બુરી-

કરણીથી દુર રેહેતો હતો. પણ કોઇ બુરે ચોગડીએ તેનું મોત આવ્યાથી તે પોતાનું રાજ પોતાના નાના ભાઇને સોંપી ગયો. આથી દાનાઈ અને સહાનુભુતિ કરનાર જવાન અને બાહાદુર માએ દનબરથી (એ રાજ્ય લેવા) આવ્યાથી તમામ સનદલી લોકો તેની આગળ પાદશાહનો સોગ દેખાડવા દુખી દિલે આવ્યા. માએ ત્યાં આવતાંજ પોતાની કંમર તંગ બાંધીને તથા પોતાના હાથ સખાવત માટે ખુલ્લા રાખીને એ બુજોર્ગીભર્યો તખ્ત ઉપર બેસવા લાગ્યો. પછી તેણે મારા હાથની માંગણી કીધાથી હું તેની ઓરત બની કે જેથી એ આબરૂની વાત ઢંકાયલીજ રેહે. પણ જ્યારે તેના રાજ્યનું કામ સીધ્ધું ઉતરતું ચાલતું હતું ત્યારે જેહાને તેના નામને પણ જડપથી ભુસારી નાખ્યું. હવે તેથી વડો ભાઈ તો તુંજ ગણાય છે અને જેમ તું ઉંમરે વડો છે તેમ તારામાં દાનાઇ પણ વધારે છે. તેથી એ નામદારી, તાજ અને ખજાનો મેલવવા માટે એવી રીતે વર્ત કે જેથી તારો જીવ દુખી બને નહી. તમો બંધેમાંથી જો હું એકને ચુંટી કાઢું છું તો તેથી બીજાને દુખ લાગે છે અને તે મારી સામે કીનો ધરાવતો બને છે. એ તાજ અને ખજાના ખાતર તમો લોકો કાંઇ એકમેકનું લોહી રેડતા ના, કારણ કે આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યા કોઇની થવાની નથી."

જ્યારે તલખંડે પોતાની માયની આ દાનાઇભરી વાત સમજી ત્યારે તે તેના ધ્યાનમાં ઉતરી નહી. તેથી તેણે પોતાની માયને કહયું કે, "ગો મોટો છે માટે તું તેનો રાજ ઉપરનો દાવો સાબેટ કરે છે. પણ એ ભાઇ મારા કરતાં ઉંમરે વડો હોય તેથી કાંઈ સઘલાજ વડા ભાઇ ખુબીભર્યા નિવડતા નથી. આ શેહેરમા રૈયત વચ્ચે એવા પુશકલ શખ્સો છે કે જેઓની ઉંમર તેનીજ બરોબરની છે તે છતાં તેઓમાંથી કોઇ પણ એની માફક તખત, તાજ, લશકર અને ખજાના માટેનો દાવો તો કરતા નથી. તેનો બાપ જ્યારે પોતાની જવાન વયમાં ગુજરી ગયો ત્યારે તે પોતાનું બુજોર્ગીભર્યું તખત કોઇને પણ સોંપી ગયો હતો નહી. પણ તું ગોનેજ સરદારી આપવા માંગતી હોવાથી હું તારાં દિલને ગો માટેજ દુખી બનતું જોઉંછું. પણ હવે હું ગેલ (શેહેર) માંથી એવું એક લશકર ઉભું કરશ કે જે વડે હું તેના બાપના નામને (તેને મારી નાખી) આ જેહાનમાંથી ગુમ બનાવશ."

ત્યારે તેની માએ તેની આગળ એવા સખ્ત સોગંદ લિધા કે, "હું તો આ બલુ આસમાનનાં ગુમબજથી બેજાર બની છું. પણ જો હું કદી પરવરદેગાર પાસે એવી ઇચ્છા માંગું તો તે તારાં દિલને પસંદ પડતી રીતનીજ માંગશ. માટે મારી એ વાત ઉપરથી તું નેકી સિવાય બીજો કાંઇ વિચાર કર

વો ના અને આસમાનની ગીરદેશને કાંઇ પણ ખુરાઇ પુગાડવા માંગતો ના. કારણ કે એ આસમાન જેને ચાહે છે તેનેજ નેકી પુગાડે છે. માટે તું સંભાળ અને પરવરદેગાર સિવાય બીજા કોઈ તરફ પણ તું ઢલ ના. મને જે દાનાઈની વાત સુજે છે તે હું તુંને જણાઉંશું પણ જો એ મારી દાનાઇ તુંને ફાયદો નહી પુગાડે તો તુંને જેમ સારૂં સુજે તેમ કરજે અને તેવી કોશેષથી તારા જીવને માટેના તોશો સંગરજે. ”

પછી તેણીએ ત્યાં તમામ દાનાવોને બોલાવી મંગાવ્યા અને તેઓ આગળ તેણીએ (પોતાના દીકરાઓ આગળ) કીધેલી દાનાઇની વાત કહી સમજાવી. પછી તેણીએ દાનાઈ અને પહરેજગારીથી જાળવી રાખેલી બધે પાદશાહોના ખજાનાની કુચી ત્યાં હાજર કીધી અને પોતાની તમામ ખાનગી વાત તે જેહાનના અનુભવી લોકો આગળ કહી સમજાવી અને પછી તે ખજાનો સચાઇની રાહે તેઓ (બધે બેટાઓ) વચે વેહેંચી આપ્યો અને તેઓ આગળ તે બધે બેટાઓના વિચાર અને ઇચ્છા શું છે તે જાહેર કરી દિધું. પછી તેણીએ તલખંડ અને ગોને કહયું કે, “ ઓ નેક દિલના અને ચાલાક બુધ્ધીના બેટાઓ ! તમોએ સમજ્યું તો હશે કે, પાદશાહ જમહુર પોતાના ભાઇ માએેના કરતાં ઉંમરે તેમજ વિચારે વધારે ચઢીયાતો હતો. પણ આ ભાગ્યશાલી અને નેકતબેના તલખંડના બાપે તેનું તખત મેલવવાની કાંઇજ ઇચ્છા રાખી હતી નહી. તે નાનો હોવાથી તેને કાંઇ તેથી શરમ પણ પુગી હતી નહી અને પોતાના વડા ભાઇ ઉપર તેણે વડપણુ પણ ભોગવવા માંડ્યું હતું નહી. હવે તમો વિચાર કરો કે, જો હું નાના ભાઇને મદદ કરવાની કમર બાંધું તો મારૂં તે કામ પરવરદેગારને કેમ પસંદ પડે? ઇનસાફ સિવાય બીજી કોઇ વાત તમારી માયે કહી સમજાવી નથી તો તમારૂં દિલ ગેરઇનસાફ કરવાને શા માટે ખુશ થતું હશે ? માટે હવે આપણે રૈયત વચેથી કેટલાક મોટા દરજ્જાના લોકો તેમજ દાનાવો અને જેહાન પેહેલવાનોને બોલાવી મંગાવી તે દાનાવોનું જે કાંઇ કેહેવું હશે તે સમજી તેમના વિચાર અને હોકમ મુજબ આપણે ચાલીશું. ”

પછી એ દાનાવ અને નેક વિચારના શખ્સોને રૈયત મધ્યેથી ત્યાં ચુંટી કાઢયા અને તેઓએ એ ઉપર ત્યાં ઘણો વખત સુધી વિચાર ચલાવ્યો. પછી એક દાનાવે એવું જાહેર કીધું કે, “ ગોએ શનદલનો પાદશાહ બનવું. ” પણ બીજે દાનાવ જે તલખંડનો ઉસતાદ હતો ; હતો અને જે દાનાવો વચે વધુ અકકલમંદ ગણાતો હતો તેણે તલખંડનું નામ સુચવ્યું. એ રીતે ત્યાં એકમેકના નામની તાણાતાણી ચાલ્યાથી તે બધે સરદારો વચે પણ વેર વરસ્યું.

આથી આખરે તે એક મેહેલમાંજ બે તાખ્તો મુકાવવામાં આવ્યાં અને તે બંધે નસિબવંત બેટાઓ એ બંધે તખત ઉપર તખતનસીન થયા. તે બંધે દાનાવો અને બાહાદુરો એકી વખતે પોતાના રાજ્યનો હીસ્સો ભોગવતા થયા. પછી તમામ મોટા દરજ્જાના લોકોને ત્યાં બોલાવવામાં આવ્યા અને તેઓને મેહેલમાં જમની તથા દાવી બાજુએ બેસાડયા. પછી તે દાનાવો જબાન ખોલીને બોલ્યા કે, "ઓ બાહાદુરો અને મરદાને મરદો! પોતાના બાપની યાદગારી જાળવી રાખનારા આ મુબારક તોખમના નામદારોમાંથી તમો કોણને પાદશાહ બનાવવા માંગો છો. તમો જાણો છો કે એ બંધે જવાનો મીતાહાર જીંદગી ગુજારનારા છે. પણ તે મોબેદો, બુજોર્ગો અને દાનાવ દિલના અકકલમંદો એ વાતનો જવાબ આપવાને ગભરાતમાં પડયા.

પેલા ઉંચાં નસીબના બે ડાહયાઓના કેહેવા મુજબ તે બંધે જવાન પાદશાહો બે જુદા તખ્ત ઉપર બેસ્તા થયા. શેહેરીઓ તેમજ લશકરીઓ પાંમી ગયા કે એવા કામથી તો મીનાકેશો અને લડાઇ જાગવાની અને તે આખી પાદશાહી તેમજ બે તડાંમાં વેહેંચાઇ ગઇ, જેથી દાનાવો દુખી અને ધાસ્તી કરતા બન્યા. પણ તે અંજુમન વચેથી એકે પોતાનું માંથું ઉચકી ઉઠી ઉભો થઇને કહયું કે, "આપણને અગત્ય પડશે ત્યારે એ બંધે નામદાર પાદશાહો આગળ આપણી વાતો કેમ કહી શકશું? માટે આપણે આવતી કાલે એક સભા બોલાવ્યે અને ત્યાં એ વાત જુદી જુદી કહી સમજાવ્યે. પછી આપણે તેઓ ઉપર જુદો જુદો પેગામ મોકલીશું કે જેથી એ પાદશાહોની ઇચ્છા પણ પાર પડે." પછી તેઓ બબડતા અને હાએ મારતા તે મેહેલમાંથી દલગીર જીવે બાહાર પડયા અને તેઓ બોલવા લાગ્યા કે, "એ કામ તો મુશકેલ થઇ પડયું છે જેથી દાનાવો જેવાઓથી પણ સમાધાણી જલવાતી નથી. એકજ દરબારમાં બે રાજાઓને સાથે બેઠેલા અને તેઓના તખત આગળ એમ એકમેકની બદખાહી કરતા વજીરોને ઉભેલા આપણે કદિ પણ જોયા નથી."

તોપણ તેઓએ જેમતેમ તે રાત ગુસ્સાભર્યા ચેહેરાએ તોડી પાડી. બીજે દહાડે પહાડ પછવાડેથી સુરજ બાહાર નિકળતાંજ શેહરના તમામ બુજોર્ગો અને દાનાવો ત્યાં હાજર થયા. ચો બાજુએથી સંનડલમાં ફર્યાદના પોકારો ઉઠી રહયા અને તેઓ મનગમતી વાતો કરવા લાગ્યા. કોઈ પેહેલવાનોગોની તરફેનદારીમાં મટ આપવા લાગ્યા તો કોઈ તલખંડની રેહેનુમાઇ કરવા લાગ્યા. ત્યાં તેઓ વચે જે તકરારો ચાલી અને ભાષણો થયાં તેથી તેઓની જીભ પણ હાફી ગઇ પણ તે બંધે ટોલીઓ એકમટી ઉપર આવી શકી નહી.

આથી લશકરીઓ અને શેહેરીઓની તે મોટી સભા અંતે પાછી બરખાસ્ત થઇ. તેઓમાંના એક ભાગે એ સભામાં બનેલા બનાવોની ખબર ગોને ગાળ ચોપડતાં તલખંડને કહી સમજાવી, જ્યારે બીજાએ તલવાર અને ગુરજ સાથે ગો આગળ જઇ તેને કેહેવા લાગ્યા કે, "હમો તું હમારા પાદશાહ ઉપર જીવ પણ કુરબાન કરવાને ડરીશું નહી." આથી તેઓની આવી નેકખાહી અને એક-દિલી માટે તમામ સંનડલમાં ગભરાત મચી રહયો. દાનાવો બોલવા લાગ્યા કે "જ્યાં એક મેહેલમાં બે પાદશાહોના ફરમાન ચાલે ત્યાં હવે કાંઇ ઉપાય રહયો નથી."

પછી તલખંડ અને ગોને એવી ખબર મલી કે, "દરેક મોહોલાનો એક એક સરદાર બન્યો છે અને તેઓ તમામ શેહેરને તારાજ કરી નાખે છે તથા એ પાદશાહોને તેઓ કાયદેસરના ગણતા નથી વિગેરે." તેથી તેઓ આવી ખબર સમજતાંજ ગભરાતમાં પડયા અને તેથી પોતાના રક્ષણ માટે તેઓએ રાત દિસના પોહોરેગીરોને રોકયા. એક દિવસ એવું બન્યું કે તે બંધે જવાન પાદશાહો પોતાના લશકર કે પેહેલવાનો વગર રસ્તેથી પસાર થતાં સામા-સામી મલ્યાથી તેઓ ગુસ્સાભર્યા ચેહેરાના અને લડાયક મગજના બનીને તકરાર કરવા લાગ્યા. નામદાર ગો ઉશકેરાઇને પોકાર મારીને બોલવા લાગ્યો કે "ઓ ભઇ! તારે એમ કરવું ઘટતું નથી. કારણ કે આપણી વચેની એ વાત હવે હદ કુડાવી ગઇ છે. તારે રેહેવું હોય તો એવી મુરખાઇ ભરી ચિન્જે મેલવવા માંગ્યા વગર આરામથી રેહેવું. કારણ કે દાનાવો એવી વાતમાં કાંઇજ ફાયદો જોતા નથી. તેં સમજ્યું તો હશે કે જમહુર જીવ્યો ત્યાં સુધી તેનો ભાઇ માએ તો તેનો એક ગોલામ હોય તેમ રહયો હતો. પણ એ જમહુર ગુજરી જવાથી અને રાજ્ય ભોગવવાને હું નાનો થડવાથી તેઓ મારા જેવા બાલકને રાજગાદી સોંપી શકયા હતા નહી. જેહાન પણ જમહુરના દાનાઇ ભર્યા વિચા-રોથી ખુબીભરી બનેલી હોવાથી તેની જગ્યા પુરે તેવા કોઇ શખ્સને તેની દોલત મેલવી નહી શકયાથી તે અંજુમને જમહુરનાજ જીવ અને જાન જેવા ભાઇને એ પાદશાહી સોંપી હતી પણ જો તે વખતે હું પોતેજ રાજ્ય ભોગવવાને લાયક હતે તો કોઇ પણ માએ તરફ તે માટે નજર કરતે નહી. માટે હવે તો આપણને આપણા વડવા રાજાઓને પગલેજ ચાલવું અને દાનાવ લોકોના સારા નરસા સખુનો સમજવા ઘટે છે. હું તો તારા કરતાં વડો તેમજ વળી વડા બાપનો પણ બેટો છું, જ્યાં વળી તું કહે છે કે, 'હું વડો અને લાયક છું.' માટે એવી નાલાયક વાતો ના કર અને એ શેહેનશાહી તખત મેલવવા ના માંગ તથા તેમ કરી જેહાંનને ચકચારોથી ભરવા ના માંગ."

ત્યારે તલખંડે તેને જવાબ દિધો કે, "બસ કર. કાવાદાવાથી કોઈપણ પણ મુજોગીં મેલવાઇ નથી. આ તાજ અને તખત હું તો મારા બાપથી વારસામાં પાંમ્યો છું અને તેનાંજ વાવેલાં બીના ફળ હું ચાખવા માંગુ છું. તેથી મારેજ તેની પાદશાહીની, તેના લશકરની તથા તેના ખજાનાની સંભાળ મારી તલવારથી કરવી ઘટે છે. હવે તું જમહુર અને માએનીજ એટલી બધી વાતો કર્યા ના કર. જો તારે એ તખતજ મેલવવું હોય તો તું મારી સાથે લડાઇ કર." એ રીતે તેઓના મગજ એકવાર ફરીથી ઉશકેરાયાથી તેઓ લડાઇ કરવાના કસદ સાથે ત્યાંથી પાછા ફર્યા.

આથી સીપાઇઓ તેમજ શેહેરીઓ પણ અપસઅપસમાં લડવા લાગ્યા અને તેઓ પોતાની તરફેનદારીના પાદશાહની દરગાહમાં ભેગા મળ્યા. એક ટોલી તલખંડની તરફેનદારીમાં વિચાર ચલાવવા લાગી તો બીજી ગોની રેહેનુમાઈ કરવા લાગી. પછી તે બંને પાદશાહોની દરબારમાંથી લડાઈના પોકારો ઉઠયા. પણ તેથી તે શેહેરને કાંઈ પણ ફાયદો પુગ્યો નહી. તલખંડેજ પેહેલી લડાઈની તૈયારીઓ કરવા માંડી, કારણ કે તે પોતે બાધુર હોવાથી લડવામાં ઢીલ કરવા ચાહતો હતો નહી. આથી તેણે પોતાના બાપીકા ખજાનાના બારણા ખોલી પોતાના તમામ લશકરને હથીયારો અને લડાઇની ટોપીઓ બક્ષી. તમામ શેહેર બે ટોલીમાં વેંહેંચાઈ જવાથી દાનાવોના દિલમાં ધાસ્તી પેઠી. તેઓ વિચારવા લાગ્યા કે, "જો આસમાનની ગીરદેશ એવીજ ચાલશે તો એ બંને પાદશાહોમાના કોણને કોણ જાણે જખ ખેંચી જશે?"

એ બંને પાદશાહોની એવી વાતની ખબર તેઓના તમામ રાજ્યમાં ફેલાઇ જવાથી ચોબાજુએથી જુદું જુદું લશકર તેઓની કુમકે આવવા લાગ્યું. તલખંડેજ પેહેલાં લડાઈ માટે હથીયાર બીંડયા અને લોહી રેડવા માટે તેણેજ હાથ ધોયા. આથી ગોએ પણ પોતાના બાપના જીવ ઉપર દુવા ગુજારી પોતાના હથીયાર તેમજ ટોપી પેહેરી. હવે તેઓએ તેજી સાથે લડવાની ઉતાવળ કરવા માડી અને હાથીઓની પીઠને અંબારીથી સંગારી. હાથીઓની પીઠ ઉપર તેઓએ જીન નખાવ્યાથી તું કેહેશે કે, તમામ જમીન જાણે લડવાજ માંગે છે. શેહેરમાં સઘળે હાથીઓના ઘાંટ ઘાંટરડીના અવાજ ફેલાઇ ગયા અને સઘલાઓના કાને સરનાઇના અવાજો સમજાઇ રહયા. એ રીતે તે બંને જવાન પાદશાહો પોતાના જીવને હટેલી ઉપર ધરી લડાઇના મેદાનમાં ઉતર્યા. આથી આસમાન પણ એ લડાઇની ગડબડથી ગાભરૂ પડયું અને આંખો લશકરથી ઉડી રહેલી ધુલથી આંધરી બની. બંને બાજુના રણસીંગડાં તેમજ

હોઓના અવાજો નિકળી રહયા. તેઓએ પોતાના લશકરોની જમની તથા ડાબી પાંખો ગોઠવેલી હોવાથી, તું કેહેશે કે, તે જમીન સઘળી પાહાડ જેવી બની છે. એ બંધે લશકરે બબે માઈલ સુધીની સફ ખેંચી અને બંધે પાદશાહો પણ હાથીઓ ઉપર સ્વાર થયા. તેઓના ઝુન્ડા જેમાના એક ઉપર વાઘની આકૃત તથા બીજા ઉપર હોમા પક્ષીની આકૃત હતી તે ઉડતા કરવામાં આવ્યા. તેમનું નેજા અને ઢાલ સાથનું લડાયક પાયદલ લશકર હરોલમાં આવી ઉભું.

સામી બાજુના લશકર ઉપર ગોએ નજર કીધી ત્યારે તેને ત્યાંની તમામ હવા વાઘના ચાંમડાં જેવી કાબરચીત્રી બનેલી જણાઈ. દર પગલે ધુલ ઉડી રહી સઘલે લોહી રેડાતું જણાતું હતું અને તેઓની તેમના નેજાઓજ રેહેનુમાઇ કરતા હતા. તલખંડ માટે તેનો જીવ ગમે એટલો બલતો હોવા છતાં તેની અક્કલ તેના લડાઈ ઈચ્છતા હોટોને સીવી શકતી હતી નહી. આથી ગોએ નામદારો વચે સરદાર જેવા ગણાતા એક બોલકના શખ્સને ચુંટી કાઢી તેને ફરમાવ્યું કે, “તું તલખંડને જઇને કેહે કે, ‘હજી પણ તું ગેરઇનસાફીથી તારા ભાઇ સાથે લડાઇ ના કર. કારણ કે એ કીનો લેતાં જેટલું લોહી રેડાશે તે માટે પેલી જેહાનમાં તુંજ જવાબદાર ગણાશે. માટે ગોની આ નશિયત સમજવા ઉપર તું તારા કાન ખોલ અને તેની બદગોઇ કરનારાઓની વાત સમજી આડે માર્ગે જતો અટક. એ વાતની બદનામી આ જમાના અને જેહાનમાં મારી ઉપર ચોંટે એવું હું પસંદ કરતો નથી. કારણ કે આ હીન્દનો મુલકજ એ લડાઇથી નાસ પાંમશે અને તેના શેહેરો વેરાન બની ત્યાં વાઘો અને સિંહોના રેહેઠાણ થશે. માટે હજી પણ તું આવી બેદાદી સાથની લડાઇ કરવાથી તેમજ નકામું લોહી રેડવાથી અટક. તું મારી સાથે દોસ્તી કરીને મારાં દિલને ખુશ બનાવ અને દાનાઇ સાથે મારી ફાંસામાં લતકતી ગરદનને છુટી કર. ગમે તો તું આ જમીન ઉપરથી ચીન જઇને ત્યાંની ગમે એટલી જમીન તારા કબજામાં લે. આપણે તેને માટે ઘટતા બંધોબસ્તો અને દસ્તાવેજો કરીશું અને હમે તારે માથે પણ તાજ પેહેરાવીશું. તુંને પણ હું પાદશાહી તેમજ દોલત બક્ષશ કે જેથી આ તાજ તખતને કાંઇ પણ હલાકી ભોગવવી પડે નહી. એ છતાં પણ જો તું લડવા અને સઘલે બેદાદીજ ફેલાવવા માંગતો હોય તો તેમ કર્યાથી આપણી પાળેલી રૈયતને વિખેરી નાખવા બરોબર ગણાશે. તેથી વળી આપણુને આ જેહાનમાંથી તાણા સમજવા પડશે અને આપણે માથે તેનો કલંક પુગશે. માટે ઓ ભાઇ! હવે તું બેદાદી ફેલાવી મુકવાનો વિચાર ના કર, કારણ કે ઇનસાફ આગળ બેદાદીનું કાંઇ ચાલવાનું નથી.’ ”

એ કાસદે તલખંડ આગળ આવી લાગતાંજ તેને પોતાના રાજાનો પેગામ નશીયત રૂપે કહી સમજાવ્યો. તલખંડે તેનો એવો જવાબ કેહેવાડયો કે, "તું તારા પાદશાહને કેહે કે, લડાઇને વખતે તારે એમ બહાણા સોધવાં ઘટતાં નથી. હું તુને કાંઇ મારા ભાઇ કે દોસ્ત તરીકે ગણતો નથી, કારણ કે તું હમારા ખાનદાનના જેવું મગજ ધરાવતો નથી. તેથીજ આ પાદશાહીને તું વેરાન કરવા માગે છે અને બાધુર માફક લડવા બાહાર પડયો છે. મારા તમામ દુશમનો તારે પડખે આવી ભરાયા છે તેથી તારો મંગલ તુંને ભ્રરપતી જેવો થઇ પડયો છે. પરવરદેગાર હજુર એ માટેનો ગુનેહગાર તુંજ રેહેશે, કારણ કે તુંજ બદનામીભર્યો, બુરી તોખમનો અને બુરી ખાશીયતનો છે. વળી તું મને એમ કેહેવાડે છે કે, 'હું તુંને તાજ, હાથીદાંતનું તખત તથા જેટલી માંગે એટલી જમીન બક્ષશ,' પણ તેવી બક્ષેશ કરવાની શક્તિ તેમજ ખજાનો અને આ પાદશાહી એ સઘલું તો મારૂંજ છે અને સુરજથી તે પાતાલ સુધીની એ પાદશાહી મારીજ ગણાય છે. તેથી જ્યારે તું તેના ઉપર પાદશાહી કરે ત્યારે મને એમ જમીનની બક્ષેશ કરી મારી સાથે દોસ્તી કરવા માંગજે. જો એ તાજ તખત ઉપરથી હું મારી નજરને ઉઠાવી મુકું તો મારા શરીરમાં જીવને સલામત રાખવા પણ હું ઇચ્છું નહી. હવે તો મેં મારા લશકરની સફ ખેંચેલી છે જેથી હવા પણ રેસમી કપડાં ઉપર સુનેરી ભરત ભરી હોય તેવી બની છે. એ મારા લશકરના પુશકલ તીરો, જંબ્યાઓ અને ભાલાઓની અણી સામે તારા ગાભરા પડેલા સીપાઇઓ પોતાના ઘોડાની લગામ કે પાવ-ડાઓને પણ ઓલખી શકશે નહી તેથી એ લડાઇમાંજ ડોકાંઓ ઉડશે અને ગોના લશકરના તમામ પેહેલવાનો બુમબરાડા પાડવા પડશે. હું મારા લશકરને એવી રીતે લડવા ઉતારશ કે એ લડાયક વાઘોની લડાઇમાં તેઓજ બબર થડશે. પછી તેઓ ગોના હાથ બાંધી મારી આગળ લાવશે અને તેનું લશકર તમામ હારેલું બનશે. મારી તલવારથી તેઓનાં પણ ડોકાં જીવ વગરનાં થઇને પડશે અને ઘાહેલ બનેલાઓ જારી અને રૂદન કરતા પડી રેહેશે તમોએ સમજ્યું પણ હશે નહી કે, પાદશાહથી તે મારૂં તમામ લશકર લડાઇ વખતે તેજાને કેમ વાપડી જાણે છે."

એ દાનાવે તેનો એવો જવાબ સમજતાંજ ત્યાંથી પાછો ફરી તે સઘલો પેગામ ગોને એક પછી એક કહી સમજાવ્યો. એ જવાબ સમજી ગોનું દિલ ગમગીન બન્યું, કારણ કે તેને તલખંડમાં કાંઇ પણ દાનાઇ માલમ પડી નહી. આથી તેણે વિચારવંત બની ત્યાં પોતાના એક દાનાવને બોલાવી મંગાવ્યો અને તલખંડે કેહેવાડેલા એ જવાબ માટે તેની સાથે મશલત કીધી. તે

બોલ્યો કે, "ઓ દાનાવ શખ્સ! મને તું એ કાંમનો કાંઇ ઉપાય દેખાડ. આ તમામ મેદાન જે ભાલાઓથી ભરેલું છે તે હવે ડોકાંઓથી ભરેલું બનશે અને તેમનાં રવાન પેદા કરનાર હજુર જશે. માટે એવી લડાઇ કરી તેના બદલા તરીકે મારા ઉપર બુરો વખત આવી પડે તે હું ઇચ્છતો નથી." ત્યારે તે દાનાવે પાદશાહને જવાબ દિધો કે, "તુંને કોઇ પણ દાનાવની મશલતની અગત્ય છેજ નહી. તોપણ જ્યારે તું મને એ બાબે પુછે છે તો હું તુંને કહું છું કે, તારા ભાઇ સાથે લડતી વખતે તું તેના ઉપર સખત થતો ના. વળી તારે તેની આગળ હજી પણ એક બોલકના, બાહુર અને દાનાવ કાસદને પાછો મોકલી આપવો ઘટે છે અને તેને એવો પેગામ આપી મોકલવો ઘટે છે કે જેથી તે એ લડાઇ કરતાં જરા તાઢો પડે. તારો વગર મેહેનતે એકઠો થયલો તમામ ખજાનો તું તેને આપી દેવા કબુલ થા અને એવા ખજાના કરતાં તારા ભાઇનો જીવ બચાવવાનું પસંદ કર. જો એ તાજ તથા પાદશાહી વીતી તારી બનતી હોય તો એવા પૈસાને ખાતર તું તેની સાથે કજીયામાં ના ઉતર. મેં આસમાનની ચાલ પણ તપાસી છે, તેથી તેનો જલદીથી અંત આવે એમ લાગે છે. આસમાન ઉપર ફરતા સાતે ગ્રહોમાંના એકને પણ હું તેના તરફ માયાલુ જોતો નથી. તેથી તે તારે હાથે કેદ પકડાવાનો નથી પણ લડાઇના મેદાનમાં માર્યો જશે. માટે તારી પાસેથી તે જે કાંઈ ખજાનો યા ઘોડા જે માંગે તે તેને આપી દે કે તુંને તેના જીવને માટે દલગીર થવું પડે નહી. જો તુંને પાદશાહી મોહર, તાજ કે તખત પણ આપવું પડે તો તે પણ આપજે કે જેથી તુંને તારી રૈયત બુરાં દિલનો ગણે નહી. તારૂં તો નસીબ સારૂં હોવાથી તુંજ પાદશાહ બનશે, તેથી આસમાનના કામ મુજબ તુંજ વધારે દાનાવ પણ થઇ."

પાદશાહે તે દાનાવની આવી વાત સમજતાંજ વળી નવી વમાસનમાં પડયો અને પોતાના ભાઈ માટેના દુખથી ચેહેરાને ગમગીન બનાવી એક બોલકના અને ભાગ્યશાલી શખ્સને એક કાસદ તરીકે મુકરર કીધો અને તેને કહ્યું કે, "અત્રેથી તું તલખંડ આગળ જઇ તેને કેહે કે, આ લડાઈ તેમજ ફરતાં આસમાનના ચકકરથી ગો તારે માટે દુખી અને કાહેલી બન્યો છે. તેથી તે પરવરદેગાર પાસેથી એવું ચાહે છે કે, તે સાહેબ તારા દિલમાં દયા તેમજ અકકલ ઉતારે, કે જેથી તું તારા પોતાનાજ ભાઇ સાથે લડાઇ કરતો અટકે. ગો ડાહાપણુવાલો હોવાથી તો તારી આગળ આવવા માગે છે, પણ તુંને તો તારો દલગીર થયલો જીવ એવો ફરેબ આપે છે. તું ગમે એટલો ઉશકેરાઇને લડાઇ કરવા માંગશે તો પણ તારાથી કાંઇ આસમાનની ચાલની ઉપરવટ થવા-

વાનું નથી. તો પણ જો તું એવા ગેરઇનસાફી કામમાંથી પસારજ થવા માંગતો હોય તો તું જરા કયામતના ઇનસાફથી તો ડર. આપણી આસપાસ સઘળે દુશ્મનો ફરી વળ્યા છે અને તમામ જેહાન રીમન શખ્સોથીજ ભરેલી લાગે છે. વળી એવાઓને લિધે કેશમીરનો રાજા કે ચીનનો ફગફુર આપણી સામે ચઢાઇ લાવી આપણે માટે જમીનને તંગ બનાવશે. તેથી આપણી ઉપર એ બધે બાજુએથી તેમજ લડાયક નામદારોથી તાણા પડશે. તેઓ બોલશે કે, 'ગો અને તલખંડ તાજ અને તખતને ખાતર એવી લડાઈ ઉઠાવ્યાથી તેઓની ઉંચ તોખમ માલમ પડતી નથી તેમજ તેઓ પોતાના બાપથી અવતરેલા પાક ફરજંદો નથી. તેઓ તો પોતાના નાપાક દિલના સલાહકારોના કેહેવા ઉપર લોહી રેડવા પણ તૈયાર થયા છે.' માટે જો તું તારૂં લશકર છોડી મારી આગળ આવશે તો તેથી તું મારા દલગીર જીવને પાછો પ્રકાસ્તો બનાવશે. હું તુંને પુશકલ પૈસા, કાપડ, ઘોડા અને ખજાનો બક્ષશ પણ તુંને દુખી થવા દેવશ નહી. વળી તુંને પણ જવેહરાત, મુલકો, મોહરો, તાજો, હારો અને હાથીદાંતનું તખત મલશે. તારા વડા ભાઇથી તુંને કાંઇ શરમાવાનું થશે નહી. કારણ કે મને લડાઇ કરવી પસંદ નથી. માટે જો તું મારી તમામ નશીયત સમજી તે ઉપર અમલ નહી કરશે તો આખરે તુંને તારાં એ કામ માટે પશેમાન બનવું પડશે.''

ગોનો એ એલચી નેજાબાજ તલખંડ આગળ વેહેતાં પાણીની જડપે આવી લાગ્યો અને ગોએ પાદશાહી, ખજાના, પૈસા અને બીજી ચિજો માટે તેને જે કાંઇ કેહેવાડયું હતું તે તેને કહી સમજાવ્યું. તલખંડે તેની એ સઘળી વાત સમજી તેમજ તેની દાનાઇ, વિચાર તથા ચાલાકી જોઇ; પણ આસમાનનો ભરમ કાંઈ જુદીજ તરેહનો હોવાથી તે પોતાના ભાઇના કેહેનથી પીગલ્યો નહી. તેણે તેને એવો જવાબ દિધો કે, "તું ગોને જઇને કેહે કે, યુક્તિબાજની યુકતિ મુજબનાં કામો કદિપણ બનતાં નથી. તારી છુરી જબાંન તલવારથી કપાયલી બનજો અને તારૂં શરીર હેરબદના આતશ[૧] ઉપર બલવું થજો. તારી આ જુઠી બકબક મેં સમજી છે. પણ તેમાં તારી યુકિતઓનું બજાર સમાયલું હોવા સિવાય બીજું કાંઇ જણાતું નથી. તું મને શેહેનશાહી તથા ખજાનો કયાંથી આપવાનો છે? આ બુજોર્ગભરી અંજુમન વચે તું પોતેજ શું હીસાબમાં છે ? એવી શકિત, ખજાનો તેમજ પાદશાહી તો મારાજ હાથમાં છે

---

૧ તલખંડ એક હીંદુ હોવાથી જરથોસ્તીઓના કેબલા તરફ વેરભાવ ધરાવીને એવા શબ્દો બોલે છે.

અને સુરજથી તે પાતાલ સુધીની જમીન મારીજ ગણાય છે. પણ મને લાગે છે કે તારા વખતનો અંત આવેલો હોવાથીજ તુંને આવા વિચારો અને ખાનગી વાતો કેહેવાડવાની સુજે છે. એ માઇલ સુધી લંબાઇને મારૂં લશકર એવું ઉભું છે કે જેથી જમીન, ઘોડાઓ, હાથીઓ અને માણુસોથીજ ભરાઇ ગયલી લાગે છે. માટે તું પણ હવે તારાં લશકરને નજદિક લાવી લડાઇમાં ઉતાર. એમ ઢીલ કર્યા કર્યાથી લડવા આવેલું કામનું શું ? હવે મારા હાથનું તું એવું જોર જોશે કે તેથી તારા વખતને સેતારાઓ ગણવા પડશે. પણ પડતીને તારી પીઠ પાછલ આવી લાગેલી જોઇને હવે તું ૫ંડ ૫રેબ અને કાવા દાવા રમ્યા સિવાય બીજું કાંઇ જાણતો લાગતો નથી. તાજ તખત માટેના તારા આવા વિચારોને લિધે દાનાવો પણ તુંને નેકબખ્ત ગણવાના નથી."

આથી તે એલચી ઉશકેરાયલે મગજે ત્યાંથી પાછો ફર્યો અને તલખંડે કેહેવાડેલો જવાબ ગોને પાછો કહી સમજાવ્યો. એવા જવાબ સાથે તે કાસદ રાતોરાત ત્યાં આવી લાગ્યાથી તેઓ તુરતજ લડાઇના મેદાનમાં ગયા. અને પોતાના લશકરની આસપાસ એક ચર ખોદાવી. તેનું ચોકીબાન લશકર પણ તે મેદાનમાં આસપાસ ફરવા લાગ્યું અને એ રીતે તે આખી રાત વહી ગઈ. જ્યારે સિંહ રાશીમાંથી સુરજ બાહાર પડયો અને તડકાંથી જમીનને પાણીના દરીઆ જેવી બનાવી અને બલુ આસમાનના ગુમબજ ઉપર સુરજે તડકાંની ચાદર પાંઠરી દિધી ત્યારે તે બધે છાવણીઓમાંથી સરનાઇ અને ઢોલોના અવાજો સમજાવા લાગ્યા. ત્યાં તે બધે જવાનોના ઝુંડાઓ પણ ઉડતા દેખાયા તથા તેમના લશકરની દાવી અને જમની પાંખો પણ તૈયાર કરવામાં આવી. તે બધે નામદાર પાદશાહોએ લશકરના મધ્યભાગમાં પોતાની જગ્યા લિધી તથા તેમના બધે હાથ ઉપર તેઓના વઝીરો પણ આવી ઉભા.

પછી ગોએ એક દાનાવને ફરમાવ્યું કે, "તું મોટે અવાજે સરદારોને જણાવ કે, તે સઘલાઓ પોતાના ઝુન્ડાને ઉડતાજ રાખે અને પોતાની પ્રકાશીત તલવાર બાહાર કાઢીને ઉભા રેહે. તેઓમાંનો કોઇ પણ પોતાનો પગ બાહાર કાઢે નહી અને પાયદલ લશકરમાંનો કોઈ પણ પોતાની જગ્યાએથી જરા પણ ખસે નહી. લડાઇ વખતે જે ઉટાવલો અને આકલો બને તે દાનાવ તેમજ વિચારવંત ગણાય નહી. તલખંડ પોતાના આ લશકર સાથે લડાઈના મેદાનમાં કેવો દોરદમામ દેખાડે છે તે આપણે જોઇશું. પ્રકાશ્તા સુરજથી તે ધુલની રેજકણ સુધીની સઘલી ચિજો ઉપર પાક યજદાંન સિવાય બીજા કોઇનું ચલણ ચાલતું નથી. તેથી હું એવી ઉમેદ રાખું છું કે, એજ પરવરદેગાર આપણી

ઉપરના જમાનાને રોશણીથી પ્રકાસ્તો બનાવે. મારાથી બની એટલી નશીયતની વાતો મેં તલખંડને કેહેવાડી અને રેહેમથીજ તેની સાથે વાતો કીધી છતાં તેણે તે ઉપર કાંઇ ધ્યાન આપ્યું નથી. તેથી જો મારૂં લશકર ફતેહ પામે અને સુરજ તેમજ ચંદ્ર મારી એ ભલાઇનો બદલો વાલી આપે તો તમો ખજાનાને ખાતર કોઈનું પણ લોહી ત્યાર પછી રેડતા ના. કારણ કે તેવો ખજાનો તો તમો મારી પાસેથી પણ મેલવી શકશો. બીજું એકે આ લશકરમાંથી જે કોઈ નામદાર થડે અને તે દુશમનોની છાવણીના મધ્ય ભાગ તરફ પોતાનો ઘોડો દોડાવી મુકી લડતો લડતો તલખંડ આગળ જઇ પોંહોચે તો તેણે ત્યારે તેના ઉપર કાંઇ પણ નુકસાન પુગાડવું નહી, પણ પોતાની કંમર તંગ બાંધેલી રાખી તેના જોરેમંદ હાથી આગળ તેણે તાબેદારી દેખાડતુંજ જવું." આથી તમામ લશકરે પોકારીને જવાબ દિધો કે, "હમો તારોજ હોકમ બજા લાવીશું અને તારાજ વિચાર મુજબ ચાલીને હમારા જીવને સંગાર આપીશું."

પેલી તરફ તલખંડે પોતાના લશકર હજુર એમ કહી સમજાવ્યું કે, "ઓ મારાં તખતના સંભાળ કરનારાઓ! આ લડાઇમાં જો આપણે ફતેહમંદ નિવડયે અને ગ્રહોની ચાલ જો આપણને સારૂં ફળ આપે તો તમો સઘલાઓએ તમારી તલવાર બાહાર કાઢીને યજદાંનની મદદ માંગી દુશમનો ઉપર માર મારવો. વળી ગો કેદ પકડાતાંજ તમો તેને મારી નાખતા ના તેમજ તેની સાથે સખતાઈ પણ વાપડતા ના પણ તેને તેના જંગી હાથી ઉપરજ બેઠેલો રાખી સાંજ તેને કેદ પકડજો અને તેના બંધે હાથ બાંધી મારી આગળ લાવજો."

ત્યારબાદ છાવણીના દરવાજામાંથી સરનાઇના અવાજો સમજાવા લાગ્યાથી તમામ પાહાડો અને દરીઆ ઉપર ધુલ ફરી વલી અને ઘોડાઓના ખંખાર અને ભારી ગુરજોના અથડાવાના ખણખણાત સઘલે ફેલાઇ ગયા. તેથી તું કેહેશે કે, જાણે ફરતું આસમાન પણ થંભ થઇ ગયું. લોકોના પોકારો અને કોહોડાલીઓના ચકાચક અવાજથી માણસો ગાભરાં બની ગયાં અને તેઓ પોતાના માથાં કે પગોને પણ ઓલખી શકયા નહી. તીરોની પ્રકાસ્તી અણીઓ તેમજ તેમાના ગીધોના પીછાથી જાણે આફતાબે પણ પોતાનાં પોશાકની કોરને અંદર ખેંચી લિધી હોય તેમ જણાતું હતું. જમીન લોહીનાં દરીઆ જેવી બની અને માથાંઓ તથા હાથ પગો જાણે પથરાના વરસાદ નિચે હોય તેમ લાગતું હતું. તે બંધે શાહજાદાઓ પણ જોરેમંદ હાથીઓ માફક પોતાના લશકર વચેથી આગળ વધ્યા. તલખંડ તેમજ ગોએ સામટી પોકાર કીધા કે, "સંભાળ! અને મેં ફેંકેલા જંબ્યાના પવનથી પણ દુર રેહે,

ઓ ભાઈ! તું તારા હાથને લડવા માટે લંબાવ ના પણ મારી તલવાર સામે તારા જીવનોજ બચાવ કર." એ પ્રમાણે વડાએ નાનાને તેમજ નાનાએ વડાને કહ્યું. ત્યાંની તમામ જમીન તો લોહીના દરીઆ જેવીજ બની રહી. બંધે ભાઈઓ તલવારબાજ પેહેલવાનો હોવાથી તે ચાલી રહેલી લડાઇ વચે આસપાસ સઘલે ફરી વલ્યા. તે લડાયક પાદશાહોએ મારેલા જખમોથી ત્યાં નાલાંની માફક લોહી અને મગજો વેહેવા લાગ્યાં. એ પ્રમાણે સાંજ પડી ત્યાં સુધી એમ ચાલી રહ્યું અને તેટલાં તે લડાઈ પણ પોતાની હદ કુદાવી ગઈ.

તેટલામાં મેદાનમાંથી ગોનો એવો અવાજ સમજાયો કે, "ઓ લડાયકો અને જવાન પેહેલવાનો! જે કોઇ હમારી માફી મેલવવા માંગતા હોય તેઓએ તલખંડ તરફથી લડતાં અને ફીનો લેતાં અટકવું જેથી મારો એ ભાઈ પણ લડવાથી જરા ડરે અને એકલો પડી લડાઇ કરવા અત્રે થોભે નહી." આથી સામી બાજુના ઘણાએક પેહેલવાનોએ ગોની માફી ચાહી અને ઘણાકો લડાઈ કરતાં માર્યા ગયા. તેથી તલખંડનું તમામ લશકર વિખેરાઇ ગયું અને જેમ મેંઢાંનું ટોલું ભરવાડ વગરનું અને ભરવાડ મેંઢાં વગરના બને તેમ સઘલું બની ગયું. જ્યારે હાથી ઉપર સ્વાર થયલો તલખંડ એ રીતે એકલો પડી ગયો ત્યારે તેને ગોએ બાંગે બુલંદ આવાજે પોકારીને કહ્યું કે, "ઓ ભાઇ! હવે તું તારા મેહેલમાં પાછો ચાલ્યો જા અને ત્યાં જઇને તારા મેહેલો અને દીવાનખાનાઓની સંભાળ રાખ. હવે તુંને મારીથી કે મારા નામદાર તલવારબાજ લશકરીઓથી જરા પણ ઇજા પુગશે નહી. એ સઘલી ભલાઈ પરવરદેગાર તરફથી છે એમ તું સમજજે અને તું તેનોજ જીવે ત્યાં સુધી ઉપકાર માનતો રેહેજે. કારણ કે તું તેથીજ આ લડાઈના મેદાનમાંથી જીવતો જવા પાંમે છે. પણ હવે એનો વિચાર કરવાનો કે જબરી વાપડવાનો વખત રહ્યો નથી."

તલખંડે તેનો એવો પોકાર સમજ્યાથી તેના તરફની એવી આબરૂ પાંમવા માટે તે શરમથી દુખી બન્યો અને એ લડાઇના મેદાનમાંથી મર્ગ નામના શેહેર તરફ ચાલી ગયો જ્યાં તેને તેનું લશકર ચોબાજુએથી પાછું આવી મળ્યું. તેથી તેણે પોતાના ખજાનાનાં બારણા પાછાં ખોલી તેઓનો પગાર આપી પોતાના લશકરને પાછું આબાદ બનાવ્યું અને તેઓની ઇચ્છા પાર પાડી. જેઓને તેણે ખેલાતને લાયક જોયા તેઓને વટતા ખેલાતોથી સંભાર્યા. એ રીતે પોતાનું લશકર પાછું આબાદ બનતાંજ લડાયક તલખંડનું દિલ પણ ગમથી મોકલું બન્યું. આથી તેણે ગો ઉપર પાછો એક પેગામ મોકલ્યો કે "ઓ ઘાસવાલી પડત જમ્યાના જેવા તખતને એબ લગાડનારા-

ભાઇ! તારૂં સ્થાન (દોજખના) આતશમાં જળતું રેહેજો અને તારી આંખો પુરેલી બનજો. તું તો મારાથી નચિંત થઇને બેઠો છે એમ ધારતો હશે પણ એવી રીતે તારાં દિલને ઠગાવા અને અંજાવા દેતો ના. હવે તું કાંઇ બાહુરીજ દેખાડજે અને સિંહના જેવીજ લડાઈ કરવાની તૈયારી રાખજે. કારણ કે હવે આ વખતે તુંને કાંઈ ફતેહ મલવાની નથી."

ગોએ તેનો એવો સખત જવાબ સમજતાંજ તે ભાઇ તરફની માયાને પોતાના દિલમાંથી ધોઇ નાખી. તેની એવી વાતોથી તેનું દિલ પણ દલગીર અને કીનાભર્યું બન્યું. આથી તેણે પોતાના દાનાવ વજીરને કહયું કે, "તું તેની આ અજબ જેવી વાત સમજ." તે દાનાવે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તારા બાપની યાદગારી તરીકે તુંજ આ તખત ઉપર બેઠેલો છે. વળી દાનાવોના કરતાં પણ તું વધારે દાનાઈ ધરાવે છે તેમજ તાજદાર પાદશાહોના કરતાં પણ તુંજ વધારે જોરેમંદ છે. માટે મારે તુંને પ્રરતા સુરજ અને પ્રકાસ્તા ચંદ્રના ભરમની આ વાત કહી સમજાવવી ઘટે છે. તે એ કે, 'તારો એ નામદાર ભાઈ જ્યાં સુધી ધુલ ઉપર પ્રસડતાં સાંપને મોતે માર્યો જશે નહી ત્યાં સુધી એ લડાઇ કર્યાથી જંપીને બેસવાનો પણ નથી.' માટે તારે તેને કાંઇ યુકિતથી લડાઇ કરતો અટકાવવો ઘટે છે. તું કાંઈ તેના ઉપર પાછો સખત જવાબ મોકલતો ના. તારે તો તેની સાથે જે સગાઇ છે તેની શરમ રાખીનેજ કાંમ કરવું ઘટે છે. જો તેની તમામ કોશેષો તુંને બુરાઇ પુગાડવાનીજ હશે તો તે તેમાં પરવરદેગારની મદદ કયાંથી મેલવવાનો છે? તેથી જો તે લડાઈ કરવા માંગે તોજ તું લડાઇ જાહેર કરજે. કારણ કે તે જેમ આકલો છે તેમ આપણે વલી થંડા છીએ."

આથી તે પાદશાહે ત્યાં એક કાસદને બોલાવી તેની સાથે ખુબી ભરેલી વાતો કીધી. તેણે તેને કહયું કે, "તું પેલા મારા ભાઇને જઇને કેહે કે, તુંને આવી તુંડાઈ અને સખતાઈ દેખાડવી ઘટતી નથી. એક પાદશાહે જોરજુલમ વાપડવો ઘટતો નથી. જેવો તારો બાપ નામદાર હતો તેવોજ નામદાર તારે પણ ગણાવું ઘટે છે. મને ખચીતજ લાગે છે કે, મારી શિખામણોથી તું ઉલટોજ જવા અને મારી સાથનું સગપણનું નાતું તોડવાજ માંગે છે. જો તુંને લડાઇ સિવાય બીજો વિચાર આવતો નથી અને તું ખુબી સાથે સગાઇનું નાતું જાળવવા ચાહાતો નથી તો હવે મને પણ તારી સાથે લડવાને લશકર તૈયાર કરવું પડશે અને મારે મનથી લશકરનું મેદાન મારો મુલક ગણાશે. પણ એમ કરવા માટે આપણે આપણા આબાદ મુલકમાંથી બાહાર નિકળી જઇએ અને લડાઇ કરવા માટે આપણાં લશકરને કોઇ દરીએ કીનારે લેઈ જઇએ. આપણે

ઓ જાપે લશકરની આસપાસ ચર ખોડાવીશું અને લશકરમાં ભાગ લેનારાઓનો સઘલો માર્ગ ઘેરી બેઇશું તથા એ ચરમાં આપણે દરીઆનું પાણી દાખલ કરીશું. આર પ્રીજ આપણે લડાયકોના મગજમાં લડાઈનું શુર ઉશકેરીશું. જેથી જે કોઈ આપણામાંથી હાર પાંમે તેને માટે એ ચરને લિધે નાહાસ્વાનો માર્ગ રેહે નહી. વળી જે આપણી વચેથી ફતેહમંદ નિવડે તેણે આ તંગ થઇ પડેલી જગ્યામાં કોઇનું વધુ લોહી રેડવું નહી. આપણુને મદદ કરવા આપણે આપણા સઘલાં લશકરને લડાઇમાં ઉતાર્યે છીએ પણ તેથી તેઓ ઉપર શમશીર અને તીરોનો મારો ચાલવો જોઇતો નથી."

એ સમજી તે કાસદ ત્યાંથી જવાને નિકળ્યો અને તલખંડ આગળ પવન-વેગે જઇ પુગીને ગોનો સંધેસો તેને કહી સમજાવ્યો. તલખંડે ગોનો એ પેગામ સમજતાંજ પોતાના લશકરના તમામ સરદારોને પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને તેમને ઘટતી જગ્યાએ બેસાડી તેઓ આગળ એ ગોનો સંધેશો કહી સમજાવ્યો અને પછી પોતાના દિલનો ભરમ પણ તેઓને કેહેવા માંડયો. તેણે તેઓને કહયું કે, "ગોએ દરીએ કીનારે લડાઈ કરવાનો વિચાર કીધો છે. માટે એમાં તમારો શું વિચાર છે અને તમોને શું લાગે છે? શું આપણે તેનાજ વિચારને મલતા થઇએ? જો તમો પણ મારી સાથે એકમટ થતા હોવો તો ત્યાંથી વમારાથી જરા પણ નહસાવાનું નથી. જો આપણુને પણ લડવુંજ છે અને લશકરને ટોલાંબંધ લડાઇમાંજ ઉતારવુંજ છે તો પછી આપણે મનથી કરીઓ કે પાહાડ સઘલું સરખુંજ છે. જો તમોજ લડાઇમાં મારા મદદગાર થશો તો પછી કોહલાંના અવાજથી વાઘોને ડરવાનું કાંમજ શું છે? જે કોઇ નામદારી મેલવવા ચાહાતો હોય તેઓને જેહાનમાંથી પોતાની મુરાદ પાર પાડ-વાને માટે આજ ટક છે. એક જેહાનજીટ પાદશાહ જીવતો રહી દુશમનોને ખુશ થવાનું કારણ આપે તેના કરતાં તે નામદારી સાથે માર્યો જાય તેજ બેહેતર ગણાય. જે એ લડાઇને માટે આતુરતા જાળવશે તેજ પોતાને માટે ફાયદો મેલવી શકશે. મારી પાસેથી તેઓ પુશકલ નવાજેશ પાંમશે તેમજ નોકરો અને સંગા-રેલા ઘોડાઓ મેલવશે. જેથી કેશમીરથી તે ચીનના દરીઆ સુધીના સઘલા મુલકોના લોકો આપણીજ તારીફ ગાશે. તેથી જો સઘલું લશકર મારાજ હોકમ પ્રમાણે ચાલશે તો તેઓ મારી પાસેથી શેહેરો અને તાજ તખતની પણ નવાજેશ પાંમશે."

આથી સઘલા સરદારોએ તેને જવાબ આપવા પોતાના ચેહેરા જમીન સુધી નિચે નમાવ્યા અને બોલ્યા કે, "તુંજ હમારો પાદશાહ છે અને હમો

પણ નામદારી સોધનારાજ છીએ. માટે હવે જેહાનની ગીરદેશ કેવી નિવડે છે તે તું જ આપોઆપ જોશે." પછી તલખંડની દરગાહમાંથી લડાઇના પોકારો નિકળી રહયા અને તેના લશકરથી તે તમામ મુલક જોશમાં આવ્યો. તેણે પોતાના તમામ લશકરને દરીઆ તરફ કુચ કરાવી જ્યાં ગોનું પણ લશકર આવી પોંહોંચેલું દેખાયું. પછી તે બંધે પાદશાહોએ ત્યાં સામાસામો ઉતારો કીધો અને એકમેક સામે કીનો દેખાડવા માંડયો. એ બંધે લશકરની આસપાસ તેઓએ ચર ખોડાવી અને તે ઉંડી ખોડાઈ રેહેતાંજ તેમાં પાણી પણ દાખલ કરવામાં આવ્યું. તે બંધે લશકરના સ્વારો પણ મોઢાં ઉપર રીણુ ચઢાવી ત્યાં સફ સમારી ઉભા. તેઓએ પોતાના લશકરની ડાવી તેમજ જમની પાંખો ગોઠવી અને પોતાનો સરસામન દરીઆ તરફ ગોઠવી દિધો.

પછી તે બંધે મોટી પડવીના પાદશાહોએ દુખ અને કીના સાથે પોતાના હાથીઓ ઉપર જીન બાંધ્યાં અને તેઓએ પોતપોતાના લશકરની વચમાં પોતાની જગ્યા લિધી. તથા તેમના સઘલા સીપાઇઓ પણ તૈયાર બનીને ઉભા. તેઓના પુશકલ નેજાઓ અને રેશમી વાવતાઓથી જમીન દામરના જેવી તથા આસમાન અંધકારવાલું બન્યું. હવા લશકરથી ઉડી રહેલી ધુલથી સીસમ જેવી કાલી બની અને તેમાં ઢોલ અને રણસીંગડાંના અવાજો ફેલાઇ રહયા. તું કેહેશે કે, "જાણે ત્યાં દરીઓ તોફાની બન્યો છે અને તેમાના મગરો પણ ખુનનાજ અવાજે પોકારે છે અને તે દરીઆ વચે કોડાલીઓ, ગુરજો અને તલવારોના મારાથી લોહીનોજ વરસાદ વરસે છે અને તેમાંથી નિકળેલાં વાદલો સુરજ ઉપર પંઠરાઇ જઇ કોઇને પણ જેહાનનો ચેહરો દેખાય નહી એવો દેખાવ કીધો છે. હવામાંથી જાણે તલવારોનોજ વરસાદ વરસે છે, જે વરસી ધુલમાં ગુલલાલાના ફુલોજ જાણે ઉગાડી દે છે."

તે જગ્યા માર્યા ગયલા સીપાઇઓથી એવી બની કે એક ગીધ પણ તેના ઉપરથી ઉડી શકતું હતું નહી. તે ચરોમાં લોકોના લોહી વેહેવા લાગ્યાં અને કપાયલાં ડોકાંઓ મેદાનમાં ઉધાં પડેલાં માલમ પડતાં હતાં. પવનને લિધે તે લોહીના દરીયામાં મોજા ઉડતા હોય તેમ લાગતું હતું અને તેની વચે સીપાઇઓની ફોજની ફોજ લડતી દેખાતી હતી. તમામ મેદાનમાં મગજો, જીગરો અને શરીરો પડેલાં જણાતાં હતાં અને ઘોડાઓની નાળો લોહીથી ખરડાઇ જાણે તે ઉપર ફુલો ગુઠયાં હોય તેમ લાગતું હતું.

જ્યારે તલખંડે હાથીની પીઠ ઉપરથી મેદાન તરફ નજર કીધી ત્યારે તેણે તે તમામ જમીનને નાઇલ નદી જેવી બનેલી જોઈ. વળી પવન પણ તલ-

ખંડની સામેનો ફુકતો હોવાથી તે ખાવાપીવા માટે પણ આરઝુમંદ બન્યો. તેને તે ફુકતા પવનથી, શમશેરોના વરસાદથી તેમજ સુરજના તડકાંથી જરા પણ કરાર હતો નહી તેમજ તેને માટે નાહાસવાનો માર્ગ પણ રહયો હતો નહી. તોપણ તેણે હોટો ઉપર ફીણ ચઢાવી ચોબાજુએ હાથમાંની તલવારથી હુમલો કીધો.૧ એ પ્રમાણે તે પોતાના ઘોડાને કુડાવી માણસોનો ઘાન કાઢવા લાગ્યો તેથી જાણે તે વીજલીનો આતશજ બનેલો લાગતો હતો. ૧ તેણે ગમે એટલી એવી કોશેષો કરવા છતાં પોતાને માટે નાહાસ્વાનો માર્ગ રહેલો જોયો નહી. ૧ આથી તે ઉશકેરાયલો પોતાની સુનેરી અંબારીમાં સુઇ ગયો અને પોતાનો પ્રાણ મુકી દિધો. એ રીતે તે તમામ હીન્દુસ્તાનનો મુલક પોતાના ભાઈને સોંપી ગયો. માણસ જાત પોતાની બંધે આંખોને વધારે દોલત મેલવવા ઉપરજ ચોંટેલી રાખે છે અને પોતાની પાસેની દોલત કમી લાગ્યાથી તેમનાં દિલ દુખી અને ગુસ્સે રહે છે. પણ એ દાનાવ ખુદા ! અત્રે આ કે પેલો કોઇ રેહેતો નથી. માટે આ જેહાનમાંથી તો તું તમામ ખુશાલીનો હીસ્સો પાંમવાનું પસંદ કર. તું મેહેનત વેઠીને ગમે એટલો ગંજ એકઠો કરશે પણ તે તમામ જેહાનનો ગંજ એકઠો કરવા માટેની તારી મેહેનત ફોકટમાં ગયલી ગણાશે.

જ્યારે પોતાના લશકર વગેરેથી ગોએ પોતાના ભાઈ તરફ નજર કીધી ત્યારે તે જવાન પાદશાહનો ઝુન્ડો ત્યાં તેને દેખાયો નહી. આથી તેણે એક સ્વારને તેના હાથી આગળ તેહેકીક કરવા માટે મોકલતાં ફરમાવ્યું કે, "તું જો કે પેલો સ્વારોના ચેહેરા ફીકકા કરનારો તેનો પેલો રાતો ઝુન્ડો કયાં છે? કારણ કે ત્યાં તો લડાઇનો જુસ્સો નરમ પડી ગયલો લાગે છે અને વળી ધુલને સબબે મારી નજરે તો ત્યાં કાંઇ પણ માલમ પડતું નથી." આથી તે સ્વારે ત્યાં જઇ સઘલે તપાસ કીધી પણ ત્યાંથી તેને તે નામદાર સરદારનો ઝુન્ડો માલમ પડયો નહી. પણ તલખંડના લશકરની વચે ચકચાર ઉઠી રહેલી જણાઇ. તેના લશકરના તમામ સ્વારો પણ પોતાના રાજાનીજ સોધ ચલાવતા માલમ પડયા. આથી તે કાસદ ત્યાંથી તુરતજ પાછો ફર્યો અને તમામ બનેલો બનાવ તેણે ગો આગળ વિસ્તારીને કહયો. તેથી તે રાજા ગો પણ પોતાના હાથી ઉપરથી નિચે ઉતરી પડયો અને રડતો રડતો તે એ માઇલના છેટા સુધી પગે ચાલીને ગયો.

જ્યારે ગોએ તલખંડને માર્યો ગયલો તથા તેના લશકરના સીપાઇઓના ચેહેરા ઉતરી ગયલા જોયા ત્યારે તેણે પોતાના ભાઈને પગથી તે માંથાં સુધી

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તપાસ્યો, પણ તેની પીઠમાં કેઠે પણ જખમ જણાયો નહી. આથી તે મોટો રાજા પણ ત્યાં રૂડન કરવા પડયો અને દલગીર બની તેની આગળ સોગ કરતો બેઠો. તે રડતાં રડતાં બોલવા લાગ્યો કે, "ઓ લડાયક જવાન! તું તો તારા જીવને અત્રેથી તોડી કાઢી દુખી થઇને ચાલી ગયો છે. તુને તારા ગ્રહોની બુરી ચાલે એમ મારી નાંખ્યો છે, નહી તો કે તારી ઉપર સખ્ત પવનને પણ ફુકવાની મકદુર હતી નહી. તેથીજ તેં પણ તારા સલાહકારોની શિખામણ માની નથી. હવે તેં એમ ચાલી જઇને તારી માયના દિલને તોડી નાંખ્યું છે. મેં તુને ખુબીભરી શિખામણો દેવાની કાંઇ પણ બાકી રાખી નથી પણ મારી શિખામણોએ તુંને કાંઇ ફાયદો પુગાડયો નહી."

તેવામાં ત્યાં ગેનો સલાહકાર પણ આવી લાગ્યો. તેણે જેહાનના પાદશાહ તલખંડને માર્યો ગયલો જોયો તથા તે બોહોલાં મેદાન વચે તેના ભાઇ ગેને આસમાન સુધી પુગે એવા મોટા સાદે રડતાં અને તેની આગળ ભોંય ઉપર અલોટયાં ખાતો અને મોઢેથી ઓ રાજા! ઓ રાજા! એમ બોલતાં જોયો, ત્યારે તેણે તેને શિખામણો દેવા માંડી અને બોલ્યો કે, "ઓ મોટા રાજા! તુંને એમ રૂડન અને સોગ કરવાથી શું ફાયદો થવાનો છે? જે બનવાનું હતું તેતો બની ગયું છે. પરવરદેગારના શુકરાના કર કે એ તલખંડ તારે હાથે માર્યો ગયો નથી. મેં તેના બુધ, મંગલ, સુરજ અને ચંદ્રની ચાલ ઉપરથી જે કાંઇ બનવાકાલ હતું તે તુંને કહી દિધું હતું કે, ગમે એટલો એ જવાનને આપણે લડાઇ કરતો અટકાવીશું તો પણ મોત તેની જીંદગીનો અંત લાવ્યા વગર રેહેનાર નથી. હવે જયારે તલખંડનું કામ બરબાદ ગયું છે અને તે પોતાનીજ નાદાની અને આકલાપણાથી ગુજર પાંમ્યો છે તો તેનું દુખી અને આજુરદે બનેલું લશકર જે તારા તરફ આતુરતાભરી નજરે જોય છે તેઓને હું હવે અત્રે બોલાઉં છું. પણ તે અગાઉ તું શાંત બન અને તારાં દિલને ધીરૂ પાડ ને તારી અકકલની હોંશને ધીરજથી પાર પાડ. જો તે લશકર તુંને ભોંયે ફસડાઇ બેઠેલો અને આવો દુખી જોશે તો તેથી તે લશકર આગળ તારી આબરૂ ઘટી જશે અને તેઓની આગળ તું હલકો પડેલો ગણાશે. એક પાદશાહ તો જામ માહેલા ઉંચા ગોલાબ મીસાલનો ગણાય છે જે ગોલાબ હવાથી બીગડવો જોઇતો નથી."

તે અકલમંદ રાજાએ એ દાનાવની એવી શિખામણ સમજતાંજ પોતાના બાંગી મારફતે એવી મનાડી ફેરવાવી કે, "ઓ તમો રાજાના સઘલા નામદારો અને પેહેલવાનો! તમારે એક પળ પણ હવે આ મેદાનમાં ઠોભવું જોઇતું નથી કારણકે હવે આ તેમજ પેલાં લશકર વચે કાંઇ જુદાઈ જેવું

રહ્યું નથી. હવે તો સઘળાઓ વચ્ચે સુલેહ ફેલાવી ઘટે છે અને એકમેકને દુવા દેવી ઘટે છે. હવે તમો સર્વે મારી મારી પાંમ્યા છો અને તેથી તમો પણ મારા વિચારમાં તેવાજ યાદગાર ગણાશો." ત્યારબાદ તેણે પોતાના સઘળા સરદારોને ત્યાં બોલાવી મંગાવ્યા અને તેઓની આગળ તેણે તલખંડ માટે આંખોમાંથી આંસુ પાડયાં. પછી તલખંડ માટે સુના અને હાથીદાંતની બનાવતનું અને તે ઉપર પીરોજાના નંગો બેસાડેલું એક કફન બનાવવામાં આવ્યું. તલખંડના મોઢાં ઉપર રૂમી બનાવતનું રેસમી કપડું ઢાંકયું. એ પ્રમાણે તે નામદાર અને નામીચો હીન્દનો રાજા ગુજર પાંમ્યો. હવે તેની આગળ હીન્દી જબાનમાં ભણુ-તણુ ભણુતા બ્રાહમણો આવ્યા અને તેના શરીર ઉપર ચીનાઇ રેસમી કપડું ઓઢાડયું.[૧] પછી તે લાશની પેતી ઉપરનું ઢાંકણુ દામર, કસ્તુરી અને કપુરથી તંગ બંધ કરવામાં આવ્યું. પછી તેણે તે સઘલાં લશકરને માર્ગમાં વધુ વાર આસા-યશ લિધા વગર ત્યાંથી જડપથી કુચ કરાવી.

હવે પેલી તરફ તેઓની માતાની ઉંઘ અને ભુખ જયારથી તે બધે શાહજાદાઓએ લડવા માટે જગ્યા પસંદ કીધી ત્યારથી ઉડી ગઇ હતી અને તેઓના પાછા ફરવાના માર્ગ ઉપરજ તેણીની નજર ખેંચાઇ રહી હતી. તેણીનો તે સઘલો વખત કરાર વગરનોજ ગુજર્યો. જયારે માર્ગમાંથી આવતાં લશકરથી ધુલ ઉડી રહી ત્યારે તે દાનાવ માતાએ પોતાની નજર તે ઉપરજ ઠેરવેલી રાખી. તેણીએ ત્યાંની સઘલી જમીન ઉપર લશકર ફરી વલેલું અને તેની વચ્ચે ગોનો ઝુન્ડો ઉડતો જોયો. તેણીએ બે માઇલ દુર ઉભો રાખેલો ચોકીબાન પણ તેઓ વચ્ચે તાજદાર તલખંડ અને તેનો હાથી માલમ પડે છે કે નહી તે જોવાને નજર તાણુવા લાગ્યો, પણ તે લશકર વચેથી તેવું કાંઇ માલમ નહી પડવાથી તેણે તુરતજ ત્યાંથી એક સ્વારને દોડાવી તેણીને કેહેવાડયું કે, "આપણું લશકર પાહાડની આ બાજુએથી પસાર થયું છે પણ તેમાં ગો અને તેની સાથે તેનુંજ લશકર છે અને તેની વચ્ચે તલખંડ કે તેનો હાથી કે તેનો ઝુન્ડો કાંઇ માલમ પડતું નથી તથા તે સુનેરી જોડાવાલો નામદાર પણ દેખાતો નથી."

આથી તે માતા આંખોમાંથી આંસુ પાડવા લાગી જે આંસુથી તેની તમામ છાતી ભીજાઈ ગઈ. તેટલામાં તેણીને એ રીતની ખરી ખબર મલી કે, "તલખંડના શેહેનશાહી દમામે કાલાશ પકડયો છે. તે તલખંડ પોતાની અંબ-બારીમાંથી મુવેલો મલી આવ્યો છે અને તે ગોને પોતાનું તખત સોંપી ગયો છે." એમ સમજતાંજ તે માતા તલખંડના મેહેલ તરફ દોડી અને પોતાનું

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

માથું તેની દીવાલ સાથે અફાલવા લાગી. તેણીએ પોતાનો તમામ પોશાક ફાડી કાહડયો અને મોહાંને નખરીઆં દેવા લાગી. પછી તેણીએ તેના ખજાનાથી ભરેલા મેહેલને આગ લગાડી દિધી તેથી તે તમામ મેહેલ તથા તેનું ખુબ્જોર્ગી-બર્ગ તખત પણ તેમાં બલી ગયું. ત્યારબાદ તેણીએ એક મોટી ચેહ સલગાવી અને તેમાં હીન્દુસ્તાનના રેવાજ મુજબ તેણીએ બલી મરવા ચાહયું. હીન્દુસ્તાનમાં સોગ બતાવવાનો એવીજ રીતનો ચાલ હતો.

જયારે ગોને પોતાની માતા માટેની એવી ખબર મલી ત્યારે તેણે પોતાના ઘોડાને જેમ દોડાય તેમ ઊશકેરીને દોડાવ્યો અને ત્યાં આવી લાગી તેણીને પોતાની બાહમાં મજબુટ પકડી લિધી અને પોતાની આંખોમાંથી બેશુમાર આંસુઓ ટપકાવીને તે બોલ્યો કે, "ઓ મેહેરબાન માતા, તું મારૂં કેહેવું સમજ. એ લડાઈના કામ માટે હું તો તદન નીરદોશ છું. મેં કે મારા કોઇ પણ મલત્યાએ કે મારી રૈયતના કોઇ પણ પેહેલવાને તેને મારી નાખ્યો નથી. કોઇએ તેને સખત કેહેણ વટીક કહયું નથી. તેને તેના ગ્રહોની બુરી ચાલેજ મારી નાખ્યો છે." ત્યારે તે માતા બોલી કે, "ઓ બુરી કરણીના બેટા ? તારા ઉપર આસમાન ઉપરથી કેહેર વરસજો, કારણકે તાજ અને તખ્તને ખાતર તેંજ તારા ભાઇને મારી નાખ્યો છે. હવે તુંને નેકબખ્ત લોકો નેક દિલનો ગણનાર નથી." ગોએ તેણીને જવાબ દિધો કે, "ઓ મેહેરબાન ! મારી તરફ તારે એમ શકમંદ બનવું ઘટતું નથી. એ લડાઈમાં શું બન્યું અને રાજાઓએ તેમજ લશકરે શું બજાવ્યું તે હું તારી આગળ કહી દેખાડું ત્યાં સુધી તું જરા ધીરજ ધર. તેની સામે લડવા જવાની હીંમતજ કોણે કીધી હતી ? સામી આવી વાતો તો તેજ કરતો હતો. હું તુંને સુરજ અને ચંદ્રના, દિવસ અને રાતના તથા ફરતાં આસમાનને પેદા કરનાર દાદારના સોંગદ ખાઇને કહુ છું કે જ્યાસુધી તું મારીથી એ ખરી વાત પુરેપુરી જાણશે નહી અને તારાં દિલમાંથી મારી સામેનો ખાર કાઢી નખાવી હું તારાં દિલને મારા વરફ પાછું મેહેરબાન બનાવશ નહી ત્યાં સુધી આ મારી મોહર, તખત, તાજ, ઘોડા અને મારી તલવાર મને ફરીથી જોવા પાંમશે નહી. કારણ કે જો તું દુરઅંદેશી સાથે જોશે તો તુંને જણાશે કે એ તારા બેટાનું મોત કોઇને હાથે નિપજયું નથી. જો કોઇ પોતાનું શરીર ગમે એવું પોલાદ અને લોહાં નિચે છુપાવીને ફરે તોપણ તે આ જેહાનમાં મોતથી કેમ છટકી શકવાનો હતો. જીવની બતી બુજવાઈ જતાંજ તે તો મરણ પાંમવાનો અને તેનાથી એક વધુ દમ પણ ખેંચી શકાવાનો નથી. માટે તારી એમ ખાતરી કરવા છતાં જો તું ધીરજ ધરશે નહી તો પરવરદેગારના સોગંદથી હું કહું છું કે હું પણ આ બલતી ચેહેમાં તારી સાથે બળી મરશ અને આપણા દુશમનોના જીવને ખુશ બનાવશ."

તે માતાએ ગોની એવી વાત સમજતાંજ તેણીને ગોના શરીર અને તેના ઉંચા કદ ઉપર અફસોસ છુટયો અને તેણીએ વિચાર કીધો કે, "જો એ જવાન પણ એમાં બાહાદુરીથી બલી મરશે તો તેના પણ હુનરો તેના રવાન સાથે નાશ પાંમશે." આથી તે માતા બોલી કે, "ત્યારે તું મને સમજાવ કે એ તલખંડ પોતાના હાથી ઉપર કેમ મરી ગયો? એ વાત જ્યાં સુધી મને માલમ પડશે નહી ત્યાં સુધી મારૂં દિલ આતશમાં બલી મરવાથી હટવાનું નથી." આથી ગો દલગીર બની પોતાના મેહેલમાં ગયો અને ત્યાં પોતાના અનુભવી અને ડાહયા વજીરને બોલાવી તેની આગળ તેની અને આતશમાં બલી મરવા ચાહતી પોતાની માતાની વચે બનેલા બનાવોની વાતો કીધી. પછી ગો અને તે ડાહયો વજીર બંધે એકાંતમાં એ બાબે વિચાર ચલાવતા બેઠા. ત્યાં તે ડાહયા વજીરે ગોને કહયું કે, "ઓ નેક ખશલતના રાજા! એ તારી ઇચ્છા ફળે એવું તો લાગતું નથી. તોપણ આપણે આપણી રૈયતના જવાન તથા બુઢ્ઢાઓ વચે જે ચાલાક બુધ્ધીના નામદારો હોય તેઓને ચોબાજુએથી બોલાવી મંગાવીશું. એવી તિક્ષણ બુધ્ધીવાલા શખ્સોને આપણે કેશમીર, દનબર, મરગ તેમજ માય શેહેરોમાંથી બોલાવી મંગાવીશું."

આથી જ્યાં જ્યાં મોબેદો અને સરદારો રેહેતા હતા ત્યાં ગોએ સ્વારો દોડાવ્યા અને તેથી તેઓ એ નામદારીભર્યા રાજાની દરબારમાં આવવા લાગ્યા. પછી તે જેહાનના રાજા એ મોબેદો, રોશણ રવાનના દાનાવો અને બુજોર્ગો સાથે વિચાર કરતો બેઠો. ત્યારબાદ એ દાનાવોએ રાજા અને તેનું લશકર લડાઇના મેદાનમાં કેવી રીતે લડાઇ કરે તે બાબેની એક રમત સીફત સાથે સોધી કાઢી. એ ચાલાક બુધ્ધીના શખ્સોએ તેમાં નદી, ચર, નેહેર વિગેરે કેમ આવે છે તે દેખાડયું. તેઓ એ બનાવવા પાછલ ઉંઘાયા વગર આખી રાત રોકાયા અને તેટલાં એક બોલ પણ વાત કીધી નહી. મેદાનમાં સહવારનું પરોઢયું વાગતાંજ તે દાનાવે એક સીસમી લાકડાંનો ટુકડો મંગાવ્યો અને તેમાંથી તે બંધે મોટી પડવીના નેકખશલત શખ્સોએ એક ચોખંડ તખતો કાપી કાઢયો. એ તખતો જાણે લડાઇનું મેદાન હોય અને તેની આસપાસ ચર ખોડેલી હોય તથા બંધે બાજુનું લશકર તે ઉપર સફ સમારીને ઉભું હોય તેમ લાગતું હતું. તેઓએ એ તખતા ઉપર સો ખાંચા કોતર્યા જેમાં શેહેનશાહ પોતાના લશકર સાથે સફ સમારીને ઉભો હતો બંધે બાજુના લશકર પણ હાથીદાંતના ટુકડાઓમાંથી કોતરી કાઢયાં જેમાં બે તાજવાલા પાદશાહો પણ હતા. વળી તેમાં પાયદલ તેમજ સ્વાર લશકર પણ બનાવ્યું. ત્યારબાદ એ બંધે લશકરોને લડવા માટે સફ સમારી તૈયાર ઉભું રાખ્યું. વળી તેમાં

ઘોડેસ્વારો, હાથીઓ અને વજીરો પણ બનાવવામાં આવ્યા. તેમાં ઘોડાઓને લશકર ઉપર ધસારો લેઈ જતી ઢપે ઉભા રાખ્યા. એ રીતે લડાઇના રેવાજ મુજબનું સઘળું લશકર એકઠું કીધું. એમાં એક બાજુનું લશકર જો ધસારો લેઇ જતું તો બીજી બાજુનું લશકર પોતાનો બંચાવ કરતું. એ રમતમાં પાદશાહની જગ્યા વચોવચમાં રાખવામાં આવી અને તેના એક હાથ ઉપર તેના નેકખાહ વજીરને ઉભો કરવામાં આવ્યો. પાદશાહની બંધે બાજુએ બે હાથીઓને ઉભા રાખ્યા, જે હાથીઓના લીલા રંગથી તે તખતો પણ લીલા રંગે સોભી રેહેતો. એ હાથીઓની પાસે બે ઉંટોને ઉભાં રાખ્યાં અને તે ઉંટો ઉપર એ પાકીજેહ વિચારના શખ્સોને સ્વાર કીધા. એ બે ઉંટોની બાજુમાં બઢ-ચઢ બે શખ્સો ઘોડા ઉપર સ્વાર થઈ બેઠા.

એ રીતે સામાસામુ લશકર જેમ હોટો ઉપર ફીણ ચઢાવી સફ સમારી ઉભું રેહે તેમ ઉભું રાખ્યું. હરોલમાં ઉભેલું પાયદલ લશકર એક એક પગઠયું આગળ વધતું કારણ કે એ લડાઇમાં તો તેને ફર્યાદ પોકારતું જવું પડતું હતું. એ રીતે એ લડાઈનું સેવટ આવતું ત્યાં સુધી એમજ ચાલતું અને તેટલો વખત તે પાદશાહનો વજીર તેના પાસમાંજ બેઠેલો રેહેતો. દરેક હાલ્યા સીપાઇથી એકથી વધુ ઘર આગળ વધાતું નહી. બાહુર હાથી સામતાં ત્રણ ઘર આગળ ચાલી શકતો અને એ મેદાનમાં તે બે માઇલ સુધીની જગ્યા ઉપર નજર દોડાવી શકતો. વળી ઉંટ પણ એ મેદાનમાં જડપથી નાશ કરતું ત્રણ ઘર આગળ ચાલી શકતું. વળી ઘોડાની ચાલ પણ ત્રણુજ ઘરની રેહેતી અને તે હરીફો હોય ત્યાં સામે વધી જતો. કીનાબાજ વજીર બધી બાજુએ ધસી જતો અને સઘલી લડાઇ તેજ ચલાવતો. તે ઉપરનો દરેક શખ્સ એ મેદા-નમાં લડવાને આગળ વધી શકતો પણ કોઇથી જરાએ પાછલ હટી શકાતું નહી. તેઓના એકમેક ઉપર હુમલો લેઈ જવાને વખતે તેમના મદદગારો મદદ આપવા માટે તેઓ ઉપર નજર થેડવેલી રાખતા હતા. ૧ જો સામો શખ્સ ગુસ્સે બની તેને બોંય સાથ કરતો તો તેના લોહીનો બદલો તેની સંભાળ કરનાર લેતો.૧ જો કોઈ ત્યાંથી ગભરાઇને ત્યાંથી બાહાર પડતું તો તેની લોહીથી ગરકાવ બનેલી જગ્યાએ બીજો આવી લાગતો.૧ એ રીતે એ રમત-આના તમામ સરદારોની એવીજ ફરજ ગણાતી કે તેઓએ એકમેકની પુઠે રહી તેમની સંભાળ રાખવી.૧ પણ જો એ લડાઇમાં સામી પક્ષનો કોઈ શખ્સ હુમલો કરતો પાદશાહ આગળ આવી ચઢતો તો તે પાદશાહને મોટેથી ચેતાવતો કે,

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

"ઓ શાહ! તું અત્રેથી ખીસી જા." આથી તે શાહને પોતાના ઘરેથી ખીસીને આગળ વધવું પડતું અને તે જ્યાં સુધી સઘલેથી ઘેરાઇ જતો ત્યાં સુધી એમ ચાલતું. પછી તેઓ તે પાદશાહને તેમજ તેના ઘોડા, હાથી, ઉંટ વિગેરેને બંધીવાન કરી ત્યાંથી લેઈ જતા તે ગાભરો પડેલો પાદશાહ જ્યારે ચો બાજુએ નજર કરતો ત્યારે તેને તેનું લશકર પણ નાશ પામેલું જણાતું તથા તેને પોતાનો માર્ગ પણ ચર, ખીણ અને પાણીઓથી ઘેરાયલો જણાતો. તેની બધે બાજુએ તથા આસપાસ સઘલે દુશમનોનુંજ લશકર ફરી વળેલું જણાતું. એવાં દુખ અને ઘેરાનથી જે શાહનું પાણી ઉતરી જતું અને તેની ઉપર ફરતાં આસમાનનો પણ કેહેર ઉતરતો. એ સેત્રંજના પાટયાં ઉપર તે રમતનું પરીણામ તલખંડ થયલું ગણાતું અને જે પાદશાહ ફતેહમંદ નિવડતો તે ગો થયલો ગણાતો.

હવે તલખંડ માટે દુખી થઇ પડેલી તે માતાએ પોતાનું ધ્યાન એ રમત ઉપર લગાડયું. તેણી પોતાના દુખ કે ગુસ્સા વચ્ચે રાત અને દિવસ એજ બાજી રમવા પાછળ ગુજારતી અને એ સેતરંજની બાજી ઉપર પોતાની નજર ઠેઠવેલી રાખતી. તેણીની તમામ ઇચ્છા સેત્રંજ રમવા માટેજ રેહેતી જ્યારે તેણીનો જીવ તો તલખંડ માટે દુખીજ રેહેતો. તેણી હંમેશાં આંખોમાંથી આંસુઓ વરસાવતી પણ એ સેત્રંજની રમતથી તેના ઉપર દવા જેવી અસર થતી. એ રીતે તેણી ગુજર પાંમી ત્યાં સુધી એમ ચાલ્યું. હવે આગળા વખતના દાનાવોથી સમજીને કીધેલાં મારાં એ દાસ્તાનનો પણ અંત આવ્યો છે.

## હીન્દુસ્તાનથી એક અજબ જેવી દવા લાવવા માટે નોશીરવાને બરજુ નામના તબીબને મોકલી આપ્યો અને બરજુ ત્યાંથી કલીલેહ અને દમનેહ નામની કેટાબો લાવ્યો તે વિષે.



વે પેલો બુરજીન નામનો શખ્સ શું બ્યાન જણાવે છે અને તે પોતાનો ભરમ શું ખોલી બતાવે છે તે ઉપર તું ખુશી સાથે ધ્યાન આપ. નોશીરવાન કે જેનું નામ જાવેદાન યાદગાર રેહેજો, તેના રાજ્ય અમલમાં તે દરેક મોબેદ પાસે કાંઇને કાંઇ દાનાઈની વાતો જાણવા માંગતો અને તેવાજ અકકલમંદોથી પોતાની દરબારને સંગારેલી રાખતો. તેના હાકમો બજાપાને તમામ જેહાન તથા તમામ જુજોર્ગો, અનુભવીઓ, વૈદો, વકતાઓ,

બાધુરો સર્વે ચિજોનો તોડ દેખાડે એવા અનુભવી સરદારો તત ઉપર રેહેતા હતા. દરેક વર્ગનો એક એક સરદાર ગણાતો જે પોતાને માથે પાદશાહથી બક્ષાયલું તાજ પેહેરતો. એઓ વચે બરજુ નામનો એક જાણીતો વૈદ હતો જે બુજોર્ગ વચનો અને બોલકનો હતો. તે પોતાની જેરીને સબબે ઘણી બાબદોની સમજુતી આપી શકે એવો હતો. તે તમામ જાતની દાનાઇ ધરાવતો હતો અને તેના હર તરેહનાં જ્ઞાનથી જેહાનમાં તેની તારીફ થઇ રહી હતી.

એક દિવસે એવું બન્યું કે, જ્યારે તે દરબારને વખતે નામદાર પાદશાહ આગળ આવ્યો ત્યારે તે પાદશાહને કેહેવા લાગ્યો કે, "ઓ દાનાઇને પસંદ કરનારા, દાનાઇને ચાહાનારા અને દાનાઈ કબુલનારા પાદશાહ! આજે એક હીન્દુસ્તાની વૈદક કેટાબ ધ્યાનથી વાંચતાં અને તપાસ કરતાં તેમાંથી મારા વાંચવામાં એવું આવ્યું છે કે, હીન્દુસ્તાનના કોઇ પાહાડ ઉપર રેસમી કપડાંના જેવો એક લીસો પાલો ઉગે છે. એ પાલો કોઇ જાણકાર જઇને ભેગો કરે અને તે છુંડીને તેનો ઉપયોગ કરી જાણે તો એ દવા મુરડાં ઉપર મસલતાં મુવેલો પણ તુરત જીવતો થઈ બોલવા માંડે છે. એ નહી બનવા જોગ બાબદ મેં તું પાદશાહને તારા એક વજીર તરીકે કહી સમજાવી છે. તે ઉપર પુશકલ ધ્યાન પુગાડવા બાદ હું તુને એવી રીતની સુચણા કરવા માંગુ છું કે જેથી હું એ અજબ વાતને અમળમાં મેલી શકું. તું નૌશીરવાન જેહાનનો પાદશાહ ગણાય છે અને તારા જેવા એક પાદશાહના અમલમાં જો મુવેલા માણુસો પણ જીવતાં બનતાં હોય તો તે વાજબી ગણાય."

પાદશાહે તેને કહયું કે, "એ નહી બનવા જોગ છે તોપણ તારે તેની અજમાયશ કરવી ઘટે છે. માટે તું મારૂં નામું લેઇને હીન્દુસ્તાનના રાજા આગળ જા અને ત્યાં સોધખોલ કર કે જેથી તારી એ ઉમેદ હીન્દુસ્તાનમાંથી પાર પડે. જો તુંને એ માટે કોઈ મદદગાર જોઇતા હોય તો તે પણ માંગી લે અને તેઓની મદદથી તારૂં નસીબ ખોલ. જેમ કર્યાથી અને એ અજબ વાત જેહાનમાં છુપી રહી છે તે જાહેરમાં લાવવાથી તું જેહાનમાં એક અજબ જેવો માણુસ ગણાશે. હવે તું એ રાજા માટે લેઇ જવા ઘટતી લાયક ચિજો લેઇ જા કે જેથી બેસક તે તુંને તેમાં મદદ આપશે."

પછી નૌશીરવાને પોતાના ખજાનાના દરવાજા ખોલ્યા અને તેમાંથી રૂમી કાપડના તાકાઓ, પૈસા, ભરેલાં તેમજ સુનેરી વણુતનાં કપડાં, વીટીઓ, તાજો, અમબર, કસ્તુરી, પાદશાહી જવેહેરાત જડેલા હારો, કાનના લુલકો અને સાંકળીઓ વિગેરે ચિજો કાઢી ત્રણુસો ઉંટો લદાય એટલો સામન લદાવ્યો અને

ત્યારબાદ બરજુને એ સઘળું તેના એલચી તરીકે લેઇ જવા માટે ત્યાંથી વિદાય કીધો. ત્યાંથી નિકળેલો એ એલચી તે રાજા આગળ આવી લાગ્યો અને નોશીરવાનનો એ પેગામ તેને પુગાડયો. તેને માટે દરબારના બારણા ખુલ્લાં કરવામાં આવ્યાં. શાહાનશાહ નોશીરવાનનું એ નામું વાંચતાંજ તે રાજાએ તેને એવો જવાબ દિધો કે, "ઓ પાકીજેહ વિચારના શખ્સ! મારા ઉપર કસરાએ એટલા બધા ખજાનાની બક્ષેશ કરવી ઘટતી હતી નહી. આ શરીર તેમજ મારૂં લશકર અને મારો ખજાનો એ સઘળું તેનુંજ છે. એ શાહના ઇનસાફ તેમજ તેના તખત અને ખોરેહને લિધે તથા તેના નસીબના પ્રકાશ અને તેની સત્તાને લિધે એ પવિત્ર પાદશાહના રાજ્યમાં જો મુરદાંઓ પણ ધુલમાંથી ઉઠતાં હોય તો તે કાંઇ નવાઇ જેવું ગણાશે નહી. મારા રાજ્યમાં પાહાડો ઉપર વસ્તા સઘલા યોગીઓ તારી નોકરી બજાવશે. મારો મુર્તિઓની રખેવાલી કરનારો વડો બ્રાહમણ, મારો ખજાનો, મારા ખજાનચીન તેમજ હીન્દુસ્તાનના તમામ ભલા યા ભુડા લોકો તારીજ રૈયત ગણાશે અને વધતી ઓછી બુજોર્ગી જે હું ભોગવું છું તે તારીજ પુનાઇથી છે." ૧

પછી તે રાજાએ તેને માટે પોતાની નજદિકમાં તેને લાયકની એક નામીચું મકાન તૈયાર કરાવ્યું અને ત્યાં તેને માટે તમામ ખોરાકી, પોશાકી અને તરેહવાર સુંદર સામન મોકલ્યો. પછી તેણે તે આખી રાત પોતાના

---

૧ હીન્દુસ્તાનના રાજાઓ જેઓ નોશીરવાનની તાબેદારી કરતા જણાયા છે તે ઉપરથી માલમ પડેછે કે એ પાદશાહની સત્તા હીન્દના રાજાઓ ઉપર પણ ચાલતી હતી. રોલીનસન લખે છે કે, "કેટલાક તવારીખ નવેસોના લખાણ ઉપરથી જણાય છે કે ખસરૂએ પોતાની પાછલી જીંદગીમાં દરીઆને માર્ગે હીન્દના કેટલાક ભાગ ઉપર પણ ચઢાઈ મોકલી હતી અને એક હીન્દના રાજા પાસેથી પણ જમીનનો કેટલોક ભાગ પોતાને હાથ કીધો હતો. પણ એવી માન્યતા રાખતાં એ હીન્દની જમીનનો ભાગ ઘણો દુર ગણાય. વળી એ હીન્દનો ઇરાનને તાબે થયલો ભાગ આગળા પાદશાહોથીજ ઇરાનની તાબેદારી કરતો આવ્યો હોય એમ જણાય છે. તેથી કદાચને એમ ધારી શકાય છે કે એ રીતે ચાલતા આવેલા દોસ્તીના સંબંધથી તેણે પોતે એ મુલક જીતી લિધા હોય એવી સરાગાત કરવામાં આવી હોય અને હીન્દી રાજાઓ તરફની તેને જે ભેટો મલતી રેહેતી હતી તેને એ મુલકો તેણે જીટયા હોય એવું રૂપ આપવામાં આવ્યું હોય. પણ કેટલાક સત્તાધારી તવારીખનવેશો ખસરૂના સ્વાધીનમાં હીન્દુસ્તાનનો કોઈ ભાગ હોય એમ જણાવતા નથી અને વળી તેણે એ બાજુએ કાંઈ પણ ચઢાઈ મોકલી હોય એ પણ શકભર્યુ છે. મીરખોન્દ તેને તાબેના ઘણા પુર્વના મુલકો તરીકે ખોરાશાન, સીસ્તાન અને કેરમાન જણાવે છે જ્યારે ગીબન તેમાં કાબુલ અને જાબલુસ્તાનના મુલકોને પણ ઉમેરે છે."

વઝીરો, કનોજના બુજેર્ગો અને દાનાવો સાથે મસલત કરવામાં ગુજારી. જ્યારે પાહાડ પછવાડેથી પ્રકાસ્તો દિવસ બહાર નિકળયો અને જેહાનને દિપાવતી સુરજની બતી બાહાર આવી ત્યારે તે રાજાએ પોતાના દાનાવ તબીબો તથા એ બાબદમાં તેને મશલત આપી શકે તેવા શખ્સોને પોતાની આગળ બોલાવી મંગાવી તેઓને ફરમાવ્યું કે, "તમો સઘલા પેલા દાનાવ બરજુ આગળ જાઓ અને તેની સઘલી વાતો સમજો."

આથી વૈદાંની બાબદોથી માહીતગાર વૈદો તથા તેવીજ માહીતી ધરાવનારા દાનાવો એ બરજુ આગળ હાજર થયા. પછી બરજુએ ત્યાંથી પાહાડ તરફ ચાલવા માંડયું જ્યાં એ સઘલા વૈદો પણ તેની સાથે ટોલાંબંધ ગયા. એ પાહાડી જગ્યામાં તેઓ પગે ચાલતા ભટકયા અને તેના સાથીઓએ ત્યાં બારીકીથી તપાસ ચલાવવા માંડી. તેઓએ સુકા અને કરમાઇ ગયલા તેમજ લીલા અને લીસા પાળાઓ ત્યાંથી તોડયા અને તરેહવાર યુકિત અજમાવી એ સુકા અને લીલા પાળા મુરડાંઓ ઉપર શું અસર કરે છે તેની તપાસ લિધી. પણ તેથી કોઈ પણ મુરડું પાછું જીવતું થઇ શકયું નહી અને એવી મેહેનત કરતાં તેઓ પણ થાકી ગયા. એ સઘલાઓ ત્યાંનાં એકેએક પાહાડ ઉપર ફરી વલ્યા પણ તેઓની એ રખડનું ફળ તેઓ મેલવી શકયા નહી. તેઓ સમજતા હતા કે એ કામ એવા એક અમર્ગી પાંમેલા અને સરદારી ભોગવનારા પાદશાહનું છે તોપણ એ સઘલા હીન્દીઓ બરજુ આગળ પાછા આવી ઉભા અને તેને કેહેવા લાગ્યા ૧ કે, "ઓ રોશણ રવાનના નામદાર! એ કામ તો હમારે માટે મુશકેલ થઈ પડયું છે.૧ આથી બરજુનું દિલ પોતાના પાદશાહના ગુસ્સાભર્યા ચેહેરા માટે તથા એ નામદારોએ જે રંજ ઉઠાવી લિધી હતી તે માટે અને જે નહી બને એવી માંગણીના કેહેણ સાથે જે ખજાનો લેઇ અત્રે આવ્યો તે માટે ગાભરૂં પડવા લાગ્યું. વળી પેલા વગર અકકલના અને સખત દિલના શખ્સે વૈદાંની કેટાબમાં નહી બને એવું લખેલું હોવાથી તેનું દિલ દલગીર બન્યું. તેણે વિચાર્યું કે, "એ લખનારે શા માટે હવા ઉપર લખવાની કોશેષ કરવા જેવું લખ્યું હશે કે જેના દુખ અને મેહેનત સાથના ફળો મને ચાખવાં પડયાં છે?"

પછી તેણે પેલા દાનાવોને એ પ્રમાણે કહયું કે, "ઓ અનુભવવાલા અને સ્તુતીને પાત્ર સરદારો! તમારા કરતાં વધારે દાનાવ ગણાતો એવો કયો શખ્સ છે કે જે દરેક અંજુમન વચ્ચે નામદારી ભોગવતો હોય?" આથી તે

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

બેગા મલેલાઓએ તેને જવાબ દિધો કે, "અત્રે એક ઘણોજ જઈફ દાનાવ છે જે હમારા કરતાં ઉંમરે તેમજ દાનાઇમાં ચઢતો ગણાય છે અને દાનાઈમાં તો તે સઘળા દાનાવો કરતાં ચઢતો ગણાય છે." આથી બરજુએ તે હીન્દુઓને કહ્યું કે, "ઓ રોશણુ રવાનના નામદારો! તમોએ મારે ખાતર જે મેહેનત ઉઠાવી છે તેમાં થોડો વધારો કરી મને તેની સાથે મેલાપ કરાવી આપો કે જેથી તે કાબેલ અને દાનાવ બુઢો મને એ કામમાં મદદગાર થઈ પડે."

આથી તે દાનાવોએ બરજુ આગળ એ જઈફ દાનાવની કાબેલીયતની કેટલીક વાતો કહી સમજાવી અને પછી તેઓ બરજુને તેની આગળ લેઇ ગયા. એ બુજોર્ગ શખ્સના હોટો વિચારવંત અદાએ બડબડતા હતા અને તમામ વાતોથી તેનું દિલ વાકેફ હોય એમ જણાતું હતું. જ્યારે કાબેલ બરજુ તે બુઢા આગળ આવી લાગ્યો ત્યારે તેણે તેની આગળ ત્યાં આવવાની શા માટે મેહેનત ઉઠાવી તે સઘળી વાત વિસ્તારીને કહી. જ્યારે બરજુએ તેને પેલી કેટાબમાં લખેલી વાત કહી સમજાવી તથા તેને માટે દાનાવોએ જે કાંઈ કહ્યું હતું તે કહ્યું ત્યારે તે બુઢા દાનાવે બોલવા માંડયું અને પોતાની દાનાઇની કેટલીક વાતો તેને કહી સમજાવી. પછી તે બોલ્યો કે, "હમારા વાંચ્યામાં પણ તેવુંજ આવ્યું હતું અને તેથીજ મારૂં પણ ઉમેદભર અત્રે (એકાંતમાં) આવવું થયું હતું. મારી ઉપર એ બાબે શું વિટયું હતું તે હું તુંને કહી સમજાવીશ જે સમજી શકવાને તારૂં દિલ પવિત્ર હોવું જોઇએ. એ પાબો તે દાનાવ માણસ અને તેની દાનાઇ છે; પાહાડ તે માણસ જાતની વસ્તીથી તમામ જીંદગી સુધીના એકાંતવાસને કહે છે; કમઅક્કલી માણસ તે મુરદું છે કારણકે તેવો નાદાન કેઠેથી પણ ખુશાલી પાંમી શકતો નથી. હવે એજ નાદાન શખ્સ દાનાઇથી બેશક જીવતો થયા બરોબર ગણાય છે. માટે ઓ શક્તિવાન શખ્સ! અક્કલ મેલવવા માટે તારીથી જેટલી મેહેનત લેવાય એટલી લિધેલી તુંનેજ મુબારકબાદી ભરેલી ગણાશે. જે માણુસ દાનાઇથી કંટાલેલો હોય તેને માટેનો છાલોપાલો તે કલીલેહ[1] નામની કેટાબ છે. તેમાની દાનાઇ તે પાહાડ અને તે ઉપર ઉગતી વનસપતી છે. એ કેટાબ દાનાઇનો માર્ગ દેખાડનારી છે અને જો તે તું મેલવવા માગતો હોય

---

૧ કલીલેહ એક કેટાબનું નામ છે જે "કલીલેહ વ દીમને" નામે ઓલખાય છે. એ કેટાબ હીન્દુસ્તાનમાં "પીલ્પેની દંત કઠાઓ"ને નામે ઓલખાય છે. એ કેટાબનો પાછલથી પેહેલવીમાં તરજુમો કીધો હતો. કોઈ કહે છે કે એ કેટાબ વિષ્ણુ સર્મા નામના બ્રાહમણે લખી હતી. વળી "અનવારે સોહીલી"ને પણ એજ નામે ઓલખવામાં આવે છે.

તો તે રાજાના ખજાનામાંથી મેલવી શકાશે. દાનાઇની ગેરહાજરીથી જે દિલ મુરડાં જેવું ગણાય તે મુરદું એજ કેટાબ વાંચ્યાંથી પાછુ સજીવન થાય છે."૨

તેની એવી વાત સમજતાંજ બરજુ ખુશ થયો અને તેણે વેઠેલી એ સઘલી મેહેનત હવે તેની નજરે પવન સમાન લાગી. આથી તે તેની તારીફ કરી ત્યાંથી પાછો રાજા આગળ આવ્યો અને તેની આગળ જવાને વીજલીની જડપે માર્ગ કાપ્યો. બરજુ તે રાજા આગળ નમન કરતો પાછો હાજર થયો અને બોલ્યો કે, " તારૂં હીન્દુસ્તાન રેહે ત્યાં સુધી તું પણ જાવેદાન અમર રેહેજે. મેં (એ દવા માટે) એવું સમજયું છે કે, એતો એક કેટાબ છે જે અરબી ભાષામાં કલીલેહ નામે ઓલખાય છે. એ કેટાબ જે દાનાઈ અને અક્કલનો વધારો કરનાર છે તે તારાજ ખજાનામાં મોહરબંધ પડેલી છે. એ કલીલેહ કેટાબ જીવન શકિત આપનારી વનસપતી સમાન ગણાય છે જે મેલવેલી મારે માટે બસ ગણાશે. માટે ઓ હીન્દના રાજા! એ કેટાબ તું મને બક્ષ અને મારી ઇચ્છા પુરી પાડ. તું તારા ખજાનચીનને ફરમાવ કે તે એ વગર સંભાળે પડેલી કેટાબ તારા ખજાનામાંથી અત્રે લાવી મને સોંફે."

તેની એવી ઇચ્છા જાણી તે રાજાનો જીવ દલગીર બન્યો અને એ માટે તે પોતાનીજ ઉપર ચીરડાવા લાગ્યો. પછી તેણે બરજુને કહયું કે, "ઘણા જુના જમાનાથી તે હાલે સુધી એ કેટાબની માંગણી મારી પાસે કોઇએ કીધી નથી. તોપણ જો જેહાનનો પાદશાહ નોશીરવાન મારી પાસે મારાં શરીર યા જીવની પણ માંગણી કરે તો હું તેને એવી કોઇપણ ચિજ આપવાને પાછો હટું નહી. પછી તે ચિજ ગમે એવી મોટી યા નાની હોય તો શું થયું. પણ એ કેટાબ જ્યાં સુધી મારી આગળ વાંચી સમજાવવામાં આવતી નથી ત્યાં સુધી એવી કેટાબ કોઇએ લખેલી હોય એમ મારા બુરા વિચારનું રવાન મારા દિલને સમજાવી શકતું નથી. માટે જો તારે એ કેટાબ વાંચવી હોય યા સમજવી હોય યા જોવી હોય તો તેમ તું મારી રૂબરૂમાં કરી લે."

બરજુએ તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તું જે કામ કરવા કેહે છે તેથી વધારે હું કરવા માંગતો પણ નથી." પછી તેના દાનાવ વજીરે તેની આગળ એ કલીલેહ કેટાબ લાવી હાજર કીધી અને તે વાંચવામાં તેણે બરજુને મદદ આપી. એ કેટાબમાંથી તે દરરોજ પ્રકરણો પછીના પ્રકરણો વાંચતો અને મોઢે કરી રાખતો. એ રીતે વખત જતાં એ કેટાબ તેને મોઢે ચઢવા લાગી. એ કેટાબ તે બામદાદ સિવાય બીજે કોઈ વખતે વાંચતો પણ

૨ એ બેત લખેલી નકલમાં વધારે છે.

હતો નહી. તે એ કેટાબમાંથી જે શિખતો તે તે જેહાનના પાદશાહ માટે છુપાછુપ કલીલેહ કેટાબ તરીકે ઉતારો કરી લેતો. તે પોતાની એવી યુક્તિથી એ હીન્દી નામું પોતાના શાહાનશાહ નૌશીરવાન આગળ લેઇ જવા પાંમ્યો. બરજુનું દિલ એ વાંચ્યાથી ખુશ અને તનદરોસ્ત રેહેતું અને પોતાના રોશણ દિલને તેમાંની દાનાઇથી ધોતો રેહેતો.

જ્યારે બરજુએ પોતાના પાદશાહના હીન્દી રાજા ઉપર લખેલાં નામાનો જવાબ એ રીતે મલેલો જોયો અને તેણે જાણ્યું કે, તે તેને માટે એ દાનાઇનો દરીઓ મેલવી શકયો છે, ત્યારે તે પોતાના મેહેલમાંથી એ રાજા આગળ પાછો ફર્યો અને તેની પાસેથી પોતાને વતણ પાછો ફરવાનો હોકમ માંગ્યો. તેની એવી માંગણી સમજતાંજ તે રાજાએ તેને માનથી નવાજ્યો અને તે પાદશાહને માટે એક હીન્દી હદીઓ તૈયાર કીધો. એ હદીયામાં મોટી કીમતના બે હાર, બે લુલક, પાદશાહી જવેહેરાતોથી જડેલી એક સાંકલી, હીન્દી બનાવતની એક પાગડી અને રેસમી મ્યાનવાલી હીન્દી તલવાર વિગેરે હતું.

પછી બરજુ કનોજથી ખુશાળીભર્યો બાહાર પડયો અને ત્યારે તેની દાનાઇમાં પણ ઘણોજ વધારો થઈ પડેલો માલમ પડયો. જ્યારે બરજુ માર્ગ કાપતો પોતાના શાહ આગળ તેની દરબારમાં આવી લાગ્યો ત્યારે તે પોતાના શાહ આગળ દુવા કરતો હાજર થયો અને નૌશીરવાનને તે રાજાની દરબારમાં તેણે જે જોયું અને સાંભલ્યું હતું તે કહી સમજાવ્યું અને તે પાળાને બદલે જે દાનાઇ લાવ્યો હતો તે જાહેર કીધી. પાદશાહે તેને કહયું કે, "ઓ લોકપ્રીય શખ્સ ! એ કલીલેહ મારા પણ રવાનને હવે જીવતું બનાવશે. હવે તું મારા ખજાનચીન પાસેથી મારા ખજાનાની કુંચી માંગી લે અને તુંને જે ગમે તે તું ત્યાંથી પસંદ કરી લે."

આથી તે કાબેલ શખ્સ તેના ખજાના તરફ ગયો જ્યાં તેને મેહેનતથી એકઠો કીધેલો પુશકલ ખજાનો પડેલો જણાયો. ત્યાં સઘલી જમની તથા દાવી બાજુએ પૈસા અને ખજાનો પડેલો હતો, પણ તેણે તેમાંથી પાદશાહના પોશાક સિવાય બીજું કાંઈ લિધું નહી. એ પોશાક પેહેરીને એ મોટી પડવીનો શખ્સ દમામ સાથે ત્યાંથી પાદશાહ આગળ પાછો ફર્યો અને તેના તખત આગળ આવી લાગતાંજ તેણે પાદશાહ નૌશીરવાન ઉપર દુવા ગુજારીને નમન કીધું. પાદશાહે બરજુને પુછ્યું કે, "તેં આટલી મેહેનત કીધેલી હોવા છતાં અત્રેથી પૈસાની ઠેલીઓ અને પાદશાહી જવેહેરાંતો લિધા વગરજ તું પાછો કાંય જાય છે? મેહેનત કરનારે ખજાનો લેવો સજાવાર છે." બરજુએ પાદશાહને જવાબ

દિધો કે, "ઓ પાદશાહ! તારૂં તાજ ચંદ્ર અને સુરજ કરતાં પણ ઉંચુ ચઢજો. જેને પાદશાહનો પોતાનોજ લેબાશ પેહેરવાને મલ્યો હોય તે માન તાજ અને તખત મેલવ્યા કરતાં મોટું ગણાય. બીજું એ કે તું પાદશાહના એ પોશાક સાથે મને લોકો જોશે તો તેથી મારા દુશમનોના દિલ દુખી અને દલગીર બનશે, જ્યારે મારા દોસ્તોના ચેહેરા મને તેમ જોઇ ખુશીથી ખીલી રેહેશે. હવે હું તું પાદશાહ પાસે એવી માંગણી કરૂં છું કે તેથી આ જેહાનમાં મારી પણ યાદગારી જલવાઇ રેહે. તે એજ કે એ નામાનો બુજરજમેહેર પોતે ઉતારો કરે અને તેમાં હું બરજુએ વેઠેલી મેહેનત વિષેનું તે લખાણ કરે. એવી રીતે તું ફતેહમંદ પાદશાહના ફરમાનથી એ કેટાબના પેહેલા બાબમાં તે મારે માટેનું લખાણ કરી એ ચોપડીને પણ યાદગાર બનાવે. જેથી મારા આ જેહાનમાંથી ગુજરવા પછી પણ દાનાવો મેં કીધેલી મેહેનતથી નાવાકેફ રહે નહી."

પાદશાહે તેને જવાબ દિધો કે, "જો તારી એવી મોટી ખાહેશ હોય તો તે કાંઇ તારા જેવા સરદારની પડવીને ઘટતી માંગણી ગણાય નહી. તો પણ તેં ઉઠાવેલી મેહેનતની કદર બુજવી લાયક છે, જો કે તારી એ વાત તારી પડવી કરતાં મોટી છે." પછી પાદશાહે તુરતજ બુજરજમેહેરને કહયું કે, "આપણને તેની એ ઇચ્છા દાબી નાખવી ઘટતી નથી." જ્યારે બુજરજમેહેરે એ નામું લખી પુરૂં કીધું ત્યારે તેણે એ નામાનું પેહેલું પ્રકરણ બરજુનો હેવાલ લખવામાં રોક્યું. તે વખતના પાદશાહને માટે કેટાબ લખનારાઓને સારૂં પેહેલવી ભાષા સિવાય બીજી ભાષા હતી નહી. એ ચોપડી પાદશાહી ખજાનામાં એક કીંમતી મત્તા તરીકે રેહેવા લાગી જેના ઉપર કોઇથી પણ અનઘટતી રીતે નજર ફેંકી શકાતી હતી નહી. એની અરબીમાં નકલ થઈ ત્યાં સુધી તે પેહેલવી સિવાય બીજી કોઇ પણ ભાષામાં વંચાતી હતી નહી. જ્યારે કલીફ મામુને જેહાનને રોશણ તથા તાજી બનાવી ત્યારે તેણે એ નામાંને બીજી તરાહાંમાં ફેરવી નાખ્યું હતું (યાને તેનો અરબીમાં તરજુમો કરાવ્યો હતો). એ કેટાબથી તો મોબેદોના દિલ જેહાનની અકકલ ધરાવી શકતાં. ત્યારથી એ કલીલેહ કેટાબનો પેહેલવીમાંથી અરબીમાં તરજુમો થયો જે પ્રમાણે હાલે સુધી પણ તું અરબીમાંજ વંચાતી સમજે છે. એ કેટાબ કલીફ નસરના વખત સુધી અરબીમાં રહી. પણ નસર જેહાનનો પાદશાહ બનતાંજ તેણે પોતાના વજીર અબુલફજલ કે જે એવી વાતોના ખજાના સમાન હતો તેની પાસેથી ફારસી અને દરી ભાષામાં તરજુમો કરાવ્યો હતો, જેથી એ કેટાબનો વધુ ફેલાવો થયો હતો. ત્યાર પછી જે કોઇ એ કેટાબમાં ફરમાવ્યા મુજબ

ચાલતા તેઓની અકકલ રેહેનુમાઈ કરતી હતી. નસરે તેને જાહેર તેમજ ખાનગીમાં વંચાતી જોવા ચાહીને ગોયા પોતાની જેહાનમાં યાદગારી રાખી હતી. તે પોતાની આગળ એ નામું વાંચી જાણનારાઓને બોલવી મંગાવતો અને નદી કીનારે બેસી એ નામું વંચાવતો. એ રીતે તેણે સીફતથી એ સાચવી મુકેલાં મોતીઓ લોકો વચે વેરી મુક્યાં. જેઓ એ કેટાબની વાત જાણતાં તેઓ સંગાર પાંમતા અને તેનીથી મુરખો પણ સખાવત કરી શકતા. તારે પણ એવી જાહેર કરવા અને વેરી મુકવા જેવી વાતો હોય તે વેરી મુકવી, કારણ કે તે જાહેરાત પાંમ્યાથી જીવ અને મગજ મજબુટાઇ પકડે છે.

હવે જમીનનો પાદશાહ મહમુદની જાવેદાન સુધીની યાદગારી રેહેજો, જમાનો તથા જમીન તેની ગોલામગીરી કરજો. તેનાથી બુરી ખાશીયતના લોકોનો માર્ગ એમ બંધ થવાથી આપણા દિલ પણ પાદશાહ મહમુદ ઉપર ખુશ રહે છે. એ કેટાબમાંથી ઉપજતા વિચારોથી તારાં દિલને તંગ બનાવતો ના કે જેથી તું ખરાબ વખતથી દુર રહી શકે. આ જેહાનમાં જેમ ઘડીકમાં ચઢતી તેમ પડતી પણ મલતી રહે છે અને તેથી તું પણ ઘડીકમાં મરદાનગી સાથે ઉભો રેહેનારો તો ઘડીકમાં ધાસ્તીથી પીઠ મરડનારો બને છે તોપણ એ બધે હાલતમાંની કોઇ પણ તારી ઉપર જાવેદાન રેહેવાની નથી.

## બુજરજમેહેર ઉપર નોશીરવાન ગુસ્સે થયો અને તેને તેણે બંધીખાને નખાવ્યો તે વિષે.

હવે તું પેલા જમીન ઉપરથી આસમાને ચઢવા પાંમેલા બુજરજમેહેરના કામ ઉપર પાછી નેગાહ પુગાડ. જે ધણીએ તેને ઉચાં આસમાને ચઢાવ્યો હતો તેણેજ તેને પાછો ધુલ ઉપર પછાડયો. આ જેહાનમાં પેદા પડતાંજ મોત આવે ત્યાં સુધી ચઢતી અને પડતી આવતીજ રહે છે. મોત આવી લાગતાં તો ચાલી જવાનુંજ હોવાથી તે માટે કહેલું અને નાકહેલું સરખુંજ છે.

એક દિવસે એવું બન્યું કે, કસરા શેકાર અર્થે મદાયનમાંથી બાહાર પડયો અને ત્યાં જઇ હરણો તથા શાબરો ઉપર હાથ લંબાવવા લાગ્યો. જેથી ત્યાંનાં હરણો વિખેરાઇ ગયાં અને પાદશાહ પોતે પણ શેકાર કરતાં થાકી ગયો. એ પાદશાહની નોકરીમાં આ વખતે બુજરજમેહેર પણ સાથે હતો અને તે પાદશાહ તરફ પોતાની મોહોબત દેખાડવા સાથે સાથે દોડતો હતો. હવે તે એ રીતે દોડતો જંગલમાંથી એક ખેતરમાં આવી લાગ્યો, જ્યાં ઘાસ અને

ઝાડો ઉગેલાં હતાં અને તેથી તેને ત્યાં છાયડો મલે એમ હતું. આથી તે પાદ-શાહ ધીમેથી ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને ત્યાં ઉગેલાં ઘાસ ઉપર સુઇને પોતાની ઠાકેલી આંખોને રાહાત આપવા ચાહયું. ત્યાં તેની સાથે કોઇ પણ નોકર આવી પોંહોચેલો જણાયો નહી પણ તેની સાથે આ ખુબસુરત નોકર બુજરજમેહેર હતો એજ તેણે પુરતું ધારી લિધું. આથી પાદશાહે પોતાના તે મેહેરબાન વજીરના ખોલા ઉપર પોતાનું માથું ટેકવી ત્યાંના ઘાસ ઉપર સુઇને ઉંઘ કાઢવા માંડી. આ દાનાવ પાદશાહની બાજુએ હંમેશનો એક મોતીથી મઢેલો બાજુબંધ બંધાયલો રેહેતો હતો. પણ એ મજબુટ બાંધેલો બાજુબંધ ત્યાં ઓચિંતો તુટી ગયો અને નસીબ સંજોગે તે પાદશાહના માથાં આગળ ગબડી પડયો. તેવામાં એક કાલું પક્ષી ત્યાં ઉતરી આવી એ પાદશાહના માથાં ઉપર ભમવા લાગ્યું અને તેની નજરે પેલું બાજુબંધ પડેલું જણાયું. આથી તે પક્ષીએ એ બાજુબંધ ઉપરના મોતીઓ પીખી કાઢયાં અને તે પીખેલાં એકે એક મોતી તથા તે ઉપરના સુંદર યાકુતો એ સઘલું તે ગલી ગયું. એ પ્રમાણે તે ગલી જઇ એ પાદશાહને માથે પાછું ભમવા લાગ્યું અને પછી તુરતજ નજર સામેથી ગુમ થઇ ગયું.

બુજરજમેહેર તેના એ કામથી દલગીર થયો અને ફરતાં આસમાનના આવાં આવાં કામોથી અજબ બન્યો. તે પાંમી ગયો કે હવે તેની પડતી તથા દુખ અને સખતીનો વખત નજદિક આવી લાગ્યો છે. હવે જ્યારે પાદશાહ જાગૃત થયો અને બુજરજમેહેરને પોતાના હોટોને દાંતો વચે દાબતાં દિઠો ત્યારે તે પાદશાહ એવો શક લેઇ ગયો કે, તેણે તેને ઉંઘમાં પડેલો જોઇ ઉટાવલે ખાવાનું ખાઈ લિધું છે. આથી તે બોલ્યો કે "ઓ કુતરા! તુંને એમ કોણે કહયું કે તારી એ બુરી ખાશીયતનો વધારો મારાથી છુપો રહી શકશે? જો કે હું પોતે હોરમજદ યા બેહેમન નથી તોપણ મારૂં શરીર તો ખાક, પાણી અને આતશનુંજ બનેલું છે (યાને હું ઇનસાન છું)."

એ રીતે તે પાદશાહે પોતાની જબાંન ગમે એટલી બીગાડી તોપણ બુજરજમેહેરે થંડી હાય મારવા સિવાય તેને બીજો કાંઈ પણ જવાબ આપ્યો નહી. બુજરજમેહેર એ પાદશાહથી તથા ફરતાં આસમાનના કામો-ના સબબથી ત્યાં ફીકકો પડી ગયો. તેણે એ નીશાણ પોતાની પડતી માટે પુરતી જોઇ લિધી તોપણ તે દાનાવ ઘાસ્તીને સબબે મુગોજ રહયો. તેને તે મેદાનની આસપાસ સઘળે લશકર આવી લાગેલું જણાયું અને તે પાદશાહ પણ હવે લશકર વચે હોવાથી કસરા ગુસ્સાભર ઘોડા ઉપર સ્વાર થયો અને રસ્તામાંથી પોતાના મેહેલમાં જઇ લાગ્યો ત્યાં સુધી બુજરજમેહેર તરફ

નજર પણ કીધી નહી. વળી તેણે આખે રસ્તે કોઇ દાનાવ સાથે પણ વાત કીધી નહી, પણ મેહેલ આગળ આવી ઘોડા ઉપરથી ઉટાવલે નિચે ઉતરતાંજ તે દાનાવને ત્યાંથી બંધીખાને પુરવાનો હોકમ કીધો. આથી બુજરજમેહેર જઇને તે બંધીખાનામાં ગુપચુપ બેઠો. તમામ આસમાનને પણ તેણે પોતા ઉપર ગુસ્સે થયલું જોયું.

એ બુજરજમેહેરનો એક બાધુર અને જવાન ખેશી હતો જે પાદશાહ નોશીરવાનનીજ નોકરી બજાવતો હતો. તેનો એ ખેશી પાદશાહી મેહેલમાંજ રાત દિસ રેહેતો હતો. તેને ત્યાં પાદશાહ સાથે વાત કરવાની મલતી હોવાથી તે મગરૂર રેહેતો હતો. એક દિવસે બુજરજમેહેરે તેને પુછ્યું કે, "તારા ખોરશેદ જેવા ચેહેરાના પાદશાહની તું મેહેલમાં કેમ નોકરી બજાવે છે? મારાથી તે તું શિખી લે કે જેથી તારાં માનનો વધારો થાય." પાદશાહના નોકરે તેને જવાબ દિધો કે, "ઓ વજીરોના સરદાર! આજે એવું બન્યું છે કે નોશીરવાને હું તેના ગોલામ તરફ એવી રીતે નજર કીધી છે કે તેથી મારી ભુખ અને ઉંઘ ઉડી ગઇ છે. તે ખાઈ ઉઠયા પછી જ્યારે હું તેના હાથ ધોવાડવા ગયો ત્યારે મારાથી તેના હાથ ઘણા ઉના પાણીથી ધોવડાઇ ગયા. આથી તે પાદશાહ હાલે મારી સાથે એટલો સખત થયો છે કે મારા હાથ ઉપર તે ગરમ પાણી રેડાવ્યાજ કરે છે." આથી તે દાનાવે તેને જવાબ દિધો કે, "કાંઇ ફીકર નહી. તું તેના હાથ ઉપર પાછું તેવુંજ પાણી રેડજે.

આથી તે જવાને તે દિવસે તો ફુકું પાણી લેઇ જઈ તેના હાથ ઉપર ધીરેથી નાખવા માંડયું. ત્યારે પાદશાહે તેને કહયું કે, "હવે પછી તું મારા હાથ ધોવાડે ત્યારે જવના પાણીથી ધોવાડજે અને તેમ કરતાં ઉટાવલ કરતો ના." તે નોકરનું દિલ વિચારમાં પડયું, તોપણ જ્યારે બીજી વખતે તેના હાથ ધોવાડવા માટે તે તસ્ત લાવ્યો ત્યારે તેણે દાનાવ બુજરજમેહેરના કેહેવા મુજબ તેના હાથ ઉટાવલે ગરમ પાણીથી ધોવાડી દિધા. આથી પાદશાહ બોલ્યો કે, "ઓ દયાહીન શખ્શ! તુંને એમ કરવા કોણે કહયું?" તેણે જવાબ દિધો કે, "બુજરજમેહેરે. મને એવી રીતે કરવાનું શિક્ષણ તેણેજ આપ્યું હતું, જે પ્રમાણે મને કરતાં તું જેહાનના પાદશાહે મને જોયો છે." આથી પાદશાહે તેને કહયું કે, "તું તે દાનાવને જઇને કેહે કે, તારો નામીચો ઓહ્દો અને આવી આબરૂ છોડી તારી બુરી ખાશીયત અને નહી ઘટે એવાં કામથી તેં તારી ચઢતી હાલત છોડી હલકી હાલત ભોગવવાનું કેમ પસંદ કરી લિધું છે?" એમ સમજતાંજ તે નોકર ઠાકેલે જીવે બુજરજમેહેર આગળ બંધીખાનામાં દોડતો આવ્યો અને પાદશાહનું કહેલું તેને કહી

સંભળાવ્યું. બુજરજમેહેરે તેનો ભરમમાં એવો જવાબ દિધો કે, "જેમશેનના પાદશાહ કરતાં તો મારી હાલત જાહેર તેમજ ખાનગી રીતે બેહેસ્ત કરતાં પણ ચઢતી છે." તેનો એવો જવાબ મલતાંજ તે નોકર ત્યાંથી પાછો ફર્યો અને માર્ગમાં ઘણી વખત પડતો ખડતો ઉટાવળે પાદશાહ આગળ આવી તેનો જવાબ કહી સમજાવ્યો. એ જવાબથી પાદશાહ બુજરજમેહેર ઉપર વધુ ગુસ્સે થયો અને તેને એક ઉંડા અને અંધારા ખાડામાં પુરાવ્યો.

પછી તેણે એજ નોકર મારફતે બીજીવાર તેને પુછાવ્યું કે "ઓ કમઅકલી! હવે તું તારો વખત કેમ ગુજારે છે?" આથી તેના કાસદે પરસેવે ગરકાવ થયલા ચેહેરા સાથે ત્યાં આવી તે પ્રમાણે બુજરજમેહેરને પુછયું. તે નેકખાહે તેને જવાબ દિધો કે, "મારા દિવસો તો પાદશાહ કરતાં પણ વધારે આસાવશભર્યા પસાર થાય છે." એ સમજી તે કાસદ ઉટાવળે પાદશાહ આગળ આવ્યો અને તેને બુજરજમેહેરનો જવાબ કહી સમજાવ્યો. એ જવાબ સમજ્યાથી તો નોશીરવાન એક વાઘની માફક છેડાઈ પડયો અને તેને હવે એક તંગ પીંજરાંમાં કેદ કરાવ્યો. વળી તે પીંજરાંમાં તેણે ખીલાઓ ઠોકાવ્યા અને તેને માથાં સુધી લોઢાંની સાંકલમાં ઢાંકી દિધો. જેથી હવે બુજરજમેહેરને દિવસે આરામ કે રાતે ઉંઘ મલતી હતી નહી. તેના શરીર ઉપર આજાબ પડતો હોવાથી દિલમાં બોખાર ભરાવા લાગી.

હવે વળી તે પાદશાહે પેલા નોકરને ચોઠી વખત કહયું કે, "પેલાને એજ પેગામ પાછો પુગાડી તેનો જવાબ લેઇ આવ. તેને તું પુછજે કે, હવે તારાં શરીરને કેવું લાગે છે? કારણકે હવે તો તારા પેહેરણને ખીલાઓ પણ ખુચતા હશે." આથી તે કાસદે પાછો આવી તેને તે પેગામ પુગાડયો. તે સમજી એ આપઅખત્યાર સરદારે તેને એવો જવાબ દિધો કે, "હાલનો મારો વખત નોશીરવાનના વખત કરતાં પણ વધારે સારો છે." એવા જવાબ સાથે પાછો ફરીને તે કાસદે નોશીરવાનને એ પેગામ પુગાડયો, ત્યારે તેના એવાં કેહેણથી નોશીરવાનનો ચેહેરો ફીકો મારી ગયો. પછી તેણે દાનાવોની નશીયત સમજનારા એક સાચા શખ્સને તથા હાથમાં તલવાર સાથના એક જલ્લાદને સાથે મોકલી આપ્યો અને તેને કહયું કે, "તું જઇને પેલા બુરા બદબખતને કેહે કે હવે તારા જવાબમાં કાંઇ પણ રસકસ રહયો છે કે નહી. નહીતો કે રસ્તાખેજની ગીરદેશ કેવી હોય છે તે આ જલ્લાદ પોતાની તીક્ષણ તલવારથી તુંને દેખાડી આપશે. હવે પણ શું તું એમ કેહેશે કે, આ બંધીખાનુ, ખીલાઓથી થતું દુખ, આ પીંજરૂં અને ઉંડો ખાડો એ સઘલું શાહના તખત કરતાં પણ બેહેતર છે?"

આથી તે કાસદ તેની આગળ જડપથી આવી લાગ્યો અને નોશીરવાનનો એ પેગામ પુગાડયો. ત્યારે બુજરજમેહેરે તે પાક દિલના શખ્સને જવાબ દિધો કે, "નસીબ કદિ પણ આપણી તરફ એકસરખો ચેહેરો ફેરવેલો રાખતું નથી. તેમજ દુખ કે સુખને પણ ફરતો જમાનો બરકરાર રાખતું નથી. તમામ શારી કે માઠી ચિજોનો બેશક અંત આવ્યા વગર રેહેતો નથી. પછી ખજાનો હોય કે તખત હોય યા બારી સખતી હોય પણ એ સઘળું એકસરખુંજ છે. આપણે સર્વે હર કોઇ હાલતમાં પણ જમાનાની જંજીરમાં નાચાર બની શીકરાયલાજ રહીએ છીએ. તેથી એક તાજદારનું દિલ જુલમી બને તેના કરતાં આવી સખતી વચે મરણ પામેલું પણ ભલુંજ ગણાશે."[1]

પછી તે દાનાવ તે જલ્લાદ સાથે ત્યાંથી પાછો ફર્યો અને જે સમજ્યું હતું તે તેણે શાહ આગળ આવી કહી સમજાવ્યું. આથી તે શાહને પણ જમાનાની બુરાઇનો ડર લાગ્યો. તુરતજ તેણે બુજરજમેહેરને તંગ પીજરાંમાંથી પાછો મેહેલમાં બોલાવ્યો અને તેને પોતાના રેહેનુમાઇ કરનારા વજીરનો ઓહ્દો પાછો સોંપ્યો. એ બનાવ બન્યાને લાંબો વખત વહી ગયો પણ બુજરજમેહેરનો ચેહેરો દલગીરીથીજ છવાયલો રહયો. તેનું દિલ તંગ અને તવાયલું બન્યું અને ચિંતા કરવાથી તેની બે આંખો પણ નબલી પડી ગઇ. જે દુખ તેણે વેઠયું હતું તેનો બદલો ગંજના સુખથી તેને મલી શકયો નહી. પણ દુખ અને ગમથી તે તવાવાજ લાગ્યો.

## કયસરનો એક એલચી એક બંધ ડાબડા સાથે નોશીરવાન આગળ આવી ચહડયો અને બુજરજમેહેરે એ ડાબડામાં શું છે તે તેનો ભેદ કહી સમજાવ્યો તે વિષે.

ત્યારબાદ થોડા વખતમાં એવું બન્યું કે, કયસરે એક એલચીને પોતાની તરફના એક નામાં, હદીઆ અને નેશારની ચિજો સાથે તથા એક બંધ

---

૧ નોશીરવાન જેવો આદેલ શાહ બુજરજમેહેર જેવા પોતાના કાબેલ વજીરને આવો ગેરઈનસાફ પુગાડે એ તેની જલકતી કારકીરદીને કલંક લગાડવા સમાન ગણાય. એ પાદશાહે કદાચને બુજરજમેહેરની બારીક કસોતી કરી જોવા પણ એ પગલું ભર્યું હોય.

કીધેલા દાબડા સાથે તે શાહ આગળ મોકલી આપ્યો. એ એલચીએ પાદશાહને કહયું કે, "ઓ બાહુરોના શાહ! તારા તો પાક દિલના પુશકલ વજીરો છે. માટે તેઓમાંનો કોઇ પણ આ કલકુંચીથી બંધ કીધેલા દાબડામાં શું છે તે કહી શકશે. જો તેઓ ખરેખરંજ જણાવશે તો હમો ખંડણી અને તે ખંડણી સાથે હમારા રેવાજ મુજબની બીજી ચિજો મોકલવી ચાલુ રાખશું. પણ જો એ તિક્ષણ બુધ્ધીના મોબેદો એવી દાનાઈ ધરાવવામાં કમ જણાશે તો તારે ત્યાર પછી હમારી પાસેથી ખંડણીની માંગણી કરવી નહી તથા તે માટે તારૂં લશકર મોકલી તારે હમારા શેહેર ઉપર હુમલો પણ લાવવો નહી. એવી રીતનો પેગામ એ કયસરે તારી ઉપર મોકલ્યો છે માટે હવે તું તેનો જવાબ તારી મરજી મુજબ આપજે."

જેહાનના શેહેનશાહે એ એલચીને જવાબ દિધો કે, "પરવરદેગારની મેહેરથી એ વાત પણ હમારીથી છુપી રેહેવાની નથી. હું એ કામ પણ પરવરદેગાર તરફથી મલેલાં ખોરેહની બરકતથી બજા લાવશ અને તેવા કોઇ પાક વિચારના શખ્સને હું સોધી શકશ. માટે તું તેટલાં એક અઠવાડયું સુધી અત્રે ઉતારો લે અને દારૂથી દિલને ખુશાલી અને રામશની બક્ષ." પછી એ બનાવ માટે અચરત થતાં પાદશાહે પોતાના બુજોર્ગો અને દાનાવોને બોલાવી મંગાવ્યા અને એ ઉખાણાનો સાર મેલવવા તે સઘલાઓએ છુટી છુટી કોશેષ કરી જોઇ. એ કલ દિધેલા દાબડાને કુચીની ગેરહાજરીમાં દરેક દાનાવે સઘલેથી તપાસ્યો. પણ એ બાબે તે સઘલાઓની દાનાઈ બાજુએ થઇ ગઇ અને તેઓ પોતાની નાદાની માટે નાચાર બન્યા. જ્યારે સઘલી અંજુમન નાચાર થઇ પડી ત્યારે શાહ નોશીરવાનના દિલને દલગીરી લાગવા માંડી. તે બોલ્યો કે, "એ ભરમ તો ફરતું આસમાન બુજરજમેહેરની દાનાઇથી ખુલ્લો કરી શકશે." એ વિચારથી શાહાનશાહાને દુખ લાગવા માંડતાંજ તેણે ખજાનામાંથી સરપાવ માટે પોશાક મંગાવ્યો જેથી તેનાં ખજાનચીને એ સઘલું એક ઘોડા સાથે લાવી હાજર કીધું અને તે ઘોડા ઉપર તેને માટે જીન લાવીને બાંધ્યું. પછી તેણે દાનાવ બુજરજમેહેર આગળ એ સઘલું મોકલીને કેહેવાડયું કે, "મારીથી તુંને જે કાંઇ દુખ ભોગવવું પડયું હોય તે હવે તું દિલમાંથી કાઢી નાખ. આપણે માથે ફરતું આસમાન એમજ ફરતું હોવાથી તુંને મારીથી આવો જુલમ ખમવો પડયો છે. તારી જબાને મારાં મગજને એમ ઉશકેરેલું હોવાથી મારીથી તારા ઉપર એમ જુલમ ગુજરાયો હતો. હાલે મારા ઉપર નહી છુટી શકાય એવું એક કામ આવી પડયું છે જેનાથી મારા તમામ બુઢા દાનાવોના દિલ આજેજ બન્યાં છે. રૂમી કયસરે હમારી ઉપર કુંચીથી મજબુટ બંધ

મોકલેલો અને તે ઉપર કસ્તુરી વડે મોહર મારેલો એક સુનેરી દાબડો મોકલ્યો છે જે લેઈ ત્યાંનો એક નામીચો શખ્સ અત્રે આવી લાગ્યો છે. એ એલચીનું કેહેવું એ છે કે, 'મારા સરદારે તુંને કેહેવાડયું છે કે અમાનો જે ભરમ છે તે તું પરખાવ. એ દાબડામાં શું છે તે કહી દે અથવા તો તારા દાનાવોથી તે સોધી કહાવ.' માટે મને એવા વિચાર આવે છે કે, બુજરજમેહેર સિવાય કોઇથી પણ એ ભરમ કેહેવાઇ શકાવાનો નથી."

જ્યારે બુજરજમેહેરે પાદશાહની એવી વાત સમજી ત્યારે તેના ઉપર પાદશાહે પાડેલું દુખ તેને પાછું યાદ આવ્યું. તો પણ તે અંજોલ કરી બંધીખાનેથી[1] જેહાનના એ પાદશાહ આગળ આવ્યો. તેને પાદશાહ તરફથી વધુ દુખ પડવાની ધાસ્તી હતી કારણ કે તે નિરદોશ હોવા છતાં તેના ઉપર પાદશાહ હજી ગુસ્સાભર્યો રહયો હતો. તેથી તે દિવસે કે રાતે જાગતોજ પડી રેહેતો અને પાદશાહનો એ પેગામ આવી લાગ્યો ત્યાં સુધી તેની એવીજ હાલત હતી. બીજે દિવસે સુરજનું તાજ ઉંચે ચઢેલું દેખાતાંજ અને રાતના કાલા ચેહેરાને ઢાંકી દેતાંજ અને જેહાનને દિપાવનારા સુરજે પ્રકાશવા માંડતાંજ બુજરજમેહેરે પોતાના ગ્રહોની તપાસ લિધી. તેણે પોતાની આંખો તથા દિલને અકકલના પાણીથી ધોયાં અને પછી હીમતથી દાનાવો વચેથી એક શખ્સને સોધી કાઢીને કહયું કે, "મારી આંખો તો મારી ઉપર પડેલાં દુખોથી ઝાંખ મારી છે અને મારૂં બજાર બીગડી ગયું છે. માટે રસ્તે બાહાર પડતાંજ તુંને સામે કોણ કોણ મલે છે તે જો અને તેનાથી ડરીઆ વગર તું તેને તેનું નામ પુછ."

આથી તે શખ્સને બુજરજમેહેર સાથે તે ઘરમાંથી બાહાર પડતાંજ એક ખુબસુરત ઓરત સામી મલી. તે જોઈ બુજરજમેહેરે તે દાનાવને કહયું કે, "એ વાત તો તેણીની આંખમાંજ છુપાયલી છે. માટે એ રસ્તે જતી ઓરતને તું જઇને પુછ કે, તેનો ખાવીંદ હઇયાત છે કે નહી." તે પાક દામાનની ઓરતે સ્વાલ કરનારને જવાબ દિધો કે, "મારો ખાવીંદ છે અને મારો ત્યાં એક બેટો પણ છે." તે બાયડીનું એમ કેહેવું સમજતાંજ તે દાનાવે પોતાના જડપ ચાલના ઘોડાને આગળ દોડાવવા માંડયો. તેવામાં એક બીજી ઓરત સામેથી આવતી જણાઇ. આથી તેણીને પણ તેના દુબાસ્યાએ તેવોંજ

---

[1] એ ઉપરથી જણાય છે કે છેલ્લા બાબમાં જણાવ્યા મુજબ પાદશાહનો ખોફ બુજરજમેહેર ઉપરથી કાંઈ સદાબરો ઉતર્યો હતો નહી પણ પાદશાહે તેને નજર કેદ રાખેલો હોયો જોઈએ.

સવાલ પુછ્યો કે, "ઓ ઓરત! શુ તારો ધણી જીવતો છે અને તારે ત્યાં કાંઇ બચ્ચાં છે કે?" તેણીએ જવાબ દિધો કે, "મારો ખાવીંદ જીવતો છે પણ મારે ત્યાં કોઈ બચ્ચાં નથી. આ મારો જવાબ છે, માટે હવે તું મારી આગળ ઠોભ ના." તેવામાં વળી એક ત્રીજી ઓરત સામેથી આવતી જણાઇ. તેના નજદિક આવતાંજ એ તેના ખેરખાહે તેણીને પુછ્યું કે, "ઓ ખુબસુરત ઓરત! તારો ધણી કોણ છે? મને તો પેલા દમામદાર શખ્સે તુંને એમ પુછવા મોકલ્યો છે." તેણી બોલી કે, "મારો કોઇ ધણી નથી અને કોઈ ધણી મારો ચેહેરો જોય એમ પણ હું ઇચ્છતી નથી." તેની એવી વાત સમજતાંજ તું જો કે બુજરજમેહેરને તે ઉપરથી શું વિચાર આવ્યા.

હવે તે ગમગીન ચેહેરે પોતાના ઘોડાને માર્ગમાં દોડાવવા લાગ્યો. જ્યારે તે દાનાવને શાહાનશાહ આગળ હાજર કરવામાં આવ્યો ત્યારે પાદશાહે તેને પોતાના તખત આગળ બોલાવ્યો. તેને માટે કસરાના દિલમાં પુશકલ પસ્તાવો લાગવા માંડયો કારણ કે એ દાનાવની આંખ તેને આંધલી થયલી માલમ પડી. તેથી તેણે જીગરમાંથી એક ઉંડી હાય મારી. એ નિરદોશ ઉપર આજાર ગુજારવાના પોતાના એ કામ માટે તે શાહ ઘણો પસ્તાવા લાગ્યો. પછી તેણે બુજરજમેહેર આગળ રૂમના કયસરની વાત કહી સમજાવી અને પેલો કલ દિધેલો દાબડો ત્યાં મંગાવ્યો.

બુજરજમેહેરે શાહને દુવા દિધી કે, "આસમાન ઉપર સુરજ તપતો રહે ત્યાં સુધી તું પણ તપતો રેહેજે. હવે તારે દાનાવોની એક સભા અત્રે મેલવવી ઘટે છે અને તારા મોબેદો વચે ત્યાં કયસરના એલચીને પણ લાવીને હાજર કરવો ઘટે છે. વળી તારા બુજોર્ગોની રૂબરૂમાં પેલો દાબડો પણ તું શાહની આગળ મંગાવી રાખવો ઘટે છે. પછી મને વિચાર શક્તિ બક્ષનારા અને મારા રવાનને સચાઇનો પેશો આપનારા પરવરદેગારની મદદથી એ દાબડાને કે તેની કળને હાથ લગાડયા વીના તેમાં જે કાંઇ હશે તે હું કહી દેવશ. જો કે મારી આંખો આંધલી બની છે તો પણ મારૂં દિલ તો રોશણજ છે અને મારાં રવાને પણ દાનાઇનું બખતર પેહેરેલુંજ ચાલુ રાખ્યું છે."

પાદશાહ તેની એવી વાતોથી ખુશ થયો અને તેનું દિલ વસંતનો ગોલાબ ખીલે તેમ ખીલીને તાજું બન્યું. તે પાદશાહની પીઠ વિચાર કરતાં કરતાં વાંકી વળી હતી તે હવે પાછી સીધી થઇ અને તેણે તે એલચીને ત્યાં હાજર કીધો તથા પેલો દાબડો પણ મંગાવ્યો. વળી સઘળા મોબેદો અને સરદારોને પણ તેણે ત્યાં હાજર કીધા અને જેઓ ઘણા દાનાવો હતા તેઓને દાનાઇ

બુજરજમેહેર આગળ બેસાડયા. પછી પાદશાહે તે એલચીને કહયું કે, "તારો જે કાંઇ પેગામ હોય તે મને ફરીથી કહી સમજાવ અને તેનો જવાબ મેલવી દે." એમ સમજતાંજ તે રૂમીએ પોતાની જબાંન ખોલી કયસરનો સંદેશો પુગાડયો અને કહયું કે "તારા જેવા લડાઇમાં ફતેહ મેલવનારા પાદશાહે તો અકકલ, દાનાઈ, નામદારી અને સંગીનપણુંજ ધરાવવું ઘટે છે. ઓ જેહાનના પાદશાહ! તારામાં તેવુંજ ખોરેહ અને દમામ છે તેમજ તું બુજોર્ગી, દાનાઈ અને જોર પણ ધરાવે છે. વળી તારી આગળ તારી રાહાબરી કરવા માટે અકકલમંદ દાનાવો, પેહેલવાનો, બાહુરો અને દરબારીઓ હાજર રહે છે. તારી દરબારના એ સઘલા શખ્સો પવિત્ર તેમજ જેહાનમાં તારીજ નેક-ખાહી ચાહાનારા છે. માટે તેઓમાનો કોઈ પણ આ કલ દિધેલો મોહરબંધ દાબડો જોઇ તેમાં શું છે તે દાનાઇથી સોધી કાઢે અને જાહેર કરે તોજ તેઓની દાનાઈની મજબુટી ટકી રહે. હમો પણ ત્યારેજ હંમેશ મુજબની ખંડણી મોકલતા રહીશું. કારણ કે તારો મુલક એવી ખંડણી મેલવવાની શકિત ધરાવે છે એમ ગણાશે. નહી તો એ ખંડણી તેમજ તેની સાથની ચિજો હમારી પાસેજ રેહેશે અને ત્યારબાદ તારે હમારી પાસે એવી ખંડણીની માંગણી પણ કરવી નહી."

જ્યારે તે દાનાવે એ એલચીનું એ પ્રમાણેનું કેહેવું સમજ્યું ત્યારે તેણે મોહું ખોલી પાદશાહની તારીફ કીધી કે, "હંમેશાં તું જેહાનનો પાદ-શાહ ખુશાલ રેહેજે અને તું તારાં તખતને અનુસરતો તથા સાચું બોલતો રેહેજે. શુકરાના તે સુરજ અને ચંદ્રને પેદા કરનાર તથા રવાનને દાનાઇ પુરી પાડનાર સાહેબના. તમામ ખાનગી તેમજ જાહેર વાતો તેજ જાણનાર છે. માટે તેની પાસે મારૂં એવું ઇચ્છવું છે કે, તે સાહેબ મારી દાનાઇનો વધારો કરે. આ દાબડામાં ત્રણ આબદાર મોતીઓ છે અને તેથી વધુ બીજું કાંઇ નથી. તેમાં એક તદન વિંધેલું છે, બીજું અરધું વિંધેલું છે જ્યારે ત્રીજું તો હજી લોઢાંના વિંધનાને લાગ્યું પણ નથી યાને કે તે વગર વિંધેલું છે."

એમ સમજતાંજ તુરતજ તે રૂમી દાનાવે એ દાબડાની કુંચી રજુ કીધી. નૌશીરવાને તે દાબડો ઉગાડતાંજ તેમાં એક નાની દાબડી ઢાંકી મુકેલી જણાઈ. એ દાબડીમાં એક રેસમી કપડાંના ટુકડાના પડમાં ત્રણ મોતીઓ સંતાડેલાં હતાં જે એ ઇરાની દાનાવના કહયા મુજબનાજ નિકળ્યાં. એ મોતીઓમાનું એક તદન વિંધેલું, બીજું અરધું વિંધેલું અને ત્રીજું વિંધ્યા વગરનું હતું. એ જોઇ તમામ મોબેદોએ તેની તારીફ કીધી અને તે દાનાવ

ઉપર ગોહરોનો નેશાર કીધો. એ જોઈ તે શાહનશાહાનો ચેહેરો આંસુઓથી ભીંજાઈ ગયો. પછી તેણે તે બુજરજમેહેરનું મોઢું આબદાર મોતીઓથીજ ભરી કાઢયું. તેનું દિલ પોતાથી થયલાં કામ માટે દલગીર બન્યું અને તેનો ચેહેરો એ દુખથી કરચલી મારી ગયો. પસ્તાવા સાથે તે બોલ્યો કે, "તેની આવી વફા અને મોહોબત છતાં મેં શા માટે તેના ઉપર આટલી બધી જફા પાડી હશે?"

જ્યારે તે દાનાવે પાદશાહનો ચેહેરો એમ કમલાયલો જોયો તથા તેના રવાનને દુખથી પીલાતું જોયું ત્યારે તેણે પણ જે ભરમ છુપો હતો તે જાહેર કીધો અને જે બન્યું હતું તે કસરાને કહી સમજાવ્યું, અને પાદશાહ ઉંઘમાં પડયો હતો ત્યારે તે બાજુબંધ અને પેલાં કાલાં પક્ષી વિષે તથા તેને તે ઉપરથી આવેલો વિચાર પાદશાહને કહી સમજાવ્યો. પછી તે બોલ્યો કે, "હવે જે બન્યું તે બન્યું તેથી તે માટે પસ્તાવો કરવો ઘટતો નથી. મારી ઉપરથી જે સારૂં માઠું પસાર થયું છે તે ફરતાં આસમાનથી બન્યું છે જેની આગળ પાદશાહ, વજીર કે બુજરજમેહેર કાંઇ બીસાતમાં નથી. પરવરદેગાર જ્યારથી એક માણસને માટેનો પાયો નાખે છે ત્યારથી આપણી તકદીર પણ આપણા તાલક ઉપર લખાય છે. માટે તું નૌશીરવાનનું દિલ હંમેશાં ખુશ રેહેજે અને તે હંમેશનું દુખ અને ગમથી મોકલું રેહેજે."

સાયર કહે છે કે, "એક પાદશાહ ગમે એવો નામદાર હોય પણ તેનું તખત તેના વજીરથીજ સોભા પાંમે છે. એક પાદશાહનું કામ તો શેકાર અને લડાઈ કરવાનું તેમજ ખુશાલી અને મોજમજાહ પાળવાનું અને સખાવત તેમજ ઈનસાફ કરવાનું હોય છે. પણ આગળા પાદશાહો કેવાં કેવાં કામો બજાવી ગયા તે પણ તેણે જાણવું જોઈએ છે કે જેથી તે પણ તેઓને પગલે ચાલી શકે. તેના પૈસો સંગરવા પડયાથી, રૈયતને દુખ દેવાથી અને પોતાનીજ દાદખાહી કરનારાઓને ઇજા પુગડયાથી તેના વજીરના જીવ અને દિલ પોતાના શેઠને માટે દુખી બને છે."

## નૌશીરવાનના કાગજ પત્રોના નમુના.

જ્યાં સુધી નોશીરવાને રાજ્ય ભોગવ્યું ત્યાં સુધી તેનાથી બીજા પાદશાહો અને પેહેલવાનો તથા લડાયકો, મોબેદો, હેરબદો અને શપેહેસાલારો ખુશ રેહેવા લાગ્યા. નૌશીરવાને તમામ જેહાનને પોતાના વજીરોના આધાર ઉપરજ સોંપી દિધી હતી નહી પણ તેણે ઠેકાણે ઠેકાણે પોતાના જાસુસો રાખ્યા હતા.

જેહાનના કારોબારમાં જે વરતી ઓછી ભલાઈ કે ભુંડાઇ થતી હોય તેની ખબર તેનાથી જરા પણ છુપી રેહેતી હતી નહી. એક વખતે તેના નેકખાહ જાસુસ મોબેદે તેના ઉપર એવું લખી વાલ્યું કે, "કોઇ કોઇ વખતે તું કેટલાકોના ગુનાહ માફ કરી દે છે અને તે ગુનહેગાર શખ્સોને તું સજાએ પુગાડતો નથી તેથી એમ કર્યાથી તો ગુનેહગાર પાસેથી ગમે એટલી તોજશ કરાવ્યા છતાં તે બીજી વખતે વધારે ગુનાહ કરે છે." ત્યારે પાદશાહે તેનો એવો જબાબ લખ્યો કે, "ગુનાહમાં સપડાયલો શખ્સ બીમાર સમાન ગણાય છે જ્યારે હું તેના વેદ સમાન ગણાઉં છું તેથી તે મારી દવા (સજા) થીજ નાહાસ્તો અને આંસુ પાડતો રહે છે. જો એક વખતની આપેલી દવાથી તે સાજો થતો નથી તો ફરીની દવાથી તેનું રવાન સુસ્ત પડે તેવું હમો પછી ઇચ્છતા નથી."

બીજા એક વજીરે તેને એવું લખ્યું કે "તું અનોશેહ રેહેજે. તારા તો જાસુસો ચો તરફ અને ખુણે ખુણે રહેલા છે. ગુરગાનથી તારો એક સપેહસાલાર છુપાછુપ બાહાર ગયો અને માર્ગમાં જંગલ આવતાં ત્યાં તે થોડો વખત સુતો. પણ તેટલાં લુટારાઓ તેનો સઘલો સરસામન લુટી ગયા અને તે નાગો બન્યો. આથી તેને સરસામન લેવા પાછુ ફરવું પડયું છે." નોશીરવાને તેનો એવો જવાબ લખ્યો કે "મારી રૈયતની પાસબાની કરનારાં લશકર ઉપરતો હું નચિંત રહું છું પણ મારાં લશકરનાજ સીપાઇઓ તે ચુરાઓથી પોતાની પાસબાની કરી શકતા નથી."

એક બીજાએ તેના ઉપર એવું લખ્યું કે, "ઓ પાદશાહ! તું જાવેદાન સુધી અમર્ગ રેહેજે અને મોબેદોન સાથે તારૂં બેસવું, ઉઠવું તથા ખાવું પીવું અને સુવું રેહેજો. અત્રે એક ઘણોજ નામીચો અને નામદાર શખ્સ છે જેનો ખજાનો તારા ખજાના કરતાં પણ ઘણોજ વધારે છે." નોશીરવાને તેના ઉપર જવાબ લખ્યો કે, "ભલે, તેનો ખજાનો તેનેજ મુબારક. હમારી પાસે પાદશાહી કરવા માટે જે તાજ છે તેજ પુરતું છે. તેથી તો હું તેના જીવ તથા ખજાનાનો નેગેહબાન ગણાઉં છું. માટે હું તો તેની દોલતમાં વધારો થાય એવીજ કોશેષ કરશ." એક બીજા વજીરે એવું લખ્યું કે, "ઓ મોટા પાદશાહ! તું અમર્ગ રેહેજે અને બુરાઇથી નચિંત બનજે. રૂમથી અત્રે જે બંધવાઓ પકડી લાવવામાં આવ્યા છે તેઓ વચે ઘણા ધાવતાં બચ્ચાંઓ પણ છે." નોશીરવાને તેનો જવાબ લખ્યો કે, "તેઓ વચે જે નાહલાં બાળકો હોય તેઓને બંધવાતરીકે ગણવાં નહી. માટે તેઓને તમો પાછાં તેઓની માતા આગળ મોકલી દો. તમો પણ દિલે ખુશાલ રેહેજો અને માલમીલકતની પરવા રાખતા ના."

વળી નૌશીરવાન ઉપર એવું લખાઇ આવ્યું કે, "રૂમથી સો તવંગરો પણ કેદ પકડાઇ આવ્યા છે જેઓનો છુટકારો તેઓના સગાંઓ પૈસા આપી કરવા માગે છે." તેણે જવાબ લખ્યો કે, "જો તેઓ ડરી જઇને તેઓને પાછા ખરીદીજ લેવા માંગતા હોય તો તે દરેક નામદારને દસ દસ કાસ[1] બદલ તારે પાછા વેચી નાખવા. પણ તમોએ તેથી વધારે કીંમત માંગવી નહી કારણ કે આપણે કાંઈ તેઓની દોલતના ઓસીયાલા નથી. જો હું માગવા માગું તો શમશેરની ધાક બતલાવી તેઓ પાસેથી જવેહેરાત, પૈસાની કેલીઓ અને સુનું રૂપું વિગેરે માંગી શકું." એક બીજાએ એવું લખ્યું કે, "મારા શેહેરના તવંગર શખ્સોમાના બે સોદાગરો મધ્યરાત થાય ત્યાં સુધી સુવા જતા નથી, પણ તેઓના ઘરમાંથી છાકટોના ઢીંગાના તથા ચંગ અને રબાબ વાજીંત્રોના અવાજોજ સમજાતા રહે છે." નૌશીરવાને તેનો એવો જવાબ લખ્યો કે, "એથી કાંઈ બીજાઓને દુખ થતું નથી. માટે એ લોકો સિવાય બીજા જેઓ પાસે પૈસા હોય તેઓ પણ એવીજ રામશણી અને મોજ મજાહ પાળતા રહે કે જેથી હમો પણ નચિંત રહીએ અને ગમ કરવા વગર જીવીએ."

એકે એવું લખ્યું કે, "તું અમર્ગ રેહેજે અને દુશમનોની નજર તારા ઉપરથી દુર થજો. ઇમિનનો શાહ તારે માટે એમ કહે છે, જ્યારે પણ નૌશીરવાન બાજ ધરીને બાજ મુકે છે ત્યારે તે તેમાં પોતાના સઘલા ગુજરેલાંઓની પણ યાદ કરે છે પણ તેમ કર્યાથી તો સામાં જીવતાંઓનાં ખુશ જીવ દલગીર બને છે." નૌશીરવાને તેનો જવાબ લખ્યો કે, "ખાનદાની અને અક્કલમંદ શખ્સજ પોતાના ગુજરેલાં ન્યાગાનોની યાદ કરે છે, પણ જે પોતાના ગુજરેલાંઓની યાદ દિલમાંથી ઢોઇ કાઢે છે તેવા શખ્સની દોસ્તી સાંધવી પણ લાયક ગણાય નહી."[2] બીજાએ લખ્યું કે, "એ પાદશાહ! તારો નાનો શાહજાદો પોતાના બાપના ઇનસાફની નકલ કરતો લાગતો નથી. તે પોતાના પૈસા જમીન ખરીડવા પાછલ રોકે છે, પણ તેમ થતાં વેચનારાઓ દલગીર બને છે." નૌશીરવાને તનો જવાબ લખ્યો કે "તેનું એ કામ ઘણું નારવા છે. માટે તેણે આપેલી કીંમત તેમજ તેણે વેચાતી લિધેલી જમીન એ સઘલું તેના અસલ માલેકનુંજ ગણાશે."

---

૧ "કાસ" એ કોઈ જાતના સીકકાનું નામ છે. ૨ ગુજરેલાંઓની યાદ કરવા માટેના સાસાની જમાનાના જરથોસ્તીઓના વિચારની નકલ હાલના જરથોસ્તીઓએ પણ કરવી ઘટે છે.

એકે નોશીરવાન ઉપર એવું લખ્યું કે, "ઓ ચઢતી મનશનીના પાદશાહ! હંમેશાં તું ખરાબી કરવાથી અને તે માટેના તાણા સમજવાથી દુર રેહેજે. આગળતો તું દિલમાં શરમ ધરાવતો હતો પણ હાલે તું શરમ વગરનો અને આકલા મીજાજનો કેમ બન્યો છે?' નોશીરવાને તેનો જવાબ લખ્યો કે, "જ્યારે હું દાંત વગરનું બચ્ચું હતું ત્યારે દુધ ધાવ્યા વગર મારો બીજો કાંઇ ઉપાય હતો નહી. પણ હવે મને દાંતો આવેલા હોવાથી અને હું મોટો થયલો હોવાથી હાલે મને ગોસ્તનો ઉપયોગ કરવો પડે છે અને તેથીજ હું આવો કરડો બન્યો છું." એકે લખ્યું કે, "તું હમારો સરદાર છે એમ હું કબુલ કરૂં છું તેમજ તુંજ હમારા કરતાં દાનાઇમાં પણ ચઢતો છે. આ કારણથી તું બીજા શાહાનશાહો કરતાં ચઢતો છે અને જેહાનમાં સઘલાઓ તારાજ વિચાર ઉપર પોતાની નજર ઠેડવેલી રાખે છે." નોશીરવાને જવાબ લખ્યો કે, "હમો અકકલમંદ હોવાથી તો બીજા પાદશાહોની નજરમાં પણ ચઢતા લાગ્યે છીએ. હુશીયારી, અકકલ અને દાનાઇ એ સઘલા હમારા વઝીરો છે. આ મારી સલતનતની જમીન તે મારો ખજાનો છે જ્યારે મારો વિચાર તે મારો ખજાનચીન છે."

બીજાએ નોશીરવાન ઉપર એવું લખ્યું કે, "ઓ પાદશાહ! શેકાર કરતાં તારા બાજ પક્ષીએ તો એક ગીધને[1] પકડયું છે." નોશીરવાને તેને લખ્યું કે, "તું તેની પીઠ ઉપર એક મુકકી માર અને કેહે કે 'તું તારા સરદાર જેવા ઉપર એવો સખ્ત કેમ બન્યો?' પછી તું તેને ઉંચી સુલી ઉપર ફાંસીએ લટકાવી દે કે જેથી ફરીથી એવી રીતનાં નુકસાન થવા પાંમે નહી. જેથી લડાઈ વખતે પાદશાહના નોકરો પાદશાહ કરતાં ચઢતા થવાની પણ કદિ શેખી કરે નહી." વળી તેના જાસુસોમાના એક નામદારે તેના ઉપર એવું લખી વાલ્યું કે, "ઓ જેહાનના પાદશાહ! એક સાંજે બુરજીન લશકર સાથે કુચ કરી જતો હતો તેવામાં તેને એક નજુમી સામો મલ્યો અને તેને કેહેવા લાગ્યો કે, તું નામદારની સાથે આવું મોટું લશકર અને આટલો બધો અસબાબ હોવા છતાં પણ હાલે તો તું પાછો ફર, અને તેથી તે પાછો ફર્યો. પણ તેં તેને બરતરફ કીધાથી હાલે તેને કોઈ જોવા પાંમતું નથી." નોશીરવાને તેનો જવાબ લખ્યો

---

૧ ગીધ લાશ ખાનારૂં એક પક્ષી હોવાથી તેવાં લાશ ખાનારાં પક્ષાઓ અને જાનવરોની સંભાળ કરવાનું જરથોસ્તી ધર્મમાં ફરમાન અપાયલું છે. જેથી જરથોસ્તી પાદશાહો પોતાના શકરાઓ પાસે એ જાનવરોનો શેકાર પણ કરાવતા હતા નહી. પણ જો તેવો શેકાર કરવામાં આવે તો તેવાં પક્ષીઓને પણ તેઓ શિક્ષાએ પુગાડતા હતા, જેનો દાખલો આ નોશીરવાનના લખાણો પુરાં પડે છે.

કે " તેના આવા વિચારોને લિધે ફરતાં આસમાને તેની સામેથી પોતાનો ચેહેરો એમ ફેરવી નાખ્યો છે. મારો પોતાનો સેતારો શુભ હોવાથી બુરજીનના ગમે એવા ખરાબ સેતારાથી મારાં લશકરને કે ખજાનાને કસું નુકસાન થવાનું હતું નહી."

વળી તેના બીજા જાસુસ મોબેદે લખ્યું કે, " એક વખતે તું પાદશાહે એવું ફરમાન આપ્યું હતું કે, 'તમો કોઇ મુબારક તોખમના શખ્સને જુઓ કે જે મારી પાદશાહીમાં ઇનસાફ આપવાને ફરતો રહી શકે એવો હોય તો તેવો શખ્સ મેલવતાં તમો મને તેની ખબર પુગાડજો.' આથી મને તેવા શખ્સ તરીકે બાધુર અને બુજોર્ગ ગુશસ્પ લાયક લાગે છે. માટે એ ઈનસાફના કામમાં તારે તેની મદદ મેલવવી ઘટે છે." નોશીરવાને જવાબમાં લખ્યું કે, " એ ગુશસ્પે તો પોતાની કંમરે લોભનો કંમરબંધ બાંધ્યો છે જેમ કરવાની તેને ગરજ પણ નથી. તેથી એ માટે તો તું કોઈ એવો શખ્સ સોધ કે જે લોભને ખાતર મેહેનત કરવાથી દુર હોય અને તે પોતે (પુરતો) દોલતમંદ પણ હોય. એ માટે તો જેહાનનો અનુભવ પાંમેલો કોઈ કરડો શખ્સ લાયક ગણાશે કે જેથી તે પેહેલું ગરીબોનું કામ બજાવી આપે.

તેના કોઇ જાસુસે એમ લખ્યું કે, " તારા બાવરચીઓનો વડો તું પાદશાહ અને તારા દરબારીઓ માટે એવી ફર્યાદ કરે છે કે, 'હું તેની તબલ ઉપર ગમે એટલી મેહેનત લેઇને તરેહવાર વાણીઓની રકાબીઓ ચો બાજુએ પાંઠરી મુકુ છું તે છતાં તે તેના ઉપર હાથ લંબાવતો તો નથી પણ તેનો સોડમ પણ લેતો નથી.' જેથી તારા તે વફાદાર નોકરો તારીથી બીહીતા ધ્રુજતા ફરે છે." તેણે તેનો જવાબ લખ્યો કે " હું તો તે વાણીઓ જોઇને ખાવાની અગાઉજ ધરાઇ જાઉંછું અને તેથી મને ખાવા ગમતું નથી." બીજા એકે લખ્યું કે, " તેહેકીક કરવાની વખતે તું શાહાનશાહ પોતાની સાથે લશકર લિધા વગર બાહાર નિકળી જાય છે. તેથી સઘળાઓ મને ઠપકો આપી કહેછે કે, એમ કર્યાંથી તો કોઇ વખતે તું તારા દોસ્તોના દિલને આંસુ પાડતાં બનાવશે. કારણકે તારો કોઇ દુશમન તારૂં બુરૂં ઇચ્છી તુંને નુકસાન પુગાડશે." નોશીરવાને તેનો જવાબ લખ્યો કે, " પાદશાહના શરીરનું રક્ષણ કરવા માટે ઇનસાફ અને અકકલ પુરતાં ગણાય છે. તેથી એક ઈનસાફી પાદશાહ પોતાની સાથે માણુસો રાખ્યા વગર ગમે એમ ફરતો હોય તોપણ તેની સચાઇજ તેની પાસબાની કરવા માટે પુરતી છે."

બીજાએ લખ્યું કે, " તું પાદશાહ સાથે અકકલ જોડાયલી રેહેજો. ખોરાશાનના મેદાનમાં મને એક સરદાર કેહેતો હતો કે, તેં તારી નોકરી

ઉપરથી કેરશાસ્પને કાઢી મુકયો જેમ કરવામાં તું પાદશાહને તેનો શું વાંક જણાયો તે હું જાણતો નથી." નૌશીરવાને તેનો જવાબ લખ્યો કે, "એ કેરશાસ્પ મારા હોકમ મુજબ ચાલ્યો નથી પણ તેણે મને આપેલું વચણ તોડયું છે. મેં તેને ફરમાવ્યું હતું કે, 'જે અરજદારો અરજ કરતાં આવે તેઓને માટે મને નફો થાય યા ટોટો આવે તોપણ મારા ખજાનાના બારણાં ખુલ્લાં રાખવાં.' છતાં તેને તેમ કીધું નહી. જો તે મારી નોકરીમાં રહી આવી બક્ષેશ અટકાવે તો તેણે મારા ખોરેહનો ઘટાડો કીધેલો ગણાય." એક બીજાએ એવું લખ્યું કે, "સર્વની નજરમાં તું પાદશાહ ચઢતો, સખી અને પવિત્ર ગણાય છે. પણ તારી લાંબી નોકરી બજાવનાર મેહેરકે શું કીધું છે કે તેં તેનો પગાર ઘટાડી નાખ્યો છે અને તેથી તેનું મોઢું પણ ઉતરી ગયું છે." નૌશીરવાને તેનો જવાબ લખ્યો કે, "એ મેહેરક સખતાઈથી વર્ત્યો હતો અને પોતાને મનને ગમતાં કીધેલાં કામ ઉપર ભરસો રાખતો હતો. વળી જ્યારે પણ તે મારી દરબારમાં આવતો ત્યારે છાકટો બનીને આવતો હતો. હમેશાં તે દારૂ સિવાય બીજાં કસાં ઉપર હાથ લંબાવતો હતો નહી."

વળી એક લશકરી ઓધેદારે તેના ઉપર એવું લખ્યું કે, "જ્યારે પણ તું પાદશાહ રૂમના કયસર સામે હુમલો લેઇ જાય છે ત્યારે ઇરાની લશકર સિવાય બીજું કોઇ લશકર તું લેઇ જતો નથી તેનું કારણ શું ? જોકે રૂમને તો તેથી પોતાના મુલકો ખોહોવા પડે છે અને ઇરાનનાજ મુલકો વધે છે ખરા." નૌશીરવાને તેનો જવાબ લખ્યો કે, "મારા એ દુશમનોનો ખવાશ હારેમનના જેવો લડાયક છે તેથી." તેણે બીજી વખતે પાદશાહને એવું લખ્યું કે, "તું પાદશાહ જ્યારે બીજી ગમ ચઢાઈ લેઈ જાય છે ત્યારે બીજા પાદશાહો પાસેથી લશકર મંગાવે છે, ત્યારે લડાઇ વખતે તિક્ષણ પંજાના સિંહો માફક પોતાના ઘોડા દોડાવે એવું લશકર તુંને કીયું જણાય છે ?" તેણે જવાબ લખ્યો કે, "જે લડાયક સ્વારોનું લશકર લડાઈથી કંટાળે નહી પણ દિવસે કે અંધારી રાતે તેમજ મોજમજાહ કે લડાઇને સરખી ગણે. લાયક વખતે તેનું જોર ઘટે નહી અને દુશમનનું થોડું કે ઘણું લશ્કર જોઇ ગભરાય નહી તેવું લશકર."

બીજાએ લખ્યું કે, "ઓ પાદશાહ નૌશીરવાન ! હમેશાં તું ખુશાલ જીવજે અને તારૂં નસીબ તાજું રેહેજો. તારી દરબારમાં એક જાણકાર, પરેજગાર અને વફાદાર શખ્સ હતો જેની પાસે ત્રણ લાખ દીરમની દોલત હતી. પાદશાહી દફતરદારોએ પણ તેની દોલતની ગણત્રી એવીજ નોંધી

હતી. પણ હાલે તે રડતો ફરે છે અને એ પૈસા ખવાઈ ગયા એમ તે જણાવે છે. જેથી તેને માટે સરદારો અને મોબેદોને પણ દલગીરી ઉપજી છે." જ્યારે પાદશાહ તેની એવી વાતથી વાકેફ બન્યો કે એ મોબેદ તેને માટે પૈસાની માંગણી કરે છે ત્યારે તેણે તુરત ઘટટે ઠેકાણે લખી વાલ્યું કે, "તેનાથી ખરચાયલા એ પૈસા માટે તેને દલગીર થવા દેતા ના પણ તેને જેટલા પૈસાની અગત્ય હોય તેટલા તેને બક્ષેશ કરવા."

કોઇ બીજાએ એવું લખ્યું કે, "તારો એક લડાયક સ્વાર લડાઇમાં ઘાહેલ થયો હતો જે તે ઘાહાનું દુખ ખમી આખરે મરણ પાંમ્યો છે. તેણે હરોલમાં રહી રૂમીઓની સફ ઉપર હુમલો કીધો હતો. પણ હાલે તેના મરી જવાથી તેના નાનાં છોકરાંઓ રખડી ગયાં છે." આથી નૌશીરવાને તેને લખી વાલ્યું કે, "તેના ચાર બાળકોમાના દરેકને મારા ખજાનામાંથી એક એક હજાર દીરમ આપવા. વળી બીજા જે કોઇ લડાઈમાં માર્યા ગયા હોય અને તેમનાં પણ છોકરાંઓ હોય તેઓનાં નામ પણ દફતરમાં નોધવાં અને આપણો મુનશી તે બાળકોના નામ વાંચી તેઓનાં મુસારા આપતો રેહે એમ કરવું. તેઓને ખજાના ખાતેથી દર વરશે ચાર હફતે એક હજાર દીરમ આપતા કરવા." એક બીજાએ લખ્યું કે, "તું પાદશાહના વરશો અને મહીનાઓ ખુશાલીભર્યા પસાર થજો. મર્વમાં એક લશકરી પેહેલવાન છે જેણે પુશકલ પૈસો ખરચ્યા વગરનો એકઠો કીધો છે અને તેના જુલમથી તે મુલકના ઘણા શખ્સો નાહાસ્તા ફરે છે." તેના જવાબમાં નૌશીરવાને લખ્યું કે, "એ શખ્સે જેઓ પાસેથી જુલમથી પૈસા કઢાવ્યા હોય તે તેઓને એનાજ ખજાનામાંથી પાછા આપવા અને ત્યારબાદ મર્વમાં મનાદી ફેરવવી અને તે પેહેલવાનનાજ ઘર આગળ એક સુલી ઉભી કરવી અને તે માટે તે મુલકના લોકોને તેમજ લશકરને ચેટવણી આપવી. ત્યારબાદ એ જુલમગારને ત્યાંજ તે સુલી ઉપર ઉંધો લટકાવવો જેથી હવે પછી આપણા પેહેલવાનોમાંનો કોઈ પણ પોતાના દિલ અને જીવને હમારા ફરમાનથી ફેરવે નહી. શા માટે એ ગરીબોના લોહીનો પૈસો એકઠો કરે. તે મોજ કરે અને ગરીબો દુખ સેવે એ કેમ બને ?"

બીજાએ તેના ઉપર લખ્યું કે, "ઓ યજદાંન પ્રસ્તોના શાહ ! તારી દરબારની નોકરી બજાવવા પાછલ ઘણા નોકરો રહેલા છે જેઓ તું પાદશાહના આવા ઇનસાફ માટે તારી તારીફ ગાતા રહે છે અને તારે માટે પરવરદેગાર હજુરમાં પણ દુવા ગુજારે છે." નૌશીરવાને તેનો જવાબ લખ્યો કે, "હું એ વાત સમજી ખોદાના શુકરાના કરૂંછું કે કોઈ પણ શખ્સ હમારાથી દુખી

રેહેતો નથી. તોપણુ મારે તો તેઓ ઉપર વધારે ચોંપથીજ નજર રાખવી ઘટે છે અને તેઓ નિરદોશ તેમજ ગુનેહગાર કોણ છે તે જાણતું રેહેવું ઘટે છે." એક બીજાએ લખ્યું કે, "ઓ હુશીયારીવાલા ખોરેહમંદ પાદશાહ! તમામ જેહાન તારાં રાજમાં સુખ, ખુશાલી અને એશઆરામ ભોગવે છે. રાત પડતાં તવંગરો તેમજ નોકરો પણ એશઆરામ સાથે દારૂ પી મસ્ત બને છે." પાદશાહે તેનો જવાબ લખ્યો કે, "જેહાનના તમામ અદના અને આલાઓ મારાથી એમજ ખુશાલી પાંમતા રહે."

તેના ઉપર કોઇએ લખ્યું કે, "ઓ ચહતી મનશનીના શાહ! કેટલાકો તારી એવી ખામી કાઢી તાણો મારે છે કે, તું તો તારો ખજાનો હરામખોર જેવાઓને પણ ગેરકાયદે બક્ષે છે." પાદશાહે તેનો જવાબ લખ્યો કે, "જો હું મારો ખજાનો તેઓને બક્ષતાં અટકું અને ગરજાઉઓને બક્ષેશ કરૂં નહી તો પછી અત્યાર સુધીમાં મેં જે ફાયદો મેલવ્યો છે તે નુકસાનમાંજ ફેરવાઇ જાય." એક બીજાએ લખ્યું કે, "ઓ મોટા શાહ! તારા જીવને કદી પણ કાંઇ નુકસાંન હોતું ના. તારા તો યાહુદીઓ તેમજ ખ્રીસ્તીઓ દુશમન ગણાય છે. તેઓ ઘડીકમાં જુઠા તો ઘડીકમાં સાચા હોય છે અને પોતાનો ધર્મ પાળવાથી તેઓ હારેમન જેવા બને છે (છતાં તું તેઓ ઉપર પણ સરખી બક્ષેશ કરે છે.)" પાદશાહે તેનો જવાબ લખયો કે, "એક બાહુર પાદશાહ તેઓ તરફ દરગુજર દેખાડયા વગર બુજોર્ગી પાંમી શકતો નથી."

એક બીજાએ લખયું કે, "ઓ નામવર પાદશાહ! તું દરરોજ મજુરો તથા ગરીબ લોકોને તારા ખજાનામાંથી ત્રણ લાખ કરતાં વધારે દીરમની બક્ષેશ કરે છે જે તું હદ ઉપરાંત કરે છે." તેણે લખ્યું કે, "એ સખાવત અસલ હોકમથી થતી રહે છે અને લાયકોનેજ બક્ષેશ કરવી હું ઘટારત ધારૂં છું." એકે લખયું કે, "ઓ દુખ જોયા વગરના શાહ! તારી એવી બક્ષેશોથી તો તારા ખજાનાનું તળીયું આવતું જાય છે." ત્યારે પાદશાહે તેનો જવાબ લખયો કે, "જેણે સખાવત કરવા માટે હાથ ખુલ્લા રાખ્યા હોય તેના ખજાનામાં ઝાડની સાખો અને પાંદડાંઓ માફક બરકતી પણ વધતી જાય છે. પાદશાહ પોતેજ જો યજદાંનપ્રસ્ત હોય તેના ઉપર જેહાન પણ પોતાની તમામ બક્ષેશો વરસાવતી રહે છે પણ બુરી ખસલતના પાદશાહો ઉપરજ હું જેહાનને તંગ બનતી જોઉછું. તેથી હું પણ લોભી અને સખત બનવા મુચ્છતો નથી."

એક મોબેદે તેને લખયું કે, "ઓ પાદશાહ! ફેરાખાને બલખબામીમાં જુલમ ગુજારીને મારા ઉપર ત્રણ લાખ દીરમ મોકલી આપ્યા છે જે મેં તો ખજાના ખાતે જમે કીધા છે." પાદશાહે જવાબ લખ્યો કે, "લોકોને દલગીર બનાવીને લિધેલા પૈસા મને જોઇતાજ નથી. માટે જેઓ પાસેથી એ પૈસા લેવામાં આવ્યા હોય તેઓને પાછા આપવા તેમજ હમારા ખજાનામાંથી બીજા પણ પૈસા ઉપરથી બક્ષવા, કારણકે કોઇપણ યજદાંનપ્રસ્ત પાદશાહ ગરીબોના દિલ દુખી બને એવું ચાહાતો નથી. વળી ફેરાખાનના આબાદ મેહેલને પણ તમો ભોંય સાથ કરી નાખો. જેથી તેનો મેહેલ તારાજ થવાથી તેને તેનું દુખ લાગે અને તેથી તે દુખી રેહે તેમજ લોકો પણ તેના ઉપર લ્યાનત વરસાવે. વળી મારા ઓધેદારોના દફતરમાંથી તેનું નામ પણ છેકી કાઢવું. કારણકે આવો નાલાયક શખ્સ મારીજ દરબારનો ગણાય એમ હું ઇચ્છતો નથી."

એક બીજાએ લખયું કે, "ઓ મુબારક તોખમના પાદશાહ! તું જમશીદ અને કાઉસ પાદશાહનેજ એટલા બધા શા માટે યાદ કર્યા કરે છે?" તેના જવાબમાં નોશીરવાને લખયું કે, "તું હમેશાં દાનાઇમાં વધારે જવાન રેહેજે. હું તેઓના નામ એટલા માટે યાદ કરૂં છું કે તેથી મારૂં તાજ અને મારી કીર્તી પણ મારા મરણ બાદ વીસરાય નહી." બીજાએ લખયું કે, "તું ઇરાનનો શાહ તારા ભરમ બેહેમનથી શા માટે છુપાવતો રહે છે?" નોશીરવાને તેનો જવાબ લખ્યો કે, "તે અકકલને માર્ગેથી ફરી લોભનો મારગ ધરે છે તેથી." બીજાએ લખયું કે, "ઓ ગરીબ નવાજ શાહ! હમણા હમણા તું ઘણો ધીરો કેમ બન્યો છે?" નોશીરવાને જવાબ દિધો કે, "હું અક્કલમંદો અને મોબેદોમાંનો એક ગણઉછું. જ્યારે હારેમનનો અવાજ કાને પડે છે ત્યારે (તેવા અક્કલમંદના) દિલમાંની અકકલ કે મગજની હુશીયારી ગુમ થઈ જાય છે."

વળી એક મોબેદે પાદશાહી અને દીનની બાબદ ઉપર વાત ચલાવતાં તે જમીનના પાદશાહને પુછયું કે "જેહાન દીન વગરની રેહે તે સારી કે પાદશાહ વગરની રહેલી સારી? એનો જવાબ દેવાથી તારી અકકલની પણ પરીક્ષા થશે." પાદશાહે જવાબ દીવો કે, "ઓ પાક દીનના શખ્સ! એનો હું જે જવાબ આપું તે તું સમજ. એક પાદશાહ જેહાનને દીન વગરની જોતો નથી. જો કે તેમાં જુદી જુદી દીન પાળનારા શખ્સો પણ જણાય છે. તેમાં કોઇ બુતપ્રસ્તી કોઈ પાક દીન પાળનારો પણ હોય છે તથા વળી કોઈ સારે

દુવા કરતાં બદ દુવાને પણ ભલી ગણે છે. તોપણ જેહાન કાંઇ તેની બદ દુવાથી વેરાન બનતી નથી. માટે તુંને પણ જેવા ખ્યાલો ઉપજતા હોય તે બોલીને જાહેર કરવા. પણ જો એક પાદશાહ દીન વગરનો હોય તો જેહાનમાં કોઇ ઉપર તેની દુવા ઉતરતી નથી. તેથી પાદશાહ તેમજ દીન શરીર અને રવાનનાજ જેવો અરસપરસ સંબંધ ધરાવે છે અને જેહાન એ બંનેથીજ પાયદાર રહી શકે છે."

એકે લખ્યું કે, "ઓ ખુશાલી ભોગવનારા પાદશાહ! તું સરદારો આમળ એવી વાત કરતો હતો કે, 'જ્યારે કોઇ પાદશાહ પોતે તખત ગુમાવી દે છે અને તેની પાદશાહી જતી રહે છે ત્યારે તેની ગમે એવી દાનાઇ અને દીનદારીની પીછાણ થતી નથી. વળી તું કહેછે કે, 'હું પોતેજ જમાનો છું અને ભલું કે ભુડું થવાનું બાહાણું પણ હું પોતેજ છું. જે કોઇ જેહાનને દુવા કરે છે તેનો ગેબી બદલો આપણનેજ મલે છે.'" પાદશાહે તેને જવાબ દિધો કે "હા, તું જે કહે છે તે ખરૂં છે. કારણ કે જમાનાનું તાજ તેજ પાદશાહનું માથું છે. જેહાન શરીર સરખી છે અને તેમાના પાદશાહો માથાં સરખા ગણાય છે અને તેથીજ પાદશાહો પોતાને માથે એમ તાજ પેહેરે છે." બીજાએ લખ્યું કે, "ઓ ગરીબ નવાજ શાહ! તું તારી પાદશાહી લાંબી જીંદગી સાથે ભોગવતો કરજે. આ રવાનનો ચેરાગ તો પાંચ દીનનો ગણાય છે અને તે ગુલ થયા બાદ તો તારી આમળ તારો વડો વજીર પણ આવી શકતો નથી." પાદશાહે જવાબ દિધો કે, "તેની મને કાંઇ ફીકર નથી, પણ હાલે તે તો મારૂં કામ બજાવવામાં મશગુલ છે એજ પુરતું છે."

એકે લખ્યું કે, "ઓ ખોરશેદ જેવા ખોરેહના શાહ! હવે પછી જમાનો તારા જેવો બીજો કોઇ પાદશાહ પેદા કરવાનો નથી. હું દરરોજ એક શખ્સને બામદાદથી તારી દરગાહમાં ઇનસાફ મેલવવા આવતો જોઉં છું. પણ તે દેખાવમાં એટલો બધો વાંકો વલી ગયો છે કે તેને શું દુખ છે તે પણ માલમ પડતું નથી." નોશીરવાને તેનો જવાબ લખ્યો કે, "કોઇ ચોર તેની દોલતમાંથી મોટી ચોરી કરી ગયો છે, જેનો બદલો મેં તેને મારા ખજાના-માંથી અપાવ્યો છે, કે જેથી તેનો જીવ દુખી રહે નહી. પણ મેં તેને એટલા માટે દરબારમાં આવવા ફરમાવ્યું છે કે તે ત્યાંથી ચોરી કરનારને જોઇને ઓલખી કાઢે." બીજા એકે એવું લખ્યું કે, "ઓ મુબારક તોખમના શેહેનશાહ! તુંજ સખીઓનો શાહ અને ઇનસાફનો સાહેબ ગણાય છે. કયોમરસના જમાનાથી તે હાલે સુધીમાં તારા જેવો કોઇ પણ શાહ તખતે આવ્યો નથી." નોશીરવાને જવાબ લખ્યો કે, "તે માટે હું પરવરદેગારના

શુકરાના કરૂં છું અને ઇચ્છું છું કે જેઓ અકકલમંદ હોય તેઓ મારીજ માફકના કામો કરતા રહે."

હવે હું નૌશીરવાનના લખેલાં કાગજો વિષે બોલી રહયો છું.[1] આ દુન્યા તો બુઠી બની છે પણ મારા જણાવેલા વિચાર તો એક જવાન જેવાજ છે. મારા બુઢાપાનો આતશ આટલો તેજ બનવા છતાં હજી મારી ખાશીયત પુરતી ખીલી નથી. જો મસજીદમાંના વકતાસન ઉપરથી મહમુદના જેવો પાદશાહ ભાષણ આપે તો ત્યાંનો પવિત્ર પથર પણ તેના ઉપરથી ઓવરાઇ જાય. જ્યાં સુધી સુરજ, અને ચંદ્ર અને સેતારાઓ રેહેશે ત્યાં સુધી આ મારૂં લખેલું નામું પણ યાદગાર રેહેશે. મહમુદનું નામ મારા એ નામાનાં સરતાજ તરીકે ગણાશે જેની તારીફ આસમાન સુધી પુગી રહી છે. હીન્દુસ્તાનની જમીન તેણે પોતાની તલવારથી હીન્દના બુતપ્રસ્તીઓના હાથમાંથી ખુચવી લિધી છે. જમાનો પણ તેનાજ નામથી આબાદ રેહેજો અને તેના માંથા ઉપરના તાજથી આસમાન ખુશાલ રેહેજો.

## પોતાના બેટા હોરમજદને નૌશીરવાને નશીયત દિધી તે વિષે.



હવે તું પાદશાહ નૌશીરવાનને લગતું આ નામું વાંચવું સરૂ કર અને તારાં રોશણ રવાનથી તે ઉપર ધ્યાન આપ. નૌશીરવાન લખે છે કે, "આ હીકમત, દાનાઈ અને નશીયતોથી ભરપુર દિલપસંદ નામું નેક કરણીનો અને ઇનસાફી જેહાનનો પાદશાહ નૌશીરવાન કે જે કોઇને પણ તાણો માર્યા વગર પોતાનો ખજાનો સખાવતમાં ખાલી કરે છે તથા જેણે

---

[1] ખસરૂની સમજશકિતના બાબમાં તેને ઉગમન તરફના સઘલા પાદશાહોથી ચઢતો ગણવામાં કાંઇ પણ સરાગાત જેવું ગણાશે નહી એમ તમામ તવારીખનવેશો લખી ગયા છે. એ પાદશાહનાજ વખતના ઈરાનીઓ તેમજ ઘણાક ગ્રીકો તેને ફીલસુફીના ઉંડામાં ઉંડાં ઉખ્ખાણાઓ અને તકરારોને સેહેલથી સમજી લેવાની સાંનપતને ઘણીજ ચઢતી ગણાવી ગયા છે. જો કે એ પાદશાહ લડાઈમાં ચાલુ રોકાયલો રેહેતો હોવા છતાં તથા એક મોટી સલતનત ચલાવવાનો તેને માથે ભારી બોજો હોવા છતાં તે ઘણા ભારીમાં ભારી ઉખ્ખાણા સમજી જવાની શકિત ધરાવતો હતો અને દાનાવો સાથની તકરારમાં ભાગ લેવામાં મોજ સમજતો હતો.

કોબાદના નામનો વધારો કરી ઇનસાફ સાથે તાજ અને તખત ભોગવ્યું છે તથા જે દમામદાર, ઉંચા કદના દાનાવ નામદારે પોતાના બુજોર્ગીભર્યા તાજથી પોતાની તમામ ઇચ્છા પુરી પાડી છે તેના તરફથી મારા પાક બેઠા હોરમજદ તો પુગે. તેનું દિલ હમારી સઘલી નશીયતો કબુલ રાખનાર બનજો. પરવરદેગાર તુંને ખુશાલ અને ફતેહમંદ નસીબનો બનાવજો. હમેશાં તું તાજ અને તખત ભોગવતો જેહાનનો પાદશાહ રેહેજે. જેમ મેં આ તાજ મારા બાપથી મેલવ્યું હતું તેજ મુબારક મહીનાના ખોરદાદ રોજે સુરજની ચાલ ઉપરથી મુરત જોઇને મેં તારે માથે એક શાહજાદા તરીકે તાજ પેહેરાવ્યું હતું. હવે મુબારક કોબાદે મને એ તાજ પેહેરાવતાં જે દુવા દિધી હતી તેવીજ દુવા હું તુંને દેઉં છું કે, તું જેહાનની સાવચેટીથી સંભાળ કરજે તથા અકકલમંદ, સખી અને નિરદોષ રેહેજે. તું તારી દાનાઇમાં વધારો કરતો રેહેજે તથા યજદાંનને નમતો રેહેજે, કારણ કે તારા જીવની રાહાનુમાઇ કરનારો તેજ છે. મેં એક ઉમરે વડા અને દાનાઇમાં ચઢતા નેક બોલનારા શખ્સને એવું પુછ્યું હતું કે 'આપણામાનો કોણ પરવરદેગારની વધારે નજદિક ગણાય તથા તેની નજદિકીએ પોંહોચવાનો માર્ગ કોણને માટે બારીક ગણાય?' ત્યારે તેણે જવાબ દિધો કે 'જો તું એવું ઇચ્છતો હોય કે લોકો તારી તારીફ કરે તો તારે દાનાઇ પસંદ કરવી. કારણ કે દાનાવ દોલતને ધુલ બરોબર ગણે છે.' તારા પવિત્ર જીવ માટે તું પણ દાનાઇ પસંદ કર. દાનાઇથી તો પાદશાહ તખતને સોભાવી શકે છે. માટે તું પણ દાનાવ અને ફતેહમંદ નસીબનો રેહેજે. કદિ પણ તું વચણ તોડતો ના, કારણ કે વચણ તોડનારનું કફન ધુલ બને છે. શિક્ષા કરતી વખતે તું નિરદોશોને મારી નાખતો ના તેમજ બદગોની વાત ઉપર ધ્યાન પણ આપતો ના. દરેક કામમાં ઇનસાફ સિવાય બીજા કાંઇ હોકમો આપતો ના. કારણ કે તારૂં રવાન ઇનસાફથીજ ખુશાલ રેહેશે. જો તું તારાથી તારાં તખતને દિપાવવા માંગતો હોય તો તારી જીભને જુઠું બોલવાથી દુર રાખજે. તારા નોકરોમાનો કોઇ ખજાનો પાંમે તો તેને તે ખજાનો કરારે દાપડવા દેજે. હરામ મેલવેલા ખજાનાને તારા ખજાનાનો દુશમન ગણજે. પણ જે ખજાનો તેં તારી મેહેનતે મેલવ્યો હોય તે ઉપરજ તું ખુશ રેહેજે. શું જબરી કે નબલી રૈયત સઘલી તારીજ પનાહામાં રેહેવી ઘટે છે. તારી સાથે જે નેકી કરે તેનો તું બદલો વાલજે તથા તારૂં જે બુરૂં કરે તેને શિક્ષા કરજે. જો તું જેહાનના લોકોનો પ્યાર મેલવી નચિંત થાય તો પણ તું શરીર રગડનારાઓનો તથા તેમને પોહોંચતાં દુખોનો વિચાર કરજે. આ જેહાન તો માત્ર ત્રણ પાંચ દિવસના મુસાફરખાના સમાન છે માટે

તારે તેમાં નચિંતે રેહેવું ઘટતું નથી. જો તું તારાં નસીબને જોરે લોકોની તારીફ પાંમવા માંગતો હોય તો જેહાનમાંથી હુંનર સોધતો રેહેજે અને દાનાવો સાથે બેસવું કરજે. જો તું ચાહાતો હોય કે તુંને બુરાઓથી નુકસાન નહી પુગે તો બદકારોના બે હાથોને દાનાઇથી બાંધતો રેહેજે. જે કોઇ તારી હરોલમાં રેહેતો હોય તેનેજ તારો પ્યારો ગણી દુશમનોની સામે તેને તારી ઢાલ બનાવજે. શેહેરના બુજોર્ગો તેમજ વેપારીઓને નફો પુગે તેમ તું તેઓને ઇનસાફ આપતો રેહેજે. જેવું તું શેહેનશાહાતનું તાજ તારે માથે પેહેરે તેવાજ જે માર્ગો તુંને બેહેતર લાગે તેવા તારા સરદારો વચેથી લેતો રેહેજે. તારી હજુરમાં હંમેશાં એક એક દાનાવને રાખતો રેહેજે અને તેને તારાં શરીર અને જીવ જેવોજ ગણતો રેહેજે. ખાનદાન ઉપરાંત જે હુનર ધરાવે નહી તેવા શખ્સને તું જરા પણ યાદ કરતો ના. કીંમત વગરના શખ્સના હાથમાં લડાઇનો અસબાબ સોંફતો ના, કારણ કે જ્યારે તેં સોંફેલાં હથીયાર તું તેના હાથમાંથી પાછાં લેવા માંગશે ત્યારે તે તુંને મલશે નહી. વલી તે દોસ્તને વેશે તુંને તારા દુશમનને હાથ સોંપી દેશે જેથી તુંને ખુવારી અને બુરાઇજ મલશે. તે લડાઇમાં તારી સામેજ તારાં હથીયાર વાપડશે અને તારાજ પૈસા તેમાં ખરચશે. તું ગરજાઉઓને બક્ષેશ કરજે પણ બુરાઓથી દૂર નાહાસજે તેમજ તેઓ તરફની ઇજાઓથી ડરતો રેહેજે. વલી તું જે નેકીના કાંમો કરે તે પણ અંદાજાંસર કરજે અને જેહાનના અનુભવી લોકોની વાતો તું સમજતો રેહેજે. તું દીનદાર બની દીનની સંભાળ કરજે કારણ કે પારકી દીનવાલાઓ તારી દીન તરફ અદેખાઇ અને ગુસ્સો રાખતા રહે છે. તુંને જોઇએ એટલાજ ખજાનાની ઇચ્છા ધરજે અને જોઇએ તે કરતાં વધારે ખજાનો મેલવવાની મેહેનતથી દિલને દુર રાખજે. તું આગળા પાદશાહોની રીતીએ ચાલનાર બનજે અને તારાં નામને ગેરઇનસાફ લાગવા દેતો ના. કારણ કે જુલમગાર પાદશાહ ઉપર શ્રાપ ઉતરે છે. માટે તું પણ ઇનસાફ સિવાય બીજું કાંઇ પણ પસંદ કરતો ના અને કોઇનો પણ શ્રાપ લેવા માંગતો ના. પેલા તાજદાર પાદશાહો આજે કયાં છે? તેમજ પેલા બુજોર્ગો અને અનુભવીઓ પણ કયાં છે? તેઓ માટે જે કેહેતી યાદગાર રહી છે તેજ પુરતી છે. આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યા તો કોઇ સાથે પણ પાધરી રેહેતી નથી. માટે કોઇનું પણ તું વગર વાંકે લોહી રેડાવતો ના. તેમજ કોઇની સામે પણ વગર વાંકે હુમલો લેઇ જતો ના. તું આ મારાં પંદનામા ઉપર ધ્યાન પોહોંચાડજે અને આ ત્રણ પાંચ દિવસની દુન્યા ઉપર તું તારૂં દિલ બાંધતો ના. મેં એ

નામામાં તારૂં ભલું થાય એવુંજ લખ્યું છે અને તારાં દિલને દાનાઇથી સંગારવા ચાહયું છે. તું સુરજ અને ચંદ્રના માલેક પરવરદેગારને માર્ગે ચાલજે અને તારી આગળથી દેવના ચલણને દૂર રાખજે. દિવસે કે રાતે એ નામાંને તું તારી આગળજ રાખજે અને તારાં દિલ ઉપર અકકલને સરદારી આપજે. જો તું જેહાનમાં તારી યાદગારી મુકી જશે તો તારૂં નામ બુજોર્ગો વચેથી ગુમ થવાનું નથી. તારી ઉપર જેહાનના પરવરદેગારની પનાહ ઉતરજો અને જમાનો તેમજ જમીન પણ તારી ખેરખાહી કરનાર નિવડજો. ઉંચેનું આસમાન પણ તારીજ ઇચ્છા મુજબ ફરતું રેહેજો અને જેહાનનો કોઇ પણ શખ્સ તારીથી દલગીર રેહેતો ના.”

નૌશીરવાને એ પ્રમાણેનું એક નામું લખી પોતાના ખજાનામાં બંધ કરાવ્યું અને પોતે આ ત્રણ પાંચ દિવસની દુન્યા માટે દુખી બન્યો. અક્કલમંદ, ઈનસાફી અને જ્ઞાની પાદશાહ હમેશાં શરમ રાખી કામો બજાવે છે. લડાઇમાં તે વધુ જોરાવર હાથે બાહાદુરી દેખાડી આપે છે તેમજ રાજ્ય કારોબારમાં પાક દીનનો અને યજદાંન પ્રસ્તોનો તરીકો જાળવે છે. માટે તું ધ્યાન પુગાડ કે, દુન્યામાં એવા હુનરો કોણ ધરાવી ગયા છે. જ્યારે તું એ જાણવા પાંમે ત્યારે તેની તું ઘટતી તારીફ કરતો રેહેજે. તું જો કે જેહાનના પાદશાહ મહમુદનો ભરેશપતી પ્રકાસ્તો રહયો ત્યાં સુધી એ પાદશાહ હથીયારબંધ અને હાથમાં તલવાર સાથે રહી બુતપ્રસ્તોના હાથોમાંથી આ હીન્દની જમીન ખુચવી લિધી અને તેણે પોતાના દિલને પોતાની દીનના ખોરેહેથી સંગારેલું રાખ્યું. એ રીતે એ મહમુદ જેહાનજીટ બની હંમેશનો યાદગાર પણ બન્યો છે. તે જેહાનબક્ષ શાહ પોતાની મરજી મુજબની મોજમજાહ તથા લડાઈઓ પણ કરતો રહે છે. એ અબુલકાશમ ફતેહમંદ રીતે જનમેલો પાદશાહ છે માટે જમાનો પણ તેના દીદાર જોઈ હંમેશાં ખુશ રેહેજો.

## નૌશીરવાનને મોબેદાએ સ્વાલ કીધા જેના તેણે જવાબો આપ્યા તે વિષે.

પેહેલવાનો માટેની વાતો જાણનાર એક ઘણો બુજોર્ગ શખ્સ પોતાના પેહેલવી નામામાં એવું લખી ગયો છે કે, નૌશીરવાનને તેના વજીરે પુછ્યું કે, “ એક બંદગી કરનાર પરવરદેગાર પાસેથી જે ઇચ્છા માંગે છે અને તેનું અંતઃકરણ તેની ઇચ્છાને અનુસરતા જવાબો દેતું રહે છે અને તેવા જવાબ મુજબ તે પોતાનું ભાગ્ય ફરશે એમ ગણી લે છે, છતાં એમ કેમ હશે કે કોઈ બંદગી કરતાં પોતાના હાથો આસમાન તરફ લાંબા કરી ગમે એટલી દુવા

માંગે છે તે છતાં તેની તે દુવા પાર પડતી નથી અને તેથી તેની આંખો ગુસ્સાભરી અને ભવાં ચઢેલાં બને છે ?" ફતેહમંદ પાદશાહે વજીરને જવાબ દિધો કે, "તેણે જે ઇચ્છા માંગવી તે અંદાજાસર માંગવી ઘટે છે. જો તે હદની બાહાર ઇચ્છા કરે છે તોજ તે દિલથી નામુરાદ બને છે."

વજીરે પુછ્યું કે "નેક કેરદારી અને નામદારી કોણને ઘટે છે ?" નોશીરવાને જવાબ દિધો કે, "વગર મેહેનતે પાંમેલો ગંજ જે ધર્મખાતે ખરચી દીએ તે. એક શખ્સ બક્ષેશ કર્યાથીજ બેહેતરી પાંમે છે. માટે જો તારી પાસે પણ ખજાનો હોય તો તે તું રેહેવા દેતો ના, પણ બક્ષી દેજે." વળી વજીરે તે દાનાવ પાદશાહને પુછ્યું કે, "ખાનદાન કેવી રીતે માલમ પડી આવે અને કોણ અકકલના ડાળ પાંખડાંઓથી ખુશ થાય ?" પાદશાહે જવાબ દિધો કે, "દાનાવ હોય તેજ ખુશ રહી શકે તેમજ શરમ રાખનારો ખાન-દાની પુરૂષ પણ ખુશ રહી શકે છે." વજીરે પુછ્યું કે, "દાનાઇ કોણ માટે ફાયદાકારક ગણાય તથા કોણ દાનાઈ વગરનો અને નુકસાંનકારક ગણાય ?" નોશીરવાને જવાબ દિધો કે, "જે અકકલને પોતાના જીવ માફક ઉછેરે તે અકકલને જેમ વધારે ઉછેરે તેમ તે તેના જીવને વધારે ફાયદો પોહોંચાડે છે. પણ જે અકકલને જેમ કમી ઉછેરે તેમ તેને દુખ, ચિંતા અને નુકસાંન પુગતું રહે છે."

દાનાવ વજીરે પાદશાહને પુછ્યું કે, "તખતને લાયક પાદશાહી ખોરેહ કરતાં બીજું ચઢતું ખોરેહ તેમજ બુઝોર્ગી કહી ?" તેણે જવાબ દિધો કે, "ખોરેહમંદ દાનાવ પુરૂષ જે તમામ જેહાનને પણ પોતાના છાયડા હેઠલ લેઇ શકે છે તે નામદાર, અકકલમંદ, ખોરેહવાલો અને ખાનદાની હોવો જોઇએ. એ ચાર ચિન્હોથીજ આસમાન નામદારી જાળવી શકે છે." પુછ્યું કે, "પાદશાહી કરવાને લાયક કોણ તેમજ બાગ્યહીન કોણ ?" તેણે જવાબ દિધો કે, "તે કે જે ઇનસાફી હોય જેનું દિલ બક્ષેશ, દાનાઈ અને રાહરસમ જાળવવાથી સખી તેમજ ઇનસાફી રેહેતું હોય. બીજો તે શખસ કે જે સર્વ વાતની ફજીલત ધરાવે. ત્રીજો તે કે જે જેહાનમાં નેક અને બદને પીછાણી શકતો હોય. ચોથો તે જે દોસ્તો વચેથી દુશમનને પારખી લે; કારણકે પાદશાહ જેમ નીરદોશ તેમ સારો ગણાય છે. ખોરેહ, અકકલ, દીનદારી અને નસીબ ધરાવનાર પાદશાહજ તાજ અને તખતને દીપાવવાને લાયક ગણાય છે. જેનામાં આવી ખસલત નહી હોય તે આબરૂની ધુલધાની કરે છે. જેથી તેનાં મોત પછી તેનાં નામને બતો લાગેલો રહે છે અને આખરે તે ખુદાનું માં બેહેસ્ત પામ્માથી દુર થાય છે."

દાનાવ વજીરે પુછયું કે, "નેક તેમજ બદ કરણીના શખ્સો વચ્ચે તંગ મગજનો માણસ કોણ ?" નોશીરવાને જવાબ દિધો કે, "લોભ તેમજ ગરજ એ બે એવી બુરી કરણીના દેવો છે કે તેઓની જેમ કોઇ વધારે ઇચ્છા કરે તેમ એ દેવો તેની તેવી ખસલતમાં વધારો કરતા રહે છે. બીજું ખજાનો સંગરવાથી તે હલકાઇ પસંદ કરે છે અને એવી રીતે ખજાનો પામી પોતાને માટે દુખનો વધારો કરે છે. જ્યારે તે દુખમાં લાચાર બને છે ત્યારે ગરજનો દેવ તે બેમાની એક ખાશીયત તરફ તેને ઘલતો બનાવે છે." પુછયું કે, "એવી કહી અને કેટલી વાત છે કે જેનું પરીણામ જેમ અફસોસ કરવામાં આવે છે તેમ તાજ, ખજાનો અને નામદારી પમાય છે, જેથી પેહેલાંથી તે દુખી બને છે જ્યારે બીજાંથી તે ખુશ થાય છે ?" પાદશાહે જવાબ દિધો કે, "તે દાનાઇને લગતી વાતો છે, માટે તેવી વાતોની તું પણ બક્ષેશ કરતો રેહેજે અને (નેક) વિચારોને ઉછેરતો રેહેજે. ફાયદેમંદ વાતો કરવી સારી છે તે કાંઇ પણ નુકસાન વગર મોટે અવાજે વાંચી શકાય છે. બીજું એ કે જે કોઈ અંદાજાસર વાતો કરે અને તે બોલકનો તેમજ દાનાવ ગણાતો હોય તો તે જેટલી વાતો કરે તે ઉપયોગીજ થઇ પડતી રહે અને તેથી વળી જેહાનમાં તેની યાદગારી પણ સચવાય છે. ત્રીજો વખતસર બોલનારો શખ્સ છે જે પોતાની તમામ જીંદગી સુધી આબરૂજ પાંમતો રહે છે. ચોઠો દિલને ખુશ લાગતું વાંચી સંભળાવનારો દાનાવ શખ્સ છે કે જે વાંચણ કરનાર કાબેલ તરીકે ગણાય છે. તેની તેવી વાતો પછી તે નવી કે જુની હોય તોપણ હમેશાં ઉલટથી વંચાતી રહે છે. પાંચમો જોશદાર અને છટાથી બોલનાર શખ્સ છે જે શીરીન જબાને પણ ધીમે અવાજે બોલે છે. જેમ જેમ તે એક પછી એક વાતોને ગુઠતો જાય છે તેમ તેમ તેની વાતોથી તે બેશક પોતાની ઇચ્છા પણ પાર પડેલી જોતો રહે છે."

દાનાવ વજીરે પુછયું કે, "જેમ જેમ તું શિખતો ગયો છે તેમ તેમ તારૂં રવાન તો દાનાઇથી દીપતું બન્યું છે. તોપણ જ્ઞાનને લગતી બાબદો તું નાલાયકોને શા માટે પુછે છે ? તુંને તેઓ શું જવાબ આપવાના છે અને તેઓથી દાનાઇ કેમ જાહેર થવાની છે ?" નોશીરવાને જવાબ દિધો કે, "આપણે કોઇ પણ પાસે જ્ઞાન મેલવી શકીએ છીએ અને તે જીવ તથા અકકલની ખાહેશ મુજબ સંચી શકીએ છીએ. માટે તમો પણ દાનાઇથી નજર પુગાડજો અને ગુનાહથી દુર રેહેજો; કારણ કે દાનાઈ જે છે તે તાજ અને તખત કરતાં પણ મોંઘી ચિજ છે." પુછયું કે "કોઇ આગળ પોતાના ભરમની વાત કેહેવામાં હું તારીફ જોતો નથી. કારણ કે તે ટક આવતાં જે

દાનાવ નહી અને જે તે સાંભળવી ઘટે નહી તેનો આગળ તે કહી દે છે માટે તે શું વાજબી ગણાય?" નૌશીરવાને તેનો જવાબ દિધો કે, "કોઇ પણ શખ્સ ઘોરમાં જાય ત્યાં સુધી ખજાનો સંગરવાથી ધરાતો નથી. પણ દાનાઇનો દરવાજો તો ખજાનાના દરવાજા કરતાં વધારે નામી છે અને તેથીજ તે દાનાવોની નજરમાં વધારે વાહાલો ગણાય છે માટે હમો જે દાનાઇની વાતો કહીએ છીએ તેજ હંમેશની યાદગાર રેહેશે. માટે તું દાનાઇને તારા ખજાના જેવી ગણુતો ના.

દાનાવે પુછ્યું કે, "જે શિખવે ખંતી તેમજ તિક્ષણ યાદદાસ્તવાલો હોય તે દાનાઈ મેલવ્યાથી બુજોર્ગી પામે કે?" નૌશીરવાને જવાબ દિધો કે "દાનાઈવાલો જવાન પોતાની દાનાઇથી બુજોર્ગ જેવો ગણાય છે, પણ એક મુરખજ (દાનાઈ વગર) જવાન રેહેવું પસંદ કરે છે." પુછ્યું કે, "શું તું પાદશાહો વચે તારાં નસીબે જેહાનનો પાદશાહ બન્યો નથી કે હાલે તારા નામને લોકો જેમ વધારે યાદ કરે છે તેમ તું જીગરમાંથી થંડી હાએ મારે છે?" નૌશીરવાને જવાબ દિધો કે, "હું જે જેહાનને ઈનસાફી તલવારથી સંભાળતો રહું છું તે છોડીને મને ચાલી જવાનું છે એ રસમની મારું દિલ તારીફ ગાતું નથી તેથી." પુછ્યું કે, "આગળ તો તું હર કોઇ આગળ હાલના કરતાં વધારે નામદારીભરી વાતો કરતો હતો, પણ હાલે તું તેવી વાતો કરવાનું પસંદ કરતો નથી અને નવી કે પુરાણી કાંઇ પણ વાતો તું કહી સમજાવતો નથી તેનું કારણ શું?" નૌશીરવાને જવાબ દિધો કે "હવે ઘણું બોલવાનું મુકી ઘણા કામો હું કરી બજાવવા માંગુ છું તેથી."

દાનાવે પુછ્યું કે, "આગળ તું હાલના કરતાં આતશ આગળ લાંબો વખત સુધી બંદગી ગુજારતો હતો નહી. આગળ કરતાં હાલે તારી બંદગી વધેલી છે અને તું વધારે બણુતણો અને ન્યાએશો ભણે છે તેનું કારણ શું?" તેણે જવાબ દિધો કે, "બંદગી કરનારને પાક યજદાંને ધુલમાંથી પેદા કીધેલો છે. તેણે તેના ઉપર આસમાનને ફરતું રાખ્યું છે અને તમામ જેહાનને તેની ગોલામગીરી બજાવતી બનાવી છે. ત્યારે જો બંદો પોતે તે સાહેબની કીંમત નહી પીછાણે તો તે દુખ અને સખતીથી દુર રહી શકે નહી." પુછ્યું કે, "જ્યારથી તું પાદશાહ બન્યો છે ત્યારથી પરવરદેગારની તારી બંદગીમાં વધારો કેમ થયો છે? તારી આવી ચઢતી કલાથી તો તારી રામશણીનો વધારો થયો છે અને તારા દુશમનોનાં દિલ દુખી બન્યાં છે." નૌશીરવાને જવાબ દિધો કે, "મારા એ સારા વખતમાં હું પરવરદેગારના વધુ શુકરાના ઓટલા માટે કરું છું કે તેથી કોઈ પણ મારા કરતાં વધારે ચઢતો બને નહી અને તે

સાહેબ મને દુખી કરવાથી મારા દુશમનોના હાથને અટકાવે તેમજ મારી સામે લડતાં મારા દુશમનો મારો ઉંચે ઉઠાવેલો ગુરજ જોઇ ગાભરા બને."

દાનાવે પુછ્યું કે, "જ્યારે તું ઉગમન તરફ લડવા જતો ત્યારે તું તિક્ષણ પંજાનો અને બાહુર રેહેતો હતો, પણ જ્યારે તું પશ્ચિમ તરફ લડવા ગયો ત્યારે તેં ત્યાં બેધડક ઢીલો નાખવા માંડી તેનું કારણ શું?" નોશીરવાને જવાબ દિધો કે, "એક જવાન પોતાના જીવને દુખ અને નુકસાંન પુગે તેનો વિચાર કરતો નથી, પણ જ્યારે તેની ઉંમર સાઠ વર્ષની ઉપર જાય છે ત્યારે તેને નાખતી અને ભલમનસાઇથીજ કામ લેવું પડે છે. પરવરદેગાર કે જેનાથીજ જો કે એ સારો અને માડો વખત મળે છે તેના હું શુકરાના કરૂં છું કે હું મારી જવાનીમાં એવો હુનર ધરાવતો હતો કે તે વખતે મેં ભલાઓ કે બુરાઓને હલકા ગણ્યા હતા નહી. હવે મારા બુઢાપાનો વખત થોડો રહયો છે તેથી તે વખત અક્કલથી તેમજ ખજાનાની બક્ષેશ કરવામાં ગુજારવો ઘટે છે. જેહાન મારી અક્કલ અને મારા રેવાજ મુજબ ચાલનારી છે અને ફરતું આસમાન કીનાખોરો સામે મારાં બખતર બરોબર રહે છે." પુછ્યું કે, "આગળા પાદશાહો ટુકા ભેદનો લાંબો ખોલાશો કરી લખાણ કરતા જ્યારે તારા વખતમાં આગળા નામદારો કરતાં ટુકી એબારતમાં ઉંડા ભેદ જાહેર થાય છે તેનું કારણ શું?" પાદશાહે જવાબ લખ્યો કે, "તે દરેક પાદશાહની સંભાળ પરવરદેગારની દીનથી થતી, તેથી તેઓ પોતાના શરીરને જાજી મેહેનત કે દુખ આપતા હતા નહી અને જેહાનની નેગેહેબાની જેમ થતી આવતી તેમજ થતી રેહેતી હતી."

એક દાનાએ પુછ્યું કે, "હું હાલે તું પાદશાહના ખુશાલ દિલને ચિંતાતુર જોઉં છું તેનું કારણ શું?" તેણે જવાબ લખ્યો કે "એક દાનાવના દિલમાં સારા વખતમાં નબલા વખતની જે ફીકર રહે છે તેવી ફીકર હું ધરાઉ છું તેથી." પુછ્યું કે, "આગળા પાદશાહો મોજમજાહના વખતમાં પોતાના જીવને દુખમાં અને લડાઇની જંજાલમાં નાખતા હતા નહી તેનું કારણ શું?" તેણે જવાબ દિધો કે, "તેઓ દારૂની જામ ઉડાવતી વખતે દિલમાં નામદારી મેલવવાનો વિચાર કરતા હતા નહી. પણ મારી ઉપર દારૂની જામ કરતાં નામદારીજ ફતેહ પાંમે છે અને મારૂં રવાન તેથી તેવા વખતની સામે મલવા જાય છે." પુછ્યું કે, "આગળા જે પાદશાહો હતા તેઓ પોતાના શરીરની નેકખાહી કરનારા સમજી વેદની આપેલી દવાદારૂને મુદલ અડકતા પણ હતા નહી તેનું કારણ શું?" તેણે જવાબ દિધો કે, "આસમાનની ગીરદેશથી જ્યારે શરીરને નાસુખાકારી લાગે છે ત્યારે દવાની અગત્ય રહે છે. પણ જ્યાં સુધી જમાનો

તેની સાથે પાધરો હોય અને તેને સંભાળતો હોય ત્યાં સુધી દારૂની કાંઇ અગત્ય રેહેતી નથી. પણ જ્યારે મોતનો વખત નજદિક આવે છે ત્યારે ગમે એવી પહરેજી વાપડયા છતાં પણ તે જીવી શકતો નથી."

દાનાવે નૌશીરવાનને પુછ્યું કે, "પરવરદેગારની તારીફ ગાઇને તું આટલી બધી બંદગી કરતો હોવા છતાં તારો જીવ હંમેશાં વિચારવંત રહે છે અને થોડો વખત પણ તે ખુશ રેહેતો નથી તેનું કારણ શું?" નૌશીરવાને જવાબ દિધો કે, "મને એનો વિચાર છે કે, પાદશાહનું દિલ અને ફરતું આસમાન એ બંધે બરોબર છે. તેથી મને ફીકર લાગે છે કે જે કોઈ બંદગી કરે છે તથા મારી દીનની તારીફ ગાય છે તે તારીફ તેની નઇયત મુજબ હદથી જીયાદા છે કે નહી એ મારી રઇયતના દિલનો ભરમ જાણવા હું એમ વિચારવંત રહું છું." પુછ્યું કે, "આપણને ત્યાં ફરજંદ આવ્યાથી ખુશાલી શા માટે લાગે છે, અને નહી હોવાથી પાળક પણ મુકી જવાની ઇચ્છા શા માટે રહે છે?" પાદશાહે જવાબ દિધો કે, "જેહાનમાં જેને ત્યાં ફરજંદ હોય છે તેનું નામ ગુમ થતું નથી. તેથીજ તેને ત્યાં ફરજંદ અવતર્યાથી તેને એમ મજાહ લાગે છે અને એવી મજાહ મેલવવાને તે ગુનાહથી દુર રહે છે. બીજું એ કે તેને ત્યાં ફરજંદ હોવાથી તેના ગુજરતી વખતે તે માટેનો ગમ દુર થાય છે. કારણકે તેના ગુજરવા પછી તેનો મોતથી કુમલાયલો ચેહેરો તેનો બેટો જોનાર છે એવો તેને સધીયારો રહે છે." ૧

દાનાવે પુછ્યું કે "આ જેહાનમાં નેકી કરવા છતાં પશેમાની કોણને હોય અને નીરાંત કોણને હોય?" તેણે જવાબ દિધો કે "જે યજદાંપ્રસ્તી વખતની લગામને પોતાના હાથમાં પકડીને ચાલે અને લોભ નહી કરે તેના શરીરને નીરાંત મલે પણ જો તે લોભ કરે તો તેથી દુખી થાય. તે શખ્સને તું જેહાનમાં સૌથી બુરો ગણ કે જે અસંતોષી લોકો સાથે નેકી કરે." પુછ્યું કે, "કોઈ બુરાઇ કરીને ગુજરી જાય તો તેનું નામ જેહાનમાંથી દેવ તરીકે ભુસરાઈ ગયલું ગણાય છે. માટે ભલાઈ કરીને ગુજર પાંમવું સારૂં છે, કારણકે જમાનો તો તેના દરેક દમની ગણત્રી રાખનો રહે છે. તોપણ નેક લોકોની એ તારીફ થયલી શા ખપની કારણકે જ્યારે મોત આવે છે ત્યારે તો ભલા કે ભુંડા

૧ જરથોશતીઓ પોતાની પાછલ ફરજંદ નહી હોય તો પાલક મુકી જાય છે તેની મકશદ એજ છે કે તેના ગુજરયા પછી તે બેટો આ જેહાનમાં તે બાપની નૈયતે ભલાં કામો કરી તેના મીનોઈ જેહાનના રવાનને ખુશાલ કરે અને આ જેહાનમાં તેનું ખાનદાન અને નામ જલવાયલું રહે.

અત્રેથી સરખી રીતેજ ભુસરાઇ જાય છે ?" નૌશીરવાને જવાબ દિધો કે, "હમેશાં નેકીના બજારમાં નેક કરણીનોજ ભાવ પુછાય છે. જે નેકી કરીને મરણ પાંમે છે તે મુવેલો પણ ગણાતો નથી અને વળી તે પોતાના જીવને પરવરદેગારને સોંપી (ભલાઇનો બદલો પાંમી) આસાયશ ભોગવે છે. પણ જે શખ્સ અત્રે બુરૂં નામ મુકી જાય છે તેની સરૂવાત તેમજ આખેરી હમેશાં બુરી હોય છે. તેને ગુજર પાંમતા પણ કરાર હોતો નથી અને વળી તેનો બુરો અવાજ જમાના વચે રહી જાય છે."

બીજા દાનાવે પુછયું કે, "મોત કરતાં વધારે બુરી ચિજ બીજી કોઇ નથી, પણ જે તેવી ચિજ હોય તેને માટેની તૈયારીઓ શું કરવી ?" તેણે જવાબ લખ્યો કે, "આ ખાકી દુન્યામાંથી ગુજર પામ્યા પછી પવિત્ર જીવ સલામત રહે છે. માટે જો અત્રે ફીકર ચિંતા વચે જીવતો હોય તો તેવા જીવતર ઉપર તેણે રડવું જોઇએ. જો તું એક પાદશાહ હોય યા ફકીર હોય તોપણ તુંને જેહાનમાં ફીકર ચિંતા અને દુખ દરદ વેઠીનેજ મરવાનું છે." પુછયું કે, "એવી વધારે બુરી ચિજ કહી કે જેનાથી આપણે દુખી અને નાઉમેદ રહીએ છીએ ?" નૈશીરવાને જવાબ દિધો કે, "ગમ. ગમ છે તે પાહાડના ખડક જેવો ભારી છે. ગમે એવી ધાસ્તી ગમની ધાસ્તી આગળ બીમાડમાં નથી. ગમ કરતાં વધારે બીકત જેહાનમાં કાંઈ નથી." પુછયું કે, આપણા કરતાં વધારે ખજાનાવાલો કોણ ?" તેણે જવાબ દિધો કે "જે વધારે નિંરાતે રેહેતો હોય તે." પુછયું કે, "એવો બુરો કોણ જે માન અને બેહેસ્ત ભોગવ્યાથી દુર છે ?" જવાબ દિધો કે, "શરમ વગરની અને નરમાશ વગરની ઓરત તેમજ મરદોમાં તમામ જીંદગી બંધીખાનામાં ગુજારનારો નાદાન શખ્સ."

દાનાવે પુછયું કે, "બદફેલ માણસ કોણ ?" જવાબ દિધો કે "જે માણસ પોતાના દિલને બુરાઇથી કાલું બનાવીને પોતાના ગુનાહભર્યાં શરીરે પરવરદેગાર સનમુખ વગર દેહેસ્તે જાય તે." પુછયું કે, "એવો સાચો માણસ કોણ કે જેનો જીવ અને અકકલ તે માટેની ગવાહી પુરતા હોય ?" જવાબ દિધો કે, "પોતાના નફા યા તોટા માટે કોશેષ કરતો પણ બુરૂં કર્યાથી દુર રેહેતો શખ્સ." પુછયું કે, "માણસો વચે તેમના તાજ સમાન ગણાતો નેક શખ્સ કોણ ?" તેણે જવાબ દિધો કે, "માણસોના તાજ સમાન એક વહીતું કરતો પુરૂષ હોયલો નકામો ગણાય. તેમજ બુલંદ વિચાર ધરાવનાર જુઠો શખ્સ પણ તેવી પડવીને લાયક ગણાય નહી. પણ તે માણસ તેવી પડવીને લાયક ગણાય, જે બદલો મેલવવાની આરજુ વગર સખાવત કરતો હોય

અને પોતાના દિલનો ગમ ભુલાવવા તેવી બક્ષેશ કરતો હોય. તથા જે પોતાના જીવની પવિત્રાઇ ખાતર અને અકકલ મેલવવાને ખાતર યજદાંનનો માર્ગ ધરાવવાની કોશેષ કરતો હોય."

દાનાવે પુછ્યું કે, "દિલને વધુ ધાસ્તી સાથી ઉપજે ?" જવાબ દિધો કે, "પોતાની કરણી માટેના દુખથી." પુછ્યું કે, "એવી મોટી સખાવત કહી છે જે કરનાર સરફરાજી અને મોટાઇ પાંમે છે ?" જવાબ દિધો કે, "જે અરજદારોની માંગણી પાછી વાલે નહી અને પોતાને ફાયદો કે નુકસાન થશે તેનો વિચાર કરે નહી તે." પુછ્યું કે "આ જેહાનની વરતણુક બાબે તું જે જાહેર કે ખાનગી વાત જાણુતો હોય તે કેહે. આપણે તો ખોદાનેજ પસંદ પડતી દીન એખત્યાર કરીએ છીએ, તોપણ આસમાનની ગીરદેશથી નુકસાંન પુગવાનો સબબ શું ?" તેણે જવાબ દિધો કે, "આ બુઢાં આસમાનની નિચે જો તું દાનાવ ગણાતો હોય યા સારી યાદદાસ્ત શકિતવાલો હોય યા તું બુજેર્ગી ભોગવતો હોય કે દાનાવો વચે મોટાઇ ભોગવતો હોય યા તો તું જેહાનના દાવરોનો દાવર ગણાતો હોય તોપણ તું બુરી દીનનો બનતો ના અને નુકસાની પુગાડવાથી દુર રેહેજે, કે જેથી તુંને આસમાનથી ફાયદો કે નુકસાંન ભોગવવું પડે નહી. નેકી અને બદી તે સાહેબ કે જેના કોઈ જોડયા નથી અને જેના કામોની સરૂવાત કે છેડો પણ જણાતો નથી તેનાથી પેદા થયલી છે. માટે તું તે સાહેબની ઇચ્છા પ્રમાણે ચાલ અને જે કાંઇ બનવાનું હતું તેમજ બનવાનું હશે તે બન્યા કરશે."

બીજા મોબેદે પુછ્યું કે, "આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં જીવને માટે શરીર એક ઘર સમાન છે ત્યારે જે દુખ ભોગવવું પડે છે તે જીવને કે શરીરને ?" નોશીરવાને જવાબ દિધો કે, "જેમ કોટલાંના ફળને તેમાં મગજ હોવાથી ખમવું પડે છે તેમ અકકલ વગરના જીવને જે શરીર રાખે છે તે જ્યાં સુધી તેમાંથી જીવ જતો રહે છે ત્યાં સુધી તેજ ખમે છે." એક મોબેદે પહરેજી બાબદમાં લખતાં પુછ્યું કે, "લોભ અને ગરજને કોણ દાબી શકે ?" તેણે જવાબ દિધો કે, "લોભ અને ગરજને અકકલમંદોજ દાબી દેઇ શકે. કારણકે લોભથી હંમેશાં દુખ પુગે છે અને દોલતના ઢગલાથી પણ એક લોભી કદિ ધરાતો નથી." પુછ્યું કે, "ઓ પાદશાહ! આગળા પાદશાહો વચેથી તું કોણને હુશીયાર, અકકલમંદ અને દીન તથા રેવાજની જાળવણી કરનાર ગણે છે ? હમે કયા મરણ પામેલા પાદશાહની તારીફ ગાઇએ ?" તેણે જવાબ દિધો કે "બંદગીખોર, પહરેજગાર અને પેદા કરનાર દાદારનો ઉપકાર માનનારા પાદશાહની કે જેનાથી કોઇ પણ દુખી કે હેરાન થતું નહી હોય પણ જે નેકીનાં

દિલને ઉમેદભર્યાં અને બુરી કરણીનાઓના દિલને દુખ અને ધાસ્તીથી ભર્યાં રાખતો હોય, તથા જે પોતાના લશકરને પોતાનાજ ખજાનાથી નીભાવતો હોય અને પોતાની મુશકેલીઓને તે પોતાના દુશમનો તરફ ફેંકતો હોય તથા જે જેહાનના દાનાવોની સલાહ પુછતો હોય તથા બલા કે ભુડાઓનો બચાવ પોતાના દુશમનોથી કરતો હોય તેની."

એક દાનાવે પુછ્યું કે, "બંદગી શું છે? અને યજદાંનની મરજી મુજબની બંદગી કરનાર કોણ ગણાય?" તેણે જવાબ દિધો કે, "પોતાના રવાનને એક બાલ બાર પણ ગુનાહની આલુદગી પોહોંચવા નહી દેનારો બારીક બીન શખ્સ, જે પેહેલું એમ જાણતો હોય કે, પરવરદેગાર હસ્તી ભોગવે છે અને તે ફકટ એકજ છે અને તેના જેવો રેહેનુમાઈ કરનાર બીજો કોઇ નથી. તથા જે નેકીના કામો કરી તેનો ઉપકાર માનતો રેહે તથા તેના ઉપર નચિંત રેહેતો હોય અને તેનોજ ડર કરતો હોય. કોઇને નુકસાન પુગાડે તોજ તેને ધાસ્તી રાખવી પડે, પણ ફાયદાભર્યાં કામો કર્યાથી નચિંત રેહેવાય એમ તે સમજે, માટે જો તું પણ નેક દીનનો અને રેહેનુમાઇ કરનારો હશે તો સઘલાઓ તુંને માન આપશે. પણ જો તું બુરી કરણીનો અને બુરી ખાશીયતનો હશે તો તું તારાં રવાનને દોજખમાં મોકલવા મારેની તૈયારીઓમાં રેહેશે. માટે તું આ જેહાન ઉપર કદિપણ મગરૂર રેહેતો ના, કારણ કે તે તો તારીથી પોતાની બાજી છુપાવતી ફરે છે. માટે તું દીનનાં ફરમાન મુજબ ચાલતો રેહેજે અને તારૂં ભલું કરવા જતાં દુખી થઇ પડતો ના. અકકલને તું તારાં દિલનો સલાહકાર બનાવજે અને એવી રીતની કોશેષ કરજે કે જેથી જમાનો તુંને ડાપ આપે નહી. વળી તારે ગુનેહગાર શખ્સોની દોસ્તી પણ કરવી નહી, કે જેથી તુંને દુખ, શરમીંદગી અને મીનાકેશો વેઠવા પડે નહી. તારે તારાં દિલમાં પેલી જેહાનના ભલાં માટેજ આ જેહાનનો ગમ ધરવો. હમેશાં તારે દાનાવો સાથે બેસતું રેહેવું અને જાવેદાન સુધીની ખુશાલી મેલવાય તેવી રીતે વર્તવું. કારણ કે એ ખુશાલી તો આ જેહાનમાં છોડી જવાની છે તેથી એ ખુશાલીને અકકલ ખુશાલી તરીકે સમજતી નથી. તારે તો અકકલ અને ગાન મેલવવા ઉપરજ મંડવું કે જેથી તે અકકલ તુંને યજદાંન તરફ લેઇ જવાની રેહેનુમાઇ કરે. તારે હદ બાહારની વાતો કરવી નહી, કારણ કે તું પોતે તો હજી નવો સવો છે જ્યારે આ જેહાન તો ઘણીજ પુરાણી છે. તારે બુરા શખ્સોની દોસ્તી કરવી નહી, તારાં દિલને નહી બનવા જોગ વાતોથી દૂર રાખવું અને જે બક્ષેશને લાયક હોય તેઓ ઉપરજ બક્ષેશ કરવી. દોસ્તની જમે એવી માંગણી હોય તે પાછી ફેરવવી નહી. પછી તે તારી આંખ કે મગજ કે ચામડું પણ માંગે તો શું થયું? અગર દોસ્ત દોસ્તો વચે કાંઇ વેહેવાર ચલા-

વર્તો હોય તો તેમાં ત્રીજાનું કાંઇ કામ નથી. જ્યારે બદખ્વાહો સાથે બેસ્વાનું હોય ત્યારે આવચેટ રેહેવું કે જેથી તે તારી ઉપર હાથ લંબાવી શકે નહી. જે લાયક રીતે માર્ગ લેવા માગતો હોય તેને માટે હુનર, શરમ અને નરમાશની મોટી અગત્ય છે. જબાનને હુનર કરતાં વધારે જોરેમંદ બનવા દેવી નહી. હુનર ધરાવવા છતાં જુઠો માણસ ઇનસાફી ગણાઇ શકે નહી. કોઇ પાસે દોલત હોય તેથી તેને બુજોર્ગ તરીકે ગણવો નહી તેમજ દોલત વગરનાને હલકો પણ ગણવો નહી. જો કોઇ બદમીજાજનો શખ્સ કજીયો કરે તો તું પણ મીજાજ ખોહી ઉટાવલો બનતો ના. તું તેને અંદાજાથી જવાબ આપજે અને મીઠાશ તથા ધીરજથી વાત કરજે. જો તું તેના તરફ નરમાશથી સખુન ફેંકશે તો તેથી તેનાથી આગળ જે બુરૂ બોલાયું હશે તેનો તેને પસ્તાવો લાગશે. જ્યારે તું નવરો હોય ત્યારે મોજમજાહમાં પડતો ના, કારણ કે જો તું બાહોશ હશે તો તુંને નવરાશ જેવું કાંઇ લાગશે નહી. તારે હરેક કામોમાં કોશેસ અજમાવવી, નહી તો કે દાનાઇની વાતો સમજવી. જે કામનું સેવટ પસેમાનીમાં આવતું હોય તેવા કામો તરફ તારે હાથ લંબાવવો નહી. હાજતમંદોની મુરાદ તારે દિલ-શોજી સાથે પાર પાડવી અને તેના દિલને દુખ કે નુકસાન પુગવા દેવું નહી. દાનાવ તેજ કે જે દિલના દુખોનો બોજો વેઠે અને પેદા કરનારની નજરમાં હલકો પડે નહી. પોતાનામાં હુનર કેટલો છે તે તે જાણતો હોય અને દરેક કામનું સેવટ અંદાજાથી લાવતો હોય એવા શખ્સને પરવરદેગાર પણ તે ગમે એટલા પૈસા વેરે તે છતાં તેને ગરીબ સ્થીતીમાં લાવી દુખી કરતો નથી. તે બંદગી અને સચાઇનેજ પોતાનો પેશો બનાવે છે અને આડે માર્ગે જવાથી અને જુઠાઈ તરફ ધલવાથી પોતાની જાળવણી કરતો રહે છે. માટે પરવરદેગાર તરફ જવાનો અને તેની પનાહ મેલવવાનો એજ માર્ગ છે."

ઓ પાદશાહ (મહમુદ)! જો તું પોતે પણ ઇનસાફી રેહેશે તો તારી નેકી હંમેશની યાદગાર રેહેશે, કે જે રીતે પાદશાહ નોશીરવાન જે હાલે ધુલ સાથે ધુલ મલેલો છે તેનું નામજ યાદગાર રહયું છે. તેની હસ્તી હાલે નહી હોવા છતાં તેનું નામ પ્રસિધ્ધ છે અને સઘલી તેને માટેની વાતોજ યાદગાર રહી છે. બેશક તેની નેક કરણીથી જમાના પછી જમાના સુધી તેનું એ નામ યાદગાર રેહેવાનું છે અને જ્યાં સુધી આ જમીન અને આસમાન કાયમ રેહેશે ત્યાં સુધી દાનાવો તેના રવાન ઉપર આફ્રીન પોકારતા રેહેશે.

## ક્યસર સામે હુમલો લેઈ જવાની નોશીરવાને તૈયારી કીધી તે વિષે.



આ સ્તાન નામામાં આગળા સાચા લોકોએ એવું દાનાઇભરયું લખાણ લખ્યું છે કે, જ્યારે કસરાને આબાદ રૂમના મુલકમાંથી એવી ખબર મલી કે, "તું તો જીવતો છે પણ રૂમનો ક્યસર ગુજર પાંમ્યો છે અને તે આ જમીન અને જમાનો બીજાને માટે છોડી ગયો છે વિગેરે" ત્યારે રૂમના ક્યસરના મોતથી કસરાનો જીવ વિચારમાં પડયો અને તેના રાતા ગાલો સુકાં પાદડાં જેવા પીલા બન્યા. પછી તેણે ઇરાનમાંથી એક જેહાનનો અનુભવી અને બાહુર એલચી તૈયાર કીધો અને તેને તે ક્યસરનો બેટો ૧ જે તેની ફળદાર તાજી ડાંખલી હતી તેની આગળ મોકલી આપ્યો. એ એલચી મારફતે તેણે તેના ઉપર ઘણીએક નશીયતની વાતો કેહેવાડી અને કેહેવાડયું કે, "જેહાનમાં કોઇ પણ મોતની બુરાઇથી છટકવા પામતું નથી." વળી તેણે ફીકકે ચેહેરે અને આંખોમાં આંસુ સાથે દુખ અને સોગ દરશાવનારૂં એક નામું પણ લખાવ્યું કે, "પરવરદેગારે તુંને જીંદગી બક્ષી છે અને માજી ક્યસરના મોતથી તારા ઉપર તેની મેહેરબાની ઉતરી છે. જાનવર માત્ર મોતનેજ પાત્ર હોય છે. આ જેહાન ત્રણ પાંચ દિવસનું મુસાફરખાનું છે, જે છોડી આપણને તો ચાલી જવાનું છે. જો આપણે માથે તાજ સાથે હોઇએ કે માથે લશકરી ટોપી કે કોલાહ પેહેરેલી હોય તોપણ આપણો મોતના પંજામાંથી છુટકો થઈ શકતો નથી. જ્યારે અંતકાલ આવે છે ત્યારે શું ક્યસરો કે શું ખાકાનોના માથાં ધરવાલે ધુલમાંજ ડટાય છે. તુંને ક્યસરનું રાજ્ય મલ્યું છે તેને માટે તુંને મુબારકબાદી હોજો અને માજી ક્યસરના રવાનનો તેનો પેગમબર ઈસા મદદગાર બનજો. મેં સમજ્યું છે કે હવે તું ક્યસરના તખત ઉપર બેઠો છે અને તેના નસીબની જગ્યા તેં લિધી છે, માટે તુંને મદદ તરીકે ઘોડા, અસબાબ, ખજાનો કે લશકર જે કાંઇ જોઇએ તે મારી પાસેથી મંગાવજે."

પછી તે એલચી એ નામું લેઈ કસરા આગળથી બાહાર પડયો અને જડપથી રસ્તો કાપતો દમામ સાથે ક્યસર નજદિક આવી લાગ્યો. તેની દરબાર આગળ તેના આવી લાગતાંજ તેને માટે માર્ગ ખુલ્લો કરવામાં આવ્યો.

---

૧ આ નવો ક્યસર જે જસટીન નામ ધરાવતો હતો તે ગુજર પાંમેલા ક્યસર જસટીન્યનનો બેટો નહી પણ ભત્રીજો થતો હતો.

જેથી તે શાહ નૌશીરવાનનો એલચી કયસરની રૂબરૂ આવી ઉભો. કયસરની તેના ઉપર નજર પડતાંજ તથા તે પાદશાહનું નામું જોતાંજ તેના દિલમાં કસરાની મોટાઈ માટે અદેખાઇ લાગી. એ કયસર એક ઉછાછલો જવાન હોવાથી તેમજ નવો સવો સરદાર બનેલો હોવાથી તેણે તે એલચીને ઘટતો આવકાર આપ્યો નહી. તેણે એ એલચીને જે કાંઈ પુછવું હતું તે નાખુશી સાથે પુછયું તથા તેના તરફ નજર કરવાની પણ દરકાર દેખાડી નહી. તેને તેણે દુર પડતી જગ્યાએ ઉતારો આપ્યો અને તે પાદશાહના નામા તરપ નજર કરવાની પણ દરકાર દેખાડી નહી. એક અઠવાડયાં પછી તેણે પોતાના અકકલમંદ સલાહકારોને પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને તેઓને કહયું કે, "આ નામાનો જવાબ લખવામાં તમો મને મદદ થાઓ. તમો જે કાંઇ લખાવવા ઘટતું જાણતા હોવો તે મને લખાવો અને તમારા સારા યા માઠા વિચારો જાહેર કરો."

તે મોબેદોએ જવાબ દિધો કે, "હમો તારા નોકરો છીએ અને તું જેહાનના પાદશાહનો કાંઇ પણ હોકમ ખાલી જવા દેઇશું નહી." પછી તમામ પાદરીઓ, વજીરો અને સલાહકારો ત્યાં વિચાર ચલાવતા બાજુએ બેઠા અને તેઓએ કયસરના ફરમાવ્યા મુજબ શાહનશાહ નૌશીરવાનના નામાનો જવાબ તુરતજ લખી કાઢયો. તેમાં પેહેલી પરવરદેગારની તારીફ ગાવામાં આવી અને પછી તેમાં લખ્યું કે, "તું પાદશાહનું આવું નામું મને રૂચે તેવી ઢપનું નહી પણ બદખાહી કરનારૂં હતું. હવેનો કયસર તો જવાન અને નવો સરદાર છે જે આ મુલકના લોકોની ખાહીશ મુજબનીજ સરદારી ભોગવે છે. હવે પછી કોઈ પણ વર્ષે તું હમારા જવાનો સામે આવવાની હીંમત કરતો ના. તેમજ હમારી પાસેથી સાલ્યાનું તેમજ ચોઢાઇ પણ મેલવવાની આશા રાખતો ના. સઘલાઓ ઉપર સરદારી ભોગવતાં ભોગવતાં તું આવો આપઅખત્યાર બની ગયો છે અને તેથીજ તેં મારી ઉપર આવું નહી ઘટતું નામું લખ્યું છે. નામદાર રૂમના કયસરના હોકમ આગળ તો પાહાડ પણ નરમ મીન જેવો બની જાય છે. તું ઇરાનના શાહનો પેલો એલચી મારી આગળ આવી લાગ્યો છે જે તું પાદશાહની આગળ હમારે માટેની જોયલી વાત કહી સમજાવશે. તેણે જે ગમના દીલાસા તરીકે તથા બીજી ખુશબખ્તીની વાતો કીધી છે તેથી તારી દીલશોજી કે ખુશાલી હમારીથી છુપી રેહેતી નથી. પેલો કયસરતો ગુજર પાંમ્યો છે પણ હવે કયસરની સત્તામાં પણ વધારો થયો છે. તે પોતાના માથાંને બીજા સરદારો કરતાં ઘણું ઉંચુ ચઢેલું ગણે છે. પાદશાહોમાંના કોઇને પણ તે પોતાની બરોબરનો ગણતો નથી. પછી તે નાનો હોય કે પાદશાહોનો મદદગાર હોય તો શું થયું."

જ્યારે તેઓએ રૂમી કાગજ ઉપર તે નામું લખી તૈયાર કીધું ત્યારે તે ઇરાની એલચીને ત્યાં બોલાવવામાં આવ્યો. એ નામું તૈયાર થયલું જાણતાંજ તે દાનાવ એલચીએ દરબારમાં આવી પોતાના નામાના જવાબની માંગણી કીધી. આથી કયસરે તેની પડવીથી ઉતરતો એક ખેલાત તૈયાર કરાવ્યો અને પછી પારકાઓને દરબારના મકાનમાંથી બહાર કાઢયા. પછી કયસરે તે એલચીને કહ્યું કે, "હું કાંઇ નૌશીરવાનનો નોકર નથી તેમજ ચીન અને હીતાલના સરદારો જેવો નબલો નથી. તારો પાદશાહ જેહાનનો ગમે એવો મોટો પાદશાહ ગણાતો હોય તોપણ કોઈ સરદારને તુચ્છ ગણવો એ નાલાયક કામ છે. જે બુઝોર્ગમાં ખપતો હોય તેના પુશકળ દુશમનો પણ હોવા જોઇએ તેમજ મારી કામને પણ મારા દોસ્તો તથા દુશમનો લટકે છે. ત્યારે શા માટે તું મને બુઝોર્ગી આપ્યાથી અટકે છે અને સુરજને એમ વાદલ પાછલ છુપાવવાની કોશીષ કરે છે? જ્યારે કામ પડશે ત્યારે હું તુને મોટો પાદશાહ ગણાવશ અને તુંને મારા બાપની એક યાદગારી દાખલ લેખશ. માટે તેં અત્રે જે જોયું છે અને સાંભલ્યું છે તે તું તેને ખુબી સાથે કહી સમજાવજે અને પછી તેને એ નામાની ખોદ ખાપણ કાઢવાની અગત્ય રેહેશે નહી."

પછી તે એલચીના શરીરને તે નાલાયક ખેલાતથી આરાસ્તા કરવામાં આવ્યું અને દરબાર આગળ તે સરદારનો ઘોડો મંગાવવાનો હોકમ કીધો. તેથી તે એલચી ત્યાંથી બાહાર પડયો અને માર્ગમાં મંજલે મંજલ વધુ થોભ્યા વગર તે પોતાના પાદશાહ આગળ આવી લાગ્યો. કસરા આગળ આવી લાગતાંજ તેણે જે કાંઇ સાંભલ્યુ અને જોયુ હતું તે તેને કહી સમજાવ્યું. તેની એવી વાત સમજી કસરા દલગીર બન્યો અને બોલ્યો કે, "માર્ગમાં મુસાફરીની મેહેનત ઉઠાવવાનું તુંને આ ફળ મલ્યું છે. મેં સમજયું છે કે, જે મગરૂરી વધવા દેછે તે પોતાના કામોનું કેવું પરીણામ નિપજશે તેનો પણ વિચાર કરતો નથી. જો એ કયસર કોઇને દોસ્ત કે દુશમન પીછાણતો નહી હોય અને તેણે તુંને આવી ભરમભરી વાતો કહી સમજાવી હોય તો એવુંજ થડે છે કે હવે પછી તે આપણો દોસ્ત ગણાશે નહી. હું પરવરદેગારના તેમજ તેના સુરજ ચંદ્રના તેમજ આદર ગુશસ્પના તથા તાજ અને તખતના સોગંદથી હું કહુંછું કે, જો હું ત્યાંના તખત ઉપર રૂમી તોખમના કોઇને પણ કદી બેસવા દેઉ તો હું કોબાદની તોખમનો નહી. જો તેમ થાય તો મારી યાદગારી પણ માણસો વચે રેહેતી ના. હવેથી હું રૂમના નામને ગુમ ગણુશ અને તે સઘલા આબાદ મુલકને સલગાવી દેવશ. ત્યાંની પાદશાહીને લગતી જે ચિજો હશે અને જે જહવેરાત અને હીરામોતીઓ ગાયના ચામડાંની મશકોમાં

બાઢેલાં હશે તે હું ત્યાં રેહેવા દેવશ નહી. જ્યાંસુધી મારાં દિલની એ ખાહેશ આ રૂમીઓ ઉપર પાર પડશે નહી ત્યાં સુધી હમારી તલવારની અણી મ્યાન થશે નહી. જો તે, 'હું કયસર છું અને નામદારો વચે હું એક મોટો સરદાર ગણાઉ છું' એમ ફુગરાતો હોય તો તેને પોતાની દરબારમાં લડાઇની તૈયારી કરાવવા માટે રણશીંગડાં અને હીન્દી ધાંટો વજડાવવા તથા હાથીઓની પીઠ ઉપર સામન લઢાવવો અને લડવા બાહાર પડવું."

પછી નૌશીરવાનનું લશકર પણ મદાયન શેહેરમાંથી બાહાર મેદાનમાં પડયું તેથી તે લશકરને જોઈ આસમાની રંગનો દરીઓ પણ ગાભરો બન્યો. સરનાઈ અને રણસીંગડાંઓના અવાજોથી તથા ભાલાઓ, વાવતાઓ અને સ્વારોના જોસબંધ ધસારાથી તથા તેમના સુનેરી જોડાઓથી તું કેહેશે કે, જાણે તારાઓ વાદલ પછવાડે ભરાઇ ગયા અને ફરતું આસમાન ઉધમાં પડયું.

## નૌશીરવાને શકીલાનો કીલ્લો હાથ કીધો અને ત્યાં એક મોચીને માટેનો બનાવ બન્યો તે વિષે.

જ્યારે પાદશાહ નૌશીરવાનને માટેની એ ખબર કયસરને પડી કે, "તે લશકર લેઇને પુર ગુસ્સા સાથે ઇરાનથી ઉપડયો છે અને "અમ્મુરીએ" થી નિકળેલો "હલબ" સુધી ધસી આવ્યો છે અને તેથી લોકોની બુમાબુમ અને શોરબકોરથી જમીન ગાજી રહી છે. તેની પાસે ત્રણ લાખ ઇરાની સ્વારો છે અને તેના લશકરે હાલે હલબના કીલ્લાને ઘેરો પણ ઘાલ્યો છે. ત્યાં તેનું લશકર ચોબાજુએથી લડવા ઉતરયું છે, જેથી તેને તેઓની સામે લડવા જવાની જરાપણ ઢીલ કરવી જોઇતી નથી વિગેરે" ત્યારે કયસરે કીલ્લો તોડવાના હથીયારો તેમજ રૂમી અને ખ્રીસ્તી પેહેલવાનોને તૈયાર કીધા અને સકીલાના કીલ્લાના બચાવ અરથે તથા તેઓ ઉપર ધસારો લેઇ જવાને તે નિકળી પડયો. આથી એ હલબ શેહેર લોહીના દરીઆ જેવું બન્યું. ત્યાંના લશકરને રૂમી સરદાર બાતરૂનના લશકરથી મદદ મલી ગઈ. એ લશકરો ઉપર તીરોનો મારો ચાલતાં પુશકલ માણસો માર્યાં ગયાં અને કેટલાકો પોતાના હાથ પગો ખોહી બેઠા. બે અઠવાડયામાં તો રૂમીઓના ત્રીસ હજાર માણસો પાદશાહ નૌશીરવાનના હાથમાં કેદ પકડાયા. રૂમી લશકરે આસપાસ ચર ખોડી કાડી અને રાત પડતાં તે ચરમાં પાણી દાખલ કીધું. એ પ્રમાણે એ ચરથી તે પાદશાહના માર્ગમાં તેઓએ અટકાવ નાખ્યો જે જોઇ તે પાદશાહ તેમજ તેનું લશકર તેઓની લડવાની એ રીતથી અજબ બન્યા. આથી

તે શાહશાહે લશકરને પગાર ચુકવનારા મેહેતાઓને બોલાવી મંગાવ્યા અને એ લડાઇ બાબે કેટલીક વાતો કરતાં તેઓને કહયું કે, "હવે તો એ કામ ઘણુ મુશકેલ બન્યું છે, કારણકે એ પાણીથી ભરેલી ચર આપણીથી પસાર કરી શકાવાની નથી. વળી તેટલામાં આપણા લશકરને પગાર જોઇશે તથા બીજી મદદો મેલવવી જોઇશે, તેમજ ઘોડા, હથીયાર અને રૂમી કોલાહો મંગાવવી પડશે." આથી તે મેહેતાઓ પાદશાહના ખજાનચીન સાથે પાદશાહની તીજોરી તરફ ગયા. પણ પાદશાહી લશકરનો અંદાજો જોતાં તેમાં ત્રીસ લાખ દીરમની ખુટ જણાઇ. તેથી વજીરોએ પાદશાહ આગળ આવી એ ખોટની વાત જાહેર કીધી. એવાં કામથી પાદશાહનો ચેહેરો ગમથી ઉતરી ગયો.

પછી પાદશાહે બુજરજમેહેરને ત્યાં હાજર થવા ફરમાવ્યું અને તેને કહયું કે, "આપણી તીજોરી તો ખાલી થઈ પડી છે ત્યારે હવે આ મારી શેહેનશાહી શા ખપની? તોપણ તું આપણા ઉંટોના સારવાનોને અત્રે બોલાવ અને તેઓને ખજાનો લાવવા માટે દોડાવ. માજંનદરાન ખાતેના આપણા ખજાનામાંથી તું સો ઉંટોને લદાવ અને તેમાના વધતાં ઓછાં ઉપર તારે દીનારેજ લદાવવા." બુજરજમેહેરે પાદશાહને જવાબ દિધો કે, "ઓ ઈનસાફી, દયાલુ અને અકકલમંદ શાહ! ઈરાનથી ખજાનો મંગાવવા જતાં તો લાંબો માર્ગ કાપવો પડશે અને તેટલામાં તો તમામ લશકર ખાલી હાથનું અને નકામું થઈ પડશે. માટે આપણી આસપાસના નજદિકના શેહેરોમાં એવા ઘણા શખ્સો હશે જેઓ આપણાં લશકરને પુરતા થઇ પડે એટલો અને સેંકડો ઉંટો લદાય એટલો ખજાનો પુરો પાડી શકશે. માટે એ જોઈતું નાણું જો તું ત્યાંના વેપારીઓ કે જાગીરદારો પાસેથી ઉછીકું મંગાવશે તો તુંને એમ દલગીર થવું પડશે નહી. બુજરજમેહેરની એ વાત સાથે પાદશાહ પણ મલતો થયો. તેના બીજા કોઇ પણ દાનાવો એવી સુચણા કરી શકયા નહી.

આથી બુજરજમેહેરે એક દેખાવલો, દાનાવ અને ખુશ દિલનો કાસદ તૈયાર કીધો અને તેને કહયું કે, "અત્રેથી તું બે ઘોડાઓ સાથે ઉપડી જા અને એક નામદાર પેહેલવાનને પણ સાથે આવવા માટે પસંદ કરી લે. એ (નજદિકના) શેહેરોના વેપારીઓ કે જાગીરદારો વચ્ચે જે કોઇ પ્રખ્યાત હોય તેઓની પાસેથી તું આ લશકર માટે ઉછીકાં નાણાની માગણી કરજે. કારણકે એ નાણું પાદશાહને જલદીથી જોઇએ છે." આથી તે દાનાવ કાસદ જે હરે સાલ દાનાઇમાં વધ્યો જતો હતો તે ત્યાંથી બાહાર પડયો. એ કાસદ ઘણા બારીક અંદેશા વચ્ચે એક નજદિકના શેહેરમાં જઇ લાગ્યો. તેણે

ત્યાંથી પાદશાહને ઉછીકાં નાણા ધીરવાની માંગણી કીધી જેથી તેની આસપાસ ઘણા તવંગરો ભેગા મલ્યા. તેઓ વચે જોડા વેચનારો એક મોચી પણ હતો જે એ કાસદની વાત ઉપર ઘણુંજ ધ્યાન આપતો હતો. એ મોચીએ તેને પુછ્યું કે, "પાદશાહને કેટલા પૈસાની અગત્ય છે." આથી તે બાહાદુર એલચીએ જોઇતા પૈસા તેને જણાવતાં કહયું કે, "ઓ અકક્લમંદ તવંગર શખ્સ! પાદશાહને ચાલીશ લાખ દીરમની અગત્ય છે." તે મોચી બોલ્યો કે, "હું એટલી રકમ ધીરશ અને પાદશાહના ખજાનચીન ઉપર એ મેહેરબાની કરશ."

પછી તે મોચી તુરતજ ત્યાં તરાજુ, જોખ તેમજ દીરમ લાવ્યો જેથી તે પૈસાનો હીસાબ કાઢવા માટે કાગજ કલમની પણ અગત્ય જણાઇ નહી. જયારે તે નાણું ત્યાં ખલાશ થયું અને એ મોકલેલા એલચીનું કામ પાર પડયું ત્યારે તે મોચીએ એલચીને કહયું કે, "ઓ ખુબસુરત જવાન! એટલી વાત બુજરજમેહેરને કેહેવાથી તે દલગીર થશે નહી. માટે તું તેને કેહેજે કે, મારો એક બેટો છે જેને માટેની મારા દિલમાં કાંઇ થોડી ફીકર નથી. માટે મારૂં કેહેવું એ છે કે, જેહાનના પાદશાહથી છુપાછુપ તે મને ખુશ રાખવા માટે મારા બેટાને ગ્નાન આપવાનું તે માથે લે જેથી મારા બેટાનું મગજ ગ્નાનના ભંડારથી ભરેલું રેહે." તે કાસદ બોલ્યો કે, "એ ખજાનો મેલવવાની મારી મેહેનત તેં ઓછી કીધી છે તેથી હું તેને એ વાત કેહેવાને ચુકશ નહિ."

પછી રાત પડતાં તે એલચી પાદશાહ આગળ પાછો આવી લાગ્યો અને એ મોચીની બનેલી વાત તેની આગળ કહી સમજાવી. આથી બુજરજમેહેરને પણ પાદશાહ આગળ ખુશ થવાનું બન્યું. એ ખજાનો તપાસી લિધા પછી પાદશાહ બુલ્યો કે, "હવે પછી હું જેમ યજદાનના શુકરાના કરતો આવ્યો છું તેમ એમ પણ યજદાંનના શુકરાના કરતો રહીશ કે, મારા મુલકમાં એક બુત સીવનારો મોચી પણ એટેલો બધો ખુશ ખુશાલ રહી શકે છે, તેમજ જેહાનને એમ દીપાવી શકે છે. તેની પાસે ગમે એટલો ખજાનો એકઠો થયલો હોય તોપણ તે મેલવવા માટે હું તેના ઉપર જુલમ ગુજારૂં એમ કદિ બનતું ના. હવે એ (ખજાનો આપવા) માટે તેની ખાહેશ શું છે તે તું મને કેહે કે તે ખાહેશ મેલવીને એ ખુશ રેહે. એ ઉછીકા આપેલા દીરમમાંથી તું તેને એક લાખ દીરમ બક્ષેશ આપ કે જેથી તે મને હંમેશાં યાદ કરતો રેહે."

પણ બુજરજમેહેરે તે જેહાનના પાદશાહને કહયું કે, "ઓ નસીબવંતા અને ખુબસુરત પાદશાહ! તારા જેવો પાદશાહ જુલમગાર બને એવું કદિ પણ બનતું ના. તું તો તારા સારા વખત સાથે હંમેશાં તખતે બેઠેલો રહેજે. તારાથી

તો તારા નોકરો પણ તવંગર બન્યા છે અને તેઓ પણ જમીનના માલેક અને તાજ તખતવાલા થયા છે. એ મોચીએ જે ઇચ્છા કીધી છે તે જો તું જાણવા માગતો હોય તો હું કહું. આ એલચીનું કેહેવું એવું છે કે, તે મોચીએ મને કેહેવાડેલું છે કે, 'જેહાનનો પાદશાહ નોશીરવાન અકકલે પુર રેહેજો. મારો ઉમરે પુગેલો એક બેટો છે જેની રેહેનુમાઇ કરવા તેને એક ઉસ્તાદની અગત્ય છે. માટે જો એ પાક ફરજંદને ભણેલું બનાવવામાં પાદશાહ મને મદદગાર થાય તો એ પાદશાહ તખત ઉપર હંમેશ કાયમ રેહે એવી દુવા પરવરદેગાર પાસે ચાહાતો રહીશ.' "

પણ પાદશાહ બોલી ઉઠયો કે, "ઓ અકકલમંદ શખ્સ! શું દેવે તારી નજરને ભમાવી દિધી છે કે કેમ? તું આજ ઘડીએ ઉઠ અને એ ઉંટોને પૈસાથી પાછાં લદાવ. કારણ કે એવા શખ્સનો પૈસો લેવો મને ઘટતો નથી. જ્યારે એક મોચી જેવાનો બેટો એક હુનરમુંદ, દાનાવ અને સારી યાદદાસ્તવાલો લહીઓ બને અને મારા જેવા પાદશાહનો બેટો પોતાના ફતેહમંદ નસીબે તખતે બેસી એવા મુનશીની સલાહ હેઠેલ રેહે અને એ મોચીના બેટા મારફતે હુનર મેલવે તથા પોતાની બંધે આંખો અને કાનો તેની વાત સમજવા ઉપર તાણેલી રાખે તો એવા અકકલમંદોના હાથ હેઠેલ મોટા લોકો હાય અફસોસ કરતા અને દલગીર રેહે. વળી મોટા લોકો તેની નજરમાં કમીના લાગે અને તેઓ તરફના ઉપકારની લાગણી વગર તેઓને જવાબ દે. તેમ થવાથી મારા મરણ બાદ લોકો મનેજ શ્રાપ દે અને આજે વાવેલાં એ કામનું ફળ તેવું નિવડે માટે ઇનસાફની રીતે મેલવેલા પૈસા સિવાય મને એવા પૈસા જોઇતા નથી. તેવાના પૈસા લેવા નહી અને ગમ કરવો નહી એજ ભલું છે. માટે આજ ઘડીએ એ ઉંટોને લદાવી ત્યાં પાછાં ફેરવ અને એવા મોચી જેવાના નાણા ફરીથી તું ઉછીકાં મંગાવતો ના." ૧

આથી એ પૈસા લદાવી તે એલચી ત્યાંથી પાછો ફર્યો. પેલો મોચી પણ એ પૈસા પાછા ફરેલા જોઇ ઘણો નાખુશ બન્યો. હવે રાત પડવાથી

---

૧ હલકો પેશો કરનાર માણસોને કેળવવાની વિરૂધ નોશીરવાન જેવા દાનાવ પાદશાહને આવો અવભાવ ધરાવવાના કારણમાં કાંઈ વજુદ હોવું જોઇએ. કારણ કે આજે કેળવણીના જમાનામાં હલકી તોખમના લોકો કેળવણી પામે છે તેઓમાં કોઈ વખતે નમનતાઈનો અને મોટાઈનો અંશ મોટે ભાગે ઓછો માલમ પડે છે એ વાત જાહેર છે.

તે મેદાનમાં ઘંટોના અવાજ સમજાવા લાગ્યા અને ચોકી કરનારૂં લશકર તે મેદાનમાં આસપાસ ફરી વળ્યું અને આખી રાત ફરયા કરી તે લશકરની સંભાળ કરયા કીધી.

## કયસરના એલચીઓ નેસાર કરવાની ચિજો સાથે નોશીરવાન આગળ પસ્તાવો દેખાડતા આવી લાગ્યા તે વિષે.

જ્યારે કુંભ રાશીમાંથી સુરજનું તાજ દેખાવા લાગ્યું અને ખોરશેદે જમીન ઉપર હાથીદાંતના રંગનો ખેલાત પાંહર્યો તથા ચોકીબાન લશકર ચર આગળથી પાછું ફરયું ત્યારે તેમાનો એક ચોકીબાન નામદાર પાદશાહ નોશીરવાન આગળ આવી કેહેવા લાગ્યો કે, "કયસરનો એક એલચી કયસરથી થયલા ગુનાહો માટે તોબેશ કરતો અને દુખી થતો તું પાદશાહ આગળ આવ્યો છે." તુરતજ તે એલચી પણ પાદશાહ નોશીરવાનની તારીફ ગાતો તેની આગળ આવી ઉભો. કસરાને ત્યાં માથે તાજ સાથે જોતાંજ તે રૂમીએ પોતાના જીગરમાંથી એક ઉંડી હાએ મારી અને પોતાના દિલ સાથે બોલવા લાગ્યો કે, "શાહાનશાહી ભોગવવાને લાયકનો, મરદાનગીવાલો અને લશ્કર ઉપર સરદારી ભોગવવાને લાયકનો એ તે ખરો પાદશાહ." તેની સાથે જે ચાલીશ રૂમી ફીલસુફો પાદશાહ ઉપર નેસાર કરવા માટે ત્રીસ ત્રીસ હજાર દીનાર લેઈ આવ્યા હતા તેઓ એ તાજગીભર્યા શાહાનશાહનો ચેહેરો જોતાંજ રડતા અને સાંપની માફક વળ ખાતા તેમજ બડબડતા અને દિલમાંથી હાય મારતા પાદશાહની આગળ આવ્યા. તેઓને જોતાંજ શાહાનશાહે તેમને માનથી નવાજયા અને રેવાજ મુજબ તેઓ માટે તેમને લાયકની જગ્યા કીધી. ત્યારબાદ તેઓમાં જે આગેવાન હતા તેઓ બોલવા લાગ્યા કે, "ઓ શાહ! હમારો કયસર જવાન અને નાદાન છે. હમારો મુલક તેના બાપના ગુજરવાથી રવડી ગયો છે. એ કયસરને જાહેર કે ખાનગી તરીકતો જાળવતાં કાંઈ પણ આવડ નથી. હમો તો સઘળા તારાજ કરજદાર છીએ અને તેથી તારી પુજા કરે તેમ માગી ચાહાતા હમો અત્રે આવ્યા છીએ. તારે મનથી તો રૂમ ઈરાન જેવું અને ઈરાન રૂમ જેવુ છે. ત્યારે એ મુલકની પાદશાહી તુંને જીટવી જોઈતી નથી પણ એ તો તારીજ ગણાય છે. આ જમીનનો તું શેહેનશાહ અકલના ભંડાર જેવો છે અને તારા વડેજ હમારો કયસર પોતાની પીઠને તરી રાખી શકે છે. તારા વડેજ શું ચીનનો ખાકાન કે હીન્દી રાજાઓ ખુશ રહી શકે

તેમજ તેઓ તખતને લાયક ગણાય છે. માટે આ ઉછાછલા અને નાદાન કયસરે તુંને જે દાનાઈ વગરની તેમજ તેના સલાહકારોની સલાહ લિધા વગરની જે વાતો કેહેવાડી હોય તે માટે તું શેહેનશાહે તેના તરફ જરા પણ કીનો રાખવો ઘટતો નથી અને તારે દુખી થવું જોઇતું નથી. કારણ કે આ આસમાનનો ગુંમબજ પણ તું પાદશાહ વડે ખુશાલ રહી શકે છે. સરવાતથી તારી જે કાંઇ ખંડણી રૂમીઓ ઉપર માંગતી હશે તે હમે તુંને પુગાડશું અને ઘટતી રીતના નવા કોલકરારો કરી આપીશું."

તે એલચીના મુખીએ નોશીરવાનને જે વાત કહી સમજાવી તે સમજી તે હસી પડયો અને તેને જવાબ દિધો કે, "જો તમારો કયસર નાદાન હોય અને તેણે તમારી દાનાઇ ભરી વાતો સમજી નહી હોય તો તે તમારા કયસરની કે નાદાન બાતરૂનની મને થોડી દરકાર છે. બાતરૂનની બુરી જબાનેજ તેના રવાનને એમ જમાવેલું લાગે છે. તમો સઘલા તેના અકકલમંદો પોતાને સીકંદર જેવા માની લેતા હશો અને તેથીજ તમો એમ ફતેહ અને મોટાઇ મેલવવા માંગતા હશો. પણ હમારા હોકમથી જે કોઈ ફરશે અને હમારા વિચાર અને હોકમોનો અનાદર કરશે તેના આબાદ મુલકમાં નાશ વરસાવી ધુલ ઉડતી કરવામાં આવશે. હમે તેમના ગમે એવા ખજાના કે લશકરની દરકાર રાખશું નહી."

તે ચાપલુશીખોરા એલચીઓએ નોશીરવાનની એવી વાત સમજી જમીનને બોશો લીધો અને બોલ્યા કે, "ઓ ચહતી મનશાનીના ફતેહમંદ પાદશાહ! એ બનેલા બનાવ માટે તું હમોને તાણા ના માર. હમે સઘલા તો તારા પગની ધુલ બરોબર છીએ અને ગોયા તારાજ ખજાનાની સંભાળ કર્યે છીએ. તેથી જો તું પાદશાહ હમારી તરફ મેહેરબાની દેખાડશે તો હમો નાઉમેદી અને નુકસાનથી બચીશું. તું શેહેનશાહને આવા અકકલી રૂમીઓને લિધે અત્રે સુધી આવવાની મેહેનત ઉઠાવવી પડી છે; જેના બદલામાં હમે તુંને દસ ગાયોના ચામડાં દીનારોથી ભરીને આપીશું જે તું ખંડણી તરીકે કબુલ રાખજે. હમે તારૂં નાનું કે મોટું ફરમાન પછી તે સજાવાર હોય કે નહી હોય તે પણ બજા લાવીશું." નોશીરવાને તેઓને જવાબ દિધો કે, "એ ખજાનાની કડાકુટ તો હું જે વજીર નેમું તે કર્યા કરશે." આથી તે સઘલા રૂમીઓ પોતાના બુરા અહેવા માટે રડતા નોશીરવાનના વજીર આગળ ગયા અને તેની સાથે હર તરેહની વાતો ચલાવી અને કયસરને લગતો કેટલોક ભરમ તેને કહી સમજાવ્યો. તેઓને જેટલા દીનાર આપવા હતા અને

જેટલાં ગાયના ચામડાં ભરી દીરમો આપવા હતા તે માટેની સઘલી વાતો તેની આગળ રૂમની શાંતી જાળવવાને ખાતર કહી સમજાવી.

આથી તે વજીરે તેઓને જવાબ દિધો કે, "જો તમો મને સુનું આપવા અત્રે આવ્યા હોવ તો તેની સાથે રેશમી તાકાઓ કેટલા આપવા માંગો છો? શેહેનશાહના અત્રેથી પાછા ફરતી વખતે હમુને તો સુનેરી ભરતના એક હજાર તાકાઓ પણ જોઇશે. કારણ કે હમારા શાહાને પોતાના નાના મોટા નોકરોને ખેલાતો આપવા પડશે." આથી તેઓ તેમ કરવાને પણ તૈયાર થઇ ત્યાંથી ઘટતું નમન બજાવી પાછા ફર્યા. પાદશાહ નૌશીરવાન પોતાનું લશકર આશાયસ પાંમી આશુદુ બન્યું ત્યાં સુધી ત્યાંના મેદાનમાંજ પડી રહયો. તેણે લશકરમાંથી એક હીસાબ રાખનાર મેહેતો ચુંટી કાઢયો જેને રૂમીઓ પાસેથી ઘટતા દીરમો ઉગરાવી લેવાનો નહી તો લડાઈ માટે લશકર તૈયાર કરવાનો અખત્યાર આપ્યો. તેણે તેને હવાલે એ સઘલું લશકર કીધું કે જેથી તે રૂમ પાસેથી સઘલી ખંડણી ઉગરાવી આબાદ ઈરાનને ભરી દીએ.

પછી નૌશીરવાને ત્યાંથી તીસફુન તરફ કુચ કીધી જેની આગળ તથા પાછલ તેના તમામ લશકરે પણ કુચ કીધી. એ સઘલું લશકર પણ સુનાં રૂપાંથી આબાદ બન્યું અને તેમના ઘોડાની લગામ રૂપાની તથા કંમરબંધ સુનાના બન્યા હતા. તેના સરદારોના પુશકલ રેસમી વાવતાઓથી હવા પણ જાણે રેસમી બની ગઇ હોય એમ લાગતી હતી. તું કહેશે કે, તે તમામ મેદાન જાણે સુનેરી બન્યું હતું અને તેઓના જહવેરાતજડીત કંમરબંધોથી તે પશ્મીન સંતારા માફક પ્રકાશ્તું હતું. જ્યારે નૌશીરવાન માર્ગમાંથી શેહેરમાં આવી લાગ્યો ત્યારે આતું મોટુ લશકર પણ તેને એસ્તેકબાલ લેવાને સામે આવ્યું. કસરાના નજદિક આવતાં તે સઘલાઓ ઘોડા ઉપરથી ઉતરી પડયા અને તેની ખુલ્લે દિલે નોકરી બજાવવા માટે તેઓએ કંમર બાંધી. જે લશકર શાહની સાથે હતું તેપણ તેની દરબાર સુધી પગે ચાલતું તેઓની સાથે ગયું. એ ચાલાક ઇનસાફી અને દીનદાર પાદશાહની તેના તમામ સરદારોએ તારીફ કીધી. વળી તે સરદારો વચે જેઓ વધુ નામદાર હતા તેઓએ પોતાના શેહેનશાહ ઉપરથી યાકુત અને જવેહેરાતોના નેશાર કીધા. જ્યારે તે પોતાના તખત આગળ આવી લાગ્યો ત્યારે તે શાહે તમામ સરદારોને બેસ્વા ફરમાવ્યું. પછી તે પેહેલવાનોએ પોતાના નામને જેહાનમાં ઉંચાઇએ પુગાડયા બાદ હવે આરામ ભોગવવાને પોતાને મકાને ગયા.[૧]

---

૧ નોશીરવાનને માટે કેહેવાયલું છે કે તેણે એક કુડી જેટલી લડાઇઓ કીધી હતી પણ તે એકમાં પણ હાર પાંમ્યો હતો નહી.

# નોશીરવાને હોરમજદને પોતાના રાજયનો વારેશ ઠેરવ્યો તે વિષે.



શીયતની વાતો કેહેનારા જેહાનના નામીચા દેહેકાનોએ આ ફરતા જમાનામાં પોતાની યાદગારી સાચવવા માટે આવું લખ્યું છે કે, આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યા ઉપર નેક વિચારવાલો અકકલમંદ શખ્સ પોતાનું દિલ બાંધતો નથી. કારણકે તેમાંથી કોઇ વખત ચઢતી તો કોઈ વખત પડતી ભોગવવી પડે છે અને આપણે તેમા ઘડીકમાં મોજમજાહ ભોગવતા તો ઘડીકમાં ધાસ્તી ખાતા બન્યે છીએ. આખરે આપણું બીછાણું જમીનમાં બને છે. કોઇનું બીછાણું ઉચાં દખમામાં તો કોઇનું બીછાણું ઉંડી ઘોરમાં થાય છે. બારબાદ તે ગુજરી ગયલાઓની આ દુન્યામાં કાંઈ પણ નિશાણુ રેહેતી નથી. તેને માટે કોઈ જાણતું પણ નથી કે તે હંમેશની ઉંઘ કાઢનાર ચાલાક અને ખુશાલ હતો કે નહિ. માણુસો આ જેહાનમાં ઝાડના પાદડાંની મીશાલથી કાંઇજ જુદાં નથી. (યાને જેમ ઝાડના પાદડાં ખરી જાય છે અને નવાં આવતાં જાય છે તેમ માણુસો પણ ગુજર પાંમતા જાય છે અને તેઓની જગ્યા બીજાઓ લેતા જાય છે). મોતના હુમલાથી કોઇ પણ દૂર રહી શકતો નથી. કોઇની ગમે એવી સો વર્ષની જીંદગી બને કે પચીસ વર્ષની જીંદગી હોય તોપણ મોતે તેને યાદ કરતાં તેને અત્રેથી ચાલી જવાનુ છે ત્યારે આ જેહાનમાં મોજમજાહ કરતા શખ્સ અને દુખ દરદ સેવતા શખ્સ વચે ફરક શું? તોપણ આ દુન્યામાં પોતાનો માર્ગ ચુકેલા કે નેકબખ્તસતના માણુસો વચેથી હું કોઇને પણ મોતની ઇચ્છા કરતો જોતો નથી. ત્યારે દીન શું છે અને બુત પ્રસ્તી શિખવનાર હારેમન એ શું છે? માણુસોએ તો એ હાથે મોતનેજ નમવાનું છે.

ઓ બુઢા ફીરદોસી! તારી તો ઉંમર જયારે એકસઠ વર્ષની થવા આવી ત્યારે તારા જામમાંનો દારૂ ખુટી ગયો છે અને તારો આરામ નીમક (મોજમજાહ) વગરનો બન્યો છે. મોતનો દારૂ તૈયાર કરવાને વખતે તું તો જીના કુમાશનું પેહેરણુ બનાવવા ઇચ્છે છે. પણ તારૂં શરીર તો ગુનાહામાં ચકચુર અને રેવાન બેહેસ્તનો માર્ગ ચુકી બેઠું છે. હાલે તારા ઘણા દોસ્તો જીવતા છે અને ઘણાક મરણુ પાંમ્યા છે છતાં તું તો હંમેશાં હાથમાં દારૂની જામ ધરીને બેસે છે. જો તું તારા કામને સરૂવાતથીજ તપાસતો રેહેશે નહી તો આખરે તેનું પરીણામ લાચારીમયું જોશે. બુરી કરણીનું પરીણામ તો આખરે નુકસાનમાંજ હોય છે.

તેથી જો તું બુરાઇ કરશે તો તુંને જેહાનમાં ગમજ ભોગવવો પડશે. માટે તારાથી જો બુરાઇ થઇ હોય તો તે માટે તું ખુશ રેહેતો ના કારણકે કોઇને દુખ દેવાથી તો આપણે પોતેજ દુખી થઇએ છીએ. તું અત્રે ગમે એટલાં વર્ષો જીવશે પણ જાણ કે આખરે તો તુંને દુન્યા છોડી ચાલી જવાનું છે. માટે તું અત્રે જેટલો વખત જીવે તેટલામાં નેકીનોજ વધારો કરજે કે જેથી તું જ્યારે ગુજરે ત્યારે તુંને તે માટે ખુશાલીજ લાગે. આ જેહાનમાં તો આપણી જે ભલી બુડી રેહેની કરણી હોય તેજ યાદગાર રહે છે. હું તો જમાનાના તે સાહેબ પાસેથી મોતજ માંગુ છું; કારણ કે હું જેટલો વખત જીવ્યો છું તેટલાં મારૂં તો દિલ ખુશજ રહયું છે. કારણ કે આ જે દાસ્તાનો અને વાતો છે તે બન્યાને તો ઘણાએક જમાનાઓ વહી ગયા છે અને તે બનાવો પણ પુરાણા કાલના ગણાય છે. કયુમરશના રાજ્યથી તે યજદેજરદના રાજ્ય સુધીનો હેવાલ બેતમાં રચી હું તો તેનો ફેલાવો કરવા માગું છું જે લખી હું મારા જીંદગીના બાગને એબ વગરનો બનાવસ અને એ શાહાનશાહો માટેની વાત નવેસરથી તાજી કરશ. એ સઘલું કીધા પછી જ્યારે મને આ સેપનજી સરાય (દુન્યા) માંથી ગુજરી જવું પડશે ત્યારે મારૂં દિલ દુખી રેહેશે નહી.

હવે પેલો રોશણ રવાનનો દેહેકાન નોશીરવાનના વિચાર બાબે શું લખે છે તે તું સમજ. જ્યારે નોશીરવાનની ઉંમર ચુમોતેર વર્ષની થઇ ત્યારે તે પાદશાહ પોતાના મોતના વિચારમાં ચકચુર બન્યો. તેથી તેણે જેહાનને માટે એવો સરદાર ચુંટી કાઢવા માંગ્યો કે જે પણ ઇનસાફનું પેહેરણ પેહેલું પેહેરતો રહે તથા બીજું તે દરવીશો તરફ મેહેરબાની દેખાડે તથા તે સખાવતે કરીને દુખ વગરનો અને રોશણ રવાનનો રેહે. નોશીરવાનના છ મોટી પદવીના બેટાઓ હતા જે સઘલા સખી, દાનાવ દિલના અને પાદશાહી ભોગવવાને લાયકના હતા. તે સઘલા મરદાનગીવાલા, ભણેલા, પહરેજગાર, દાનાવ અને વિચારવાલા જવાનો હતા. તેઓમાં હોરમજદ નામનો વડો બેટો તો દાનાઇમાં હરીફ વગરનો હતો. તે બાહુર, દાનાવ, ખુબસુરત અને દાનાવોને માયાથી ચાહાનારો હતો. કસરાએ પોતાના જાશુસોને એવું ફરમાવ્યું કે, "તમો હોરમજદનો તમામ ભરમ છુપાછુપ જોઇ કાઢો. તમો રાતે અને દિવસે તેના ઉપર નજર રાખતા રેહેજો અને તે હોટ ખોલી જે જે બોલે તે તમો સમજતા રેહેજો. તે જે કાંઇ ભલાં યા બુરાં કામો કરે તેની ખબર હું જેહાનના પાદશાહને તમો પુગાડતા રેહેજો."

વળી પાદશાહે તુરતજ બુજરજમેહેરને પણ કહયું કે, "તુંને હું એક મારો ભરમ કહું છું. મારી ઉંમર સીતેર ઉપર ગઈ છે અને મારા માથાંના કસ્તુરી જેવા બાલ કપુર જેવા સફેદ બન્યા છે. તેથી જ્યારે હું આ ત્રણ પાંચ

દિવસના મુસાફરખાના જેવી દુન્યા છોડી જાંઉ ત્યારે આ જેહાન માટે કોઇ નવો સરદાર તો હોવો જોઇએ કે જે મારી માફક દરવીશો, પરદેશીઓ તેમજ આપણી રૈયતના લોકો ઉપર બક્ષેશ કરતો રેહે. તે પોતાના ખજાનાને ચાહાવાને બદલે તેઓ ઉપર ઘટટી બક્ષેશ કરે અને પોતાના દિલને આ ત્રણ પાંચ દિવસની દુન્યા ઉપર બાંધે નહી. તે હંમેશાં પોતાના વિચારોને નેકી તરફજ દોડાવે જેથી તેની જગ્યા આગળા પાદશાહોના તખત ઉપર કાયમ રેહે. પરવરદેગારના હું શુકરાના કરૂ છું, કે મારે ત્યાં તેવા અકકલમંદ, દાનાવ અને યજદાંનપ્રસ્ત બેટાઓ છે. એ સઘલામાં હું હોરમજદને વધારે ચાહુ છું તથા તેનામાંજ વધારે અકકલ અને હુશીયારી પણ જોઉ છું. તેના દિલમાં હું સખાવતી જુસ્સો તથા સચાઇ કમી જોતો નથી. માટે હવે તું મોબેદો, સરદારો તથા દાનાઈ તરફ નજર રાખનારા શખ્સોને બોલાવ અને તે હોરમજદની તારી દાનાઇથી અજમાયશ કર તથા તેના હુનરમાં વધારો કર."

## વજીરોએ હોરમજદને સ્વાલો પુછયા અને હોરમજદે તેના જવાબ આપ્યા તે વિષે.

આ બાબ્‌દનેસર તેના દરેક બાબદોથી વાકેફ અને દાનાવ મોબેદો ભેગા મલ્યા અને ત્યાં તેઓએ હોરમજદને બોલાવી મંગાવ્યો તથા તેને તેની પડવી મુજબ ત્યાં બેસાડયો. પછી બુજરજમેહેરે તેને સ્વાલ પુછવાની પેહેલી સરૂવાત કીધી કે, "ઓ ભાગ્યશાલી અને ખુબસુરત શાહજાદા! એવી કહી ચિજ છે કે જેના વડે પાક જીવ અને અકકલ રોશણી પકડે છે તથા તેના ફળ શરીર ભોગવે છે?" હોરમજદે જવાબ દિધો કે, "ભલી દાનાઇ. કારણ કે દાનાવ તમામ સરદારોનો સરદાર ગણાય છે. માણસ જાતને દાનાઇ ધરાવ્યાથીજ સુખ મલે છે અને તે હારેમન જેવાના હાથોને પણ દાનાઈ વડે બુરાઇ કરવાથી અટકાવે છે. બીજી ચિજ તે ઉદયોગ અને સખાવત છે. એ વડે શરીર નામદારી પાંમે છે અને નચિંતાઇ ભોગવે છે."

બીજો સ્વાલ કીધો કે, "કેવી રીતની નેકી કીધાથી માણસોને ફાયદો પોંહોચે છે અને તેઓને મોટાઇ સાથી પુગે છે?" હોરમજદે જવાબ દિધો કે, "નેકીના ફાયદા અને બદીના ગેરફાયદા પીછાણવાથી તથા કોઇને નુકસાન નહી પુગે એવી વર્તણુક રાખ્યાથી. બીજું ઇનસાફ માગનારાઓને ઇનસાફ આપ્યાથી કે જેથી લોકો તેનું શરીર જોઇ ખુશ રેહે." પુછયું કે, "દિલને વધારે ધાસ્તી સાથી રાખવી પડે?" જવાબ દિધો કે પોતાની શરમભરી વર્ત-

ણુંકથી.૧ માટે જો તું તેની વર્તણુકની તોબા કરવા માગતો હોય તો તું તારાં દિલની તે એબો ધોઈ નાખ અને સખી બન." પુછ્યું કે, "એવી કહી બક્ષેશ છે કે જે કર્યાથી કરનાર નામદારી અને મોટાઇ પાંમે?" જવાબ દિધો કે, "અરજદારની અરજ ના નહી પાડવી અને પોતાને નફો કે તોટો પોંહોચે તેનો વિચાર કરવો નહી."

એક મોબેદે પુછ્યું કે, "જાહેર અને ખાનગી વાતોથી વાકેફ કેમ થવાય?" હોરમજદે જવાબ દિધો કે, "અકકલથી; કારણ કે અકકલ આગળ કાંઈ ભરમ રેહેતો નથી. તેવો શખ્સ નેકી બદીની પણ દરકાર રાખતો નથી." પુછ્યું કે, "દુખ થવાથી નુકસાન શાને પુગે છે, શરીરને કે જીવને?" જવાબ દિધો કે, "દુખથી શરીરમાંના માસને નુકસાની પુગે છે; તેથી જયાં સુધી શરીરમાં જીવ હોય ત્યાં સુધી તે તેનાથી દુખી થાય છે." પુછ્યું કે, "એવી કહી બદી છે કે જે ગરજવંતોથી છુપાવી શકાતી નથી?" જવાબ દિધો કે, "ગરીબાઇને માટે લાગતી શરમ. એવી શરમ ધરાવ્યાથી અકકલમંદોએ અટકવું જોઇએ. માટે ગરીબાઇનું દુખ હંમેશાં તું ખમતોજ રેહેજે, કારણ કે ગમે એટલી દોલતથી પણ તું ધરાવાનો નથી." પુછ્યું કે, "એ જમીનના પાદશાહ! આગળા પાદશાહો વચ્ચે હુશીયારી, દાનાઇ અને દીનદારીવાલો એવો કયો પાદશાહ ગણાય કે જેની મોત પછી પણ તારીફ થતી હોય?" તેણે જવાબ દિધો કે, "પોતાની પાદશાહી કરવાની રીતથી મોટાઇએ પુગેલો પહેરેજગાર પાદશાહ, જેણે નેક લોકોના દિલને ઉમેદભર્યાં તથા બુરાઓના દિલને દુખી અને ધાસ્તીભર્યાં રાખ્યાં હોય. જેણે પોતાના લશકરને પોતાનાજ ખજાનાથી નિભાવ્યું હોય અને પોતાના દુશમનોનેજ ફકટ દુખ પુગાડયું હોય. જેના હોકમને જેહાનના દાનાવો માન આપતા હોય તથા જે પોતાના સારા યા માઠા વિચારો દુશમનોથી છુપાવી શકયો હોય."

એકે પુછ્યું કે, "બંદગી જેવાં કામો કોણથી થાય અને યજદાંન તરફની નેકી કોણને પુગે?" જવાબ દિધો કે, "બારીક બીન શખ્સને, જે પોતાના રવાનને બારીકી સાથે દોરવે તથા જેના ભલાં કાંમો માટે મોટા લોકો પણ તેના ઉપકારી રહે. જે ધર્મના ફરમાનો મુજબ ચાલે અને લોકોને ફાયદો પુગાડતો રેહે. જેને સામા તરફથી નુકસાન પુગવા છતાં વલતો તે તેનેજ ફાયદો પુગાડે. તેથી જે કોઇ નેક દિલનો અને સારે માર્ગે ચાલનારો હોય તેને દરેક શખ્સ માન પણ

---

૧ નિચલી ૫૭ બેતોનો તરજુમો જે કરવામાં આવ્યો છે તે લખેલી નકલમાંથીજ કીધો છે એ બેતો છાપેલાં શાહાનામામાં નથી.

આપતો રહેશે. પણ બુરી કરણીના અને બુરા દિલના શખ્સનું શરીર છેલ્લે સરવાલે દોજખને સ્વાધીન થાય છે. માટે તારે આ જેહાનમાં મગરૂરી કરવી નહી કે જેથી તારાં પણ દિલની જે ખાહેશ હશે તે પાર પડે. વળી જે લડાઇના વખતનો ગુનેહગાર હોય તેની તારે તરફેનદારી પણ કરવી નહી. જે કોઈ પોતાની નેમ પાર નહી પડે તે માટે આ જેહાનને સારૂં ગમ કરે તેણે પેલી જેહાનનો ગમ સંગર્યા બરોબર છે. હંમેશાં તારે દાનાવો વચે બેસ્તું રેહેવું કારણ કે તેવા વજનદાર લોકોજ જાવેદાનની ભલાઇ પાંમે છે. હંમેશાં તારે ગ્યાન અને અકલ તરફ ઢલેલું રેહેવું કારણ કે અકલજ યજદાન તરફની રેહેનુમાઇ કરે છે. આ નિચલી વાત તેના અંદાજા બાહાર જવી જોઇએ નહી. તે એ કે, જેહાનની અંદર તું તો એક નવા ચીતાર સમાન છે, જ્યારે આ જેહાન તો પુરાણી છે. તેથી જે નહી કરવા ઘટતી ચિજ હોય તે કર્યાથી તું તારા દિલને અટકાવજે. જેને બક્ષેશ કરવી ઘટે તેને બક્ષેસ કરવી. તારા દોસ્તથી કાંઈ પણ ચિજની જુદાઇ રાખવી નહી. તે તારી પાસે તારી આંખ, મગજ કે ચાંમડી પણ માંગે તો શું થયું ? જ્યારે તારો દોસ્ત પોતાના બીજા દોસ્ત સાથે કાંઈ ગણત્રી કરતો બેઠો હોય ત્યારે તે કાંમ વચે તારે જવું નહી. જો તુંને દુશમનો વચે બેસ્વું પડે તો એવી રીતે વર્તજે કે તેઓ તારી સાથે બુરાઈ કરતા અટકે. હુંનર દેખાડતી વખતે તે હુનરના પ્રમાણથી વધારે જબાન વાપડવી નહી; તેમજ સખાવત કરનારે પોતાની ખુબી કરતાં વધારે તારીફ સમજવી નહી. દોલત ધરાવ્યાથી બુજોર્ગી મલતી નથી પણ હુનર, અકલ અને પહરેજગારીથીજ તેવી બુજોર્ગી મલે છે. જો તારો દુશમન તારી સાથે તંટો કરે તો તું પણ ગુમાની દેખાડવા આકલો બનતો ના. જો તું તેનામાં ઘણી ગુમાની જોય તો તારા રીતસરના બોલ્યાથી તે પણ નમી જશે. તારે તેને અંદાજા સર જવાબ દેવા, કારણ કે મીઠા સખુનો કરદા ચેહેરાને પણ તાજો બનાવે છે. જો તુંને ફાયદો થતો હોય તે શરમને ખાતર ગુમાવી દે તો તેનો તુને આખરે ઘણો પસ્તાવો થશે. જ્યારે બેકાર બેસે ત્યારે તું મોજમજાહમાં પણ પડતો ના. કારણ કે જો તુંને કામજ જોઇતું હોય તો પછી બેકારી જેવું તો કાંઇ નથી. દરેક કામ ઉપર તારે ચોકસ ધ્યાન આપવું અને તે દાનાઇથી સમજવું. તારે કોઇ પણ એવાં કામમાં હોમાવવું નહી કે જેના પરીણામમાં તુંને પસેમાન થવું પડે. ગરજાઉ લોકોને તારે બક્ષેશ કરવી અને તેમના દિલને દુખ દેવા યા નુકસાન પગાડવાની ઇચ્છા કરવી નહી. એક દાનાવ જવાન સબુરીવાલો હોય છે અને તેથી તે જેહાનમાં ખુવાર પણ બનતો નથી. પોતાનામાં હુનર શું શું છે તે તે જાણે છે અને તેથી તે

દરેક કામોનું સેવટ રીતસર ઉપજાવે છે. જેમ દોલતનો વધારો તેમ દુખનો પણ વધારોજ સમજવો. દોલતથી જેમ પડવીનો વધારો થાય છે તેમ જુદાઈ પણ વધે છે. એક દીનદાર શખ્સ ગમે એટલો ખજાનો સખાવતમાં વેરે છે તો પણ તેને તેનો અફસોસ થતો નથી." ૧

આવી વાતો સમજી તે સ્વાલો પુછતો બુજરજમેહેર એ પાક દિલના સરદારનો ચેહેરો તીકવા પડયો. તેણે તેને કહયું કે, "જે કાંઇ પુછવું હતું તે મેં તુંને પુછયું છે, જે સઘલાંના તેં જવાબો દિધા છે. મારા એ સઘલા સ્વાલો તું ધ્યાનમાં રાખજે અને તેના જવાબ ઉપરથી હવે તું ઇનસાફનો પાયો રચતો રેહેજે. એ વાતથી તું વધતો કે ઓછો જરા પણ ફરતો ના. તું પોતે જવાન છે, માટે તું ઇનસાફ આપવાજ તૈયાર રેહેજે. જો તું એ સઘલું યાદ રાખશે તો બેશક આસમાન (બેહેસ્ત) ના દરવાજા તારે માટે ખુલતા થશે. મેં જેટલા સ્વાલો તુંને પુછયા તેના તારીથી મેં પુરતા જવાબો મેલવ્યા છે. તારો ખોદાતાલા રેહેનુમા બનજો, તારામાં અકકલની રોશણીનો વધારો થજો અને નસીબ તારો દોસ્ત રેહેજો. હવે તુંને જે ઇનસાફ માટેના સ્વાલો પુછયા છે તેના તેં તારી જાણ મુજબ જવાબો આપ્યા છે. જે રીતે એક અકકલમંદ જવાબો આપે તે ઉપરથી તેનો ટોલ થાય છે. માટે તું પણ તારી તમામ ખાહેશો ઉપર ફાવી નિકળજે. સ્વાલ એક કલ મીશાલ છે જ્યારે તેનો જવાબ એક કુંચી મીસાલ છે. માટે તે જેવા જવાબો આપે તે ઉપરથી તેની ખુબી ખામી માલમ પડી આવે છે."

પછી તેણે પુછયું કે, "બાપને મનથી વાહાલું ફરજંદ કહયું?" જવાબ દિધો કે, "જે લાયકીવાલું અને નિરદોશ હોય તે." પુછયું કે, "દિલોજાનથી બક્ષેશને લાયક કોણ?" જવાબ દિધો કે, "જેના દુખ તરફ દિલશોજી છુટે તે." પુછયું કે, "નેકી કર્યા છતાં પસેમાની કોણને હોય?" જવાબ દિધો કે, "નાસેપાસી સાથે જે નેકી કરે તેને." ઠપકાને લાયક કોણ? "તપાસ કર્યાથી જે ઠપકાને લાયક થડે તે." "જેહાનમાં કયાંથી નાહાસવું ભલું? "જયાં રસ્તાએજ ઉઠી હોય અને આરામ દુર થયો હોય ત્યાંથી." "આ જમાનામાં સાથી ખુશી સાથે રેહેવાઈ શકાય?" "જે કામ કીધાં હોય તેની ભલી યાદ પાછળ રેહેતી હોય તેનાથી" "કયો વખત વખાણને પાત્ર ગણાય?" "તે વખત કે જેમાં આપણે ભલાં કામો કર્યે તે." "દોસ્તો વચ્ચે ઘણો ભાગ્યશાલી કોણ?" "જેનો અવાજ સમજી દિલ બાગ માફક ખીલી રેહેતું હોય તે." "દુન્યામાં ઘણો

૧ લખેલી નકલમાનુ વધારાનું લખાણ અત્રે પુરૂં થાય છે.

દોસ્તો કોણના ?" "જેની આગળ જેઓ પોતાની જાહેર અને ખાનગી વાતો કેહેતા હોય તેના." "ઘણાં દુશમનો કોણના ?" "જેના ઉપર લોકો ઘણા ખીજવાતા હોય તેના." "આરામ ભોગવવાને લાયક કોણ?" "જેનાથી જેહાનનો પાદશાહ પણ પુસ્તી મેલવતો હોય તે." "જેહાનમાં ઘણુ નુકસાનકારક કામ કયું ?" "જે કામ કીધાથી તેનું પરીણામ અફસોસમાં આવે તે." "કહી ચિજ માણસો વધુ મેલવવાની ઇચ્છા કરે છે ?" "જે ચિજ પરપોતા સમાન જલદીથી નાસ પાંમતી હોય તે." "એવી કહી ચિજ છે જેનું પરી ણામ મોટુ સોસ્તું પડે છે ?" પોતાની લુલીની લપથી જે નુકસાંન થાય તે."[1] "શરમ વગરનો જુલમગાર કોણ ?" "જેનામાં દયા તથા ભલમનસાઇ નહી હોય તે." "એવી કહી ચિજ છે જે પેહેલી શરમ ઉપજાવે છે ?" "પોતે જે બોલવાનો હોય તેથી બીજાને નુકસાન થવાનું હોય તે."

એ પ્રમાણે આખો દિવસ વહી જઈ રાત પડી ત્યાં સુધી હોરમજદ તે દાનાવોના સ્વાલોથી કંટાલ્યો નહી. જયારે અંધારાને સબબે બતી સલગાવવાનો વખત થયો ત્યારે તે સરદારોના મગજ તેની દાનાઇ જોઈ ઘણા અજબ બન્યાં. જો કે પાદશાહ એ વાતચીતથી કંટાલેલો હોવા છતાં તે ધીરજથી તેના જવાબો સમજતો રહયો. પછી મોટી પડવીના હોરમજદે ઉઠીને તે સાચા પાદશાહ ઉપર દુવા ગુજારી કે, "આ જેહાન કદિપણ તું પાદશાહ વગરની ખાલી પડતી ના પણ તું તારાં શાહાનશાહી તખત ઉપર જાવેદાન સુધી રેહેજે. એવું કદિપણ બનતું ના કે, તારૂં તાજ, શેહેનશાહી રેવાજો તથા હાથીદાંતનું તખત તારાં વગરનું ખાલી પડે. જે કાંઈ બુજરજમેહેરે મને પુછયું તેના મેં જવાબ આપ્યા છે અને મારા મુબારક વિચારો જણાવ્યા છે. તારાં બેટાને દાનાવોએ જે વાત પુછી છે તેના મેં તેવાજ જવાબો આપ્યા છે. માટે તું તારા બેટા ઉપર બાપ તરીકે ખુશ રેહેજે અને તારા દિલનો ગમ દુર થઇ તુંને ખુશાલી મલજો. જો તારો બેટો પોતે પોતાના બાપ તરફ વાહાલથી ખેંચાયલો રેહેતો હોય તો તે તારી ભલાઇ અને ઇનસાફથીજ છે. બીજું જ્યાં બક્ષેશ કરવા ઘટતી હોય ત્યાં તેમ કરવાથી મજાહાનો પણ વધારો થાય છે. જેનું નસીબ તેની બુજોર્ગીની ધુલધાની કરતું હોય તેને નાલાયક શખ્સોની પણ ગોલાંમગીરી કરવી પડે છે. જેનો પાદશાહ એક અધર્મી પુરૂષ હોય તો તે તેનાં બુરાં કામો માટે લોહીના આંસુ રેડે તો તે ઘટતું ગણાય. જે કોઇ અસંતોષી માણસ સાથે ભલાઇ કરે તો તે પોતેજ ધાસ્તીમાં રહે છે. પોતાની સાથે કીધેલી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

ભલાઇ જે વીસરે તેણે અકકલને બેહોસ બનાવવાની કોશેષ કીધા બરોબર ગણાય. જે શેહેરનો પાદશાહ ગેરઇનસાફી અને ત્યાં દાનાવો વસ્વા ચાહાતા નથી. એવા ગેરઇનસાફી પાદશાહ આગળથી દુરજ રેહેવું ભલું છે. કારણ કે તેવા પાદશાહથી જેહાનમાં રસ્તાખેજ ઉઠવા પાંમે છે. એક ભઇ, દીલબર કે દોસ્ત હોય તેના વચેની દોસ્તીની ખુશાલી કેવી હોય તે તું શું જાણે અને તું શું કહી શકે? મને વખતના કામ માટે પુછવામાં આવ્યું છે તે માટે જાણવું એ જે એ વખત બુરી મનશનીના લોકોના નામને જેહાનમાંથી ગુમ કરી નાખે છે. માટે અત્રે પરવરદેગારની બંદગી કરવી અને વખત જતાં તે બંદગીમાં ચાલુ વધારો કરવો એજ ભલુ છે. બીજું જે દોસ્તીની બાબદમાં પુછાયું છે તે દોસ્ત એવા જોઇએ કે તેની દોસ્તી કદિ તુટે નહી. જે વધારે નમાનો અને વધારે સખી હોય તેનાથી તેના દોસ્તોના દિલ વધારે ખુશ બને છે. દુશમન કોણના હોય તે માટે જે મને પુછવામાં આવ્યું તેનો જવાબ એજે, જેનું દિલ હંમેશાં દુખ અને બલાથી બરેલું હોય તથા બુરી જબાન વાપડવામાં જે મગરૂરી માનતો હોય તો તેવા માણુસની બુરી ભાષાથી દુશમનો થાય તો તે ઘટતું ગણાય. બીજું જે પુછવામાં આવ્યું કે, નહી બને એવી ચિજ શું તથા નિરદોશના દિલને દુખ પોંહોચાડનાર શું? તેનો જવાબ એ જે, દુશમનો અને બુરી કરણીના શખ્સો સાથે બેસ્વું તે જીંદગીની ધુલધાની કીધા બરોબર છે. શાક્ષી સાચો કયો તે બાબે પુછાયું તો તેને માટે જાણવું કે, શાક્ષીનો જીવ તેમજ દાનાઇ તેના બોલવાની ગવાહી પુરે તે. એક બોલકના અને હાજી હા કરનારા શાક્ષીની તપાસ અજમાયશ સિવાય બીજી વધારે સારી રીતે હું કરી શકુ નહી. મને પુછ્યું કે, વધારે નુકસાનકારક ચિજ કહી કે જેનાથી થયલાં નુકસાનથી સેવટે રડવા સિવાય છુટકો રેહેતો નથી, તો તે ચિજ દિલમાં મજબુટીથી જડ ઘાલી બેઠેલો હવસ છે, જે દિલમાં પવન માફક દાખલ થાય છે. જેણે હવસે ફાયદા મેલવ્યા હોય તેનું સેવટ પસેમાનીમાજ હોય છે અને તે ઇચ્છાથી મેલવેલું ફુલ કાંઇ પણ ફાયદો કરી આપતું નથી. વળી મને પુછ્યું કે, એવી કહી ફરતી ચિજ છે કે જેનો પગ પકડવા જતાં હાથમાં માથું આવી જાય છે, તો તેનો જવાબ એ જે, તે નાદાન સાથે પાડેલી દોસ્તી છે જેની ખાશીયત બુરી અને જેના વિચાર ફરતા હોય છે. વળી મને પુછ્યું કે, જુલમગાર, શરમ વગરનો અને લાચાર કોણ, તો તે માટે જાણવું કે, જે ભુલ કરીને આડે માર્ગે જાય તે લાચાર, તથા જેનામાંથી બેશરમી દેખાઇ આવે તેને જુલમગાર ગણવો. જેનો ધંધો જુઠું બોલવાનોજ હોય તેને આબરૂ વગરનો જુલમગાર ગણવો. મને પુછવામાં આવ્યું કે, એવા કોણનું બોલવું નુકસાનકારક હોય જે દેખાવમાં

તો નિરદોશ પણ પરીણામે દુખ અને અજાર પુગાડનારા હોય, તેનો જવાબ એ છે કે, તે નવરો બેઠેલો અને બે મોઢે બોલનારો નીંદાખોર શખ્સ છે. તેવા શખસથી એક હુશીયાર પણ ઠગાઇને દુખી બને છે. વળી મને દાનાવે એમ પણ પુછ્યું કે, વધારે એબ સાથી લાગે, તો તેનો જવાબ એ કે, પોતાનું બોલવું પસેમાની કરાવે તેથી. માટે જે ફુટરાજી સાથે બુરૂં બોલે તથા અંજુમન વચે બેસી જુઠી પતરાજી કરે તે જ્યારે એકલો પડી પોતાના બોલેલાંનો વિચાર કરે છે ત્યારેજ તેને તેનાથી જે બોલાયું હોય તેનો પસ્તાવો છુટે છે. તેથી (જો તે દાનાવ હોયછે તો) જ્યારે પણ તે પોતાની વાત કરવા માટે પોતાની જબાંન ખોલે છે ત્યારે તેને પોતાની આગળી ફુતરાજીઓ યાદ આવી જાય છે. જે હુનર વગરનો જવાન હુનરમંદ બને તો તેની તારીફ કોઇથી પણ થયા વગર રેહેતી નથી. મને જે કાંઈ સ્વાલો પુછાયા તેના આ પ્રમાણેના જવાબો મેં આપ્યા છે. ઓ શેહેનશાહ! તારા ઉપર જેહાનની આફ્રીન ઉતરજો. તારાજ હોકમ મુજબ તેઓ બોલવું ચાલવું કરજો અને હમેશાં તારૂં દિલ ખુશ ખુશાલ રેહેજો."

હોરમજદના આવા જવાબો સમજી શાહનશાહ નૌશીરવાન અજબ બન્યો અને તેણે કેઆની જબાંનમાં તેની પુશકલ તારીફ ગાઈ. તેના એવા જવાબો સમજી ત્યાં ભેગી મલેલી તમામ અંજુમન પણ ખુશાલ બની. હવે તે પાદશાહનું દિલ તેને માટેના ગમથી મોકલું બન્યું.

## નૌશીરવાને હોરમજદને માટે વશીયતનામું લખાવ્યું અને તેણે હોરમજદને તેમાં નશીયત દિધી તે વિષે.

પછી પાદશાહના હોકમથી એક વશીયતનામુ લખવામાં આવ્યું જેમાં હોરમજદને તાજ તખત બક્ષવામાં આવ્યું. જ્યારે તે ચીનાઇ કલમ સહીથી સુકાઈ ત્યારે તે વશીયતનામા ઉપર પાદશાહી મોહોર મારવામાં આવી. પછી તેણે પોતાના સરદારો, બાહાદુરો અને દાનાવ દરબારીઓની રૂબરૂમાં એ દસ્તાવેજ પોતાના વજીરને સોંપ્યો. એ નૌશીરવાનનું વશીયત એ જેહાનના પાદશાહના ફતેહભર્યાં નામથી લખવું સરૂ કરૂં છું. આ જેહાન જેવી લાગે છે તેવીજ પોતાની કરણીમાં નથી. તેના જે બરમો છે તે દુખ અને દલગીરી પેદા કરાવનારા છે. તેથી તું એક તાજદાર હશે અથવા તો દુખી દરદી હશે તોપણ આ તકલીદી દુન્યાને તો તુંને છોડી જવાની છે. આ પાદશાહોની તવારીખ તું વાંચતો રેહેજે, જેથી તું પણ ખબરદાર રહી પાદશાહ નૌશીરવાનના જેવોજ બને.

એ નૌશીરવાન ઇનિસાફી, વિચારવાલો, મોજીલો અને લડાયક હોવા છતાં જ્યારે તેના વખતનો છેડો આવ્યો ત્યારે તે અત્રે એક પળ પણ વધુ જીવી શકયો નહી. ઓ બુઢા ખખ થયલા શીરદોશી! તુંને પણ પોતાવત વગરે મરવાનુ છે, તેથી તુ અકકલ ધર અને યાહોમ મોજમજાહ ભોગવ્યાથી અટક. તુંને તો દારૂનો પ્યાલો મલે છે કે તારે મનથી જેહાન તાજી બને છે અને પછી તારા દિલમાતું ખ્વાત ફેરવાઈ જાય છે. માટે જો તું અકકલમંદ હોય તો તોબા કરતો રેહેજે અને હંમેશાં પાક દિનનો અને પાક વિચારનો બનજે. બુઢાપો આવ્યા પછી તારો વખત બાકી રેહેવાનો નથી અને જીંદગીની વસંત, તેમજ હુનાલો અને સીયાલાની રૂતુઓનો પણ અંત આવવાનો છે. શરીર ધુલમાં ડટાયા બાદ આ પવિત્ર જીવ કોણુ જાણે કયાં જઇ બેસે છે? નોશીરવાનની નશીયતો યાદ કરીને લખતાં પેલા બુઢા લખનારે એવું કહયું છે કે, હોરમજદે જવાબ આપવા પુરા કરતાંજ એક દાનાવ વજીરે એક નવું કામ કરવા માંડયું. તેણે તે દાનાવ પાદશાહના હોકમથી મુનશી પાસે રેસમી કપડાં ઉપર એક નામું લખાવા માંડયું જે આ દિલને ખુશાલી આપનાર નૌશીરવાનનું વશીયત એ કાચી વયના જવાન માટે લખાયું હતું તે અત્રે આપું છું.

તેણે એ નામાની સરૂવાતમાં પરવરદેગારની યાદ કીધા બાદ એવું લખ્યું કે, "ઓ બેટા! તું આ કોબાદના બેટા (નોશીરવાન)ની શિખામણો ખુબી સાથે સમજજે અને તે તારા દિલમાં કોતરી રાખજે કે જેથી એ વાતો તારા દિલમાં ચાલુ યાદ રેહે. ઓ બેટા! તું જાણુ કે, આ જેહાન બેવફા તથા દુખ, દરદ, ગમ અને બલાથી ભરપુર છે. તેથી જ્યારે પણ તું તેનાથી ખુશાલ હોય અને જમાનાના દુખોથી તારૂં દિલ મોકલું હોય ત્યારે તું એમજ વિચારજે કે, એ તારી ખુશાલી કાંઇ સેવટ સુધી ટકવાની નથી. પણ તુંને આ તકલીદી જેહાન છોડી ચાલી જવાનું છે. જેમ હું તુંને આ જેહાન ઇનસાફની રાહે આપી જાઉંછું તેમજ (તારો પણ વખત આવવે) તુંને પણ કોઇ બીજાને એ જેહાન સ્વાધીન કરી જવાની છે. તેથી જ્યારે મને આ જેહાન છોડી જવાના વિચારો આવે છે ત્યારે મેં ગુજારેલી જીંદગીના ખુશનુમાં દિવસો પણ મને યાદ આવે છે. હમે જે તાજ માથે પેહેરવા માટે મેલવ્યું હતું તે આગળા દરેક પાદશાહોને માથેનું તાજ ગણાતું હતું. મારા છ દાનાવ બેટાઓ છે જે સર્વે બાહુર, ઇનિસાફી અને સખી છે. છતાં તું વડો હોવાથી તાજને લાયક મેં તુંને પસંદ કીધો છે. કારણકે તું દાનાવ તેમજ તાજ મેલવવાને લાયક પણ છે. જ્યારે નામદાર કોબાદની ઉમર હેંસી વર્ષે પુગી ત્યારે તેણે આ

પાદશાહી મને આપવાનું પસંદ કીધું હતું. હવે જ્યારે હું ચોરીયાસી વર્ષની ઉમરે પુગ્યો છું ત્યારે આ જેહાનનો પાદશાહ હવે તુંને બનાવવા માંગુ છું. એમ કરવામાં મારી નચિંતાઇ તથા જેહાનને ખુશી પુગાડવા સિવાય હું બીજું કાંઇ માંગતો નથી, કે જેથી મારાં મોત પછી તેમ કરવા માટે મારીજ તારીફ થાય. વળી મારી ઉમેદ એવીજ છે કે તું પણ પરવરદેગારની મદદથી ખુશાલ રહી શકે અને સારો વખત જોઈ શકે. હવે જો તું તારા ઇનસાફથી લોકોને ખુશ કરશે તો તું પણ નચિંતાઈ સાથે સુઇ શકશે અને તારા ઈનસાફથી ખુશ રહી શકશે. વળી એ નેકી કર્યાના બદલામાં તું બેહેસ્ત પણ પાંમશે. માટે જે કોઇ નેકીના બી વાવે તેના જેવો ભાગ્યશાલી કોઈ નહી. તું સંભાળથી ધીરો રેહેજે કારણકે પાદશાહ અકલા સ્વભાવનો હોય તે સારૂં નહી. જે જેહાનનો પાદશાહ ઉજમવાલો અને દાનાવ હોય તે પોતાની તમામ જીંદગી સુધી આબરૂજ પાંમે છે. તું જરાપણ જુઠાઇ આસપાસ ભમતો ના. પણ જો તેમ તું ફર્યો તો તારૂં નસીબ કરમાઇ ગયું એમ તારે જાણવું. તું તારાં દિલ અને મગજને આકલાપણાથી દૂર રાખજે. કારણકે આકલાપણાથીજ અકકલ ગુમ થાય છે. તારે નેક લોકોનીજ સફ પકડવી અને નેકી કરવા ઉપરજ મંડેલું રેહેવું અને કાંઇ પણ સારૂ માઠું કામ આરંભ્યા આગમચ દાનાવોની મસલત લેવી. તું તારી આસપાસ બુરાઇને કદી ભમવા દેતો ના કારણ કે તેવી બુરાઇથી અંતે તારૂંજ બુરૂં થશે. તું પાકીજગી સાથેજ પેહેરવું ઓઢવું અને ખાવું પીવું કરજે અને તારા બાપની આ નશિયતો હંમેશાં યાદ રાખજે. જો પરવરદેગારને તું તારો રેહેનુમા બનાવવા માંગતો હોય તો તે યજદાંનનીજ પનાહ માંગજે અને તેની સફમાં રેહેજે. જો તું જેહાનને તારા ઈનસાફથી આબાદ બનાવશે તો તારો ખજાનો પણ આબાદ રેહેશે અને તારીથી તારૂં નસીબ પણ ખુશ બનશે. જેઓ નેકી કરે તેઓને તું બદલો આપી ખુશ રાખજે. નેક લોકો દુખ ભોગવ્યા કરે અને તું મોજ ભોગવે એવું કદિ બનવા દેતો ના. જેઓ હુનરમંદ હોય તેઓને તું ખુશ રાખજે અને તારી નજદિકમાંજ તેઓને રેહેવા દેજે. પણ તારા દુશમનો ઉપર તો જેહાન તંગ બનાવજે. દરેક કામમાં દાનાવોનીજ સલાહ લેજે અને પાદશાહી માટે વેઠવાં પડતાં દુખોનો તું વિચાર કરતો ના. જો દાનાવો તારી આગળ આવવાનો રસ્તો મેલવશે તોજ તારૂં તખત, ખજાનો અને લશકર આબાદ રેહેશે. તારા નોકરો પણ દુખી થાય એવા હોકમ તું ફરમાવતો ના. શેહેરના બુજોર્ગો અને દાનાવો તારી નેકીનો હીસ્સો પાંમે એવીજ રીતે તારે વર્તવું. પણ હલકી તોખમનાઓ સાથે એવી ભલાઇ કર્યાથી દુર રેહેજે અને જુલમગારોને કાંઇ કામ સોંફતો ના. તું દિલો-

જાનીથી દરવેશોની અરજ સમજવા ઉપર ધ્યાન આપજે અને તેઓના ગમ તથા દુખને તારાં પોતાનાં માની લેજે. પોતાની નામદારીને ખાતર જે ઇનસાફ આપેછે તેના ઉપર જેહાન પણ ખુશ રહે છે અને તેથી તે પોતે પણ ખુશ બને છે. દરવીશોને ખેરાત કર્યાથી તું તારો ખજાનો બંધ રાખતો ના પણ એવા પરહેજગાર લોકો ઉપર તો તું વધુ બક્ષેશો કરજે. તારો કોઈ દુશમન ગમે એવો તારો દોસ્ત બને તો પણ તેવી ખારી જમીનમાં તું કાંઇ નેકીના બી વાવતો ના. આ મારી શિખામણો મુજબ જો તું ચાલવું કરશે તો તારૂં તાજ હંમેશનું બુલંદીએ પુગેલું રેહેશે. જેથી પરવરદેગાર પણ તારી નેકખાહી કરશે તથા અકકલ તારૂં તખત અને નસીબ તારાં તાજ તરીકે રેહેશે. તું કદિપણ આ મારી નશિયત ભુલતો ના, નહી તો તું મારી નજર આગળથી ગુમ થયલો ગણાશે. હંમેશાં તારૂં મગજ તર, દિલ ખુશ, શરીર પવિત્ર અને વિચારો બુરાઇથી દુર રેહેજો. હંમેશાં અકકલ તારી સંભાળ કરજો અને તારૂં મગજ નેક વિચારોથી ભરેલું રેહેજો. જ્યારે હું આ બોહોલી જેહાનમાંથી ગુજર પાંમું ત્યારે તું મારે માટે એક ઉંચું મકાન (દખમું) બનાવજે. તે જગ્યા એવી હોવી જોઇએ કે જયાંથી કોઇ પણ પસાર થાય નહી અને તે ઉપરથી જડપથી ઉડતું ગીધ પણ ઉડી શકે નહી. એ મકાન જાણે આસમાન સાથે મહાલું લગાડી રહયું હોય એવું હોય તથા તે દસ કમંદની ઉંચાઇથી પણ વધારે ઉચે બાંધેલું હોવું જોઇએ. એ દખમા ઉપર તું મારી દરબારનો તથા મારા બુજોર્ગો અને મારાં ભારી લશકરનો ચીતાર પડાવજે. વળી તેમાં પાંઠરવા અને મુકવા લાયક ચિજો હોય તે તું મુકાવજે. મારાં શરીરને તું કપુરથી ભરાવજે અને કસ્તુરીનું તાજ બનાવી તે મારાં તાલક ઉપર પેહેરાવજે. સુનેરી કસબથી ભરેલું ચીનાઇ રેશમી કપડું લાવી તેથી તું કેઆનીઓની રસમ મુજબ મારાં શરીરને ઢાંકજે અને પછી તું કોઇને પણ બુરાઈ પુગાડવા માટે તારી કંમરને કદિ બાંધતો ના. વળી મારે માટે તું આવુંજ હાથી દાતનું તખત બનાવજે અને તે ઉપર એક તાજ ટંગાવજે. ત્યાં મારી આગળ જે કાંઇ ચિજો જેવી કે રકાબીઓ, પ્યાલાંઓ તથા જામો રાખે તે સઘળું સુનાનુંજ રાખજે ત્યાં વીસ જામોને ગોલાબ તથા કેસરથી ભરાવી મુકજે અને બીજી બસો જામો કસ્તુરી, કપુર અને અંમબરથી ભરાવી મુકજે. એ સઘલી જામોને મારા જમના અને ડાબા હાથ ઉપર ગોઠવાવી મુકજે. એ મારા હોકમથી તું વધતો કે ઓછો જરાપણ દુર જતો ના. મારા બદનમાંની જગ્યાને લોહીથી ખાલી કરાવજે અને પછી તેમાં અંમબર તથા કપુર ભરાવજે. ત્યાર પછી તે જગ્યાના બારણા તું બંધ કરાવજે કે જેથી કોઇ પણ ત્યાર પછી

પોતાના પાદશાહને (યાને મને) જોવા પાંમે નહી. આ દરબારનો કારોબાર મારા ગુજરયા પછી ફેરવાઇ જશે પણ મારી આગળ તો કોઈ પણ આવી શકશે નહી. મારાં ફરજંદો તથા મારા પ્યારા કુટુંબીઓ જેઓને મારા મરણથી ગમ પેદા થતો હોય તેઓએ બે મહીના સુધી મોજમજાહથી અટકી સોગ પાળવો કારણકે પાદશાહના મરણ પાછલ તેમ સોગ પાળવાનો ધારો છે. સરવે પહરેજગાર જરથોસ્તીઓને ઘટે છે કે તેઓએ એ નામાંને માન આપી ચાલવું તથા હોરમજદના હોકમનો અનાદર કરવો નહી. તેના હોકમ વગર તેઓએ એક દમ પણ ખેંચવો નહી."

આ વશીયતનામું વંચાયા પછી લોકો તેને માટે ઘણો વખત સુધી રૂદન કરતા રહયા. એ વશીયતનામુ બનાવ્યા પછી કસરા એકજ વરસ જીવવા પાંમ્યો હતો. ૧

## નોશીરવાને સ્વપનો જોયો અને બુજરજમેહેરે તેની તાસીર તરીકે પેગમબર મહમદનું પેદા થવું થશે એમ જણાવ્યું તે વિષે.

એજ વર્ષમાં એક રાતે નોશીરવાન બંદગી કીધા બાદ સુવા ગયો ત્યારે તેના રોશણ રવાને એક એવો સ્વપનો જોયો કે, રાતનો વખત હતો તેવામાં ત્યાં સુરજ ઉગી નિકલ્યો. પછી તેના મેહેલની ચાલીસ સીડીઓ જે ચઢીને બેસ્પતી સીતારાની ઉંચાઇએ જવાતું હતું તે ચઢીને હજાજ (યાને અરબસ્તાન)નો એક શખ્સ ઉપર જવા લાગ્યો. જેથી જેહાનને એક નાકેથી બીજે નાકે સુધી પ્રકાશ ફેલાઇ રહયો અને જ્યાં જ્યાં દલગીરી છવાઇ હતી ત્યાં ત્યાં ખુશાલી ફેલાઇ રહી. દ્રષ્ટીમર્યાદા ઉપર નજદિક કે દુર એ રોશણી સિવાય બીજું કાંઈ દેખાતું હતું નહી. જોકે એ રોશણી દુર અને નજદિક દેખાતી હતી તે છતાં નોશીરવાનના મેહેલમાં તો અંધકારજ છવાયલો દેખાયો. તેવામાં નોશીરવાન જાગૃત થયો અને તેને મધરાતનો વખત જણાયો. તેથી તેણે તે વખતે કોઈ આગળ પણ એ વાતનો સખુન કાઢયો નહી. જયારે સુરજે રાતનો બુરખો

---

૧ ફીરદોસીએ પોતાના બોલોમાં લખેલું શેહેનશાહ નોશીરવાનનું એ વશીયતનામું અસલ પેહેલવી વશીયતનામું જે "અન્દરજે ખુસરોએ કોબાતાન"ને નામે ઓલખાય છે તેથી ઘણે દરજજે જુદું પડે છે.

ઉઅલી નાંખ્યો ત્યારે નૌશીરવાને બુજરજમેહેરને ત્યાં બોલાવી મંગાવ્યો અને એ બનાવ આગળ તે શેહેનશાહે પોતાના સ્વપનાની વાત ખાનગીમાં કહી સમજાવી. બુજરજમેહેરે એ વાત સમજતાંજ તેના સ્વપના ઉપર પેહેલેથી તે છેલ્લે સુધી ધ્યાન પુગાડયું. પછી તે બોલ્યો કે, "ઓ ફતેહમંદ શાહ! એ વાતમાં ભરમ સમાયલો છે." પાદશાહ બોલ્યો કે, "તારે એ વાત મારી આગળ સાચીજ કેહેવી કે જેથી મારા દિલમાના બીજા વિચારો બાહાર નિકળી જાય."

ત્યારે બુજરજમેહેરે તેને કહયું કે "તુંને સ્વપનામાં જે વિચારો આવ્યા છે તે વિચારો સુરજ અને ચંદ્ર કરતાં પણ વધારે ઉંચા છે. તારા એ સ્વપના ઉપર મેં પેહેલેથી છેલ્લે સુધી ધ્યાન પુગાડયું છે, અને હવે તેના જવાબ ઉપર તું અજાયબી સાથે ધ્યાન પુગાડ. આજ પછી ચાલીશ પચાસ વર્ષ ગુજર્યાં બાદ અરબો વચ્ચે એક શખ્સ પેદા થશે જે હર તરેહના જુઠા અને આડા માર્ગો છોડી સાચો તરીકો એખત્યાર કરશે. તે જરથોસ્તી દીનનો નાશ કરશે. તે પોતાની આંગળી સુરજ તરફ ઉચકશે તો તેથી સુરજના પણ બે ટુકડા થશે. તેને કોઇ પણ પીઠ મરડતાં જોશે નહી. જેહાનમાં મુસા કે ઇસાની દીનની નિશાણ પણ રેહેશે નહી. પણ આગળી સઘળી દીનોનો તે નાશ કરી નાખશે. પછી તે ત્રણ પૈયાના તખત ઉપર ઉંચે ચઢી ઉભો રહીને તમામ જેહાનને નશીયતની વાએજો કહી સમજાવશે. જ્યારે તે આ તકલીદી દુન્યાને પાછી છોડી જશે ત્યારે તે એ દુન્યાને માટે પોતે બોલેલા કલામોનો ખજાનો છોડી જશે. એક નાકેથી બીજે નાકે સુધીની જેહાન તેના ઉપર ખુશ બનશે. પણ તારૂં પાયતખત અને મેહેલ નાશ પાંમશે. તારા પછી તારો એક નબીરો જે પોતાના હાથીઓ અને લશકરના બલથી ઘણો જોરેમંદ ગણાતો હશે તેના વખતમાં હજાજથી ઇરાન ઉપર એક લશકર ચઢી આવશે. જોકે તેઓ પાસે લડાઇનો પુરતો સરસામન પણ હશે નહી તોએ તે લશકર એ પાદશાહને તખત ઉપરથી ભોંયસાથ કરશે અને ત્યાંના પેહેલવાનોથી જેહાનને ખાલી બનાવશે. તેથી જરથોસ્તી દીનને લગતી રસમો તથા જશને સદેહ સૌ નાશ પાંમશે અને ત્યાંનાં આતશકદેહો ભોંય સાથ થશે. ઇરાનમાં આતશ કે આફતાબની પ્રશતેશ કરનારા કોઈ રેહેશે નહી અને ત્યાનાં પેહેલવાનોનુ નસીબ ઉંધું પડી ઉંઘમાં પડશે. એ વાતની આગાહી જામાસ્પે ગુસ્તાસ્પ આગળ પણ કીધી હતી અને તે પણ એ ભરમ સમજી દલગીર બન્યો હતો."

જ્યારે નૌશીરવાને બુજરજમેહેરની એવી વાત સમજી ત્યારે તેથી તેના મોઢાં ઉપરનો રંગ પણ ઉડી ગયો. ત્યાર પછી તે ચાલુ દુખ અને ગમમાં રેહેવા લાગ્યો અને રાત પડતાં એજ વિચારો સાથે સુવા જતો. એક દિવસે

એવું બન્યું કે રાતના ત્રણ પોહોર વહયા પછી એ પાદશાહને કાને એક બીહામનો અવાજ સમજાયો. તું કેહેશે કે જાણે જેહાનજ ઉંધી વલી ગઈ. ત્યાર પછી કોઇ બોલતું સમજાયું કે "શાહનો મેહેલ તુટી પડયો." આથી તે શાહનું દિલ ધ્રુજવા પડયું, પણ એ બનાવ શું છે તે તે સમજી શકયો નહી. આથી તેણે સાદ મારી બુજરજમેહેરને ત્યાં બોલાવ્યો અને એ મેહેલના પડવા વિષેની વાત તેને કહી સમજાવી. જ્યારે તે દાનાવે એવું જોયું ત્યારે તેણે તેને તુરતજ કહયું કે, "ઓ પાદશાહ નોશીરવાન! ગઇ રાતે તેં સ્વપનામાં જે જોયું હતું તેજ સુરજ માટેનો તેં આજ રાતે હવે અવાજ સમજયો છે. જાણે કે એ અવાજ તારા મેહેલે પોતેજ આપ્યો છે અને એ તુંને જણાવે છે કે, 'પેલો માહાતાબ જેવા ચેહેરાનો પેગમબર હમણાજ જન્મી ચુકયો છે.' તેથી હવે હમણાજ તારી આગળ એક સ્વાર મારતે ઘોડે આવી તુંને આદરગુશસ્પના આતશકદેહ નાશ પાંમ્યાની ખબર આપશે."

તેટલામાં તો એક સ્વાર પણ ત્યાં વંટોલ્યાની જડપે આવી લાગ્યો અને કેહેવા લાગ્યો કે, "આદર ગુશસ્પના આતશ હમણા પોતાનીજ મેલે સરદ થઇ ગયા છે." એવી વાત સમજી પાદશાહનું દિલ ગમગીન બન્યું અને તે છાતીમાંથી હાએ મારવા લાગ્યો. પણ તુરતજ બુજરજમેહેરે તેને કહયું કે, "ઓ પાદશાહ! એ માટે તું શું કામ દલગીર થાય છે? એ વખતે જમાનાએ તુંને તો આ જેહાનમાંથી દુર પણ કરી નાખ્યો હશે. તારી પછી આ જેહાનમાં માતમ થાય કે ખુશાલી પક્ષાય તેની સાથે તુંને શું લાગે વલગે છે?"

એ વાત થયા પછી પાદશાહ નૌશીરવાન પણ લાંબો વખત જીવી શકયો નહી. તે પણ મરણ પામ્યો અને તેના સોગમાં જેહાન માતમ કરવા લાગી. પાદશાહ નૌશીરવાનની પુઠે એક મહીનામાં તો બુજરજમેહર પણ ગુજર પાંમ્યો અને તેણે પણ પોતાના મોઢાં ઉપર ધુલનો બુરખો નાખ્યો. બુજરજમેહેર ગુજર પામ્યો છે પણ તેની વાતતો હાલે સુધી સઘલી યાદગાર રહી છે. તેથી તું પણ તેની એ યાદગારીઓને સાચવેલી રાખજે. જ્યારે તેના જેવા ઉપર પણ ફરતાં આસમાને જફા પાડી છે તો એજ આસમાન પાસે તું ઈનસાફ અને દયાની આશા શા માટે રાખે છે. હવે આપણે એ તખત ઉપર પાદશાહ હોરમજદને લાવીને બેસાડયે અને એ તાજ તેને પેહેરાવ્યે. [૧]

---

૧ નોશીરવાનના રાજ્યના વખતમાં મહમુદનો જન્મ થયલો હોવાથી મુસલમાનો એ પાદશાહને ઘણો મુબારક પાદશાહ તરીકે ગણે છે.

## નોશીરવાનના બેટા હોરમજદની બાર વર્ષની પાદશાહી. હોરમજદે તખતે બેસ્તાં ઈરાની સરદારને નશિયત દિધી તે વિષે.



વજ નામના ઝાડે શેબફળના ઝાડના પાંખડાં અને પાદડાંઓની એબ કાઢીને હસી કીધી. કારણ કે તે ઝાડ વસંતની મોસમમાં પોતા ઉપર ફુલો ધરાવતું હતું અને મસતીમાં આવી તેને પોતાની બાથમાં પકડી રાખ્યું હતું પણ શેબફળનો રંગ જોઈ તે ઝાડને પોતાના ફુલના રંગની યાદ આવવાથી શરમ ઉપજી અને તેમાંથી નિકળતા સોડમથી તેને પણ નાજુકઈ લાગી. તેથી એ તવજ ઝાડે શેબને પુછ્યું કે, "તેં એવું તે શું કીધું છે કે તારા ખરીડદારો નિકળી આવે છે અને બજારમાં તું મોંઘો હોવા છતાં તેઓ તુંને ખરીડે છે. તારામાં અકીક અને પોખરાજ એ બંધેનો રંગ તું ધરાવતો હોવાથી વેપારીઓ પણ તુંનેજ ઉચકવાને વાંકા વળે છે. મને લાગે છે કે તેં કોઈ ગોલાબને સારી કીંમત આપીને તેનો રંગ વેચાતો લેઈને તારા ચેહેરાને તેથી સંગારેલો છે. એ તારા રંગથી તારી ગરદનને શરમ પોંહોંચે છે પણ તારાં વસ્ત્રમાંથી તો કસ્તુરીનોજ સોડમ નિકળે છે. મને લાગે છે કે તેં એ તારો પોશાક બ્રેસપતી સેતારા પાસેથી મેલવેલો લાગે છે. તેથી તે જાણે મોતી ઉપર લોહીનાં ટીપાં પડયાં હોય તેમ લાગે છે. તારી છાલ પોખરાજી રંગની છે પણ તારો ચેહેરો સેહેજ ફીકકો લાગે છે. પણ તારો દેખાવતો કાવ્યાની ઝુન્ડા કરતાં પણ ચઢતો મારે છે. તારાં વસ્ત્રના પીલા, ગોલાબી અને સફેદ રંગથી તો મારા પોતાના ફુલના રંગ માટે તેં મને નાઉમેદ બનાવી દિધું છે. ઓ વસંતની ખુબસુરતી! તું કયાં જતી રહી છે કે તેથી બાગની સઘલી શુંદરતા પણ ગુમ બની છે? તારી તરફથી આવતો પવનનો સુગંધ મેહેરંગાનના જેવો ખુશનુમા લાગે છે અને તેથી હું દારૂની એક જામ લેઇને તારી યાદને તાજી કરૂં છું. જ્યારે તારો રંગ પીલો થશે ત્યારે હું તારી તારીફ ગાવશ અને તુંને પાદશાહ હોરમજદના તાજથી સંગારશ. કારણ કે આજે મારૂં બજાર તેજી ઉપર છે. મારૂં મોત આવ્યા પછી તું મારી જરા પણ નિશાણ જોવા પાંમવાનો નથી."

હેરાતનો એક બુઢો જાગીરદાર હતો જે સઘલે આબરૂ પાંમેલો હતો. એ જેહાનના અનુભવી શખ્સનું નામ માખ હતું અને તે કદાવર અને સઘળી વાતો જાણનારો હતો. તે હોરમજદ વિષે શું શું જાણતો હતો તે મેં તેને પુછ્યું કે

જેથી હું તેના રાજનું બ્યાન કરી શકું. ત્યારે તે ખોરાશાની બુઝોર્ગે મને કહયું કે, એ નામદાર હોરમજ જ્યારે પોતાના તખત ઉપર બેઠો ત્યારે તેણે ભાષણ કરતાં પેહલા તે સર્વ શકિતવાન અને દુન્યાને નિભાવનારા પરવરદેગારની તારીફ કીધી.[૧] પછી તે બોલ્યો કે, "હું મોટી પડવીના લોકોને મારા પ્યારા બનાવીને મારાં રાજ્યની નામદારી વધારશ. જેમ મારા બાપે જેહાનને દમામદાર અને ખોરેહભરી રાખી હતી તેમ હું પણ તેને મારા છાયા નિચે રાખશ. પણ ગુનેહગારોને દુખી બનાવશ તથા જેઓ ઉપર તેણે જુલમ પાડયો હશે તેઓને તેનાથી નચિંત બનાવશ. બુરાઇ કરનારને હું બંધીખાને વહીતરૂં કરતો બનાવશ અને તેવાથી કોઇને દુઃખ પુગે તે આગમચ હું તેને મારી મદદ પુગાડશ. સબુરી, ઇનસાફ, બક્ષેશ અને લાયકાત એ રાજ્યના થાંભ સમાન છે. યાદ રાખજો કે પરવરદેગાર આગળ નેકી કે બદી છુપી રેહેવાની નથી. આ રાજ્યને લગતા મારાં આગાનો એવા તાજદારો હતા કે જેઓના ઇનસાફની હંમેશાં તારીફ ગવાતી રહેતી હતી. તેઓ ઇનસાફ, નરમાશ, બુર્જોગી, બાધુરી અને લાયકાત સિવાય બીજું કાંઇ ચાહાતા હતા નહી. તેઓ ગરીબો તરફની ફીદાગીરી અને મોટાઓ તરફનું માન પાંમતા હતા અને દુશમનોને ધાસ્તીથી પીગલાવી નાખતા હતા. હવે તમામ મુલકો ઉપર મારી સત્તા અને મારા હોકમો ચાલશે અને હવેથી હું પણ જોર અને ઇનસાફ ધરાવનાર બનીશ. જે પરવરદેગારની મેહેર સાથે પાદશાહ બને છે તો તેનાથી તમામ પહરેજગાર જરથોસ્તી રૈયત મગરૂર રહે છે. સખાવત એ પાદશાહની મીલકત છે. તેની તેવી સખાવતથી જમાનો નચિંતાઇ ભોગવે છે. તેથી હું પણ દરવીશો ઉપર મેહેરબાની દેખાડતો રહીશ અને તવંગરોની સંભાળ કરીશ. જે કોઇ પોતાનું કામ બજાવી નચિંત રહયો તેણે ગોયા મારાંજ બજારને તેજીએ ચઢાવ્યું એમ ગણાશે. તમારે દિલની ઇચ્છા મુજબ મને જે કાંઇ અરજ કરવી હોય તે કરવાથી અટકવું નહી. તમારૂં દિલ જે ચિજને માટે દુઃખી હોય તો મારે માટે તેનો ઇનસાફ કરવાનુ કામ સેહેલ છે. તમારામાના જે કોઈ ભાગ્યશાળી હશે તેઓ આ તાજ અને તખતના આશરા હેઠલ સુખીજ રેહેશે. જો મારાથી તમુને ઇનસાફ અને સખાવત મલતી રેહેશે તો તેથી પાદશાહો વચ્ચે હું પણ પ્રકાશ પાંમતો રહીશ. જો તમો તમારા દિલમાં મારા તરફનું કપટ ધરાવતા હોવો તો તે કાઢી નાખજો અને મારા તરફ મેહરબાનીનો વધારો કરજો. જે ખુદાનો ડર કરનાર હશે તેની આંખોને જમાનાની બુરાઇ જોવી પડશે

---

૧ હોરમજ ઇ. સ. ૫૭૯ માં તખતે બેઠો હતો. ફીરદોસી એને બાર વરસ રાજ્ય કરતો જણાવે છે પણ બીજા તવારીખનવેશો તેણે બારથી પણ વધુ વર્ષ રાજ્ય કીધેલું જણાવે છે.

નહી. માટે તમો નાની અને મોટી પડવીના શખ્સોએ જેમ ખોદાની ખુશનુદી થાય તેમજ વર્તવુ. બીજું એકે જેનું મગજ અક્કલથી ભરપુર હશે તેનું દિલ નાશીપાશી જોવા પાંમશે નહી. જો તમો બીજાઓ તરફ નેકી કરશો તો તેનો બદલો તમો એવી રીતે પાંમતા રેહેશે. તમો જુઠાઓની દોસ્તી પાડતા ના કારણકે તે જે કાંઈ સારૂં બોલશે તે તમારૂં મોહું રાખવા ખાતરજ બોલશે. જો તમારો પાદશાહ ઈનસાફી હોય તો તેને માટે તમો ગુરૂ ગુમાન લેઇ જતા ના. તમો જે બોલો તે તમો સમજી શકતા નહી હોવો તો તમો શાહોના આ સખુનો વાંચતાં રેહેજો. જો એક પાદશાહ દિલોજાનીથી સખાવત કરતો હોય તો તેને માટે તમો જેહાનમાં જુઠાઇનાં બી વાવતા ના. જે કોઇ હમારી આ નશીયતને હલકી ગણશે તે જમાનાથી ખુબી પાંમવાથી પોતાનું દિલ ધોશે. તમારી સચાઇથીજ તમો ઉપર પાદશાહ ખુશનુદ રહે છે પણ જો તમોને તેની સામેથી પીઠ મરડવી પડે તો તે તમારી જુઠાઇને સબબેજ બને છે. પાદશાહની સખતાઈ તમારી સારી સમજાવતથી નરમાશમાં ફેરવાઇ જશે. પણ જો તે તમારી સામો ઉશકેરાયલોજ હશે તો તે તમારી દોસ્તી પણ સાંધવા માગશે નહી. તમો ગમે એવું દુઃખ પડે તો પણ નેકીથી દુર થતા ના અને ગેરઇનસાફી ચલાવી પૈસા મેલવાતા હોય તો પણ તેવાં કામથી તમો ખુશ બનતા ના. જો તમો જેહાનમાંથી તમારા દિલની ઇચ્છા પામશો તો તમો જે બેહેસ્તની જગ્યામાં જવા માંગશો ત્યાં જલદિથી જઇ શકશો. જો કોઇ પાદશાહ સીતેર પાદશાહોના તાજ જીટે તો પણ તેને એ સંઘ્રેલાં સઘલાં તાજો પાછાં પોતાના દુશમનોનેજ આપી જવા પડશે. માટે મારા દિલની ઇચ્છા તો દરવીશોની સેવા બજાવવાની છે અને તેઓ માટેના એ વિચારોને હું મારાં દિલમાંથી કાઢી નાંખવા માંગતો પણ નથી. પરવરદેગર પાસે મારૂં ચાહાવું એજ છે કે, જ્યાં સુધી જમાનો મને નિભાવે ત્યાં સુધી હું મારા ખજાનાથી દરવીશોનેજ ખુશાલ બનાવતો રહીશ. અને પહરેજગાર જરથોસ્તીઓના દિલને દુઃખ પુગવા દેવશ નહી. જે કોઈ શખ્સ જેહાનનો શાહ સોદાગર બનીને પોતાના પૈસાની ગરમીથી પોતાનું માથું મગરૂરીથી ઉચું કરશે, તો હું તેના મગરૂરીભર્યાં માથાંને તેના ઉપરની મારી સરદારીથી નિચું નમાવશ અને કોઇ ઉપર પણ તેને સરદારી ભોગવવા દેવશ નહી. તમોએ તો સરૂવાતથી તે આખેર સુધી મારૂં બાપણ સમજ્યું છે અને હું શું કેહેવા માંગુછું તે ભરમો તમોએ જનણ્યા છે. તમો ઉપર ખોદાની મેહેર ઉતરજો અને તમારા ઉપરનું વાંકું આસમાન તમારા ચાલવા માટેની જમીન બનજો૧ (યાને પ્રજા તરીકે તમો મોટાઇએ પુગજો.")

૧ રોલીનસનના જણાવ્યા મુજબ જ્યાં સુધી હોરમજના સલાહકાર તરીકે તેના બાપનો વજીર બુજરજમેહેર રહયો ત્યાં સુધી હોરમજની રાજયનીતી શ્રેષ્ઠ રહી હતી. પણ બુજરજમેહેરના વજીર પદ છોડવા પછી તે પાછલથી એક જુલમગાર પાદશાહ નિવડયો હતો.

જ્યારે તે ભેગી મલેલી અંજુમને તેનું એ ભાષણ સમજ્યું ત્યારે ત્યાં ભેગા મલેલા સર્વે લોકો વિચારમાં ગરકાવ થયા. તવંગરોના મગજમાં તેની ધાસ્તી પેઠી અને જે જુલમગારો હતા તેઓનાં દિલના તો એ ટુકડાજ બન્યા. પણ જે અક્કલમંદો તથા દરવીશો હતા તેઓના દિલમાં તેને મટે ખુશાલીનો વધારો થયો. તેઓને હોરમજદ બુજોર્ગીને લાયકનોજ જણાયો અને જેમ તેઓ ઇચ્છતા હતા તેવોજ તે પાદશાહ બનેલો દેખાયો.૧

## હોરમજદ પોતાના બાપના વજીરો ઈજદગુશસ્પ, બુરજમેહેર, માહઆદર અને જરથોસ્તને મારી નખાવ્યા તે વિષે.

પછી હોરમજદ ઉપર બુરી ખાશીયતો ગાલેબ આવ્યાથી તે વઢકનો બન્યો અને તેથી તે પોતાના રેવાજ અને દીનના માર્ગથી ફરવા લાગ્યો. તેના બાપના જે ઘણા વાહાલા દોસ્તો હતા અને જેઓ તરફની બુરાઇથી તે ઘણો નચિંત રેહેતો હતો તેઓને તે વગરવાંકે અને ઓચિંતા ગરદન મરાવા લાગ્યો અને એ રીતે એ પાદશાહની ચાલચલણ અને વિચારોમાં ફેરફાર થવા લાગ્યો.૨ નૌશીરવાનના બુજોર્ગ અને નેક કેરદારીના ઈજદગુશસ્પ, બુર્જમેહેર અને માહ-આદર નામના ત્રણ વજીરો હતા. તેઓ કામેલ, અક્લમંદ, ખેરેહવાલા, રોશણ દિલના અને નેક કરણીના હતા. એ ત્રણે બુઢા દાનાવો નૌશીરવાનના તખત આગળ તેનો સલાહાકાર વજીરો તરીકે તેમજ મુનશીઓ તરીકે કામ બજાવતા હતા. પણ એ હોરમજદે તે ત્રણેનો એકાએક નાશ કરવાનો ઇરાદો કીધો. તેઓથી હોરમજદનું દિલ ડર ખાવા લાગ્યું અને તેથી તેણે તે ત્રણેને નાશીપાસ બનાવવા ચાહયું. આથી તેણે તુરતજ ઈજદગુસસ્પ તરફ હાથ લંબાવ્યો અને કાંઇ પણ વાંક વગર તેને બંધીખાને પુર્યો. તેથી વડા વજીરનું દિલ દલગીર બન્યું અને એ વિચારથી તેના ચેહેરા ઉપરનો રંગ પણ ઉડી ગયો. કારણકે એ વજીર કોઇનું પણ બુરૂં કરે એવો હતો નહી. એ બુઢા વડા વજીરનું નામ જરથોસ્ત હતું. તેને

---

૧ હોરમજના ગાદીએ આવ્યા પછી સરૂવાતના બનાવ તરીકે તેને રોમ સાથે લડાઇમાં ઉતરવું પડયું હતું. પણ ફીરદોસીએ એ લડાઇનું બ્યાન આપ્યું નથી.

૨ રોલીનસન પણ લખે છે કે હોરમજ જે અદલ પાદશાહ ગણાતો હતો તે ધીમે ધીમે જુલમગાર બનવા લાગ્યો હતો. તેણે ગરીબોનો બચાવ કરવાને બાહાણે ધીમે ધીમે તવંગરોને નીચવવા માડયા હતા. તેણે અદેખાઈ તથા ધાસ્તીના અવે-શમાં ઉમરાવ વર્ગમાંથી થોડામાં થોડા તેર હજાર શખ્સોને મારી નખાવ્યા હતા.

ઇજદગુશસ્પને બંધીખાને પુર્યાનું દુખ એટલું બધું લાગતું હતું કે જાણે તેનું દિલ તીરથી વિંધાયું હોય. આખો દાહાડો વહી જવા છતાં તેની આગળ કોઈપણ નોકર તેને માટે ખાવાનું કે બીછાણું લેઇને આવ્યો નહી. આથી તેણે બંધીખાના-માંથી પોતાના દોસ્ત વડા વજીર ઉપર એક કાગળ લખ્યું કે, "ઓ મારા મગજ અને ચામડી જેવા વાહાલા દોસ્ત ! હું તો કોઈ ખીદમતગાર વગર શાહી બંધી-ખાનામાં પડયો છું અને કોઇને પણ મારી આગળ આવવા દેવામાં આવતો નથી. મને ઘણી ભુખ લાગી છે અને મારા પેતમાં ભુખથી ચચરવાયો પડે છે. માટે મેં આ મોચી પાસે જે પેગામ મોકલ્યો છે તેની પાસે તું મારે માટે કાંઇ સારી જેવી ખાવાની ચિજ મોકલજે."

એ હકીકત સમજી એ વજીરનું દિલ દુખી બન્યું અને દલગીરીથી તેની ઉંઘ અને ભુખ ઉડી ગઇ. આથી તેણે તેની ચીડીનો જવાબ લખ્યો કે, "જયાં સુધી તારા જીવને કાંઇ હરકત પુગી નથી ત્યાં સુધી તું બંધીખાનામાં એમ રડવું ના કર." જો કે ઈજદગુશસ્પની એ ચીઠીથી તે વજીરનું દિલ ભાગી જતું હતું તે છતાં તેનું મગજ હવે પોતાને માટે વિચારવંત બન્યું તેથી તેણે જવા-બમાં વધુ એવું લખ્યું કે, "જો એ બાબદની એ ખોરેહ વગરના બાયલા પાદ-શાહને ખબર થશે કે, મેં તારે માટે બંધીખાને કાંઈ ખોરાક મોકલ્યો છે તો તે મારાં શરીર અને જીવને પણ ધુળ બરોબર ગણશે. જેથી એ પાદશાહ મને પણ નુકસાન પુગાડશે અને મારી ઉપર પણ તે એમજ ગુસ્સે થશે."

એ રીતે લખ્યા છતાં પણ જરથોસ્તનું દિલ ઇજદગુશસ્પને માટે દુખી બન્યું. આથી તેણે પોતાના બાવરચીને તેને માટે થોડોક ખોરાક બંધીખાને લેઇ જવા ફરમાવ્યું. પછી પોતે પણ એક અરબ ઘોડા ઉપર સ્વાર થયો અને ઇજદગુશસ્પ વજીર આગળ ગયો. તેને જોતાંજ બંધીખાનાના દારોગાના ચેહ-રાનો રંગ ધાસ્તીથી ઉડી ગયો. તોપણ તે જવાન આપઅખત્યાર પાદશાહને ખાતર તે વજીર એ દારોગાને કાંઈ પણ કહી શકયો નહી. તે વજીર દલગીર ચેહેરે ઘોડા ઉપરથી ઉતરી ઇજદગુશસ્પ આગળ ગયો. જયાં એકમેકને મળ-તાંજ તેઓએ બગલગીરી કીધી અને આંખોમાથી વસંતના વાદલો માફક આંસુનો વરસાદ વરસાવ્યો. તેઓની વાતની સરૂવાતથી તે આખેર સુધી એ બુરા પાદશાહ માટેનુંજ દાસ્તાન ચાલ્યું. પછી તે યજદાંનપ્રસ્તો આગળ ખાણું લાવી હાજર કરવામાં આવ્યું. જેથી તે ખાવા માટે તેઓએ બરસમ ધરી બાજ લિધી.[1] ત્યાર પછી ઇજદગુશસ્પ ખાતાં ખાતાં બાજમા વાત કરવા લાગ્યો

---

૧ આગળા પાદશાહો જેમ અથોરનાન વર્ગના હતા તેમજ તેઓના વજીરો પણ એજ વર્ગમાથી ચુટી કઢાતા હોય એમ જણાય છે. કારણ કે બરસમ સાથની બાજ ધરવાના અખત્યાર અથોરનાન વર્ગનેજ હોય છે.

અને વડો વજીર તે સમજતો રહયો. એ વાત પૈસા ટકા માટેની તથા મેહેલો અને મકાનો માટેની ચ લુ રહી. પછી ઇજદગુશસ્પે જરથોસ્તને કહયું કે, "ઓ નામદાર ! તું અત્રેથી જયા બાદ હોરમજદને કેહેજે કે, 'તું મારી વાત સમજવા નહી માંગતો હોય તે છતાં મને જે લાગણી થાય છે અને દુખ વેઠવું પડે છે તેનો તું વિચાર કર. કારણ કે મેં તો તારા બેહેસ્તી બાપની વફાદારીથી નોકરી બજાવી હતી તેમજ તુંને પણ મેં મારી છાટીએ ઉધાર્યો હતો. મેં કીધેલી એ નોકરીનો મને બદલો તો મલ્યો નથી પણ ઉલટું મને બંધીખાનુ અને દુખ વઠેવાં પડયાં છે. જેથી મારૂં નિર્દોશ દિલ તું પાદશાહને માટે દલગીર બન્યું છે. માટે હું પરવરદેગાર આગળ એ બાબેની કયામતને વખતે ફર્યાદ કરશ.' "

વજીર જરથોસ્તે ઘરે જઈ પુગતાંજ પોતાના એક નોકરને જડપથી હોરમજદ આગળ મોકલ્યો અને ઇજદગુશસ્પની સમજેલી એ સઘલી વાત તેને કેહેવાડી પણ એ સમજી હોરમજદના દિલમાં ઉલટા બુરા વિચારો દાખલ થયા. તેથી તે ઇજદગુશસ્પ ઉપર વધારે ગુસ્સે થયો અને તેણે કોઈને બંધીખાને મોકલાવી ઇજદગુશસ્પને છુપાછુપ મારી નખાવ્યો. તેણે જરથોસ્તની ગમે એટલી સમજાવત સમજ્યા છતાં તેની તેના ઉપર અસર થઇ નહી. તેના મનમાં ભલા વિચારો સામે બુરા વિચારો થવા લાગ્યા તેથી હવે તે જરથોસ્તને પણ મારી નાખવાની યુકિત કરવા લાગ્યો. તેણે છુપાછુપ પોતાના બાવરચીને જરથોસ્તના ખાણામાં ઝેહેર ભેલવાનો હોકમ આપ્યો. દરબારનો વખત થતાં જ્યારે વજીર દરબારમાં આવ્યો ત્યારે તેને કામકાજની પુછપરછ કીધા બાદ હોરમજદે કહયું કે, "આજે તું અત્રેથી ઘરે ચાલી જતો ના, કારણ કે મેં એક નવો બાવરચી રાખ્યો છે (જેને હાથનું પકાવેલું હું તુંને ખવાડવા માંગુ છું)" આથી તે વજીર ખાણા માટે ત્યાંજ થોભ્યો. પછી ખાણું લાવી હાજર કરવામાં આવ્યું પણ તે જોઇ જરથોસ્તના ચેહેરાનો રંગ ઉડી ગયો. તે પાંમી ગયો કે, તેના પોતાનામાં સચાઈ હોવા છતાં એ ખાણું તેના જીવનો અંત લાવવા માટે છે. હવે બાવરચીઓએ ખાણું લાવી હાજર કરતાંજ તે પાદશાહ ચો બાજુએથી એ ખાણું ખાવા લાગ્યો. પણ જ્યારે પેલી ઝેહેર ભેલેલી વાણીનો કાંસ્યો ત્યાં લાવી હાજર કીધો, ત્યારે તે ઉપર તેની નજર પડતાંજ તે વજીર સમજી ગયો. આથી તે પાદશાહ માટે વજીરનું પવિત્ર અંતકરણ શકમંદ બન્યું (અને તે સમજી ગયો) કે, એક કાંસ્યામાની વાણીમાં ઝેહેર હોવું જોઇએ. એ વાણી જોતાંજ હોરમજદે મુગે મોઢે એ કાંસ્યા તરફ હાથ લંબાવ્યો અને જે પ્રમાણે પાદશાહો બીજા દરબારીઓને મેહેરબાની દેખાડવા ખાતર પોતાને હાથે ખવાડી પોતાનો વાહાળ જાહેર કરે તેમ તેણે પોતાના મુબારક હાથ એ વાણી

તરફ લંબાવીને તે કાંસ્યાંમાંથી ગુર સાથનું એક હાડકું લિધું અને પછી વજીરને કહયું કે, 'એ પવિત્ર મગજના વજીર ! આ સુંદર અને સ્વાદીસ્ટ ગુરનો લુમકો હું તુને ખાવા આપુ છું. માટે તું તારૂં મોહું ઉઘાડ કે એ ગુર તું ખાઇ શકે અને એવોજ ખોરાક તું હવે પછી પણ ખાવા માંગે."

વજીરે તેને જવાબ દિધો કે "એ પાદશાહ ! દિલોજાનથી. તારૂં માથું અને તાજ કાયમ રેહેજો. પણ તું મને એ ગુક ખાવા ના ફરમાવ, કારણકે હું તો ખાઇને ધરાઈ ગયો છું અને મને બીજું કાંઈ પણ ખાવા ગમતું નથી." પણ હોરમજદ બોલ્યો કે "હું સુરજ, ચંદ્ર તેમજ તારા જેહાનના પાદશાહના પવિત્ર આત્માના સોગંદથી કહુ છું કે, એ ગુક તુંને મારા હાથમાંથી લેવોજ પડશે. તેથી તું મને ના ઉમેદ ના બનાવ." મોબેદે જવાબ દિધો કે, "જેમ તારો હોકમ, કારણકે મારો કાંઈ ચારો રહયો નથી." એમ કહી તે ખાઈ ગયો અને દુખી બની ખાણા ઉપરથી ઉઠી જડપથી ઘરે જવા નિકલ્યો. તેણે કોઇપણ આગળ એ ઝેહેર ખાધાની વાત કીધી નહી. પણ પોતાના કપડાં ઉતારી રડતો સુવાને ગયો, પછી તુરતજ તેણે એ ઝેહેરનો ઉતાર પોતાના ખજાનામાંથી યા શેહેરમાં જ્યાં પણ મલે ત્યાંથી લાવવાનો હોકમ કીધો. પણ તે ઉતારે તેના ઝેહેર ઉપર કાંઇપણ અસર કીધી નહી. આથી તે પરવરદેગાર આગળ હોરમજદની ફર્યાદ પોકારવા લાગ્યો.

પછી તે વજીર ઉપર કેવી અસર થઈ છે તે જોવાને પાદશાહે પોતાના એક જાશુસને ત્યાં મોકલી આપ્યો કે જેથી તેના ઝેહેરે તેની ઉપર અસર કીધી છે કે તેની ઉમેદ પાર પડી નથી એ બાબેની ખબર તે તેને પોહોંચાડે. પણ વજીરની એ જાશુસ ઉપર નજર પડતાંજ તેની આંખોમાંથી પુશકલ આંસુઓ તેના ગાલ ઉપર ગબડી પડયાં અને તે બોલ્યો કે, "જા, જઇને હોરમજદને કેહે કે, 'હવે તારો પણ બરગસ્તને વખત આવી લાગેલો છે. તારા આવા બુરા વિચારના પરીણામમાં તું પણ આંધળો અને નાચાર બનજે. તારા દુશમનોના દિલની ખાહેશ તારી ઉપર પાર ઉતરજો અને તારાં રવાનને એ બુરાઇના બદલામાં પેલી જેહાનમાં નામોશી પુગજો. તું પણ આ જેહાનમાં લાંબી જીંદગી ભોગવતો ના, તારાં મોત પછી તારાં નામ ઉપર એ હંમેશનો કલંક રેહેજો. પેલી જેહાનમાં જ્યારે આપણે બંધે એક પંક્તીના બનશું ત્યારે ત્યાં આપણે આપણા દાવર પરવરદેગાર આગળ એ માટેનો ચુકાદો મેલવવા જઇશું. આવી બુરાઇ કર્યાં પછી હવે તું કદિ શાંતીથી સુતો ના. કારણ કે તુંને ખોદાઇ શિક્ષા જલદીથી પુગશે.' એ બુરા વિચારના શખ્સ! હવે તું પણ અત્રેથી વિદાય થા. તુંને પણ તારી બુરી કરણીની સજા જલદીથી પુગજો."

આવી વાત સમજતાંજ તે શખ્સ રડતો રડતો પાદશાહ આગળ તુરતજ ગયો અને તે શેહેનશાહને તેનું કેહેણ કહી સમજાવ્યું. હવે તે પાદશાહ પોતાના કામ માટે પશેમાન બન્યો અને તેના એ સાચાં કેહેણથી તેને દુખ લાગ્યું. પણ હવે તેની પાસે તે વજીરને પુગેલાં દુખનો કાંઇ ઉપાય રહેલો નહી હોવાથી તે જીગરમાંથી હાએ મારવા લાગ્યો. તે વડો વજીર પણ તુરતજ મરણ પાંમ્યો અને તમામ દાનાવ લોકો તેને માટે જારી અને રૂડન કરવા લાગ્યા. દુખ અને હાણી પુગાડનારી આ દુન્યાની ચાલ એવીજ છે. તું પણ તારી નામદારી ઉપર તેમજ તારા ખજાના ઉપર શા માટે મુસ્તાક રહે છે? કારણ કે તારો પણ એ ખુશાલીનો વખત વહી જવાનો છે. માટે જે દાનાર હશે તેજ પોતાના સ્વાશની ગણત્રી લેતો રેહેશે. જ્યારે એ વજીરનો આવો દુ:ખભર્યો અંત આવ્યો ત્યારે તમામ ઇરાનના મુલકમાં એ બનાવથી ઉઠલ પાઠલ થઇ રહી. તે ખુની અને નાલાયક પાદશાહે પોતાના બુરા વખતની તો કાંઈજ યાદ કીધી નહી. પણ તેણે લોહી રેડવા માટેજ પોતાની કંમર તંગ બાંધેલી રાખી.

હવે તેણે બેહરામ આજર મેહાન તરફ હાથ લંબાવ્યો. તેણે બેહરામને એક મધરાતને સમયે બોલાવી મંગાવ્યો અને પોતાના તખત આગળ તેને ગુહ્ણુ વાલીને બેસ્વા ફરમાવ્યું. પછી તેણે તેને કહયું કે, "જો તું નચિંત રેહેવા માંગતો હોય અને મારી તરફથી કાંઈ પણ બુરાઈ કે બદ-ખાહી જોવા માંગતો નહી હોય તો સહવારે સુરજના પ્રકાશવા માંડતાંજ અને પાહાડોની ટોંચો સુનેરી બખતર પેહેરતાંજ તું પણ બીજા નામદાર ઇરાનીઓ સાથે આવીને મારાં તખત આગળ ઉભો રેહેજે. જ્યારે હું તુંને સીમાબુર્જીન માટે પુછું ત્યારે તેનો જવાબ આપતાં તું દિલમાં જરા પણ ગુચવાતો ના. જ્યારે હું પુછું કે, 'એ તારો દોસ્ત યજદાનપ્રસ્ત હોવા છતાં શું બુરો છે?' ત્યારે તું એવો જવાબ દેજે કે, 'એ તો બુરો દુશમન છે અને હારેમનની તોખમ ધરાવે છે. એમ બોલ્યા પછી તારે મારી પાસે જે કાંઈ માંગવું હોય તે માંગી લેજે. કારણ કે ત્યારે તું તારા પાદશાહના તાજ, તખત અને મોહરનો પરસ્તાર ગણાશે." બેહરામે તેને જવાબ દિધો કે, "જેમ તું કહે છે તેમ હું કરીશ અને તેની એથી પણ સો ઘણી બુરાઈ ચીતારીશ." એ સીમા-બુર્જેન પાદશાહના દરબારીઓ વચ્ચે મોટાઇ ધરાવનારો હતો અને તે પોતાના બાપનો પ્યારો તથા જમાનાના એક ચેરાગ સમાન હતો. માટે બેહરામ એ બાબેનો શું ઉપાય કરવો તેનો વિચાર કરવા લાગ્યો કે જેથી તે પોતાને માટે મેહેરબુર્જીનનો સરપાવ પાંમી શકે.

જ્યારે સુરજે હાથીદાંતની ચાદર પાંહરી મુકી અને સુરજની બે આંખો બાહાર પડી ત્યારે જેહાનનો પાદશાહ પોતાના હાથીદાંતના તખત ઉપર આવી બેઠો અને મોટી કીંમતનું તાજ લાવીને તેને માથે ટાંગવામાં આવ્યું. પછી દરબારને લગતા તમામ બુજોર્ગો ત્યાં આવી ભેગા થયા અને દરબારમાં બધે બાજુએ સફ સમારી ઉભા. દરબાને આવી દરબારના પરડા ખોલી નાખ્યા જેથી તે દરબારીઓ હવે પાદશાહ આગળ દાખલ થયા. તેઓની વચે બેહરામ આજર-મેહાન, સીમાબુર્જીન, વિગેરે નામીચા પેહેલવાનો હતા. એ સઘળાઓ પોત-પોતાની જગ્યાએ જઈ બેઠા અને પાદશાહના નોકરો પણ તેના પગ આગળ જમાત થઇને ઉભા. પછી પાદશાહે બેહરામ આજરમીયાનને કેહેવા માંડયું કે, "આપણી દરબારને લગતો સીમાબુર્જીન જોકે મેહેનતુ છે તોપણ તે જે ખજાનો ભોગવે છે તેને તે લાયક છે કે પોતાની બુરાઇને લિધે એ ખજાનાને નાલાયક થડે છે ?"

બેહરામ આજરમીયાન પાંમી ગયો કે, તેને માટે એવી પુછપરછ કર-વાનો પાદશાહનો સાર શું છે, એમાંથી શું પાયો રચવાનો છે અને એવો પાયો રચવાથી તેમાં તેને પણ રડવું પડશે કે કેમ ? કારણકે આખરે તો તેને પોતાને પણ આ મોટી અંજુમન તરફથી કફન વગરની કબર પાંમવી પડે એમ છે. પછી બેહરામે તેને એવો જવાબ દિધો કે, "ઓ સખી પાદશાહ ! એ સીમા-બુર્જીનથી તું કાંઈ ભલાઇની આશા રાખતો ના, કારણકે ઇરાનની વેરાની તો એનાથીજ થાય છે. એનામાં ભેજું નથી તેમજ એના શરીર ઉપરની ચાંમડી પણ કાંઇ માણસના જેવી નથી. એતો બુરી વાત સિવાય બીજું કાંઇ કરતો નથી. એની તો બુરાઇ ઈનસાફને પણ ઉખેડી નાખે છે."

સીમાબુર્જીને તેની એવી વાત સમજતાંજ તેને કહયું કે, "ઓ મારા પુરાણા મીત્ર ! તું મારે માટે એવી બુરી શાક્ષી ના પુર અને તેમ કરી દેવની દોસ્તી ના સાંધ. મારા દોસ્ત તરીકે તેં મારામાં હારેમનના જેવી બોલવા ચાલ-વાની વર્તણુક કયારે જોઇ હતી ?" ત્યારે બેહરામ આજરમીયાને તેને જવાબ દિધો કે, "તેં જેહાનમાં એવાં બીયાં વાવ્યાં છે કે જેના ફળ તું પણ મેલવવા ચાહાતો નથી. પણ આતશમાંથી તું કાળા ધુવા સિવાય બીજું શું પાંમવાનો હતો ? જ્યારે મરહુમ પાદશાહ નૌશીરવાને મને તેમજ તુને પોતાની આગળ બોલાવ્યા હતા અને વડા વજીર બુર્જમેહેર તથા ખુબસુરત ઈજદ ગુશસ્પ સાથે આપણુને પોતાના તખત આગળ ગુઠણુ મરડી બેસ્વા ફરમાવ્યું હતું ત્યારે તેણે એવો સ્વાલ પુછયો હતો કે, 'આ તખત તથા તાજને લાયક કોણ છે અને તેવું બોરેહ કોણ ધરાવે છે ? તમુને જે મારો વડો યા નાનો બેટો લાયક જણાશે તેને

હું આ તખત આપશ.' ત્યારે હમે સઘળાઓએ ઉઠી ઉભા થઇ એવો જવાબ દિધો હતો કે, 'તુરકી ખશલતનો હોરમજદ રાજગાદીને લાયક નથી. તેથી પાદશાહી માટે તેની બલામન કોઈ કરશે નહી. કારણકે તેની ખાશીયત બુરી છે તેમજ તે ખાકાનની તોખમ ધરાવે છે અને વળી તે દેખાવ તેમજ ઉંચાઇમાં પોતાની માતાનોજ નમુનો છે.' પણ તું તે વખતે એમ બોલ્યો હતો કે, 'હોરમજદજ પાદશાહીને લાયક છે.' તેથી હવે તુંને હાલે તેનો બદલો મલવાનો છે. મેં એજ કારણને માટે તારી સામે આવી સાહેદી આપી છે અને તેથીજ તુંને ગાળ દેવા માટે હમણા મેં મારી જબાન ખોલી છે."

તે વજીરનું સાચું કેહેન સમજ્યાથી અને તેણે એ રીતે હોરમજદની પોતાની એબ ઉઘાડયાથી હોરમજદના ચેહેરાનો રંગ કરમાઇ ગયો. તેથી હોરમજદે તે બંધેને એક અંધારી રાતે કેદ પુરાવી દીધા અને તેણે કોઇને પણ બે રાત સુધી એ વાત જણાવી નહી. ત્રીજી રાતે ચંદ્ર ઉગવાને વખતે એ પાદશાહે સીમાબુજીંનનું કાટલું પણ કાઢી નાખ્યું. એ સીમાબુજીંનને જે ગુનેહગારોના બંધીખાનામાં પુર્યો હતો ત્યાંજ તેને મારી નખાવ્યો જેથી તેની મુઠીમાં તેણે દિધેલાં દુખ અને તેના શ્રાપ સિવાય બીજું કાંઇ રહયું નહી. જ્યારે બેહરામ આજરમેહાનને તે પવિત્ર શખ્સના આ જેહાનમાંથી ગુમ થવાની ખબર મલી ત્યારે તેણે પાદશાહ ઉપર પેગામ મોકલીને અરજ ગુજારી કે, "તારૂ તાજ ચંદ્રના આસમાનની ઉંચાઈએ ચઢજો. તારે ખાતર મેં કેટલી મેહેનતો ઉઠાવી હતી અને તારા ઘણાક ભરમો પણ મેં છુપાવ્યા હતા તેની તુને ખબર છે. તારા બાપ નામીચા પાદશાહ નોશીરવાનના વખતમાં મેં તારી તમામ નેકખાહીજ કીધી હતી. તેથી જો તું મને તારી આગળ બોલાવી મંગાવી તારા તખત નજદિક બેસાડશે તો હું તુંને કાંઇ નશીયતની વાત કહી સમજાવવા માંગુ છું; જેથી તુંનેજ ફાયદો થશે. માટે હવે તું પણ એક પળ પણ વધુવાર બંધીખાને રાખતો ના. તેમ કર્યાથી ઇરાનને પણ ફાયદો પુગશે અને અકકલમંદ લોકો પણ નચિંત રહી શકશે."

હોરમજદે બેહરામનો એ પેગામ સમજતાંજ પોતાના એક વિશ્વાશુને બોલાવી કહયું કે, "તું બેહરામને આ નામદારીભરી દરબારમાં લાવીને મારી આગળ બેસાડ." એ રીતે તેણે બેહરામને પોતાની આગળ એક અંધારી રાતે બોલાવી મંગાવ્યો અને તેને પોતાના તખત આગળ બેસાડયો. પછી હોરમજદે તેને પુછ્યું કે, "હવે તારી નશીયતની એ વાત શું છે તે મને કહી સમજાવ કે જેથી મારી જીંદગીને ફાયદો પુગે?" બેહરામે જવાબ દિધો કે, "તારા બાપના ખજાનામાં મારા જોવામાં એક કાળા રંગનો સાદો દાબડો જોવામાં આવ્યો;

હતો. એ દાબડામાં પારસી ભાષામાં લખેલો પત્ર એક નલામાં મુકેલો છે જે એક રેસમી કપડાંના ટુકડા ઉપર લખેલો છે. એ ઉપર તારા અમલ કર્યાથી ઇરાની પ્રજાને ફાયદો થવાની ઉમેદ રહે છે. તારા તે મરહુમ બાપ અને જેહાનના પાદશાહના તે પત્ર ઉપર તારે તારી નજર ફેંકવી ઘટે છે.''

હોરમજદે તેનું એમ કેહેવું સમજતાંજ એક શખ્સને પોતાના ખજાનચીન આગળ મોકલી કેહેવાડયું કે, ''તું તે જુના વખતના સગ્રેળા ખજાનામા સોધ ચલાવી ખુશનુદ રવાનના નૌશીરવાનની મોહર સાથનો એક દાબદો છે તે અત્રે લેઈ આવ. એ દાબડા સોધી કાઢવામાં કાંઇ પણ વાર લગાડયા વગર હમણા રાતો રાત મારી આગળ લાવ.'' આથી તે ખજાનચીને એ દાબડા માટેની સોધ ચલાવી અને તે જલદીથી તેના ઉપરની દરૂસ્ત મોહર સાથે ત્યાં લાવી હાજર કીધો. જેહાનના પાદશાહે એ દાબડો લેઇ નૌશીરવાનના નામની લાંબો વખત સુધી યાદ કરીને તેનું ઢાંકણું ખોલ્યું. એ દાબડામાં તેની મોહર સાથનો એક નલો જણાયો જે ખોલી તેણે તેમાંથી પેલું લખેલું રેસમી કાગજ બાહાર કાઢયું અને પછી નૌશીરવાનનો રૂકો વાંચવા માટે તે ઉપર નજર નાખી. એ રૂકામાં એવું લખ્યું હતું કે, ''હોરમજદ બાર વર્ષ સુધી બીનહરીફ રાજ્ય ભોગવશે. પણ પછી દુન્યામાં ફીતનો ઉઠશે જેથી જેહાનમાંથી તેનું નામ અને તેની નામદારી ગુમ થશે. ચોબાજુએથી તેના ઉપર દુશમનો હુમલો લાવશે. જેમાનો એક દુશમન તો હારેમનનીજ ઓલાદનો આવશે જે પોતાના લશકરને ચોબાજુએ વિખેરી નાખશે અને હોરમજદને ગાદીએથી ઉઠાડી નાખશે તથા તેની બધે આંખો ફોડાવી નાખશે અને ત્યાર બાદ તેને મારી પણ નખાવશે.''

હોરમજદે પોતાના બાપના કાગજમાં આ પ્રમાણે લખેલું જોવાથી તેણે ચીરડાઇને ત્યાનું ત્યાંજ એ કાગજ ફાડી નાખ્યું. તેની આંખોમાં ખુન ભરાઇ આવ્યું અને તેનો ચેહેરો ઉતરી ગયો. પછી તેણે બેહરામને કહયું કે, ''ઓ જુલમગાર! આ રૂકામાં લખ્યા મુજબ મારૂં ડોકું છીનવી લેનારો શખ્સ તો મને તુંજ લાગે છે.'' ત્યારે બેહેરામ બોલ્યો કે, ''ઓ તુરકી ખશલતના પાદશાહ[1]! તુ કાંઇ લોહી રેડયા વગર ખુશ થઈ શકવાનો નથી. તું કે જેને પાદશાહ નૌશીરવાને તાજ પેહેરાવ્યું છે તેનામા પાદશાહ કોબાદની તોખમ નથી પણ ખાકાનનીજ તોખમ ઉતરેલી છે.'' તેથી હવે હોરમજદ પાંમી ગયો કે, ''જો એના હાથમાં લાગ આવશે તો એ મારૂં માથું લિધા વગર રેહેશે નહી.'' તેથી

---

૧ હોરમજ પોતે ખાકાનની બેટીનો બેટો હોવાથી તેને એ વજીર તુરકી ઓલાદનો કહે છે.

તેના એવા નાલાયક સખુનો સમજતાંજ તેણે બેહેરામને તુરતજ પાછો બંધીખાને નખાવ્યો અને બીજી રાતે ચંદ્રમાં ઉગવાને વખતે તેજ બંધીખાનામાં તેને મારી નખાવ્યો. એ બનાવ પછી હોરમજદની દરબારમાં કોઈપણ દાનાવ કે રેહેબરી કરનારો વજીર રહયો નહી. તેની બુરી ખાશીયતને લિધે સઘળે બુરાઈજ વરસવા લાગી. માટે ઓ ભઈ! તું સાવચેટ રેહેજે અને બુરાઇ તરફ ઢલતો ના.

## હોરમજદે પોતાના જુલમ માટે પસ્તાવો કીધો અને તેણે પાછો દાદ આપવા માંડી તે વિષે.

એવી બુરાઇઓ કીધા પછી તેની ખુશ જીંદગી ફેરવાઇ ગઈ અને દલગીરીએ તેના દિલમાં વાશો કીધો. તેથી તે ટુકી રાતવાલા ઉનાલાના હીંગામના બે મહીના ખુશનુમા અને સારી આબોહવાવાલા ઈસ્તેખર કે જ્યાંથી તેને પાછું ફરવા પણ ગમતું હતું નહી ત્યાં ગુજારતો તો ત્રણ મહીના પોતાના દરબારીઓ સાથે ખુશ હવાવાલા અને મોટા લોકોના મકાનવાલા ઇસ્ફાહાનમાં ગુજારતો. સીયાલાનો વખત તે પોતાના લશકર સાથે તથા વજીરો અને રેહેબરો સાથે તીસ્ફુનમાં ગુજારતો; અને વસંતનો વખત તે અરવંદ નદી કાંઠેના જંગલમાં ગુજારતો. એ પ્રમાણે કેટલોક વખત વહી ગયો. તેનું દિલ પોતાના બાપના કાગજ માટે ચાલું ધાસ્તીમાં રેહેતું હોવાથી હવે તે રાતના ત્રણ પોહર બંદગીમાં ગુજારવા લાગ્યો અને એ બનાવ પછી તેણે કોઇનું પણ લોહી રેડયું નહી, તેમજ કોઇના ઉપર જુલમ ગુજાર્યો નહી અને તેનાં રવાને બુરા કામોને યાદ કીધાં નહી. ૧

અંધારી રાત વહી જઈ સુરજનો પ્રકાશ ફેલાતાંજ તેના બાંગીઓ સઘલે ફરી વલી એવી બાંગ મારતા કે, "ઓ ખોરેહમંદ અને દાનાવ લોકો! જે કોઇ ખેતીવાડી કીધેલી જગ્યા ઉપર ચાલી ત્યાં ઉગેલી ચિજોને દાબી નાખી ખેડુતોને નુકસાંન પુગાડશે અથવા તો ઘોડાઓને છુટા મુકયાથી તેઓ ખેતરોમાં દાખલ થઇ નાશ કરશે અથવા તો કોઇ કોઇના ફળો ચોરી લેશે તો તે ચોરી પકડાયાથી ચોરી કરનાર શખ્સોને સુલીએ લટકાવવામાં આવશે તથા ઘોડાઓની પુછડી તથા કાન કાપી નાખવામાં આવશે." વળી હોરમજદ વર્ષના બે મહીના જેહાનમાં ફરવા નિકળતો, જેથી ભલા કે ભુડાં લોકો તેની નજરથી દુર રહી શકતા

---

૧ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ હોરમજદ કાંઈ પોતાના વજીરોના ખુન કીધા બાદ સુધરી ગયો હતો નહી, પણ તેણે પોતાની રઈયત તેમજ લશકરમાં ભારી કટલો ચલાવવી ચાલુ રાખી હતી.

હતા નહી. તેણે મુલકે મુલક એવો ઇનસાફ ફેલાવી દિધો કે, તેની ગામડયાઓ પણ તારીફ ગાવા લાગ્યા.

હોરમજદનો એક ઘણો વાહાલો બેટો હતો જે માહાતાબથી જરા પણ ઉતરતો હતો નહી. એ બાપે તેનું નામ પરવીજ રાખ્યું હતું તોપણ કોઇ કોઇ વખતે તે તેને ખસરૂના મુબારક નામે પણ બોલાવતો હતો. તે પોતાના બાપથી એક પણ પળ દુર રેહેતો હતો નહી તેમજ બેટા વગર તે બાપને પણ કરાર મલતો હતો નહી. એક દિવસે એવું બન્યું કે એ પરવીજનો સ્વારીનો ઘોડો તબેલામાંથી છુટો થયો અને એ જવાન વછેરો એક ખેદુતના ખેતરમાં જઈ ભરાયો. તે ઘોડાનો રખેવાલ તેને પકડવાને દોડયો પણ તેટલામાં તે ખેતરનો માલેક પણ ત્યાં આવી લાગ્યો અને એ ઘોડાવાલા આગળ તેની ફર્યાદ કરવા લાગ્યો. તે ખેદુતે તેને પુછ્યું કે, "એ ઘોડો કોણનો છે? કારણકે મારે તો કાયદા મુજબ તેની પુછડી તથા કાન કાપી નાખવા પડશે." ત્યારે ઘોડાવાલાએ તેને જવાબ દિધો કે, "એ ઘોડો તો ગરીબ પરવર શાહજાદા પરવીજનો છે." આથી તે ખેદુત તેની ફર્યાદ પાદશાહ આગળ લેઇ ગયો અને તેની આગળ તે ઘોડાએ તેને જે નુકસાન પુગાડયું હતું તે વાત કહી. આથી હોરમજદે તે ઘોડાના કાન તથા પુછડી કાપી નાખવા એ ખેદુતને ફરમાવ્યું તથા તે ખેદુતને જેટલું નુકસાન થયું હોય તેનો શુમાર કાઢવાનો પણ હોકમ કીધો. તેનાથી એ ખેદુતને જે નુકસાન પુગ્યું હોય તેથી સો ઘણો બદલો એ ખસરૂ પાસેથી વસુલ કરી લેવાનો પણ તેણે હોકમ આપ્યો. આથી એ પાદશાહની રૂબરૂમાંજ તે ખેદુતને દીરમોનો એક ઢગ વસુલ કરી આપવામાં આવ્યો.

હવે જ્યારે એ બાબદની ખબર તેના મોટી પડવીના બેટા પરવીજને થઇ ત્યારે તેણે ઘોડાને બચાવવા મોટી પડવીના લોકોને વચે નખાવ્યા અને એ ઘોડાના કાન તથા પુછડી નહી કપાવવા માટે તેઓ પાસેથી અરજ કરાવી. આથી તે પાદશાહ ઉલટો તે ઘોડા ઉપર વધુ ગુસ્સે થયો અને તે સઘલા દાનાવોને ત્યાંથી હરકાતી કાઢયા. તેથી તે ખેદુતે ખસરૂથી ડરતો ડરતો તે ઘોડા આગળ જઈ પોતાના ખંજર વડે તેના કાન તથા પુછડી કાપી નાખી. વળી પાદશાહે એજ દાદ ચાહાવા આવેલા ખેદુતને પોતાનો બદલો મેલવવા સારૂ ખસરૂ આગળ મોકલી આપ્યો.

એ બનાવ બન્યા પછી એક દિવસે તે શાહ શેકારે નિકલ્યો જેથી ચો તરફથી તેના માણુસો શેકારો મારીને તેની આગળ લાવવા લાગ્યા. તેવામાં માર્ગમા તેના એક મોટી પડવીના બાહુર સરદારની નજર ત્યાં ઉગેલી પાક ઉપર આવવા માંડેલી દરાખ ઉપર પડી. ત્યાંનો દરાખનો તમામ માંડવો દરાખના

જુમખાઓથી ભરાઇ ગયો હતો. આથી તેણે પોતાના માણસને હોકમ કીધો કે, "તું ત્યાં દોડ અને થોડી દરાખ તેમાંથી તોડી લાવી મારા મેહેલના બાવરચીને તે સોંફ." પણ તેટલામાતો તે દરાખના માલેકનું ત્યાં આવવું થયું અને તે શખ્સને કેહેવા લાગ્યો કે, "ઓ બદબખ્ત! આ દરાખ ઉગાડવા પાછલ તેં તો કાંઇ મેહેનત કીધી નથી અને વળી તું કાંઇ તેનો માલેક પણ નથી. વળી તેં મને કાંઇ તેની કીંમતના પૈસા પણ આપ્યા નથી. ત્યારે મારી મેહેનતથી ઉગાડેલા માલને તેં શા માટે નુકસાન પુગાડયું છે? હું હમણાજ જઇને એ માટે તારી પાદશાહ આગળ ફર્યાદ કરૂં છું."

આથી તે બાહાદુર સ્વારે નુકસાન પુગવાની ધાસ્તીથી પોતાની કંમર ઉપરનો કંમરબંધ છોડી નાખી તે મોંઘી કીંમતનો સુનેરી કંમરબંધ જેના દરેક બુટાઓમાં જવેહરાત જડેલાં હતાં તે તેના બદલા તરીકે તેને આપવા માંગ્યો. પણ દરાખનો માલેક એ કંમરબંધ જોઇને બોલ્યો કે, "એ તારી બુરી કરણી કયાં સુધી છુપી રેહેશે? હવે પછી તું પાદશાહ સાથે એમ આસનાઇ કરતો ના. એ દરાખ તેં કાંઇ મારી પાસેથી ખરીદી નથી ત્યારે તું તેની કીંમત શાની આપે છે?" પણ તે સરદાર તરફથી કેટલાક બુજોર્ગો વચમા પડયા અને તેઓએ જઇને તે ખેદુતના મોઢાં ઉપર બોશા લેઇ માંડવાલ કરવા સમજાવ્યો.[1] તેઓએ તે સરદારની મરજીથી તેને તે કંમરબંધ આપી દિધો અને તેને મનાવવા કપાલ અને આંખો ઉપર ઘણાએક બોશા લિધા.[1] ત્યારે તે બોલ્યો કે, "એ સુનેરી કંમરબંધ લેઇ હું તારા ઉપર ઉપકાર કરૂં છું અને તે એટલાજ માટે કે, પાદશાહને એ ખબર થવાથી તારો જાન જાય છે."

એ રીતે એ પાદશાહ હોરમજદ પોતાની ફતેહોથી નામદાર બનતો રહ્યો. તેની દરેક અંજુમન વચે તારીફ ગવાતી અને તેને તેટલાં લડાઇનો વખત પણ જોવો પડયો નહી. કારણકે તે ઇનસાફ આપનાર અને સર્વે પાસે ઇનસાફ અપાવનાર હોવાથી તેનું કેઆની તાજ ચંદ્રના આસમાનની ઉંચાઈએ ચઢયું હતું. એ ઉચાં કદનો નામદાર બાહાદુર પાદશાહ મદાયનમાંજ મોજમજાહ કરતો પડી રેહેતો હતો નહી પણ એ સિંહ પકડનાર પેહેલવાન વસંતમાં કે ઉનાલામાં કે સીયાલામાં કે ચોમાસાંમાં જરાએ આલશુ રેહેતો હતો નહી. પણ તમામ મુલકોમાં ફરી વળીને બીજા પાદશાહોના હુનરની પરીક્ષા કરતો રેહેતો હતો.

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

## હોરમજદ સાથે લડવાને ચો બાજુએથી લશકર ચઢી આવ્યું અને તેથી તે પોતાના વજીરો સાથે એ બાબેનો વિચાર ચલાવવા બેઠો તે વિષે.

જ્યારે તેની પાદશાહીના દસ વર્ષ પસાર થયાં ત્યારે તેને દરેક મુલકમાંથી દુશમનાઈની ખબરો મલવા લાગી. હેરાતથી સાવેહ[1] નામનો પાદશાહ લશ-કરી અસબાબ, હાથીઓ, ખજાનો અને લશકર સાથે ચઢી આવ્યો. જો એ સાવેહના લશકરની ગણત્રી કર્યે તો તે ચાર લાખ માણસોની થતી હતી. તેની પાસે બારસો હાથીઓ હતા, જેથી તું કેહેશે કે, જાણે જમીન ઉપરથી પસાર થવાનો માર્ગ પણ બંધ થઈ ગયો. હેરાતના જંગલથી તે મર્જ નદી સુધીનો માર્ગ તેના લશકરથી જાણે તાણા અને વાણા માફક વણાઇ ગયો હતો. એ રીતે તે મર્વ સુધી પોતાનું લશકર હાંકી લાવ્યો. જેથી ઉડી રેહલાં ધુલારાંથી જમીન પણ દેખાતી હતી નહી. પછી ત્યાંથી એ પાદશાહે હોરમજદ ઉપર નામું લખ્યું કે, "તું પણ ચો બાજુએથી તારાં લશકરને બોલાવી ભેગું કર તથા તારાં એ લશકર માટે રસ્તાઓ તથા પુલો સમરાવી મુક. તેમજ લશકરનો પગાર આપી તેઓને તું હમારી તલવાર માટેની યાદ આપતો રેહે. મારૂં લશ-કર જે દરીયાથી તે પાહાડો સુધી લંબાયલું છે તેને હું તારા મુલકમાં પસાર કરાવવા માંગુ છું."

એવું તેનું નામુ વાંચતાંજ પાદશાહ હોરમજદનો ચેહેરો તેના આવા બેશુમાર લશકરની ખબરથી ઉતરી ગયો. વળી બીજી તરફથી કયસર[2] પણ રૂમથી પોતાના લશકર સાથે ચઢી આવ્યો. આ રૂમીઓનું પણ સઘલા જંગીઓ અને નામદારોનું બનેલું એક લાખ માણસોનું લશકર હતું. એ કયસર નોશીરવાને જે જે શેહેરો જીટી લિધાં હતાં તેની નામ બે નામ માંગણી કરનો આવ્યો હતો. એ રીતે ચો બાજુએથી જુદા જુદા સરદારની આગેવાની હેઠેલ લશકરો ચઢી આવવા લાગ્યાં. એક લશકર ખજરને માર્ગેથી પણ ચઢી

---

૧ આ સાવેહ એક તુરકી ખાન હતો. બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ એ ખાનને રૂમીઓએ ઈરાન ઉપર ચઢાઈ કરવા ઉશકેરીને મોકલ્યો હતો.

૨ હોરમજદ સામે લડાઈ લાવનાર આ રૂમી કયસરનું નામ ટેબીર્યસ હતું. નોશીરવાને જે દારાનો કીલ્લો જીટી લિધો હતો તે રૂમી કીલ્લા માટેની એ કય-સર માગણી કરતો આવ્યો હતો. બીજા તવારીખનવેશો મુજબ એ કયસર હોર-મજદના ગાદીએ આવતાં તુરતજ ઇ. સ. ૫૭૯ માં ચઢી આવ્યો હતો.

આવ્યું જેથી ત્યાંની સઘલી જમીન પણ કાલી બની ગઇ. એ લશકરનો એક જેહાનનો અનુભવી સરદાર હતો, જેની સાથે પણ ભારી લશકર અને ખજાનો હતો.[૧] આ લશકરથી આરમીન્યાથી તે અરદબીલના દરવાજા સુધીની તમામ જમીન ભરાઈ ગઇ હતી. એ નેજા સાથના સ્વારોનું જે લશકર ચઢી આવ્યું તેની પણ ગણત્રી થઇ શકતી હતી નહી. તેઓના જવાન સરદારોના નામ અબ્બાસ અને ઓમરશાન હતાં. એઓની પાસે હોરમજદે ચોઠાઇની માંગણી કીધાથી તેઓ ઇરાનના મુલકોને તારાજ અને વેરાન કરવા આવી લાગ્યા હતા. આ સઘલું લશકર પણ યુફ્રેતીશ નદી સુધી આગળ વધી આવ્યું હતું જેથી ત્યાંની જમીન ઉપર શેરદી ઉગવાની પણ જગ્યા રહી હતી નહી. એ પ્રમાણે હોરમજદનો પ્રકાસ્તો વખત અંધારો બન્યાથી તેને ચોબાજુની જમીન ઉપરથી આવા લડાઇના સમાચારો મલવા લાગ્યા.

જ્યારે હોરમજદે પોતાના જાશુસોથી એવી ખબર સમજી ત્યારે તે જેહાનના પાદશાહનો ખીલેલો ચેહેરો કરમાઈ ગયો. હવે તે પોતાના વજીરોને મારી નાખવા માટે અને પોતાની દરબારને અક્કલમંદોથી ખાલી કરી નાંખવા માટે પશેમાન બન્યો. પોતાની દરબારમાં કોઈ પણ અક્કલમંદ તેને દેખાયો નહી. આવે વખતે કોઈ તદબીર દેખાડે એવા શખ્સની હવે તેને અગત્ય પણ જણાઈ. આથી તેણે માણસોને મોકલી (દાનાવ) ઇરાનીઓને બોલાવી મંગાવ્યા અને તેવા માણસોથી પોતાનો સઘલો મેહેલ તેણે ભરી નાખ્યો. પછી તેણે તે નામદાર ઈરાનીઓ આગળ જે ભરમ હતો તે ખોલીને કહયો કે, "હાલે ઇરાન તરફ એટલું બધુ લશકર ચઢી આવ્યું છે કે આગળ તેવું લશકર ચઢી આવ્યું હોય એવી કોઇને પણ ખબર નથી." પછી સઘલા જાગીરદારોએ ત્યાં ભેગા મલી એ બાબદો ઉપર વિચારો ચલાવ્યા અને બોલ્યા કે, "ઓ અક્કલમંદ અને દાનાવ શાહ! હમારી આ વાત તું સમજી લે. તું પોતે એક દાનાવ પાદશાહ છે અને હમો તારા નોકરો છીએ. પણ હમારીથી કાંઇ વજીરોની બરોબરીએ પુગાસે નહી. આપણા જે મોબદો અને વજીરો હતા તેઓને તો તેં મારી નખાવ્યા અને દીનના રીત રેવાજોથી તું ઉલટો ચાલ્યો. હવે વિચાર કર કે, આપણે એ કામનો ઉપાય શું કર્યે અને કોણ આપણા દેશની સંભાળ કરશે?"

પછી તે પાદશાહનો જે વજીર હતો તે બોલ્યો કે, "ઓ દાનાવ અને અક્કલને પસંદ કરનાર શાહ! જો ખજરનું લશકર લડાઇમાં ઉતરશે તો તેની

---

૧ આ ખજર લોકો આરમીન્યા તથા આજરબઈજાન ઉપર ચઢાઈ લેઈ ગયા હતા.

સામે આપણો કોઈ પણ જંગી ટકી શકવાનો નથી. પણ આપણે રૂમીઓ સાથે (સુલેહનો) પત્ર વેહેવાર ચલાવી પેહેલા આ અરબો સાથે આપણે લડી તેઓની બુનબેખ ઉખેડી નાખ્યે. કારણકે એ સાવેહશાહ ઘણો નજદિક આવી ચઢયો છે તેથી તેનાથી આપણું કામ બગડી જશે. એ રીતે આપણી મુશકેલીઓની સરૂવાત એ ખોરાશાનને માર્ગેથી સરૂ થશે અને આપણા ખજાના અને મુલકોનો નાશ થશે. વળી જો તુરકીઓ જીહુન નદી ઓળંગીને આ બાજુએ આવશે તો તેઓ પણ લડવાની ઢીલ કરવાના નથી."

આથી તદબીરની તલબ કરતા પાદશાહે વજીરને કહયું કે, "આપણે સાવેહશાહ સામે શું યુક્તિ કર્યે?" ત્યારે વજીરે જવાબ દિધો કે, "તું પાદશાહ લશકરની તૈયારી કરવાથીજ ફતેહ પાંમશે. માટે તું તારા અરજને બોલાવ કે તે તારાં લશકરની ગણત્રી કાઢે, કે જેથી કામ લાગે એવું કેટલું લશકર છે તે માલમ પડે." આથી અરજે લશકરની નોંધના દફતરો સાથે પાદશાહ આગળ આવીને લશકરની ગણત્રી તથા હીસાબ કાઢયો. એ હીસાબ ઉપરથી તેના લશકરનો શુમાર લાખ માણસોનો નિકલ્યો પણ તેમાં સ્વારો કરતાં પાયદલ લશકર વધારે હતું. ત્યારે વજીર બોલ્યો કે એટલા લશકર સાથે તો આપણે સાવેહશાહ સામે ટક્કર જીલી શકીશું. પણ એ આગમચ તું કાવાદાવા તેમજ જુઠો માર્ગ છોડી દેઇ સાચો અને મર્દાનગી ભર્યો માર્ગ પકડ અને તારા જે કેટલાક સરદારો કેદ પકડાયા છે તેઓને પાદશાહને છાજતી રીતે બંધીખાનેથી છુટા કરાવ. તેં પેલું દાસ્તાન તો સમજ્યું હશે કે, 'પેલા બુઢા વરૂ જેવા સરદાર અરજાસ્પે પોતાના ચીનાઇ લશકર સાથે જરથોસ્તી દીનને ખાતર લોહરાસ્પના બેટા ગુસ્તાસ્પ સાથે કેવી બુરાઇ કીધી હતી અને તેથી બલખ ઉપર કેવી જાસ્તી ગુજરી હતી જેથી ત્યાંના લોકોની જીંદગી પણ કડવી ઝેહેર થઈ પડી હતી. પણ અસફંદીયાર બંધીખાનેથી છુટો થતાંજ તેણે અરજાસ્પ સાથે હરતરેહની લડાઇઓ કીધી હતી.' માટે જો તું જમીનનો પાદશાહ મારી એ નશીયત ઉપર ધ્યાન આપશે નહી તો તુંને એ ચીનાઓ અને તુરકીઓ તરફની ઘણી મુશકેલીઓ વેઠવી પડશે. જો કે હું તો તું પાદશાહથી ઉમરે નાનો હોવાથી મારા વિચારો તુંને છુટથી જણાવી શકતો નથી. આપણને તો એ કયસરને તેની તલવાર મ્યાન કરાવી પાછો મોકલાવી દેવો ઘટે છે[1] તથા પાદશાહ નૌશીરવાને તેના જે શેહેરો જીટી લિધાં હતાં તે તેને પાછાં સોંપી દેવા ઘટે છે કે જેથી તે અત્રેથી પાછો ફરે.[1] પછી એક બાધુર સરદારને આપણે

[1] એ બેત લખેલી નકલમાં વધારે છે.

નામદારીભર્યું લશકર સોંપી ખજર તરફ મોકલી આપીશું કે જેથી તે સરદારને બંધે બાજુએથી ઘેરી લેઇ તેના ઉપર વાદલમાંથી વરસાદ વરસે તેમ તલવારનો વરસાદ વરસાવે.[૧] જેવું આપણે એ કામ બજાવી રહીએ કે એ મેદાનમાંથી આપણે સાવેહશાહ ઉપર પેગામ મોકલી તેને લંબાન અને મીઠાશભર્યું કેહેન કેહેવાડીશું અને તેની સાથે સુલેહ કરીશું."[૧]

જ્યારે હોરમજદે તેની એ વાત સમજી ત્યારે તે તેને પસંદ પડી અને તે ફાયદાકારક જણાઈ. પછી તેણે વજીરને જવાબ દિધો કે, "કયસર કાંઇ આપણી સાથે લડવા માંગતો નથી, પણ પાદશાહ નૌશીરવાને તેના જે શેહેરો લેઈ લિધાં છે તે જો તેને પાછાં સોંપીએ તો તે અત્રેથી પાછો ચાલી જશે." આથી તેણે એક દાનાવ, સારી યાદદાસ્ત શક્તિના અક્કલમંદ એલચીને પસંદ કરી તેને કયસર આગળ મોકલી આપ્યો અને તેને કેહેવાડયું કે, "હવે પછી હું તારા રૂમના મુલકમાંથી ચોહાઈ માંગશ નહી. માટે હવે તું ઇરાનમાં પગ મુકવાની મેહેનત ના લે. પણ જેમ તું મોટો થવા માંગે છે તેમ મોટો બન."

જ્યારે એ એલચી કયસર આગળ આવી પોંહોંચ્યો ત્યારે તેણે તેને ઇરાનના શાહનો પેગામ કહી સમજાવ્યો. એ પેગામ સમજતાંજ તુરતજ રૂમનો પાદશાહ ઇરાન જમીનની ધુલ વટીકને નુકસાન પુગાડયા વગર ત્યાંથી પાછો ફર્યો. કયસરની ત્યાંથી પીઠ ફરતાંજ હવે પાદશાહે ખજરનું કામ હાથ ધર્યું. તેણે ઇરાનીઓ વચેથી એક લશકર ચુંટી કાઢયું જેથી ઉડી રહેલી ધુલથી દાહાડો પણ અધંકારવાલો બની ગયો. પછી તેણે એ સઘલું લશકર ખજર તરફ આતશનો વરસાદ વરસાવવા માટે મોકલી આપ્યું. એ લશકરનો સપેહસાલાર દમામ, ખોરેહ, અને ઇનસાફવાલો ખરરાદ નામનો શખ્સ હતો તેનું લશકર આરમીન્યામાં આવી ચઢતાંજ ત્યાંથી ખજરના લશકરે પીઠ ફેરવવા માંડી. આથી ઇરાનીઓએ તેઓ વચેથી ઘણાઓને મારી નાખ્યા અને તે મુલકમાંથી પુશકલ ચિજોની લુટ ચલાવી. જ્યારે એ લશકરના કેદ પકડાયાની ખબર અરબોએ સમજી ત્યારે તેઓ પણ જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા નાહાસી ગયા. ખરરાદ અને તેનું લશકર ફતેહેમંદ થવાની ખબર પાદશાહ હોરમજદને થતાંજ હવે તેના હાથમાં શાવેહશાહ ઉપર કીનો લેવા અને તે ઉપર અક્કલ ગુમ થાય એટલો વિચાર ચલાવવા સિવાય બીજું કાંઇ કામ રહયું નહી.

---

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

## હોરમજદને બેહરામ ચોબીન નામના શખ્સની ખબર મલી અને તેણે તેને બોલાવી મંગાવ્યો તે વિષે.

એ મુબારક પાદશાહનો નરતુહ નામનો એક અક્કલમંદ અને ચાલાક નોકર હતો જેણે જેહાનના પાદશાહને કહયું કે, "ઓ પાદશાહ! તું અમર્ગ રેહેજે. તાગથી બુરાઈના હાથો દુર રેહેજે. મારો બાપ પેલો દાનાવ મેહેરાનસ્તાદ છે જે બુઢાપા છતાં ઘણી સારી યાદદાસ્ત શક્તિ ધરાવે છે. પણ હાલે તે એકાંતવાશ પકડી ઝંદ અવસ્તાની બંદગી કરતો રહે છે. તેણે હવે જેહાન ઉપરની તમામ ઉમેદો ઉઠાવી નાખી છે. હાલે હું એક દાહાડો અને રાત તેની આગળ જઈ ગુજારી આવ્યો છું. જ્યારે મેં તેની આગળ એ સાવેહશાહ, તેના જંગી હાથીઓ અને તેનાં જબરાં લશકરની વાત કીધી, ત્યારે તે ઉપરથી તે મને એવું કેહેવા લાગ્યો કે, 'મને તારી એ વાત ઉપરથી એક આગળી વાત યાદ આવે છે.' ત્યારે મેં તે બુઢા મેહેરાનસ્તાદને પુછ્યું કે, 'તુંને આગળા વખતની શું વાત યાદ આવી છે?' ત્યારે તેણે મને જવાબ દિધો કે, 'એ બાબે તો મને જ્યારે હાલનો જેહાનનો પાદશાહ પુછશે ત્યારેજ હું તેનો જવાબ દેવશ.'"

ત્યારે તે પાદશાહે તેને ફરમાવ્યું કે, 'તું હમણાજ તે નામદાર આગળ દોડતો જા અને તે બુઢાને એક પાલખીમાં બેસાડી જડપથી અત્રે ઉચકાવી લેઈ આવ." જ્યારે તે દાનાવ દિલનો અને ચાલાક મગજનો બુજોર્ગ શખ્સ પાદશાહ આગળ આવી લાગ્યો ત્યારે હોરમજદે એ મેહેરાનસ્તાદને સવાલ કીધો કે, "તુંને જુના વખતની એક વાત યાદ છે તે કહી?" ત્યારે તે બુઢાએ જવાબ દિધો કે, "ઓ સારી યાદદાસ્તવાલા બોલકના પાદશાહ! જે વખતે ખાકાને તારી માતાને ઈરાન જમીન તરફ મોકલી આપી ત્યારે હુંજ એક સરદાર તરીકે તેણીની માગણી કરવાને ત્યાં ગયો હતો. મારી સાથે બીજા એકસોને છ જોરેમંદ પેહેલવાનો પણ હતા. તારા સાચા અને ઇનસાફી પાદશાહ બાપે ખાકાનનીજ ઓલાદની ઓરત માગેલી હતી અને તેણે મને તાકીદ કીધી હતી કે, 'તું ખાતુન યાને પાદશાહની પરણી ઓરતથી જનમેલી બેટી સિવાય બીજી કોઇની માંગણી કરતો ના, કારણકે લોંડીજાઇ ઓરત પાદશાહની રાણી બનવાને લાયક હોતી નથી.' આથી હમે તે ચીનના ખાકાન આગળ જઈ તેના ઉપર પાદશાહ તરીકેની દુવા ગુજારી. તેના મેહેલમાં તેની પાંચ બેટીઓ હતી જે પાંચે ખુબસુરત અને પાદશાહી તખતને લાયકની હતી. તેઓની ચાલ

જંગલી મરઘા સમાન દમામવાલી અને દેખાવ વસંત જેવા હતો. તેઓ માંથાંથી તે પગ સુધી સુંદર વસ્ત્રોથી સજ થયલી હતી. એ શાહે તો મને તેઓમાંથી કોઈ પસંદ કરી લેવા માટે મેહેલમાં મોકલી આપ્યાથી મને તે નામદારીભરી જગ્યામાં જવું પડયું. ત્યાં એ સઘળી છોકરીઓને સંગારી તૈયાર રાખવામાં આવી હતી તથા તેઓના બાલોમાં ફુલો પણ ખોસ્યાં હતાં. પણ તેઓમાં જે તારી માદર થનાર હતી તેને માથે તાજ પેહેરાવવામાં આવ્યું હતું નહી, તેમજ તેણીને હાર, સાંકલી કે ઘરેણા પણ પેહેરાવ્યા હતાં નહી. ત્યાં તેણી કોઈ પણ સાથે વાત કીધા વગર માથું નમાવીને બેઠી હતી, અને શરમાઇને મોઢાં ઉપર સારીની શોડ ખેંચી હતી. તેના સિવાય આ સઘળીઓમાં જે બીજી હતી તે શાહબાનુથી જન્મેલી હતી નહી. તેથીજ એ શાહબાનુથી જનમેલી બેટીને ઘરેણા ગાંઠાથી સંગારવામાં આવી હતી નહી. ચીનની જે શેહેનશાહબાનુ હતી તે ફગફુરની ઓલાદની હતી જે બુરી કરણીથી દુર તેમજ પવિત્ર હતી. એ બેટીથી છુટું પડવાનું તે માતાને ભારી દુખ હતું કે રખેને એ બેટી તેનાથી છુટી પડી દુર દરાજ જાય. તેથીજ તેની એ પવિત્ર બેટી પણ ગમગીન બની હતી. તેને પણ પોતાના પાદશાહી બાપના મેહેલમાંથી વિદાય થવા ગમતું હતું નહી. પણ એ પાંચે બેટીઓ વચેથી મેં તો તેણીનેજ પસંદ કીધી અને મારી નજરને બીજીઓ ઉપર જરાએ ઠડવા દિધી નહી. ત્યારે ખાકાને મને બીજીઓમાથી એકને પસંદ કરવા સુચવ્યું અને કહયું કે, 'એ પાંચે ખુબસુરત અને તારીફને લાયકનીજ બેટીઓ છે.' પણ મેં તો તેને એવોજ જવાબ દિધો કે, 'મેં તો એનેજ પસંદ કીધી છે. પણ ફરીથી જ્યારે હું બીજીઓ વચેથી કોઇને પસંદ કરી લેવા આવશ ત્યારે તેઓમાંથી પસંદ કરશ.' આથી ખાકાને માણસો મોકલી મોબેદોને બોલાવી મંગાવ્યા અને તેઓને પોતાના શાહાનશાહી તખત આગળ ગુઠણુ વલાવી બેસાડયા. પછી તેઓને પોતાની બેટીના ગ્રહોની ચાલ વિષે તેણે પુછપરછ કરવા માડી કે, 'હાલે તેણીના ગ્રહો કેવા ચાલે છે?' ત્યારે તે નજુમીઓએ તેને જવાબ દિધો કે, 'હમારીથી તું સાચી અને નેક ખબર સિવાય બીજું કાંઈ સમજશે નહી. એ તારી બેટી અને ઇરાનના પાદશાહના સંબંધથી એક જબરા સિંહ જેવો બેટો પેદા થશે, જે બુલંદ કદનો અને જોરાવર બાજુનો નિવડશે. મરદાનગીમાં તે સિંહ જેવો અને સખાવતમાં વાદલ જેવો થશે. તે કાલી આંખોવાલો, ભવાં ઉપર ગુસ્સાવાલો અને લડાયક બનશે. એના બાપના ગુજરવા પછી એજ રાજગાદી ભોગવશે. એ પોતાના બાપના ખજાનાનો લાંબો વખત ભોગવતો ભોગવશે અને જમાનાથી તેનું કાંઇ પણ બુરૂં થઈ શકશે નહી. પણ ત્યાર પછી તુરકીઓના

ભારી લશકર સાથે એક જબરો પાદશાહ ચઢી આવશે અને તે ઇરાન તેમજ યમનના મુલકો જીતી લેવાનો કસદ કરશે. જેથી ઇરાનનો શાહ ઘણો દલગીર બનશે અને તેને પોતાના બુલંદ નસીબ તેમજ ફતેહ માટેનો ડર રેહેશે. પણ તેનો એક વફાદાર અને બાહુર સ્વાર જે દેખાવે ઉંચો, શરીરે પાટલો, કસ્તુરી જેવા કાલા બાલોની લટોથી ભરેલાં માથાવાલો, મજબુટ હાડકાંનો, મોટાં નાકનો અને કાલા ડોલાવાલો હશે. એ બાહુર દેખાવના જેહાનના નામીચા શખ્સની આખર ચોબીન હશે અને તે પેહેલવાનોનુંજ તોખમ ધરાવશે. આવી નિશાણ- વાલો તે ચબરાક શખ્સ પોતાના નાના લશકર સાથે એ પાદશાહની મદદે કેઠથી આવી લાગશે અને આખરે એ તુરકી દુશમનોને શીકસ્ત આપી તેના તમામ લશકરનો નાશ કરી નાખશે.' જ્યારે તે ખાકાને એ નજુમીઓનું કેહેવું સમ- જ્યું ત્યારે ખાકાન કરતાં વધારે ખુશ ત્યાં કોઇ જણાયું નહી. પછી તેણે પોતાની બેટી કે જે બીજીઓ વચે તાજ સમાન હતી તેને નોશીરવાન સાથે પરણાવી આપી. પાદશાહ તરફથી મેં તેણીને કબુલ રાખી. જ્યારે એ સઘલું કામ ખલાશ થયું ત્યારે હું ઇરાન પાછો ફર્યો. એ વખતે ખાકાને પોતાના ખજાનામાંથી એટલું બધુ તો જવેહરાત સાથે આપ્યું કે તે લાવતાં હમુને ઘણી મેહેનત વેઠવી પડી. તે હમારી સાથે જીહુન નદીના કાંઠા સુધી સાથે આવ્યો અને પોતાની આંખ જેવી બેટીને જાતે વાહાણમાં બેસાડી. પછી તે પોતાની બેટી માટે દિલને ગમગીન બનાવી જીહુન નદી આગળથી પોતાને વટણ પાછો ફર્યો. એ રીતે ઓ મોટા પાદશાહ! મેં જે કાંઇ નજરે જોયું હતું તે સઘલું તુંને કહયું છે. હવે તું આ મુલકમાંથી જેમ બને તેમ પેલા ચોબીનેહ નામના શખ્સની જડપથી સોધ કરાવ. કારણકે તારી ફતેહનો આધાર તેનેજ હાથ રહેલો છે. પણ જેઓ તારી દોસ્તીનું ડોલ દેખાડતા દુશમનો હોય તેઓ આગળ તં કાંઇ એ વાત કરતો ના."

એમ કેહેતાંજ એ મેહેરાનસ્તાદનો જીવ બાહાર નિકલી ગયો જેથી ત્યાં ભેગી મલેલી તમામ અંજુમન તેને માટે રૂડન કરવા પડી. પાદશાહ પણ એ બનાવ જોઈ અજબ બન્યો અને તે પણ આંખોમાથી આંસુ વરસાવવા લાગ્યો. તેણે ઇરાનીઓને કહયું કે, "સારૂ થયું કે મેહેરાનસ્તાદ જે કાંઇ વાત જાણતો હતો તે કહીને એમ એકાએક મરણ પાંમ્યો છે અને પોતાનો વાહાલો જીવ પરવરદેગારને સોંફ્યો છે. એ બુજોર્ગ શખ્સના અત્રે આવ્યાને માટે અને બનવા- કાલ બનાવો કહી સમજાવવાને માટે હું પરવરદેગારનો ઉપકાર માનું છું. જો તેને અત્રે આવતાં એક કલાકનો વાર લાગતે તો એ મરણ પાંમતે અને હમુને વધારે દલગીર થવું પડતે. હવે તો મારે પેલો શખ્સ જે મોટા કે નાનો સરદાર

હોય તેની તલાશ કરવી ઘટે છે. જેથી તે મલી આવતાં મારૂં કામં પાર પડે અને તે મારા ગમ અને દુખોને મારા પગ નિચે કચડે."

એ નામદાર શાહનો એક નોકર હતો જે પાદશાહી તબેલાનો સરદાર ગણાતો હતો. તેનું નામ જાદફ્રરોખ હતું અને તેની ખાહેશ જેમ બને તેમ પાદશાહને ખુશ રાખવાની હતી. એ શખસે પાદશાહ આગળ આવી તેને માટે એવી નીશાણુ આપી કે, "બાહુરો વચે એ નામીચો ગણાતો શખ્સ ગુશસ્પ નામના શખ્સનો બેટો બેહેરામ ચોબીન છે. એ એક ઘણોજ નામીચો સ્વાર દાખલ ગણાય છે. એ શખ્સ મારા વિચારમાંથી ખીસ્તો નથી. જો એ વીસરાયો હતે તો મારા હાથમાં પવન સિવાય બીજું કાંઈ રેહેતે નહી. તેને તું પાદશાહે બરદે અને અરદબીલની સરદારી આપી છે અને હાલે તે લશકરી અસબાબ સાથના એક જાગીરદારમાં તે ખપે છે."

આથી તે પાદશાહે તુરતજ તે તરફ એક ઉંટસ્વારને દોડાવ્યો અને તે બેહરામને કેહેવાડયું કે, "તારે તુરતજ અરદબીલથી અત્રે આવવા નિકળી પડવું અને માથું ખવડવાને પણુ માર્ગમાં થોભવું નહી તથા સાથે તમામ લશકર અને અસબાબ પણુ લેતા આવવું." આ કાસદે જઈને બેહેરામને એ ખબર પુગાડી અને તેને મેહેરાનને લગતી તમામ વાત પણુ કહી સમજાવી.

## બેહરામ ચોબીન હોરમજદ આગળ આવી લાગ્યો અને હોરમજદે તેને સપેહસાહલાર બનાવ્યો તે વિષે.

આથી તે જેહાનજીટ બેહરામ પોતાની સાથે પોતાના પેહેલવાનોના લશકરમાંથી કોઇને પણુ લિધા વગર બરદે શેહેરમાંથી બાહાર પડયો. જેવો બેહેરામ માર્ગ કાપતો નજદિક આવી લાગ્યો તેવોજ પાદશાહે તેને દરબારમાં હાજર કરવાનો હોકમ કીધો. તે જેહાનના અનુભવી શખ્સે પાદશાહનો ચેહેરો જોતાંજ તેના ઉપર નામદારો માફકની આફ્રીન કીધી. પાદશાહે પણુ તેને એક પળ ટીકીટીકીને જોયો અને જોતાંજ તેને તેને મારેના સારા વીચારો ઉપજયા. મેહેરાનસ્તાદે જે શખ્સની ઇધાની આપી હતી તેવીજ નિશાણો તેમાં તેને પણુ દેખાવાથી તે પાદશાહે પણુ તેને જોતાંજ હસીને પોતાના ચેહેરાને ખીલતો બનાવ્યો. ત્યારબાદ તેણે તેને ખબરઅંતર પુછી માનથી નવાજયો અને તેને એક નામદારને લાયકની જગ્યાએ બેસાડયો. બીજે દિવસે જયારે કાળી રાતે પોતાની કસ્તુરી રંગની ચાદર ઉચકી નાખી અને સુરજે પોતાનો ચેહેરો દેખાડયો ત્યારે સઘલા જાગીરદારો તથા મોટી પડવીના શખ્સોએ પાદશાહ આગળ આવવા

માંડયું. જેહાનના પાદશાહે ત્યાં બેહેરામને[1] પણ બોલાવી મંગાવી તેને પોતાના નામદારો વચે પોતાના તખત આગળ બેસાડયો. પછી તેણે તેને ઇરાન ઉપર ગુજરતી વાત કહી સમજાવી તથા તેને માટે મેહેરાનસ્તાદે પણ જે કહયું હતું તે તેને કહી સમજાવ્યું. ત્યારબાદ તેણે બેહરામને પુછ્યું કે, "હવે હું એ શાવેહશાહ સાથે દોસ્તી કરી નાખું કે તેની સામે લડવાને લશકર મોકલી આપું?" ત્યારે તે લડાયક શખ્સે તેને જવાબ દિધો કે, "એ સાવેહશાહ સાથે દોસ્તી કરવાની કાંઈજ અગત્ય નથી. તે જો લડાઇનીજ તૈયારી કરતો આવ્યો હોય તો તેવે વખતે દોસ્તીની માંગણી કરવી લાયક ગણાશે નહી. વળી જો એ તારી ઇચ્છાને આવી હલકી પડેલી જોશે તો એમ કર્યાથી એ તારો દુશમન વધારે હીંમતવાન બનશે. તેથી મોજમહજાને બદલે લડાઈજ ચાલુ કર્યાથી એ તારો દાવાદાર તારા હોકમ મુજબ ચાલતો રેહેશે.

ત્યારે હોરમજદે તેને પુછ્યું કે, "તું શું કરવા ધારે છે. હું લશકરને કુચ કરાઉં કે જરા થોભું?" બેહરામે જવાબ દિધો કે, "સગન જોવા થોભવા કરતાં ઇનસાફની રાહે અત્રેથી તેનું મોહુંજ ફેરવવું સારૂં થઈ પડશે. પેલા નેક વિચારના મોટા શખ્સે કહયું છે કે, 'ઇનસાફ આગળ ગેરઇનિશાફીઓનું ચાલતું નથી.' માટે તું તારા એ બુરી કરણીના દુશમન સાથે લડાઇજ કરવા માંડ. તેના આતશ ઉપર હું પાણીની નદી છોરીને તે ઓલવી નાખશ. પણ જો એથી કાંઇ ઉલટું બનશે તો આ જુના જમાનાએ એક નવોજ પાદશાહ ચુંટી લિધો એમ સમજી લેઈશું. જયારે આપણે હુનર દેખાડવા આપણી બાજુ અજમાવીશું ત્યારે જે આપણે કાંઈ આપણો હુનર હશે તે માલમ પડી આવશે. જેથી આપણુને પાક યજદાનનો પણ ઠપકો સમજવો પડશે નહી, તેમજ પેહેલવાનો આગળ આપણુને શરમીંદગી પણ પોહોંચશે નહી. જયારે દસ હજાર માણસોનું ઇરાની લશકર જીવતું ઉભું છે ત્યારે લડાઇથી અટકવું ફોકટનું ગણાશે. એમ કર્યાથી અને તારા દુશમનો સાથે લડયા વગર પીઠ મંડવાથી તારી એબ સોધનારા દુશમનો તારે માટે શું શું બોલશે? જયારે હું મારી કમાનને વસંતના વાદળ માફકની બનાવી તેમાથી દુશમનો ઉપર તીરોનો વરસાદ વરસાવશ ત્યારે તેઓના લખો માણસોની તલવારો અને ગુરજો બાજુએ રહી જશે. એમ કર્યામાં જો

[1] રોલીનસન એ બેહેરામને નોશીરવાનના લશકરનો એક સરદાર તરીકે જણાવે છે જેણે નોશીરવાન સાથની લડાઈઓમાં ઘણોજ બાહાદુરીભર્યો ભાગ ભજવ્યો હતો. ગીબન તેને રએ શેહેરના એક નામીચા અને પુરાણા ખાનદાનથી ઉતરી આવેલો જણાવે છે. એ બેહરામ એક રાક્ષસના જેવું બલ તથા કદ ધરાવતો હતો એમ જણાવ્યું છે.

આપણી ફતેહ નહી જણાય તોજ આપણી નેકબખ્તીને દિલમાંથી હાંકી કાઢવી પડશે. ત્યારબાદ આપણે દુશમનોના હુકમ મુજબ વર્તી જીવજાન વગરના બનીશું. પણ ફરતો જમાનો આપણને ફાયદો છે કે નુકશાન પુગાડે તે આગમચ આપણે કોશેષ તો કરી જોઇશું."

જ્યારે પાદશાહે બેહરામનું કેહેવું સમજયું ત્યારે તે ખુશાલીથી હસી પડયો અને તેથી તેનું તખત પણ દીપી રહયું. પણ ત્યાં હાજર રહેલા જેહાનના અનુભવી શખ્સો ગુસ્સે બની તે પાદશાહની દરગાહમાંથી ઘરે ગયા તેઓએ એ બેહરામને ખાનગી રીતે કહયું કે, "પાદશાહે તુંને એ બાબે પુછયું ત્યારે તારે એમ બાધુરી દેખાડવી હતી નહી. એ સાવેહશાહ સાથે એટલું બધું તો લશકર છે, કે તેનાથી કીડીઓ અને મચ્છરોના માર્ગો પણ બંધ થઇ ગયા છે. પણ પાદશાહ આગળ તેં જે વાત કીધી તેમ કરવાની લશકરના કયા પેહેલવાનમાં હીમત છે?" ત્યારે બેહરામે તે સરદારોને કહયું કે, "ઓ નામદારો અને બાધુરો! જયારે પણ એ નામદાર શાહ લડવાનું ફરમાન આપે ત્યારે તમો તે લશકરનો સપેહસાલાર મને બનાવવા કેહજો."

એમ સમજતાંજ તે વાકેફ થયલા લડાયકો તુરતજ પાદશાહી દરબાર તરફ ગયા અને તેઓએ બેહરામની જે વાત સમજી હતી તે દસ ઘણી વધારીને પાદશાહ આગળ કહી. એ સમજી તે ઇરાનીઓનો શાહ પણ ખુશ બન્યો અને દુશમનના લશકરની ચીંતાથી મોકળો થયો. પછી તેણે બેહરામને લશકરની સરદારી સોંપી અને તેના લડાયક માંથાને વાદલ સાથે લગાડયું. એ રીતે જ્યારે દરેકે બેહરામનું નામ સુચવ્યું ત્યારેજ પાદશાહે બેહરામને ત્યાં બોલાવી મંગાવ્યો. આથી પેહેલવાન બેહરામે લશકરી અસબાબથી સજ બનીને પાદશાહ આગળ આવી કહયું કે, "જો તું પાદશાહનો મને હોકમ હોય તો હું તારાં લશકરની ગણત્રી કાઢવાની અરજ કરૂં છું. કે જેથી એ લશકરમાં લડાયકો કોણ છે તેમજ નામદારી મેલવતાં હડનારા કોણ છે તે જોઇ કાઢું."

પાદશાહે તેને જવાબ દિધો કે, "લશકરનો સરદાર તુંજ છે. માટે જે કાંઇ સારૂં માઠું હોય તે તુંને માલમ પડી આવવુંજ જોઇએ." આથી તે સપેહેસાલાર પાદશાહની કવાયદગાહમાં ગયો અને પછી તે લશકરને પોતાની આગળથી પસાર થઇ જવાનો હોકમ આપ્યો. તેથી ઇરાનીઓનાં તમામ લશકરે તેની આગળથી પસાર થવા માંડયું જેમાં જેઓ સરદારો વચે તાજ જેવા ગણાતા હતા તેઓ પણ તેની આગળથી પસાર થઇ ગયા. એ સઘળાં આસબાબ અને બખતરવાલા તેમજ સ્વારોના લશકરમાંથી તેણે હવે બાર હજાર

શખ્સોના નામો લખી કાઢયાં. તેણે જેઓના નામો લખ્યાં તેઓ સઘળા ચાલીસ વરસની ઉમર સુધીના હતા. જેઓ વધતા કે ઓછા દીરમ મેલવવાનું હરામ ગણતા હતા.

એ રીતે લડાઈમાં નામદારી મેલવવા ચાહતો બેહરામ ચોબીન આ લશકરનો સપેહસાલાર બન્યો. તેણે યલાંનસીનેહ નામનો શખ્સ કે જેનો સીનો કીનાથીજ ભરપુર રેહેતો હતો તેને એ નામદારીભર્યા લશકરનો સરદાર બનાવ્યો કે જેથી તે લડાઇ વખતે હરોલમાં રહીને બરોબર લડે અને દુશમનો વચ્ચે પોતાના ઘોડાને ડપટાવી પોતાનું નામ જાહેર કરે; તેમજ બીજા જંગીઓને પણ લડવાનુંજ યાદ કરાવતો રેહે. બીજો એક આદરગુશસ્પ નામનો શખ્સ જે પોતાના ઘોડાને જરા પણ ડરયા વગર આતશ સામે પણ દોડાવી જતો હતો તેને લશકરને આસબાબ સંભાળવાનું તથા જમની તથા ડાબી પાંખોને બરોબર ગોઠવાયલી રાખવાનું કામ સોંફયું હતું. લશકરનો પાછલો ભાગ સીંહોને ઘોડા ઉપર બેઠાં બેઠાં પુછડાંથી ઉચકનાર જોરેમંદ ગુશસ્પને સોંફયો.

પછી પેહેલવાન બેહરામે લશકરને કહયું કે, "ઓ રોશણ રવાનના નામદારો ! જો તમો પરવરદેગારને તમારો દોસ્ત બનાવવા ઇચ્છતા હોવો અને તેનાથી તમારાં કાલાશ પકડેલાં બજારને પાછું રોશણ કરવા માંગતા હોવો તો તમો લોકોને થોડું દુખ પુગાડજો, થોડું બોલજો અને કદિપણ બુરાઇ કરવાને તમારી કંમર બાંધતા ના. આજ રાતે રણસીંગડાં ફુકાતાંજ તમો તુરતજ અત્રેથી કુચ કરજો અને તમો તમારા ઉંટો એવી રીતે હંકારજો કે જેથી અંધારી રાત પણ ગાજી રહે. લડાઈને વખતે તમો કાંઇ ઘોડા તેમજ માણસોના જોર અને તાજગીની દરકાર રાખતા ના."

એ બેહરામે લડાઇની કેવી તૈયારીઓ કરી રાખી છે તેની જયારે પાદશાહને ખબર થઇ ત્યારે તે તેની બોલવા ચાલવાની ટપ ઉપરથી ખુશ થઇ ગયો અને પોતાના ખજાનાના બારણા ખોલાવી લશકરનો પગાર અપાવ્યો. વળી તેના ખજાનચીને ખજાનાના બારણા ખોલી લડાઇને લગતાં હથીયારો પણ ત્યાં લાવી હાજર કીધાં. વળી પાદશાહી લશકરને લગતાં ચરતા મુકેલાં ઘોડાઓના ટોળાંઓને એકઠાં કરી શેહેરમાં હાંકી લાવવામાં આવ્યાં. વળી તે સપેહસાલારને પણ જે જોઇતું હોય તે માંગી લેવાનો પાદશાહે હોકમ આપ્યો. ત્યારબાદ પાદશાહે બેહરામને પુછયું કે, "શું તેં કદિ લડાઈ જોઇ છે.? સાવેહશાહ સાથે કેટલું લશકર હથીયાર તેમજ ખજાનો લાવવામાં આવ્યો છે તથા તેની સાથના તુરેકીઓ લડાઇ વખતે જમીનને કેમ ધુજાવે છે તેની તુંને ખબર છે ? તે

તેં તો હથીયાર અને બખતરવાલા સ્વારો વચેથી ફકટ બાર હજાર માણસોને તારી સાથે ચુંટી લીધા છે. તેથી આટલાં નાના લશકર સાથે લડાઇ વખતે તું કેમ જીટ મેલવી શકશે? વળી તેં તલવારબાજ જવાનો ચુંટી લેવાને બદલે ચાલીશ વર્ષની ઉમરના (અધોર) શખ્સોને કાંય ચુંટી લિધા છે?"

ત્યારે તે પેહેલવાને તેને જવાબ દિધો કે, "ઓ ભલી વાણીના ભાગ્યશાળી પાદશાહ! તેં પેલા આગલા નામદાર પાદશાહની વાત તો સમજી હશે. તેનું એવું કેહેવું હતું કે, 'જો આપણું નસીબ ફતેહમંદ હોય તો આપણી સાથના મદદગારો થોડા હોય તો તે પણ ચાલી શકે.' એના ટેકામાં વળી હું એક બીજી પણ વાત જાણું છું, જે તું પાદશાહ સમજવા માંગતો હોય તો હું કહી સમજાઉં; તે એકે પાદશાહ કાઉશ સાથે ભારી લશકર હોવા છતાં તેને હમાવરાનમાં કેદ કરવામાં આવ્યો હતો. પણ રૂસતમ પોતાની સાથે મરદાને મરદો અને પેહેલવાનોમાંથી ફકટ બાર હજાર માણસોનું લશકર ચુંટી લેઈ એ કાઉસ પાદશાહને કેદમાંથી છોડવી લાવ્યો હતો અને તે છતાં તેની સાથના નામદારોને જરાએ નુકસાન પુગ્યું હતું નહી. તેમજ વલી પેલા નામદારો અને બાહાદુરોનો સરદાર કેશવાદના ખાનદાનનો ગોદરેજ ફકટ બાર હજાર બખતર સાથના સ્વારોનું લશકર લેઇ સીયાવક્ષનો કીનો લેવા ગયો હતો. તેમજ વળી નસીબવંતો અસફંદીયાર બાર હજાર જંગી માણસોના લશકર સાથે અરજાસ્પ સામે યુકિત રચવા ગયો હતો અને તેના લશકર તેમજ પેલા કીલ્લાનો નાશ કીધો હતો. જો મારૂં લશકર એથી પણ વધારે હોય તો તે મરદાનગી તેમજ અક્કલના તરીકાથી ઉલટું ગણાય. જે સપેહસાલાર બેશુમાર લશકર સાથે જંગમાં ઉતરે તે ઉલટો હાર ખાય છે. વળી તેં ચાલીશ વર્ષના શખ્સો સામે વાંધો દેખાડયો તેઓ પણ જવાનો કરતાં વધુ મરદાનગી દેખાડી શકશે. એવા શખ્સો ઉમરમાં વધારે પોહોંચ ધરાવતા હોવાથી નીમક રોટીની શરમ પણ રાખે છે અને પોતાની નાલેશી થાય યા આબરૂ જાય તેને માટે ડર રાખે છે. જેથી તેઓ લડાઇમાંથી નાહાસ્તા નથી અને પોતાની ઓરત, બચાં અને કબીલાની આબરૂને ખાતર જીવની પણ દરકાર કરતા નથી. પણ જવાનો તો કાંઈ ચિજની લાલચ ખાતર ફરેબ ખાઇ જાય છે અને ઢીલ કરવાને વખતે તેઓ ધીરજ ધરી શકતા નથી. તેઓના બૈરી છોકરાં, ખેતરો કે દરાખનો પાક નહી હોવાથી તેવી કીંમતી ચિજોની કીંમતની દરકાર રાખતા નથી. વળી તેઓ અજમાયશ વગરના હોવાથી અક્કલ પણ ધરાવતા નથી તેમજ કામની પીછાણ પણ કરી શકતા નથી. વળી જો તેઓ લડાઈમાં જીટ પાંમે છે તો તેથી તેઓ ખુશાલીમાં આવી મોજમજાહ કરવા પડી જાય છે અને લડાઇમાં ઢીલ નાખે

છે. પણ જો સામાઓ તેમના શરીર ઉપર ફાવી જાય છે તો તેઓ નાહાસીને દુશમનોને પીઠ દેખાડે છે."

જ્યારે પાદશાહે તેની એ વાત સમજી ત્યારે તે વસંતના ગોલાબ માફક ખીલી રહયો. પછી તેણે તેને કહ્યું કે, "હવે જા અને લડાઇના હથીયારો સજીને મેહેલમાંથી મેદાન તરફ બાહાર પડ." આથી તે સપેહસાલાર પાદશાહ આગળથી મેહેલમાં ગયો અને ત્યાંથી પોતાનો કંમરબંધ, બખતર તથા રૂમી-કોલાહ મંગાવી તેણે પોતાના ઘોડાને પણ બખતરથી ઢાંકી નાખ્યો અને પોતાને ખભે કમંદનો વીંટો ઓલબ્યો. જેહાનનો પાદશાહ પણ પોતાના વજીરને સાથે લેઈ દડો, ચોગાનની લાકડી અને તીર સાથે બાહાર પડયો. તેટલામાં તે સપેહ-સાલાર પણ બખતર અને રૂમી કોલાહ પેહેરી તથા હાથમાં ગુરજ પકડી પાદ-શાહ આગળ આવી લાગ્યો. તેને જોતાંજ પાદશાહે તેની તારીફ કીધી અને તે સપેહસાલારે જમીનને બોસો લેઈ તેને સેજડો કીધો. પછી તેણે ત્યાં ગુરજ, ચોગાન તથા તીર અને કમાનથી પોતાના તરેહવાર હુનર દેખાડયા. વળી પાદશાહે તેને માટે અઝદાહાની આકૃતિવાલો એક લીલો ઝુન્ડો જે લડાઇ વખતે રૂસતમની સાથે હરોલમાં રેહેતો હતો તે મંગાવ્યો અને તુરતજ પાદશાહે એ ઝુન્ડો હાથમાં ધરી હસતાં હસતાં આગળ વધીને બેહેરામને આપ્યો અને આપતાં આપતાં તેની પુશકલ તારીફ કીધી. તેણે બેહરામને કહ્યું કે, "મારા વડીલ પાદશાહોએ જે શખ્સને અંજુમનના સરદારનો એલકાબ આપ્યો હતો અને તે જેહાનજીટ, ફતેહમંદ અને રોશન રવાનના શખ્સનું નામ પેહેલવાન રૂસતમ હતું તેનો એ ઝુન્ડો ગણાતો હતો અને એ તેના હાથમાં રેહેતો હતો. માટે તું પણ તેનીજ માફક ફતેહમંદ અને વફાદાર રેહેજે. હું તો તુને મરદાનગી, પેહે-લવાની અને નોકરી બજાવવામાં બીજા રૂસતમ તરીકેજ ગણું છું."

આથી તે પેહેલવાને પણ પાદશાહની તારીફ કીધી અને બોલ્યો કે, "તું પણ ફતેહમંદ અને રોશણ રવાનનો રેહેજે." પછી તે બેઠકમાંથી ઉઠી તેહેમતન રૂસતમનો ઝુન્ડો ધરી મેદાનમાં ગયો અને તે ખુશ થયલો લશકરનો પેહેલવાન તેમજ પેહેલવાનોનો શાહ ત્યાંથી છુટા પડયા.

## બેહરામ ચોબીન પોતાના બાર હજાર માણસના લશકર સાથે સાવેહશાહ સામે લડવા ગયો તે વિષે.

જ્યારે પાહાડોની ટોંચ પાછળથી બામદદની સફેદી દેખાવા માંડી અને પેલી પ્રકાશીત (સુરજની) સુનેરી ઢાળ બાહાર આવી ત્યારે તે સપેહસાલારે પાદશાહના મેહેલમાં આવી પોતાના લશકરની રૂબરૂમાં પાદશાહને નમશકાર

બજાવીને બોલ્યો કે, "હું અત્રેથી કાંઈ પણ બાહાર્યુ કાઢયા વગર જાઉછું અને તારા ખોરેહથી હું જમાનાના તાજ જેવો બનીશ. પણ તું પાદશાહ પાસે મારી એક અરજ એ છે કે, મારી સાથે તું કોઇ તારા તરફ ચુસ્ત રેહેતા શખ્સને પણ મોકલી આપ કે જેથી જે કોઇ એ લડાઇમાં લડે અને દુશમનોના ડોકાં જમીન ઉપર ફેંકે તેઓના નામો તે એક દફતરમાં નોંધતો રેહે, કે જેથી તેવા શખ્સની જે ઇચ્છા હોય તે જેહાનમાં બર આવે." હોરમજદે તેને કહ્યું કે, "એ કામ મારો જવાન, બોલકનો અને સારી યાદદાસ્તવાલો મુનશી મેહેરાન બજાવશે." પછી તેણે તુરતજ મેહેરાનને તેનો મેહેલ છોડી એ સપેહસાલાર સાથે લડાઇ ઉપર જવા ફરમાવ્યું.

ત્યારબાદ એ બેહરામ જેવા સપેહસાલારની સરદારી હેઠેલ તે લશકરે તીસફુનથી કુચ કીધી. તેનો દરેક સીપાઈ અકલમંદ, બાહાદુર અને હીમતવાન હતો તેમજ તે લશકરનો સપેહસાલાર પણ ચાલાક અને નરસિંહના જેવો બાહાદુર હતો. એ સપેહસાલાર ત્યાંથી કુચ કરી ગયા પછી તે જેહાનનો પાદશાહ પોતાના વિશ્વાશુ વજીર સાથે ત્યાંથી પાછો ફર્યો. હોરમજદે તે વજીરને કહયું કે, "લડાઇમાં એજ શખ્સ ફતેહમંદ અને ખુશનુદ નિવડી શકશે. પણ હવે પછી શું બનશે તે તો તું મને કેહે? તારો જે વિચાર હોય તે તું મને છુટથી કેહે." ત્યારે વજીરે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ તું જાવેદાન જીવતો રેહેજે. જાવેદાન જીંદગી ભોગવવાને તું પોતે લાયક છે. એ પેહેલવાનનો કદાવર દેખાવ તેમજ તેનું ચાલાકી સાથે બોલવું દેખાડી આપે છે કે, તે ખુશાલ અને ફતેહમંદ બન્યા વગર રેહેવાનો નથી અને જેહાન જે ફળ વગરની વેરાન બની હતી તે ફળદાર બનશે. પણ મને ફીકર છે કે, એ શખ્સ આખરે પરવરદેગાર તેમજ પોતાના પાદશાહ સામે માથું ઉચકશે. તેણે પોતાની વાતમાં પુશકલ બાહાદુરીનાં બાફાં ફુકયાં હતાં અને તું પાદશાહ સાથે વાત કરતી વખતે તેણે પોતાને એક સિંહજ ચીતાર્યો હતો."

ત્યારે પાદશાહ બોલ્યો કે, "ઓ બુરા વિચારના! તું પાવઝેહેરમાં એમ ઝેહેર ના ભેલ. એ જો સાવેહશાહ ઉપર ફતેહ મેલવે તો હું તેને મારૂં તાજ તખત પણ આપી દેઉં તો તે વાજબી ગણાશે. જેમ હું કહુ છું તેમજ થાય પણ તેથી ઉલટું કદિ નહી બને (એવું મારૂં ઇચ્છવું છે). તે એક તારીફને લાયકજ પાદશાહ નિવડશે." જ્યારે તે વજીરે પાદશાહના આવા સખુનો સમજ્યા ત્યારે તેનો ચેહેરો ઉતરી ગયો અને પોતાના બંધે હોટો દાંત વચ્ચે કરડયા. તોપણ એ બનેલો બનાવ પાદશાહે પોતાના દિલમાં યાદ રાખ્યો. એ બનાવ બન્યાને કેટલોક વખત પણ વહી ગયો. આ લડાઇની ખરી વિગતો પુગાડતા રેહેવા

માટે તેણે પોતાની દરબારમાંથી એક વિશ્વાશુ માણસને જોઇ કાઢયો અને તેને ફરમાવ્યું કે, "તું તે પેહેલવાનની પુઠે જડપથી જા અને ત્યાં જે કાંઈ ભરમભર્યું જોય તેનાથી તું મને વાકેફ કરતો રેહેજે." આથી એ વિશ્વાશુ શખ્સ તેની પુઠે જડપથી ત્યાં જઈ લાગ્યો. પણ તેના એ ભરમથી કોઇપણ વાકેફ હતું નહી. એ મોકલેલા શખ્સે માર્ગમાં બેહરામનીજ સાથે રહી અને તેનીજ સાથે કામ કરી આખરે તેને માટેની સઘલી ખબરો પાદશાહને પોહોંચાડવા માંડી.

હવે તીશપુનથી કુચ કરતાંજ બેહરામ લશકરની હરોલમાં રહી આગળ વધવા લાગ્યો. માર્ગમાં તેને ડોકાં[1] વેચનારો એક શખ્સ માલમ પડયો જે તે લશકરના પેહેલવાનથી થોડી વેગલાઇએ ચાલતો હતો. તેને માથે એક લાકડાંનો ઠાલો હતો જેમાં કેટલાંક ડોકાંઓ ગોઠવી મુકવામાં આવ્યાં હતાં. આથી એ સપેહસાલારે પોતાના સુંદર ઘોડાને ઉશકેરી દોડાવ્યો અને પોતાના ભાલાની નોંકથી તેમાનું એક ડોકું ઉચકી લિધું. પછી તે નેજાને સીધો પકડી તેણે નેમ લેઇ એ ડોકું દુર ઉડારી નાખ્યું. આવાં ડોકાં તેને રસ્તામાં સામાં મલ્યાંથી તેમાં તેને સગન માલમ પડયા અને તેથી તે બોલ્યો કે, "તે સાવેહશાહના ડોકાંને હું પણ એમજ કાપી કાઢીશ અને તે લેઈ જઇ તેનાજ લશકર સામે ઉડારશ અને ત્યાર પછી તેના લશકરનો પણ કચડઘાન કાઢશ." જયારે પાદશાહના વિશ્વાશુએ એ પ્રમાણે બનેલું જોયું ત્યારે તે ઉપર ફાલ નાખતાં તેને જે માલમ પડયું તે તેણે પાદશાહ ઉપર આ મુજબ લખી વાલ્યું કે, "એ ફનેહમંદ નસીબનો શખ્સ પોતાની આવી આપ મેહેનતથી આખરે તખતે પણ બેસે એમ લાગે છે. ત્યાર પછી એ પોતાના મનનેજ ગમતું કરતો રેહેશે અને તુ પાદશાહ સામે માથું ઉચકી તારી ઉપર સખતાઇ પણ વાપરે એમ પણ લાગે છે."

એ વિશ્વાશુએ પાદશાહને આ મુજબ કેહેવાડયાથી તે જેહાનનો પાદશાહ ગમ અને દુખમાં ગરકાવ બન્યો. એ ખબર તેને મોત કરતાં પણ ખરાબ લાગ્યાથી તેનો તાજો ચેહેરો કરમાઇને કાલો બન્યો. તેણે એક જવાન એલચીને એ માટે પોતાની આગળ બોલાવ્યો અને તેને જડપથી તે પેહેલવાન તરફ દોડાવીને તેને કેહેવાડયું કે, "તું જઇને તે પેહેલવાનને કેહે કે, 'આજે રાતે તું જ્યાં પણ હોય ત્યાંથી જરાએ આગળ વધતો ના, પણ સહવાર પડતાં મારી આગળ આવવાને ત્યાંથી પાછો ફરજે. કારણ કે મારે મારી દરબારને પારકાઓથી ખાલી કરીને તારી સાથે કાંઇક ખાનગી શિખામણોની વાત કરવી છે. જે ફાયદાભરેલી વાતો મને પાછલથી યાદ આવી છે.'"

---

૧ અત્રે જે ડોકાં જણાવ્યાં છે તે બચાંઓ માટેની કાંઈ રમત હોવી જોઈએ.

આથી તે કાસદે એ પેહેલવાન આગળ આવી પાદશાહનું જે કેહેણ હતું તે કહ્યું. પણ બેહેરામે તેનો એવો જવાબ કેહેવાડયો કે, "ઓ અકકલમંદ શાહ! તારે આગળ વધેલાં લશકરને એમ પાછું બોલાવી લેવું ઘટતું નથી. મુરત જોતાં મને માર્ગમાંથી પાછું ફરવું દરૂસ્ત લાગતું નથી. નહી તોકે તેથી દુશમનોનેજ સામું ફાવીતું થશે. પણ ફતેહ મલતાં હું તારી આગળ પાછો ફરશ કે જે વખતે તારૂં તાજ તેમજ તારો મુલક ખુશાલીથી ગાજી રહેલો હશે." એ રીતે તે લશકરગાહમાંથી એ કાસદે જે સમજ્યું તે પાછુ ફરતાં પાદશાહને કહ્યું. તેના એવાં કેહેણથી પાદશાહ પાછો ખુશ થઇ ગયો જેથી તે કાસદે વેઠેલી મેહેનત પણ ફોકટ ગઈ. સહવાર પડતાંજ તે સપેહસાલારે ખોદાનું નામ મોઢાં-ઉપર લેઇ લશકરને આગળ હંકાર્યું. એ રીતે તે ખુજીઓના મુલકમાં લશકરને કાંઇ પણ ચલવલ પોહોંચાડયા વગર આવી લાગ્યો.

તેટલામાં એક ઓરત ઘાસથી ભરેલો કોઠલો પીઠે ઉઠાવી તેના લશકર વચે આવી લાગી. પણ એક સ્વારે ત્યાં આવી તેનો કોઠલો ખરીદી લિધો અને તેની કીમત આપ્યા વગર તે ત્યાંથી નાહાસી ગયો. આથી તે ઓરત રડતી બેહેરામ આગળ આવી અને તેને માટેની ફર્યાદ કીધી કે, "મારી પાસે થોડું ઘાસ હોવાથી હું તે કોઠલામાં ભરી તારા લશકરમાં તેની કીંમત પામવાને વેચવા નિકળી. પણ તે તારા કોઇ સ્વારે મારી પાસેથી છીનવી લિધું છે. એ સ્વારે પોતાને માથે એક લોઢાની ટોપી પેહેરેલી હતી." આથી તુરતજ તેવા શખ્સની સોધ કરવામાં આવી અને તેને પકડી તે સપેહસાલાર આગળ હાજર કરવામાં આવ્યો. પેહેલવાન બેહેરામે તે લેનારને કહયું કે, "એ તારા ગુનાહને શું તું નાનો ગણે છે? એ માટે તો હું તારા હાથ પગો અને ડોકું કાપી નાખવાનો હોકમ ફરમાઉછું." આથી એ શખ્સને છાવણી તરફ ઘસડી લેઇ જવામાં આવ્યો અને ત્યાં તેની કંમરના તલવારથી બે ટુકડા કરવામાં આવ્યા. એ રીતે તેણે જુલમગારોના દિલમાં ધાક બેસાડી દિધો. પછી તેની છાવણીમાં સઘલે બાંગીઓએ ફરી પોકારો કીધા કે, "ઓ પાક વિચારના નામદારો! જે કોઇ ઘાસનુ એક તનખલું પણ કોઇનું લેશે અને જો તેની ફર્યાદ થશે તો તે શખ્સની કંમરના બે ટુકડા કરવામાં આવશે. માટે તમુને જોઇતી ચિજો પૈસાથીજ ખરીડજો."

એ રીતે ચોબીનનું લશકર માર્ગ કાપતું આબાદી સાથે દામગાનમાં આવી લાગ્યું. હોરમજદ તો સાવેહના લશકર, હાથીઓ અને ખજાના માટે દુખી બનેલો હોવાથી દિલમાં તે માટે ઘણોજ વિચાર રેહેતો હતો અને એ વાતથી તેનું દિલ પણ દલગીર બન્યું હતું. તેનું રવાન ગમગીન અને દિલ ફીકર ચિંતાભર્યું

રેહેવાથી ધાસ્તીથી તેનું દિલ કપાઇને બે ટુકડા થવા લાગ્યું. તેથી એ પાદશાહ એક રાતે ચંદ્રમા ઉગવાને વખતે ખરરાદ બુર્જીનને કેહેવા લાગ્યો કે, "અત્રેથી તું આપણા દુશમન આગળ જઇને કાંઇક કોપેશથી તેનો હુમલો અટકાવ અને તેનું લશકર કેટલું અને કેહેવું છે તથા તેનો સપેહસાલાર કોણ અને પેહેલવાનો કેટલા છે તે સઘળું જોઇ કાઢ. એ જબરા પાદશાહ ઉપર તું મારી તરફથી નશીયતો સાથનું એક નામુ લખાવી તૈયાર કરાવ તથા એ નામા સાથે ગણત્રી નહી થઈ શકે એટલો હદીઓ પણ તૈયાર કરાવ."

પછી તેણે તે એલચીને ફરમાવ્યું કે "તું હેરાતને માર્ગે નિકળી જા. પણ તારે એમજ ધારવું કે બેહેરામ પોતે તો લડાઇજ કરશે અને તેનું લશકર કાંઇ જુદુ છે એમ ધારવું નહી. તું એ માર્ગે બેહરામ આગળ પણ જજે અને તેને પણ મારી સમજેલી એ વાત કહી સમજાવજે. તેને તું સમજાવજે કે, 'હું સાવેહ ઉપર એવી ખુશ ખબર મોકલીને સામો તેની સામે એક નવો તાગડો રચવા ધારૂં છું.' પણ સંભાળજે. જો તે તારૂં નામ અને અવાજ ઓલખી કાઢે તોપણ તું તેને તારો ભરમ કહી દેતો ના. હું તો તેને એમ સરાધાટથી અને મીઠાસથી ચઢાવી તેને સુલીએ લટકાવી દેવા માંગુછું." આથી તે ખરરાદ બુર્જીને મુસાફરીએ નિકળવાની તૈયારી કીધી અને પાદશાહના ફરમાન મુજબ ત્યાં આવી લાગ્યો. તેણે બેહરામને મલતાંજ તેની આગળ જે ભરમ હતો તે કહી સમજાવ્યો. પછી ત્યાંથી તે સાવેહશાહ અને તેના હાથીઓ, ખજાનો અને લશકર હતું ત્યાં ગયો. તેને જોતાંજ ખરરાદ બુર્જીને તેની તારીફ ગાઇ તેને નમન કીધું અને પછી તેને પાદશાહનો ભરમ કહી સમજાવ્યો તથા એ પેગામ પુગાડતાં તેમાં તરેહવાર સરાગાતો પણ કીધી કે જેથી તે પોતાના લશકરને ત્યાંથી હેરાત તરફ કુચ કરાવે. આથી તે નામદારે એ મુજબ હેરાતના જંગળમાં આવી ત્યાંના નદી કીનારે પોતાની છાવણી ઠોકી. પણ જ્યારે તેના ચોકીબાનો માર્ગ તપાસવા નિકળ્યા ત્યારે તેઓએ તો બેહેરામને માર્ગમાં લશકર સાથે તૈયાર રહેલો જોયો. આથી તેઓએ તેનું બાધુર લશકર જોતાંજ તુરતજ એ ખબર સાવેહશાહને પુગાડી અને પોતાના નામદાર સરદારને કહયું કે, "હેરાતના જંગલ તરફથી તો સામુ ઈરાનીઓનું લશકર આવી ઉભેલું છે." તેની એવી વાત સમજતાંજ તે યુકિતબાજ સાવેહશાહ વિચારમાં પડયો. તેથી તેણે તે એલચીને તેના તંબુમાંથી બોલાવી લાવવાનો હોકમ કીધો અને તેના ઉપર ગુસ્સે થઇને એ બાબે તેને કેટલાક સ્વાલો કીધા. તે બોલ્યો કે, "ઓ ફરેબબાજ હારેમન! મને લાગે છે કે ચઢતી પછી પડતી કેવી હોય તે તેં જોયથી લાગતી નથી. તું તારા કમીના પાદશાહ આગળથી તાગડો રમી મને ફસાવવા

માટે અત્રે આવેલો લાગે છે અને પારસી લશકરને લડવા માટે એમ સામુ મોકલીને તેને હેરાતના જંગલમાં છાવણી કરાવી છે.” ત્યારે ખર્રાદ બુર્જીને તે શાહને જવાબ દિધો કે, “તારા લશકર આગળ તો એ લશકર બીસાડ વગરનું છે. જો એ લશકર અત્રે આવેલું પણ હોય તોએ તેને માટે તું બુરો શક ના લાવ. કારણકે એ કોઇ તાલુકદારનું લશકર લાગે છે અને તે અત્રેથી પસાર થયું હશે. પણ હમારો બીજો એવો કોઈ પણ નામદાર નથી જે પોતાનો મુલક છોડી તારી સામે એમ લડવા આવે. મને તો લાગે છે કે, એ વેપારીઓનો કાફલો હશે અને અત્રેથી યમન તરફ જવાનો હશે. પણ તારી સામે રૂબરૂ આવવાની તો કોઈ પાહાડની કે તોફાની દરીઆની કે કોઇની પણ હીમત ચાલવાની નથી.”

તેની એવી વાત સમજી સાવેહશાહ પાછો ખુશ થયો અને બોલ્યો કે, “હા, કદાચને એમ હોઇ શકે. હું પણ અત્રેથી કોઇને તે છાવણી તરફ તપાસ કરવા મોકલું છું કે જેથી તેઓ દોસ્ત છે કે દુશમન તે જણાઈ આવે.” હવે પેલી તરફ ખર્રાદ બુર્જીને પોતાના તંબુમાં આવી લાગતાંજ અંધીરાત થવાની રાહા જોઇ અને પછી ત્યાંથી નાહાસ્વા માટેની સઘળી તૈયારીઓ કીધી કે જેથી એ સાવેહશાહ તેના ઉપર રસ્તાખેજ વરસાવે નહી. પેલી તરફથી એ પાદશાહે પણ અંધારી રાત થતાંજ પોતાના અક્કલમંદ જવાન બેટા ફગફુરને લશકર આપી ત્યાંથી તે પેહેલવાનની દરગાહમાં જવાનો હોકમ કીધો. એ શાહજાદાએ ઈરાની લશકર તરફ આવી લાગતાંજ એક સ્વારને ત્યાં દોડાવ્યો અને પુછાવ્યું કે, “એ લડાયક લોકો કોણ છે અને તેઓ કોણની તરફથી હુમલો લાવેલા છે?” આથી તે સ્વાર તુરકીઓ વચ્ચેથી વંટોલ્યાની જડપે બાહાર પડયો અને ત્યાં આવીને પોકાર કીધો કે, “ઓ નામદારોના પેહેલવાન! તું અત્રે કોણના સપેહસાલાર અને સરદાર તરીકે આવ્યો છે? અને તું આ લડાઇમાં કોણની તરફથી નામદારી મેલવવા ચાહે છે? સાવેહશાહની આંખ અને દિલના જેવો વાહાલો બેટા ફગફુર એ માટે સાથે લશકર વગર તારી સાથે મુલાકાત કરવા માંગે છે.”

બેહરામના લશકરના એક લડાયકે એ ખબર સમજતાંજ બેહેરામ આગળ આવી એ ખબર પુગાડી. આથી એ સપેહસાલાર પોતાને માથે પ્રકાસ્તો ઝુન્ડો ઉડતો રખાવી પોતાની છાવણીમાંથી બાહાર પડયો. ચીનના ફગફુરે તેને જોતાંજ તેની આગળ પોતાનો ઘોડો દોડાવ્યો અને તેને પુછ્યું કે, “તું કોણ તરફથી અત્રે હુમલો લાવ્યો છે અને તું શા માટે હમારી સામે લડવા ઉભો છે? તું પારસથી કંટાલીને અને ત્યાં ખુનામરકી વરસાવીને આ તરફ

નાહાસી આવેલો મને લાગે છે." બેહરામે તેને જવાબ દિધો કે, "કદિ પણ એવું બનતું ના કે હું મારા શાહાનીજ સામે કીનો ધરાઉ. હું તો અત્રે આ લશકર સાથે લડવા આવ્યો છું અને તે માટે પાદશાહનાજ હોકમથી મેં બગદાદ છોડયું હતું. તેની દરબારમાં સાવેહશાહનું લશકર આવી ચઢવાની ખબર મલ્યાથી તેણે મને હોકમ આપ્યો છે કે, 'તું જઇને તેઓનો માર્ગ ગુરજ, તલવારો, ભાલાઓ અને તીરોથી ઘેર.'"

એમ સમજતાંજ તુરતજ ફગફુર ત્યાંથી પાછો ફર્યો અને પોતાના બાપ આગળ આવી તેને એ વાત કહી સમજાવી. સાવેહ એ ખબર સમજીને શકમંદ બન્યો અને તુરતજ તે એલચીને ત્યાં હાજર કરવાનો હોકમ કીધો. પણ કોઇએ રડતાં રડતાં તેને એવી ખબર આપી કે, "એ ખરરાદ બુર્જીનતો નાહાસી ગયો છે. પછી સાવેહશાહે પોતાના બેટાને કહયું કે, "એ બુરો શખ્સ અત્રેથી કેમ નાહસ્વા પાંમ્યો હશે. અંધારી રાત છતાં આપણું બેશુમાર લશકર તો હતું, તે છતાં આપણા ચોકીબાનો એવી ગફલત કેમ કરવા પાંમ્યા?"

## સાવેહશાહે બેહરામ ચોબીન ઉપર પેગામ મોકલ્યો અને તેણે તેનો જવાબ કેહેવાડયો તે વિષે.

પછી તેણે એક બુઢા શખ્સ પાસે બેહરામ ઉપર એક પેગામ મોકલતાં તે કાસદને કહ્યું કે, "તું પેલા પારસીને જઇને કેહે કે, 'તું અત્રે તારી આબરૂ વગર ફોકટની ગુમાવવા નાં માગ. હાલે તું એમજ ધારી લે કે, તે પાદશાહે તુંને અત્રે તારૂં મોત સોધી લેવા માટેજ મોકલ્યો છે. તેણે તુંને એક એવા શખ્સ સામે લડવા મોકલ્યો છે કે જેના આ જેહાનમાં જાજા હરીફો પણ નથી. તારા પાદશાહે તુંને ફરમાવ્યું કે, 'તું જઇને તેઓનો માર્ગ ઘેર,' અને તેનું આવું નાખુશ ફરમાન બજાવવા તું અત્રે આવ્યો છે. પણ મારી સામે જો એક પાહાડ પણ આવે તો હું તેને મારા હાથીઓ અને લશકર વડે ભોંય સાથ કરી નાખું."

જ્યારે બેહરામે તેનું એવું કેહેણુ સમજ્યું ત્યારે તે તેની ધરપત માટે હસી પડયો. પછી તેણે તેને એવો જવાબ આપ્યો કે, "જો મારો પાદશાહ મારૂ છુપાછુપ કાટળું પણ કાઢવા માંગતો હશે તો હું તેની મરજીને માન આપી ધુલમાં પણ ડટાવશ." આથી તે એલચીએ એ લડાયકનું કેહેણુ જઇને સાવેહશાહને કહી સમજાવ્યું. પણ સાવેહે તેને કહ્યું કે, "તું પાછો જા અને તેને કેહે કે, 'તું મારી સાથે એવી વાતો શા માટે કરે છે અને શું કામ મારી

સાથે લડાઇજ કરવા માગે છે? તારે મારી પાસે જે કાંઇ માગવું હોય તે માંગી લે.'" આથી તે કાસદે આવી બેહેરામને એ પેગામ પુગાડીને કહ્યું કે, "એ માટે તારી જે ઇચ્છા હોય તે ખુલી કરીને કેહે. કારણકે હમારો એ શાહ ભાગ્યવંતો છે તે છતાં તે તારોજ હોકમ માગે છે."

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "તું તેને કેહેજે કે, જો તું લડીને ઈનસાફજ મેલવવા ચાહતો હોય તો એમ બાહાણા કાઢયા ના કર. પણ જો તારી ઈચ્છા બાતેનમાં તે જેહાનના પાદશાહ સાથે સુલેહજ કરવાની હોય તો હું તેના તરફથી આ જમીન ઉપર તારી મેહેમાનદારી કરશ અને તારે માટે જોઇતી ચિજો હાજર કરશ. વળી હું તારાં લશકર ઉપર પણ સુના રૂપાની નવાજેશ કરશ તથા લાયકોને કોલાહ અને કંમરબંધનો સરપાવ પણ આપશ. વળી હું મારા પાદશાહ આગળ એક સ્વારને મોકલી તેને પણ એ ખબર પુગાડશ કે જેથી તે તુને મલવા અરધો માર્ગ સુધી સામે આવે તથા તારા બરોબરીયા તરીકે તુંને ઘટતું માન આપે અને તે પાદશાહ તુંને પોતાની દોસ્તીથી નવાજે. પણ જો તું અત્રે લડવાજ આવ્યો હોય તો તારે એમજ જાણવું કે, તું દરીઆમાંના મગરનાજ દાચાંમાં સપડાયો છે. તું આ હેરાતનું મેદાન એવી હાલતમાં છોડી જશે કે તારે માટે તારો દરેક સરદાર રૂડન કરશે. વળી અત્રેથી તારી પીઠ ફરતાંજ તારી સામે ચરો ઉભેલી દેખાશે તેમજ તારી પીઠેથી તીરોનો વસ્સાદ વરસી રેહેશે. મનેતો લાગે છે કે તારી બદબખ્તી તુંને અત્રે ઘેરીને લાવી છે અને તેજ તારે માથે બુરાઇ પણ વરસાવવા માગે છે."

આથી તે એલચી ત્યાંથી પાછો ફર્યો અને તે પાદશાહ આગળ પવન વેગે જઇને તેને તે નામદારનો પેગામ પુગાડયો. સાવેહશાહ તેનો એ પેગામ સમજતાંજ તે પથરના દિલના લડાયક શખ્સ ઉપર ગુસ્સે બન્યો. તેનું દિલ તેના એવા થંડા જવાબથી દુખી બન્યું અને તેનો ચેહેરો પણ તેના વિચારથી ઉતરી ગયો. આથી તેણે તે એલચીને કહયું કે, "તું ફરી એકવાર તેની આગળ જા અને આ મારો પેગામ તે દેવજાદાને પુગાડ. તું તેને કેહેજે કે, એ લડાઇથી કાંઈ તુંને નામદારી મળવાની નથી, તેમજ તારા માર્યા ગયાથી મારી ઇચ્છા પણ પાર પડવાની નથી. તારા શાહના જેવાતો મારી દરબારમાં મારા નોકરો છે અને તારા જેવા કમીના નોકરો તો મારે ત્યાં ઘણાજ છે. તે છતાં પણ જો તું મારી મારી ચાહી લેશે તો હું તારા માંથાંને મારી દરબાર વચ્ચે ઉંચાઇએ ચઢાવશ, મારી પાસેથી તું પુશકલ ખજાનો મેલવશે તેમજ તારૂં તમામ લશકર પણ તર બનશે. પણ એક જેહાનજીટ જોરેમંદ શખ્સ એવી વગર ફાયદેની અને દીવાના માફકની બકબક કરે નહી."

આથી બાધુર શાહનો એલચી પાછો બેહરામ આગળ આવ્યો અને તેને સાવેહનો ઠઠરાવનારો એ પેગામ કહી સમજાવ્યો. એ પેગામ સમજતાંજ બેહેરામે તે શખ્સને કહયું કે, "એક સરદારનો જવાબ ખાનગી હોવો જોઇતો નથી. તું તેને કેહેજે કે હું ગમે એવો નોકર છું તોપણ આવું કમીનાપણું વાપડવાની મને શરમ પુગે છે. તો પણ જે સરમીંદગી તારીથી ઉપજી છે તેને માટે તો મારો શાહ આ લશકરથી તારી સાથે જેમ બને તેમ જલદી લડાઇ કરવા માંગે છે. મેં મારા શેહેનશાહનું નીમક ખાધેલું હોવાથી હું આ લશકર સાથે તારી સામે લડવા આવ્યો છું અને તું સાવેહશાહના તમામ કબીલાનો નાશ કરવા માંગુ છું. હું તુંને મારા શાહ આગળ લેઈ જઇ ત્યાં તારૂં ડોકું કાપી નાખશ. તારાં ડોકાંને નેજા ઉપર ઉડાવીને ત્યાં લેઇ જવું મને ઘટતું નથી. વળી તુરાન અને ચીનની ખાક (યાને તાબેદારી) હું પોતે ઇરાન લેઇ જવશ અને આ તારી જમીન ઉપરના કોઇ પણ નામદારને હું જીવતો રાખીશ નહી. મારા પાદશાહનું નીમક ખાઇ તારી સામે લડવા નિકળેલા મારા જેવા શખ્સને તારે માફી માંગવા કેહેવું એ તુંને શરમ લગાડનારૂ છે. તું મને મારી પુઠે જાંબુરા રંગના ઝુન્ડા સાથે લડાઇના મેદાન સિવાય બીજે કેઠે પણ જોશે નહી. એ અઝદાહની આકૃતિવાલો ઝુન્ડો જોવો એ તારૂં મોત આવ્યા બરોબર તારે ગણી લેવું અને મારા ભાલાની અણીને લોઢાંની ટોપીવાલાં તારાં ડોકાંને માટેજ જાણવી." જ્યારે તે પાદશાહી એલચીએ તેનું આવું સખ્ત કેહેણ સમજયું ત્યારે તે ત્યાંથી દુમ દબાવીને નાહાસી ગયો.

## સાવેહશાહ અને બેહરામ ચોબીને એકમેક સાથે લડવા માટે લશકરની સફ ખેંચી તે વિષે.

એ કાસદે ત્યાં જે કાંઇ જોયું તથા સમજયું તે સાવેહને આવીને કહી સમજાવ્યું, જેથી તે તુરકી શાહનું મગજ કીનાથી ઉશકેરાઇ ગયું. આથી તેણે લડાઇનો અસબાબ સાથે જોરેમંદ હાથીઓને લડાઇના મેદાનમાં ઉતારવાનો હોકમ કીધો. ઘોડાઓની ખડીઓથી સઘલે ધુલારૂ ઉડી રહયું અને અંધકાર ફેલાયો તથા સઘળે રણસીંગડાંના અવાજો સમજાવા લાગ્યા. જ્યારે એ લશકરના આવ્યાની ખબર બેહેરામને પુગી અને તે તમામ મેદાન ઝુન્ડાઓથી રાતું, પીલું અને કાલું બનેલુ જણાયું ત્યારે તેણે પણ પોતાના લશકરને ઘોડા ઉપર સ્વાર થવા તથા ભાલાથી સજ થઈ હાથમાં ગુરજ પકડવાનો હોકમ કીધો. તેના લશકરની પુઠે હેરાતનો કીલ્લો આવેલો હતો જ્યારે તેઓની સામે દુશમનોનું તલવારબાજ લશકર હતું. તેણે પોતાના લશકરની જમીન તથા ડાવી બાજુએ

સમારી અને તમામ લશકરને લડવા માટે એક દિલ અને એક શરીર જેવું બનાવ્યું. તું કેહેશે કે, જાણે તમામ જેહાને હથીયાર સજયાં છે અને ભાલાઓની અણીથી સઘલે તારાઓ ચમકી રહ્યા હોય તેમ લાગે છે. સાવેહશાહે બેહરામ તરફના લશકરગાહ તરફ નજર કીધી અને તેની લશકર ગોઠવવાની એ રીત ઉપર નેગાહ કીધી. તેણે બેહરામની પુઠે હેરાતનો કીલ્લો અ.વેલો જોયો પણ તેણે પોતાની જગ્યા પણ ઘણી તંગ અને નાખુશ થઈ પડેલી જોઈ લિધી.

પછી તેણે પોતાના સ્વારો, જેહાનના અનુભવીઓ અને પોતાનો ગમ દુર કરનારા દોસ્તોને કહયું કે, "પેલી પારસી દરબારના એક ફરેબ બાજ શખ્સે મને અત્રે આવવાને એવી રીતે લલચાવ્યો કે, પેલાં સામા લશકરની પુઠે કીલ્લો રેહે અને મારાં લશકર સામે કાંટા કચરા સાથની ચરો ઉભી રેહે." તોપણ પછી તેણે અંતંગ જગ્યામાં પણ પોતાના લશકરની સફ ખેંચી, જેથી હવા અધંકારવાલી બની જમીન ઢંકાઇ ગઇ. તેનું જમની પાંખનું લશકર ચાલીશ હજાર માણસોનું નેજા અને જંબ્યા સાથનું સ્વાર લશકર હતું. તેમજ ડાવા હાથ ઉપર પણ તીરઅંદાજ અને લડાયક ચાલીશ હજાર માણસોનું લશકર હતું. વળી લશકરના મધ્યભાગમાં નેજાવાલા તલવારબાજ ચાલીશ હજાર નામદારોનું લશકર હતું. પીઠનું લશકર પણ ચાલીશ હજાર બાધુરોનુંજ બનેલું હતું. એ લશકરમાંનું ઘણું વગર ફોકટનું તેમજ તંગીમાં સામો વધારો કરનારૂં હતું લશકરની હરોલમાં હાથીઓની દીવાલ ઉભી કીધી હતી જેઓ હરોલમાં રહી દુશમનોનો માર્ગ ઘેરી રાખતા હતા. પોતાના લશકરને એમ તંગ હાલતમાં જોઇ સાવેહશાહનું દિલ દલગીર બન્યું. તું કેહેશે કે, જાણે તે સાવેહશાહનું તખ્ત ખાલી પડવાની આગમચેટીજ કરતું હતું.

## બેહરામ ચોબીન ઉપર સાવેહશાહે બીજો પેગામ મોકલ્યો અને તેનો જવાબ મેલવ્યો તે વિષે.

વળી તે ફરેબબાજ શખ્સે હેરાતના મેદાનમાંથી બેહરામ ઉપર ત્રીજી વખતનો એક પેગામ મોકલ્યો. તેણે બેહેરામ આગળ એક એલચીને મોકલી કેહેવાડયું કે, "નસીબ આસમાન ઉપરથી તારી દોસ્તી સાંધવા માંગતું નહી હોવાથીજ હું આટલી બધી શિખામણોની વાતો કેહેવડાઉછું તે તું સમજતો નથી. માટે જરા તું તારાં દિલની આંખ ઉગાડ અને કાંઇ અક્કલ લાવ. એમ કરતાં તું બે માણસોને મેલવવા પાંમશે કે જેઓના જેવા મોટી પડવીના શખ્સો જેહાનમાં કોઇ નથી. તેઓ આસમાન ઉપરના સુરજ જેવા રોશણ છે અને

તમામ જીંદગી સુધી હથીયાર સજી મરદાનગી દેખાડતા રહયા છે. તેમાનો એક હું જેહાનનો ઇનસાફી પાદશાહ છું અને બીજી મારી મુબારક તોખમની મુરપરમુદે નામની બેટી છે. કોઈ નેકબખ્ત માણસ જો મારા લશકરની ગણત્રી કરવા પાંમે તો મારૂં લશકર ઝાડ ઉપરના પાદડાં કરતાં પણ વધારે માલમ પડે. જો હું મારા લશકર તેમજ હાથીની ગણત્રી કંરાઉ તો તેટલો બાહારની મોસમનો વરસાદ પણ પડતો માલમ પડે નહી. વળી મારી પાસે હથીયારો અને નાના મોટા તંબુઓ તો એટલા બધા છે કે તેનો વિચાર પણ આવી શકે નહી. જંગલ અને પાહાડો ઉપર પંઠરાઇ રહેલાં મારાં લશકર તેમજ મારા ઘોડાઓની ગણત્રી કરવામાં આવે તો તેથી તું ગાભરો પણ પડી જાય. બીજા તમામ પાદશાહો મારા ખંડીઆ છે અને તેઓ મારા ખંડીઆ કેહેવાડવામાં શીયાનપત ધરાવે છે. જો દરીયાના પાણી હીલચાલ કરી શકતાં હતે અથવા તો પાહાડો દોડવાના પગો ધરાવી શકતા હતે તો જે મારો ખજાનો છે તેને યા મારાં લશકરના હથીયારોને ઉઠાવી લેઇ જવાને પણ સામર્થવાન બનતે નહી. પારસીઓ સિવાય મને જેહાનના તમામ નામદારો મુબારક તોખમનો જેહાનનો પાદશાહ ગણે છે. તારૂં પણ મોત મારાજ હાથમાં છે પણ તું મારાં રવાનને પ્રકાશતો માલમ પડે છે. જો હું મારા લશકરને અત્રેથી કુચ કરાઉં તો તેની વચેથી કીડી અને મછરને પણ પસાર થવાનો માર્ગ જડે નહી. વળી બખતરથી સજ થયળા મારા હજાર હાથીઓ છે જેઓના ફકટ વાસથીજ સ્વારો નાહાશ ભાગમાં પડે છે. જે કોઇ ઇરાન યા તુરાનથી મારી સામે હુમલો લાવવાની હીંમત કરે છે તો તેઓના તેમ આવ્યાથી સામી તેઓનીજ મુશકેલી વધી પડે છે. અત્રેથી તે તીસફુનની બાગળ સુધી મારૂં લશકર પડેલું છે તે છતાં તારા બુરા વિચારે તુંને ફરેબ આપી અત્રે મોકલ્યો છે. પણ એમ ફરેબ ખાઇને તું દીવાનામાં ખપ્યો છે. તોપણ મને તારાં શરીર ઉપર દયા છુટે છે તે છતાં તુને તારા ચેહેરાનો અફસોસ છુટતો નથી. સારૂ શું અને નરસુ શું તે તારી આંખે માલમ પડતું લાગતું નથી, પણ તારી અક્કલ ઉપર મગરૂરી ફાવેલી લાગે છે. માટે હજી પણ તું આ લડાઈ કરવાથી દૂર થા અને મારી આગળ આવ કે જેથી હું જમાનાથી તારો નાશ થવા દેવશ નહી. હું તુંને સરદારી તેમજ મારી બેટી સોંફશ તથા તુંને તાજ પેહેરાવી મારો પ્યારો બનાવશ. હમારી આગળ તું નામદારી પાંમતો રેહેશે અને નોકરી બજાવવાની મુશકેલીઓથી મોકલો બનશે. વળી જો પેલો ઇરાનનો શાહ આ લડાઈમાં માર્યો જશે અને તેનું તખત તથા તાજ મારે હાથ આવશે તો એ તખત તથા તાજ તેમજ તેની માલ મીલકત અને દોલત એ સઘળું હું તુંનેજ બક્ષશ. પછી હું ઇરાનથી રૂમ તરફ જવશ અને ઇરાની

લશકર, મુલક તથા ખજાનો એ સઘલું તારૂંજ ગણાશે. જો આ મારૂં કેહેણ તુંને પસંદ આવતું નહી હોય અને તુને તારૂંજ કામ ડાહાપણભર્યું લાગતું હોય અને જેમ તારો બાપ તથા તારા વડીલો સપેહેસાલાર હતા તેઓનીજ માફક તું પણ કાવાદાવા કરવાનું અને લડાઇમાં હોમાવાનુંજ જાણતો હોય તોપણ તું કાંઇ આ મારૂં કેહેણ સોભનસાભનનું જાણતો ના. પણ મને તારી ઉપર દયા છુટતી હોવાથીજ મેં એ તુંને કેહેવાડયું છે. તું આટલા નાનાં સરખાં લશકર સાથે આજે આ લડાઇમાં મારી બરોબરી કયાંથી કરી શકવાનો હતો? જો તું મારી ઇચ્છાથી માથુંજ ફેરવે તો મારી તરફનો એવો પેગામ પણ તું છેલ્લોજ ગણજે." એ રીતે તે સપેહેસાલાર આગળ તે એલચીએ જે તેનું કેહેણ કહયું તે તેણે સમજી લિધું પણ તેને તેનો જવાબ પણ સખતજ આપવાનો સુજયો.

તેણે તેને એવો જવાબ કેહેવાડયો કે, "બુજોર્ગો અને બાહાદુરોને એબ લગાડનારા ઓ બુરા શખ્સ! જો કોઇ પાદશાહ વગર ફોકટનું અને લાંબું તાહેલું કરે તો તેની કોઇ આગળ આબરૂ જલવાની નથી. આગળનાં તેમજ હાળનાં તારા કેહેણ ઉપરથી તારૂં જોર કેવું છે તે મેં જોઇ લિધું છે. જે કોઇ પોતાનું મોત નજદિક આવેલું જોય તે મરદાને મરદને દબરાવીનેજ પોતાનો હુનર દેખાડે છે. તેવીજ વગર ફાયદાની મેં તારી પણ વાત સમજી છે. પણ તેથી કાંઈ મારૂં દિલ નુકસાનના ડરથી ડરતું નથી. પેહેલું તું મને મારા પાદશાહનેજ મારવા અને તેનો મુલક તથા તખત તુંને સોંપી દેવા કહે છે. પણ એવી તારી વાત પેલા મોટા શખ્સે કહી સમજાવેલી વાતને મલતી આવે છે. તે એ કે, 'એક દરવીશને ગામ બાહાર કાઢવામાં આવ્યો, પણ તે સઘલે એવું કેહેતો ફર્યો કે, તે ગામનો તો હુંજ સરદાર હતો અને ત્યાંના સઘલા લોકો મારા ગોલામો અને હું તેમનો શેઠ હતો.' પણ (તારા કેહેવા મુજબના) એવાં કામના ફળ આપણે બે દાહાડા પણ ભોગવવા પાંમ્યે નહી. પણ આખરે જેહાનને દિપાવનારા સુરજ માફક સચાઇજ ફાવી નિકળે. તારી આવી ચાલને લિધે હવે હું તારાં ડોકાને નેજા ઉપર ઉડાવેલું મારા તે જેહાનના પાદશાહ આગળ મોકલી આપીશ. વળી બીજું તેં તારી બેટી તેમજ તારા ખજાના, લશકર અને મુલક માટે જે કેહે-વાડયું તે માટે જાણવું કે, હું જ્યારે તુંને લોકોની કદર પીછાણનારો મારો શાહ ગણું ત્યારેજ હું તારો તે માટે ઉપકાર માનતો રહીશ અને જ્યારે તારાથી ઇરાનના તખતનો વિચાર પણ નહી થઇ શકશે (યાને જે વખતે તું ઇરાની-ઓનો કેદી બનેલો હશે) ત્યારે તું તારી બેટીને મારી સાથે પરણાવજે. તે વખતે તું પેલું તખત તેમજ ખજાના સાથે તારી દીકરી મારે માટે મોકલી-

આપજે. જો હું તારો દોસ્તજ હતે તો ઇરાની બાહાદુરોને લઇને હું તારી સાથે લડવાજ આવતે નહી. હવે તો મારો ભાલો તારાં માસમાં દાખલ થશે અને હું તારાં ડોકાંને તલવારથી કાપી કાઢશ. એ પ્રમાણે તું ગુજરવા પછી તારૂં ડોકું, તાજ, ખજાનો અને મેહેનતથી ઉછેરેલી તારી બેટી એ સઘળું મારૂંજ થશે, વળી તેં મને તારાં બેશુમાર લશકર, હાથીઓ, તખતો અને તાજો વિષે જે કહેવાડયું તેવું દાસ્તાન તો લડાઈમાં નાચાર થઇ પડેલો કોઇ નામદારજ કેહેવાડી શકે. કારણકે એક તરસું કુતરૂં જ્યારે તેનાથી પાણી દુર હોય ત્યારેજ એમ કરે છે. તારાં દિલને દેવોએ આડે રસ્તે ડોરવેલું હોવાથીજ તેં મારા પાદશાહની સામે લડાઇ કરવા આવવાની હીંમત કીધેલી લાગે છે. માટે જો તું પરવરદેગારની શિક્ષાથી દૂર રેહેવા માંગતો હોય તો તેં કીધેલા એ ગુનાહ માટે તોબા કર. વળી તેં મને એમ પણ કેહેવાડયું કે, પેલા તાજ અને તખતવાલા મોટા પાદશાહો મારા નોકરો છે અને જેહાનના તમામ મુલકો મારાજ છે, જેનો ગવાહ જમાનો છે વિગેરે. પણ એ મુલકો તરફ જવાના માર્ગ સૌને માટે ખુલ્લા છે અને પાદશાહ તેમજ નોકર તે મુલકમાંથી એક સરખી રીતે પસાર થઇ શકે છે. પણ જો તું એ શેહેરોના દરવાજા ઠોકશે તો પાદશાહી પાંમવાને બદલે કાંતા કચરામાંજ પડશે. બીજું તેં મને નવાજેશો માટે કેહેવાડયું છે અને તેં મારી મરદાનગીને દુર બેસાડવાની હીંમત કીધી છે, તેથી જ્યારે તું મારો ભાલો જોશે ત્યારે હું તારી ઉપર દયા કરશ નહી પણ મારા નોકરો પાસેથી પણ હું તારી ઉપર હોકમ ચલાવશ. જ્યારે હું મારાં લશકરની સફ સમારશ ત્યારે હું તારાં લશકરને, જોરાવર હાથીઓને અને તારાં તખતને કાંઇજ બીસાડમાં ગણુશ નહી અને તારાં લશકરની રતીભાર પણ દરકાર કરશ નહી. તું એક પાદશાહ થઇ આટલું જુઠું બોલે છે તે તુંને સોભા આપનારૂં પણ ગણાય નહી. વળી તેં મને એવું પણ કેહેવાડયું છે કે, હું તુંને પસંદ કરૂં છું અને તુંને મારો સપેહસાલાર બનાવવા માંગું છું. પણ હું મારા પાદશાહને પસંદ પડતો હોવાથી તો આટલી મોટાઇએ પુગ્યો છું. મેં મારા પાદશાહને ત્રણ દાહાડાનો વખત આપ્યો છે અને ચોથે દાહાડે સુરજ ઉગતાં તો ઇરાની લશકરના સેપાહો નેજાને છેડે તારાં ડોકાંને ઉચકાયલું જોશે અને તે ડોકું મારા પાદશાહ આગળ રવાના થશે."

એ સમજી તે કાસદ ઉતરેલે ચેહેરે અને હીન નસીબનો બનીને ત્યાંથી પાછો ફર્યો અને એ તેનો સમજેલો પેગામ સાવેહશાહને કહી સમજાવ્યો, જેથી તે સરદારનો ચેહેરો કાલો બન્યો. પણ ફગપુર બોલી ઉઠયો કે, "એની એ ચેંચી કયાં સુધી ચાલવાની છે? એના આટલાં સરખાં લશકરથી તો આખી

એનેજ રડવું પડવાનું છે." પછી તે ત્યાંથી ઉઠી છાવણીના દરવાજા તરફ ગયો અને ત્યાં લડાઇની ચેટવણી માટે હીન્દી ઘાંટો અને રણસીંગડાં વજાડવા ફરમાવ્યું તથા લશકરી અસબાબ સાથના જોરેમંદ હાથીઓને ત્યાં લાવી આસમાનને ધુલારાંથી સીસમ જેવું કાલુ બનાવી દેવાનો હોકમ કીધો. પણ જ્યારે એ નામદાર ફગફુર એવી સઘલી લડાઇની તૈયારીઓ કરતો હતો ત્યારે તે બાહુર પાદશાહ સાવેહ તો હજી વિચારમાંજ બેઠો હતો. તેણે પોતાના બેટાને કહ્યું કે, "ઓ લશકર વચે માનીતા બેટા! તું કાંઈ તેની સાથે આવતી સહવારના બામદાદ થાય તેટલાં લડાઇ કરતો ના." આથી તેનું લશકર ત્યાંથી પાછું પોતાની જગ્યાએ ગયું અને રાત પડતાં ચોકીબાન લશકર છાવણીની બાહાર પડયું. બંધે તરફના લશકરમાં ખાણું પકાવવા માટે આતશ સલગાવવામાં આવ્યો અને તે લશકરમાંથી નિકળતા વાતચીતના અવાજેથી જેહાન પણ ભરાઇ ગઇ.

## બેહરામે રાત પડતાં એક સ્વપનો જોયો અને બામદાદે લડાઇ કરતાં તેમાં સાવેહશાહ માર્યો ગયો તે વિષે.

જ્યારે બેહરામ પોતાના તંબુમાં એકલો પડયો ત્યારે તેણે ઈરાનીઓને પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને રાતનો અંધકાર ફેલાયો ત્યાં સુધી તેઓ સાથે લડાઇ માટેનો વિચાર ચલાવ્યો. પણ તુરકીઓ અને તેમના બાહુરો તો જલદીથી ઉંઘાઇ ગયા જ્યારે તેઓનો શાહ વિચારવંત બન્યો. હવે જ્યારે લડાયક બેહરામ પણ પોતાના તંબુમાં આવીને સુટો ત્યારે તેના દિલમાં પણ આખી રાત લડાઇનાજ વિચારો આવ્યા કીધા. આથી એ સિંહ જેવા બેહરામને એક એવો સ્વપનો આવ્યો કે, "એ લડાઇમાં તુરકીઓ તેના ઉપર ફાવી નિકળ્યા છે અને તેના તમામ લશકરને હાર મલી છે તથા એ લડાઇમાં તેનો માર્ગ પણ ઘેરાઇ ગયો છે. તે પોતે પણ ઘોડા વગરનો અને સાથ વગરનો બન્યો છે અને તેથી તેને તુરાની પેહેલવાનો પાસે નાશી માગવી પડી છે."

જ્યારે તે આવી રીતનો સ્વપનો જોઇ ઉઠયો ત્યારે તે દલગીર બન્યો અને તેનાં હુનરમંદ મગજમાં દલગીરી છવાઇ ગઇ. તેથી એ શખ્સ આખી અંધારી રાત દુખી અને ગમગીન રહયો તોપણ તેણે કોઇ આગળ એ વાત કીધી નહી, પણ તે છુપીજ રાખી. પણ તેવામાં ખરરાદબુર્ઝીન સાવેહશાહ આગળથી નાહઠેલો માર્ગમાંથી ત્યાં આવી લાગ્યો અને તેણે નાહાસ્વા માટે જે

યુક્તિ વાપડી તેની તેમજ સાવેહના ભારી લશકરની અને પોતા ઉપર રસ્તા-ખેજ વરસવાની સઘલી વાત કહી સમજાવી અને બોલ્યો કે, "સાવેહશાહ પાસે જેવું લશકર છે તેવું મોટું અને ભારી લશકર જેહાનમાં કોઇએ જોયું પણ હશે નહી." પછી તે બેહરામને કેહેવા લાગ્યો કે, "તું કેટલો બધો નમરવસ છે. પણ તું હારેમનના ફાંડાથી તારી સંભાળમાં રેહેજે. તું કાંઇ એ ઇરાની લશકરની બરબાદી કરતો ના પણ તું તેમને ઇનસાફને ખાતર સંભાળજે. કારણકે આવું મોટું કામ કદિપણ તારે માટે નિકલ્યું હશે નહી."

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "તારા શેહેરના લોકોની આવી મરદાનગીથી તો કાંઇજ ફાયદો નિપજે નહી. કારણકે તેઓ તો ગરમી તેમજ સીયાલામાં એકજ સરખી રીતે મછીઓ વેચી નાખવા માંગે છે. તારે મનથી તો એ કામ તલાવમાં જાલ નાખ્યા જેવું લાગે છે. પણ તું કાંઇ માણસની કે તેના ગુરજ અને તીરની પરીક્ષા કરી જાણતો નથી. પણ જ્યારે પેલા કાલાશ પકડેલા પાહાડો પાછળથી સુરજ ઉગશે ત્યારે હું તે પાદશાહ અને તેના લશક-રની લડાઇ કેવી છે તે હું તુંને દેખાડશ. તે વખતે તું તેના હાથીઓ તેમજ તેના લશકર વચે તેના ડોકાંને ધુલમાં પડેલું જોશે."

હવે જ્યારે સુરજે સિંહ રાશીમાથી પોતાનું માથું બાહાર કાઢ્યું અને તમામ જેહાન રૂમીઓના ચેહેરા જેવી સફેદ બની તથા ત્યાં રણસીંગડાંઓ વાગવા લાગ્યાં અને પોકારો ઉઠી રહ્યા, તેમજ ઘોડાઓની નાળો અઠડી રેહેવાથી જમીન પણ જોશમાં આવી ત્યારે તેણે લશકરને બરોબર ગોઠવ્યું તેમજ પોતે હાથમાં લડાઇ જોઇ ચુકેલો એક ગુરજ ધરીને ઘોડા ઉપર સ્વાર થયો. તેના જમના હાથના લશકરની ગણત્રી બખતરવાલા તેમજ લડાઇની અજમાયશ પાંમેલા ત્રણ હજાર સ્વારોની થતી હતી. વળી તેટલુંજ જંગી અને કીનાખોર મરદાને મરદ સ્વારોનું લશકર તેણે ડાવા હાથ ઉપર મોકલી આપ્યું. એક હાથ ઉપર ઘોડા ઉપર બેસી દરીઓ તરી જનાર ઇજદગુશસ્પ ઉભો જ્યારે તેના જમના હાથ ઉપર મુબારક આદરગુશસ્પનો પુજારી કુન્દાગુશસ્પ ઉભો. તેઓની પુઠે પેહેલવાની સીના ધરાવનારૂં અને લડાઇમાં લાંબો વખત સુધી ટકી રેહેનારૂં તેનું તમામ લશકર ઉભું. એ લશકરની હરોલમાં પોતાના ઘોડાની નાલોથી બાણુંઓ વચે આગ સળગાવનાર હમદાનગુશસ્પ ઉભો. એ પ્રમાણેના દરેક સરદારની સરદારી હેઠેલ જંગી તેમજ પથરના દિલના ત્રણ ત્રણ હજાર સ્વારો હતા.

તેવામાં તે લશકરની વચે બાંગીઓની એવી બુમો સંભલાવા લાગી કે, "ઓ સુનેરી કોલાહવાલા નામદારો! લડાઇ ચાલતી વખતે જે કોઇ માણ

લશકર વચેથી નાહાસવાની કોશેષ કરશે અને તેમ કરનાર આગળ એક વાઘ કે સિંહ તરીકે પણ વર્તયા હશે તોપણ હું યજદાંનના કસમથી કહું છું કે, હું તેને ગરદન મરાવશ અને તેના ધડ વગરના શરીરને આતશમાં બલાવશ. તેને આ લશકર વચેથી નાહાસવાના બેજ રસ્તા મલશે જે તેના નાહાસવામાં અટકાવ નાંખશે. એ બંધે રસ્તા ઉપર કાદવથી પુર દસ ચરો બનાવેલી છે જ્યારે તેઓની વચે આપણું લશકર રાખેલું છે."

તુરતજ જેહાનના મોટા પાદશાહ હોરમજદનો મુનશી ત્યાં આવી લાગ્યો અને લશકરના પેહેલવાન બેહરામને કેહેવા લાગ્યો કે, "પેલા સામા લશકરનો તો કાંઇ છેડો માલમ પડતો નથી. જમાનાને મગરૂરી લેવાને એથી તાજો દાખલો બીજો કાંઇ નથી. માટે તું તારાં લશકર વચેથી તે લશકર તરફ તારી નજર દોડાવ. તે લશકર જાણે કાલી ચામડી ઉપર સફેદ બાલો હોય તેમ જણાય છે. તેથી તો જમીન ઉપરની ધુલ, પાહાડ કે દરીઓ કાંઇ માલમ પડતું નથી. પણ સઘળે તુરાની તલવારબાજોના ટોલેટોળાંજ જણાય છે." આથી બેહરામે તેને મોટે અવાજે જવાબ દિધો કે, "ઓ ઉંધાં નસીબના અને બુરાં દિલના શખ્સ! તારે માટે તો કાગજ અને કલમ લખાયલાં છે, ત્યારે તુંને તે લશકરની અને માણસોની ગણત્રી કરવાનું કામ કોણે સોંફયું છે?"

આથી તે મુનશીએ ત્યાંથી ખરરાદબુર્જીન આગળ પાછું જઇને કહ્યું કે, "એ બેહરામે તો દેવોની દોસ્તી સાંધેલી લાગે છે." પછી ત્યાં આવી રસ્તાબેજ જોવાના કરતાં તે મુનશીઓએ ત્યાંથી નાહાસવાનું પસંદ કીધું. તેઓએ શાહાનશાહના ડરથી અને તીરોના વરસાદથી ધાસ્તી ખાઇને તે મેદાનને કીનારે કીનારેથી નાહાસવા માંડયું. પણ દુરથીજ તેઓને એક ઉંડી ચર જણાઇ જ્યારે તેની બીજી બાજુએ તુરાની સ્વારો ઉભેલા દેખાયા. આથી તેઓ ડરીને ત્યાંથી પાછા ફર્યા અને તેઓએ લશકરની હીલચાલ ઉપરજ નજર રાખવાનું પસંદ કીધું. તેઓએ પોતાની નજર બેહેરામ ઉપરજ ઠેરવી રાખી કે, લડાઇને વખતે તે કેટલે દરજજે ગુસ્સો દેખાડે છે તેની તપાસ લીએ.

જયારે જંગી બેહરામ લશકરને ગોઠવી રહયો ત્યારે તેણે લડાઇના મેદાનથી દુર જઈ ધુલ ઉપર પડી યજદાંનની બંદગી કીધી અને એ પ્રમાણે દુવા ચાહી કે, "ઓ પવિત્ર ઇનસાફી સાહેબ! આ લડાઇમાં જો તુંને ઇરાનીઓથી બેરઈનસાફ થયલો લાગે તો તું મારા ઉપર સાવેહને ફાવવા દેજે અને આ લડાઇ વચે મારાં દિલને મેદાનમાં આરામ લેતું (માર્યું ગયલું) કરજે અને ઇરાનીઓ ઉપર તેઓની ઇચ્છાને ફાવવા દેજે. પણ જો તું મને તારી રાહે રહીને લડતાં

જોતો હોય તો મને આ લડાઇમાં સરફરાજી બક્ષજે, તેમજ તું મને અને મારાં લશ્કરને ખુશ કરજે અને હમારી એ લડાઇથી જેહાનની આબાદી થાય એમ કરજે.૧" એ રીતે જયારે તે પોતાના હાથમાં ગાવ્યાની ગુરજ ધરીને ત્યાં બંદગી કરતો બેસી રહયો હતો ત્યારે રૂસતમ કામુશ સામેની લડાઇ વખતે બંદગી કરતો જણાતો હતો તેવો તે જણાયો. જેથી સિંહ જેવા મરદાને મરદોના દિલ તેના તરફ ફીદા થયાં. ગોયા તે જમાનાનો એજ રૂસતમ હતો. તેનો ઘોડો પણ વાઘ જેવોજ લાગતો હતો અને તેના હાથમાનો ભાલો મગરના જેવો લાગતો હતો.

પેલી તરફ સાવેહશાહે પોતાનાં લશકરને એ પ્રમાણે કહયું કે, "મેં પેલા ઇરાનીઓનો માર્ગ જાદુઇથી ઘેરેલો છે૨ જેથી ઇરાનીઓના દિલ અને આંખો દુખી બનશે અને તમુને કાંઇપણ ઇજા પુગશે નહી." પછી તેના સઘલા જાદુગરો જાદુઇ કરવા પડયા અને હવામાં આતશ સલગાવી મુકયો. એક ઉંચા કદનો, મજબુટ બાંધાનો અને બાહાદુર જાદુગર સિંહની ઉપર સ્વાર થયો હતો જેણે પોતાના એક હાથમાં મોટો સાંપ અને બીજા હાથમાં એક જોરેમંદ અઝદાહ પકડેલો હતો. તેની જાદુઇથી મેદાનમાના સઘલા ઘોડાઓ, માણસો અને સ્વારો જાણે સલગી ઉઠયાં હોય એવું દેખાતું હતું. વળી ત્યાં હવામાં એક કાળું વાદલ પણ ચઢી આવ્યું અને તેમાંથી ઇરાનીઓ ઉપર તીરોનો વરસાદ વરસવા માંડયો. આથી બેહેરામે પોકાર માર્યો કે, "ઓ ઇરાની સ્વારો, બુજોર્ગો અને બાહાદુરો! તમો એ જાદુઇ ઉપર તમારી નજર દેડવો ના, પણ જુસ્સામાં આવી એકદમ લડાઇમાંજ હોમાવો. કારણકે એ સઘલો તો નજરબંધીનો અને જાદુઇ ખેલ છે પણ આખરે એ યુક્તિ અજમાવવા માટે તેઓનેજ રૂડન કરવું પડશે."

---

૧ ફરતવદ ગાથાના ૪૪ મા હામા પણ બે સામાસામી લશકર લડતાં હોય તેમાં જે લશકરની બાજુએ સચાઇ હોય તેને જીટ મલે છે એમ જણાવવામાં આવ્યું છે.

૨ ખરૂં જોતાં તો સાવેહના ભારી લશકર ઉપર ઇરાનીઓ પોતાના નાના લશકરને લિધે જાદુ ચલાવે એવું આલ મુકાઇ શકાય. પણ ફીરદોસી જાતે એક ઇરાની હોવાથી ઇરાનીઓ ઉપર જાદુ ચલાવવાનું આલ હંમેશા સામા દુશમનો ઉપરજ મુકતો જણાયો છે. જ્યાં જ્યાં પણ ઇરાની લશકરને લડતાં મુશકેલી હઠે અને જીટ મેલવવામાં વખત લાગે છે ત્યાં એ કાબેલ કવી દુશમનો ઉપર જાદુ ચલાવવાનુંજ આલ મુકે છે. જેનું કારણ ઇરાનીઓ જાદુમાં હસ્તી માનતા હોવાને લિધે છે અને જરથોસ્તી ધર્મમાં જાદુઇને જગેજગ વખોડી કાઢેલી હોવાથી અને જાદુઈ તોડવાના ફરમાનો અપાયલાં હોવાથી જરથોસ્તીઓ વચે એ વેહેમ હસ્તી ધરાવતો જણાય છે.

આથી ઇરાનીઓએ સામટો પોકાર કીધો અને દુશમનોનું લોહી રેડવા માંડયું. સાવેહશાહે પોતાના લશકરગાહમાંથી તે તરફ નજર કીધી તો તેને માલમ પડયું કે, ઇરાનીઓ ઉપર એ જાદુઈની કાંઇ પણ અસર ચાલતી હતી નહી, પણ સામા તે બદખાહો ધસી આવ્યા હતા અને તે લશકરની હરોલમાં રહીને બેહેરામ લડતો હતો. એ રીતે બેહેરામે જેમ મેંઢાના ટોલાં ઉપર વરૂ હુમલો કરે તેમ સાવેહના લશકરની ડાબી પાંખ ઉપર પોતાના લશકર પાસે હુમલો કરાવ્યો અને તે પાંખે સઘલો નાશ ફેલાવ્યો. પછી બેહેરામે લશકરના વચલા ભાગ ઉપર હુમલો કીધો. લશકરના એ વચલા ભાગમાંથી જ્યારે બેહેરામે નજર કીધી તો તેણે દુશમનોને પોતાના લશકર સામેથી નાસભાગ કરતા જોયા. ત્યાં આવી લાગતાંજ તેણે પોતાના સુનેરી મુઠના ભાલાથી ત્રણ શખ્સોને વિંધીને જમીન ઉપર ઉધા નાખ્યા અને બોલ્યો કે, "લડાઇ થાઓ તો એવીજ થજો અને લડવાની રસમ પણ એવીજ રેહેજો. શું તમોને જેહાનના પરવરદેગારની કે હમારા મોટા નામદારોની કાંઇજ શરમ લાગી નહી?"

પછી તે ત્યાંથી ભુખ્યા થયલા જબરા સિંહની માફક જમની પાંખ તરફ ગયો અને ત્યાં પણ તેણે લશકરનો એવો નાશ કરવા માંડયો કે તેથી તે લશકરના સપેહસાલારનો ઝુન્ડો પણ ગુમ થયો. પછી તે ત્યાંથી પાછો લશકરનો વચલો ભાગ કે જ્યાં તેનો સરદાર ઉભો હતો ત્યાં આવ્યો અને તેને કહયું કે, "એ લડાઇની વાત પુરાણી બને ત્યાં સુધી તારૂ નામ પણ ઉંધુજ પડજો. તારૂં લશકર તો એ લડાઈમાં નાહાસભાગ કરવા પડયું છે. તેથી હવે તું જો કે તારે માટે નાહાસવાનો માર્ગ કયાં રહયો છે?" તે લશકર નાહાસભાગમાં તો પડયું પણ તેઓને કેઠેથી જવાનો માર્ગ મલ્યો નહી, અને જ્યાંથી રસ્તો હતો ત્યાં તો ચરો દેખાઈ. આથી સાવેહે પોતાના લશકર ગોઠવનારને કહયું કે, "આપણી સાંમે તો જાણે લોઢાંની દીવાર ઉભેલી છે. તેથી જે કોઇ તેને ભાંજી જાણશે તેજ એ દીવારમાંથી બાહાર પડી શકશે. માટે જે કોઇ એ લડાઈમાં નક્કરો બનશે તે પોતાના જીવને પેલા દલીરોના પાદશાહ આગળ કુરબાન લેઇ જશે. માટે હજી પણ તમો તમારાં દિલને લડાઇ ઉપર લગાડો અને હાથમાં તલવાર અને માથે ઢાલને આડી ધરો. જો હજી પણ આપણું ખીલતું નસીબ આપણને ફળ આપવા માંગતું હશે તો એવી મુશકેલી પછી પણ આપણેજ ઇરાનનું તાજ તખત મેલવીશું. તેથી કોઇએ પણ પરવરદેગારથી નાઉમેદ બનવું નહી. કારણ કે એ દેખાઇતા અંધકાર વચેથી પણ હજી આપણે રોશણીવાલો દિવસ જોવા પાંમીશું. ત્યાર પછી સાવેહશાહે પોતાના સરદારોને ફરમાવ્યું કે, "આપણા લશકરની હરોલમાં તમો હાથી-

ઓને બાહાર કાઢો અને તેઓની પછવાડેથી તમો લડાઇ ચાલુ કરો અને તે ધુરાનીઓ ઉપર જેહાનને અંધારી અને તંગ બનાવો."

જ્યારે બેહરામે દુરથી હાથીઓને બાહાર કાઢેલા જોયા ત્યારે તે દલગીર બન્યો. તોપણ તેણે મ્યાનમાંથી તલવારને બાહાર કાઢી અને પછી પોતાના સરદારોને ફરમાવ્યું કે "ઓ લડાયક નામદારો! તમો તમારી ચાચી કમાન ઉપર તીરોનો ચીલ્લો ચઢાવો અને લોઢાની ટોપીથી તમારાં માથાંને ઢાંકી નાખો. હું જેહાનના પાદશાહના નામીચા બુજ્રેગોના તેમજ તે શાહના મોટાઈ-ભર્યાં તાજના સોગંદથી કહું છું કે, જેની પાસે તીર અને કમાન હોય તેઓએ કાંઇ પણ કરીને નાચારી સાથે પણ કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢાવવો અને લોહીને બાહાર કાઢે તેવી અણીવાળા તીરોથી તે હાથીઓની સુંઢ ઉપર ત્રણત્રણ તીર છોડવા અને તે તીરો તેમાં પેવસ થતાંજ તમોએ હાથમાં ગુરજ પકડીને તે દુશમનોને કુટી નાખવા." એમ કહી તે સપેહેસાલારે પણ માથે લોઢાંની ટોપી પેહેરી અને પોતાની કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢાવ્યો અને ત્યારબાદ ફાદીખાનારા સિંહ યા તોફાની હાથી માફક કંમરે કંમરબંધ બાંધ્યો અને પોતે હરોલમાં રહીને સઘલી કમાનોને બાહારની મોસમના વાદલ માફક બનાવી તેમાંથી તીરોનો વરસાદ છોડાવ્યો. એ રીતે પોતાના લશકરને પુઠે લેઇ તીરોનો મારો છોડતો તે આગળ વધ્યો. જેથી ત્યાં ફેલાયલા અંધકાર વચે તે તીરોની અણી તારાઓ માફક ચમકી રહી. તેઓએ હાથીઓની સુંઢ ઉપર તીરો ફેંકયાથી તે મેદાન તેમના લોહીથી સરોવરના જેવું બન્યું. એ રીતે તે હાથીઓની સુંઢ ઘાહેલ થવાથી તેઓએ ત્યાંથી પીઠ ફેરવીને તે લડાઈનું મેદાન છોડી જવા માંડયું. આવી રીતે તે હાથીઓએ જખમી જઇને પોતાનાજ લશકરનો કચ્ચડઘાન કાઢી નાખ્યો. કારણકે દુશમનોનું તે તમામ લશકર હાથીની પુઠે રેહેલું હોવાથી ત્યાંની જમીન (લોહીથી) નાઇલ નદીના જેવી બની. એ રીતે તે લશકરનો પોતાની મેલેજ કચ્ચડઘાણ નિકળી ગયો અને તેમાના ઘણાઓ માર્યા ગયા અને તેમની બદબખ્તીએ એ લડાઈ જીટવાની આશા છોડાવી દિધી.

એ હાર પાંમેલાં લશકરની પછવાડે એક ખુશનુમા ટેકડી આવેલી હતી જેના ઉપર લડાયક સાવેહ એક સુનેરી તખત મુકાવીને બેઠો હતો. તેણે ત્યાંથી પોતાના લોઢાંના પાહડ જેવાં લશકરને ધુલભર્યાં માથાં અને દુખી જીવે નાહાસભાગ કરતું અને છેડાયલા હાથીઓને તેમની પુઠે દોડતા અને તે લશકરનો કચ્ચડઘાન કાઢતાં જોયા. તે જોઇ સાવેહશાહની આંખોમાં આંસુ આવી ગયાં અને તેઓ ઉપર એ હાર કેમ આવી પડી તેના વિચારમાં તે પડયો. આથી

તે પોતે પણ એક ખુબસુરત અરબ ઘોડા ઉપર સ્વાર થયો અને પોતાની ઉપર કાંઇ આફત આવી પડવાની ધાસ્તીથી ત્યાંથી નાહાસવા લાગ્યો. તુરતજ બેહેરામે બાજુએ કમાન અને હાથમાં કમંદ સાથે એક મસ્ત હાથીની માફક તેની પુઠ પકડી અને પોતાના લશકરને એ પ્રમાણે કહયું કે, "ઓ બાહુરો! હવે તેઓ ઉપર બુરૂં નસીબ ગાલેબ બનેલું હોય એવી નિશાણુ માલમ પડે છે. તેથી હાલે ખાલી બકબક કરવાનો વખત નથી પણ તમારી વખત જોયલી તલવારોને હાથમાં પકડી તેઓની પુઠ પકડવાનો વખત આવી લાગ્યો છે. માટે તે દુશમનો ઉપર તમો તલવારનો વરસાદ વરસાવો અને કોશેષ કરી સ્વારોને જેબ લાગે તેમ વર્તો."

હવે જ્યારે તેણે પેલી ઉંચી ટેકડી ઉપર સુનેરી તખત ઉપર તાજ પેહેરીને બેઠેલા સાવેહશાહને ત્યાંથી પોતાના વાઘ જેવા અરબી ઘોડા ઉપર સ્વાર થઇને જંગલ તરફ નાહાસતો જોયો ત્યારે તેણે પાણી માફક ચલકતો અને ગીધ પક્ષીના ચાર પીછ જડેલા એક અણીયાલા તીરને સાબરના ચામડાંની ડોરીવાલી કમાન ઉપર વળ આપીને ચઢાવ્યો અને પોતાના ડાવા હાથને લાંબો કરીને જમના હાથને વાળી નાખ્યાથી તે કમાનની વાંકી લાકડીમાંથી ચીચવાતનો અવાજ નિકલ્યો અને તે તીર તેમાંથી છુટતાંજ સાવેહની પીઠ ઉપરના હાડકામાં પેવસ થઇ તેના માસમાં જઇ બેઠો. આથી સાવેહ ધુલમાં ઉંધેમસતક તુટી પડયો અને તેની નિચે તેના લોહીનો ખાબોચ્યો બન્યો. એવી રીતે તે ભારી લશકર ધરાવનારો તાજ અને તખતવાલો પાદશાહ ગુજર પાંમ્યો. આ ફરતાં આસમાનની આવીજ રીત છે. તે પોતે મેહરબાન છે કે રૂઠેલું છે તે કોઇને જાણવા દેતું નથી. માટે ઓ ભઇ! તું સંભાળ અને તારા મોટાઇવાલા તખત ઉપર એમ લાડ કરતો ના. તું ગમે એવો નચિંત હોય તોપણ તારી પડતીને માટે મજબુટ ડરતો રેહેજે.

હવે લડાયક બેહરામે તે (ભોંયે પડેલા) સાવેહ આગળ જઇને તેને ઘસડીને જમીન ઉપર ચતો કીધો અને પછી તેના શરીર ઉપરથી તેનું તાજ સાથનું ડોકું કાપી કાઢયું. તેની આસપાસ સાવેહના ઘણા સગાવાહાલાઓ હોવા છતાં તેની મદદે કોઇ આવ્યું નહી. જ્યારે તે તુરકીઓ પોતાના શાહ આગળ આવી લાગ્યા ત્યારે તેઓએ ત્યાં તેનું ડોકાં વગરનું શરીર માર્ગમાં પડેલું જોયું. આથી તે સઘલાઓએ રૂદનના પોકારો કીધા જેથી તે જમીન પોકારોથી ગાજી રહી અને હવા જોશથી ધ્રુજવા લાગી. સાવેહનો છોકરો બોલી ઉઠયો કે, "એ કામ બેહેરામનું નસીબ ખીલવા માંડેલું હોવાથી પરવરદેગારથી બન્યું છે, જગ્યાની તંગાશને લિધે આપણા લશકર માટે જગ્યા

નહી રેહેવાથી આપણું ઘણું લશકર માર્યું ગયું છે. વળી આપણા આટલા-બધા હાથીઓએ પણ ઘણા માણસોને કચડી નાંખ્યાં છે. પણ તે સામાં લશકરથી કાંઈ આપણા લશકરના દસે એકને પણ નુકસાંન પુગ્યું નથી. તેઓમાના કેટલાક તો હાથીના પગ તલે કચડાઇને નાશ પાંમ્યા છે અને થોડાઓજ લડાઈમાં કપાઈ મુવેલા છે."

એ પુરો દાહાડો વહી જતાં તે દુશમનોમાનો કોઇપણ જીવતો જાગતો ત્યાં દેખાયો નહી. ફકટ જેઓ કેદ પકડાયલા હતા તેઓજ તીરોથી વિંધાયલાં શરીરે અને દુખી જીવે ત્યાં રેહેવા પાંમ્યા હતા. તે મેદાનમાં સઘલે બખતરો અને લોઢાંની ટોપીઓજ દેખાતી હતી અને તે દિવસે સરદારોના મોત પણ લોઢાંની ટોપી સાથેજ આવ્યાં હતાં. વળી તે પુરા દુશમનો હીન્દી તલવારો અને તીર કમાનો ચોબાજુએ ફેંકી દઇને નાહાસી ગયા હતા. ત્યાંની જમીન પણ મુરડાંઓને લિધે લોહીનો દરીઓ બની હતી અને જગેજગે જીન સાથના ઘોડાઓ ઉભેલા દેખાતા હતા. ઇરાનીઓ વચેથી કોણ કોણ માર્યું ગયું તે જોવાને બેહરામ સઘલે ફરી વલ્યો અને ત્યાર પછી તેણે ખરરાદ બુર્જીનને કહયું કે, "ફકટ આજનોજ દિવસ તું હમારી સાથે રહી જરા વેઠ ભોગવ અને ઇરાનીઓ વચેથી કોણ કોણ માર્યું ગયું છે તે જોઇ કાહ કે જેથી તેઓના શરીર ઉપર આપણે માહાતમ કરીએ."

આથી તે ખરરાદ બુર્જીન સઘલે ફરી વલ્યો અને તેણે હરેક તંબુએ તંબુ નજર કીધી ત્યારે તેને તે લશકર વચેથી બેહેરામ નામનો એક નામદારજ ગુમ થયલો માલમ પડીઓ. એ બેહેરામ સીયાવક્ષની ઓલાદનો સરદાર હતો અને તે ઇરાનના સરદારો વચે સપેહેસાલારોના ખાનદાનનો ગણાતો હતો. આથી તેણે એ બેહરામનો પત્તો મેલવવા માટે ઘણી સોધો ચલાવી તથા ઘણાં મુરડાંઓને એમથી તેમ ઉહલાવ્યાં પણ કેઇથી તે બેહરામનો પત્તો મલ્યો નહી. એ વાત જાણી તે સપેહેસાલાર પણ ઘણો દલગીર થયો અને "ઓ દાનાત્ર પેહેલવાન! ઓ દાનાત્ર પેહેલવાન!" એમ રૂડન કરતાં તે બોલવા લાગ્યો. પણ થોડાજ વખતમાં દરબાનને તેને માટેનો પત્તો મલી આવ્યો. તેની સાથે એક રાતા દેખાવનો આંધલો તુરકી પણ હતો, જે તુરકીનું દિલ ગુસ્સાથી ઉછલતું હતું. એ બેહેરામને જોતાંજ સપેહસાલાર બેહરામ બોલી ઉઠયો કે, "તું કદિપણ ધુલમાં દટાતો ના."

ત્યારબાદ બેહરામે તેને પેલા બીહામના તુરકી માટે પુછપરછ કીધી અને બોલ્યો કે, "ઓ બેહેસ્તથી દુર થયલા દોજખી ચેહેરાના શખ્સ! તું કોણ છે અને તારૂં નામ તથા ખાનદાન શું છે? કારણકે હવે તારી માયને તારે

માટે રૂદન કરવું પડશે." ત્યારે તેણે જવાબ દિધો કે, "હું એક જાદુગર છું અને માણસોથી વેગળો રહુંછું. જે કોઈ લશકરનો સરદાર હોય તેને હું લડાઇ વખતે કામ લાગુ એવો છું. હું રાતે સ્વપનામાં એવી એવી ચિન્હે દેખાડું છું કે તેથી ધીરા હોય તે પણ આકલા બને છે. પેલી રાતે તેં પણ જે બુરો સ્વપનો જોયો તે તુંને મેંજ દેખાડયો હતો કે જેથી તારી ઉપર બુરાઇ ગુજરે. પણ એ યુક્તિ જ્યારે બરોબર પાર પડી નહી ત્યારે મને તેથી પણ વધારે યુક્તિઓ અજમાવવી પડી હતી. પણ હમારૂં બુરૂં નસીબ હમો ઉપર એવું રૂઠયું હતું કે હમારી ફીંચેલી સઘલી મેહેનત ફોકટ ગઇ હતી. હવે જો તું મારા જીવની માફી બક્ષશે તો તું મારામાં એક ઘણોજ હુનરમંદ દોસ્ત મેલવેલો ગણાશે."

જ્યારે બેહરામે તેની એવી વાત સમજી ત્યારે તે વિચારમાં પડયો અને તેનું દિલ દુખી બન્યું તથા તેનો ચેહેરો પણ ઉતરી ગયો. તે થોડો વાર એમ વિચારવા લાગ્યો કે, "જ્યારે લડાઇ કરતાં મુશકેલી આવી પડશે ત્યારે એ જાદુગર મને કામ લાગશે." તો વળી થોડો વાર એમ પણ વિચારતો કે, "જાદુઇનો બુરો માર્ગ ધરવાથી સાવેહશાહ શું ફાયદો પામ્યો? જે સઘલી નેકી પોંહોંચે છે તે પરવરદેગારથીજ છે, ત્યારે રૂઠેલું નસીબ તે કેમ કરીને હસતું બનવાનું હતું." આથી તેણે તુરતજ તેનું ડોકું કાપી નાખવાનો હોકમ ફરમાવ્યો અને તેના શરીરને ડોકાં વગરનું બનાવ્યું. જ્યારે તે જાદુગરને ગરદન મારવામાં આવ્યો ત્યારે બેહેરામ ઉભો થઇને બોલ્યો કે, "ઓ સાચા ઈનસાફી સાહેબ! મોટાઈ, ફતેહ, ખોરેહ, નામદારી, તાજ અને પાદશાહી તેમજ દલગીરી કે ખુશાલી એ સઘલું તારાથીજ મલે છે. માટે જે બાહાદુર શખ્સ તારો માર્ગ ધરે તેજ ખરો સુખી."

પછી શેહેનશાહના વડા મુનશીએ આવીને તેને કહયું કે, "ઓ બાહાદુર. પેહેલવાન! શેહેનશાહ ફરીદુને કે બેહરામગોરે કે નૌશીરવાને તારા જેવો કોઈ પેહેલવાન જોયો હતો નહી. તારી સિંહના જેવી મરદાનગી તેમજ તારા આચાર વિચારોથી તારા જીવને કદિ પણ નુકસાંન પુગશે નહી. ઇરાનનું રાજ તારીથીજ બરપા રેહેવા પાંમ્યું છે અને તે માટે સઘલા પેહેલવાનો તારા ગોલામ માફક રેહેશે. તારીથીજ હમારા શાહના તખતની બુલંદી જલવાઇ રહી છે અને વળી તમામ રૈયત પણ તારીથીજ નચિંત બની છે. તું જેમ એક સપેહસાલાર છે તેમ વળી સપેહસાલારની તોખમ પણ ધરાવે છે. ખરી ભાગ્યશાલી તે માતા જે તારા જેવું ફરજંદ પામે. કારણ કે તું જેમ મુબારક તોખમનો

છે તેમજ મુબારક પગલાંનો પણ છે. કોણ તારા જેવું ખોરેહ અને તારા જેવી અકકલ ધરાવે છે?"

ત્યાર પછી સઘલા બુજોર્ગો અને પાદશાહના પેહેલવાનો એ લડાઇના મેદાનમાં સઘલે વિખેરાઈ ગયા. જ્યારે અંધારી રાતે જેહાનને પોતાના કાલાં ઝુલફાંમાં વિટાલી દિધી અને તેના પરતાપથી લોકોની આંખ ઉપર ઉંઘ ફાવી નિકળી ત્યારે જેહાનમાં સઘલે અંધારાનોજ અબનુશી પરદો પથરાયો અને તેથી જેહાન પણ ઢોલના અવાજથી કરાર પાંની.

## બેહરામે હોરમજદ ઉપર સાવેહશાહના ડોકાં સાથે પોતાની ફતેહ થવાનું નામુ મોકલ્યું અને હોરમજદે તેનો જવાબ મોકલ્યો તે વિષે.

પણ આસમાનનું ચક્કર એવી ઉટાવલે ફર્યું કે અંધારી રાતની આંખ પણ હવે કંટાલવા લાગી અને તેથી પીલાશવાલી સુરજની કીસ્તી પાણીમાંથી બાહાર પડી અને તેણે લોકોની સુસ્તીને તથા ઉંઘને દુર કરી નાંખી. ત્યારે તે સપેહસાલારે ત્યાં આવી પોતાના મદદનીશ દોસ્તો ઉપર પેગામ મોકલાવ્યો કે, "તુરકીઓ વચે જે કોઇ સરદાર, કે લડાયક સ્વાર કે મોટી પડવીના પુરૂષો માર્યા ગયા હોય તેવા અંજુમન વચે નામીચા ગણાતા સરદારોના ડોકાંઓ પણ તમો તેમના શરીર ઉપરથી કાપી લેઓ, તેમજ તે નામીચા પુરૂષોની પુઠે રેહેતા ઝુન્ડાઓ તથા તેમને માથેના તાજો પણ કાઢી લેઓ." એ રીતે એ સઘલાં ડોકાંઓ એકઠાં કરીને તેમજ જીવતાઓને કેદ પકડીને તેની આગળ લાવવામાં આવ્યા.

પછી તેણે ભણેલા મુનશીને આગળ બોલાવ્યો અને બેહેરામે તેની આગળ દુશમનોના બેશુમાર લશકર તથા તેની સાથે થયલી લડાઈ માટે અને જમાનાની ગીરદેશ માટે કેટલીક વાતો કીધી. એ લડાઇમાં તેણે જે તરેહવાર યુક્તિઓ વાપડી અને આવાં નાના લશકર સાથે તે આવેલો હોવા છતાં તેના ઇરાની લશકરે એક દાહાડો પણ (ઠાક લેવાને) કંમરબંધ છોડયા વગર જે કોશેષથી એ લડાઇ કરી બજાવી તેનું બ્યાન લખવા તેને ફરમાવ્યું. જ્યારે તે પાદશાહ ઉપરનું એ નામુ લખી પુરૂ કરવામાં આવ્યું ત્યારે તેણે તે લશકરમાંથી એક એલ્ચો તૈયાર કીધો. પછી તેણે પેલાં સાવેહના ડોકાંને એક નેજા ઉપર ચઢાવ્યું તથા સાવેહના ઝુન્ડા સાથે તુરાન તેમજ ચીન જમીનના સરદારોના પણ ડોકાં જે તેણે કાપી લિધાં હતાં તે સઘલાં એક ઉંટ ઉપર લઢાવ્યાં અને તે ઈરાનના

શાહ આગળ મોકલી આપ્યાં. તેની સાથે સઘલા કેદીઓ તથા હેરાતમાંથી લુટમાં મલેલો જે સઘલો ભરી રાખેલો ખજાનો હતો તે પણ લેઇ જવા ફરમાવ્યું તથા તેનો જેમ પાદશાહ ફરમાવે તેમ ઉપયોગ કરવા ફરમાવ્યું. એ રીતે તે સરદારના ડોકાં સાથે એ સઘલું તેણે મોકલી આપ્યું તથા તેણે લશકરને પણ પાદશાહના હોકમ મુજબજ લડાઈમાં ઉતાર્યું હતું એમ પણ કેહેવાડયું. આથી એ સઘલાં ઉંટો તે બોજા સાથે આગળ વધવા લાગ્યાં. તેમાના દરેક સરદારની સાથે એક એક બોમ્બો પણ ચાલવા લાગ્યો. એ પ્રમાણે તેઓ મુશકેલી વેઠતા માર્ગ કાપવા લાગ્યા અને પોતાના શાહના જલદીથી દર્શણ કરવાની ખાહેશ કરવા લાગ્યા. એ પ્રમાણે તેઓ એ ખુશ પેગામ સાથે તેમજ પેહેલવાનો અને સરદારોના ડોકાં સાથે તે પાદશાહ આગળ આવી લાગ્યા.

બેવી તરફ તુરકીઓ નાહાસ્તા બાગતા અને ઘોડા તથા અસબાબ વગરના બનેલા નગન સ્થીતીમાં તુરાન જમીનમાં આવી લાગ્યા. તેઓ સઘલા તુરકી તેમજ ચીનાઇ સ્વારો હતા. જ્યારે (સાવેહના બેટા) પરમુદેહને એ ખબર મલી ત્યારે તેણે દલગીર બની પોતાને માથેનું પાદશાહી તાજ ફેંકી દિધું અને તમામ તુરકી રૈયત વચે રૂડનના પોકારો નિકળી રહયા. ત્યાનાં સરદારોને જમાનો કદવો ઝેહેર જેવો લાગ્યો. ત્યાંના સઘલાઓ ખોરાક કે આસાયશ લિધા વગર અને ઉઘાયા વગર પોતાના માંથાંને ધુલથી ભરીને આંખોમાંથી આંસુઓ પાડવા લાગ્યા. પછી પરમુદેહે પોતાના પેહેલવાનોને પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને આંખોમાંથી લોહીના આંસુ પાડીને રડતાં તેઓને પુછ્યું કે, "આવું બેશુમાર લશકર શું લડાઈમાં લડી શકયું નહી?" ત્યારે એક મુખીએ તેને જવાબ દિધો કે, "હમુને તો તે દુશમનોનું લશકર ઘણું ભયંકાર જણાયું. એ જંગી બેહરામ લડાઇ વખતે કોઇને પણ સ્વાર તરીકે ગણતો નથી. તેના લશકરની તો હમારા સોએ એકની પણ રાશ આવતી હતી નહી. તેના બાધુરો વચે ફકટ એજ હરોલમાં જવાન લાગતો હતો. તેને ગોયા પરવરદેગારેજ એમ ઉપર ચઢાવ્યો છે. એ બાબે જેમ હું વધારે બોલીશ તેમ તે તુને સમજવા લાયક ગણાશે નહી."

જ્યારે પરમુદેહે તેની એ વાત સમજી ત્યારે તેનું દિલ બેહરામના કામો માટે વિચારમાં ચકચુર બન્યું. તેના ગાલોનો રતાશ ઉતરી ગયો. પણ તેણે ઉશકેરાઇને દુખી દિલે પાછો લડાઇનોજ વિચાર કીધો. તેની પાસે હજી પણ લડાઈમાં નામદારી ભોગવે એવા જંગીઓનું એક લાખ માણસોનું લશકર હતું. તેણે એ સઘલાં લશકરને છાવણીમાંથી મેદાનમાં કાઢયું અને તેને જીહુન નદી તરફ હંકાર્યું. તેણે પોતાના નામદારીભર્યા બાપનો બેહેરામ ચોબીન ઉપર કીનો લેવાનોજ કશદ કીધો.

હવે પેલી તરફ જ્યારે પેહેલવાન બેહેરામનું નામું તે રોશણ રવાનના પાદશાહ હોરમજ આગળ આવતું હતું ત્યારે તે જેહાનનો પાદશાહ પોતાના તખત ઉપર બેસી પોતાના દરબારીઓ સાથે પોતાના નસીબ બાબેની એવી વાત કરતો હતો કે, "હજી સુધી બેહરામ માટેની કાંઈ પણ ખબર આ બુજોર્ગી-ભરી દરબારમાં કેમ આવી પુગી નથી? તમો કહો કે હવે પછી શું બનશે? તમો એ માટે જે કાંઇ જાણતા હોય તે બોલો." હજી તો તે પાદશાહ એ પ્રમાણે બોલી રહયો તેટલામાં તેનો દરબાન તેની દરગાહ વચે આવી લાગ્યો અને પાદશાહને એજ માટેની ખુશ ખબર પુગાડી કે, "ઓ જેહાનના પાદશાહ! તું જાવેદાન સુધી ખુશનુદ રેહેજે. જાણ કે બેહેરામ સાવેહ ઉપર ફતેહમંદ બન્યો છે અને એ લડાઇમાં તે એમ કીર્તિવંત નિવડયો છે."

આથી હોરમજે તુરતજ બેહરામના તે માણસને પોતાની આગળ બોલાવ્યો અને તેની સાથના સઘલા નામદારોને સારી જગ્યાએ બેસાડયા. પછી પાદશાહે તે એલચીને તે ઇરાની લશકર તથા તેના પેહેલવાનોની તેમજ નામદારો અને મુબારક બાહાદુરોની ખબર અંતર પુછી. ત્યારબાદ તે એલચીએ કેહેવા માંડયું કે, "ઓ બાહાદુર પાદશાહ! એ લડાઇનું સઘલું કામ તારી ધારના મુજબ પાર પડયું છે. તેથી તું ખુશાલ રહી રામશણી ભોગવજે. કારણકે તારા દુશમનોના નસીબ તો બુદાં બન્યા છે. સાવેહશાહના તેમજ તેના ફગફુરને નામથી ઓલખાતા નાના બેટાના ડોકાંને તેણે નેજા ઉપર ઉકાવેલાં અત્રે મોકલી આપ્યાં છે. અને હાલે શેહેરના તમામ લોકો એ ડોકાંઓને જોવા પડયાં છે."

એ ખબર સમજતાંજ શેહેનશાહ ઉઠીને ઉભો થયો અને જડપથી પોતાનાં સીદ્ધાં શરીરને બંદગી કરવા માટે વાલી નાખ્યું. એ પ્રમાણે તે પરવરદેગારની બંદગી કરતો ઉભો અને બોલવા લાગ્યો કે, "ઓ રેહેનુમાઇ કરનારા સાહેબ! મારા દુશમનોનો તેંજ નાશ વાલ્યો છે. તુંજ સુરજ તથા ચંદ્રનો પેદા કરનાર સાહેબ છે. હું તો મારાં નસીબથી નાઉમેદ બની દલગીર રેહેતો હતો અને એવું ધારતો હતો કે, તે દુશમનો મારાં તખતને ઉધું વાલશે. એ સઘલું જે બન્યું છે તે કાંઇ મારા સપેહસાલાર કે મારાં જંગી લશકરે કીધું નથી, પણ તું પરવરદેગારે મારા જેવા ગોલામની ખેરખાહી ઇચ્છીનેજ એ કીધું છે."

પછી તેણે પોતાના બાપના યાદગાર ખજાનામાંથી એક લાખ દીરમનો ખજાનો કાઢયો અને તુરતજ તેમાનો ત્રીજો ભાગ દરવીશો વચે ખેરાત કીધો તથા પોતાના નોકરો વચે પણ પુશકલ પૈસા રેડી મુકયા. તેમાનો બીજો એક ત્રયાંશ ભાગ આતશકદેહો, દરેમેહેરો તેમજ નોરોજ અને જશને સદેહના

મકાનો માટે મોકલાવા આપ્યા અને તે સઘળો ખજાનો ત્યાંનાં આતશકદેહોની જાળવણી કરનાર હેરબદો વચ્ચે વેંહેચી આપવા ફરમાવ્યું. ત્રીજા હીસ્સામાંથી જે જે જગ્યાઓ વેરાન બની હતી અને તેવાં બયાબાનો વચ્ચે મુસાફરખાનાઓ આવેલાં હતાં તે સઘલાંઓને પાછાં આબાદ બનાવવાનો હોકમ કીધો કે જેથી લોકોને તેવા માર્ગમાં ધાસ્તી, ફીકર કે દુખ વેઠવું પડે નહી. વળી તેણે ચાર વર્ષ સુધી ઉપજે એટલી મેહેસુલ દરવીશોને માટે તેમજ તાજ તખત ધરાવનારાઓ મુફલેશ હાલતમાં આવી પડયા હોય તેઓને માટે ધર્મ ખાતે આપી.

ત્યારબાદ તે પાદશાહ તરફથી મુલકે મુલકોના નામદારો ઉપર નાંમાઓ લખાવામાં આવ્યાં કે, "હવે બેહરામ દુશમનોના લશકર ઉપર ફ્તેહમંદ બન્યો છે અને તેણે પોતાની તલવારથી તે સાવેહશાહનું ડોકું કાપી લિધું છે." પછી તે શાહ બે અઠવાડયાં સુધી બંદગીમાં રોકાયો. ત્યારબાદ જ્યારે જેહાનને દિપાવનાર સુરજ બાહાર નિકલ્યો ત્યારે તેણે પેહેલવાન બેહરામના એલચીને ત્યાં બોલાવ્યો અને તેને ખુશાલી સાથે આવકાર આપી પોતાના નામદારો વચ્ચે બેસાડયો. પછી તેણે તુરતજ બેહેરામના નાંમાનો જવાબ લખાવવા માંડયો અને તેમ કરી તેણે બુઝોર્ગીના બાગમાં એક નવું ઝાડ રોપ્યું. વળી તેણે તે સાથે એક રૂપેરી તખત તથા સુનેરી હાથાવાલી તરેહવાર ચિજો પણ મોકલી આપી તથા હીવાલથી તે જીહુન નદીના કીનારા સુધીનો મુલક બેહેરામને બક્ષવાનો એક પરવાનો લખી મોકલ્યો. વળી તેણે તે સાથે એવું પણ ફરમાન મોકલ્યું કે, "ત્યાંના માર્ગમાં લુટ તરીકે જે કાંઇ મલે તે સઘલું તારે તારાં લશકર વચ્ચે વેહેંચી આપવું. પણ જે ખજાનો સાવેહશાહનો હોય અને જેનો ભોગવતો તેનું શરીર કરતું હોય તેજ તું મારી દરબારમાં મોકલજે. ત્યાર પછી તું ત્યાંથી નિકળી પરમુદેહ સાથે લડાઈ કરજે. તું તેને ત્યાંનો બાધુર પાદશાહ બનવા દેતો ના."

વળી તેણે ઈરાની લશકર માટે પણ કેટલીક ચિજો મોકલી આપી અને શેહેરે શેહેરને માટેના પરવાના પણ લખી મોકલ્યા. વળી તે એલચી માટે પણ તેણે એક ખેલાત તૈયાર કરાવ્યો. ત્યારબાદ તેઓના મોટી કીંમતના ઘોડાઓને ત્યાં હાજર કરવામાં આવ્યા. જ્યારે એ એલચી પાછો બેહરામ આગળ આવ્યો ત્યારે તે સપેહસાલાર તેની (સાથની ખબર) થી ખુશ બન્યો. ત્યાર પછી સાવેહશાહના પવિત્ર દિલ ઉપરના જવેહરાત સિવાય જે કાંઇ લુટ હતી તે તેણે લશકર વચ્ચે વેહેંચી આપી સાવેહશાહને લગતો જે કાંઇ ખજાનો હતો તે તેણે પોતાના જેહાનના અનુભવી અને નામદાર સ્વારો મારફતે પાદશાહ માટે મોકલી આપ્યો. આથી તેઓ એ સઘલું પાદશાહની દરબાર તરફ લેઇ ગયા જ્યારે તે સપેહસાલાર પોતાના લશકર સાથે લડાઇ માટે આગળ વધ્યો.

## બેહરામ ચોબીને સાવેહશાહના બેટા પરમુદેહ સાથે લડાઇ કીધી અને તેમાં તે ફતેહ પાંમ્યો અને પરમુદેહે અવાજેહ નામના કીલ્લાનો આસરો લિધો તે વિષે.

એ વાતની પરમુદેહને ખબર થઇ કે, બેહરામ હવે તેનું શેહનશાહી તખત લેવા માંગે છે. હવે એ પરમુદેહનો અવાજેહ[1] નામનો એક કીલ્લો હતો જેના ઉપર તે ઘણો નચિંત રહેતો હતો. તેથી તેણે પોતાની પાસેના દીરમો, દીનારો અને જવેહરાતનો સઘલો ખજાનો એ કીલ્લામાં લેઇ જઇને રાખ્યો અને ત્યાર પછી તેણે પોતાના લશકર સાથે જીહુન નદી ઓલંગવા માંડી અને દમામ સાથે લડાઈના મેદાન તરફ આવી લાગ્યો. બંધે તરફના લશકરો લડવાને લગોલગ આવી લાગ્યાં ત્યાં સુધી તેઓએ માર્ગમાં જાજો વીશામો પણ લિધો નહી. એ બંધે લશકરે લડવા માટે બલખથી બે મંજલને તફાવટે જે લાયક જગા હતી તે પસંદ કીધી. તે બંધે લશકરે બે ફરસંગને તફાવટે છાવણી કીધી જ્યારે વચમાં લડાઈનું બોહોલું મેદાન આવેલું હતું. બીજે દિવસે બેહરામ પરમુદેહના પેહેલવાનો ઉપર નજર કરવા માટે ત્યાંથી જડપથી ગયો. જ્યારે તે મેદાનની એક ઉંચી ટેકડી પસંદ કરી ત્યાંથી તપાસ કરતો હતો ત્યારે તેણે પરમુદેહને પણ તેમ કરતાં જોયો. તેથી તેણે પોતાના લશકરને એવી રીતે પાંઠરી નાખ્યું કે તે જંગલમાં જરાપણ જગ્યા બાકી જણાય નહી. આથી પરમુદેહને તે મેદાનમાં સઘલું લશકરજ જણાયું અને તેમ જોવાથી તે ગભરાતમાં પડયો. વળી તે લશકરની હરોલમાં તેણે બેહરામને પણ આસમાન તરફ પોતાની ડોક ઉંચી ઉઠાવીને ઉભેલો જોયો. એમ જોવાથી તે દલગીર બન્યો અને તેથી તે પોતાના લશકરને કેહેવા લાગ્યો કે, "એ સરદારની જોડી તો એક વાઘથીજ બની શકાય. વળી તેના લશકરનો પણ શુમાર થઈ શકતો નથી. તેથી આપણી વચેથી કોઇ પણ તેની સાથે લડાઈની ખરીડી કરી શકવાનું નથી. માટે હવે તો આપણે જ્યારે અંધારી રાત થશે ત્યારે તેઓ ઉપર ઓચીંતો છાપો મારીશું અને એ રીતે આપણે આપણા દિલમાની ધાસ્તી ફીકરને દુર કરીશું."

પછી જ્યારે પરમુદેહ પાછો છાવણીમાં આવ્યો ત્યારે ત્યાં એ લડાઈ કેમ કરવી તેને માટેના તરેહવાર વિચારો ચલાવ્યા. તે બોલ્યો કે, "હાલે એ

---

૧ અવાજેહનો કીલ્લો તુરકસ્તાનના મુલકમાં આવેલો છે.

દુશમનોનું લશકર જુજ હોવા છતાં જે સઘલું બને છે તે એકલા બેહરામનાજ હુનરથી બને છે. વળી તેના સ્વારો તેમજ ઘોડાઓ નામીચા છે, તેથીજ તેઓ આપણા બાહાદુરો ઉપર ફાવી નિકલ્યા છે. વળી તેઓ પાસે હથીયારો પણ છે અને તેઓને માથે બેહરામ જેવો સરદાર છે, જેની આગળ ભાલાઓ પણ કાંતા જેવા બની જાય છે. ને સાવેહશાહ ઉપર ફાવી જઇ લોહી રેડીને વધારે મસ્ત બન્યો છે. જો પરવરદેગાર મારો મદદગાર બનશે તો આપણે એજ પાહાડ ઉપરથી તેના ઉપર મારા બાપનો કીનો લેઇશું."

હવે જ્યારે બેહરામ લડાયક બનીને ઇરાનથી એ તુરકીઓ સામે જવા નિકલ્યો હતો ત્યારે નજુમીઓએ એ બેહેરામને એવું કહયું હતું કે, "તું બુધવારને દિવશે કદિપણ કેડે જવા નિકળતો ના. જો તું તેથી ઉલટો ચાલશે તો તુંને નુકસાંન પુગશે અને તારા કામથી તુંને ફાયદો પુગશે નહી." તે બંને લશકર વચે એક બાગ આવ્યો હતો જેની આ બાજુએ તેમજ પેલી બાજુએ તેના દરવાજા આવેલા હતા. હવે તે બામદાદે બુધવારનોજ દિવસ પડયાથી તેણે વિચાર કીધો કે, "એ આજનો દિવસ આ બાગમાં ખુશાલી વચે ગુજારશું." આથી તે બાગમાં મોંઘી કીંમતના ગલીચાઓ લેઈ જઇને પાંહરવામાં આવ્યા તથા દારૂ તેમજ ખાવાનું પણ ત્યાં લેઇ જવામાં આવ્યું. અને વળી ત્યાં ગવૈયાઓને પણ બોલાવી મંગાવ્યા. બેહેરામે એ બાગમાં આવી દારૂ પીવા માંડયો.

જ્યારે રાતનો એક પોહર વહી ગયો ત્યારે એક ચોકીબાને આવી પરમુદેહને ખબર આપી કે, "બેહરામ તો મોજમજાહ અને દારૂ પીવામાં ચકચુર બન્યો છે." આથી તે સપેહસાલારે પોતાના લડાયક લશકરમાંથી છ હજાર પેહેલવાનો તથા સ્વારોને ચુંટી કાઢયા અને તેઓને તે બાગ આસપાસ ઘેરો ઘાલવા તથા તે બાહાદુરોને ચેરાગની રોશણીની ગેરહાજરીમાં પકડી પાડવા માટે મોકલી આપ્યા. જ્યારે તેઓના આવા કામની તથા તે બાહાદુર શાહજાદાના આવા વિચાર અને યુકિતની ખબર સપેહસાલાર બેહરામને થઇ, ત્યારે તેણે યલાનસીનેહને ૧ કહયું કે, "ઓ મારા બાહાદુર! તું આ બાગની દીવાલમાંથી એક ગબાડું પાડ." ત્યારબાદ બેહરામ તેમજ ઇજદગુશસ્પ પોતાના બાહાદુર સ્વારો સાથે તુરત સ્વાર થયા અને તે સઘલાઓ એ બાકોરાંને માર્ગે બાહાર પડયા. પણ એ બાહાદુરો કેમ બાહાર આવ્યા તે કોઈ પણ જાણી શકયું નહી.

---

૧ એક ઈરાની સરદારનું નામ છે.

તેવામાં દરવાજા અગાળથી સરનાઇના અવાજે સમજાયાથી દુશમનોનો સપેહસાલાર લડાઇમાં ઉતર્યો. આથી બેહરામના લશકરે તુરતજ તે બાગની દીવાલમાં બીજો ખોહ પાડયો અને તેણે પોતાના તમામ લશકરને લડવા માટે સામુ ઉતારી દિધું. બેહરામ પણ અરધી છાકટ હાલતમાં હાથમાં ભાલો પકડીને લડાઇમાં ઉતરી પડયો. તેના હાથમાંથી ઘણાજ જુજ દુશમનો છટકી શકયા અને તેનું મગજ એમ લોહી રેડવામાં મશગુલ બન્યું. સરદારો જે જખમ મારતા તે જાણે લુહાડની એરણ ઉપર હથોડા અફળાય તેમ ચકાચક અવાજ કરતા હતા. આથી તે બાગથી તે પાદશાહ પરમુદેહની છાવણી સુધી માર્ગમાં સઘલે ડોકાં વગરના શરીરો પડેલાં જણાતાં હતાં.

જ્યારે બેહરામ પોતાની છાવણીમાં પાછો ફર્યો ત્યારે તે બાહુર તે રાતે મરાયલા છાપા ઉપર વિચાર કરવા લાગ્યો. મધરાત વહી જતાં તે બાહુર સપેહસાલારે પોતાની કમર બાંધી અને પોતાના લશકરને (પાછું) સામી બાજુએ હંકાર્યું. પણ તુરકી ચોકીખાનોમાના કોઇએ પણ તેને જોયો નહી. તેના લડાઇની જગ્યામાં આવી લાગતાંજ ત્યાં રણસીંગડા અને સરનાઇના અવાજો નિકળી રહયા. રાતને વખતે એમ સરનાઇના અવાજો સમજાતાંજ બાહુર તુરકીઓ ચોંકી ઉઠયા. તેથી તેઓના લશકરમાંથી એવા પોકારો નિકળી રહયા કે ફાડીખાનારા સિંહોના કાનો પણ બેહરા બન્યા. પછી તે અંધારા વચેજ જમના અને ડાબી બાજુના લશકરમાંથી પાછા ફટકા આપ લેના અવાજો ઉઠયા. રાત અંધારી હોવાથી અને તેઓના હાથમાના ભાલા લાંબા હોવાથી (તેઓ કોણને મારે છે તે) એકમેકને ઓલખી પણ શકતા હતા નહી. તેઓ તો ગોયા પોતાની તલવારોમાંથી આતશજ વરસાવીને જમીન તથા હવાને બાલી મુકતા હતા. તેથી હવે તે લડાયક તુરકીઓ વચે ઘણા સીપાઇઓ બાકી રહયા નહી. લોહીથી પથરો પણ જાણે પરવાલાં જેવા બન્યા હતા. આથી તે તુરકી સરદારે સુકી જીભ અને ફીક્કા હોટો સાથે ત્યાંથી વંટોલ્યાની જડપે નાહાસવા માંડયું.

તેવામાં આમદાદ થઈ સફેદી જડપથી ફેલાવા માંડી અને અંધારી રાતે પોતાના સાહયાની કોર પણ ખેંચી લિધી. ઇરાની સપેહસાલારે એક જબરા સિંહ માફક ગરજના કરી તુરકીઓ ઉપર ધસારો કીધો અને પરમુદેહને કહેવા લાગ્યો કે, "ઓ નાહાસભાગ કરતા શખ્સ! હવે પછી તું બાહુરોને એમ ઘેરવા માગતો ના. હજી તો તું એક નાદાન છોકરો હોવાથી લડાયક મર્દમાં ખપે નહી. માટે તું તારે જઇને તારી માતાનું દુધ ધાવ્યા કર." ત્યારે તે

શાહજાદાએ જવાબ દિધો કે, "ઓ વદકના સિંહ! કયાં સુધી તું લોહી રેડવામાં તારી બાહાદુરી જણાવશે ? લડાઇમાં રેડાયલાં બાહાદુરોના લોહીથી તો જમીન પણ તર બની છે અને જમીન ઉપરના વાઘો તેમજ દરીઆમાના મગરો પણ તારીથી ધરાઇ ગયાં છે. છતાં તું તો હજી બાહાદુરોના લોહી રેડવાથી ધરાતો નથી. તેથી હું તો તુંને એક ફાડી ખાનારો સિંહજ ધારી લેઉંછું. સાવેહશાહ કે જે જીવ્યા ત્યાં સુધી ફરતું આસમાન પણ તેને ચાહાતું રેહેતું હતું તેનું તેં ડોકું કાપી કાઢયું છે તથા તેના લશકરનો તેં એવી રીતે ધાણ કાઢયો છે કે તેથી સુરજ અને ચંદ્રને પણ તેઓની દયા લાગતી હતી. હું તેના એક લડાયક શાહની યાદગારી રાખનારો બેટો છું પણ તું તેને પણ તેવાંજ કમીના મોતે મારવા માંગે છે. સર્વે કોઇ મરવાને માટેજ પોતાની માતાથી જનમ લે છે અને તે મોત આગળ સર્વને પોતાની ગરદન નાચારી સાથે સોંપ્ની પડે છે. માટે તું મને જરા આ જેહાનમાં વધારે જીવવા દે કે જેથી હું પણ (હવે પછી) તારાજ બાહાદુરોમાનો એક ગણાવશ. તેં મારી નાહસ્તા નાહસ્તાં પણ પુઠ પકડી છે તોપણ જો હાલે મારૂં મોત નહી હશે તો તું કાંઇ મને પકડી શકવાનો નથી. જો હું પાછો ફરશ તો હાથમાં હથીઆર સાથેજ પાછો ફરશ. પછી તેમ કરતાં હું કે તું માર્યા જવાના. માટે તું તારા માંથાંમાં ગુસ્સાનો આતશ ના ભર અને મગજને ઉશકેરાયલું ના રાખ. કારણકે સરદાર કે લશકર એવી રીતના હોવાં જોઇએ નહી. હું હમણાજ મારી છાવણીના તંબુમાં જાઉંછું અને શું માર્ગ લેવો તેનો ત્યાં વિચાર કરૂંછું. હું પેલા (ઈરાની) પાદશાહ ઉપર હાલના વખતને અનુસરતું એક નામું લખું છું. જો તે મારી માફી કબુલ કરશે અને તે એ લડાઇથી અટકી મારો હાથ સુલેહમાં ધરશે તો હું તેની દરબારનો એક ગોલામ બનશ અને મારા દિલમાંથી સરદારી ભોગવવાના લોભને ઉખેડી કાઢશ. માટે તું પણ તારા મગજમાંથી કીનો અને મારામારી કાઢી નાખ અને તું લડવા આવેલો હોવા છતાં તારી પુર મનશની સાથે હવે મોજમજાહ કર્યા કર."

જ્યારે બેહરામે તેની એવી વાત સમજી ત્યારે તે બુરા દુશમનનું આવું ખુશ બોલવું સમજી તે અટકી ગયો. હવે તે લશકર લડાઇ કરતું અટકયાથી શાહ પરમુદેહ પોતાની છાવણી તરફ પાછો ફર્યો. ત્યાં આવી તેણે લશકરગાહ આસપાસ સઘલે ફરી તે બાહાદુરોના ડોકાં તેમના શરીર સાથે પાછાં ગોઠવ્યાં. જો તે મુરડાંઓને એકઠાં કરી તેનો એક ઢગલો બનાવવામાં આવતે તો તે એક મોટા વિસ્તારની લંબાઈ પોહોલાઇનો એક ડુંગરજ બનતે. જે નામદારો ત્યાં હાજર હતા તેઓએ એ મુરડાંના ઢગલાને "બેહેરામનો ઢગ" એવું નામ

આપ્યું. ત્યાંથી જે કોઇ સ્વારોના હથીયારો કે ચિજો મલી આવી તે પણ સઘળી તે ઢગલા આગળ લેઈ જઇને મુકવામાં આવી.

ત્યારબાદ બેહરામે પાદશાહ હોરમજદ ઉપર પરમુદેહ અને તેના ભારી લશકર માટેનું એક નામું લખ્યું. તેમાં તેણે જણાવ્યું કે, "તુરકીઓ અને તેમના પાદશાહે હમારી ઉપર હુમલો કરવાનું કાંઇ બાકી રાખ્યું નથી. પરમુદેહના દિલમાં તેના બાપનો કીનો ધાઇ આવ્યાથી તે પોતાના દેશથી અવાજેહના કીલ્લા સુધી હમારી સામે ધસી આવ્યો હતો." પેલી તરફ તે પરમુદેહે પોતાના કીલ્લાનો માર્ગ બંધ કરી નાખ્યો અને ત્યારબાદ ત્યાંના લડાઇના અસબાબ વચે તે વિચાર કરતો બેઠો. તેનું બેશુમાર લશકર પણ તેની પુઠે આવી લાગ્યું અને તે કીલ્લા આસપાસ સઘલે છાવણી નાખીને પડયું. ઇરાનીઓ તે કીલ્લા આસપાસ ઘણું ફરી વલ્યા પણ તેની સાથે કેમ લડવું તેની કુંચી કોઇને મલી શકી નહી. આથી બેહરામ બોલ્યો કે, "લડાઈના મેદાનમાં લડતી વખતે ઢીલ કરવી એ કામ ઘણુંજ ખરાબ છે."

પછી તેણે પલાનસીનેહને ફરમાવ્યું કે, "તું આ લશકર વચેથી ત્રણ હજાર માણસોને ચુંટી લે." વળી તેણે ઇજદગુશસ્પને પણ ચાર હજાર પેહેલવાનો ચુંટી લેવા અને તેઓને ઘોડા ઉપર સ્વાર થવાનું ફરમાન આપ્યું. ત્યારબાદ તેણે એવું ફરમાન કાઢયું કે, "જે કોઇ એ દુશમનો વચેથી પકડાય તેઓને તુરતજ ગરદન મારવા. જ્યારે એ પાદશાહ આ મેદાનને લોહીથી નદી જેવું બનેલું જોશે ત્યારેજ તે પોતાની મેળે બાહાર આવશે."

## બેહરામે પરમુદેહ ઉપર પેગામ મોકલ્યો અને પરમુદેહે તેનો આશ્રો માંગ્યો તે વિષે.

બેહરામ એ કીલ્લાના દરવાજા આગળ ત્રણ દિવસ ઠોભ્યો. પણ ચોઠે દિવસે જેહાનને દીપાવનાર સુરજે પ્રકાશવા માંડતાંજ તેણે તે મુલકના તેમજ રૈયતના સરદાર પરમુદેહ ઉપર એક પેગામ મોકલ્યો કે, "ઓ ચીન અને તુરકસ્તાનના નામદાર પાદશાહ! તેં આ જેહાનમાંથી એ કીલ્લાનીજ પસંદગી શા માટે કરી લિધી છે? પેલો જેહાનજીટ સાવેહશાહ, તેનો તમામ ખજાનો, તેનો દોરદમામ, તેના સર્વે હાથીઓ, તેનાં સઘલાં બખતરો, તેના રોશણ રવાનના સઘલા બુજોર્ગો, તેના સઘલા કાવાદાવાઓ અને તેની જાદુઇઓ એ સઘલું કયાં ગયું છે કે તું હાલે આ હાલતે એક ખુણું પકડી બેઠો છે? શું તુરકસ્તાનનો તમામ મુલક તુંને બસ થતો નહી? જેહાનમાં તારાં

બાપ જેવો તો કોઇ પણ શખ્સ ગણાતો હતો નહી. પણ હાલે તું તો કપાલ કુટતો અને આંખોમાંથી આંશુ પાડતો એક ઓરત માફક આ કીલ્લામાં ભરાઈ બેઠો છે. હજી પણ તું આ કીલ્લાના દરવાજા ખોલી નાખી મારી માફી માંગી લે અને તે જેહાનના પાદશાહ (હોરમજ) આગળ મારી દોસ્તી કબુલવી કર. આ કીલ્લામાં ભરેલો ખજાનો અને પૈસા બાહાર કાઢીને તે સઘલાની કોઠલીઓ આ મેદાનમાં મોકલી આપ. જો એ ખજાનો તું પોતે રાખવા માંગતો હોય તો તારા મુલક ઉપરથી તું તારો હાથ ઉઠાવ. કારણકે એક પાદશાહ આગળ તો પૈસો ટકો તુચ્છ ગણાવો જોઇએ. ઇરાનમાં તે પાદશાહની દરબારમાં હું તારી તરફથી વચે પડશ અને તારી હીમાયત કરશ. ત્યાંના તમામ સરદારો વચે હું તુંનેજ વડો સરદાર કરશ અને હું તારેજ માટેના સારા અને ભલા વિચારો કરશ. જો તું કાંઇ એવો ભરમ ધરાવતો હોય જે ભરમ ફળવે તારો દલગીર જીવ ખુશ બનતો હોય તો તે તારો ભરમ તું મારી આગળ ખોલી દે અને તારૂં કાંઇ કામ મુશકેલ બને ત્યારે તું મારીથી દુરી ધરતો ના. જાણ કે હુંજ તુંને માફી બક્ષુ છું અને સારો માર્ગ સોધી લેવાનું હું તારીજ મુનશફી ઉપર છોડું છું. નહી તો કે તું પણ તારા બાપનીજ માફક બેજાન બન્યો હતે અને છોકરાં બચ્ચાં વગર તારાં કુટુંબથી દુર પડયો હતે. પણ જો હજી કોઇ તુંને લડાઇમાં મદદ આપે એવો તારો મદદગાર હોય તેમજ તું તારી પાસે પુશકલ દોલત અને ખજાનો ધરાવતો હોય તોજ તું તારી એ કોશેષ ચાલુ રાખજે અને પાછો ફીનો લેજે. પણ તારી એ સઘળી દોલત ખપી જવે તારી આગળ કોઇપણ સીપાહ ઉભો રેહેવાનો નથી."

જ્યારે તે એલચીએ પરમુદેહ આગળ આવીને એ પેગામ કહી સમજાવ્યો અને તે એ નામદારી સોધતા શખ્સે સમજ્યો ત્યારે તેણે તેને જવાબ દિધો કે, "તું પાછો જઇને તેને કેહે કે, તું જેમ બને તેમ આ જેહાનનો ભરમ જાણવા ના માંગ. મને લાગે છે કે, તું (તારી આગળી જીટોથી) મગરૂર બની ગયો છે, પણ એ ફળ તું તારી મેહેનતે અને તારી સોધથીજ પાંમ્યો છે. પણ એ તારી ફતેહો વચે તું એમ બાહાદુરીથી કુસ્તી ના રમ, કારણકે તું તો અત્રે એક નવો સવો જવાન છે જ્યારે આ દુન્યા તો ઘણી પુરાણી છે. વળી એ ફરતા જમાનાનો ભરમ કોઈ પણ જાણી શકતું નથી તેમજ તે કદિપણ આપણને પોતાનો ચેહેરો દેખાડતો નથી. એક મોટા દરજજાનો શખ્સ અફસોશમાં પડે એ સારૂં નથી. એમ તો મારી પાસે પણ મોટું લશકર, હાથીઓ અને અસબાબ હતો, પણ ઉંચું આસમાન હમારી સાથે દગો રમ્યું છે. માટે તું પણ તારાં દિલને ફુગરાવા ના દે. પેલો ચાલાક જેહાનનો માલેક અને

શેહેનશાહ મારો બાપ થતો હતો, કે જેણે પણ ઘણી ઘણી લડાઇઓ જોઈ હતી. આ જમીન તો તેના ગોલામ જેવી અને તેના ઘોડાની નાળ બરોબર ગણાતી હતી, તેમજ આસમાન પણ તેનો દોસ્ત બની તેનાજ હોકમ મુજબ ચાલતું હતું. તોપણ તેને જે નહી મેલવવા ઘટતું હતું તે મેલવવા માંગ્યું અને તેવા નાદરૂસ્ત વિચારથી તે પાછો હટયો નહી. પણ તેના કાવાદાવાઓ ઉપર હુનર ફાવી નિકલ્યાથી દુશમનો તેના ઉપર દુરથી હસે છે. તું જ કહે છે તેમ મારા બાપના લશકરનો શુમાર સુરજ અને ચંદ્રના તાપથી પણ વધારે હતો. તેની પાસે પાદશાહો રાખી શકે તેવાજ હાથીઓ અને ઉંટો હતાં, પણ તે એક ચક્કરનો આંટો ફરે એટલી જડપે જતાં રહયાં છે. જાણ કે તેનો વખત બરગસ્તે બન્યાથી એમ બન્યું હતું. તેજ પ્રમાણે હાલે જેમ તું ખુશાલ અને જેહાનને દીપાવનાર બન્યો છે તેવાજ તું રેહેનાર નથી. તું પણ આ ડંખતી દુન્યાથી ડરતો રેહે અને પાવઝેહેરમાં ઝેહેર ના ભેલ. જેનો લોહી રેડવાનોજ ધંધો બને છે તેને માટે દુશમનોના દિલ વિચારવંત રહે છે. કારણકે બીજા બાધુરોના જેમ લોહી રેડયાં તેમ તેનું પણ લોહી રેડાશે એમ કોણ ધારે છે. જો તું આ તુરકી મુલકનો નાશ કરશે તો આખરે તુરકીઓ પણ લડાઇ ઉઠાવી કીનો લેશે. જો કદાચને હું તારી આગળ આઉ તો મને એવી ધાસ્તી છે કે તું આખરે મારો જીવ લેશે. હું એક પાદશાહ છું જ્યારે તું એક ગોલામ જેવો છે. તેથી તેમ કરી હું પાદશાહ જેવો તું ગોલામ આગળ હલકો પડું. હું કાંઈ તારી સામે લશકર વગર લડવા આવ્યો નથી. તેથી મારા એમ કર્યાથી તો મારા ખેરખાહો મને દીવાનોજ માની લે. પણ જો હું તારા પાદશાહ પાસેથી માંરી માંગશ અને તેની આગળ તાબેદાર તરીકે જવશ તો મને કોઇનો પણ ઠપકો રેહેશે નહી. ત્યાર પછી આ કીલ્લો તેમજ ખજાનો અને મારી રૈયત એ સઘલું તુંને તાબે થશે. ત્યારે તું આ નામીચી જમીન ઉપર તારાં પગલાં લાવશે તો વાજબી ગણાશે."

તે એલચીએ બેહરામ આગળ પાછો આવી તેને એ પેગામ કહી સમજાવ્યો જેથી બેહરામને પણ ખુશાલી ઉપજી.

## બેહરામ ચોબીને હોરમજ પાસેથી પરમુંદેહ માટે માફીનો પરવાનો મંગાવ્યો અને હોરમજે જવાબ વાલ્યો તે વિષે.

પછી તેણે મોટી પડવીના ફતેહમંદ પાદશાહ હોરમજ ઉપર ફાયદાભરી વાતો સાથનું એક નામું લખ્યું કે, "ચીનના ખાકાને માફી માંગી છે અને

તે લડાયક બેહરામને શરણે આવ્યો છે. પણ તેને એક પરવાના સાથની મારી જોઇએ છે અને તેથી એ ખુશ ખબરની જીયાફત આપવી ઘટે છે. કારણકે જ્યારે એ ચીનનો ખાકાન શરણે આવશે ત્યારે તે મોટી પડી ખોડી હલકા હાલતે પુગશે. પણ એ બાબે તું પાદશાહે તો તેને મારીજ બક્ષવી ઘટે છે. કારણકે હવે મોજમઝાહ તેના મનથી હમેશની દુર થઈ છે."

જ્યારે એ નામુ પાદશાહ આગળ આવી લાગ્યું ત્યારે તેની મુબારક કોલાહ ગોયા આસમાન સુધી પુગી. તેણે તે ફરીની એલચીઓને પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને તેઓને પાદશાહી તખત નજદિક બેસાડયા. પછી તે નામું ત્યાં વાંચી સમજવા ફરમાવ્યું અને તે વાંચનાર ઉપર જવેહરાતના નીશાર કરવા કહયું. ત્યારબાદ તે બોલ્યો કે. "હું પરવરદેગારના શુકરાના કરૂંછું અને તેનીજ બંદગીમાં આજ રાતના ત્રણ પોહર હું ગુજારવા માંગું છું. કારણકે હવે એ ચીનનો ખાકાન આપણો ખંડણીયો બન્યો છે અને તેથી ઉંચું આસમાન મારાં તાજ જેવું બન્યું છે. તે (ખાકાન) પોતાના માંથાંને આસમાનના ચક્કર સુધી ઉંચું ઉચકાયલું રાખતો હતો અને પોતાનેજ જેહાનનો પાદશાહ ગણાવતો હતો. પણ હાલે તું (ખાકાન) ઘણા મોટા મનના પાદશાહનો નોકર બન્યો છે અને તારૂં પાદશાહી માથું તેની આગળ જમીન ઉપર નિચું નમ્યું છે. હવે એ તુરકસ્તાન અને ચીનનો પાદશાહ હમારી તારીફ કરતો બન્યો છે. તેથી તું સુરજ અને ચંદ્રના પેદા કરનાર સાહેબના સુકરાના કરંછું કે તેં મને તે મોટા ઉપર પણ સરસાઇ કરતો કીધો છે. હવે એ બનાવની સચાઇ જાહેર થવે હું મારો જુના વખતથી સંગ્રી મુકેલો ખજાનો ગરીબો ઉપર ખાલી કરશ. તમો સર્વે પણ તેજ પરવરદેગારની બંદગી કરો અને તેમ કરી તમારી નેકીમાં વધારો કરો."

પછી તેણે પેહેલવાન બેહરામના એલચીઓને પોતાની આગળ તેડયા અને તેઓની સાથે ઘણીએક ખુબી ભરી વાતો કીધી. ત્યારબાદ તેણે પાદશાહી જવેહરાતોથી જડેલો કંમરબંધ તથા પાદશાહી સરપાવ અને ઘોડા મંગાવ્યો. એ ઘોડા ઉપરની લગામ પણ સુનેરી બનાવતની હતી અને તે ઉપરની તમામ ૪ળોની નકશીમાં જવેહરાતો બેસાડેલાં હતાં. વળી તેણે તે એલચીઓને પણ પૈસાની કેલીઓ તથા બીજી ઘણીક ચિજોની બક્ષશ કીધી. તેણે એ ખેલાત તે દાનાવ શખ્સ બેહરામને માટે શપુરદ કરતાં તેને પેહેલવાનોના સરદારનો પણ એલકાબ આપ્યો. પછી તેણે ત્યાં મુનશીને હાજર થવા ફરમાવ્યું અને તેને એક રેસમી ટુકડા ઉપર નામુ લખાવાનો હોકમ કીધો કે, "જ્યારે ખાકાનનો બેટો પરમુદેહ મારી દોસ્તી સાધતો આવ્યો છે તો હું તેને મારી દરેક સરજમીન ઉપર મારી બક્ષુંછું. આ પરવાનો લખતી વખતે પરવર-

દેગાર મારો ગવાહ છે. કારણ કે હમો સઘલા તેની આગળ બંદાઓ છીએ અને તેજ હમારો પાદશાહ છે."

વળી તેણે તે જેહાનજીટ પેહેલવાન બેહરામ ઉપર પણ એક નામુ લખ્યું જે બેહેસ્તની માફક સંગારેલુ અને દુવાઓથી ભરપુર હતું. તેણે તેમાં તેને લખ્યું કે, "તું પરમુદેહને તેના લશકર સાથે આ દરબારમાં આવવા માટે ત્યાંથી વિદાય કર. તેમજ તેના લશકરમાંથી તેં જે લુટ મેલવી હોય તે તું તારા માણસો વચે તુરત વેહેંચી આપજે, તથા જે કાંઇ મારે લાયકનું હોય તે તું આ દરબારમાં મોકલી આપજે. પરવરદેગાર તારો જેહાનમાં મદદગાર રેહેજો. હવે જ્યાં જ્યાં આપણા દુશમનો હોય તેઓને તું ઢુંડી કાઢ. નહી તો કે એ દુશમનો વધુ જડ ઘાલીને મજબુટ થશે. માટે હવે તું તેવા દુશમનોને પકડતો થા અને તેઓને તારા કબજામાં લેઇ તેમના મુલકોને બાલી નાખ. કારણ કે તું પોતે મુબારક પગલાંનો અને જેહાનને દીપાવે એવા ગ્રહનો છે. જો તુંને એથી વધુ લશકરની અગત્ય હોય તો તે ખજાના વડે વધારી શકાશે. હમો ઉપર એક નામુ લખતાંજ તુંને જેટલું લશકર જોઇતું હશે તેટલું હમો મોકલી આપશું. વળી તારી સાથના જે ઇરાનીઓએ તારી વફાદારીથી નોકરી બજાવી હોય તેઓના નામ પણ તું તારાં તે નામામાં લખી મોકલજે કે જેથી તેઓએ ત્યાં જે મેહેનત ઉઠાવી હોય તેનો તેઓ મારીથી બદલો પાંમે. તારા એ સીપાઇઓને હું જાગીર બક્ષશશ તેમજ તુંને પેહેલવાનોને ઘટતું તાજ બક્ષશશ.

## પરમુદેહને માફી બક્ષ્યા માટેનું હોરમજનું નામું બેહરામને મળ્યું અને બેહરામને પરમુદેહ ઉપર ગુસ્સે થવાનુ કારણ મળ્યું તે વિષે.

જ્યારે એ નામું પેહેલવાન બેહરામને મળ્યું ત્યારે તે વાંચી તે નામદાર પેહેલવાનનું દિલ ખીલીને જવાન બન્યું. તે એ નામું વાંચી અજબ બન્યો. તેણે પોતાના ઇરાની સીપાઇઓને ત્યાં બોલાવી મંગાવીને તેઓની રૂબરૂમાં તે પાદશાહ તરફનો સઘલો ખેલાત બાહાર કાઢયો. તેથી તે જોઇને સઘલાઓએ આફ્રીન કીધી. વળી એ નામામાં તે ઇરાનીઓ માટે જે શખુનો વપડાયા હતા તે પણ તેઓ આગળ વાંચી સમજાવવામાં આવ્યા. આથી તે પેહેલવાનોએ ત્યાં આફ્રીનનો એવો પોકાર કીધો કે, જેથી તું કેહેશે કે, જાણે જમીન પણ ધ્રુજી રહી.

પછી પરમુદેહને માટે તે નામદાર પાદશાહ તરફની માફીનું જે નામું આવ્યું હતું તે તેણે તેના ઉપર તે કીલ્લામાં મોકલી આપ્યું, જેથી તે પરમુદેહનો

દલગીર છતાં પણ પાછો ખુશ બન્યો. આથી તે પોતાના નામદારીભર્યા ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને તે પાદશાહ હોરમજની ઘણીજ તારીફ કીધી. ત્યારબાદ જે સઘલો અસબાબ કીલ્લામાં હતો તે તેણે બેહરામને સોંપી દિધો અને પોતાનું કામ પુરૂં કીધું. પછી તે બાહાદુર કીલ્લા ઉપરથી નિચે ઉતર્યો અને પોતાના લડાયક ઘોડા ઉપર પવનવેગે સ્વાર થયો અને પેહેલવાન બેહરામની કાંઇ પણ દરકાર કીધા વગર ત્યાંથી પોતાના લશકર સાથે તેણે ચાલુ મુકયું. જ્યારે બેહરામે એમ જોયું ત્યારે તેણે ગમે એટલી તેની પાદશાહી પોતાને હાથ કીધેલી હોવા છતાં એ (તેનું કામ) તેને ગમ્યું નહી. આથી તેણે તે પરમુદેહને ચલાવી લાવી પોતાના લશકર આગળ તેને હાજર કરવાનો હોકમ આપી એક શખ્સને મોકલી આપ્યો. (પરમુદેહના આવ્યા) બાદ બેહેરામે ગુસ્સે બનીને તેને કહ્યું કે, "શું તુરાન અને ચીનની જમીન ઉપર તારી સત્તા ચાલે છે કે તેં મારી રજા વગર એમ માથું ઉચકીને ચાલુ મુકયું? મુરખ સિવાય એવું કામ બીજુ કોઈ કરે નહી."

ત્યારે પરમુદેહે તેને જવાબ દિધો કે, "દરેક અંજુમન વચે અત્રે હુંજ નામદારી ધરાવતો હતો. પણ હાલે હું વગર માંગવે મારી પાંમ્યો છું અને ઉંચાઇની ટોંચ ઉપરથી તુટી પડી નિચાણમાં ગબડયો છું. છતાં ઓ બુરી કરણીના! એવો તું કોણ છે કે તું તારી મરજી ચાહે તેમ મને અત્રે બોલાવી મંગાવે? હમણાજ મને મારીનું નામુ મલ્યું છે અને તે મુજબ હું તેજ પાદશાહ આગળ જવા માંગુ છું. હવે મારી તરફ એક ભાઇ દાખલની દિલશોજી તેજ દેખાડી શકશે અને મારી ઉપરના બુરા વખતને તેજ દીલશાથી હલકો બનાવશે. તુંને હવે મારી સાથે લાગેવલગે છે શું? મેં મારૂં નસીબ, મારી નચિંતાઈ અને મારી સઘલી ચિજો તો તુંને તાબે કીધી છે."

એમ સમજી બેહરામ ગુસ્સે થયો અને તેની આંખો લોહીથી લાલ બની. પરમુદેહના એમ બોલવાથી તેને માઠું લાગ્યું. તેથી તેણે ઉશકેરાઇને એક નાલાયકને ઘટે તેવી રીતે તેને ચાબુકનો એક ફટકો લગાવ્યો. તેમજ તેના માણસોએ તુરતજ તેના પગો બાંધી તેને બંધીવાન કીધો અને તેને એક નાના તંબુમાં કેદ પુર્યો. જ્યારે ખરરાદબુર્જે'ને એમ બનતાં જોયું ત્યારે તે બોલ્યો કે, "આ પેહેલવાનમાં કાંઇ અક્કલ હોય એમ મને લાગતું નથી." પછી તેણે મુનશીઓના સરદાર આગળ આવી તેને કહયું કે, "ઓ બાહાદુર પેહેલવાન! તે (બેહરામ) તો એક મછરની પાંખ બરોબરની પણ અક્કલ ધરાવતો લાગતો નથી અને તેથીજ તે કોઇને પણ કસી ગણત્રીમાં ગણતો નથી. માટે આપણુને

તેને એ કેહેવું જોઇએ છે. કારણ કે તેમ કરવા સિવાય બીજો ઉપાય નથી. તેનામાં ગુસ્સા જેવી બીજી બુરી એબ કાંઇ નથી."

પછી તે બન્ને શખ્સો ફીકકે ચેહેરે બેહરામને નશીયતની વાતો કહી સમજાવા માટે ગયા. તેઓએ તેને કહયું કે, "તેં તારી સઘલી મેહેનતને બરબાદ કીધી છે. એક નામદારનું મગજ ગુસ્સાના આતશથી ભરેલું રેહેવું જોઇએ નહી." બેહરામ પણ સમજી ગયો કે, તેનાથી એ બુરૂં કામ થઇ ગયું છે અને સુકકી ઈતરડીને પાણીમાં ફેંકી દેવાઇ છે. આથી તે પશેમાન બન્યો અને પરમુદેહને બંધથી ખલાશ કીધો અને તેણે પોતાની આવી વર્તણુક માટે પોતાના મગજ ઉપર હાથ અફાલી પસ્તાવો કીધો. તેણે તેને માટે એક સુનેરી લગામ સાથનો ઘોડો તેમજ સુનેરી મ્યાન સાથની એક હીન્દી તલવાર મોકલી આપી. તેમજ તેના દલગીર થયલા જીવને ખુશાલી આપવા માટે તુરતજ પોતે પણ તેની આગળ દોડી ગયો. ત્યાં પરમુદેહે પોતાની કંમર બાંધી તથા પોતાના જડપ ચાલના ઘોડા ઉપર સ્વાર થયો ત્યાં સુધી તે તેનીજ આગળ ઉભો રહયો. વળી તે સપેહસાલાર તેને વલાવવાને પણ તેની સાથે ગયો. પણ તેમ કરતાં તેણે જોઈ લિધું કે, એ પાદશાહનો ચેહરો હજી પણ તાજો બન્યો નથી.

આથી તેણે તેને વિદાય કરતાં કહયું કે "શું હજી પણ તમો મારા ઉપર ગુસ્સે છો? જો તેમ હોય તો એ મારી વાત ઇરાનના શાહ આગળ કેહેજો. પણ એવી વાત કીધાથી તમુને પણ કાંઇ સોભાભર્યુ લાગશે નહી." ત્યારે ખાકાને તેને જવાબ દિધો કે, "મારી ઉપર જે કાંઇ ગલબો થયો છે તે મારે નસીબે થયો છે જેને માટે હું પરવરદેગાર આગળ ફર્યાદ પોકારશ પણ એ વાત લોકોમાં જાણી ચરવાય એવું હું પોતે પણ ઇચ્છનો નથી. પણ જો એ ખબર તારા પાદશાહને પુગે નહી તો આ સઘલી મોટાઈ તેને ઘટતી નથી (એમ હું સમજશ). મેં જે બંધીખાનું સેહેવ્યું તે મને ફરતા આસમાનથી મલ્યું હતું પણ કોઇ બંદાએ મારી સાથે બુરાઇ કીધી છે એમ મારૂં કેહેવું નથી."

તેની એવી વાત સમજી બેહરામનો ચેહેરો ઉતરી ગયો અને તેણે મોહું ફેરવી નાંખ્યું તથા પોતાને ઉપજતો ગુસ્સો બાધુરીથી ગલી ગયો. પછી તેણે જવાબ દિધો કે, "પેલા નામદાર બાધુરોનું કેહેવું ખરૂં પડેલું લાગે છે કે, 'તારે જેમ બને તેમ બુરાઇના બી વાવવાં નહી, પણ જો તેં તેવાં બી રોપ્યાં હોય તો જમાનો તુને તેના ફળ તેવાંજ આપ્યા વગર રેહેવાનો નથી.' તોપણ ઓ નામદાર! તું જેમ બને તેમ એ વાત તે (પાદશાહ) ને કેહેતો ના. મેં પોતે તારા ઉપર જે દિલ લગાડયું તે એટલાજ માટે કે, હું તારીથી નેકી પાંમું. તેથી

તો મેં તારી સઘલી એબો છુપાવીને તે જેહાનના પાદશાહ ઉપર તારી તરફેનમાં નામુ લખ્યું." ખાકાને જવાબ દિધો કે, "એ તો વહી ગયું અને વહી ગયલી વાતને બરબાદ સમજવી. હું પરવરદેગારના સોગંદથી કહું છું કે, તારી સામે હું જરા પણ કીનો ધરાવતો નથી તેમજ મારા દિલમાં એ કીનો વધુવાર રેહેશે પણ નહી. એ તારી બુરાઇ કરતાં બલાઇઓ વધારે છે અને તેં તારી નેકીથીજ મારી રેહેબરી કીધી છે. તોપણ જ્યારે એ લડાઇમાં મારી ખુવારીજ થઇ છે તો આ સુલેહના વખતમાં મારે શાંતીથીજ વર્તવું ઘટે છે. તારે મનથી લડાઇ કે સુલેહ એ સઘલું સરખુંજ છે. તોપણ બેરાક મને તો તારામાં અક્કલ કમ લાગે છે. જ્યારે એક સરદાર પોતાના પરવરદેગારના ફરમાન મુજબનો માર્ગ ધરે નહી તો તેની અક્કલથી બુરાંજ પરીણામો નિપજે છે. તેણે તો પોતાને પરવરદેગારના માર્ગ ઉપરજ સોંફવો ઘટે છે અને દિલમાના બુરા વિચારોને દુર કરવા ઘટે છે. હવે એ વાતને વધુ લંબાવવી ઘટતી નથી. કારણકે હવે તો એ બુરાઇ સીધ્ધી પવનને સોંફઇ છે."

ખાકાનની એવી વાત સમજી બેહરામે જવાબ દિધો કે, "હું ધારૂ છું કે ત્યારે તો હવે એ વાત છુપાવવી ઘટતી નથી. હવે એ હુમલાથી મને કાંઇ કમ નુકસાની પુગવાની નથી. તેથી હું એ બાબદ ઉપર રેસમી ચાદર ઓઢાડું છું. માટે તું ત્યાં (ઇરાનમાં) પુગતાં જે કાંઇ કેહેવું હોય તે તે પાદશાહને કહી દેજે. જોકે તેથી મારી આબરૂને કાંઇ થોડું નુકસાંન પુગશે નહી." ત્યારે ખાકાન બોલ્યો કે, "જે પાદશાહ નેકી બદીનું તોલ કરે નહી અને તેના બંદાએ જે બુરાઇ કીધી હોય તે ઉપર ચુપકીદી પકડે તેવા પાદશાહને તું બેસુધ થયલો હોય તેમજ ધારી લે. જો તે તારો નેકખાહ કે ગોઠગો હોવાથી પણ એમ દુરથી જોતો રેહે (યાને ચુપ બેસે) તો તેને બુરો માની લેવો ઘટે છે."

તેની એવી વાત સમજી બેહેરામ ફીકકો બની ગયો જે ખરરાદ બુર્જને દુરથી જોઇ લિધું. તેથી તે એ આકલા અને ખુનખાર શખ્સ માટે વળી ડરવા લાગ્યો કે રખેને તે તેને પવન વેગે જમીન ઉપર પછાડી દે. આથી તેણે બેહરામને કહયું કે, "ઓ પાદશાહના સપેહસાલાર! તું તેના ઉપર ગુસ્સે થવાને બદલે હવે તેની આગળથી પાછોજ ફર. કારણકે ખાકાન જે વાત કહે છે તે ખરીજ છે. માટે તું એ વાત (પાદશાહ ઉપર) લખી કાઢ અને એને માટે બુરો વિચાર ના લાવ. જો એવી થંડી વાતો નિકળીજ નહી હતે તો તુંને તેમજ તેને એમ દુ:ખી થવું પડતે નહી." ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "એ બુરા હુનરનો શખ્સ તો પોતાના બાપનીજ જગ્યા પાછી લેવા માગે છે" ત્યારે

ખાકાન બોલ્યો કે, "વળી તું એવું બુરૂં બોલવું ના કર. મારા બાપ વગરનું તો બધુ જીવતર નકામું છે. જો જેહાનમાનો દરેક શખ્સ તારાજ જેવો હોય તો તેનું મગજ ધુલથી ભરેલું અને દિલ કાલા ધુમાડાથી ભરેલું ગણાય. તું તો સર્વેનુંજ બુરૂં ચાહે છે પણ તારાથી તેવું કાંઈ ઉપર થઈ શકતું નથી. તારૂં મગજતો જુડાઈ અને જુલમથી ઉંચું ચડેલું છે. ફકટ હું તો તે શેહનશાહનોજ ડર રાખું છું. તે મને જે દુખ કે સુખ દેખાડશે તેનેજ હું વાજબી ગણુશ. બાહુરો વચે ફકટ તેજ મારો બરોબરીઓ છે. હું કાંઇ તેને બુરી મનશનીનો નોકર ગણુતો નથી. તેતો ખાનદાની, હુશીયાર અને ધીરો છે અને તે ઘણા નામદારોની યાદ ધરાવે છે. તેથી હું ઈરાની લશકરના શાહના જીવ અને માથાંના સોગંદથી કહું છું કે, જો તું હવે અત્રેથી મુગો મુગો ચાલી જશે તો ઠીક કે જેથી વધુ બોલાચાલી અને બદખાહીનો વધારો નહી થાય. જે કાંઇ વાતચીત સંભલાય તેનોજ ઉતર મલે છે."

બેહરામ તેની એવી વાત સમજી ત્યાંથી પાછો ફર્યો અને ઉશકેરાયલે મગજે પોતાની છાવણીમાં ગયો. ત્યાં તે લડાયક બેહરામે પોતાના બુજોર્ગો અને પાકીજેહ વિચારના શખ્સોને કહયું કે, "આ બાબદ જે જાહેર તેમજ ખાનગીમાં બની છે તે તે જેહાનના પાદશાહને ખરરાદ બુર્જીને તેમજ બીજા દાનાવો, મોબેદો અને બુજોર્ગ મુનશીઓએ જણાવી દેવી." વળી તે સપેહસાલારે વડા વજીરને કહયું કે, "ઓ દાનાવ શખ્સ! તું હમણાજ પવનવેગે અત્રેથી તે કીલ્લામાં જા અને તે કીલ્લામાં જે કાંઈ સરસામન તથા જેટલો ખજાનો હોય તે જોઈ કાઢ." આથી તે મુનશીએ દિલમાં ડર રાખીને ત્યાં ગયા. બામદાદથી તે રાતના ત્રણ પોહર વહી ગયા ત્યાં સુધી ત્યાંના સામનોની ટીપ કરતાં ઘણાએક કાગલો સાહીથી કાલાં બન્યા છતાં તે લખવાનું કામ પુરૂં થયું નહી. તે કીલ્લામાના સામનનો કાંઈ શુમારજ હતો નહી અને તે સંગરતાં વર્ષો વહી ગયાં હતાં. અરજાસ્પ તથા અફરાસીયાબના વખતના દીનારો તથા પાણીમાંથી મેલવેલાં મોતીઓ તથા ખાનોમાંથી સોધી કાઢેલી સર્વે ચિજો કે જેઓ આસમાનની મદદથી ઉગવા પાંમી હતી તેવી સઘલી ચિજોનો ખજાનો એ અવાજેહના કીલ્લામાં ભરી મુકેલો હતો, અને તેથીજ એ કીલ્લાનું નામ જેહાનમાં મસહુર બન્યુ હતું. એ ચિજોમાં પેહેલી ચીજ તો સીયાવક્ષનો કંમરબંધ હતો જેના દરેક મોહરામાં જવેહરાત બેસાડેલાં હતાં. વળી તેમાં તેના કાનનું લુલક પણ હતું કે જેની આંકની જેહાનના કોઈ તવંગર કે ગરીબથી થઈ શકતી હતી નહી. પાછલથી કએખસરૂએ એ લુલક લોહરાસ્પને વારસામાં આપ્યું હતું અને તે લોહરાસ્પ ગુશતાસ્પને આપી ગયો હતો. પણ અરજાસ્પે એ

સઘલું ગુશતાસ્પ પાસેથી છુટી લેઈ આ કીલ્લામાં ભર્યુ હતું. એ બનાવ કયારે બન્યો હતો તેની પણ કોઇને ખબર હતી નહી. આવી સઘલી ચિજો કે જે તે આઇતા ખજાનામાં હતી તેની તેઓએ એક નોંધ ઉતારી. એ સઘલી ચિજોનો નજુમીઓથી કે મુબારક પગલાંના મોટા લોકોથી શુમાર પણ થઈ શકતો હતો નહી. વળી બેહરામે એક બોલકનો, રોશણ દિલનો અને સારી યાદદાસ્તવાલો એક મુનશીને ત્યાં મોકલી આપ્યો જેણે ત્યાં આવીને તે કીલ્લામાં તેમજ લડાઈના મેદાનમાં જે સઘળો સામન હતો તે એકઠો કીધો. આ સામનમાં બે કાનના લુલકો હતાં તથા હીરા અને મોતીની બનાવતના બે જોડા પણ હતા જેના ઉપર કસબી તારોથી ભરત ભરવામાં આવી હતી તથા તે ઉપર સૌથી ઉંચાંમાં ઉંચાં મોતીઓ તાંકી લિધાં હતાં. વળી તેમાં યમનની બનાવતની સુનેરી વણુત કીધેલી બે ચાદરો પણ હતી જેનું વજન તોલતાં સાત મન થતું હતું. પણ સપેહસાલાર ( બેહરામ ) અપ્રમાણીક અને ખંધો હતો અને ત્યાં એ ચિજોનો દાવો કરનારૂ પણ કોઈ હતું નહી. આથી તેણે તે કીંમતી યમની બે ચાદરો બાજુએ કરી દિધી તેમજ પેલા બે જોડા પણ તે ટીપમાં નોધ્યા નહી.

ત્યાર પછી તેણે ઇજદગુશસ્પને પોતાના ચુટેલા સ્વારો સાથે ઘોડા ઉપર સ્વાર થવા ફરમાવ્યું. આથી એ સઘલો સામન તે પાદશાહની દરબારમાં લેઇ જવા માટે તે પેહેલવાનોના લશકર વચેથી તેવા એક હજાર સ્વારો ચુંટી કાઢવામાં આવ્યા. આવો ખજાનો આદરગુશસ્પના કેબલા માટે લેઈ જવા સારૂં તે સઘલા બાહુરો ઘોડેસ્વાર થયા. વળી ઈરાનને માટેનો સામન લેઇ જવા માટે તો તેણે ખુશખુશાલ અને ખુશાલ જીવે ઉંટોના સો કાફલા બાહાર પાડયા. પછી ચીનના ખાકાને હરોલમાં ચાલવા માંડયું અને એ સઘલા સ્વારોએ તેની પુઠે જવા માંડયું. એ પ્રમાણે ખાકાન પોતાના સ્વારો સાથે ત્યાંથી ( ઈરાન ) જવાને બાહાર પડયો.

## પરમુદેહ બેહરામે મોકલી આપેલા ખજાના સાથે હોરમજ આગળ આવી લાગ્યો તે વિષે.

જ્યારે તે જેહાનના પાદશાહને એ બાબદની ખબર થઇ ત્યારે તે માથે તાજ પેહેરી અને હાથમાં રાજદંડ ધરી ઘોડા ઉપર બેઠો અને પોતાની દરગાહ તરફ આવી લાગ્યો તથા ત્યાં તે ખાકાનના દીદાર જોવાની આરજુ કરતો અમાસી ઉપર બેઠો. એ પ્રમાણે હોરમજ પરમુદેહ માર્ગમાંથી આવતો જણાયો ત્યાં સુધી ત્યાં ઠોભ્યો કે જેથી તે ત્યાંથી ( તેને આવકાર આપવા માટે ) પોતાના લશકર સાથે નિચે ઉતરે તથા હરોલમાંથી તેને ચાલી આવતો જોઇ શકે. તે

નામદાર તેની સઘળી વાતોથી ઘણો વિચારમાં પડયો હતો. તેવામાં ખાકાન ઈજદગુશસ્પ વજીરની સાથે સ્વાર થઈ આવતો જણાયો. તેના ઘણા નજદિક આવી લાગતાંજ તે જેહાનનો પાદશાહ પણ પોતાના લશકર સાથે તેને સામો લેવાને ગયો. તેથી ખાકાન ઘોડા ઉપરથી નિચે ઉતરી પડીને તે ઇરાની પાદશાહ આગળ તુરત ચાલતો આવ્યો. પછી તે જેહાનનો પાદશાહ ત્યાં ઠોભ્યા વગર પોતાના કાલા અરબી ઘોડા ઉપર પાછો સ્વાર થયો અને તેણે પોતાના બાહુર ઘોડાને ત્યાંથી આગળ હંકાર્યો. તે તેની સાથે એ અગાશી ઉપર એક પળ પણ ઠોભ્યો નહી. ખાકાને પાદશાહનીજ પુઠે પોતાનો ઘોડો હાંકીઓ અને દરવાને તુરતજ તેના ઘોડાની લગામનો કબજો લિધો. આથી પરમુદેહ પોતાના ઘોડા ઉપરથી તુરત નિચે ઉતરી પડયો અને પોતાના દમામથી તે નોકરને આંજી નાખ્યો.

ખાકાન તે પાદશાહના તખત આગળ આવી લાગતાંજ પાદશાહે તેને ગરમ આવકાર આપીને નવાજ્યો. પાદશાહે તેની ખેરઆફીયત પુછી અને પછી તેને પોતાની આગળ જગ્યા કરી બેસાડયો અને તેના તરફ ખુરાઇ વાપડવા માટે તે અંતકરણથી દલગીર થયો. તેણે તેના ઉતારા માટે એક લાયક જગ્યા તૈયાર કરાવી અને તેને માટે એક ખુશનુમા મેહેલ ખાલી કીધો, તથા ત્યાં પરમુદેહને લાયક થઈ પડે તેવી અગત્યની ચિજો લેઈ જઇને મુકવામાં આવી. વળી ત્યાં તેની પાસબાની અર્થે લશકર રાખવામાં આવ્યું અને એક મુનશીને ત્યાંનું કામ બજાવવાનું સોંફવામાં આવ્યું. જ્યારે તે ખજાનો જે જે પરમુદેહે મોકલી આપ્યો હતો તે આવી લાગવાની વાતથી તે વાકેફ થયો ત્યારે તેણે તે સઘલો મોંઘી કીંમતનો અસબાબ જે ઉંટો ઉપર લદાઇને આવ્યો હતો તે મેદાનમાં ઉતરાવ્યો. જ્યારે પરમુદેહ માર્ગની થાકથી આશુદો બન્યો ત્યારે તેના આવ્યા પછીના આંઠમાં દિવસે તે પાદશાહે તેને એક જીયાફત આપી. ( તે જીયાફત વચ્ચે ) જ્યારે ખાકાન પરમુદેહ તે દરબારમાં પાદશાહની પાસે ખાણું લેતો બેઠો હતો ત્યારે પાદશાહે સરદારોની દેખરેખ હેઠેલ ઉંટોની પીઠ ઉપર લદાઇને આવેલો એ સઘલો સામન ત્યાં મંગાવ્યો. એ સઘલો સામન લેઇને આવનારાઓની એક માણુસે ગણત્રી લિધી તો તે એકજ દિવસની દસ હજાર માણુસોની મજુરી ગણાઇ. વળી બીજે દિવસે પણ તે પાદશાહ ખાણા ઉપર દારૂ મંગાવી પાછો ત્યાં બેઠો અને વળી પાંચ હજાર મજુરો તે બાકીનો સઘલો સામન ત્યાં મુશકેલીથી ઉઠાવી લાવવા લાગ્યા. ત્યાં આવેલા એ સઘલા સામનથી ખજાનાના સો ઓરદા ભરાઈ ગયા.

જ્યારે એ કામ ઉપરથી તે પાદશાહનું દિલ પરવારયું ત્યારે તેણે ત્યાં એક તખત તથા સરપાવ હાજર કરવાને ફરમાવ્યું અને તે સઘળું તેના લશકર વચે લાવીને હાજર કરવા ફરમાવ્યું. વળી તે સાથે તમામ સુનાનું હીરાજડીત કાનનું લુલક તેમજ કમરબંધ પણ મંગાવ્યો અને એ સઘળું તેણે તે એલચીને ઘણીક તારીફ સાથે બક્ષેશ કીધું. તેથી તે એલચીએ જમીનને બોશો લેઇ પાદશાહને નમન કીધું. ત્યારબાદ તે મીજલશ વચેથી આફ્રીનના પોકારો નિકલ્યા કે "હમારો જેહાનનો શાહ (એમજ) ફતેહભર્યો રેહેજો." પછી ઈજદગુશસ્પ કે જે સઘલી જાહેર તેમજ ખાનગી વાતોથી વાકેફ હતો તેને પાદશાહે તુરત પુછ્યું કે, "એ ફાનાનો મરદાનગીથી અંત લાવનાર સરદાર ચોબીનના કામો તેં ત્યાં કેવી રીતના જોયાં હતાં?" ત્યારે મુનશી ઈજદગુશસ્પે જવાબ દિધો કે "ઓ રોશણ દિલના અને સારી યાદદાસ્તવાલા શાહ! આ મોજમજાહની મીજલશ વચે ચોબીનનું દાસ્તાન કેહેવું એ મીજલશની જમક તોડવા બરોબર છે." તેના એમ બોલવાથી પાદશાહ શકમંદ બન્યો અને તેનો છવ થોડો વખત વિચારમાં પડ્યો.

## બેહરામના અપ્રમાણીકપણાની ખબર હોરમજને થઇ અને તેથી તેણે ખાકાન સાથે બંધોબસ્ત કીધો તે વિષે.

તેવામાં તે મોટા મુનશી તરફનું નામું લેઇને ત્યાં એક બાહુર ઉંટ સ્વાર આવી લાગ્યો. તેમાં તેણે લખ્યું હતું કે, "જેહાનનો પાદશાહ જાવેદાન ખુશાલ રેહેજો અને તેના ગોલામોને તેના તાજદાર માથાંની ધાક રેહેજો. તું જાણ કે આ સામન વચે યમનની બનાવતની બે મોંઘી ચાંદર હતી, તથા વળી કીંમતી જવેહરાતો જડેલા બે જોડા પણ હતા. વળી તેમાં સરદાર સીયાવક્ષ કે જેની દાનાઇ આપણી વચે હજી યાદગાર રહેલી છે તેના પોતાના કાનના બે લુલકો પણ હતાં. પણ એમાંની તે ચારે ચિજો ઉઠાવી લેવા બાબે જો પેહેલવાનો ગુસ્સે થાય તો તે અજબ જેવું નથી."

પછી તે નામદારે શાહકને પુછ્યું કે, "ત્યાં તેં જે જોયું હોય તે મને કહી સમજાવ" આથી શાહકે તેને તે માટેની સઘલી વાતો કહી સમજાવી; જેથી તે બાહુર પાદશાહને તેના ઉપર ઘણો ગુસ્સો ઉપજ્યો. આથી તુરતજ પાદશાહ બોલ્યો કે, "ચંદ્ર સુધી પોતાનું માથું ઉંચે ચઢાવનાર ચોબીન પણ પોતાનો માર્ગ ભુલ્યો છે. એક તો તેણે બુરી તોખમના માણસની માફક આ

ચીનના ખાકાનને ફટકાવી કાઢ્યો અને બીજું તો પાદશાહ સિવાય તેને કામ નહી લાગે તેવા કાનના લુલકો તેણે રાખ્યાં છે. એમ કરી તેણે ઉઠાવેલી સઘલી મેહેનત ધુલમાં નાખી છે અને તેની દાનાઇ તથા ઈનસાફ એ સઘલું ગેર-કાયદેનું બન્યું છે."

એટલું કહી તેણે પરમુદેહને પોતાની આગળ બોલાવ્યો અને તેને નામીચી જગ્યાએ બેસાડયો અને રાતે પોતાના કાલાં જુલફાં પાંઠર્યા ત્યાં સુધી તેઓ ત્યાં ખાતાપીતા બેઠા. ત્યારબાદ તેણે ખાકાનને કહયું કે, "જો તું આ મારી વાત કબુલશે તો મારા તરફનો તું વધારે મીઠાશ (ચાહા) મેલવશે." એમ બોલ-તાંજ તે જ્યાં બેઠો હતો ત્યાંથી હાથ લંબાવીને તેનો હાથ પકડયો જે બનાવથી પરમુદેહ અચરત બન્યો. હોરમજે તેને કહયું કે, "તેં જે સોગંદ લિધા હતા તે ફરીથી પાછા લે કે, તુંને સોફાયલું સઘલું કામ તું બજાવશે. બીજું એકે, અત્રેથી તું વિદાય થતાં તું મારી તરફથી અને આ અંજુમનના નામદારોથી ફરે નહી."

આથી પરમુદેહે દાહાડાની રોશણીના, અંધારી રાતના, બુધ તથા બ્રેસ્પતી સંતારાઓને પ્રકાશ આપનારા સર્વેથી ચઢતા પરવરદેગારના, નામદાર પાદશા-હના તાજ તથા તખતના, પાદશાહી વીટી તથા કોલાહના અને આદરગુશસ્પના સોગંદ લિધા કે, ખાકાન પોતાના પાદશાહ તરફની વફાદારીથી કદિપણ પોતાનું દિલ ફેરવશે નહી અને તે તેના કોઈપણ કામથી બેદિલ બનશે નહી. જ્યારે એ સોગંદ લેવાઇ રહયા ત્યારે તે પાદશાહોએ ત્યાંથી ઉઠી પોતાના ખેલવત-ગાહમાં જવાની તૈયારી કીધી.

સહવારે પીલા આફતાબે પાહાડ પછવાડેથી પોતાનું માથું બાહાર કાઢ-તાંજ તથા તે તાજદારોના મગજ ઉંઘમાંથી ફારેગ થતાંજ તે મોટા દરજ્જાના પાદશાહ હોરમજે સુનેરી રૂપેરી ચિન્હો, ઘોડાઓ, તોપીઓ, જહવેરાત જડેલા સુનેરી કંમરબંધો, હારો, સાંકલીઓ અને કાનના લુલકો સાથનો એક ખેલાત તૈયાર કરાવ્યો. તેમા સુનેરી લગામ સાથના અરબી ઘોડાઓ તથા સુનેરી મ્યાન સાથની તલવારો પણ હતી. એ સઘલું તે પાદશાહે ખાકાનને માટે મોકલી આપ્યું અને પછી તેને વિદાય કરવાને પાદશાહ પોતે તેની સાથે બે મંજલ સુધીના માર્ગમાં ગયો. ત્રીજી મંજલ આવતાંજ ખાકાને લાંબી મુસાફરી ચાલુ કીધી અને પાદશાહ તેને દુવા ઇચ્છી ત્યાંથી પાછો ફર્યો.

જ્યારે પેહેલવાન બેહરામને પાદશાહે પરમુદેહને ખેલાત આપવા બાબેની અને ચીનનો ખાકાન ત્યાંથી ખુશાલ પાછો ફરતો હોવાની અને માર્ગમાંથી ત્યાં આવી લાગ્યાની ખબર થઇ ત્યારે તે સ્વારોનો પેહેલવાન ત્યાં જે બીજા મોટા દરજ્જાના વજીરો હતા તેઓની સાથે તેને લેવા જવા માટે માર્ગમાં આગળ

વધ્યો તથા તે જ્યાં જ્યાંથી પસાર થવાનો હતો ત્યાંનાં શેહેરો, ગામડાંઓ, મનજલ કરવાની જગ્યાઓ, પાહાડો અને જંગલમાં સઘલે ઘાસચારો મોકલી આપ્યો. તેના નજદિક આવતાં બેહરામ પસતાવો કરતો તેની આગળ ઘોડાને હંકારી ગયો. પોતાના બુરા વિચાર માટે તેનો જીવ શરમીંદો બન્યો હતો તેથી તેણે પરમુદેહને જોતાંજ તેની તારીફ કીધી. પણ ખાકાને તેને જોતાંજ મોઢું ફેરવી નાખ્યું તથા તેણે જે ઘાસચારાની, પૈસાની કેલીઓની અને બીજી જે ભેટો મોકલી હતી તે તેણે કબુલ રાખી નહી. છતાં બેહરામે તો તેની સાથે આગળ માર્ગ કાપ્યાજ કીધો અને તેટલાં ખાકાને તેની તરફ જરા પણ નજર કીધી નહી. એ રીતે બેહરામે ખાકાનની સાથે ત્રણ મંજલનો માર્ગ કાપ્યો. પણ તેટલાં પરમુદેહે તેને એક પણ દિવસ પોતાની આગળ બોલાવ્યો નહી. ચોઠે દિવસે ખાકાને એક શખ્સને મોકલી તેને કેહેવાડયું કે. "તુંને (મારે ખાતર) ઘણી મેહેનત વેઠવી પડી છે માટે હવે તું અત્રેથી પાછો ફર."

એમ સમજતાંજ બેહરામ ત્યાંથી પાછો ફર્યો અને જડપથી તેણે બલખ તરફનો માર્ગ ધર્યો. તેણે કેટલોક વખત બલખમાં દલગીરી સાથે ગુજાર્યો અને તેટલો વખત પોતાથી થયલાં કાંમો માટે ગમ સાથે પશેમાન થયો. જેહાનનો પાદશાહ હોરમજ પણ તેના ઉપર નાખુશ હોવાથી તે દાનાઇની કોટાઇ માટે તેમજ પોતાથી થયલાં ઉટાવલાં કામો માટે ગમ પકડી બેઠો.

## બેહરામ ઉપર હોરમજે તાણા તપલા ભર્યું એક નામું લખ્યું અને તેને માટે એક રેંટયો, રૂ અને ઓરતનો પોશાક મોકલી આપ્યો તે વિષે.

પછી પાદશાહ હોરમજે એ બેહરામે દિલમાંથી શરમને ધોઈ નાખીને આગળ ચીનના ખાકાનને જે દુખ દિધું તે માટે તથા તેણે હીમતવાન બની જે ચિજો લેવાનો હોકમ નહી તેવી ચિજો (તે ખજાનામાંથી) લેવા માટે તેના ઉપર એક (ગુસ્સાભર્યું) નામું લખ્યું[1] કે, "ઓ નહી ઘટતાં કામોના કરનારા દેવ! મને લાગે છે કે તું પોતે પોતાનેજ ભુલી ગયલો હોવો જોઇએ કે તેં ખાકાન જેવા એક બુજોંગ સાથે આવી તડછોડી કીધી.[2] તેં પરવરદેગારનો હુનર

---

[1] પાદશાહ હોરમજની બેહરામ ઉપર ઈતરાજી ઉતરવાનું કારણ જે ફીરદોસી દર્શાવે છે તેથી જુદુજ કારણ રોલીનસન દર્શાવે છે. તે એ કે પરમુદેહ સાથની લડાઈથી પરવારયા બાદ પાદશાહે તેને રૂમીઓ સાથે લડવા મોકલ્યો હતો પણ ત્યાં તેની બેદરકારીથી તેણે હાર મેલવ્યાથી પાદશાહને તેના ઉપર ગુસ્સે થવાનું કારણ મલ્યું હતું.

[2] એ બેત લખેલી નકલમાં વધુ છે.

પીછાણવાની પણ તજવીજ કીધી નહી અને ઉંચાં આસમાન ઉપર ચઢી બેસવા માંગ્યું. વળી મેં તારે માટે મેહેનત ઉઠાવી મારૂં લશકર, મારી કોશેષ અને મારો ખજાનો પુરો પાડયો તે પણ તું ભુલી ગયો. વળી જે માર્ગ પેહેલવાનોએ લેવો જોઇએ તે તેં લિધો નહી, પણ તેં તારૂં માથું આસમાનનેજ લગાડવા ચાહયું. એ રીતે તેં મારા હોકમનો અનાદર કરી ઉલટાં કામો કરી બજાવ્યાથી તારાં એ સઘલાં કામો માટે હાલે મેં તારે માટે તારા લાયકનો આ ખેલાત મોકલી આપ્યો છે." પછી તે નામા ઉપર પાદશાહી મેહર માર્યા બાદ તેણે એક કાલા રેંટયા સાથે દોરો તેમજ રૂ મંગાવ્યો તથા વળી તેમાં બેહરામને નહી ઘટે તેવી ચિજો જેવી કે બાલની બનાવતનું કાલુ પેહેરણ, એક રાતી ઇજાર અને એક પીલી ચોલી એ સઘલું મંગાવી તેમાં મુકયું. ત્યારબાદ તેણે એક શખ્સ જે એલચીનું કામ બજાવવાને નાલાયક હતો પણ આવો નાલાયક ખેલાત લેઇ જવાનેજ લાયક હતો તેને ચુંટી કાઢયો.

પછી પાદશાહે તેને ફરમાવ્યું કે, "એ સઘલું તું બેહરામ આગલ લેઇ જા અને તેને કહેજે કે, 'ઓ બુરી તોખમના અને હલકી ઓલાદના શખ્સ! તેં ચીનના ખાકાન જેવાને બંધીવાન કરવાની હીંમત કીધી અને તેવા બુજોર્ગોમાનાં એકને નુકસાન પુગાડવા ચાહયું અને તેં કોઇની પણ દરકાર રાખ્યા વગર તે જે તખ્ત ઉપર બેઠેલો હતો ત્યાંથી તેને નિચે ગબડાવ્યો ( તેથી તે માટે તુંને આજ ખેલાત ઘટે છે ).'" તે કાસદ એ ખેલાત સાથે ત્યાં બેહરામ આગળ આવી લાગ્યો અને પાદશાહના સમજેલા સઘલા સખુનો તેને કહી સમજાવ્યા.

## બેહરામ ચોબીને પોતા માટે મોકલેલાં ઓરતનાં કપડાં પેહરીઆં અને તે દેખાડવા તેણે સરદારોને ત્યાં બોલાવી મંગાવ્યા તે વિષે.

જ્યારે તે નામાં સાથે આવેલો એ ખેલાત બેહરામે જોયો ત્યારે તેણે ધીરજથી ચુપકીદીજ એખત્યાર કીધી. તે બોલ્યો કે, "મારી એ નોકરીનો તો મને આવો બદલો મલ્યો છે. એ રીતે એ પાદશાહે મારી સાથે છેડતી સોધી છે. આવા બુરા વિચારનો તો કોઈપણ પાદશાહ હશે નહી. કોઇ બદખાહ પણ મને આવું ના લાયક કેહેણ કેહેવાડે નહી. તોપણ તે બંદાઓનો જેહાનનો પાદશાહ ગણાય છે. તેથીજ તે મને એવો કમીનો સમજે છે. એ પાદશાહની નજદિક મારાજ દુશમનો ભરાવા પાંમ્યા તેનો તો મને વિચાર આવ્યો પણ નહી.

તે પાદશાહની દરબારમાંથી જ્યારનો હું એક નાના લશકર સાથે જડપથી બાહાર પડયો ત્યારથી મેં શું શું કરી બજાવ્યું અને મેં કેટલો કેટલો ગમ, સખતી તથા મુશકેલીઓ વેઠી તે તો સઘલાઓએ જોયું છે. જો આવી મેહેનતોનો બદલો ખોવારી અને નસીબનું એમ ઉલટાઇ જવું હોય તો હું મારા પરવરદેગાર આગળ ફરતાં આસમાનના આવાં કામો માટે ફર્યાદ પોકારશ કે, તેણે તો મારા ઉપરથી પોતાની માયાને એમ ઉડાવી નાખી છે."

પછી તેણે નેકીના પોંહોચાડનાર પરવરદેગારની બંદગી અને યાદ કીધી અને ત્યારબાદ પેલા ખેલાત તરીકે આવેલાં રાતાં પીલાં કપડાં તેણે પેહેરવા માંડયાં, તથા પાદશાહે મોકલેલો પેલો રેંટયો તથા બીજી ચિજો પોતાની આગળ મુકી. ત્યાર પછી તેણે મોટા દરજજાના લોકોને તથા તે જેહાનના શેહેનશાહના નામદારોને પોતાનું લશકર તજી ત્યાં આવવા ફરમાવ્યું જ્યારે તે બેહરામ પોતે દલગીર જીવે ત્યાંજ એમ બેઠેલો રહયો. જ્યારે એ સઘલા જવાનો અને બુઢાઓ ત્યાં આવ્યા અને તે પેહેલવાનને આવી રીતનો પેહેરવાશ પેહેરી બેઠેલો જોયો ત્યારે તેઓ તેના આવાં કામથી અજબ બન્યાં અને તે દરેકના દિલ વિચારમાં પડયાં. પછી તે પેહેલવાને તે લશકરીઓને કહયું કે, "તમારા પાદ-શાહે મારે માટે આવો ખેલાત મોકલી આપ્યો છે. મારી વર્ટણુક માટે તમોતો જાણોછો તેમજ નજરે જોયું પણ છે. હું કેવી રીતે લડયો અને લડાઈ વચે મેં કેમ ભાલાઓ ફેંકયા તેપણ તમોએ જોયું છે. તમારો એ કેઆની શાહ તો તખત ખોહી બેસવાની નાઉમેદી વચે હતો અને આ જેહાન જે તેને મનથી અકારી થઇ પડી હતી તે મારાથી પાછી પ્રકાશતી બની હતી. છતાં તેણે જે આ નાપસંદ ખેલાત મારે માટે મોકલ્યો છે તે એ બુલંદીભર્યા શાહના હોકમ મુજબ મેંતો પેહેર્યો છે. એ પોતે જેહાનનો પાદશાહ છે જ્યારે આપણે તો તેના ગોલામો છીએ. તેથી આપણને તો તેનાજ હોકમ ઉપર આપણાં દિલ અને જીવ લગાડવાં જોઇએ છે. તમો એ દેખાવ જોઇ હવે એ માટે શું કેહેવા માંગો છો? અને એ જમીનના પાદશાહ ઉપર શું કેહેણ મોકલવા માંગો છો?"

આથી સર્વેએ એવો જવાબ દિધો કે, "ઓ હુનરભર્યા નામદાર પેહેલ-વાન! જ્યારે તે પાદશાહનું તારી ઉપર એવુંજ ફરમાન છે તેનું કારણ એ કે તે પાદશાહની દરબારમાં આપણીથી ત્રણ ઘણું લશકર પડેલું છે. પેલો દાનાવ બુઝોર્ગ કે જેનું દિલ અરદેશીરથી તંગ બન્યું ત્યારે તેણે તેને એવું કહયું હતું કે, 'જ્યારે પાદશાહ પોતેજ મારી ખુબી ખામી જોઈ શકતો નથી ત્યારે તો હું તેના તખતથી અને તેના વજીરોથી બેજાર થયો છું.' તેમ જ્યારે એ પાદશાહ પણ તારીજ શરમ રાખતો નથી તો તું તેની આબરૂ શા માટે જાળવે છે?"

ત્યારે બેહરામે જવાબ દિધો કે, "તમારે એમ બોલવું ઘટતું નથી. લશકર પાદશાહથીજ આબરૂ પાંમે છે. આપણે સર્વ તો તેના નોકર છીએ અને તેજ આપણને જાળવનાર અને રોજી આપનાર છે." ત્યારે ઇરાનીઓએ તેને જવાબ દિધો કે, "હમે કંઈ હવે પછી એ પાદશાહની નોકરીમાં હમારી કંમર બાંધવા માંગતા નથી. હમે એને ઇરાનના પાદશાહ તરીકે તેમજ તું બેહરામને તેના લશકરના પેહેલવાન તરીકે માન આપવાના નથી." એટલું કહી તેઓ ત્યાંથી બાહાર પડયા અને તેનો મુબારક મેહેલ તજી તેઓએ જંગલમાં જઇને રેહેવા ચાહયું. પણ તે સપેહસાલારે તે તમામ લશકરને નશિયત દેવાથી આખરે તેઓને એ માટે ચુપકીદી પકડવી પડી.

## બેહરામ ચોબીન શેકારે ગયો જયાં તેણે એક મેહેલમાં એક ઓરતને જોઇ, જેણીએ તેને ભવિષ્યમાં બનનાર બનાવની ખબર આપી તે વિષે.

એ બનાવ બન્યાને બે અઠવાડયાં વહી જવા પછી એ સપેહસાલાર પોતાનો મેહેલ છોડી શેકાર કરવાને જંગલમાં ગયો. માર્ગમાં તેને ઝાડોથી ભરેલું એક જંગલ મલ્યું જે એ નેકબખ્તને ત્યાં દારૂ પી મોજમજાહ કરવાને લાયકનુંજ જણાયું. તેણે એ જંગલમાં એક ગોરખરને જોયું કે જેવું ખુબસુરત ગોરખર કોઇએ પણ જોયું હતું નહી. આથી બેહરામે પોતાના ઘોડાને તેની પુઠે જડપથી દોડાવ્યા વગર ધીમે ધીમે જવા માંડયું. એ જંગલ શેકારના જંગલ તરીકે ગણાતું હતું. પણ તેવામાં તેને ત્યાં એક ઘણો સાંકડો માર્ગ જણાયો. જ્યારે એ તંગ જગ્યા એ જબરૂં ગોરખર પસાર કરી રહયું ત્યારે તેને તે જંગલ વચે એક બાગ માલમ પડયો. બેહરામે ડરયા વગર દમામથી આગળજ વધવા માંડયું જેવામાં તેને એક દમામદાર મેહેલ જણાયો. તેથી બેહરામે તે તરફ ચાલુ મુકયું અને તે ગોરખર પણ તેને માર્ગ દેખાડતું હોય તેમ આગળ વધ્યા કીધું. બેહરામ પોતાના ઘોડાને તે મેહેલ તરફ હંકારી ગયો અને ઇજદગુશસ્પ પણ તેની પુઠેનો પુઠે રહી આગળ ચાલ્યા કીધો. પછી બેહરામે ત્યાં પોતાના ઘોડાની લગામ ઇજદગુશસ્પને સોંપતા કહયું કે, "તું અક્કલ સાથે સાવચેટ રેહેજે." પછી તે કોઇની પણ રાહબરી વગર એ મેહેલના ઓટલા તરફ ગયો. ઇજદગુશસ્પ ત્યાં થોડો વખત તેના મોંઘી કીમતના ઘોડાને પકડીને એમ થોભ્યો હતો તેવામાં પુઠેથી પલાંનસીનેહ પોતાની કંમર બાંધી એક જોરેમંદ ઘોડા ઉપર સ્વાર થઇને ત્યાં દોડતો આવ્યો.

તેથી બાહુર ફેજિદ્દગુશરપે તેને કહયું કે, "ઓ નરસિંહના જેવા યલાન સીનેહ! તું જરા પેલા મેહેલમાં જઇને આપણો સરદાર, બાહુર સપેહસાલાર અને મદદગાર કયાં છે તે જોઇ કાઢ." આથી યલાનસીનેહ વિચારવંત બની પોતાના સરદારને સોધતો તે મેહેલમાં ગયો. એ મેહેલ અને તેનું દીવાનખાનું તેણે એવી રીતનું જોયું કે જેવું ઇરાનમાં તો કોઇએ પણ જોયું યા સમજયું હતું નહી. એ દીવાનખાનાના એક હાથ ઉપર એવો મેહરાબ કાઢેલો હતો કે જેની ઉચાઈ નજરે જોવાઇ પણ શકાતી હતી નહી. એ મેહેરાબની નિચે ત્યાં હીરા મોતી જડેલા પૈયાઓ સાથનું એક સુનેરી તખત મુકેલું હતું જેના ઉપર રૂમી રેસમી કપડાંથી અસતર કરવામાં આવ્યું હતું અને તેના ઉપર પણ જવેહરાતોથીજ ચીતારો કાઢેલા હતા તથા તેની ભોંય સુનેરી બનાવતની હતી. એ તખત ઉપર સરોવર જેવી ઉનચી અને વસંતના જેવા દેખાવની એક ઓરત તાજ પેહેરીને બેઠી હતી. તેણીના માથાં ઉપર કસ્તુરીના જેવા કાલા બે ચોટલા લટકતા હતા કે જે વડે ગોયા તેણી દાનાવોને પણ બંધીવાન કરી શકતી હતી. તેણીના દેખાવ આગળ બ્રેસ્પતી પણ જાંખ મારતો હતો. તેણીનો એ ચેહેરો જોતાંજ અક્કલ પણ ગુમ બનતી હતી. તેણી એક ઠાંભ જેવી ઉંચી લાગતી હતી અને તેનો રૂપાં જેવો ચેહેરો હતો જે ચેહેરાની પ્રકાસ્તા ખોરશેદને પણ અદેખાઈ ઉપજતી હતી.

લશકરનો પેહેલવાન બેહરામ તેના સુનેરી તખત આગળ એક નિચી બેઠક ઉપર બેઠેલો હતો. તેનો નોકર (યલાનસીનેહ) તે પરી રૂપ પુટલી તરફ નજર ઠેડવી ઘણો વખત ઉભો. જ્યારે તે ઓરતે એ પલાનસીનેહને ત્યાં જોયો ત્યારે તે બોલી કે, "ઓ ખુબસુરત શખ્સ! તું તો એ બેહરામનો નોકર લાગે છે. માટે તું અત્રેથી ચાલી જા અને પેલા સિંહ જેવા દિલના શખ્સને કેહે કે, અત્રે તારીથી આવી શકાતું નથી. તું તારા દોસ્તો સાથે ત્યાંજ થોભ. આ તારો સરદાર પણ હમણા તમારી આગળ આવી લાગશે. તું તેને બેહરામ તરફથી પણ એવોજ પેગામ પુગાડજે અને તેના ભમતાં દિલને આરામ આપજે."

આથી તે કાસદ તે મેહેલમાંથી તુરતજ લશકર આગળ જઇને કેહેવા લાગ્યો કે, "હાલે તું એ ઘોડાને તબેલામા લેઇ જા અને સઘલાઓને માટે ગલીચા પંઠરાવ." વળી તે ખુબસુરત મેજબાનના હોકમથી ત્યાંના બાગબાને આવી બાગના દરવાજા પણ ખોલી નાખ્યા. ત્યારબાદ મોટા લોકોની નોકરી બજાવનાર એક મોબેદ તેઓને જમાડવાની બાજ ધરવા માટે બરસમ સાથે

આવી લાગ્યો. ત્યારબાદ તે બાગમાં જગ્યે જગ્યે ખાણાના ખુમચા લાવી મુકયા અને તેઓને તેઓના ધારવા કરતાં બીસ્યાર ખાણું પીરશવા માંડયું. ખાણુ ખવાઇ રેહેતાંજ તેઓ જ્યાં બેઠા હતા ત્યાં તે બાધુરોના ઘોડા લાવી હાજર કરવામાં આવ્યા.

તે ઓરત આગળથી છુટા પડતાં બેહરામે તેણીને કહયુ કે, "તારૂં તાજ બ્રેસપતી સેતારાની જોડી બનજો." ત્યારે તે ઓરતે તેને કહયું કે, "તું પણ હંમેશાં ફતેહભર્યો સંતોખી અને અક્કલભર્યો રેહેજે. કારણકે તુંજ ઇરાન તેમજ તુરાનનો હવે સરદાર ગણાશે અને પેહેલવાનો તેમજ સિંહના જેવાઓનો શેહેનશાહ બનશે. જા હવેથી ઇરાનનું તખત અને તાજ તારૂં બનશે અને જેહાન પણ તારીથીજ પોતાની પીઠ સીધ્ધી રાખી મગરૂરી લેશે. માટે હવે તું જઇને આ તારી તલવારથી જેહાનને જીટી લે અને આ જમીનની સપાટીથી તે સેતારાઓની ઉંચાઈ સુધી તું તારીજ પાદશાહ સ્થાપ." એ ઉપરાંત તેઓએ ત્યાં ઘણીક ખાનગી વાતો કીધી પણ તે એ બંને સિવાય બીજા કોઇને ખબર હતી નહી.

જ્યારે બેહરામ તે બાગમાંથી બાહાર આવ્યો ત્યારે તું કેહેશે કે, જાણે તેની આંખોમાંથી લોહીજ તપકતું હતું. તેની મનશની જુદી તરાંહની હતી જ્યારે તેનું બોલવું જુદી તરાંહનું હતું. તું કેહેશે કે, જાણે તેણે પોતાનું માથું પરવીન સેતારા સુધી ઉચકયું હતું. તેજ પળે પેલું નર ગોરખર પણ (પાછું) ત્યાં આવી લાગ્યું અને તે સપેહસાલારે તેની પુઠે પુઠે પોતાના ઘોડાને હંકાર્યો. તે ગોરખરે બેહરામ એ ગીચ જંગલમાંથી બાહાર નિકલ્યો ત્યાં સુધી તેને માર્ગ દેખાડયો. પછી બેહરામ શેકારેથી પાછો શેહરમાં ગયો પણ તેણે કોઈપણ સીપાહ આગળ એ વાત કીધી નહી. પણ ખરરાદ બુર્જને તેના તરફ જોવા કીધું અને પછી તેને પુછયું કે, "ઓ સાચા સરદાર! પેલા શેકારના મેદાનમાં કોઇએ કદિ નહી જોયલો અને કદિ નહી સમજેલો એવો અજબ બનાવ શું બન્યો?" પણ તે પેહેલવાને તેને કાંઈ જવાબ દિધો નહી. આથી તે દલગીર બની પોતાના ઘેર પાછો ફર્યો. ત્યાર પછી કોઇએ પણ, એ શું બનાવ બન્યો અને શું થયું તે માટે બેહરામને પુછવાની હીંમત કીધી નહી.

# બેહરામે પાદશાહી શાહારીતી એખત્યાર કીધી અને તેથી ખરરાદબુર્જીન અને ઇજદ-ગુશસ્પ તેની આગળથી નાહાસી ગયા તે વિષે.

બીજે દિવસે રાતનો અંધકાર દુર થઇ રૂપેરી પ્રકાશ ફેલાતાંજ અને પ્રકાશતા સુરજનો પીળો ચેરાગ દેખાતાંજ બેહરામે ત્યાં રેસમી બનાવતનો ચીનાઇ ગાલીચો પંઢરાવ્યો જેથી તું કહેશે કે, ત્યાંની જમીન જાણે આસમાન હોય તેવી (સેતારા અને સુરજ તથા ચંદ્રના ચિતારવાલી) બની. તેણે પોતાના મેહેલમાં સઘલે સુનેરી ખુરસીઓ મુકાવી અને તે ઉપર કસબી ભરતના ટકીયાઓ મુકાવ્યા. વળી ત્યાં સુનેરી બનાવતની નીચી બેઠકો પણ લાવી મુકી અને પછી તે લશકરનો પેહેલવાન ત્યાં તખત ઉપર બેઠો. વળી તેણે એ બેઠકની જગ્યા શાહનશાહોને છાજતી ધપે સંગારી તથા પોતે માથાં ઉપર મોટાઈ દેખાડનારૂં તાજ પેહેર્યું.

તેની આવી હીલચાલ મોટા મુનશીએ તપાસ્યા કીધી અને તેથી તે પાંમી ગયો કે એમ કરીને તેણે પાદશાહી મેલવવાની હીંમત કીધી છે અને એ રીતે બાધુર બન્યો છે. જ્યારે તે ખરરાદબુર્જીનને મલ્યો ત્યારે તેણે જે કાંઈ જોયું અને જાણ્યું હતું તે તેને કહી સમજાવ્યું. એ વાત સમજતાંજ ખરરાદ-બુર્જીન પણ પાંમી ગયો કે, વળી એક લાંબા વખતની મુશકેલી ઉઠી ઉભી થઈ છે. ત્યારબાદ તે બોલ્યો કે, "ઓ પ્યારા મુનશી! તું એ કામ માટે દિલમાં ગમ ના રાખ. આપણો શેહનશાહજ પેહેલો મુર્ખો બન્યો કે તેણે તેને માટે રેંટયા સાથનો ખેલાત મોકલ્યો. પણ એ એક લડાયક સિંહ છે જે મગજનો ફેરાવન બની તેનો અનાદર કરશે તેનો તો કાંઇ તેણે વિચાર કીધોજ નહી. માટે હાલે એ બાબે હોટ ખોલીને બોલવાની કાંઇ અગત નથી. આપણે મધરાત થતાંજ અત્રેથી આપણા શેહેનશાહ આગળ નિકળી જઈશું. કારણકે હવે એ બેહરામનું દિલ તાજની ખાહેશ કરતું બન્યું છે અને તે હાથીદાંતના તખત ઉપર બેસવા લાગ્યો છે."

પછી ત્યાં તેઓએ એ કામ ઉપર તરેહવાર વિચારો ચલાવ્યા અને ત્યાંથી નાહાસવાના ઉપાયો રચ્યા. જ્યારે તેઓને નાહાસી ચુકવાનો લાગ ફાવ્યો અને બલખમાંથી અંધારી રાત નાહાસીને સહવારૂ પડયું ત્યારે તે સપેહસાલારને તે ચાલાક અને રોશણ રવાનના શખ્સોના એ કામની ખબર પડી. તેથી તેણે

પલાનસીનેહને ફરમાવ્યું કે, "તું સો સ્વારો સાથે જડપથી તે મુર્ખાઓની પુઠે જા અને તેઓને માર્ગમાંથી પકડીને પાછા મારી આગળ લાવ, કે જેથી તે ગુનેહગારોનો હું નાશ કરૂં.૧" આથી પલાનસીનેહે તેના ઉપર એક વરૂની માફક છેડાઇને તે મોટા મુનશીની પુઠ ધરી તેણે તેના પાસેની સઘલી ચીજો જપટ કીધી અને તેને માર્ગમાં આગળ વધતો અટકાવીને બંધીવાન કીધો. એ રીતે એ ઇજદગુશસ્પને માર્ગમાંથી પકડીને બેહરામ આગળ લાવ્યો કે તેઓ નિરદોશનો નાશ કરે.

તેને જોતાંજ પેહલવાન બેહરામ બોલ્યો કે, "ઓ દેવના જેવાં કામ કરનારા! તું મારા હોકમ વગર મારી આગલથી કેમ ચાલી ગયો" ઇજદગુશસ્પે જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! મને તેમ કરવાને ખરરાદબુર્જીને ઉશકેરીઓ હતો. મને તેણે કહયું કે, 'હવે આપણને અત્રે ઠોભવું ઘટારત નથી. જેમ તું અત્રે ઠોભશે તેમ તે બદગોઇ કરનારની ઇચ્છા બર આવશે. જો એ લશકરનો પેહેલવાન બેહરામ દરબાર ભરીને તખતે બેઠો તો તુંને તેમજ મને તેને હાથ માર્યા જવાની ધાસ્તી રેહેશે. તેથી અત્રેથી ચાલી જવુંજ ઠીક પડશે.'"

બેહરામ બોલ્યો કે, "અલબત, એમ થવુંજ જોઇએ અને સારી માઠી બાબદો ઉપર એમજ વિચાર ચલાવવો જોઇએ." પછી તેને જે કાંઈ નુકસાન થયું હતું તેનો તેને બદલો વાલી આપ્યો જે તેણે પોતાના ખજનામાંથીજ અપાવ્યું. ત્યારબાદ તેણે તેને કહયું કે, "જા, કામ કર. હવે જરા લાંબો વિચાર કરજે અને એમ નાહાસી જતો ના."

## બેહરામના એ કામની હોરમજને ખબર થઇ અને બેહરામે હોરમજને માટે તલવારોની પેતી મોકલી આપી તે વિષે.

પેળી તરફ ખરરાદબુર્જીન તો છુપો નાહાસભાગ કરતો તે જેહાનના પાદશાહ આગળ આવી લાગ્યો અને જે કાંઇ કેહેવું હતું તે તેને કહી સમજાવ્યું તથા તેને સઘલા ભરમથી વાકેફ કીધો. તેણે તે પાદશાહ આગળ જંગલમાં બનેલો પેલો સઘલો બનાવ પણ કહી સમજાવ્યો અને પેલા ગોરખરની, તંગ જગ્યાની, પેલા મેહેલની, બેહરામે તે મેહેલમાં કેટલોક વખત લિધેલા વિશામાની,

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

તેમાના હીરાજડીત તખતની તથા પેલા નોકરોની અને પેલી તાજદાર પરીની સઘલી વાત જે તેણે નજરે જોઇ હતી તથા બીજી જે વાતો સમજી હતી તે તેને કહી સમજાવી.

તે તાજદાર શાહ એ વાત સમજીને અજબ બન્યો અને તેના દિલમાં એ વાતનો ખતરો બેઠો. જ્યારે પણ તેને મોબેદ ખરરાદબુર્જીનની વાત યાદ આવતી ત્યારે તેના દિલમાંથી એક સરદ હાએ નિકળી પડતી. વળી પેલા ફાલ કેહેનારના સખુનો કે "એ તારા તખતથી પોતાનો ચેહરો ફેરવશે," તે પણ તેને યાદ આવવા લાગ્યા. આથી તેણે તુરતજ વડા વજીરને ત્યાં બોલાવી મંગાવ્યો અને ત્યાં ખરરાદબુર્જીનને પણ હાજર રાખ્યો. પછી પાદશાહે ખરરાદબુર્જીનને કહયું કે, "તેં જે કાંઇ માગંમા જોયું હોય તે મને ફરીથી કહી સમજાવ." આથી તેણે તેના હોકમ મુજબ એ વાત ફરીથી કહી સમજાવી અને ત્યાં સઘલી વાત યાદ કરીને કહી.

આથી તેણે વજીરને કહયું કે, "હવે તું એ ઉપરથી શું બનશે તે મને સઘલું કેહે. પેલા ગોરખરે તેની જંગલમાં રેહેબરી કીધી, પેલો જંગલમાં મેહેલ જણાયો અને સુંદરી તખત ઉપર પેલી ઓરત બેઠેલી જણાઇ જેની આગળ પાદશાહો આગળ નોકરો રેહે તેમ નોકરો પણ હતા એ સઘલું શું દેખાડે છે? એ વાત તો સ્વપનામાં જોવાય એવી લાગે છે કે જેવી વાતો આગળા જમાનાઓમાંજ લખાયલી હોય છે." ત્યારે વજીરે એ જેહાનના પાદશાહને જવાબ દિધો કે "એ તો ગોરખરના વેશમાં એક દેવ હતો જે બેહરામને સાચે માર્ગેથી ફેરવવા માંગતો હતો અને તેના દિલમાં જુદાઈ પેદા કરવા માંગતો હતો. તેમજ પેલો મેહેલ પણ જાદુઇથી ઉભો કીધેલો હતો એમ તારે જાણવું તેમજ ત્યાંના તખત ઉપર પણ એક જાદુગર ઓરત બેઠેલી હતી. તે બેહરામને એમ કરી ઉશકેરીને તેને તાજ તખતની લાલચ આપવા માંગતી હતી. તેથી તેની પણ મનશની એમ ફરી ગઇ છે અને તે એમ મસ્ત બન્યો છે. નહી તો તે તેણીના હાથમાં એમ કદી પણ સપડાતે નહી. તેં જે રેંટયો મોકલ્યો હતો તેથી બેહરામના દિલમાં કપટ પેદા થયું હતું. તેથી તે જાદુગરનો માર્ગ ધરી લેવામાં તેને સેહેલાઈ મલી ગઇ હતી. તેણે તારે ખાતર જે જફાઓ વેઠી હતી તેને માટે તારે આવો નાલાયક બેલાત મોકલવો ઘટતો હતો નહી. કારણકે તેથી તો તારી સામે તેની સાથના ઇરાનીઓ પણ ફેરવાઇ ગયા છે અને તેઓએ તું શેહેનશાહ ઉપરથી પોતાની સઘળી ઉમેદો ઉડાવી નાખી છે. માટે હવે તું કાંઇ એવા ઉપાય રચ કે જેથી એ તારૂં બલખનું લશકર પાછું તારી તરફેનદારીમાં આવે."

આથી તે પાદશાહ તેના ઉપર પેશે૩ તથા ઓરતનો પોશાક મોકલવા માટે ઘણો પશેમાન બન્યો. પછી પાદશાહે ખરરાદમુર્જીનને પુછયું કે, "એ (જંગલમાની) ઓરત માટે ત્યાંનું લશકર શું વિચાર ધરાવે છે?" ત્યારે તેણે હોરમજને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! એ તાજદાર ઓરત માટે તમામ લશકરનું ધારવું એવું છે કે, તે બેહરામનું નસીબ પોતેજ હતું, જેણે એક ખુબસુરત અને દમામદાર ઓરતનો વેશ લિધો હતો." જ્યારે પાદશાહે તેની એવી વાત સમજી ત્યારે તે જમાનાની બુરાઇથી ઘણો ડરવા લાગ્યો.

પણ એ બનાવ બન્યાને ઘણો વખત વહયો નહી તેટલામાં તો તેની આગળ તે પેહેલવાન તરફનો એક સ્વાર તલવારોથી ભરેલી એક પેતી સાથે આવી લાગ્યો જેમાં તે સઘલી તલવારો ઉલટાવીને મુકી હતી. તેણે એ પેતી લાવી પાદશાહ આગળ હાજર કીધી અને તે પાદશાહે તેમાં ભરેલાં લોઢાના હથીયારો જોયાં ત્યાર પછી તેણે એ સઘલી તલવારોને ભાંજી તે પેતીમાં પાછી ભરવાનો હોકમ કીધો અને તે પેતી પાછી બેહરામ ઉપર મોકલાવી આપી. બેહરામે તેમાં પોતાની તલવારોના એ ટુકડા કરી પાછા ભરેલા જોયા. જેથી તે ઉંધા વિચારનો શખ્સ વિચાર કરવા પડયો. પછી તેણે ઇરાનીઓને પોતાની આગળ બોલાવી મંગાવ્યા તેમજ તે ટુકડાઓને પણ ત્યાં હાજર કીધા. પછી તેણે તેઓને કહયું કે, "વળી તે પાદશાહ તરફનો આ જે હદીઓ આવ્યો છે તે પણ તમો જોઇ લેઓ. એ કાંઇ તમો નજીવું કામ સમજતા ના. તે (એમ કરીને) મને કહેવાડે છે કે, 'તારૂં સઘલું લશકર મારી આગળ બીસાડ વગરનું છે અને તારા લશકરીઓમાના એકનું પણ ડોકું મારા પંજામાંથી છટકવાનું નથી.'"

આથી તે તમામ લશકર પાદશાહના આવા કામથી તેમજ તે લશકરના પેહેલવાનની આવી વાતથી વિચારમાં પડયું. તેઓ વિચાર કરવા લાગ્યા કે, "એક વખત એ પાદશાહે આપણને માટે રેંટયો તથા ઓરતનો પોશાક મોકલ્યો હતો અને આ બીજી વખતે તલવારોના ભાગેલા ટુકડા મોકલ્યા છે. પણ તેનું એ કામ હથીયારથી ચોબા દેવા તેમજ ગાલ દેવા કરતાં પણ બુરૂં છે. આવો એક પાદશાહ જે આગલો બનાવ ભુલી જાય તે હમુને તખત ઉપર બેઠેલો જોઇતો નથી. હવે તો આ ગુશસ્પના બેટા બેહરામે પોતાના ઘોડાને તેની દરગાહની જમીન ઉપર બેધડક દોડાવવો ઘટે છે. હવે તે કમીનો જે એ બેહરામ વડે નિભતો હતો તેને એ બેહરામથી જેમ ફળનું મગજ મલતું ના તેમજ ફળનાં કોટલાં પણ મલતાં ના."

જ્યારે તે સપેહસાલારે તેઓનું એવું કેહેવું સમજ્યું અને તે લશકરના દિલને તાજદાર હોરમજની સામે દુખાયલું જોયું ત્યારે તે પેહેલવાને લશકરને કહયું કે, "તમો ચાલાક અને રોશન રવાનના રેહેજો. એતો ખરરાદબુર્જીને પાદશાહ આગળ જઇ તેને એ ખાનગી વાતથી વાકેફ કીધેલો લાગે છે. તેથી હવે તો તમો સઘલાઓ તમારા જીવનો પણ કાંઇ ઉપાય કરી રાખજો. તમો સઘલા આજના આજ મારી સાથે (મારા તરફથી લડવાના) કોલકરાર કરો કે જેથી હું તે ઇરાની દુશમનો ઉપર દેખરેખ રાખવા માટે મારા લશકરમાંથી કોઇ જાશુસને મોકલી આપું. નહી તો તમારે એમજ જાણવું કે, 'મારો બરગસ્તે હાલ બન્યો અને આ લશકરનો એકેએક માર્યો ગયો.'" એમ બોલી હવે તે બીજાજ લેબાશમાં (દુશમન તરીકે) જાહેર થયો.

હવે તું વાંચનાર પણ તેના ઉપર નેગાહ પુગાડ અને તેના કામથી અજબ થા. તેણે હવે જેહાનમાં સઘલે પોતાના સ્વારોને પાંઠરી દીધા કે જેથી તે પાદશાહ તરફનું કાંઇ પણ નામુ ત્યાંના ઇરાનીઓ આગળ આવી શકે નહી તેમજ તેઓ તેની તરફેનમાં પોતાની કંમર બાંધે નહી. એ બનાવ બન્યાને પણ એક લાંબો વખત વહી ગયો અને તેટલામાં તેઓમાનું કોઇપણ તે પાદશાહ તરફનું નામું વાંચવા પાંમ્યું નહી.

## બેહરામે હવે પોતે પાદશાહી ચલાવવા માટે પોતાના લશકરના બુજોર્ગો સાથે વિચાર કીધો અને ગુરદીએ નામની બેહરામની બેહેને તેને ઠપકો આપ્યો તે વિષે.

હવે બેહરામે મોટી પદવીના શખ્સોને પોતાની આગળ બોલાવીને તેઓ સાથે કેટલીક ખાનગી મસલતો ચલાવી. એ મસલત ચલાવનારાઓ વચે હમદાનગુશસ્પ, વડો મુનશી, નામદાર બાધુર યલાનસીનેહ, સીયાવક્ષના ખાનદાનનો બેહરામ અને સખી તેમજ અક્કલમંદ કુન્દાગુશસ્પ વિગેરે હતા. આવા સઘલા સરદારો જેઓ સિંહ જેવા લડાયક હતા તેઓની સાથે તેણે મસલટ કીધી. પછી એ લશકરના પેહેલવાને તે માર્ગ ભુલેલા આકલા સીપાઇઓને કહયું કે, "ઓ નામદાર બાધુરો! તમારા વગર કોઇને ચાલી શકે નહી. તમો જેવા નિર્દોશ સરદારો પણ મારે ખાતર હેરાન થાઓ છો અને તેથી તમોને પણ રાજ્યના કાયદાથી ઉલટી રીતે એમ મગજ ફેરવીને કામ કરવું પડે છે.

હવે તમો શું કરવા માગોછો અને એ કામનો શું ઉપાય દેખાડો છો? હવે એમ ઝોળગોળ વગોલ્યામાં સાર નથી. તબીબની આગળ જે પોતાનું દુઃખ છુપાવે તેને તો પોતાને થયલા દુઃખ માટે રડયાજ કરવું પડે. તેમજ જો આપણે દાનાવોની આગળ આપણો ભરમ છુપાવ્યે તો તેથી સેહેલ કામ પણ મુશ્કેલ થઈ પડે. હાલે હું પણ છુપાં દુઃખથી દુઃખી છું તેથી હું તે મારૂં દુઃખ તમો જેહાનના દાનાવો આગળ કેહી દેઉછું. તમો તો સઘલાં કામથી વાકેફ છો, માટે હું તમોને જે કેહેવા માગુછું તેમાં તમો મને સલાહ આપજો. હું તો તે પાદશાહના હોકમ મુજબ આટલાં સરખાં લશકર સાથે ઇરાનથી કીનો લેવાને બાહાર પડયો હતો. તમો ગમે એટલી લાંબી જીંદગી ભોગવશો તોપણ દુશમનનોના લશકરમાંથી આવું બોહલું લશકર જોશો નહી. જો તુરકી પરમુદેહ સાવેશાહની સાથે ઇરાન ઉપર ધસી ગયો હતે તો તેઓની આગળ ઇરાન મીન જેવું નરમ બની ગયું હતે અને વળી ત્યાર પછી રૂમનો હુમલો સરૂ થતે. પણ એ પરમુદેહ અને સાવેશાહના એવા હાલ થયા છે કે જેવો અજબ બનાવ જેહાનમાં કોઇએ પણ જોયો હશે નહી. આપણે જરા વધારે મેહેનત કીધી તો આપણે તેઓના હાથી કે ખજાનો કાંઇ રાખ્યું નહી. તેથી આપણો શાહ નવેસરથી ખજાનો પાંમ્યો. પણ હવે તે એમ તવંગર બની તેના તેજ લશકર ઉપર ગુસ્સે બન્યો છે. હવે તેણે નાખેલા એ ફાંડાને માટે આપણે એવો શું ઉપાય કરીએ કે તેમાંથી આપણે સલામતી સાથ આપણા માથાં બાહાર કાઢી શકીએ? આપણે તો એ શેહનશાહનું કામ બજાવ્યું અને તેમાંથી વગર મેહેનતે પરવારીઆ છીએ. માટે હવે તો તમો સર્વે તમારાજ જીવનો ઉપાય રચો અને એ દુખનો ઉપાય શું તે સોધી કાઢો. મેં તો તમારી આગળ મારા દિલનો ભરમ ખાલી કીધો છે અને મારા જીવની દલગીરીને પણ તોડીને બાહાર કાઢી નાખી છે. હવે તમો જે કાંઈ સારા માઠા ઉપાય ધરાવતા હોવ તે જટ જણાવી દેઓ." એ રીતે તેણે પોતાના એ ભાષણથી લશકરને અજમાવી જોયું કારણ કે તેને એ લશકરનીજ દિલમાં ધાસ્તી હતી.

હવે એ નામદારના મેહેલમાં તેની રોશણ રવાનની અને પરદેગોશ રેહેતી એક બેહન હતી. એ પરી જેવા ચેહેરાની અને ડાહાપણવાલી ઓરતનું નામ ગુરદીએ હતું. તેણીથી બેહરામના દિલને આરામ મલતો હતો. જ્યારે પરદા પછવાડેથી તેણીએ પોતાના ભાઇને એમ બોલતાં સમજ્યો ત્યારે તેણી ગુસ્સે બની અને તેનું દિલ ગુસ્સાથી તપવા લાગ્યું. તેથી તેણી તેને ઠપકો આપવાને તે અંજુમન વચે ધસી આવી. જ્યારે બેહરામે ત્યાં પોતાની બેહેનનો અવાજ સમજ્યો ત્યારે તે તેઓને સ્વાલ જવાબ કરવાથી મુગો બન્યો. પણ તેણીએ

ઠપકો આપ્યાથી વળી એ ઇરાનીઓના દિલમાં પણ નુકસાન થવાની ધાસ્તી બેઠી. ગુરદીએએ તે લશકરને કેહેવા માંડયું કે, "ઓ ઉપાય રચતા નામદારો! તમો બોલતાં અટકી શું કામ ગયા છો અને શા માટે તમો તમારા જીગરના જુસ્સાને દાબી દેઓ છો? તમો તો ઇરાનની તારીફ ગાનારા લડાયકો તેમજ અક્કલમંદ અને દાનાવ દિલના સ્વારો છો. તો તમો સઘલા એવો વિચાર શું કામ કરો છો અને શા માટે એ બાબદમાં લોહીના હાથ લંબાવો છો?"

ત્યારે સ્વાર ઇજદગુશસ્પે તેને જવાબ દિધો કે, "મોટા દરજાની ઓરતો વચે નામીચી ગણાતી ઓ ઓરત! હમારી જીભ ચાલતી તલવાર જેવી હોય તોપણ તારા દરીઆ જેવા બોહોલા વિચાર સામેથી તે નાહાસ્વાનુંજ પસંદ કરે છે. તારાં સઘલાં કાંમો ફરેસ્તાના જેવાં છે અને તે સઘલાં મરદાનગીભર્યાં, દાનાઇવાલાં અને અક્કલભર્યા ગણાયાં છે. આપણા નયાગાનો પેહેલવાનો ગણાતા હતા તેમજ તેઓ બુજેર્ગો અને પાદશાહોનીજ તોખમ ધરાવતા હતા. તેથી હમુને તો વાઘોના જેવોજ માર્ગ ધરવો અને સર્વ સાથે લડાઇજ કરવી ઘટે છે. મારી દાનાઇની એમ ઓત થવા પામે તોપણ મને કોઇપણ એ બાબદ વિષે પુછવાની હીમત કરી શકે નહી. હમારો સરદાર પોતેજ લડવા માંગે છે તો હમે તેને તેમાં મદદ આપ્યે છીએ અને સ્વારોની હરોલમાં રહી સ્વારી કરવા માંગ્યે છીએ. જો મારો પેહેલવાન મારા ઉપર ખુશ હોય તો ગોયા હું જાવેદાન સુધી જવાન બન્યો એમ હું માની લેઉ છું."

જ્યારે બેહરામે ઇજદગુશસ્પનું એમ બોલવું સમજયું તથા પોતાના બજારને એમ ઉલટાઇ ગયલું જોયું ત્યારે તેણે યલાનસીનેહ તરફ જોઇને કહયું કે, "તારા ખાનગી વિચારો શું છે?" ત્યારે યલાનસીનેહ બોલ્યો કે, "ઓ પેહેલવાન અને સપેહસાલાર! જે કોઈ પોતે યજદાનને માર્ગે ચાલે તે દાનાવ, નામાંકીત અને અક્કલમંદ ગણાય છે. અને પોતાની સઘલી ઇચ્છામાં ફાવી નિકળે છે. તેવો શખ્સ જેમ જેમ ફતેહમંદી અને બોરેહ પાંમે છે તેમ તે જરાપણ બુરે માર્ગે જતો નથી. નહી તો (યાને તે બુરે માર્ગે જાય તો) તે જે તારીફ પાંમે તે શ્રાપમાં ફેરવાઇ જાય અને ફરતું આસમાન પણ તેની ઉપર કીનો લેવાને તાંપે. જ્યારે પરવરદેગારે તુંને પણ બોદેહ અને નસીબ બક્ષ્યું છે તેમજ તેણે તુંને આ લશકર, ખજાનો, મરદાનગી અને તખત બક્ષ્યું છે તેમ તેમ તું હજી પણ તેનોજ ઉપકાર માનતો રેહેશે તો એ સઘલું પણ વધતુંજ રેહેશે. પણ અસંતોષી બન્યાથીજ તારૂં દિલ દુખી થશે."

પછી તેણે બેહરામના બેટા બેહરામને પુછ્યું કે, "ઓ અક્કલ અને વિચારના દોસ્ત! તું તેના તાજ તખત મેલવવાના કામ માટે શું વિચાર ધરાવે

છે? શું એ બુજોર્ગી એવી નથી કે જેનું પરીણામ દુખ અને દરદમાંજ આવે છે?" તેના એવા વિચાર માટે બેહરામ હસી પડ્યો અને ત્યારબાદ તેના તરફ એક વીટી ફેંકીને તે બોલ્યો કે, "જેટલો વખત આ વીટી હવામાં રહી છે તેટલાજ વખતમાં એ પાદશાહ (હોરમજ) પણ મારો બંધીવાન થશે. જે કોઈ બુજોર્ગ હોય તેને નાનો સમજવો જોઇએ નહી. તેમજ તાજ મેલવવાની બાબદને પણ નાની સુની સમજવી જોઇતી નથી."

ત્યારબાદ તેણે ઇજીદગુશસ્પને કહયું કે, "ઓ તલવારબાજ અને સિંહો ઉપર ઘોડો દોડાવનાર પેહેલવાન! તું હમારા એ કામ માટે શું ધારે છે? શું મારે પાદશાહી તખત મેલવવું ઘટતું નથી?" ત્યારે સ્વાર ઇજીદગુશસ્પે તેને જવાબ દિધો કે, "ઓ પેહેલવાનો વચ્ચે યાદગાર પેહેલવાન! એક મોબેદનું કેહેવું એવું છે કે, 'જે કોઈ ભાગ્યશાલી અને દાનાવ હોય તે ફક્ત એકજ પળની પાદશાહી ભોગવે અને પછી તેનું રવાન આસમાન તરફ ઉડી જાય તો તે એક જેહાનનો પાદશાહ વર્ષો સુધી ખજાનાનો નોકર રેહે તેના કરતાં બેહેતર ગણાય.'" પછી તેણે મોટા મુનશીને કહયું કે, "ઓ બુઢા વરૂ! હવે તું મોહું ખોલીને કાંઇ બોલ." પણ એ મોટા મુનશીએ તો તે વખતે ચુપકીદી પકડી અને તે વિચારના વમલમાં ગુટાઈ ગયો. ત્યારબાદ તેણે બેહરામને કહયું કે, "જે કોઇ કાંઈ કામ પાર પાડવા માંગતો હોય તો તે પોતાને લાયકનું કામ હોય તોજ પાર પાડી શકે છે. પણ મુશકેલ કામ તરફ હાથ લંબાવનારનું કામ પાર પડતાં લાંબો વખત લાગે છે. પરવરદેગાર જે ચિજની બક્ષેશ કરે છે તેને માટે તારે જાણવું કે તે કોશેષ કીધા વગર પાર પડતી નથી."

ત્યારે બેહરામે હમદાનગુશસ્પને પાછું કહ્યું કે, "ઓ ચઢતી પડતીનો અનુભવ પાંમેલા શખ્સ! તેં આ શખ્સોની હાજરીમાં જે વાત કહી છે તે બરબાદ ઠંડી છે અને તેની અસર નહી જેવી બની છે. માટે એ કામમાં જમાનાની સારી માઠી અજમાયશ કરી તું જે જાણતો હોય તે કહે." ત્યારે સ્વાર હમદાનગુશસ્પે તેને કહયું કે, "ઓ મોટી પડતીના લોકોનું વ્હાલ પાંમેલા શખ્સ! જે બુરાઇ હજી આવી નથી તે માટેની તું શા માટે ફીકર કરે છે? અને પાદશાહી તાજનીજ પુછપરછ તું કાંય કરે છે? તું તારે જે કાંઇ કરવું હોય તે કર અને તારૂં તે કીધેલું પરવરદેગારને સોંપ. હમારીથી તું શું આશા રાખે છે અને એક કાંનાથી તું શા માટે ડરે છે? જે અંજુમનનો સરદાર હોય તેના દિલને કરાર હોતો નથી. તેને તો તેના જીવનીજ તમામ ફીકર રહે છે અને તેના શરીરને મુશકેલીઓજ વેઠવી પડે છે."

તેઓની એવી વાત સમજી તે પેહેલવાનની બેહેન દુખી અને ગમગીન બની. તોપણ તેણીએ તે સાંજથી તે મધરાત વહી ગઇ ત્યાં સુધી એ માટે ચુપકીદીજ પકડી રાખી. (સહવારે) જ્યારે બેહરામે તેણીને પુછયું કે, "ઓ ભલી ઓરત! આ અન્જુમનના કેહેવા ઉપર હવે તારો વિચાર શું છે?" પણ તેને ગુરદીએએ કાંઈ પણ જવાબ દિધો નહી, તેમજ તે સરદારોના વિચાર જાણી તેણી ખુશ પણ બની નહી. ત્યારબાદ બેહરામે વડા મુનશીને કહયું કે, ઓ બુઢા વરૂના જેવા બુરા કામ કરનારા શખ્સ. શું તું એમ ધારે છે કે, બાહુર તમેહના નામદારો વચેથી આ તાજ, તખત, લશકર, આબાદી અને નસીબનું ચઢતું પાસું મેળવવાની જેહાનમાં બીજા કોઇએ ખાહેશ કરવી નહી? જો બંદગીજ પાદશાહી મેળવવાનો સેહેલ માર્ગ હોય તો તારે એવા વિચાર ધરાવવા માટે મને અફસોસ છુટે છે. હમે પણ આગળા પાદશાહોની રાહરીતી મુજબ ચાલીશું અને મોટા દરજ્જાના લોકોની વાતોજ સમજીશું."

ત્યારે તે મુનશીએ તેને જવાબ દિધો કે, "જ્યારે તુંને મારા વિચારો પસંદ નથી તો તું જેમ સુઝે તેમ બોલ અને કર અને જેમ તુંને તારૂં દિલ સુચવે તેમ ચાલ." ત્યારે તેની બેહેન પણ બેહરામ માટે બોલવા લાગી કે એ મગરૂર શખ્સને તારા વિચાર અને તારી દાનાઇ પસંદ પડતી નથી. એતો જુડાઇથી તારા પગે દમામથી ચાલવા માંગે છે. એવા ઘણા શખ્સો હતા કે જેઓને મનથી પાદશાહી તખત નકામુ ગણાતું હતું અને તેઓ એક નોકર તરીકે તે તરફ જરા નજર પણ કરતા હતા નહી. પણ તેઓ પોતાની મરદા-નગીથી જેહાનને સંભાળી રાખતા હતા. તેઓ તખત તરફ તો જરાપણ નજર કરતા હતા નહી. તેઓ કેઆની તખત તો મેળવવા માંગતા હતા નહી પણ પાદશાહની નોકરી બજાવવાનોજ કંમર બાંધેલી રાખતા હતા. તેઓ તેમનું ભલુંજ કરવા ચાહાતા હતા અને તેઓનોજ હોકમ બજાવવા ઉપર દિલ લગાડતા હતા. વળી તેઓ પણ કાંઇ તખત તાજથી ખાલી રેહતા હતા નહી. તેઓની એ બુજોર્ગી તેમના ખવાશ ઉપર આધાર રાખતી હતી. આપણે પેહેલાં પેલો પાદશાહ કાઉસ કે જેણે યજદાંનનો ભરમ જાણવા માંગ્યો તેની વાત કરીએ. તેણે આસમાન ઉપરના તારાઓ ગણવા માટે વાંકદાર ફરતાં આસમાન ઉપર ચઢવા ચાહયું પણ તે ખુવાર બનીને સારી શેહેરમાં જઇ પડયો હતો અને ત્યાં જારી કરતો હતો. એ રીતે તેના અપ્રમાણીક વિચારોએ તેના ઉપર બુરાઇ ગુજારી હતી. પણ તેના રૂસતમ અને ગોદરેજ જેવા પેહેલવાનોએ એવા (પાદશાહી મેળવવાના) વિચારો કરી પોતાના જીવને દુ:ખી કીધા હતા નહી. ત્યારબાદ વળી એ પાદશાહ કાઉસ હમાવરાન જઇને ત્યાં બંધીવાન થઈ પડયો

હતો. તોપણ તેઓમાંથી કોઇએ પણ તેનું તખત મેલવવાની કોશષ કીધી હતી નહી. પણ તે પાદશાહ માટે તેઓએ જેવો ગમ રાખ્યો તેવો કોઇએ પણ રાખ્યો હશે નહી. જ્યારે ઇરાનીઓએ રૂસતમને એમ કહયું કે, 'તુંજ એ કેઆની તખત ભોગવવાને લાયક છે' ત્યારે રૂસતમ એમ બોલનાર ઉપર ગુસ્સાથી બુમ પાડી ઉઠયો હતો કે, 'તારો હાર તો તંગ દખમાંમાંજ થવો જોઇએ. શું મારા શાહ બંધીખાને પડે અને હું તેનું સુનાનું તખત ભોગવું! બેહેતર કે એ કેઆની તાજ તખતજ રેહે નહી.' પછી તેણે ઇરાનીઓ વચેથી બાર હજાર બખ્તરવાલા જેહાનછટ સ્વારો ચુંટી કાઢીને તે કાઉસને તેમજ ગેવ, ગોદરેજ અને તુસને બંધીખાનેથી છોડવ્યા હતા. તેમજ વળી જ્યારે પીરોજ મારીં ગયો અને ઇરાનીઓનું કામ ઉધું વળ્યું ત્યારે તે કામથી ખુશ-નવાજ વધારે હીમતવાન બની નચિંતે તે સુંદર તખત ઉપર બેસ્વા લાગ્યો હતો. પણ સુફરાય પીરોજના બેટાને છોડવવા અને તેને તે મોટાઇભર્યાં તખત ઉપર બેસાડવા માટે ગયો હતો. જ્યારે સુફરાયની ફતેહોની ખબર ઇરાનીઓને થઇ ત્યારે ઇરાનના બાહુરોએ તેની આગળ જઇ તેની પાદશાહ તરીકેની તારીફ કીધી હતી અને તે નોકરને જમીનનો પાદશાહ બનાવવા માંગ્યો હતો. પણ તેણે ઇરાનીઓને એવોજ જવાબ દિધો હતો કે "તમારૂં એ કામ ઘણુંજ નાલાયક છે. મોટાઇ અને તાજ તો એક પાદશાહનેજ ઘટે છે. જો કે કોબાદ હાલે નાનો છે પણ એજ કોબાદ મોટો થશે. તેથી વરૂથી કાંઇ સિંહના ગુફામાં દાખલ થવાની હીમત થવાય નહી. જો તમે એવું ઇચ્છતા હોવ કે પાદશાહી ખાનદાનનો નહી એવો કોઇ શખ્સ રાજ્ય ભોગવે તો તેમ કરનારે તો પોતાના ખાનદાનની બરબાદીજ કીધેલી ગણાય." જ્યારે એ કોબાદ મરદાનગીએ પોહોંચ્યો અને તેણે સુફરાયના માથાંને તાજને લાયકનું બનેલું સમજ્યું ત્યારે તેણે તેની પાદશાહીમાં એક મદદગાર જેવા સુફરાયને બુરી તોખમના લોકોના ભમાવ્યાથી મારી નખાવ્યો હતો. ત્યારબાદ તેજ લોકોએ એ પાદશાહી તોખમના બાહુર સ્વાર કોબાદને બંધીવાન કીધો હતો અને એક બુરી તોખ-મના શખ્સે તેને સુફરાયના બેટા જરમેહરને સોંપી દિધો હતો કે જેથી તે જરમેહર તેના ઉપર પોતાના બાપનું વેર લીએ. પણ જરમેહરે એ ઉપર નેગાહ પુગાડી અને તેણે એના સિવાય બીજા કોઇને તાજ સાથે તખત ઉપર બેસ્વા લાયક જોયો નહી અને તેથી તેણે તેને પોતાનું કામ ફાડી લેવા અને તેના બજારને પાછું તેજી ઉપર લાવવાને માટે છુટો મુકયો. એ રીતે (આગળ) કોઇપણ નોકર પછી તે ખાનદાનમાં ગમે એવો ચઢતો હોય તોપણ તે પાદશાહી તખત મેલવવા ચાહતો હતો નહી. હવે હાલે સાવેહશાહ નામનો તુરકી

પાદશાહ ઈરાનનું તાજ તખ્ત જુટી લેવાને આવ્યો, પણ જેહાનના પેદા કરનારનું ચાહતું એવું હતું કે એ પાદશાહ (હોરમજ) ના ખોરેહ અને નસીબથી તેને ઇરાન જમીનમાં તારે હાથેજ નીસ્તીમાં લાવવો અને તે કામ તારીજ કમાનથી પાર ઉતર્યું છે. હવે તુંને એ પાદશાહી મેલવવાની ઈચ્છા થઈ છે તો તારે એમજ જાણવું કે તારે હવે તારો જીવ ખોહવો પડશે. એ યલાનસીનેહ એવો ઘોડો ફડકાવવા માંગેછે કે તે તું ગુશસ્પના બેટાને જેહાનનો નવો પાદશાહ બનાવે અને પોતાના નામને જેહાનમાં યાદગાર કરે. પણ (જાણુકે) શાહ નોશીરવાન એક અક્કલમંદ પાદશાહ હતો અને તેનું બુઢું દિલ હોરમજને જોઇ જવાન બનતું હતું. એજ હોરમજના હાલે જેહાનના બુજોર્ગો એવા મદદગાર બનેલા છે કે તેઓ તેના ગોલામો અને નોકરો માફક વર્તે છે. વળી ઈરાનમાં ત્રણ લાખ સ્વારોનું લશકર છે, જે સઘલા સ્વારો પેહેલવાનો અને નામદારો જેવા છે. એ સઘલા પાદશાહનાજ ગોલામ જેવા છે અને તેઓ તેના વિચાર અને હોકમ મુજબ ચાલવાને તત ઉપર રેહે છે. એ જેહાનના પાદશાહે નામદારોને ઘટતી રીતે તુંને પણ સરદાર ચુંટી કાઢયો હતો અને તેમ કરી તેણે તારા ન્યાગાનો અને ખાનદાનનું નામ જાળવ્યું હતું અને તુંને જગેજગ દુશમનો ઉપર ફાવવાની ટકો આપી હતી. પણ તું તેની તેવી ભલાઇનો બદલો બુરાઇથી વાલી આપવા માંગે છે. પણ જાણજે કે એમ કહી તું તારાં અંતકરણને બુરૂં બનાવે છે. માટે ઓ ભાઈ! હજી પણ તું એવા બુરા વિચારો ના કર કારણકે એવા બુરા વિચારથી તુંનેજ બુરાઇ પુગશે. તું તારી અક્કલ ઉપર લોભને પાદશાહી ભોગવવા ના દે. નહી તો કે પહરેજગાર લોકો તુંને દાનાવ તરીકે ગણશે નહી. જો કે હું એક ઓરત છું તોપણ હું મરદોને શિખામણ દેઈ શકું છું. વળી હું તો મારા ભાઈથી ઘણા વર્ષે નાની પણ છું. માટે તું આપણા ન્યાગાનોના કીધેલાં કામોને બરબાદ ના કર. નહી તો કે એ મારી શિખામણો તુંને પાછલથી યાદ આવશે."

તેણીને એમ બોલતાં સમજી તમામ અંજુમન અચરત બની અને એ સપેહસાલારે પણ પોતાના હોટોને દાંત વચે કરડયા. તેણે જોયું કે તેણીનું સઘલું કેહેવું સાચુંજ છે અને તે ખુબીના માર્ગ સિવાય બીજો કોઇ માર્ગ પસંદ કરતી નથી. પછી યલાનસીનેહ બોલ્યો કે, "ઓ મોટા દરજજાની ઓરત! તું આ અંજુમન આગળ તારા પાદશાહના જેવા વિચારો ના જણાવ. હોરમજ જેમ પોતાનો માર્ગ ભુલ્યો છે તેમ આ પેહેલવાન તે મોટાઇના તખતને લાયક બન્યો છે. જ્યારે એ હોરમજનો આવો હુનર જાહેર થયો છે ત્યારે તો ઇરાનના શાહ તરીકે તારા ભઇનેજ ગણવો ઘટારત છે. જો કેઆની

તાજ મેલવવાને એ લાયક નથી તો તેણે એને માટે રેંટયા સાથનો ખેલાત શા માટે મોકલ્યો ? આવો એક શેર બચ્ચા જેવો પેહેલવાન કે જેની તલવારની ધાસ્તીથી જમીન પણ ધ્રુજવા પડે તે જો પોતાની તલવારને મ્યાનમાંજ રાખી મુકે તો પછી હોરમજ કે ઇરાન કે રોમીઆ કાંઇ રેહેવા પાંમે નહી. એવા એક પેહેલવાનને માટે રેંટયો અને રૂ ખેલાત તરીકે મોકલી આપે તો તેવા એવકુફ પાદશાહ ઉપર થુ પડી. માટે હવે તું તે તુરકી ખસલતના હોરમજની વાત કરવી બંધ કર. આવો શખ્સ કદિ પણ જમાનામાં જનમ લેતો ના. જો તું તેની પાદશાહીનો શુમાર કએકોબાદથી લેવા માંગતી હોય તો તે કએકોબાદની તોખમ ઉપરતો હજારો વર્ષો વહી ગયાં છે. જે પાદશાહો તે વખતે તાજ પેહેરી સુનેરી તખત ઉપર બેસતા હતા તેઓનો તો હવે અંત આવ્યો છે. માટે તેઓના નામ અત્રે યાદ કરવાની જરૂર નથી. વળી તું ખસરૂ પરવીજ માટેના પણ વિચાર ના કર. કારણકે તેનું નામ યાદ કરવું પણ ઘટારત નથી. હવે તો તે પાદશાહની દરગાહમાં જેઓ મોટા ગણાય છે તેઓ તારા ભાઇ આગળ નોકર બરોબર છે. તેથી જ્યારે પણ બેહરામ તેઓને ફરમાવશે ત્યારે તેઓ તેના પગ બાંધી તેને બંધીવાન કરશે."

ત્યારે ગુરદીએ બોલી કે, "મને લાગે છે કે તમો લોકોને માર્ગમાં કોઈ કાલા દેવે પોતાના ફાંદામાં ફસાવેલા લાગે છે. પણ એમ કરીને તમો તમારા જીવ અને શરીર ઉપર જફા પડાવા ના માગો. તમો તો એક દમમાં ફુકાઈ જશો એમ હું જોઉંછું. આપણો બાપતો ફકટ એક જાગીરદાર હતો તેવો એક શખ્સ તખત મેલવવા પોતાનો પગ બાહાર કાઢવા માંગે છે. જો તું મારા ભાઈ બેહરામના દિલને એમ ઉશકેરશે તો તું મારો નાસ વાલશે અને મને રડતી બનાવશે. તું બુરી ખસલતના નોકરડાની એવી શિખવણીથી હમારૂ ખાનદાન મુશકેલીમાં આવી બરબાદ થશે. હાલે તું બેહરામનો આવો રેહબર બની હમારા નચિંત વખતને ધાસ્તીભર્યો બનાવે છે." એટલું બોલી પોતાના ભાઇને હવે દિલથી પારકા તરીકે ગણીને તેણી રડતી રડતી ઘરમાં પાછી ચાલી ગઈ.

પછી ત્યાં સર્વે બોલ્યા કે, "એ પવિત્ર ઓરત જેમ બોલકની છે તેમ રોશણ દિલની અને વિચારવંત પણ છે. તેણીનું બોલવું જાણે નશિયતભર્યા દફતરના જેવું છે અને તેણી દાનાઈમાં તો નામીચા જામાસ્પ (હકીમ) જેવી છે." પણ બેહરામને તેણીનું બોલવું પસંદ નહી પડયાથી તે પોતાની બેહનને એમ બોલતાં સમજી દલગીર બન્યો. તેનું ગમગીન દિલ ઉંડા વિચારમાં પડયાથી તેને તેના શેહનશાહી તખત ઉપર ઉંઘ પણ આવી નહી. તે બોલવા

લાગ્યો કે, "એમ તો પછી મેહેનત કરવા છતાં પણ કોઇ આ દુન્યા જીતી શકે નહી."

પછી તેણે ખાણું તૈયાર કરવા ફરમાવ્યું અને ત્યાં દારૂ મંગાવવા સાથે વાંજીત્ર સાથે ગવૈયાઓને પણ હાજર થવા ફરમાવ્યું. તેણે રામશમરને કહયું કે, "આજે તું કાંઇ પેહેલવાની ગાયણ ગા. આજે હું હફતેખાનના બ્યાન સિવાય બીજું કાંઇ સમજવા માંગતો નથી. માટે રૂઈદેઝમાં અસફંદીયાર કેમ દાખલ થયો અને તે વખતની તેની લડાઇમાં તેણે શું શું યુક્તિઓ રચી તેનું બ્યાન તું ગીતમાં ગાઈ સમજાવ." પછી તેઓએ અસફંદીયારનીજ યાદમાં દારૂ પીધો અને દુવા ચાહી કે, "રઓના મુલક આબાદ રેહેજો કે આ જમીન ઉપર તારા જેવો સપેહસાલાર જનમ લેવા પાંમ્યો છે. પરવરદેગાર તારા જેવા ઘણા પેદા કરજો." પછી અંધારી રાત થતાં તે દારૂ પીધેલાઓના મગજ ભમવા લાગ્યાથી ત્યાંથી તેઓ વિખેરાઈ ગયા.

## બેહરામ ચોબીને ખાકાન ઉપર નામું લખ્યું તથા તેણે ખસરૂ પરવીજને નામના સીક્કા પડાવી તે સીકકો હોરમજ ઉપર મોકલી આપ્યો તે વિષે.

જ્યારે આફતામે પોતાના કીરણના ભાલા ઉંચાઇએ ફેંકયા અને અંધારી રાત તેના પ્રકાશથી ગમગીન બનીને નાહાસી ગઈ ત્યારે બાહુર વરૂ જેવા સપેહસાલાર બેહરામે પોતાની આગળ એક મુનશીને બોલાવ્યો અને ખાકાન ઉપર એક સંગાર સાથનું નામું લખાવ્યું. તેણે તેમાં લખાવ્યું કે, "મેં તુંને જે દુખ દિધું હોય તેને માટે હું મારાં દિલને પશેમાન બનાવી હાય મારતાં દિલે તારી માફી ચાહું છું. હવે પછીથી હું તારા મુલક ઉપર પગ મુકશ નહી અને તારા તરફ માન ધરાવી કોઇને દુખ દેવશ નહી. જો હું તમામ જેહાનનો સરદાર બનશ તોપણ હું તારો તો એક નાનો ભાઇજ ગણાવશ. માટે મારી તરફ કીનો ધરાવતાં તારાં દિલને તું ધોઇ નાખ અને ઇરાન જમીનને ચીનની જમીનથી જુદી ગણતો ના. બનેલા બનાવોને તું દિલમાંથી કાઢી નાખ, કારણકે પરવરદેગાર જેવો પણ બંદાઓની માફી કબુલ રાખે છે. તારા સ્વભાવની, તારી તલવારની અને તારા જેહાનને જીતનારા હાથોની હજારો આફ્રીન હોજો." એવી એવી તેણે તેમાં કેટલીક બાબદો લખી મોકલી જેથી તે લેઇ જનાર એલચી પણ તે માટે અજબ બન્યો.

પછી તે એલચીએ માર્ગ કાપવા માંડયો અને તેનો પેગામ લેઈ જઇને ચીનના ખાકાનને પુગાડયો. ખાકાન તરફથી બેહરામને તેના ખુશ જવાબ મલ્યો અને તેણે તેમાં લખી મોકલ્યું કે "તારી મનશાની ભલી છે એમ હું માની લેઉં છું." વળી તેણે બેહરામ માટે કેટલોક સામન મોકલી આપ્યો જે જોઇ તેનું દિલ પણ ખુશ બન્યું. જ્યારે બેહરામ એ કામથી પરવાર્યો ત્યારે તેણે બીજું કામ માંડયું અને તેણે પોતાના એકઠા કીધેલા ખજાનાના બારણા ખોલી તેમાંથી તેણે પોતાના લશકરને પગાર, ઘોડા તથા નોકર બક્ષ્યા અને એવી ખાનગી રીતે તેણે મોટાઇના પગથીયાં ચઢવા માંડયાં. પછી તેણે લશકર વચેથી એક પેહેલવાન જે ખોરાશાનની જમીનનો સરદાર બનવાને લાયક હતો તેને ચુંટી કાઢયો અને તેને લશકર સાથે ખોરાશાન, નેશાપુર, બલખ, મર્વ અને હેરાતનો હવાલો સોંપ્યો. ત્યારબાદ તેણે મુબારક ઇનસાફનો વિચાર કીધા વગર વિચારવંત બનીને દેએ મહીનામાં બલખથી રએ તરફ આગળ વધ્યો. તેણે એ બાબદ ઉપર વધતો ઓછો વિચાર કરી લિધા પછી દીરમ પાડવાની તંકસાલના મહક ઉપર નવી રીતના દીરમ પાડવાનો અને ખસરૂના નામથી તે દીરમની મોહર છાપવાનો હોકમ કીધો.[1] ત્યારબાદ તેણે ઓલકના તેમજ સુંદર કામો બનાવનારા પાક મગજના વેપારીઓ માટે આવી મોહર સાથના દીરમો કોઠલીમાં ભરી મોકલી આપ્યા અને તેઓને કેહેવાડયું કે, "એ દીરમના બદલામાં તમો સુનેરી ભરત અને રૂપેરી બોંયવાલું રૂમી કાપડ મંગાવી આપો, કે જેથી તેઓ (ત્યાંના કાપડયાઓ) એ મોહર પોતાના પાદશાહને લેઈ જઇને દેખાડે."

## બેહરામે હોરમજ ઉપર નામું લખાવ્યું અને ખસરૂ પોતાના બાપ આગળથી નાહાસી ગયો તે વિષે.

પછી તેણે મુબારક સરોશના જેવા બાધુર તેમજ અક્કલમંદ અને હુશીયાર એલચીને ચુંટી કાઢયો. ત્યારબાદ તેણે એક ઠકરાવનારૂ અને દમ ભરાવનાર નામું લખાવ્યું અને તેમાં તેણે પરમુદેહ તથા સાવેહશાહના લશકરની તેમજ તે લશકર સાથે તેણે કીધેલી લડાઇની કેટલીક વાતો લખાવી. વળી પાદશાહે તેના બદલામાં તેના ઉપર રેંટયો અને ઓરતના પોશાકવાલો જે ખેલાત મોકલ્યો તે બાબદ જણાવતાં તેણે લખ્યું કે "હવે પછી તું મારી કમંદને

---

૧ રોલીનસન એવી સાહાદત ટાંકે છે કે, ખસરૂના છાપના સીક્કા એ ટાંકણે પડાવેલા મલતા નથી પણ બેહરામ ચોબીને પોતાનાજ સીક્કા પડાવ્યા હતા જે હાલે પણ મલી આવ્યા છે.

સ્વપને પણ જીહુન નદીમાંથી બાહાર આવેલી જોશે નહી. હવે તો જ્યારે તારો ભાગ્યશાલી અને નેકબખ્ત બેટો ખસરૂ તખતે બેસશે ત્યારેજ હું તેના હોકમથી પાહાડને પાસું મેદાન બનાવશ અને દુશમનોથી ભરેલાં બ્યાબાનને જીહુન નદી જેવું બનાવશ. જો કે ખસરૂ હજી નાનો છે તોપણ પાદશાહી ભોગવવાને લાયક એજ છે. તે મને વફાદાર રેહેશે જ્યારે તું બેવફા છે. તેથી મેં તો (હમણાથીજ) તેને શાહનશાહ તરીકે કબુલ કીધો છે અને તેના નોકર સિવાય હવે પછી હું કોઇ બીજાનો નોકર રેહેવશ નહી."

બેહરામે એમ કરી એવું ચાહયું કે તેથી પાદશાહ હોરમજ પોતાના નિરદોશ બેટાનું કાટલું કાદે અને તે બાપ પોતાના બેટાથી દુખી બની તેનું છુપાછુપ ખુન કરાવે. કારણકે બેહરામ જવાન તેમજ બાહુર શાહજાદા પરવીજથી ડરતો હતો. તેથીજ તેણે એ નામામાં આવી સવલી (ઉલકાવનારી) વાતો લખી મોકલી અને તે નામું લેઇને તેનો એલચી તીસફુનમાં આવી લાગ્યો. વળી બેહરામ વેપારીઓને કેહેવા લાગ્યો કે, "જ્યારે હોરમજ એ નવા પાડેલા સીક્કાનો છાપ જોશે ત્યારે તે ગમથી દુખી બનશે. તેથી જ્યારે ખસરૂ તેની આગળ તેના મદદગાર અને બચાવનાર તરીકે રેહેશે નહી ત્યારેજ તે મારાથી મુશકેલ વખત આવી પડેલો જોઇ શકશે. એવી રીતે જ્યારે આપણે શરમને ભોંય ઉપર ફેંકી દેઇશું ત્યારેજ આપણે એ સાસાનીઓની બુનબેખ ઉખેડી નાખી શકીશું. પરવરદેગારે આ જમીન કાંઈ આવીજ તોખમના લોકોને માટે બનાવી નથી. હવે તો આપણી તારીફ ઉડી રેહેવાનો વખત આવી લાગ્યો છે."

હવે તે મુબારક પગલાંનો એલચી પોતાની સાથે રએના નામદારોને લેઈ બગદાદમાં આવી લાગ્યો. જ્યારે એ નામું હોરમજને મલ્યું ત્યારે તે નામું જોઇ તેનો ચેહેરો સમબુલ ફુલના જેવો ફીકો બન્યો. વળી તેની સાથે સાથે તેને પેલા નવા પાડેલા સીક્કાની પણ ખબર મલી તેથી એ ગમમાં બીજા ગમનો પણ એકાએક વધારો થયો. આથી તે દુખી બન્યો અને પોતાના બેટા ઉપર શકમંદ થવાથી તેણે તુરતજ આઇનગુશસ્પને કહયું કે, "ખસરૂ હીમતની એવી હદે આવી લાગ્યો કે તે મારી સામે પણ પોતાનું માથુ ઉચકવા ચાહે છે. વળી તેણે પોતાના નવા છાપના સીક્કાઓ પણ પડાવ્યા છે. હવે એથી વધારે હલકાઇની વાત બીજી કહી હોઇ શકે?" ત્યારે આઈનગુશસ્પે જવાબ દિધો કે, "તારા વગરનું મેદાન કે તારો ઘોડો હોતો ના. જો કે એ પરવીજ ગમે એવો તારો બેટો થતો હોય તોપણ તેના એવા કામથી હાલે તે તારો બંધીવાન બનવો ઘટે છે." ત્યારે હોરમજ બોલ્યો કે, "એ શોખ

બેટાને મારે આખરે જેહાનમાંથી ગુમાવવોજ પડવાનો." ત્યારે તેણે નામદાર હોરમજને કહયું કે, "તારા સિવાય બીજો કોઈ પોતાની ઉમેદમાં પાર પડતો ના."

ત્યારબાદ તેઓએ ત્યાં એક શખ્સને ખાનગી રીતે બોલાવ્યો અને રાતોરાત તેને ત્યાં તેડી પાદશાહે પોતાની આગળ બેસાડયો. પછી હોરમજે તેને કહયું કે, "તું આ મારૂ ફરમાન બજાવ. તે એજ કે, તું ખસરૂનું આ જમીન ઉપરથી કાટલું કાઢી નાખ." ત્યારે તેણે જવાબ દિધો કે, "હું તારા ફરમાન મુજબ ચાલશ અને મારા દિલમાંથી દયાને કાઢી નાખશ. માટે તું પાદશાહ મને હમણાજ તારા ખજાનામાંથી કાંઇ ઝેહેર અપાવ. જ્યારે ખસર દારૂથી મસ્ત બનેલો હશે ત્યારે હું તેની દારૂની જામમાં એ ઝેહેર ભેલી દેવશ. હું તેનું લોહી રેડવાને હાથ લંબાઉ તેના કરતાં એજ ઉપાય ઠીક થઇ પડશે."

હવે ખસર પોતે પોતાની ઉપર આવી પડનારી એ જફાથી વાકેફ હતો નહી અને તેથી એ લાડકો બેટો તો આરામ ભોગવતો બેઠો હતો. તે તો ત્યાં ખુબસુરત પુટલી જેવી ઓરત અને દારૂનો પરસ્તાર બન્યો હતો અને એ કામની તો તેને ખબર પણ હતી નહી. પણ હાજેબને એ વાતની ખબર પડીયાથી તેની ખુશાલી અને આરામ દુર થઈ પડયા. તેથી તેણે જઇને એ વાતની ખબર ખસરૂને આપી અને જે ખાનગી ભરમ હતો તે તેને જાહેર કીધો. જ્યારે ખસરૂએ જેહાનના પાદશાહનો તેને છુપાછુપ મારી નખાવાનો વિચાર જાણ્યો ત્યારે તે રાતોરાત તીસફુનમાંથી બાહાર નિકળી ગયો. તું કેહેશે કે, જાણે તે જેહાનમાંથી ગુમ બન્યો. તેણે પોતાનું કીંમતી માથું ગુમ થતું બચાવવાને આજર આબાદગાન તરફનો માર્ગ ધર્યો.

જ્યારે સરદારોને ખબર મલી કે, "એક તાલુકદાર જેવો બેહરામ જમીનનો સરદાર થઈ બેઠો છે અને પાદશાહ હોરમજથી દુખી બનીને ખસરૂ પણ પોતાના નાના લશકર સાથે ત્યાંથી નાહાસી ગયો છે;" ત્યારે તે બાહુરો પણ જ્યાં પોતાનો તે પ્યારો શાહજાદો હતો ત્યાં એ બનાવની પુછપરછ કરવાને ગયા. તેઓ વચે બાદાન, પીરૂજ, પોતાના જોરથી સિંહને ગોરખર જેવો બનાવનાર પીલજુર, ગુરગાન શેહેરનો યજદાંનપ્રસ્ત અસતાય, અમમાનનો મસ્ત હાથી જેવો ખુનજેસ્ત, કેરમાનનો સ્વાર જેવો પેહેલવાન પીરોજ તથા સીરાજનો સામ અને અસફંદીયાર હતા. એ સઘલાઓ પોતાના લશકર તથા સપેહસાલારો સાથે ખસરૂને સોધતા આવી લાગ્યા અને તેને કેહેવા લાગ્યા કે, "ઓ શાહજાદા! આ મુલકનું તાજ અને તખત તુંનેજ ઘટે છે. જ્યારે પણ તું

ચાહશે ત્યારે ઇરાનનું નેજાવાલા સ્વારોનું અને જંગી સરદારોનું લશકર તારી આગળ હાજર થશે અને અને તું તારા દમામથી તે લશકરનો રાહબર બની શકશે. માટે હવે તું નુકસાન થવાની કાંઇપણ ફીકર રાખનો ના પણ દિલ ચાહે તેમ ખુશાલ રીતે તારી જીંદગી ગુજાર. હમો થોડા વખત તારી તરફથી લડાઇમાં ઘોડાઓ ડપતાવશું તો થોડો વખત આદરગુશસ્પના આતશ આગળ બંદગી ગુજારશું અને ત્યાં ભલાં કામો કરનારા લોકો માફક આતશની પ્રશતેશ કરનારા તરીકે ન્યાએશ કરીશું. જો પાદશાહના ત્રણ લાખ માણસોના લશકરથી હમો તુંને નુકસાંન પુગતું જોઈશું તો હમો તારે ખાતર મરણીયા બનીશું તેમજ હમારા લશકરનો પણ હમે તારે ખાતર ભોગ આપીશું."

ત્યારે ખસરૂએ તેઓને એવો જવાબ દિધો કે, "હું તો પાદશાહ અને તેની અંજુમનનો ડર રાખીને ચાલનારો હતો. તોપણ જો તમો સરદારો આદરગુશસ્પના આતશકદેહ આગળ આવી મારી ખાતરી કરવાને ખાતર આ મુજબના સોગંદ લેશો કે, જે વચણ તમો આપોછો તે હવે પછી તોડશો નહી, તો આપણે નચિંત બની આ મુલકમાંથી બાહાર પડીશું અને ત્યાર પછી હારેમનના નામથી પણ ડરીશું નહી." જયારે પેહેલવાનોએ તેનું એવું કેહેવું સમજ્યું ત્યારે તે સઘલાઓએ આદરગુશસ્પના આતશકદેહનો માર્ગ ધર્યો અને ત્યાં તેઓ તેના માગ્યા મુજબના સોગંદ લેતાં બોલ્યા કે, "હમો હમારી આંખોને જોરે તુંનેજ ચાહીશું અને વફાદાર રહીશું."

જયારે તે છુપાછુપ એ નામદારોથી નચિંત બન્યો ત્યારે તેણે ચોમેર જાશુસોને દોડાવ્યા અને તેના નાહાસી આવ્યા માટે તેનો બાપ શું ધારે છે અને તે બીજી નવી નવી યુક્તિઓ શું રચે છે તેની ખબર લાવે. હવે જયારે હોરમજને ખસરૂના નાહાસી જવાની ખબર મલી ત્યારે તેણે તુરતજ એક માણસને દોડાવી ગસતહમ અને બન્દુઇને કેદ કરવાનો અને તેઓને વગર વાંકે બંધીખાને પુરવાનો હોકમ કીધો. એ ગસતહમ તથા બન્દુઇ બંવે ખસરૂના મામા થતા હતા અને તેઓ મરદાનગીવાલા જવાનો ગણાતા હતા. વળી તે ઉપરાંત જે કોઈ ખસરૂના બીજા સગાઓ હતા તેઓને પણ તેણે ગુપચુપ બંધીખાને પુરી દિધા.

# હોરમજે આઈનગુશસ્પને લશકર આપી બેહરામ સામે લડવા મોકલ્યો અને આઈનગુશસ્પ પોતાનાજ સાથીને હાથે માર્યો ગયો તે વિષે.

બીજે દિવસે જ્યારે સુરજના સુનેરી કીરણો આસમાન ઉપર ચઢયાં[1] ત્યારે ગાભરો બનેલો હોરમજ પોતાના તખત ઉપર વિચાર કરતો બેઠો.[1] પછી તે પાદશાહે આઇનગુશસ્પને કહયું કે, "મને તો કાંઇજ વિચાર સુજતો નથી અને હું દુખી થઇ પડયો છું. હવે જ્યારે ખસરૂ નાહસી ગયો છે તો એક નાના ગોલામ જેવા બલવાખોર બેહરામ માટે શું ઉપાય કરીએ? આથી આઇનગુશસ્પ એ બાબે શું ઉપાય કરવો અને તેને સુજતા વિચારો કેમ અમલમાં મુકવા તે બાબે વિચાર કરવા પડયો. પછી તે બોલ્યો કે, "ઓ બાહદુર પાદશાહ! એ ચોબીનને માટેની વાત લાંબો વખત થયો મારા મનમાં રમ્યા કરે છે. એ તો જેહાનમાંથી મારૂંજ લોહી રેડવા માગે છે અને તે મારા ઉપરજ પેહેલો ખફા થયલો છે. માટે તું મારા પગ બંધાવી મને તેની આગળ મોકલી આપ કે જેથી તુંને ફાયદો થાય."

ત્યારે પાદશાહે તેને જવાબ દિધો કે, "એવું કામ કરવું મને ઘટારત નથી. કારણકે એવું કામ તો બુરી ખાશીયતના હારેમનનુંજ ગણાય. હું તો તેની સામે એક લશકર મોકલવા માંગું છું જેની સરદારી તું લેજે અને એ લડાઇમાં તુંજ મારો મદદગાર બનજે. પેહેલાં તું તેની આગળ તારા એક સલાહકારને મોકલી આપજે કે જેથી તેના મગજના શું વિચારો છે તે જાણી લે. જો તે મારી પાદશાહી અને તાજ તખત મેલવવાજ માંગતો હોય તો આખરે તેની આગળથી તેનુ નસીબ મોહું ફેરવી નાહાસી જશે. પણ જો તે એક નાના વફાદાર સરદાર તરીકે વર્તવા માંગશે તો તેના એવા વિચારોથી આખરે તેનુંજ ભલું થશે. આપણે તેને મારાં રાજ્યમાંથી થોડો ભાગ આપશુ અને તેને માથે એક પેહેલવાન તરીકેનું તાજ પેહેરાવીશું. જેહાનમાં બેહરામ જેવા બાહદુરો ઘણાજ થોડા હોય છે. તે ગમે એવો રૂસતમના જેવો ગણાતો હોય તોપણ મારો તો તે નોકરજ ગણાશે. માટે તું મને તેના સઘલાં કામોથી તમામ વાકેફ કરજે અને ઢીલ કર્યા કરી તેનો માર્ગ ટુકો બનાવજે."

તે ડાહયા પાદશાહે જેમ કહ્યું તેમ એ કામ બજાવવાને આઇન ગુશસ્પ બાહાર પડયો. હવે એ આઇન ગુશસ્પના શેહેરમાં એક શખ્સ પાદશાહી બંધી-

---

1 એ બેત લખેલી નકલમાં વધારે છે.

ખાનામાં બંધીવાન હાલતે પડયો હતો અને ત્યાંથી છુટવાનો ઉપાય રચતો હતો. જ્યારે તેને સ્વાર આઇનગુશસ્પના લડાઇ ઉપર જવાની ખબર થઇ ત્યારે તેણે કોઈ શખ્સને આઇનગુશસ્પ આગળ મોકલી તેને કેહેવાડયું કે, "ઓ લડાયક પેહેલવાન! હું તારાજ શેહેરમાં બંધીવાન હાલતે પડેલો એક શખ્સ છું. પણ મારો ખવાશ ઉંચ છે. માટે તું મારી તરફથી પચે પડી મને માફી બક્ષાવશે તો હું બંધીખાનેથી છુટો થતાંજ તારી સાથે રહીને લડવા માટે તુરતજ તારી મદદે આવશ અને તારી આગળનો આગળ રહી જીવ ઉપર આવીને લડશ."

આથી તુરતજ આઇનગુશસ્પે એ કામ માટે એક શખ્સને પાદશાહ આગળ દોડાવ્યો અને તેને કેહેવાડયું કે, "મારા શેહેરનો એક શખ્સ તારો બંધીવાન છે અને તે બંધીખાનાનું દુખ વેઠે છે. માટે તું જેહાનનો પાદશાહ તેને મારે ખાતર જો માફી બક્ષશે તો તે મારી સાથે લડાઇ કરવા આવી શકશે." ત્યારે પાદશાહે તેને કેહેવાડયું કે, "તે તો એક નાલાયક બુરો છે તો તે તારી આગળ રહીને લડાઇ કેમ કરશે? એનો ખુની, કજીયાખોર અને ચોર છે. તેવાની કહેલી વાત સમજી તું તેને માફ કરાવા માંગે છે તો એ બાબેનો મારો કાંઈ ઉપાય રહયો નથી. હું વળી એ બાબે વધુ તકરારમાં પણ ઉતરવા માંગતો નથી."

એમ કહી તેણે તે બુરી ખશલતના તથા બુરી કરણીના ચોર અને ખુની જેવા શખ્સને તેને સોંપી આપ્યો. પછી એ સીપાઇને પોતાની સાથે લેઇને આઇનગુશસ્પે ત્યાંથી લશકરને કુચ કરાવી અને એ રીતે તેઓ હમદાન સુધી આવી લાગ્યા. તેણે ત્યાં પોતાના લશકરને છાવણી નાખવાનો હોકમ આપ્યો. પછી તેણે તે શેહેરના મોટી પડવીના લોકોને પુછપરછ કીધી કે, "અત્રે કોઈ નજુમ અને ફાલ જોનાર મલી શકશે કે? ત્યારે તેને સર્વેએ જવાબ દિધો કે, "તારી આગળ નજુમી આવી તારી મેહેરબાની કબુલ કરશે." પછી તે શેહેરના એક નામીચા બુજોર્ગ શખ્સે તેની આગળ દમામ સાથે આવીને કહયું કે, "એક બુઢી ઓરત સાચું નજુમ કેહેનારી (મારી જાણમાં) છે. તું કહેશે કે, જાણે તે ગ્રહોને પણ નજરોનજર જોઇ શકે છે. તેણી જે કાંઈ કેહેશે તેથી ઉલટું બનશે નહી. બેશક જે બનવાકાલ હશે તેજ તેણી તુંને કેહેશે."

તેનું એવું કેહેણ સમજતાંજ તુરતજ આઇનગુશસ્પે તેણીને બોલાવી લાવવાને એક શખ્સને ઘોડા સાથે મોકલી આપ્યો. તેણી ત્યાં આવતાંજ તેણે તેણીને પાદશાહના કામો માટેના સ્વાલો પુછ્યા કે જેથી તે તેણીના કેહેવા મુજબ લશકરને ત્યાંથી કુચ કરાવે. ત્યારબાદ તેણે તેણીને પુછયું કે "આ સ્વાલનો જવાબ તું ધીમેથી મારા કાનમાં કેહેજે. જ્યારે મારો જીવ મારા શરીરમાંથી

નિકળી જશે ત્યારે તે દુશમનની તલવારથી જશે કે મારા ખીછાણા ઉપર જશે?" એ રીતે તેના જે કાંઈ ભરમ હતા તે તેણે તે બુજોર્ગ ઓરતને કોઇને નહી સમજાય તેમ ધીમેથી કહયા. તેમાં તેણે જે શખ્સને પાદશાહ પાસેથી માગી માંગીને પોતાની સાથે ત્યાં છોડાવી લાવ્યો હતો તેપણ તેણીને કહ્યું. જ્યારે તે એ સઘલું એ ફાલ કેહેનારી ઓરતને કહી રહયો ત્યારે તેણીએ તે સરદાર તરફ નજર કરી વિચાર કરવા લાગી. ત્યારબાદ તે બુદ્દીએ તેને કહયું કે, "તું એજ શખ્સને હાથે જખમી થશે અને સઘલાઓને તારે માટે રૂદન કરવું પડશે. તેં તેનેજ હાથે ગોયા તારૂં મોત પસંદ કરી લિધું છે. એવા શખ્સે જેહાનમાં મગજ કે ચામડી ધરાવવી ઘટતી નથી."

જયારે આર્જનગુશસ્પે તેની એ વાત સમજી ત્યારે તેને પેલી જુની કેહેતી યાદ આવી કે "નજુમીનું કેહેવું સમજવું તે પોતાને ભુલી જવા બરોબર છે." વળી તેણી બોલી કે, "તારૂં મોત તારાજ કમીના સાથીને હાથે માર્ગ દરમ્યાન આગળ ચાલતાં આવશે. એ રીતે તેં તેને મદદ કીધી અને એ તારૂંજ ખુન રેડશે." આર્જનગુશસ્પે તેણીને હદીઓ બક્ષ્યો અને તેણીને ત્યાંથી તુરતજ વિદાય કીધી. પણ ત્યાર પછી તેને ખાવા કે ઉંઘાવા ગમ્યું નહી. તેણે તુરતજ પાદશાહ ઉપર એક નામુ લખ્યું કે, "આ શખ્સ કે જેને મેં માર્ગમાંથી પાછો ફેરવી તારી આગળ મોકલ્યો છે તેને મારે બંધીખાનેથી છુટો કરાવવો જોઇતો હતો નહી. કારણકે એ શખ્સ નો અઝદાહના બચ્ચાં કરતાં પણ બુરો છે. તારા નોકરને તો તું પાદશાહે એમજ કહ્યું હતું, પણ તારો નોકર કાંઇ તારીજ માફક પાદશાહી ખોરેહ ધરાવતો હતો નહી. માટે એ તારી આગળ આવી લાગતાંજ તું એ બદમાસનું ડોકું તલવારથી ઉડારી નાખવાનો હોકમ આપજે." એટલું લખી તેણે તે નામા ઉપર પોતાની મોહર મારી અને એ મોહર સુકાતાંજ તેણે પોતાના એ સાથીને પોતાની આગળ બોલાવી મંગાવ્યો. તેણે તેની પુશકલ તારીફ કીધી તથા વળી તેના ઉપર કેટલીક બક્ષેશો પણ કીધી અને તેની ઘણીક આફ્રીન ગાઇ. પછી તેણે તેને કહયું કે "તુંજ અત્રેથી છુપાછુપ જઇને આ નામુ તે જેહાનના શેહેનશાહને પુગાડી આપ અને તે પાદશાહ આગળ વધુ વાર થોભ્યા વગર એ નામાનો જવાબ મલતાંજ તે લેઇને તું મારી આગળ પાછો આવજે."

આથી તે જવાને તેનું નામુ પોતાના હાથમાં લિધું અને ત્યાંથી જવા માટે તેનો જીવ વિચારમાં પડયો. તે બોલવા લાગ્યો કે, "મેં મોજમજાહ વગરની બંધીખાનાની અને ભારી બેડીની દલદેશરી ઘણી ભોગવી છે. પણ પરવરદેગારે તેવી સખતીમાંથી મારો છુટકારો કીધો અને મને ગમ, દલગીરી

અને બદબખ્તીથી મોકલો કીધો. હવે જો હું પાછો તીસફુન જાઉં તો તેથી મારા દિલનું લોહી જોશમાં આવે અને મારૂં મગજ ઉશકેરાઇ જાય." એમ વિચાર કરતો તે માર્ગમાં દલગીરી સાથે થોભી ગયો અને ત્યારબાદ તેણે તે પાદશાહ ઉપર અપાયલાં નામાની મોહર ઉખેડી. પણ જ્યારે તેણે તે પેહેલવાનનું નામુ વાંચ્યું ત્યારે તે દુન્યાના કામોથી અચરત બન્યો અને બોલ્યો કે, "એ મારો દોસ્ત તો મારોજ જીવ લેવા માગે છે. પણ એ સરદારને એનુંજ કેહેલું બજાવી આપવું લાયક ગણાશે. તે મારા લોહીનો તલબગાર બન્યો છે એમ જ્યારે હું યાદ કરૂંછું ત્યારે જાણે હું સ્વપનો જોતો હોઉં એમ લાગે છે પણ હવે લોહી કેમ રેડવું તે તેજ જોશે અને દુખ સેહેવવાથી અને લડાઇ કર્યાથી તે જલદી કરાર પાંમશે."

એ રીતે તે વિચારવંત બની માર્ગમાંથી પાછો ફર્યો અને ત્યાં આવવાને તે ગોયા પવનનોજ સાથી બન્યો. જ્યારે તે માર્ગમાંથી તે નામદાર આગળ પાછો આવ્યો ત્યારે તેણે તેની દરબારમાં કોઇને હાજર જોયો નહી, પણ આઇનગુશસ્પને એકલો તંબુમાં બેઠેલો જોયો. તેની આગળ કોઈપણ નોકર હતો નહી તેમજ તેની તલવાર કે તેનો ઘોડો પણ ત્યાં હતો નહી. આઇનગુશસ્પ તો ત્યાં પાદશાહનોજ વિચાર કરતો બેઠો હતો કે, એ કામનું જમાનો શું સેવટ લાવશે? હવે જેવો તેનો તે સાથી તંબુમાં દાખલ થયો તેવોજ તે તુરત પાંમી ગયો કે, તે તેનું ખુનજ કરવા માંગે છે. તુરતજ તે ખુનીએ પણ પોતાની તલવાર ઉપર હાથ નાંખ્યો જેથી જેહાનજીટ આઇનગુશસ્પ તેના કાલાવાલા કરવા પડયો અને તે બોલ્યો કે, "ઓ ગુમરાહ શખ્સ! શું મેં તારો જીવ પાદશાહ પાસેથી બચાવી લિધો હતો નહી?" ત્યારે તેણે જવાબ દિધો કે, "મેં તારૂં શું કીધું હતું કે તું મારો જીવ લેવા માંગતો હતો? જે કોઈનું મોત આવી લાગે છે ત્યારે આસમાન તેના ઉપર એક પળની પણ ઢીલ થવા દેતું નથી.[1] પણ જે કોઇનું નુકસાન થવાનું હોય છે તેના ઉપર તે તે લાવી નાખે છે. જેથી કોઈથી પોતાના હાથે મોતને અટકાવી શકાતું નથી."[1] એમ કહી તુરતજ તેના સાથીએ પોતાની તલવાર બાહાર કાઢી અને તે બીચારો (આઇનગુશસ્પ) ત્યાંથી નાહાસી શકયો નહી. તેણે તે નામદારની ગરદન ઉડારી નાખી જેથી આઇનગુશસ્પ મોજમજાહ કરતો અને લડાઈ કરતો અટકી ગયો. પછી તે ઉશકેરાયલાં મગજ સાથે તંબુમાથી બાહાર આવ્યો પણ એ કામથી તેનું લશકર વાકેફ હતું નહી. વફાદારીથી લડાઈ ઉપર નિકલેલો કોઇપણ નામદાર આવી

૧ એ બેત લખેલી નકલમાં વધારે છે.

રીતે એકલો પડવો જોઇતો નથી. જ્યારે એ બુરો તેનું લોહી રેડીને પરવાર્યો ત્યારે તેણે બેહરામ તરફ ચાલુ મુક્યું અને ત્યાં આવીને તેણે તેને કહયું કે, "હું તારો સરોશ છું (યાને સરોશની માફક હું તુંને ખુશ વધાઇ આપવા આવ્યો છું). આઇનગુશસ્પ તારો બદખાહ હતો પણ હવે તેનુંજ બુરૂં થયું છે. તે પોતાના લશકર સાથે તારી સામે (લડવા) આવતો હતો ત્યારે તેણે તારે માટેનો થોડો ઘણો પણ વિચાર કીધો હતો નહી."

ત્યારે બેહરામે તેને પુછ્યું કે, "એ (તેં મારી નાખેલો) શખ્સ કોણ છે અને તેને માટે આ મુલકમાં કોણને રડવું પડશે?" ત્યારે તેણે તેને જવાબ દિધો કે, "એ શખ્સ સ્વાર આઇનગુશસ્પ હતો કે જે પાદશાહની દરબારમાંથી તારી સામે લડવા આવતો હતો." ત્યારે બેહરામે તેને કહયું કે, "એ પવિત્ર શખ્સ પાદશાહની દરબાર છોડી અત્રે એજ માટે આવવા માંગતો હતો કે, તે મારી સાથે પાદશાહને પાછી દોસ્તી કરાવે. પણ તેં તેને એમ હંમેશની ઉંઘમાં નાંખ્યો છે તો હમણાજ તું મારી પાસેથી તેનો બદલો પાંમશે જે માટે આ અંજુમન પણ જારી કરશે."

પછી તેણે તુરતજ પોતાની દરબાર આગળ એક ફાંસી ઉભી કરાવી અને તેનું તમામ લશકર અને તે શેહેરનું લોક તે જોવાને ત્યાં ભેગું મલ્યું. ત્યારબાદ એ ઉંધાં નસીબના શખ્સને તે ઉપર જીવતો સુલીએ લટકાવ્યો અને બદકારોના દિલને તેના એ કામથી બેદાર કીધાં. હવે પેલી તરફ જે સ્વારો પાદશાહની દરબારમાંથી આઇનગુશસ્પ સાથે ત્યાં આવ્યા હતા તેઓએ જ્યારે પોતાના સપેહસાલારનો આવો અંત આવેલો જોયો ત્યારે તેમાના ઘણાક શખ્સો હવે બેહરામને જઈ મલ્યા. વળી તેમાંના કેટલાક શખ્સો તોલાંબંધ બની માર્ગ કાપતા ખસરૂને જઇ મલ્યા અને બાકીના થોડાજ પાછા પોતાના પાદશાહ આગળ આવ્યા. તે લશકરની હાલત ભરવાદ વગરના મેંઢાના ટોલાં જેવી થઇ અને તેઓ જેમ બરફના તોફાન વખતે વિખેરાઈ જાય તેમ તે લશકર વિખેરાઇ ગયું.

## હોરમજે દલગીર બની પોતાની દરબારના બારણા ઇરાનીઓ સામે બંધ કરાવ્યાં અને બંદુઇ તથા ગસતહમ નામના શખ્સોએ હોરમજને આંધલો કીધો તે વિષે.

જ્યારે તે નામદાર પેહેલવાન આઇનગુશસ્પ માટેની એ વાતની ખબર પાદશાહને થઇ ત્યારે તેણે તેનો ગમ ધર્યો અને દરબાર ભરવી બંધ કીધી.

ત્યારબાદ કોઈએ પણ એ પાદશાહને હાથમાં દારૂની જામ સાથે જોયો નહી. મોજમજાહ, ખાણીપીણી અને સુતું બેસવું તેણે છોડી દિધું અને આંખોમાંથી આખો વખત આંસુ પાડતો બેઠો. આથી લોકોએ પાદશાહ ઉપર તરેહવાર વાતો કેહેવાડી દરબારના પરડા પાછા ઉચકાવવાની કોશેષ કીધી. એકે કેહેવાડયું કે, "બેહરામે લડાયક બનીને ગુજ્જેર્ગાભર્યું તખત છુટવાને ચાલુ મુકયું છે." બીજાએ કેહેવાડયું કે, "તેં ખસરૂને દુખી કીધેલો હોવાથી હાલે તે પોતાના લશકરને ઇરાન તરફ કુચ કરાવે છે." પેહેલવાનો પાદશાહના આવા કામથી અચરત બન્યા અને તેથી દરેક જુદા જુદા વિચારો કરવા પડયા. જ્યારે તીસફુનમાંથી આવી આવી વાતો બાહાર પડી ત્યારે એ પાદશાહનું પણ બોરેહ ઘટવા માંડયું. તેના નોકરોના મગજ દુખી અને કીનાભર્યા બન્યાં. જેથી તેઓએ પાદશાહની તારીફ ગાવાને બદલે તેના ઉપર શ્રાપ વરસાવવા માંડયો. પાદશાહની દરબારનું લશકર પણ ઘટી ગયું જેથી તે શાહના દિલથી જેહાન પણ તંગ બની.

જ્યારે એ વાતની બન્દુઇ અને ગસતહમને ખબર થઇ કે, પાદશાહ હોરમજનાં બોરેહે કાલાશ પકડયો છે, ત્યારે તે તમામ બંધીવાનો પણ બંધથી છુટા થઈ ગયા. વળી તેઓએ એકને તેહેકીક કરવા મોકલ્યો કે, એ બનાવ શું બન્યો છે, તેમજ પાદશાહની દરબારમાં લડાયકો કોણ કોણ રહ્યા છે તેની તે ખબર કાઢી લાવે. જ્યારે તેઓ જમાનાના એ કામથી પુરતા વાકેફ થયા ત્યારે તેઓ કાયદાથી ઉલટા ચાલી આડે માર્ગે પ્રાતા. તેઓએ બંધીખાના ભાજી નાખ્યાં અને સઘલે પોકારો ઉઠી રહયા તથા મેદાનો જોશમાં આવ્યાં. શેહેરમાં જે કાંઈ લશકર રહ્યું હતું તે પણ તેમના હુજારાથી નાચાર બન્યું. ગસતહમ તથા બંન્દુઇ બલવાખોરોની હરોલમાં રહયા. તેઓનું તમામ લશકર બખતર અને લડાઇના અસબાબથી સજાયલું હતું. તેઓએ એકાએક પોતાની આંખોમાંથી શરમ કાઢી નાખી અને તેથી તે સ્વારો ઉશકેગઇને દરબાર તરફ ગયા. તેઓ બજારને માર્ગે (પાદશાહી) લશકર સામે આવી લાગ્યા અને પછી તેઓ હીંમતથી શાહના મેહેલમાં દાખલ થયા. ત્યારબાદ પેહેલવાન ગસતહમે લશકરને આ પ્રમાણે કહ્યું કે, "તમારે એ બાબદને નજીવી સમજવી જોઈતી નથી. હમો વચે દરેક વરૂના જેવો છે. માટે તમારે એ પાદશાહની કાંઇપણ શરમ રાખવી જોઇતી નથી. જો તમો સર્વે પેલા ઇરાની બુજોરગો કે જેઓને હોરમજે નિર્દોશ મારી નખાવ્યા હતા તેઓના કીનામાં કંમર બાંધવા માંગતા હોવો તો હવે પછી તમારે એ હોરમજને તમારા પાદશાહ તરીકે ગણવો જોઇતો નથી. હવે આપણે તેઓ તરફથી તેને સજા પુગાડવાને તેના ઉપર

હાથ લંબાવીશું. એ બાબદમાં હમે આગેવાની લેઈશું અને હોરમજના તખત ઉપર જવાન પાદશાહ ખસરૂને બેસાડશું. પણ જો તમે એ કામમાં સુસ્તી પકડશો તો હમો પણ આ ઈરાન જમીન તમોને સોંપી દેઇશું અને હમે એક ખુણું સોધી કાઢી તે પકડી બેસશું અને હમારા મદદનીશો સાથે બાજુએ થઈ જઇશું."

ગસતહમના એમ બોલવાથી તમામ લશકરે પાદશાહની આવી નચિંતાઇ ઉપર શ્રાપ વરસાવ્યા અને બોલ્યા કે, "કદિપણ આવો તાજદાર પાદશાહ હોતો ના કે જેણે પોતાનાજ બેટાનું ખુન કરવાને હાથ લંબાવ્યો." જ્યારે તેઓની એ વાતથી તે લશકર પણ શોખ બન્યું ત્યારે તેઓએ તુરતજ તે દરબારમાં આગ સલગાવી. તે સઘલાઓ શાહાનશાહી મેહેલમાં દાખલ થયા અને તે દમામવાલા પાદશાહ આગળ આવી ઉભા. તેઓએ તેના માથાં ઉપરથી તાજ જુટવી લિધું અને તેને તખત ઉપરથી ખેંચી કાઢીને ભોંય ઉપર ઉંધો નાખ્યો. પછી તેઓએ તે પાદશાહની આંખોને દામ દિધા જેથી તે પ્રકાસ્તી બતીઓ (જેવી આંખો) તુરતજ બુજાઇ ગઈ.[1] એ રીતે તેને ભોંયે પડેલા નાખીયા બાદ તેઓએ તેનો ખજાનો લુટયો. આ ઉચાં આસમાનની કરણી એવીજ છે. માટે તું આ ત્રણ પાંચ દિવસની દુન્યા ઉપર તું તારૂં દિલ બાંધતો ના. આપણે દુખમાં હોઇએ છીએ તેટલાં તેનીથીજ ઓચિંતો ગંજ પણ પાંમ્યે છીએ અને એ બંધે બનાવ (દુખ અને સુખ) વહી જતાં આ ત્રણ પાંચ દિવસની દુન્યાને પણ છોડી જવી પડે છે. જીંદગી જીવવાના સો વર્ષ હોવો કે હજાર વર્ષ હોવો તોપણ તે સઘલાં બોલ બોલતામાં વહી જાય છે. તેથી જે કોઈ નેકીનો ખરીડદાર બને છે તે કોઇનું પણ બુરૂ બોલતો નથી અને કોઇ બુરા સખુન સમજતો નથી.[2]

---

૧ મીરખુંન્દ, મશુદી અને તબરીના જણાવ્યા મુજબ પાછલથી એ હોરમજને બંધીખાનામાં મારી નાખવામાં આવ્યો હતો.

૨ રોલીનસન જણાવે છે કે સાસાની પાદશાહો વચે હોરમજ સૌથી ખરાબ પાદશાહ ગણાયો છે. તેણે સરૂવાતમાં ભલું કરવાનાં જે વચણો આપ્યાં તે તેણે પાછલથી ભુલારી નાખ્યાં હતાં અને તેણે એક ફાંટાબાજ જુલમગાર પાદશાહ તરીકે રાજ્યનો મોટો ભાગ ગુજાર્યો હતો. તેના મોટા મોટા અમીર ઉમરાવોજ ભોગ થઈ પડયા હતા નહી પણ ફીલસુફો અને ભણેલાઓ પણ તેને હાથે મોટી સંખ્યામાં માર્યા ગયા હતા. તેની મોટી ખામી આલશાઈ અને બાયલાપણું હતું. તેની જીંદગીમાં તે કોઇપણ વખત લડાઈમાં ઉતરેલો જણાયો હતો નહી.

# ખસરૂ પરવીજની આડત્રીસ વર્ષની પાદશાહી. હોરમજના આંધલા થવાની ખબર ખસરૂને પડી અને તે પોતે તખતે બેઠો તે વિષે.



વે ગસતહમે તુરતજ એક સ્વારને પવનવેગે જતા ઘોડા ઉપર બેસાડી આદરગુશરપના આતશ કદેહ તરફ મોકલ્યો કે જેથી તે રાતોરાત ખસરૂ આગળ જઈ પુગે અને ઈરાન માટેની એ નવી ખબર તેને પુગાડે. આથી તે કાસદ ચંદ્રના ઉગવાના અને અંધારી રાતનો અંધકાર દુર થવાને વખતે તે જવાન પાદશાહ આગળ આવી લાગ્યો. તેણે તે આફતોની જે વિગતો જોઈ તથા સમજી હતી તે તેને કહી સમજાવી, જે સમજીને એ જવાન સમગુલ ફુલના પાદડાંની માફક ફીકકો બનીને બોલ્યો કે, "જેઓ આકલા બની તથા અક્કલ ગુમાવીને દાનાઇનો માર્ગ ચુકયા છે તેઓ આ ઉંચા આસમાનની કરણીથી ડરતા હોય એમ લાગતું નથી. તેઓની જીંદગીને તે નકામી બનાવી દે છે. જો કે તું મને એ બુરી વાત કહે છે તે કદાચ મને ખુશ લાગતી પણ હોય, તોપણ મારી ભુખ અને ઉંઘતો તેથી આતશમાં જઇને પડી છે. તોપણ જ્યારથી મારા બાપે મારૂં પણ ખુન કરવા માટે હાથ લંબાવ્યો ત્યારથી મેં મારા રેહેઠાણ તરીકે ઇરાનને તજ્યું છે. તે છતાં હું તો હોરમજનો એક ગોલામ તરીકેજ ગણાઉશ્રું અને તે મને જે હોકમ ફરમાવશે તે હજી પણ સમજશ."

એટલું બોલી તે ત્યાંથી દુખી દિલે પોતાના લશકર સાથે વીજળીના આતશની જડપે માર્ગ કાપવા લાગ્યો. પણ તે ડરવા લાગ્યો કે રખેને તે જેહાનજીટ બેહ્રામ માર્ગમાં આગળ વધતાં તેને મલી જાય. તેની સાથે બેરડો તથા અરદબીલનું લશકર હતું જેના નામદરો સાથે તે દુખી દિલે આગળ વધતો હતો. વળી તે શાહજાદા સાથે આરમીન્યાથી પણ કેટલુંક લશકર જોડાઈ આગળ વધવા લાગ્યું. જ્યારે બગદાદમાં તેની ખબર પુગી કે, હવે તખ્તનો ખરીદદાર આવી લાગ્યો છે, ત્યારે એ ખબરથી તમામ શેહેરમાં શાંતી ફેલાઇ અને તેઓના શાંત પડયાથી તે જેહાનજીટ શાહજાદાની ઇચ્છા પણ પાર પડી. તેને લેવાને માટે શેહેરના બુજોર્ગો સામે આવ્યા. તેનાથી સઘલાઓને ખુશાલીનોજ ફાલો મલ્યો. એ રીતે તે માર્ગમાંથી પાદશાહી મેહે-

લમાં આવી લાગ્યો અને ત્યાં તેઓ તે શાહ સાથે વાતે રોકાયા. ત્યાં તેઓએ તરેહવાર વાતો ચલાવી જે ખસરૂએ સમજી. તોપણ તેના દિલમાં એ સરદારોના વિચાર ખુટવા લાગ્યા. તેઓએ દરબાર આગળ એક હાથીદાંતનું તખત મુકાવ્યું તથા તેને સુનેરી સાંકળી તેમજ મોંઘી કીંમતનું તાજ પેહેરાવ્યું. એ તખતે, તાજે અને સાંકલીએ તો એવા ઘણા પાદશાહોને વાપડયા હતા અને તે દરબારે ઘણાએક શાહોને જોયા હતા. પછી ખુસરો દુખી દિલે શેહેરમાં દાખલ થયો અને પોતાના પાદશાહ આગળ થંડી હાય મારતો હાજર થયો. આ જડપથી ફરતાં આસમાન માટે હું તુંને શું કહું? તે તો પોતાનું કામ કરવાથી કદિપણ આરામવશ પડતું નથી. એકને તે શેહેનશાહી તાજ પેહેડાવે છે તો બીજાને મછીનો ખોરાક થવા માટે દરીઆમાં ફેકે છે. એકને તે ઉગાડા હાથ પગ અને માથાંનો બનાવી તેને સુવા કે બેસવાની જગ્યા પણ આપતું નથી તો બીજાને તે મધ અને દુધનોજ ખોરાક પુરો પાડે છે તેમજ તેને ભરેલા ખીનખાબના અને રેસમી કપડાં પેહેડાવે છે. પણ આખરે તો મોતના ફાંસાને સરણ થઇ તે બંધે ધુલમાં ડટાય છે. જો તું અક્કલમંદ ખાનદાનથી ઉતરેલો હશે તો તુંને મારામારી અને શરમીંદગી વચે રેહેવું પડશે નહી તથા તું ગરીબ હશે કે તવંગર હશે તોપણ તુંને જેહાનમાં બુરાઈ જોવી પડશે નહી. હવે આપણે ખસરૂના કામો દર્શાવવાની મેહેનત લેઇશું અને વાંચકો માટે નવી ખબરો પુરી પાડીશું.

જ્યારે ખસરૂ સુનેરી તખત ઉપર તખતનશીન થયો[1] ત્યારે તેની આગળ સઘલા ખાનદાની પુરૂષો હાજર થયા તેણે તે તમામ ઉમરાવોને પોતાની આગળ બોલાવ્યા જેઓએ તેનાં નવાં તાજ ઉપરથી ગોહરોનો નેશાર કીધો. તેણે તે મોબેદોની મીજલશ સનમુખ આ મુજબ કહી સમજાવ્યું કે, "નેકબખ્તો સિવાય બીજું કોઈ એવું તાજ અને તખત પાંમી શકતું નથી. તેથી મારો પણ સચાઇ સિવાય બીજો કાંઇ ધંધો હોતો ના. કારણકે તમામ જુઠાઇથી તો અંધેર ફેલાય છે. હું તમો સઘલાઓ માટે ભલોજ વિચાર ધરાઉંછું તેથી એદોદીભર્યાં કામો કર્યાથી મારૂં મગજ નિરાલુંજ રેહેશે. આ નવું તખત તથા જલકાટવાલો ખજાનો અને ભલું નસીબ જે પરવરદેગારે મને બક્ષ્યું છે તે હું તેનાથી કબુલ રાખુંછું. માટે હવે તમો પણ મારો હોકમ બજાવ્યા ઉપર તમારૂ દિલ લગાડજો અને આ ત્રણ કામોમાંના દરેકને માટે તમો મને વચણ આપજો. પેહેલું એકે તમારે અશો માણસોને દુખ દેવું નહી.

[1] ખસરૂ પરવીજનો ગાદીએ આવવાનો સનેહ ઈ. સ. ૫૯૦ નો હતો.

બીજું એકે તમારે પાદશાહનું ખુન કરવું નહી અને ત્રીજું એકે તમારે કોઇની ચિજ ગેરકાયદે લુટવી નહી અને તેઓને દુખ પુગાડવું નહી. જેની અસક્યામત આગથી તારાજ થઇ હોય તો તેને તેટલીજ ચિજોનો બદલો બક્ષી તેના દિલને ખુશ કરવું. હવે તો તમુને ગેરઇનસાફીભર્યાં કામોથી હાથજ ધોવા પડશે અને તમુને સાચોજ માર્ગ ધરવો પડશે. બીજું જે કોઇ ઇનસાનીયતની રાહે ચાલવાને લાયક ગણાશે તેજ મારે મનથી અક્કલમંદ પણ ગણાશે. જો કોઇ મારૂં તાજ કે પાદશાહી વીટી મેલવવા માંગશે તોપણ હું તેની ઉપર મારૂં વેર લેવશ નહી. જે ઉંચ ખાનદાન સાથે ઉંચ ખવાશ ધરાવતો હશે તે ઇનસાફની વાતો સિવાય બીજી કાંઇ વાતો કરશે નહી. જેથી તમોને નચિંતાઇ સિવાય બીજું કાંઇ મલશે નહી અને હું પણ હારેમનના જેવી વર્તણુક ચલાવશ નહી."

પાદશાહનું એ ભાષણ સમજવાને જેઓ હાજર હતા તેઓએ તેના તાજ અને તખત ઉપર દુવા ગુજારી અને પછી તેઓ તેનાથી ખુશનુદ બની તેના તખત ઉપર દુવા ગુજારતા બાહાર પડયા.

## ખસરૂએ પોતાના બાપ આગળ આવી પસતાવો કીધો તે વિષે.

પછી તે પાદશાહ ખુશાલ બની તખત ઉપરથી નિચે ઉતર્યો અને તેણે આખી રાત હોરમજની યાદમાં ગુજારી. જ્યારે રાતની અબનુસી ચાદર પંઠરાઈ રહી અને મરધાના પોકારો કાને સમજાવા લાગ્યા ત્યારે તે જેહાનજીટ પાદશાહ દુખી દિલે અને ચીરાયલાં જીગરે પોતાના બાપ આગળ આવ્યો તથા તેને જોતાંજ ખસરૂએ રડી પડીને તેને નમન કીધું અને તે લાંબો વખત સુધી તેની આગળ ઉભોજ રહયો. તેણે પોતાના બાપનો ચેહેરો જોઇ દુખી થઇને જીગરમાંથી હાએ મારી અને લોહીથી ઉકલતાં દિલે અને આંખોમાં આંસુ સાથે તેણે હોરમજના કપાલ અને આંખો ઉપર બોશા લિધા. પછી તે બોલ્યો કે, "ઓ મારા બખતાવર બાપ! તું તો જેહાનમાં નોશીરવાનની યાદગારી તરીકે છે. તું સારી રીતે જાણે છે કે, જો હું અત્રે તારી પીડે રહયો હતે તો કોઇપણ તારી આંખોને સુઇઆથી ફોડી નાખવાની હીંમત કરતે નહી. હવે તું મને જે કાંઇ હોકમ ફરમાવવા માંગતો હોય તે ફરમાવ. જેમ તારૂં દિલ ગમગીન છે તેમજ મારૂં પણ દિલ લોહીથી ઉકલે છે. તેથી જો તું મને ફરમાવશે તો હું તારી દરબારનો એક પાસબાન થઇને પણ રેહેવશ. મને કાંઇ

લશકર કે તાજ જોઇતું નથી. હું તો તારાં તખત આગળ મારૂં ડોકું પણ સદકે કરેશ "

ત્યારે હોરમજે તેને જવાબ દિધો કે, "ઓ દાનાઇભર્યા બેટા! મારી ઉપર તો આવો જુલમ ગુજર્યો છે. પણ તેમ કરનાર પણ લાંબો વખત જીવતો રેહેનાર નથી. જે કાંઇ મોજશોખ કે દુખ હોય છે તે તો આપણને આવીજ મલે છે. હવે હું તારી પાસેથી ત્રણ ચિજ માંગું છું અને તેથી વધારે મને કાંઈ જોઇતું નથી. પેહેલું એ કે, તારે દરરોજ સહવારે બામદાદે આવી મારા કાનને તારો અવાજ સમજાવી મને ખુશ કરવો. બીજું જે બાહદુર સ્વારોએ ઘણી ઘણી લડાઇઓ જોઇ હોય તેવાઓને તારે મારી આગળ રોજ મોકલી આપવા કે જેથી તેઓએ જે જે લડાઇઓ કીધી હોય અને શેકારો માર્યા હોય તેનું તેઓ મારી આગળ બ્યાન કરે. વળી તે શખ્સો બુજોર્ગીએ પણ પુગેલા હોવા જોઇએ કે જેથી તેઓ મારી આગળ બીજા પાદશાહોનું પણ બ્યાન કરી શકે. તેઓ મારે માટે તવારીખ લખાયલાં દફતરો લાવી તેમાના દુખો તથા સખ્તીના બ્યાનો મારી આગળ વાંચી સમજાવે. મારી ત્રીજી ઇચ્છા એવી છે કે, હાલે જે તારા મામાઓ તારા પરશતાર અને સાથીઓ બન્યા છે તેઓ પણ હવે પછી પોતાની આંખોથી આ જેહાન જોવા પાંમે નહી પણ મારીજ માફક તેઓ પણ એમ સોગ કરતા રેહે."

ત્યારે ખસરૂએ તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તારી આંખોને માટે તું ગમ ના કર. જે કાંઇ બુરૂ બનવા કાલ હોય તે બન્યા વગર રેહેતું નથી. તારા બદખાહો પણ જેહાનમાંથી દુર થજો. તોપણ તું રોશન રવાનથી જરા વિચાર કર કે હાલે બેહરામ ચોબીન પેહેલવાન થઇ બેઠો છે. વળી તેની પાસે હદ ઉપરાંતનું એક લશકર છે જે બાહદુર સરદારો અને તલવારબાજ પેહેલવાનોનું બનેલું છે. તેથી જો આપણે હાલે એ ગસતહમ ઉપર હાથ ચલાવીશું તો આપણને જેહાનમાં કંઇ પણ બેસવાની જગ્યા રેહેશે નહી. બીજું એ કે આપણો જે બુઢો મુનશી છે તે તારી આગળ બનેલી વાતોના દાસ્તાનો વાંચી સમજાવશે. તેમજ જે સ્વારો લડાઇઓ વચે ઉછરેલા હશે અને મોજ-મજાહોના તરીકાથી પણ જાણીતા હશે તેઓમાંથી પણ હું એક એકને તારી આગળ વાતો કહી સમજાવવાને મોકલતો રહીશ. માટે હવે તું જરા પણ ગમ રાખતો ના. એ ગસતહમને કાંઇ તું એક ઇજદ ગણતો ના. તે તો બોલવે ચાલવે કમઅક્કલી છે. માટે હાલ તુરત તો એ દુખ વચે પણ તારાં દિલને ખુશનુદ રાખજે અને આ મારા વચણ ઉપર તું દાનાઇથી સંતોષ પકડજે. જો હું જમાનાથી દાદ મેલવશ તો એ બુરાં કામો કરનાર ગસતહમ તથા બન્દુઈ

ઉપર હું તારો મધશો ફીનો લેવશ અને તેઓની કફન વગરની લાશ કુતરાઓને ખાવા માટે નખાવશ. માટે એ નૌશીરવાનના બેટા! તું ખુશ રેહેજે અને તારૂં રવાન જાવેદાન સુધી તાજુ રેહેજો.૧"

એટલું કહી ખસરૂ તેની આગળથી રડતો રડતો બાહાર નિકલ્યો પણ તેણે પોતાનો એ ભરમ કોઇને કહયો નહી. એ પાદશાહ હોરમજ કરતાં ખસરૂ વધારે દયાલુ હતો અને તેથીજ તેણે તેને આવા હુશીયારીવાલા જવાબ દિધા હતા મીઠ્ઠ અને નરમ સખુન બોલનાર એક જવાન દોસ્ત એક વર્ષ ખાધેલ અને બોંહોસીલા બુઢ્ઢા કરતાં બેહેતર ગણાય. હુનર વગરના લોકો વચે બેઠેલો હુનરમંદ શખ્સ આખરે પોતાના માથાંને ધુલમાં ફેંકે છે. તેપણ શિખવા વગર પણ કાંઈ ઉપાય નથી, જો કે તેઓ તો નાદાન તેમજ દાનાવને એકજ સરખા સમજે છે. પણ દાનાઇથીજ તારૂં સેવટ ખુબી સાથે પાર ઉતરશે અને ફરતું આસમાન પણ તુંને મીનોઇ દુન્યામાં આરામ અપાવશે. જો તારાં શરીરને કોઇ મદદગારની અગત્ય હોય તો તેવો દોસ્ત તુંને દાનાઇમાંજ મલશે. માટે તું તારે દરેક કામમાં પ્રતેહમંદ અને પવિત્ર પરવરદેગારની મદદ માંગ અને પછી તું જરા પણ ફીકર રાખતો ના.

## બેહરામને હોરમજના આંધલા થવાની ખબર થવાથી તેણે ખસરૂ સાથે લડવાને લશકર મોકલ્યું તે વિષે.

હવે જ્યારે બેહેરામને એવી ખબર થઇ કે "એ નામદાર પાદશાહ ઉપર જમાનાએ શું શું વિટાડયું છે. લોકોએ તેની આંખોને દાહામ દિધા છે અને તેથી તેની બાગમાના નરગેશોના જેવી બે આંખો જતી રહી છે તથા હવે તેના તખત ઉપર તેનો બેટો બેઠો છે અને હોરમજના નસીબનો અંત આવ્યો છે," વિગેરે, ત્યારે પેહેલવાન બેહરામ તેથી અજબ બન્યો અને તેનો ચેહેરો કુમલાઈ જવાથી તે વિચાર કરતો બેઠો. તે બોલ્યો કે, "હવે તો મારે

---

૧ કેટલાક તવારીખનવેશો ખસરૂ ઉપર પોતાના બાપને મારી નાખવાનું આલ મુકે છે તેમ કેટલાકો તેનો બચાવ કરે છે. પુરાણા કાલના ઈરાનીઓ પોતાના ધર્મની રૂએ પોતાના માતપીતા તરફ જેવી તાબેદારી દેખાડતા હતા તેવી માત-પીતા તરફની તાબેદારી કોઈપણ પ્રજા દેખાડી શકી નથી. તેથી ખસરૂ જેવો ઈરાની બચો પોતાનાજ બાપના લોહીમાં હાથ બોળે એ માની શકાતું નથી. પણ ફીરદુસી જેમ જણાવે છે તેમ તેણે પોતાના બાપ આગળ એક બેટાને ઘટે તેવો ભક્તિ-ભાવ તેણે પોતાના બાપની પડતી હાલતમાં પણ દેખાડયો હતો.

માટે લડવાનો વખત આવ્યો છે અને તેથી હું આ જેહાનને મારી મરદાનગીથી જીટી લેવશ."

પછી તેણે લશકરી અસબાબ બાહાર પાડવાનો હોકમ કીધો અને બુજોર્ગભર્યા ઝુન્ડાને મેદાનમાં લેઈ જવા ફરમાવ્યું. તેણે તે તમામ અસબાબ ઉંટો ઉપર લદાવ્યો તથા લશકરને સ્વાર કીધા બાદ ખસરૂ સાથે લડાઈ કરવાની વાતો ચલાવી. તેણે પોતાના ચાલતા પાહાડ સમાન લશકરને ત્યાંથી મગરૂરી સાથે કુચ કરાવી અને તેને નેહરવાન[1] શેહર તરફ હંકાર્યું. જ્યારે ખસરૂને બેહરામના એ કામની ખબર થઈ ત્યારે તે તેના તેઝ ઉપર આવેલાં બજાર માટે દલગીર બન્યો. આથી તેણે પણ ચાલાક જાશુસોને જેહાનની ખબર મેલવી લાવવા માટે બાહાર પડયા. તેણે તે જાશુસોને કહયું કે, "તમો લશકર માટેનું સઘલું કામ હવે સરવાતથી ચોકસ નક્કી કરતા રેહેજો. કારણકે તેની સાથે લડનારૂ લશકર એકજ જાતનું હોવાથી કદાચને આપણું એ કામ ઢીલમાં પડશે. બીજું એકે બેહરામ પોતે પોતાના લશકરની હરોલમાં વચલા ભાગમાં રેહેશે. માટે તે દરબારને વખતે કેમ બેસે છે અને તે શેકારે જવાનો કાંઈ વિચાર કરે છે કે નહી તે સઘલું તમો જોણી લેજો."

આથી તે જાશુસો તેની દરબારમાંથી બાહાર પડયા પણ એ ખાનગી વાતની ખબર તેના લશકર વટીકને પડી હતી નહી. જ્યારે એ જાશુસો ત્યાં જઈ સઘલું જોઇને પાછા ફર્યા ત્યારે તેઓએ તેની આગળ તેનો સઘલો ભરમ લાવીને જાહેર કીધો. તેઓ બોલ્યા કે, "તેના લશકરના સઘલા નામદારો તેમજ નાની પડવીના નોકરો તેના દરેક કામમાં તેની સાથે મલતા છે. જ્યારે પણ તે પોતાનું લશકર માર્ગમાં આગળ હંકારે છે ત્યારે તે થોડો વખત લશકરની અધવચે આગળ હરોલમાં રહે છે તો થોડો વખત જમના હાથ ઉપર તો થોડો વખત દાવા હાથ ઉપર જઇને ત્યાં હરોલમાં રહે છે, તો વળી ઘડીકમાં પાછલા ભાગમાં જાય છે. લડાઇમાં તો તે ઘણો દુરઅંદેશીથી વિચાર કરનારો શખ્સ છે. એક પેહેલવાન કે સ્વાર તરીકે તો મે તેને ઘણોજ ધીરો જોયો છે. તેના સઘલાં માણસો તેના વિશ્વાશમાં છે અને તેથી તેને પારકી મદદની અગત્ય પણ નથી. વળી તે પાદશાહોની માફક દરબાર પણ ભરીને બેસે છે તેમજ સાંકલ પોહેલા શેકારી ચીત્તાઓને પકડીને શેકારે પણ જાય છે. પાદશાહો સાથે લડવા સિવાય તે બીજું કાંઈ જાણતો નથી. તેમજ તે લડાઈનાજ દફતરો વાંચતો રેહે છે."

---

1 એ નેહરવાનને રૂમીઓ હોલવાનને નામે ઓલખતા હતા.

ત્યારે ખસરૂએ પોતાના વજીરને કહયું કે, "હવે આપણે માટે એક મુશકેલ કામ આવી ઉભું છે. જ્યારે પણ એ બેહરામ દુશમનો સામે પોતાનો ઘોડો દોડાવે છે ત્યારે તે દરીઆમાના અઝદાહનું પણ દિલ તોડી નાખે છે. બીજું એ કે તે જેહાનના પાદશાહ હોરમજથી પાદશાહોના રીત રેવાજો પણ શિખ્યો છે. વળી ત્રીજું એ કે તેણે કલીલેહ કેટાબને[1] પોતાનો વજીર બનાવ્યો છે કે જે કેટાબના જેવા વિચારો કોઇ ભણેલો વજીર પણ જણાવી શકતો નથી." ત્યાર બાદ તેણે બન્દુઇ અને ગસતહમને કહયું કે, "હવે તો આપણે ગમ અને દુખના સાથી બન્યા છીએ."

પછી તે ઇરાનનો પાદશાહ શાપુરના બેટા ગરદુઇ, અન્દમાન તથા આરમીન્યાના સપેહસાલાર દારમાન સાથે તથા બીજા ડાહયા અને લડાયક બુજોર્ગો સાથે વિચાર ચલાવવા બેઠો. ખસરૂએ એ સરદારોને કહયું કે, "ઓ લડાયક બાધુરો! જેનું મગજ અક્કલથી રોશણ બનેલું હોય છે તો તેની દાનાઇ તેના શરીરના એક સંગાર મીશાલ થઇ પડે છે. એ દાનાઇને મોતની તલવાર સિવાય કોઇથી કપાતી નથી. તે (મોત)ની તલવાર આગળ તો તુરકી પોલાદ પણ મુમ મીશાલ બને છે. જો કે હું ઉમરે તમારા કરતાં નાનો છું તેથી મારી જવાનીને સબબે હું આ જેહાનને તજી જવા માંગતો નથી. માટે હવે તમો મને કહો કે, એ કામનો શું ઉપાય કરીએ? (મારા કરતાં) દુખીઓમાં ઘણો દુખ્યો કોણ ગણાય?"

ત્યારે તેને તેના વજીરે જવાબ દિધો કે, "તું અમેગ રેહેજે અને ખાલી મગજનાઓને ખોરેહ તથા અક્કલનો ભાગ આપનાર બનજે. હવે જ્યારે ફરતા જમાનાનો આવો ભરમ જાહેર થયો છે ત્યારે તો તુંએ તારી અક્કલને ચાર ભાગમાં વેહેંચવી ઘટે છે. એક ભાગ જે પાદશાહ હોય તેને માટે રાખવો ઘટે છે કારણકે એક પાદશાહે તો ખોરેહ અને અક્કલજ ધરાવવી ઘટે છે. અક્કલનો બીજો ભાગ તારે પહરેજગારીને માટે રાખવો ઘટે છે. ત્રીજો ભાગ જે પાદશાહના નોકરો હોય તેઓને માટે રાખવો ઘટે છે જેથી તે અક્કલ પાદશાહની આગળ કાંઇ પણ છુપાવા દેઈ શકતી નથી. હવે અક્કલનો જે ચોઠો ભાગ રહયો તે ભાગને દાનાવ લોકો ખેડુતોને માટેનો ભાગ સમજે છે. જે અસંતોષી માણસ હોય તેનામાં અક્કલ હોતી નથી કારણકે તે પોતેજ ખોદાની પીછાણ કરનાર હોઇ શકતો નથી. એક જમાના ખાધેલ દાનાવે જે વાત કહી છે તે જો તું પાદશાહ જાણવા માંગતો હોય તો એ છે કે, 'તારે

[1] એ કલીલેહ કેટાબ માટે જુઓ શાહનામું ભાગ ૪ થો, પાનાં ૧૪૫-૧૫૩.

દરેક વાતને તારા અંતકરણની આંખે તપાસવી જોઇએ છે કારણકે અંતકરણની નજરથી તપાસાયલી વાત સારાં પરીણામો નિપજાવે છે.' "

પાદશાહે તેને જવાબ દિધો કે, "જો તારી એ વાતને હું સુનેરી હરફે લખી લેવાડું તો તેની આગળ ખોરેહ અને દમામ પણ કાંઈ બીસાડ ધરાવે નહી. જે વાત મોબેદો કહી સમજાવે છે તે જવેહરાત સમાન ગણાય છે. પણ મારા દિલના વિચાર તો બીજી તરેહના છે. તે એકે, જો એ બંધે લશકરો બરોબર નિવડે તો તેમના નેજાની બબે અણીઓ હોય એમ ગણાય. જો હું મારા ઘોડાને લશકરના મધ્ય ભાગમાંથી દોડાવી દુશમનોના લશકર આગળ જઇને તથા જાતે પોકાર મારીને તે નાપાક મગરૂર સપેહસાલાર બેહરામને મારી સાથે લડવા બોલાઉં તો તેથી કાંઇ મને એબ લાગવાની નથી. તોપણ પેહેલાં તો હું તેની સાથે સુલેહથીજ વર્તશ અને તેના ઉપર પુશકલ નવાજેશો કરી તેની તારીફ કરશ.[1] જો તે મારી એ રીત પસંદ કરશે તો સૌ વાતે સારૂંજ થશે અને તેથી તે મારી દરબારમાં પોતાની અસલ જગ્યા પણ જાલવી રાખશે. પણ જો તે લડવાજ માંગશે તો હું પણ લડશ અને મારાં લશકરને તેના લશકર સામે ઉતારશ."

આથી જે લડાઇના અનુભવીઓ ત્યાં હતા તેઓ પાદશાહની એ વાત સાથે મલતા થયા. ત્યાં હાજર રહેલા સઘલા બુજોર્ગોએ તેની તારીફ કીધી અને તેને જમીનના પાદશાહનો એલકાબ આપ્યો. તેઓ સર્વે બોલ્યા કે, "ઓ પાદશાહ! બુરો વખત તારીથી હંમેશ દુર રેહેજો. તુંને ફતેહ અને ફીરોજી મલતી રેહેજો અને આ બુજોર્ગી, તાજ અને શાહનશાહી ભોગવવી તું ચાલુ રાખજે." ખસરૂ બોલ્યો કે, "ત્યારે આપણે એમ કરીએ તો બસ થશે, કે જેથી કોઇ પણ હાર ખાય નહી અને જુદાઇ જોવા પાંમે નહી."

પછી તેણે બગાદાદમાંથી લશકરને બાહાર કાઢયું અને તેને મેદાનમાં લાવી ત્યાં છાવણી નખાવી. ત્યારબાદ તે બંધે લશકર માર્ગ દરમ્યાનમાં નજદિક આવી લાગ્યા. એક તરફના લશકરનો સરદાર તે સપેહસાલાર હતો તો બીજા

---

૧ રોલીનશન પણ લખે છે કે, "ખસરૂએ બેહરામને પોતાનો દુશમન બનાવ્યા કરતાં દોસ્ત બનાવવામાં ડાહાપણ જોયું હતું. તેથી તેણે તેના ઉપર સમજુતી માટેનું નામું લખતાં બેહરામને પોતાની દરબારમાં પધારવાનું ઈજન કીધું હતું અને જો બેહરામ તેની પાસે આવી તાબેદારી દેખાડે તો તેને પોતાના રાજ્યમાં બીજી જગ્યા આપવા માંગી હતી. વળી એ નામ સાથે ખસરૂએ ભારી કીંમતની ભેટો પણ મોકલી આપી હતી."

લશકરનો સરદાર શાહ પોતે હતો. જ્યારે જેહાનની બતી તરીકે ગણાતો સુરજ અસ્ત થયો અને દામરના જેવી કાલી રાતે પોતાના ઝુલફાં સઘલે પાંહરી દિધાં ત્યારે બંધે તરફના લશકરના ચોકીઆનો લશકરને નુકસાન પુગતું અટકાવવાને બાહાર પડયા. પણ જ્યારે દિવસની તલવાર (સુરજ)ને જોઇને રાત નાહાસવા પડી અને તે ત્યાંથી ડરતી ધ્રુજતી નાહાસી ગઈ ત્યારે બંધે છાવણીમાંથી વાજીંત્રના અવાજો સમજાવા લાગ્યા અને સુરજ પણ ગોયા એ લડાઇમાં રાહનુમા તરીકે બન્યો. પછી પાદશાહે ગસતહમ તથા બંન્દુઇને ફરમાવ્યું કે, "લશકરને લડાઇ માટે લોહાંની ટોપી પેહેરવી પડે તે આગમચ આ રોશણ રવાનના બુજોર્ગો સાથે તમો નેહરવાનના સરોવર સુધીની એક સવારી કરી આવો."

આખરે બેહરામના જાશુસે બેહરામને ખબર પુગાડી કે, "સામું લશકર ફેંકેલા તીરની જડપે આવી લાગે છે." તેથી એમ સમજતાંજ બેહરામે ત્યાંથી લશકરને કુચ કરાવી અને લડાઇના અનુભવીઓને પોતાની આગળ બોલાવ્યા. તે પોતે કસ્તુરી જેવી (કાલી) પુછડીના અને તાંબા જેવી ખડીના બાધુર તેમજ સુંદર ઘોડા ઉપર સવાર થયો. હથીયાર તરીકે તેણે એક હીન્દી તલવાર જે જખમ મારવામાં વીજળી સમાન હતી તે બાંધી હતી. તેનો ઘોડો પણ ચાલવામાં વિજળીના ચમકારાજ જેવો હતો. રીમન[1] થયલો ઇજદ ગુશસ્પ તેના ડાવા હાથ ઉપર ચાલતો હતો. વળી તેની સાથે કીનાખોર દિલનો આજરગુશસ્પ અને યલાનસીનેહ પણ લડાયક બનીને ચાલતા હતા. વળી ખાકાનના ખાનદાનના ત્રણ બાધુર તુરકીઓએ પણ ખસરૂ ઉપર કીનો લેવા માટે પોતાની કંમર બાંધી હતી. તેઓએ તેની સાથે એવી કબુલાત કીધી હતી કે, "હમો તે પાદશાહનો ચેહેરો તેના લશકરની વચે દુરથી જોતાંજ તેને મુવેલો કે કેદ પકડેલો તારી આગળ લાવી હાજર કરીશું અને એ રીતે તારાં રાજ્યમાં શાંતી ફેલાવીશું." હવે એક બાજુએ ખસરૂનું લશકર અને બીજી બાજુએ તે પેહેલવાનનું લશકર આવી ઉભું. તેમની વચે નેહરવાનનો સરોવર આવ્યો હતો. હવે તે પેહેલવાન કેવી રીતે તે પાદશાહ આગળ જાય છે તે જોવાને બંધે બાજુનું લશકર તલપી રહયું હતું.

---

૧ રીમનનો અર્થ અપવિત્ર થાય છે. પણ અત્રે જો રીમનનો અર્થ કરીએ તો તે બલવાખોર અથવા બેવફાનો થઈ શકે છે.

# ખસરૂ અને બેહરામ સામાસામી આવી લાગ્યા અને તેઓ વચ્ચે બોલાચાલી થઈ તે વિષે.

હવે ખસરૂ અને બેહરામ સામાસામી આવી લાગ્યા. તેઓમાંના એકનો ચેહેરો ખીલેલો હતો જ્યારે બીજાનો દલગીર હતો. જેહાનના પાદશાહ પોતે માથે યાકુત જડીત સુનેરી તાજ પેહેરીને હાથીદાંતના જેવા સફેદ ઘોડા ઉપર સ્વાર થયો હતો. તેના દિલમાં ચીનાઈ ખીનખાબનો દગલો પેહેરેલો હતો. ગરદુય તેની હરોલમાં માર્ગ દેખાડવાને આગળ ચાલતો હતો. વળી બન્દુઇ, ગસતહમ તથા ખરરાદ બુર્ઝીન પણ માથે સુનેરી કોલાહ પેહેરીને પાદશાહના બંન્ને હાથ ઉપર ચાલતા હતા. તેઓ સઘલા સુના, રૂપાં અને લોઢાંમાંજ ગરક બન્યા હતા. તેઓના કંમરબંધ ઉપર જડેલા યાકુતોથી તેમાનું સુતું પણ જણાતું હતું નહી. જ્યારે બેહરામે એ શેહનશાહનો ચેહરો જોયો ત્યારે ગુસ્સાથી તેના ચેહરા ઉપરનો રંગ પણ ઉડી ગયો.

પછી પાદશાહે પોતાના સરદારોને કહયું કે, "આ બુરી નિશાણનો લોંડી જાયો આવી રીતની હલકી રમત રમી અને બાધુરી દેખાડી એમ મરદાનગીએ પોહોંચ્યો છે અને એ રીતે તવંગર બનીને મારી સામે કંમર કસી છે. તેણે પોતાના હાથીદાંતના તખત આસપાસ પોતાની તારીફના હરફ કોતરાવ્યા છે અને હાથમાં રાજદંડ ધરી તથા તાજ પેહેરીને તે ફરીદુન પાદશાહ બન્યો છે. તેણે શાહનશાહોની રાહારીતી શિખી લિધી છે. પણ તેની આ જેહાનની એવી જીંદગીનો જલદી અંત આવશે. વળી એ કાલા રવાનનો હરામજાદો પોતાના લશકરને નૌશીરવાનની ઢપછપે કુચ કરાવે છે તથા તે નામદારો કોણ કોણ છે તે જોવાને પોતાના તમામ લશકરની તપાશ લે છે. પણ હું તો તે લશકરમાં કોઇપણ લડાયક સ્વાર જોતો નથી કે જે મારી રૂબરૂ સામો આવી શકે. હવે મરદાને મરદોની લડાઈ કેવી હોય તે તેમજ મારા ઘોડાની દોડવાની ઢપ, મારી તલવાર અને મારા લડાયક પેહેલવાનો સૌ જોઇ લેશે. વળી મારા ગુરજનો જરબ કેવો છે અને હું તીરોનો કેવો વરસાદ છોડું છું તે તેમજ મારા પેહેલવાનોના પોકાર કેવા હોય છે તથા મારૂં લશકર કેવી ધરપકડ કરે છે તે સઘલું પણ તે જોઇ લેશે. જ્યારે હું મારાં લશકર સાથે કુચ કરૂં છું ત્યારે મારી સામે લડાઈના મેદાનમાં એક હાથી જેવાથી પણ ટકાતું નથી. હમારા અવાજ સમજી પાહાડ પણ ઢગલો થઇ પડે છે અને બાધુરોના સઘલા હુનર ત્યાંથી નાહાસવા પડે છે. મારી તલવારથી હું દરીઆ ઉપર જાદુ ચલાવી તેના સઘલાં પાણીને લોહી બનાવશ."

એટલું બોલી તે પોતાના ખુબસુરત ઘોડાને ત્યાંથી હંકારી ગયો, જેથી તું કેહેશે કે, જાણે તે ઘોડો ઉડતું હોમા પક્ષી બન્યું. તેણે લડાઇ માટે એક તંગ જગ્યા પસંદ કીધી જેથી તેનું લશકર પણ અજબ બન્યું. પછી તે એ લડવાની જગ્યા આગળથી નેહરવાનના સરોવર તરફ ગયો અને તે ત્યાંના મોટી પડવીના મુબારક શખ્સની આગળ આવી ઉભો. તે શખ્સની સાથે એવા ઘણાક ઇરાનીઓ હતા જેઓએ પણ એ પાદશાહ સામે લડવાને કંમર કશી હતી. ખસરૂએ એકને કહયું કે, "ઓ બાહદુર! બેહરામ ચોબીન કયાં છે?" ગરદુઇએ[1] તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! ઉડી રહેલાં ધુલારાં વચે પેલા સુંદર ઘોડા ઉપર જે સ્વાર થયલો શખ્સ છે તે એજ છે. તેણે સફેદ દગલો પેહેરેલો છે અને ખભે કાલો પનો ઓલવેલો છે અને તે લશકર વચેથી પોતાનો ઘોડો હાંકી જાય છે."

બેહરામને જોતાંજ એ જેહાનના પાદશાહે તેને સરૂવાતથી તે આખેર સુધી ઓલખી લિધો. પછી ખસરૂએ તેને પુછયું કે, "પેલા સુંદર ઘોડા ઉપર બેઠેલો ઉંચો શખ્સ (બેહરામ છે) કે? ત્યારે ગરદુઇએ જવાબ દિધો કે, "હા, તેજ. પણ એ શખ્સ કદિ પણ સારો વિચાર કરનો નથી." ત્યારે ખસરૂએ તેને કહયું કે, "તું એને માટે પેલા બુઢાને પુછ. તે બરોબર જવાબ દેશે. પણ એતો વાંકા નાખનો અને ઉઘનશી આંખનો છે. જાણે તેનું દિલ પણ ગુસ્સાથી ભરેલું લાગે છે. એને જોતાંજ તું કહી શકે કે એ બુરો છે અને એ આ જેહાનમાં ખોદાનો દુશમન છે. તેનામાં હું નમનતાઈ જેવું તો જોતોજ નથી અને તેથી તેના ઉપર કોઇપણ સરદારી ભોગવી શકતું નથી."

ત્યારબાદ તેણે બન્દુઈ તથા ગસતહમને કહ્યું કે, "હું તમારી આગળ આ ખાનગી વાત કહું છું તે એ કે, જ્યારે ગધેડું બોજા આગળ આવે નહી ત્યારે બોજાને લેઇ જઇને ગધેડા ઉપર લાદવો જોઇએ. તેમ જ્યારે એ ચોબીનને નરદેવે ફરેબ આપ્યો છે તો જેહાનના ખોદાનો માર્ગ એ કયાંથી ઓલખી શકે! જે દિલ લોભથી દુ:ખી થઇ પડયું હોય તો તેવા દિલ ઉપર અક્કલભરી શિખામણો અસર કરી શકે નહી. હવે તો જ્યારે તમો લડાઇ ઉપર જશો ત્યારેજ એ વાતનો નિવેડો આવશે. પણ એ વાતને પેહેલેથી છેલ્લે સુધી તપાસવી તો જોઇએ. લડાઇમાં ફતેહમંદ કોણ નિવડશે તેમજ દુખી કોણ અને સુખી કોણ થશે તે પણ કોણ જાણે છે? જે લશકરનો લડાયક બેહરામ જેવો સરદાર હોય તેજ આવી સારી રીતે લશકરને સમારી શકે. પણ એ બાહદુર દેવના

---

૧ ગરદુઈ બેહરામ ચોબીનનો ભઈ થતો હતો.

જેવો શખ્સ કપટી છે જ્યારે તેનું લશકર ગરજના કરતાં વરૂઓ જેવું છે. તેથી જો તમો મારી આ વાત સાથે મલતા થશો તો મને પણ તેથી શરમીંદગી પોહોંચતી અટકશે. જો હું એ માટે પુછપરછ કરવા બાહાર પડું તો તે લડાઇમાં શુસ્તી કીધા કરતાં બેહેતર ગણાશે. જો આપણે તેના તરફની અનદાજાસર વાત સમજીશું તો તેની આવી નવી નવી બુરાઇઓ પણ વીશરાઇ જશે. તેને હું જેહાનમાનું એક ખુણું સોંપી આપશ તેમજ સોંફવા જેટલું લશકર પણ તેને આપશ. તેથી આ લડાઇ કરવાના કરતાં જો તે સુલેહ કરશે અને આપણે લડાઇ કરતાં અત્રેથી પાછા ફરીશું તો એવી સુલેહથી મનેજ ફાયદો થશે. એવી રીતે વાપડેલી અક્કલ પણ બેશક નીરદોશ ગણાશે. જો શાહ વેપારી કુનેહ વાપડતો હોય તો તેવા પાદશાહથી પહરેજગારો પણ ખુશ રહે છે."

ત્યારે ગસતહમે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! આ જમાનો રેહે ત્યાં સુધી તું પણ અમર જીવજે. આવી વાત કરીને તો તેં ગોયા જવેહરાતજ વેરયું છે. તું સર્વથી દાનાવ છે. માટે તુંને જેમ સુજે તેમ તું કર. તું ઇનસાફથી ભરપુર છે જ્યારે તારો તે ગોલામ ગેરઇનસાફી છે. તારૂં મગજ દાનાઇથી ભરેલું છે જ્યારે તેનું મગજ ગરૂરીથી ભરેલું છે." જ્યારે ખસરૂએ તેની એવી વાત સમજી ત્યારે તે ત્યાંથી આગળ વધ્યો અને દમામથી ચાલતો તે લશકર આગળ જઇને લડાઇ વચે પણ સુલેહ ચાહતા એ પાદશાહે દુરથી પેહેલવાન બેહરામને પુછ્યું[1] કે, "ઓ બાહુર! તુંને શું છે કે એમ લડાઇના મેદાનમાં ઉતર્યો છે? તું તો દરબારના એક ઘરેણા સમાન છે અને તખત તથા તાજને લાયક છે. વળી લડાઇને વખતે તો તું લશકર માટે એક દાંભ સમાન છે અને મોજમજાહની મીજલશ વચે રોશણ ચેરાગના જેવો છે. તું એક યજદાંનપરસ્ત જેહાનજીટ પેહેલવાન છે તેથી સખાવતનો હાથ તારી તરફથી પાછો ફરવો જોઇતો નથી. મેં તારી જીંદગી ઉપર વિચાર કીધો છે અને તેમ કરતાં હું તારાં ખુબીભર્યાં કાંમોને પસંદ કરૂં છું. હું તુંને તારા લશકર સાથે મારો પરોનો બનાવવા માંગું છું. તુંને જોવાથી મારા જીવને ખુશાલી ઉપજશે. હું ઇનસાફ સાથે તુંને ઇરાનનું સપેહસાલારપણું બક્ષશ અને પરવરદેગાર આગળ પણ હું તારી તારીફ ગાવશ."

જ્યારે પેહેલવાન બેહરામે તેની એવી વાત સમજી ત્યારે તેણે પોતાની લગામ પોતાના કાલી પુછડીના ઘોડાને સોંપી દિધી અને તે ઘોડા ઉપર બેઠાં

---

1 ફીરદોસી ખસરૂ અને બેહરામ વચે એમ મોઢે મોઢું વાત થઈ હતી એમ દેખાડે છે પણ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ તેઓ વચે સુલેહના પત્ર વહેવારો ચાલ્યા હતા.

બેઠાં તેને નમન કીધું અને થોડો વખત એજ ઢપે બેશી રહયો. ત્યારબાદ તેણે ઘોડા ઉપરથી તેને એવો જવાબ દિધો કે, "હું પોતે ખુશખુશાલ છું અને સારૂં નસીબ ધરાઉંછું. પણ તુંને તો જમાના તરફની બુજોર્ગી મલતીજ ના. કારણકે તું એક પાદશાહ તરીકે ઇનસાફ અને ગેરઇનસાફ શું તે જાણતો નથી. આજકાલના પાદશાહી કરતા પાદશાહને તો જે બદબખ્ત હોય તેજ મદદ આપે. તારો વખત કેવો આવશે તેનો તો મેં વિચાર કરી મુકયો છે. હું તો તુંને મારી નવી કમંદથી બાંધશ અને પછી તુરતજ એક ઉંચી ફાંસી ઉભી કરાવશ. તારા બે હાથોને હું મારી કમંદના આંટાથી બંધાવશ અને પછી તુંને ઘટતી એ ફાંસી ઉપર લટકાવશ. ત્યારેજ જમાનાનો કડવાશ કેવો હોય છે તે તું મારાથી જોશે.

જ્યારે ખસરૂએ બેહરામનો એવો જવાબ સમજ્યો ત્યારે તેનો ચેહરો સમણુલ ફુલની માફક કરમાઇ ગયો. તે પાંમી ગયો કે એ શખ્સ કાંઇ પોતાના દિલને તખત તાજ ઉપરથી ઉડાવી શકતો નથી અને સીધે માર્ગે આવતો નથી. આથી તેણે તેને એવો જવાબ દિધો કે, "ઓ અસંતોષી શખ્સ! એક યજદાંપ્રસ્તી એવા સખુનો કદિપણ બોલે નહી. જ્યારે પરોનો તારી પરોનાગત ચાખવા આવે તેની મદારત કરવાને બદલે તેને તું દુરથી જોતાંજ ગાલગલોચ કરે છે. પણ તારી એવી રીત કોઇ શાહનશાહને છાજતી અને નામીચા સ્વારોને ઘટતી ગણાય નહી. એક આરબને પારસી બનાવવા માંગે તો ત્રણ હજાર વર્ષ વહી જાય તો પણ તે પારસી બની શકે નહી.[1] તારી આવી વર્તણુક અક્કલમંદોને પણ શરમાવે છે. માટે હજી પણ તું લોભના દરવાજા આગળ ભમટો અટક. જ્યારે તારો પરોનો તુંને મુબારક આવાજે પોકારતો હોય તો તું તેને દેવની માફકના જવાબો ના દે. મને તો ફીકર છે કે હવે તારો બુરો વખત આવી લાગેલો હોવાથીજ તું એમ તારી અક્કલ ગુમાવે છે. આવા પાદશાહો આગળ તો તારે કાંઇક યુક્તિઓ રચી તારૂં નામ જાવેદાન સુધી જલવાય એવી નોકરી બજાવવી ઘટે છે. પણ તું તો એમ અસંતોષી બની પરવરદેગારનો ગુનેહગાર બન્યો છે અને તારાં શરીરને શિક્ષાને પાત્ર અને દિલને ધાસ્તીભર્યું બનાવ્યું છે. તું મને આજકાલનો પાદશાહ ગણે છે અને તારા બુરા ખવાશથી તું મને એક ખુણે દાબી દેવા માગે છે. પણ જો હું શેહનશાહી ભોગવવાને નાલાયક હોઉં અને મને આ મોટાઇ આપનારૂ તાજ સોભતું નહી હોય તો મારા બાપ તરીકે હોરમજથી અને બપાવા તરીકે નોશીરવાનથી તું વધારે લાયક કોણને ગણે છે?"

---

[1] અરબો જંગલી હોવાથી તેઓ માટે ઈરાનીઓ એવો વિચાર ધરાવતા હતા.

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે "બુરી કરણીના, બુરી વાણીના અને બુરી ખાશીયતના શખ્સ! પરોનાની વાતતો પેહેલી તેંજ કાઢી છે. તારૂં જવાન મગજ સુસ્ત હોવા છતાં તું આવી ડાહી ડાહી વાતો કરી જાણે છે. પાદશાહોની વાતો સાથે તુંને લાગેવલગે છે શું? તું કાંઈ ડહાપણવાલો કે જંગી સ્વાર નથી. તું જે આજકાલનો પાદશાહ ગણાતો હતો તે હવે મોટો થઇ નિકલ્યો છે પણ તું તો તારા કમીના નોકર કરતાં પણ કમીનો છે. તું તો જેહાનમાં એક કમીનો ગુનેહગાર છે અને તેથી મોટા લોકો વચ્ચે તું કાંઇ શાહ તરીકે તાજ પેહરવાને લાયક નથી. લોકો તો મારીજ એક પાદશાહ તરીકેની તારીફ કરે છે. તેથી મારી જમીન ઉપર તારો પગ મુકવાની તારી મકદુરજ શું છે? વળી તું મને બદબખ્ત કહે છે પણ તુંનેજ એ પાદશાહી કે સરદારી ઘટતી નથી. તેથીજ ઓ નાલાયક પાદશાહ! હું તુંને એમ કહું છું કે, તું દરબારને લાયકનો કદિપણ થવા માંગતો ના. કારણકે સઘલા ઇરાનીઓ તો તારા દુશમન બન્યા છે અને તેઓ તુંને બુનબેખથી ઉખેડી નાંખવાની કોશેષ કરવા માંગે છે.[૧] તેઓ તો તારાં શરીરનું માસ અને ચાંમડું ઉખેડી કાઢશે અને પછી તારા હાંડકાંને કુતરાઓને ખાવા માટે નાંખશે."

ત્યારે ખસરૂ બોલ્યો કે, "ઓ બુરી કરણીના શખ્સ! તું આવો તુંદ અને બુરી મનશનીનો કેમ બન્યો છે? તુંને એમ બુરૂં બોલતાં કોણે શિખવ્યું? મને તો લાગે છે કે રોશણ અક્કલ તારૂં મગજ છોડી ગઇ છે. ભાગ્યશાળી નામવર તેજ કે જે અક્કલના ફળ ચાખે. પણ તારી જીંદગીને દેવ ટુકી કરવા માંગતો હોય એમ મને લાગે છે. તેથીજ તુંને આવું બોલવાની ચેંચી સુજે છે. પણ તારા જેવો એક પેહેલવાન એમ ચટને પટ નાશ પાંમે તે હું જોવા માંગતો નથી. માટે તારે દિલમાના ગુસ્સાને બાહાર કાઢી નાખવો ઘટે છે અને કાંઇક યુક્તિથી તારી આવી તુંદાઇને ખુશમીજાજમાં ફેરવવી ઘટે છે. તું પરવરદેગાર પાસેથી ઇનસાફનીજ માંગણી કર અને તે ઇનસાફથી પાછી અક્કલની સરૂવાત કર. તું એક એવા પાહાડને તારી આગળ આવી ઉભેલો જોય છે જેને તું જેમ વધારે જોશે તેમ તે વધારે ઉંચો હોય તેવો દેખાશે. જો તું અત્રે એક પાદશાહ તરીકે આવ્યો હોય તો તું ફળ વગરના દુવડ સમાન ઉગી નિકળીને અત્રે આવેલો લાગે છે. તારૂં દિલ મોટાઇ પાંમવાનો

---

૧ તવારીખનવેશો લખે છે કે ઈરાનીઓએ બલવો ઉઠાવી હોરમજને ઉઠાડી મુકયાથી ખસરૂ એ ગડબડનો લાભ લેઈ પોતીકી બાપીકી ગાદી ઉપર ગુપચુપ આવી બેઠો હતો અને રાજ્યના ઉમરાવોએ તેની તાબેદારી કરવાના સપત પણ લીધા હતા નહી.

વિચાર કરતું હોવાથીજ તુંને પરવરદેગારનો વિચાર નજીવો લાગતો દીસે છે હું જાણુતો નથી કે એવી બુરાઈ તુંને કોણે શિખવી? તું તો જાણે હારેમનનીજ દીન પાળતો હોય એમ લાગે છે. આવી વાતો જેણે તુંને શિખવી હશે તે ગોયા આવી શિખવણીથી તારૂં મોતજ સોધતો લાગે છે."

એટલું બોલી તે પોતાના હાથીદાંત જેવા સફેદ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને પોતાના માથાં ઉપરથી પેલું મોટી કીંમતનું તાજ કાઢી નાખ્યું. પછી તેણે ફર્યાદ કરતાં પોતાનો ચેહેરો સુરજ તરફ ફેરવ્યો અને તેણે ઉમેદ સાથે પોતાના દિલને યજદાંન સાથે લગાડયું. તે બોલ્યો કે, "ઓ રોશ્નણીવાલા ઇનસાફી સાહેબ! તારીથીજ ઉમેદના ઝાડ ફળથી ભરપુર બને છે. તારી આગળ એમ કોણુ બંદો પડેલો છે તે તો તું જાણે છે; કે જેને આવી શરમીંદગી પોહોંચતી હોવાથી પોતાના તાજ માટે રડવું પડે છે. જો એ પાદશાહી કેઆનીઓનીજ તોખ્મને ભોગવવાની અગત્ય નહી હોય તો હું પણુ લડવા માટે મારી કંમર બાંધવા માંગતો નથી; પણુ હું આતશકદેહમાં જઈ ત્યાનાં આતશની નોકરી બજાવશ અને દુધ તથા તરકારીનો ખોરાક લેવશ. હું મારી તીજોરીમાં સુનું રૂપું પણુ રાખશ નહી, પણુ બંદગી કરતી વખતે દરવીશોના જેવો ખાકી પોશાક પેહેરશ. પણુ જો એ પાદશાહી મારીજ હોય અને તે મનેજ પુગતી હોય તોપણુ હું તારીજ બંદગી કરશ અને સચાઇથી ઈનસાફની રાહે ચાલશ. માટે તું મારાં લશકરને આ લડાઇમાં ફતેહ બક્ષજે અને મારૂં જે તાજ અને તખત છે તે મારા નોકરને હાથ જવા દેતો ના. જો હું મારા દિલની મુરાદ પાંમી એ તાજ મેલવેલું રાખશ (યાને હું ફતેહ પાંમશ) તો હું તુરતજ આદરગુશસ્પના કેબલા આગળ જડપથી જવશ અને ત્યાં આ હાર, સાંકલી, કાનનું લુલક, જવેહરાત જડેલો સુનેરી પોશાક અને પીલાં સુનાના દીનારોની સો કોઠલી ત્યાંના ગુમબજમાં તે આતશને અર્પણુ કરશ. વળી જો હું જેહાનના પાદશાહ તરીકે કાયમ રેહેવશ તો ત્યાંના આતશના પુજારીઓ વચ્ચે પણુ એક લાખ દીનારની બક્ષેશ કરશ. વળી જે શેહેરો બેદાદીથી વેરાન બન્યાં હશે અને તેઓ સિંહો તથા ગોરખરોના રેહેઠાણુ બન્યા હશે તો હું કોશેષ કરી તેઓને નવેસરથી આબાદ બનાવશ અને ત્યાં ગંદા ક્ચરા અને ઝાડીને ઉગવા દેવશ નહી. તેથી એ કામને માટે પણુ હું લડાઇએથી પાછો ફરતાંજ એક લાખ દીનાર મોકલી આપશ. વળી બેહરામના ખાનદાનીઓમાંથી જે મારા બંધીવાન બન્યા હશે અને તેઓને જ્યારે બાંધીને મારી આગળ લાવવામાં આવશે ત્યારે હું તેઓને એ મુબારક આતશના

પુંજારી બનવાની ફરજ પાડશ અને તેમ કરી બીજા મોબેદો અને હેરબદોના દિલને ખુશ બનાવશ.૧ ”

એટલું બોલી તે જમીન ઉપરથી ઉઠી ઉભો થયો, પણ એ જુલમ ખમેલો શખ્સ જે બોલતો હતો તે ખરાં દિલનું હતું. તે પોતાની બંદગી કરવાની જગ્યાએથી ઉઠી પવનની જડપે પાછો બેહરામ આગળ આવ્યો અને તેને મોટે અવાજે કહયું કે, “ઓ દોજખમાના સરદાર દેવના ગોલામ! અક્કલ અને ખોરેહ તારીથી દુર અને દુરજ રેહેજો. તું તો ગુસ્સાભર્યો અને જોર ઉપર આવેલો જુલમગાર દેવ છે અને તેથીજ તારી આંખો એમ ફુટી ગઇ છે. તેથી તો તું અકકલમંદ હોવાને બદલે કીનાખોર અને ગુસ્સેમંદ થઇ બેઠો છે અને તેમ કરી દેવો તરફની તારીફ પાંમ્યો છે. તુંને વેરાન જગ્યાઓ શેહરના જેવી દીસે છે અને દોજખ જેવી જગ્યાઓ તુંને બાગ જેવી જણાય છે.૨ તારા મગજમાંથી અકકલનો ચેરાગ બુજાઇ ગયો છે અને તે પોતાની સાથે તારો જીવ, તારી દોલત અને જાહોજલાલી પણ લેઇ જવા માંગે છે. તેં ત્યાં જે જોયું હતું તે ફરેબ આપનારી જાદુઇ સિવાય બીજું કાંઈ હતું નહી. તેથીજ તુંને પડતી હાલત ચઢતી સમાન લાગે છે. આજે તું એવાં ઝાડની ડાલ તરફ હાથ લંબાવે છે કે જેના પાદડાં ઝેહેરી છે અને ફળો પણ ઝેહેરના છે. તારા ખાનદાનમાંથી કોઇએ આવી મોટાઇ મેલવવા માંગી નથી અને એવી રીતની મોટાઇ સોધનાર ઉપર કોઇ આફ્રીન પણ કરે નહી. એમ હતે તો પરવરદેગાર તુંને આવું ખોરેહ અને આવું ઉંચું કદ પણ બક્ષતે નહી. તુંને પેલા મીલાદના બેટા ગુરગીનની પણ યાદ આવતી હોય એમ લાગતું નથી. પણ ઓ જુલમગાર બદબખ્ત! નહી બની શકે એવી વાત ઉપર તો તારે વિચાર પણ કરવો ઘટતો નથી. કારણકે કાચબાને કાંઇ ગીધના જેવી પાંખ હોતી નથી અને વળી ગીધ સુરજથી પણ ઉંચે ઉડી શકતું નથી. પરવરદેગારના તેમજ મારા તાજ અને તખતના સોગંદથી હું કહું છું કે, જ્યારે હું તુંને લશકર વગરનો બનાવીશ ત્યારે તેં મને લડાઇમાં જોયોજ નહી હતે એવા પસ્તાવા સાથની હું તુંને યાદ કરાવીશ. તારૂં આટલું બધું સખત કેહેણુ સમજ્યા પછી હું મારી પીઠ વાળીને પરવરદેગારની બંદગી કરતો બેઠો હતો અને એવી દુવા ચાહી હતી કે, જો પાદશાહી મને ઘટતી નહી હોય તો તું મને એક નોકરની જીંદગીએ જીવાડતો ના.”

---

૧ આ ઉપરથી જણાય છે કે બેહરામ પોતે અથોરનાન વંશનો હોવો જોઈએ.

૨ એ ઈસારો પેલા જંગલમાં જણાયલા મેહેલને માટેનો છે.

ત્યારે બેહરામે તેને એવો જવાબ દિધો કે, "ઓ વગર અકક્લના રીમન દેવ! તારો બાપ તો એવો દીનદોસ્ત અને જેહાનનો પાદશાહ હતો કે તેણે કોઇની પણ આગળ એમ પોતાની મુશકેલી જણાવી નથી. પણ તું તેવા શખ્સની કીંમત પીછાણનો હોય એમ લાગતું નથી. તેથી તો તું એમ હલકો પડી તખત ઉપરથી નિચે ગબડી પડવા માંગે છે. તેની પછી હવે તું જેહાનનો પાદશાહ થઇ નિકલ્યો છે અને એમ અકકલમંદમાં અને ચાલાકમાં ખપવા માંગે છે પણ તું તો નાપાક અને પરવરદેગારનો દુશમન છે અને તે જે નેકીની બક્ષેશો કરે છે તેને તું બુરાઇ સિવાય બીજું કાંઇ માની લેતો નથી. જો હોરમજ ઇનસાફી પાદશાહ હતે તો હજી પણ જમાનો અને જમીન તેને માટે ફર્યાદ પોકારતા રેહેતે. પણ તું તેનોજ બેટો હોવા છતાં તું ઇરાન અને તુરાનની પાદશાહી ભોગવવાને લાયક નથી. તારી કાંઇ તખત ઉપર જીંદગી ગુજરવાની નથી પણ તું કમનસીબ હોવાથી તારે માટે તો એક દખમુંજ તૈયાર રાખેલું બસ ગણાશે. હું તો હોરમજને બદલે તારીજ ઉપર વેર લેવાનો છું અને બીજું એ કે હું પોતેજ ઇરાનનો પાદશાહ બનનાર છુ. સાચા લોકો જે વાત કહી ગયા હતા તે વાતને તું હાલે મારી આગળ તાજી બનાવે છે. તે એકે પાદશાહની આંખો તેંજ ફોડી નખાવી છે અને કોઇને શિખવીને તેંજ એમ કરાવ્યું છે. વળી ત્યાર પછી તેં આવીને એ તો પાદશાહી મારી છે અને પાતાલથી તે સુરજ સુધીની સઘલી જમીનનો હુંજ માલેક છું એવો દાવો કીધો છે."

ત્યારે ખસરૂ બોલ્યો કે, "બાપને દુખી કરી તેના નોકર જેવો બેટો ખુશ થાય એમ કદિ પણ બને નહી. તેના બાબમાં તો જે લખ્યા લેખ હતા તે બન્યા છે. પણ તે ઉપર તું જેમ ચાહે તેવાં ગુલ્લાબાનો ઉડાર. પણ તું તો તારે માટે એવી પાદશાહી સ્થાપજે કે જ્યારે તારૂં મોત આવે ત્યારે તું ત્યાં તારે માટે કફ્ન પણ પાંમે નહી. આ ઘોડા ઉપર બખતર નાખીને તું પારસનો પાદશાહ થઇ નિકલ્યો છે, પણ તારી પાસે ઘરબાર, મુલક, જમીન કે ખાનદાન જેવું તો કાંઇજ નથી. તું તો તારા મગજના ફાંટાનો પાદશાહ છે. આટલી સરખી દોલત અને ચિજોથી તથા પાદશાહના ઢોંગી નામથી તું કાંઇ શેહનશાહી તખતને દિપાવી શકવાનો નથી. તારા જેવા તો ઘણા બાહુરો આગળ થઇ ગયા હતા જેઓ જેહાનને ભારી ગુરજથી જીતતા રેહેતા હતા. પણ તેઓએ નોકર થઇને કદિપણ પાદશાહી મેલવવા માંગી હતી નહી તેમજ તેઓ પોતાને તાજ અને તખતને લાયક પણ ધારતા હતા નહી. તું પળેપળ ગુસ્સાને વધાર્યો જાય છે પણ તેમ કરતાં તારી આંખોમાં શરમના પાણી દીસતાં નથી. એ તારો

પળેપળ વધતો ગુસ્સો કાંઇ મારે ખાતર ઉશકેરાતો નથી પણ બાતેનમાં તારૂં જે અપ્રમાણીકપણું છે તે એ ગુસ્સાને ઉશકેરે છે. પરવરદેગાર ઇનસાફને ખાતર તો પાદશાહોને પેદા કરે છે અને તેઓના ખાનદાની વારસાથી તેમને તેવો હુનર મલતો રહે છે. વળી પાદશાહીને જે વધુ લાયક હોય તેનેજ તે પાદશાહી બક્ષે છે. તેથીજ હું ઘણો દાનાવ અને ઘણો નિરદોશ છું. હું જો આજ કાલનો પાદશાહ હોઉ તો તેને મારા બાપેજ પાદશાહી આપી છે; અને જેમ હું પાદશાહ તરીકે વધારે દમ લેઉ છું તેમ તું વધારે દુખી થાય છે. હાલે મને એ પાદશાહી, બુજોર્ગી, તખત અને મોટાઇભર્યું તાજ એ પરવરદેગારેજ બક્ષ્યું છે. એ જાહેર અને ખાનગી વાતોના જાણનાર જેહાનના પરવરદેગાર તરફથી તેમજ પોતાના યાદગાર બાપથી તાજ પાંમનાર પાદશાહ હોરમજનાજ હોકમથી તેના વડા વજીરે તેમજ બીજા દાનાવો, બુજોર્ગો અને લડાઇના અનુભવી લોકોએ એ તાજ મને આપ્યું છે એમ હું કબુલ કરૂં છું. તેમજ પેલા સફેદ બાલના બુજોર્ગ અને અક્કલમંદ (પેગમબર) જરથોસ્ત કે જેવણુ પેલી જરથોસ્ની દીન બેહેસ્તમાંથી લાવ્યા હતા અને જે પરવરદેગાર તરફનો મેલવેલો પેગામ હતો તે તેવણે લોહરાસપને[1] પુગાડયો હતો અને તે તેણે કબુલ રાખ્યો હતો (યાને તેણે જરથોસ્તી દીન કબુલ કીધી હતી) અને ત્યારબાદ તેવણે એ પેગામ ગુસ્તાસપને પુગાડયો હતો (તેજ દીનનો પાળનાર હું પણ છું). વળી હમુને જેઓ દુખ આપે છે તેઓ તથા જેઓ વડે હમે દોલત પાંમ્યા છીએ તે સઘલાઓ દોસ્ત હોવો કે દુશમન હોવો તોપણ હાલે મારીજ પનાહ હેઠેલ છે. વળી દુન્યાના જે જે શેહેરો હાલે વેરાન બન્યાં હશે તેઓને હુંજ આબાદ બનાવી શકશ. તેમજ મારી જાણ વગર જ્યાં જ્યાં ગરીબો વસ્તા હશે તેવા ગરીબોને પણ હુંજ તવંગર બનાવશ. જે સઘલી કાંટા કચરા અને ઝાડીઓવાલી જગ્યા હશે તેઓને પણ હુંજ બેહેસ્તના જેવી બનાવી શકશ અને તેવી જગ્યાઓને માણસો અને ઢોરોથી વસાવી શકશ. હું એવું કોઇ પણ ખુબીનું કામ બાકી રાખશ નહી, જેથી આ જેહાનમાં કીધેલી ભલી કરણીનો બદલો મને પેલી જેહાનમાં મલે: હમે (દરબારમાં) જઇને ત્યાં દિલને તરાજુ બનાવીને બેસશું અને મારી બાજુનુ જોર વાપરીને સારા માહાંનો તોલ કરીશું. જેમ હોરમજ પોતે જેહાનનો એક ઇનસાફી પાદશાહ હતો અને જમીન તથા જમાનો તેનાથી ખુશ રેહેતો હતો

---

૧ અત્રે કાંઇ ભુલ છે. પેગમબર સાહેબ જરથોસ્ત દીન લેઇને આવ્યા ત્યારે તો લોહરાસ્પ તાજ તખત છોડી બંદગીમાં મશગુલ થયો હતો અને પોતાના બેટા ગુશતાસ્પને રાજગાદી સોંપી દિધી હતી અને એ પેગમબર સાહેબ તેજ ગુશતાસ્પની આગળ દીન લેઇને પેહેલા હાજર થયા હતા.

તેજ બાપનો બેટો બેશક હાલે તખત પાંમ્યો છે અને તે પોતાના બાપનુંજ તાજ, કંમરબંધ અને નસીબ મેલવવા પાંમ્યો છે. તેથી ઓ ફરેબબાજ અને ગુનેહગાર શખ્સ! તેં પેહેલી હોરમજની સાથે છેડતી સોધવા માંડી તેથી કાંઈ તારા હોકમથી અને તારાં ગમે એટલાં કાવત્રાં, યુકિત અને ફરેબથી તેનું જરા પણ બુરૂ થઈ શકયું હતું નહી. જો પરવરદેગારની ઇચ્છા હશે તો હું તારા ઉપર મારા બાપનો એ કીનો લેવશ અને તારી ઉપર જે રોશણ સુરજ પ્રકાશે છે તેને તારે મનથી અંધારો બનાવશ. હવે ત્યારે આ તાજ તું કોણને લાયકનું ગણશે અને તે ભોગવવાને જો હું નાલાયક હોઉં તો લાયક કોણ થશે?"

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! જે કોઇ તારી પાસેથી પાદશાહી જીતી લેશે તેને લાયકનું એ તાજ ગણાશે. જ્યારે બાબકની બેટીને ત્યાં અરદેશીર જનમ્યો ત્યારે તેણે ધરપકડ કરીને અસકાનીઓનું રાજ જીતી લિધું હતું. અરદેશીરે કાંઇ અરદવાનને ખાલી મારી નાખ્યો હતો નહી, પણ તે જોરેમંદ બનેલો હોવાથી તેનું તખત તેને હાથ આવવા પાંમ્યું હતું. એ બનાવ બન્યાને હાલે પાનસો વર્ષ વહી ગયાં છે અને તેથી સાસાનયાનોનું તાજ પણ હવે સરદ બનવાનો વખત આવ્યો છે. હવે તાજ તખત ભોગવવાનો વખત મારે સારૂ આવ્યો છે અને મારૂં નસીબ ફતેહમંદ થવાનો વખત થયો છે. જ્યારે હમે તારો ચેહેરો તથા તારૂં નસીબ, લશકર, તાજ અને તખત જોઇશું ત્યારે એક છેડાયલા અને જનુની સિંહની માફક હું સાસાનીઓની કારકીર્દીનો અંત લાવશ. હું તવારીખના દફતરમાંથી એ સાસાનીઓના નામને ભુસરી કાઢશ અને સાસાનીઓના તાજ સાથનાં ડોકાંને હું મારા પગ નિચે કચડશ. જો તું પેલા દાનાવ શખ્સોનું કેહેવું સાચુ માનતો હોય તો અસકાનીઓ તરફથી એ બુજોર્ગી તો મનેજ ધટે છે."

ત્યારે ખસરૂએ તેને કહયું કે, "ઓ અસંભવીત વાતો કરનારા કજીયાખોર શખ્સ! જો પાદશાહી ખાનદાનનાજ શખ્સને એ પાદશાહી જવી ધટતી હોય તો તે તુંને કેમ ધટતી હોય? તું એવી ખોટ ખમેલો કયા ખાનદાનનો શખ્સ છે અને સામાસામી બે બાજુમાની એવી કહી બાજુનો તું ગણાય છે? પેહેલાં તો રૂમમાંથી એક નાનું લશકર બાહાર પડયું હતું જે લશકર વચે સીકંદર પણ નિકલ્યો હતો. તેઓએ જઇને રૂમીઓ તરફથી કંમર બાંધી હતી. અને આખેરે એ રીતે તેઓએ કેઆની તખત પણ મેલવ્યું હતું. પણ જેહાનના પેદા કરનારને એ કામ પસંદ પડયું હતું નહી અને તેથી તે (સાસાની) ઓ તરફથી તે (અસકાની) ઓને નુકસાન પુગ્યું હતું. તેથીજ તે મદદગાર સાહેબે અરદેશીરને માથે એ પાદશાહી તાજ પેહેડાવ્યું હતું. વળી તે ગમે એવો પૈસા

ટકા વગરનો હતો તોપણુ એ પાદશાહી તાજ મેલવવાને માટે તે લાયક હતો. હવે તે નામદારોએ કીધેલાં કામો વહી ગયલાં ગણાય છે અને હમારે માટેની સઘલી વાતો પવન સમાન બની છે. પણુ જ્યારે પરવરદેગારે તેને પાદશાહીને લાયકનો કીધો તોજ તે ઈનસાફનો સાહેબ (અરદેશીર) તેના તરફથી નેકી સિવાય બીજું કાંઇ જોવા પાંમ્યો હતો નહી. હવે એ પાદશાહીને લાયક તું કોણુને જોય છે અને આ ખાકી જેહાનનો પાદશાહ કોણુ ગણાય છે? એ મારી વાતનો જવાબ તું સાચું સિવાય બીજું કાંઇ આપનો ના અને જુદો માર્ગ ધર્યાને બદલે તું ભલો માર્ગ પકડજે."

જ્યારે બેહરામે તેની એવી વાત સમજી ત્યારે તેણે તેનો બીજીજ તરાંહનો જવાબ દિધો. તે બોલ્યો કે, "હું પાદશાહોની બુનએખ ઉખેડી નાખનારો લડાયક બેહરામ (એ ગાદીને લાયક) છું." ત્યારે ખસ્રૂ બોલ્યો કે, "પુરાણા વખતના દાનાવોની તેં આ વાત સમજી હશે કે, 'જે આડે માર્ગે ગયલો નાદાન અને નાની ઉમરનો હોય તેને સપેહસાલારના હથીયારો સોંફવા જોઈએ નહી.' તેથી તુંને સોંફેલાં એ હથીયારો પાછા જુટવી લેવામાં આવશે તોજ શાંતી ફેલાશે પણુ જો એ તારી પાસે રેહેશે તો તેથી નુકસાંન પુગશે. મારા બાપે (તુંને એ હથીયાર સોંફવામાં) ઉટાવલે એ બુરો વિચાર ધરી લિધો હતો પણુ તે તારા બાહારના દેખાવથી તારા અંદરખાનેના વિચારો સમજી શકયો હતો નહી. કારણુ કે જે શખ્સને તેણે મોટાઈ બક્ષી તે ત્રીસ વર્ષની નાની ઉમરનો હતો. તેથી તેણે એક સારા ખાનદાનના નહી એવા શખ્સને એ પાદશાહી હથીયારો સોંપી દિધેલાં ગણાય. પછી તેવાના હાથમાંથી જ્યારે તે પાછાં મેલવવા ગયો ત્યારે તે તેમ મેલવી શકયો નહી. કારણુ કે હથીયાર મેલવનાર તે હથીયારોથી મસ્ત બન્યો. પણ પેલી ખુશ વાતોના કેહેનાર દાનાવે એ માટે કહયું છે કે, 'જો તું બુન્યાદ વગરનાને બુન્યાદોની જગ્યાએ બેસાડે તો તેથી આખરે તારૂં કામ મુશકેલી અને દુખોથી ભરેલું બનશે. માટે તું અસંતોષીઓની દોસ્તી રાખતો ના.' હાલે તું એમ હીંમતવાન અને ચઢતી મનશનીનો બનેલો હોવાથી તારી બુરી તોખમમાંથી બુરાં કાંમો જાહેર થવા પાંમ્યાં છે. તુંને બાહાદુરોનો સરદાર બનાવ્યાથી હવે તું એક જમીનનો પાદશાહ પણુ બની નિકલ્યો છે. તુંને રૂપેરી તખત અને પાદશાહી મોહર મલવાથી તારૂં મગજ મસ્ત બન્યું છે અને તું સીધે માર્ગેથી આડે માર્ગે ઉતર્યો છે. હવે ચોબીનનું નામ બેહરામમાં ફેરવાયું છે અને એ રૂપેરી તખત તુંને એક લલચાવનારી જાલ સમાન થઈ પડયું છે. એ તખત ઉપર બેસી તું ચંદ્રની ઉંચાઇએ ચઢવા માંગે છે અને એક સપેહસાલારની પડવી ઉપરથી પાદશાહની પડવી પાંમવા માંગે છે. પણુ

આવી રીતનો એક શખ્સ દાનાવમાં ખપે નહી. મને તો લાગે છે કે, તેં એમ કરીને દેવની સાથે દોસ્ની પાડી છે."

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ બુરી કરણીના શખ્સ! તુંને તો તાણા ટપલા સિવાય બીજું કાંઈ પણ ઘટતું હોય એમ લાગતું નથી. તેં તો પરવરદેગાર સાથનું વચણ તોડી આ તખત અપ્રમાણીકપણે મેલવ્યું છે. તારા બાપની આંખો તેંજ ફોડાવી નાખી છે અને એવી વાત ક્યાંથી છુપી રહી શકે?[1] જેઓ તારા દોસ્ત ગણાય છે તેઓ પણ તારા દુશમનોજ છે. તેઓ તારા દોસ્ત હોય તેમ બોલે છે પણ દિલથી તો મારીજ પક્ષ ધરે છે. વળી ખાકાન પણ એ કામમાં મારોજ મદદગાર બન્યો છે. ઇરાન કે ચીનમાં જે કાંઇ લશકર છે તેઓ મારી મારફતે ઇનસાફ અને દયા માગે છે અને હમારીજ તલવારની બોંય ધરી હેઠેલ રેહેવા ચાહે છે. તેથી તારા જેવા દુશમનથી કાંઇ મને હાર મલવાની નથી. પારસથી બુઝોર્ગી પાંમી હવે હું રુમમાં આવ્યો છું. તેથી હવે પછી હું તારા જેવા પાદશાહનું નામ રાખવા માંગતો નથી. જેહાનમાં હુંજ ઇનસાફનો ફેલાવો કરશ અને પાછી મીલાદની[2] રાહારસમ તાજી કરશ. હું પેલા આરશની[3] નામદારીભરી તોખમ ધરાઉં છું અને જ્યારે હું લડાઇ કરું છું ત્યારે ગોયા આતશ સલગાવીને આગજ લગાડું છું. હું પેલા જેહાનજીટ ગુરગીનનો નબીરો છું અને હું જાતે આદરગુશ્નના તિક્ષણ આતશના જેવો છું. સાવેહશાહે ઇરાનને માટે એવો વિચાર બાંધ્યો હતો કે, 'હું ઇરાનનું તખત, મોહર કે તાજ કાંઈ રાખશ નહી. ત્યાંનાં આતશકદેહોને હું બોંય સાથ કરશ અને ત્યાં નોરોજ અને જશને સદેહ પાલવાની રસમ ચાલવા દેવશ નહી.' પણ મેં જ્યાં સુધી ઇરાનીઓ તરફથી કંમર બાંધી ત્યાં સુધી તો સઘલા ઇરાનીઓ તેના ગોલામ બનવાની તત ઉપર હતા. પણ એજ સાવેહશાહનો મારીજ કમાનમાંથી છોડેલા એક તીરથી અંત આવી ગયો હતો. જો તું કાંઇ હીસાબ કરી જાણતો હોય તો તેના લશકરનો શુમાર ચાર લાખ માણસોનો હતો એમ તું

૧ કદાચને બેહરામે દુશમન દાવાથી ખસરૂ ઉપર પોતાના બાપની આંખો ફોડાવી નાખવાનું આલ મુકયું હોય જે ઉપરથી બીજા તવારીખનવેશો એ તેના ઉપર એ ગુનાહ લાગુ પાડયો હોય.

૨ એ બેહરામ ગુરગીનના બાપ મીલાદના ખાનદાનથી ઉતરેલો હોય એમ લાગે છે.

૩ એ આરશ તે મીનોચેહરના રાજ્યનો પેલો પ્રખ્યાત તીરંદાજ હોય, યાતો કેખાની આરશ હોય.

જાણી શકતે. તેની પાસે બારસો તો જોરેમંદ હાથીઓ હતા અને તે જોઇ તું જ કેહેતે કે, જમીન ઉપર ચાલવાની પણ જગ્યા નથી. તોપણ તે ભારી લશકર મારી સામે હાર પાંમ્યું. તે મરઘા જેવાઓની પુઠે હું તો એક જોરેમંદ સિંહ સમાન હતો. માટે તું જાણ કે, જે જેહાનમાં હુનર વગરનો શખ્સ ગણાતો હોય તે કાંઈ મોટાઇવાલી જગ્યા ઉપર અમરથો બેસનો નથી. મારે માથે જે લોઢાંની ટોપી પેહેરેલી હતી તેમાથી પણ ગોયા તાજનોજ સુગંધ નિકલતો હતો. અને મારાં ખનજરમાંથી ગોયા હાથીદાંતનું તખતજ બાહાર નિકળતું હતું પણ તારા જેવા સાથે તો એક મગતરૂં પણ લડાઇ કરે તો તે તુંને તખત ઉપરથી જમીન ઉપર પટકવાને શકિતવાન બને."

ત્યારે ખસરૂ બોલ્યો કે, "ઓ શુભ પગલાંના શખ્સ! જે ફીનો તું રએમાં લેઈ શકયો નથી તેના બાકાં તું શાના ફુકે છે? તારા નસીબની દોસ્તી જેહાનમાં કોઇ સાંધવાનું નથી. કારણકે તું કાંઈ બુજોર્ગી, તાજ કે પાદશાહના જેવું નસીબ ધરાવતો નથી. તુંને તો જેહાનમાં કોઈપણ એમ લેખતું નથી. તુંતો ખુણે પડેલો એક કમીનો શખ્સ છે. પણ પેલા મોટી પડવીના મેહેરાનસ્તાદે આવીને તે જમાનાના શાહને તારી કાંઈ ખબર આપી હતી. તેથી તું જે ધુલમાં પડેલો હતો તે એમ ઉંચાઇએ ચઢવા પાંમ્યો. પણ તે તારો વખત હાલે તારી નજર આગળથી ભુસાઇ ગયલો લાગે છે. હાલે તારી પાસે ખજાનો, હથીયારો અને લશકર છે તેમજ પેલા તેહમતન રૂસતમનો માહાતાબના જેવો પ્રકાશીત ઝુન્ડો તારે હાથ આવ્યો છે. વળી પરવરદેગારે ચીનના તુરકીઓને હાથે ઇરાનને વેરાન કરવાનું બુરૂં નહી ઇચ્છવાથી તે સાહેબે તુંને તારા જંગીઓ સાથે મદદ આપી હતી. જેથી તારી પેહેલવાની ટોપી આસમાનને જઇ લાગવા પાંમી હતી. પણ તે ફરતા જમાનાના સાહેબે એવું ઇચ્છયું હતે કે એ તુરકી પાદશાહની સઘલી ઇચ્છા ફળે તો જે હુંનરો તું પોતાને લાગુ પાડે છે તે હુનરો છતાં તું ચઢતી પાંમી શકતે નહી. જો પાદશાહી ખાનદાનના શખ્સોથીજ આ પાદશાહી ચાલવાની હશે તો તે માટે તું ગમે એવી કંમર બાંધશે તો તે ફોકટ છે. સીકંદરે ઘણાએક શેહનશાહોના નસીબ ઉલટાવ્યા છતાં તે જેહાનમાં હાલે શું બીસાડમાં ગણાય છે. તું દેવ જેવો ચેહરો અને ધુલ જેવો રંગ ધરાવે છે માટે તું આ જેહાનમાં પણ રેહેવા પાંમતો ના, પણ જઇને એક ઉંડા ખાદામાં પડજે. તું આડે માર્ગે ગયલો હોવાથી તેં ગમે એવાં સારાં કામો બજાવ્યા છતાં તે તારાં કામોએ ઈરાનના શાહ આગળ કાલાશ પકડયો છે. વળી તેં જેહાનમાંથી મારો નાસ કરવા માટે તો મારા નામના અને છાપના દીરમો પડાવ્યા હતા. તેથી તું જે ઈરાન માટે એક દોલત સમાન ગણાતો હતો તે હાલે

આડે માર્ગે ગયાથી બુરો ગણાયો છે. હવે જે કાંઇ જેહાનમાં લોહી રેડાશે તેનો ગુનાહ તારે સર ગણાશે. તું ધોલે દિવસે અને સુરજની રોશણી વચે જે કાંઇ મેલવવા ચાહે છે તે તું કોઇ રાતે સ્વપણામાં પણ મેલવી શકવાનો નથી. ઓ જુલમગાર બદબખ્ત! તું તારી સઘલી જીંદગી જુલમમાં ના ગુજાર. તું તારા પોતાની ઉપર પણ જુલમ હોરી ના લે. નહી તો કે તુંને ગેરઇનસાફ અને ગમ વચેજ જીંદગી ગુજારવી પડશે. જરા તું પરવરદેગારની ખુશીનો પણ વિચાર કર અને સચાઇ તથા ડાહાપણને તારો પેશો બનાવ. કારણકે એ વખત તો તારી તેમજ મારી ઉપરથી વહી જશે અને તેટલાં આપણે જેટલા શ્વાશ લેઇશું તેની પણ જમાનો ગણત્રી રાખશે. જુઠાઇ સચાઇના કરતાં ચઢતી છે એમ કોણ કહે છે? ત્યારે શા માટે તું તારાં દિલને જુઠાઈ ઉપર લગાડે છે? જો તું મારો હોકમ બજાવશે તો જે ચાહશે તે તુંને મળશે. તેમજ આ પાદશાહીમાંથી થોડોક ભાગ પણ તું મેલવશે. વળી તેથી તું આ જેહાનમાં ખુશાલ તેમજ નચિંત રેહેશે અને બુરી મનશણીથી દુર રેહેશે. જ્યારે આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યામાંથી તું ગુજરી જશે ત્યારે તુંને અત્રેથી પાછા ફરવાનું દુખ પણ લાગશે નહી. પાક પેગમબર જરથોસ્તે ઝંદ અવસ્તામાં જે કહેલું છે તેથી કમી કે વધુ તારે કરવું જોઇતું નથી. જે કોઇ પોતાની પવિત્ર દીનથી ફરેછે તેના દિલમાં પરવરદેગારની ફીકર ધાસ્તી રેહેતી નથી. તેવા શખ્સને જો તું એક વર્ષ સુધી નસીયત દે છતાં તેને તારી શિખામણથી કાંઈજ ફાયદો નહી થાય તો તેવા શખ્સને પાદશાહનો હોકમ મેલવી મારી નાખવો ઘટે છે અને તેના ગુનેહગાર શરીરને રસ્તામાં ફેંકી દેવું ઘટે છે.૧ પણ જો કોઇ પાદશાહ તરફ બેવફા થાય તો તેને તુરતજ મારી નાખવો ઘટે છે. જો તારૂં બદબખ્ત નસીબ પણ એજ મેલવવા ચાહાતું હોય તો ઇરાનીઓ જરૂર તારૂં લોહી રેડશે. હવે તારી જીંદગી પણ તુંને કડવી ઝેહેર જેવી થઇ પડશે અને તે જેમ તું વધારે ગુજારશે તેમ તારી જગ્યા આતશ વચે બનતી જશે. તે છતાં પણ જો તું એવી જીંદગી પણ લાંબી ગુજારશે અને તું પરવરદેગાર તેમજ પાદશાહના કાયદાથી તારૂં માથું ફેરવેલું રાખશે તો તારાં આવાં કામોથી અને નાલાયક સખુનો બોલવા અને બુરી ચાલ ચલાવ્યાથી આખરે તુંને પસ્તાવોજ થશે. તુંને તો એ ( એક

---

૧ તવારીખનવેશોના લખવા મુજબ આગળા ઇરાનીઓ જરથોસ્તી ધર્મ છોડી પારકા ધર્મમાં વટલી જનાર શખ્સો ઉપર એવોજ ઉપાય અજમાવતા હતા. અત્રે એ મુકાબલો આપી ખસરૂની નેમ પાદશાહ સામે બંદ મચાવનારના હાલ કેવા થાય છે તે દેખાડવાની છે.

જાતની ) બીમારી લાગુ પડેલી છે જેની દવા શિખામણો છે. હું તો તુને પાછો તનદરોસ્ત બનાવવાનીજ કોશેષ કરૂં છું. કારણકે તારી ઉપર લોભ અને અદેખાઇ ફાવી નિકલ્યાં છે.[૧] તું જેવી વાતો કરે છે તે મુજબના હું નવા નવા ઉપાયો કામે લગાડું છું. તારો વૈદ દાનાઇ છે અને તારી દવા તરીકે અક્કલ છે જે તારા દિલમાના તાજ મેલવવાના લોભને કાઢી નાખશે. તું જેમ જેમ ફતેહો મેલવતો ગયો તેમ તેમ પૈસાના વિચારથી તું મગરૂર પણ બનતો ગયો. પણ તેં સમજ્યું તો હશે કે ઝોહાકને દેવોની દોસ્તી રાખ્યાથી, જાદુ કરવાથી અને જેહાનને દુખી બનાવ્યાથી આખરે નાસીપાશીજ ખમવી પડી હતી. તેનાથી સરદારોના દિલ ઘણાજ દુખી થઇ પડયાં હતાં; પણ આખરે મુબારક ફરીદુને તેના બુરા હાલ કીધા હતા. તારૂં સઘલું લશકર મારાજ નોકરોનું છે, પણ તેઓના દિલ જીવતાં છતાં મારે મનથી મુવેલાં સમાન છે. તેઓ તારીથી થોડીક રોશણી પાંમ્યા છે તેથીજ તેઓએ ઇનસાફને મારગેથી પોતાના મગજ ફેરવ્યાં છે. પણ જો હું તેઓને મારો પૈસો આપવાનો જાહેર કરૂં અને આગતા-સ્વાગતાથી બાધુરોના દિલને ખુશ બનાઉ તો તારા લશકરમાંનો એક પણ સીપાહ તારી તરફેનમાં રેહે નહી. તેમજ તું નામદારી, ખોરેહ કે કાંઇ પણ ચિજ પાંમે નહી. જ્યારે સાવેહશાહ ઉપર તેં ફતેહ મેલવી ત્યારે તેઓને તેં એમ પણ નચિંત બનાવ્યા કે તેઓ કદિ પણ હાર જોશે નહી. હવે જો તેઓ દોલત પાંમી મસ્ત બન્યા છે તો એ નબીકરા બાધુરોનો મારે હાથે નાસ થવો જોઇતો નથી. વળી આવાં મોટાં અને લડાયક લશકરમાંથી તમામ નામદારો અને બાધુરોના મોટાઇએ પુગેલાં નસીબ હાર પામે અને એ રીતે ઈરાન જમીન ખાલી થાય એમ પણ હું ઇચ્છતો નથી. મને કેહેની કે, કયા પાદ-શાહના વખતમાં એ ( તારો ) આરશ થઇ ગયો હતો કે જેથી એ વાતનો છેડો આવે ?"

ત્યારે બેહરામે જવાબ દિધો કે "પેલા લશકર અને તાજ સાથે શાહ-નશાહી ભોગવનારા શાહ મીનોચેહરના વખતમાં."

---

૧ ખસરૂ કેટલાક તવારીખનવેશોના જણાવ્યા મુજબ પોતાનો એવો ઠાઠમાઠ રાખતો હતો કે તે પોતાને શાહોનો શાહ, સરદારોનો સરદાર, જાગીરદારોનો જાગીરદાર, સુલેહનો શાહજાદો, માણસોનો પાસબાન વિગેરે મોટા મોટા એલકાબો લગાડતો હતો અને તેના ઉપર લખાયલાં નામામાં આ સઘલા તેના નેમેલા એલકાબો લખાયલા હોય તોજ તે નામું પોતા ઉપર લખાયલું ગણતો હતો. છતાં તેણે પોતાના મગજ ઉપર કાબુ રાખી સુલેહ જાલવવાને ખાતર બેહરામના તેને નહી ઘટે એવા અપમાનના બોલો પણ સાંખી જઈ તેને ધીરજથી જવાબો દિધા હતા.

ત્યારે ખસરૂ બોલી ઉઠયો કે, "ઓ બુરા વિચારના! તેં કેમ જાણ્યું કે એ આરશ તે વખતે એક જેહાનનો પાદશાહ હતો? શું એ આરશ શાહ મીનોચેહરનો એક નોકર હતો અને તેનાજ હોકમ અને વિચાર મુજબ નમીને ચાલનાર હતો તેની તુંને ખબર નથી? વળી બીજું એ કે કીનો લેનાર કએખસરૂનો રૂસતમ જેવો પેહેલવાન પણ શાગેર્દ ગણાતો હતો. પણ એ રૂસતમ જે જેહાનને છુટી લે એવો ગણાતો હતો. તે પણ તેનું તખત લેઈ મુકી શાહાનશાહોના રેવાજ મુજબનો એક શાહ થઈ નિકળતે. પણ તેણે તો પોતાના વડીલોના રેવાજ ઉપરજ ધ્યાન આપ્યું હતું અને તેણે તેના તખત ઉપર જરાએ નજર કીધી હતી નહી. તો તું મારાં તખત ઉપર એમ શા માટે નજર દોડાવે છે અને મને રાજ કરતા ખસરૂ તરીકે કાંય નહી ગણતો? પણ ઓ ખાકી ચેહેરાના! તું એક હારેમન દેવ છે અને તેથીજ તેં તારા શાહાનશાહાનું તાજ અને તખત મેલવવાની એમ ખાહેશ કીધી છે."

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ બુરી તોખમના! તું સાસાની તોખમનો ગણાય તેમાંજ ઇનસાફ છે. કારણકે એ સાસાન તો ભરવાડના ખાનદાનથી ઉતરેલો એક ભરવાડ હતો, પણ તેને કાંઇ બાબકે ભરવાડ બનાવ્યો નહી હતો." ત્યારે ખસરૂ બોલ્યો કે, "ઓ બુરી કરણીના! તું કાંઈ સાસાનની તોખમથી વાકેફ લાગતો નથી. એ બાબે તારૂં કેહેવું તમામ જુઠું છે અને જુઠું બોલવામાં કાંઇ હુંનર ગણાતો નથી. તું પોતેજ બુરી બુન્યાદ અને બુરી નિશાણુનો લાગે છે અને તારી તોખમ કાંઇ તે સાસાન સુધી પણ પુગતી નથી." ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે "સાસાનની ભરવાડની તોખમ કાંઇ જેહાનમાંથી છુપાવાની નથી." ખસરૂએ તેને કહયું કે, "જ્યારે દારા ગુજર પાંમ્યો ત્યારે તે કાંઇ બુઝોર્ગભર્યું તાજ સાસાનને આપી ગયો હતો નહી (તેથી દારાના વંશજોને ભરવાડી પેશો એખતીઆર કરવો પડયો હતો.) જો તેનું નસીબજ એમ ગુમ બન્યું હોય તો તેનું ઉંચ ખાનદાન કયાંથી રેહેવા પાંમે? એવી ગેરઇનસાફી વાતો ઉપરથી ઇનસાફ મલી શકે નહી. પણ શું તું તારી આવીજ હુશીયારી આવા વિચાર અને આવાં ખોરેહથી આ શેહનશાહી તખત મેલવવા માંગે છે કે?" એમ કહીને તે ખડખડ હસી પડયો અને તેને પીઠ મરડીને પોતાના લશકર તરફ ચાલવા માંડયું.

# બેહરામ અને ખસરૂ પાછા ફર્યા અને ગુરદીએએ બેહરામને શિખામણ આપી તથા ખસરૂએ ઈશનીઓ સાથે મસલત ચલાવી તે વિષે.

હવે ચીનના ખાકાન તરફથી જે પેલા ત્રણ જોરેમંદ તુરકીઓ કે જેઓ ખસરૂ ઉપર જોરેમંદ વરૂની માફક ગુસ્સે થઇને આવ્યા હતા તેઓએ બેહરામને એ પ્રમાણે કહયું હતું કે, "હમો (તારી સાથે) લડાઇમાં નામદારી પાંમવા માટે આવ્યે છીએ, તેથી હમો તે પાદશાહને જીવતો યાને તેનું મુવેલું શરીર તારાં લશકરની હરોલમાં તારી આગળ લાવી હાજર કરીશું." તેથી આ તુરકીઓમાનો એક સ્વાર જે નાપાક, બાધુર, તુંદ અને બે પરવા હતો તે પોતાની બાજુએ છ વીટ વાલેલી કમંદ ખોલવીને ગમગીન તેમજ લડાયક બનીને ત્યાંથી આગળ વધ્યો અને તે (ત્યાંથી જતા) ખસરૂના હાથીદાંતના રંગના ઘોડા આગળ આવી લાગતાંજ તેણે તેના મોટી કીંમતના તાજ તરફ હાથ લંબાવવા ચાહયો. આથી તેણે તેના ઉપર પેલી વીટ વાલેલી કમંદ ફેંકી જેમા તે પાદશાહનું તાજ સાથનું માથું સપડાઇ ગયું. પણ તુરતજ ગસતહમે તે કમંદ ઉપર તલવારનો ઝટકો માર્યો જેથી તે શાહના માથાંને તેનાથી કાંઈ પણ નુકસાન પુગ્યું નહી. વળી પેહેલવાન બંદુઇએ કમાન ઉપર ચિલ્લો ચઢાવીને તીરો ફેંકવા માંડયા અને તેણે હવાની રોશણી છીનવી લિધી. તેમ કરતાં તેણે તે તુરકી ઉપર પણ ખડંગ લાકડાંનો એક તીર ફેંકયો જેથી તે લડવા આવેલાને ત્યાંથી ચેહેરો ફેરવીને નાહાસી જવું પડયું. આથી બેહરામે તે બુરા તુરકીને કહયું કે. "તું ધુલમાં ડટાઇને અત્રેથી ગુમ થજે. તુંને એ પાદશાહ સાથે લડાઇ કરવા કોણે કહયું હતું? શું તેં મને તેની આગળ ઉભેલો જોયો હતો નહી?"

પછી બેહરામ પણ ત્યાંથી દુખી જીવે અને સુસ્ત શરીરે પોતાના લશકરગાહમાં પાછો ફર્યો. જ્યારે બેહરામની બેહનને તે માર્ગમાથી ચાલી આવતો હોવાની ખબર પડી કે, "તેણીનો ભાઇ લડાઇના મેદાનમાંથી આવે છે," ત્યારે તેણીએ પોતાને માથેનું નામદારીભર્યું તાજ ફેંકી દિધું અને એક નોકરના જેવી ચાદર ઓઢીને તેણી પોતાના ભાઇ આગળ દુખથી વિંધાયલાં દિલે અને દલગીર જીવે દોડતી આવી અને તેને કેહેવા લાગી કે, "ઓ લડાયક સરદાર! મને કેહે કે, તું તે ખસરૂ આગળ શા માટે ગયો હતો? જો તે તારી સાથે જુવાનીને સબબે કાંઇક આકરો કે તુંદ બન્યો હોય તો તેથી તું કાંઇ દોસ્તીના દાનાઇભર્યા વિચારથી પાછો ફરતો ના."

ત્યારે પેહેલવાન બેહરામે પોતાની બેહેનને જવાબ દિધો કે, "એને કાંઇ પાદશાહ તરીકે ગણુવો જોઇતો નથી. એ કાંઇ એક જંગી સ્વાર કે સખી કે દાનાત મગજનો કે પ્રકાશ પાંમેલો નથી. નામદારીભરી તોખમ ધરાવ્યા કરતાં હુનર ધરાવવો સારો ગણાય. માટે એક પાદશાહનું શરીર તો હુનરમંદ હોવું જોઇએ" ત્યારે તે દાનાત બેહેને તેને જવાબ દિધો કે "ઓ આકલા સ્વભાવના નામદાર સરદાર! તુંને એ બાબે મેં એટલું બધું કેહેવા છતાં તું તો કાંઇજ સમજતો નથી. પણ એમ તુંદ અને બુરાજ સ્વભાવનો બને છે. પણ પેલા બલખના દાનાવે શું કહયું છે કે, 'જ્યાં કદવા પણ સાચા સખુન પીરશવા પડતા હોય તો તેપણ પીરશવાજ જોઇએ.' તેથી જે કોઇ તુને તારી ખામી દેખાડવા માગે તેને તારીથી છુપી રહેલી તમામ સાચી વાત કેહેવીજ પડે. જેહાનમાંથી તારો હીસ્સો પાંમવાને માટે તારા પોતાનાજ મુલકને તું વેરાન બનાવવાનો વિચાર ના કર. એ માટે કોઇ દાનાઇનો મોટો હીસ્સો ધરાવનાર શખ્સે એવી વાત કહેલી છે કે, 'જે કોઇ ગધેડો ગાયના જેવાં સીંગડાં મેલવવા માગે, તેને પોતાના બે કાનો પણ ખોહી દેવા પડે.' તુંને એ તાજદાર પાદશાહથી કાંઇપણ નુકસાંન પુગુ નથી તો તું તમામ જેહાનનો એ રીતે તાણો મેલવવા ના માંગ. જો તું એ જવાન પાદશાહની વચે જતો નહી હોય તો હું પણ બલી જલીને દુખી જીવની બનું નહી. હજી તો તેનો બાપ જીવતો છે અને શેહેનશાહી તખત જેમનું તેમ પડેલું છે તેની વચે તું તારો પગ મુકવા માગે છે. પણ એ વાતનું સેવટ શું આવશે તે હું જાણુતી નથી. સારી રાત મારી બધે આંખો આંસુથી ભરેલી રહે છે. એ કામથી તું દુખ અને લ્યાનત સિવાય બીજું કાંઇ પાંમવા માંગતો નથી. તું વગર ફોકટનું એ ઝેહેરી ફુલ સુંઘવા માંગે છે. ચોબીનના નામને બદનામીમાં મુકવા માંટે લોકો તું બેહરામનેજ ગાલ દેશે. વળી એવા કામથી તું પરવરદેગારનો પણ સ્રાપ ખેંચી લેશે અને તેથી તારૂં રવાન દોજખના બંધીખાનામાં પુરાશે ઓ ભઈ! આ જેહાન કોઇની સાથે રહી નથી. બસ નેકનામી સિવાય અત્રે બીજું કાંઈ રેહેતું નથી. જરા તું દરીયાફ્ત કર કે પાદશાહ હોરમજ સિવાય તુંને જેહાનમાં બાહાર કોણે પાડયો? સાવેહશાહનું તખત તથા અસબાબ તારે હાથ આવ્યાથી શું તું તાજ પેહેરી નિકલ્યો છે? શું એવા કોઇ શખ્સે જેહાનમાં તાજ મેલવવા ચાહયું હતું? તું જે કાંઈ ભલાઇ પાંમ્યો તે પરવરદેગારથી છે એમ સમજ અને એ તાજવર પાદશાહથી તું નાસીપાસ ના બન. આવી લડાઈ કીધા બાદ તું એવો શખ્સ ના બન અને હુનરમંદ ગણાઇ એવી મગરૂરી ના કર. તેં તો તારાં દિલને દેવની દોસ્તી ઉપર લગાડયું છે. પણ એમ કરીને તો તું પરવરદેગારનો ગુનેહગાર બન્યો છે. જો હોરમજ તારી ઉપર

ગુસ્સે થયો હોય તો તે પત્નીદ આઇનગુશસ્પની શિખવણીથી હતું. પણ તારે તો એ બાબદમાં શબુરી પકડવી હતી. તેની સામે કોઈ નોકરથી લડાઇ ઉઠાવી શકાય નહી. જ્યારે તેં તે (હોરમજ)ના ઉપર આવી સખતી ગુજારી ત્યારેજ તેનો બેટો કીનો લેવાને બરદુથી આવ્યો છે. પણ તારે તો એ જવાન શાહજાદા આગળ (નમીને) જવું જોઇએ અને તેની રાજ કારકીરદીને તેની ઇચ્છા મુજબની બનાવવી જોઈએ. તારા વિચાર સિવાય એ જવાન કાંઇ લડાઇ કરવા માંગતો નથી. પણ તેમાં તારી બે આંખો જમાનાની બુરાઇ જોવા પાંમતી ના. તું તો નચિંત, ખુશાલ અને ફતેહમંદ નસીબનોજ રેહેજે. એ તાજ તખત મેલવવાનો તું શું કરવા વિચાર કરે છે? તું તો જાણે છે કે અરદેશીરનીજ તોખમના જવાન તેમજ બુઢા પાદશાહો પાદશાહી ઉપર સચવાઇ રહેલા છે. તેઓ પાસે તો આવો ખજાનો અને બેશુમાર લશકર છે તો ઇરાનમાં તુંને શેહનશાહ તરીકે કોણ ગણવાનું છે? જો તું શેહનશાહ પણ હતે તોપણ તુંને ઇરાનના ખજાનાનો અને લશકરનો વિચાર કરવો પડતે. ચીનના સરદાર સાવેહશાહ સિવાય તારીથી ઇરાન જમીન ઉપર હુમલો લાવવાની હીંમત થતેજ નહી. પાક પરવરદેગારે તુંને અત્રે એટલા માટે મોકલ્યો છે કે તું ઇરાનમાંથી તેની આફત ટાલે. જ્યારથી પરવરદેગારે આ જેહાન બનાવી છે ત્યારથી તેણે તેના ઉપર ઉંચે આસમાન પણ બનાવ્યું છે. સામના જેવો કોઈપણ સ્વાર થયલો જણાયો નથી. તેની સામે ફાડી ખાનારા સિંહથી પણ પગ ઉઠાવી શકાતો હતો નહી. નસીબ સંજોગે જ્યારે નોજર જુલમગાર બન્યો અને તેણે પોતાના બાપની રાહરસમનો નાશ કીધો ત્યારે તમામ સરદારોએ સામને બોલાવી મંગાવ્યો હતો અને તેને માટે એક પીરોજા જડીત તખત પણ તૈયાર રાખ્યું હતું. પણ અમે તે સરદારોને એવો જવાબ દિધો હતો કે, "કદિપણ એવું બનતું ના કે એક સપેહસાલારનો જીવ તાજનો વિચાર કરે. મીનોચેહરના પગ નિચેની ધુલજ મારૂં તખત છે અને નોજરના તખતના પૈયા તે મારૂં તાજ છે. સામ તો તમારીથીજ જાણે છે કે, નોજર (લોકો તરફ) થંડો છે. પણ જે બુરી તોખમનો નહી હોય તેજ શેહનશાહી મેલવવા ચાહાતો નથી." વળી (તેજ પ્રમાણે) દસ્તાન જાલે તેમજ પીલતન રૂસતમે પણ ઇરાનની શેહનશાહી મેલવવા ચાહી હતી નહી. તેથી એ ભાઈ! હું તુંને પણ એમ કેહેવા માંગું છું કે, જે સખી હાથનો, બોરેહમંદ તેમજ ખાનદાની હોય; જેનું રોશણ દિલ અકકલથી ભરપુર હોય અને જે ઇનસાફી હોય તેવા ભાગ્યશાલીઓ સિવાય કોઇથી તખત મેલવાતું નથી. હું જાણતી નથી કે તારી ઉપર શું ગુજરવાનું હશે કે તારા દિલમાની અકલ પણ ગુમ થઈ છે."

ત્યારે બેહરામે તેને જવાબ દિધો કે, "તારૂં કેહેવું સાચુ છે અને તે સચાઇનો પાક પરવરદેગાર પણ ગવાહ છે. તોપણ હવે તો એ કામ હદ કુડાવી ગયું છે અને મારાં દિલ તથા મગજને લોભની બીમારી લાગુ પડી છે. તેથી યાતો મારી હાલત સુધરે નહી તો કે મારૂં માથું જાય (તેની મને પરવાહ નથી.) કારણકે એ મોત પોલાદની ટોપી નિચે (લડતાં) આવશે. જો એ જુવાન પાદશાહથી હું ધાહેલ થવશ તો મારૂં લશકર તેની પાસેથી એ તખત છીનવી લેશે; અને કોઇ બીજાજ શખ્સને તેઓ તખતે બેસાડશે. કારણકે તે લશકરનું દિલ પણ તેના ઉપર કીનો લેવાને તલપ્યું છે."

હવે પેલી તરફ જ્યારે તે જવાન પાદશાહ નેહરવાનનો પુલ પસાર કરીને ખુશાલ દિલે ચાલી આવ્યો ત્યારે તેણે લશકરમાંથી તમામ સરદારોને બોલાવી મંગાવ્યા અને તેમાં જેઓ લાયક હતા તેઓને પાદશાહી તખતની નજદિકમાં બેસાડયા. પછી તેણે તેઓને કહયું કે, "ઓ જેહાનનો અનુભવ પાંમેલા અને લડાઇઓ જોઈ વલેલા નેક દિલના સરદારો! હજી તો શેહેનશાહી ઉપર મારૂં સર નવુંસવું પોહોંચ્યું છે અને તેથી અઝમાયશ સિવાય હું તેને લાયક બન્યો નથી. જો કે હું ગમે એવો નેકીનો પીછાણનાર હોવશ તોપણ હું કોઈનો ઓશીયાલો નથી. પણ શું તમોને હમારા (ખાનદાન)થી કાંઇજ નેકી પુગી નથી કે તમો એમ ગમ અને દુખનો વધારો કરી બેઠા છો? તમે તો મારા ન્યાગાનોથી ગમે એવી ભલાઈ કે બુરાઈ પાંમવા છતાં તેઓનીજ પુજા કરેતા હતા. તેથી હું તમો આગળ એક ખાનગી વાત ખુલ્લી કરવા માંગુ છું પણ એ વાત મારાં લશકરથી તો છુપીજ રાખવા ચાહું છું. માટે જે ઇરાનીઓ વચે હું મારી વાત કરૂં છું તે અત્રેથી આપણામાંથી બાહાર જવી જોઇતી નથી. એ મારા વિચારની ખબર જો મારાં લશકરને થશે તો મારો નાશ થશે. હું તો આજેજ રાતે હુમલો કરવા માંગુછું અને મારાં લશકરને લડાઈમાં ઉતારવા ચાહુંછું. કારણકે મેં જેમ સમજ્યું છે તેવોજ એ બેહરામ લડાયક, ઘોડો દોડાવનાર અને અચ્છો સ્વાર જણાયો છે. પણ હું તેના મગજમાં જેવી દુન્યાના નામદારમાં હોવી જોઇએ તેવી દાનાઈની ગેરહાજરી જોઉં છું. એ તો સાવેહ સાથની લડાઇ સિવાય બીજી કાંઇ વાત કરતો નથી અને જુની ખખ વાતોનું નવેસરથી પીજણુ કરયા કરે છે. વળી મને તો તે એક અક્કલ વગરનોજ જવાન ગણે છે અને તેથી તે મને ગુરજ અને તલવારનીજ ઢાક આપવા માંગે છે. એમ તો તે જાણતોજ નથી કે હું તેના ઉપર આજેજ રાતે છાપો મારશ અને મારાં દિલની એ ધાસ્તીને રાતોરાતજ

દુર કરશ. તેથી જો તમો મને એ લડાઇમાં મદદ આપો તો રાતના અંધારૂં થતાંજ હું વધુ ઢીલ થવા દેવશ નહી. માટે જ્યારે અંધારી રાત અમબર (જેવા દાહાડાનો પ્રકાશ)ને ધોઇ નાખે અને કસ્તુરી જેવાં કાલાં ઝુલફાં ફેલાવે ત્યારે તમો સઘલા લશકરી અસબાબ પેહેરીને તથા હાથમાં ગુરજ અને તલવાર પકડીને સ્વાર થજો અને લશકરને એવી રીતે ડોરવજો કે કોઇપણ પાદશાહના એ હોકમથી ફરે નહી."

પછી જ્યારે ખસરૂ પોતાના તંબુમાં ગયો અને તે જગ્યા પારકાઓથી ખાલી થઇ ત્યારે ત્યાં ગસતહમ તથા બન્દુઇને તથા જેહાનના અનુભવી પેહેલવાન ગરદુઇને હાજર કરવામાં આવ્યા અને પછી તેણે તેઓની આગળ રાતના એ છાપો મારવાની વાત કીધી કે જેથી તેઓ પણ તેમા તેને મદદગાર બને. પણ ગસતહમે તેને કહયું કે, "ઓ પાદશાહ! તું એ લડાઈ માટે એમ નચિંત શું બને છે? તું તો તે લશકર ઉપર રાતે છાપો મારવા ધારી તેમના દિલમાંથી દયાને બાહાર કાઢી નાખવા માંગે છે. પણ તારૂં સઘલું લશકર તો દુશમનના લશકર સાથે એક દિલનું અને એક શરીરનું હોય એમ છે. તેમાં એક બાજુએ નબીરો તો બીજી બાજુએ બપાવો હશે તો પછી તેઓના મગજમાં એ યુક્તિ કેમ ઉતરવાની છે. આ બાજુએ ભઇઓ તો બીજી બાજુએ બાપ હશે તેથી તે સઘલાઓને એક બીજાનો સંબંધ તો હોવોજ જોઇએ. વળી બેટાથી બાપની સામે લડાઇજ કેમ થઇ શકે? માટે તું એવી ખાહેશ કરી દુશમનના મોઢાંને ધવડવા ના માંગ. એ વાત તારીથી તારા લશકર આગળ પણ કરાશે નહી અને જો બોલશે તો તું હમણાજ તારાં કામને નુકસાન પુગાડશે."

વળી ગરદુઇએ તેને કહયું કે, "એ વખત પણ વહી જશે અને વહી ગયલું પવનમાં પીગલી જવા સમાન છે. તું પોતે શક્તિવાન છે તથા તારી પાસે ખજાનો તથા લશકર છે. તેથી તારા એમ કર્યાથી જે જવાનો છે તેઓ માર્ગ છોડી નાહાસી જશે. માટે આજે રાતે તો એ લડાઇ થવી જોઇતીજ નથી. માટે તું તારાં લશકરનો અને ખજાનાનો નાશ થવા ના દે. મારી ખાતરી છે કે એ આપણા ભરમથી અને આપણો અસબાબ છુપાવ્યાથી સામાં લશકરને એ ખબર હમણાજ મળી જશે. તેમ થતાં તારૂં ડોકું દુશમનોને હાથ જાય એમ બનવું જોઇતું નથી."

એ વાત સમજતાંજ ખસરૂના ધ્યાનમાં ઉતરી ગઈ અને તેની સલાહ તેના દિલને ફાયદાકારક જણાઇ. આથી સારે યા માડે વખતે મદદ કરી શકે એવા કેટલાક શખ્સોને તેણે બાધુરોમાંથી ચુંટી કાઢયા. તેઓની વચ્ચે ખર્રાદ

ગુર્જ્‌ન, સિંહ જેવો ગસતહમ, શાપુર, બાધુર દીયાન, બન્દુઇ, લશકરની પરવરશી કરનાર ખરરાદ, પેહેલવાનોને બાલનાર તથા લશકરને દોરવનાર નસ્તુહ અને એ સિવાય તેઓ વચે તેના ખજાના અને લશકરની તેમજ તેના પોતાના માથાંની સંભાળ કરનારા તેના બીજા પગારદારો હતા. તેઓ ત્યાંથી એક ઉંચી જણાતી જગ્યાએ ગયા કે જેથી જો લડાઇ જાગે તો તેનો ફાયદા ભરેલી રીતે અંત લાવે. એ ટેકડી લીલોતરીથી ભરેલી અને મોજ કરવા જવાને લાયકની હતી વળી ત્યાંથી ખસરૂને દુરના લશકર સુધીનું સઘલું જણાતું હતું.

હવે સામી જગ્યાએ જ્યાં પેહેલવાન બેહરામ બેઠો હતો ત્યાં તેના લશકરના બુજોર્ગો આવી લાગ્યા અને સાથે ખાણું ખાવા લાગ્યા. ત્યારે તે સપેહસાલારે બાધુરોને પુછ્યું કે, "શું તમુને તમારા ખેશીઓથી કાંઈ ખબર મલી કે? જો તમો વાતચીતમાં એકદિલી દેખાડે એવા ત્યાં ખેશીઓ ધરાવતા હોવો તો તમો દરેક જન તેઓને અત્રે બોલાવો. તેઓ જો અત્રે આવીને મારો હોકમ બજા લાવશે અને ધારા મુજબ તેઓ પોતાનો જીવ કુરબાન કરશે તો તેઓને હું મારા ખજાનામાંથી તવંગર બનાવીશ અને તેઓ પણ તમારીજ માફકના ખરા સરદારો બનશે. ત્યાં બરદુ, અરદબીલ અને અરમાની લશકર હશે જેઓ આપણા એક બે તો તેઓના છ ગણાશે. તેથી એ લડાઇમાં તેઓની કાંઇ ધાસ્તી રાખવાની નથી. બરદુના લોકો તો મારે મનથી મુઠી ભરીને ખાક સમાન છે."

એ લડાયક બેહરામે જે વાત તેઓને કહી તે તે બાધુરોએ સમજી લિધી. પછી તેઓએ એ માટે એક બાધુર જે બોલકનો, દાનાવ અને સારી યાદદાસ્તવાલો હતો તેને લશકર વચેથી ચુંટી કાઢયો. તે પેહેલવાન ખાનગી વાતોથી ભરેલાં દિલ સાથે ત્યાંથી મધરાતે દોડયો અને તેણે સામા લશકરના સરદારો, નામદારો અને બાધુરોને એ સાંભળેલી વાત કહી સમજાવી. પણ તેણે ઈરાની લશકરમાંથી એવો જવાબ સમજ્યો કે, "જ્યાં સુધી લડાઇ થવા પાંમશે નહી ત્યાં સુધી તો હમારામાનો કોઇપણ ખસરૂની તરફથી ફરવાનો નથી. હમુને તો ફીકર છે કે એ કામ તો ઘણું મુસકેલ થઇ પડશે. તમો પણ કાંઇ એ લડાઇમાં નચિંત રેહેતા ના. કારણકે ખસરૂ પોતાના લશકર સાથે રાતના છાપો મારનાર છે."

જ્યારે તે જાશુસે એવો જવાબ સમજ્યો ત્યારે તે ત્યાંથી વંટોલ્યાની જડપે તે પેહેલવાન આગળ પાછો ફર્યો અને સઘલી સમજેલી વાત તેને કહી સમજાવી. પણ તેની એ ખાનગી વાત તેણે જરા પણ જાહેર થવા દિધી નહી.

## બેહરામે ખસરૂના લશકર ઉપર રાતે છાપો માર્યો અને ખસરૂ ત્યાંથી નાહાસી ગયો તે વિષે.

જ્યારે બેહરામ એ વાતથી વાકેફ થયો કે તે ( ખસરૂ )નું લશકર પણ તેનીજ ખેરખાહી કરે છે ત્યારે તેણે તમામ લશકર વચ્ચે રોશણી સલગાવી જેથી સઘલે બતીઓ બલવા લાગી. પછી તે સિંહ જેવા બેહરામે લશકર વચેથી જેહાન જીટે એવા બાધુરો અને પેહેલવાનોનું એક લશકર ઉભું કીધું. જ્યારે તેના સરદારોએ તેની સાથે લશકરની ગણત્રી કીધી તો એ લશકર ૭ હજાર તલવારબાજ માણસોનું ગણાયું. પછી તેણે તે લડાયકોને કહયું કે, "બાંગ અને પોકાર મારવાને માટે જેવાં ઢોલ ઠોકાય તેવાજ તમો પોકાર મારી આગળ વધજો અને સામા સરદારોને માથે લોહીના તાજ પેહેરાવજો."

આથી તે લશકર એ પેહેલવાનના હોકમ મુજબ ત્યાંથી જડપથી ગયું જેઓની હરોલમાં પેલા ત્રણ બાધુર તુરકીઓ રહ્યા. એ રીતે તેઓ પાદશાહના લશકર આગળ જુલમ ગુજારવા અને કીનો લેવાને આવી લાગ્યા. પછી ત્યાં ગુરજો, તલવારો અને લાઠીઓ અઠડવાના અવાજો નિકળી રહયા. તેથી ત્યાંની જમીન જાણે લોઢાંની અને વાદલ ધુલનું બન્યું. ત્યાં દરેક પુછવા લાગ્યા કે, "ખસરૂ ક્યાં છે? કારણકે આજનો દાહાડો હમારે માટે ફતેહનો છે." પણ ખસરૂ તો દુખી દિલે અને ઉતરેલે ચેહેરે આંખોમાંથી આંસુ પાડતો તે ટેકડી ઉપર ઉભો હતો. જ્યાં સુધી પાહાડ પછવાડેથી સફેદીનો ભાલો ફેંકાયો ત્યાં સુધી તે લશકરના મારના જખમથી તે ત્યાં ગભરાતો ઉભો રહયો. જ્યારે અંધારી રાતે પોતાના પોશાકનો છેડો ખેંચી લિધો ત્યારે તે તમામ મેદાનમાં મુવેલાઓ અને ઘાહેલ થઇને પડેલાઓ તેને માલમ પડયા. તેથી તેણે પોતાના બાધુરોને કહયું કે "તમો મને મદદ આપો અને એ દુશમનો ઉપર હજી પણ ફતેહ મેલવો. કારણકે તે ફતેહમંદ સાહેબ મારો મદદગાર અને દોસ્ત છે. તેથી હવે શમશેરથી જખમ મારવાનું કામ મારૂંજ છે."

એમ બોલી તે જડપથી પેલા ત્રણ તુરકીઓ આગળ આવ્યો. કારણકે એ બાધુરને મનથી એ તુરકીઓ ત્રણ બાધુર વરૂઓ જેવા હતા. પણ તેઓમાનો એક ઘોડો દોડાવતો ખસરૂ આગળ આવ્યો અને પોતાની કંમરેથી તલવારને ખેંચીને તેનો એક ફટકો તે પાદશાહના માથાં ઉપર મારવા ચાહયો. પણ તે સ્વાર પાદશાહે ઢાલને માથાં ઉપર આડી ધરી અને પછી તે ઢાલની નિચેથી પોતાની ઝેહેર પાયલી તલવાર વડે તેને જડપથી ફટકો મારીને તેના ડોકાંને જમીન ઉપર ઉંધું ફેંકયું. પછી તેણે પોકાર મારીને કહયું કે, "ઓ

જંગી નામદારો! તમો કોઈ બીજે વખતે એમ વખત ગુમાવજો." પણ તેના સઘલા સીપાહીઓએ ત્યાંથી પીઠ ફેરવી અને તેઓ હીનપસતી વચે તે જેહાનજીટ પાદશાહને છોડી જવા લાગ્યા. તેથી તેણે તુરતજ બન્દુઇ તથા ગસતહમને કહ્યું કે, "એવી વાતથી હવે હું શકમંદ બન્યો છું. વળી મારો સેલસેલો જાળવવા અને મારૂં તાજ ભોગવવાને મારે ત્યાં કાંઈ ફરજંદ પણ થયું નથી. તેથી જો હું એ લડાઇમાં માર્યો જવશ તો જેહાનમાં કોઇપણ પાદશાહ રેહેશે નહીં."

ત્યારે બન્દુઇ બોલ્યો કે, "ઓ બાહાદુર! તમામ જેહાન તારો ચાહ મેલવવાને આતુર બનજો. પણ હવે તો તારૂં લશકર તુંને તજી ગયલું હોવાથી તું પણ અત્રે વધુ વાર ઠોભ ના. કારણકે આ પળે તો તુંને કોઇપણ મદદ કરવાનું નથી." તેથી પાદશાહે તુરતજ ગરદુઇને કહ્યું કે, "અત્રેથી તું તખવારની સાથે મારતે ઘોડે જા અને આપણી છાવણીમાંથી તંબુઓ, પરદાઓ, તાજો, ખજાનો તેમજ રેસમી તાકાઓ તથા હાથીદાંતનું તખત એ સઘલું આ બચેલા હજાર સ્વારો સાથે જઇને જેમ લાવી શકાય તેમ લેઈ આવો." આથી તે જુવાનોએ જઇને ત્યાંથી તે અસબાબ તથા ખજાનો ઉઠાવી લિધો અને માહા મેહેનતે તેઓ કેટલુંક ત્યાં લેઇ આવ્યા. પણ તેજ પળે એક અઝદાહની આકૃતિવાલો ઝુન્ડો આવતો જણાયો અને જેહાન ધુલારાંથી અંધકારવાલો બની, એ બેહરામ તેની પુઠ પકડીને આવતો હતો અને તેની સાથે લડાઈ કરીને જેહાનની રોશણી પણ લુટવી લેવા માંગતો હતો. હવે બેહરામ તેમજ ખસરૂ સામાસામી આવી લાગ્યા. તે બંધે બાહાદુર જંગીઓ અને ફાડી ખાનારા સિંહોજ હતા. તેઓએ લડાયક સિંહોનીજ માફક ઉશકેરાઇને એકમેકના માથાં છુંડવા માંડયાં. તેમાં બેહરામ એક નર સિંહ જેવોજ નિવડયો, પણ તેના હથીયારોએ (ખસરૂ ઉપર) કાંઇ પણ અસર કીધી નહી. એ રીતે જ્યાં સુધી સુરજ આસમાનના ગુમબજમાંથી અસ્ત થયો ત્યાં સુધીમાં એ લડાઇ પોતાની હદ પણ કુદાવી ગઈ.

પણ તેજ પળે તખવારે ખસરૂ આગળ આવીને તે ખજાનો તથા સામન પુલની પેલી બાજુએ લેઇ જવાની તેને ખબર આપી. એમ સમજતાંજ ખસરૂએ ગસતહમને કહ્યું કે, "લડાઇમાં મારી સામે થાય એવો તો કોઇ પણ મારો હરીફ નથી. જોકે મારાં મોટાં લશકરની હરોલમાં આપણે દસ જના બાહાદુર પેહેલવાનો તરીકે હતા. જો તેમાંથી થોડા પણ હજી મને મદદ થાત તો આપણને આપણા સાથીઓની માફક પીઠ ફેરવવી પડે નહી. પણ હવે તો લડાઇ કરવાના કરતાં વખતસર નાહાસ્તુંજ ઠીક પડશે. કારણકે મારા

એકલાને માટે ત્યાં ટકી રેહેવાની જગ્યા નથી." એ રીતે તે જવાન લડાઇનો અંત જોયા વગર ત્યાંથી નેહરવાનના પુલ તરફ હંકારી ગયો. પણ બેહરામે કીનાભર્યાં મગજે અને ઉશકેરાયલાં દિલે તેની પુઠ જડપથી પકડી રાખી.

એમ જોતાંજ ખસરૂ પુલ ઉપર અટકી ગયો અને જેહાનનો અનુભવ પાંમેલા ગસતહમને પોતાની આગળ બોલાવીને તેને કહયું કે, "જા જઇને મારી કમાન લેઈ આવ અને એ લડાઈમાં ઉતરવાને માટે મારા દુબાસ્યાને પણ તેડી લાવ." આથી તેના ખજાનચીને તેની કમાન લાવી હાજર કીધી અને ગસતહમ પોતેજ એ કામમાં તેનો સલાહકાર બન્યો. પછી તે બાહુર પેહેલવાને એ કમાનને ઉંચકી અને તે વડે પોતાના તીરો છોડીને હવાની રોશણી છીનવી લિધી. તેણે ત્યાં કરાં વરસે તેમ તીરોનો વરસાદ છોડયો અને તેનો છોડેલો દરેક તીર એક એક માંથાંને વિધવા લાગ્યો. તોપણ સિંહ જેવા બેહરામે હાથમાં કમંદ ધરીને અને અઝદાહ જેવા ઘોડા ઉપર સ્વાર થઇને તેની પુઠ ધરી રાખી. તેણે તો પોતાના હાથમાં કમંદ સિવાય બીજું કાંઈજ રાખ્યું નહી અને એ રીતે તે ખસરૂની પુઠે દોડવા લાગ્યો. એમ જોતાંજ ખસરૂ ખુશાલ થઈ ગયો અને પોતાની કમાનના બે ખુણા તાણીને કમાનનો ચીલ્લો ચઢાવ્યો અને પછી તેના ઘોડા ઉપર તેણે એક તીર છોડયો. જેથી તે ઘોડાનું કામ એકવગું ખલાશ થયું. પણ તે ઘોડા વગરના સપેહસાલારે તુરતજ ઢાલને આડી ધરી અને નાચારીએ તે હાથને માથાંના બચાવમાં ધરવો પડયો. તેવામાં યલાનસીનેહ જડપથી આગળ ધસી આવ્યો અને ત્યાં પાદશાહ ઉપર ચાલુ હુમલો કરવા માંડયો. પણ તેને એ જેહાનજીટ પાદશાહ એક મરદ તરીકે કેમ ગણે? તેણે ઘોડા ઉપરજ બેસી રહીને પોતાના ડાવા હાથને સીધ્ધો લંબાવ્યો અને તેજ પળે એ યલાનસીનેહનો ઘોડો વિંધાઇ પડયો. જેથી ઘોડા વગરના યલાનસીનેહને પુલ ઉપર કુદી પડવું પડયું. આથી (દુશમનના) લશકરના તમામ જવાન તથા બુઢાઓ નેહરવાનના પુલ ઉપરથી પાછા ફર્યા. જ્યારે બેહરામ ત્યાંથી પાછો ફર્યો ત્યારે ખસરૂ પણ શું કરે? તે પણ નેહરવાનનો પુલ તમામ પસાર કરી ગયો અને ત્યાંથી ગમગીન દિલે તીસફુન તરફ હંકારી ગયો.[1] તેનું દિલ દુખી અને આંખો આંસુ ભરી બની. પછી

---

[1] ખસરૂ અને બેહરામ વચે ૭ દીવસો સુધી નાની નાની લડાઈઓ ચાલુ રહી હતી અને સાતમે દીવસે બેહરામે રાતે ઓચીંતો હુમલો કરવાથી અને ખસરૂના લશકરમાંથી ઘણાઓને બેહરામે પોતાની બાજુએ ખેંચી લેવાથી ખસરૂને નાહાસવાની ફરજ પડી હતી. એ બનાવ તેના રાજગાદીએ આવ્યા પછી તુરતજ બન્યો હતો અને તેના રાજ્યનું એક વર્ષ તેને આવી રખડમાંજ ગુજારવું પડયું હતું.

તેણે કીલ્લાના લોઢાંના દરવાજા બંધ કરી લિધા અને લશકરના અસબાબ વચે વિચાર કરતો બેઠો. તેણે એક એક સરદારને તેડીને તે કીલ્લાને દરેક ખુણે બેસાડયો તેમજ દરવાજા ઉપર ચોકીઆતોને પણ બેસાડયા.

## ખસરૂ પોતાના બાપ આગળ ગયો અને ત્યાંથી તે રૂમ તરફ નાહાસી ગયો તથા હોરમજ માર્યો ગયો તે વિષે.

પેલી તરફ તે પાદશાહ તુટેલે જીગરે અને આંખોમાં આંસુ સાથે પોતાના બાપ આગળ ગયો અને તેનો ચેહેરો જોતાંજ તેણે તેને નમન કીધું. તે તેની આગળ ઘણો વખત સુધી ઉભોજ રહયો. પછી તેણે તેને કહયું કે, "ઓ પાદશાહ! તેં જે સ્વારને પેહેલવાન તરીકે ચુંટી કાઢયો હતો તે દમામદાર પાદશાહની માફક મોટું લશકર લેઇને ચઢી આવ્યો છે. મેં તેને મારીથી કેહેવાય એટલી નશીયતો કહી સમજાવી પણ મારી તે શિખામણોએ તેના ઉપર કાંઇપણ અસર કીધી નથી. તેની તમામ ઇચ્છા લડાઇ કરવાની અને છેડતી સોધવાનીજ હતી. માટે કદિપણ તેનું નામ ચલુ રેહેતું ના. આખરે મારી મરજી ઉપરાંત એક ભારી લડાઈ થવા પાંમી અને તેમાં કમનસીબે ઘણા શખ્સો ઘાહેલ બન્યા છે તમામ મારૂં લશકર મને તજી ગયું. તું કેહેશે કે, જાણે તેઓએ માર્ગમાં મને જોયોજ હતો નહી. હવે તેઓ સરૂવાત કે આખેરી જોયા વગર તેને પાદશાહ બેહરામને નામેજ ઓલખે છે તેણે પોતાનું ચાલતા પાહાડ જેવું લશકર લેઇ નેહરવાનના પુલ સુધી મારી પુઠ ધરી. પણ જ્યારે એ કામ બીગડી ગયું ત્યારે હું બલાની જાલમાં સપડાવાને બદલે અત્રે નાહાસી આવ્યો છું. હાલે વિચાર કરતાં આપણને અરબો સિવાય બીજા કોઇથી કાંઇ પણ ફાયદો કે નફો થવાનો નથી. તેથી જો તું પાદશાહ મને ફરમાવે તો હું એ અરબ[1] સ્વારોને મોટી સખ્યામાં બોલાઉં."

ત્યારે હોરમજે તેને જવાબ દિધો કે, "એ સલાહભર્યું નથી. કારણકે હાલે તારો પગ તેની જગ્યાએ રહયો નથી. તેથી તું ત્યાં જઈ નકામી વેઠ કરશે. કારણકે અત્રે તો હથીયારો, માણસો કે ખજાનો કાંઇ રહયું નથી. તેથી જો તેઓ અત્રેથી કાંઇજ ફાયદો પાંમશે નહી તો આ અરબો તુંને મદદ આપશે

---

૧ તવારીખનવેશોના જણાવ્યા મુજબ ખસરૂએ ચાતો તુરકીઓ કે અરબો કે કોકેસસના મુલકમાં વસ્તા ખીજરો કે રૂમીઓથી મદદ મેલવવાની આશા રાખી હતી. જેમાંથી તેને આખરે રૂમ પાસે મદદ લેવાને જવું પડયું હતું.

નહી. વળી તેઓ તારે માટે દિલમાં કાંઇપણ દયા ધરાવ્યા વગર પૈસાને ખાતર તુંને દુશમનોને સોંપી દેશે. એ કામમાં તો પરવરદેગારજ તુંને મદદ કરશે અને તારૂં હરતું નસીબ તારો દોસ્ત બનશે. પણ જો તું આ મુલકમાંથી નાહસ્વાજ માંગતો હોય તો ઇરાની સ્વાર થઇને રૂમ તરફ નાહાસ. તું કયસર આગળ આ કાવત્રાંબાજ ગોલામની સઘળી વાતો કહેજે. કે જેથી તે તુંને ખજાનાથી મદદ કરશે અને પોતાના લશકર વડે તુંને ફતેહ અપાવશે. વળી તે એવી જગ્યા છે કે જ્યાં માણસો તેમજ ખજાનો ઘણો છે. તેમજ ત્યાં હથીયારોથી સજ થયલું લશકર પણ છે. વળી તે ફરીદુનની ઓલાદથી ઉતરેલાઓ તારા ખેશીઓ પણ થાય છે અને તેથી તારા એ મુશકેલ કામમાં તેઓજ હરોલ પડશે."

તેની એવી વાત સમજતાંજ ખસરૂએ જમીનનો બોસો લિધો અને તેના ઉપર મોટા લોકોએ જોડેલી દુવા ગુજારી. પછી ખસરૂએ બન્દુઇ, ગરદુઈ અને ગસતહમને કહયું કે, "આપણે તો ગમ અને દુખના સાથી બન્યા છીએ. માટે હવે તમો તૈયાર થાઓ અને સરસામન લાદી લેઓ અને આ ઈરાન વતણને દુશમનોને હાથ સોંફો." ત્યારે ગસતહમ બોલ્યો કે, "ઓ પાદશાહ! કદિપણ તારી આંખો જમાનાની બુરાઇ જોવા પાંમતી ના." ખસરૂએ તેને જવાબ દિધો કે "આ ફરતું આસમાન તો ઘડીકમાં ગુસ્સાનો તો ઘડીકમાં દયાનો વરસાદ વરસાવે છે."

એટલું તે બોલી રહયો તેવામાં ચોકીબાને પોકાર માર્યો કે, "ઓ ભાગ્યશાલી, સાચા અને ઈનસાફી પાદશાહ! માર્ગમાં ધુલારૂ ઉડી રહેલું જણાય છે અને સામેથી આવતાં લશકર વચ્ચે એક પ્રકાસ્તો ઝુન્ડો પણ માલમ પડે છે. એ ઝુન્ડો અઝદાહની આકૃતિવાલો છે. જેથી જણાય છે કે ચોબીન સીધો નેહરવાન તરફ આવે છે." એમ સમજતાંજ ખસરૂ જડપથી સ્વાર થયો અને પીઠે પોતાનો બલુ રંગનો ઝુંન્ડો લટકાવીને ત્યાંથી વંટોલ્યાની જડપે નાહાસવા માંડયું.૧ દોડતાં દોડતાં તે પીઠ ફેરવીને ગસતહમ તથા બન્દુઇ (પણ આવે છે કે નહી તે)ને જોવા લાગ્યો. પણ એ બંધે ઘણા ધીમે ધીમે ઘોડો દોડાવી આવતા દેખાયા. તેથી ખસરૂએ ઉશકેરાઇને પોકાર માર્યો કે "ઓ નાલાયકો! શું એ તમારો દુશમન તમારો સગોવાહાલો બનીને આવ્યો છે? તમો શા

૧ તવારીખનવેશોના જણાવવા મુજબ એ નાહસ્તા ખસરૂ સાથે તેની ઓરતો તેમજ છોકરાઓ, તેના બે મામા અને ત્રીશ માણસોનો રસાલો હતો. જો કે ફીરદોસી તો ખસરૂને હજુ બૈરી છોકરાં વગરનો જણાવે છે.

માટે એમ ધીમે ધીમે ઘોડા દોડાવો છો? કારણકે બેહરામ તો પીઠેથી નજદિક આવ્યો છે."

ત્યારે બન્દુઈ બોલ્યો કે "ઓ પાદશાહ! બેહરામ માટે તું તારાં દિલને દુખી ના કર. તેને કાંઇ આપણીથી રસ્તામાં ઉડી રહેલી ધુલ દેખાતી નથી. કારણકે હજી તો તે લશકરનો ઝુન્ડો ઘણોજ દુર દેખાય છે. પણ તારા દોસ્તો વચે જે એવી અફવા ઉડી છે તેથી તો હમુને અત્રેથી એમ નાહાસવા પણ ગમતું નથી. ચોબીનની પાદશાહી મેહેલમાં આવવાની મકશદ એ છે કે, તે તાજ અને તખ્ત હોરમજને આપવા માંગે છે અને તે તેના વજીર તરીકે તેની બાજુએ રેહેવા માંગે છે કે જેથી તેનો દરીઆમાં ફેંકેલો તીર પણ કારગર નીવડે. પછી તે પાદશાહની મારફતે કયસર ઉપર એક નામું લખાવશે કે, 'આ હમારો ગુનેહગાર નોકર અત્રેથી તારી આગળ નાહાસી આવ્યો છે તેથી તું તેને રૂમમાં આશ્રા આપતો ના. તે તો કોઇપણ રીતે સચાઇનો દેખાવ કરીને તારા મુલકને જુદો નિવડવા માંગે છે અને તેને ગમમાં નાખવા માંગે છે. માટે તે તારા મુલકમાં આવી લાગતાંજ તું તેને બંધીવાન કરજે અને તેના ખુશ દિલને એવી રીતે દુખી બનાવજે. તું તેને હમારી દરબારમાં પાછો મોકલી આપજે પણ તેને તારી આગળ નામદારી પાંમવા દેતો ના.' આથી તે કયસર તુંને તારાં લશકર સાથે તુરતજ કેદ કરાવશે અને તુંને રડતી હાલતમાં આ દરબાર વચે મોકલી આપશે."

તેઓની એવી વાત સમજતાંજ ખસરૂનું દિલ દુખી બન્યું અને તેનો ચેહરો ઉતરી ગયો. તોપણ તેણે જવાબ દિધો કે, "મારી ઉપર મારાં બુરાં નસીબે જે કાંઇ વિટશે તેને હું લાયક ગણુશ. એ વાત તો લાંબી છે અને આપણું કામ તો સખત છે. હાલે તો આપણે પરવરદેગારનીજ મદદ ઉપર છીએ." એમ કહી તેણે ઘોડાને આગળ હંકારતાં કહયું કે, "જે કાંઈ સારૂં માઠું થવાનું હોય છે તે પરવરદેગાર આપણા તાળક ઉપરજ કોતરી રાખે છે. જે બનવાકાલ હોય તે કાંઈ એમ વિચાર કર્યાથી પાછું ફરતું નથી. પણ આપણે એ દુશમનના ઓશીયાળા બનીએ એમ કદિ બનવું જોઇતું નથી."

જ્યારે તે ખસરૂ ત્યાંથી ચાલી ગયો ત્યારે તે બંધે જુલમગારો મગજમાં કીનાને ભરી ત્યાંથી પાછા ફર્યા. તેઓને માર્ગની ઠાક હોવા છતાં તેઓ ગુનાહભર્યાં દિલે પાછા પાદશાહી મેહેલમાં દાખલ થયા અને દરવાજાને માર્ગે તુરતજ પાદશાહના તખત આગળ આવીને પોતાની કમાનની દોરીનો વિટ વાલ્યો અને પછી જડપથી તે પાદશાહની ગરદનમાં ઉતારી દિધો અને તેના મોટા દર-

જાના શરીરને તે ઉપર લટકાવી દિધું. તેથી તે શાહનશાહનું તાજ તખત સઘલું ગુમ બન્યું. તું કેહેશે કે જાણે હોરમજની હસ્તી જેહાનમાં હતીજ નહી.૧ આ ફરતા જમાનાની આવીજ રસમ છે. ઘડીકમાં તે આગળ શરબત ધરે છે તો ઘડીકમાં ઝેહેર ધરે છે. જો તેનો એવોજ માયો છે તો તેમાંથી તું ફાયદો પાંમવા ના માંગ. કારણકે તે ફાયદો સોધતાં તું તારા ઉપરજ દુખ હોરી લે છે. જ્યારે વખતના ચક્રરે હોરમજને પાયમાલ કીધો ત્યારે વળી તે ઉપરની મુબારક જગ્યા પાછી ખાલી પડી.

તેવામાં ત્યાં ઢોલના અવાજ સમજાવા લાગ્યા જેથી તે ખુનીઓના ચેહેરા ઉતરીને સોમલના જેવા બન્યા. તેજ વખતે સપેહસાલાર બેહરામનો ઝુન્ડો તેના લશકર વચે માર્ગમાંથી ત્યાં આવતો દેખાયો. આથી જુલમગાર ગસતહમ અને બન્દુઇ તે મેહેલમાંથી પાછા નાહાઠા અને ખસરૂને જઇ મલ્યા. તે જેહાનના પાદશાહ તેઓનો ઉતરેલો ચેહેરો જોતાંજ તેઓના દિલમાં દગો છે અને તેઓ તે ભરમ તેની આગળ ખોલતા નથી એમ પાંમી ગયો. તેથી તેનો પણુ ચેહેરો ચંપેલીની માફક સફેદ બન્યો. પણ તેણે પોતાનો એ શક તેઓને પણ જાણવા દિધો નહી. ત્યારબાદ તેણે પોતાના લશકરને કહયું કે, "હવે તમો તમારા શાહ આગળથી પાછા ફરો, કારણકે દુશમનોનું લશકર હવે ઘણું નજદિક આવી લાગ્યું છે. માટે તમો બ્યાબાનનો લાંબો માર્ગ ધરીને તમારા શરીર ઉપર દુખ પોહોંચતું અટકાવો."

## બેહરામે ખસરૂની સોધમાં લશકરને પુઠે મોકલી આપ્યું અને તેઓના હાથમાંથી ખસરૂને છોડવવા માટે માર્ગમાં બન્દુઇએ યુકિત રચી તે વિષે.

હવે જ્યારે બેહરામ પાદશાહી મેહેલમાં આવી લાગ્યો ત્યારે તેણે પોતાના કીનાખોર લશકરમાંથી છ હજાર બખતર સાથના શમશેરબાજ માણસોને તે પાદશાહની પુઠ પકડવા જવા માટે ચુંટી કાઢયા. આવાં પેહેલવાનોનાં નામદારીભર્યાં લશકરની સરદારી તેણે સીયાવક્ષના બેટા બેહરામને સોંપી.

૧ ખસરૂના મલત્યાઓએ હોરમજનું એમ ખુન કર્યાથી કેટલાક તવારીખનવેશો તેનો દોશ ખસરૂ ઉપર મુકે તો તેમા કાંઈ નવાઇ જેવું નથી. પણ ફીરદોસી તો એ ખસરૂને નિરદોશ ચીતારે છે.

હવે બીજી તરફ ખસરૂએ પણ બ્યાબાનનો માર્ગ ધરી પોતાના જીવને દુશમનોની બુરાઇથી બચાવવા માંગ્યો.૧ એમ કરતાં તે એક મુસાફરખાના આગળ આવી લાગ્યો જેની દીવાલનું મઠાલું પણ જણાતું હતું નહી. એ ધર્મશાળા "યજદાંનસરાય" યાને ખોદાના ઘરને નામે ઓળખાતી હતી. આ મુબારક જગ્યા એબાદતખાના તરીકે પણ ગણાતી હતી. ત્યાં જોગીઓનું રેહેઠાણ હતું અને ત્યાં ખ્રીસ્તી પાદરીઓ પોતાના વડા સાથે રેહેતા હતા. ખસરૂએ એ યજદાંનપ્રસ્તોને કહયું કે, "અત્રે કાંઇ ખાવાનું મલી શકશે?" ત્યારે પાદરીએ કહયું કે "ઓ નામદાર! હમારી પાસે તો નદી કીનારે ઉગતી ભાજી અને નાન છે. જો તુંને ખોરાક જોઇતો હોય તો એ સિવાય ભુખ ભાંજવાના તોશા માટે બીજું કાંઈ અત્રે મલશે નહી. આથી તે પાદશાહ પોતાની સાથના બીજા સ્વારો સાથે તુરતજ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો. પછી તે જેહાનના પાદશાહે પોતાના એ વફાદારો સાથે બાજ ધરવા માટે હાથમાં બરસમ ધરી. ત્યારબાદ તેઓ કાલી ગરમ ધુલ ઉપર બેઠા અને જે ખાવાનું હતું તે ઉટાવલે ખાઇ લિધું. પછી તેણે પાદરીને પુછ્યું કે, "ઓ મુબારક પગલાંના બુજોર્ગ શખ્સ! શું તારી પાસે કાંઇ દારૂ નથી?" તેણે જવાબ દિધો કે, "હમો ઉનાલાની ગરમીની મોસમમાં ખજુરનો દારૂ બનાવ્યે છીએ." હાલે એ રોશણ ગોલાબના જેવો દારૂ મારી પાસે ઘણોજ થોડો છે જે સુરજની રોશણીમાં માણેકની માફક રાતો ચલકે છે." પછી તેણે તુરતજ દારૂની જામ લાવી હાજર કીધી કે જેમાંથી જોતાં ખોરશેદનો રોશણ રંગ પણ જણાતો હતો નહી. ખસરૂએ એ દારૂમાંથી તુરતજ ત્રણ જામ ભરીને પીધો અને સાથે જવના નાન ચાવ્યાં. જ્યારે એ રાતા દારૂથી તેનું મગજ ગરમ બન્યું ત્યારે તે તુરતજ નરમ ધાભલીના બીછાણા ઉપર સુઈ ગયો. તેની જાંગ આગળ બન્દુઈ પણ પોતાનું માથું મુકી તુટેલાં જીગરે અને દુખી દિલે સુઈ ગયો. જ્યારે તે એમ ઉંઘાતો પડયો હતો ત્યારે તે પાદરીઓનો વડો તેની આગળ આવ્યો અને કેહેવા લાગ્યો કે, "માર્ગમાં કાલું ધુલાર ઉડી રહેલું દેખાય છે અને તે ધુલારાં વચેથી કેટલુંક લશકર આવતું દેખાય છે."

---

૧ ખસરૂએ માર્ગમાં કયાં આગળ વધવું તે પોતાના ઘોડાને સોંફી દિધું હતું અને જે બાજુનો ઘોડો રસ્તો ધરે ત્યાં તેણે જવું એમ વિચાર્યું હતું. પણ તેના ડાહાપણભર્યા જાનવરે યુફ્રેતીશ નદી તરફ જવાનો માર્ગ ધર્યો હતો. આથી પાદશાહે એ નદી પસાર કીધી હતી અને ઘણી મુશકેલીએ તે રૂમના મુલકમાં જઈ લાગ્યો હતો.

આથી ખસરૂ બોલી ઉઠયો કે, "બુરો વખત આવ્યાથી દુશમન મને એ પ્રમાણે સોધનો બન્યો છે. મારી પાસે કામ લાગે એવા માણસો કે ઘોડા નથી અને એ નાચારીનો વખત તો નજદિક આવી ઉભો છે." ત્યારે યુક્તિબાજ બન્દુઇ બોલ્યો કે, "એ સપેહસાલાર તો ઘણોજ નજદિક આવી લાગ્યો છે." આથી ખસરૂએ તેને કહ્યું કે, "ઓ મારા નેકખાહ! તું મને એ કામનો કાંઇ ઉપાય દેખાડ." બન્દુઇએ તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! આવા વખતમાં પણ હું તારે માટે કાંઈ યુક્તિ રચશ. પણ જો કે તેથી તું જેહાનજીટ જેહાનના પાદશાહને ખાતર મને મારો જીવ ખોહવો પડશે." ત્યારે ખસરૂ બોલ્યો કે, "ચીનના દાનાવે એ બાબે ઘણુંજ નેક દાસ્તાન કહયું છે. તે એકે, 'જે કોઇ પોતાના પાદશાહને ખાતર જીવ આપે તે પેલી જેહાનમાં બેહેસ્તનો બદલો પાંમે છે. જ્યારે શેહરની દિવાળજ પાયમાલ થાય તો નિચાણ જગ્યા કયાંથી ટકી રેહે? જો નજીવી ચિજથી કીલ્લો બનાતું હોય તો બીમારોની જગ્યા કયાંથી બચે?' તેથી હવે તો તું એ બાબે જે કાંઇ ઉપાય જાણતો હોય તે કર. કારણકે તું પણ પાક પરવરદેગાર આગળ હાજત વગરનો તો નથીજ."

ત્યારે બન્દુઇએ તેને કહયું કે, "તું તારૂં તાજ, કાનનું લુલક, કંમરબંધ અને તારો ચીનાઈ કીનખાબની બનાવતનો લાલ દગલો મને સોંપી દે. હું એ સઘલું પેહેરી લેઉં તેટલાં તું અત્રેથી ઠોભ્યા વગર તારાં લશકર સાથે જેમ ખલાશીઓ જડપથી વાહાનને હંકારે તેમ અત્રેથી ઉટાવલે ચાલી જા." આથી બન્દુઇના કેહેવા મુજબ તે જવાન શાહે બજાવ્યું અને ત્યાંથી પવનવેગે ઉટાવલે નાહાસી ગયો. જેવો ખસરૂ ત્યાંથી ગયો તેવોજ તે યુક્તિબાજ બન્દુઈ છાપરાં ઉપર ગયો અને ત્યાંથી પોકાર્યું કે "તમો સામા લશકરની નજરથી છુપાવાને માટે હમણાજ પેલે પાહાડને મઠાલે ચઢી જાઓ." ત્યારબાદ તે પાદશાહના નોકરે પોતાના દિલ ઉપરનું સખત લોઢાંનું બખતર ઉતારી નાખ્યું અને પછી પેલો સુનાથી મઢેલો પોશાક પેહેરી લિધો અને માથાં ઉપર પાદશાહી તાજ મુકયું. પછી તે જાણી જોઇને અગાશી ઉપર ગયો જ્યાં તેણે પોતાની આસપાસે ચારે બાજુએ લશકર ફરી વલેલું જોયું. તે લડાયક લશકર એ ઉંચી ઇમારત આગળ આવી લાગ્યું ત્યાં સુધી તે ત્યાંજ ઉભો રહયો. જેથી તે સામાં લશકરે તેને સુનેરી તાજ, હાર, લુલક અને કંમરબંધ સાથે જોયો. તેથી તેઓ આપસઆપસમાં બોલવા લાગ્યા કે, "એજ ખસરૂ હોવો જોઇએ. કારણકે તેણે તાજ તેમજ નવો પોશાક પણ પેહેરેલો છે."

જ્યારે બન્દુઇએ ખાતરી કરી લિધી કે, સામુ લશકર તેને ઓલખી શક્યું નથી પણ તેને તેઓ પાદશાહ તરીકેજ ધારી લે છે, ત્યારે તે જરૂખા ઉપરથી નિચે ઉતર્યો અને પાછો પોતાનો પોશાક જડપથી પેહેરી લિધો અને ફરીથી હીંમત સાથે જરૂખા ઉપર આવી તેણે તેઓને કહ્યું કે, "ઓ લડાયક જવાનો! તમો વચે તમારા સરદાર તરીકે તમો કોણને ગણો છો? કારણકે હું તેને મારા જેહાનના પાદશાહનો પેગામ કેહેવા માંગુ છું. તેણે જે વાત કેહેવાડી છે તે હું તમો પેહેલવાનોની રૂબરૂમાંજ તેને કેહેવશ."

જ્યારે સીયાવક્ષના બેટાએ તેનો એવો સંદેશો સમજ્યો ત્યારે તે બોલી ઉઠયો કે, "સરદાર હુંજ છું અને મારૂં નામ બેહરામ છે." ત્યારે બન્દુઇએ તેને કહ્યું કે, "જેહાનનો પાદશાહ તુંને કેહેવાડે છે કે, 'માર્ગની ઠાકથી હું ઘણો ઠાકેલો હોવાથી અને મારા ઘોડાઓ પણ ઘાહેલ બનેલા અને ઠાકેલા હોવાથી હમુને લાંબા માર્ગની ઠાકથી ઘણું દુખ થાય છે. તેથી તો હમો દુખ વચે આ ઘરમાં ગમ ધરી બેઠા છીએ. અત્રે હમો બે ચાર દિવસ હાક લેવાનેજ ઠોભ્યા છીએ. પણ હવે કાલે સહવારે સુરજની રોશણી જણાતાંજ હું મારા દિલને આ જેહાનના કામોથી નાઉમેદ બનાવીને તારી સાથે એ લાંબી મુસાફરી કરવાને હું પાછું ચાલુ મુકશ અને બાધુર બેહરામ આગળ આવશ. તેથી હું તુંને એટલુંજ કેહેવા માંગુ છું કે, હાલે તું મને થોડો વખત આપ. કે જેથી આસમાન તુંને પણ મદદગાર થશે. મારા આગળા ન્યાગાનો કે જેઓ રૈયતના કાયદા અને ધર્મનું રક્ષણ કરતા હતા અને જેઓને તેઓના નસીબે લાંબો વખત નિભાવી રાખ્યા હતા તેઓ પણ પોતાના નોકરોને ઓશીયાલા રાખતા નહી હતા. હવે મારા દિલમાં જે ભરમ હતો તે મારા નસીબે મને દગો દિધાથી મેં તુંને સઘલો કહી દિધો છે. પ્રકાસ્તા સુરજથી તે કાલી ધુલ સુધાં પાક પરવરદેગારની ખાહેશથીજ બનેલી છે.'"

જ્યારે તે સરદારે તેનો એવો હેવાલ સમજ્યો ત્યારે તે પણ તેની એ વાત સાથે મલતો થયો. વળી જે બીજાઓએ પણ તેની એ વાત સમજી તેઓના દિલ પણ તેના એ હાલને માટે દુખી થયાં. પછી તે લશકરે તે રાતે ત્યાંજ ઉતારો લિધો અને ખસરૂનો માર્ગ ઘેરી ચોકી કરવા લાગ્યા. વળી બીજે દિવસે બન્દુઇ પાછો ઝરૂખા ઉપર આવ્યો અને ત્યાંથી બેહરામ તરફ ફરી તેને એવું કેહેવા લાગ્યો કે, "મારો પાદશાહ બંદગી કરવા બેઠેલો હોવાથી તેનું તે કામ હજી પુરૂં થયું નથી. વળી તેણે ગઈ આખી રાત ઉજાગરો કરી જેહાનના પરવરદેગારની બંદગીમાં ગુજારી હતી. વળી આજે સુરજ પણ ઘણો ઉંચે ચઢેલો હોવાથી તેને ગરમીથી કાંઇ નુકસાન પુગે એવું પણ તે

પુચ્છતો નથી. તેથી તે આજનો આખો દિવસ પણ આસાયસમાં ગુજારશે અને આવતી કાલે બામદાદ થતાંજ તે તારાં લશકર વચે આવી અત્રેથી કુચ કરશે."

આથી બેહરામે પોતાના સરદારોને કહયું કે, "એ કામ જેમ સેહેલ છે તેમ લંબાન પણ થઇ પડે છે. જો આપણે એ કામમાં ખસરૂ સાથે સખત થઇશું તો તે વળી ઉશકેરાઈ જઇને લડાઇ કરશે. તે આખાં લશકરને એકલો પુરો પડે એવો છે. કારણકે તે જેહાનજીટ, ચાલાક તેમજ બાહાદુર પણ છે. વળી જો લડાઇના મેદાનમાં એ માર્યો જશે તો આપણી ઉપર પેહેલવાન બેહરામ ગુસ્સે થશે. તેથી બેહતર કે આપણે આજનો દિવસ પણ ઠોભી જઇએ. જોકે હવે આપણી પાસે જોઇએ એટલો ખારાક રહયો નથી. તો પણ એમ કર્યાથી તે ખુશ થશે અને વગર લડાઇએ કે પોતાનું માથું ગુમાવ્યા વગર તે આપણને શરણ થશે." આથી એ પ્રમાણે તેઓ ત્યાં ઠોભ્યા અને પાહાડ પાછલથી રાત નિકલતાં તે લશકર ટોલેટોલાં એકઠું થઇને ચોબાજુએ ફરી વલ્યું અને ચોમેર મશાલો સલગાવી.

## બેહરામ સીયાવક્ષે બન્દુઇને કેદ પકડયો અને તેને બેહરામ ચોબીન આગળ લેઈ ગયો તે વિષે.

જ્યારે સુરજના પ્રકાશથી જમીનની સપાટી દિપી રહી ત્યારે વળી તે બોલકનો બન્દુઇ પાછો ઝરૂખા ઉપર આવ્યો અને બેહરામને કેહેવા લાગ્યો કે "ઓ જેહાનના અનુભવી! જે વખતે તમો જંગલમાંથી આવતા હતા ત્યારે ધુલારૂં ઉડેલું જોઇનેજ ખસરૂ તો અત્રેથી પોતાના લશકર સાથે રૂમ તરફ નાહાસી ગયો હતો. તેથી હવે જો તું ગીધ્રની જડપે ઉડશે અથવા તો સુરજથી પણ ઉંચે ચઢશે તોપણ રૂમ સિવાય તું એ પાદશાહને બીજી કોઈપણ જગ્યાએ જોઈ શકશે નહી. કારણ હવે તો તે રૂમના મુલકમાં નવો જુનો પણ થયો હશે. ગમે તો હવે હું તમોને મારો જીવ સોંપું અને તે સ્વારોના પેહેલવાન આગળ આઉં. મને તે જે સ્વાલો પુચ્છશે તેના તે અંજુમન વચે થોડા ઘણા જવાબ દેવશ. નહી તો હું લડાઇના હથીયાર સજી લડાઇમાં ઉતરશ અને સુરજ સુધી ધુલ ઉડારશ."

જ્યારે બેહરામે તેની એવી વાત સમજી ત્યારે તે જવાનનું દિલ એક બુઢા માણસની માફક ગમથી તુટી ગયું. પછી તેણે પોતાના સાથીઓને કહયું કે, "હવે બન્દુઇ સાથે લડવામાં ફાયદો શું? બેહતર કે હું તેને કેદ પકડીને

આપણા પેહેલવાન આગળ લેઇ જાઉં કે તેથી તે પણ ખુશ થાય. વળી એ પાદશાહ માટે જે કાંઈ જાણતો હશે તે પણ તેને કેહેશે. પછી તેમ કરતાં તે પોતાનું માથું ગુમાવે કે તાજ પાંમે."

ત્યારબાદ તેણે બન્દુઇને કહ્યું કે "ઓ બુરા યુકિતબાજ! તારો એવો દાવો તું બેહરામ આગળજ કર્યા કરજે." આથી તે સિંહ જેવો બન્દુઇ તે ઝરૂખા ઉપરથી નિચે ઉતર્યો અને તે નામદાર બાહુરોની સાથે ત્યાંથી જવાને નિકલ્યો. જ્યારે બેહરામ ચોબીનને ખબર થઈ કે, તેનું લશકર પાછું ફરે છે અને ખસરૂ કીનાખોર બની રૂમ જતો રહયો છે, ત્યારે બેહરામ શીયાવક્ષ ઉપર તે ગુસ્સે થયો અને તેને કહયું કે, "ઓ ઉંધાં નસીબના અને બુરા તનના શખ્સ! મેં તુંને જે કામ સોંપ્યું તે કામ તારૂં હતું નહી. પણ તું હુનર પગરનાને એ માન મેં વગર ફોકટનું આપ્યું."

પછી તેણે જેહાનજીટ બન્દુઇને પોતાની આગળ બોલાવ્યો અને બેહરામનો સઘલો ગુસ્સો તેના ઉપર ખાલી કરવા માંડયો. તે બોલ્યો કે, "ઓ બુરી કરણીના બદબખ્ત! તું એક ઠગારો છે અને તેથી તું ઠપકાને લાયક છે. તેં મારા લશકરને જુઠો ફરેબ આપ્યો છે. પણ હું કાંઇ તારા એવા બુરા ખવાશથી અજબ થતો નથી. તું પેલા શુમ ખસરૂ સાથે મલી ગયો છે અને તે નાના છોકરાને તેં જેહાનનો અનુભવ શિખવ્યો છે. હવે તું તારા દિલને એવી વાતોથી ભરી મારી આગળ આવ્યો છે કે, હું તારા ભરાઇ ગયલા વખતને પાછો તાજો બનાઉં."

ત્યારે બન્દુઇએ તેને જવાબ દિધો કે, "ઓ બાહુર! જે કાંઇ ખરૂં છે તે તું મારીથી સમજી લે અને એમ તદન ઉશકેરાઇ ના જા. જાણ કે તે શાહનશાહ મારો એક ખેશી છે, તેમજ મારે મનથી તે બુજોર્ગી ધરાવનાર તેમજ સખી પણ છે. તેથી મારે તેને માટે જેમ મારો જીવ ફીદા કરવો જોઇએ તેમ કીધો છે. માટે જો તું સરદાર પણ હોય તોએ એવું જુઠ્ઠું બોલવા ના ચાહા." ત્યારે બેહરામે તેને કહયું કે, "તેં મારો એ ગુનાહ કીધો છે તે છતાં હું તારો નાશ કરવા ઇચ્છતો નથી. પણ જો તું તે ખસરૂને હાથે જલદીથી માર્યો જાય તો મને સાચો ગણજે." પછી તેણે તે બન્દુઇના પગમાં બેડી નખાવી અને તેના ઉપર દુખ પાડવા માટે તેને બેહરામ સીયાવક્ષને હાથ સોંપ્યો. સુરજ અસ્ત થયો ત્યાં સુધી બેહરામ ચોબીન ત્યાં એમજ બેઠો અને પછી વિચારવંત દિલે ઉઘાવાને ગયો.

# બેહરામ ચોબીને ઈરાની સરદારોને બોલાવી મંગાવ્યા અને તેણે પોતે પાદશાહી લેવા માટે તેઓ સાથે વાતો કીધી અને પછી તે તખત ઉપર બેઠો તે વિષે.

જ્યારે સુરજે પોતાની તલવારને મ્યાનમાંથી બાહાર કાઢી અને સુનેરી રંગની ચાદર સઘલે પંઠરાઈ રહી ત્યારે તેણે પોતાના બાધુરોને બોલાવી મંગાવ્યા અને તાજદારોને ઉમીંવાળનારાએ તેઓને પોતાની આગળ બેસાડયા. ત્યાં તેણે ચો તરફ સુનાની ખુરસીઓ મુકાવી અને પોતે એક ફતેહમંદ પાદશાહ માફક ત્યાં ખુશાલ બેઠો. પછી તેણે તેઓને આ પ્રમાણે મોટે અવાજે કેહેવા માંડયું કે, "તમો વચે જેઓ મોટી પડવીના હોય તેઓએ મને આનો જવાબ આપવો અને પછી નચિંત બનવું. હું તમોને જે કહું તે માટે તમો તમારા મુબારક વિચાર જણાવો. તમો મારી વાત ધ્યાનથી સમજજો અને મારૂં બજાર હાલે તેજી ઉપર ચઢયું છે તે તપાસજો. તમો ગમે એટલી સોધ કરશો પણ ઝાહોકથી વધારે બુરો પાદશાહ બીજો કોઇ નથી એમ જાણશો. કારણકે પાદશાહી મેલવવાને ખાતર તેણે પોતાના બાપને મારી નાખ્યો હતો અને તેને મારી નાખવાથી તેને હાથ ઇરાન પણ આવી ગયું હતું. તેવોજ બીજો જુલમગાર અને શુમ પાદશાહ આ ખસરૂ છે; જે રૂમ જતાં જતાં પોતાના બાપને મારી નાખી ગયો છે. હવે તો કોઇ પાદશાહી ખાનદાનનો નામદાર જે આ તખત, તાજ, કંમરબંધ અને પાદશાહી નસીબ ભોગવવાને લાયક હોય એવો કોઇ જેહાનમાંથી મલી આવે ત્યાં સુધી આ પાદશાહી કંમરબંધ બાંધવાને અને પાદશાહોની રાહારશમ બજાલાવવા માટે તમો કોણને લાયક ધારો છો? હું તો ઉંચા આસમાન ઉપર સુરજને ટકાવી રાખનાર તે સાહેબના સોગંદથી કહું છું કે, હું પોતેજ એ કામને માટે તમોને મદદ લાગીશ."

તે નામદાર સરદારે જે કાંઇ કહયું તે એ બાધુરોએ સમજી લિધું. તેની એવી વાજબી વાત સામે કોઇથી માથું ઉંચકાયું નહી. પણ આખરે શેહરાનકેરાજ[1] નામનો એક બુજોર્ગ શખ્સ જે બુજોર્ગ પેહલવાન એક નામદાર સરદાર પણ ગણાતો હતો તે ઉઠીને કેહેવા લાગ્યો કે, "ઓ મોટાઇએ પુગેલા

---

૧ એ શેહરાનકેરાજ ઈસ્તેખરનો એક પેહેલવાન હતો.

નામદાર! તું જેહાનને ફાયદો કરે એવોજ સરદાર છે. જો તું રએ શેહેરમાં હસ્તી ધરાવતો નહી હતે તો પેલો સાવેહશાહ એક મોટા લશકર સાથે આ મુલકમાં ચઢી આવ્યો હતો તેની સામે થવાની કોઈનામાં તાકાટ રેહેતે નહી. જેહાનમાંથી તેની સામે થવા તેંજ હીંમતથી કંમર બાંધી હતી અને ઈરાનીઓ ઉપરની એ આફત તેંજ દુર કીધી હતી તેનું ચાર લાખથી વધારે માણસોનું લશકર હતું અને તેમાં સઘલા લડાયકો અને પેહેલવાનોજ હતા. પણ તેં ફકટ એક તીર (સાવેહ ઉપર) ફેંકી તેઓને પાછા હટાવ્યા હતા અને પછી ધાસ્તી ફીકરથી ઇરાન નચિંત બન્યું હતું. તેથી હાલે આ ઇરાનનું તખત તુંનેજ ભોગવવું લાયક છે; જેની તારૂં ખુલેલું નસીબજ ગવાહી પુરે છે. તેથી જે કોઇ તારા હોકમથી ફરશે અને તુંને તાબેદાર રેહેવાના વચણથી દુર રેહેશે તો તે ગમે એવો પેહેલવાન હશે અથવા તો ખસરૂ પોતે પણ હશે તોપણ આપણે તેને તાબે કરીશું." એટલું બોલી તે પોતાની જગ્યાએ પાછો બેઠો.

પછી સપેહસાલાર ખોરાશાન ઉઠીને હરોલમાં આવ્યો અને તે બોલ્યો કે, "આ દાનાઈભર્યા બુજોર્ગે અત્રે ભેગા મલેલાઓની સનમુખ જે સખુનો કહયા છે, તે માટે મારે કેહેવું જોઇએ કે એ ઉમરે પુગેલા જેહાનજીટ દાનાવની વાતથી તારી આવી નેકીઓની અત્રે પાછી યાદ થઈ છે અને એ વાતથી આ અંજુમનના દિલ પણ ખુશ બન્યાં છે. તોપણ તમો પાક મગજના લોકો હું જે સુંદર વાત કેહેવા માંગુ છું તે જો સમજવા માંગતા હોવો તો તે કહી સમજાવશ કે, અવસ્તા ઝંદમાં પાક જરથોસ્તે એવું કહેલું છે કે, 'જે કોઇ મોટા પરવરદેગારની સામે થાય (યાને પારકી દીન ઉપર ઇમાન લેઇ જાય) તો તેવા શખ્સને એક વર્ષ સુધી બંધીખાને પુરવો, તેમજ તેને ફાયદાકારક વચણો સમજાવી નશીયત દેવી. તે છતાં એક વર્ષ પછી પણ જો તે સુધરે નહી તો પાદશાહનો હોકમ મેલવી તેવાને તલવારથી કટલ કરવો ઘટે છે. પણ જે કોઈ ઇનસાફી પાદશાહનો દુશમન થાય તો તેવાનું ડોકું તુરતજ શરીરથી જુદુ કરવું ઘટે છે.'" એટલું બોલી ખોરાશાન બોલતો અટકી ગયો અને પોતાની બેઠક તરફ પાછો ફર્યો.

તુરતજ ફરરોખજાદ ઉઠીને ઉભો થયો અને ભેગી થયલી મીજલશ સામે જોઇને તે બોલ્યો કે, "ઓ ફાયદો આપનાર સરદાર! નુકસાન પુગે એવી વાતો બોલવા કરતાં ઇનસાફ મલે એવી વાતો કરવી સૌથી સારી ગણાય. તેથી જો ઈનસાફ બેહેતર ગણાતો હોય તો અત્રે એવો કોઈ હશે નહી જે

ગેરઇનસાફી વાતોથી ખુશ થતો હોય." પછી તેણે બેહરામને કેહેવા માંડયું કે, "તું ખુશ રેહેજે. જેહાનને માટે તારો ચેહરો શાહનો ચેહેરો ગણાજો. જો તુંને મારૂં કેહેવું પસંદ પડતું હોય તો તું હમારો જેહાનનો ફતેહમંદ મદદગાર બની આ જેહાનને સાચવ. તું હમારો શાહ જાવેદાન સુધી ખુશાલ જીવજે. બુરાઓના હાથ તથા જબાંન તારીથી દૂર રેહેજો." એટલું કહી તે બાહુર પાછો બેઠો.

પછી ખસરૂનો બેટો ખજરવાન એક સિંહની માફક ઉભો થઇને બોલ્યો કે, "અત્રે બુજોર્ગો તેમજ જવાનોએ જે વાતો કહી છે તે ઉપરથી જો તું આખરે ઇનસાફનોજ માર્ગ પસંદ કરવા માંગતો હોય તો તું અત્રેથી એક શાહાનસી સ્વારને જડપથી દોડાવ અને તે નામદાર ખસરૂને આવી ગેરઈનસાફી સાથે મુસાફરીની જંજાલો વેઠતો અટકાવ. જે કાંઇ બન્યું છે તે માટે તું તેની માફી ચાહા અને તું બેઅદબીથી તખત ઉપર પગ મુકતો અટક. કારણકે જ્યાં સુધી હમારો જેહાનનો શાહ જીવતો છે ત્યાં સુધી તું એક સપેહસાલાર તખતને લાયક ગણાશે નહી. જો તારાં દિલમાં ખસરૂને માટેનો ડર હોય તો તું તારા દિલને આ પારસ અને તીસફુન ઉપરથી ઉઠાવી નાખ અને નચિંતાઇ સાથે ખોરાશાનમાં જઇને વસ. તું ત્યાં નચિંત રેહેશે અને ત્યાંનીજ સરદારી તુંને લાયક ગણાશે. નહી તો કે એક બીજું નામું લખી તું તેની માફી ચાહા કે જેથી ખસરૂ આવી તારી રાહાને પાછો મલતો થાય."

જેવો ખજરવાન ખસરૂ તે જગ્યાએથી ખીસ્યો તેવોજ જાદફરરોખ તુરતજ હરોલમાં આવ્યો અને તે ઇનસાફ સાથે બોલવા લાગ્યો કે, "ઓ મુબારક તોખમના નામદારો! આ ઈરાનમાં નામીચા ગણાતા સરદારોની વાતો મેં સમજી છે. પેહેલું એકે એક ગોલામની માફક એમ બોલવું કે, આ પેહેલવાન (બેહરામ) આપનો પાદશાહ બને, તો એવી વાત કોઇ અક્કલમંદને પસંદ પડે નહી. એમ થવાથી તો બાહુરોની આબરૂ ગુમ બનેલી ગણાય. ખોરાશાને જે વાત કહી છે તે વિચારવા જોગ છે. હું કહીશ કે સાથે સાથે તેમાં અક્કલ પણ સમાયલી છે. પણ ફરરોખજાદે આવી વાતો કરી ઉશકેરણીનો વધારો કીધો છે અને અક્કલમંદ શખ્સોના દિલને પાછા મંદ બનાવ્યા છે."

પછી સરદાર ખજરવાન બોલવા ઉઠયો કે ચોઠા સરદારે કહેલી વાતમાં પણ અક્કલ સમાયલી લાગે છે. કારણકે જ્યારથી પરવરદેગારે આ જેહાન બનાવી છે ત્યારથી જમાનાની આવી ગીરદેશ પણ ચાલુ છે. જો પેહેલાં આપણે પેલા અરબ ઝોહાકની વાત ઉપર આવ્યે તો તેણે ચઢતી મનશણીના

જમશીદને મારી નાખીને આ જેહાનને ગેરઇનસાફ રીતે હાથ કીધી હતી. વળી તેનાથી ઈરાનની રૈયત દુખી બની હતી. કારણકે આ જેહાનના પાદશાહ તરીકે તે એક દેવજ બન્યો હતો. પણ મુબારક પાદશાહ ફરીદુન તેની આ જીંદગીનો અંત લાવ્યો હતો. વળી બીજો પેલો બુરી તોખમનો અફ્રાસીયાબ હતો જે યુક્તિ સાથે તુરાનથી જીહુન નદી પસાર કરી આવ્યો હતો. તેણે પેલા નામદાર નોજર ઉપર જુલમ ગુજારી તેને શમશેરથી કટલ કીધો હતો અને તેનો અંત લાવ્યો હતો. ત્રીજો સીકંદર હતો જે રૂમથી ઇરાન ઉપર ચઢી આવ્યો હતો અને આ સરજમીનને વેરાન બનાવી હતી. જ્યારથી તેણે તલવારબાજ દારાંને મારી નાખ્યો ત્યારથી ઇરાની લોકોની ઉંઘ અને ભુખ જતી રહી હતી. ચોઠો પેલો નાપાક દિલનો ખુશનવાજ હતો જેણે આ સરજમીનની ખુશાલી અને ઇચ્છાનો નાશ કીધો હતો. વળી જ્યારે ઉંચ નસીબના અને પાદશાહોના સર જેવા જેહાનજીટ પાદશાહ પીરોજને હટીયાલીઓએ ઓચીંતો મારી નાખ્યો ત્યારે પણ આ શાહાનશાહીને લગતું તખત ઉંધું વળ્યું હતું. તે વખતે પણ જેમ હાલે ઇરાનમાં જે અજબ નવો બનાવ બન્યો છે તેવો બનાવ બનેલો જેહાનમાં કોઇએ પણ જોયો હતો નહી. તે બનાવ એ છે કે ખસરૂ જેવો પાદશાહ પોતાનું તખત છોડી નાહાસી ગયો છે અને તેને પોતાના સીપાઇઓનું મેદાન છોડી દુશમનોને આસરે જવું પડયું છે." એટલું કહીને તે દુખ સાથે રડતો બેસી ગયો અને તેનું બોલવું સમજી બેહરામનો ચેહરો ઉતરી ગયો.

પણ તેટલાં જેહાનનો અનુભવી સનબાજ બાંધેલી કંમર સાથે અને હાથમાં હીન્દી તલવાર ધરીને ઉઠી ઉભો થયો અને બોલ્યો કે, "આ જોરેમંદ પેહલવાન બુઝોર્ગ, ઇનસાફી અને રોશણ રવાનનો છે. હાલે કોઇ પાદશાહી ખાનદાનનો શખ્સ જ્યાં સુધી મલી આવે અને પોતાની કંમર બાંધે ત્યાં સુધી એ બેહરામજ તખત ભોગવે તો તે બેહતર ગણાશે. કારણકે એ એક પેહેલવાન તેમજ લડાયક અને નેકબખ્ત છે."

એવી વાત સમજતાંજ લડાયકોમાના એક સરદારે પણ પોતાની તલવાર ઉપર હાથ નાખી તલવાર બહાર કાઢી અને બોલ્યો કે, "જે કોઇ શેહનશાહી તોખમનો નહી હોય તેવાને હમો આ દરબારમાં જોઇશું તો તેને આ તાજ પેહેરવા દેઇશું નહી, તેમજ સ્વારો વચે એક પાદશાહ તરીકે સ્વારી કરવા દેઇશું નહી."

જ્યારે અરમાનના એક મગરૂર અને નાપાક સરદાર તથા પેહેલવાન બાણુઇએ એમ સમજ્યું ત્યારે તે પણ તલવાર ખેંચી ઉભો થયો અને બોલવા

લાગ્યો કે "હમારો પાદશાહ બેહરામજ બનશે અને હમો તેના નોકરો ગણાઈશું. હમે તેના હોકમો અને વિચારોથી ફરીશું નહી."

જ્યારે બેહેરામે ત્યાં એમ તલવારો ખેંચાતી જોઇ ત્યારે તેણે દાનાઇ તેમજ સચાઈ પસંદ કીધી. તે બોલ્યો કે, "જે કોઇ શમશીર ઉપર હાથ લંબાવતો ઉઠી ઉભો થશે તો હું તુરતજ તેનો હાથ કાપી નાખશ. કે જેથી તેનું ઉશકેરાયલું મગજ શાંત બને." એટલું બોલી તેના બાહુરો આગળથી ઉઠી ગયો અને શાદગાનના બાગમાં ગયો. આથી તે બુર્જોર્ગોની સભા પણ બરખાસ્ત થઇ અને સઘલાઓના ચેહેરા ગુસ્સાભર્યા અને દિલ તુટેલાં બન્યાં. પછી જ્યારે અંધકારની ચાદર ફેલાઇને રાત પડી અને તેના કાલા રંગ વચે તારાઓ ચમકવા લાગ્યા તથા ચોકીબાનોના અવાજો સમજાવા લાગ્યા ત્યારે તે વખતે બેહરામે કાગજ તથા કલમ મંગાવી. આથી ત્યાં અકલમંદ મુનશી આવીને હાજર થયો અને એ દાનાવ આગળ કાગજ તથા કલમ મુકવામાં આવ્યાં. બેહરામે તેને ફરમાવ્યું કે, "તું આ કાગજ ઉપર ઇરાનીઓ તરફથી એક મેહજર લખી કાઢ અને તેમાં લખ કે, 'બેહરામ હમારો ફતેહમંદ નસીબનો પાદશાહ છે. તાજ અને તખતને દીપાવવાને લાયક તેજ છે. તે જેહાનમાં જાહેર કે ખાનગી રીતે સચાઇ સિવાય બીજું કાંઇ મેલવવા ચાહાતો નથી.'" આવી રીતનું લખાણ લખાઈ રેહેવા પછી ત્યાંથી બતી ઉચકી નાખવામાં આવી. પણ તે અંધારી રાત લોકોએ વિચાર વચેજ ગુજારી.

જ્યારે અંધકારની ચાદર પાછી છુપાઈ ગઇ અને જેહાન સુરજના દેખાવથી સુનેરી પ્રકાશવાલી બની ત્યારે એક ફતેહમંદ નસીબના શખ્સે આવીને બેહરામના મેહેલમાં એક તખત મુકયું. એ સુનેરી તખત આગળ નાની બેઠકો મુકી અને ત્યારબાદ તે જગ્યા લોકોને આપવા માટે ખુલ્લી મુકી. પછી બેહરામ એક પાદશાહ તરીકે એ તખત ઉપર આવી બેઠો અને પેલું પાદશાહી તાજ માથે પેહેર્યું. ત્યારબાદ તેના મુનશીએ મોઘી કીંમતના રેશમી કપડાં ઉપર લખેલો પેલો પાદશાહી મેહેજર ત્યાં લાવીને હાજર કીધો. જે ઉપર સરદારોએ એક પછી એક સહી કરવા માંડી અને "બેહરામ હમારો જેહાનનો પાદશાહ બન્યો છે" એમ કબુલ કીધું. જ્યારે એ મેહેજર ઉપર સહીઓ થઇ રહી ત્યારે તેને મહાલે સુનેરી પાદશાહી મોહર મારવામાં આવી.

પછી બેહરામે તે ઉપર લખ્યું કે, "હવે એ પાદશાહી મારી બની છે અને તેનો તમારી હજુરમાં પરવરદેગાર પણ ગવાહ છે. હવે એ મારાં ખાનદાનની પાદશાહી હજારો વર્ષ સુધી ચાલુ રેહેજો અને મારીજ તોખમના

લોકો પાદશાહ બનતા રેહેજો. મારા ખાનદાનના બેટાઓ પછીના બેટાઓ લોકો વચે એવા પ્યારા બનજો કે આ મોટાઈવાલું તાજ તખત કાયમ રેહે. લખી રોજ ખોરશેદ માહ આદર. એ મુબારક રોજથી સિંહે (બેહરામે) પેલાં ગોરખરો (સાસાનીઓ)ને નહસાડયા છે."

ત્યારબાદ તેણે ઈરાનીઓને કહયું કે, "હવે તમારી વચેથી ફીતો અને મારામારી દુર થજો. એ બાબદ જુઠી કે સાચી હોય તે જેઓને ગમતી નહી હોય તેઓએ ઈરાનમાં ત્રણથી વધુ દિવસ રેહેવું નહી. ચોઠે દિવસે આસમાન ઉપર જેહાનને દિપાવનાર સુરજ ઉગતાંજ સર્વેએ તમારા પાદશાહ આગળ હાજર રેહેવું અને પછી ખુશાલી સાથે આ જમીન ઉપર વસ્તા રેહેવું." જેઓએ ત્યાં તેની આવી તારીફ કીધી કે, "તારીથી આ જમીન ખાલી બનતી ના." તે તારીફ કાંઇ ખરાં દિલની હતી નહી. જેઓ પાદશાહ ખસરૂ તરફ વફાદાર હતા અને જેઓના દિલ આ નવી પાદશાહીથી દુ:ખી હતાં તેઓ ઈરાનથી રૂમ તરફ ચાલી ગયા અને સઘલા ઇરાનમાંથી વિખેરાઇ ગયા.

## બન્દુઇએ બેહરામ સીયાવક્ષ સાથે મલી જઇને બેહરામ ચોબીનને મારી નાખવાનો તાગડો રચ્ચો અને બન્દુઈ બંધીખાનામાંથી નાહાસી ગયો તે વિષે.

પેલી તરફ બન્દુઈ બેહરામના બંધીખાનામાં સીતેર દિવસો સુધી એક ચીત્તા વાઘ માફક બંધાઇને પડેલો રહયો. આ બન્દુઇનો દારોગો બેહરામ સીયાવક્ષ હતો પણ તે બન્દુઇને બંધીખાને પુરેલો જોઈ ઘણો દલગીર બન્યો હતો. બન્દુઇએ તેને પણ ફરેબ આપ્યો હતો અને તે બંધીખાનામાં પડયો પડયો પણ કાંઇ ઉપાય બાકી રાખતો હતો નહી. તેણે તેને સમજાવ્યું હતું કે, "ધોલો દિવસ અંધારી રાતમાં પણ ફેરવાય તોએ તારે ઇરાનના પાદશાહ (ખસરૂ) ઉપરથી મન ઉતારો કરવો જોઇતો નથી. હાલે તેનું નસીબ એમ ઉલટાઈ ગયું છે તેથી શું થયું. એમ તો ખુશનવાજથી પીરોજના નસીબને શું ધોકો લાગ્યો હતો? પરવરદેગારે કએકોબાદની ઉપર તમામ દુન્યાની બક્ષેશ કીધી હતી અને તેથી તેને એ પાદશાહી પાછી અપાવી હતી. એજ પ્રમાણે તે સાહેબ વળી જેમ નેકબખ્તો ધારે છે તેમ એ બેહરામને પણ તાજ તખત ભોગવવા દેશે નહી. ગામડીઆઓની તોખમનો એવો એક પણ શખ્સ રેહેવો જોઇએ નહી જે પોતાનો નકામો નાશ થવા દે. તું તારાં આગળાં ઉપર

ગણી રાખજે કે એ મહીનાની મુદતમાં તો તે ખસરૂ રૂમથી ઈરાની લશકર વચ્ચે પાછો આવી લાગશે અને બેહરામના આ તાજ તખતને તે આગમાં ફેંકી દેશે તથા તેના તમામ જવેહરાતને એનાજ માથાં સાથે અફાલી ભાંગી નાંખશે."

ત્યારે બેહરામે તેને કહયું કે, "જો તે પાદશાહ મારા જીવને માફી બક્ષે તોજ હું તારી શિખામણને મારા જીવના જવેહરાત તરીકે ગણું અને તારા ફરમાવ્યા મુજબ ચાલું. માટે હું તુંને માહાતાબના તેમજ આદરગુશસ્પના તથા તાજ અને તખતના સોગંદ ખવાડવા માંગુ છું કે 'જ્યારે ખસરૂ આ ઈરાન સરજમીન ઉપર આવી લાગે અને રૂમના કયસર પાસેથી લડવાને માટે લશકર લાવે ત્યારે તું વચ્ચે પડી મારા જીવને માફી બક્ષાવે અને એ મુશકેલ કામને તું નજીવું ગણે નહી. તે મારાં શરીરને કાંઈ પણ નુકસાન પુગાડે નહી અને તે ઇરાનીઓના કેહેવા ઉપર મનાઈ જાય નહી.'" એટલું બોલી તેણે ઝંદ અવસ્તાનું પુસતક ત્યાં લાવવા ફરમાવ્યું અને બન્દુઇને સોગંદથી બાંધી લેવા માંગ્યો. આથી બન્દુઈએ એ ઝંદ અવસ્તાનું પુસ્તક ધરી આ મુજબ સોગંદ લિધા કે, "હું તે મોટા પરવરદેગાર સાહેબના સોગંદથી કહું છું કે, જો ખસરૂ ત્યાંથી આવી લાગે અને તેને હું અત્રે તખત ઉપર બેઠેલો જોઉં તે છતાં જો તે તારે માટે સરદારી ભોગવવાને એક વીટી તથા મોટાઇવાલું તાજ મોકલે નહી તો બન્દુઇ દુખ અને મુશકેલી સિવાય બીજું કાંઈ જોતો ના અને આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં શાંતી ભોગવતો ના."

જ્યારે બેહરામે તેને એમ સોગંદ ખાતાં જોયો તથા તેનું દિલ પાક અને વચ્ચણ ચોખું જોયું ત્યારે તે બોલ્યો કે, "હવે હું તુંને મારો તમામ ભરમ જરા મોટે સાઢે કહી સમજાઉં છું. એ ચોબીનને સપડાવવા માટે હું એક છટકું માંડવા માંગુ છું અને તેમ કરી તેના ઉપર કાંઇક યુક્તિથી કીનો લેવા માંગુ છું. એવો ઉપાય કરી હું કોઇ પાસે તેની ગરદનને ઝેહરી પાણી પાયલી તલવારથી કપાવી નાખવા માંગુ છું. જે કોઇ બેહરામને શાહનો એલકાબ આપે તો પાણીના દરીયામાં ભીણાશ પણ રેહેવા પામે નહી."

ત્યારે બન્દુઇ બોલ્યો કે, "ઓ લડાયક! તું મને એ કામમાં કાબેલ, હુશીયાર અને આશકારા તરીકે ગણી લે. જ્યારે ખસરૂ લશકર સાથે રૂમથી અત્રે આવી તખતે બેસશે ત્યારે હું તેને જે કેહેવશ તે માનવાથી જરા પણ ચેહરો ફેરવવાનો નથી એમ તું જાણે છે. આગળ તારીથી જે કાંઈ ગુનાહ થયા હશે તેની હું તેની પાસે માફી માંગી લેવશ અને પછી તે મારા કેહેવાથી

તુંને મોટાઇવાલું તાજ બક્ષશે. તું પણ જેમ મને કહે છે તેમજ વર્તજે અને તારાં દિલને જુદો માર્ગ લેવા દેતો ના. હવે તું મારા પગોને આ બંધીવાન હાલતમાંથી છોડવ અને પેહેલી ખસરૂ આગળ એજ બાબદની યાદ દેવાડજે; કે જેથી તેની આગળ એ વાત કરતાંજ તારો એ ભરમ તેને જાહેર થશે અને તેથી તારો અવાજ પણ તેના કાનને ખુશ લાગશે."

બેહરામનો ચેહેરો તેનું એ કહેવું સમજતાજ ખીલી રહયો અને તેને બંધીખાનામાંથી તુરતજ છુટો કીધો. જ્યારે કસ્તુરી રંગની રાતની ચાદર પાછી રોશણ બની અને તેના ઉપર સફેદીએ પોતાના પંજા લંબાવ્યા, ત્યારે તેણે બન્દુઇને કહયું કે, "જો તું મને નાઉમેદ નહી બનાવે તો આ વાત કહું કે "આજે જ્યારે ચોબીન રમવા જશે ત્યારે તેને માટે મેં ગઈ કાલે મારા પાંચ દોસ્તો સાથે એવો વિચાર કરી રાખ્યો છે કે આજે તેના માથાંનો ખુરદો કરવો."

પછી તેણે પોતાના દગલા નિચે છુપું રેહે એવું બખતર પેહેર્યું અને પોતાની દરગાહમાંથી ઘોડા ઉપર સ્વાર થયો. હવે એ પેહેલવાન બેહરામની ઓરત અનીતીમાન હતી અને તેણી બેહરામનો નાશ કરવાજ ચાહાતી હતી. તેણીનું દિલ તો બેહરામ ચોબીનની દોસ્તી ઉપર લાગેલું હતું અને એજ કારણને લિધે તેણી પોતાના ધણીના જીવ ઉપર ટાંપી હતી. તેથી તેણીએ કોઇને મોકલી ચોબીનને પેગામ કેહેવાડયો કે, "આજે તું તારા જીવને સંભાળજે. કારણકે (મારા ધણી) બેહરામે છુપું બખતર પેહેર્યું છે. અને તેના સઘલા ગાંઠો મજબુટ બાંધી લિધા છે. એ દિલમાં શું બુરાઈ ધરાવે છે તે હું જાણતી નથી. પણ તું તેનાથી ચેટીને દુર રેહેજે."

જ્યારે ચોબીને એ ઓરતનું કેહેવાડેલું કેહેણ સમજ્યું કે, "તું આજે ચોગાન રમતો ના." ત્યારે જે કોઇ તેની સાથે રમવાને મેદાનમાં આવવા લાગ્યા તે વખતે તેની સાથે ખુશ અવાજે ખાનગી વાત કરવાને બાહાંને તેની પીઠ ઉપર હાથ અફાલી જોવા લાગ્યો. એ પ્રમાણે તેણે સીયાવક્ષના બેટા બેહરામની સાથે પણ કીધું. ત્યારે તેણે દિલ ઉપર બખતર પેહેરેલું ખુલ્લું માલમ પડી આવ્યું. આથી તે બોલ્યો કે, "ઓ દંખેલ સાંપ કરતાં પણ બુરા શખ્સ! ચોગાન દાવ રમતાં રેસમી કપડાં નિચે બખતર કોણ પેહેરે છે?" એટલું બોલતાંજ તેણે કીનો લેનારી તલવાર બાહાર કાઢી અને તેને માંથાંથી તે પગ સુધી તમામ ચીરી નાખ્યો. આ ખબર શેહરમાં જલદીથી પુગી ગેઇ કે, "બેહરામ માર્યો ગયો છે અને આ જેહાન છોડી ગયો છે."

જ્યારે તેના માર્યા જવાની એ ખબર બન્દુઇને પડી ત્યારે તેના વખતની પણ રોશણી કમી થાય એવું તેને માલમ પડયું. આથી તેણે બખતર પેહેરી લિધું અને ધ્રુજતાં ઠડડતાં પોતાની પેહેલવાની કંમર બાંધી સ્વાર થયો અને બેહરામ શીયાવક્ષના જે દોસ્તો હતા અને જેઓ ઉપર બન્દુઇ પોતે પણ નચિંત રહયો હતો તેઓને સાથે લેઇ તે શેહર છોડી નાહાસી ગયો કે જેથી તેઓ રસ્તાખેજ જેવી શિક્ષા ભોગવવા પાંમે નહી. મનજલો આવતી ગઈ તેમ તેમ તેઓ જડપનો વધારો કરતા રહયા. એ રીતે તેઓએ નાહાસ્તાં નાહાસ્તાં અરદબીલનો માર્ગ ધર્યો.

હવે જ્યારે બેહરામ ચોબીન પોતાના પોશાકની કોરને લોહીમાં બોરાતી કરીને તે મેદાનમાંથી બાહાર પડયો ત્યારે તેણે મેહરૂઇને ફરમાવ્યું કે, "હવેથી તે બન્દુઇનો દારૂગો તું બનજે." ત્યારે કેટલાકોએ બેહરામને કહયું કે, "ઓ પાદશાહ! તું બન્દુઇ માટે તારા દિલને મેહેનત ના આપ. કારણકે તે તો બેહરામના માર્યા જવાની ખબર સમજતાંજ અત્રેથી પવનનો સાથી બની નાહાસી ગયો છે. માટે તું જાણ કે એ કામ બન્દુઇનીજ શિખવણીનું પરીણામ છે અને તેની એ યુકિત અજમાવતાં તે બેહરામ એમ ઉટાવળે માર્યો જવા પાંમ્યો છે."

આથી બેહરામ પોતાના તે દોસ્તને મારી નાખવા માટે પસ્તાવા લાગ્યો અને પોતાનું બજાર એથી મંદ બનશે એમ તેણે વિચાર્યું. તે બોલ્યો કે, "જે શખ્સ (આ નિચલાઓમાંથી) પોતાનો દોસ્ત કે દુશમન પીછાણી શકે નહી તો તેનું મગજ કે ચામડી (યાને તેની હસ્તી) રેહેવી જોઇતી નથી. પેહેલો જે હાથીદાંતના કાંતાની સેજ ઉપર સુવે, બીજો જે નાઇલ નદીના મોજાઓ વચે મોજ ભોગવતો બેસે, ત્રીજો જે પાદશાહ ઉપર ફાવી નિકળે અને ચોઠો જે સિંહની બાજુ પકડવા માંગે. માટે આ ચાર શખ્સો જેઓથી જમાનો પણ દુખી રેહેતો હોય તોપણ તેઓના જીવને મારીજ બક્ષવી ઘટે છે. બીજું એકે જે પાહાડ જેવાને પણ ધ્રુજાવતો હોય તો તે ચાહે તો લોકોના મોટાં ટોલાંને દોસ્ત બનાવી શકે છે. જે શરીરને રગડવા અને મેહનત કરવા પછી પોતાના હાથમાં પવન સિવાય બીજું કાંઈ ધરાવે નહી તેણે પોતાના શરીરને કેકટની મેહેનત કરાવેલી ગણાય. કોઇ કામમાં ઉટાવલા બન્યા કરતાં એક વાહાનમાં બેસી ઉજડ દરીઆમાં ચાલી જવું વધારે બેહતર ગણાય. જો તું તારી નજરે પાણીનો ચશમો જોવા માગતો હોય અને તે ચશમાં આગળથી તું ગુસ્સે બની પાછો ફરે તો તેને માટે તુંજ અજબ બનશે. જેનો રાહાબર એક આંધલો હોય તો તે લંબાન માર્ગ વચે ગોટાંજ ખાયા કરે.

જે કોઇ પોતાના હાથમાં અઝદાહ ધરે તો તે પોતેજ તેનાથી માર્યો જાય અને તે અઝદાહ તેના હાથમાંથી છટકી જાય. જો કોઇ અજમાયશને ખાતર બીજાને ઝેહર ખવાડે તો તેમ ખાતાં તેને દુખ થાય અને મરણ પાંમે. બન્દુઇને પેહેલેથીજ મેં મારી નાખ્યો નહી તેથી તે યુક્તિબાજ મારા હાથમાંથી છટકી ગયો. હવે મારાથી થયલા એ કામને માટે મને પસ્તાવો થાય છે. એમા પરવરદેગારનો શું હોકમ હશે ?"

પેલી તરફ બન્દુઇ પોતાના થોડાંક લશકર સાથે પવનવેગે માર્ગ કાપવા લાગ્યો. તેઓમાના દરેકે પોતાની સાથે લેઇ જવા જોગોજ સામન લિધો હતો અને એ રીતે તેઓ જ્યાં અરમાની મૌસીલ હતો ત્યાં તેઓ આવી લાગ્યા. ઉજડ બ્યાબાન અને ફાડી ખાનારાં જાનવરોના માર્ગમાંથી તેઓ રસ્તો કાપતાં તેઓને ત્યાં છાવણી નાખેલી જણાઇ. તપાસ કરતાં તે અરમાની મૌસીલ જણાયો. તેની આગળ ત્યાં વેહેતો ઝરો તેમજ ખાવાનો ખોરાક પણ હતો. આથી જેહાનજીટ બન્દુઇ એકલો તે લીલોતરીવાલી જગ્યામાં જડપથી ગયો અને મૌસીલને જોતાંજ તેને સલામ કીધી. પછી તેને કેટલીક ખાનગી વાતો કહી. મૌસીલે તેને કહયું કે, "હવે તું અત્રેથી ચાલી જતો ના. કારણકે હવે તુંને આબાદ રૂમમાં ખસરૂ શું કરે છે તેની તથા તે ત્યાં નવા સુલેહના કોલ-કરાર કરે છે કે લડાઈ કરે છે તેની નવી નવી ખબરો અત્રેથીજ મલતી રેહેશે." જ્યારે બન્દુઇએ એમ સમજ્યું ત્યારે તે પણ ત્યાંથી આગળ ન વધતાં ત્યાંજ પડી રહયો અને પોતાના મલતા વીશેકોને પણ ત્યાંજ બોલાવ્યા.

## ખસરૂ બ્યાબાનને રસ્તે રૂમમાં જઈ લાગ્યો અને તેને ખ્રીસ્તી નજુમીએ ભુત તથા ભવિશયની ખબર કહી સમજાવી તે વિષે.

હવે પેલી તરફ ખસરૂ ઘાસ, પાણી કે ભોમ્યા વગર માર્ગમાં આગળ અને આગળ વધવા લાગ્યો. તેણે પોતાની લગામ પોતાના ઘોડાનેજ સોંપી દિધી. એ રીતે તે ઉતરેલે ચેહેરે બાબલે નામના શેહેર સુધી આવી લાગ્યો. એ શેહરના બુજોર્ગોમાના કેટલાક જેઓ તેના તરફ દિલશોજી ધરાવતા હતા તેઓ તેને લેવાને માર્ગમાં સામે આવ્યા. તેઓની આગળ ખસરૂએ આવી લાગતાંજ પોતાના લશકરને શેહેર બાહાર છાવણી કરાવી. તેઓ હજી તો ત્યાં ઉતારો લિએ તેટલાં ત્યાં ઇરાન તરફથી એક એપ્યો આવી લાગ્યો. આ એપ્યા પાસે બેહરામ ચોબીન તરફનું નામું હતું; જે નામું તેણે પોતાના પોશાકમાં

છુપાવી રાખ્યું હતું. આ નામું બાબલે શેહરના સરદાર ઉપર લખાઈ આવ્યું હતું કે, "જો ખસરૂ લશકર સાથે અત્રે આવે તો તેને તમારે ઉતારો આપવો નહી. નહીતો કે મારૂં લશકર અત્રે પુઠેથી આવી લાગશે અને તારા શેહર ઉપર વારંવાર હુમલાઓ કર્યા કરશે."

જ્યારે તે સરદારે તેનું આવી રીતનું નામું આવેલું જોયું ત્યારે તે લઇને ખસરૂ આગળ દોડી ગયો. એ નામું જોતાંજ અને વાંચતાંજ ખસરૂ જેહાનના કામો વિષે અચરત બન્યો. તેથી તેને ડર લાગ્યો કે કદાચને તેનું લશકર તેની પુઠ ધરીને આવતું પણ હશે. આથી તે પાદશાહ વધુ દુખ ખમતાં કાયર બન્યો. હજી તો તે તે શેહરમાં દાખલ થાય તેટલામાંજ તે પાદશાહને પોતાની મુસાફરી પાછી ચાલુ કરવી પડી. તેટલામાં તેના તમામ જવાન તેમજ બુઢા માણસો ભુખ્યાં બન્યાં. તેવામાં તેઓને એક જંગલ જણાયું જેમાંથી એક ઝરો વેહેતો હતો. વળી એજ પળે તેઓને સામેથી એક વંજાર આવતી માલમ પડી. એ વંજારના ઉંટોની હરોલમાં એ ઉંટોનો પાસબાન ચાલતો હતો. એ જવાન પાસબાને ખસરૂનો ચેહરો જોતાંજ તે નામદારની પુશકલ તારીફ કીધી. ત્યારે ખસરૂએ તેને પુછ્યું કે "તારૂં નામ શું? તું કયાં જાય છે અને શું કરવા જાય છે?"

તેણે જવાબ દિધો કે "હું જારસમનો બેટો કીસ છું. હું બાધુર અરબોમાંનો એક છું અને ઉંચ ખાનદાન ધરાઉં છું. હું આ વંજાર લેઇ મીસરથી આવ્યો છું અને એ વંજારની સરદારી હુંજ ભોગવું છું. મારી ઇચ્છા યુફ્રેતીશ નદી તરફ જવાની છે અને મને ત્યાં જવા માટે આ બ્યાબાનનો માર્ગ ધરવો પડયો છે." ત્યારે ખસરૂએ તેને પુછ્યું કે, "તારી પાસે ખોરાક અને પોશાક શું શું છે? કારણકે હમો હાકેલા અને ભુખ્યા છીએ. હમારી પાસે તો ખોરાક કે સરસામન કાંઈ નથી." ત્યારે તે અરબે તેને કહયું કે, "ત્યારે તો તું અત્રેજ થોભી જા. કારણકે હું તારો અને મારો જીવ એકજ સમજું છું."

એ અરબની તે પાદશાહ ઉપર મેહેર ઉતરતાંજ તે જઇને એક ફરબે ગાય લાવ્યો અને તુરતજ તેને જબેહ કીધી અને ત્યારબાદ લીલાં તથા સુકાં લાકડાં લાવી આતશ પાડયા તથા તે આતશ ઉપર એ અરબે કબાબ ભુજી કાંઢયા. જે ખાવાને તેના દોસ્તો ઉટાવલે મંડી ગયા. તેઓએ રોટલી વગર પુશકલ કબાબો ખાઇ લિધા અને ત્યાર પછી તે દરેક સરદારે પોતાને માટે સુવાની જગ્યાં પસંદ કીધી. એ રીતે તેઓ કેટલોક વખત સુઈ ઉઠયા અને

ત્યારબાદ તેઓએ જેહાનને બનાવનાર અને કમજોર તથા જોરેમંદને પેદા કરનાર પરવરદેગારની બંદગી કરવાની તૈયારી કીધી.

પછી તે પાદશાહે પોતાના સાથીઓને કહ્યું કે, "આ મારા નોકરો વચે જેઓ ઘણા ગુનેહગાર હશે તોપણ જેમ તેઓ વધારે નામદારી પાંમશે તેમ તેઓ મને પ્યારા લાગશે. પણ જે કોઇ મારી સાથે બુરાઇનો વધારો કરશે તેઓએ મારી સામે તેમજ પરવરદેગારની સામે બલવો કીધેલો ગણાશે. તે (ભલાઈ કરનારા)ઓ હમારી પાસે પોતાની ઇચ્છા ઉપરાંત ગંજ મેલવવા પાંમશે અને તેઓ સારી સારી ખબરો મેલવતા રેહેશે." આથી તેના સાથીઓએ તેની તારીફ કીધી કે "ઓ પાક દિલના અને પાક દીનના ખસરૂ! તારૂં દિલ રોશણ રેહેજો અને તારૂં નસીબ ખુશબખતીવાલું બનજો. પરવરદેગાર તુંને તારૂં તખત પાછું બક્ષજો. તુને પરવરદેગારે એવો દમામ અને ચેહરો બક્ષ્યો છે કે તું સર્વ સાથે દયા અને ઇનસાફથીજ વર્તે છે. તું જેહાનમાં ડાહાપણનો ખજાનો ગણાય છે અને તું બુરાઈની જગ્યાએ હંમેશાં ભલાઇજ કરતો રહે છે."

આથી તે પાદશાહ પોતાની આવી તારીફથી ખુશ બન્યો અને પછી તેણે મુસાફરી આગળ વધારવાનો દિલથી વિચાર કીધો. તેથી તેણે તે અરબને પુછ્યું કે, "મારા લશકર સાથે રૂમમાં જઇ પુગવા માટે હવે કેટલો માર્ગ રહયો છે?" તેણે જવાબ દિધો કે, "હજી તો બીજો સીતેર ફરસંગનો માર્ગ બાકી છે; જે માર્ગમાં તુંને પાહાડો અને જંગલોજ ચાલુ મલ્યા જશે. પણ જો તારો હોકમ હોય તો મારી પાસે ઢોરો તેમજ પાણી પુશકલ છે. માટે જો તુંને ઉટાવલ નહી હોય તો એ સઘલું હું આગળથી માર્ગમાં મોકલી આપું." ખસરૂએ જવાબ દિધો કે, "એમ કર્યા સિવાય છુટકો નથી કે જેથી હમારી સાથે ખોરાક તેમજ બોજ્યો પણ હોઈ શકે."

આથી તે અરબે એક ઉંટસ્વારને માર્ગમાં આગળ દોડાવ્યો, કે જેથી તે એ લશકરને માર્ગ દેખાડે. પછી તે પાદશાહે દુખ અને ગમ વચે પોતાના લશકર સાથે પાહાડો અને બ્યાબાનનો માર્ગ ધર્યો. વળી માર્ગમાં આગળ ચાલતાં તે લશકરને એક બીજી વંજાર દુરથી સામી આવતી માલમ પડી. તેમાનો એક તવંગર વેપારી તુરતજ પાદશાહ આગળ આવી લાગ્યો. પાદશાહે તેને સ્વાલ કીધો કે મને જણાવો કે, "તમો કયાંથી આવ્યા છો અને મુસાફરી કરતાં કયાં જવાના છો?" તે બોલ્યો કે, "હું "ખોરેહે અરદેશીર" શેહરથી આવ્યો છું અને એક ભણેલો વેપારી છું." ત્યારે પાદશાહે તેને

પુછ્યું કે, "તારૂં જન્મ નામ શું છે?" તેણે જવાબ દિધો કે, "મેહરાન-સ્તાદ." ત્યારે પાદશાહે તુરતજ તેની પાસેથી ખોરાકની માંગણી કીધી. તે સરદાર બોલ્યો કે, "મારી પાસે હદ ઉપરાંત ખોરાક છે, પણ મારી સાથના વેપારીઓ કાંઇ તાજગીભર્યાં ચેહરાના નથી (યાને તેઓ તારી સામે દુશમની ધરાવે છે.) ત્યારે ખસરૂએ તેને કહ્યું કે "તારે તો જેમ બને તેમ માર્ગમાં મલેલા પરોનાની વધુ બરદાસ્ત કરવી ઘટે છે."

આથી તે વેપારીએ પોતાની દીનારો અને દીરમોથી ભરેલી ડેલીઓ છોડી અને તેમાથી ખોરાક કાઢી લાવ્યો અને તે પાદશાહની તારીફ કરતાં પોતે પણ તેઓની સાથે જમવાને ભોંય ઉપર બેઠો. એ ખાણું ખવાઇ રેહેતાંજ તે મેજબાન જઇને કુજામાંથી પાણી લાવ્યો. પણ તેને દુરથી એમ કરતાં જોઇ તુરતજ ખરરાદબુર્જીન જ્યાં પાદશાહ હતો ત્યાં દોડયો અને તે પાદશાહને કાંઇ અપમાણ નહી થાય તે માટે તે વેપારીના હાથમાંથી પેલું ઉકલેલું પાણી જુટાવી લિધું. આથી તે વેપારી તુરતજ દોડી જઇ તેને માટે રોશણ ગોલાબ જેવો દારૂ લેઈ આવ્યો. આથી ખરરાદબુર્જીન ફરીથી આગળ દોડયો અને તેના હાથમાંથી તે જામ જુટવી લેઇ પોતે પાદશાહ આગળ લેઈ ગયો. કારણકે નોકરે નોકરી બજાવ્યાથી તેનેજ ફાયદો થાય છે અને એમ કરી તે ચઢતો દરજ્જો પણ પાંમી શકે છે.

પછી પાદશાહે તે વેપારીને પુછ્યું કે, "હવે મારા લશકર માટે કેટલો માર્ગ કાપવાનો રહયો છે? ઓ પરોનાઓની પરોનાગટ કરનાર! તું પોતે ખરરેહે અરદેશીરમાં પાછો કયારે દાખલ થશે?" તેણે જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તું ખુસ રેહેજે અને હમો વેપારીઓના કામો પાર પાડજે." આથી પાદશાહે વાહાનોના સરદાર ઉપર તેઓ માટે એક નામું આપવાને પોતાના મુનશીને ફરમાવ્યું. ત્યારબાદ તેણે વેપારીઓને કહ્યું કે, "હવે તમો તમારા દિલ સાથે અકલને તાણાવાણાની માફક વણી નાખીને અત્રેથી વિદાય થાઓ."

હવે તે લીલોત્રીભરી જમીન ઉપરથી તે વંજાર પસાર થઇ જતાંજ પાદશાહે પણ ઉટાવલે રૂમનો માર્ગ ધર્યો કે જેથી તે એ મુલક કે જેને કયસર કારસાનને નામે ઓલખે છે ત્યાં જલડીથી પુગી જાય. જ્યારે ત્યાંના પાદરી-ઓએ તે લશકરને દુરથી આવતાં જોયું ત્યારે તેઓએ આડેઅવલે માર્ગે દોડી જઇને તમામ સરસામન કીલ્લામાં ખેંચી લિધો અને પછી તે કીલ્લાનો દરવાજો ચપટ બંધ કરી નાખ્યો. તોપણ તે જેહાનને દીપાવનાર શાહે ત્યાં આવી ઉતારો લિધો અને તે કીલ્લાની બાહાર ત્રણ દિવસ સુધી પોતાના લશકર

સાથે પડી રહયો. ચોથે દિવસે તેણે કાસદ મોકલીને કહેવાડયું કે, "મારી પાસે કાંઈ ઘણું લશકર નથી. માટે તમો મારે માટે કાંઈ ખોરાક મોકલી આપો અને મારી ઉપર આવી ફતેહ મેલવ્યાને બદલે તમો મને મદદ કરો." પણ એ સઘલું લશકર થાકેલું અને ભુખું હોવા છતાં તેઓએ એ વાતને નજીવી ગણી.

હવે તેવામાં ત્યાં એક કાળી વાદળી ચઢી આવી અને ત્યાં સિંહના જેવી ગરજના થવા લાગી. એ વાદલે તે કીલ્લા ઉપર વંટોલ્યાનું તોફાન મચાવ્યું જેથી તેના દરેક કંગુરાં ઉપરથી પોકારો સમજાવા લાગ્યા. મધરાત થતાં તો તે કીલ્લાનો એક ભાગ નાશ પણ પાંમ્યો. એ બનાવથી તમામ કીલ્લામાં અજાયબી ફેલાઈ અને પછી તેઓ પરવરદેગારની માફી ચાહાવા લાગ્યા. પછી તેઓએ તે કીલ્લાના ચોગાનમાં ખોરાક તૈયાર કીધો અને ત્યારબાદ તે કીલ્લામાંથી ત્રણ બુઢા પાદરીઓ નિચે ઉતર્યા અને તે તાજગીભરી જમીન ઉપર થતી તરેહવાર ચિજો તેમજ રૂમની બનાવતના તરેહવાર કાપડો એ સઘલું લેઇને પાદશાહ આગળ આવ્યા અને બોલ્યા કે, "ઓ પાદશાહ! હમારાથી ગુનાહ થયો છે."

પણ પાદશાહ પોતે જવાન તેમજ ઉંચ શકિતનો હોવાથી તેણે તેઓને માઠું લાગે એવા તાણા માર્યા નહી. આ કીલ્લાને લગતો એક ગુમબજ હતો જેની ઉંચાઇ આસમાનને પણ લાગવાની શેખી કરતી હતી. આ ગુમબજમાં પુશકલ કેદીઓ હતા તેમજ ત્યાં કયસરને માટે વસવાની પણ જગ્યા હતી. તે પાદશાહ હવે મેદાનમાંથી કીલ્લામાં દાખલ થયો અને ઘણો વખત સુધી તે કીલ્લામાં ફરી વલ્યો. ત્યાંના સઘલા રૂમીઓએ તેની તારીફ કીધી અને તેના પગ આગળ જવેહરાતનો નેસાર કીધો. જ્યારે એ આબાદ જમીનને તે પોતાને હાથ કરવા પાંમ્યો ત્યારે તેણે કેટલોક વખત સુધી ત્યાંજ આસાયશ લિધી.

પછી તે પાદશાહે કયસર ઉપર એક નામું લખાવ્યું અને તેમાં કાલી વાદલી ચઢી આવ્યાની તથા પવનનું સખત તોફાન થયાની સઘલી વિગતો લખાવી. ત્યારબાદ તેણે ત્યાંથી માતુઈ તરફ હંકાર્યું કે જેને તે જેહાનનો પાદશાહ મીનોઇને નામે ઓલખતો હતો. એ માતુઈના શેહરીઓ વચે જેઓ દાનાવ, સખી અને જમીનના માલેકો હતા તેઓ વચેથી કેટલોક હદીઓ અને નેશાર લેઇને ત્યાંના પાદરીઓ તથા જોગીઓ પાદશાહ આગળ આવ્યા. તેઓએ તે પાદશાહને પેલા કીલ્લાની તથા તોફાનની કેટલીક વાતો પુછી અને પછી સર્વે તેને કેહેવા લાગ્યા કે, "હમો તો તારા ગોલામ છીએ અને તું ખસરૂના હોકમ મુજબ ચાલવાને તૈયાર છીએ."

આથી એ શેહરમાં પણ ખસર ત્રણ દિવસ રહયો અને ચોથે દિવસે જેહાનને દીપાવનાર સુરજે પોતાની કાપનારી તલવાર આસમાન ઉપર ચમકાવતાંજ તે જેહાનના પાદશાહે વરીગ શેહર તરફ જવાનો માર્ગ ધર્યો. આ કીલ્લાનું નામ તો અવરીગ હતું અને તેમાં પાદરીઓના મકાનો અને બીમારોના આશ્રમો હતાં. ત્યાં જવાને માર્ગમાં આગળ વધતાં તેને દુર એક દેવલ જણાયું જેમાંથી પાદરીઓના ભજનનો અવાજ આવતો પાદશાહને સમજાયો. આથી તેણે તે દેવળ આગળ આવી મોટે સાધે પુછ્યું કે "આ જગ્યા શું છે?" તેને કેહવામાં આવ્યું કે, "અત્રે એક બુઝોર્ગ શખ્સ રહે છે, કે જેની ઉંમર ઘણીજ વધી જવાથી તેના બાલ સફેદ બન્યા છે. પણ એ શખ્સ સારૂં નજુમ જાણે છે અને બનેલી વાતો તેનાથી છુપી રેહેતી નથી. વળી તે જે કહે છે તેજ બનાવ બને છે અને કોઇથી તેના કેહેવા તરફ શક લેઈ જવાતો નથી."

આથી તેણે દરવાજા આગળ જઇ તેને મોટે સાધે કહયું કે, "તારૂં કામ બંદગી સિવાય બીજું કાંઈ હોતું ના. તારી ઉંમર જેમ બરાતી જાય તેમ તું નેકી પોહોંચાડનાર પરવરદેગારના આશેરવાદ પાંમતો રેહેજે." તેનો સાધ સમજતાંજ તે પાદરી દેવલમાંથી બાહાર નિકલ્યો અને તેણે ત્યાં પાદશાહને જોયો. તેથી તેણે ખસરૂને કહયું કે, "બેશક, તું તારા બાપનું તખત ભોગવવાને બદલે પલીદ અરમાની ધર્મ પાળનારા તારા એક નોકરને હાથે એમ દલગીર બન્યો છે." જ્યારે તે પાદરીનું બોલવું એટલી હદે ગયું ત્યારે ખસરૂના દિલમાં તેને માટેની મોહબત તાજી થઈ. તેનું એમ બોલવું સમજી તે અજબ બન્યો અને તેથી તેને પરવરદેગાર યાદ આવ્યો. પછી તેણે પોતાના ઘોડા ઉપરથી હાથ લંબાવી તે યજદાનપ્રસ્તને સ્વાલ પુછવા માંડયાં. તેને જોઇ તે પાદરીએ તેને નમન કીધું અને પછી તેણે તેની સાથે કેટલીક વાતો કીધી. પાદશાહે એ શખ્સને અજમાવી જોવા માટે તેને કહયું કે, "હું ઇરાનના લશકરમાં નોકરી બજાવતો એક શખ્સ છું અને ત્યાંથી કયસર માટે એક પેગામ લેઈ આવ્યો છું. હવે તે મને જે જવાબ દેશે તે લેઇને હું મારા સરદાર આગળ પાછો જનાર છું. જો મારૂં ત્યાં (કયસર આગળ) જવું મુબારક હોય તો જરા જોઇને મને કેહે કે, "એ કામનું સેવટ શું આવશે?"

ત્યારે તે પાદરીએ જવાબ દિધો કે, "તારે એમ બોલવું જોઇતું નથી. તું પોતેજ શાહ છે. માટે શાહનો નોકર છે એમ તારે બોલવું જોઈતું નથી. તુંને જોતાંજ મેં એ સઘલી વાતો તુંને કહી છે. તેથી પળેપળ તું મારી એમ અજમાયશ ના કર. તારી દીનમાં તો જુઠું બોલવાની મનાઇ છે તેથી જુઠું

બોલવાનું કામ તારૂં હોવું જોઇતું નથી. તુંને ઘણી મેહેનત વેઠવી પડી છે અને લડાઇઓ કરવી પડી છે પણ આખરે તુંનેજ તે નોકર આગળથી નાહાસ્વું પડયું છે."

તેની એવી વાત સમજી ખસરૂ અજબ બન્યો અને તેને શરમ પોહોંચ્યાથી તેણે તુરતજ તે પાદરીની માફ માંગી. ત્યારે તે પાદરી બોલ્યો કે, "તારે માફી માંગવાની અગત્ય નથી. પણ તારે જે કાંઈ ભવિશ પુછવું હોય તે મને પુછી લે. તારૂં આ શેહરમાં આવવું ખુશાલ અને સરૂખરૂ બનાવનારૂ થશે. હવે પછી તું જેહાનને માટે પાછી ફળવંત ડાંખલી જેવો બનશે. કારણકે પરવરદેગાર તુંને પાછી સ્વત્રંતાઇ બક્ષશે અને તારૂં નસીબ સુધરી તુંને પાછી સરફરાજી મલશે. કયસરની પાસેથી હથીયાર તેમજ લશકર મેલવવા પાંમશે; તેમજ તું તેની તાજ અને તખતને દીપાવે એવી એક બેટી પણ મેલવશે. હવે પછી જ્યારે તું તે તારા નોકર સાથે પાછી લડાઇ કરશે ત્યારે તુંને તેમાં પરવરદેગાર મદદ આપશે. આખરે એ બેહુન્યાદને તારી સામેથી નાહાસ્વું પડશે જેથી તેને પોતાના આગળા સારા વખતની ઘણી યાદો આવશે. તે લડાઈના મેદાનમાંથી નાહાસી દુર દરાજ મુલકમાં જઇ લાગશે અને ત્યાં પોતાનો વસવાટ કરશે. એ પ્રમાણે જ્યારે તે દુર વસ્તો હશે ત્યારે તારા હોકમથી તારોજ એક નોકર તેનું ખુન કરશે."

ત્યારે ખસરૂ બોલ્યો કે "તારા કેહેવાથી ઉલટું બનતું ના. કારણકે તારા જેવા બુઢા દાનાવથી હું એ સઘલું સમજવા પાંમ્યો છું. પણ એમ બનતાં કેટલો વખત લાગશે અને એ પાદશાહી મારે હાથ કયારે આવશે?" તેણે જવાબ દિધો કે, "તું તારૂં તખત બાર મહીના વિટયા પછી પાછું મેલવશે. વળી તેમ થતાં એ મુદત ઉપર બીજા પંદર દિવસ પણ ગુજરશે. ત્યારેજ તું જેહાનને દિપાવનાર પાછો શેહેનશાહ થવા પાંમશે." ત્યારે ખસરૂએ તેને પુછયું કે, "મારાં એ દુખ અને દલગીરીમાં ઇરાનીઓ વચેથી વધારે ભાગ કોણ લેશે?" તેણે જવાબ દિધો કે "પુરમનશનીનો અને ખુશ વિચારનો બાસ્તામ નામનો તે શખ્સ હશે. એ શખ્સને તું તારા મામા તરીકે પણ ઓલખતો હશે. તેનાથીજ તું તારા હવે પછીના મહીના તેમજ વર્ષો તાજાં બનેલા જોશે. પણ તે નુકસાનકારક શખ્સથી તું ત્યાર પછી દુર થઇ જજે. કારણકે તેનાથી જેમ તુંને સુખ તેમજ દુખ અને નુકસાંન પણ પુગશે."

આથી ખસરૂએ ઉશકેરાઇને ગસતહમને પુછયું કે, "તારાં નામનો ભરમ મારી આગળ ખુલ્લો કર. શું તારી માયે તારૂં નામ બાસતામ રાખ્યું હતું? તું તો લડાઈમાં ગસતહમને નામેજ ઓલખાય છે." પછી તેણે તે

પાદરીને કહયું કે, "એજ મારો મામો થાય છે અને તેની મારી સાથની સગાઈ મારી માયના લોહીથી ઉતરી છે." ત્યારે પાદરીએ જવાબ દિધો કે, "હા એજ (બાસતામ) છે. એ ગસતહમથી તુંને દુખ અને કીનાનો પણ અનુભવ મલશે." ત્યારે ખસરૂએ પુછયું કે, "ઓ અક્કલમંદ શખ્સ! મને કેહે કે ત્યાર પછી શું બનશે?" ત્યારે પાદરીએ કહયું કે, "ત્યાર પછીનો તું વિચાર ના કર કારણકે એ બનાવો પછી તો તું તારી તારીફ ગવાતી સિવાય બીજું કાંઇ સમજશે નહી. પછી તુંને કદિપણ બુરાઇ પુગશે નહી. તોપણ પરવરદેગાર તારે માટે એક મુશકેલ કામ ઉભું કરશે. એ (તારો) મગરૂર (મામો) તુંને દુખ દેશે. પણ ત્યારબાદ તારી મરજીના કામો સિવાય બીજું કાંઇ બનશે નહી. તુંને એ બુરી મનશાનીના શખ્સથી ગમે એટલી બુરાઇ પુગશે તોપણ તેનું તારેજ હાથે મોત આવશે."

ત્યારે ગસતહમ ખસરૂને કેહેવા લાગ્યો કે, "ઓ પાદશાહ! તું એ વાતથી તારાં દિલને દુખી ના કર. હું ચંદ્રને પેદા કરનાર પાક યજદાંનના તથા તારા જેવા પાદશાહને પેદા કરનાર પરવરદેગારના તેમજ આદરગુશસ્પ, ખોરશેદ અને માહાતાબના તથા તું પાદશાહના જીવ અને માથાંના સોગંદ લેઇને કહું છું કે, જ્યાં સુધી ગસતહમ જીવતો રેહેશે ત્યાં સુધી તે સચાઈ સિવાય બીજું કાંઇ ચાહાશે નહી અને તે જુઠાઇનો દરવાજો ઠોકશે નહી. જો ગસતહમ એથી ઉલટો વિચાર કરશે તો તેનો જીવ દુખી બનશે અને તે લાંબી જીંદગી પણ ભોગવવા પાંમશે નહી. પરવરદેગારે જ્યારથી આ જેહાનને પેદા કીધી છે ત્યારથી તેના ભરમોની કુચી કોઈ જોવા કે મેલવવા પાંમ્યો નથી. ત્યારે તું આ પાદરીની વાતનો શા માટે વિચાર કરે છે? અને શું કામ તેની આવી નાલાયક વાતો સમજ્યા કરે છે? માટે તું તેનું કેહેવું માનતો નથી એમ કહી મને નચિંત બનાવ; અને મેં સોગંદ લિધા છતાં તું જુઠા બાહાણા ના કાઢ."

ત્યારે ખસરૂ બોલ્યો કે, "એ પાદરી થઇને ફોકટ જુઠું બોલે નહી. વળી મેં તારાથી કદિપણ બુરાઇ જોઇ નથી તેમજ તું જુઠું કે અક્કલથી ઉલટું બોલ્યો પણ નથી. તોપણ જો તું આગળ ચાલતાં મને નુકસાન પુગાડનારો બને તો આ ઉંચાં આસમાનના કામોથી હું અજબ પણ થવશ નહી. જ્યારે પરવરદેગારના નેમેલાં કામો બને છે ત્યારે અક્કલમંદોની દાનાઈ પણ એક બાજુએ રહી જાય છે." પછી પાદશાહે તે પાદરીને કહયું કે, "તારૂં દિલ ખુશ રેહેજો અને તારા વખતમાં સુધારો થજો." ત્યારબાદ તે તે દેવલ આગળથી વાદલમાંથી વીજલી ચમકે એટલી જડપે શેહર તરફ ગયો. આથી તે શેહરના બુજોર્ગો વચ્ચે જેઓ અક્કલમંદ હતા તેઓ તેને સામે લેવાને માટે આવ્યા.

## કયસરનો એક સ્વાર ખસરૂ આગળ આવ્યો અને ખસરૂએ પોતાની તરફના એક નામાં સાથે ગસતહમ, બાલુઈ, અંદીયાંન, ખરરાદ-બુર્જીન અને શાપુરને કયસર આગળ મોકલી આપ્યા તે વિષે.

જ્યારે તે પાદશાહ એ શેહરમાં આવી લાગ્યો ત્યારે નામદાર કયસર ૧ તરફના એક સ્વારે ત્યાં આવીને તેને કહયું કે, "આ શેહરમાં તુંને જે કાંઇ જોઇએ તે તું મારી પાસેથી માંગજે અને તારી પાદશાહી તરફ જોઇ તું એવી માંગણી કર્યાથી અચકાતો ના. જો કે એ પાદશાહી તારી પાદશાહીથી ગમે એટલી જુદી હોય તોપણ હું તુંને મારા શરીરથી જુદો ગણુતો નથી. તું આ શેહરમાં ખુશાલ અને નચિંત રેહેજે અને જો તુંને કાંઈ બુરાઇ પુગે એવો વિચાર આવતો હોય તો તે કાઢી નાખજે. મારા તમામ રૂમીઓ પછી તેઓમાં ગમે એવા બાહુરો અને સરદારો હોય તોપણ તેઓને તું તારા નોકરો ગણજે. જ્યાં સુધી હું તુંને અત્રે ખાતોપીતો અને અમનચમન કરતો જોવશ નહી ત્યાં સુધી તુંને લશકર અને હથીયારની મદદ કરશ નહી."

જ્યારે ખસરૂએ તેનું એવું કેહેણુ સમજ્યું ત્યારે તે સમજીને તે ખુશ થયો અને તેનો જીવ વિચારથી મોકલો બન્યો. આથી તે બાહુર પાદશાહે ગસતહમ, બાલુઇ, જેહાનજીટ અન્દીયાંન, ખરરાદબુર્જીન અને શાપુરને ફરમાવ્યું કે, "તમો બામદાદ થતાં તમારા ઘોડા ઉપર સુનેરી બનાવતનાં જીનો નાખીને તથા દિલ ઉપર ચીનાઇ કીનખાબના દગલા પેહેરીને આ શેહરમાંથી એકદિલના અને એકવિચારના બની કયસર આગળ જજો અને ત્યાં રોશણ રવાનના બની અક્કલથી રેહેજો; તેમજ જબાનને મીઠાશવાલી બનાવજો અને જડપથી તેની વાતો સમજી લેજો. જો કયસર તમારી સાથે રમત રમવાને મેદાનમાં ઉતરે અને ત્યાં કમાન મંગાવે કે ચોગાનની રમત મંગાવે ત્યારે તમે કોશેષ કરી તે કયસરનાજ પરસ્તાર હોવ તેમ વર્તજો કે જેમ કર્યાથી તમો કાંઇ હારેલા ગણાશો નહી. ઇરાનમાંતો તમો સ્વારો ગણાતા હતા પણ તે છોડવા પછી તમારી બાહુરી અને સિંહના જેવું જોર જતું રહેલું ગણજો."

---

૧ એ વખતે રૂમમાં મોરીસ નામનો કયસર રાજ ભોગવતો હતો જેને આગળ ટેબીર્યસે હોરમજની સામે લડવા મોકલ્યો હતો.

પછી પાદશાહે ખરરાદબુર્જીનને ફરમાવ્યું કે, "હવે નામું લખવા માટે તું ચીનાઇ રેસમી કપડું તથા કાલી કસ્તુરી લેઇ આવ અને પ્રકાશતા સુરજના જેવું તથા ખુશનુમા બેહેસ્ત જેવું એક નામું તે કયસર ઉપર લખી કાઢ. તું તેમા જે લખે તે થોડા બોલમાં પણ એવી એબારતમાં લખજે કે તેમાથી તે સઘલું સમજી જાય અને તે લખાણ કોઇને પણ યાદ રહી શકે. કારણકે તે કયસર આગળ ફીલસુફો રહે છે. તેથી તું એવી કોશેષથી લખજે કે તેમાં તેઓને કાંઇપણ ભુલ માલમ પડે નહી. ત્યાં તેઓ એ નામાની સઘલી વાત સમજશે માટે તેમાંથી તેઓ કાંઇ ખામી સોધી કાઢે એમ બનવું જોઇતું નથી. વળી જ્યારે એ નામું વંચાઇ રેહે ત્યાર પછી તું એવી રીતે બોલવું કરજે કે તેઓ તારી વાતમાં ટકી પણ શકે નહી."

પછી તેણે બાલુઇને કહયું કે "કયસર પોતાની અંજુમનમાં મારે લગતી જે કાંઈ વાતો કરે અને ત્યાં મારા વચન, સોગંદ અને કોલકરાર બાબે પુછાય તો તે વાતચીતમાં તું તેને મીઠા મધ જેવાજ જવાબો આપજે. તું ત્યાંની દરબારમાં ગોયા મારી તરફથીજ બોલતો હોય અને તમામ સારી માઠી વાતોમાં મારોજ દુભાસીઓ હોય તેમ ગણાશે. માટે તું મને નુકસાંન નહી પુગે એવીજ રીતે વાતો કરજે અને તેની સાથે એવીજ રીતે તું તારો હાથ મેલવજે. મારી તરફથી તુંજ સઘલા કોલકરારો કબુલ કરજે અને મેં તુંને જે વાતો કહી છે તે ધ્યાનમાં રાખજે."

આથી તે જેહાનના અનુભવી અને રોશન દિલના પેહેલવાનોએ તે મુબારક જવાનનું સઘલું કેહેન સમજ્યા પછી તેની તારીફ કીધી કે "તારા સિવાય કોઇપણ હમારો તાજદાર પાદશાહ બનતો ના." ત્યારબાદ તે રોશન દિલના બુઝ્રગોંએ કયસર તરફ જવાનો માર્ગ ધર્યો. જ્યારે કયસરને ખબર પુગી કે, તે જેહાનના પાદશાહે કેટલાક ઇરાની સરદારોને એલચી તરીકે મોકલ્યા છે અને તેઓ માર્ગ કાપતા યુનાન તરફ આવી લાગ્યા છે, ત્યારે તેણે તેઓને લેવા જવા સારૂ પોતાનું કેટલુંક લશકર મોકલ્યું. તેણે પોતાના તમામ મેહેલને સુનેરી ભરત અને રૂપેરી બોંયવાલા રૂમી કાપડથી સંગાર્યો અને કયસર પોતે દિલને ખેંચે એવું તાજ માથે પેહેરી પોતાના નામદારીભર્યા તખત ઉપર બેઠો. તેણે દરબારના પરડા ઉંચકી નાખવા ફરમાવ્યું અને તેઓને ખુશાલી વચ્ચે મેહેલના દરવાજામાંથી થઇ દરબાર અંદર લાવવા ફરમાવ્યું. મોટી પદવીનો ગસતહમ એ એલચીખાતાંનો સરદાર તરીકે આગળ ચાલતો હતો અને બાલુઇ, શાપુર, ખરરાદબુર્જીન અને પેહેલવાન અન્દીયાન એ સઘલા માથે તાજ પેહરીને તથા કંમરે કંમરબંધ બાંધીને તેની પુઠે ચાલતા હતા.

એ રીતે તેઓ કયસર આગળ આવી લાગ્યા અને કયસરને જોતાંજ તેઓએ તેને નમન કીધું અને તેની તે સઘલાઓએ એગે અવાજે તારીફ કીધી તથા તેના સુનેરી તખત ઉપર જવેહરાતનો નેશાર કીધો. પછી કયસરે તેઓને પેહેલાં પાદશાહની ખેરઆફીયત પુછી તથા ઇરાન માટેની, ત્યાંના લશકરની અને તેઓ જે મુસાફરીની રંજે વેઠી આવ્યા હતા તેની ખબર પુછી. એ સઘલું સમજી રેહેતાંજ ખરરાદબુર્જીન પોતાના શાહ તરફનું નામું લેઇ ઉટાવલે તેના તખતની આગળ વધ્યો. પછી ત્યાં નામદાર કયસરના હોકમથી ચાર સુનેરી ખુરસીઓ મુકવામાં આવી. આમાની ત્રણ ઉપર પેલા ત્રણ મોટા દરજ્જાના શખ્સો બેઠા જ્યારે ખરરાદબુર્જીન ત્યાં ઉભોજ રહયો. કયસરે તેને કહયું કે, "જે કોઈ એમ ચાલતો ઠાકીને આવ્યો હોય તેણે આ ખુરસી ઉપર બેસવું ઘટે છે." ત્યારે ખરરાદબુર્જીને તેને જવાબ દિધો કે, "મને મારા મોટા પાદશાહનું ફરમાન નથી કે, હું તે આવા ઇરાનના શાહનું નામું હાથમાં ધરી તું કયસરની આગળ એમ કરારે બેસું. હું તો તારી ખીદમત બજાવવાનુંજ પસંદ કરૂં છું અને તેના એ પેગામને હું લાયક નિવડવા માંગુ છું."

ત્યારે કયસરે તેને કહયું કે, "હવે તું તારી જે ખાનગી વાત હોય તે જાહેર કર. તે બાહદુર અને અક્કલમંદ શાહ મને શું કેહેવાડે છે?" આથી ખરરાદબુર્જીને ખસરૂનું જે સઘલું કેહેણ ધ્યાનમાં રાખી મુકયું હતું તે તેને કેહેવા માંડયું. તેણે જેહાનને પેદા કરનારની પેહેલી યાદ કરી તેની તારીફ ગાતાં કહયું કે, "પરવરદેગાર સાહેબ ચઢતાઓમાં સર્વેથી ચઢતો છે. તે હર રીતે સર્વ શક્તિવાન અને સર્વ આગાહા છે. આ આસમાનની ચાલ તેનાથીજ પેદા થઈ છે અને આપણને જીવ, અક્કલ અને દયાની બક્ષેશ પણ તેણેજ કીધી છે. તેનાજ હોકમ હેઠેલ આ આસમાન ચાલે છે. કારણકે તે જમાના અને જમીનથી પણ ચઢતો સાહેબ છે. ફરતું આસમાન અને તેમાં ફરતા સેતારાઓ પણ તેજ પરવરદેગારની બનાવત છે. જ્યારે તેણે આ નજીવી ધુલમાંથી માણસોને બનાવવા માંડયા ત્યારે તેણે પેહેલાં કયોમરસને પેદા કીધો હતો. એ પ્રમાણે પેદા થતાં પાદશાહ ફરીદુન જન્મ પાંમ્યો અને તેને નામ-દારોના સરદાર તરીકે ચુંટી કાઢવામાં આવ્યો. તેનાથીજ જેહાનમાં આ તારી તોખમ જાહેર થઇ છે અને જે છુપ્યું હતું તે જાહેર થતું ગયું છે. એ પ્રમાણે કએકોબાદ કે જેણે બુજોર્ગીભર્યું તાજ પેહેર્યું હતું તેની ઓલાદ સુધી એમ ચાલ્યું હતું. તેટલાં એ પાદશાહી ખાનદાન જે પરવરદેગારના માર્ગ ઉપર ચાલવાને ખંતી રેહેતું હતું તેના ઉપર કદિ પણ બુરાઈ પુગી હતી નહી. પણ

તે તખત ઉપર હાલે એક નાલાયક નોકર જઇને બેઠો છે. માટે તે જુલમગાર જે તાજ, તખત, કોલાહ કે કંમરબંધ કાંઇ ધરાવતો નથી તેની સામે હું તારી પાસે દાદ માંગુ છું. જે કોઇ તખતે બેસે તેણે તો અક્કલ, નામદારી અને નસીબ ધરાવવુંજ જોઇએ. માટે હવે તું શું ધારે છે? આવું નસીબ અને ખોરેહ તથા એ શાહાનશાહી તાજ કોણને ઘટે? તેથી એ કામમાં તું મને મદદ કર અને એ બેવફા ઉપર તું મને ફતેહમંદ બનાવ. કારણકે હું તો જેહાનમાં રખડતો બન્યો છું અને તેથી મોટા તેમજ નાના દરજ્જાના લોકો વચે મને શરમ પોહોંચે છે.''

જ્યારે કયસરે તેની એવી વાત સમજી ત્યારે તેનો ચેહેરો સમંમુલ ફુલની માફક સફેદ બન્યો. વળી તે સમંમુલ ફુલ જેવા સફેદ ગાલો ઉપર દવ માફક આંસુઓ વરસીયા તથા તેની જીભ અને જીવ રૂદન કરતાં બન્યાં. વળી જ્યારે તેણે તેનું એ નામું વાંચ્યું ત્યારે તો તેના દુખમાં વધારો થઇ પડયો અને તે (ઇરાનનું) તખત તેની નજરે અંધકાર પામેલું લાગ્યું.

## કયસરે ખસરૂના નામાનો જવાબ કેહેવાડયો તે વિષે.

ત્યારબાદ તે જેહાનના પાદશાહે ખરરાદબુર્જીનને કહયું કે, "એ વાત દાનાવોથી કાંઇ છુપી નથી. ખસરૂ મારી સાથે સગપણનું નાતું ધરાવતો હોય તેમજ છે અને તેથી મારા દાનાવોના કરતાં તેના જીવને હું વધારે ગણું છું. મારી પાસે હથીયારો, ખજાનો અને લશકર પણ પડેલું છે. માટે તેમાથી તમોને શું જોઇએ છે તે જોઈ કાઢો. જો તે મારી આંખના ડોલા મંગાવશે તો તે આપવાને પણ હું અટકીશ નહી. જો કે આંખના ડોલા તો ખજાનો, પૈસા અને હથીયારો કરતાં જાસ્તી ગણાય છે."

પછી તેણે જેહાનનો અનુભવ ધરાવનારા પોતાના મુનશીને બોલાવી પોતાના બુર્જોગીભર્યા તખત આગળ બેસાડીને તેને ખસરૂના એ નામાનો જવાબ લખવા ફરમાવ્યું અને તેના ઉપર બેહેસ્તના બાગના જેવો સંગાર કરવા ફરમાવ્યું તથા તેમાં ચાલતા વખતથી તે પુરાણા વખતની પુશકલ નશીયતો અને ભલી વાતો લખાવી. જ્યારે મુનશી તે લખતા અટકયો ત્યારે કયસરે એક બોલકના, રોશણ દિલના અને સારી યાદદાસ્તવાલા, તથા દાનાવ, અક્કલમંદ, હીંમતવાન અને ભણેલા બાહાદુર સ્વારને જોઇ કાઢયો અને તેને કહયું કે, "અત્રેથી તું ખસરૂ આગળ જા અને તેને કહે કે, 'ઓ દાનાવ દિલના અને તદબીરવાલા પાદશાહ! મારી પાસે હથીયારો, માણસો અને ખજાનો હોવાથી મારે કોઈ દુખ્યાને એમ દુખી રેહેવા દેવો ઘટતો નથી. હમે પણ નચિંત બેઠા

નથી, પણ દેશેદેશથી અને દરેક સરદારો પાસેથી (તારે માટે) પૈસાની માંગણી કીધી છે, કે જેથી તું કરારને જીવે તારી ઇચ્છા મુજબ આ રૂમમાંથી પાછો ઇરાન જઇ શકે. તેથી હવે તું મારા મુલકમાં દલગીર રેહેતો ના. કારણકે ફરતા જમાનાની રીત તો એવીજ છે. તેનાથી કોઇ વખતે મદદ મલે છે તો કોઈ વખતે નુકસાન પુગે છે. તેમજ કોઈ વખતે નફો પાંમ્યે છીએ તો કોઇ વખતે ટોટો પણ ખમવો પડે છે. માટે જ્યાં સુધી હું તારે માટે હથીયારો, લશકર અને પૈસા મેલવું ત્યાં સુધી તું અત્રે દલગીરીમાં રેહેતો ના." આથી તે એલચીએ ખસરૂ આગળ જઇને કયસરનો સઘલો પેગામ તેને ધ્યાનથી પુગાડયો.

## કયસરે ખસરૂ ઉપર બીજું નામું લખ્યું અને તેણે તેને મદદ આપવા ના પાડી ગામ ખાલી કરી જવા કહયું અને ખસરૂએ તેના નામાનો જવાબ લખ્યો તે વિષે.

પછી કયસરે પોતાની દરબારને પારકાઓથી ખાલી કીધી અને તે પોતાના રાહબરો સાથે વિચાર ચલાવવા બેઠો. તેણે પોતાના વજીરોને કહયું કે, "આ દાદખાહી ચાહાતો પાદશાહ જેહાનમાં આપણોજ આસરો સોધતો આવ્યો છે. માટે તેને પાછો જોરેમંદ બનાવવાને અને તેના નોકરથી તેને પુગેલી શરમીંદગી દુર કરાવી તેને ખામી વગરનો બનાવવાને આપણે શું ઉપાય કરીએ?"

આથી તે રેહેબરોએ કયસરને જવાબ દિધો કે "તારા પાકીજેહ વિચારના ફીલશુફોમાંથી કેટલાક દાનાવ શખ્સોનું પણ અત્રે કામ છે, કે જેથી તેઓ આપણી સાથે એ કામમાં પોતાનું દિલ જોડી શકે." આ ઉપરથી કયસરે તેમને બોલવવા સારૂં એક શખ્સને મોકલ્યો; જેથી તે ફીલશુફોમાંથી ચાર શખ્સો તેની આગળ હાજર થયા. તેઓ રૂમી તોખમના બુઢા તેમજ જવાનો હતા અને તેઓ ઘણો એલમ ભણેલા હતા.

તેઓ બોલ્યા કે "આ જેહાનમાંથી જ્યારનો સીકંદર ગુજર પાંમ્યો ત્યારથી હમો એ ઇરાનીઓથી મનમાં દુખી રહીએ છીએ. તેઓએ અત્રે પુશકલ લડાઇ, લુટફાટ અને મારામારીઓ કરીને નિરદોશોના નાહક લોહી રેડયાં હતાં. હવે જ્યારે પાક પરવરદેગારે તેઓની એ બુરી કરણીના તેઓ

ઉપર બુરાઈ ગુજારી ફળ આપ્યાં છે તો તારે તો એ કામમાં ચુપકીદી એખત્યાર કરવી ઘટે છે અને એ સાસાનીઓના નસીબને બુરૂં બનવા દેવું ઘટે છે. જો એ ખસરૂ પાછું પોતાનું પાદશાહી તાજ મેલવવા પામશે તો વળી તેનું માથું ચંદ્રને જઇને લાગશે અને પછી તે થોડાજ વખતમાં રૂમ પાસે પાછી સલામી માંગશે અને આ દેશની જમીનનો નાશ વાળશે. માટે જો તારાં એ કામને તું લાયક ગણતો હોય તો તું હમારી આ અક્કલભરી શિખામણ પણ યાદ રાખજે અને એ ઇરાનીઓની સઘલી વાતોને હવામાં પીગળી ગયલી સમજજે."

જ્યારે કયસરે તેઓની એવી વાત સમજી ત્યારે તે હવે જુદીજ રીતનો વિચાર કરતો બન્યો. પછી તેણે તુરતજ તે પાદશાહ ઉપર નામું લખાવી એક સ્વાર પાસે તેના ઉપર મોકલી આપ્યું. જેમા તેણે પોતાના દાનાવોએ કહેલી અને તવારીખના જુના બનાવોમાં નોંધાયલી વાતો લખાવી. એ સ્વારે ખસરૂ આગળ આવી લાગતાંજ નામદાર કયસરની સમજેલી સઘલી વાતો તેને કહી સમજાવી અને પછી કયસરનું નામું તેની આગળ ધર્યું અને તેની સાથે કેટલીક વાતો કીધી.

હવે કયસરના દિલને એમ તંગ બનેલું જોતાંજ ખસરૂનો ચેહરો વિચારવંત અને ફીકકો બન્યો. તેણે તે એલચીને જવાબ દિધો કે "જ્યારે તે એ વહી ગયલા લાંબા વખતની વાતો હાલે આગળ લાવે છે અને તેઓએ પણ હાલે એ બાબદને યાદ કીધી છે તો અત્રે વેર આવવાને લિધેલી મારી સઘલી મેહેનત બરબાદ ગઈ છે. હવે તું મારા ન્યાગાનો જેઓ આ જેહાનમાં નામીચા અને પાક ગણાતા હતા તેઓ ઉપર નેગાહ પોંહોંચાડ કે તેઓએ (રૂમ સાથે) ગેરકાયદે કે કાયદેસર લડાઇઓ કીધી હતી? તારા બુજોર્ગો એ બાબેની જે કાંઇ યાદ ધરાવતા હોય તે ઉપરજ તું વિચાર કર. એ વાત તું તારા રૂમી દાનાવોનેજ પુછ કે હમારી એ બુરાઇ કાયદેસર કે ગેરકાયદેની હતી? કારણકે શું રૂમના દાનાવો પરવરદેગારથી પણ હાજત વગરના હતા? મારા ન્યાગાનો તો નામદારો ગણાતા હતા અને જેહાનના ફતેહમંદો તરીકે જાહેર હતા. પણ તેઓએ કોઈની સાથે પણ ફોકટની સરકસી કે તરછોડી કીધી નથી, તેમજ તેઓએ નાદાની પણ દેખાડી નથી. તેથી આવી વાતો આગળ લાવ્યાથી અને સારાં માઠાંને અઝદાહાના ડાચાંમાં એમ ખોસી દેવાથી તેની કાંઇપણ કીમત થઇ શકતી નથી. માટે તું કયસરને મારી દુવા પુગાડજે અને તેને કેહેજે કે, તારા બુજોર્ગોએ આવું વગર અર્થનું કેહેણુ કાંઇ દાનાઇથી કેહેવાડેલું લાગતું નથી. આખરે તારી ભલાઇ કે બુડાઇ જે કાંઇ હશે તે તો પસાર થવાનીજ

છે. હવે મારે અત્રે ઉતારો લેઇ આરામ કરવા થોભવું ઘટારત નથી પણ મને તો મારી દામનને કાલાં પાણીમાંથી બાહાર કાઢવાની કોશેષ કરવી ઘટે છે. હવે જ્યારે રૂમીઓ મારી ફર્યાદને પુગી શકતા નથી તો હું ખાકાન ઉપર એલચીખાતું મોકલશ. જો મારી કેહેવાડેલી સઘલી વાતો અસંભવીત હોય તો વેહેતા ઝરાના પાણી પણ કાલાં બનેલાં ગણાય. માટે મારા એલચીઓ અત્રે પાછા ફરતાંજ હવે હું આ શેહરમાં વધુ વાર થોભવા માંગતો નથી."

પછી તેણે ઇરાનીઓને કહયું કે, "તમો કાંઈ તમારા દિલને એ વાતથી તોડી નાખતા ના. કારણકે ફતેહમંદ યજદાંન આપણો મદદગાર છે અને આપણને જવાંમરદી તેમજ જોરને કામે લગાડવાનું છે. માટે તમો એ વાતને તમારા દિલને માટે હલકી ગણજો." પછી તેણે તખવારની મારફતે કયસરનું નામું હાથે હાથ મોકલી આપ્યું. એ નામામાં જે કાંઇ સારૂં માઠું તેને યાદ આવ્યું તે લખી કાઢયું હતું. આથી તખવાર ખસરૂ આગળથી નિકળી નામદાર કયસરની દરબાર તરફ જઇ લાગ્યો. જ્યારે કયસરે તે નામું જોયું અને વાંચ્યું ત્યારે તેના દિલમાં તરેહવાર વિચારો ઉઠી રહયા.

## કયસરે મદદ આપવા માટેનું ખસરૂ ઉપર બીજું નામું લખાવ્યું તે વિષે.

ત્યારબાદ કયસરે પોતાના મોટા દરજ્જાના વજીરને કહયું કે, "હવે એ ભરમ જે છુપો છે તે ખુલ્લો થવો જોઇએ." પછી તેણે પોતાના બાહુરો અને સ્વારોને બોલાવી મંગાવ્યા અને એ બનેલા બનાવોની તેઓની સાથે ફરીથી વાતો ચલાવી. તે બોલ્યો કે "ખસરૂ એ લડાઇમાં (જીટ પાંમી) ખુશ બનશે કે (હાર પાંમી) જમાનાથી દુ:ખી થશે એ ઉપર પણ આપણને વિચાર કરવાનો છે. જો આપણને એવી ખબર મલે કે, તે ફતેહમંદ નિવડયો નથી, તો ત્યાર પછી તેને માટે નોરોજનો દાહાડો ફરીથી આવવાનો નથી. માટે એ ખાકાન આગળ (મદદ મેલવવા) જાય ત્યાં સુધી આપણે થોભ્યે અને જ્યારે એ કામમાં તે બીમાર થઇ પડે (યાને હાર ખાય) ત્યારે આપણે તેને દવા (યાને મદદ) આપીશું. અગરજો તે તેમાં ફતેહમંદ નિવડશે તો એના બાપની માફક એ આપણો (વડો) પાદશાહ ગણાશે (યાને આપણી પાસે સલામી લેશે) માટે બેહતર એજ કે અત્રેથી તે લશકર મેલવીનેજ ત્યાં જાય કે જેથી તે પોતાના દિલમાં એ માટેનો કીનો ધરે નહી."

જ્યારે તે દાનાવ વજીરે એ વાત સમજી ત્યારે તેણે જુના વખતનું નજુમ ત્યાં હાજર કરાવવા ફરમાવ્યું. આથી સેતારેશનાસ ત્યાં નજુમ સાથે હાજર

થયો અને તેણે રાતના ત્રણ પોહર બાકી રહયા ત્યાં સુધી મસલત ચલાવી આખરે તે નજુમીએ કયસરને કહયું કે, "ઓ નામદાર! મેં નજુમની કેટાબો જે અફલાતુને[1] સેતારા માટે લખી છે તે ધ્યાનથી તપાસી છે, જે ઉપરથી જણાય છે કે, એ ખસરૂને પાછી પાદશાહી મલતાં કાંઈ ઘણો વખત લાગવાનો નથી. પણ તેને જમાના નવેસરથી શેહેનશાહી અપાવશે, અને પછી તે આંડત્રીશ વર્ષ સુધી એ પાદશાહી ભોગવશે. તેટલાં તેના ઉપર કાંઇપણ દુખ પડશે નહી."

એમ સમજતાંજ કયસરે વજીરને કહયું કે, "હવે તેનો એ ભરમ તો ખુલ્લો થયો છે. માટે તમો મને કહો કે, એનો જવાબ આપણે શું લખીએ કે જેથી એ કેહેણ કેહેવાડી આપણે તેને દુખી કીધો છે તે દુખ ઉપર મલમ મુકી શકાય?" ત્યારે તે મોટી પડકીના વજીરે તેને કહયું કે "આસમાન ઉપરના સેતારાઓથી તો તેના નસીબની સરૂવાત થઇ ચુકેલી છે, તેથી ગમે એવી મરદાનગી અને દાનાઈથી પણ તેને કોઇ પાછો હટાવી શકવાનો નથી. માટે તે દાનાવ પરવરદેગાર તુંને મદદગાર થાય એજ પુરતું છે. જો અત્રેથી ખસરૂ ખાકાનના મુલક તરફ જતો રેહેશે તો ખાકાનને તેની દોસ્તી સાંધવાનું સવલ થઇ પડશે. વળી જો તે પોતાને માટે બીજી જગ્યાએથી લશકર ઉભું કરવા પાંમશે તો પછી તે તારી ઉપર કીનો લેવાથી કદિપણ ઠાકશે નહી. માટે તું હમણાથીજ એ બાબદો ઉપર ધ્યાન આપશે તો તેમાં દાનાઇ ગણાશે અને તેથી તું મજબુટીથી તારી ઇચ્છા પાર પાડી શકશે."

ત્યારે કયસરે તેને જવાબ દિધો કે, "હવે ત્યારે તો નાચારી સાથે આપણે તે પાદશાહ માટે લશકર મોકલશું. કારણકે કેટલીક વાતોનો તોલ કરવો ખજાના કરતાં પણ બેહતર થઇ પડે છે માટે એમ હલકો પડવા છતાં હું દુખથીં તો મોકલો રહી શકું છું. પછી તેણે તુરતજ એક નામું લખાવ્યું અને તેમાં તેની તારીફ ઉપર તારીફ સાથે લખાવ્યું કે, "હમે હમારા નેક દિલના અને પાક વિચારના વજીર સાથે તમામ સારી માઠી વાતો ઉપર તરેહવાર વિચારો ચલાવ્યા છે અને તેમ કરતાં હમો વચે તરેહવાર તકરારો થઇ છે. સેવટે હમુને હમારા આગળા હેડાવથી પાછું ફરવું પડયું છે. હવે એ તકરાર અને વાતચીતોનો એવો છેડો આવ્યો છે કે, હમો તારે માટે હમારા પુરાણા

---

૧ ગ્રીક ફીલસુફ પ્લેતોને અરબો તથા ઈરાનીઓ અફલાતુનને નામે ઓલખાતા હતા. એ પ્લેતોને અરબોએ "અફલાતુન ઈલાહી" યાને ધર્મોપદેશ કરનાર અફલાતુન એવો એલકાબ આપ્યો હતો.

ખજાનાના બારણાં ખુલવા માંગ્યે છીએ. કોનસતનતીનોપલ ખાતે હાલે હમારી પાસે પુરતું લશકર નથી કે જેથી હમારા મુલકોનું રક્ષણ થઇ શકે. તેથી હમુને એ માટે તરેહવાર વિચારો ચલાવવા પડયા હતા અને આખરે હમુને દેશેદેશથી લશકર મંગાવવું પડયું છે. વખત જતાં એ સઘલું લશકર આવતું રેહેશે અને બેશક તે પછી હમો તે તારે માટે મોકલી આપીશું. પણ હમુને તો સિંહના મોહાંમા નસતર ભોકતી વખને તમામ અક્કલ અને હુશીયારી વાપડવી પડી હતી. હમારા જાણકારોએ તમારા વડીલોની વર્તણુકથી જે હમુને નુકસાંન પુગ્યું હતું તેની હમુને યાદ આપી હતી. શાપુરશાહ અરદેશીરના વખતમાં હમારા જે જવાનો હતા તેમણા દિલ પણ દુખથી બુહાં જેવા બન્યા હતાં. તે વખતે ઇરાનીઓએ પુશકલ લુટફાટ, ખુનામરકી અને હુમલાઓ કરી હમો ઉપર ગેરકાયદે કીનો લિધો હતો. વળી તેના ગુજરવા પછી હોરમજ અને કએકોબાદે પણ પરવરદેગારના ઇનિસાફની કાંઇજ યાદ રાખી હતી નહી. તે વખતે ઇરાનીઓએ આ હમારા મુલકના ઓગનચાલીશ શેહેરોનો નાશ વાલ્યો હતો અને ત્યારે રેડાયલા સરદારોના ખુનથી મેદાનો પણ તલાવ જેવાં બન્યાં હતાં. વળી તેઓ તેમની ઓરતો અને છોકરાંઓને પણ કેદ પકડી લેઇ ગયા હતા. તેથી હાલે જો રૂમીઓ તેનો દિલમાં કીનો ધરે તો તે વાત કાંઇ તુંને અજબ થવા જેવી નથી. પણ હમારી દીનમાં એવું દુખ દેવાનું ફરમાન નથી. તેથી હમારો કોઇ સાથે બુરાઇ કરવાનો ચાલ નથી. હમે સચાઇથી વધારે સારી ચિજ કાંઇ જોતા નથી. તેથીજ હમો જુઠાઇ અને ઠગાઇથી દુર રહીએ છીએ. આથી હમુને એવા જુલમ ખમેલા શખ્સોને બોલાવી તેઓ સાથે એ બાબે વિચાર ચલાવવો પડયો હતો. પણ હાલે એ સઘલા શખ્સોના દિલને હમોએ યુક્તિથી પાક બનાવ્યાં છે અને તે ઝેહેરને તેના ઉતારમાં ફેરવી નાખ્યું છે. હું એ વાતો આ નામામાં જણાઉં છું તે એટલાજ માટે કે હવે પછી એ પુરાણી વાત કોઈજ કરે નહી. હવે તું જે ચિજોની માંગણી કરે છે તે કામ હમે બજાવીશું અને તેના જામીન તરીકે હમો તુંને હમારા જીવો ગીરવી મુકીશું. હવે તારે પણ હમારી સાથે જબાંનથી બંધાવું ઘટે છે, કે જેથી કોઇપણ હમારી તરફ શકમંદ બને નહી. માટે તું હમુને જણાવ કે, 'હું પાદશાહી પાંમ્યા પછી તમોએ જે મેહેનત લિધી છે તેને હું નજીવી અને હલકી ગણશ નહી. તેમજ રૂમીઓ પાસેથી કાંઇપણ સલામી લેવસ નહી અને તમોએ વેઠેલી એ મેહેનતને હું કોઇપણ ચિજને ખાતર વેચી નાખશ નહી.' વળી તારે હમારી આ ખાહેશ પણ પાર પાડવીજ પડશે. તે એ કે તારે હમુને તારા ખેશીઓ માફકજ ગણવા જોઇશે. વળી જ્યારે પણ તુંને લડાઈ કરવી પડે ત્યારે તે તારે ગેરકાયદે કરવી નહી. એજ બંધોબસ્તે

હમો તારા દોસ્તો અને ભાઇઓ જેવા બનીશું અને કદાચ વખતોવખત તેથી પણ ચઢતા નિવડીશું. પણ જો તેં પાછી આ શેહરો જીટવાની ઈચ્છા કીધી તો પાછો હમારા દિલમાં આગળો કીનો ઉભરી આવશે અને પાછી પેલા સેલમના પુરાણા વખતની અશંભવીત વાતોની હમુને પાછી યાદ આપશે. માટે હવે હું તારી પાસે યાદગાર રેહે એવો તારી મોહર સાથનો એક સખત કરાર કરાવવા માંગુ છું. તે એ કે, હવે પછી તારે પેલા જુના જમાનાના અઇરજંના કીનાની વાત કાઢવી નહી. હવે પછી ઈરાન અને રૂમની જમીન વચે કાંઈપણ જુદાઇ રાખવી નહી. વળી હમારા મેહેલમાં મોટા સરદારને લાયક થાય એવી એવી જે પરદેપોશ બેટી છે તેની હમારી પાક દીનના ફરમાન મુજબ અને હમારી રાહારશમ મુજબ તું પરણવાની માંગણી મોકલે. જેથી કયસરની તોખમનું ફરજંદ તારે ત્યાં અવતરવાથી તે પેલા અઇરજનો કીનો યાદ કર્યા કરે નહી અને તેથી હમારી જમીન પણ દુખ અને લડાઇથી છુટકારો પાંમે અને હમારી દીન પણ પોતાનો માર્ગ આગળ ધરે. હવે જો તું એવાતને અક્કલની નજરથી જોતો હોય અને તેને સચાઇથી ઉલતી ગણતો નહી હોય તો હમારી ફરમાશ મુજબના બંધોબસ્તથી પરવરદેગારની રૂબરૂમાં એ વચણ અપાયલું ચાલું રેહેશે. પીરોજ અને ખુશનવાજના વખ્તને હાલે લાંબો વખત વહી ગયો છે પણ તે વખતે પણ (વચણ તોડયાથી) એ બંધેએ પોતાના ડોકાં ફોકટમાં ગુમાવ્યાં હતાં. તે મુજબ પરવરદેગારની રૂબરૂમાં અપાયલો આ વચણ કોઇએ તોડવો નહી. હમારા પેગમબર ઇસાએ એવું કહેલું છે કે, 'જે ઈનસાફથી દુર થાય તે અક્કલથી પણ દુર થાય છે.' તેથી તો ખુશનવાજે પીરોજના માથાંને કાંઇ અલવલ આવે નહી તેમ ઘણીક તદબીરો કીધી હતી. પણ તેની સાથે પીરોજે સખતાઇ વાપડયાથી તે એ લડાઇમાં કાલી ધુલ સિવાય બીજું કાંઈ જોવા પાંમ્યો નહી. તેથી જે પાદશાહનું મગજ ઇનસાફથી દુર થાય તેનું તખત તેમજ પાદશાહી પણ બરબાદ થાય છે. તું એક જવાન છે અને નવુંસવું એ કામ ઉપાડે છે. તેથી જો તું ચાહતો હોય તો જમાના તરફથી તેના સારાં ફળ પાંમે તો તું કદિપણ વચણ તોડનારને આશરો આપતો ના. કારણકે વચન તોડનારનું કફન ધુલ બને છે. જે પાદશાહ વચણ તોડનાર અને કીનાખોર હોય તેના ઉપર તેનું તાજ તખત પણ શ્રાપ વરસાવે છે.[1] હવે તું મારૂં આ નામું તમામ વાંચી કાઢી અને તેમાની વાતો ઉપર

---

[1] અત્રે કયસર જુઠાઈ અને વચણ તોડવાના ગેરફાયદા દરશાવે છે. પણ પુરાણા જરથોસ્તીઓ પોતાના ધર્મની રૂએ કોલ તોડવાના અને જુઠું બોલવાના ગુનાહથી હંમેશા દુર રેહેતા હતા એમ જગજાહેર છે. જો તવારીખની રૂએ તપાસીશું તો કોલ તોડવાના બનાવો રૂમીઓથી વધુ જાહેર થયા છે.

ધ્યાન આપીને તેનો જવાબ લખજે. તેમાની ખુબીઓનો વિચાર કરીનેજ તું તેનો મુબારક જવાબ લખજે. તારો મુનશી વટીક એ મારો ભરમ જાણે એવું પણ હું ચાહાતો નથી. માટે તું પોતેજ એ સઘલું યાદ રાખીને મારા એ નામનો જવાબ લખજે. જ્યારે હું તારો એ નામનો જવાબ વાંચીશ ત્યારે એક આપઅખતીયારનું દિલ કેવું છે તે જણાઈ આવશે. ત્યારેજ હું તારો ગમ દુર કરવાને માટે મારૂં લશકર, હથીયાર અને પૈસા મદદ દાખલ મોકલશ; તેમજ જે કોઇ તુંને ઘણા પ્યારા છે તથા જેઓ ઘણા નામીચા ગણાય છે તેઓને પણ મોકલી આપીશ. પણ તું જેની તરફ દિલમાં કીનો ધરાવતો હોય તે કીનાને પણ દિલમાંથી મરદાનગી સાથે કાઢી નાખજે. તું પરવરદેગારને ખાતર તેમના ગુનાહની માફી બક્ષજે અને તારો દુશમનો તેમજ દોસ્તોની જીંદગીને કડવી બનાવતો ના. જો તું પોતાને ફતેહમંદ નસીબનો તેમજ લશકર, તાજ અને તખત સાથે જેહાનજીટ બનાવવા ચાહાતો હોય તો તારો હાથ પારકી ચિજો ઉપરથી ઉઠાવી નાખજે અને તારાં રવાનને સાચો માર્ગ લેવા દેજે. વળી તું તારા નોકરો ઉપર નવાજેશ કરજે અને ભીખ માગતા દરવીશોની સંભાળ કરજે. જો તું સખી અને ઇનસાફી બનશે તો કોઈથી તારાં તાજ તખત તરફ હાથ લંબાવી શકાશે નહી. પાદશાહો વચ્ચે જે ચોંકેલો રેહે તેજ પોતાના મુલકને દુશમનોથી સંભાળી શકે અને તે કદિપણ દુશમનોની બુરાઇ જોવા પાંમે નહી, પણ સાંમો ખોદાઇ નુરનો વધારો પાંમે. જે બુજોર્ગો પોતાને માટે તથા પોતાના ફરજંદોને માટે બંધોબસ્ત કરવા ચાહાતા હશે તેઓને હમો તારી આગળ મોકલી આપીશું અને તેઓની સાથે તારાજ વિચાર મુજબની વાતો કરીશું."

જ્યારે એ નામા ઉપરની સાહી સુકાઇ રહી ત્યારે તેના ઉપર કસ્તુરીથી મોહર મારવામાં આવી. પછી જ્યારે એ નામું ખસરૂને આવી મલ્યું ત્યારે તેમાથી તેના વિચારથી ઉલટીજ નવી ખબરો તેને મલી. તેણે ઇરાનીઓને કહ્યું કે "આજનો મેહર રોજનો દાહાડો આસમાન ઉપર નવીજ તરાંહાનો ઉગ્યો છે. મને કયસર તરફથી એક બુલંદીભર્યું નામું મલ્યું છે, જેમાં સઘલી ફાયદેમંદ વાતોજ લખાઇ આવી છે. પણ તે ઇરાન અને રૂમ વચેના લાંબા વખતના ચાલુ કીનાને કાપી કાઢવા માંગે છે." ત્યારે ઈરાનીઓએ તેને જવાબ દિધો કે, "જે વખતે આપણી વચેનો એ કીનો નિકલી જશે અને સરદારો વચેથી કોઇપણ પાદશાહી તાજ મેલવવા માગશે નહી તો તેથી આપણું આટલું બધું લશકર પણ ખાલી હાથનું બનશે નહી. જો એ સચાઇવાલી વાત તારા વખતમાં બનસે તો તારૂં નામ તાજોની ઉપર કોતરાયલું રેહેશે."

## ખસરૂએ પોતાની તરફના વચાણ સાથે કયસરનો જવાબ લખ્યો તે વિષે.

તેઓએ આવી રીતનો વિચાર જણાવતાંજ ખસરૂએ દરબારને પારકાઓથી ખાલી કીધી અને પછી તેણે સાહી, કલમ અને રેસમી ચીનાઈ કપડું મંગાવીને પોતાની આગળ મુનશીને હાજર થવા ફરમાવ્યું. ત્યારબાદ તેણે પાદશાહી રસમ મુજબ પાદશાહે પોતાના હાથથી પેહેલવી ભાષામાં એક નામું લખ્યું કે, "પાક યજદાંનના તેમજ ફરતા ગુરજના અને હંભ જમીનના સોગંદથી હું લખું છું કે, જો હું પાદશાહ તરીકે મારાં તખત ઉપર પાછો બેસશ અને તમામ ઇરાન તેમજ ખજાનો અને લશકર મારૂં બનશે તો મને મદદ કરનારા રૂમીઓ પાસેથી હું રૂમની ચોહાઈ માંગશ નહી. તેમજ એ જમીન ઉપર હું મારા લશકરને પણ લડવા માટે મોકલશ નહી. તથા એ મુલકને લગતાં દરેક શેહરો પછી તે ગમે એવું નકામું અને કીંમત વગરનું શેહર પણ મારા કબજામાં હશે તે સઘલાં હું કયસરને પાછા આપશ.[1] જે માટેનો લેખીત દસ્તાવેજ હું હવે પછી મોકલી આપશ. વળી કયસર અને તેની પાક ઓરતની સગાઇથી જનમેલી બેટીની પણ હું તારી ઇચ્છા મુજબ માગણી કરશ અને તેવી માંગણી મોકલવાની પણ હું તૈયારી કરી રાખશ. વળી ઇરાનને લગતા જે શખ્સો જેવા કે ગસતહમ, શાપુર, અન્દીયાન તથા પાદશાહી ખાનદાનનો ખરરાદબુર્ઝીન વિગેરે હાલે તારી દરબારમાં છે અને જેઓએ તારી પનાહ લિધી છે તેઓને જ્યારે તું તારૂં લશકર મોકલે ત્યારે તારી એ નામદાર ભણેલી બેટીને પણ સોંપજે, જેથી એ બુઝોર્ગીભરી (ઈરાન અને રૂમની) અંજુમનો વચે જેમ આગળ સગાઇ હતી તેવીજ સગાઇ હાલે મારીં સાથે ગણાશે. તેઓમા પેહેલો કયોમરસ્ત અને પછી જમશીદ હતો કે જે બંધેથી આ જેહાન ઉમેદભરી તેમજ ડરતી રેહેતી હતી. વળી બીજા મુબારક તોખમના દાનાવ બુઝોર્ગો અને પાદશાહી તોખમ ધરાવનારા પુરાણા પાદશાહો વચે કાઉસ અને કએખસરૂની વાતો બોલાય છે. એ રીતે બુઝોર્ગીભર્યો કોબાદ કે જેના ઇનસાફથી મેંઢાં અને વરૂઓ વચે પણ સગાઇ થઇ હતી તેનું નામ આવે છે. વળી તેથી આગળ વધતાં લોહરાસપ આવે છે અને તે લોહરાસપથી (નામીચો) ગુશતાસ્પ જનમ્યો હતો. પછી

---

૧ તવારીખનવેશોના જણાવ્યા મુજબ ખસરૂએ રૂમીઓ પાસે લશકર અને પૈસાની મદદ મેલવ્યાના બદલામાં પોતાને અસતકના રૂમી પ્રાંતો જેવાકે પરસરમેન્યા અને મેસોપોતેમ્યાનો પુર્વનો ભાગ કયસરને પાછો આપી દેવો પડયો હતો.

બાહાદુરોનો સરદાર અસફંદીયાર આવે છે જેનાથી નામદાર બેહમને જન્મ લિધો હતો. એ રીતે અરદેશીર બાબકાન કે જેનાથી (કેઆનીઓનું) બુઢું બનેલું નસીબ પાછું જવાન બન્યું હતું તેનું નામ આવે છે. વળી હવે હોરમજનો બેટો ખસરૂ કયસર સાથે એકદિલી અને સંબંધ ધરાવનારો થયો છે જે ખસરૂનો પણ સેલમ પુરાણો વડીલ ગણાય છે. તેથી હું તારી સાથે જુદો નિવડશ નહી અને તારા તરફ શકમંદી રાખશ નહી. હવે આપણે આપણી વચેનો સઘલો કીનો કાઢી નાખશું અને રૂમીઓ તથા ઇરાનીઓ એકજ હોય તેમ બનીશું. વળી હું તેજ કયસરની બેટી કે જે બીજી સઘલી છોકરીઓ વચે તાજ જેવી છે તેને પણ (મારી ઓરત તરીકે) કબુલ રાખું છું. તેનામાં જે કાંઇ ખુબી ખામી હશે તોપણ તે મને કબુલ છે. હું જે આ નામું લખું છું તે પરવરદેગારની રૂબરૂમાં લખું છું. આ સઘલું મારા પોતાના ખતે લખાયલું છે અને મારા હકીકત જેહાનમાં આશકારા છે. વળી હું એ નામાં ઉપર મારા ધર્મ અને કાયદાની રશમ મુજબ મારી પોતાનીજ મોહર મારૂં છું. તારી પછી હવે જે કોઈ જેહાનજીટ, ભાગ્યશાલી અને તાજદાર પાદશાહ થશે તેઓ પણ આ મારાં લખાણને શાહ્રી તરીકે ગણી લેઇ ચાલશે અને તેઓનું રવાન અને અક્કલ મારી સાથની દોસ્તીમાં સામેલ થશે. મેં એ જે કાંઇ લખ્યું છે તે ગમે એવો વધુ કે ઓછો (સારો માઠો) બનાવ બને તોપણ હું તેથી જરાએ ફરશ નહી. હાલે હું જે કાંઈ લખી આપું છું તેજ રેવા ગણાશે. જેનો ગવાહ મારૂં દિલ આ સેતારાઓ અને પરવરદેગાર છે. હવે જે કાંઇ તેં પણ લખ્યું છે તે બજાવવામાં ઢીલ થવી જોઇતી નથી. કારણકે આ શેહરમાં મારો ઘણો વખત નિકળી ગયો છે."

એ પ્રમાણે આ સઘલી વાત તે લખી રેહેતાંજ એ લખાયલું નામું ખરરાદના બેટા ખુરશીદને આપ્યું. આથી તે પેહેલવાને તુરતજ ઘોડે સ્વાર થઇને ત્યાંથી પવનવેગે ચાલું મુક્યું. તે કયસર આગળ આવી લાગ્યો ત્યાં સુધી તેણે એજ રીતે પવનવેગે દોડવું ચાલું રાખ્યું અને તેટલો વખત ખસરૂની કહેલી વાતનેજ ધ્યાનમાં રાખી મુકી. જ્યારે કયસરે તે નામાનો બંધ છોડયો અને તે બુલંદીભર્યા પાદશાહની સઘલી વાતો વાંચી ત્યારે તેણે દાનાવો અને બોલવે જોરેમંદો હતા તેઓને પોતાની આગળ હાજર થવાનો હોકમ કીધો.

પછી તેણે તે સઘલાઓને એ બાબે છુટું છુટું પુછવા માંડયું કે, "મારે હવે એ બાબે શું ઉપાય કરવો અને તે ઇરાનના શાહ સાથે કેવી રીતના કોલકરાર કરવા? હવે એ નામાથી તો આપણી પાસે કાંઇજ બાહાણું રહયું નથી અને રૂમ તથા ઇરાન વચે હવે જોડાણ થયલું ગણાયું છે." ત્યારે તે બુજોર્ગો

અને દાનાવોએ ઉઠીને તેને જવાબ દિધો કે, "હમારો તું કયસર છે અને હમો તારા નોકરો છીએ. તું પોતેજ તખત અને તાજનો ધરાવનાર જેહાનનો પાદશાહ છે. માટે તારા જે કાંઈ વિચારો અને હોકમો હોય તે ફરમાવ. જો તું ચાહાશે તો હમારા શરીર અને જીવ પણ તારાજ છે." તેઓને એમ બોલતા સમજીને કયસરે તે અક્કલમંદ અને દીનદાર નામદારોની તારીફ કીધી. પછી તે કયસર આસમાન ઉપરની બતી (સુરજ) દેખાવ અને ચેહરામાં જુદી તરેહની બની (યાને રાત પડી) ત્યાં સુધી ત્યાંજ હોજ્યો.

## કયસરે એક તલેશમ બનાવ્યો અને ખસરૂના એલચીઓ તેનાથી ઠગાયા તથા ખરરાદ-બુર્જીને તેનો ભરમ ભાંજ્યો તે વિષે.

હવે ફરતો સુરજ રંગ વગરનો બનતાંજ (યાને અસ્ત થતાંજ) અને સેતારાઓ રાતના આસમાન ઉપર લટકતા બનતાંજ કયસરે પોતાના કારીગરોને ફરમાવ્યું કે, "તમો કાંઇ લાંબો વિચાર કરીને એક જગ્યાએ એવો અજબ તલેસમ કરી બતાવો કે તે માણુસ સિવાય બીજું કાંઇ છે એમ કોઇપણ પારખી શકે નહી. તમો એક ખુબસુરત અને શરમાઉ ઓરતને ત્યાં લાંબો ઝભો પેહેરાવીને તખત ઉપર લેટેલી બેસાડો અને તેણીના બંધે હાથ ઉપર ચાકરડીઓને ઉભી રાખો, તેમજ તેણીની આગળ પાછળ સઘલે નોકરોને પણ ઉભા રાખો. તમો તે માહાતાબ જેવી ઓરતને તખતની ઉપર મુગી મુગી ચાલું રૂડન કરતી ઢબે બેસાડો અને વખતો વખત પોતાનો હાથ આંખ આગળ ઉંચકી આંસુને ખંખેરી નાખતી હોય તેવી હીલચાલ કરાવો."

એમ સમજતાંજ તે કારીગરે લાંબા ચોટલા સાથની એક ઓરત બનાવી જેને જે કોઇ દુરથી જોય તો તેને કોઇ ગમમાં બેઠેલી નુરાનીવાલી ઓરતજ માની લે. તે જાણે પોતાના ગાલોને લાલ બનાવી અને આંખોમાંથી આંસુ પાડી પેગમ્બર ઇસાને માટે ગમ કરતી બેઠી હોય તેમ લાગતું હતું. જ્યારે તેના બુજોર્ગોએ આવી રીતનો તલેસમ બનાવ્યો ત્યારે એક રાહબરે કયસર આગળ આવીને કહયું કે, "તેં હમુને જે ચિજ બનાવવા કહી હતી તે હમે બનાવી છે અને તેમાં તારા ફરમાવ્યા મુજબનીજ બનાવતો બનાવી છે." કયસર તે દાનાવોની એવી વાત સમજતાંજ ત્યાંથી ઉઠીને તે બનાવેલા તલેસમ આગળ ગયો અને તેની જાદુઈ જેવી કારીગરી જોઇને અજબ બન્યો. વળી તેણે તે જાદુઇ જેવી કારીગીરી બનાવનારાઓને બક્ષેશ કીધી અને થોડાક દીરમોના તેમને હદીઓ આપ્યો.

પછી તેણે ગસતહમને ત્યાં બોલાવી મંગાવ્યો અને તેને કહ્યું કે, "ઓ નામદાર પેહેલવાન ! મારી વસંત જેવી એક ખુબસુરત બેટી છે. તેણી વેશે આવતાં મેં તેણીને મારા એક નામદાર ખેશી સાથે મારી ખ્રીસ્તી દીનના રેવાજ મુજબ પરણાવી હતી અને તેણીની છોકરવન નિરદોશ હાલતમાંથી જાગૃત કીધી હતી. મેં તેણીને તે જવાનના મેહલમાં મોકલી આપી હતી; પણ તે જવાનનો જીવ (થોડાજ વખતમાં) આસમાન ઉપર ઉડી ગયો. તેથી હાલે તેણી તેના ગમમાં દુખથી સોગ કરતી બેઠી છે અને તેણીને મનથી રોશન રોજની રાત થઇ છે. મારૂં તો તેણી કાંઇજ કહ્યું માનતી નથી અને કાંઇજ બોલતી નથી. પરવરદેગારે તેણીના ગમને એમ લાંબા વખતનો બનાવી દિધો છે. માટે તું જરા તેણીને મલ અને તેનો ગમ દુર કરાવ અને શિખામણોની વાતો સમજાવવાની કોશેષ કર તું પોતે દાનાવ તેમજ પેહેલવાનની તોખમનો છે. તેથી કદાચ તે તારી સાથે વાતો કરશે."

ત્યારે ગસતહમે તેને કહ્યું કે, "વારૂ, હું તેમ કરી જોવશ અને તેના દિલમાના તેના પ્યારનો થોડોક કતરો બાહાર કાઢવાની કોશેષ કરશ." પછી તે નામદાર પેલા તલેસમ આગળ તેણીને વાતો સમજાવવા માટે ખુલ્લે મને ગયો ત્યાં તેના તખત આગળ આવી લાગતાંજ તેણે તે ઠગારા તલેસમને નમન કીધું અને પછી તેણી આગળ ભોંય ઉપર તે મોટી પડવીના શખ્સે બેસી જઇને તે સોગ કરતી ઓરત સાથે વાત કરવા માંડી. પેહેલાં તે બાહાદુરે જે વાતો તેને ફાયદેમંદ જણાઈ તે કેહેવા માંડી કે, "ઓ શાહજાદી ! અક્કલમંદો કાંઇ દુખ વખતે એમ રડતા નથી. એક ઉંચે ઉડતાં ગીધથી કે જંગલમાના સિંહથી કે પાણીમાંની મછીથી પણ મોતના ફાંડામાંથી છુતાતું નથી." પણ તે પેહેલવાનનું એ સઘલું કેહેવું તેણીની આગળ બરબાદ ગયું. તેથી તે ગુપચુપ ત્યાંથી બાહાર નિકળી ગયો. કારણકે તેણી તો હર પળે તે શિખામણ આપતા વૈદ આગળ ફકટ આંગલી ઉંચકીને આંખમાનાં આંસુઓ ખંખેરીયા કરતી હતી.

જ્યારે ગસતહમ તેણીથી અજબ થતો વિચાર કરતો બેઠો હતો ત્યારે તેને કયસરે પાછો બોલાવી મંગાવ્યો અને પુછ્યું કે, "કેમ, તુંને મારી બેટીમાં શું જણાય છે ? કારણકે તેના એવા ગમ અને સોગથી મને પણ દુઃખ ઉપજે છે." ગસતહમે તેને જવાબ દિધો કે, "મેં તો તેણીને ઘણું સમજાવ્યું પણ તેની ઉપર મારી શિખામણોની કાંઇજ અસર થઇ નથી."

હવે બીજે દિવસે કયસરે બાલુઇને કહ્યું કે, "આજ તું અનદીયાન તથા સરદારની તોખમના શાપુર સાથે જઇને મારી તે બેટીને ખુશ બનાવ

અને તેમ કરી મારા જીવને ખુશી કર. તમો એ મારી સોગ કરતી બેટી આગળ જાઓ અને તમારા નામદાર શાહ તરફથી તેણીને કાંઇ વાત કહી સમજાવો. જો તમો એ મારી બેટીને જવાબ આપતી બનાવશો તો તેથી મારા મગજમાં પણ ગરમી આવશે. માટે મારા એ ગમમાં તમો ભાગ્યા બનો અને તે સોગ કરતી બેટીને કાંઇ પુછપરછ કરો. કદાચને તે તમારી નશીયતો અને શિખામણો માનશે અને તમારી અરજ ઉપર ધ્યાન આપશે. મને લાગે છે કે, આજે તો તેણી તમુને જરૂર જવાબ દેશે અને તમારા મુબારક અવાજનો જરૂર જવાબ મલશે. તેથી વળી એ સોગ કરતીના હાથમાંથી હું પણ મોકલો બનશ. કારણકે તેણી તો જાણે આંખોમાંથી લોહીનાંજ આંસુ પાડે છે."

આથી તે મોટી પડવીના ત્રણ બાહુરો ત્યાં ગયા અને દરેકે તેણીને લડાઇની હારજીતની કેટલીક વાતો કહી સમજાવી. પણ તેણી તો તેઓમાના કોઇને જવાબ આપતી જણાઇ નહી. જાણે તે ઓરત મુગી હોય તેમ ચુપકીદીજ પકડીને બેઠી. આથી તેઓ ત્યાંથી પાછા કયસર આગળ આવ્યા અને તે ઇનસાફ આપનાર આગળ નચાર હાજર થયા. તેઓ બોલ્યા કે, "હમે તેણીને ગમે એટલું કહ્યું અને શિખામણો આપી તે છતાં તેણીના એ દુખમાં કાંઇપણ ફાયદો જણાયો નથી." ત્યારે કયસર બોલ્યો કે, "મારા બુરા દાહાડાએ તેણીના ગમમાં મને પણ ગમ કરતો બનાવ્યો છે."

જ્યારે તેણે એ નામદારોથી પણ કાંઇ ઉપાય જોયો નહી ત્યારે તેણે ઉતાવલે ખરરાદબુર્જીનને બોલાવી મંગાવી તેને કહ્યું કે, "તારા તમામ નામદારો વચેથી કદાચને તેણી તારી વાતો સમજશે એમ મને લાગે છે." પછી તેણે એક જોરેમંદ શખ્સને તેની સાથે પોતાની સોગ કરતી બેટી આગળ મેહેલમાં મોકલી આપ્યો. જ્યારે ખરરાદબુર્જીન તેણીની આગળ આવ્યો અને તેણીનો માથે તાજ સાથનો ચેહરો જોયો ત્યારે તે લાંબો વખત સુધી તેણીને ટીકતો ઉભો રહયો અને પછી તે ઠગારા તલેસમને નમન કીધું. તેણે ઘણો વખત સુધી તે ઓરતને પગથી માથાં સુધી તપાસી તેમજ તેણીની આગળ ઉભેલી દાસીઓને પણ જોઈ. પછી તેણે તે ઓરતને ઘણું કહી સમજાવ્યું પણ તેને કાંઇજ જવાબ મલ્યો નહી. આથી તે મોટી પડવીનો શખ્સ વિચારમાં પડયો. તેણે વિચાર્યું કે, "જો એ ઓરત ગમને લિધે એમ બેસુધ બની હોય તો વારે તેની દાસીઓ શા માટે એમ મુગી ઉભી હશે? વળી જો તેણીની આંખમાંથી આંસુ ખરતાં હોય તો તેણીના એ ગમનો જુસ્સો નરમ પડવોજ જોઇએ. વળી જો તે આંસુઓ તેણીની છાતી ઉપરજ પડતાં હોય તો તેનો જમનો તેમજ દાવો બંધે હાથો હીલતા રેહેવા જોઇએ જેમ થતું નથી. તે જે આંસુઓ કે

છે તે એકજ જગ્યાએ પડે છે. તે સિવાય તેના ખભાં, હાથ કે પગ કાંઈજ હીલતું જણાતું નથી. તેથી જો એના બદનમાં જીવ હતે તો એકના એક હાથ ઉપરાંત તેના પગો તેમજ આખું બદન પણ હીલતું રેહેતે. જો તેણી પોતાના આંસુ બીજી જગ્યાએ પણ ફેંકતી હતે તો તેણીનો બીજો હાથ પણ હીલચાલ કરતે. તેથી હું તેણીના બદનમાં જીવતી હાલતની હીલચાલ જોતો નથી, પણ તે કાંઇ ફીલસુફીથી ઉભો કીધેલો તલેસમ છે."

(એવા વિચાર પછી) તે હવે કયસર આગળ પાછો ફર્યો અને તેને હસીને કહયું કે, "એ માહાતાબ જેવી ઓરત કાંઇજ અક્કલ ધરાવતી નથી. એ તો તારા રૂમીઓએ બનાવેલો કાંઇ તલેસમ છે, જેને બાલુઈ તથા ગસતહમ પારખી શકયા નથી. એ રીતે તું હમારી આંખે નજરબંધી કરીને હમો ઇરાનીઓની ઠેકડી કરતો હતો." એમ સમજતાંજ તે પાદશાહ પણ હસી પડયો; જેથી તેના હોટ ખુલ્લા થઇ તેમાંથી રૂપાં જેવા સફેદ દાંતો દેખાવા લાગ્યા. પછી કયસરે કહયું કે "જીવતો રેહેજે. પાદશાહના વજીરના ઓધ્ધાને લાયક તુંજ છે. હવે મારા મેહેલને લગતું અજાયબીઓથી ભરેલું એક મકાન છે, જેમાની અજાયબીઓ માટે તુંને વિચાર પણ આવી શકશે નહી. તું તે જોશે તો તેમાં શું જાદુઇ છે અને તે તલેસમ છે કે પરવરદેગારની બનાવત છે તે પણ તું પારખી શકશે નહી."

જ્યારે ખરરાદબુર્જીને તેની એવી વાત સમજી ત્યારે તે તેનું એ પુરાતમ મકાન જોવાને ગયો. ત્યાં તેણે હવામાં અતરંગ લટકેલા એક સ્વારને જોયો. પછી તે નામદાર કયસર આગળ પાછો આવ્યો અને તેને કહેવા લાગ્યો કે, "તે ઘરમાં તારા નામદારોની યુક્તિથી જે સ્વાર બનાવ્યો છે તે લોઢાંનો છે. એ હીન્દી ઘોડા ઉપર બેઠેલો* રૂમી સ્વાર જે અતરંગ બનેલો છે તે દાનાવો જે ચિજને લોહચુંબક કહે છે તેનાથી તેમ રહેલો છે. એવી એવી બાબદોને માટે જે કોઈ એ હીન્દુઓની લખેલી કેટાબો વાંચે છે તે ખરેખર ખુશ અને રોશણ રવાનનો બને છે."

## ખરરાદબુર્જીને હીન્દુ ધર્મની સમજ આપી અને તેણે કયસરને નશીયતો સમજાવી તે વિષે.

પછી કયસરે પુછયું કે, "હીન્દુઓને તેમના માર્ગમાં કયાં પુગવાનું છે? તેઓની દીનમાં કોણુની પ્રસ્તેશ કરવાનું ફરમાન છે? તેઓ મુર્ત્તિ પુજા કરતા હોય તો પોતે કોણ છે?"

ખરરાદબુર્જીએ પાદશાહને જવાબ દિધો કે, "હીન્દુ ધર્મમાં ગાય, પાદશાહ અને ચંદ્રને પવિત્ર ગણ્યા છે. તેઓ પરવરદેગારને કે ફરતાં આસમાનને માનનારા નથી અને તેઓ પોતાના શરીરની માયા પણ જાણતા નથી. ફરતા સુરજથી વધુ તેઓ જાણતા નથી અને આપણી માફક તે સર્વઆગાહ સાહેબને ઓલખતા નથી. જે કોઇ આતશ સલગાવે છે તે (બાજે વખતે) પોતાને તેમા બાલી મુકવાનેજ સલગાવે છે. તેઓ હોકમના કરનારા પરવરદેગારથી બનેલા હવામાના આતશ (ઈંદર) ને ઓલખી શકે છે. જેને એક હીન્દુ દાનાવ સર્વેથી સરસ ગણે છે અને તેને માટેની ઘણી સુંદર અને દિલખુશ વાતો કહી સમજાવે છે. જ્યારે દિલમાનો આતશ તે (ઈંદર) આતશને જઈ મલે છે ત્યારે તેના દિલના તમામ ગુનાહો દુર થયલા ગણાય છે. તેથી તેઓ નાચારીએ આતશ ફુકી તેમાં બલી મરવામાં પોતાનું સત સમજે છે."

વળી તેણે એમ પણ કહયું કે, "તમો પણ સાચા નથી જેનો ગવાહ ઈસુ ખ્રિસ્તનું રવાન છે. પોતાની છુપી વાત જાહેર કરતાં એ ઇસુ ખ્રીસ્તે મરીયમને શું કહયું હતું તે શું તમો જાણતા નથી? તેણે કહયું હતું કે, 'જો કોઇ તારૂં પેહેરણ ચોરી લે તો તું ઉશ્કેરાઇને તેની સાથે મારામારી કરતી ના. અથવા તો જો કોઇ તુંને તમાચો મારે અને તે મારથી તારો ચેહરો પણ સુજી આવે તોપણ તું તેના ઉપર ગુસ્સે થતી ના અને તારા ચેહરાને ફીકકો બનાવતી ના; પણ કાંઇપણ બુરૂ બોલ્યા વગર તું તારી આંખોને નમાવી દેજે. ખાતી વખતે પણ તું થોડોજ ખોરાક ખાઈ બસ કરજે. જો તારી પાસે સુવાનું બીછાણું નહી હોય તોપણ તે મેલવવા માંગતી ના. તારાં મગજમાં જે કાંઇ બુરાઈ હોય તેને એવી ગણજે કે તું તેનાથી મુશકેલીના વખતે પણ દુખ પાંમ્યા વગર છુટી શકે.' પણ તારી અક્કલ ઉપર તો લોભ એવી પાદશાહી ભોગવે છે કે તેવા પુશકલ લોભથી તારૂં દિલ પણ માર્ગ ચુકી ગયું છે. કારણકે તારા મેહેલો તો કઇવાન સેતારાને જઇ મલ્યા છે અને તારા ખજાનાની કુચીઓના ગુમખાને ઉંટ ઉપર લાદી લેઇ જવા પડે છે. આવા ખજાના ઉપરાંત તારી પાસે બોહોલું લશકર, બખતરો અને રૂમી કોલાહો છે. વળી તું સઘલે ગેરરીતે લડાઇ કરવા જાય છે અને સુલેહના વખતમાં પણ તલવારોને બાહાર ખેંચે છે. જેથી જંગલમાંનાં ઝરાઓ પણ લોહીથી ભરાઈ જાય છે. એવી તારી રીતોને લિધે ઇસુ ખ્રીસ્ત તારી રેહેબરી પણ કરતો હશે નહી. એ ઈસુ તો હાજત વગરનો એક દરવીશ હતો; જે પોતાના શરીરને રગડીનેજ પોતાની રોંતી મેલવતો હતો. છાસ અને દુધ સિવાય તેનો બીજો કાંઈ ખોરાક હતો નહી, જે તેને ઘી કરતાં પણ વધારે પોશણ આપતો હતો.

જ્યારે તે યાહુદીઓને હાથ સપડાઇ ગયો ત્યારે તેણે પોતાને દોસ્ત વગરનો લાચાર જોયો હતો. તેઓએ તેને મારી નાખવાને જીવતો સુલીએ લટકાવ્યો હતો. જે સુલી હાલે તમારી દીનનું ચિન્હ બન્યું છે. તેને એ સુલી ઉપર ખુવાર કરવામાં આવ્યો હતો. ખ્રીસ્તી મઠ તેનો બાપ અને દેવલ તેની માતા હતી. તે (ઇસુ) તમારા સારાં અને માઠાં કામો ઉપર દેખરેખ રાખનાર અને તમારી સંભાળ કરનાર ગણાય છે. જ્યારે એ ઇસા રોશણ રવાનનો વક્તા, દાનાવ અને ભણેલો બન્યો ત્યારે તે તમારી પેગમબરી કરવાનો વખત પાંમ્યો અને તેણે મીઠાશથી જવાનોના દિલ જીટી લિધાં. તમે લોકો કહોછો કે, એ ઇસુ ખોદાનો બેટો છે અને તે મરતાં મરતાં સુલી ઉપર પણ હસ્યો હતો. પણ એવી અસંભવીત વાતોની દાનાવો હસી કરે છે. માટે જો તમો કાંઇ અક્કલ ધરાવતા હોવો તો પરવરદેગાર જે ફરજંદ અને ઓરતની ખાહેશ વગરનો છે અને જે તમામ ભરમો જાણનાર છે તેનીજ તમો સોધ ચલાવજો. તું તારા વડીલો કયોમરસ તથા તેહમુરસની દીન અને રાહરસમોથી શા માટે ફર્યો છે? તેઓ તો એમજ કેહેતા હતા કે, જેહાનનો પરવરદેગાર ફક્ટ એકજ છે અને તેથી તેનીજ બંદગી કીધા સિવાય તારો બીજો કાંઇ ઉપાય નથી. જેહાનનો અનુભવ પાંમેલા આગળા યજદાંનપ્રસ્ત દેહેકાનો જો કોઇ વખતે તરસા બનતા અને પાણી તેઓને સ્વપનેજ મલતું હોય તોપણ તેઓ હાથમાં બરસમ ધરી બાજ ધર્યા વગર પાણીનું એક ટીપું પણ પી શકતા હતા નહી. વળી લડાઈ વખતે તેઓ પરવરદેગારનીજ પનાહ માંગતા હતા અને લડાઇ વચે થંડા પાણીની ખાહેશ પણ કરતા હતા નહી. તેઓનો કેબલો હવા, પાણી અને ધુલના તત્વોથી પણ ચઢતો ગણાતો હતો. વળી આપણા આગળા પાદશાહો પોતાની દીનને વેચતા હતા નહી પણ પોતાના પરવરદેગારના હોકમ ઉપરજ ધ્યાન ધરતા હતા. બીજું તેઓ કાંઇ જરજવેરાત અને પૈસા ઉપર લોભાતા હતા નહી અને ઇનસાફ સિવાય બીજી કોઈપણ રીતે નામદારી પાંમવા માગતા હતા નહી. ત્રીજું તેઓ મોટા મોટા મેહેલોની બક્ષેશ કરી ગરજાઉઓના દિલને ખુશ બનાવતા; અને ચોહું જે પાદશાહ લડાઈ વખતે ધુલ ઉડારી સુરજને ઢાંકી દેતો ત્યારે તે વખતે પણ તે પોતાના મુલકોને દુશમનોથી બચાવવાનીજ કાલજી કરતા હતા. માટે આવા પાદશાહથી ઉલટા પાદશાહો અક્કલમંદ ગણાય નહી. જે કોઈ દીનમાંથી સચાઇ ઉપરાંત બીજું કાંઇ સોધે તો તેવા ઉપર આફ્રીનને બદલે શ્રાપ વરસે છે."

જ્યારે કયસરે તેની એવી વાત સમજી ત્યારે તે તેને પસંદ પડી અને તેને તેમાં ફાયદો જણાયો. તેથી તે બોલ્યો કે, "જે સાહેબે આ જેહાન પેદા

કીધી છે તેણેજ તુંને સરદારો વચે નામદાર પેદા કીધો છે. તારી આવી પવિત્ર વાતો સાંભલવા લાયક છે. કારણકે તારી પાસે બરમોને ઉકલાવવાની કુચી પણ છે. જે પાદશાહનો આવો નોકર હોય તે પાદશાહનું તાજદાર માથું ચંદ્રને પણ જઠ લાગે છે." પછી તેણે પોતાના ખજાનામાંથી દીરમો, દીનારો તથા નામદારીભર્યું એક તાજ મંગાવ્યું અને એ સઘલું તેણે તેની પુશ-કલ તારીફ કરતાં તેને સોંપ્યું અને બોલ્યો કે, "તારી ઇરાન જમીન આબાદ રેહેજો."

## કયસરે ખસરૂને માટે પોતાની બેટી તથા લશકર મોકલી આપ્યું તે વિષે.

ત્યારબાદ જ્યારે તેણે પોતાનું સઘલું લશકર આવી પુગેલું જોયું અને ત્યાંની જમીન સ્વારોથી ઉડી રેહેલી ધુલથી ઢંકાઇને કાલી બની ત્યારે તેણે એ રૂમી લશકરમાંથી એક લાખ નામદારો જેઓ તદન એ લડાઇને લાયક હતા તેઓને ચુંટી કાઢયા. પછી તેણે તેઓને માટે હથીયારો, પૈસા અને લડાયક ઘોડાઓ મંગાવ્યા. જે પછવાડે તેનો ઘણોક વખત વહી ગયો. એ કયસરની મરીયમ નામની દાનાવ, સંગીન અને અક્કલમંદ એક બેટી હતી તેણીને તેણે પોતાની દીનના રેવાજ મુજબ ખસરૂ સાથે પરણાવી આપી.૧ અને તેઓ ઉપર પર-વરદેગારના આશીરવાદ માંગ્યા. ત્યારબાદ તેણે તેણીને રીતમાં આપવા માટે એટલો તો સામન મંગાવ્યો જે ઘોડાઓ ઉપર લાઢતાં ઘોડાઓ પણ મસ્તી કરવા લાગ્યા. એ સઘલો સામન સુનાનો, જવેહરાતોનો અને યાકુતોનો હતો. વળી તેમાં સુનેરી વણતના કાપડો, ગલીચાઓ, રેસમી તાકાઓ તથા રૂપેરી ભોય અને સુંનેરી ભરતના કપડાંઓ પણ હતા. તેમાં વળી હારો, સાંકળીઓ, લુલકો અને હીરાજડીત મોટી કીંમતના ત્રણ તાજો પણ હતાં. પછી તેણે ચાર સુનેરી પાલખીઓ તૈયાર કરાવી અને તેમાં ગોહરજડીત પાદશાહી કપડું પંઠરાવ્યું. વળી ચાલીસ સીસમી પાળખીઓ તૈયાર કરવામાં આવી જે ઉપર જડેલાં જવેહરાત મરઘાની આંખ માફક ચલકતાં હતાં. ત્યારબાદ ચંદ્રના જેવા ચેહરાની ત્રણસો દાસીઓ તરેહવાર કપડાં પેહેરી ત્યાં હાજર થઇ. વળી સુનેરી અને રૂપેરી લગામ સાથના પાનસો દાનાવ અને ભણેલા નોકરો ત્યાં (સ્વાર થઇને) હાજર થયા. ત્યારબાદ નામીચી અને દિલને તોડે એવી ચાલીસ

૧ બીજા તવારીખનવેશો કયસરે ખસર સાથે પોતાની બેટીની શાદી કર્યાની વાત જણાવતા નથી.

પરીચેહેર રૂમી ચાકરડીઓ પણ ત્યાં હાજર થઈ. વળી રૂમના ફીલસુફો વચેથી ચાર નામીચા અકલમંદ અને દાનાવ શખ્સો પણ હાજર થયા. તેઓએ તે સઘલાંઓને જે કાંઇ ફરમાવવું હતું તે ફરમાવ્યું તથા વળી મરીયમને પણ આરામ, ખાહેશ, લાયકાત, સખાવત અને ખાવાપીવાને લગતી કેટલીક ખાનગી વાતો કહી સમજાવી. જ્યારે રૂમીઓએ એ સઘલા અસબાબની ગણત્રી કરી રહયા ત્યારે તે ત્રણ કરોડથી પણ વધારેની ચિજો ગણાઇ. વળી તેણે પોતાની દરબારમાં જે દરબારીઓ હતા તેમને પણ હીરાજડીત પોશાક અને માથે તાજ સાથે ખસરૂને માટેના પોશાક, ઘોડા, પૈસા અને તેને લાયકની તરેહવાર ચિજો આપીને ત્યાં મોકલી આપ્યા. ત્યારબાદ તેણે રેસમી કટકા ઉપર તે ઇરાનના શાહ માટે એક નામું લખવા ફરમાવ્યું.

પછી તે બોલ્યો કે, "આથી આ શાહના નોકરોની ગરદન ચંદ્ર સુધી ઉંચે ઉંચકાય તો તેમાં નવાઇ નથી. વળી નાની અને મોટી પડવીના લોકો વચે ગસતહમના જેવી લાયકી ધરાવનાર કોઇજ હોઇ શકશે નહી. તેમજ સરદાર શાપુરના જેવો વાતમા રસ આપનાર કોઇ પેહેલવાન હશે નહી. વળી બાલુઇ તો એવો ભરમ ધરાવનાર છે કે તે બાધુરોને હાથે કોઇપણ ચિજથી વેચાઇ શકતો નથી. વળી જેહાનમાં તો ઘણાઓ પણ છે પણ તેઓ વચે ખરરાદ-બુર્જીન જેવો શખ્સ કોઇ જણાશે નહી. ગોયા જેહાનના પરવરદેગારે તેનાથી જેહાનનો ભરમ ખુલ્લો થવા માટે તેને પેદા કીધેલો લાગે છે. તે બુરાઇ વગરેનો અને પ્રકાસ્તા સુરજના જેવો લાગે છે તથા તેના વિચાર તથા કરણી ફરેસ્તાના જેવી છે." વળી તેણે એ સઘલી વાતો તે નામામાં પણ દર્શાવી.

ત્યારબાદ તેણે એક નજુમીને પોતાની રાહબરી કરવા માટે ત્યાં હાજર થવા ફરમાવ્યું કે જેથી તે હવે પછી જે બનનાર હોય તે તેને જાહેર કરે. પછી કયસરે એ સઘલા રસાલાને બેહરામ રોજને દાહાડે ઘણા સારા સગનો વચે કુચ કરાવી. તેમને વળાવાને કયસર પણ તેમની સાથે ત્રણ મંજલ સુધી માર્ગમાં ગયો અને ચોથી મંજલ આવતાંજ તે એ ફોજથી છુટો પડયો. એ વખતે તેણે મરીયમને પોતાની આગળ બોલાવી અને તેણી સાથે ઘણીએક વાતો કીધી. તેણે તેણીને કહયું કે, "તું ઇરાન જમીન જઈ લાગે ત્યાં સુધી સંભાળ રાખજે અને કંમરના બંધ છોડતી ના. એવું નહી બને કે ખસરૂ તુંને વગર કપડે જોય અને વળી કાંઈ નવું કામ નિકળે." એટલું કહી તેણે તેને પ્યારથી વિદાય કીધી અને બોલ્યો કે, "ફરતું આસમાન તારો મદદ-ગાર બનજો."

વળી તેણીનો ન્યાતુસ૧ નામનો ભાઈ તે લશકરની સરદારી લેઇને બાહર પડયો હતો. કયસરે તેને પણ કહયું કે, "મરીયમ તારી સગી બેહેન થાય છે અને વળી તે તારોજ ધર્મ પાળનારી છે. તેથી તારી એ બેહેનને હું આ સઘલા સરસામન સાથે તથા આ તૈયાર થયલાં લશકર સાથે તારેજ હવાલે સોપું છું" આથી ન્યાતુસે તેની પાસેથી તેણીનો કબજો લિધો અને તેને એટલું કહીને કયસર ત્યાંથી રડતો પાછો ફર્યો. પછી તે લશકર માર્ગમાં આગળ વધવા લાગ્યું અને ન્યાતુસ હાથમાં ગુરજ અને તલવાર સાથે તેની હરોલમાં ચાલવા લાગ્યો.

જ્યારે ખસરૂને એ લશકરના આવી પુગ્યાની ખબર થઇ ત્યારે તે પોતાના લશકરને લેઇ તેમને લેવા જવા માટે તે શેહરમાંથી બાહાર પડયો. જ્યારે તેને સ્વારોથી ઉડતી ધુલ માલમ પડી અને તે બખતર સાથના સ્વારો વચેથી તે ઝુન્ડો દેખાયો ત્યારે તેના હથીયારો, લોઢાંની ટોપીઓ અને બખતરોમાં ગરકાવ થયલા લશકરે પણ ત્યાંથી વાદલની ઝડપે સામું ચાલું મુકયું. તે નામદારીભર્યું (રૂમી) લશકર જોઇને ખસરૂનું દિલ બાહારની મોસમમાં ગોલાબ હસી રેહે તેમ હસી રહયું. તેનું રોશણ દિલ પણ તેજીવાલું બન્યું અને તેના ઘોડાએ પણ ખુશાલીનો ખંખાર માર્યો.

ન્યાતુસને જોતાંજ ખસરૂએ તેની સાથે બગલગીરી કીધી અને તેની ખબરઅંતર પુછીને તે બાહુરને પોતાની આગળ અંદર લિધો અને બોલ્યો કે, "મારે ખાતર કયસરને આટલી બધી મેહેનત લેવી પડી છે અને એવી મેહેનત સાથે તેને પોતાનો ખજાનો પણ ખાલી કરવો પડયો છે." પછી તે ત્યાંથી પાલખીઓ તરફ ગયો અને તેણે પાલખીનો પરડો ખીસાડી મરીયમનો ચેહરો જોયો. તેણે તેણીના હાથ ઉપર બોસો લેઈ તેની ખબરઅંતર પુછી. વળી પાદશાહ પણ એ ઓરતની ખુબસુરતી જોઈ ખુશ બન્યો. તે ત્યાંથી તેણીને પોતાની છાવણીમાં લઇ ગયો અને ત્યાં એ માહાતાબ જેવી ઓરતને માટે એક એકાંત જગ્યા તૈયાર કરાવી. તેણે ત્રણ દિવસ સુધી ત્યાંજ રહી તેણી સાથે વાત કરવામાં વખત ગુજાર્યો.

---

૧ કેટલાક તવારીખનવેશોના જણાવ્યા મુજબ કયસરે એ લશકરની સરદારી પોતાના બેટા ન્યાતુસને નહી પણ નરસી નામના કોઈ ઈરાની સરદારને આપી હતી. વળી કયસરે જે લશકર મદદ દાખલ મોકલ્યું હતું તે કાંઈ સઘલું રૂમીઓનું બનેલુજ હતું નહી પણ જે ઈરાનીઓ કયસરને હાથ આગળ કેદ પકડાયલા હતા ઓને પણ કેદમાંથી છોડી ખસરૂ તરફથી લડવાને માટે તેમાં મોકલી આપ્યા હતા.

ચોઠે દિવસે સુરજે જેહાનને દીપાવવા માંડલાંજ તેણે ત્યાં એક નામીચો તંબુ ઉભો કરાવ્યો અને પછી ખસરૂએ ન્યાતુસને રૂમી સરદારો સરકબ, લડાયક કુત અને લશકરના બીજા કેટલાક સરદારો ભેગો પોતાની આગળ બોલાવી મંગાવ્યો. ખસરૂએ તેઓને કહયું કે, "હવે તમારી વચ્ચે સરદારો અને લડાયક મરદાનેમરદો તથા તલવાર અને ગુરજના વાપડનારાઓ અને લડતાં જીવની પણ દરકાર નહી રાખે એવા શખ્સો કોણ કોણ છે? તેમજ લડાઈ વખતે સામે સિંહ કે વાઘ પણ આવીને ઉભો રેહે તો તેની સામેથી પણ નાહાશે નહી એવા કોણ કોણ છે?"

આથી ન્યાતુસે લડાઇ વખતે લડતાં હાકે નહી એવા સીતેર શખ્સોને ચુંટી કાઢયા કે જેઓના ઝુન્ડા અને સરદારી હેઠેલ એક એક હજાર નેજાવાલા નામીચા સ્વારો હતા. જ્યારે ખસરૂએ તે નામીચાં લશકરને તેમજ તેમાના બાધુર અને લડાયક સ્વારોને જોયા ત્યારે તેણે આસમાન, જમીન તેમજ જમાનાને પેદા કરનાર પરવરદેગારની તારીફ કીધી અને ન્યાતુસ તથા તેના લશકર ઉપર તેમજ નામદાર કયસર અને તેના મુલક ઉપર તે સાહેબના આશેરવાદ માંગ્યા. પછી તેણે તે સરદારોને કહયું કે, "જો પરવરદેગાર મને એ લડાઇમાં મદદ થશે તો મારામાં કેટલી શકિત છે તે હું દેખાડી આપશ અને આ જમીનને દરીઆ જેવી બનાવશ. તમારૂં અત્રે આવવું મારે માટે ખુશાલીભર્યું નિવડજો. હાલે તો તમો એ બાબે બોલવા કરતાં ખામુશી પકડજો. તમારા વિચારો દોસ્તોના વિચારોથી ઉલટા રેહેતા ના અને આસમાન તમારી ઉપર દયાલુ બનજો.

## ખસરૂએ આદરઆદગાનના આતશકદેહ તરફ પોતાનું લશકર હંકાર્યું અને માર્ગમાં તેને બન્દુઈ આવી મલ્યો તે વિષે.

સાતમે દિવસે તેણે તે ખુબસુરત ઓરતને તેમજ ફરતાં આસમાનના જેવાં લશકરને તૈયાર કીધું. તેની દરગાહમાંથી ઢોલોના અવાજ નિકલ્યા અને હવા ધુલારાંથી કાલી સીસમના જેવી બની. ખસરૂએ બાધુર પેહેલવાનોના બનેલાં નામીચાં લશકર સાથે આદરઆબાદગાનના આતશકદેહ આગળ આવી લાગ્યો. બે અઠવાડયામાં તો તે પાદશાહના હોકમથી તેની છાવણીમાં દમ બે દમ લશકર આવવા લાગ્યું. પછી એ રૂમી તરતીબ પાંમેલા મોટાં લશકર સાથે તે પાદશાહે દુકના મેદાનમાં આવી છાવણી નાખી. એ તમામ લશકરનો

કબજો તેણે ન્યાતુસને સોંપ્યો અને એ ટોલીનો સરદાર તેને બનવા કહયું. પછી તે કેટલાક પેહેલવાન સ્વારો સાથે ત્યાંથી આગળ વધ્યો અને પોતાની લગામ પોતાના તેજી ઘોડાને સોંપી દેઇને તેણે ત્યાંથી દુખી દિલે અને વિચારવંત જીવે ખંનજેસ્તનો માર્ગ ધર્યો.

હવે જે જગ્યાએ પેલો બુર્જોગોં વચે મગરૂરી લેનારો અરમાની મવસીલ હતો અને જેના લશકરગાહમાં એ જેહાનજીટ પાદશાહના મામા બન્દુઇએ ઉતારો લિધો હતો તેઓને જ્યારે એ પાદશાહે કુચ કર્યા બાબેની ખબર પડી ત્યારે તેઓએ પણ તેની સામે જવાનો માર્ગ ધર્યો. તેઓ જ્યારે એ રીતે પોતાનું લશકર છોડી એમ દોડતા આવતા હતા ત્યારે ખસરૂની પોતાના લશકર વચેથી તે માર્ગમાં નજર પડી. તેથી તેણે ગસતહમને કહયું કે, "ઓ બાધુર! પેલા મેદાનમાંથી બે શખ્સો જડપથી ઘોડા દોડાવી આવે છે. માટે તું જોની કે, એમ કોણ દોડતું આવે છે અને શા માટે એમ દોડી આવે છે?" ગસતહમે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! મને લાગે છે કે, એ બાધુર સ્વાર મારો ભાઈ લડાયક બન્દુઈ છે. પણ તેનો સાથી આપણા લશકરથી કોઈ જુદોજ શખ્સ લાગે છે."

ત્યારે ખસરૂ બોલ્યો કે, "એમ શું બોલે છે? તું બન્દુઇનો વિચારજ કેમ કરી શકે છે? જો તું તેને જીવતો ધારતો હોય તો તે હાલે બંધીવાન પડેલો હોવો જોઇએ. નહી તો તે અત્યાર આગમચનો સુલીના મેદાનમાં લટકતો પણ બન્યો હશે." ત્યારે ગસતહમ બોલ્યો કે, "ઓ પાદશાહ! જરા તુંજ તેના તરફ બરોબર જો કે એ તારો મામો છે યા નહી? એ નજદિક આવતાં જો તેના સિવાય કોઇ બીજો જણાય તો તું એમ બોલનાર ગસતહમનો જીવ લિધા વગર રેહેતો ના."

તેટલામાં તેઓ પણ પાદશાહ નજદિક આવી લાગ્યા અને જ્યાં પાદશાહ હતો ત્યાં આવી લાગતાંજ તેઓ ઘોડા ઉપરથી ઉતરી પડયા. તેઓએ ખસરૂ નજદિક આવી લાગતાંજ તેની તારીફ કરી નમન બજાવ્યું. તુરતજ ખસરૂએ બન્દુઇની ખબરઅંતર પુછી અને બોલ્યો કે, "હું તો તુંને ધુળમાં ડટાવલો ધારતો હતો." આથી બન્દુઇએ પોતા ઉપર જે કાંઇ વિટયું હતું અને બેહરામે જે જુલમ ગુજાર્યો હતો તે સઘલી વાત ખસરૂને કહી. વળી તેણે નાહાસ્તી વખતે જે યુકિતઓ કીધી હતી અને તેણે પાદશાહનો પોશાક પેહેરી દુશમનોને કેમ ઠગ્યા તે વાત પણ તેને કહી સમજાવી. જે સમજી ખસરૂ ઘણો દલગીર થયો. પછી ખસરૂએ તેને પુછ્યું કે, "તારી સાથે આ માણુસ કોણ છે?"

બન્દુઇએ જવાબ દિધો કે, " ઓ સુરજ જેવા ચેહરાના શાહ! એ વાત તું એ મવસીલનેજ માયાથી પુછતો કાંય નહી! કારણકે, જ્યારથી તું ઇરાનથી રૂમ તરફ જતો રહયો ત્યારથી તે પોતાની આબાદ જમીન ઉપર કરારે સુઈ શકયો નથી. પણ ત્યારથી તેની જગ્યા મેદાનમાંના તંબુઓ થઇ પડયા છે અને નાના મોટા તંબુઓ તેનો મેહેલ ગણાય છે. તેની સાથે તેનું કેટલુંક લશકર પણ છે તેમજ હથીયાર અને ખજાનાનો પણ મોટો જકડો છે. જ્યારથી તું જતો રહયો ત્યારથી તે એ માર્ગ ધરી બેઠો છે અને તારા પાછા ફરવાની રાહ જોતો રહયો છે."

ત્યારે જેહાનના પાદશાહ ખસરૂએ મવસીલને કહયું કે, "તેં વેઠેલી એ મેહેનત મારીથી છુપી રહીજ કેમ શકે? હું પણ તારો દાહાડો સુધારવાની અને સરદારો વચે તારા નામને ચઢીયાતું બનાવવાનીજ કોશેશ કરશ." ત્યારે મવસીલ બોલ્યો કે, "ઓ પાદશાહ! જો તું મારા વખતને તાજો બનાવવા માંગતો હોય તો મને આવીને તારા ઘોડાની રેકાબ ઉપર બોસો લેવા દે, અને તારા દમામ અને બોરેહની તારીફ ગાવા દે." ત્યારે ખસરૂ બોલ્યો કે, "તેં વેઠેલી એ મેહેનતને માટે એ વાત જાહેર થવાથી હું તારા ખજાનાનો પણ વધારો કરશ અને તારી જે ઇચ્છા હશે તે પાર પાડશ. તેમજ તારા નામને બાહુરો વચે ઉંચાઇએ ચઢાવશ." એમ બોલી તેણે પાવડા ઉપરથી પગ ઉંચકી નાખ્યા જેથી તે બાહુર શખ્સે ઉટાવલે જઇને તેના પગ તથા પાવડાને બોશા લિધા. પાદશાહ પણ તેની ફરમાનદારી જોઇને અજબ બન્યો.

જ્યારે એ વફાદાર શખ્સ એમ કરી પરવાર્યો ત્યારે તે જેહાનના પાદશાહે તેને પાછું ઘોડા ઉપર બેસવા ફરમાવ્યું. ત્યારબાદ તેણે પોતાના ઘોડાને તે ઉજ્જડ જંગલમાંથી આગળ દોડાવ્યો અને આદરગુશસ્પના આતશકદેહ તરફ ગયો. એ આતશકદેહમાં આવી લાગતાંજ તેણે બાજ ધરી અને દિલને દુખથી ભરેલું બનાવ્યું. ત્યારબાદ ત્યાંનો એક હેરબદ તે યજદાંનપ્રસ્ત જેહાનના પાદશાહ આગળ હાથમાં ઝંદ અવસ્તા સાથે આવ્યો. તેથી પાદશાહે પોતાની કંમરેથી સુનેરી કંમરબંધ છોડી નાખ્યો અને પછી પવિત્ર આતશ આગળ જઇને તે આતશ ઉપરથી કેટલાંક જવેહરાતનો નેશાર કીધો. ત્યાર પછી તેણે ત્યાં ચક ફરી આતશની ન્યાએશ કરવા માંડી અને હેરબદો કરતાં પણ મોટે સાદે તેણે ત્યાં ભણવા માંડયું.

પછી તે બોલ્યો કે, "ઓ ઇનસાફ આપનારા પવિત્ર સાહેબ! મારા દુશમનોના માથાંને તું ધુલમાં નાખજે. તું તો જાણે છે કે તારી પાસેથી ઇન-

સાફ માંગવાનેજ માટે હું આ ફર્યાદ ગુજારૂં છું. હું હંમેશાં નેક રાહ ધરવાનોજ વિચાર રાખું છું. માટે હવેથી તું એ જુલમગારનો જુલમ મારી ઉપર ચાલુ રાખવાનું પસંદ કરતો ના." એટલી દુવા ગુજારી તેણે પોતાનો સુનેરી કંમર બંધ પાછો બાંધ્યો અને પછી દુખી દિલે ત્યાંથી પાછો દુકના મેદાન તરફનો રસ્તો ધર્યો. તે પોતાના લશકરગાહમાં પાછો આવી લાગતાંજ સમીસાંજ પડી ગઈ અને સઘલી જેહાનમાં અંધકાર ફેલાઇ ગયો. તેથી તેણે ચાલાક ચોકીઆનોને ત્યાં સઘલે ચોકી કરવાને મોકલી આપ્યા. જ્યારે તે પાદશાહના માર્ગમાંથી આવી લાગ્યાની ખબર નીમરોજના લશકરને પડી ત્યારે ત્યાં તમામ હાથીઓ ઉપર ઢોલો બાંધવામાં આવ્યાં અને લશકરથી તમામ જમીન નાઈલ નદીની માફક હીલતી બની. જેમ જેમ ખસરૂને માટેની નવી નવી ખબરો ત્યાં મલતી ગઈ તેમ વે ખસરૂને મદદ કરવાને લોકો તેની નજદિક આવવા લાગ્યા.[1]

## બેહરામ ચોબીનને ખસરૂના આવ્યાની ખબર થઇ અને તેણે ઈરાની સરદારો ઉપર નામાં લખાવ્યાં અને તે નામાંઓ ખસરૂના હાથમાં જઇ પડયાં અને ખસરૂએ તેના જવાબ લખાવ્યા તે વિષે.

જ્યારે એ વાતની ખબર બેહરામને થઈ કે સાસાની શાહનશાહોનું બોરેહ પાછું તાજું બન્યું છે ત્યારે તેણે તુરતજ એક દાનાવ અને આબરૂદાર નામંદારને લશકર વચેથી સોધી કાઢયો. આ શખ્સનું નામ દારાપનાહ હતું અને તે બેહરામ તરફ વફાદાર હતો. પછી તેણે પોતાના નામદાર મુનશીને પોતાની આગળ બોલાવી તેની સાથે કેટલીક ઘટતી વાતો કીધી અને ત્યારબાદ કેટલાક બાહદુર સ્વારો જેવા કે ગસતહમ, બન્દુઇ તેમજ પેહેલવાન ગરદુઇ કે જેઓ

---

૧ કેટલાક તવારીખનવેશોના જણાવ્યા પ્રમાણે ખસરૂ રૂમીઓની મદદ મેલવી પાછો આવી લાગ્યાની ખબર ઈરાનમાં ફેલાતાંજ ઈરાનમાં સઘલે બલવા ઉઠવા લાગ્યા હતા અને બેહરામની દરબારમાં વટીક કાવત્રાંઓ ચાલી રહયાં હતાં, જે બેહરામને મજબુટ હાથે દાબી દેવાં પડયા હતા. અરમીન્યાના લોકોએ ખસરૂની તરફેનદારીમાં બલવો ઉઠાવ્યો હતો અને તેને પગલે મેસોપોતેમ્યામાં બલવો જાગ્યો હતો. વળી ફીરદોસી જેમ જણાવે છે તેમ ખસરૂને સરૂવાતમાં કોઈ મજબુટ હારો ખમવી પડી હતી નહી પણ સામી ખસરૂનીજ ફતેહો થતી રેહેતી હતી.

સરદારો વચે પેહેલવાનો ગણાતા હતા તેઓ ઉપર તેણે તેમજ પેહેલવાનો વચે યાદગારી ધરાવનારા શાપુર અને અન્દીયાન ઉપર લંબાનથી નામાઓ લેખવા ફરમાવ્યું. એ નામાની સરૂવાત પેહેલી પરવરદેગારની તારીફથી કરવામાં આવી કે, "હું તે પરવરદેગાર સાહેબની હંમેશાં એકાંતમાં તારીફ ગાઉં છું અને ઇચ્છું છું કે તે સાહેબ તમુને એ (ગાફેલીયતની) ઉંઘમાંથી જાગૃત કરે અને એ રીતે તમો બુરાઇનો માર્ગે ઉટાવલે લેતા અટકો. કારણકે જ્યારથી જેહાનમાં સાસાનીઓની તોખમ ખુણે ખંટાલે જાહેર થઈ છે ત્યારથી તેઓથી બુરાઇ સિવાય બીજું કાંઈ બનવા પાંમ્યું નથી. તેઓ જેહાન જીતવા અને દાવો કરવાનેજ માટે બાહાર પડતા રહયા છે. તેઓમા પેહેલો અરદેશીર બાબેકાન હતો કે જેનાથી આ જેહાનમાં લડાઈની સરૂવાત થઈ હતી. તેની શમશેરથી જમાનો પણ દલગીર બન્યો હતો અને તમામ નામદારોના મગજ ગાભરાં બન્યાં હતાં. હું પેલા રોશન રવાનના નામદારો વચે પેહેલાં અરદવાનને વિષે બોલશ. એ (અશકાની) ઓના નામથી આ જમીન ખાલી બની હતી અને તેથી મોટાઈવાલી જગ્યાઓ દુખી બની હતી. વળી તમોએ સમજ્યું તો હશે કે, પેલા નાપાક વિચારના પીરોજથી સુફરાય ઉપર પણ શું શું વિટયું હતું. તેણે તો કોબાદના પગોને બંધીમાંથી છોડવ્યા હતા, છતાં તેણે સરદારો વચેથી તેનેજ મરાવી નાખ્યો હતો. પછી તે બુરા વિચારના કોબાદે વધારે હીંમતવાન બનીને પોતાના દિલમાંથી હુનરો કાઢી નાખી લોભને ધર્યો હતો. તેણે આવા નેક દિલના નામદારને માર્યાથી તેના ઉપર તેના નામદારો ગુસ્સે બન્યા હતા. જે કોઇ પોતાના વચણને વલગી રહી શકતો નથી તે પોતાના ફરજંદો કરતાં લોભનેજ વધારે પ્યારો ગણે છે. તો તે પારકાઓને પોતાના તરીકે ક્યાંથી ગણે? સીસમના ઝાડમાંથી કોઇને હાથીદાંત મળી શકે નહી. માટે તમો પણ એવા સાસાની ઉપર કાંઇજ ઉમેદ રાખતા ના, અને રાતા દાણામાંથી યાકુત મેલવવા માંગતા ના. આ મારૂં નામું પુગતાંજ તેમાંની ખુશ ખબરો તમુને મુબારક થજો. મારી આગળજ તમારી જગ્યા રોશણ બનશે. જો બુલંદ આફતાબની જગ્યામાં અધંકાર હશે તોપણ મારી પાસે તો તમો આરામ અને નચિંત ઉંઘ પાંમી શકશો. માટે જો તમો સર્વ મારી બાજુએ આવી જશો તો તેથી મારો દુખી જીવ પાછો રોશણ બનશે. હું કાંઈ રૂમની કે ચાંના પાદશાહની દરકાર કરતો નથી. હું તો તેઓના ડોકાંને તેમજ ચાંના તખતને મારા પગ નિચે કચડશ."

પછી એ નામા ઉપર બેહરામની મોહર મારવામાં આવી જે લેઇને એલચી આગળ માર્ગ કાપવા લાગ્યો. તેણે ત્યાં એક વેપારીને વેશે ચાલું મુક્યું

અને પછી તે ખસરૂની દરગાહ તરફ જડપથી આવી લાગ્યો. તેણે એ નામાઓ અને હદીઆઓ સાથે તરેહવાર ચિજોની એક વંજાર પણ સાથે રાખી. ત્યાં આવતાંજ તેણે ખસરૂની બુજોર્ગી અને આવું મોટું લશકર જોયું કે જેથી ત્યાંની જમીન ઉપર ચાલવાની પણ જગ્યા રહી હતી નહી. આથી તે દિલ સાથે બોલવા લાગ્યો કે, "આવા એક પાદશાહ પાસેથી તો પેહેલવાન બેહરામે મારી ચાહાવી જોઇએ. હું કાંઈ પારસીઓ તરફ દુશમનાઇ ધારાવતો નથી તે છતાં હું મારી સાથે આ ત્રીસ ઉંટો લાધીને સઘલો માલ લેઇ (તેને દગો કરવા) નિકલ્યો છું. પણ એમ કરીને હું શાને માટે મારો નાશ થવા દેઉં અને ઉંચાઇએથી નિચાને તુટી પડું. માટે હું જઇને એ નામાંઓ પાદશાહનેજ આપી દેઉં અને આ સઘલો હદીઓ પણ તેનીજ આગળ લેઇ જાઉં."

પછી તે એમ વિચારનો કીનાખોર બેહરામના નામા અને હદીઆઓ સાથે એ પાદશાહની દરગાહમાં આવ્યો અને ત્યાં આવી તેણે પૈસા, હદીઆ અને નામાઓ તે પાદશાહને સોંપ્યા તેમજ તે પાદશાહ આગળ સઘલી વાત પણ કહી દિધી. જ્યારે તે પાદશાહે એ નામાંઓ વાંચ્યા ત્યારે તેણે તેને બેસ્વા માટે એક સુનેરી ખુરસી આપવા ફરમાવ્યું. ત્યારબાદ પાદશાહે તેને કહયું કે, "ઓ ઘણી દાનાઇવાલા શખ્સ! તારા બેહરામને તું મારી આગળ રૂમીનો સમજી હાલે તેં જે કાંઈ કરી બતલાવ્યું છે તે મુજબનો તું તેનો બદલો પાંમશે અને એવાં કામથી જે નામદારી મેલવશે તેથી વધુ તું કેડેથી મેલવશે નહી."

પછી તેણે મુનશીને પોતાની આગળ આવવા ફરમાવ્યું અને તે નામાઓનો ઉટાવલે જવાબ લખાવ્યો. એ લંબાન નામામાં તેણે લખાવ્યું કે, "ઓ બાધુર સરદાર! હમે સઘલાઓએ તારા એલચીને આગળ બેસાડીને તારા નામાં વાંચ્યાં છે. હમો પણ તારા ફરમાવ્યા મુજબ ખસરૂ ઉપર ગુસ્સે બન્યા છીએ અને હમારાં દિલ નવી વસંતની મોસમ માફક તારી તરફ ખેંચાયાં છે. તેથી તું તારાં લશકર સાથે આ જમીન ઉપર આવી લાગશે ત્યારે હમારામાના કોઇપણ રૂમની અને રૂમના બાધુરોની જરા પણ દરકાર રાખ્યા વગર હમારી તલવાર ખેંચીશું અને એ લડાઇમાં તે રૂમીઓનાંજ માથાં કાપી નાખીશું. વળી જ્યારે ખસરૂ તારા લશકરને તેમજ તારી મરદાનગી અને જોરને જોશે ત્યારે તેનું દિલ પણ એ લડાઈ વખતે ધ્રુજવા પડશે."

પછી તે પાદશાહે તે નામાઓ ઉપર તેમની મોહર મારી અને એ જવાબો તે નેકખાહ સરદારને સોંપ્યા. ત્યારબાદ તે પાદશાહે તેને કહયું કે, "ઓ દાનાવ શખ્સ! એ કામ ઉકાવતાં તુંને ઘણી મેહેનત તો પડશે." એમ

કેહેતાં તેણે તેને જવેહરાત, પૈસા અને મોટી કીંમતના પુશકલ યાકુતોની બક્ષેશ કીધી અને બોલ્યો કે, "એ નામા હવે તું ચોબીન આગળ લેઇ જા અને હમારી સમજેલી સઘલી વાતો તેને (કેહેવા ઘટે તેમ) કહેજે. જ્યારે મારું નસીબ પાછું ખીલેલું બનશે ત્યારે હું તુંને જેહાનમાં કાંઈ પણ હાજત વગરનો બનાવશ."

આથી દારાપનાહ તે શેકનશાહની દરબારમાંથી પાછો ફર્યો અને પવનવેગે માર્ગ કાપવા લાગ્યો. તે જવાન શખ્સે ત્યાં આવી પુગતાં તે નામું હાજર કીધું જે તે પેહેલવાને તેની પાસેથી લિધું. તે જેહાનજીટ શખ્સે એ નામું વાંચતાંજ પોતાની અક્કલને દુર કરી લોભને પસંદ કીધો. તેણે એ નામા મુજબ ત્યાંથી કુચ કરવાની તૈયારી કીધી, જે જોઇને ઇરાનીઓ ઘણા અચરત બન્યા. આથી ત્યાંના બુજોર્ગો તેની આગળ આવ્યા અને તેના આવા કાલાં કરતુકો જોઇને તેને કેહેવા લાગ્યા કે, "તારે અત્રેથી આગળ વધવું જોઈતું નથી અને જો તું આગળ વધ્યો તો તારા ખીલતાં નસીબને બુઠું બનેલું જાણજે. જ્યારે એ ખસરૂ પોતેજ ઇરાન તરફ ચાલ્યો આવશે ત્યારે તે હમારાથી ગુરજ અને તલવાર સિવાય બીજું કાંઈ જોવા પામશે નહી. માટે તું કદિ પણ આ પાય તખતને તજતો ના. હમુને તો લાગે છે કે તુંને જમાનો એમ જુઠી રીતે ઠગે છે."

પણ તેના ઉપર તેઓની એ નશીયતે કાંઇજ અસર કીધી નહી અને તેણે તે લશકરને દરબાર આગળથી કુચ કરવાનુંજ ફરમાન આપ્યું. તેણે સરસામન લાઢી લેઈ લશકરને સ્વાર કીધું અને પછી ઢોલ ઠોકાવી એ લશકરને શેહરમાંથી આગળ હંકાર્યું. તેણે એ બાહાદુરોના બનેલા લશકર સાથે આજર આબાદગાનનો માર્ગ ધર્યો. તેનું લશકર ખસરૂના લશકરની સામાસામી આવી લાગ્યું જેથી કીડીઓ અને મચ્છરોનો માર્ગ પણ બંધ થઇ ગયો.

પછી તે કમીનો કીનાબાજ (બેહરામ) બોલ્યો કે, "પેહેલાં તો હું પેલાં સામાં લશકરની તપાસ લેવા માગુ છું. હું જોઉં કે તેમાં રૂમી સ્વારો કોણ છે અને એ લશકર પાયદલ છે કે સ્વાર થયલું છે." આથી તેની સાથના પેહેલવાનો યલાનસીનેહ, સરદાર ઇજદગુશસ્પ વિગેરે ઘોડા ઉપર બેઠા. પછી તે મોટી પદવીના શખ્સોએ ત્યાંથી એ કીનાખોર રૂમી લશકર જોવાને માટે ત્યાંથી આગળ માર્ગ ધર્યો. એ લશકર જોઇને તેઓ ત્યાંથી પાછા ફર્યા અને પોતાના સરદાર આગળ આવીને તેઓએ કહયું કે, "એ તો છેડા વગરનું એક લશકર છે અને તેથી હમારા વિચારમાં તો કાંઇ બીજીજ વાત આવે છે." હવે પેલી તરફ રૂમી પાદશાહના લશકરના સ્વારો જડપથી ખસરૂની દરબારમાં

આવ્યા અને ખસરૂની નોકરી બજાવવાને માટે કંમર બાંધતા બોલ્યા કે "હવે હમો તમો ઇરાનીઓ તરફથી લડાઈ કરીશું." પાદશાહ ખસરૂ પણ એ રૂમી લશકરે તેની પાસેથી જે માંગણી કીધી તેમાં તેઓની સાથે એ કામમાં મલતો થયો.

## ખસરૂએ બેહરામ ચોબીન સાથે લડાઈ કીધી તેમાં રૂમી કુત માર્યો ગયો તે વિષે.

જ્યારે કાલા પાહાડો પાછલથી સુરજ ઉગ્યો ત્યારે બંધે તરફના લશકરોમાંથી પોકારો નિકલી રહયાથી તું કેહેશે કે, જાણે આ જમીન પણ (માણસોના વાદલથી) ફરતાં આસમાન જેવી બની છે અને તલવારોના ચમકારા આગળ સુરજ પણ જાંખો બન્યો છે. પછી બંધે લશકરે સફ સમારી તથા તેમની જમણી તથા ડાબી પાંખો ગોઠવવામાં આવી. તેથી જાણે જમીન લોઢાંના પાહાડ જેવી બની. ઘોડાઓના ખંખાર અને લશકરોની બુમબરાડથી જાણે તે જંગલ પણ ત્યાંથી નાહાસીને પાહાડ ઉપર ચઢી જવા માંગતું હતું.

હવે લડાયક બેહરામે તે લશકરને એમ ગોઠવાયલું જોતાંજ દિલમાં કાંઇપણ ધાસ્તી કે ફીકર રાખ્યા વગર પોતાની પાણી પાયલી તલવાર બાહાર કાઢી. જેથી તેને જોઇને ફાડી ખાનારા સિંહ જેવા શખ્સોના દિલો પણ ચીરાઇ ગયાં. તેણે ઇરાનીઓને કહયું કે, "તમો ગમે એટલી સફ સમારો અને તમારા લશકરને દુકના સઘલા મેદાનમાં પાંઠરી દેઓ તો તે ફોકટ છે. પછી ઇરાની લશકરની જમણી તેમજ ડાબી પાંખો જોઇ વલવાને માટે તે એકલો એ લશકરની આસપાસ ફરી વલ્યો. ત્યારબાદ તેણે યલાનસીનેહને ફરમાવ્યું કે, "તું આ લશકરની હરોલમાં રહીને લશકરનો વચલો ભાગ સંભાળજે. કારણકે આપણા લશકર વચે હું તો એક લડનારો બનનાર છું અને નાહાસ્વાનો વખત આવશે તોપણ હું તો લડતોજ ઉભો રેહેવશ."

ખસરૂએ પણ એક જેહાનના અનુભવી માફક સામાં લશકરની તપાસ લિધી. ત્યારબાદ પ્રકાસ્તા સુરજનો ચેહેરો સિંહના મોંઢાં જેવો બન્યો અને જાણે વાદલમાંથી ત્યાં તલવારોનો વરસાદ વરસ્તો હોય તેમ લાગ્યું. પાદશાહ ખસરૂએ પોતે ન્યાતુસ, ગસતહમ અને બંન્દુઇની સાથે તે મેદાનમાંથી જઇને એક ઉંચી જગ્યા પસંદ કીધી. એ સરદારોએ તે દુકના મેદાનમાંની ઉંચી ટેકડી ઉપર બેસીને ત્યાંથી હોકમ ફરમાવનારાઓની હીલચાલ તપાસ્વાને નજર દોડવી રાખી. પાદશાહ એ ટેકડી ઉપરથી પોતાના લશકરની ડાબી તેમજ

જમણી પાંખો, વચલો તેમજ પાછલો ભાગ એ સઘલું જોઇ શકતો હતો. જ્યારે બંધે બાજુના લશકરમાંથી ઢોલોના અવાજ નિકલ્યા ત્યારે પેહેલવાનો લડવાને ઉતર્યો. તું કહેશે કે જાણે ત્યાંની જમીન લોઢાંનો પાહાડ બન્યો અને આસમાને જમીનની સાથે દુશમનાઇ ધરી. જ્યારે ખસરૂએ આવી રીતની લડાઇ થતી જોઇ અને આસમાન તથા જમીનને જાણે તાણાવાણા માફક વણાઈ ગયલાં જોયાં ત્યારે તેણે પેહેલવી જબાનમાં પરવરદેગારની બંદગી કીધી કે, "ઓ સાહેબ! તું પોતે ચઢતાઓમાં સર્વેથી પવિત્ર અને ચઢતો સાહેબ છે. માટે આજની લડાઇમાંથી કોણ ખુશાલી અને ફતેહ પાંમશે. ઓ ઈનસાફ આપનારા પવિત્ર સાહેબ! તારા સિવાય એ વાત કોણ જાણે છે? આજે કોણનું નસીબ ઉંધું બનશે અને કોણના નેજાઓની અણી કારગર નિવડશે નહી?"

એ રીતે ખસરૂનો જીવ તેમજ દિલ વિચારવંત બન્યા અને તમામ જેહાન તેની નજર આગળ ગીચ જણાવા લાગી. તેવામાં તેના લશકર વચેથી કુત જે એક લોઢાંના કાલા પાહાડ જેવો લાગતો હતો તે બાહાર પડયો. તે પોતાના લશકર વચેથી બાહાર ધસી આવ્યો અને તેણે ઉંચી ટેકડી આગળ આવી લાગતાંજ ખસરૂને કહ્યું કે, "ઓ બાહાદુર! તું જરા જો કે પેલો દેવનો બનાવેલો તારો નોકર જેની સાથે તુંને ઈરાનમાં લડવું પડયું હતું અને તેના ફતેહમંદ થવાથી તુંને અત્રેથી નાહાસવું પડયું હતું તે હાલે પોતાના લશકરમાંના બુજોર્ગો વચે કયાં ઉભો છે? તે જમણી તરફ ઉભો છે કે ડાબી તરફ તે જરા જોઇ કાઢ. લડાઇ કેમ કરવી તે તેને હું હમણાજ શિખવશ અને તે પણ એક લડાયક મરદાને મરદનું દિલ અને જોર કેવું હોય તે જોઈ લેશે."

કુતની એવી વાત સમજતાંજ ખસરૂનું દિલ તે વહી ગયલા વખતની લડાઇ માટે ગમગીન બન્યું. કારણકે બેહરામ તેને માટે બોલતો રેહેતો હતો કે "ખસરૂ તો સ્વારોના હથીયારો પડતા મેલી પોતાના નોકર આગળથી નાહાસી ગયો." તેથી એ માટે તેનું દિલ ઉશ્કેરાઇ આવેલું હોવાથી અને મગજમાં ગુસ્સો ચઢેલો હોવાથી ખસરૂએ તેના એ સ્વાલનો તુરત જવાબ દિયો નહી. પણ પછી પાદશાહે કુતને જવાબ આપ્યો કે, "પેલો ફુગેલા દડા જેવો જે સ્વાર છે તે એજ પેહેલવાન છે. માટે તું તેની આગળ જા. એ તુંને જોતાંજ તારી સામે લડવા આવશે. પણ જો તું નામોશી પસંદ કરતો નહી હોય તો તેની સામેથી નાહાસતો ના."

એમ સમજતાંજ કુત ત્યાંથી પાછો ફર્યો અને તે પવનમાં પીગલી ગયો હોય તેમ ત્યાંથી જડપથી દોડી ગયો અને પોતાના એક હાથમાં નેજો પકડીને

ઉશકેરાયલા એક મસ્ત હાથીની માફક તે લડવાની જગ્યાએ જઇ ઉભો. તેને જોતાંજ યલાનસીનેહે મોટેથી બુમ મારી બેહરામને ચેટાવ્યો કે, "એ લડાયક સ્વાર! તું સંભાળમાં રેહેજે. કારણકે એક મસ્ત હાથીના જેવો દેવ ખભે કમંદ બોલવીને અને હાથમાં નેજો ધરીને આવી ઉભો છે." બેહરામે એમ સમજતાંજ પોતાની તલવાર મ્યાનમાંથી બાહાર કાઢી અને પછી તેણે પવન-વેગે ત્યાં ધસી આવીને પોતાનું નામ જાહેર કીધું. એમ જોતાંજ ખસરૂ ઉઠી ઉભો થયો અને ટુંટીંગાઇને તે ટેકડી ઉપરથી જોવા લાગ્યો. તેણે આંસુભરી આંખોએ અને ગુસ્સાભર્યાં દિલે પોતાની નજર કુત અને બેહરામ ઉપર ઠેડવી રાખી. જ્યારે એ રૂમીએ પોતાના નેજા સાથે (બેહરામ ઉપર) ધસારો કીધો ત્યારે તે જેહાનનો પાદશાહ પોતાના પગ ઠેડવીને જોવા લાગ્યો. પણ તેનો નેજો બેહરામ ઉપર કારગર નહી નિવડયાથી તે લડાયકે હવે પોતાના મોઢાં સામી ઢાલને આડી ધરી. પણ બેહરામે તેની છાટી અને ગરદન ઉપર તલવારનો એક એવો ફટકો માર્યો કે તેથી તેનું લડાયક શરીર છાટી સુધી ચીરાઇ ગયું. જ્યારે એ તલવારના ફટકાનો અવાજ ખસરૂને કાને અઠડયો ત્યારે તે હસીને બોલ્યો કે, "બેહરામે મારેલો એ જખમ મેં જોઈ લિધો છે." પણ જંગી ન્યાતુશે ત્યાંથી પોતાનો નજર ફેરવ્યા વગર તે હસતા પાદશાહ ઉપર ગુસ્સે બનીને કહયું કે, "એ નામદાર! લડાઇ વચે એમ હસવું સારૂં લાગતું નથી. તુંને તો એ લડાઇ કીમ્યા સિવાય બીજું કાંઇ લાગતી નથી. મને તારૂં દિલ તારા ન્યાગા-નોનો કીનો લેવાથી ઉંઘાતું હોય તેમ જણાય છે. હવે એક હજારા સુધી કોઈ પણ કુતના જેવા શખ્સને રૂમીઓ કે ઇરાનીઓ વચે જોઇ શકશે નહી. તું તો જાણે એ માર્યો ગયો તેથી ખુશી થઇને એમ હસતો હોય તેમ લાગે છે. પણ જાણ કે તેના મોતથી હવે આપણું નસીબ પણ ઉંધું પડયું છે."

ખસરૂએ તેને જવાબ દિધો કે, "હું તો બેહરામની ફટકો મારવાની રીત અને તેનું કાપી કાઢેલું શરીર જોઇને હસ્યો હતો. તું જાણ કે જે કોઇ એમ અફસોસ કર્યા કરે તે ફરતા જમાનાથી સજા પામે છે. એ બેહરામ મારે માટે બોલતો હતો કે, 'તેના નોકર જેવા આગળથી હું નાહાસી ગયો;' પણ જેનામાં હુનર હોય નહી તો તે એમ લડે પણ નહી. પણ આવો એક નોકર કે જેની તલવારનો જખમ આવો થતો હોય તેવા એક આગળથી નાહસ્વામાં શરમ જેવું નથી."

હવે પેલી તરફથી બેહરામે પોકાર માર્યો કે, "એ મુબારક ખાનદાન ધરાવનારા નામદારો! એ માર્યા ગયલા સ્વારને તમારામાંથી યલાનસીનેહ, રામ

અને ઈજદગુશરપને તેનાજ ઘોડા ઉપર પાછો બાંધી લેવા ફરમાવો અને પછી તે ઘોડાને ખસરૂની લશકરગાહમાં પાછો મોકલી આપો કે જરા તે એને એમ નજરો નજર જોય તો સારૂં." આથી એ કીનાખોર શખ્સોએ કુતના શરીરને તેના ઘોડાના જીન સાથે મજબુટ બાંધી લિધું અને પછી તે બાહુરના ઘોડાને ત્યાંથી નહસાડી દિધો; જેથી તે ઘોડો પોતાની છાવણી તરફ પાછો ફર્યો. ખસરૂનું દિલ એ કુતનો આવો હાલ જોઇ દુખી બન્યું અને તેથી તેઓએ કુતના શરીરને બંધથી છુટું કીધું. પછી તે માર્યા ગયલાના ધાહમાં તેઓએ કસ્તુરી ભરી અને ત્યારબાદ તે ધાહને સીવી લિધો અને તેના દિલ ઉપર બખતર પેહેરાવીને તેની કંમર બાંધી લિધી. પછી તેણે તેને ડયસર આગળ પાછો મોકલી આપ્યો કે જેથી તે પણ એ દેવજાદાએ તેને તલવારનો જે જખમ માર્યો હતો તે નજરે જોય અને જાણે કે તે લડાઈ વખતે લોકોને એમજ કાપે છે; અને જો તેને પણ તેની સામેથી કદાચ નાહાસ્વું પણ પડે તો તેમાં તે શરમભર્યું જોય નહી.

આ બનાવથી સઘલા રૂમીઓના દિલ પણ તુટી ગયા અને લડયાં વગરજ તેઓને તેમના દિલ ઘાહેલ બનેલા લાગ્યાં. આથી રૂમીઓ તેને માટે આંસુ પાડયાં તેઓના ચેહરા આંસુથી ભરેલા અને દિલ શકમંદ બન્યાં. પછી તે બાહુર રૂમીઓ વચેથી દસ હજાર પાદરીઓ, સ્વારો અને પેહેલવાનોએ સામાં લશકર ઉપર એક ભેગો હુમલો કીધો. તે રૂમીઓએ જે ભેગો પોકાર કીધો તેથી જાણે પાહાડ પણ ફાટી જાય. સરદારોની બાંગ સાથે શમશેરો અને ભારી ગુરજો અઠડવાના ચકાચક અવાજો નિકળયા તું કહેશે કે જાણે ત્યાં દરીઓ તોફાની બન્યો છે યા તો જાણે ફરતું આસમાન લોહીનો વરસાદ વરસાવે છે.

બંધે લશકરમાં ઘણાઓ માર્યા જવાથી તે જગ્યા (મુરડાંથી) ભરાઇ ગઇ અને આવવા જવાનો રસ્તો બંધ થયો. રૂમીઓ વચેથી બાહુરોની એક ફોજની ફોજ કપાઇ ગઇ. આથી તેમનું દુખ જોઇ ખસરનું દિલ દલગીર બન્યું. તેથી તેણે ઘાહેલ થયલાઓને પાતા બંધાવ્યા અને માર્યા ગયલાઓને એક ઠેકાણે એકઠા કરાવ્યા. જેથી ત્યાં તે મુરડાંઓનો એક ઉંચા પાહાડ જેવો ઢગલો બન્યો. પછી તેણે રૂમીઓ ઉપરથી સઘળી ઉમેદો ઉઠાવી બેહરામ ચીદને ત્યાં બોલાવીને કહયું કે, "જો રૂમીઓ આ સંખ્યા કરતાં બેવડા પણ હતે તોપણ તેઓની એ લડાઇનું પરીણામ એવુંજ નિવડતે. માટે તું જાણે રૂમી લશકર

કમરનોજ હોય એમ જાણજે અને તેઓની પોલાદી તલવારને મીનના જેવી નરમ સમજજે.[1] "

પછી તે પાદશાહે સરકબને કહયું કે, "આવતી કાલે રૂમીઓને લડાઇ ઉપર લેઇ જવાની અગત્ય નથી. તું તારે તેઓની સાથે આવતી કાલે આસામજ લેજે. જ્યારે હું મારાં ઇરાની લશકરથીજ એ ઇરાનીઓ ઉપર ફીનો લેવશ." ત્યાર પછી તેણે ઇરાનીઓને કહયું કે, "તમુને આવતી કાલે લડાઇમાં બેધડક ઉતરવું પડશે." ત્યારે એ સઘલા વફાદારોએ જવાબ દિધો કે "હમે તેમ કરીશું અને પાહાડોને પણ મેદાનો અને જંગલો જેવા બનાવીશું."

## ખસરૂ સાથે બેહરામને બીજી વખતની લડાઈ થઈ, જેમાં ખસરૂને હાર મલી અને તે સરોશ ઈજદની મદદથી બેહેરામને હાથ પકડાતો બચી ગયો તે વિષે.

જ્યારે દરીઆમાંથી સફેદીનો ઝુન્ડો ઉડતો થયો અને અંધકારના દુર જવા સાથે તારાઓ પણ દુર થયા ત્યારે બધે છાવણીમાંથી વાજીંત્ર વજાડનારાઓ હાથી અને સરનાઇઓ સાથે બાહાર પડયાં. તેથી સઘલે સરનાઇ અને રણસીગડાંના અવાજો ફેલાઈ રહયા, તેમજ તાંબાના ઢોલો વાગી રહયાં. તું કેહેશે કે જાણે તે મેદાન અને જંગલ ધ્રુજી રહયાં અને સુરજનો ચેહેરો પણ કાગડાની પાંખ જેવો કાલો બન્યો. હાથમાં બાલા અને હીન્દી તલવારો સાથે ઇરાનીઓએ સફ સમારતાંજ તું કેહેશે કે જાણે તમામ જમીન ઉપર હથીયારો પાંઠરી મુકયાં છે અને તારાઓ ચમકે તેમ ભલાઓની અણી પ્રકાશી રહી છે. ખસરૂએ લશકરનો વચલો ભાગ સમારતાંજ સઘલા સીપાઇઓને હીંમત આવી. બાધુર અને જેહાનજીટ ગરદુઈ તેના લશકરની જમની પાખે

---

[1] સાયેર ફીરદોસી પોતાનો એ ગ્રંથ રચતાં ઈરાનીઓ ઉપરજ એટલો મેહરબાન રહયો હતો કે પોતાની સાયેરીના જોમમાં તે ઈરાનીઓનેજ ઘણા લડાયક ચીતારવાને આતુર રેહેતો હતો અને તેથી જો કે ખસરૂ આ વખતે રૂમીઓની મદદ લેઈને લડવા આવેલો હોવા છતાં ફીરદોસીએ એ રૂમીઓને લડવામાં નબલા ચીતાર્યાં છે અને ખસરૂના મુઠીભર ઈરાની લશકરને બાધુર ચીતારવાની કોશેશ કીધી છે. જો કે ખસરૂ એ રૂમીઓની મદદથીજ બેહરામ ચોબીનની સામે જીત મેલવી શકયો હતો એમ સઘલા તવારીખનવેસોથી જાહેર થયલું છે.

જઇ ઉભો જ્યારે પેલો નામદાર અરમાની બખતર સાથે અને હાથમાં હારે-મનના જેવી તલવાર ધરીને ડાબા હાથ ઉપર જઇ ઉભો. વળી સપનસાર, શાપુર અને અન્દીયાને પણ એ લડાઇમાં ઉતરવા માટે કંમરને તંગ કીધી હતી. વળી તે પાદશાહને દુશમનોથી સંભાળવા માટે ગસતહમ તેના જમના હાથ ઉપર ઉભો હતો.

જ્યારે પેહેલવાન બેહરામે રૂમીઓને લડવા માટે ત્યાં હાજર જોયા નહી ત્યારે તેણે પણ ચુપકીદી પકડી ઢીલ કરવા માંડી. તેણે હાથીઓ ઉપર ઢોલ બંધાવ્યાં અને જમીનને નાઇલ નદી જેવી બનાવી. બેહરામ પોતે પણ પોતાના નસીબથી નાઉમેદ બનીને એક સફેદ હાથી ઉપર સ્વાર થયો. હવે બેહરામે પોતાના હાથીને લશકરના જમના હાથ તરફ હંકાર્યો અને શાપુર આગળ આવી તેને કહયું કે, "ઓ બુરાં શરીરના શખ્સ! આ ખુના મરકીના મેદાનમાં તું મને આવીને મલી જશે એવું શું તેં મને મારાં નામાનાં જવાબમાં વચણ નહી આપ્યું હતું? બાહાદુરોની કાંઇ એવી રીત હોતી નથી. તેને મનથી તો પોતાનું શરીર મોતનેજ અપર્ણ કરવાનું હોય છે."

ત્યારે શાપુરે જવાબ દિધો કે "ઓ દેવ જેવા શખ્સ! તું (હમારા પાદશાહની) નોકરી બજાવવાને માટે તારૂંજ માથું નમાવ. હમો બાહાદુરો આગળ એમ બોલવાની તું કેમ હીંમત કરે છે? એવા નામાંનું નામ નિશાણુજ ક્યાં છે?" ત્યારે મોટી પડવીના ખસરૂએ શાપુરને કહયું કે, "એ નામું તો બેહરામના વિચાર સાથે તમારે મલતું થવા માટે હતું. પણ તેના એ નાંમાંમાં જણાવેલો બદલો તું તેમજ આ અંજુમનના બીજા નામદારો મારી પાસેથી મેલવશે. એ વાત જ્યારે વખત આવશે ત્યારે હું તુંને કેહેવશ અને (મારી સામેના) તારા બુરા વિચારોને હું ધોઇ નાંખશ."

જ્યારે બેહરામે ખસરૂને એમ બોલતાં સમજ્યો ત્યારે વિચાર કરતાં તેને દગો થયલો માલમ પડયો. પણ તેને એવાં કામથી ખેજાલત લાગ્યાથી તે ગુસ્સે બન્યો અને એવા ચીરડાત સાથે તેણે લડાઇ કરવાનો વિચાર કીધો. તે જુલમગાર એકલોજ પોતાના હાથી ઉપર દમામથી બેસીને ખસરૂના લશકરના વચલા ભાગ તરફ ધસી ગયો. પણ ખસરૂએ એમ જોતાંજ અન્દીયાંનને કહયું કે "ઓ ઝનુની સિંહ જેવા પેહેલવાન! તું પેલાના હાથી ઉપર તીરોનો મારો ચલાવ અને તારી કમાનને વસંતની મોસમના વાદલ જેવી બનાવ."

એમ સમજતાંજ જેઓ ઇરાનીઓની નોકરીમાં હતા તેઓમાંના દરેકે તીરોને કમાન ઉપર ચઢાવ્યા. જેથી તેના હાથીની સુંઢ એ તીરોના મારાથી

એવી વિંધાઇ ગઈ, કે તે હાથી એ ઘાહોથી લીલો પીળો બની ગયો. આથી બેહરામને તુરતજ પોતાનો ઘોડો તેમજ લોઢાંની પાદશાહી ટોપી મંગાવવી પડી. વળી હવે તેઓએ બાહદુર બેહરામના એ ઘોડા ઉપર પાછો તીરોનો મારો ચલાવ્યો. આથી તે લડાયકને પોતાનો ઘોડો પણ તજી દેવો પડયો. પછી તેણે પોતાના બખતરના છેડા કંમરે ખોસી દેઇ માથે ઢાલને આડી ધરી તથા હાથમાં તિક્ષણ તલવાર પકડીને તે ઇરાની જંગીઓ ઉપર રસ્તાખેજ વરસાવવા માંડી. આથી ઘોડા વગરના પાયદલોને પોતાની ચાચી કમાન લાંજ ફેંકી દેઇને બેહરામની સામેથી નાહાસ્વું પડયું.

તેટલામાં બેહરામને માટે પાછો ઘોડો હાજર કરવામાં આવ્યો જે ઉપર તે સપેહસાલાર તુરતજ બેઠો અને પછી મોટે મોટે બુમો પાડતો ઇરાની લશકરના વચલા ભાગ ઉપર જ્યાં પાદશાહ પોતાના લશકર સાથે ઉભો હતો ત્યાં ધસી ગયો. ત્યાં આવતાંજ તેણે એ વચલા ભાગના લશકરમાં પણ ભંગાન પાંડયું. જેથી પાદશાહી ઝુન્ડો ત્યાંથી ગુમ બન્યો. પછી તે ત્યાંથી જમની પાંખના બાહદુરો અને સરસામન ઉપર પીઠેથી હુમલો લેઇ ગયો. જે જોતાંજ ખસર જેમ મેઢું વરૂને જોઇને નાહાશે તેમ ડાબી પાંખ તરફ નાહાસી ગયો. જેહાનનો અનુભવી અને બાહદુર ગરદુઇ તે બાજુનો સરદાર હતો. ગરદુઇએ પોતાના ભાઇ બેહરામનો ચેહેરો ત્યાં જોતાંજ પોતાની કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢાવી તીર છોડવાને માટે તૈયાર કીધો. તે બંધે ખુની લડાયકો ત્યાં લડવા વલગી ગયા. જે જોઈ તું કેહેતે કે તેઓ એકમેક સાથે વલગીજ ગયા છે. એ પ્રમાણે લાંબો વખત સુધી લડાઇ ચાલી તોપણ તેઓ એક મેકથી છુટા થયા નહી.

ત્યારે બેહરામે તેને કેહેવા માડયું કે, "ઓ વગર બાપના બેટા! તેં તારાજ ભાઈનું ખુન કરવાની કંમર કેમ બાંધી છે? ત્યારે ગરદુઇએ તેને જવાબ દિધો કે, "ઓ બુઢાં વરૂ! કદાચને તેં બુજોર્ગોનું આ દાસ્તાન સમજ્યું હશે નહી. તે એ છે કે, 'જો ભાઈ ભાઈની સાથે દોસ્ત રહયા તો સારા. પણ જો દુશમન બન્યા તો કતલેહામ થયલાજ ભલા.' વળી તું કયાં બુરાં તનનો, ખુની અને રીમન નથી? કારણકે તેં વો જેહાનના પરવરદેગાર સાથે પણ દિલમાં દુશમનાઇ રાખી છે. જ્યાં સુધી એક પોતાના નામને બત્તો લગાડે નહી ત્યાં સુધી ભાઈ ભાઇઓ એમ સામાસામી લડવા આવે નહી."

તેને એમ બોલતાં સમજી ઉશકેરાયલો બેહરામ પોતાના ભાઇને માટે દલગીર થતો ત્યાંથી પાછો ફર્યો. તેથી ગરદુઇ પણ હથીયારોથી સોહરાઇને કાલા બનેલા ચેહેરા સાથે પાદશાહ આગળ આવી ઉભો. ખસરૂએ માથાથી

તેની તારીફ કીધી અને બોલ્યો કે, "તું તારાં એવા કામનો બદલો ફરતા જમાના પાસેથી પણ મેલવશે." પછી તે પોતાના બાહુરોને નાહાસ્તા ભાગતા જોઇને ત્યાંથી પાછો લશકરના વચલા ભાગ તરફ આવ્યો. ત્યારબાદ ખુસરૂએ કોઇ પાસે શાપુરને કેહેવાડયું કે, "તું મવસીલની જે કાંઇ ફર્યાદ હોય તે સમજી લે, અને કોશેશથી તેની પીઠને આપણી પીઠ સાથે જોડી દે કે જેથી તું રોશન નસીબને તારી મુઠીમાં પકડી શકે."

વળી તુરતજ પાદશાહે ગસતહમને કહયું કે, "જો એ લડાઇમાં કોઇ રૂમીઓ લડવા ઉતરે અને તેમાં એ લડાયક બેહરામ હાર પાંમે અથવા તો તે તેમાં ઘાહેલ બને તો તેથી તમામ રૂમીઓ પોતાના માથાને આસમાન સાથે લાગેલાં ગણશે અને હદ ઉપરાંતની મોટી મોટી વાતો કરશે.૧ તેથી રૂમીઓ એ લડાઇમાં જીટ પામે અને આપણી સાથે લાડ કરે એમ જોવા હું ચાહતો નથી. હું તો રૂમીઓના તમામ હુનરો જોઇ વલ્યો છું અને તેઓ સીયાલાના વખતના મેઢાંના ટોલાં જેવા જણાય છે. તેથી બેહેતર કે હું મારા થોડાંજ લશકર સાથે એ ચોબીનની સામે લડું. મને એ લડાઇમાં બીજા કોઈનો મદદ લેવા ગમતી પણ નથી. મને ઉમેદ છે કે તેમા પરવરદેગાર આપણને મદદ કરશે."

ત્યારે ગસતહમે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તું તારા મીઠા જીવને એમ હારી ના ખવાડ. જો તારો એવોજ વિચાર હોય તો સઘલા લડાયકોને તૈયાર કર. પણ એ કીનાના મેદાનમાં તારાં શરીરનો નાશ થવો જોઇતો નથી." ત્યારે ખસરૂ બોલ્યો કે. "એ માટે આપણો એજ ઉપાય છે. માટે તું જે વાત કરે છે તે માટે લશકરનો ભરમ પણ જાણી લે." આથી ગસતહમે એ માટે ચૌદ બાહુર અને નામદાર ઇરાનીઓને ચુટી કાઢવા. પેહેલાં તેણે લડાયકો વચેથી પોતાનુંજ નામ લખી લાવી પાદશાહ આગળ હાજર કીધું અને પછી શાપુર, અન્દીયાંન, યન્દુઇ, કેઆનીઓનો મદદગાર ગરદુઇ, આદરગુશસ્પ, શીરજીલ, હાથી તથા ઢાલ રાખનાર રંગુઇ, લડવાની ખાહેશ રાખતો તખવારે, કમંદથી છેડતી સોધનાર યલાનસીનેહ, ફરરોખજાદ, બાહુર ઉસ્તાદ ખસરૂ દુશમનોને તોડનાર પીરોજ, મુબારક ખોરશેદ અને હોરમજ એ સઘલાઓના તેણે નામ લખ્યા. લડવે બાહુર પેહેલવાન ગસતહમને એ સઘલાઓનો સરદાર બનાવ્યો. એ પ્રમાણે બાહુરો વચેથી ચૌદ માણસો ચુટી કાઢયાં.

---

૧ આગળા ગ્રીક તથા રૂમી તવારીખનવેશો તવારીખ લખતાં ઘણી વાર પોતાની નાની જીતોને મોટું રૂપ આપતા જણાયા છે તેમજ ઇરાનીઓની બાહુરીને વારંવાર દાબી દેઈ તેઓને હલકા ચીતારવાની કોશેશ કીધી છે. તેથીજ ઇરાનીઓનું તેઓ માટે આવું મટ હોવું જોઇએ.

પછી તેઓ લશકરમાંથી બાહાર પડી દમામથી એક બાજુએ જઇ ઉભા. ત્યારબાદ ખસરૂએ સરદારોને કહ્યું કે, "ઓ મારો હોકમ બજાવનારા બાહુરો! તમો સઘળા તમારા ચેહરાને બંદગી કરવા માટે પરવરદેગારની તરફ ફેરવો અને તેમ કર્યા પછી તમારાં દિલને ખુશ અને હસ્તાં બનાવો. પરવરદેગારની ઇચ્છાથી ઉલટી કોઇપણ વાત બનનાર નથી. જ્યારથી આ પુરાંતું આસમાન બન્યુ છે ત્યારથી એમજ બનતું રહ્યું છે. તમો માટે લડાઇમાં માર્યું જ જવું બેહેતર ગણાશે કારણ કે તેથી તમો મારા નોકર છતાં મારી આગળ સરદારી પાંમશો લડાઇ વખતે તો તેમોએ મારીજ પાસબાની કરવી ઘટે છે અને તેથી લડાઇ જાગતાં તમારે લડવાથી અટકવું જોઇતું નથી."

તેને એમ બોલતાં સમજી સઘળાઓએ ભેગે અવાજે તેની તારીફ કીધી અને તેને જમીનના પાદશાહનો એલકાબ આપ્યો. પછી તેઓએ ત્યાં એવો બંધોબસ્ત કીધો કે, "કોઇએ પણ એ લડાઇ કરતાં પાછું હટવું નહી." એમ સમજી પાદશાહને પણ કરાર થયો અને એ સરદારો પણ તેને ઘણાજ ગમ્યા. પછી તેણે બેહરામ ફરરોખ નામના શખ્સને લશકરનો કબજો સોંપ્યો અને પોતે તે ચૌદ પેહેલવાનો સાથે ત્યાથી બાહાર પડયો.

તેવામાં બેહરામના ચોકીઆને ચોકી કરવાની જગ્યાએથી પોકારીને બેહરામને એ લશકર આવ્યાની ખબર આપી. આથી તે ચાલક દિલનો અને જેહાનજીટ બેહરામ હાથમાં તલવાર લેઇને તથા ખભે કમંદ ઓલવીને ઘોડા ઉપર બેઠો. પણ ટેકડી ઉપર જઇને જોતાં તેને આટલાંજ માણસો માલમ પડયાં. તેથી તેણે પણ પોતાના જંગીઓ વચેથી થોડાક શખ્સોને ચુટી કાઢયા. તેણે યલાનસીનેહને હસ્તાં હસ્તાં કહયું કે, "હવે પેલો બુરી તાખમનો લડાઇમાં એમ મરદાનગી દેખાડવા માંગે છે. મને ભરૂસો છે કે, તેના સિવાય એ બીજો કોઇજ નથી. આ કીનાના મેદાનમાં એમ સેહેલ કરવાની હીમતજ કોણ કરે? એતો આટલા સરખાં માણસો લેઇને લડવા માટેજ આવ્યો છે. પણ એમ કરી તેણે મગરની સામે આવવાની હીંમત કીધી છે. તેની સાથે વીસથી વધુ સરદારો નથી પણ તેઓમાં કેણ કોણ છે તે હું જાણુતો નથી. જો તેઓ મારીજ સામે આવતા હોય તો હું તે સઘળાઓ માટે જેહાનમાં પુરતો છું અને જો હું તેમા હારશ તોજ તેનાથી ઉતરતો ગણાવશ."

પછી તેણે આદરગુશસ્પ તથા યલાનસીનેહેને કહયું કે, "મરદાને મરદોની મરદાનગી કાંઇ છુપી રેહેતી નથી. આપણી વચે ચાર કરતાં વધારે શખ્સો રેહેવા જોઇતા નથી. વળી તેમાં ખસરૂ પણ હોવાથી મારાં નસીબે વધારે જોરે

પીધેલું લાગે છે." પછી ત્યાં એક જાનફરજ નામનો શખ્સ જે દાહાડા કરતાં રાતને વધારે પસંદ કરનારો હતો તેને તેણે લશકરનો હવાલો સોંપ્યો અને પોતે ત્રણ ચાલાક શખ્સો સાથે ત્યાંથી આગળ વધ્યો. ખસરૂએ બેહરામને માર્ગ-માંથી સામો આવતો જોતાંજ પોતાના સાથીઓને કહયું કે, "તેનું પણ લશકર આવતું જણાય છે. પણ હવે તમો તમારા દિલને હારી ખાવા દેતા ના. કારણ કે જે વખતની વકી હતી તે હવે આવી લાગ્યો છે. હવે તો હું, મારો ગુરજ અને પેલો બદબખ્ત ચોબીન એજ બસ છે. તમો તો બાકીના બહાદુરો સાથેજ લડવું કરજો. તમારી વચે ચૌદ શખ્સો છે જ્યારે તેઓના ત્રણ છે. માટે તેમાં તમો કદિ હાર મેલવતા ના."

પેલી તરફ ન્યાતુસે પણ નાચારીએ રૂમી લશકર સાથે કંમર બાંધી અને તેઓ તે લડાઇના મેદાનમાંથી એ બંધે ટોલીની લડાઈ જોવાને પાહાડ તરફ ગયા. તેઓ વચેથી દરેક બોલવા લાગ્યો કે, "એ મોટી પડવીનો શાહ તાજને ખાતર શું કામ પોતાનો જીવ ગુમાવવા માંગે છે? આ મેદાનમાં તેનું આટલા બધા સ્વારોનું લશકર હોવા છતાં તે વગર ફોકટનો એમ એકલો લડવા શું કામ ગયો હશે?" તેઓ હવે તેને માર્યોજ ગયલો સમજ્યા અને તેથી તે સઘલાઓએ બંદગી કરવાને આસમાન તરફ હાથ ઉંચા કીધા.

જ્યારે લડાયક બેહરામે, યલાનસીનેહે તથા પેહેલવાન આદરગુશસ્પે પોતાના ઘોડાઓને ખસરૂના એ સઘલા સાથીઓને કાપી કાઢવા માટે દોડાવ્યા ત્યારે તેઓ જાણે વરૂ અને ખસરૂના સઘલા નામદારો મેંઢાં હોય તેમ લાગ્યા. આથી ખસરૂના સઘલા સાથીઓ તે બંધીખાનેથી છુટી આવેલા દેવ જેવાઓને જોઇને દલગીર બન્યા. તે તાજદાર પેહલવાન ખસરૂએ એ લડાઇમાં ગરદુઈ, ગસતહમ તથા બન્દુઇને હારવા લાગેલા જોતાંજ પરવરદેગારનું નામ લિધું અને તે જેહાનના પાદશાહે ત્યાંથી નાચારીએ પોતાનો ચેહેરો ફેરવી નાહાસ્વા માંડયું. પણ આદરગુશસ્પે તેની પુઠ ધરી. તેથી પાદશાહ તુરત ગસતહમને કેહેવા લાગ્યો કે, "હવે તો મારૂ મોત નજદિક આવેલું લાગે છે. જ્યારે મેં નાહાસ્વા માટે પીઠ ફેરવી છે તો તમો તમારી ઉપર વગર ફોકટની રસતાખેજ શુ કામ ઉઠવા દેવો છો?"

ત્યારે ગસતહમ બોલ્યો કે, "એ સ્વારો તો હવે આગળ આવી લાગ્યા છે તેથી જો તું એકલો પડશે તો તેઓની સામે કેમ લડી શકશે?" તેથી ખસરૂએ પીઠે નજર કીધી તો તે ચારમાંથી તેણે બેહરામને ઘણોજ નજદિક આવી પોહોંચેલો જોયો. આથી તેણે પોતાના શરીરને દુશમનોથી બચાવવા

ખાતર બેહરામના ઘોડનું કાળું બખતર વિંધી નાખ્યું. તેથી ફોનો લેવા પુઠે આવતા દુશમનોના બીજા બે અટકી ગયા. તેવામાં ખસરૂની સામે એક તંગ ગુફા આવી લાગ્યો જ્યારે તેની પુઠ ધરનારા ત્રણ લડાયકો તો વાઘોની માફક દોડતા આવી લાગ્યા. એ ગારને માથે એક પાહાંડ આવ્યો હતો અને તે જેહાનનો પાદશાહ તો પોતાની ટોલીથી દૂર પણ પડી ગયો હતો. આથી તે જવાન પાદશાહે પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડી પગે તે પાહાડને કુદાવવા માંડયો. ખસરૂને એમ ઘેરાઇ ગયલો અને ઘોડા ઉપરથી ઉતરી પડેલો જોઇને તેની સાથના નામદારોનાં દિલ દુઃખી બન્યાં. તેનાથી ત્યાં ઠોભાય એમ પણ હતું નહી, તેમજ તેને નાહાસવા માટેનો રસ્તો પણ હતો નહી. જ્યારે તે બેહરામ તો પુઠેથી ધસ્યો આવતો હતો.

એમ જોઇ બેહરામે હવે ખસરૂને કેહેવા માંડયું કે, "ઓ ફરેબથી ભરેલા શખ્સ! હવે તો તારી ચઢતી સામે પડતી આવી ઉભી છે. મારી સામે એવી હુશીયારી દેખાડીને તું શું કરવા માંગતો હતો? તેં એ સઘલો બોજ તારી મેલે તારી ખાંધે ઉઠાવી લિધો છે." જ્યારે તે પાદશાહ એ લડાઇમાં સઘલેથી ઘેરાઇ ગયો અને તેણે આગળ પાહાડ તેમજ પુઠે દુશમનની તલવાર જોઈ ત્યારે તેણે આ મુજબ પરવરદેગારની બંદગી કરી લિધી કે, "ઓ પરવરદેગાર! તું ફરતા જમાનાના કરતાં પણ ચઢતો છે. માટે મારી આવી કફોડી હાલતમાં તું મારો મદદગાર થા. જો તું મારો મદદગાર થતો હોય તો મને બેહરામ અને તીરની[1] મદદ માંગવી પડે નહી."

તેવામાં તેને તે પાહાડ ઉપરથી અવાજ સમજાયો અને માર્ગમાંથી તેને મુબારક સરોશ ઇજદ આવતા દેખાયા. તેવણે લીલો પોશાક પેહેર્યો હતો અને એક ઘોડા ઉપર સ્વાર થયા હતા. એ સરોશને આવતાં જોઇ ખસરૂને હીંમત આવી. ખસરૂ આગળ આવતાંજ તેવણે તેનો હાથ પોતાના હાથમાં ધર્યો. પરવરદેગાર એવો બનાવ બનાવે તો તેમાં અજબ જેવું નથી. તેણે તે બદખાહ સામેથી ખસરૂને ઉચકી લિધો અને તેને ત્યાંથી સેહેલથી નહસાડી દિધો. ત્યારે ખસરૂએ તેને રડતાં રડતાં અને દચકાં ખાતાં પુછયું કે, "તારૂ નામ શું?" તે ફરેસ્તાએ જવાબ દિધો કે, "મારૂ નામ સરોશ છે. હવે તું ભયમાંથી દૂર થયો છે. માટે એમ રડવું બંધ કર હવે પછી તુંજ જેહાનનો પાદશાહ બનશે. પણ તારે પહરેજગારી સિવાય બીજું કાંઇ એખત્યાર કરવું નહી."

---

૧ આપણા જરથોસ્તીઓ કાંઈપણ મુશકેલ કામ વખતે એ ઈજદોની મદદ વધુ માંગે છે.

એટલું બોલી તેવણ ત્યાંથી ગુમ થઇ ગયા. એના જેવી અજાયબી બીજી શું હોય? એવો બનાવ બનેલો જોઇ બેહરામ પણ અજબ બન્યો અને ત્યાં તે પરવરદેગારની યાદ કરવા પડયો. પણ જ્યારે તેણે ખસરૂની ઇચ્છા મુજબનું સઘલુ કામ પાર પડેલું જોયું ત્યારે તેના બદનમાં એકદમ ધ્રુજરી છુટી આવી. તે મનમાં બોલવા લાગ્યો કે, "જ્યાં સુધી એ મરદાનગીભરી લડાઇ ચાલે ત્યાં સુધી મારીથી મારી મરદાનગી દૂર થતી ના. હવે એમ બનેલું હોવાથી તો મને પરી જેવાઓની સામે લડવું પરશે અને મને તેમાં મારા બુરાં નસીબ માટે રડવું પડશે."

હવે બીજી તરફ ન્યાતુસ પણ તે પાહાડ ઉપરથી પરવરદેગારનીજ મદદ ચાહાવા લાગ્યો. મરીયમ પણ જેહાનના પાદશાહ જેવો પોતાનો ધણી ગુમાવી બેસવા માટે પોતાના બે ગાલોને પીખવા લાગી. ત્યાના પાહાડ, મેદાન અને ખીણમાં જે કાંઇ રૂમી લશકર હતું તેમના દિલ પણ ખસરૂ માટે ગમગીન અને દુખી બન્યાં. ન્યાતુસે મરીયમને કહયું કે, "તું અત્રેજ બેસજે. મને તો ફીકર છે કે તે ઇરાન જમીનનો શાહ ગુમ થયો છે."

પણ તેટલામાં તો ખસરૂ તે પાહાડની બીજી બાજુએથી આવતો દુરથી લશકરને માલમ પડયો. તેથી એ નામદારી ભર્યું લશકર ઘણુંજ ખુશ બન્યું અને મરીયમનો ગમ પણ દૂર થઈ ગયો. ખસરૂએ મરીયમ આગળ આવી લાગતાંજ જે કાંઇ અજબ બનાવ બન્યો તે મરીયમને કહી સમજાવ્યો અને બોલ્યો કે, "ઓ કયસરના ખાનદાનની મારી ઓરત! મને તો તે ઇનસાફી સાહેબેજ એમાં ઇનસાફ આપ્યો છે. મને કાંઇ સુસ્તી કે હીચકારા પણાથી ત્યાથી નાહાસવું પડયું હતું નહી, પણ તે બુરાં દિલના શખ્સની લડવાની રીતે મને એમ હારી ખવાડી હતી. તેમાં પેલા ગાર આગળ તો હું મારા મદદગારો વગર એકલો પડી ગયો હતો અને તેથી એ દુખ વચ્ચે મને પરવરદેગારનીજ મદદ માંગવી પડી હતી. તે પરવરદેગારે આપણીથી જેહાનના કામોને છુપ્યાં રાખ્યાં છે પણ મારા જેવા ગોલામને માટે તે સાહેબે પોતાનો એ ભરમ ખુલ્લો કરી નાંખ્યો હતો. ઓ મારા સરદારો! આજે જે બનાવ મેં બનેલો જોયો છે તેવો બનાવ મુબારક ફરીદુન, તુર, સેલમ કે અફરાસીયાબે સ્વપણે પણ જોયો હશે નહી. એમાં મારી ફતેહની અને મને પાદશાહી મલવાની નિશાણુ માલમ પડે છે. હવે તમો લડાઇ માટે નવેસરથી તૈયારી કરો અને લડતાં લડતાં

ખસરૂનું નામ યાદ કરજો.૧ " આથી તે લશકર તુરતજ તે પાહાડ આગળ એકઠું થયું અને તેઓથી ઉડી રહેલાં ધુલારાંથી જમીન પણ કાલી બની.

## ખસરૂએ બેહરામ સાથે ત્રીજી લડાઈ કીધી જેમાં બેહરામે હાર ખાધી તે વિષે.

પેલી તરફ બેહરામ એ બનાવથી દુ:ખી થયો અને જે સઘળા કાંમો પોતાનાથી બન્યાં તે માટે તે પસ્તાવો કરવા લાગ્યો. એમ નાચાર બન્યા છતાં તેણે જડપથી લશકરને પાછું હંકાર્યું જેથી દીવસનો વખત છતાં ત્યાં જરા પણ રોશણી રહી નહી. બેહરામ બોલવા લાગ્યો કે, " જે કોઈ લશકર સાથે ચઢાઇ લેઇ જાય તેનામાં અક્કલ, મરદાનગી અને જોર અવસ્યનું હોવું જોઇએ. મારો ભાલો બાધુરોએ જોયો છે અને પેહેલવાનોમાં જેઓએ મારી બાધુરી જોઇ છે તેઓ પાદશાહ કરતાં મનેજ સરસાઇ આપે છે. જેથી તો હું નૌશીરવાન જેવાનું તાજ પણ ધુલમાં ફેંકી શકયો છું."

પછી તે લશકર વચેથી દુખી જીવે બાહાર પડયો અને એક તીર લેઈ તેને કમાન ઉપર ચઢાવી તાણ્યો અને પછી તે તાંકીને પાદશાહની કંમરબંધ ઉપર ફેંકયો. પણ તે તેની કંમરને અઠડતાંજ બખતરને સબબે વલી ગયો. પાદશાહના એક નોકરે તેને એમ તીર આવી લાગેલો જોતાંજ દોડી જઇને તે તીર તેના કસબી કપડાંમાંથી ખેંચી કાઢયો. આથી પાદશાહે બેહરામને ભાલાનો એક ફટકો માર્યો. પણ તેણે પણ બખતર પેહેરેલું હોવાથી તેનાથી તેની એક કડી પણ તુટી શકી નહી. પણ તે નેજાની અણીજ ભાગીને બે ટુકડા થઈ. પણ તેથી તે આડે રસ્તે ગયલા શખ્સના દિલમાં હવે ધાસ્તી પેઠી. પાદશાહે હવે પોતાનો નેજો ભાગેલો જોતાંજ ચીરડાઇ જઇને પોતાની તલવારથી તેના માથા ઉપરની લોઢાની ટોપી ઉપર એક ફટકો મારીને કીનો લેવા ચાહયો. એ ફટકાથી તેની તલવારની અણી બેહરામની ટોપીને ફાડી અંદર બેઠી. એવો બનાવ બનેલો જોતાંજ અને લોઢાં ઉપર તલવારનો ફટકો અઠડતાંજ સર્વેએ શાબાશી પોકારી. આથી પાદશાહના તમામ લશકરને પણ ઉલટ આવી જેથી બેહરામના કામને એબ લાગી.

જ્યારે બેહરામની આંખે ઘણી તમમર આવ્યાથી તેને સુરજ કે ચંદ્ર દેખાયા નહી ત્યારે તેને પોતાની મરજી ઉપરાંત પોતાનો ચેહેરો તે પાદશાહ આગ-

---

૧ રૂમીઓના જણાવ્યા મુજબ ખસરૂ રૂમીઓની મદદ મેલવી જ્યારે બેહરામ સામે પાછો લડવા આવ્યો ત્યારે તેને પેહેલેથીજ જીટ મલતી ગઈ હતી અને ફીરદોસી જાણાવે છે તેવી કોઇપણ રીતની મુશકેલી તેને નડી હતી નહી.

ળથી ફેરવવો પડયો. હવે તેને એ (લડવાનું) કામ મુશ્કેલ લાગ્યું અને તેથી તેની મરદાનગી અને બાહુરી પણ ગુમ બની. જ્યારે તે લશકરે પોતાના પાદશાહને સિંહના જેવી મરદાનગી દેખાડતાં જોયો ત્યારે સઘલા સરદારોએ તે ઇરાની તેમજ રૂમી લશકરને આગળ હંકાર્યું. તે ભેગાં લશકરે પોતાની તલવાર બાહાર ખેંચીને તેઓની ઉપર પાહાડ તુટી પડે તેમ હુમલો કીધો અને બાહુરોએ તેઓને પીઠેથી ઉશકેરી આપ્યા. તેથી (સામેના) આવાં ભારી લશકરમાં ભંગાન પડયું.

પછી બન્દુઇએ પોતાના પાદશાહ આગળ દમામથી ચાલી આવીને તેને કહ્યું કે, "ઓ પાદશાહ! તારૂં તાજ સુરજ અને ચંદ્રથી પણ ઉંચું ચઢવા પાંમજો. પેલા બેહરામનું જે કીડીઓ અને તીડોના ટોલાં જેવું ભારી લશકર હતું તેણે હાસે નાહાસીને બ્યાબાનો અને કઢણોનો આસરો લિધો છે. તેથી હવે વગર ફોકટનું લોહી રેડવું તેમજ શાહે પોતાનીજ રૈયત સાથે લડાઈ કરવી ઠીક લાગશે નહી. હવે એમ મારફાડ કરી તેમનો ઘાણ કાઢવા કરતાં તેઓ આપણી માફી માંગી લે તો તેજ ઠીક થઈ પડશે."

ત્યારે ખસરૂ બોલ્યો કે, "જેઓ ગુનાહ કરતા અટકતા હોય તેઓ ઉપર હું પણ કદી કીનો લેવા માંગતો નથી. તેઓ સઘલા મારી માફીજ પાંમશે અને મારાં તાજમાં લટકતાં લુલક માફકના ગણાશે." તેવામાં કાલા પાહાડો પછવાડેથી રાતનો ઝુન્ડો પણ ઉડી રહયો; જેથી બધે બાજુનું લશકર ત્યાંથી પાછું ફર્યું. પછી ત્યાં ચોકીબાનોના પોકારો ઉઠી રહ્યા અને તે લશકરમાના ઘણાઓને તે રાતે ઉંઘ પણ આવી નહી. પછી જેહાનજીટ બન્દુઇએ બધે લશકરો વચે દમામથી ફરી વલીને કોઇ ઠાળી પીતાવવાને લાયકના અને ખુશ અવાજના બાહુરને જોઈ કાઢયો. બન્દુઇએ તેને એક અરબી ઘોડા ઉપર સ્વાર થવા અને મોટે અવાજે ઠાલી પીતાવવાને માટે કંમર બાંધવા ફરમાવ્યું.

આથી તેણે સઘલે આ પ્રમાણે પોકારીને કેહેવા માંડયું કે, "ઓ બંદાઓ! મારી સામે ગુનાહ કરવા છતાં જેઓ પાછું નસીબ પાંમવા ચાહાતા હોય તથા તમારી વચે જેઓના ગુનાહ વધી ગયા હોય, પણ એ ગુનાહ માત્ર લડાઇમાં નામદારી પાંમવા ખાતર કીધા હોય તો તેઓને જેહાનનો શાહ તેઓના જે જાહેર તેમજ ખાનગી ગુનાહ હોય તે પરવરદેગારને ખાતર માફ કરે છે."

તે અંધારી રાતે આવા પોકારો સમજાતાંજ સઘલાઓએ એ અવાજ સમજવા ઉપર કાન ધર્યા. પછી બેહરામની તરફેનદારી કરનારા સઘલા નામ-

હારોએ એક પછી એક ખસરૂ આગળ આવવાને કંમર બાંધવા માંડી. જ્યારે જેહાનને દીપાવનારા સુરજે પોતાનું માથું પાહાડ પછવાડેથી બાહાર કાઢયું અને દીવસે તડકાંના પોશાકથી જમીનને ઢાંકી નાખી, ત્યારે તે (સામી બાજુનું) સઘલું મેદાન માણુસો અને તંબુઓ વગરનું બન્યું. પણ બેહરામ તો હજી એ રાતના બનાવથી વાકેફ પણ થયો હતો નહી. બેહરામના વફાદારો અને દોસ્તો સિવાય ત્યાંના તંબુમાં બીજા કોઈ જણાતા હતા નહી.

જ્યારે બેહરામને પોતાના લશકર માટેની એ ખબર પડી ત્યારે તે પોતે આવીને તે તંબુઓમાં ફરી વલ્યો. પછી તેણે પોતાના સાથીઓને કહયું કે, "હવે અત્રે થોભી રહી રસ્તાખેજ જોવાના કરતાં અત્રેથી નાહાસી જવુંજ ઠીક થઇ પડશે." પછી તેણે ઉંટોના સારબાનને હોકમ કરી બે હજાર ઉંટો અને મોઢાંમાંથી ફીણ કાઢનારી સાંઢનીઓને ત્યાં મંગાવી અને પોતાના ખજાનામાંથી જે કાંઈ સાથે લેઇ જવા જોગ હતું તથા તેમાં જે ગાલીચાઓ અને પોશાકો હતા તે તથા સુના રૂપાંના અને હાથીદાંતના તખતો, હારો, સાંકલીઓ તેમજ સુનેરી તાજો હતાં તે સઘલું તેણે તે ઉંટો ઉપર લદાવ્યું અને પછી પોતે પણ સ્વાર થયો અને નાહાસવાને માટે પોતાની કંમર બાંધી. ૧

## ખસરૂએ નસતુહને લશકર આપી બેહરામની પુઠે મોકલ્યો અને તે નસતુહ તેના હાથમાં સપડાઈ ગયો તથા બેહરામ ચીનના ખાકાન આગળ જઇ લાગ્યો તે વિષે.

જ્યારે તપતા સુરજે બામદાદને સંગારી ત્યારે ચોકીબાન લશકર પાદશાહ આગળ પાછું ફર્યું અને તેઓ તેને કેહેવા લાગ્યા કે "સામી છાવણીમાં તો કોઇજ જણાતું નથી, તેમજ ત્યાં તંબુઓ પણ રહયા નથી." એ ચોકીબાનોએ આવી પાદશાહને એ ખબર પુગાડતાંજ તેનું દિલ એ છાવણી (ગુમાવવા) માટે દલગીર બન્યું. તેણે પોતાના જંગીઓ વચેથી ત્રણ હજાર બખતર સાથના સ્વારો અને બખતર સાથના ઘોડાઓ ચુંટી કાઢયા. પછી

---

૧ કેટલાક તવારીખનવેસો મુજબ એ બેહરામ નાહાસી ગયો ત્યારે તેની સાથે તેના મોટા લશકર વચેથી ફકટ ચાર હજાર માણસોજ રહયાં હતાં જ્યારે એ બેહરામના બાઇડી છોકરાં તથા ખજાનો ખસરૂને હાથ આવ્યો હતો.

તેણે નસ્તુદને૧ ફરમાવ્યું કે, "તું પણ સ્વાર થા અને તેની સામે હુમલો લેઇ જવાને માટે તારી પેહેલવાનની કમર બાંધ."

આથી નસતુદ દુઃખી દિલે ત્યાંથી હંકારી ગયો કારણકે તે પોતે લડાઇ વખતે બેહરામ સાથે લડવાને લાયકનો મદદને મરદ હતો નહી. વળી બેહરામ પણ પોતાના ઇનસાફ અને સારી રાજનીતી છતાં પોતાના લશકર ઉપર હવે નચિંત હતો નહી. ખસરૂની ધાસ્તીથી તે પોતાના લશકરને આડે અવલે રસ્તે હંકારી ગયો અને પેલું સુનું રૂપુ પણ સાથે લેઇ લિધુ. તેના લશકરની બાજુબાજુએ યલાનસીનેહ તથા પેહેલવાન ઈજદગુશસ્પ પોતાના ઘોડા હંકારતા હતા. તેઓ પાદશાહ માટેનીજ વાતો કરતા આડે અવલે માર્ગે પોતાનુ લશકર હંકારી જવા લાગ્યા. તેવામાં તેઓને દુરથી એક નાનું વેરાન ગામડું જણાયું. એ ગામડાંમાં (ગબ્બઇન સબએ) સખાવત તરીકે મદદ કરે એવા લોકો હતા નહી. દુખથી તેમજ લોહી જતું હોવાથી બેહરામ પશેમાન દિલે તે ગામડાં તરફ પોતાનો ઘોડો દોડાવ્યો. તેઓના મોઢાં તરસથી સુકાં બનેલાં હોવાથી તેઓ એક બુઢી ઓરતના ઘર આગળ આવવા લાગ્યા. તેઓએ તે બુઢી ઓરત સાથે નરમાશથી વાતો કરી પાણી ની તથા રોટલીની માંગણી કીધી. તેઓની એવી અરજ સમજતાંજ તે ઓરત એક જુના ખખ થયલી એક ચાલણી ઉંચકી લાવી. આ ચાલણીમાં કેટલીક જવની રોટલી હતી અને તેઓ ઉપર જરાજરા કસ્તુંરી ચોપડેલી હતી. આથી યલાનસીનેહે બાજ ધરવાને માટે બેહરામના હાથમાં બરસમ આપી.૨ જો કે બેહરામને તો ગમને લિધે બાજ ધરવાની પણ યાદ રહી હતી નહી. બાજ ધર્યા પછી તેઓએ એ રોટલી ખાધી અને તેટલો વખત તે ઓરતો એ નામદારોને જોતી ઉભી. એ જવની રોટલી ખવાઈ રહયા પછી તેઓએ બધ મોઢે (બાજમાં) દારૂની માંગણી કીધી. ત્યારે તે બુઢી ઓરતે જવાબ દિધો કે, "જો તમારી દારૂ પીવાની ઇચ્છા હોય તો મારી પાસે દારૂ તેમજ દોધીના બનાવેલી એક પુરાના તુમડી છે. માટે તુ કેહેતો હમણાજ એ તુમડીનુ માથું કાપી કાઢી તેને જામ જેવા બનાવી તારા આગળ લાવી હાજર કરૂં."

---

૧ કેટલાક તવારીખનવેશો એ બેહરામની પુઠે જનાર નસતુદ નહી પણ ગસતહમ હતો એમ જણાવે છે.

૨ આ બાજ ધરવાની પુરાણી રસમ ઉપરથી જણાય છે કે આગળા વખતના જરથોશ્તીઓ ગમે એવી મુશકેલીમાં હોવા છતાં પણ બરસમ સાથની બાજ ધર્યા વગર અણ કે પાણી મોઢાંમાં મુકતા હતા નહી. વળી એ ઉપરથી બેહરામ ચોબીન પણ અથોરનાન વંશનો માલમ પડે છે.

બેહરામે તેને જવાબ દિધો કે, "જો તારી પાસે દારૂ હાજર હોય તો એથી વધારે મારી જામ કયાંથી મલવાની હતી." આથી તે બુઢી ઓરતે જઇને તે દારૂ તેમજ જામ લાવીને હાજર કીધી અને બેહરામ તે જામ વડે દારૂ પીને ખુશ બન્યો. પછી તે બુઢીને પણ ખુશ બનાવવાને તેણે તે જામ ભરીને એ ઓરતના હાથમાં મુકી. ત્યારબાદ તેણે તેને પુછ્યું કે, "ઓ ઓરેહવાલી માય! દુન્યાની શું ખબર છે?" બુઢીએ જવાબ દિધો કે, "એવી તો ઘણી વાતો સમજાય છે, જે સઘલી મારા મગજમાં પુરાણી પણ થઇ ગઈ છે. આજે શેહરમાંથી અત્રે ઘણા શખ્સો આવી ગયા જેઓએ ચોબીનની લડાઇ માટેની ઘણીક વાતો કીધી છે. એવું કેહેવાય છે કે તેનું લશકર પણ હવે તે શાહને જઇ મલ્યું છે અને તેથી એ લશકર વગરનો સપેહસાલાર ત્યાંથી નાહાસી ગયો છે."

ત્યારે બેહરામે તેને કહયું કે "ઓ પાક ઓગ્ત! એ વાત શું છે તે મને કહી સમજાવ. શુ એમ કર્યામાં બેહરામે ડહાપણ વાપરેલું ગણાય છે કે તેની આપઅખત્યારી દેખાય છે?" ત્યારે તે બુઢીએ જવાબ દિધો કે, "ઓ માન પાંમેલા શખ્સ! દેવે તારી નજરને એમ કેમ બમાવી છે? જ્યારનો એ ગુશસ્પના બેટા બેહરામે પાદશાહ હોરમજના બેટા સામે લડાઈ કરવાને ઘોડો ડપટાવ્યો ત્યારના અક્લમંદો તેની હસી કરે છે અને કોઈપણ તેને બાહુર તરીકે ગણતા નથી તેની શું તુંને ખબર નથી?" ત્યારે બેહરામે તેને પુછ્યું કે, "જો એ બેહરામ તારી આગળ આવી એવી ખાહેશ કરે કે, મને આ તુમડીમાં દારૂ પો અને આ પુરાણી ચાલણીમાં જવની રોટલી ખવાડ, તો તું તેને તારી આગળ રાખી તેમ ખાવા દે કે?[1]

એ રીતે તેણે ત્યાં એ ખાણું ખાધા ઉપરાંત પોતાનો દગલો પાંઠરી અને હથીયારોને માથાં નિચે ટેકવી તે રાત પણ તેણે ત્યાંજ સુઇને પસાર કીધી. જ્યારે સુરજે ઉંચે ચઢી આસમાનનો ભરમ ખુલ્લો કીધો ત્યારે તે લડાયક સપેહસાલારે પોતાની પાસેનું એક નાનું ઢોલ વજાડયું, તેથી તેનું જે થોડું ઘણું લશકર હતું તે ત્યાં હાજર થયું અને ત્યારબાદ તે મોટી પડવીના શખ્સોએ ત્યાંથી આગળ રસ્તો ધર્યો. માર્ગમાં તેમને લીલા બાંબુનું એક જંગલ જણાયું જ્યાં ઘણાક શખ્સો તે બાંબુ કાપી લેવામાં રોકાયા હતા. પણ તેઓએ તે બેહરામને બહાદુરોના એક મોટાં લશકર સાથે ત્યાં આવેલો જોતાંજ તેને આદ-

---

[1] દોસીએ શું જવાબ આપ્યો તે અત્રે જણાવ્યું નથી પણ તેણીએ તેને ઉતારો લેવા દીધેલો જણાય છે.

રમાન આપ્યું અને બોલ્યા કે, "તું અમર્ગ રેહેજે. પણ આ બાંબુના જંગલ તરફ તુંને કેમ આવવું પડયું છે? તમારી અગાઉનું અત્રેથી એક મોટુ લશકર પણ પસાર થયું છે અને તેમાના દરેકે લડવા માટેજ પોતાના હાથોને લોહીથી ધોયા હોય એમ લાગે છે."

ત્યારે બેહરામ બોલ્યો કે "એ અત્રેથી પસાર થયલા સ્વારો પાદશાહી લશકરના હોયા સિવાય બીજા કોઇ નહી હોય. જ્યારે મેં છાવણીમાંથી નાહારવા માંડયું ત્યારે મેં સમજ્યુ હતું કે તે પાદશાહે દમ સાસ વગરના એક સરદાર નસ્તુદને ચુંટી કાઢી આપણી જડપથી પુઠ પકડવાને માટે તેને ત્રણ હજાર સ્વારોનું એક લશકર સોંપ્યું છે. પણ હું તેને સોધી કાઢી તેનોજ દમ દુચો કાઢી નાખશ." પછી તે સઘલાઓ પોતાના ઘોડાની લગામને તંગ તાણીને તે લશકરની સોધમાં આસપાસ ફરી વલ્યા. તે (પુઠે લાગેલા) સ્વારો પણ ઘણા નજદિક આવી લાગ્યા અને તેઓએ લડવાને માટે હાથમાં હીન્દી તલવારો પકડી. પણ (બેહરામના) સઘલા સ્વારોએ તે બાંબુના જંગલને આગ લગાડી દિધી અને તેઓ તે લશકર ઉપર એકાએક તુટી પડયા.

ત્યાંના સઘલા બાંબુઓ સલગી ઉઠવાથી તેમાં તે કેટલાક સ્વારો બલી ગયા તેમજ કેટલાક લડતાં માર્યા ગયા. વળી પેહેલવાન બેહરામે પણ નસ્તુદને જોતાંજ પોતાની લગામ જડપ ચાલના ઘોડાને સોંપી દીધી અને જીન ઉપરથી કમંદનો વીટો ઉડાવ્યો અને નસ્તુદને હરાવી તે કમંદથી તેના હાથ પગ બાંધી લિધા. આથી નસ્તુદે તેની માફી ચાહી અને બોલ્યો કે, "ઓ નામદાર પાદશાહ! તું શું કામ મારૂં લોહી રેડે છે? હું બદબખ્ત ઉપર તું કાંઈ રેહેમ કર અને મને મારી ના નાખ. પણ મનેબી તારી સાથે અત્રેથી લેઈ જા. હું પણ તારી સાથે આવી તારો એક કમીનો નોકર બની રેહેવશ."

બેહરામે તેને જવાબ દિધો કે, "હું પણ તારીજ જાતનો એક શખ્સ છું તેથી હુ તારી સાથે લડવા માંગતો નથી. તેમજ તુંને ગરદન મરાવી મારા ઉપર શરમીંદગી ખેંચી લેવા ચાહાતો નથી. તેથી તું મારા હાથમાંથી છુટો થતાંજ અત્રેથી નાહાસીને તે પાદશાહને અત્રે બનેલી મારે માટેની સઘલી વાત કેહેજે." એમ સમજતાંજ નસ્તુદે વાંકો વળી જમીનને બોસો લિધો અને તેની પુશકલ તારીફ કીધી. પછી બેહરામે પોતાના મુબારક પગલાંનાં બાધુરો સાથે તે જંગલમાંથી રએ તરફનો રસ્તો પકડયો. ત્યાં જઈ થોડો વખત તેણે આસાયશ લિધા બાદ ત્યાંથી તે જડપથી ખાકાન આગળ જવાને નિકળી ગયો.

# ખસરૂએ બેહરામની છાવણીનો નાસ કીધો અને તેણે કયસર ઉપર એક નામું લખાવ્યું અને કયસરે તેનો ખેલાત અને હદીયા સાથે જવાબ મોકલ્યો તે વિષે.

પેલી તરફ ખસરૂ બેહરામના લશકરની જ્યાં છાવણી હતી ત્યાં ગયો અને તેણે તે સઘલી છાવણીને તારાજ કીધી અને પોતાના લશકરને તેમાંથી પૈસાની કોથલીઓ અને તાજોની બક્ષેશ કીધી. તે પોતે એક જડપ ચાલના ઘોડા ઉપર સ્વાર થયો અને પોતાની કંમરને ખોદાની બંદગી કરવા માટે બાંધી. માર્ગમાં તેને એક ઝાડી મલી જેથી તે ત્યાં પોતાની બંદગીનું કામ બજાવવા ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને બંદગી કરવાને પરવરદેગારની રૂબરૂ ધુલ ઉપર પડયો. ત્યાં તે બંદગી કરતાં બોલ્યો કે, "ઓ ઈનસાફ આપનારા પવિત્ર સાહેબ! તેં મ'રા મુલકમાંથી મારા દુશમનને ઉખેડી નાખ્યો છે અને મારી ઉપર આવી પડેલી હદ ઉપરાંતની મુશકેલી દુર કીધી છે. હું તો તારી બંદગી કરનારો કમીનો ગોલામ છું અને તું રાખનાર સાહેબના હોકમો મુજબજ ચાલનાર છું."

પછી તે ત્યાંથી પાછો છાવણી તરફ ગયો જેથી તેની રેહેનુમાઈ કરનારાઓ તેની આગળ આવ્યા. ત્યારબાદ તેણે એક મુનશીને પોતાની આગળ બોલાવીને એક રેસમી કપડાંના ટુકડા ઉપર નામું લખાવ્યું અને એ લડાઇમાં જે કાંઈ બનાવો બન્યા તે કયસર ઉપર એ નામામાં લખાવ્યા. તેણે એ નામું લખાવતાં પેહેલાં પરવરદેગારની તારીફ કીધી કે, "હું તે પરવરદેગાર સાહેબથીજ મરદાનગી, હુનર અને નસીબ જોવા પાંમ્યો છું. તે જેહાનના પરવરદેગારથીજ હું ખાનગી રીતે એ સઘલી ભલાઈઓ જોવા પાંમ્યો છું. તારી તરફથી લશકર લેઇને નિકળેલો હું આદરગુશસ્પ તરફ આવી લાગતાંજ તે કીનાખોર પાછો મારી સામે જડપથી આવ્યો હતો. લડવા માટે તે એટલો લગોલગ આવી લાગ્યો કે, મારે માટે પુરી પાધરી લડવાની જગ્યા પણ રહી નહી. પણ આ વખતે પાક પરવરદેગાર તેનો મદદગાર નહી હોવાથી તેની ધરપકડ કરવાની તેજીનો નાશ થયો હતો. જ્યારે તે ઘણો નાચાર અને લશકર વગરનો થઇ પડયો ત્યારે તે એક બામદાદે અત્રેથી છાવણી છોડી નહાસી ગયો. હમે પણ તેના લશકરનો ઘાણ કાહડવા માંડયો અને તેની છાવણીને બાલી નાંખી. જો ફતેહમંદ પરવરદેગારનો હોકમ હશે તો હમે તેને નાદસ્તો ઘેરીને પકડી પણ શકશું." પછી એ નામાં ઉપર શાહની મોહર દાબ્યા બાદ એલચીઓએ તે લઇને માર્ગ કાપવા માંડયો.

હવે એ એલચીઓ ઇરાની પાદશાહના નામાં સાથે નામદાર કયસરની દરબારમાં આવી લાગ્યા. એ નામું વાંચતાંજ કયસર તખત ઉપરથી નીચે ઉતરી પડયો અને બંદગી કરતાં પરવરદેગાર સનમુખ બોલવા લાગ્યો કે, "ઓ રહેનુમાં સાહેબ! તું તો હંમેશ અને હંમેશા સુધી રહેનાર છે. તેં તારા તે બંદાઓને ફતેહ બક્ષી છે. એક પડી ભાંગેલા શખસનો હાથ પકડીને ઉઠાડનાર તુંજ છે." પછી તેણે દરવીશો વચે પુશકલ દીનારોની ખેરાત કીધી અને ભુખ્યાઓને ખાવાનો ખોરાક પુરો પાડયો. ત્યારબાદ તેણે તેના નામાના પાછા જવાબ તરીકે બેહેસ્તના બાગના ઝાડના જેવું એક સોભઇતું નામું લખાવ્યું. એ નામાની સરૂવાતમાં તેણે જેહાનના પરવરદેગારની યાદ કીધી કે, "પરવરદેગાર સાહેબ ફતેહ, ખોરેહ અને ઇનિસાફનો સાહેબ છે. તે ચંદ્ર તેમજ સુરજને પેદા કરનાર અને ખોરેહ તથા જોર બક્ષનાર છે. જે કોઇને બુજોર્ગી કે નેકબખ્તી પુગે છે તે તેનાથીજ પુગે છે. માટે જ્યાં સુધી તું જીવે ત્યાં સુધી તેનોજ ઉપકાર માનતો રેહેજે. જેહાનમાં જાહેર કે છુપી રીતે ઇનસાફ સિવાય તું બીજી કાંઈ ખુબી કરતો ના."

પછી કયસરોથી યાદગારીમાં ઉતરી આવેલું એક તાજ કે જે કામમાં આવશે એમ સમજી તેણે રાખી મુકયું હતું તે, એક પાદશાહી સાંકલી, બે કાનના લુલક, એક હજાર એકસો સુનેરી ભરતના કપડાં, સો ઉંટો લઢાય એટલું સુનું તેમજ દીરમો, પુશકલ મોતીઓ અને યાકુતો, જવેહરાતોથી જડેલો એક ક્રુસ, પાદશાહોને લાયકનું હીરાજડીત તખત અને સુનેરી નકસીવાલું લીલા રંગનું બખતર જેમાં હીરા, માણેક વિગેરે જડી લિધા હતા તે સઘલું તેણે તૈયાર કરાવ્યું. પછી એ સઘલો હદીઓ તેમજ નેશારની ચિજો લેઇને તેના રૂમી ફીલસુફોમાંથી ચાર શખ્સો બાહાર પડયા.

તેમને લેવા જવા માટે તોખમદાર અને મોઠી પડવીના હજાર સ્વારોને તેણે મોકલી આપ્યા. પછી તે બુજોર્ગો પોતાની સાથના તમામ હદીઆ સાથે ખસરૂ આગળ આવી લાગ્યા. જ્યારે ખસરૂએ એ હદીઓ જોયો અને તેનું નામું વાંચ્યું ત્યારે તે તેનો મોકલેલો હદીઓ જોઇ અજબ બન્યો. પાદશાહે તુરતજ પોતાના વજીરને કહયું કે "એ જવેહરાત જડેલો રૂમી પોશાક કાંઈ ત્યાંના જાગીરદારોનો પેહેરવાશ નથી પણ ત્યાંના ખ્રીસ્તી પાદરીઓના જેવો છે. તેથી જો એ ખ્રીસ્તી પોશાક પેહેરીશું તો આપણે પાદરી જેવા લાગીશું. પણ જો આપણે તે નહી પેહેરશું તો તેથી તેને અપમાન થશે અને તે દિલમાં જુદોજ વિચાર લેઇ જશે, વળી જો આપણે એ પોશાક પેહેરશું તો આપણા

સઘલા નામદારો એવું બોલશે કે, 'આપણી રૈયતનો શેહનશાહ પૈસાને ખાતર ખ્રીસ્તી બન્યો છે અને તેણે ખ્રીસ્તી પાદરીઓની સંફ પકડી છે.' "

ત્યારે તે રેહેનુમા વજીરે ખસરૂને જવાબ દિધો કે, "ખ્રીસ્તી પોશાક પેહેરવામાં કાંઈ દીન સમાએ નથી. તું ગમે એટલો કયસર તરફ ચુસ્ત રેહેશે તોપણ તું પેગમબર જરથોસ્તની દીન પાળનારોજ ગણાશે. માટે તું તારે એ પાદશાહે મોકલેલો પોશાક પેહેર અને તેનું જવેહરાતજડીત તાજ માથે મુક.[1]" પછી તે પાદશાહે દરબારના પરડા ઉંચકી નાખવાનો અને તે મોટી પડવીના શખ્સોને દરબારમાં દાખલ કરવાનો હોકમ આપ્યો. આથી તે રૂમીઓ તેમજ ઇરાનીઓ તથા બીજા જે કોઇ શખ્સો હતા તેઓ અંદર દાખલ થયા. જ્યારે અક્કલમંદ ઇરાનીઓએ ખસરૂને એવા પોશાક સાથે (ત્યાં બેઠેલો) જોયો ત્યારે તેઓ સમજ્યા કે, કયસરને રાજી રાખવાને ખાતર તેણે એમ કીધું છે. જ્યારે બીજાઓ એવું બોલવા લાગ્યા કે "એ જેહાનનો પાદશાહ તો અંતઃકરણે ખ્રીસ્તી બન્યો છે."

## ન્યાતુસ બન્દુઇ ઉપર ગુસ્સે થયો અને મરીયમે તેઓ વચે પાછી સુલેહ કરાવી તે વિષે.

બીજે દિવસે ખસરૂએ માથે કેઆની તાજ પેહેરી તખતે બેસી તેને દીપાવવા માંડયું ત્યારે તેના પાદશાહી બાગમાં જીયાફતને માટેની તૈયારીઓ ચાલી રહી. પછી પાદશાહે તે રૂમીઓને બોલાવી લાવવા માટે એક પેહેલવાનને હોકમ કીધો. આથી ન્યાતુસ પોતાના રૂમીઓ અને ફીલસુફો ભેગો તે સુફરા ઉપર આવી બેઠો. ત્યારે ખસરૂ પણ દરબારના તખત ઉપરથી ઉઠી હીરાજડીત રૂમી પોશાક પેહેરી દમામથી અને હસ્તે મોઢે ત્યાં દાખલ થયો અને સુફરા ઉપર આવી બેઠો. તેથી તુરતજ બન્દુઇએ આવી બાજ ધરવા માટે

[1] આ દસ્તુરાન દસ્તુર વજીરના ફટવા ઉપરથી જણાય છે કે, એક જરથોસ્તીએ પરદેશી પોશાક પેહેરીયાથી કાંઈ તેની દીન બદલાતી નથી અને એવોજ વિચાર જ્યારે આપણા ન્યાગાનો પોતાનું બાપીકું વતણ તજી હીન્દુસ્તાનમાં હીન્દુઓને પારકે આશ્રે આવી પડયા ત્યારે તે વખતના દસ્તુરો પણ ધરાવત હોવાથી તે વખતના રાજાના હોકમને આધીન થઇને પોતાનો બાપીકો પોશાક તજી હીન્દુ પોશાક પેહેરવામાં તેઓને કાંઈજ અદચણ જણાઈ હતી નહી.

તેના હાથમાં બરસમ પકડાવી. આથી તે જેહાનના પાદશાહે બરસમ પકડી બાજ ધરવા માંડી અને પછી બાજમાં ભણવા માંડયું. ૧

તે જોઇને ન્યાતુસે હાથમાંથી રોટલી ફેંકી દિધી અને ગુસ્સાભર તે સુફરા ઉપરથી ઉઠી ઉભો થયો અને બોલ્યો કે, "જ્યાં ખ્રીસ્તીઓ ભેગા મલ્યા હોય ત્યાં પણ જો તું એમ બાજ ધરે તો તેમ કર્યાથી હમારા કયસરે ઈસુ ખ્રીસ્તનું અપમાન કીધેલું ગણાય." તેને એમ કરતાં જોઇને બન્દુઇએ એ ખ્રીસ્તીને તે ખાણા ઉપરજ ઉઠીને તેના મોઢા ઉપર હાથની અછાત મારી. પણ ખસરૂ એવું કામ બનેલું જોઇને દલગીર થયો અને ધારતીથી તેનો ચેહેરો સમખુલ ફુલના જેવો ઉજલો બન્યો. આથી તેણે ગસતહમને કહયું કે "એ વગર અક્કલના પેહેલવાને ઇનસાફને એમ હાથમાં લેવો જોઇતો હતો નહી. રૂમના ન્યાતુસ સાથે તેને લાગેવલગે છે શું? પણ તેણે આવી હુલડાઇ કરીને પોતાનું સર ખોહી બેસવા જેવું કીધું છે."

હવે ન્યાતુસ ત્યાંથી ઉઠી ગયો અને ઉશકેરાયલો પોતાની છાવણીમાં ચાલી ગયો. ત્યાં જઈ તેણે લડાઈ જાહેર કરવા રૂમી બખતર પેહેર્યું અને એ જીયાફતમાં ભંગાન પાડવા ચાહયું. તેના સઘલા રૂમી સ્વારો પણ ઉશકેરાયલા ખસરૂની દરબાર તરફ દોડયા. વળી રૂમી તોખમના ન્યાતુસે પણ તુરતજ પોતાના લશકર વચેથી એક સ્વારને ખસરૂ આગળ દોડાવ્યો અને તેને કેહેવાડયું કે, "તારા કમીના બન્દુઇએ મારા જેવા એક યજદાંનપ્રસ્તને મોઢાં ઉપર તમાચો મારવાની હીંમત કીધી છે. માટે તારે તેને મારી આગળ એકદમ મોકલી આપવો, નહી તો કે મારી રૈયતને ગુસ્સે થયલી જોવાને તું તૈયાર થા. શું તેં મારી સાથે આવી આડી વર્તણુક ચલાવવાને માટે (હમારીથી) એ શાહનશાહી તખત મેલવ્યું છે?"

ત્યારે ખસરૂએ પણ તેને ગુસ્સાભર્યો જવાબ મોકલ્યો કે, "કોઈપણુ પોતાની યજદાંપ્રસ્તી દીનને એમ જાંખ લાગવા દે નહી. કયોમરસ, જમશીદ કે ફએકોબાદ કોઈ પણ મારી જગ્યાએ હતે તો એ ખ્રીસ્તી દીનનો વિચાર કરતે નહી. મારા નામીચા અને પવિત્ર ન્યાગાનોની રાહરીતીથી ફરી હું એ ખ્રીસ્તી દીન કબુલું અને ખાણા ઉપર બાજ ધરવાને બદલે પાદરીઓની રાહારીતી એખત્યાર કરૂં એવું કદિપણ બનતું ના. જો તેં પોતે આ બાબદનો

૧ જો કે ખસરૂ ખ્રીસ્તીઓની સાથે એ ખાણું લેવા બેઠો હતો છતાં તેણે બાજ ધરવાની રસમને ત્યાં પણ વીસારી દીધી હતી નહી. તેમજ તે જુદદીનોના સમાગમમાં હોવા છતાં તેણે બાજની પવિત્ર કીયા ત્યાં બજાવી હતી.

ગણત્રીથી વિચાર કીધો હતે તો હાલના રૂમીઓમાં કાંઈ હુનર છે એમ હું સમજતે."

પણ તેવામાં મરીયમે ખસરૂને કહયું કે "આ અંજુમનમાં ઉઠેલી મટફેરીનો હું નિકાલ લાવશ. માટે એ બાધુર બન્દુઈ જેની રૂમીઓ માંગણી કરે છે તેને તું મને સોંફ. હું તેને તારી આગળ પાછો તનદરોસ્ત હાજર કરશ. વગર ફોકટની મારામારી કોઇ કદિપણ કરે નહી. આથી પાદશાહે બન્દુઇને દસ સ્વારો સાથે ન્યાતુશ આગળ મોકલ્યો. પછી તેણે તુરતજ હુશીયાર તેમજ અક્કલભરી વાતો કરનાર મરીયમને કહયું કે, "તું પણ અત્રેથી જા અને તારા બુરા વિચારના' કજીયાખોર ભાઇને કેહેકે, કયસરે બુઝોર્ગી અને લડાઈની હારજીટને ખાતર તથા વચણ, સગાઇ અને ખજાનાની જાળવણીને ખાતર એ લશકર અને ખજાનો આપતી વખતે એ ઇરાની શાહ સાથે કેવી વર્તણુક ચલાવી હતી તે શું તેં જોયું હતું નહી? હવે ગમે તો તું તે વચણ અને સગાઇ તોડી નાંખ અને મારામાં જે કયસરનું ખોરેહ છે તેને ઉડારી નાખ. શું તુંને કયસરે એમ કહયું હતું નહી કે, 'ખસરૂ ઇરાનમાં જઇ લાગતાંજ પોતાની દીનથી ઉલટો ચાલવાનો નથી? એક ગામડીઓ વટીક જુઠી સમજાવટને વસ થવા સિવાય પોતાની પુરાણી દીનને તજતો નથી તે શું તું જાણુતો નથી? માટે એ બન્દુઇના માથાંને તું તારી છાટીમાં ચાંપ અને એવી નાખુશ વાતો કરતો અટક. કયસરે જે રંજ વેઠી હતી અને જે વર્તણુક તેની સાથે ચલાવી હતી તે સઘલાંને તું બરબાદ ના કર. એવું કીધા પછી તું મારી શિખામણોને યાદ કરે એમ બનવું જોઇતું નથી.'"

આથી મરીયમે જઇને તેને એમ સમજાવ્યાથી તે નામદારનો ચેહેરો ગોલાબની માફક ખીલી રહયો. મરીયમની એ શિખામણો ન્યાતુસના ધ્યાનમાં તુરત ઉતરી ગઇ અને તેને તેણીનું બોલવું વાજબી લાગ્યું. તેથી તેણે બન્દુઇની એ વર્તણુંક તરફ પોતાનું દિલ વધુ સખત કીધું નહી પણ તેને સામી બન્દુઇ આગળ શરમ લાગી. તેથી બન્દુઇને જોતાંજ તે ઉઠીને ઉભો થયો અને પોતાના ખજાનામાથી તેને માટે તેણે એક મોધી કીંમતનો ઘોડો મંગાવ્યો. તેણે તેને સલામ કીધી અને હસીને ખેર આફીયત પુછી અને ત્યારબાદ તેઓ બંધે પાદશાહ આગળ પાછા સાથે હાજર થયા.

ખસરૂએ ન્યાતુસને જોતાંજ તેને કહયું કે, "કોઇનું પણ દિલ ઉશ્કેરાયલી હાલતમાં નેકી જોવા ઠોભતું નથી. પણ એ બન્દુઇની મટલબ તારી સાથે મારામારી સિવાય બીજું કાંઇ કરવાની હતી નહી. પણ તેથી તારે મારાં

દિલને એમ દલગીર અને ગમગીન બનાવવું હતું નહી અને એમ આકલો બની કયસરની સઘલી મેહેનત બરબાદ કરવી જોઇતી હતી નહી. હવે તું અત્રે રેહે ત્યાં સુધી આપણે ખુશ રહીએ તેમજ વર્તજે. મારૂં દિલ પણ મારા બાપનું ખુન થયા પછી દુખી બન્યું છે. પણ તેનો સોગ મેં હાલના વખતમાં અટકાવ્યો છે. પણ તેના ખુનનો કીનો એ બન્દુઇ ઉપર લેવાને મારૂં દિલ તલપી રહયું છે અને તેવું કામ કરનાર ઉપર મારી જબાન શ્રાપ વરસાવે છે જો કે એણે પોતાની દીનને ખાતર તુંને એમ અપમાન કીધું છે એ વાત ખરી. પણ એવા નાદાનમાંથી તું દાનાઇ જોવાની રાહ ના જો."

ત્યારે ન્યાતુસે તેને જવાબ દિધો કે "ઓ જેહાનના પાદશાહ! એક ઉશકેરાયલા રૂમીમાં તું પણ દાનાઇ જોવા ના ચાહ. બસ હવે તું તારા ન્યાગાનોની દીનના રેવાજ મુજબ વર્ત. કારણકે એક દાનવ કદિપણ પોતાની દીન તજતો નથી." એ રીતે તેઓ વચે લાંબો વખત સુધી વાતો ચાલી અને અને પછી ન્યાતુસ પોતાની છાવણીમાં પાછો ફર્યો.

## ખસરૂએ ન્યાતુસ અને રૂમીઓ ઉપર બક્ષેશો કીધો અને ઈરાન તરફથી તેણે તેને એક પરવાનો લખી આપ્યો તથા તેઓને પાછા રૂમ તરફ વિદાય કીધા તે વિષે.

પછી તે પાદશાહે ખરરાદબુર્જનને ફરમાવ્યું કે "તું લશકરને એક ઠેકાણે ભેગું કર અને ત્યાં તખતો મુકાવ. વળી રૂમી લશકરના તમામ જવાન કે બુઢાઓને તું ત્યાં ભેગા કર. મારા ખજાના ખાતેથી મારી દોલતના ત્રણ ભાગ કરી તેમાના બે ભાગ એ રૂમીઓને બક્ષ અને તે બક્ષતી વખતે કોઇને પણ દલગીર કે દુ:ખી થવા દેતો ના. જેઓ ખેલાતને લાયક હોય તથા જેઓ લડાઈ વખતે આપણને કામ લાગ્યા હોય તેઓ માટે ખેલાતો તૈયાર કરવાનો તું હોકમ ફરમાવ અને દરબારના મોટી કીંમતના ઘોડાઓ મંગાવ."

પછી તેણે ન્યાતુસને પણ પુશકલ જવેહરાત, ઘોડાઓ, નોકરો, જીનો અને કંમરબંધો બક્ષ્યા અને તે હદીયાની કાંઇપણ હદ રહી નહી. વળી તેની પદવી બીજા મોટી પડવીના શખ્સોથી પણ ચઢતી બનાવી. ત્યારબાદ રૂમને લગતાં જે જે શેહેરો કોબાદે, હોરમજે તેમજ મુબારક તોખમના નૌશીરવાને જીટી લિધાં હતાં તે ન્યાતુસને પાછાં સોફતાં તેણે એક પરવાનો લખાવ્યો અને

તેમ કરીને તેણે હરદેને મઢમાં આંથી. પછી એ રૂમીઓ ત્યાંથી પોતાની આબાદ જમીન રૂમ તરફ પાછા ફર્યા. નામદાર ખસરૂ પણ બે મંજલના રસ્તા સુધી તેઓને વલાવવાને સાથે ગયો અને ન્યાતુસને ત્યાંથી વિદાય કીધા પછી તે પાછો ફર્યો.

બીજે અઠવાડીએ તે દસ દાનાવ દોસ્તોની સાથે સ્વાર થયો અને પોતાની છાવણીમાંથી આદરગુશસ્પના આતશકદેહ તરફ ગયો અને તેનો ગુમબજ દુરથી માલમ પડતાંજ તે ઘોડા ઉપરથી ઉતરી પડયો અને આંખોમાં આસુ સાથે અને પોતાના સુરજ જેવા પ્રકાસ્તા ગાલોને ફીક્કા બનાવીને તે તરફ પગે ચાલતો ગયો. ત્યાંના દરવાજામાં દાખલ થઈ આતશના કેબ્લા આગળ આવી લાગતાંજ તેનો ચેહેરો આંસુથી ઢંકાઇ ગયો. બે અઠવાડયા સુધી તે ત્યાંજ રહયો અને અવસ્તાનું ભણુતન ભણ્યા કીધું અને તે આતશની નજદિકમાં દલગીરી સાથે ફર્યા કીધો. આઠમે દાહાડે (યાને ત્રીજા અઠવાડયાની સરૂવાત થતાં) તે આતશના કેબલા સનમુખ હાજર થયો. જ્યારે જશને સદેહનો વખત નજદિક આવ્યો ત્યારે તેણે જે માન્યતા લિધી હતી અને પોતાના મનમાં જે વાત ધરી હતી તે મુજબ એ કેબલાને સુના રૂપાંની તથા હીરાજડીત ચિજોની તેમજ દીનારો અને શાહાનશાહોને લાયકના જવેહરાતોની ભેટો આપી. ૧ વળી તેણે દરવીશો વચ્ચે પણ પુશકલ દીરમોની બક્ષેશ કીધી જેથી ત્યાંની જમીન ઉપર કોઇપણ દલગીર હાલતમાં રહયું નહી.

ત્યારબાદ તે ત્યાંથી ખુશાલીના હીંગામ સાથે સંબંધ ધરાવતા અન્દીવ નામના શેહેર તરફ ગયો. એ જમીન સુરસાનના મુલકને લગતી હતી. પાદશાહ નૌશીરવાને ત્યાં એક મેહેલ બાંધ્યો હતો અને તેમાં તેણે પુશકલ વખત ગુજાર્યો હતો. એ કીંમતી મેહેલને (તેને માટે) સંગારવામાં આવ્યો અને ત્યાંનું સુનેરી તખત એ પાદશાહને માટે તૈયાર કરવામાં આવ્યું. પછી તે યજદાંપ્રસ્તી જેહાનનો પાદશાહ ખસરૂ પરવીજ ત્યાં જઇને પોતાના બપાવાના એ તખત ઉપર બેઠો. ત્યારબાદ તેણે પોતાના મુનશીને તેમજ પોતાના મદદગાર

---

૧ હાલે દીનદાર જરથોસ્તીઓ આતશબેહરામોને જે માંચી અને સુખડની ભેટ આપે છે અને તેને માહેની માન્યતા લે છે તેઓની કેટલાકો ઠેકડી કરે છે. પણ પુરાના કાલના જરથોસ્તીઓ કાંઇ ફકટ નજીવાં સુખડનીજ માન્યતા લેતા હતા નહી પણ એ પવિત્ર કેબલાઓને પોતાની ગુન્જશ મુજબ તરેહવાર કીંમતી ચીજો અને પૈસા અપર્ણ કરતા હતા. જે સઘલી ચીજો તેમજ પૈસા જરથોસ્તી દીનની બેહેતરીના કામો પાછલ તેમજ મોબેદોના ભલાંને ખાતર વપડાશમાં લેવામાં આવતા હતા.

અને રાહબરી કરનારા વજીરોને ત્યાં હાજર થવા ફરમાવ્યું અને બુજોર્ગો તથા મુબારક તોખમના પાદશાહોની રસમ મુજબ તેણે ત્યાં કેટલાંક ફરમાનો લખવ્યાં. એ કામ કરતાં તેણે જેહાનના અનુભવી, સખી અને મુબારક વિચારના બન્દુઇને પાદશાહી બક્ષી. ગસતહમને તમામ ખોરાશાનનો મુલક બક્ષ્યો અને ત્યાં નવેસરથી ઈનસાફ ચલાવવાનું કામ તેને સોંપ્યું. તેનો સઘલાં કામમાં મદદગાર વજીર બુર્જમેહેર જે તેના અનુભવી મુનશીનું પણ કામ બજાવતો હતો તેના ઉપર એ પાદશાહની મરજી મુજબ ફરતું આસમાન ફરવા માંડતાંજ દારાબગેર્દ તથા ઇસ્તેખરની નવાજેશ કીધી. વળી તેણે એક ફરમાન ઉપર સુનેરી મોહર મારીને તે તુરત રામબુર્જીનના હાથમાં મુકવામાં આવ્યું અને તેને ફરમાવ્યું કે, "જ્યાં શાપુર છે ત્યાં તું જા અને આ ખેલાત તથા નોકરો તેને સોંફ." વળી મેહેર ખસરૂ નામના બીજા શખ્સને અન્દીયાન આગળ મોકલીને તેના ઉપર કેઆનીઓની રસમ મુજબ ચાલવાનું ફરમાન મોકલ્યું અને તમામ કેરમાનનો મુલક તેને સોંપ્યો. કારણકે ખસરૂ એ અન્દીયાનને બુજોર્ગોની તોખમનો ગણી માન આપતો હતો. વળી તેણે ગરદુઇને માટે સુનેરી મોહર સાથનું નામું લખી તેને પણ એક મુલક સોંપ્યો. વળી તેણે તુરતજ બાલુઈ ઉપર પણ ચાચના મુલકની નવાજેશ કીધી અને તેના પરવાના સાથે એક હાથીદાંતનું તખત મોકલી આપ્યું. વળી તેણે ખજાના-ખાતાંને લગતી તમામ કુચીઓની ગણત્રી કરી તે સઘલી તખવારના બેટાને સોંપી અને તેને પોતાનો ખજાનચીન બનાવ્યો.

એ સઘલું પુરૂં થતાંજ એ જેહાનના પાદશાહે પોતાના નાની અને મોટી પડવીના નોકરો તરફ ફરીને હોકમ આપ્યો કે, "તમારી વચેના તમામ સરદારોએ પણ હવેથી ખરરાદબુર્જીનના હોકમ મુજબ ચાલવું પડશે. તમુને તેનીજ ઇચ્છા મુજબ જેહાનમાં ચાલવું પડશે કારણકે તેનુજ નામ સઘલાં ફરમાનોમાં લખાયલું છે." વળી લશકર મધેથી જેઓએ લડાઈ વખતે પાદશાહની તરફેનદારી કીધી હતી તેઓને પાદશાહી ખેલાતો બક્ષ્યા અને તેઓને ખુશ બનાવી પોતાને મુલકે વિદાય કીધા.

હવે તેણે એક ખુશ અવાજના તથા મોટી પડવીના શખ્સને બાંગી તરીકે ફેરવી એવા પોકાર કરાવ્યા કે, "ઓ જમીનના પાદશાહ ખસરૂના નોકરો! તમારા ઇનસાફની લોકો તારીફ કરે એવી ઇચ્છા રાખ્યા સિવાય બીજી કોઇ ઇચ્છા કરતા ના. તેમજ કોઇ ઉપર કીનો પણ રાખતા ના અને કોઇનું લોહી રેડતા ના. તમો બુરાં કામો કરવામાં કોઈની પણ રેહેનુમાઇ કરતા ના. જો કોઇપણ મારી આગળ મારા નોકર માટેની ફર્યાદ લાવશે અથવા

તો મારા લશકરીઓ કોઇ ઉપર જફા પાડશે તો તેવો જુલમ ગુજારનારને ફાંસી સિવાય બીજી શિક્ષા મલશે નહી અને તેને પેલી જેહાનમાં પણ દોજખના આતશનો આજાબ ખમવો પડશે. પણ સૌ કોઇ પોતાની મેહેનતે મેલવેલા પોતાના ખજાનાથી પાદશાહી ભોગવી શકશે. માટે તમારી પાસે જે કાંઇ હોય તે ખાઇ પી લેજો અને બક્ષેશ કરજો. જેઓની પાસે તે નહી હોય તેઓએ મારી પાસેથી તેની માંગણી કરવી. શેહેરે શેહેર મારૂં ખજાના ખાતું રેહેશે, જેમાં મારા ન્યાગાનોની તેમજ મારી મેહેનતથી એકઠો કીધેલો ખજાનો રેહેશે. હમોએ હમારા ખજાનચીનને હોકમ આપેલો છે કે, જેઓ પાસે પેહેરવા ઓધવાની તેમજ ખાવા પીવાની ચિજો નહી હોય તેઓને તે બક્ષવી. વળી દર બામદાદે જે ખાણાપીણાને લગતી ચિજો વેચાવા આવશે તેમાથી મારો દરેક ખજાનચીન એવી ખેરાત માટે ત્રણ ત્રણ મન ખરીડ કરશે."

તેની આવી ઇનસાફી રાજનીતીથી તમામ જેહાન ચઢતાં બેહસ્તના જેવી બની. તેથી તમારે એ પરવીજની જેમ બને તેમ તારીફ કરવી ઘટે છે. એક દાનાવ પણ અધર્મી પાદશાહ કરતાં આવો પાદશાહ બેહેતર ગણાય. એવા પાદશાહની જેમ તારીફ થાય તેમ તે જમીનને આબાદ રાખવાનીજ કોશેશ કરે છે.

## ફીરદોસીની પોતાના બેટાના ગુજરવા માટેની જારી.

મારી ઉમર પાંસઠ વર્ષની થવા છતાં જો હું હજી ખજાનો મેલવવાની ઇચ્છા રાખું તો તે સારૂં ગણાય નહી. એમ કર્યાથી તો મેં મારીજ શિખામણ માન્ય ન રાખ્યા બરોબર ગણાશે. હાલે હું મારા ફરજંદના મોતનો ગમભર્યો વિચાર કરૂં છું. જ્યારે મારો ગુજરવાનો વખત હતો ત્યારે એ જવાન ચાલી ગયો છે. પણ તેના મોતના એ દુખથી તો મારૂં શરીર જીવ વગરનું બન્યું છે. હું તે ( ફરજંદ ) ને મેલવવાની તો આતુરતા ભરી આરજુ રાખતો હતો. પણ તેને મેલવ્યા પછી તો તેના ઉપર તેના નાશે ઉટાવલ કીધી છે. ઓ બેટા! તું તો ઉમેદો પાર પાડયા વગરનો હતો અને મારો વખત જવાનો હતો. ત્યારે તેં શા માટે એમ ચાલી જઇને મારો આરામ લુટી લિધો છે? તુંને તો હવે મને બુઢાઇથી સંભાળવાનો વખત હતો, ત્યારે તેં મારા જેવા બુઢ્ઢાઓનો માર્ગ કેમ પસંદ કરી લિવો? કદાચને ત્યાં તુંને જવાનોની સંગત મલી હશે અને તેથીજ તેં મારી આગળથી ચાલી જવાની એમ ઉટાવલ કીધી છે. તું તો સાડત્રીસ વર્ષનો ભરજવાન હતો અને તોપણ આ જેહાનમાંથી તારી જાણી ઉમેદો પણ પુરી પાડયા વગર તું ચાલી ગયો છે. એમ કરી હવે તું મારી ઉપર

હંમેશનો કરડો બન્યો છે અને મારી ઉપર ગુસ્સે થઇ મને પીઠ મરડીને ચાલી ગયો છે. તું તો એમ ચાલી ગયો પણ હું દુખ અને ગમમાં ગરકાવ બન્યો છું અને તેં મારાં દિલ અને આંખોને લોહી વરસાવતી કીધી છે. હવે તો તે રોશણ બેહેસ્તની જગ્યાએ જઇ લાગ્યો છે અને જે જગ્યા બાપને ઘટતી હતી તે તેણે પસંદ કીધી છે. મારી આવી લાંબી ઉમર થઇ છે તેટલામાં મેં મારા ગુજરી ગયલા સાથીઓમાંથા કોઇને પણ અત્રે પાછો ફરેલો જોયો નથી. હવે તો તેઓ મારા ત્યાં આવ્યાને માટે નજર ખેંચી રહયા હશે, અને મને અત્રે મોડું થયલું હોવાથી તેઓ મારી ઉપર ગુસ્સે થયા હશે. મારી તો પાંસઠ વર્ષની ઉમર છે પણ તેની તો સાડત્રોસ વર્ષની હતી, તે છતાં તે મને ખુદાને એ બાબે પુછયા વગર એકલો ચાલી ગયો છે. તેણે એમ સેતાબી કીધી છે પણ હું તો અત્રેજ સબડું છું. આપણી કરણી સિવાય આપણા હાથમાં બીજું શું રેહેવાનું છે? પરવરદેગાર તારાં રવાનને રોશણી બક્ષજો અને અક્કલ તારા જીવનું ઘરેણું બનજો. હું પણ તે રોજીના પુગાડનારા ઇનસાફી પરવરદેગાર પાસે એવું ચાહું છું કે તે તારો તમામ ગુનાહ માફ કરે અને તારો કાલો બનેલો ચંદ્ર પ્રકાશ પામે. હવે હું બેહરામ ચોબીનને માટેનું બાકી દાસ્તાન આગળ ચલાવશ.

## બેહરામ ચોબીન અને ખાકાનનું દાસ્તાન.



હવે જ્યારે બેહરામ તુરાનના ખાકાન અને ત્યાંના સિંહ જેવાઓ આગળ જઇ લાગ્યો ત્યારે ત્યાંના બાહુર દિલના નામીચા દસ હજાર સ્વારો તેને સામે લેવાને માટે ગયા. તુરાનનો શાહજાદો પણ પોતાના ભાઈ સાથે તેઓની હરોલમાં ચાલતો હતો તેમજ તમામ રેહેબરી કરનારા વજીરો પણ સાથે હતા. જેવો બેહરામ ખાકાનના તખત આગળ આવી લાગ્યો તેવીજ તેણે તેની તારીફ કરી નમન બજાવ્યું.૧ તેને જોતાંજ ખાકાન પણ ઉઠીને ઉભો થયો અને બેહરામના ગાલો તથા હાથો ઉપર બોશા લિધા અને તેણે તેને રસ્તાની મુશકેલી

---

૧ એ વખતનો ખાકાન આગળ બેહરામને હાથે અપમાન પાંમેલો સાવેહશાહનો બેટો પરમુદેહ હતો પણ પાછલથી તેણે બેહરામ સાથે દોસ્તી કરી દેઈ તેને પાદશાહ હોરમજ સામે બલવો ઉઠાવવામાં મદદ આપી હતી.

અને દાકને માટે તથા પાદશાહ ખસરૂએ કીધેલી લડાઇ માટે તેમજ રૂમી લશકર માટે ઘણુંક સ્વાલો પુછ્યા. વળી તેણે તેના નિરદોશ પેહેલવાનો ઇજદગુશસ્પ તથા યલાનસીનેહને પણ ખેરઆફીયત પુછી. બેહરામે ખાકાનની પાસેના રૂપેરી તખત ઉપર બેસ્તાંજ પોતાના હાથમાં તેનો હાથ ધર્યો અને તેને કહયું કે, "ઓ તુરકસ્તાન તથા ચીનના માન પાંમેલા પાદશાહ! તુંને તો ખબર હશે કે, જેહાનનું લોક તે બુરી તોખમના ખસરૂ ઉપર રાજી હતું નહી. તેથી એ ખસરૂ હવે જેમ જેમ નચિંત બનતો જશે તેમ તે લોકોના નચિંત જીવોને દુખી બનાવશે. તેથી જો તું મને અત્રે આવકાર આપી મારા સારા યા માઠા વખતમાં તું મારો હાથ ધરી મને મદદ આપશે તો હું પણ આ મુલકમાં તારી કદર પીછાણુશ અને તારા સારા યા મુશકેલ વખતમાં તારો ગમ દુર કરવાની કોશેશ કરશ. પણ જો મારા આવ્યાથી તું જરા પણ દુખી થતો હોય તો અત્રેથી હું તુરત ચાલી જવશ અને કોઈ બીજા મુલકમાં મારૂં દાણાપાણી સોધશ. તેથી જો તું મારી માંગણી અત્રે પાર પાડશે નહી તો અંહીથી હું હીન્દુસ્તાન તરફ જતો રેહેવશ."

ત્યારે ખાકાને તેને જવાબ દિધો કે, "ઓ બાહુર! તું કદિપણુ એવા વખતની આશા રાખતો ના. હું તો તુંને મારો સગો દીકરો ગણીને અત્રેજ રાખશ. હવે દીકરા કરતાં ચઢતી સગાઇ બીજી શું હોય. એ કામમાં મારા તમામ મુલકના નાની કે મોટી પડવીના લોકો મને મદદગાર થશે. મારા સરદારોની ઉપર હું તુંને સરદારી આપશ અને મારા મોટી પડવીના લોકો કરતાં પણ તુંને હાજત વગરનો બનાવશ." ત્યારે બેહરામે તેને સોગંદ લેવા અને તેનું બોલવું તેના જીવની સાથે મલતું છે તે દેખાડી આપવાની ઇચ્છા દેખાડી. આથી ખાકાને સોગંદ લિધા કે, "તારી તેમજ મારી રેહેનુમાઇ કરનારા તે ચઢતા પરવરદેગારના સોગંદ લેઇને હું કહું છું કે, હું જીવશ ત્યાં સુધી તારો વફાદાર દોસ્ત રેહેવશ અને તમામ સારે યા માઠે વખતે તારો ગમ દુર કરવાની કોશેશ કરશ."

ત્યાર પછી તેણે તેને માટે બે મેહેલો તૈયાર કરાવ્યા અને ત્યાં તરેહવાર પોશાકો મોકલી આપ્યા. વળી તેણે નોકરો, ખાવા અને પેહરવા ઓઢવાની ચિજો, અગત જોગી પાંઠરવાની ચિજો તથા ગલીચાઓ પણ ત્યાં મોકલી આપ્યા. વળી તેને કામ લાગે એવી સુના રૂપાની ચિજો, પૈસા અને પાદશાહને લાયકનું જવેહરાત પણ તે ખાકાને તેને માટે મોકલી આપ્યું, જેથી તેનો દલગીર જીવ પાછો ખુશ બન્યો. વળી તેનો ગમ દુર કરાવવા માટે ખાકાન તેને પોતાની સાથે ચોગાન દાવ રમવા તથા શેકાર કરવા લેઇ જતો, તેમજ

તેને માટે બીજલશો પણ ભરતો. એ પ્રમાણે તે ચીનના ખાકાન આગળ રેહેવા લાગ્યો જ્યાં ખાકાન બેહરામની આફ્રીન કરતોજ રહયો.

હવે એ ખાકાનનો એક નામદારીભર્યો મદદગાર હતો જે લડાઈ વખતે પોતાનો સારો હાથ દેખાડતો હતો. આ ઉંચ તોખમના શખ્સનું નામ મકાતુરેહે હતું; જેનાથી એ ખાકાન નામદારી પાંમતો રેહેતો હતો. પણ એ શખ્સ દર બામદાદે ખાકાન આગળ આવતો અને પોતાની આંગળી હોટ ઉપર મુકી (ખાનગીમાં) જાણે તે કોઇ હલકા માણસની તારીફ કરતો હોય તેમ એ ચીનના નામદાર સરદારની તારીફ કરી તે જેહાનના અનુભવી નામદારના ખજાનામાંથી રોજ એક એક હજાર દીનાર લેઈ જતો હતો. બેહરામે એ બનાવ થોડો વખત જોયા કીધો અને પછી તે ખાકાન તરફ અજાયબીથી જોવા લાગ્યો. પછી તેણે તેને એક દિવસે હસ્તાં હસ્તાં કહયું કે, "ઓ બુલંદીભર્યા પાદશાહ! તું તો જેહાનના સરદારો વચ્ચે માનીતો છે. તે છતાં આ તુરકી દર બામદાદે તારી દરબાર ભરાતી વખ્તે આવીને એક હજાર દીનાર શાને માટે લેઇ જાય છે? આવી મોટી બક્ષેશ એ એકલાને કરતાં તો તારી સઘલી દોલત તેનેજ હાથ જાય છે."

ખાકાને તેને જવાબ દિધો કે, "હમારો ધારો એવો છે કે, હમારી દીનના પ્રકાશને ખાતર હમારી વચ્ચે જે કોઇ વધારે બલવાન હોય પણ મુશકેલીના વખતમાં તે બાહાણુ કાઢતો હોય તો તે ગમે એટલું નાણું માંગે તો તેપણુ આપવાને હમો પાછા હઠતા નથી. તેથી હમારી એવી ગરજને લિધે તેનો લોભ એમ વધ્યો જાય છે. જો કે એ નાણું હાલે હમુને પણ ઘણું લાગે છે પણ મુશકેલીને વખતે તેને હમે એજ પૈસાથી બોલાવી શકીએ છીએ. જો એ રકમ હમે તેને આપતી અટકાવ્યે તો ને હમારી સામે લશકરને ઉશકેરી મુકે અને તેથી તે લશકર હમારા રોશણુ વખતને કાલો બનાવી મુકે."

ત્યારે જેહાનજીટ બેહરામે તેને જવાબ દિધો કે, "ઓ અંજુમનના સરદાર! તેં પોતેજ તેને તારી ઉપર એમ ફાવી જતો બનાવ્યો છે. તે ગમે એવો જેહાનજીટ, ચાલાક અને પેહેલવાન પણુ હોય પણ તારે તે હલકના હાથમાં તારી લગામ સોંફ્વી જોઇતી હતી નહીં. તેથી હવે જો હું તુને તેનાથી મોકલો કરૂં તો તે ઠીક થઈ પડશે. તેમ કીધાથી હું તેની જગ્યાએ તારો વફાદાર બની તારૂં માન પાંમશ."

ત્યારે ખાકાને તેને જવાબ દિધો કે, "જેવો તારો હોકમ. હું એ બાબદમાં તારી ઇચ્છા અને બંધોબસ્ત મુજબ ચાલવાને તૈયાર છું. માટે જો તારીથી બનતું હોય તો મને તેનાથી છોડવ; કે જેથી એ તમામ તકરારનો છેડો આવે." ત્યારે બેહરામે તેને કહ્યું કે, "કાલે સહવારે જ્યારે મકાતુરેહે તારી પાસે પૈસાની માંગણી કરવા આવે ત્યારે તું તેને હસીને આવકાર આપતો ના અને તારી આંખ ઉગાડી તું તેની સામે જોતો પણ ના. તુંને જો તેને કાંઈ જવાબ પણ આપવો પડે તો તે તું તાણમાંજ આપજે."

હવે જ્યારે રાત વહી ગઇ અને મકાતુરેહે બીજે દાહાડે શહવારે પાદશાહ આગળ પૈસાની માંગણી કરતો આવ્યો ત્યારે તે જેહાનના પાદશાહે તેના તરફ જોયું પણ નહી અને તે જંગી તુરકીની કાંઇપણ વાત સમજી નહી. આથી મકાતુરેહે ખાકાન ઉપર ગુસ્સે બન્યો અને તેણે બેહરામ ઉપર એકદમ છેડાઈ પડી તેને ડોલા ઘુરકતાં ખાકાનને કહ્યું કે, "ઓ નામદાર! આજે હું તારી નજરમાં એમ હલકો કેમ પડયો છું? મને લાગે છે કે પેલો પારસી સરદાર જે પોતાના ત્રીસ સાથીઓ સાથે આ મુલકમાં આવી વસ્યો છે તેણે તુંને એમ ઉશકેરેલો લાગે છે અને તુંને ઇનસાફને માર્ગેથી ફરવા શિખવ્યું છે તથા તારાં લશકરનો એમ નાસ કરવા ચાહયો છે."

ત્યારે બેહરામે તેને કહયું કે "ઓ બાહુર! તું વાત કરતાં એમ ઉશકેરાઇ શા માટે જાય છે? જો ખાકાન મારા હોકમ મુજબ અને હું જે માર્ગ દેખાડું તેમ ચાલે અને મારા બંધોબસ્ત મુજબ ચાલતાં અક્કલથી ફરે નહી તો દર બામદાદે તું અત્રે નચિંતે આવી તેનો જે ખજાનો બરબાદ કરે છે તેમ હું કરવા પણ નહી દેઉં. હું કબુલ કરૂં છું કે તું તારા ત્રણ હજાર સ્વારો ધરાવતો હશે અને લડાઈમાં તું સિંહ જેવાઓનોજ શેકાર કરવા ચાહાતો હશે, પણ તેથી દર બામદાદે સકારેથી આવી તારે એ પાદશાહ પાસેથી ગધેડા ઉપર લદાય એટલા દીનારો શા માટે લેઇ જવા જોઇએ?"

તેની એવી વાત સમજતાંજ મકાતુરેહેનું મગજ કીનાભર્યું બન્યું. આથી તેણે ગુસ્સે થઇને જડપથી પોતાના હાથ લંબાવી તીરના ભાઠરામાંથી એક તીર બાહાર કાઢયો અને બેહરામને કહયું કે, "આ મારી લડવાની નિશાણ છે અને લડાઈ વચે એજ મારો દુબાશયો થડે છે. આવતી કાલે જ્યારે તું આ દરબારમાં આવે ત્યારે આ તીરની અણીથી સંભાળ રાખીને અત્રે આવજે.' તેની એવી વાત સમજતાંજ બેહરામના હાથ પણ વવડવા લાગ્યા તેથી તેણે પોલાડની અણી સાથનો તીર તેને આપતાં બોલ્યો કે, "તું પણ આ તીર

મારી યાદગારી તરીકે રાખ અને જોજે કે એ તુંને કેવો કામ લાગે છે.૧" પછી મકાતુરેહ ખાકાન આગળથી ચાલી ગયો અને પોતાની છાવણીમાં જડપથી આવી લાગ્યો.

## બેહરામ ચોબીનને હાથે મકાતુરેહે માર્યો ગયો તે વિષે.

જ્યારે રાતે પોતાના કાલા પોશાકની કોર અંદર ખેંચી લિધી અને કાલા પાહાડ પાછલથી સફેદી પ્રગટી નિકળી ત્યારે મકાતુરેહે લડાઇનું બખતર પેહેર્યું અને તુરકી તલવાર હાથમાં ધરીને ત્યાં (મેદાનમાં) આવી લાગ્યો. એમ સમજતાંજ બેહરામે પણ પોતાનો ઘોડો મંગાવ્યો તેમજ પોતાના પાદશાહી હથીયારો પણ મંગાવ્યાં. તેઓએ લડવાને માટે એવી જગ્યા પસંદ કીધી કે જેવી લડવાની જગ્યા વાઘોએ પણ જંગલ કે મેદાનમાં લડવા મટે પસંદ કીધી હતી નહી. એ વાતની ખબર ખાકાનને થતાં તે પણ સ્વાર થયો. જેથી તે બંધે ફાડીખાનારા સિંહોમાંથ. કોણનું મોત નજદિક આવેલું છે તે જોવાને તેના વફાદાર તુરકીઓ પણ તેની સાથે જવાને તૈયાર થયા.

મકાતુરેહે લડાઈના મેદાનમાં આવી લાગતાંજ ઘોડો દોડાવીને તે મેદાનથી વાદલ સુધી ધુલને ઉડારી મુકી. પછી તેણે પોકાર મારીને બાહુર બેહરામને કહયું કે "હવે તુંને તારી મરદાનગીની કેવી યાદ થાય છે? તું જેની સામે તારો હાથ લડવાને લંબાવવા માગે છે તે તો ખાકાનનો સિંહ જેવા દિલનો એક વફાદાર તુરકી છે." ત્યારે બેહરામે તેને કહયું કે, "ત્યારે તુંજ લડવાની સરવાત કર કારણકે તેંજ પેહેલી એ કીનાની વાત કાઢી છે."

આથી મકાતુરેહે પેહેલી પરવરદેગારની યાદ કીધી અને પછી પોતાની કમાનના બે ખુણાને તીર ચઢાવવા માટે તાણ્યા. પછી તેણે ખુશાલી સાથે તે તાણેલી કમાન તેમજ તીર હાથમાં પકડયો અને જેવો તે તીર કમાનની પછવાડે જઇ ભરાયો તેવીજ તેણે કમાનની દોરી છોડી દિધી. અને તે તીર એ લડાયક સ્વારની કંમર ઉપર ટાંકીને માર્યો. પણ તેના બખતરનું લોહું આબદાર હોવાથી તે તીરની અણી અંદર દાખલ થઈ શકી નહી. પણ બેહરામ થોડો વખત એવો મુગો ઉભો રહયો કે જેથી મકાતુરેહે તે લડાઇથી ધરાઈ ગયો

---

૧ દ્વંદ્વ યુદ્ધ રમવાનું જાહેર કરતાં યુરોપના લોકો પોતાના હાથનું મોજું ભોંય ઉપર ફેંકતા હતા, તેવીજ તુરકીઓ વચે એ યુદ્ધ રમવાનું જાહેર કરવા માટે તીર આપવાની એ કાંઈ નિશાણ હોવી જોઈએ.

એમ સમજે. મકાતુરેહ પણ એમજ સમજ્યો કે બેહરામ માર્યો ગયો અને તેથી તે ખુશાલીનો પોકાર મારી તે મેદાનમાંથી પાછો ફરવા ગયો પણ તેવામાં બેહરામ બોલ્યો કે, "ઓ લડાયક! હજી કાંઇ તેં મને મારી નાખ્યો નથી. માટે તું તારા તંબુ તરફ એમ ચાલી ના જા. એ વાતની સરૂવાત તેંજ કીધી છે માટે હવે ઠોકીને તેનો જવાબ સમજી લે અને તે સમજ્યા બાદ જો તું જીવતો હોય તો અત્રેથી ચાલો જજે."

પછી તેણે બખતરને વિંધે એવો એક તીર કે જેની આગળ ગમે એવું લોહું પણ મીન જેવું બને તેવો જોઇ કાઢયો અને તે એ બાહુર સ્વારની કંમર ઉપર ફેંકયો જેથી તે લડાયક મકાતુરેહ લડાઈ કરવાથી તેમજ દીનાર લેઇ જવાથી ધરાઇ ગયો. આથી તેની બંધે આંખો આંસુથી ભીજાઈ ગઇ અને અખરૂ ભોંય ઉપર પડયો. તેનું તુજની૧ બનાવતનું જીન તેની હંમેશગીની ઉંઘની જગ્યા બની. કારણકે મકાતુરેહ જ્યારે ઘોડા ઉપર બેઠો હતો ત્યારે તેણે પેહેલેથી પોતાના બે પગોને જીન સાથે બાંધી લિધા હતા અને તેથી તે તીરથી વિંધાઈ જતાંજ તે જીન ઉપરજ પડી રહયો. આથી તેને મારી નાખનારે તેના લડાયક ઘોડાને એમનો એમ ત્યાંથી હંકારી દિધો.

પછી તેણે ચીનના ખાકાનને કહયું કે, "ઓ નામદાર! હવે તો એ નામીચા શખ્સને માટે તારે ઘોર બનાવવી જોઇએ છે." ત્યારે ખાકાન બોલ્યો કે, "કદાચને તે જીન ઉપર જીવતો સુઇ રહયો હશે. માટે તું પેહેલાં તેને તપાસે તો સારૂં." ત્યારે બેહરામે જવાબ દિધો કે "ઓ પુર મનશનીના પાદશાહ! (તેને છોડતાંજ) તુરતજ એનું શરીર ભોંય ઉપર તુટી પડશે. માટે જેમ આ તુરકી તોખમનો શખ્સ પોતાના ઘોડા ઉપર હંમેશની ઉંઘમાં સુતો છે તેમ તારા દુશમનોના શરીર પણ એજ રીતે ઉંઘમાં પડજો."

આથી ખાકાને એ સિંહ જેવા નામદાર (મકાતુરેહે) આગળ એક બાહુર સ્વારને તપાસ અર્થે મોકલ્યો. પણ તે તો બંધાયલીજ હાલતમાં માર્યો ગયલો અને જમાનાની ગીરદેશથી પરવારેલોજ જણાયો. આથી ખાકાન એ જેહનના સ્વારની આવી હાલતથી અજબ બનીને મનમાં હસવા લાગ્યો અને તે મેહેલમાં ગયો ત્યાં સુધી વિચારમાં ગરકાવ બન્યો. હવે ખુશાલીને સબબે તેનું તાજ તેને બ્રેસપતી સેતારા સુધી પુગેલું જણાયું. પછી તેણે બેહરામને માટે હથીયારો, પૈસા, ઘોડા, નોકરો, જવેહરાત, શાહાનશાહી તાજ, દીનારો,

૧ એક શેહરનું નામ છે જ્યાં સારાં ઘોડાના જીનો બનાવવામાં આવે છે.

પાદશાહી જવેહરાતો અને લડાઇને લગતાં તરેહવાર હથીયારો મંગાવ્યાં. એ સઘલું લેઇને ખાકાનનો એલચી ત્યાંથી નિકલ્યો અને બેહરામના ખજાનચીનને હાથ એ સઘલું સોંપ્યું.

## ખાકાનની બેટીને શોરકપપી નામના અઝદાહે મારી નાખી અને એ અઝદાહ બેહરામને હાથે માર્યો ગયો તેથી ખાકાને તેની સાથે પોતાની બેટીને પરણાવી આપી અને તેને ચીનનો મુલક બક્ષેશ આપ્યો તે વિષે.

એ બનાવને હવે એક લાંબો વખત વહી ગયો અને બેહરામ ત્યાં રાત અને દાહાડો નચિંતે રેહેવા લાગ્યો. હવે તે વખતમાં ચીનના પાહાડો ઉપર આપણા વિચાર ઉપરાંતના ફાડી ખાનારા જાનવરો વસ્તાં હતાં. તેમાં એક હેવાન તો ઘોડાના જેવાં મોટાં શરીરનું હતું જેના માથાં ઉપર દોરડાંના જેવા બાલના બે ચોટલા હતા. તે શરીરે પીલા રંગનું હતું અને તેનું મોહુ તેમજ કાનો કાલા રંગના હતા. ગરમ મુલક સિવાય એવું જાનવર કેઠે પણ જણાતું હતું નહી. તેને વાઘના જેવા બે પંજા હતા અને તેનો પોકાર વાદલની ગરજના કરતાં પણ મોટો હતો. એક ફુંફારામાં તો તે એક મોટા પથરને પણ દમમાં ખેંચી લેતો હતો. આથી બુજોર્ગોના જીવ તેને માટે ઘણા દલગીર રેહેતા હતા. તેને લોકો શીરકપપીને નામે ઓલખતા હતા અને તે તમામ મુલક તેના ધાસ્તીથી હેઅતી ગયો હતો.

હવે એ ખાકાનની માહાતાબ જેવી એક બેટી હતી. જો માહાતાબને પણ કાલા બાલના બે જુલફાં હતે તો તે પણ તેણીના જેવો ગણાતે. તેણીના બે હોટો રાતા અને નાક રૂપેરી કલમના જેવુ હતું. તેણી હસ્તી ત્યારે તેના બે હોટ પરવાલાં જેવા લાગતા હતા અને તેની નરગેશ ફુલ જેવી આંખોમાં નરમાશ જણાતો હતો. જો તેના માથાં ઉપર સુરજની ગરમી લાગી જતી તો તેણીના માબાપ રડવા પડતાં હતાં.

એક દિવસે એવું બન્યું કે તેણી એજ જંગલમાં ગઇ અને તેણીને એજ જાનવરોથી વસાયલી જગ્યાએથી પસાર થવું પડયું. જેહાનના પાદશાહ ખાકાનને પણ જો શેકારે જવું પડતું તો તે એ જંગલને બદલે બીજા કોઈ

જંગલમાં જતો હતો. એ વખતે ખાકાનની રાણી પોતાના મેહેલમાં પોતાના કોઇ સલાહાકાર સાથે વિચાર ચલાવવા પડી હતી. તે શાહજાદી પોતાની સાથે દારૂ તેમજ મોજમજાહની ચિજો લેઇને બીજી છોકરીઓ ભેગી તે જંગલ તરફ નિકળી ગઈ. પણ તેણીને પાહાડ ઉપરથી જોતાંજ તે શીરકપપી નિચે ઉતરી આવ્યો અને એક ફુંફારામાં તેણીને ગળી ગયો. તેથી તે શાહજાદી એક દમમાં ઓચિંતી ગુમ થઈ અને તેણીની સાથે તેની ખુબસુરતી પણ જેહાનમાંથી ગુમ બની.

એ વાતની ખબર ખાકાનને થતાંજ તેણે પોતાના ચેહરાને કાલો બનાવ્યો અને તેની માતા પોતાના બાલ પીખવા પડી. તેણીના દુખમાં તેઓએ આખુ વર્ષ રૂડન કીધું અને આતશ ઉપર ભુંજાય તેમ તેઓ બલવા લાગ્યાં. તેણે તે અઝદાહનો નિકાળ કરવાની અને એ મુશકેલીમાંથી ચીનને છોડવવાની ઘણી યુકિતઓ કીધી. પણ જ્યારે બેહરામે મકાતુરેહ સાથે લડાઈ કીધી અને તેણે તે લડાયક શખ્સનો નાશ કીધો હતો ત્યારે તે લડાઇ જોવાને ખાતુન[1] પણ ગઈ હતી અને પછી તેના કામની તેણી સર્વે આગળ વખાણ કરતી હતી.

એવું બન્યું કે એક દીવસે તેણીએ એક સ્વારને આવતો જોયો જેની સાથે સો નામદાર ઇરાનીઓ ચાલતા હતા. કેટલાકો તેની હરોલમાં પગે ચાલતા હતા અને (પછવાડે) બેહરામ પોતાના સલાહાકારો સાથે ચાલતો હતો. આથી ખાતુને પુછપરછ કીધી કે, "એ શખ્સ કોણ છે? શું તે આવો દમામ અને ઉંચાઈ ધરાવનારો કોઇ ફરેસ્તો છે કે?" ત્યારે તેણીની દાસીએ જવાબ દિધો કે. "શું તું પેહેલવાન બેહરામને નામે પણ ઓલખતી નથી? એણે તો ઈરાનમાં થોડો વખત પાદશાહી પણ કીધી હતી. જે વખતે તેનું તાજ ચંદ્રને જઇને અડડતું હતું. એને બુજોર્ગો પેહેલવાન બેહરામને નામે ઓલખે છે અને તેણે પોતાની મરદાનગીથી પાદશાહોની નામદારી પણ ખુંચવી લિધી હતી. પણ હાલે તે ઈરાનથી ચીનમાં આવી વસ્યો છે. તેના ઘોડા નિચેની જમીન પણ તેનાથી ધ્રુજવા પડે છે અને તેને આપણો પાદશાહ પણ એક સરદાર તરીકે ગણે છે અને તેણે તેને માથે પાદશાહી તાજ પણ પેહેરાવ્યું છે."

ત્યારે ખાતુન બોલી કે "એનો દમામજ એવો મારે છે કે જાણે આપણે પણ તેના આસરામાં લાડ કર્યે. જો ખાકાન મારા કામમાં સુસ્તી નહી કરે તો હું એ બેહરામની પાસેથી મારી એક ઇચ્છા ચાહવા માંગું છું.

---

૧ "ખાતુન" એ ખાકાનની ઓરતનો ખેતાબ છે.

તે એકે એ મારાં દુઃખોની અને હાય અફસોસની વાત સમજીને એ અઝદાહ ઉપર મારો કીનો લે.'' ત્યારે તે દાસી બોલી કે, "જો તારો કોઇ વફાદાર સરદાર તેની આગળ તારી એ વાત કરે તો પછી એ શીરકપપીનું કાંઈ પણ નામ નિશાણ રેહેશે નહી પણ તે તેને હાથે માર્યો જશે અને તેને ખાવા વલગેલાં વરૂઓ તેના પગને ખેંચતા બનશે."

ખાતુન તેની એવી વાત સમજી ખુશ બની અને તેણી પોતાની બેટીનો ગમ કરવાથી પણ મોકલી બની. તેણી ઉટાવલે દોડતી ખાકાન આગળ ગઈ અને તેની આગળ તેણીએ જે વાત સમજી હતી તે કહી. ત્યારે ખાકાન બોલ્યો કે "વારૂ, જેમ તું કહે છે તેમ થશે. હું જ્યારે સ્વાર થઇને તેની સાથે બાહાર જવશ ત્યારે એ શીરકપપી મારી બેટીને કેમ ગળી ગયો તેની હું તેની આગળ વાત કરશ. જો એ તે શાહજાદીને નાનીચી ગણતો હશે અને તેને મનથી પાદશાહનો જીવ પ્યારો હશે તો એ બીહામનો અઝદાહ એક દમમાં લોઢાંના પાહાડને પણ ખેંચી લે છે તેની પણ તે દરકાર કરશે નહી." ત્યારે ખાતુન બોલી કે "એ મારી આંખના જેવી બેટીને ખાતર તે અઝદાહ ઉપર હું મારો કીનો લેવશ. જો કે બેહરામ આગળ મારૂં નામ જાહેર કરવાની શરમ પણ લાગશે તોએ એ વાત કર્યાથી મારી ઉમેદ તો પાર પડશે."

હવે એ બનાવ બન્યાને પણ એક લાંબો વખત વહી ગયો અને એ અઝદાહ ઉપર કીનો લેવાનું પણ સઘલાઓ વીસરી ગયા. એવું બન્યું કે ખાકાને એક દાહાડો જીયાફત આપી જે જીયાફતમાં તેણે મોટા મોટા લોકોને પણ નોતર્યા હતા. વળી તેણે પેહેલવાન બેહરામને પણ તેડું મોકલી બોલાવી મંગાવ્યો અને તે આવી લાગતાંજ તેને એક રૂપેરી તખત ઉપર બેસાડયો. હવે પરદા પાછલ બેઠેલી ખાતુને બેહરામનો અવાજ સમજતાંજ તેણી જડપથી બેહરામને મલવા માટે આવી અને તેની કેટલીક તારીફ કરતાં તેને એવી દુવા ગુજારી કે "હમારૂ તુરકસ્તાન અને ચીન તારાથી આબાદ બનજો. હું તું નામદારની પાસેથી એક ઇચ્છા પાર પાડયા માંગું છું અને ઉમેદ રાખું છું કે એ મારી ખાહેશ તું પાર પાડશે."

ત્યારે બેહરામ બોલ્યો કે, "જેમ તારો હોકમ. તે ખાહેશ જાહેર કરવાથી તારી ઉમેદ જરૂર પાર પડશે." ત્યારે ખાતુને તેને કહયું કે, "અત્રેથી થોડે દુર ઉજાની જવા લાયકનું એક જંગલ આવેલું છે. વસંતની મોસમમાં દર સાલ એ જંગલમાં ચીનાઇ જવાનો એક જશન કરે છે. ત્યાં તીર ફેંકાય એટલા તફાવટથી પણ વધારે ઉંચો એક માહાડ આવેલો છે જે અંધારા ગાર

કરતાં પણ વધારે અંધારો લાગે છે. આ સખત પથરવાલા પાહાડમાં એક અઝ-દાહ રહે છે જે આ ચીનના મુલક ઉપર ગોયા બલા વરસાવે છે. એ અઝદાહને હમે શીરકપપીને નામે ઓલખ્યે છીએ અને એ નામ સિવાય તે બીજાં કોઈ નામે ઓલખાતો નથી. મારી ખાકાનની ઓલાદની એક બેટી હતી, જેની ખુબ-સુરતીની સુરજ પણ તારીફ ગાતો હતો. એક દાહાડે જ્યારે ખાકાન પોતાના લશકર સાથે શેકારે ગયો હતો ત્યારે તેણી આ મેહેલ છોડી તે જશનગાહ તરફ ગઈ હતી. તેવામાં તે બીહામણો અઝદાહ પાહડ ઉપરથી ઉતરી આવીને મારી તે આંખ જેવી બેટીને એક ફુફારામાં ગળી ગયો હતો. ત્યારથી હવે તો તે દર વસંતની મોસમમાં એ હમારી જશનગાહ તરફજ શેકારે ઉતરી પડે છે. તેની સામે લડવા જાય એવો કોઈપણ નામદાર પેહેલવાન કે કોઇ જવાન આ શેહરમાં નથી. જે કોઇ હતા તે તો એ શીરકપપીને હાથે નાશ પાંમ્યા છે. એ રીતે તેણે આ આબાદ જમીનનો નાશ વાલી નાંખ્યો છે. ઘણા લડાયક સ્વારો અને જંગીઓ (તેને મારવા માટે) તે જંગલ તરફ જાય છે ખરા, પણ દુરથીજ તેના પંજા, છાટી, પીઠ, કાન, માથું અને ગરદન જોતાંજ તેઓ દુઃખી દિલે તેની આગળથી નાહાસી આવે છે. કારણકે તે તો એક સિંહ, વાઘ કે મગરના જેવોજ છે. તેથી હવે તો કોઇપણ તેની સામે જવાની હીંમત કરતું નથી. તેની સામે જવાને થોડો ઘણો લાયક તેઓ તુંનેજ ગણે છે."

ત્યારે બેહરામ બોલ્યો કે "આવતી કાલે બામદાદ થતાં હું પોતે ત્યાં જવશ અને તે જશનગાહની તપાસ લેવશ. જોરનો બક્ષનાર પરવરદેગાર કે જેણે ઉંચાઇએ સુરજ તથા ચંદ્રને બનાવ્યા છે તેની મદદથી બામદાદ થતાં તે કયાં છે તે જ્યારે મને દેખાડવામાં આવશે ત્યારે હું તે જશનગાહને એ અઝ-દાહથી ખાલી કરી નાંખશ." પછી જ્યારે આસમાન ઉપર ચંદ્ર ઉગ્યો અને અંધારી રાતે પોતાના બાલના ગુલફાં પાંઠરી દિધાં ત્યારે તે મીજલશ પણ શરાબના અવેશમાં મસ્ત થવાથી ત્યાંથી બરખાસ્ત થઈ અને સૌ પોતાના ઘરે ગયા.

જ્યારે પીલા સુરજની ખોરેહમંદ રોશણી પાછી દેખાઈ અને અંધારી રાતે પોતાના ગુલફાં પાછાં ખેંચી લિધાં ત્યારે બેહરામે પોતાનું બખતર પેહેર્યું અને પોતાનું કીંમતી શરીર પરવરદેગારને હાથ સોંપ્યું. તેણે પોતાની સાથે કમંદ, કમાન અને સો તીર લિધા, તેમજ એ અણીવાલો શેકાર કરવાનો ભાલો હાથમાં પકડયો. હવે પેલા પાહાડની તલેતી આગળ આવી લાગતાંજ તેણે તે લશકરને ત્યાંથી પાછું ફરવાનો હોકમ કીધો. જ્યારે તે શીરકપપી આગળ આવી લાગ્યો ત્યારે તું કેહેશે કે તે તેને એક કાલા પાહાડ જેવોજ જણાયો.

એ પાહાડ ઉપર જવાનો માર્ગ પણ તેણેજ રોકી નાખ્યો હતો. આથી તેણે જીન ઉપર બેઠાં બેઠાંજ કમંદનો વીટો જીન ઉપર ઓલવી દિધો અને હાથમાં કમાન પકડી અને નેકીના પોહોંચાડનાર પરવરદેગારની તેણે યાદ કરીને તે કમાનને તીર ચઢાવવા માટે તાણી.

આથી (તે તીર તેને લાગતાંજ) તે અઝદાહે ગરજના જેવો પોકાર કરીને પોતાનો પંજો પથર સાથે અફાલ્યો, જેથી તે સખત પથરમાંથી ચીંગારીઓ નિકળી. પછી તે શીરકપપી એક નાલામાં જઇને ભરાઈ ગયો અને પાણીમાં ગોલાટીયાં ખાઇ પાછો બાહાર આવ્યો. હવે તે અઝદાહના દિલ ઉપરના બાલો ભીનાવાથી તેના ઉપર પેલા તીરની અસર થયલી જણાઇ નહી. તેથી હવે તે બીહામનો અઝદાહ બેહરામને ખેંચી લેવા માટે ફુફારા મારતો આવ્યો. તે છતાં તે બાહુરે તેના ઉપર એક બીજો તીર છોડયો, જેથી તે શીરકપપીનું શરીર એવી લડાઇ કર્યાથી કંટાળી ગયું. તોપણ બેહરામે એક બીજો તીર તેના માંથામાં માર્યો જેથી તેના દિલમાંથી પાણીના ધોધ માફક લોહી વેહેવા લાગ્યું. એ છતાં તેનામાં લડવાનું જોર જણાયાથી તેણે એક ત્રીજો પણ તીર તેના પંજા ઉપર માર્યો. પછી તેણે પોતાની કંમર આસપાસથી કમંદને છોડી નાખી અને પોતાના ઘોડા ઉપરથી તે પાહાડ ઉપર કુદી પડયો અને તે હેવાનની કંમરમાં ભાલાનો એક ફટકો માર્યો. જેથી તે પાહાડ ઉપરના પથરો પણ લોહીથી લપટાઇ ગયા. પછી તેણે પોતાની તલવાર બાહાર કાઢીને તે અઝદાહના શરીરના બે ટુકડા કીધા અને તેના ડોકાને પણ શરીરથી જુદુ કરી ભોંય ઉપર ફેંકયું.

પછી બેહરામ તે પાહાડ ઉપરથી નિચે ઉતરીને ખુશાલી સાથે ખાકાન આગળ દમામથી ચાલીને ગયો અને તે બનેલો બનાવ તેની આગળ વીસ્તારીને કહયો. આથી ખાકાન તેમજ ખાતુન તેને જોવાને જંગલમાં ગયા અને તે પાહાડ ઉપર ઉટાવલે ચઢયા. હવે ચીનના પેહેલવાનોએ (એ બનાવની ખુશાલીમાં) ખુશાલીના પોકારો કીધા, જે અવાજથી જમીન પણ ધ્રુજી રહીને ફાટવાની અણી ઉપર આવી. તેઓએ બેહરામની તારીફ કીધી અને તેના ઉપરથી સુના રૂપાંનો પુશકલ નેશાર કીધો. ચીનના પાદશાહે તો તેની સાથે બગલગીરી કીધી અને પછી તેને પાદશાહનો એલકાબ આપ્યો. જ્યારે ચીનનો ખાકાન પોતાના મેહેલમાં પાછો જઇ પોહોંચ્યો ત્યારે તેને ત્યાંથી એક કાસદને તૈયાર કીધો અને બેહરામને માટે ખજાના ખાતેથી દસ દસ હજાર દીરમની સો કોઠલી, તેમજ કેટલાક પોશાકો અને જવેહરાતો મોકલી આપ્યાં. પછી તેણે એક મુનશીને ત્યાં હાજર થવા ફરમાવ્યું જેની પાસેથી તેણે રેસમી ટુકડા

ઉપર પરવાના તરીકે બેહરામને ચીનની પાદશાહી લખી આપી. વળી તેણે તુરતજ પોતાની બેટી સાથે બેહરામની શાદી કરી આપી અને ત્યારબાદ તેઓને દાણાપાણી મેલવવાને ચીનમાં મોકલી આપ્યા (યાને તેઓનું ચીનમાં હમેશનું રેહેઠાણ કીધું.) વળી તેને માટે તેણે ચીનનીજ રસમ મુજબનો એક ખેલાત તૈયાર કીધો અને તેમાં ઘણા તાજો તથા કમરબંધો મુકાવ્યા.

આથી સઘલાઓ બેહરામને માટે બોલવા લાગ્યા કે "એ ઇરાની સરદાર હોવા છતાં આવી બક્ષેશને પુરતો લાયક છે." ત્યાર પછી બેહરામનું કામ ખાવાપીવા અને શેકારે જવા સિવાય બીજું કાંઈ રહયું નહી અને તેની જીંદગીમાં ગમ જેવું પણ રહયું નહી. તમામ બાધુર અને નામદાર ચીનાઇ સ્વારો એ બેહરામનાજ તાબેદાર રેહેવા લાગ્યા. ચીનના તમામ લોકો એમજ બોલતા કે "હમે એ બેહરામનાજ ગોલામ છીએ અને હમો આ જેહાનમાં તારેજ ખાતર જીવ્યે છીએ." એ પ્રમાણે બેહરામ ત્યાં ખાતોપીતો અને બક્ષેશ કરતો રહયો અને તેથી સર્વે કોઈ તેનીજ તારીફ કરવા લાગ્યા.

## ખસરૂને બેહરામના કામોની ખબર થઈ અને તેથી તેણે ખાકાન ઉપર એક નામું લખાવ્યું અને ખાકાને તેનો જવાબ લખાવ્યો તે વિષે.

હવે એ ખબર ઇરાનના બાધુરોના પાદશાહને પુગી કે, "બેહરામ ત્યાં જે પાદશાહી અને ખજાનો ભોગવે છે તે તારા કરતાં પણ ઘણોજ વધારે છે વિગેરે," ત્યારે તે પાદશાહ તેના ગમથી ઘણોજ દુખી અને દલગીર બન્યો અને તેના દિલમાં તેની વર્તણુક માટે ધાસ્તી પેઠી. આથી તેણે પોતાના બુજોર્ગોને એકઠા કરી તેઓની સાથે મસલત ચલાવી. જેથી ત્યાં વધારે ઓછી તકરારો ચાલી રહી. મોડી રાત થતાં તેણે પોતાના મુનશીને ત્યાં હાજર થવા ફરમાવ્યું જેણે કલમની અણીને તીરની અણી જેવી બનાવીને તે ચીનના ખાકાન ઉપર એક નામું લખાવ્યું. તું કેહેશે કે, જાણે તેણે તેમાં તેને ખંજરથીજ વિંધવા માંગ્યો. તેમાં તેણે પેહેલાં એકપુરા પરવરદેગારની તારીફ કીધી કે, "પરવરદેગાર સાહેબ પોતે તમામ નેકીભરી રાહનુમાઇ કરનારો છે. સુરજ, સની તથા ચંદ્રને સંગારનાર તેજ છે અને પાદશાહોને તખતે ચઢાવનાર પણ તેજ છે. જેઓ બુરાઇ કરે તેઓને શિક્ષા કરનાર તેમજ ભલાઓને ઇજદી ખોરેહથી પ્રકાસ્તા બનાવનાર તેજ છે. તે તમામ માણસોની નાદાની તથા દાનાઇ, સચાઇ તથા જુઠાઈ કમીનાપણું, દગોફટકો એ સર્વેથી તે એકપુરો સાહેબ

વાકેફ રહે છે. તે સાહેબનો કોઇપણ દોસ્ત કે બરોબરીઓ નથી. જેઓ નેકી મેલવવા માંગે છે તે તેનાથીજ પાંમે છે. પણ જે બુરાઇ કરવાને હાથ ધોય છે તેમાં તે તેનાથી ફાવતો નથી. માટે જે કોઇ પરવરદેગારના માર્ગ ઉપર ચાલવું પસંદ કરે છે તેને પોતાની આગળથી અસંતોષને દુર કરવો ઘટે છે. બીજું એ કે પેલો બેહરામ ચોબીન નામનો શખ્સ કે જે કદિ પણ પોતાની ઉમેદ પાર પડેલી જોવા પાંમે નહી તે મારા જેવા પાદશાહનો એક બેવફા ગોલામ છે. તું કાંઇ તેને મોટી પડવીનો કે પરવરદેગારનો ડર કરનારો ગણતો ના. તે તો નામઠામ વગરનો એક કમીનો શખ્સ હતો, પણ ટક મલતાં મારા બાપે તેને ઉંચી પડવીએ ચઢાવ્યો હતો તે જેહાનના પાદશાહથી એમ મોટાઇએ ચઢતાંજ તેણે પોતાના બુરા ખવાશ મુજબના કામો કરી દેખાડયાં છે. એ તેની બુરી કરણી કાંઈ જેહાનથી તેમજ નાની મોટી પડવીના શખ્સોથી છુપી નથી. તે પોતાનામાં કાંઇ માયા ધરાવે છે અથવા તો તે ચઢતી દાનાઈ ધરાવે છે એમ કોઇપણ કબુલતું નથી. હાલે એ બેહરામ તારી આગળ આવ્યાથી તેં તેને આવકાર આપ્યો છે અને તે જાણે મોટી પડવીનો હોય તેમ તેં તેનો મદદ કરવાને હાથ પકડયો છે. પણ આવું તારૂં કામ સાચાઓને પસંદ નથી અને તેમાં હું પણ તારી સાથે મલતો નથી. મને લાગે છે કે તું તેનાં આગળાં કામોને તેમજ તેણે તારી ઉપર દુખ પાડી તુંને દુખી કીધો હતો તે સઘલાને વીસરી ગયો હશે. તેણે તારાં માથાં ઉપર ચાબુકથી કેટલાક ફટકા લગાવ્યા હતા જે તેનું કામ કોઇને પણ પસંદ પડયું હતું નહી. માટે તું તારાં નામને વગર ફળનું બનાવે અને એ બેહરામને તારો આરામ વેચી નાખે એમ કરવું ઘટતું નથી. માટે આ નામું તુંને મલતાંજ તારા એ બુરા વિચારો ઉપર તું ધ્યાન પુગાડજે. એ મારા ગોલામના પગમાં બેડી નાખી જો તું તેને મારી આગળ મોકલી આપશે તો તેથી તુંનેજ ફાયદો થશે. નહી તો કે ઇરાનથી લશકર લેઇને હું તારી સામે ચઢાઇ લાવશ અને તુરાનના રોશન વખતને પાછો સીહા બનાવશ."

જયારે એ નામું ખાકાનને પુગ્યું અને તેણે ખસરૂનું આવું કેહેણુ સમજ્યું ત્યારે તેણે તે એલચીને ફરમાવ્યું કે, "તું આ નામાનો જવાબ આવતી કાલે મારી દરબારમાં આવીને મેલવજે." આથી તે એલચી વીહલાં દિલે ત્યાંથી પોતાના ઉતારાની જગ્યાએ ગયો અને તે રાત ઉંઘ કે આસાયશ વગરની ગુજારી. તેણે સહવારે સુરજની પ્રકાસ્તી મસાલ નિકળવાની રાહા જોઇ અને પછી તે ચીનના ખાકાનની દરબારમાં (જવાબ માટે) પાછો આવ્યો.

તુરતજ ખાકાને પોતાના મુનશીને કલમ, કસ્તુરી અને રેસમી ટુકડા સાથે ત્યાં બોલાવ્યો અને જવાબ લખતાં તેના ઉપર બુઝોર્ગોની આફ્રીન કીધી અને ત્યારબાદ તેણે લખાવ્યું કે, "મારા જેવા બંદાના કરતાં પરવરદેગાર ચઢતો છે. બીજું એક, મેં તારૂં નામું તારા એલચીને બેસાડી તેની રૂબરૂમાં વાંચ્યું છે. જો તું તારા નોકરોને માટે એવા સખુનો વાપરતો હોય તો તે તારા પુરાણા ખાનદાનને લાયક ગણાતું નથી. એક મોટાની તમામ મોટાઈ ગણવી નહી અને નીચને તેની જગ્યાએ બેસવા દેવો નહી એ તુંને લાયક નથી. ચીન અને તુરકસ્તાનનો તમામ મુલક મારો ગણાય છે અને હીતાલ સુધી મારૂંજ ફરમાન ચાલે છે. મરદોને આપેલાં વચણ એક પળમાં તોડું એવો કાંઇ હું નથી. માટે એવી વાતો તું મારી સાથે કરતો ના. મેં બેહરામનો હાથ મારા હાથમાં પકડયા પછી જો હું એ વચનને પાછું તોડી નાંખું તો લોકો મને નિર્મલ પાણીનો (સાચો) ગણે નહી. હું પરવરદેગાર સિવાય બીજા કોઇનો ડર રાખતો નથી. માટે તું પણ જો કાંઈ બુઝોર્ગી ધરાવતો હોય તો તેનોજ વધારો કર અને જો તું વધારે અક્કલ ધરાવતો હોય તો તારી જે બુરાઇ હોય તેને ધોઇ નાખ." ત્યાર પછી તેણે એ નામાં ઉપર પોતાની મોહર મારી અને તે એલચીને કહ્યું કે, "તું એ લેઇ જવા માટે હવે પવનનોજ સાથી બન."

આથી તે એલચી એ નામું લેઇને એક મહીનાનો રસ્તો ટુક વખતમાં કાપી પોતાના પાદશાહ આગળ આવી લાગ્યો. એ નામું વાંચતાંજ તે પાદશાહ જમાનાથી દુખી બની ધાસ્તી ખાવા લાગ્યો. પછી તેણે ઇરાનીઓને ત્યાં બોલાવી મંગાવ્યા અને ખાકાનની તમામ હકીકત તેઓને કહી સમજાવી; તેમજ તે નામું હાજર કરી ત્યાંજ વંચાવ્યું. જેથી તે બુઝોર્ગો વિચારમાં ગરકાવ બન્યા. પછી તે ઇરાનીઓએ તેને એવો જવાબ દિધો કે, "ઓ તખત તાજને દીપાવનારા પાદશાહ! તું કાંઇ એ કામોને તારાં દિલથી સેહેલ સમજતો ના. પણ તારા જે બુઢા દાનાવો હોય તેઓ સાથે એ માટેનો વિચાર ચલાવ. વળી આ નામામાં જે લખાઇ આવ્યું છે તેથી તું ઉશ્કેરાતો ના અને તેમ કરી તારાં પુરાણા ખાનદાનના ખોરેહની પુરાણી બતીને બુજાવા દેતો ના. તું ઇરાનીઓ વચેથી કોઇ દાનાવ, બોલકનો, બાહાદુર અને ભણેલા બુઝોર્ગને અત્રેથી ખાકાન આગળ પાછો જવાને માટે ચુંટી કાઢ, કે જેથી તે તેને તારી વાત કહી સમજાવી તેનો જે કાંઈ ભરમ હોય તે તુંને લાવી આપે. વળી તે ખાકાન પણ જાણી શકે કે, 'એ બેહરામ પેહેલાં કોણ હતો અને પેહેલવાનને દરજજે પુગ્યા પછી તેણે શું શું મેલવવાના ફાંફાં માર્યા; તથા તેના

કામો સાચાં હતાં ત્યાં સુધી તેણે ચાહયું તે બજાવ્યું પણ ત્યાર પછી તે નોકરે પોતાના શેઠથી પણ વધારે ચઢતો થવા માંગ્યું.' જ્યારે એક કામ ભલું હોતું નથી ત્યારે તે બજાવવાને જ્યાં એક મહીનો જોઇએ ત્યાં એક વર્ષની પણ લાંબી મુદ્દત વહી જાય છે. જ્યારે તે બેહરામ હવે એ ખાકાનનો જમાઇજ બન્યો છે તો તેને માટે તેને બુરી વાતો કહી સમજાવવાનું કામ કાંઇ સેહેલ નથી. માટે એવી ઘણીક વાતો તેને ત્યાં નરમાશથી કહી સમજાવવી ઘટે છે અને કોઇને પણ એ ખાનગી વાત માલમ પડવા દેવી જોઇતી નથી."

હવે પેહેલવાન બેહરામને ત્યાર પછી ઈરાનથી ખાકાનની આગળ નામું આવ્યાની ખબર થઇ. આથી તેણે જડપથી ખાકાન આગળ આવીને કહયું કે, "ઓ તારીફને લાયકના સરદાર! મારે કાને ખબર પડી છે કે, પેલા બદહુનરના રીમન ખસરૂએ તારી ઉપર નામાઓ ઉપર નામાઓ મોકલવા માંડયા છે. માટે હવે તું ચીનમાંથી એક ભારી લશકર તૈયાર કર કે જેથી તું તે ઇરાન જમીનનો મુલક પણ તારે હાથ કરી શકે. હું ઇરાનને અને રૂમને મારી તલવારથી જીટી લેવશ અને હું તુંનેજ તે મુલકનો પાદશાહ ગણુશ. રૂમ તથા ઇરાનના ચોકીબાનો પણ રાતના (ચોકી કરતાં) તારાંજ નામથી હોટ ખોલી પોકાર કરશે. હું તે બુરા હુનરના ખસરૂનું ડોકું કાપી કાઢશ કારણકે તેના પગલાં અને તેનું માથું સલામત રહેવું જોઇતું નથી. હવે જ્યારે મેં તારી નોકરી બજાવવાની કંમર બાંધી છે તો એ સાસાનીઓની બુનબેખ હું ઉખેડી કાઢશ."

ખાકાન તેની એવી વાત સમજીને વિચારમાં પડયો અને તેના દિલના વિચારો ઝાડી માફક ગુચવાઈ ગયા. પછી તેણે તુરતજ બોલકના, ભણેલા અને સારી યાદદાસ્તવાલા બુજોર્ગોને ત્યાં બોલાવી મંગાવ્યા અને તેઓને બેહરામની વાત કહી સમજાવી તેમજ પોતાનો જે કાંઇ ભરમ હતો તેપણ તેઓને કહયો. ત્યારે તે દાનાવોમાં તેના જે ખેશીઓ, નજદિકનાઓ અને પાદશાહો હતા તેઓએ તેને જવાબ દિધો કે, "એ કાંઇ ઘણું ભારી કામ નથી પણ સેહેલ છે. કારણકે તેનાથી તો એ સાસાનીઓની તોખમ ધુજવાજ પડે છે. વળી જ્યારે અત્રેથી બેહરામ લશકરને કુચ કરાવશે ત્યારે તે આપણા દાનાવોને પણ (લડવાનો) માર્ગ દેખાડશે. વળી ઈરાનમાં એ બેહરામના પુશકલ દોસ્તો પણ છે જેઓ એ ખાકાનના મદદગાર અને ટેકા સમાન થઈ પડશે. માટે એ કામતો તારે નસીબે જલડીથી પાર પડશે. તેથી તારે તો બેહરામની એ વાતને ઉત્તેજનુંજ આપવું ઘટે છે."

તેઓની એવી વાત સમજતાંજ બેહરામનું દિલ તાજું બન્યું અને તેથી તેણે હસીને તે માટે જુદાજ વિચારો કરવા માંડયા. તેને તમામ પેહેલવાનોએ એવો વિચાર સુચવ્યો કે, "એ કામને માટે તું સરદારીને લાયકના તેમજ મેહેનત ઉઠાવી શકે અને લશકરને દોરવી શકે તેવા બે શખ્સોને ચુંટી કાઢ." આથી તેણે ચીનુઈ નામના સરદારને ચીનમાંથી તેમજ ઝંનગુઇ નામના બાહાદુરને તુરાનમાંથી ચુંટી કાઢયો. ત્યારબાદ ખાકાને પણ પોતાના પેહેલવાનોને બોલાવી મંગાવ્યા અને તેઓને પગાર આપવાને માટે દીવાની ખાતામાં લેઇ જઇને બેસાડયા.

પછી સરદાર ખાકાને એ બંધે (ચીનુઇ તથા ઝંનગુઈ) ને કહયું કે, "તમો લડાઇને વખતે ચોંપથી રેહેજો અને હમેશાં ખુશાલીને વખતે કે ગુસ્સે બનવાને વખતે બેહરામ ઉપર ધ્યાન આપજો. તમો જીહુન નદી તરફનો માર્ગ ધરજો અને તે નદી પસાર કરતાંજ ધુલને આસમાન સુધી ઉડતી કરજો." ત્યારબાદ તેણે તેઓને એક બાહાદુરીભર્યું લશકર સોંપ્યું જેમાં સઘળા નામદારો અને સિંહ જેવા પેહેલવાનોજ હતા. પછી બેહરામની દરગાહમાંથી ઢોલો ઠોકાયાં જેથી ત્યાં ઉડી રહેલી ધુલથી સુરજનો ચેહેરો સીસમના જેવો કાલો બન્યો. હવે તે સઘલાઓએ ચીનથી ઇરાન તરફ જવાને ચેહરો ફેરવ્યો. તેઓએ એ કુચ કર્યાનો દિવસ અસપંદાદ રોજની બામદાદનો હતો. [૧]

## ખસરૂએ ખરરાદબુર્જીનને ખાકાન આગળ મોકલી આપ્યો અને તેણે ત્યાં બેહરામને મારી નાખવાની યુકિત રચી તે વિષે.

હવે જ્યારે એ ખબર મોટા શેહનશાહ ખસરૂને થઈ કે, તે વરૂ જંગલ છોડી બાહાર પડયું છે અને એ પેહેલવાન બેહરામ ઈરાન તરફ ચઢાઇ લાવે છે અને તેના લશકરથી ઉડી રહેલી ધુલે આસમાનની રોશની પણ ખુચવી લિધી છે, ત્યારે પાદશાહ ખસરૂએ ખરરાદબુર્જીનને કહયું કે, "તું એ ખાન (ખાકાન) ઉપર એ બાબેનો વગ ચલાવવાનો કાંઇ તોડ કાઢ. કારણકે તુંજ ઇરાન તેમજ તુરાનમાં વધારે દાનાવ ગણાય છે તેમજ તું જબાન ઉપર સારો કાબુ પણ ધરાવી શકે છે." પછી ખસરૂએ જઇ પોતાનો ખજાનો ખોલી

૧ તે વખતે તુરકસ્તાનના લોકો પણ જરથોશ્તીઓના રોજ માહાથી પોતાનું વર્ષ ગણતા હોય એમ લાગે છે.

તેમાથી જવેહરાત, તલવારો, સુનેરી કંમરબધો એ સઘલું તે લેઇ આવ્યો જે સઘલું જોઇ ખરરાદબુર્જીન પણ અજબ બન્યો અને મનમાં પરવરદેગારનું નામ બોલવા લાગ્યો.

હવે તેણે એ હદીઆ સાથે ચીનનો માર્ગ ધર્યો અને જીહુન નદી આગળથી તેણે જુદોજ માર્ગ લિધો. તેણે ખાકાનની દરગાહમાં આવી લાગતાંજ (પોતાના માણુસો વચેથી) એક બોલકના શખ્સને ચુંટી કાઢયો અને તેને મોકલી ખાકાનને ચેટવણી આપી કે "તારી દરબાર તરફ઼ ઇરાની દરબારનો એક એલચી આવી લાગ્યો છે." એમ સમજતાંજ ખાકાને તેને માટે એક તખત તૈયાર કરાવ્યું અને તેને માટે દરબારનો માર્ગ ખુલ્લો કરવા ફરમાવ્યું.

હવે તે એલચીએ નજદિક આવી લાગતાંજ તેને દુવા દેવાને જબાંન ખોલી અને નમન બજાવ્યું. ત્યારબાદ તે બોલયો કે, "જો તારો હોકમ હોય તો તારો નોકર (ખસરૂનો) પેગામ પુગાડવાને જબાંન ખોલે." ત્યારે ખાકાને તેને જવાબ દિધો કે "તારી જબાંન એવી મીઠી છે કે જેથી કોઈ ખુરાનું દિલ પણુ તાજું બને. માટે જે કાંઇ ફ઼ાયદાભરી વાતો તારે કેહેવી હોય તે મને કહી સમજાવ. કારણુકે તેવી વાત મગજના જેવી છે અને તે છુપી રહેલી કોટલાં મીસાલ છે."

ખરરાદબુર્જીને તેની એવી વાત સમજતાંજ લાંબા વખત ઉપર કેહેવાયલી વાતો યાદ કરવા માંડી. તેણે પેહેલાં તે સર્વશકિતવાન તથા જમાનાને નીભાવનાર પરવરદેગારની તારીફ઼ કીધી કે, "તે સાહેબે આ સૃષ્ટી, જમીન અને જમાનાને પેદા કીધો છે તેમજ આ જેહાન તથા ઉંચા આસમાનને બનાવ્યું છે. સર્વશકિતવાન તેજ છે અને આપણે તેના ગોલામોં છીએ અને તેનીજ રાસ્તી પસંદ કરીને બોલનારા છીએ. એકને તે સાહેબ બુલંદીભર્યું તખત અને તાજ આપે છે તો બીજાને ખુવાર કરી તેને દલગીર અને રૂદન કરતો બનાવે છે. તેથી તે એક તરફ઼ માયા રાખે છે અને બીજા તરફ઼ કીનો ધરાવે છે એમ પણુ નથી. કોઈપણુ તેને જેહાનને પેદા કરનાર સિવાય બીજી રીતે ઓલખતા નથી. આપણે જે મોટી અને નાની પદવીવાલા માણુસો છીએ તેઓ તો ધુલ સાથે ધુલ મલવાને જનમ્યા છે, અને આપણા શરીરને આપણી મરજી ઉપરાંત મોતને સોંફ઼વાં પડે છે. પેહેલાં આપણે મોટા દરજજાના જમશીદ ઉપર તેમજ જેહાનના તારીફ઼લાયક પાદશાહ તેહમુરસ ઉપર આવીશું. તેઓથી તે કએકોબાદ સુધીમાં જે નામદારો થઈ ગયા તેઓની તો આપણે ફ઼કટ યાદજ ધરાવ્યે છીએ. કએખસરૂ અને નામદાર રૂસતમ જેવા તેમજ

એ પ્રમાણે અસફંદીયાર જેવા નામદારો જેહાનમાંથી ફક્ત એક દખમાનોજ ફાલો પાંમ્યા છે અને ઝેહરનો ઉતાર પાંમવાને બદલે તેમાંથી ઝેહર મેલવ્યું છે. ઇરાનનો હાલનો શાહ તારી સાથે લોહીની સગાઇનું નાતું ધરાવે છે અને તેથી તે તારે ખાતર થોડો ઘણો દલગીર કે ખુશ રહે છે. ત્યાંના ઘણાક નામીચા શાહોની માતા ચીનના ખાકાનની બેટીઓ ગણાઇ છે અને એ રીતે હાલે પણ આપણી સગાઈ તાજીજ ગણાય છે. તોપણ તું તો સઘલું અનદાજાથી ઉલટું કામ કરે છે. તોપણ તે ફતેહમંદ સાહેબની તારી ઉપર તારીફ ઉતરજો અને સઘલા તાજદારોના માથાં તારી ચાલવા માટેની જમીન બનજો."

તેણે એ રીતે જે કાંઇ કહયું તે ખાકાને ધ્યાનથી સમજ્યા કીધું અને પછી તેણે જવાબ દિધો કે, "ઓ દાનાઇ આપનારા શખ્સ! જો કે ઇરાનમાં તારા જેવો બીજો કોઇ શખ્સ નથી તોપણ આસમાન તારી પીછાણ કરે એજ પુરતું છે." પછી તેણે પોતાનાજ મેહેલમાં તેને માટે ઉતારાની જગ્યા કીધી અને તેને પોતાની નજદિકમાંજ ઉતારો આપ્યો. પછી ખરરાદબુર્જીનના ફરમાવ્યાથી ખાકાનને માટે પેલો (પાદશાહનો આપેલો) હદીઓ લેઇ જવામાં આવ્યો અને એ સઘલો તેના ખજાનચીનને ગણી આપવામાં આવ્યો. પણ ખાકાને ખરરાદબુર્જીનને કહયું કે, "તું દોલત વગરનો રહી જેહાનમાં કદિપણ તજાયલો બનતો ના. જો તું મારા તરફની કાંઇ ભેટ કબુલ રાખે તોજ હું આ સઘલું કબુલ રાખું. નહી તો કે આ હદીયા કરતાં મારે મનથી તો તુંજ વધારે રોશન છે અને તારી દાનાઇથી તુંજ સરદારોના તાજના જેવો છે."

પછી તેને માટે એક ખુશનુમા જગ્યા પસંદ કીધી હતી ત્યાં તરેહવાર કપડાં લેઈ જવામાં આવ્યાં. તે નેક પગલાંનો ખરરાદબુર્જીન ત્યાં ખાણા ઉપર, શેકારે, મોજમજાહની તેમજ દારૂની મીજલશમાં ખાકાનની નજદિકનો નજદિક રેહેવા લાગ્યો. તેણે ખાકાન સાથે વાત કરવાની ઘણી ટક જોઇ પણ તેને એવો એક પણ ખાલી દિવસ મલ્યો નહી. આથી તેણે જો કે ઉટાવલે તોપણ હીંમતથી એક દિવસે તેને કહયું કે, "બેહરામ બુરી ખાશીયતનો માણસ છે અને બુરી કરણીના હારેમનથી પણ તે વધારે બુરો છે. તે કાંઇપણ ચિજને ખાતર જેહાનના અનુભવીઓને પણ વેચી દે છે, જેને માટે બોલવું પણ સજાવાર નથી. તાજદાર હોરમજે તેને આવી ઉંચાઇએ ચઢાવ્યો હતો અને તેની ઉંચા ખોરશેદથી પણ વધારે કદર પીછાણી હતી. તેને તો જેહાનમાં કોઈ નામે પણ ઓલખતું હતું નહી તે છતાં (ખસરૂથી) તેની સઘલી મુરાદ પાર પડી હતી, હવે હાલે જો તે તારી સાથે ઘણીએક ખુબી પણ કરતો હોય તોપણ આખરે તે તારી સાથની સચાઇનો ગાંઠ તોડવાને ડરશે નહી, કે જે પ્રમાણે

તેણે હમારા ઇરાનના શાહને એક વખતે હાર આપી હતી. તે કાંઈ પરવરદેગાર કે પાદશાહ તરફ વફાદાર નથી. તેથી જો તું તેને (બંધીવાન કરી) ઇરાનના શાહ આગળ મોકલી આપશે તો તેથી તેં તે ઇરાની શાહના માથાંને ચંદ્ર સુધી ઉંચે ચઢાવેલું ગણાશે. ત્યાર પછી સઘલું ચીન તેમજ ઇરાન તારૂંજ ગણાશે, અને ત્યાં પણ તું તારી મરજી થાય ત્યારે આવીને બેસી શકશે."

તેની એવી વાત સમજી ખાકાન અજબ બન્યો અને તેને જોઇ તેની બંધે આંખે અંધારાં આવ્યાં. પછી તે બોલ્યો કે, "હવે પછી તારે એવી વાત કરવી નહી. કારણકે એમ કર્યાથી તું મારી આગળ તારી આબરૂ ગુમાવશે. હું કાંઇ બુરા વિચારનો કે વચણ તોડનારો નથી, કારણકે તેવા વચણ તોડનારનું કફન તો ધુલમાંજ થાય છે."

જ્યારે ખરરાદબુર્જીને તેની એવી વાત સમજી ત્યારે તેણે પોતાની તાજી દોસ્તીને વાસી થયલી ગણી. તેથી તેણે ચીનના ખાકાનને કહયું કે, "ઓ બુરી તોખમના પાદશાહ! તુંને એવી વાતો કરવા કેમ ગમે છે? તારે તો એ ચોબીન કરતાં (ઇરાનના) શાહનેજ વધારે ગણવો ઘટે છે. કારણકે એ શાહ તો ઘણા લાંબા વખતથી તારો ખેશી ગણાય છે."

ત્યારે ખાકાને તે ખરરાદને બીજીવાર કહયું કે, "ત્યારે તો મને હવે આ ભરમ જાહેર કરવોજ ઘટે છે. તે એ કે રૂમના કયસરે પણ તેની સાથનું વચણ તોડયું હતું તે છતાં તેને ખસરૂ સાથે નવેસરથી કોલકરાર કેમ કરવા પડયા? તેમજ હું તેની સાથે કરવા માંગુ છું અને એ પેહેલવાન બેહરામ સાથે (તેની સામે) ફરેબ રમું છું. ખસરૂ જેવા તો મારા હજારો નોકરો છે અને તે જે કાંઈ દોરદમામ ધરાવતો હોય તો તે હમારીથી છે. રૂમના શાહને કાંઈ મારી માફક તારા શાહને હાથે દુખ ખમવું પડયું હતું નહી અને તેથી તેણે તેને ખજાના અને લશકરની મદદ આપી હતી. એ જંગી બેહરામની લડાઇનું તેમજ તેની દાનાઇનું બ્યાન લખવા બેશે તો ચોપડી ભરાય. આવો એક શખ્સ મારો જમાઇ થવા પાંમ્યો છે અને તે મારૂં માન સાચવનાર બન્યો છે. તો તેની સાથનું વચણ હું શાને માટે તોડું?"

આથી ખરરાદનું દિલ બીજીવાર દલગીર બન્યું અને કાંઇ ઉપાય સોધતાં તેને એક યુકિત સુજ પડી. તેથી તે વિચાર કરતાં મનમાં બોલ્યો કે "એ ખાકાન તો બેહરામને મારી નાખવા ઇચ્છતો નથી. કારણકે તેણે એને ઇરાન જીટવાની ઉમેદ આપી છે. તેથી તેની ઉપર મારી કહેલી વાત અસર કરતી

નથી." હવે જ્યારે ખાકાન ઉપરથી તેની ઉમેદ ઉડી ગઇ ત્યારે તે નાચારીએ ખાતુન આગળ ગયો અને ત્યાં જઇ તપાસવા લાગ્યો કે તેણીની આગળનું આગળ કોણ કોણ રહે છે અને તેના દલગીર જીવને કોણ હરવો બતાવી શકે છે? એમ કરતાં તેને હાથ એક અમલદાર લાગ્યો કે જે તેણીની આગળનો આગળ રેહેતો હતો.

આથી તેણે ખસરૂને લગતી સઘલી વાત તેને કહી સમજાવી અને તે શખ્સના દિલને ખુશી કર્યા બાદ તેને કહયું કે "તું મને ખાતુનની નજદિક પોહોંચવામાં મદદ આપ કે જેથી હું તેણીના એક મુનશીની પદવી પામી શકું." ત્યારે તે ઉપાય સુચવનાર અમલદારે તેને કહયું કે, "તેણીથી પણ તારી ખાહેશ કાંઈ પાર પડવાની નથી. કારણકે એ બેહરામ ચોબીન તેણીનો દામાદ થતો હોવાથી તે તેણીના મનથી મગજ અને ચામડીના જેવો વાહાલો છે. તું એક ભણેલો તેમજ યુકિતબાજ શખ્સ હોવાથી તારો ભરમ તેણીની આગળ ખોલી દેઇને બરબાદ કરતો ના."

ખરરાદબુર્જીને તેની એવી વાત સમજી ત્યારે તેની એ દિલાશામાં તેને ધડ કે પુછડું કાંઇજ માલમ પડયું નહી. હવે ત્યાં તુરકીઓ વચ્ચે એક ઝનુની ગણાતો એક કુલુન નામનો બુઢ્ઢો તુરકી હતો, જેનો પેહેરવાસ ચામડાંનો અને ખોરાક બાજરીનો હતો. તે મકાતુરેહનો સગો થતો હોવાથી બેહરામ ઉપર તેનું મગજ ઉશકેરાયલું રેહેતું હતું, અને તેથી તે તેની સામે પોતાના દિલમાં હમેશાં કીનો રાખતો હતો અને તેને મોઢાંમાંથી ગાલો ભાંડતો હતો. જ્યારથી મકાતુરેહ બેહરામને હાથ માર્યો ગયો ત્યારથી તેના ઉપર કુલુનનું દિલ ઉશકેરાયલું રેહેતું હતું અને તે મકાતુરેહના ગમમા રાત દિસ રડતો રેહેતો હતો.

આથી ખરરાદે કોઇને મોકલી તેને બોલાવી મંગાવ્યો અને તેને સારો આવકાર આપી પોતાની પાસે આબરૂથી બેસાડયો. તેના ઉપર તેણે દરમો અને દીનારોની નવાજેશ કીધી અને તેને પુશકલ કપડાં અને ખાવાનું પણ પુરૂં પાડયું. જ્યારે પણ ખરરાદ ખાવા બેસતો ત્યારે વળી તે તેને પણ સાથે જમવા તેડતો હતો અને તેને નામદારોની વચે બેસાડતો હતો. તોપણ એ પુશકલ દાનાઇવાલો, ધીરજવંત, ચાલાક અને યુકિતબાજ શખ્સ (તેની આગળ એ વાત કરવાને) હંમેશાં વિચારવંત રેહેતો હતો.

હવે પેલી તરફ ખાતુનના મેહેલનો પેલો અમલદાર ખાતુનને માહેની ખબરો ખરરાદને પુગાડતો રેહેતો હતો. તોપણ રાતે કે દીવસે જ્યારે તે

ખાકાન આગળ જતો ત્યારે તે તેની આગળ એ બાબદની વો ખાનુશી પકડી રેહેતો હતો. એક દીવસે એ બુજોર્ગ શખ્સે સરદાર ખરરાદને કહયું કે, "તું એક નામદાર અને ભણેલો શખ્સ છે, માટે જો તુંને કાંઇ થોડુક વૈદુ આવડતું હોય અને તારૂં નામ તેથી દુર સુધી પ્રખ્યાત થયું હોય તો હાલે તારે માથે તાજ પેહેરવાનો વખત આવ્યો છે. કારણકે ખાતુનની પ્યારી બેટી હાલે બીમાર પડી છે." ત્યારે ખરરાદે જવાબ દિધો કે, "હું વૈદાંથી પણ માહીતગાર છું. તેથી જો તું મને કેહેતો હોય તો તેની ઉપર હું મારો હાથ અજમાઉં."

આથી તે અમલદાર તુરતજ ખાતુન આગળ દોડી ગયો અને તેણીને કહયું કે, "હાલે અત્રે એક દાનાવ તબીબ આવી લાગ્યો છે." ત્યારે ખાતુન બોલી કે, "તું ખુશ રેહેજે અને મીઠો ખોરાક પાંમજે. હવે તું માથું ધવ-ડવાને પણ ઠોભ્યા વગર તેને જલદીથી અત્રે તેડી લાવ." આથી તેણે ખરરાદબુર્ઝીનને એ ખબર પુગાડી અને બોલ્યો કે, "તું તેણીની આગળ તારો ભરમ તો છુપોજ રાખજે. માટે હવે તેની આગળ જઇને તું તારૂં નામ જાહેર કર અને તું પોતાને તાજગીભર્યા ચેહરાનો એક તબીબ બનાવી દે."

આથી ખરરાદબુર્ઝીન એ ઉપાય અજમાવવાને ખાતુન આગળ ગયો. ત્યાં તે બીમારને તપાસી જોતાં તેને તેણીના કલેજાં ઉપર દુખ થયલું માલમ પડયું. આથી તેણે દાડમનો રસ અને નદી કીનારે ઉગતી ભાજી જેને ત્યાંનાં લોકો કાસીનને નામે ઓલખતાં હતાં તે મંગાવી તેણે એ ઉપાયથી તેણીના મગજની તાપ ઉતારી નાખવા માંગી. એ રીતે સાત દીવસ સુધી દવા કરતાં તે બેટી પરવરદેગારના હોકમથી સાજી થઈ અને પાછી જેહાનને દીપાવનારા માહતાબ જેવી દેખાવા લાગી.

આથી ખાતુને પોતાના ખજાનામાંથી પૈસાની ઠેલી અને કસબથી ભરેલા પાંચ પોશાકો મંગાવ્યા અને ખરરાદને કહયું કે, "આ નજીવી ચિજો તું મારી તરફથી કબુલ રાખ અને બીજું તુંને જે કાંઈ જોઇએ તે માંગી લે." ત્યારે ખરરાદે તેને જવાબ દિધો કે; "એ ચિજો તું તારીજ પાસે રાખ. પણ મને જે જોઇશે તે (વખત આવવે) તારી પાસેથી માંગી લેવશ."

હવે પેલી તરફ બેહેરામ મર્વ સુધી જઇ લાગ્યો અને ત્યાં આવી લાગ-તાંજ તેણે પોતાના લશકરને મરઘાની પાંખની માફક સંગાર્યું. તેવામાં બેહરામ તરફથી એક શખ્સે ખાકાનને આવીને કહયું કે, "હવે તું તુરકીઓ કે ચીનાઓ વચેથી કોઇને પણ ઇરાન તરફ જવા દેતો ના. નહી તો કે તે હદીઓ

મેલવવાને ખાતર આપણા ત્યાં આવી પુગ્યાની ખબર તેને પુગાડી દેશે." આથી ચીનના ખાકાને એવી મનાદી ફેરવી કે, "જે કોઈ હમારા તરફ ચાહો ધરાવ્યા વગર અત્રેથી પરાન જશે તેની કંમરના હું બે ટુકડા કરાવશ. હું પરવરદેગારના સોગંદથી કહું છું કે, હું કોઇને પણ એ ખબર પૈસાને ખાતર વેચવા દેવશ નહી."

ખરરાદબુર્જીનને ત્યાં આવ્યાને હવે બે મહીના થવા આવ્યા અને તેટલો વખત ત્યાં તેણે પોતાનો ભરમ છુપ્યોજ રાખ્યો. પણ હવે તેણે દુખી દિલે કલુનને પોતાની આગળ બોલાવીને તેને એક નામદારીભરી જગ્યાએ બેસાડયો અને તેને કહયું કે "કોઇપણ શખ્સને રોજને રોજ દિલમાં કાંઇને કાંઇ પણ ગમ હોયા વગર રેહેતો નથી. તું પણ આગળ ચીનમાંથી જવની રોટલી, બાજરી અને ચામડાંના પોશાકની ભીખ માંગતો હતો, પણ હાલે તારો ખોરાક નાન અને ગોસ્ટનો બન્યો છે અને તું (ચામડાંને બદલે) કપડાંના પોશાક પેહેરે છે. આગળ તુંને તેમ હતું તો હાલે એમ છે. આગળ તું ગાલો સમજતો હતો તો હાલે તું મારી તારીફ સમજે છે. તારી ઉમર હાલે સોથી વધુ વર્ષની છે અને મને લાગે છે કે એટલી ઉમર તુંને ઘણીજ થઈ ગઇ છે. માટે હાલે હું તુંને જોખમભર્યું કામ સોંપવા માંગુ છું જે બજાવ્યાથી યાતો તું તખત પાંમશે નહી તો માર્યો જઇ ધુલમાં ડટાશે. હાલે મેં તારા ઉપર ખાકાનની પણ મેહેર વધારી આપી છે. માટે તું એવી રીતે વર્ત કે જેથી તું તારે હાથ જમીન પાંમી શકે. તારે હાલે બેહરામ આગળ જવું પડશે અને થોડોક વખત તેની આગળ તેની મરવત રાખીને રેહેવું પડશે. માટે હવે ત્યાં જવાને માટે તું તારો કાલાં ચાંમડાંનો પોશાક પેહેર અને આ નામું લખાઈ રેહેતાંજ તું માર્ગ કાપવા માંડજે. એ જેહાનને દીપાવનારા બેહરામની દરબારમાં જવાની તું કોઇપણ મહીનાના બેહરામ રોજની ટક લેજે. કારણકે બેહરામ રોજ તેની ફાલમાં શુભ ગણાયલો છે અને મેં વર્ષો સુધી તેમ થતું જોયલું છે. એ દીવસે તે લડાઇનો અસબાબ લઢાવતો નથી અને રૂમી રેસમનો નવો પોશાક દિલે લગાડતો નથી. માટે (એજ દીવસે) તું તેની આગળ જઇને કેહેજે કે, "ખાકાનની બેટી તરફથી હું એક પેગામ લાવ્યો છું અને તે ખુશદિલના સરદારને હું પુગાડવા માંગુ છું. પણ (એ વખતે) તું તારા પોશાકમાં એક છરી છુપાવી રાખજે. તે તુંને એકલો મલવાને બોલાવશે. માટે તે ચોબીન આગળ જઇ લાગતાંજ તેને એવું કેહેજે કે, 'અને તો તે નામદાર શાહજાદીએ એ વાત તારા કાનમાં કેહેવા કહી છે જે વાત પારકાઓથી છુપી રાખવાની છે.' જ્યારે તે તુંને પુછે કે, 'એ ભરમની વાત શું છે તે

મને કહે' ત્યારે તું બેહરામની આગળ ધસી જજે અને તેની દુતીમાં તે છરી ભોકી દેજે અને પછી તેઓના હાથમાંથી બચવાને ત્યાંથી જડપથી નાહાસી જજે. જેઓ ત્યાં હશે તેઓ તો તેની રજા મલતાંજ ત્યાંથી તબેલા તરફ ગયા હશે કે કોઇ ઘોડા આગળ દોડી ગયા હશે તો કોઇ ખજાના આગળ ગયા હશે. જેથી તેને મારી નાખવાથી તુંને કાંઇ નુકસાંન પુગશે નહી. કદાચને જો તેઓ તુંને મારી નાખશે તો તેં તો જેહાનને પુરતી જોયલી છે અને તેઓ તરફનો બલો કે ભુંડો બદલો પામવાનું તેં તારે હાથેજ પસંદ કરી લિધેલું ગણાશે. વળી બીજું એકે તેમ કરીને તું તેના ઉપર તારો પણ કીનો લેઈ શકશે અને તારી પણ ઇચ્છા પાર પડેલી ગણાશે. વળી તું કાંઇ કોઇને ખાલી મારી નાખશે નહી પણ તેણે તારી સાથે પણ એક વખત બુરાઈ કીધેલી છે. જો તું તેને મારી નાખીને છુટી આવશે તો તારી કીંમત મુજબ તું કોઇ મુલક પાંમી શકશે. પાદશાહ પરવીજ તુંને કોઇ શેહેર બક્ષેશ કરશે અને એ રીતે તે પોતાના મુલકમાંથી તુંને પણ કાંઇ ભાગ આપશે."

ત્યારે કલુને તે દાનાવને જવાબ દિધો કે, "હાલે મને એવો કોઈ રાહબરની અગત્યજ છે. મારી ઉમર ખરેખર સો વર્ષની થઈ છે અને મારો બાકીનો વખત ઘણી લાચારીમાં ગુજારૂં છું. માટે હું મારો જીવ અને આ શરીર તારી ઉપર ફીદા કરશ. જે બાબે હું તુંને વચણ પણ આપું છું."

## ખરરાદબુર્જીનની યુક્તિથી કલુનને હાથે બેહરામ માર્યો ગયો તે વિષે.

એમ સમજતાંજ ખરરાદબુર્જીન ત્યાંથી દોડી જ્યાં ખાતુન હતી ત્યાં ગયો અને તેણીને કહયું કે, "મેં તારી પાસેથી જે માંગણી કરવાનું મુલતી રાખ્યું હતું તેનો હાલે વખત આવ્યો છે. માટે ઓ નેક તબેની ઓરત! જો તું મને ફરમાવે તો હું તુંને તે કહી સમજાઉ. મારાં કેટલાંક માણસો (બેહરામના કબજામાં) ત્યાં કેદ પડેલાં છે. માટે તું તેઓના પગોને બંધીમાંથી છુટા કરાવ. તેટલા માટે તું મારે ખાતર ખાકાનની મોહર હલવેથી ચોરી લાવ. તેમ કર્યાથી ગોયા તેં મને જીવટદાન બક્ષેલું ગણુશે."

ત્યાર ખાતુન બોલી કે "હાલે ખાકાન છાકટ હાલતમાં સુટેલો છે તેટલાં હું લાખ ઉપર તેની વીટીનો છાપ દાબીને લાવી શકશ." આથી તેણીએ ખરરાદબુર્જીન પાસે મોહર મારવા માટેની લાખ માંગી લિધી અને તેણી તે ઓરડામાંથી પાધરી છાકટ થઇને પડેલા ખાકાનના બીછાણા આગળ ગઈ

અને તે લાખ ઉપર વીટી દાબી દેઇને તે દાદમાંગતા શખ્સ આગળ પાછી આવી. આથી તે બળેલા શખ્સે તેને દુવા દીધી અને ત્યાંથી પાછો ફરતાંજ એ મોહર તે બુઢાને સોંપી.

કલુને તે મોહર મરઘાની જડપે લેઇ લીધી અને સર્વેથી છુપાછુપ તે મર્વમાં આવી લાગ્યો. ત્યાં તે બેહરામ રોજ પડતાં સુધી ઠોબી રહયો, કારણકે બેહરામને બેહરામ રોજ માફક હતો નહી. એ દીવસે બેહરામ ઘરમાંજ રેહેલો હતો અને તેની આગળ એકજ નોકર હાજર રેહેલો હતો. ત્યાં તે દારમ, સેબફળ વિગેરે ફલો લેઈને (ખાતો) બેઠેલો હતો. જેવામાં કલુન એકલો તેની દરગાહમાં આવી લાગ્યો અને ત્યાંના દરબાનને કહયું કે, "ઓ નામદાર! હું ખાકાનની બેટી તરફથી પેગામ લાવ્યો છું. તું જોય છે કે હું કાંઈ કોઇ બાહાદુર કે લડાયક શખ્સ નથી. તે પવિત્ર ઓરતે મારી પાસે તેને એક ખાનગી પેગામ કેહેવાડયો છે, જે હું તે પાદશાહને પુગાડવા માગું છું. હાલે તેણીને ખાતર મેહલના દરવાજા પણ બંધ કીધા છે. કારણકે તેણી હમેલદાર હોવા સાથે બીમાર પણ થઇ છે. માટે જો તું તેને એ બાબદથી વાકેફ કરે તો હું તે નેકનામ તાજદાર સરદાર આગળ જઇને તેણીનો પેગામ પુગાડું."

આથી તે દરબાને દોડીને તે પેહેલવાન જે ઘરમાં હતો તેને એ ખબર પુગાડી. તે ત્યાં જઇને બોલ્યો કે, "કોઇ ચાંમડાંનો પોશાક પેહેરેલો બુરા દેખાવનો શખ્સ તુંને કાંઇ પેગામ પુગાડવા માટે આવ્યો છે. તે કહે છે કે હું ખાકાનની બેટી તરફથી તારા ખુશ તબેના સરદારને પુગાડવા માટે એક પેગામ લાવ્યો છું." ત્યારે બેહરામ બોલ્યો કે, "તું તેને જઇને કહે કે, ઘરના દરવાજામાં દાખલ થઈ તે મને પોતાનો ચેહરો દેખાડે."

આથી કલુને મેહેલના દરવાજામાં દાખલ થઇ તેને પોતાનો ચેહેરો દેખાડયો. ત્યાં બેહરામે કોઇ બુઢા શખસને જોવાથી તેને કહયું કે, "તારી પાસે જે નામું હોય તે મને આપ." ત્યારે કલુન બોલ્યો કે, "ઓ શાહ! હું તો ફક્ત મોઢેનો પેગાંમ લાવ્યો છું અને તે પેગામ હું તુંને કોઇની પણ હાજરીમાં કહી શકતો નથી." ત્યારે તે બોલ્યો કે, "તુંને જે કાંઇ કહેવું હોય તે જલદીથી અંદર આવી કાંઇપણ બાહાણા કાઢયા વગર ખાનગી રીતે મારા કાનમાં કહી દે." આથી તે કલુન સુલેહના સાહયામાં તેની આગળ છરી સાથે આવ્યો અને તેનાથી કાવત્રુ અને જુદાઇજ જાહેર થઈ. તેણે તેના કાનમાં છુપી વાત કેહેવાને બાહાને આગળ જઇને તેના દિલમાં તે છરી ભોકી દિધી, જેથી તેની ચીચ્યારીથી આખુ ઘર ગાજી રહયું.

જેવી બેહરામે દુખની બુમ પાડી તેવાજ બાહારના શખ્સો તે શાહની આગળ દોડી આવ્યા. બેહરામે તેઓને ફરમાવ્યું કે, "તમો આ શખ્સને જડપથી પકડો અને એને અત્રે કોણે મોકલ્યો તે પુછો." આથી તે મેહલના નોકરો એ બુઢાના પગ પકડી બાહાર ઘસડી લેઇ ગયા અને ગુસ્સાના અવેશમાં તેને તમાચા અને મુકીઓ મારવા લાગ્યા. એવી રીતે બપોરથી તે મધરાત સુધી માર ખાવા છતાં પણ તેણે હોટ ખોલ્યા નહી. પછી એવા માર મારતાં તેના હાથ પગ ભાગી જવાથી તેઓ તેને મેહેલમાંથી ફેંકી દેઇ દુઃખી દિલે રડતા બેહરામ આગળ પાછા આવ્યા.

તે ઘાહેલ થયલા બેહરામના દિલમાંથી ધોધમાર લોહી જવા લાગ્યું જેથી તેના હોટો ધ્રુજતા અને ચેહરો ફીકકો બન્યો. તેટલામાં બેહરામની બેહેન ત્યાં દાખલ થઇ અને (તેની એવી હાલત જોઇને) પોતાના માથાંનાં બાલો પીખવા લાગી. પછી તે ઘાહેલ બનેલા ભાઇનું માથું પોતાના ખોલા ઉપર લેઇને તેણીએ જારજાર રૂડન કરવા માંડયું. તે રડતાં રડતાં બોલી કે, "ઓ બાધુર સ્વાર! તુંને જોઇને તો નરસિંહો પણ જંગલમાંથી નાહાસ્તા ફરતા હતા તો એવા જેહાનને ટેકવી રાખનારા ઠાંભને કોણે ખીસાડી નાખ્યો અને આવા જબરા હાથીને કોણે ઉંધો નાખ્યો? ઓ મારા વગર દેહેસ્તે જેહાનજીટનારા અને સિંહોને મારનારા સપેહસાલાર ભાઇ! તું પાદશાહ તરફ તેમજ પરવર-દેગાર તરફ વફાદાર નહી હોવાથી હાલે તારૂં હાથી સરખુ શરીર એમ ઘાહેલ બન્યું છે. ઓ ઉંચા પાહાડ જેવા શરીરના! તારૂં ઠડ જે ઉંડા દરીયામાં બેઠેલું હતું તેને કોણ કાઢી શકયું? આવા તાજા ઉંચા સરોવરને કોણે ઠડમાંથી ઉખેડી કાઢયું અને તેના મોટાઇભિર્યા તાજને એમ ભોંય ઉપર કોણ ફેંકી શકયું? તારા જેવા દોડતા પાહાડને ખાડામાં ફેંકીને કોણે દરીઆને એમ ધુલથી ભરી નાખ્યો? હમે તો અત્રે પરદેશી છીએ અને એમ એકલાં અને મદદ વગરનાં થઈ પડવાથી આ પારકા મુલકમાં રવડી પડયાં છીએ."

વળી તે બોલી કે, "ઓ અંજુમનના સરદાર! તું હજી પણ તારી વફાદારીની શાખને એમ બુનબેખથી ઉખેડી ના કાઢ. કારણકે જો એક સાસાંની પાદશાહને પેટે એક બેટી પણ અવતરેલી હોય અને તેને માથે તાજ પેહેરાવવામાં આવ્યું હોય તો તેણીના પણ તમામ જેહાનના લોકો ગોલામ બનતે અને એ રીતે તેણીનું મુબારક તાજ આસમાન સુધી પુગતે. પણ આ સપેહસાલારે તો મારી કાંઇજ શિખામણ માની નહી અને મારી ફાયદાભરી નશીયતની વાતો સમજી નહી. પણ હવે તારા એ સઘળાં કામોને માટે તુંને

વધુ પસ્તાવો છુટો હશે. હવે તું તારા ગુનેગાર જીવને તે પરવરદેગાર આગળ લેઇ જશે, અને આપણા બુજોર્ગીભર્યાં ખાનદાનને બટ્ટો લાગશે. આપણા ખાનદાનને લગતા સર્વે હવે મેંઢાં જેવા બનશે અને દુશ્મનો (તેઓ ઉપર જુલમ ગુજારનારા) વરૂ થશે."

જ્યારે ઘાહેલ બનેલા બેહરામે તેણીનું એવું બોલવું સમજ્યું ત્યારે તેને તેણીના દિલના વિચારો હુશીયારીભર્યા લાગ્યા. જ્યારે તેણે તેણીને ગાલોને નખરીયાં દેતી અને બાલ પીખતી જોઇ અને તેણીના ચેહેરાને લોહી અને ધુલથી ભરાયલો જોયો ત્યારે તેણે ઘણીજ સુસ્ત જબાને રડતાં કહ્યું કે, "ઓ પાકજાદ બેહન ! તારી શિખામણની બરોબરી કાંઇપણ ચિજથી થઇ શકતી નથી. પણ હવે મારો મરવાનો વખત ભરાઇ ગયલો હોવાથી અને બુરા દેવે કાંઇપણ કરીને મારી રાહબરી કીધેલી હોવાથી મારા ઉપર હવે તારી એ શિખામણો કારગર નિવડનાર નથી. જમશીદ જેવો મોટો સરદાર કોઇ હતો નહી અને જેહાનનું લોક પણ તેનાથી ઉમેદભર્યું રેહેતું હતું છતાં તે પણ દેવના ભમાવ્યાથી આડે માર્ગે ગયો હતો અને જેહાનનો કોફ પોતા ઉપર ખેંચી લિધો હતો. તેમજ વળી પેલો ચાલાક કેઆની પાદશાહ કાઉસ જે નેક પગલાંનો અને નસીબવંતો જેહાનનો પાદશાહ હતો તેનો પણ પલીદ દેવની શીખામણ ઉપર ચાલ્યાથી નાશ થયો હતો અને તેના ઉપર જે બુરાઈ વરસી હતી તે તો તેં સમજી હશે. આસમાનને ફરતું જોવા માટે તે આસમાન ઉપર ચઢયો હતો અને તે સુરજ અને ચંદ્રનો નાશ કરવા માંગતો હતો, પણ તે પોતેજ હવા-માંથી નિચે ગબડી સારી શેહર તરફ આવેલી એક નદીમાં ઉંધે મસતક પડયો હતો. એજ પ્રમાણે તે દેવે મને પણ ભમાવી મારા હાથોને ખુબી કર્યાથી અટકાવ્યા હતા. તેણે મને કહ્યું કે, 'શાહાનશાહી તાજ તારેજ માટે છે અને આસમાનથી તે પાતાલ સુધીની જમીન તારી પોતાનીજ છે.' પણ હવે મેં જે કાંઈ બુરાઇ કીધી છે તેને માટે હું પસ્તાવો કરૂં છું. હવે તો પરવરદેગાર મને જે બક્ષશે તેજ હું લાયક ગણુશ. મારાં નસીબમાં એવુંજ લખાયલું હશે. પણ જે સઘલું મારાથી આગળ બન્યું છે તેનો ગમ હું કેમ ખમી શકશ ? હવે તો ભરતીના પાણી મારાં તાલક સુધી ચઢયાં છે જેથી મારે મનથી ગમ કે ખુશાલી એ સઘલું બરબાદ છે. જે કાંઇ બનવાકાલ હતું તે બની ગયું છે અને મારીથી તે બુરાઈ કરવામાં તલભાર પણ ફરક પડયો નથી. હવે મને તારી તમામ શિખામણો યાદ આવે છે અને તારા સખુનો મારા કાનને લુલકની માફક અઠડે છે. પણ હવે મારા કાયદેસરના કે ગેરકાયદાના કામોનો અંત આવ્યો છે. માટે હવે તારે એ વગર ફાયદાની વાતો કરવી જોઇતી નથી. હવે

તો તમો સઘલા તમારા ચેહેરાને બંદગી કરવા માટે પરવરદેગારની તરફ ફેરવો અને હસ્તાં નસીબ આગળથી પીઠ ફેરવીને નાહાસી જાઓ. પરવરદેગાર તુંને સઘલી બુરાઈથી બચાવી લે એજ બસ છે. હવે તું કોઈની પણ આગળ ગમ કે ખુશાલીની વાત કરવા બેસ્તી ના. મારે માટે જેહાનમાંથી એવોજ ફાલો મલવાનો હતો. હવે તેનો પણ અંત આવ્યો છે અને મને આ જેહાન છોડીને ચાલી જવાનું છે."

પછી તેણે યલાનસીનેહને કહયું કે, "હવે આ તમામ લશકર, તખત, તાજ તથા પાદશાહી હું તુંને સોંપું છું. આ ભલી ઓરત જે મારી બેહેન છે તેની તું સંભાળ કરજે. તારી જેહાનમાં રાહબરી કરવા માટે તેણી પુરતી છે. માટે તમો કદિપણ એક બીજાથી જુદા પડતાં ના અને તમારી વચે કાંઈપણ જુદાઇ જેવું રેહેતું ના. આ દુશમનોની જમીન ઉપર હવે તમો વધુ વખત ઠોભતા ના. કારણકે હું તો હવે તખતથી ધરાઇ જઇને અત્રેથી ચાલી જાઉં છું. માટે હવે તમો સઘલાઓ પાદશાહ ખસરૂ આગળ પાછા જાઓ અને તેની આગળ સઘલી બનેલી વાત કહી તેનો શું હોકમ છે તે સમજજો. તું તેને કેહેજે કે, 'પેહેલવાન બેહરામ મરતી વખતે તારી ઉપર ખુશ બન્યો હતો. જ્યારે તે તારી ઉપર ખુશ બન્યો છે તો તું પણ તેના ઉપર ખુશ થા.' જો શાહ ખસરૂ તમોને માફી બક્ષશે તો પછી તમો તેને તમારા ચંદ્ર અને સુરજ સિવાય બીજું કાંઈ ગણતા ના. તું ગરદુઇને પણ મારી ઘણી ઘણી દુવા કેહેજે અને જે બન્યું છે તે તેને કેહેજે. મેં સમજ્યું છે કે, 'ખરરાદબુર્જીન એક પેગામ લેઇ ઇરાનથી ચીન આવ્યો હતો. માટે તમો ગરદુઇને કેહેજો કે 'તું મારા ખુનનો બદલો તેના ઉપર લેજે અને મારાં એ ફરમાંનથી તું ફરતો ના.' હવે તમો ઇરાનમાંજ મારૂં દખમું બનાવજો અને બેહરામના મેહેલને વેરાન બનાવજો. ચીનના ખાકાનથી મને ઘણું વેઠવું પડયું છે, તોપણ મેં તેને મારી કોઇપણ દિવસે તારીફ કરતાં જોયો નથી. તેને ખાતર જે મુશ્કેલીઓ, મેં ઉઠાવી તેનો તેણે એજ બદલો આપ્યો નથી પણ તેણે આ દેવ (કલુન) ને પણ મારી સામે લડવાને માટે અત્રે મોકલી આપ્યો છે. તોપણ હવે જ્યારે તેને એ વાતની ખબર પડશે ત્યારે તે એમા ધડ કે પુછડું કાંઇ સમજતો નહી હોય તેમ કરશે. એ કામ ઇરાનીઓ સિવાય બીજા કોઇનું નથી અને તે કામમાં આ દેવે તેઓની રેહેબરી કીધેલી લાગે છે."

પછી તેણે એક મુનશીને ત્યાં હાજર થવા ફરમાવ્યું અને ઉટાવલે એક નામું લખી કાઢવા ફરમાવ્યું. તેમાં તેણે ખાકાનને જણાવ્યું કે, "બેહરામ ગુજરી જાય છે પણ તે પોતાની ઉમેદ પાર પાડયા વગર એમ ખુવારે હાલ

રૂદન કરતો મરે છે. પણ હવે (અત્રે) મારાં જે કાંઇ સગાંવાહાલાં છે તેઓને તું ખુશ રાખજે અને દુખ સામે તેમજ દુશમનોની સટાવણી સામે તું તેઓની સંભાળ કરજે. કારણકે મેં તો તારી સાથે કદિ બુરાઇ કીધી નથી, પણ તારી સાથે હું સગાઇ અને ભલાપણથીજ વર્તયો હતો."

ત્યારબાદ તેણે પોતાની બેહેનને પણ કેટલીક શિખામણો દિધી અને તેણીના માથાંને વાહાલથી પોતાની છાટીમાં દાબ્યું. પછી તેણે પોતાનું માથું પોતાની બેહેનના ખોલા ઉપર ટેકવીને આંસુભરી આંખો સાથે પોતાનો જીવ સોંપી દિધો. આથી સર્વેએ તેને માટે જારી અને રૂદન કીધા અને તેઓ દુખી દિલે જીવવા લાગ્યા. તે બેહેને દુખ વચે ઘણા આંસુઓ વરસાવ્યા અને તેની એક પછી એક વાતો યાદ કરવા લાગી. દુખથી તેણીનું દિલ ચીરાઇને બે ટુકડા થવા લાગ્યું. પછી તેણીએ તેને માટે એક રૂપાંનું સાંકડું કફન તૈયાર કીધું અને ત્યારબાદ તેના લાયક શરીરને રેસમી કપડાંથી ઢાંક્યું. વળી તેમા પેહરનની નિચેનું શરીર પોકળ કરીને તેમા કપુર ભર્યું અને તેના માથાને પણ કપુરથી ભરી નાંખ્યું. આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુનીઆના કાંમો એવાજ હોય છે. હવે તું પણ જાણે છે કે અત્રે તુંને રેહેવાનું નથી તો તું વધુ દલદેશરી ના કર અને રાત દીસ હાય સોસારા તથા ગમ પણ ના કર. પણ તારાં દિલને રામશનીભર્યું બનાવ અને હોઠોને હસતા રાખ.

## ખાકાનને બેહરામના મોતની ખબર થઇ અને તેણે કલુનના ઘેરનો અને ખાનદાનનો નાશ કીધો તે વિષે.

હવે જ્યારે ખાકાનને ખબર થઇ કે 'નામદારી મેલવવા જતાં બેહરામના આવા હાલ થયા છે' તથા વળી તેને જ્યારે બેહરામનું (મરતી વખતનું) નામું પણ આવી મલ્યું અને જે કાંઇ બન્યું હતું તે તેને કાશદે કહી સમજાવ્યું ત્યારે તેનું દિલ એ ખબર સમજીને દુખી બન્યું. તેનો ચેહરો ઉતરી ગયો અને આંખોમાંથી આસું પડવા લાગ્યાં. એવું કામ બનવાથી તેને અજાયબી લાગી અને તેથી તેણે સઘલા અનુભવીઓને ત્યાં બોલાવી મંગાવ્યા અને તેઓને બેહરામ ઉપર વરસેલી આફતો કહી સમજાવી. તેથી એ વાત સમજનારાઓ પણ ત્યાં રડી પડયા. તમામ ચીનના લોકો તેના સોગમાં જારી અને રૂદન કરવા લાગ્યા અને દુખને સબબે તેઓ વગર આતશે બલવા લાગ્યા. સઘલાઓ તેના કામોને યાદ કરવા પડયા અને એ ગુનાહ કોણે કીધો

[illegible] તેની સોધ કરવા પડયા. તેઓ પાંમી ગયા કે, એ કામ ખરરાદનુંજ હોવું જોઇએ, કારણકે તેઓને તેના સઘલા કાંમો ફરેબભર્યાં અને ગેરઇનસાફી જણાયાં. આથી તેઓ બોલી ઉઠયા કે, "એ કુતરો આપણી ઉપર આવો આતશનો વરસાદ વરસાવી આપણા હાથમાંથી કેવો છટકી ગયો છે?"

હવે એ કલુનના તુરાનમાં બે બેટાઓ વસ્તા હતા જેઓનું એક મોટું કુટુંબ બન્યું હતું. તેથી જેવી એ કલુનની વાત લોકોને જણાઇ તેવીજ તેઓએ તેના તમામ ઘરને આગ લગાડી અને તેના તમામ કુટુંબને તેમાં બાલી નાખ્યું. તેના બે બેટાઓને પણ આગમાં બાલી નાખ્યા અને તેમની સઘલી ચિજોનો નાશ કીધો. હવે ખાતુનના નાશની નોબત વાગ્યાથી તેણીના બાલનો ચોટલો પકડી તેણીને મેહેલના એકાંતમાંથી બાહાર ખેંચાવી મંગાવી અને તેણીનો સઘલો ખજાનો તેના મેહેલમાંથી દરબારમાં જપટ કીધો અને તેનો ધરખટલો ચલાવવામાં તેણીએ જે મેહેનત લિધી હતી તેનો પણ ખાકાને જરાએ વિચાર કીધો નહી. વળી ખાકાને ચોબાજુએ જોરેમંદ સાંઢણી સ્વારોને દોડાવી મુકયા પણ તે ખરરાદબુર્જીન તેઓને હાથ પકડાઈ શકયો નહી. તમામ ચીનના લોકો તે (બેહરામ)ના ગોલામ બનેલા હોવાથી તે સઘલાઓએ તેના સોગમાં બલુ પોશાક પેહેર્યાં. તેઓ બેહરામના સઘલાં કામો ઉપર ખુશ હોવાથી તેઓએ ઘણો વખત સુધી તે બેહરામનો એ રીતે સોગ પાળ્યો.

## ખસરૂને બેહરામના માર્યા જવાની ખબર થઈ અને તેથી તેણે ખરરાદબુર્જીનને નવાજેશ કીધી તે વિષે.

હવે જ્યારે ખરરાદબુર્જીન ખસરૂ આગળ આવી લાગ્યો ત્યારે તેણે જે કાંઈ ત્યાં બન્યું હતું તથા તેણે જોયું અને સમજ્યું હતું તે સઘલું ખસરૂને કહી સમજાવ્યું. જે સમજતાંજ પાદશાહ પરવીજનું દિલ આવા હુનરભર્યા એક દુશમનથી તેનો છુટકારો થવા માટે ખુશ બન્યું. તેથી તેણે દરવીશો વચ્ચે ઘણાક દિરમોની તથા પેહેરવાના કેટલાંક કપડાંઓની ખેરાત કીધી.

પછી તેણે દરેક પાદશાહ અને આપઅખત્યાર સરદારો ઉપર પેહેલવી ભાષામાં એક એક નામું લખાવ્યું. તેમાં જેહાનને નિભાવનાર પરવરદેગારે શું બનાવ બનાવ્યો અને પોતાના દુશમન બેહરામનો કેવો નાશ કીધો તે સઘલું જણાવ્યું. વળી પાદશાહે કયસર ઉપર પણ તેના દરજ્જાને ઘટતું એક નામું લખાવ્યું. વળી એક અઠવાડયું સુધી ઈરાનીઓએ ખુશાલી પાલી અને મોહલે

મોહલે મીજલશો ભરી ત્યાં ગાયન અને દારૂની મોજ ચાખવા લાગ્યા. વળી તેણે સધલા આતશકદેહોમાં ( લાયક ) ચિજોની ભેટો મોકલી.

ત્યારબાદ તેણે ખરરાદબુર્જીનને માટે એક ખેલાત તૈયાર કરાવ્યો અને પછી તેને પાદશાહે કહ્યું કે, “જો હું તારા ઉપર તાજ અને તખતની પણ નવાજેશ કરૂં તો તે તુંને લાયક થડે.” ત્યારબાદ પાદશાહે પોતાના ખજાનચીનને તે મોટા લોકોની મીજલસ વચ્ચે સુનું હાજર કરવા ફરમાવ્યું. પછી ઘણીજ મોટી કીંમતના જવેહરાતોથી ખરરાદનું મોઢું ભરી નાંખ્યું અને એક લાખ દીનાર તેને ભેટ આપ્યા. જે સધલા દીનારો તેના ખજાનચીને તેના પગ આગળ લાવી નાખ્યા, જેથી તે પૈસાનો ઢગ તેના માંથાં સુધી ઉંચે ચઢયો. પછી સૌ કોઈ બોલવા લાગ્યા કે “જે કોઇ પોતાના પાદશાહ સામે બલવો કરે તો તેથી તેનો રોશન વખત સીહા બને છે. બેહરામ એવો પેહેલવાન હતો કે તેણે લડાઇમાં ઉતરી પેલા બુઢા તુરકી ( સાવેહશાહ ) ને હાર આપી હતી. જેથી તમામ સરદારો તેની તારીફ ગાતા બન્યા હતા કે, ‘પાદશાહી તાજ તથા વીટી તેના વગરના બનતાં ના.’ એ મુજબ જ્યારે એ બેહરામ શાહ જીટવા પાંમ્યો ત્યાર પછી તેણે તારા ચેહરા ઉપર પ્રકાશ વધે એવું જોવા ઇચ્છયું નહી.”

## ખાકાને બેહરામની બેહેન ગુરદીહે આગળ તેના ભાઇના મોતની પુછપરછ કરવા માટે એક નામું લખી પોતાના ભાઇને મોકલી આપ્યો અને તેણીને પોતાની પરણી ઓરત બનાવવાની દરખાસ્ત કીધી જેનો તેણીએ જવાબ મોકલ્યો તે વિષે.

જ્યારે ખાકાન ( સર્વને શિક્ષા કરીને ) પરવારયો અને ચીનના તમામ મુલકને ( બેહરામના દુશમનોના ) લોહીથી ગોલાબી રંગનો બનાવ્યો ત્યારે એક દિવસે ખાકાન બોલવા લાગ્યો કે, “એક નબલાં માણસથી નબલાં કામો સિવાય બીજું કાંઈ બની શકે નહી. મારો સધલો વખત પેલા નામદાર બેહરામથી ખુશીખુશાલી સાથે પસાર થતો હતો અને મારી ઇચ્છાઓ પાર પડતી હતી.

હવે હાલે આ નામદારો છતાં હું એમ નબલો અને સુસ્ત બનવાથી કેમ અટકી શકશ? એ વાત સમજી સૌ કોઇ મનેજ ઠપકો આપશે અને હું ગમે એવા સોગંદ ખાવશ તોપણુ તેઓ તે માનશે નહી. હું કાંઇ તેના નાનાં બચાંનો ગમ કરતો નથી કે તેની ઓરતનો પણુ વિચાર કરતો નથી. જો મારૂં એ ફરજંદજ મારી તરફ વફાદાર હતે તો તેણીનું દિલ અને જીવ પ્યાર અને અક્કલ સાથે ભેલાયલાં ગણાતે."

પછી તેણે પોતાના ભાઇને ત્યાં હાજર થવા ફરમાવ્યું અને તેણે તેની સાથે કેટલીક વાતો કીધી. તેણે તેને કહયું કે, "તું બાગમાંથી જહપમાં ઉડી જતા જંગલી મરઘાની જડપે અત્રેથી મર્વ તરફ જા અને ત્યાં પેહેલવાન બેહરામને લાગતાવલગતા શખ્સોને મલી તેઓની પુશકલ તારીફ કીધા બાદ તું પરવરદેગારના તેમજ મારા બુજોર્ગોના તખતના સોગંદથી તેઓને જણાવ કે, 'બેહરામ ઉપર જે બુરાઈ વરસી તેની મને કાંઈજ ખબર હતી નહી. વળી મારૂં જીગર પણુ એ ખબરથી દુઃખી બન્યું છે અને હું જીવસ ત્યાં સુધી એનાજ સોગમાં વિટલાયલો રેહેવશ. તેના ખુનના બદલા તરીકે મેં તેના દુશમનોના લોહી રેડીને મારા મુલકને લોહીથી ધોઇ નાંખ્યો છે. મારા તમામ મુલકના લોકો એવું કામ કરનારાઓની તારીફ કરવાને બદલે તેઓ ઉપર શ્રાપ વરસાવે છે. મને લાગેલાં એ દુખનો મેં કેટલાકો ઉપર કીનો લિધો છે અને આસમાન તથા જમીનને એક કરી નાંખી છે. આવા એક નામદારી પાંમનારા પેહેલવાનના ખુનનો કીનો લેવાને મારી રૈયતના લોકોમાંથી સોએ એકજ ઇચ્છતો હશે નહી. પણુ પરવરદેગારના આવા હોકમથી કોઈજ છટકતું નથી. જેઓ દાનાવ છે તેઓ એમજ સમજે છે કે, તેનું એવુંજ મોત હતું જે મોત બુરા દેવોના સઘલા કાવાદાવાથી આવ્યું હતું. જે કાંઈ પેહેલેથી બોલાયું હતું અને જે બધોબસ્તો અને કોલકરારો થયા હતા તેનેજ હું તો વલગી રહયો છું.'"

વળી તેણે ગુરદીહેને માટે પણુ એક જુદુ નામું મોકલ્યું કે, "ઓ પાક દામનની પવિત્ર ઓરત! તમામ સચાઇ અને માણુસાઇ રીતી સુખનો વધારો બક્ષે છે અને ઘટાડો દુર કરે છે. મેં લંબાનથી તારે માટેનો વિચાર કીધો છે અને આખરે મારા દિલના તે વિચાર ઉપર અક્કલ ફાવી છે. તેથી હું તારી સાથે કદખુદાઈ કરવા સિવાય તારૂં બીજું કાંઇપણુ સારૂં જોતો નથી. માટે હવે તું મારા મેહેલના એકાંતમાં આવી તેને સોભાવ. હું તારી મારાં શરીર અને જીવ માફક સંભાળ કરશ. એમ કીધાથી આ તમામ શેહર તારીજ ફરમાનદારી બજાવશે. જો તું ચાહશે તો હું તુંને મારો જીવ પણુ અર્પણુ

કરશા. માટે હવે તારી પાસે જે કોઇ દાનાવો હોય તેઓને ભેગા કરી તેમને આ વાત કહી સમજાવ અને તેઓના વિચાર શું છે તે જોઇ કાઢ; અને અક્કલને તારા રોશન રવાન ઉપર ફાવવા દેજે. મારા જેવા પાદશાહના કેહેવા ઉપર તું અક્કલથી વિચાર કરજે અને સેવટે જે વિચાર ઉપર આવે તેનાથી તું મને વાકેફ કરજે."

એવો પેગામ સમજતાંજ એ ખાકાનના ભાઇએ સરોવરના ઝાડ ઉપરના ચંદ્રની માફક મર્વ તરફનો રસ્તો ધર્યો. તે જેહાનજીટ પાદશાહના એ નામાં સાથે તથા તેની ખાહેશો સાથે બેહરામના લાગતાવલગતાઓ આગળ આવી લાગ્યો અને તેને ખાકાને જે કહી મોકલ્યો હતો અને તે માર્યા ગયલા બેહરામનો કીનો લેવા ખાકાન ઉશકેરાઇ રહયો હતો તે સઘલું તેણે તેઓને કહી સમજાવ્યું. ત્યારબાદ તે બોલ્યો કે, "ઓ દાનાવો તથા હુશીયાર દિલના લોકપ્રીય મોબેદો! આ ખબર કે જે મોકલી આપવામાં પરવરદેગાર પણ મદદગાર થયો છે તે તમુને ઘણીજ ખુશ નિવડજો. બેહરામનું મોત ઘણું અચબુચ તેમજ કવખતનું નિવડયું છે અને તેનો જેહાનમાં કોઇને પણ ખ્યાલ હતો નહી."

પછી તેણે બેહરામની બેહનને ખાકાનનું પેલું નામું ખાનગી પુગાડયું અને લગન માટે ખાકાને તેણીને જે સઘલું કેહેવાડયું હતું તથા હાલના તેમજ પુરાના વખતની નશીયતો તથા નેક વાતો તેમજ તે ઓરતની પવિત્રાઇ અને પહરેજગારીની તથા વળી તેણીની દિલશોજી અને અક્કલભર્યા વિચારોની જે તારીફ કેહેવાડી હતી તે સઘલી તેણીને યાદેયાદ કહી સમજાવી. તે પાકદામનની ઓરતે તે જવાને જે કાંઇ કહયું તે સમજી લિધુ, પણ તે સમજીને તેણી ચુપજ રહી. પછી જ્યારે તેણીએ ખાકાનનું તે નામું વાંચ્યું અને એ આપઅખત્યાર ખાકાનની વાતો જાણી લિધી ત્યારે તેણીએ પોતાની દાનાઇ સાથે અક્કલને ભેલી તે ઉપર વિચાર કીધો અને તેનો શું જવાબ આપવો તે દિલમાં તૈયાર કીધો. ત્યારબાદ તેણી બોલી કે "મેં મારી અક્કલને બરોબર ઠેકાણે રાખી, તારૂં એ નામું વાંચ્યું છે. જેમ બીજા જેહાનના અનુભવી અને પેશવાઇ કરનારા પાદશાહો કરી ગયા હતા તેમજ ખાકાને પણ હાલે કરવા માંડયું છે. માટે તેનાથી હમારી આંખો હંમેશાં રોશન રેહેજો કારણકે તેણે એ રીતે હમારી તરફથી કીનો લિધો છે. આ જેહાન ખાકાન વગરની બનતી ના પણ તે હમેશાં પોતાના મોટાઇભર્યા તાજ સાથે ખુશનુદ રેહેજો. તેનું દિલ પણ ગમથી દુખી બનતું ના અને તેની જે કાંઇ આ જેહાન ઉપર ઉમેદ હોય તે તુટતી ના. હાલે હમો સર્વે એક બીજા સાથે ભેગા મલી આ નામું વાંચ્યે છીએ ત્યારે હમારી વચ્ચે જેઓ દાનાવો અને બુજોર્ગો છે તેઓ સર્વેનું

એવું મત છે કે, હાલે હમારૂ ખાનદાન તદન ગમમાં ગીરફતાર હોવાથી એ બાબદ ઉપર વિચાર ચલાવવાનો આ લાયક વખત નથી. પણ જ્યારે આવા એક સરદારનો સોગ પુરો થશે ત્યારે હમારીથી કાંઇ ખાકાનના હોકમની વિરૂધ જવાવાનું નથી. હવે હું પોતે પણ ઇરાન જઇ શકવાની નથી. એક પાક દામન ઓરતે (જલડીથી) ખાવીંદ કરવો ઘટે છે. તેથી જ્યારે હું માર્ગ કાપતી ત્યાં (તુરાનમાં) જડપથી આવી લાગશ ત્યારે હું તું અક્કલમંદ પાદશાહના કેહેવા મુજબજ કરશ. પણ જો હાલે સોગ વચે હું એવો ખુશાલીનો વિચાર કરૂં તો હું પવિત્રાઇથી કે અક્કલથી કામ કરતી હોય એમ લાગે નહી. એમ કીધાથી તો દાનાવો મને બેશરમ ગણે અને તું ખાકાન પણ મને નીતી વગરની ધારે. આ સોગના ચાર મહીના પસાર થતાંજ તું એક સ્વારને એ બાબદમાં મારી આગળ મોકલી આપજે. ત્યારે તારૂં જે કોઇ સાંભળવા જોગ કેહેણ હશે તે સઘલું હું તારા કાસદથી સમજી લેવશ અને પછી હું એક નામું લખી તેનો જવાબ વાલશ. તે જવાબ લેઇને મારો કોઈ રાહાબર તારી આગળ આવી લાગશે. માટે હાલે તો તું અત્રેથી ખુશાલી સાથે વિદાય થા અને મેં આપેલો આ પેગામ ખાકાનને જઇને સમજાવ." પછી તેણીએ તે જેહાનના અનુભવી કાસદને પુશકલ હદીઓ આપીને મર્વમાંથી વિદાય કીધો.

## ગોરદીહેએ એ બનાવ બાબે પોતાના નામદારો સાથે વિચાર ચલાવ્યો અને પછી તેણી મર્વમાંથી નાહાસી ગઇ તે વિષે.

ત્યારબાદ તે જવાન અને અક્કલમંદ ગુરદીહેએ નચિંતે પોતાના સલાહકારો સાથે બેસીને તેઓને કહયું કે, "હાલે દિલમાંથી હમેશ સુધી નહી વીસરાય એવી એક નવી વાત આવી છે. તે એકે પેલા જેહાનનાં પાદશાહ ખાકાને મને તરેહવાર વાતો કેહેવાડીને મારા હાથની માંગણી કીધી છે. જો કે તેનામાં કાંઈ એબ નથી પણ તે તુરાની લશકરનો બાહાદુર તેમજ ખુબ્જેર્ગી-ભર્યો પાદશાહ છે. કાલે જો મારો ભાઇ જીવતો હતે તો અત્રેની અંજુમન વચેથી મારૂં નામ ઉચારવાની કોઇ હીંમત કરતે નહી. પણ પેહેલવાન બેહરામ હાલે મને વગર બાપની કરી ગયો છે, જો કે મારા બાપને ગુજર્યાને તો બાર વર્ષ વહી ગયાં છે. જો કોઇ (તુરાની) એ બેહરામ પાસે મારા હાથની માંગણી કીધી હતે તો તેથી તે સરદારનું મગજ ઉશકેરાઈ જતે. હવે આ ખાકાન કાંઇ નાનું બચું નથી, પણ તે ઘણોજ જોરેમંદ અને શક્તિવાલો

પાદશાહ છે. તોપણ એક ઇરાની ઓરત અને તુરકી મરદ વચે એમ સગાઇ થવાથી વખત જતાં એ લગન અને સગાઈ ગમ અને દુખજ પેદા કરે છે. તમો જુઓની કે સીયાવક્ષ અફરાસીયાબ સાથે સગાઇ બાંધીને શું ફળ પાંમ્યો હતો? એમ કરીને તો તે જવાન કે જેના જેવો (ખુબસુરત) કોઇપણ જનમવા પાંમ્યો નથી તેણે પોતાનું માંથું ગુમાવ્યું હતું. વળી એવા પાદશાહથી જે બેટો નિપજે તેનાથી ઇરાન તેમજ તુરાનની ખરાબીનુંજ પરીણામ આવે. માટે હવે તમો એવું કરો કે આપણે એ તુરકીઓથી છુપાછુપ અત્રેથી ઇરાન નાહાસ્વા પાંમ્યે અને એ વાતનું સેવટ આવી જાય. મેં પણ ગરદુઇ ઉપર એક નામું લખ્યું છે અને અત્યાર આગમચનો મેં તેમાં મારો એ ગમ જણાવી દિધો છે; કે જેથી આપણી વાત પાદશાહ ખસરૂ આગળ કરે અને આપણી મુશકેલી અને ગમ શું છે તે તેને કહી સમજાવે. પરવરદેગારની મદદથી હવે તે એ વાત સમજશે અને મારી નરમાશભરી વાતો ઉપર ધ્યાન પુગાડશે."

ત્યારે સર્વેએ તેણીને કહયું કે, "તું જીવે ત્યાં સુધી ચીન તથા ઇરાનની જવાન બાનુઓની સરદાર ગણાજે. એક લોઢાંના પાહાડથી પણ તારા હોકમ વગર હીલચાલ થવાતી નથી. પેહેલવાનોને પોતાની મરદાનગી દેખાડતી વખતે તુંજ રેહેનુમાઇ કરે એવી છે. અકલમંદ શખ્સથી પણ તું વધારે ચાલાક છે અને દાનાવ વજીર કરતાં પણ વધારે હુશીયારી ધરાવે છે. હમે સઘલા તો તારા નોકરો છીએ. તેથી તુંનેજ હમુને હોકમ ફરમાવવો ઘટે છે. માટે હમે એ બાબદમાં પણ તારાજ વિચાર મુજબ ચાલીશું."

તેઓની એવી વાત સમજતાંજ તેણીએ લશકરને ભેગું કીધું અને તેઓને પગાર આપવાને માટે તેમને દરબારમાં લાવીને બેસાડયા. જેમ જેમ એ સઘલું લશકર ત્યાં આવતું ગયું તેમ તેણી તેની તપાસ લેતી ગઇ. પછી તેણીએ તેમાથી એક હજાર એકસોને સાઠ પેહેલવાનોને ચુંટી કાઢયા. તેઓ-માંનો દરેક લડાઇ વખતે કસાયલો સ્વાર હતો અને તે સામા લશકરના દસ દસ શખ્સો આગળથી નાહાસ્યા વગર ટકી રેહે એવો હતો. તેઓને પગાર આપ્યા બાદ તેણી પાછી પોતાની જગ્યાએ આવી અને તે લડાયક લશકરને કહયું કે, "જે કોઇ સ્વારે જીન અને પાવડા જોયલા હોય છે તે લડાઇની હારજીટ વચેથી નાહાસ્તો નથી. તેમજ તે માણસોના મુરડાંનો ઢગ જોઇને કે આસમાન ઉપરથી ડોકાંઓનો વરસાદ વરસ્તો જોઇને ડરતો નથી. માટે તમો પણ મારી સાથે આવતાં ડરીને તમારી લગામ પાછી ફેરવતા ના અને ગમે એવો દુશમનો ધસારો લાવે તેથી ડરતાં ના. હવે આપણે અત્રેથી ઇરા-

નમાં આપણા બાધુરોના શાહ આગળ જઈશું. તુરાનમાં તો આપણે હવે મદદગાર કે દોસ્ત વગરના બન્યા છીએ અને અત્રેના બુર્જોગોં વચે આપણે નબલા અને કમીના બન્યા છીએ. માટે હવે અંધારૂં થતાંજ અને આપણા દુશમનોના માથાં ઉંઘમાં ચકચુર બનતાંજ આપણને અત્રેથી નાહાસવું જોઇએ છે. તેથી અત્રેથી જતાં આપણી સામે ગમે એવું ચીનનું લશકર લડવા આવે તોપણ તમો દિલથી દલગીર થતા ના. કારણકે તુરાની સરદારો ભારી ગુરજો સાથે જરૂરજ આપણી પુઠ ધરશે એમા કાંઇજ શક નથી. માટે એવે વખતે તમો સર્વ તમારા જીવને તમારી હથેલીમાં ધરજો અને જો તે લશકર ધસી આવે તો તમો માર ખાવા સાથે તેઓને માર પણ મારજો. પણ જો તમારો એવો વિચાર થતો નહી હોય તો પછી તમારે અત્રેથી આગળ વધવાની કાંઈ જરૂર નથી."

ત્યારે તેઓએ તેને એગે અવાજે જવાબ દિધો કે, "હમે તો તારા નોકર છીએ માટે તારા હોકમ અને વિચારથી ફરશું નહી." એ રીતે તેઓ તેણીની સાથે મલતા થયા બાદ સઘલાઓ ત્યાંથી વિખેરાઈ ગયા અને ચીનાઓ સાથે લડવાની સર્વેએ તૈયારી કરવા માંડી. યલાનસીનેહ તથા સરદાર ઇજદ-ગુશસ્પ પોતાના નામદારો સાથે ઘોડા ઉપર સ્વાર થયા અને બોલવા લાગયા કે, "ચીનાઓની ઇચ્છા પાર પડે તેના કરતાં હમે નામદારી સાથે મરીએ એજ ભલું છે."

પછી તેઓ તુરતજ મેદાનમાં ચરતાં ઉટોના ટોલાં તરફ ગયા અને ત્યાંથી આગળ વધવાને ઉંટો હાંકી લાવ્યા. પછી એ ઉંટો વચેથી તેઓએ માલ લાદવાને માટે ત્રણ હજાર ઉંટો ચુંટી કાઢયાં. ત્યારબાદ રાતનું અંધારૂં થતાંજ એ નામદાર પેહેલવાનો હાથમાં ગુરજ પકડીને ત્યાંથી સ્વાર થયા. મોટી પદવીની ગુરદીહેએ પણ પોતાના ઘોડાને બખતર પેહેરાવ્યું અને પોતે પણ બખતર તથા લોઢાંની ટોપી પેહેરી અને હાથમાં તલવાર ધરીને તે લશકરને ત્યાંથી પવનવેગે આગળ હંકાર્યું અને પ્રકાસ્તા દિવસે તેમજ અંધારી રાતે કુચ કર્યા કીધી.

## ખાકાનને ગુરદીહેના નાહાસ્વાની ખબર થવાથી તેણે તબરકને લશકર આપી તેણીની પુઠે મોકલ્યો અને ગુરદીહેએ તબરકને મારી નાખ્યો તે વિષે.

ગુરદીહે સાથે જે લશકર હતું તેમાના કેટલાકો ત્યાંથી પાછા ફર્યા અને તેઓ ખાકાનને મદદ કરવાને તેની આગળ ગયા. ખાકાનના ભાઇએ ખાકાનને આવીને કહયું કે, "ઓ લડાયક નામદાર સરદાર! પેલા બાહુરઘરાનીઓનું લશકર તો ઇરાન તરફ જતું રહયું છે અને તેમાના કેટલાકો મારે શરણે આવ્યા છે તેઓના આવા કામથી તારી દરબારને જાવેદાન સુધીની નામોશી લાગી છે. જેથી તારૂં લશકર અને તારાજ મુલકના લોકો હવે તારી હસી કરશે."

આથી ખાકાને તેને કહયું કે, "તું જડપ કર અને અત્રેથી એક લશકર લેઇને જઇને જોઈ આવ કે એ નાહેલાં લશકરે કહી તરફનો રસ્તો લિધો છે? તું તેઓની આગળ જઇ લાગતાં ઘણો સખત થતો ના; પણ પેહેલાં મીઠાશથીજ વાતો કરજે. તેઓમાના કોઇપણ મારી રાહારીતી જાણતા નહીં હોવાથી તેમના દિલમાં મારે માટેની ધાસ્તી પેઠી છે અને તેથી તેઓ હાલે મારા દુશમન થયા છે. માટે તું તેઓની સાથે નરમાશથીજ વાતો કરજે અને બને તો તેઓને માનથી નવાજજે અને તેમના સરને મરદાનગીમાં ચઢતાં ગણજે. પણ જો તેઓમાથી કોઈ તારી સાથે લડાઇજ કરે તો તું પણ પાછલ હટીયા વગર તારી મરદાનગી દેખાડજે. તું મર્વમાંજ તેમની ઘોર બનાવી દેજે કે જેથી ત્યાંની જમીન (તેમના લોહીથી) જંગલી મરઘાની પાંખ જેવી બને."

આથી તે સપેહસાલાર છ હજાર નામીચા તુરકીઓ અને લડાયક સ્વારોના લશકર સાથે ત્યાંથી નિકલ્યો અને ચોડે દિવસે તે ઇરાની લશકર આગળ આવી લાગ્યો. જ્યારે તે સિંહ જેવાં દિલની ઓરતે એ લશકરને આવેલું જોયું ત્યારે તેણીએ તેમના સીપાઇઓની જરા પણ દરકાર કીધી નહી, પણ તેણી પવનવેગે પોતાના લશકર આગળથી ઉંટોની વંજાર આગળ ગઈ અને તે સઘલા સરસામનને લશકરની પુઠે કરી નાખ્યો. પછી તેણીએ ત્યાં આવીને લડવાની જગ્યા નક્કી કીધી તે ઓરત પોતાનાજ બાઇના હથીયાર સજ્યાં અને પછી જડપ ચાલના ઘોડા ઉપર સ્વાર થઈ. તે બંને લશકરે ત્યાં બરોબર હાર સમારી અને સર્વેએ પોતાના જીવોને હથેલી ઉપર ધર્યા.

તબરક કે જેને ખાકાને બુઢાં વરનો એલકાબ આપ્યો હતો તેણે લશ-કરની હરોલમાં આવી ઇરાનીઓને કહ્યું કે, "તમારા આ મોટા લશકર વચે પેલી પાક ઓરતનો જણાતી નથી (માટે તે કયાં છે)?" પણ ગુરદીહેએ ભારી બખતર પેહેરેલું હોવાથી અને તેણીએ એક લડાયકની માફક લડવાને કંમર બાંધેલી હોવાથી બાહુર તબરક તેણીને ઓલખી શકયો હતો નહી. તેથી તે પોતાના ઘોડાને તેણીનીજ આગળ દોડાવી લાવીને બોલ્યો કે, "પેલા માર્યા ગયલા પાદશાહ (બેહરામ)ની બેહેન આ લશકર વચે મને કયાં મલશે? કારણકે મારે તેણીને કેટલીક નવી તેમજ જુની વાતો કેહેવાની છે."

ત્યારે ગુરદીહેએ તેને જવાબ દિધો કે "તેની બેહેન તો હું પોતેજ છું અને તેણી હાલે સિંહને પણ ફાડી ખાય એવા ઘોડા ઉપર સ્વાર થયલી છે." જ્યારે તબરકે તેણીને એક લડાયક ઘોડા ઉપર જોરમંદ સિંહની માફક બેઠેલી જોઇ અને તેણીનો એવો અવાજ સમજ્યો ત્યારે તે અજબ થતો તેણીને કહેવા લાગ્યો કે, "ચીનના ખાકાને પોતાની આ પાદશાહીમાંથી તુંનેજ (ઓરત દાખલ) પસંદ કીધી છે કે જેથી તું તેની આગળ પેલા નામીચા અને સિંહ જેવા સરદાર બેહરામની યાદગારી તરીકે જળવાઇ રેહે. એમ કરવાનું કારણ તેણે તુંને એ કેહેવાડયું છે કે, જો તું તેની એ વાત કબુલ કરે તો તે ખાકાન બેહરામે તેની સાથે જે ભલાઇઓ કીધી છે તેનો તુંને બદલો વાલી આપે. પણ હાલે તેણે મને ફરમાવ્યું છે કે, તું અત્રેથી ઉટાવલે જઇને ગુરદીહેને કેહે કે, જો એ કેહન તુંને પસંદ પડયું નહી હોય તો તારે હવે એમજ સમજવું કે મેં એવું કેહેન કોઈપણ ઓરતને કેહેવાડયુંજ નથી. કારણકે હવે હું પણ એ વાત માડી વાલવા માંગુ છું. માટે તારી ધણી કરવાની મરજી નહી હોય તો ના કર. પણ તેથી તારે અત્રેથી એમ ચાલી જવું જોઈતું નથી. માટે હજી પણ તું તેનું એ કહયું માન અને જો તુંને એ કેહેન પસંદ નહી હોય તોજ તું તેની સામે એમ બલવો કર. જે શખ્સે બેહરામને આવી રીતે રાખ્યો તેની સાથે તારે તો રીતથી વાત કરવી ઘટે છે."

ત્યારે ગુરદીહેએ તેને જવાબ દિધો કે, "આપણે આ લડાઇની જગ્યા-એથી અને આ બંધે લશકરો વચેથી બાજુએ જઇએ અને તેં મને જે વાત કહી છે તેનો જવાબ હું તુંને ત્યાં (ખાંનગીમાં) કહી સમજાવશ અને મારા મુબા-રક વિચારો જણાવી દેવશ." આથી તબરક પણ તે બાહુર નામદાર લશકરની હરોલમાંથી તે જ્યાં ગઇ ત્યાં સાથે ગયો. જેવો તે યુકિતબાજ ઓરતે તેને એકલો જોયો તેવુંજ તેણીએ પોતાના તીરોની કોઠલીનું મોહું ખોલ્યું અને બોલી કે,

"તેં બેહરામને તો (લડતો) જોયોજ હશે અને તેની સ્વારી કરવાની તેમજ લડવાની રીતો તુંને પસંદ પડી હશે. હું પણ તેનાજ માતાપીતા કે જેઓ હાલે ગુજર પાંમ્યાં છે તેઓનીજ બેટી છું. તેથી હું હાલે તુંને આ લડાઇમાં જરા અજમાવી જોવા માંગુ છું. તેથી (જો તું છુટે તો) તું જેને મારા ધણી તરીકે પસંદ કરે અને હું જેને લાયકની જણાઉ તે સાર પછીજ તું મને કહેજે."

એટલું કહી તેણીએ પોતાના ઘોડાને ઉશકેરીને દોડાવ્યો. ઇજદગુશસપે પણ પોતાનો ઘોડો તેણીની પુઠે દોડાવી મુકયો અને દોડતો આવી તેણે તબરકની કંમર ઉપર નેજાનો એક ફટકો લગાવ્યો જે ફટકાથી તે નેજો તેનું બખતર વિંધીને અંદર દાખલ થયો. તુરતજ તબરક જીન ઉપરથી ઉંધે મસતક નિચે તુટી પડયો અને તેના બખતરમાંથી લોહીની નદી વેહેવા લાગી. પછી ચલાનસીનેહે પોતાના નાંમીચા લશકર સાથે લડાઇના મેદાનમાં ઘોડાને જોકાવ્યો અને તે તમામ ચીનાઇ લશકરનો નાસ કરવા માંડયો. આથી ત્યાં ઘણાઓ માર્યા ગયા અને ઘણાઓ ઘાહેલ બન્યા. એ ચીનાઇ લશકરને તે એ રીતે મારતો મારતો બે ફરસંગ સુધી પુઠે ગયો. જેથી તેઓમાના ઘણાજ થોડાઓ પોતાના ઘોડા ઉપર ટકી રહયા. તે તમામ મેદાન લોહીની નદી જેવું બન્યું અને ત્યાં કોઇ ડોકાં વગરના તો કોઈ ઉંધે મસતક પડેલા જણાયા.

## ગુરદાફેરીએ અરદશીર ઉપર નામું લખ્યું તે વિષે.

હવે તેઓએ એવી રીતે ફતેહમંદ નિવડતાંજ ઇરાનના બાધુરોના તે પાદશાહ આગળ જવાને આગળ વધવા માંડયુ. તેણીએ આમુઇમાં આવી લાગતાંજ ત્યાં ઉતારો કીધો અને કેટલોક વખત ત્યાંજ ઠોભી અને ત્યાં તેણીના દિલમાં ઇનસાફભર્યા વિચારોનો વધારો થયો. પછી તેણે દુખી દિલે પોતાના ભાઇ ઉપર એક નામું લખી તેને એ દરેક રીતના કાંમોથી વાકેફ કીધો. તેમાં તેણીએ લખ્યું કે, "પેહલવાન બેહરામ પોતાના ભાઇ માટેનો ગમ કરીને દુઃખી દિલે ગુજર પાંમ્યો હતો. તે તુંને તેમજ મને મોટો વારસો આપી ગયો છે; જેથી તેનું રવાન આપણે માટે નચિંત બન્યુ છે. વળી પોતા તરફની કેટલીક શિખામણો સમજી લેઇ તેણે મને (આપણા) પાદશાહને તે સઘલું કેહેવા કહયું છે. પેલા (ખાકાનના) સઘલા નામદારો અને લડાયકોથી બનેલાં એક મોટા લશકરે હમારી પુઠ ધરી હતી, પણ મેં તેઓને એ લડાઇમાંથી એવી હાલતે પાછા ફેરવ્યા છે કે હવે પછી તેઓ કદિપણ લડાઈ કરવા કે મજાહ ભોગવવા માંગશેજ નહી. મારી સાથે પણ આપણા ઘણાક નામીચા.

સરદારો હોવાથી તેઓએ મને કાંઇપણ નુકસાંન પુગવા દિધું નથી. હાવે હું તારા જવાબની રાહ જોતી માર્ગમાં ઉભી છું અને મારા મુબારક નસીબને જોરે એ જવાબ હું સારોજ મેલવવા ચાહું છું."

## ખસરૂએ બન્દુઇને મારી નખાવ્યો તે વિષે.

હવે લડાયક બેહરામનું વચમાંથી કાટલું નિકળી જવા પછી ખસરૂ વધારે નચિંત રેહેવા લાગ્યો. તેણે પોતાના બુજોર્ગો વચેથી કોઇને પણ હવે પોતા તરફ કીનો ધરાવતા જોયા નહી કે જે તેને લડાઇમાં ઉતારે. એક દિવસે તેણે પોતાના પાકીજેહ વજીરને કહયું કે, "હું મારો વિચાર કયાં સુધી તારીથી છુપાવી રાખું? મારા બાપને મારી નાખનાર મારો સગો દર પળે મારી આગળ ફરતો ફરે છે તેને જોઇને મારો રોશન જીવ લોહીથી ઉકલી રહે છે તો આ પાદશાહી હું કેવી રીતે ભોગવી શકશ?"

પછી તેની આગળ ખાણું તથા દારૂ હાજર કરવામાં આવ્યો. ખાણું ખાધા પછી તુરતજ તેણે બન્દુઇને કેદ કરાવ્યો. ત્યારબાદ તેણે પોતાના સલ્લાહાકારોને કહયું કે, "તમો હમણાને હમણાજ એના શરીર ઉપરથી હાથ પગ કાપી કાઢો કે જેથી તે હાથ વગરનો બન્યાથી હવે પછી કોઈ પાદશાહનું ખુન કરવાની કંમર બાંધે નહી." આથી તેઓએ તેના હાથ પગ કાપી નાખ્યા જેથી તે તુરતજ મરણ પાંમ્યો અને તેણે લોહી વચે પોતાનો જીવ ખસરૂને સોંપ્યો. ૧

ત્યાર પછી ખસરૂએ એક શખ્સને કેટલીક વાતો કહી ખોરાશાન તરફ મોકલી આપ્યો અને તેને ફરમાવ્યું કે, "તું કોઇની પણ આગળ આ વાત કેહેવાને જબાન ખોલતો ના. અત્રેથી તું પેલા મરઝબાન ગસતહમની દરબાર તરફ જા અને તે ગસતહમને કેહે કે, 'મારૂં નામું વાંચતાંનેવાર તું અત્રે જરા પણ ઠોભ્યા વગર મારી તરફ નિકળી આવ.'" આથી તે કાસદ ખોરાશાન જઈ પુગ્યો અને તે નચિંત શખ્સ (ગસતહમ) ની દરગાહમાં આવી લાગતાંજ તેણે તેને તે જવાન તેમજ લોહી રેડનારા શાહ પરવીજનો જે કાંઇ હોકમ હતો તે કહી સમજાવ્યો.

---

૧ રોલીનસનના જણાવ્યા મુજબ ખસરૂએ એ બન્દુઈને તાઈગ્રીસ નદીમાં ડુબાદીને મારી નાખ્યો હતો.

## ગસતહમે ખસરૂ આગળથી નાહાસી જઇને ગુરદીહે સાથે લગન કીધાં તે વિષે.

હવે ખસરૂની એવી વાત સમજતાંજ ગસતહમે પોતાના વિખેરાઇ ગયલાં લશકરને પાછું બોલાવી ત્યાંથી આગળ હંકાર્યું અને સારી તથા આમુલને માર્ગે બુજ્જોર્ગોના મુલક ગુરગાનમાં આવી લાગ્યો. પણ ત્યાં તેને ઇરાનનો શાહ તેના ઉપર ગુસ્સે થવાની અને તેના નાના ભાઇ બન્દુઇને ઓચિંતો મારી નખાવ્યાની ખબર થવાથી તેણે એ ખબર સમજી ગુસ્સાથી પોતાના આંગળાં કરડયાં અને ઘોડા ઉપર બેઠેલો તુરત નિચે ઉતરી પડયો અને પોતાના પેહેલવાની પોશાકને તમામ ફાડી કાઢીને રડતાં રડતાં મોઢે માથે ધુલ ભરી. હવે તે પાંમી ગયો કે, તેને પણ એ જેહાનનો પાદશાહ પોતાના બાપના કીનામાં મારી નખાવાજ માંગે છે.

આથી તે ત્યાંથી રૂડન કરતો પાછો ફર્યો. તું કેહેશે કે જાણે તે પવનનોજ સાથી બન્યો. પછી તેણે પોતાના વિખેરાઈ ગયલાં લશકરને પાછું એકઠું કીધું અને ત્યાંથી નારવાનના જંગલ તરફ નિકળી ગયો. આમુલના પાહાડ તરફ આવી લાગતાંજ તેણે પોતાના લશકરને ત્યાંનાં જંગલમાં ઉતાર્યું. ત્યાંથી તેણે ચોબાજુએથી હુમલા કરી ( પાદશાહ ઉપર ) પોતાનો કીનો લેવા માંડયો. જ્યાં જ્યાં તેને નાની લડાઈઓ કરવી પડતી ત્યાંથી પાદશાહના માણસો આવાની લાલચે તેના ગોલામ બનવા લાગ્યા. પછી જ્યાં પાદશાહની લશકરગાહ હતી અને જે જગ્યાથી ગસતહમ વાકેફ હતો ત્યાં તે પોતાના લશકર સાથે ઓચિંતો ઉતરી પડયો અને તે તમામ લશકરનો નાશ કીધો. ૧

હવે બીજી તરફથી ગરદુઈ પાદશાહ આગળ આવી લાગ્યો અને તેણે પોતાની બેહેન અને તેના લશકર ઉપર શું શું વિટયું અને તેણીએ ખાકાનના જાગીરદારોના કેવા હાલ કીધા અને મર્વમાં તેઓને કેવી હાર આપી તે સઘલું તેને કહી સમજાવ્યું. વળી ગસતહમને પણ પેહેલવાન બેહરામના માર્યા જવાની અને એક મોટાં લશકર સાથે ગુરદીહેના ખાકાન આગળથી નાહસી જવાની તથા તેણી ઉપર કીનો લેવા ખાકાનના લશકરે તેની પુઠ ધર્યાની તથા ગુરદીહેએ તે ચીનના નામદારોના બુરા હાલ કર્યાની ખબર મલી.

---

૧ રોલીનસન જણાવે છે કે ગસતહમને પાદશાહના એ કાવત્રાંની ખબર થતાંજ તેણે પાદશાહ સામે બલવો જગાડયો હતો અને પોતાને ઉતરના મુલકનો આપઅખત્યાર પાદશાહ જાહેર કીધો હતો. ત્યાં તે સારી સત્તા પાંમ્યો હતો અને સરહદના સરદારોની મદદથી પોતાના રાજ્યનો વિસ્તાર વધારી મુક્યો હતો.

આથી ગસતહમે તેણીને જઇ મળવાને ખાતર ત્યાંથી પોતાના લશકરને ઘોડા ઉપર સ્વાર થવા ફરમાવ્યું અને તે જંગલમાંથી એ લશકરને પવનવેગે આગળ હંકાર્યું. એ વાતની ખબર ગુરદીહેને થવાથી તેણી પણ પોતાના સ્વારો અને નામદારો સાથે તેની સામે જવાને આગળ વધી. જ્યારે ગસતહમે એ લશકરને માર્ગમાંથી આવતું જોયું ત્યારે તેણે પોતાના લશકર વચેથી આગળ વધવાને પોતાના ઘોડાને ઉશકેરીને દોડાવ્યો. તે ગુરદીહેની આગળ બેહરામ માટે દીલશોજી દેખાડતો દુખી દીલે આવ્યો. તેણે તેણીને બન્દુઇની દુખભરી વાત પણ કહી સમજાવી અને પછી પોતાના કપડાંના છેડાથી આંખમાના આંસુઓ લુછ્યાં

વળી તેને ત્યાં યલાનસીનેહ તથા આદરગુશસ્પ સાથે પણ મુલાકાત થઇ. તેઓને દુરથીજ જોતાં તે પોતાના ઘોડા ઉપરથી રડતો રડતો ઉતરી પડયો અને તેઓની આગળ આવી કેહેવા લાગ્યો કે, "મારા ભાઇ બન્દુઇને તે પાદશાહે મારી નખાવ્યો છે અને તેની જીંદગીનો અંત આણ્યો છે. તું કેહેશે કે, જાણે તે મારી બેહેનનો દીકરો હતોજ નહી. તેણે મારી બેહનની પણ મુરવત રાખ્યા વગર તેનું ખુન કરાવ્યું અને તેના રવાનને પોતાના પગ આગળ રખડતું કરાવ્યું. એ રીતે જ્યારે તે દુર થયો ત્યારે હવે તેને મારૂં દુખ લાગ્યું છે. તેણે પોતાના ખવાશ મુજબ પેહેલાં તેના હાથ પગ કપાવી નાખ્યા (જેથી તે માર્યો ગયો છે.) હવે તમો તેનાથી શું ઉમેદ રખો છો? કારણકે એ થુવડના ઝાડ ઉપર કાંઇ ફળ થવાના નથી. તે તો તમારા હાલ બન્દુઇથી પણ બદતર કરશે અને તમારાં ગોસ્તની બોટી બોટી કરાવી શેહરમાં પઠરાવી દેશે. યલાનસીનેહને તો દુરથીજ જોતાં તેના ઉપર ગુસ્સે બનશે અને તેના ઉપર નવેસરથી કીનો લેવા ચાહાશે. કારણકે યલાનસીનેહતો બેહરામનો સરદાર ગણાતો હતો અને તેં જેહાનમાં તેનાજ ઉપર ઉમેદ રાખી હતી. જે કોઇ ખસરૂને ઓલખે છે તેઓ તેના આગળ જવાથી અટકવુંજ દરૂસ્ત ધારે છે, નહી તો તેના ગળાંમાં ધારદાર ખંજર ભોકવુંજ દરૂસ્ત ધારે છે માટે જો તમો પણ મારી સાથે અત્રેજ થોભી જશો તો આપણે સાથે મળી તેને માટે થોડો ઘણો વિચાર કર્યે."

તેઓએ પણ તેની એ શિખામણ સમજી કબુલ રાખી અને નુકસાંનને માર્ગેથી દુર રેહેવા ચાહયું. પછી ગસતહમે સેતાબી સાથે ગુરદીહેની સાથે વાત કરવા માંડી અને ત્યાં તેણે બેહરામના કામોને યાદ કીધા. તેની એ વાત સમજી ગુરદીહે સુસ્ત બની અને તેણીના દીલમાં સખત વિચારો ઉભરાવા

લાગ્યા. હવે તેઓ પણ ગસતહમની સાથેજ વસવા લાગ્યાથી તે ગસતહમના ગમગીન વિચારોએ પ્રકાશ પકડવા માંડયો. તેથી તેણે યલાનસીનેહને કહ્યું કે, "એ ઓરત પરણવા માટેની કાંઇજ વાત કરતી નથી તેથી તેણીની આબરૂને નુકસાંન પુગે છે." ત્યારે યલાનસીનેહે તેને જવાબ દિધો કે, "હું એ બાબે તેણીની સાથે લંબાનથી વાત કરી તેણીના દીલના વિચારો જાણી લેવશ."

પછી યલાનસીનેહે ગુરદીહેને કહ્યું કે, "મેં તુંને આ જેહાનમાં એક ઓરત તરીકે ઘણી દાનાવ જોઇ છે. તેં ખાકાનની (ઓરત થવા) થી દુરી પકડી તે તુંને છાજતું હતું; કારણકે તેં તેમાં બાધુરોને છાજતી રીતનો વિચાર પસંદ કીધો હતો. પણ હવે પાદશાહના મામા આ ગસતહમ માટે તારો શું વિચાર છે? કારણકે તે તવંગર છે તેમ એક સપેહસાલાર અને લશકરનો વડો પણ છે."

. ત્યારે તેણીએ જવાબ દિધો કે, "જો મારો ખાવંદ કોઇ ઇરાની બને તો તેનાથી ઉપજેલી હમારી તોખમનો નાશ થતો પણ અટકશે." આથી યલાનસીનેહે ગુરદીહેના લગન પાદશાહી ખાનદાનના બાધુર પેહેલવાન સાથે કીધાં.[1] તેથી હવે ગસતહમ તેણીને એક તાંજા સેબફળની માફક જાળવવા લાગ્યો કે જેથી તેણી ચઢતીમાંથી પડતી જોવા પાંમે નહી. હવે ખસરૂનું લશકર પણ ખસરૂને તજી ગસતહમ આગળ આવવા લાગ્યાથી તેનો જુનો વખત નવેસરથી તાજો બનવા લાગ્યો. જ્યાં જ્યાં તે પાદશાહી લશકરની હાર થતી જોતો ત્યાંથી તેમાના પેહેલવાનોને તે પોતાની પનાહા હેઠેલ લેવા લાગ્યો. એ રીતે એ બનાવને પણ એક લાંબો વખત વહી ગયો. જેથી પાદશાહ ખસરૂનું દિલ હવે ગસતહમ માટે દુખી રેહેવા લાગ્યું.

## ખસરૂએ ગસતહમને માટે ગરદુઈની સાથે વિચાર ચલાવ્યો અને ગરદુઇની યુકિતથી ગસતહમ ગુરદીહેને હાથે માર્યો ગયો તે વિષે.

એક દીવસે પાદશાહ ગરદુઈ સાથે ગુસ્સે થઇને બોલ્યો કે, "હવે તો એ ગસતહમ તારી ગુરદીહેનો ધણી થઈ બેઠો છે. વળી આપણું મોટું લશકર પણ તેની તરફેનમાં જઈ ભરાયું છે. મને લાગે છે કે હાલે તે તેઓ સાથે વિચાર પણ ચલાવતો હશે. વળી હાલે આમુલથી આપણા જાશુસોમાંનો

---

૧ ગુરદીહે ગસતહમની ઓરત બની હતી એમ તબરીથી પણ સીધ્ધ થાય છે.

એક અત્રે આવી લાગ્યાથી જે કાંઈ છુપ્યું હતું તે પણ તેનાથી ખુલ્લું થયું છે. તે કહે છે કે, 'ત્યાં એવી રીતે વાદલ ઘેરાયું છે કે સઘલા પેહેલવાનોની આંખો ( મારી તરફ ) ગુસ્સા ભરી બની છે.' "

પછી જ્યારે ત્યાં બતી સલગાવામાં આવી અને દારૂ લાવી હાજર કરવામાં આવ્યો અને દરબારમાંથી પારકાઓએ રૂખશદ લિધી ત્યારે ત્યાં ગરદુઈ તેમજ ખસરૂ બંધે સાથે બેઠા અને પછી ખસરૂએ એ બાબે થોડી ઘણી વાતો કરવા માંડી. તે બોલ્યો કે, "મેં તેની સામે અત્રેથી એક મોટું લશકર તેના ઉપર કીનો લેવાને મોકલી આપ્યું હતું પણ તે સઘલું લશકર માર ખાઇને તથા હારીને અત્રે પાછું ફર્યું છે અને અત્રે આવી રૂડન તથા હાય અફ્શોસ કરે છે. માટે જો હવે એ બાબદમાં આપણા વિચાર એકમલતા હશે તો તેવા વિચારથી આ મારૂં તાજ અને તખત પણ સચવાયલું રેહેશે. તે એકે જ્યારથી બેહરામ ચોબીને પોતાનો માર્ગ ભુલી બલવો જગાડયો ત્યારથી ગુરદીહે તેની ખેરખાહી કરતી રેહેતી હતી. તેથી હાલે હું તુંને એક ઉપાય સુચવવા માંગું છું પણ એ વાત તું અંજુમનના કોઇપણ સરદાર આગળ કેહેતો ના. તે એકે તું ( તારી બેહેન ) ગુરદીહે ઉપર બાગે બેહેસ્તની દારૂની નદી જેવું એક નામું લખ કે, જો તું પાદશાહ સાથે સુલેહ કરવા ચાહાતી હોય તો તું જ્યાં પણ હોય ત્યાંથી તેના દરેક કામમાં તેને મદદ કર. જો કે લાંબો વખત વહી જવા છતાં હમોએ હમારા દિલના ભરમની વાત કોઇપણ આગળ કીધી નથી. પણ હાલે તારી આગળ તે વાત કેહેવાનો વખત આવ્યો છે, જેમાં ગરદુઈ પણ મારાં શરીરનો એક ભાગ હોય તેમ ભાગ લેછે. માટે સંભાળથી એવી યુક્તિ કર કે જેથી આપણી વચેનો પેલો કદરૂપો કજીયો દુર થાય. તે ( યુક્તિ ) એ કે જો તું ગસતહમને પથર નિચે દટાયલો બનાવશે તો તેથી તું મારા દિલને તેમજ મારા મેહેલને તારે હાથ મેલવી શકશે. તું એમ કરશે તોજ તારી ખેરખાહી ઇચ્છિનારૂં તમામ લશકર મારી મારી મેલવી શકશે અને પછી તેઓને કેડે પણ હલકું પડવું પડશે નહી. તું જેઓને મુલક અપાવવા માગતી હશે તેઓને હું મુલક બક્ષેશ કરશ કે જેથી તે ત્યાં જઇને સરદારી ભોગવી શકે. વળી મારા સુનેરી મેહેલમાં તારા આવી વસ્તાંજ આપણી વચેના કીનાનો પણ અંત આવશે તું કેહે તો હું તેને માટે સોગંદ લેઉ અને તેમ કરી આ મારી શિખામણોમાં વધારો કરૂં."

ત્યારે ગરદુઇ બોલ્યો કે, "તું અમર્ગ રેહેજે અને આસમાન ઉપરના શુક્ર સેતારા માફક પ્રકાસ્તો રેહેજે. તું સારી રીતે જાણે છે કે, આબાદ જમીન ઉપર હું તો તારા બેશી યા ફરજંદની માફક વર્તું છું. તે એટલે સુધી

કે ગમે એવી કીંમતી અને પ્યારી ચિજને ખાતર પણ હું તારાં માથાંને વેચું નહી. મારી એ બેહેન આગળ હું કોઇને મોકલી આપીને તેણીના ગમગીન વિચારોને પાછા ખુશ બનાવશ. પણ મારી ખાહેશ એ છે કે તું પણ તેના ઉપર પાદશાહી મોહર સાથનુંજ અને ચંદ્ર માફક પ્રકાશ્તા ખતોવાલું એક નામું મોકલી આપે. એ નામું આપી હું મારી પોતાની ઓરતનેજ મારી બેહેન આગળ મોકલવા માંગું છું અને તે બુરા વિચારના ગસતહમને એ રીતે દુર કરાવવા ચાહું છું. કારણકે એ કામ એ અક્કલમંદ તેમજ વફાદાર ઓરત સિવાય બીજા કોઈનું નથી. વળી એ ઉપર કેટલોક વિચાર ચલાવ્યા બાદ હું મારી બેહેન ઉપર એ તારો પેગામ મોકલી આપશ કે જેથી તારૂં એ કામ તારી ખાહેશ મુજબ જલદી પાર પડે અને તેમાં જરા પણ ફેર પડે નહી."

તેની એવી વાત સમજીને ખસરૂ ખુશ બન્યો અને તેના દીલમાંની તમામ ફીકરો પવનની માફક પીગલી ગઈ. તેથી તેણે તુરતજ પોતાના ખજાનચીનને કલમ તથા કસ્તુરીની સાહી લાવવા ફરમાવ્યું અને પછી ઘણાએક વચણો, બંધોબસ્તો સોગંદો તથા તરેહવાર શિખામણોથી ભરપુર ગોલાબોથી ભરેલા બાગના જેવું એક નામું લખાવ્યું. એ નામું લખાઇને સુકાયા બાદ તેણે તેના ઉપર પોતાની કસ્તુરીની એક મોહર મારી.

વળી ગરદુઇએ પણ તેણી ઉપર ઘણીક શિખામણો અને બીજી બાબદોથી ભરપુર એક નામું લખ્યું. તેણે એ નામાની સરૂવાતમાં લખ્યું કે, "બેહરામે જે કાંઈ કામો કીધાં છે તેથી આપણા વતણને તેમજ આપણા ખાનદાનને બદનામી મલી છે. પણ હવે પરવરદેગાર તેને માફી બક્ષજો. કદાચને તે પણ એ બાબે પશેમાન બન્યોજ હશે. જેનો જીવ અક્કલ ધરાવતો નહી હોય તે પોતાના કામોનો અંદાજો પણ સમજી શકતો નથી. જો કે એતો હવે ગુજરી ગયો છે અને આપણુને પણ તે જેહાનના પરવરદેગારે બક્ષેલું ભોગવાને તેનીજ પુઠે જવાનું છે. મારી ઓરત આ નામું લેઇ તારી આગળ આવી છે જે તારા દલગીર જીવને ખુશ કરશે. પણ તેણી જે તુંને કેહે તેથી જરા પણ ઉલટી તું ચાલતી ના. જો તેમ ઉલટી ચાલશે તો તારો ચેહેરો પણ નસીબ સંજોગે હમેસનો ફીકકો રેહેશે."

પછી તેણે તેમાં ખસરૂનો પણ કાગજ મુકયો અને એ નામાં આસપાસ રેસમી કપડું વીટાલી લિધું. ત્યારબાદ તે ઉપાય કરનારી ગરદુઇની ઓરતે એ નામું પોતાના હવાલામાં લિધું અને એ આપઅખત્યાર શખ્સની સઘલી વાતો સમજી લિધી. પછી તેણીએ નારવાનના જંગલ તરફ જવાને પોતાનો

ઘોડો દોડાવી મુકયો અને એ કાસદ ઓરત ગુરદીહે આગળ આવી લાગી. તેણીને જોઇ ગુરદીહે ખુશનુમાં બાગ માફક ખીલી રહી અને તેણીનો ચેહેરો ગોલાબી રંગનો બન્યો. તેઓ વચે બેહરામ માટે કેટલીક વાતો ચાલી અને તેઓએ આંખોમાંથી આંસુ પાડયા પછી તેણીએ તેને ખાનગી રીતે પોતાના ધણીનું તથા પાદશાહનું નામું આપી તેણીને માર્ગ સુચવવા માંડયો.

જ્યારે તે સિંહ જેવી ઓરતે પાદશાહનું નામું જોયું ત્યારે તું કેહેશે કે જાણે તેણીને આ જમીન ઉપર ચંદ્ર ઉતરી આવેલો દેખાયો. તેથી તેણી હસીને બોલી કે, "એ વાતથી મારા પાંચ સાથીઓ પણ હવે દુખી થશે નહી. પછી તેણીએ પોતાના પાંચે સાથીઓને પોતાની આગળ બોલાવી મંગાવીને તેઓની આગળ તે પાદશાહનું નામું વાંચી સમજાવ્યું પણ પોતાની નામદારી ભરેલી અંજુમનથી તો એ વાત છુપીજ રાખી. તેથી તેણીએ બોલવા માટે હોટ ખોલવા આગમચ પોતાના હાથસે તેઓના હાથ મેલવીને તેમની પાસેથી વચણ લિધાં. જ્યારે રોશણી ગુમ થઇ અંધારી રાત પડી ત્યારે તેણીએ પોતાના ધણીના હોટ ઉપર ઓચીંતા હાથ નાખ્યા અને તેને ગુંગલાવા માંડયો. પેલા શખ્સો પણ એ નામદારના બીછાણા આગળ તેણીની મદદે દોડી આવ્યા. તેઓએ તેને એવોતો મજબુટ ગુંગલાવ્યો કે આખરે તેની બોલવાની વાચા ગુમ થઇ અને તે પેહેલવાન રાતો અને રોશણીવાલા દિવસો બીજાઓને માટે રાખીને અંધારાં વચે મરણ પાંમ્યો.[૧]

આવાં કામથી શેહરમાં સઘલે પોકારો અને ફર્યાદો ઉઠી રહી અને મોહલે મોહલે લોકોએ આગ લગાડવા માંડી. જ્યારે એ નાપાક ઓરતે ફર્યાદના પોકારો સમજ્યા ત્યારે તેણીએ પોતાના શરીર ઉપર રૂમી બખતર પેહેર્યું અને રાતો રાત સઘલા ઇરાનીઓને બોલાવી મંગાવી તેમની આગળ ગસતહમને મારી નાખયાની સઘલી વાતો કહી સમજાવી અને પાદશાહ ખસરૂનું નામું તેઓને દેખાડયું અને એ રીતે તેઓના ગુસ્સાની સામે બાધુરીને ઉશકેરી મુકી. આથી તે તમામ નામદારોએ તેની તારીફ કીધી અને તેઓએ એ નામા ઉપર જવેહરાતનો નેશાર કીધો.

---

૧ ગસતહમને મારી નાખવામાં ખસરૂએ બેહરામની બેહેન ગુરદેહેનીજ મદદ લિધી હતી એમ રોલીનસન પણ લખે છે.

## ગુરદીહેએ ખસરૂ ઉપર નામું લખ્યું અને ખસરૂએ તેણીને પોતાની આગળ બોલાવી મંગાવી તેણી સાથે શાહદી કીધી તે વિષે.

પછી તે નાપાક ઓરતે સાહી અને કલમ મંગાવી અને નચીંતે પોતાના સલાહકારો સાથે બેસી તે પાદશાહ ઉપર એક નામું લખાવ્યું અને તેમા ખેરખાહો અને બદખાહોની સઘલી વાતો લખાવી. એ નામાની સરૂવાતમાં તેણીએ પેહેલી તે દિલમાંથી કીનાને કાઢી નાખનાર પાદશાહની તારીફ કીધી. પછી લખ્યું કે, "તું પાદશાહે મને જે કામ ફરમાવ્યું હતું તે તારી ખેરખાહી ઇચ્છતાં દિલની ઇચ્છા મુજબ મેં પાર પાડયું છે. તું જોરમંદ અને જેહાનના પાદશાહના નસીબે હાલે પેલું ભારી લશકર વિખેરાઇ ગયું છે. હવે તારી ગોલામડીએ જ્યારે ગોલામી કડી કાનમાં પેહેરી છે તો હવે પછીનો જે કાંઈ તારો હોકમ હોય તે મને ફરમાવજે."

એ નામું ખસરૂને મલતાજ તેને એ ઓરત માટે નવેસરથી ખુશાલી પુગી. પછી તેણે એક ફાડી ખાનારા સિંહ જેવો તથા બુલંદ નસીબનો અને રોશન રવાનનો એક એલચીને બોલાવી મંગાવ્યો અને ચીનના ચીતારાની અરઝંગ[1] ચોપડી માફકનું એક નામું લખાવ્યું. એ નામામાં તેણે તેણીની ઘણીજ તારીફ કીધી અને તે મોટી પડવીની ઓરતને પોતાની દરબારમાં આવવાનું ઇજન કીધું અને તેણીને એ નામામાં માહાતાબના તાજનો એલકાબ આપ્યો. એ નામું લેઇ તે એલચી વંટોલ્યાની જડપે એ ઓરત આગળ આવી લાગ્યો અને તેણીને ખસરૂનો સંધેશો પુગાડયો. પાદશાહનું તે નામું જોઇને એ સિંહ જેવી ઓરત વસંતના ગોલાબ માફક ખીલી રહી. પછી તેણીએ લશકરને પોતાની આગળ બોલાવી મંગાવ્યું અને તેઓનો પગાર ચુકવી આપ્યો. ત્યારબાદ રોશન રોજ ઉગતાંજ તેણીએ અસબાબ લદાવ્યો.

જ્યારે તેણી એ પાદશાહના શેહરમાં આવી લાગી ત્યારે તેણીને લેવા જવા માટે પાદશાહી લશકર માર્ગમાં સામું ગયું. માર્ગમાંથી તેણી હવે તેની દરગાહ આગળ આવી લાગતાંજ તેણીને માટે દરબાર ખુલ્લી મુકાઇ અને

---

૧ "અરઝંગ" એ ધર્મઠગ માની ચીતારાના ચીતારોની ચોપડીનું નામ છે. એ ચીતારો પોતાની એ ચોપડી પોતાના ચેલાઓને દેખાડી તેમને એવું કેહેતો કે, ફરેસ્તાઓએ તેને એ કામ કરવાનું સોંપ્યું હતું. કારણકે ચીતારા તરીકે એ માની ઘણોજ હુનરમંદ ચીતારો ગણાતો હતો.

તેણીએ એ તાજદાર પાદશાહનું દિલ પોતાની તરફ ખાલેશ જોયું. પછી તેણીએ તેને નેશાર કરવાને પુશકલ ચિજો હાજર કીધી તેમજ પોતાની સાથે જે કોઇ સરદારો હતા તેઓને પણ પાદશાહ આગળ રજુ કીધા. તેણીનો એ સઘલો ખજાનો તથા સામન પાદશાહી ખજાનચીનને સોંપ્યો. તેમાં જે કાંઇ પૈસા, પાદશાહી જવેહરાત, કસબી ભરેલા કપડાં, તાજ, કંમરબંધો, સુનેરી તખતો અને સુનેરી ઢાલો હતી તેનો કોઇથી પણ શુમાર થઇ શકતે હતો નહી.

એ સરોવરના જેવી ગુરદીહે ઉપર નજર નાંખતાંજ ખસરૂને તે વસંત જેવા ચેહેરાની અને જંગલી મરઘાના જેવી ચલનની ખુબસુરતી માલમ પડી. રોશન દીવસના જેવો (સફેદ) તેણીનો ચેહેરો હતો જ્યારે તેના બાલના જુલફાં રાતના જેવાં કાલાં હતાં. તેણીના હોટમાંથી જે સખુનો નિકળતા તે જાણે મોતી વરસ્તાં હોય તેમ લાગતું હતું. પાદશાહે તેણીને પોતાના મેહેલમાં મોકલી આપી જ્યાં તેણીની પડવી બીજી ઓરતોથી પણ ચઢતી બની. પછી પાદશાહે તેણીનો ભાઇ જે તેનો મદદગાર વજીર હતો તેની આગળ કોઇને મોકલી પોતાની દીનની રશમ મુજબ તેણીના હાથની માંગણી કીધી. તેણે તેની માગણીને સાચી ગણી તે દીલોજાનીથી કબુલ રાખી. વળી તેણીના મદદગારોને પણ એ પાદશાહે ખેલાતો, દીનારો અને બીજી તરેહવાર ચિજોની બક્ષેશ કીધી.

## ગુરદીહેએ ખસરૂને પોતાના હુનરો દેખાડયા તે વિષે.

એ બનાવને બે અઠવાડયાં વહી ગયા ત્યારે (એક દીવસે) પાદશાહે ગુરદીહેને કહયું કે, "તું મને સુરજ અને ચંદ્રના તેમજ તાજ અને તખતના સોગંદ લેઇને કેહે કે, તેં પોતે ખાકાનના લશકર સામે કંમર બાંધી હતી તે વાત ખરીકે? ત્યારે તેણીએ જવાબ દીધો કે, "ઓ પાદશાહ! તું અમર્ગ રેહેજે અને મારા રવાનને તારા દીદારથી ખોરાક મલજો. હાલે તું પોતેજ એક જીન સાથનો ઘોડો અત્રે હાજર કરવા ફરમાવ તેમજ નામીચી કમાન, કમંદ, નેજો, લોઢાંની ટોપી, લડવા માટેનું બખતર અને તીરોથી ભરેલી એક કોઠલી એ સઘલું અત્રે મંગાવ.

આથી પાદશાહે પોતાના નોકરોને ફરમાવ્યું કે, "મારા બાગમાં (અખાડાને માટે) એક જગ્યા તૈયાર કરો" તેથી તુરતજ તે ચાલાક દીલના રૂમી તેમજ તુરકી નોકરો તેમ કરવાને ત્યાંથી ગયા. પછી ખસરૂના કુટંબની બારસેં ઓરતો ત્યાં ભેગી મલ્યાથી તું કેહેશે કે તે બાગમાં જરા પણ જગ્યા રહી નહી

નહી. જ્યારે ખસરૂ ત્યાં આવી લાગ્યો ત્યારે રૂપેરી ઠાંભના જેવી શીરીન દબ-દબા ભરી ચાલે તેની હરોલમાં ચાલતી હતી. પછી ગુરદીહે પાદશાહની લગોલગ આવી લાગી અને એક તુરકી નોકરની પાસેથી બખતર અને રૂમી ટોલાહ લિધી. ત્યારબાદ તેણીએ કંમરે કંમરબંધ બાંધી હાથમાં નેજો પકડયો અને દમામથી પાદશાહની બેઠક આગળ ચાલી આવીને તે જેહાનના પાદશાહને કહયું કે, "હવે તું મારો ખજાનચીન બનજે અને મારી ઉપર તારી નજર ટેકવી રાખી મારો વજીર પણુ બનજે."

એમ કરવાને તે પાદશાહે એ હુનરભરી ઓરતને કબુલાત આપ્યાથી તેણી પોતાના કાલા ઘોડા આગળ ગઇ અને નેજાની અણી જમીન ઉપર ટેકવીને પવનવેગે જીન ઉપર ચઢી બેઠી. હવે તેણીએ તે બાગને અખાડાનું મેદાન બનાવ્યું અને પોતાના ઘોડાને જમની તથા ડાબી વળણે દોડાવવા માંડયો. જેમ જેમ તે ઘોડાને ફેરવતી તેમ તેમ તેણી વાદલ સુધી પુગે એવા પોકારો મારતી. પછી તેણીએ પાદશાહને કહયું કે, "હું પેલા તબરક સામે લડાઇ કરતી વખતે આવીજ છેડાયલાં વરૂ જેવી લાગતી હતી."

ત્યારે શીરીને પાદશાહને કહયું કે, "એ પાકીજેહ શાહ! તેં તો તારા દુશમનના હાથમાં લડાઇના હથીયાર સોંપ્યાં છે. મને લાગે છે કે જ્યારે તેણીને પોતાના ભાઇના ખુન થવાની યાદ આવશે ત્યારે મને ફીકર છે કે તેણી તારૂં કામ પણુ બરબાદ કરશે. તું પાકીજેહ પોશાક પેહેરી જ્યાં સુનેરી તખત ઉપર બેઠો છે ત્યાંથીજ તેણીને તારી આગળથી પસાર થવું પડે છે (જેથી તેણી તારી સાથે દગો રમે એવો સંભવ છે.) ત્યારે પાદશાહે શીરીનને હસીને જવાબ દિધો કે, "એ ઓરતની સાથે તું દોસ્તીજ રાખ."

હવે તે માહાતાબના જેવી ગુરદીહે ધુલારાં વચે એવી દોડઢામ કરતી હતી કે તેણી લડાઇ વખતના એક પેહેલવાનના જેવીજ લાગતી હતી. પછી તે ખુરા વિચારના પાદશાહે તેણીને કહયું કે, "હવેથી લડાઇ વખતે તું મારીજ આગળ રેહેવું કરજે. જાણે તેં હમણાજ તારા બુજોર્ગીભર્યા શાહની નજદિકમાંજ પેલા તબરકને જીન ઉપરથી ઉંડલાવી નાખ્યો હોય તેમ લાગે છે."

તેણીનું આવું ઉંચું કદ, જોર, બાજુ અને ખભાં જોઇને હવે ખસરૂ પણુ તેણીથી અજબ બન્યો. તેથી તેણે ગુરદીહેને કહયું કે, "જમાનાની ગીરદેશ વચે તું કાંઇપણુ એબ વગરની છે. પણુ હવે હું જોવા માંગું છું કે, શરાબની જામો ઉઠાવયાથી તારા પગો લઠડે છે કે મજબુટ રહે છે?" પછી

એ પેહેલવાન ઓરતના હાથમાં દારૂથી છલાછલ ભરેલી એક જામ મુકી. એ જામ એવી હતી કે તે જોઇને હારેમન પણ નાહાસ્વા પડે. આવી જામ તે ઓરતના હાથમાં મુકાતાંજ સઘલી અંજુમન તે જોવા પડી. પણ તેણી તો એ સઘલી જામ પાદશાહની યાદમાં પી ગઇ જેથી તેણીની આંખોમાં પીલાં આંસુઓ આવી ગયા.

હવે પાદશાહ પણ તે જોઇને અજબ બન્યો અને બોલ્યો કે "ઓ લડાયક માહાતાબ! આ જેહાન આસપાસ મારા જીવની સંભાળ કરનારા મારા ચાર સરદારો હતા. જેમાના દરેક પાસે બારબાર હજાર ચપલ અને જંગલી ઇરાની સ્વારોનું લશકર છે. તેમજ મારો સુનેરી મેહેલ કે જે ગોહરોથી સંગારેલું મારૂં મકાન ગણાય છે ત્યાં પણ મારા નોકર નફરોની બાર હજાર માણસોની ફોજ છે. જેમાની દરેક સાહેલી સાંકલી અને કાનમાં લુલક સાથની છે. તેથી હવેથી આ સઘલી ઓરતોની પાસબાની કરનાર તુંજ ગણાશે અને તેઓ તારી કદરખાનારા તારા ખેશીઓ હોય તેમ રેહેશે. હવેથી તું અત્રે નવી સવી કે લાંબા વખતની હોય તોપણ તેઓને લગતી વાત કોઇ પણ તારા સિવાય બીજા કોઇની પણ આગળ જઇને કરે નહી એમ મારૂં ચાહાતું છે."

તેની એ વાત સમજીને ગુરદીહે ખુશ બની અને દુશમનોથી ખરાબી થવાની ફીકરથી હવે નચિંત બની. તેણીએ તુરતજ નિચે નમી તેને નાંખબસની કીધી અને તે પાદશાહના ઓરેહની તારીફ ગાઈ. એ બનાવ બન્યાને પણ લાંબો વખત વહી ગયો અને તેટલો વખત તે નામદારનું નસીબ મોટાઇએજ પુગેલું રહયું.

## ખસરૂએ એક બુરા ખવાશના હાકેમને રૂમેમાં મોકલી આપ્યો અને તેણે રૂમેના લોકો ઉપર જુલમ ગુજાર્યો તે વિષે.

એક રાતે તે પાદશાહ પોતાના દાનાવો, બુજોર્ગો અને લડાઇના અનુભવી સરદારો બેસે દારૂ પીવા બેઠો હતો, તેવામાં તે મીજલશ વચે બેહરામનું નામ કોતરેલી એક જામ માલમ પડી. આથી પાદશાહે તે જામ ફેંકી દેવાનો હોકમ કીધો, જેમ કરવાને સર્વે તૈયાર થયા. તેઓએ બેહરામને તેમજ એ જામ ત્યાં લાવનારને ગાલો દેવા માંડી. પછી પાદશાહ બોલ્યો કે, "હું રૂમેમાં જબરા

હાથીઓ મોકલીને તેમના પગ નિચે હમણાજ તેનો નાશ કરાઉં છું તથા ત્યાંના તમામ લોકોને બાહાર હાંકી કાઢી સઘલાં રએનો નીશ કરાવી વેરાન બનાઉં છું. ૧"

ત્યારે પાદશાહને તેના મોટી પડવીના વજીરે કહયું કે, "ઓ કેઆનીઓની યાદગારી જાળવનારા પાદશાહ! તુ ધ્યાન પુગાડ કે એ રએ શેહેર મોટા શેહરોમાનું એક છે.૨ તેથી તારે તેનો હાથીઓની નિચે કચડાવીને નાશ કરવો ઘટતો નથી. કારણુકે એ તારૂં કાં । પરવરદેગારને તેમજ આ જમીન ઉપર વસ્તા રાસ્ત લોકોને પસંદ પડશે નહી."

આથી તે પાદશાહે તુરતજ વજીરને કહયું કે, "ત્યારે તો મને કોઈ એવો કુટુંબ વગરનો તથા બુરી ખાશીયતનો શખ્સ જોઇએ છે, કે જે વગર દાનાઇનો અને બુરી જબાનનો હોય; અને તે રએમાં જઈ થોડો વખત ત્યાંની હાકેમી ભોગવે." ત્યારે વજીરે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ? એવા કોઇ નાપાકની ભાલ આપણુને કોણુ મેલવી આપશે? તોપણુ આપણે તેની શોધ કરશું અને એ કામ બજાવશું. પણુ કોઈ રાહબર વગર એ કાંમ પાર પડવાનું નથી."

ખસરૂએ તેને જવાબ દિધો કે, "તું ગમે એટલું બોલ; પણુ મને તો એવો કોઈ રાતા બાલનો અને બુરાં નસીબનો શખ્સ જોઇશેજ. એ શખ્સ ખામીવાલાં શરીરનો, એબ્યલ નાખનો અને ફીક્કા ચેહરાનો, બુરા વિચારવાલો અને દુખી દિલનો હોવો જોઇએ. વળી તે બુરાં દિલનો, હલકા ખવાશનો, સોબા વગરનો, કીનાખોર મગજનો અને જુઠી જબાનનો પણુ હોય. તેની આંખો લીલી તેમજ ખામી ભરેલી અને દાંતો મોટા હોય અને તે રસ્તામાં ચાલે ત્યારે ખોડખાપણુ માલમ પડી આવે એવો વરૂના જેવો હોવો જોઈએ."

---

૧ કારણુકે એ રએ શેહેર પેગમબર સાહેબ અશો જરથોશ્તનો ત્યાં જન્મ થવા માટે મશહુર હતું.

૨ બેહરામનું વેર પાદશાહે રએ શેહેર ઉપર લેવાનું કારણુ તબરીના લખવા મુજબ એ જણુાય છે કે એ બેહરામ રએમાંજ જનમ્યો હતો અને તેનું ખાનદાન ત્યાનું ઉમરાવી ખાનદાન ગણાતું હતું. તુરકીઓ સામે લડવા જવાને માટે જ્યારે તેને ચુંટી કાઢવામાં આવ્યો હતો તે વખતે તે રએનો એક જાગીરદાર ગણાતો હતો. એ રએમાંથીજ તેણે પોતાને આપઅખત્યાર પાદશાહ જાહેર કીધો હતો અને પોતાના નામના સીક્કા બાહાર પાડયા હતા. તેમજ તેણે એ રએમાંથીજ ખસરૂ સામે લડવા જવાની તૈયારીઓ કીધી હતી અને ત્યાંથીજ લશ્કર ઈને બાહાર પડયો હતો.

આથી સઘલા વજીરો પાદશાહની આવી માંગણી માટે અજબ થઈ બોલ્યા કે, "વળી ખસરૂને એ શું યાદ આવ્યું છે?" તોપણ તે સર્વેએ તેવા શખ્સની જેહાનમાં સઘલે સોધ ચલાવી અને બીજા લોકોના શેહરોના નાની અને મોટી પડવીના શખ્સો વચે તેવો કોઈ શખ્સ જોઈ વલ્યા. આખરે એવું બન્યું કે એક દીવસે કોઇએ એવાજ શખ્સને ત્યાં લાવી હાજર કીધો. આથી પાદશાહે તેને પોતાની આગળ બોલાવી મંગાવ્યો અને તેને તેની હજુરમાં હાજર કરવામાં આવ્યો.

તેને જોઇને સઘલા શેહેરીઓ તેમજ લશકરીઓ હસી પડયા. તેની શું શું બુરી કરણીઓ છે તે તેનેજ મોઢેથી કહી સમજાવવાને ખસરૂએ તેને ફરમાવ્યું. ત્યારે તે બોલ્યો કે, "બુરાં કામ કરવાથી તો મને જરાએ પરવાર નથી. તેમજ હું કાંઇપણ દાનાઇ ધરાવતો નથી. વળી હું બોલું તેથી ઉલટુંજ કરી બજાઉં છું અને મારા નોકરોના દિલને લોહીથી જજરતાં બનાઉં છું. જુઠાઇ એજ મારી માયા પુંજી છે અને સચાઇ તરફ તો મારા હાથ પુગીજ શકતા નથી. આપેલાં વચણોને તો હું એક ટુકડામાં તોડી નાખું છું અને સખાવતની તો હું બુનએખ ઉખેડી કાઢનારો છું."

ત્યારે ખસરૂ બોલ્યો કે "જે કાંઇ તારાં બુરાં નસીબમાં લખાયું હોય તેથી ઉલટું બનતું ના." પછી તેણે તેને માટે રએનો પરવાનો લખી આપવા ફરમાવ્યું અને એ રીતે તે શુમ પગલાંના શખ્સને બુજોર્ગી મેલવી આપી. જે કાંઇ તેનું લશકર વિખેરાઈ ગયલું હતું તે એકઠું કરીને તેને સ્વાધીન કીધું. પછી તે દરબાર છોડી ગયો અને પોતાની સાથે બુરું નામ લેઇને રએમાં દાખલ થયો. એ ખોડખાપણના શખ્સે રએમાં આવી લાગતાંજ પોતાની આંખો તથા દિલમાંથી પરવરદેગારની શરમને ધોઇ કાઢી.

સરૂવાતમાંજ તેણે ઘરની અગાસીઓ ઉપરની પનાલો તોડાવી નખાવી તે કામમાં ખુશાલી મેલવી. પછી તેણે ત્યાંની સઘલી બીલાડીઓને મરાવી નખાવી જેથી ત્યાંના રેહેવાસીઓના દિલ તેના ઉપર ગુસ્સે થયાં. પછી તે પોતાના રાહબરો સાથે ત્યાં ચોમેર ફરવા લાગ્યો, જ્યારે એક બાંગી તેની હરોલમાં ચાલી એવી બુમો પાડતો કે, "હવેથી જે કોઇ પનાલોને સમરાવશે તથા જેના ઘરમાં બીજી કોઈ બીલાડી જણાશે તો હું આખા શેહર અને ગામને આગ લગડાવશ અને ઉપરથી લોકોને પથરનો માર મરાવશ" વળી તે કોઇની પણ જગ્યા એક દીરમની કીંમતે ખરીદી લેઇ તેના માલેકને ગમભર્યો બનાવતો.

આથી લોકોએ તેનાથી ડરી જઇને તે આબાદ મુલક ઉપરથી પોતાના દિલ ઉઠાડી નાંખ્યાં અને પોતાના ઘરબાર છોડી ગયા. જ્યારે ત્યાં વરસાદ પડતો ત્યારે પનાળોની ગેરહાજરીમાં ઘરોમાં પાણી પચવા લાગ્યું. વળી તે શેહેરની પાસબાની કરનાર પણ ત્યાં કોઇ રહયું નહી. એ બુરી કરણીનો અને શુમ પગલાંનો શખ્સ ખસરૂની દરબારમાંથી રએમાં આવી લાગ્યો ત્યારથી એ આબાદ શેહેરની ખરાબી થવા માંડી અને (ઘરોના છાપડાં વગર) લોકોના માંથાં ઉપર સુરજ તપવા લાગ્યો. તેનાથી શેહરના તમામ લોકો દુખી અને કાહેલી બન્યા. પણ જેહાનનું કોઇપણ ત્યાંના લોકોની યાદ કરતું હતું નહી.

## ગુરદીહેએ ખસરૂ આગળ યુક્તિ કર્યાથી ખસરૂએ તેણીને રએની બક્ષેશ કીધી તે વિષે.

એમ કરતાં ફરવરદીન મહીનો માથે આવી લાગ્યો અને તેથી લીલોતરીએ પાછી જમીનને સંગારવા માંડી. ૧ સફેદ ગોલાબો દવથી ભરાવા લાગ્યા અને પાહાડો તથા જંગલો ગુલલાલાથી પુર બન્યા. તમામ ખીણો (તરેહવાર ફુલોથી) ચીત્તાના ચાંમડાં જેવી કાબરચીત્રી બની અને જમીન રૂમી રેસમી કપડાંના રંગની બની. બુજોર્ગો રમતગમત કરવાને બાગમાં ઉતરવા લાગ્યા અને મેઢાં તથા હરણો મેદાનોમાં ચરવા લાગ્યાં.

જ્યારે ખસરૂએ બાગોના દરવાજા ખુલ્લા થયલા દિઠા અને બાગખાના સઘલા ફુવારાઓ ઉપર લીલોતરી ઉગેલી જણાઇ, ત્યારે તેણે રણસીંગડું ફુકવાનો હોકમ કીધો. જેથી દારૂના તરસ્યા લોકો ત્યારથી ત્યાં આવવા લાગ્યા અને ભોંય ઉપરની લીલોતરી વચે બેસી તેઓએ દારૂ મંગાવવા માંડયો અને પોતાના જીવને ત્યાં ખુશ કરવા લાગ્યાં. ૨

તેવામાં રએથી ગુરદીહે આગળ કોઇ શખસ આવી લાગ્યો અને ત્યાંની ખરાબીનો હેવાલ તેણીને કહી સમજાવ્યો. આથી આવી દુખભરી વાત સમજી ગુરદીહે ગમગીન બની. પણ તેના દિલમાં એજ વિચાર ઢોલાયા કર્યાથી તેણીને એક ઉપાય સુજ પડયો. તેવામાં ગુરદીહેના ભાઇએ પણ એ બેહેનને

---

૧ ફીરદોસીએ ઈરાનમાં વસંતનો વખત હમેશાં ફરવરદીન મહીનામાંજ પડતો જણાવ્યો છે.

૨ આ રણસીંગડું વજાડવાની ક્રીયા લોકોને જમશેદી નોરોજ પાળવાનો હોકમ જાહેર કરવા માટેની કાંઈ રસમ હોવી જોઈએ.

કહયું કે "તું કાંઈ એ વાત પાદશાહથી છુપાવતી ના. પણ તુંને જેમ સુજે તેમ કાંઇ ઉપાય કરી એ પાદશાહના દિલના તેવાં કાંમથી થંડું પાડ."

આથી ગુરદીહેએ એક નાની અને તુરત માલમ નહી પડે એવી બીલાડી મંગાવી અને તેને જવેહરાત પેહેરાવી સુનેરી લગામ સાથના ઘોડા ઉપર બેસાડી. તેના કાનમાં લુલકો લટકાવ્યા અને તેના નખોને લાલ રંગથી રંગ્યાં. પછી જ્યારે પાદશાહનો ચેહરો દારૂ પીવાથી વસંતના જેવો ખુશનુમા બન્યો અને તેને દારૂની ખુમારી લાગવા માંડી ત્યારે એ નાની બીલાડી સુનેરી જાલર નાખેલા ઘોડા ઉપર સ્વાર થઇ તે બાગમાં પોતાનો ઘોડો દોડાવી લાવી. આથી તે ઇરાની પાદશાહના હોટો હસતા બન્યા અને તેના નોકરો વટીક હસવાનું ઠોભાવી શકયા નહી.

પછી પાદશાહે ગુરદીહેને કહયું કે, "ઓ નેકતબેની ઓરત! મને કેહે કે એમ કરીને તું મારી પાસેથી શું માંગે છે?" આથી એવી યુક્તિ રચનાર એ ઓરતે તેને તુરત નમન કીધું અને તે બોલી કે, "ઓ બાહુર પાદશાહ! હવે તુ અક્કલ નાવી એ રએની હાકેમી મને સોંપ અને મારાં ગમગીન દિલનો ગમ ભાંજ. તુ રએમાંથી પેલા શુમ એબીયલને પાછો બોલાવી લે. કારણકે તેને તો ત્યાંના લોકો શુમ અને બુરો ગણે છે. તેણે ત્યાંની સઘલી પનાળો તોડાવી પડાવી છે અને ઘરેઘરની સઘલી બીલાડીઓનો નાશ કરાવ્યો છે (તેથી આ બીલાડી તારી આગળ ફરીયાદ કરવા આવી છે)."

આથી તે ઓરતનું એવું બોલવું સમજી ખસરૂને હસવું આવ્યું. તેથી તે બોલ્યો કે "ઓ લશકરને તોડનારી રંગીલી ઓરત! તે શેહેર અને તેને લગતાં ગામડાંઓ હવે મેં તુંને બક્ષ્યા છે. માટે તું કોઈ પહરેજગાર શખ્સને ત્યાં હમણાજ મોકલી આપ અને તે બુરા વિચારના અને બુરી દીનના હારેમનના જેવા શખ્સને રએમાંથી પાછો અત્રે બોલાવી લે." એ રીતે એ નામદારીભર્યાં પાદશાહી ઝાડ ખસરૂનું નસીબ દર પળે વધતું રહયું.

## ખસરૂએ પોતાના રાજ્યના ભાગો પાડયા તે વિષે.

હવે પાદશાહના હાથો મજબુટ થવા લાગ્યાથી તમામ જેહાન પણ તેનીજ ખેરખાહી કરવા લાગી. તમામ તાજદાર પાદશાહો તેના ખંડયા બન્યા અને તેના નોકરો તેનાથી તવગર બનવા લાગ્યા. તેણે ઇરાનીઓ વચેથી ઉડતાલીશ હજાર જેહાનના અનુભવીઓ, પેહેલવાનો અને જંગી સ્વારોને ચુંટી કહાડયા. પછી તેણે પીરોજે તેમજ મુબારક કોબાદે પુરાણા વખતના ભરી

મુકેલા ખજાનાના બારણા ખોલ્યાં અને પોતાના મુલકના સઘલાં નામીચાં શેહરોના ચાર ભાગો કીધા. તેણે તે ચુંટી કાઢેલા નામદારો વચેથી તેમજ ખંજરનો ઉપ્યોગ કરનાર બાર હજાર સવારોને ખસરૂએ રૂમના મુલક (ની સરહદ) તરફ ત્યાંની આબાદ જમીનની સંભાળ અર્થે મોકલી આપ્યા કે જેથી રૂમનું લશકર ઇરાનમાં ઉતરી શકે નહી અને ઇરાની મુલકોનો નાશ પાલી શકે નહી. સૌ કોઈ પોતાને અસનાકના જે મુલક હોય તે ઉપરજ સંતોષ ધરે અને પોતા પાસે જે પુંજી હોય તેનીજ કદર પીછાણે

વળી પેલા બાકીના નામદારો વચેથી બીજા બાર હજાર નામીચા લડાયક ઇરાની સ્વારોને પોતાની બાગ જેવી ઈરાનની જમીન છોડીને પેલી કાલી જમીન જાબુલસ્તાન તરફ જવાને ચુંટી કાઢયા અને તેઓને કહયું કે, "જે કોઈ તે રસ્તે જતાં પાછા ફરશે તેણે પોતાની પડવીને સંભાળેલી ગણાશે નહી. માટે તમો તેવા શખ્સને પેહલાં નરમાશથી સમજાવી રાહ ઉપર લાવજો. પણ જો તે છતાં તે ઉલટો ચાલે તો પછી તેને બેડા નાખી બંધીખાને પુરજો. વળી તમો ચેઆજુઆ જાશુસોને પણ મોકલી આપજો કે જેથી તમારીથી સઘલી વાત છુપી રેહે નહી વળી તમો ત્યાં દિવસે તેમજ રાતે ચોકીબાનોને ચાલુ ઉભા રાખજો અને રાતે ચોકીબાનો વગર તંબુમાં (નબરદશ) સુટા ના. ૧"

વળી તેણે પોતાના લશકરમાંથી બીજા બાધુર અને લડાયક બાર હજાર બુજોર્ગોને ચુંટી કાઢયા અને તેઓને પોતાની આગળ બોલાવી ઘણીક શિખામણો આપ્યા બાદ તેઓને અલાનાન તરફ જવાને મોકલી આપ્યા અને તેઓને એ ઉ મન તરફનો દરવાજો સોંપી આપ્યો કે જેથી દુશમનો ત્યાંથી દાખલ થઇ શકે નહી તેણે તે બાધુરોને એવું કહી મોકલ્યા કે, "તમો ઘણા સાવચેટ રેહેજો અને તમારા જેહાનના પાદશાહની પાસબાની કરવાને હંમેશ તત ઉપર રેહેજો."

વળી તેણે લડાયકો વચેથી બીજા બાર હજાર ઘટતા શખ્સોને ચુંટી કાઢયા અને તેઓને પુશકલ શિખામણો આપી ખોરાશાન તરફ મોકલી આપ્યા. તેણે ને વખતે તેઓને કહ્યું કે, "તમો કોઇપણ પરદેશીને હટીયાલથી તે ચીનના મુલક સુધીની જમીન ઉપર પગ મુકવા દેતા ના. પણ જો તેઓ ઘટતી ખબર આપી હમારો પરવાનો મેલવીને હમારા કાયદા મુજબ ચાલવાને બંધાઇને આવે

---

૧ આ ઉપરથી એવું જણાય છે કે ઈરાને જાબુલીઓ તરફની આગળી બંદોબસ્તની અને એખલાશ ખોઈ દીધેલો હોવો જોઈએ અને સાસાની પાદશાહોને જાબુલીઓ તરફની ઘણી હેરાનગતીઓ ખમવી પડતી હોવી જોઈએ.

તો તમારે તેઓને આવવા દેવા. હમારા દરેક મુલકમાં એકઠો કીધેલો ખજાનો તૈયાર રાખેલો છે કે જેથી કોઇને પણ તે મેલવવાની મુશકેલી નડે નહી. માટે જ્યારે પણ કોઇને જોઇએ ત્યારે ત્યાંથી તેની માંગણી કરવી અને ખુશાલ જીંદગી ગુજારવી અને અક્કલથી ચ.લી વગર ગમે રેહેવું."

પછી તેણે પોતાનો ખજાનો ખોલી તેમાથી કેટલાક દી મો લાવી દરવીશો વચે સખાવત કીધી અને જ્યારે તે દરવીશો સંતોશ પાંમ્યાં ત્યારે તેણે તેઓ ઉપર બીજા વધુ દીરમોની બક્ષેશ કીધી. વળી જેઓ બન્દુઇના મદદગાર હતા અને ગસતહમની તરફેનદારીમાં જઇ તેની ખેરખાહી કરતા હતા અને ખસરૂના બાપનું ખુન થયા માટે ખુશાલી દેખાડતા હતા તેઓને પણ તેણે ગરદન મરાવ્યા. એ રીતે જ્યારે એ પાદશાહ કીનો લેઈને પરવાર્યો ત્યારે તેણે દાનાઇથી જુદોજ માર્ગ ધર્યો.

ત્યાર પછી તેણે દિવસના તેમજ રાતના ચાર ભાગ કીધા. એ ચાર ભાગોમાંથી પેહેલો ભાગ નેક વાનો જાણનાગ વજીરો સાથે મસલત કરવા માટે ઠેડવ્યા. એ વખતે લશકરના તેમજ જેહાનના કારોબારની જે કાંઇ જાહેર કે ખાનગી વાતો હોય તે તેઓ પાદશાહ આગળ કરતા હતા. જો તેને પોતાની પાદશાહીમાં પોતાના લશકરની કે પોતાના નોકરોની કાંઇપણ ખાંમી જણાતી તો તુરતજ તે ઇનસાફને હાથ ધરતો અને બનેલા બનાવની તપાસ ચલાવી તેનો નિકાળ કરતો. દિવસનો બીજો ભાગ તે મોજમજાહ ભોગવવામાં અને પોતાના સરદારો સાથે બેસી ગાયણની મોજ ચાખવામાં ગુજારતો. એ વખતે તે નામદારોને છાજતી રીતે જે બુરાં કામો (બન્યા હોય તે) માટેનો વિચાર કરતો હતો નહી. દિવસનો ત્રીજો ભાગ તે જેહાનને પેદા કરનાર પરવરદેગારની બંદગીમાં ગુજારતો અને બાકી વધતો ભાગ નજુમથી ઉંચા આસમાનની ગણત્રી કરવા પાછલ અને શું બનાવ બનશે, કયારે બનશે અને કેટલા પ્રમાણમાં બનશે તે જાણવામાં ગુજારતો. એ વખતે નજુમીઓ પણ તેની આગળ આવી ઉભા રેહેતા અને પોતાના જ્ઞાનથી તેની રાહનુમાઇ કરતા હતા. હવે જે બાકીની રાત રેહેતી તે તે પોતાની પુટલી સમાન ખુબસુરત ઓરતોની સંગતમાં ગુજારતો હતો.

વળી તેણે પોતાનો વખત ખુશાલી વચે ગુજારવાને માટે મહીનાના પણ ચાર ભાગ કીધા હતા. તેમાનો પેહેલા ભાગમાં તે દડીદાવ રમવા અને મેદાનમાં તીર ફેંકવા જતો જે વખતે એક નામદાર તેના કામોની નોંધ રાખતો હતો. બીજો ભાગ તે પાછાડો અને જંગલોમાં શેકાર કરવામાં ગુજારતો

અને પોતાને તાજગી આપતો. શેકારેથી તે દિવસે કે રાને કોઈપણ વખતે પાછો ફરતે ત્યારે તેની સાથે મદદગાર દાખલ જે કોઇ જતા તેઓ એ વખતે રસ્તાનો બંધોબસ્ત પણ જાળવતા હતા. જે કાંઇ તેમા બાકી ભાગ રહેતો તો તે સેત્રંજ અને નર્દની રમત રમતા પાછલ ગુજારતો યાતો એ વખતે લડાઇના વાતો કરતો. મહીનાનો ત્રીજો ભાગ તે દાનાવો અને ભણેલાઓને બેસાડી તેઓની પાસેથી જુના વખતના બનેલા બનાવોની વાતો વંચાવતો હતો. મહીનાના ચોઠા ભાગમાં જે દુરના મુલકના એલચીઓ આવ્યા હોય તેઓની તે મુલાકાત લેતો અને બાદશાહ તરફથી જે નામાઓ આવ્યા હોય તેઓના જવાબો લખાવતો હતો. વળી એ વખતે તે એલચીઓ પણ પોતાની મુરાદો પાર પાડી અને ખેલાતો મેલવીને તેની દરબારમાંથી ખુશી સાથે વિદાય થતા હતા. વળી એ વખતે તે મોટા સરદારોને પરવાનઓ પણ લખાવી આપતો. જ્યારે નવું વર્ષ બેસવાનો વખત ફરવરદીન મહીનો આવતો અને સુરજના પ્રકાશવાથી દિલમાં દીનને માટેની ઉલટ પ્રકાશ પકડતી ત્યારે ખસરૂ જેહાનમાંથી જેઓની ગરીબ અવસ્થા એકદમ જાહેર થઇ શકતી નહી હોય તેઓને છુપાછુપ મદદ કરવા માટે ખજાનાનો એક ભાગ બાજુએ કાઢી મુકતો હતો.

## મરીયમને પેટે ખસરૂને ત્યાં શીરોય નામનો બેટો અવતર્યો અને ખસરૂએ તેની કયસર ઉપર વધાઇ મોકલાવી તે વિષે.

ખસરૂની પાદશાહીના પાંચ વર્ષ ગુજર્યાં તેટલામાં તો તમામ જેહાનમાં તેનો કોઇપણ હરીફ રહયો નહી છઠે વર્ષે કયસરની પેલી બેટી અને એ શાહના સમાગમથી તેને ત્યાં એક ચંદ્રના જેવો ખુબસુરત બેટો અવતર્યો. એ વખતે ( તેની ખુશાલીમાં ) બાંગ પોકારવાનો કે નેમાજ પઢવાનો ત્યાં વખત હતો નહી.[1] એ લાડથી ઉછરતા બાળકના કાનમાં તેના બાપે ( ત્યાંના રેવાજ મુજબ ) તેનું નામ શું તે કહયું. એ બેટાનું ખાનગી નામ જુદું અને જાહેર નામ જુદુ રાખવામાં આવ્યું હતું. તેણે તેનું જે ખાનગી નામ હતું તે તેના કાનમાં કહયું અને જે જાહેર હતું તે પોકારીને કહયું. જે નામ તેના કાનમાં કહેવામાં આવ્યું તે કોબાદ હતું જ્યારે એ મુબારક તોખમના બેટાનું જાહેર

---

૧ યાને ઈરાનમાં ઈસલામી ધર્મનો ફેલાવો થયો હતો નહી.

નામ તેણે શીરોય પોકાર્યું. એ બેટો રાતના ત્રણ પોહર પસાર થતાં અવતર્યો હતો જે વખતે નજુમીઓ ખસરૂ આગળ આવી હાજર થયા. પાદશાહે એ નજુમીઓને તેનું ભવિષ્ય પુછ્યું, જેથી તેઓમાના દરેકે તેના ગ્રહો તરફ નજર પુગાડી. તેણે તેઓને પુછ્યું કે, "એ બેટો કેવો જણાય છે અને એનો અંત કેવો આવશે? જેહાનના પાદશાહ તરીકે એનું નસીબ કેવું છે અને એના ઉપર શું શું મુસીબતો ગુજરનાર છે?"

ત્યારે તે નજુમીઓએ તેને જવાબ દિધો કે, "આસમાનના ચક્કરની ચાલને કોઇથી પણ ચુકાવાતી નથી. એ બેટાથી જેહાનમાં દુઃખો ગુજરશે અને તેથી લોકો તેને પોતાના પાદશાહ તરીકે ગણવા ચાહાશે નહી. વળી તે પરવરદેગારના માર્ગથી પણ ઉલટો ચાલશે. હમે તારી આગળ એથી વધુ હેવાલ શું કહીએ?" તેઓના એમ કહેવાથી અને આવું નાલાયક બોલવું સમજ્યાથી તે શાહનું દિલ ગમગીન બન્યું. તોપણ પાદશાહે તે દાનાવોને કહયું કે, "હજી પણ તમો એ વાત ઉપર સારી રીતે ધ્યાન આપોતો ઠીક. જેથી જે વાત ઇરાન જમીનના બુઝોર્ગો આગળ કરવામાં આવે તે પાછલથી જુઠી નહી પડે."

આથી તેઓએ તેના બુરા ગ્રહો ઉપર વધુ ધ્યાન આપ્યું પણ તે ગ્રહોનો ચાહ એ શાહજાદા ઉપરથી બંધાઇ ગયલો જણાયો. તેઓની આવી વાતથી પાદશાહ ઘણોજ વિચારમાં પડયો અને તેથી તેણે તે અઠવાડયાંમાં દરબાર ભરી કોઇનો પણ મેલાપ કીધો નહી. તેણે વળી શેકારે જવાનું અને દારૂ પી મોજમજાહ કરવાનું પણ છોડી દિધું. જેથી કોઇપણ ઘણો વખત સુધી તેનો ચેહેરો જોવા પાંમ્યું નહી. આથી તેના સઘલા દરબારીઓ વડા વજીર આગળ ગયા અને એ બાબે તેની સાથે કેટલીક વાતો કરી તેને પુછવા લાગ્યા કે, "એ નામદાર પાદશાહને શું થયું છે કે તેણે સરદારોને પોતાની આગળ આવતાં અટકાવ કીધો છે?"

વજીર તેઓની એ વાત સમજી પાદશાહ આગળ ગયો અને તેને તેની રૈયતનો પેગામ કહી સમજાવ્યો. ત્યારે પાદશાહે તેને જવાબ દિધો કે, "હું તો જમાનાથી કંટાલી ગયો છું. આ નજુમીઓના કેહેવા ઉપરથી હું તો ફરતાં આસમાનથી ડર ખાઇ થયો છું." એમ કહી તે પાદશાહે પેલો રેસમી કપડાંમાં વીટાલેલો રૂકો લાવવા પોતાના ખજાનચીનને ફરમાવ્યું. ખજાનચીને તે હાજર કરતાંજ તે વજીરે એ (નજુમીઓનો લખેલો) રૂકો વાંચ્યો. જેથી તેનું દિલ દલગીર બન્યાંથી તે ચુપકીડી પકડી ઉભો.

પછી તેણે પાદશાહને કહયું કે, "પરવરદેગાર કે જેની દાનાઇ બીજા સઘલાઓથી ચઢતી છે તેજ આપણને મદદ કરવાને પુરતો છે. આ ફરતા આસમાને તુંને ઉંલટો ચેહરો દેખાડયાથી તું જો એમ નાચાર બન્યો હોય તો તારા એમ દલગીર થવાથી એ બુરાઇ કાંઇ પાછી હટવાની નથી. જો કોઇ દાનાવ એવી વાત કરે તો તે તેને કેમ ઘટે? માટે તારે માટે ખુશાલી સિવાય બીજું કાંઈ હોતું ના. તારે તેઓના એમ કહેવા ઉપર ધ્યાન આપવું જોઇતું નથી. આસમાન તો જેમ બનવાકાલ હશે તેમજ આપણી સાથે ફરવાનું અને તેનાથી આપણે ખુશ યા નાખુશ બનાવ પામવાનાજ. જયારે આસમાન એ બનાવ બનાવવાજ ધારે છે તો તે બન્યા વગર રેહેવાના પણ નથી. તે તો ઘડીકમાં કીનો લેવા અને કજીયો કરવા માંગે છે તો ઘડીકમાં બક્ષેશો અને મેહરબાનીઓ વરસાવે છે. આપણું કાલબુદ તેનાથીજ નુકસાંન કે ફાયદો પામે છે. માટે જે દાનાવ હોય તેનું રવાન ગ્રહોથી ડરતું નથી. માટે જેહાનને પેદા કરનાર પરવરદેગાર તારો મદદગાર અને દોસ્ત બનજો અને નસીબનું માથું તારી બગલમાં પકડાયલું રેહેજો."

એ વજીરની એવી વાત સમજતાંજ ખસરૂ ખુશ બની હસવા લાગ્યો અને તેણે નવેસરથી કામ લેવાનું સરૂં કીધું. તેણે પોતાના માનીતા મુનશીને બોલાવી મંગાવ્યો અને તેની સાથે કેટલીક વાતો કીધા પછી તે પાદશાહે કયસર ઉપર એક નામું લખાવ્યું કે, "મરીયમે એક રાતે એક એવા બેટાનો જન્મ આપ્યો છે કે જેવો બેટો તેં કદી જોયો પણ હશે નહી. પણ તે દાનાઈ તેમજ સારાં નસીબને લાયક નથી. તેમજ તેનામાં બક્ષેશ કરવાના તથા તખત ભોગવવાના પણ હુનરો નથી. પણ જયારે હવે હું પોતે એ બનાવથી ખુશ છું તો તું પણ ખુશજ રેહેજે. કારણકે તુંને ખુશાલી તેમજ બાહાદુરી ભોગવવી લાયક છે."

## કયસરે હદીયા તેમજ એક કરૂશ સાથે ખસરૂ ઉપર મુબારકબાદી ઇચ્છનારૂં નામું મોકલ્યું તે વિષે.

એ નામું કયસરને આવી મલતાંજ તેણે પરવીજથી એ બનાવની વકી રાખી હતીજ એમ ધાર્યું. પછી તેણે દરબારમાંથી રણસીંગડું ફુકવા ફરમાવ્યું જેથી તેના મુલકમાં સઘલે ખુશાલી પથરાઇ. આથી રસ્તે રસ્તે સઘલે વાવટાઓની તોરણો બાંધવામાં આવી અને એ શીરોય પરવીજને માટે લોકો ખુશાલીના પોકારો કરવા લાગ્યા. વળી રૂમી શેહરોમાં એક નાકેથી બીજે નાકે

સુધી ગવૈયાઓના શરોદો સમજાવા લાગ્યા. તેઓ કેટલાક કરૂશો લેઇ પાદશાહની દરબાર તરફ ગયા જે કરૂશોમાંથી સુગંધી અને ખુશ પંમરાત નિકળતો હતો. એ પ્રમાણે ત્યાંનાં લોકો એક અઠવાડયું સુધી વાજીંત્ર તેમજ દારૂની મોજ ભોગવવા લાગ્યા અને તે કેઆની શીરોય ઉપર ખુશ બન્યા.

આંકમે દાહાડે કયસરે ઉંટોની એક વંજારને તેના સરદાર સાથે ત્યાં હાજર કરવા ફરમાવ્યું. તેણે તેમાના સો ઉંટો ઉપર દીરમો તથા સુનું લઢાવ્યું તેમજ પચાસ ઉંટો નેસાર કરવા માટેના દીનારોથી લઢવ્યાં. વળી બમ્રો ઉંટોને કસબી રૂમી કપડાંથી લાઢયાં જે કપડાંમાં સુનેરી તાર સિવાય બીજું કાંઇ લેવામાં આવ્યું હતું નહી. તે પાદશાહને ઘટે એવો હદીઓ તૈયાર કરવા પાછલ ચાલીશ ઘર ભરીને સુનું ખાલી કરવામાં આવ્યું. વળી તેમાં કેટલાક સુનાં અને રૂપાંના બનાવેલાં જાનવરો પણ હતાં જેઓની આંખો તરીકે જવેહરાતો જડીયાં હતાં. તેમાં કેટલાક પોશાકો બીવરના ચાંમડાંના તેમજ ચીનાઇ રેસમના બનાવેલા હતા. વળી તેમાં પોખરાજોથી જડેલો એક સુનાંનો પાણીનો કુજો પણ હતો.

વળી તેણે મરીયમને માટે પણ કેટલુંક જવેહરાત મોકલ્યું જેની સાથે એક સુનાંનો બનાવેલો નર મોર પણ હતો. એ સાથે તેણે તેણીને માટે પોતાના મુલકની ચાર વર્ષની આમદાની જે એક કરોડ રૂમી દીનારોની થતી હતી તે પણ મોકલી આપી. તેણે એ સઘલો માલ પોતાના ચાલીશ રૂમી દાનાવો સાથે તેણી ઉપર મોકલી આપ્યો. એ તમામ વંજારની સંભાળ રાખનાર ખાનગી નામનો એક પેહેલવાન હતો જેના ડાહાપણનો કોઇપણ જોડયો હતો નહી. એ વંજારને પોતાની સાથે લેઇને તે ત્યાંથી નિકળ્યો. તેમાં દીનારોથી લાદેલાં ઉંટોની તો દસ વંજાર બની હતી.

જ્યારે માર્ગમાંથી આવતા કયસરના એ એલચી માટેની ખબર પરવીજને થઈ, ત્યારે તેણે ફરરોખ નામના પોતાના વફાદાર જાગીરદાર જે નીમરોજનો સરદાર હતો અને જે લશકરને દીપાવનાર મોટી પડવીનો પેહેલવાન હતો તેને ત્યાંથી સ્વાર થઇ તે ખાનગીને સામે લેવા જવા ફરમાવ્યું. તેની સાથે પાદશાહના સ્વારો પણ માથે સુનેરી કોલાહ પેહેરીને ગયા. જેવું ખાનગીએ એ લશકરને દુરથી આવતું જોયું તેવોજ તે મરદાનગી સાથે ફરરોખને આવી મલ્યો. પછી તેઓ એ પ્રમાણે તે પાદશાહની નામીચી દરબારમાં આવી લાગ્યા.

તેઓએ એ પાદશાહનો સોભઇતો ચેહેરો અને સંગારેલું તખત જોતાંજ પોતાના માથાં સામતાં જમીન ઉપર મુકી નાખ ઘસની કીધી અને તેની

તારીફ ગાઇ. પછી ખાનગીએ ફરીથી નાખ ઘસની કરીને કહયું કે "એ ઇનસાફી અને પવિત્ર શાહ! તારા ઉપર તે ફતેહમંદ સાહેબની દુવા ઉતરજો. તું હમેશ ખુશાલી ભોગવતો તેમજ આ પાદશાહી ભોગવતો રેહેજે." પછી તે પાદશાહના સઘલા બુજોર્ગોએ ઉઠી ઉભા થઈ તેને પાદશાહની નજદિકમાં બેસાડયો.

ત્યારબાદ તે ખાનગીએ તેને કહેવા માંડયું કે "તારા જેવો ડાહાપણવાલો બીજો કોઈ નથી. આસમાન ઉપરના સુરજથી પણ તું વધારે પ્રકાશવાલો છે અને વાત કરતાં જીવના કરતાં પણ વધારે કીંમતી છે. માટે તારા જેવા પાદશાહથી આ જેહાન ખાલી બનતી ના. તું હંમેશાં આ જમાનામાં ઈનસાફ આપવા સાથે ફળવંત રહેજે. કોઇપણ તારી ઈચ્છા પાર પડયા વગરનો દિવસ જોતું ના. તારૂં નામનો સુરજથી પણ ઉપર લખાયલું છે. માટે આ જેહાન તારાં તાજ માથાં વગરની રેહેતી ના. તું જમીનના નામવર પાદશાહને હમારા કયસર તરફની દુવા અને હમારી તારીફ પોંહોચજો. તું પાદશાહની કાયમયતથી જે કોઇ ખુશ નહી રેહે તેને કદિપણ રોશણી પુગતી ના. હમે રૂમથી આ નામદારીભરી જમીન ઉપર હદીયા અને ચોઠાઇ સાથે આવ્યા છીએ. હમારામાના કોઇને માર્ગમાં બેચેની નહી લાગે તે માટે હમે ત્યાંથી ત્યાંના ફીલસુફોને પણ સાથે લેઇને અત્રે આવ્યા છીએ. માટે આ કયસરની તરફની મોકલેલી ભેટો તથા ચોઠાઈ તેના તરફની તારીફો સાથે તું કબુલ રાખ."

તેનું એમ બોલવું સમજી તે હુનરભર્યો પાદશાહ ખુશાલીથી હસ્યો અને ત્યારબાદ એ ખાનગીને માટે તેના માણસોએ એક નીચું તખત લાવીને મુકયું. પછી એ સઘલી ચિજો તે પાદશાહે પોતાના ખજાનામાં મોકલી આપ્યા બાદ ખાનગીને કહયું કે "કયસરે એટલી બધી તશદી લેવી જોઇતી હતી નહી." ત્યારબાદ પાદશાહે પોતાની રૈયતની હજુરમાં કયસરનું એ નામું વાંચી સમજાવવા માટે ખરરાદબુર્જનને ફરમાવ્યું. જેથી તે ભણેલા, સારી યાદદાસ્તના અને વાકચાતુરીવાલા શખ્સે એ લખેલા કાગજ ઉપર નજર નાખી આ મુજબ વાંચવા માડયું કે :-

આ નામું યજદાંપ્રસ્તી મોટો સરદાર નામદાર પરવીજ કે જે ઘણોજ ચાલાક અને જેહાનનો પાદશાહ ગણાય છે અને જેને પરવરદેગારે તાજ સાથે અક્કલ અને ઇનસાફનો હીસ્સો બક્ષ્યો છે અને જે પાદશાહ હોરમજનો જેહાનદાર બેટો ગણાય છે તે તાજ તથા તખતને સોભાવવાને લાયક છે. તારૂં

બાપની માતા કયસરની ઓલાદ ધરાવતી હતી તેની ઓલાદનું નામ હંમેશા બરકરાર રેહેજો. તું હંમેશાં શકતીવાન, ખોરેહેમંદ તેમજ ફતેહમંદ રેહેજે અને તારી જીંદગીના તમામ દિવસો નોરોજના જેવા ખુશાલીભર્યાં રેહેજો. ઇરાન તેમજ તુરાન ઉપર તારોજ હક પુગે છે માટે તારી પાદશાહીમાં બીજો કોઈ હરીફ નિકળતો ના. હમેશાં તારૂં દિલ ખુશ અને તારૂં રવાન રોશન રેહેજો અને દાનાઇ ધરાવવામાં તું હંમેશ એક બુઢા માણસ જેવો રેહેજે. તેમજ તારી દોલત પણ તાજીજ રેહેજો. તું પેલા મોટા પાદશાહ કયોમરસ તેમજ તેના બેટા હોસંગ અને તેહમુરસથી ઉતરેલો પાદશાહ છે. એ રીતે એ બાપદાદાઓથી તારો સઘલો વંસવેલો ઉતરેલો છે. માટે એ તારી તોખમનો કદિપણ અંત આવતો ના. તારા મુલકના તેમજ તારી દીનના બુજોર્ગ લોકો પાક પરવરદેગારની હજુરમાં હંમેશાં તારીફ ગાતા રેહેજો. તારા જેવો સ્વાર (જેહાનમાં) કોઇ નથી અને તારા જેવી ખુબસુરતી વસંત પણ ધરાવી શક્તી નથી. તેમજ તારા મેહેલનો કોઈપણ ચીતાર તારી બરોબરી કરતો નથી. સઘલી ઇનસાન્યત તેમજ સચાઇ તારામાં સમાયલી છે. માટે તારી જીંદગીમાં કદિપણ ઘટાડો થવા પાંમતો ના. ઇરાન, તુરાન અને હીન્દુસ્તાનથી તે તારતરી, રૂમ અને જાદુસ્તાન સુધી પરવરદેગારે ફકટ તુંનેજ એ પવિત્ર તોખમ બક્ષી છે. તારા જેવા પાકીજેહ શખ્સને કોઇપણ માતાએ જન્મ આપ્યો નથી. જ્યારે ફરીદુને ઇરાનનો મુલક અઇરજને આપ્યો હતો ત્યારે તેની મરદાનગીએ રૂમ અને ચીનની પણ નામદારી જીટી લિધી હતી. તેણે પોતાના દિલને જુઠાઇ અને કાવાદાવાથી ધોઈ કાઢેલું હોવાથી તે સરૂવાતના વખતમાં તેનીજ તારીફ ગવાતી હતી. તમામ તવંગરી, નસીબ, બુજોર્ગી, મરદાનગી અને ચાલાકી એ સઘલું જાણે પરવરદેગારે તમુનેજ સોંપી આપેલું છે અને તેથીજ તું બીજાઓની નામદારી તારી મરદાનગીથી ખુચવી લે છે. તું હુનરની પરવરશી કરનાર, સખી અને ખજાનો બક્ષનાર છે. માટે તારી એ તોખમથી કોઇપણ દુખ જોવા પાંમતું ના. તારા વડીલોએ પોતાના દુશમનોને ચોઠાઇ અને મેહેસુલ ભરતા કીધા છે અને તેઓએ પોતાના દુશમનોને ગાય જેવા બનાવ્યા છે. કસરા નૌશીરવાન કે જેની દાનાઇ હંમેશાં અખુટ રેહેજો, તેના વખતમાં તેના જેવો કોઇપણ પાદશાહ જેહાનમાં ગણાતો હતો નહી અને પાદશાહોની તોખમમાંથી તેના જેવા પાદશાહ કોઇપણ થયા નથી અને થશે પણ નહી. તે ઉંડા દરીઆ ઉપરથી પણ ચાલી જનારો ચાલાક પાદશાહ ગણાતો હતો. તેણે નારવાનનું તમામ જંગલ તુરકીઓના હાથમાંથી લેઇ લેઇને પોતાની રૈયતની મુશકેલી દુર કીધી હતી. તેણે જેહાનના મોટા

ભાગને દુશમનોના હાથથી છોડવ્યાથી તેની મોટા તેમજ નાનાઓ તારીફ કરતા હતા. તેને માટે અરબો, હીન્દુઓ તેમજ ઇરાનીઓ તેના દુશમનો સામે કંમર ભીડવાને પણ તૈયાર રેહેતા હતા. ચીનના દરીઆથી તે ખજર સુધી, આરમીન્યાથી તે બાખતર સુધી તેમજ હીટાલ, તુરકસ્તાન, સમરકંદ તેમજ ચાચ સુધીના તાજ તેમજ તખતવાલા ખોરેહમર્યા બુજોર્ગો તમારા લોકોના નોકરો ગણાતા હતા અને તમારી નોકરી બજાવી તેની ગવાહી પુરતા હતા. આવા ફરીદુનની તોખમના પાદશાહો આગળ બીજાઓ ઇનસાફમાં નિચા પડે છે. હાલે એવા પાદશાહની મેં સગાઇ કીધી છે અને હું મારી દાનાઇથી એવી બુજોર્ગી પાંમ્યો છું. તેથી જેમ સુરજના તાપથી કરમાયલા લીલા રોપાને પાણી મલવાથી ખુશાલી મલે તેમ મને પણ ખુશાલી મલી છે. તું જેહાનનો ચાલાક પાદશાહ મુબારક રેહેજે અને આ નિચલી બાબદનો તુરત જવાબ લખજે. હું તું પાદશાહની પાસે એક માંગણી કરવા માંગું છું. જે માંગણી તુંને તુચ્છ લાગશે. તારા ખજાનામાં જે સુલી ઉપર ઇસુને સુલી ચઢાવ્યો હતો તે સુલી છે.[1] એ ખરી વાતની તેહેકીક કરતાં તુંને તે તુરત માલમ પડી આવશે. એ સુલી ઘણા લાંબા વખતથી તારે સાં છે. તેથી એ સુલી જો તું હમારી ઉપર મોકલી આપશે તો ઠીક થઈ પડશે. જો તું મારી એ ઇચ્છા પાર પાડશે તો તેથી તેં મારી રૈયતના મોટા અને નાના લોકો ઉપર મેહેરબાની કીધેલી ગણાશે. તેથી તેઓ પણ તારી જેહાનમાં તારીફ ગાશે કે, "તારીથી જમાનો અને જમીન ખાલી બનતી ના." વળી હું પણ તું ખસરૂનો ઉપકારી રેહેવશ અને દિવસના તથા રાતના ત્રણ પોહરની બંદગીમાં હું તારે માટે દુવા માંગશ. મેં તારી રૈયતને માટે જે તમામ હદીઓ અને ચોઠાઇ મોકલી છે તે તું કબુલ રાખજે. જેમ કર્યાથી હું તારો ઉપકારી થવશ. તારા ચેહરા ઉપર તારા દુશમનની જરા પણ નજર પડવા પાંમતી ના. જો આ મારી વાત અને મારી માંગણી તુંને પસંદ પડશે તો તેથી જેહાનમાં હમારી દીનને પણ પ્રકાશ મલશે. વળી હમારા રવીવારના પવિત્ર દિવસે જે કોઈ પરવરદેગારની બંદગી કરવા આવશે તેઓ ગમખાર બની એ સુલીને ચુમન કરશે અને તેના ઉપર પુશકલ ખુશબોઇ ધુપાવશે. ત્યારથી હમારાં દિલ તારી તરફ સાચાં રેહેશે અને દિલનો સઘલો કીનો સર્વ ધોઇ કાઢશે; જે કીનો ફરીદુનના વખતથી ઉઠવા પાંમ્યો હતો અને જે તેના બેટાઓ સેલમ અને તુરથી બરપા થયો હતો. તેથી

---

૧ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ એ કરૂસ ખસરૂના સસરા મોરીસના વખતમાં ખસરૂને હાથ આવ્યા હતો નહી પણ પાછલથી રૂમ સાથે લડાઈ જાગતાં તે ઈરાનીઓને હાથ આવ્યો હતો.

હવે તમામ મુલકો ઉપર હુમલા આવવાની ધાસ્તી રેહેશે નહી અને તરેહવાર કીનાઓ લેવાશે નહી. કારણકે તમે લોકો રૂમીઓના બૈરાં છોકરાંઓને અત્રેથી ઉપાડી લેઈ ગયલા હોવાથી હમારાં દિલ વારંવાર દુ:ખી બન્યા હતાં. પણ હાલે તારી હમારી સાથે સગાઈ થવાથી જેહાનમાં શાંતી ફેલાઇ છે અને હમારી સઘલી બુરી ઈચ્છાઓ સારાંમાં બદલાઈ ગઈ છે. તારા ઉપર તે પરવરદેગારની દુવા ઉતરજો અને તારી જમીનની તારીફ થતી રેહેજો."

જ્યારે કયસરના એ નામાનો વંચાઇને છેડો આવ્યો અને તે જેહાનના પાદશાહે તેની આવી વાત સમજી ત્યારે તે અંદરખાનેથી એ નામા માટે ખુશ બન્યો અને તેના ઉપર ચઢતો વખત નવેસરથી તાજો થયલો માલમ પડયો. તેણે એ એલચી ખાનગીની પુશકલ તારીફ કીધી અને તેને કહયું કે, "હવે તું મારીથી જુદાઇ પકડવાથી અટકજે." પછી તેણે એ મોટી પડવીના સરદાર માટે ઉતારાની જગ્યા તૈયાર કીધી અને તેને માટે બે ખુશનુમાં દીવાનખાના ખાલી કરી ત્યાં તેને લાયકની ચિજો લેઇને એ ચાલાક પેહેલવાન આગળ મુકી. તેણે પોતાને માટે પસંદ કીધેલી સઘલી જગ્યા તપાસી અને ત્યાર પછી તે પાદશાહની આગલનો આગળ રેહેવા લાગ્યો. તે એલચી ખાણા ઉપર, દારૂની મીજલશમાં તેમજ શેકારે એ યજદાંનપ્રસ્ત શાહની સાથેનો સાથે રેહેવા લાગ્યો. એ રીતે તે ખુશ દિલે અને તેની ખેરખાહી ઈચ્છતો એ પાદશાહ આગળ એક મહીનો સુધી રહયો.

## ખસરૂ પરવીજે કયસરના નામાનો જવાબ લખી એક હદીઆ સાથે મોકલી આપ્યો તે વિષે.

જ્યારે એક મહીનો પુરો થયો ત્યારે તેણે એ નામાનો જવાબ લખાવ્યો અને તેમાં તેના મગજને સુજતી મુબારક વાતો લખાવી. એ નામાની સરૂવાતમાં તેણે લખાવ્યું કે, "જેની મનશની પાક હોય તેના ઉપર પરવરદેગારની દુવા ઉતરજો. પાક પરવરદેગાર નેકી તથા બદીના કામો જોનાર છે અને તમામ જેહાન તેનોજ ડર અને ધાસ્તી રાખે છે. તેથી તેઓ એ સુરજને પેદા કરનાર અને આસમાનને નીભાવી રાખનાર સાહેબની તારીફ ગાય છે. તેં એ નામાની સરૂવાતમાં મારી જે તારીફ ગાઈ છે તેથી ગોયા મને એ નામાંથી મલવા બરોબર સંતોષ પેદા થયો છે. હું તેમાની સઘલી બીના અને નામદાર સરદારોના સખુનો વાંચી ખુશ થયો છું. તારૂં એ નામું તથા ખજાનો મેં કબુલ રાખ્યો છે. પણ તું એટલી બધી તશદી લે એવું હું ઇચ્છતો હતો નહી.

તેટલા માટે જેહાનને પેદા કરનાર પાક પરવરદેગાર તારા મુલકની ચઢતી કરજો અને હીન્દ, સકલાબ, ચીન અને ખજરના મુલકો તુંને પ્યારા રેહેજો. તારી મરદાનગી દાનાઈ પહરેજગારી, અને દીનને માટે તારી ઉપર પરવરદેગારની મેહેરબાની ઉતરજો. જ્યારે મારી ઉપર મુશકેલી આવી ઉતરી ત્યારે તું મારો મદદગાર થયો હતો અને તેં તારી તરેહવાર દાનાઇ વાપડી મારા ગમને દુર કીધો હતો. હાલે હું તારી સગાઇમાં આવ્યાથી તારી ઉપર તેમજ તારી હુનરમંદ પાક બેટી ઉપર ઘણોજ ખુશ છું. તે વખતે એવો કોઈ સરદાર હતો નહી જે પોતાના મુલકોની મદદ આપે અને પોતાની પાક બેટીને પણ મારી સાથે પરણાવી એવી રીતે સગાઇ સાંઢે. સઘલા સરદારોએ તે વખતે મને પીઠ મરડી હતી અને મને જેહાનમાં રખડતો મુકયો હતો. પણ એ વખતે તેં એકલાએ મારા બાપની જગ્યા રાખી હતી અને મને એક બાપ કરતાં પણ આલા નિવડયો હતો. તેથી હાલે હું તુંનેજ મારો ખેરખાહી કરનારો બાહાદુર પાદશાહ તેમજ એક બાપ તરીકે ગણું છું. બીજું તેં એમાં તારી પાક પવિત્ર દીન માટે તેમજ આદાતવારની બંદગી માટે જે કાંઇ લખ્યું છે તે સઘલી લાયક અને દિલપસંદ વાત મારા મુનશીએ મારી આગળ વાંચી સમજાવી છે. પણ હમે જે પુરાણી દીન પાલીએ છીએ તે માટે હમુને પણ કાંઇ શરમાવાનું નથી. એ હુસંગની દીનથી[1] વધારે સરસ દીન જેહાનમાં બીજી કોઈ નથી. તેમાં તો સઘલો ઈનસાફ, નેકી, મરયાદા અને દયાજ સમાયલી છે, તેમજ તેમાં આસમાનની ગણત્રી ઉપર પણ નેગાહ પોહોંચાડવાનું જણાવ્યું છે. તેમાં જે પરવરદેગારની હસ્તી માટે કહયું છે તેનેજ હું માનનાર છું અને તેજ દાદગર તરફ ફરી હંમેશાં બંદગી કરનારો છું. તેમાં તેનો કોઈ જોડયો, બેટો[2] કે બરોબરીયો હોય એમ હું કાંઈ ગણુતો નથી. તે સાહેબ કાંઇ છુપો રેહેતો નથી અને છુપો રેહેવા ચાહાતો પણ નથી. એ ખોદાનો વિચાર તો આપણા દિલથી પણ થઇ શકતો નથી. પણ તે મને બેહેસ્ત તરફ દોરવનાર છે એમ હું માનું છું. બીજું તેં તેમાં ઇસુની સુલી માટે જે લખ્યું છે તેથી મને પુરાણા વખતની એ વાત ધ્યાનમાં આવે છે.

---

૧ આપણા પેગમબર સાહેબ જરથોશ્તે પોતાની દીનને લોકોમાં ફેલાવતી વખતે તેને આગળી મજદયસ્ની દીન જે કયોમરસ અને હુસંગ જેવા પુરાણા પાદશાહથી ચાલુ થઈ હતી તે દીન ઉપરથીજ ઉપજાવેલી જાહેર કીધી હતી. ફીરદોસી એ દીનને જરથોશ્તી દીનને બદલે હુસંગથી ઉતરી આવેલી દીન ગણાવે છે જેમાં કાંઇજ ખોટું નથી.

૨ ખ્રીસ્તી ધર્મમાં ઈસુને ખોદાનો બેટો માનવામાં આવે છે.

જે કાંઇ દીન ફેલાઇ હોય તે પોતાની ખુબી સાથે ટકી રેહેજો અને તે દીનમાં અક્કલ સર્વેની રેહેનુમાઇ કરજો. તમો જેઓએ પોતાના પેગમબરને સુલીએ ચઢાવ્યો ત્યારે તે તેના ઉપર હસતે મોઢે ચઢયો હતો અને મરણ પાંમ્યો હતો એમ માનો છો. પણ જો તે ખોદાનોજ બેટો હતો તો તે પોતાના બાપને જઇ મલ્યો તે માટે તમો શું કામ એ ખાલી બાલવાના લાકડાં માટે ગમ કરો છો? એવી કંઢગી વાત તું કયસર પોતેજ કરે તો તેથી એ નામું વાંચી મારા દાનાવ બુજોર્ગો તારી મશકેરી કરશે. વળી તે ઈસાની સુલી જે પાદશાહ અરદેશીરે (અત્રે લાવી) પોતાના ખજાનામાં રાખી છે તેને માટે તારે એવો ગમ કરવો લાયક પણ નથી. હવે જો હું એ લાકડાંને ઇરાનથી રૂમ તરફ મોકલી આપશ તો તેથી મારા તમામ મુલકમાં મારી હશી થશે. વળી મોબેદો મને ખ્રીસ્તી ધર્મમાં વટલેલો ગણશે અને હું મરીયમને ખાતર એક ખ્રીસ્તી બન્યો છું એમ માની લેશે.૧ માટે તારે જો કાંઇ બીજી ખાહેશ કરવી હોય તે કર. જેમ કરવાને હમારી આગળ તારે માટે માર્ગ ખુલ્લો છે. મને તો તારો આ હદીઓ ઘણોજ પસંદ પડયો છે. પણ તેં આવી તરેહવાર ચિજો મોકલવાની શા માટે મેહેનત લિધી? તેં એ જે કાંઇ મોકલવાની મેહેનત લિધી છે તે સઘલું હું મારા શીરોયનેજ આપશ અને તેને માટે નવેસરથી એ ખજાનો તૈયાર રાખશ. રૂમ અને ઇરાન (વચે એવો વહીવત ચાલું રહે તે)ને માટે હું વિચારમાં ચકચુર રહું છું. તેથી રાતના સુવાને વખતે પણ મારૂં મગજ ઝાડીમાં ગુચવાય તેમ ગુચવાઇ જાય છે.૨ વળી મને ફીકર છે કે જ્યારે શીરોય મોટો થશે ત્યારે તે રૂમ તેમજ ઇરાનને નુકસાંન પુગાડશે.

---

૧ રોલીનસન ખસરૂ માટે લખે છે કે તેણે રૂમ સાથે સગાઈમાં આવ્યા પછી ખ્રીસ્તી દીન એખત્યાર કીધી હતી અને તેનો ખ્રીસ્તી ધર્મ અને બંદગી તરફ ઘણો ભાવ વધ્યો હતો. પણ ફીરદોસી રોલીનસનના એ કેહેવાનાને ખોટું પાડે છે અને તેને જગેજગ એક ખરા ચુસ્ત જરથોસ્તી તરીકે ચીતારે છે જે ઉપરથી દેખાય છે કે એ પાદશાહ છેવટ સુધી એક ચુસ્ત જરથોસ્તીજ રહયો હતો. પણ રૂમીઓ તરફની મીત્રાચારીને લીધે તેણે ખ્રીસ્તીઓ સાથે પણ નરમ વર્તણુંક ચલાવી હતી અને ખ્રીસ્તીઓને કોઈપણ રીતની હેરાનગતી આપી હતી નહી.

૨ રૂમ અને ઇરાન વચેની એવી એખલાશભરી દોસ્તી ફક્ટ ખસરૂનો સસરો મોરીસ રૂમની રાજગાદી ઉપર રહયો ત્યાં સુધીના અગીયાર વર્ષો સુધી ચાલુ રહી હતી. પણ એ મોરીસને રૂમીઓએ કટલ કીધા પછીના એના રાજ્યના છવીશ વર્ષ સુધી ઈરાન અને રૂમ વચે ભારી લડાઈઓ ચાલી હતી જેનું બ્યાન ફીરદોસીએ આપ્યું નથી.

ખુન્નેગે સેલમથી સરૂવાત કરી ખુદાં વરૂ જેવા સીકંદર સુધીની વાત હું તુંને કેહેવા બેસુ તો હાલના (આપણી વચે ચાલતા) તાજા ફીના માટે તેમજ પુરાના વખતના ફીનાને માટે જેહાનમાં પાછી ચકચાર ચાલી રેહે. મેં તારી બેટી[1] માટે જે વાતો સમજી છે તે ઉપરથી તો તારે ખાતરી રાખવી કે તેનાથી તારૂં તાજ તાજીજ રેહેશે. તેણી તો ખ્રીસ્તી દીનનાં બલાંને માટેજ કોશેશ કરે છે અને હમારી દીનની વાત તો તે જરા પણ સમજતી નથી. પણ તેણી આરામ વચે ખુશ રેહેતી અને ફતેહમંદ નસીબની છે અને તેણીના રાજમાં હાલે આ નવું ઝાડ ઉગવા પાંમ્યું છે. પરવરદેગાર તારો હંમેશાં મદદગાર રેહેજો અને નસીબનું માંથું તારી બગલમાં પકડાયલું રેહેજો."

પછી એ નામાની ઉપર પાદશાહની મોહર મારવામાં આવી અને પછી તે ખરરાદબુર્જીનના સ્વાધીનમાં સોપવામાં આવ્યું. પછી તેના લાંબો વખતથી એકઠો થવા માંડેલા ખજાનાના બારણા ખોલવામાં આવ્યાં. તેમાંથી તેણે પેહેલાં પેહેલવી નામે ઓલખાતા એકસોને આઠ પૈદાવસી[2] સીક્કા કે જે સીક્કાઓની આસપાસ તમામ જવેહરાત જડેલાં હતાં અને તે દરેક ઉપર દાબીને મોહર મારેલી હતી તે બાહાર કાઢયા. આ દરેક સીક્કાની કીંમત (તે ઉપર જડેલાં જવેહરાતને લિધે) તેના હીસાબના દફતરમાં એક એક લાખ દીરમની ગણાતી હતી. વળી તે સાથે તેણે એક લાખ ચાલીશ હજાર ચીનાઈ કાપડના તાકા કે જેમાના કેટલાક ઉપર કસબથી અને જવેહરાતથી ભરત કરવામાં આવી હતી તે, તથા પાનસો આબદાર મોતી કે જેનો દરેક દાણો પાણીના ટીપાં જેવો આબદાર હતો તે, દારમના ફુલ જેવા રાતાં અને વેપારી વંજારના લોકોને પસંદ પડે એવાં એકસોને સાઠ યાકુતો તથા તે ઉપરાંત હીન્દ, ચીન, મીસર, બારબરી અને સુસતરના મુલકની બનાવતી ચિજો, તેમજ દુન્યાના જુદા જુદા ભાગોમાં બનતી અને જેહાનના તમામ

---

[1] રોહીનસન કયસરની બેટીને સીરા યાને શીરીનને નામે ઓલખાવે છે. તેણી એક જરથોસ્તીની ઓરત બનવા છતાં તેણીએ જરથોસ્તી દીન એખત્યાર કીધી હતી નહી. જેથી તેણીએ તીસફુન અને તેની અતરાફમાં ઘણાક દેવલો તથા મઠો બંધાવ્યાં હતાં. ખસરૂએ તેણીની મરજી મુજબ ખ્રીસ્ટી દીન પાળવાની છુટ બક્ષ્યાથી અને તેણીએ ઈરાનમાં ખ્રીસ્ટીઓનો પગ દંડો વધારી મુકયાથી ખસરૂ ઉપર ખ્રીસ્તી હોવાનું આલ મુકાયું હોય તો તેમાં નવાઈ જેવું નથી.

[2] એ પૈદાવસી સીક્કાનું ચલન કેઆની સલતનતમાં ચાલુ હતું જે સીક્કાની કીંમત પાંચ દીરમની હતી.

સરદારોને પસંદ પડે એવી તરેહવાર ચિજો તેણે એકઠી કીધી અને તે સઘલી ચિજોથી ત્રણ હજાર ઉંટો લાધીને ઇરાનથી નામદાર કયસર ઉપર મોકલી આપવામાં આવ્યાં. વળી તેણે પેલા ખાનગી નામના એલચીને માટે પોતાના ખેશીને અપાય તેથી પણ ચઢતો ખેલાત તૈયાર કીધો, જેમા પોશાક, ઘોડા, તખત, લગામ તથા નાંમીચી પેહેરવાના કપડાંઓ એ સઘલું હતું. વળી તેણે કેટલાંક ઉંટોને સામનથી લાઢયાં તથા દસ ઉંટોને દીનારથી લાઢયાં અને તે સઘલાં રૂમના ફીલસુફોને ભેટ આપ્યાં; જેથી તે સઘલાઓ એ મુલકમાંથી ખુશ બની પાછા ફર્યા અને એ હુનરભર્યા જમીનના પાદશાહની તે રૂમી સરદારોએ પુશકલ તારીફ કીધી.

## ખસરૂ પરવીજ અને શીરીનનો કીસ્સો.



હવે વળી હું એક પુરાણા દાસ્તાનને નવેસરથી તાજું કરૂં છું અને ખસરૂ તથા શીરીનનો કીસ્સો કહી સમજાઉં છું. પેલા સાચા લોકોએ કહી સમજાવેલી અને કીધેલી બાસ્તાન નામાંની એ વાત ઘણી પુરાણી થઈ પડી છે. પણ આવું પુરાણું બનેલું એ નામું જે નામદારોની એક યાદગારી તરીકે સચવાયલું છે તેને મેં તાજું બનાવયું છે. આ ગમ ભુલાવનારા લાયક દાસ્તાનોની સાઠ હજાર બેતો થવા જશે. આવું બેતોમાં લખાયલું ફારસી નામું કોઇએ પણ જોયું હશે નહી. જો એમાંથી કોઇ ખામીવાળી બેતો સોધવા માંગશે તો તે પાનસોથી વધુ નિકળશે નહી. પાદશાહ મહમુદ આવો એક સખી પાદશાહ હોવા છતાં અને તે જેહાનના બીજા પાદશાહો કરતાં વધારે પ્રકાશ પાંમેલો હોવા છતાં આ મારા હેવાલો તરફ નજર કરતો નથી. પણ બદબખ્ત બદગોઇ કરનારાઓથી બુરોજ ગુનાહ થાય છે. એ બદગોઇ કરનારાઓને મારા કામની અદેખાઇ લાગી છે, જેથી મારૂં બજાર એ શાહ આગળ તારાજ બન્યું છે. જો પાદશાહોનો એ સરદાર આ મારી સુંદર વાતો વાંચે અને પાકીજેહ મગજથી તેની તપાસ કરે તો હું તેની તરફથી ખજાનો પામી ખુશ બનું. દુશમનોના બુરા વિચારો એના ઉપરથી દુર રેહેજો. એ પાદશાહને હવે પછી પણ હું એ બાબદની યાદ આપશ કે જેથી મેં મારી મેહેનતના જે બી વાવ્યાં છે તેના હું ફળ પાંમું. તેનું તાજ તખત જાવેદાન સુધી કાયમ રેહેજો અને તેનું નસીબ સુરજથી પણ વધારે પ્રકાસ્તું બનજો. એક દાનાવ અને બુજોર્ગ દેહેકાને એવું કહેલું છે કે, માણસની અક્કલજ

દસ્તગીરી કરે છે. પણ તે છતાં તેને ગમ કે ખુશાલી ખેંચવી પડે છે અને તેમાં કડવાશ તથા ખારાશ પણ ચાખવો પડે છે. તોખમ ધરાવનારા દાનાવ જવાનો અજમાયશ વગર હુનર પામતા નથી.

જ્યારે પરવીજ એક નભરવશ જવાન હતો અને જે વખતે તેનો બાપ જીવતો હતો અને તે બેટા તરીકે એક પેહેલવાન જેવો હતો ત્યારે તેને આ જમીન ઉપર શીરીન૧ નામની ઓરત સાથે દોસ્તી પડી હતી. તે એને મનથી તો રોશન આંખ સમાન હતી. પણ તેણી તેના સિવાય બીજા કોઈ પણ સારા માણસો તેમજ ખેદુતોને પસંદ હતી નહી. જ્યાં સુધી તે જેહાનનો પાદશાહ બન્યો ત્યાં સુધી તેને લાંબો વખત સુધી શીરીનથી જુદાઈ વેઠવી પડી હતી. કારણકે તેને જેહાન આસપાસ દુખી ભટકતું પડયું હતું અને બેહરામની સાથે ચાલુ લડાઇમાં ઉતરવું પડયું હતું. પણ જ્યારથી એ ખસર લડાઈથી પરવાર પાંમ્યો ત્યારથી તે રાત અને દીસ એ ખુબસુરત ઓરતના ગમમાં રડતો રેહેતો હતો.

## ખસરૂ શેકારે ગયો જ્યાં તેને શીરીન સાથે મેલાપ થયો અને તેણે તેણીને પોતાના મેહેલમાં મોકલાવી તે વિષે.

એવું બન્યું કે એક દિવસે પાદશાહ પરવીજને શેકારે જવાની ઇચ્છા થઈ. તેથી તેણે આગળા જેહાનના શેહેનશાહોની ઢપે સઘલી તૈયારીઓ કીધી. નેકનામ ખસરૂના ઘોડા સાથે ત્યાં બીજા ત્રણ હજાર સુનેરી લગામવાલા ઘોડાઓ હાજર કરવામાં આવ્યા. વળી તેની સાથે ખસરૂના એક હજાર એકસોને સાઠ નોકરો હાથમાં નેજા પકડીને ચાલવા લાગ્યા. બીજા એક હજાર અને ચાલીશ નોકરોએ તેની તલવાર પકડી હતી. તેઓએ પેહેરેલા રેસમી પોશાક તેઓની પુઠે ભોંય ઉપર રોલાતા હતા. તેઓની પુઠે બાજ પક્ષીઓ પકડી ચાલનાર સાતસો માણસો દોડતા હતાં. તેઓએ બાજો, શકરાઓ તથા પાદશાહી શકરાઓને ધરેલા હતા. વળી એ બાજ રાખનારાઓની પુઠે ત્રણ

---

૧ શેલીનસન શીરીનને મોરીશની બેટી જણાવે છે જે મોરીશની બેટીને ફીરદોસીએ મરીયમને નામે ઓલખાવી છે. જ્યારે આ શીરીન કોઈ બીજીજ ઓરત હોય એમ ફીરદોસી ઉપરથી માલમ પડે છે. પણ તેણી તરફ ઇરાનીઓનો આવભાવ હોવાથી એવું જણાય છે કે એ શીરીન પણ કોઈ ખ્રીસ્તી ઓરત હોવી જોઈએ.

હજાર માણુસો શેકારી કુતરાઓ અને ચીત્તાઓને લેઇને ચાલતા હતા. વળી સાંકલોથી બાંધેલા અને રેસમી દોરડાંઓથી તંગ શીકરેલા સીતેર સિંહો તથા વાઘોને પણ ત્યાં સાથે લેવામાં આવ્યા હતા. આ સિંહો તથા વાઘોને પણ કેળવેલા હતા અને તેમના મોઢાંને સુનેરી સાંકલોથી બાંધી લિધાં હતાં. વળી સુનેરી પતાઓથી બાંધેલા આંઠસો કુતરાઓને પણ સાથે લેવામાં આવ્યા હતા જેઓ જંગલમાંના હરણોને જડપથી પકડનારા હતા. તેઓની પુઠે બે હજાર રામશગરો શેકારને વખતે કામ લાગે એવા વાંજીંત્રો સાથે લેઇને ચાલતી હતી. તેઓમાની દરેક માંથા ઉપર સુનેરી તાજ પેહેરીને એક એક ઉંટ ઉપર સ્વાર થઈ હતી. વળી ખુરસીઓ, પાવતીઓ, પરદાઓ તેમજ તંબુઓ અને ચાર-પાઇઓથી પાનસો ઉંટો લાદી આગળ મોકલવામાં આવ્યા. જે સઘલા ઉંટો ઉપર રેવાજ મુજબ પાદશાહનું નામ દામેલું હતું. બસો ગોલામો ધુપ દાનમાં આતશ પાડી તે ઉપર અગર અને અંમબર બાલતા સાથે ચાલતા હતા તેમજ બસો નોકરો હાથમાં નરગેશ તથા કેશરના પંખા લેઈ આગળ આગળ દોડી તે આવતા ધુમાડાને પંખો મારી ચોમેર પાંઠરતા હતા. વળી તેઓને ખુશ સુગંધી આપવાને માટે સો પખાલીઓ પાણીમાં કસ્તુરી દોહવીને તેનો રસ્તામાં છંટકાવ કરતા હતા. તેઓ તે રસ્તા ઉપર એવી રીતે છંટકાવ કરતા હતા કે જાણે તેમાંથી ગોલાબ અને અંમંબરનોજ પમરાત નિકળતો હતો. એમ કરવાનું કારણ એ હતું કે તે મુબારક તોખમના પાદશાહ ઉપર પવનથી માર્ગમાંનું ધુલાર ઉડી આવે નહી. એ પાદશાહ સાથે ત્રણ હજાર પાદશાહી જવાનો ઘોડા દોડાવતા ચાલતા હતા જેઓએ પેહેરેલા પોશાક તરેહવાર રાતા, લીલા તેમજ પીલા રંગના હતા. પાદશાહની સાથે સાથે કાવ્યાની ઝુન્ડો પણ ચાલતો હતો. પાદશાહ પોતે કસબી બનાવતનો પાદશાહી પોશાક પેહેરીને તથા માથે તાજ મુકીને અને કાનોમાં લુલકો લટકાવીને ઘોડા ઉપર સ્વાર થયો હતો. વળી તેણે હાર સાંકલી પણ પેહેર્યાં હતાં અને કંમરે સુનેરી કંમરબંધ બાંધ્યો હતો, જે ઉપરના દરેક બુટાઓમાં જવેહરાતો જડયાં હતાં.

જ્યારે શીરીનને ખબર થઈ કે, તેનું લશકર આવી લાગ્યું છે અને તે જેહાનનો શાહ પોતે કસ્તુરીથી પમરતો સુનેરી લેબાશ સજીને ખુશાલીથી દાડમના જેવા બનેલા રાતા ચેહેરાએ હરોલમાં ચાલે છે, ત્યારે તેણી પણ રાતા રંગની તથા સુના અને જેહવેરાતથી ભરેલી સારી પેહેરીને અને માથે જવે-હરાતોથી પેહેલવી ચીતારો કાઢેલી નકસીવાલું પાદશાહી તાજ પેહેરીને પોતાના મેહેલની અગાશી ઉપર આવી ઉભી. તેણી જવાન હોવા છતાં દલગીર જણાતી હતી. તેણી તે અગાશી ઉપર ત્યાંથી ખસરૂ પસાર થયો ત્યાં સુધી આંખોમાંથી

આંશુ પાડતી ઠોભી રહી. તેણી પાદશાહનો ચેહરો જોતાંજ ઉભી થઈ અને પોતાનું સોહામનું બદન પરવીજને દેખાડયું તથા મીઠે અવાજે તે પાદશાહને પેલા આગળા વખતની યાદ આપી. તેમ કરતાં તેણીએ પોતાની નરગેશ જેવી આખોમાંથી આંસુ પાડી ગાલ ઉપરના ગોલાબને ઢાંઇ કાઢયો. તેમ કરતાં તેની આંખો પણ બીમાર બની અને ગાલો ઉપરનો ગોલાબી રંગ ફીકકો થયો.

એ રીતે તેણીએ આંખોમાં આંસુ સાથે નરમ અવાજે તેને પેહેલવી ભાષામાં કહયું કે, "ઓ વાઘના જેવા બદનના, મુબારક બોલી બોલનારા અને સિંહોને મારનારા સપેહસાલાર જેવા પાદશાહ! આપણી વચેનો સઘલો પ્યાર અને સંબંધ અને આપ લે કીધેલાં વચણો અને કોલકરારો એ સઘલું કયાં ગયું?" એટલું બોલી તેણી આંખોમાંથી આંસુ પાડી પાછી રડવા લાગી અને તે આંસુઓ તેણીના સુનેરી પોશાક ઉપર ટપકવા લાગ્યાં.

ખસરૂને કાને તેણીનો એ અવાજ અઠડતાંજ તેણે ઉંચે જોયું તો ત્યાં શીરીન જણાઇ. આથી ખસરૂની આંખોમાં પણ આંસુ આવ્યાં, જેથી તેનો સુરજ જેવો ચેહેરો પણ ફીકકો બન્યો. પછી તેણે પોતાના ચાલીશ નોકરો સાથે તેને માટે સુનેરી લગામ સાથનો એક ઘોડો મોકલતાં તેઓને ફરમાવ્યું કે "તમો તેણીને (એકદમ) મારા હીરાજડીત સુનેરી મેહેલમાં લેઈ જાઓ."

પછી તે પોતે ત્યાંથી શેકારના જંગલ તરફ નિકળી ગયો, જ્યાં તેણે ચીત્તાઓ તથા બાજ પક્ષીઓને કામે લગાડી શેકાર કરવા માંડયો. જ્યારે તેણે ત્યાંના પાહાડો અને જંગલોમાંથી શેકારનો સારો જઠ્ઠો મેલવ્યો ત્યારે તે ત્યાંથી મોજ કરતો પાછો શેહેર તરફ ગયો. એ શાહના શેકારેથી પાછા ફર્યાની ખબર સમજી શેહેરમાં રસ્તે રસ્તે તોરનો ટાંગવામાં આવી. રણુ-સીંગડાના અવાજ અને ગાયણોના શરોદથી હવા સઘલી ગાજી રહી. એ રીતે તે સીધ્ધા સોટા જેવો ખસરૂ શેહરમાંથી પસાર થઈ મેહેલમાં દાખલ થયો. મેહેલમાં શીરીન આગળ આવી લાગતાંજ તેણીએ એ ખસરૂના હાથ, પગ અને કપાલને બોશા લિધા.

પછી પાદશાહે તુરતજ પોતાના વજીરને કહયું કે, "તું મારે માટે એમાં સાર સિવાય બીજું કાંઇ ધારતો ના. એ ખુબસુરત ઓરતને તું મારી સાથે પરણાવ અને પછી એ વાતની ખુશ ખબર જેહાનમાં જાહેર કર. પુરાણા વખતના ચાલતા રીત અને રેવાજ મુજબ તુંજ મારે માટે તેણીના હાથની માંગણી કર."

## પાદશાહી મેહેલમાં શીરીનના આવ્યાની ખબર ઈરાનના બુજોર્ગોને થવાથી તેઓએ ખસરૂને ઠપકો આપ્યો, પણ ખસરૂનો જવાબ સમજી તેઓ પાછા ખુશ થયા તે વિષે.

જ્યારે શેહરના બુજોર્ગો તેમજ લશકરને ખસરૂ માટેની એ ખબર થઈ કે "શીરીનને ખસરૂના મેહેલમાં લાવવામાં આવી છે અને વીસરાયલી વાતને તેણે તાજી કીધી છે," ત્યારે તમામ શેહેરમાં તેના એ કામ માટે દલગીરી ફેલાઇ અને તેઓ દુખી અને વિચારવંત બનીને ખસરૂને ગાળ દેવા લાગ્યા. તેઓ ત્રણ દિવસ સુધી ખસરૂના દર્શણે પણ ગયા નહી. તેથી ચોઠે દિવસે સુરજે જેહાનને દીપાવવા માંડતાંજ એ સઘલા મોટાઓને ખસરૂએ પોતાની આગળ બોલાવી મંગાવ્યા અને તેમને તેઓની લાયક પડવી મુજબ બેસાડયા. ત્યારબાદ તેણે તેઓને કહયું કે, "તમોને કેટલાક દિવસો થયા અત્રે નહી આવતાં જોઇને હું દલગીર બન્યો છું. તમો દુખી બન્યાની મને ફીકર લાગે છે અને તેથી હું તમારી એવી વર્તણુક માટે વિચારવંત બન્યો છું."

પણ કોઇએ તેના એમ બોલવા છતાં તેને જવાબ દિધો નહી. તેઓની જીભ જાણે બોલવાથી અટકી ગઈ હોય તેમજ લાગતું હતું. પછી જે સઘલાઓ તેના ઉપર ગુસ્સે હતા અને દુખી બન્યા હતા તેઓ હવે વજીર તરફ જોવા લાગ્યા. એમ જોતાંજ તે વજીર ઉઠી ઉભો થયો અને તેને કેહેવા લાગ્યો કે "ઓ સાચ્ચા અને ઈનસાફી શાહ! તારી જવાનીના વખતમાં જ્યારથી તું પાદશાહ બન્યો છે ત્યારથી તેં ઘણા સારા માઠા વખતનો અનુભવ મેલવ્યો છે. વળી તુંને બુજોર્ગોના અને સરદારોના કામોથી જેહાનમાંથી સારા તેમજ નરસા સખુનો પણ સમજવા પડયા છે. જ્યારે એક સરદારનું તોખમ અપવિત્ર બને છે ત્યારે તે તોખમની બુજોર્ગીનો પણ ઘટાડો થાય છે. તું જાણ કે એક મોટી પડવીનો બેટો કદિપણ પોતાના બાપનું ખુન રેડવા તરફ હાથ લંબાવતો નથી.૧ પણ એક મોતાથીજ તેનું તોખમ અધંકાર પકડે છે અને બેટાને આલુદગી પોહોંચાડી હેરાનગતીમાં નાખે છે. એવા પોતાના બાપનું ખુન કરનારા ઝોહાક જેવાએ જમશીદ સાથે પણ બુરાઈ કરી તેનો અંત આણ્યો

---

૧ હેરોદોતસ પુરાણા કાલના ઈરાનીઓની તવારીખ લખતાં એવું લખી ગયો છે કે "એક ઈરાની બચો પોતાના બાપનું ખુન રેડવામાં મોટો ગુનાહ અને હલકાઈ માની લેતો હતો."

હતો. વળી તખત મેલવવાને ખાતર પેલા અફરાસીયાબે નેકબખ્ત અગરીરસ જેવા પોતાના ભાઇને મારી નાખ્યો હતો. વળી પેલા સીકંદરે દારાંનું લોહી રેડયું હતું અને એ રીતે તેણે આપણા લોકો વચે ફીનાના આતશનું બી વાવ્યું હતું. જો કે ફીલકુશ તેને પોતાનો બેટો ગણતો હતો, તોપણ એ સીકંદર તો દારાબને પોતાનો બાપ ગણતો હતો. જો કે એ સીકંદરનો બાપ તો પવિત્ર હતો પણ તેની માય બુરી ખાશીયતની હોવાથી તેણીને ત્યાં બેટો પણ પાક અવતર્યો હતો નહી એમ ગણી શકાય. કોઇપણ જુદાઇમાંથી સચાઇ પાંમી શકે નહી, પણ એ સચાઇથીજ સુલેહ પંદરાય છે. એજ રીતે પેલી બુરી દેવી ( શીરીન ) એ હમારાં દિલને દલગીર બનાવ્યાં છે અને તેણી હાલે તું મોટા પાદશાહની દોસ્તી મેલવવા પાંમી છે. શું ખસરૂની તારીફ પાંમી શકે એવી કોઇ ઓરત ઇરાનમાં તેણીના સિવાય બીજી કોઇ હતી નહી! જ્યારે એ શીરીંન તેના મેહેલમાં હતી નહી ત્યારે તું ખસરૂનો ચેહેરો સઘલે પ્રકાશ પાંમી શકતો હતો. તારા ન્યાગાનો પણ દાનાઈ એખત્યાર કરનારા હોવાથી તેઓ કદિપણ એવી વાતોને યાદ કરતા હગ નહી."

જ્યારે એ વજીરના લંબાન ભાષણનો છેડો આવ્યો ત્યારે તે શેહેનશાહે તેને તેનો જરાપણ જવાબ આપ્યો નહી. આથી તે વજીરે તેને કહયું કે, "હમે એનો જવાબ મેલવવાને આવતી કાલે સહવારે આ દરબારમાં પાછા આવીશું. આજે તો હમારીજ વાત એટલી બધી લાંબી થઈ પડેલી હોવાથી હમે તેનો જવાબ તારી પાસેથી કાલેજ મેલવીશું."

બીજા દિવસની બામદાદે તેઓ સકારેથી ઉઠયા અને ખોદાની બંદગી કરવાને ગયા. ત્યાં ( એ વાત નિકળતાં ) એક શખ્સ બોલ્યો કે, "આપણે એવી વાત ત્યાં કરવી જોઇતી હતી નહી." ત્યારે બીજાએ તેને જવાબ દિધો કે, "એવી વાતમાં તો દાનાઈ સમાયલી હતી." ત્રીજો બોલ્યો કે, "હવે આજ તે આપણને તેનો જવાબ દેશે. પણ એ બાબે જો તે કાંઈ મુબારક બોલો બોલે તો સારૂં."

પછી તે સઘલા વજીરો ત્યાંથી સામતા નિકળયા અને દબદબા સાથે એ પાદશાહ આગળ આવી લાગ્યા. બુજોર્ગોએ ત્યાં પોતપોતાની જગ્યા લિધા બાદ એક શખ્સ પોતાના હાથમાં એક તસ્ત પકડીને ત્યાં દાખલ થયો. આ તસ્તને ઉજારીને સુરજના જેવી પ્રકાસ્તી બનાવવામાં આવી હતી. તે શખ્સ ત્યાંના દરેક બુજોર્ગોની આગળથી ( તેમાં શું છે તે દેખાડવાને ) તે લેઇને પસાર થયો. આ તસ્ત ગરમ ગરમ લોહીથી ભરેલી હતી. પાદશાહની આગળ આવી લાગતાંજ તેણે એ તસ્ત હલવેથી ભોંય ઉપર મુકી દિધી.

સર્વેએ એ તશ્તમાનું લોહી જોઇને પોતાની નજર ફેરવી નાંખી અને દરબારમાં ભેગા મલેલા સર્વે લોકોએ ત્યાં ચકચાર કરવા માંડી. ખસરૂએ તે સર્વેની તરફ જોયા કીધું. પણ તે તમામ અંજુમન પાદશાહના ડરથી ડરીને ચુપ રહી. પછી તેણે તે ઇરાનીઓને કહ્યું કે, "આ લોહી કોણનું છે અને તે મારી આગળ શા માટે લાવી મુક્યું છે?" ત્યારે મોબેદોએ તેને જવાબ દિધો કે "આવું પલીદ લોહી જોઇને તો હમો સર્વેને બુરા અંદેસા ઉપજે છે." એ વજીરને એમ બોલતાં સમજીને તેણે તુરતજ તે તસ્તને ત્યાંથી ઉઠાવી લેવા ફરમાવ્યું. જ્યારે સર્વે હવે અદબ વાલીને બેસી રહયા.

તુરતજ તે મોંઘી કીંમતની તસ્તને લોહીથી સાફ કરી નાખવામાં આવી અને તેને ખાકથી ઉજાલી ધોઈ કાઢી. જ્યારે એ તસ્ત પલીદીથી પાક અને જલકતી થઇ ત્યારે તેમાં હવે ઉપર સુધી દારૂ ભર્યો તેમજ તેમાં કસ્તુરી તથા ગોલાબ રેડયો. જેથી હવે તે તશ્ત સુરજની માફક ત્યાં દીપી રહી. પછી ખસરૂએ તે વજીરને કહયું કે "તું જો કે આ તસ્તતો એકજ છે પણ તે હવે જુદીજ તરેહની બનેલી દેખાય છે." ત્યારે તે વજીરે જવાબ દિધો કે, "તું અમર્ગ રેહેજે! પેહેલાં ખરેખર તે બુરીજ લાગતી હતી પણ હવે તે ઘણી સારી લાગે છે. જે તશ્ત પેહેલાં દોજખ જેવી હતી તે તારા હોકમથી હવે બેહેસ્ત જેવી બની છે અને જે બીહામની લાગતી હતી તે હવે ખુશ લાગે છે."

ત્યારે ખસરૂએ તેને જવાબ દિધો કે, "જ્યારે એ શીરીન શેહરમાં હતી ત્યારે તેણી પેલી જોવા નહી ગમે એવી ઝેહેરી તસ્તના જેવી હતી, પણ હાલે તે મારા મેહેલમાં આવેલી હોવાથી પેલી દારૂની તસ્તના જેવી બનેલી છે અને મારા પમરાતથી તેણી પણ હવે પમરતી બની છે.[૧] એ શીરીન પેહેલાં મારેજ ખાતર બદનામ થઇ હતી પણ હવે તેણી પણ મોટા લોકોની દોસ્તી પાંમશે."

આથી તમામ સરદારોએ તેની તારીફ કીધી કે, "આ જમીન તારાં તાજ તખત વગરની રેહેતી ના. જો તું પોતેજ ભલાં કામો કરે તો ભલાઇનો પણ વધારો થાય અને જેને તું મોટાઇએ પુગાડે તે જેહાનમાં પણ મોટો ગણાય. કારણકે હમારો તુંજ એક શાહ કે વજીર કે સરદાર જેવો છે. માટે તું આ જમીન ઉપર ઇજદી ખોરેહ વગરનો રેહેતો ના."

---

૧ આ ઉપરથી જણાય છે કે એ શીરીનની વર્તણુક સામે થવાનું ઈરાનીઓને કાંઈ મજબુટ કારણ હોવું જોઇએ પણ તે કારણ શું તે જાહેર રીતે જણાયલું નથી.

# શીરીને મરયમને મારી નાખી અને ખસરૂએ શીરોયને કેદ કરાવ્યો તે વિષે.

હવે શાહ ખસરૂની મોટાઈ વધતી જતી ગઇ અને ખસરૂ જે પેહેલાં પ્રકાશમાં ચંદ્ર જેવો હતો તે સુરજ જેવો બનવા લાગ્યો. પણ એ ખસરૂ પોતાના તમામ મેહેલમાં સરદાર સમાન ગણાતી કયસરની બેટીની આગળજ તમામ દિવસ પસાર કરતો હતો. આથી શીરીનને મરીયમની અદેખાઈ ઉપજી અને તેણીના ગાલો અદેખાઇને સબબે ફીક્કા રેહેવા લાગ્યા. પણ આખરે એ શીરીને મરીયમને ઝેહર દિધું જેથી એ કયસરની તોખમની ખુબસુરત ઓરત મરણ પાંમી. પણ તેણીની એ યુક્તિની કોઇને પણ ખબર પડી નહી. કારણકે એ કામ તેણીએ ઘણુંજ ખાનગી રીતે બજાવ્યું હતું. મરીયમને ગુજર્યાને એક વર્ષ થયું ત્યારે તેના સુનેરી મેહેલનો કબજો હવે શીરીનને સોંપવામાં આવ્યો.

શીરોય પણ હવે સોલ વર્ષની ઉમરે આવ્યો હતો. પણ તે ત્રીસ વર્ષનો હોય એવો ઉંચાઇમાં લાગતો હતો. એ બેટાને નામદારીભર્યો અને હુનરમંદ બનાવવાને માટે તે બાપે દાનાવ શિક્ષકોને બોલાવી રાખ્યા હતા. વળી પાદશાહના હોકમથી એક મોબેદ તો રાત અને દિસ તેના ઉપર ખુશાલ દેખરેખ રાખતો હતો. એવું બન્યું કે એક દિવસે બામદાદે તે મોબેદ એ નેકખાહની આગળ આવ્યો. જ્યારે પણ એ મોબેદ તેની આગળ આવતો ત્યારે તે હંમેશ તેને રમત રમવાનીજ ખાહેશ કરતો જોતો હતો.

એક બામદાદે જ્યારે તે ત્યાં આવ્યો ત્યારે તેણે તેને પોતાની સામે એક "કલીલે" નામની ચોપડી ખુલ્લી મુકેલી જોઇ. પણ તે બાહુર જવાન તો પોતાના ડાવા હાથમાં એક વરૂનો કાપી કાઢેલો સુકકો પંજો પકડીને તથા જમના હાથમાં ભેંસના માથાં ઉપરનું સીંગડું પકડી તે બંધેને એક મેક સાથે અફાલી રમત રમતો હતો. તેની આવી રીતની રમત અને આવી કઢંગી વર્તણુક જોઇને એ કામથી તે મોબેદ દલગીર થયો. તે બાહુર જવાને જે ભેંસનું સીંગડું અને વરૂનો પંજો હાથમાં પકડયો હતો તે ફાલ નાખી જોતાં બુરો જણાયો. આથી તે માબેદ જમાનાના આવા કામ માટે તેમજ તે બુરી મનશાનીના બદબખ્ત છોકરા માટે દલગીર બન્યો. કારણકે એજ મોબેદે પોતાની દાનાઇથી તેની બચગીને વખતે વડા વજીર અને ખજાનચીનના પુછવાથી તેનું નસીબ વર્તયું હતું.

આથી તેણે વડા વજીર આગળ જઇને કહયું કે, "હવે પેલા મોટા દરજ્જાના શાહજાદા સાથે અહોએ બાજી રમવા માંડી છે." તેથી તે વજીરે

જઇને જડપથી પાદશાહને તે માટે ચેટાળ્યો અને તે વજીરનું કેહેવું ખસરૂએ ધ્યાનથી સમજી લિધું. પણ એ ફરજંદને માટેની એવી વાત સમજી તેના ગોલાબી ગાલો ફીક્કા બન્યા અને તે જમાનાના આવાં કામથી દુખી બન્યો. જો કે જ્યારથી તે નજુમીએ તેને એવું સઘલું કહયું હતું ત્યારથીજ તેનું દિલ અને જીગર દુખી બન્યા હતાં. તે બોલ્યો કે, "આસમાનને પેદા કરનાર પરવરદેગાર મને તેના કેવી રીતના કામો દેખાડવા માંગતો હશે? કારણકે મારી તેવીસ વર્ષની પાદશાહી પછી તો એજ શીરોય મારી ગાદી ઉપર પોતાની ગરદન પાદશાહ તરીકે ઉંચી રાખનાર છે."

પછી તે મોટા પાદશાહ તેને માટે દુખી થઈ પડયો. કારણકે તેનો એ બેટા તેની ધારના મુજબનો નિવડતો હતો નહી. તેથી તેનો હસ્તો જીવ હવે દુઃખી થઈ પડયો અને તેણે તેને મેહેલમાંથી બંધીખાને મોકલાવી દીધો. પણ તેના એવા હાલથી એ શીરોયની બેહેનના ચેહેરાનું પાણી ઉડી ગયું. હવે જે માણસો શીરોયને લાગતાવલગતાં હતાં અને તેનાજ વિચાર મુજબ ચાલનારા હતા તેઓની ગણત્રી કરતાં તેવા નાની અને મોટી પદવીના ત્રણ હજાર માણસો થયાં. એ સઘલાઓ હવે મેહેલ છોડી શીરોયના બંધીખાનામાં જઈ વસ્યા. તેમજ તેના મેહેલમાં જે કાંઇ પેહેરવા ઓઢવાની, ખાવાપીવાની અને બક્ષેશ કરવાની ચિજો હતી તે સઘલી મેહેલમાંથી બંધીખાનામાં લાવીને ગોઠવી અને સઘલા નોકર નફરોને પણ ત્યાંજ બોલાવી મંગાવ્યા. વળી તેને માટે દારૂ તથા ગવૈયાઓને ત્યાં મોકલી આપ્યા. વળી જે સઘલા દીનારો તેના મેહેલમાં મોટી સંખ્યામાં હતા તે પણ તેને માટે ત્યાંજ મોકલી આપ્યા. ત્યાં એ ભાઇ બેહેનનું કામ ખાવાપીવાનું અને મોજ ભોગવવાનું હતું. તેઓની ત્યાં ચાલીશ માણસો ચોકી કરવા લાગ્યાં.

## ખસરૂએ તાકદીસ નામનું તખત બનાવ્યું તે વિષે.



હવે પેલા એકદિલીથી અને એકસરખી સાચી વાતો કેહેનારાઓએ પોતાના દાસ્તાનમાં એવું કહેલું છે કે, ખસરૂ પોતાના તખતોમાના એકને તાકદીસને નામે ઓલખતો હતો. જે તખત એ પરવીજે ઘોડા દોડાવવાના એક મેદાનમાં મુકયું હતું. એ તખતની સરૂઆત પેલા નાપાક દીન દુબાઉ ઝોહાકથી બની હતી. જે વખતે પેહેલવાન ફરીદુને ત્યાં જઇ અરબોના હાથમાંથી પાદશાહી ખુચવી લિધી હતી તે વખતે દેમાવંદ પાહાડમાં એક શખ્સ વસ્તો

હતો જેને ઝોહાકે માણસો વચેથી ત્યાં દેશનિકાલ કીધો હતો. તેનું નામ જેહેનબુર્જીન હતું અને તેની ઇચ્છા કોઇપણ મુલકમાં પાર પડી શકતી હતી. નામદાર પાદશાહ ફરીદુનને માટે તેણેજ એ તખત બનાવ્યું હતું અને તેમાં જવેહરાત ઉપર જવેહરાત જડેલાં હતાં. જ્યારે એ મોંઘી કીંમતનું તખત આબાદ બન્યું અને એ તખતથી પાદશાહ ફરીદુન ખુશ બન્યો ત્યારે તેણે એ જેહેનને ત્રીસ હજાર દીરમ, સુનાનું એક તાજ અને કાનના બે લુલક બક્ષેશ કીધાં હતાં. વળી તેણે તે સાથે તેને સારી તથા આમુલના હાકેમી ખત પણ લખી આપ્યાં હતાં અને તેની હાકેમી દરમ્યાન એ શેહેરો આબાદ પણ બન્યાં હતાં.

જ્યારે ફરીદુને ઇરાનની પાદશાહી અઇરજને સોંપી હતી અને તેના જે નામદારો હતા તે એ અઇરજના નોકરો બન્યા ત્યારે એ જેહાનના પાદશાહ ફરીદુન પાસે તેની પાદશાહી દરમ્યાન ત્રણ ચિજો વખનાતી હતી. જે આ તખત, જેહાનમાં, તેનાથી યાદગાર બનેલો પેલો ગાયની સુરતનો ગુરજ અને સાત જવેહરાતનો એક ઝુમખો હતો, જે સાતેના એ ઇનસાફી પાદશાહે નામ પાડેલાં હતાં. જ્યારે અઇરજ ગુજર પાંમ્યો ત્યારે તેની પાસે પણ એ ત્રણ ચિજો સચવાયલી હતી, જે જોઇને મીનોચેહેર પણ તેનાથી ખુશ બન્યો હતો. ત્યાર પછી જે કોઈ પાદશાહે એ પાદશાહી તાજ ભોગવ્યું હતું તેઓ પાસે પણ એ તખત સાથની ત્રણ ચિજો રેહેતી હતી.

જ્યારે નેકબખ્ત કેખસરૂને હાથ એ સઘલું આવ્યું ત્યારે તેણે એ તખતની બુલંદી વધારે વધારી મુકી હતી. પછી એ રીતે તે તેના હાથમાંથી લોહરાસ્પના હાથમાં ગયું હતું અને લોહરાસ્પ પછી તે ગુશતાસ્પના હાથમાં આવ્યું હતું. જ્યારે ગુશતાસ્પે એ તખત જોયું ત્યારે તે એવું બોલ્યો હતો કે, "એ બુજોર્ગોએ બનાવેલું કામ એમ (ખજાનામાં) છુપાવી રાખવું ઘટતું નથી." તેથી તે મોટા પાદશાહે જામાસ્પને કહયું કે, "તું એ કામમાં કાંઈ સુધારો કરી શકશે? તું તેને તપાસી જો અને તારે ગમે તો તેમાં કાંઈ સુધારો કર; કે જેથી તે મારા મરણ પછી પણ વખણાતું રેહે."

આથી જામાસ્પે એ તખતને બારીકીથી તપાસ્યું, જેથી તેને હાથ પોતાની દાનાઇથી એની કુચી મલી આવી. તેણે તેના ઉપર ઉંચા આસમાનની ચાલ રચી, જેથી ભવિશયમાં શું બનશે, તે કયારે બનશે અને કેટલે દરજજે બનશે તે સઘલું ભવિશ તેમાથી માલમ પડી આવતું હતું. તેમાં વળી તેણે પાદશાહના હોકમથી બ્રેસપતીના ગ્રહથી તે ચંદ્ર સુધીના ચીતારો પણ પાડ્યા.

એ રીતે એ તખત સીકંદરના વખત સુધી પાદશાહો વચ્ચે સચવાઇ રહેલું જણાયું હતું અને તેમાં તે પાદશાહો સુના, રૂપાં, હાથીદાંત અને સીસમની કાંઇ અને કાંઈ ચિજનો વધારો કરતા રહયા હતા. પણ સીકંદરે તેને ભંજાવી નાખ્યું હતું અને વગર સમજે તેનો નાસ કરાવ્યો હતો. તેમાના ઘણાક ટુકડાઓ જેમ હાથ આવ્યા તેમ બુજોર્ગોએ લેઇ જઇને છુપાવ્યા હતા.

એ પ્રમાણે સરદાર અરદેશીરના વખત સુધી તે એવી હાલતમાં રહયું હતું અને તેટલાં એ તખતનું નામ પુરાણું બન્યું હતું. એ તખતની કેઠે પણ નિશાણ રહી હતી નહી. પણ અરદેશીરે તેવુંજ એક બીજું તખત બનાવવાની ઇચ્છા રાખી હતી. તેણે તેને ફરી ઉભું કરવાની તજવીજ કીધી પણ જેમ બનવું જોઇએ તેમ તે બની શકયું હતું નહી. તેથી તે એ તખત ભોગવવાની ખુશાલી પાંમી શકયો હતો નહી. તેના ગુજર પાંમ્યા પછી એ તખત તેણે તેને ગમે એવી મોટાઇએ પુગાડવાની કોશેશ કીધા છતાં એવીજ હાલતમાં પડેલું રહયું હતું.

જ્યારે પાદશાહ પરવીજ તખતે બેઠો અને તમામ સરદારો તેની નેકખાહી કરવા લાગ્યા ત્યારે તેની આગળ તે સરદારોએ એ શાહાનશાહી તખતને માટેની વાતો કીધી હતી અને તેઓએ તેને વહી ગયલા વખતની વાતો સમજાવી હતી. ત્યારે પરવીજે તેઓને કહયું હતું કે, "ઓ મારા સરદારો! હું મારા નોકરોથી એવી આશા રાખું છું કે તેઓ એ નામદારીભર્યા તખતને નવેસરથી બનાવે એવું હું જોઇ શકું; કે જેથી જેહાનના સઘલાઓ મને યાદ કરે. એ માટેની એવી એક લેખીત તવારીખ મલે છે કે, નેક તાલેના જામાસ્પે એ તખત બનાવવાની સરૂવાત કીધી હતી. એ તખત મારા વડીલ ગુશતાસ્પે તૈયાર કરાવ્યું હતું અને જામાસ્પની વિચાર શકતી તથા તદબીરો મુજબ બનાવવામાં આવ્યું હતું."

પછી તેના વજીરે તેને માટેનું જે લખાણ હતું તે ત્યાં હાજર કીધું. જે જોઇ નામદાર ખસરૂ ખુશ બન્યો. જ્યારે એ લેખીત વર્ણન ખસરૂને મલી આવ્યું ત્યારે તેણે ખુશાલી સાથે એ તખતને પાછું ઉભું કરાવવાની ઉટાવલ કરવા માંડી. તેથી પાદશાહ અરદેશીરે અધુરૂં રાખેલું એ તખત ત્યાં લાવવામાં આવ્યું અને પછી ઈરાનીઓ વચ્ચે જે કોઇ ચાલાક બુદ્ધીના કારીગરો હતા તેઓ એ અગત્યના તખતના કાંમ ઉપર મંડી ગયા. એ ફતેહમંદ પાદશાહના વખતના રૂમ, ચીન, મકરાન, બગદાદ અને ઇરાનના કારીગરો કાંમે મંડી ગયા. તેઓ વચ્ચે એ તખત બનાવવાની માહીતી ધરાવનારા એક હજાર એક-

સોંને વીસ ઉસ્તાદો હતા. એવા એક એક ઉસ્તાદના હાથ નિચે ત્રીસ ત્રીસ રૂમી, બગદાદી અને પારસી સાગેર્દો સોંપવામાં આવ્યા હતા. ખસરૂએ તે સઘલાઓને એ કામ ઉપર મંડી જવા અને તે બે વર્ષમાં પુરૂં કરી આપવા ફરમાવ્યું.

જ્યારે તેઓએ એ બુલંદીભર્યાં તખતને પાછું ઉભું કીધું ત્યારે એ શાહનું બુલંદ નસીબ પણ હવે પ્રકાશવા માંડયું. એ તખતની ઉંચાઇ સો પાદશાહી ગજની, પોહોલાઇ સીતેર ગજની અને લંબાઇ એકસોને વીસ ગજની હતી. તેથી એ તખતની ઉંચાઇ લંબાઇથી થોડીજ કમી હતી. તે ઉપર દર મહીનાના ત્રીસ દિવસની દરેક બામદાદે જુદી જુદી જાતનો ગલીચો પાંઠરવામાં આવતો હતો. વળી એ પરવીજના તખતના દસ ભાગ કરવામાં આવ્યા હતા.

હવે તેના આ જેહાનના દિવસો એ તખતના દમામ વચ્ચે પસાર થવા લાગ્યા. એ તખતના સુનામાં પીરોજા મધી લેઇને તે ઉપર એક લાખ ચાલીશ હજાર ચીતારો પાડયા હતા. તેમાં વપડાયલા સઘલા ખીલાઓ પણ નકરે સુનાના હતા અને તે દરેકનો વજન છાસઠ મેશકાલનો[1] હતો. જ્યારે જેહાનનો ચેરાગ (સુરજ) મેષ રાષીમાં દાખલ થતો ત્યારે એ તખતની પછવાડે જતો અને મેદાન આગળ બાગ જણાતો હતો. જ્યારે સુરજ સિંહ રાષીમાં દાખલ થતો ત્યારે એ બાગ પછવાડે જતો અને મેદાન આગળ આવતું હતું. વળી જ્યારે મેવો પાકવાનો અને જશન કરવાનો તીર મહીનાનો વખત આવતો ત્યારે તે તખતની આગળ મેવાના ઝાડોવાલો બાગ આવતો અને તેના ફુલોમાંથી તરેહવાર પમરાત નિકળતો હતો. જ્યારે સખત પવન સાથના સરદ શીયાલાનો વખત આવતો ત્યારે એ તખત ઉપર બેઠેલાને થંડીનો કાંઈ પણ ગમ કરવો પડતો હતો નહી. તેમાં કીધેલા તમામ ગોઠલાઓમાં પાદશાહને લાયકના સુનેરી તેમજ રેસમી કપડાંઓ જડી લેવામાં આવ્યાં હતાં. વળી તેમાં હજાર સુનેરી તથા રૂપેરી દડાઓ બેસાડયા હતા જેઓ આતશના જેવો પ્રકાશ આપતા હતા. એ દરેક દડાનું વજન પાનસો મેશકાલ[1] જેટલું હતું અને તેઓ આતશીયા કે મોતીના જેવા રંગના જણાતા હતા. એ દડાનો અડધો ભાગ આતશમાં હોય તેમ લાગતો હતો તો બાકીનો ભાગ તે ઉપરના ચીતારમાના કોઈ નામીચા પેહેલવાન આગળ આવી જતો.

વળી તેમાં ગ્રહોની ગણત્રી માટેની બાર રાષીઓ તથા સાત સેતારાઓનો નમુનો પણ દેખાડવામાં આવ્યો હતો. તેમજ વળી પ્રકાસ્તો ચંદ્ર પણ તે

---

૧ એ સુનું તોલવાના કાંઈ વજનનું નામ છે.

રાશીઓમાંથી પસાર થતો જણાતો હતો. તેની આગળ જે કોઇ ઉભો રેહેતો અથવા આગળથી પસાર થતો ત્યારે તેની નજરે એ સઘલા ગ્રહો પડતા હતા. વળી કેટલી રાત પસાર થઇ છે અને આસમાન કેટલે દરજજે ફરી વલ્યું છે તે સઘલું તેમાંથીજ જણાઇ આવતું હતું. તેમાં વાપડેલા કેટલાક તખતાઓ સુનાના તો કેટલાક વળી જવેહરાત જડીત હતા. તે ઉપર કેટલો ખરચ લાગ્યો હશે તેની ગમે એવી દાનાઇવાલા શખ્સથી પણ ગણત્રી થઇ શકતી હતી નહી. તે જવેહરાતમાંના જે થોડી કીંમતના જવાહેરો હતા તેની પણ કમમાં કમ સીતેર દીનાર જેટલી કીંમત થવા જતી હતી, જ્યારે કેટલાંકની કીંમત સાતસો દીનારથી પણ ઉપર જતી હતી. એ પ્રમાણે તેમાં ચઢતાં તેમજ ઉતરતાં પાણીવાલાં જવેહરાતો સમાયલાં હતાં. વળી તેમાં કીંમતની આંકણી નહી થઇ શકે એવાં રાતાં યાકુતો પણ ઘણાં હતાં. એ તખતના પ્રકાશથી રાતે પણ જલકાટ પંઠરાઇ રેહેતો હતો અને રાતના તે ગોયા પ્રકાસ્તા બ્રેસપતીના જેવુંજ લાગતું હતું.

એજ તખતની સાથે જોડાણમાં બીજા ત્રણ તખતો હતાં જેઓને પણ જવેહરાતથી જડી લિધાં હતાં. એ ત્રણ તખતોથી તે તખતના ચાર પૈયા બન્યા હતા. જેના સઘલા પૈયા પણ નક્કર સુનાના હતા અને તે ઉપર જવેહરાત મઢેલાં હતાં. એ ત્રણ તખતમાંના એકનું નામ "મેષ સાર" યાને મેંઢાંના જેવી સીકલનું એમ હતું. કારણકે તેના ઉપર મેંઢાંના માથાંનો ચીતાર પાડવામાં આવ્યો હતો. બીજા તખતનું નામ "લાજવર્દ" યાને જાંબુરા રંગનું એમ હતું. જેમાં બે પેહેલવાનો સાથે બેસી શકતા હતા નહી. ત્રીજું તખત તમામ પીરોજાનું બનાવેલું હતું જેને જોઇ કોઇનું પણ દિલ ખેંચાતું હતું.

જેઓ ગામડીયા વર્ગના તેમજ નોકર વર્ગના (સરદારો) હોય તેમની બેસવાની જગ્યા "મેષ સાર" વાલાં તખત ઉપર કરવામાં આવી હતી. વગર દેહેસ્તે લડનારા સ્વારો માટે પેલા જાંબુરા રંગના ગુમબજમાં બેઠકો કીધી હતી. જ્યારે પીરોજાવાલાં તખત ઉપર (ફકટ) પાદશાહની સાહેબી માંડે ઉઠાવનારા વજીરોની બેઠક હતી. જેની બેઠક એ પીરોજાવાલાં તખત ઉપર થતી તે એક સરદાર તેમજ દાનાવ ગણાતો હતો.

વળી એ તખત ઉપર સુનેરી વણતનું કપડું નાંખવામાં આવ્યું હતું, જેની લંબાઇ તથા ચોહલાઇ અહાવન ગજની હતી. તેમાની તમામ દોરીમાં મોતીઓ મોમલાં હતાં, તેમજ તેની વણવમાં સુનાનાજ તારો લેવામાં આવ્યા

હતા. વળી તે ઉપર આસમાનનો નકસો પાડેલો હતો જેમાં બ્રેસપતી, મંગલ, ચંદ્ર, સુરજ, સની, બુધ તથા પ્રકાસ્તા પુનમના ચાંદના ચીતારો પાડેલા હતા. જે સઘલા પાદશાહ જોઇ શકતો હતો. વળી તેમાં સાત કેશ્વરોની પણ હસ્તી માલમ પડી આવતી હતી, તથા તેમાં ગામડીયાઓના અને બાધુરોની લડાઈના પણ ચીતારો હતા. વળી તે ઉપર એજ રીતે તાજ પેહેરીને તખતે બેઠેલા સુરતાલીશ પાદશાહોને પાડયા હતા. એ શાહોના તાજોને સુનેરી વણતે ગુઠી લેવામાં આવ્યા હતા. આવી વણતનું કપડું જેહાનમાં કદિ બન્યું હોય એવું માલમ હતું નહી. એવી રીતનું કપડું ચીનના એક ધણાજ નામીચા અને વગર હરીફના કારીગરે લગભગ આંઠ વર્ષે વણ્યું હતું. જ્યારે ફરવરદીન મહીનો અને હોરમજ રોજ યાને નવાં વર્ષનો દાહાડો આવી લાગ્યો ત્યારે તે ચીનો આવું પાદશાહી કપડું લેઇને પાદશાહ આગળ આવી લાગ્યો હતો અને દરબારીઓએ તેને પાદશાહ આગળ જવાનો રસ્તો કરી આપ્યો હતો. તેથી નવા વર્ષને દાહાડે જ્યારે એ દિવસની ખુશાલીને સબબે દિલના બુરા વિચારોને દુર કરવામાં આવતા હતા ત્યારે એ કપડું તે તખત ઉપર પાંઠરવામાં આવ્યું હતું. એ ગલીચા ઉપરજ તે દીવસની મીજલશ ગોઠવાઇ હતી અને ત્યાં ગવૈયાઓના શરોદ તથા દારૂની મોજ ભોગવવામાં આવી હતી.

## સરકશ અને બારબદ નામના ગવૈયાઓ વચે ખસરૂ આગળ થયલી હરીશાઈ વિષે.

એ ખસરૂની દરબારમાં સરકશ નામનો એક ગવૈયો હતો જેના ગાયણોથી તે હંમેશ ખુશ રેહેતો હતો. સર્વ બાધુરો તેના વાજીંત્ર વજાડવાની રીતની તારીફ કરતા હતા અને તેઓ તેને માટે શાહનશાહને મુબારકબાદી આપતા હતા. બુજોર્ગો એ પાદશાહ ઉપર ગોહરોનો નેશાર કરતા હતા તેમજ તેના ખોરેહની બુજોર્ગીની તારીફ પણ ગાતા હતા. એ રીતે એ શાહની બુજોર્ગી ચઢતી અને ચઢતી બનવા લાગી. તેની પાદશાહીના અઠાવીશ વર્ષ ગુજર્યા તેટલામાં કોઈથી પણ તેની દરબારમાં બુરાં કામો થયાં હતાં નહી.

હવે તેની દરબારની એ વાત બારબદ નામના ગવૈયાના સમજવામાં આવી. બારબદને સૌ કોઇ કેહેવા લાગ્યા કે, " પાદશાહે તારી વાતથી નાવાકેફ રહીને પોતાના ગવૈયાની પસંદગી કીધી છે. પણ જ્યારે તે તારી સાથે તેની સરખામણી કરશે ત્યારે તે તારે માથે સરકસના કરતાં ચઢતું તાજ પેહેરાવશે. " તેઓની એવી વાત સમજીને એ બારબદને કાંઇપણ ચિન્તા

હાજત નહી હોવા છતાં તેનો લોભ ઉશકેરાયો. આથી તે પોતાના મુલકમાંથી પાદશાહની દરબાર તરફ આવી લાગ્યો અને દરબારમાં પુગવાની કોશેશ કરવા લાગ્યો.

જ્યારે સરકશને તેને માટેની ખબર પડી ત્યારે તેનું દિલ દલગીર બન્યું અને તેના ગાવાના તાલ શુર માટે તે અજબ બન્યો. આથી તેણે દરબારના દરબાન આગળ જઇ તેને કેટલાક દીનાર અને દીરમોની લાંચ આપીને કહયું કે, "આ દરબાર તરફ એક ગવૈયો આવી લાગ્યો છે કે જે મારા કરતાં હુનરમાં તેમજ મોટાઇમાં વધારે ગણાય છે. તેથી તું તેને ખસરૂ આગળ પોહોંચવા દેતો ના. નહી તો કે હું પુરાણો બનશ અને એ નવો સવો મારી જગ્યા લેશે."

જ્યારે પાદશાહના દરબાને સરકશની એવી વાત સમજી ત્યારે તેણે એ નવા આવેલા ગવૈયા સામે દરબારનો માર્ગ બંધ રાખ્યો. એ બારબદ તેની આગળ આવતાંજ તે દરબાને તેની સાથે બુરી વર્તણુક ચલાવી અને તેને દરબારમાં દાખલ થવા દિધો નહી. કારણકે આવી માગણી કરનાર તે ગવૈયો (તેને વધુ લાંચ આપવા માટે) કાંઇ તવંગર હતો નહી. જ્યારે તે દરબાન આગળથી નાઉમેદ બની પાછો ફર્યો ત્યારે તે હાથમાં સીતાર પકડી પાદશાહના બાગ તરફ ગયો. એ બાગનો બાગબાન મરદુઇ નામ ધરાવતો હતો અને તેને જોતાંજ બારબદ પણ ખુશ બન્યો. શાહાનશાહી નોરોજનું જશન પડવાને હવે બે અઠવાડયાં રેહેલાં હોવાથી તે એ બાગમાં તેજ દિવસે દાખલ થવા માંગતો હતો. તેથી એ બારબદ જલદીથી એ બાગબાનને જઈ મલ્યો અને તેની સાથે તેજ દિવસે દોસ્તી પાડી મલી ગયો.

પછી બારબદે તે બાગબાનને કહયું કે, "મારે મનથી તું મારા જીવ જેવો બન્યો છે અને હું તારાં કાલબુદ જેવો બન્યો છું. માટે હું તારી પાસેથી જે ઈચ્છા માંગું તે ઇચ્છાને તું નજીવી ગણી લેજે. મારૂં ચાહવું એ છે કે, જ્યારે જેહાનનો પાદશાહ આ બાગમાં આવે ત્યારે તું મને એ બાગમાં દાખલ થવા દેજે કે જેથી હું છુપાઇને તેને નજરોનજર જોઇ શકું. એ પાદશાહ જશન ગુજારવાને અત્રે આવશે ત્યારે હું છુપાઇને તેનો ચેહેરો જોઇ શકશ." ત્યારે મરદુઇએ તેને જવાબ દિધો કે, "હા તારી સાથે મને પડેલી દોસ્તીને સબબે હું તેમ કરવા દેવશ અને (તારે માટેના) મારા દિલના શકોને દુર કરશ."

હવે જ્યારે ખસરૂએ એ બાગમાં આવવાનું તેને કેહેવાડયું ત્યારે તે બાગબાનનું દિલ રોશન ચેરાગ માફક દીપી રહયું. તેથી તેણે બારબદને જઇને કહયું કે, "પાદશાહે જશન ગાહમાં આવવાની ખાહેશ જણાવી છે (માટે તું ત્યાં આવજે)." આથી બારબદે તમામ લીલો પોશાક પેહેર્યો તેમજ સાથે સીતાર અને બીજાં વાજીંત્રો પણ લીલા રંગનાજ લિધાં અને ખસરૂ જે જગ્યાએ આવવાનો હતો ત્યાં તે ગયો. એ પાદશાહની બેઠકની જગ્યા પણ વસંતને સબબે (જાણે) નવી બની હતી. આ જગ્યામાં પોહલાં પાદડાંનું એક સરોવરનું ઝાડ હતું જેના ડાલ દાંખલાંઓ પશનના લડાઇના મેદાન જેવાં ઓહલાં બન્યાં હતાં. આથી તે ગવૈયો સીતારને બગલમાં પકડી તે ઝાડ ઉપર ચઢી ગયો અને પાદશાહના આવવાની રાહ જોવા લાગ્યો.

તે પાદશાહના મેહેલમાંથી નિકળી જશનગાહમાં આવવા આગમચ તે બાગબાને તેને માટેની એ જગ્યા પણ સંગારીને તૈયાર રાખી મુકી હતી. પાદશાહના આવી લાગતાંજ ત્યાંની પરીચેહેર દારૂ પીરશનાર ઓરતે આવી તેના હાથમાં દારૂથી ભરેલી જામ આપી. તે જેહાનના પાદશાહે એ જામ જેમાના દારૂને સબબે તેનું બીલોર સઘલું ઢંકાઈ ગયું હતું તે લિધી. સુરજ પણ હવે તુરતનોજ અસ્ત પાંમવા આવ્યો હતો અને સઘલે રાત ફેલાવાની તૈયારી થઇ રહી હતી. એજ વખતે તે ગવૈયાએ સરોવરના ઝાડ ઉપરથી પોતાનું વાજીંત્ર ઉઠાવ્યું. અને તે પાદશાહને મુબારકબાદી આપવાને તેણે તે ઝાડ ઉપરથી એક સુંદર ગાયણ ગાયું, જે સમજીને તે ભાગ્યવંત પાદશાહ અજબ બન્યો. તેણે ખુશ અવાજે જે ગાયણ ગાયું તે "દાદઆફ્રીદ" ને નામે પંકાયલું હતું. સઘલાઓ તે સમજીને અજરત બન્યા અને તેથી સૌને જુદા જુદા વિચારો આવવા લાગ્યા. તેની વજાડવાની આવી ઢપથી સરકશ બેહોશ જેવો બન્યો અને એ કોણ છે તે પણ પાંમી ગયો. તે છતાં ખામુશજ રહયો. કારણકે આવી રીતે વાજીંત્ર બારબદ સિવાય બીજું કોઈ વજાડી જાણતું હતું નહી, તેમજ તેણે જે પેહેલવાની ગાયણ ગાયું તે પણ બીજું કોઇ જાણતું હતું નહી.

આથી પાદશાહે તે જશનગાહમાં તેને માટે એક નાકેથી બીજે નાકે સુધી સોધ કરવા માટે પોતાના અમલદારોને ફરમાવ્યું. એ રીતે તેઓએ ઘણી તલાશ કીધી અને પછી ખસરૂ આગળ પાછો ફર્યો. પણ જેહાનનો અનુભવી સરકશ એવું બોલવા લાગ્યો કે, "અત્રેના ફુલો તથા સરોવરો પણ તું પાદશાહને નસીબે ગવૈયા બને તો તેમાં કાંઇ નવાઇ નથી. માટે તું પાદશાહનું તાજ સાથનું માથું જાવેદાન સુધી જળવાયલું રેહેજો."

હવે દારૂ પીરશનારે તેને બીજી એક દારૂની જામ લાવી આપી જે એ ખુબસુરત ઓરતના હાથમાંથી તે પાદશાહે લિધી. જેથી તે ગવૈયાએ પણ તુરત બીજું ગાયણ વાજીંત્ર વજાડી મોટેથી ગાવા માંડયું. એ ગાયણ "પૈકારે ગેર્દેશ" ને નામે ઓલખાતું હતું, જે નામ તે ગાયણની રાહ ઉપરથી પડયું હતું. આવું ખુશ ગાયણ જે ગવાતું ગયું તે એ પાદશાહે જામમાંથી દારૂ પીતાંપીતાં સમજ્યા કીધું. પછી તેણે તે આખો બાગ ઉડલપાઠલ કરીને પણ તે ગવૈયાને કાંઇપણ કરી ત્યાં લાવી હાજર કરવા ફરમાવ્યાથી તેના માણસો બાગનું ખુણેખુણું સોધી વલ્યાં અને તેઓએ હાથમાં ફાણસો પકડી તેની ઝાડો નિચે સોધ ચલાવી. પણ ત્યાંના સરોવરના તથા બીજા ઝાડો સિવાય તેમને ત્યાં બીજું કાંઈ જણાયું નહી. પણ ગોલાબના ઝાડ નિચે જેમ જંગલી મરઘો દમામથી બેસે તેમ ફકટ તે પાદશાહજ ત્યાં ઝાડ નિચે બેઠો હતો.

પછી તે શેહનશાહે તટાર બેસી મોટે અવાજે એક બીજી જામ માંગી. આથી વળી પાછો ત્યાં ગાયણનો પણ અવાજ સરૂ થયો અને વાજીંત્ર નવી રાહે વાગવા લાગ્યું અને તે ગવૈયાએ "સબજ દર સબજ" નામનું ગાયણ ગાવા માડયું. એ રીતે તેણે ગોયા ત્યાંનાં માણસો ઉપર જાદુઈ અસર ચલાવી. આ ગાયણ સમજી હવે પરવીજ ઉઠી ઉભો થયો અને બાગના જેવા સંગારવાલી દારૂની એક જામ માંગી. આ જામમાં એક મણ દારૂ માતો હતો. પણ તેણે એ ગાયણની અસર વચે એ સઘલો દારૂ પળકારામાં પુરો કીધો. અને પછી તે બોલ્યો કે, "જો એ ગાનારો કોઇ ફરેસ્તો હોય તો તેનો પમરાત પણ કસ્તુરી તેમજ અંબબર કરતાં ચઢતો હોવો જોઇએ. પણ જો એ ગાનારો દેવ હોય તો તે આવું સુંદર ગાયણ ગાઇ શકતે નહી અને વાજીંત્રને આવું સુંદર રીતે વજાડી શકતે નહી. માટે હવે તમો બાગમાં સઘલે જમની તેમજ ડાવી ગમ ફરીથી જોઇ વલીને તલાશ કરો કે એ ગાનારો કયાં બેઠેલો છે? હું એ ગવૈયાનું મોઢું તથા છાટી જવેહરાતથી ભરી નાખવા માંગું છું અને તેને મારા ગવૈયાઓનો સરદાર બનાવવા ચાહું છું."

જયારે તે ગવૈયાએ પાદશાહને એમ બોલતા સમજ્યો અને પોતાને માટે આવા ખુશ સખુનો ત્યાં બોલાતા સમજ્યા ત્યારે તે હવે ઉંચા સરોવરની ડાળ ઉપર બેઠેલો નિચે ઉતર્યો અને તેની ખુશાલી વચે દમામ સાથે પાદશાહ આગળ હાજર થયો. એ પાદશાહ આગળ આવતાંજ તેણે પોતાનો ચેહેરો જમીન સુધી વાંકો વાળી તેને નમન કીધું. આથી ખસરૂએ તેને પુછયું કે, "મને કેહે કે તું કોણ છે?" ગવૈયાએ જવાબ દિધો કે, "ઓ પાદશાહ! હું તો

તારો એક ગોલામ છું અને તારો અવાજ સમજવાને ખાતરજ હું આ જેહાનમાં જીવતો હતો." પછી તેણે જે બન્યું હતું તે તેને સરવાતથી કહયું જે તે પાદશાહે એક ચીતે તેમજ ધીરજથી સમજ્યું. તે ગવૈયો જે એક બાગ કે વસંતના જેવો હતો તેને જોઇને તે પાદશાહ ખુશ થયો.

પછી તેણે પેલા સરકશ ગવૈયાને કહયું કે, "ઓ બુરી યુક્તિના શખ્સ! તું તો ગાયણ ગાવામાં એલ્યાના જેવો કડવો છે જ્યારે આ બારબદ તો સાકરના જેવો મીઠો છે. તેં શા માટે તેને મારીથી દુર રાખવા માંગ્યો? એટલાજ માટે કે તુંને તેના ગાયણથી આ અંજુમન વચે અફશોશ છુટતો હશે." હવે તે પાદશાહે તેના ગાયણના સરોડા વચે પોતાની યાકુતી જામમાંથી શરાબ પીયા કીધો. એ રીતે તેના મગજ ઉપર ઉંઘે ગલબો કીધો ત્યાં સુધી ગાયણ ચાલ્યા કીધું. છેલ્લે તે પાદશાહે તેના મોઢાંને આબદાર મોતીઓથીજ ભરાવી કાઢયું. ત્યાર પછી એ બારબદને પાદશાહી ગવૈયો બનાવ્યો અને ત્યાંના સરદારો વચે સરદારી ભોગવવા લાગ્યો.

હવે તો તે ગવૈયાનો જમાનો ખતમ થયો છે. તું પણ કોઇ બુરા સાથે દોસ્તી કરતો ના. મોટા કે નાના જે કોઇ હશે તેઓનો વખત પણ એમજ વહયો જશે. ત્યારે અક્કલમંદોએ શા માટે એનો ગમ કરવો જોઇએ? એવા તો મોટા તેમજ નાના ઘણા ગુજર પાંમ્યા છે. પણ હું તેઓને તેમની ઉંઘમાંથી જાગૃત કરવા માંગતો નથી. જેની ઉમર છાસઠ વર્ષની બની હોય તે જો હવે ફીનો લેવાની ઇચ્છા કરે તો તે સારૂ પણ ગણાય નહી. જ્યારે મારૂં આ નાંમીચું નામું ખતમ થશે ત્યારે મારી એજ વાતો આ જમીન ઉપર થતી રેહેશે એજ હું ગણીમત ગણું છું. હું જે હવે જીવતો થયલો છું તે હવે પછી કદિપણ મરનાર નથી. કારણકે મેં તો એ તવારીખના બીયાં સઘલે વાવી મુકયાં છે. માટે જે કોઇ હુશીયાર, સમજદાર તેમજ દીનદાર હશે તેઓ એ તવારીખ વાંચી મારા મરણ બાદ પણ મારીજ તારીફગાશે.

## ખસરૂએ નવેસરથી મદાયન શેહેર બંધાવ્યું તે વિષે.

હવે હું મદાયન વિષેનું તથા ખસરૂના મેહેલ માટેનું બ્યાન કરશ. એક રોશન દિલનો પારસી કે જેને થઇ ગયાને એકસોને વીસ વર્ષ થયાં છે તે એમ કહી ગયો છે કે, ખસરૂએ કેટલાક શખ્સોને રૂમ, હીન્દુસ્તાન, ચીન તથા બીજી આબાદ જગ્યાઓમાં મોકલી આપ્યા, જેઓએ ત્યાં જઇને ત્યાંથી શેહેરે શેહેરના નામીચા ત્રણ હજાર કારીગરોને (ખસરૂ આગળ) મોકલી આપ્યા

આ કારીગરોમાંથી જેઓ ઉસ્તાદ ગણાતા હતા અને જેઓ ઇતરડી ચુનાથી કારીગરી કરી જાણતા હતા તેવા બસો ઇરાનીઓ, હવાજીઓ અને રૂમીઓને ચુંટી કાઢયા. વળી તેમાંથી તેણે ત્રીસ બાહુરોને ચુંટી કાઢયા અને એ ત્રીસ-માંથી બે રૂમીઓ અને એક પારસીને ચુંટવામાં આવ્યા. આખરે આ ત્રણમાંથી પણ એક રૂમીને ચુંટી કાઢયો કે જેના જેવો શખ્સ સારી જેહાનમાં કોઇ હતો નહી. પછી આ જેહાનનો અનુભવી શખ્સ કે જેણે ઇમારતો બાંધી હતી અને પાયાઓ ખણ્યા હતા તે ખસરૂ આગળ હાજર થયો. આ મોટી પડવીનો રૂમી ભુમીતીનું જ્ઞાન પણ ધરાવતો હતો અને જે બોલવામાં પારસીને પણ ટક્કર મારતો હતો.

પછી પાદશાહે તેને કહયું કે, "મારી આ વાત સમજી લે અને હું તુંને જે કહું તે ધ્યાનમાં રાખજે. મારી ઇચ્છા એક એવી જગ્યા બનાવવાની છે કે જ્યાં મારૂં વાહાલું ફરજંદ ત્રીસ વર્ષ સુધી રેહે અને તેને એ મકાનમાં વસ્તાં હવાથી, બરફથી કે તડકાંથી કાંઇપણ નુંકસાન પુગે નહી." તે શાસ્ત્રીએ પાદશાહનું એ ફરમાન માંથે ચઢાવ્યું અને બોલ્યો કે, "એવું મકાન બાંધવાની હું શકતી ધરાઉં છું."

ત્યારબાદ તેણે એ મકાન માટે ચાલીશ પાદશાહી ગજ ઉંડો એક પાયો ખોડયો અને તે પાયામાંથી તેટલાજ પાદશાહી ગજની ઉંચી દીવાલ બાંધી. આ પાયાના કામમાં તેણે પથર અને ચુનો વાપડયો અને તે પાયો એવો રચ્યો કે તે જાવેદાન સુધી રહી શકે. જ્યારે એ મેહેલના પાયાની દીવાલ તૈયાર થઇ ત્યારે તે પાછો જેહાનના પાદશાહ આગળ હાજર થયો અને તેને કહયું કે, "જો તું પાદશાહ આવાં કામની માહીતી ધરાવનારા કોઇ ઉમરે પુગેલા અને દાનાવ શખ્સ જે તારો ખેરખાહ અને મનગમતો વજીર હોય તેને ત્યાં (તપાસ કરવા) મોકલી આપે તો સારૂં."

આથી તે પાદશાહે તેના માંગ્યા મુજબના શખ્સો મેલવી આપ્યા અને તેઓએ જઇને તે ઉભી કીધેલી દીવાલની તપાસ લિધી. તેણે રેસમી દોરી લાવી ત્યાંની મોજણી કીધી અને તેનું કામ બારીકીથી તપાસ્યું. વળી તેણે તે પાદશાહી મેહેલની દીવાલ ભરી જોઇ તથા તે જગ્યામાં વાપડેલું મટોડું તપાસ્યું. પછી તેણે ત્યાં ભેગા મલેલા લોકો સનમુખ એ વળ આપેલી રેસમી દોરીથી તે દીવાલની ઉંચાઇ માંપ્યા બાદ, તે માપેલી દોરી શેહેનશાહના ખજા-નામાં લેઇ જઇ તે ઉપર ત્યાંના ખજાનચીનની મોહર મરાવીને ત્યાં મુકી રાખી.

પછી તે પાછો પાદશાહના મેહેલમાં આવ્યો અને તેને કહ્યું કે, "એ મેહેલને લગતી દીવાલ હવે ચાંદ સુધી ઉંચી ચઢાવવામાં આવશે. પણ જો તું ખસરૂ એ જલડી બનાવવાનો હોકમ આપતો હોય તો એ કામમાં મારીથી તેવી ઉટાવલ થઇ શકશે નહી. જ્યારે તેં કારીગરો વચેથી મનેજ એ કામ માટે ચુંટી કાઢયો છે તો ચાલીસ દિવસ સુધી એ કામને આગળ ચલાવવાનું હું પસંદ કરતો નથી. પણ જ્યારે એ મેહેલ બંધાઈ રેહેવાનો વખત આવશે ત્યારે એ મેહેલની ઉંચાઇ સનીશ્ચર સુધી પુગશે. પણ મારા એ રીતના કામ માટે તારે ગુસ્સે થવું જોઇતું નથી અને તેમ કરી તારે મારી મેહેનતનો વધારો કરવો નહી."

ત્યારે ખસરૂએ તેને કહયું કે, "ઓ બુરી મનશનીના શખ્સ! એને માટે તું મારી પાસેથી એટલો બધો વખત શાને માટે માંગે છે? હવે તારે એમાં ઢીલ કરવી જોઇતીજ નથી. તારા માગ્યાં મુજબ તુંને સુનું રૂપું આપવાની કાંઇપણ વાણુ કરવામાં આવશે નહી." એમ કહી તેણે તેને ત્રીસ હજાર દીરમ આપવા ફરમાવ્યું કે જેથી તે એ કામમાં કાંઇ હારી ખાય નહી. હવે તે સાચા કારીગરે જોયું કે, "એમ ઉટાવલ કર્યાથી તો દાનાવો પાછલથી મારા કામની એબ કાઢશે. જો એ મેહેલ ઉટાવલે બાંધી નાખવામાં આવશે અને તે જલડીથી નાશ પાંમશે તો તેથી મને નામોશી પણ પુગશે."

આથી રાત પડતાંજ તે કારીગર ત્યાંથી નાહાસી ગયો અને ત્યાર પછી તેને કોઇ સોધી શકયું નહી. જ્યારે ખસરૂને એ ફરગાનના નાહાસી જવાની ખબર થઇ ત્યારે તેણે એ ફરમાનના નાહાસ્વાની જેણે ખબર પુગાડી તેના ઉપરજ પોતાનો ગુસ્સો ખાલી કીધો. તે બોલ્યો કે, "જ્યારે તેનામાં એ કામની માહીતીજ હતી નહી તો તેણે એ કામ ઉપર શા માટે હાથ લંબાવ્યો?" પછી તેણે તેની સોધ કરવા ફરમાવ્યું અને તેની સાથના સઘલા રૂમીઓને તેણે કેદમાં પુરાવ્યા. તેણે ફરમાવ્યું કે, "એ માટે કોઇ બીજા કારીગરને સોધી લાવવો અને તેને એ કામ માટેનો ચુનો, પથરા અને મોટી ઇંટો મંગાવી આપવી."

એવી રીતની સોધ કરતાં જે કારીગર આવીને એ બનાવેલી દીવાલ જોતો તે એ પાદશાહ આગળથી અને તેના શેહરમાંથી તુરતજ નાહાસ્વા પડતો. આથી તેને નાચારી સાથે એ કામ પડતું નાખવું પડયું. તોપણ તેણે હવાજથી એવો કોઇ કારીગર મલી આવશે એવી તમામ ઉમેદ ધરી. તેણે ધાર્યું કે, "જો એવો કોઇ કારીગર હવાજમાંથી મલી આવ્યો તો એ કામ

એમ ઘણો વાર અધુરૂં પડી રેહેશે નહી." એવી રીતે તેણે ખુશીથી ત્રણ વર્ષ સુધી સોધ ચાલુ રાખી, પણ તેની બરોબરનો કોઇપણ કારીગર તેને મલી આવ્યો નહી. હવે લોકો પેલાજ કારીગરને યાદ કરવા લાગ્યા. પણ ચોહું વર્ષ પસાર થતાં એજ કારીગર તેને પાછો મલી આવ્યો. આથી કોઈ ચાલાક શખ્સે તેને માટેની ખબર ખસરૂને પુગાડી. તુરતજ એ રૂમીને તેની આગળ પવનની જડપે લાવી હાજર કીધો. પાદશાહે તેને કહયું કે, "ઓ ગુનેહગાર! મને કેહે કે તું એ કામમાં એમ કરીને શું કરવા માંગે છે? તું એમ નેકીથી અને બેહેસ્તના માર્ગથી દુર કેમ થયો છે?"

ત્યારે તે રૂમીએ જવાબ દિધો કે, "જો તું કોઇ જોરાવર શખ્સ સાથે મને ત્યાં મોકલી આપશે તો એ કામનો બદલો કેમ વાળી આપવો તે હું તેને કેહેવશ. જે બદલાથી તેને પણ નવું શિક્ષણ શિખવાનું મલશે." આથી તેણે તેની સાથે એવા કોઇ શખ્સને મોકલી આપ્યો અને તે મોટી પડવીનો ઉસ્તાદ તેમજ તે પાદશાહનો ખેરખાહ એ બંધે પાદશાહના મેહેલમાંથી બાહાર પડયા. તે દાનાવ પોતાની સાથે પેલી માંપવા માટેની રૂમી દોરી લેઇને પેલા શખ્સ સાથે ત્યાંથી ગયો અને તેણે જે કામ બનાવ્યું હતું તેની ઉંચાઇ તથા પોહોલાઇનું પાછું માપ ભર્યું. જેમ ભરતાં તે બાંધકામ સાત ગજ ઓછું થયલું માલમ પડયું.

પછી તે શખ્સ એ ભરત લેઇને પાછો પાદશાહ આગળ આવ્યો અને જે કાંઈ બન્યું હતું તે પાદશાહને કહયું. પછી તે રૂમી બોલ્યો કે "ઓ પાદશાહ! જો મેં એ કામમાં એકદમ ઉટાવલ કીધી હતે તો પાછલથી એ દીવાલ કે તે ઉપર બાંધેલા મેહરાબો કે એ આખુ બાંધકામ (લાંબો વખત) રેહેવા પામતે નહી. તેમજ હું પણ તારી દરબારમાં જીવતો રેહેતે નહી."

આથી ખસરૂએ તેની સચાઇ કબુલ કીધી કારણકે સચાઇને કોઇથી છુપાવી શકાતી નથી. પછી તેણે જે રૂમીઓને બંધીખાને પુર્યા હતા તેઓને પાછા છુટા કીધા. જો કે તેનું એ કામ વગર વિચારે થયલું હોવા છતાં તેઓને કાંઈ નુકસાન પુગ્યું હતું નહી. તુરતજ તેણે તે કારીગરને દીનારોથી ભરેલી દસ કોઠલી આપવા ફરમાવ્યું તેમજ તે કેદ પુરેલા રૂમીઓને પણ ઘણીક ચિજોની નવાજેશ કીધી. એ કામ પાછલ લાંબો વખત જતાં તે હવે પાદશાહની મરજી મુજબનું બનતું ગયું. સાત વર્ષ પસાર થયાં ત્યારે એ મેહેલ તમામ બંધાઇ રહયો અને તે નેક વિચારના ખસરૂને ઘણો પસંદ પડયો. આથી તેણે તે કારીગરની પુશકલ તારીફ કરી તેના ઉપર દીરમો તથા દીનારોની બક્ષેશ કીધી અને તેને પુશકલ નદીઓવાલી (આબાદ) જમીન બક્ષી (જે

કોઈની એ મેહેલ જોવાની મરજી થતી તે નોરોજને દીવસે તે જોઇ શકતો હતો. તે વખતે આવું બાંધકામ જેહાનમાં કોઇએ પણ જોયું હતું નહી અથવા તો કોઇ નામદાર અનુભવીઓથી સમજ્યું પણ હતું નહી.

ત્યાં એક સુનાનું કુંડાલું બનાવ્યું હતું જેમાં આસમાનના ગ્રહોનું કામ થતું દેખાડવામાં આવ્યું હતું. આ કુંડાલામાંથી રાતાં સુનાંની એક સાંકલ લટકાવવામાં આવી હતી, જે સાંકલની દરેક કડીમાં જવેહરાતો બેસાડયાં હતાં. જ્યારે પણ શાહનશાહ ત્યાંનાં હાથીદાંતના તખત ઉપર જઈ બેસ્તો ત્યારે એ સાંકલ સાથે પાદશાહનું તાજ બોલવવામાં આવતું હતું. નોરોજને દાહાડે જ્યારે પાદશાહ એ તખત ઉપર બેસ્તો ત્યારે તેની નજદિકમાં તેના નેકબખત વજીરને માટે પણ બેસ્વાની જગ્યા કરવામાં આવી હતી. તેનાથી નિચી બેઠકો ઉપર તેના દરબારીઓ બેસ્તા અને પછી બુજોર્ગો અને રાજ્યને લગતા અમલદારોની જગ્યા બનાવી હતી. એ દરબારીઓથી જરા નિચી બેઠક વેપારીઓ માટે કરવામાં આવી હતી, જ્યાં સઘલા કારીગરો આવીને ગોઠવાતા હતા. વળી તેથી નિચી બેઠકો પોતાની કોશેશથી રોજી મેલવતા દરવીશોને માટે બનાવી હતી. વળી તેથી નિચી બેઠકો જેઓ લડાઇમાં માર્યા જતા બચી જઈ હાથપગ ગુમાવી બેઠા હતા તેઓને માટે કરવામાં આવી હતી.

એ મુજબ દરબાર ભરાયા બાદ મેહેલનો એક બાંગી દિલને ઉશકેરે એવા પોકાર મારીને આ પ્રમાણે કેહેતો હતો કે, "ઓ જેહાનના શાહના નોકરો! તમો કદિપણ દલગીર દિલના અને વિચારવંત રેહેતા ના. જેઓની નજર ચઢતી પડતી મેલવવા ઉપર દોડતી હોય અને તેવો વિચાર ધરાવી પોતાને નુંકસાન પુગાડશે તો તે સામો પાદશાહના તખત આગળથી વધારે દુર થશે અને પોતાની પડતી વધારે કમીનાઓ વચે થયલી જોશે. વળી હવે પછી ગુનેહગાર ઠરેલો શખ્સ પાછલથી બેગુનાહ માલમ પડશે તેને બંધીખાનામાં વધુ વાર રાખવામાં આવશે નહી. વળી બંધીવાનોને પણ (નોરોજને દીવસે) પગથી માથાં સુધી ઢંકાય એવાં કપડાંઓની, પૈસાની અને બીજી ચિજોની બક્ષેશ કરવામાં આવશે. શેહરના જે દરવીશો નોરોજની ખુશાલીનો હીસ્સો ભોગવવાથી બેનસીબ રેહેશે તેઓને લાવી પાદશાહી મેહેલમાં બેસાડવામાં આવશે અને તેઓને ખજાના ખાતેથી દીરમોની બક્ષેશ કરવામાં આવશે. સઘલા ગુનેહગારો ખસરૂના ધાકમાં રેહેશે જેથી રૈયતના લોકો નચિંત સુઈ શકશે."

તેના બાંગીએ એ રીતે મેહેલમાં ફરી વળી એ રીતની બાંગ માર્યા પછી પોતાની જગ્યાએ આવતાંજ તેણે વળી આ પ્રમાણે બીજી બાંગ મારી કે

"ઓ જવેહરાતથી પુર બનેલા બાધુરો ! તમો જો એજ રીતે વધુ દોલત મેલવવા માંગતા હોવો તો હવેથી જે કામ કરો તે વિચારીને કરજો કે જેથી તમો પણ નચિંત અને તનદરોસ્ત રહી શકો. હવે પછી તમો જે કામ કરો તે વિચારીનેજ કરજો અને લોકોના દિલને બુરા સખુનો બોલી તોડી નાખતા ના. તમારીથી જે કાંઈ થયું હોય તે દાનાઇભરી નશીયતો સમજ્યા પછી હવેથી તે ફેંકી દેજો. તમારીથી જે જે ઉતરતા શખ્સો હોય અને જેઓ પોતાના બદબખ્ત જીવને માટે અફસોસ કરતા હોય તેઓની તમો સંભાળ કરજો. જેઓ કાયદાને સંભાળીને ચાલશે તેઓ પાદશાહથી પણ નચિંત હોવાને લિધે તેમને તેના ડરથી ધ્રુજવું પડશે નહી. જેઓ પારકાઓની મત્તા તરફ હાથ લંબાવશે તેઓ ઉપર હમારી નજર પુગ્યા વગર રેહેશે નહી."

## ખસરૂ પરવીજની મોટાઈ વિષે.



હવે હું વહી ગયલા વખતને પાછો તાજો બનાવી ખસરૂની મોટાઇનું બ્યાન કરીશ. ખસરૂ જેવી બુજોર્ગી પાંમ્યો હતો તેવી બુજોર્ગી કોઈ બીજાએ ધરાવી હોય એવું નાની મોટી પડવી ધરાવનાર કોઇપણ શખ્સને યાદ નથી. જેણે એ પાદશાહને લગતી વાતોના દફતર વાંચ્યાં છે તે એજ પાદશાહને જેહાનમાં મોટો ગણાવે છે. તેથી તેને માટેની એ વીગત મારે પણ અત્રે આપવી જોઇએ કે જેથી દાનાવો મારા વિચાર સાથે મલતા થાય. આ જેહાનમાં તું (દબદબો ધરાવવા માટે) મગરૂર રેહેતો ના; કારણકે ઝેહેરની ઉપરવાલું પાવઝેહેર પણ હોય છે. તું લોભ અને કીના તરફ પણ હાથ લંબાવતો ના અને આ મુસાફરખાના જેવી દુન્યાને તું પાયાદાર ગણતો ના. એતો બે પાંચ દિવસનું મુસાફરખાનું છે અને હજી તો તુંને આગળ મુસાફરી કરવાની છે. જેમ જેમ તું બુઢો થતો જશે તેમ તારી જગ્યા લેવાને બીજો કોઇ નવો આવતો રેહેશે. જેહાનમાં એક જનમે છે તો બીજો ગુજર પાંમે છે અને આ જેહાનમાં નવો આવેલો થોડો વખત અમનચમન કરી લે છે. પણ જેવો અજલના ફરેસ્તાનો તબલો વાગે છે તેવોજ એક સિંહ કે હાથી જેવો હોય છે તે ધુલ નિચે ડટાય છે.

હવે તું મારીથી પરવીજને માટેની જે અજબ વાતો સમજે તે યાદ રાખજે. કારણકે તે એવો નામદાર અને જોરેમંદ હતો અને તે એવી બુજોર્ગી,

તાજ અને તખત ધરાવતો હતો કે તેનાથી વધુ ચઢતા કોઇ પણ શખ્સનું ખ્યાન તું ગમે એવા અનુભવીઓને પુછશે તોપણુ જેહાનમાંથી સમજવા પાંમશે નહી. એ પાદશાહને માટે તો પ્રકાસ્તા દિવસે કે અંધારી રાતે તુરાન, હીન્દુસ્તાન, ચીન, રૂમ અને દુન્યાની એવી સઘલી આબાદ જગ્યાઓમાંથી ચોઠાઈઓ આવતી રેહેતી હતી. દરેક દરબારના ગોલામો તથા નોકરો તરેહવાર જવેહેરાતો, મોતીઓ અને યાકુતો લેઇને તેની આગળ આવતા હતા. તેની પાસે પૈસાનો કે જવેહરાતનો કાંઇજ પાર હતો નહી. તેમજ તે જમાનામાં તેના જેવો પાદશાહ કોઇ પણ ગણાતો હતો નહી. પાદશાહી શકરા, બાજ, ગીધ, સિંહ, વાઘ તેમજ પાણીમાં વસ્તાં મગરો સઘલાં એજ પાદશાહના હોકમ મુજબ ચાલવાનું પસંદ કરતા અને તેના જીવને પોતાના રોશન ખોરશેદ સમાન માની લેતા હતા.

તેણે પેહેલાં "ગંજે અરૂસ" નામનો ખજાનો સ્થાપ્યો હતો જે સઘલો ચીન, બલગાર, રૂમ અને રૂશીયાના મુલકમાંથી મેલવવામાં આવ્યો હતો. બીજો જે આબદાર મોતીઓથી ભરપુર ખજાનો કે જેની ઉંચાઇ એક ફેંકેલા તીરના તફાવટ જેટલી હતી તે ખજાનાને સરદારોએ તેમજ નામીચા અક્લમંદ અરબોએ "ગંજે ખેજ" નું નામ આપ્યું હતું. તેના ત્રીજા ખજાનાનું નામ "ગંજે કોશનમાર" હતું. એવો ખજાનો ખાસ અને આમના લોકોએ કદિપણ જોયો હતો નહી. ચોઠો ભારી ખજાનો "ગંજે શાદવર્દ" નામનો હતો જેની મોટા ગવૈયાઓ પણુ તારીફ ગાતા હતા. પાંચમો ખજાનો "ગંજે બાદઆવોર[1]" ને નામે ઓલખાતો હતો જેની ગણુત્રી કરતાં કરતાં લોકો અજબ પણ બનતા હતા. છઠા ખજાનાનું નામ તું જાણુવા માંગતો હોય તો તે "દીબેએ ખુસરવી" ને નામે ઓલખાતો હતો. સાતમો નામીચો ખજાનો "ગંજે .અફ્રાસીયાબ" ને નામે ઓલખાતો હતો કે જેવો ખજાનો ખુશકી કે

---

૧ "બાદ આવોર્દ" નો અર્થ પવને આણેલો એવો થાય છે. એ ખજાનાનું એવું નામ પડવા માટે મી૦ પાલનજી દેસાઈ એવું કહે છે કે, "જ્યારે પાદશાહ રૂમી કયસરના પાયતખત સુધી ધુજારો લેઈ ગયો ત્યારે શેહેનશાહ હિરેકલિયસે કાન્સ્ટાન્ટીનોપલ છોડીને કાર્થેજ ખાતે નાહાસી જવાનો કસ્દ કીધો અને તે માટે આગમજથી કેટલોક ખજાનો વાહાનોમાં રવાના કરી દીધો હતો. હવે એતેફાક એવો બન્યો કે આ બારકસોને તુફાન લાગ્યું અને ખજાનાનું બારકસ ઈરાનના પાદશાહના હાથમાં આવી ચઢયું. આ ઉપરથી "પવને આણેલો" એવું આ ખજાનાને નામ મલ્યું હતું.

દરીયામાં કોઇ પણ ધરાવતો હતો નહી. આંઠમો ખજાનો "ગંજે સુખતે" ને નામે ઓલખાતો હતો જે ખજાનાથી તેની તમામ જમીન પ્રકાશ પાંમી હતી.

વળી સરકશ અને બારબદ ગવૈયાઓના ઉપરીપણા હેઠેલના તેના ગવૈયાઓથી એ પાદશાહનું ગાયણનું બજાર બગડયું હતું નહી. તેના સુનેરી મેહેલમાં ખુશનુમાં વસંતના જેવી ખુબસુરત બાર હજાર ઓરતો રેહેતી હતી. વળી તેની પાસે બારસો જોરેમંદ હાથીઓ હતા, જે જોઇ તું કેહેશે કે તેની જમીન ઉપર જાણે ચાલવાની પણ જગ્યા રહી હતી નહી. વળી એ પાદશાહના તબેલામાં છેતાલીસ હજાર મજબુટ ઘોડાઓ હતા, તેમજ તેની પાસે રાતા મોઢાંના દસ હજાર એવાં ઉંટો હતા કે જેવાં તે જમાનામાં કોઈની પણ પાસે હતા નહી. વળી તેના ભારબરદારી બાર હજાર ખચ્ચરો પણ હતાં જેમાના છસો સ્વારી માટે અને તે ઉપર અમબારી બાંધવાને લાયકનાં હતાં. એવા ખચરો જેહાનમાં કોઇએ પણ જોયા હતાં નહી અને તેવાં કોઇ માટે સફેદ માથાંના દાનાવોએ સમજ્યું પણ હતું નહી.

વળી તેની પાસે લખો તુરકી, રૂમી અને ચીનાઈ લડાયક સ્વારો હતા. તેની પાસે લડાઇને લાયકના જે કાલા રંગના ઘોડા હતા તે તો ફીનાને વખતે જરા પણ ઠડતા હતા નહી. તેના આવા મેહેલમાં જ્યાં શીરીન વસ્તી હતી ત્યાં તેના વસવાટથી તેના બાગો પણ રોશન બનતા હતા. આવી આવી ચિજો કોઈ સરદારના હાથમાં હોય અને તે (પાછલથી) નાસ પાંમે તો તારે તેને માટે વધુ ગમ રાખવો ઘટતો નથી. જો તું ઇનસાફની રાહે તારી તારીફ થતી જોવા માંગતો હોય તો તારે દુખી થયા વગર બીજાં કામો પસંદ કરી લેવાં જોઇએ. કારણકે જે કાંઇ સારૂં માઠું થવાનું હોય છે તે થઇને પસાર પણ થઈ જાય છે અને જમાનો તો આપણે કેટલા દમ લિધા તેજ ગણ્યો જાય છે. તેથી જો તું તખત કે તાજ કે ખજાનો પાંમ્યો હોય અથવા તો તું દુખમાંજ સબડતો હોય તોપણ તારે જાણવું જોઇએ કે આખરે તો તારી જગ્યા ધુલમાંજ થવાની છે. માટે અત્રે તું ભલાઈના બી સિવાય બીજું કાંઈ વાવતો ના. આ પરવીજ ઉપરથીજ તારે તારો અંદાજો કરવો ઘટે છે. કારણકે જેમ જેમ તું આ દફતર વાંચતો જશે તેમ તે વાંચતાં તું અજબ પણ બનશે.

# ખસરૂ ગેરઈનસાફી બન્યાથી તેના સરદારોએ તેની સામે બલવો જગાડયો અને કેરાજ નામના સરદારે રૂમી કયસરની મદદ માંગી તે વિષે.

ખસરૂ પાસે આવું નામીચું તખત, બુજોર્ગી, તાજ અને આવી શેહેનશાહી હોવા છતાં એ જેહાનનો પાદશાહ પાછલથી પોતાના સરદારો સાથે મલતો નહી થવાથી ઈરાન અને તુરાનમાંથી પાછી લડાઇની ધુલ ઉડવા માંડી. તે આવો ઇનસાફી હતો તે પાછલથી જુલમગાર બન્યો અને રૈયત ઉપર જુલમ ગુજારવામાં મોજ મેલવવા લાગ્યો. તે જોરજુલમથી સર્વે માલમીલકત લુટી લેતો હોવાથી બીજા અમલદારો પણ લુટ ચલાવવા લાગ્યા.[1] મેંઢાના જેવો (નિરદોશ) ખસરૂ પાછલથી જુલમગાર વરૂના જેવો બન્યાથી આગળ તેની જે તારીફ થતી હતી તેની જગ્યાએ હવે તેના ઉપર ગાળો પડવા લાગી. તેથી હવે તેના ઉપર નવી નવી મુશકેલીઓ ઉઠવા લાગી. નવો નવો ખજાનો સંગરવા સિવાય તે બીજી કાંઇ ઇચ્છા કરતો હતો નહી.[2]

જ્યારે લોકો એમ માર્યા જવા લાગ્યા અને અન્ન પાણી વગરના બન્યાં ત્યારે તેઓ ઇરાનને તજી પોતાના દુશમનોના મુલકમાં જઇ વસવા લાગ્યા. એવી રીતે દુ:ખને સબબે તેઓને નાચારી સાથે શેહેરો તજી દેવા પડયાં. ખસરૂનો કેરાજ નામનો એક વગર હુનરનો સરદાર હતો જેના ઉપર એ પાદશાહ ઘણો નચિંત રેહેતો હતો. એ કેરાજ રૂમની નેગેહબાનીની માટે (તે

---

૧ ફીરદોસી ખસરૂને પોતાના રાજ્યના છેલ્લા દિવસો ઉપર જુલમગાર બનેલો જણાવે છે. પણ એ પાદશાહ તો છેલ્લાં પચીસ વર્ષો સુધી રૂમ સાથે લડાઈમાં ઉતરેલો હોવાથી તેને ઈરાનમાં એમ જુલમ ગુજારવાની ફુરસદ મલી હોય એમ લાગતું નથી. કદાચને રાજ્યના અમલદારોથી રૈયત ઉપર તેવો જુલમ ગુજર્યો હોય.

૨ ખસરૂને પોતાના રાજ્યના પેહેલાં અગીયાર વર્ષ સુધી રૂમના કયસર મોરીશ સાથે એખલાશ રહયો હતો અને તેથી એ બંધે રાજ્યો વચ્ચે સુલેહ રહી હતી. પણ એ મોરીશને રૂમીઓએ ગાદીએથી ઉઠાડી મુકી તેનું ખુન કીધાથી ખસરૂને રૂમીઓ સામે ઉશકેરાવાનું કારણ મલ્યું હતું. તેણે પોતાના ખેરખાહ મોરીશનું વેર વાલવાને રૂમ સામે લડાઈ જાહેર કીધી હતી જે લડાઇ ખસરૂનો અંત આવ્યો ત્યાં સુધીના છવીસ વર્ષ સુધી ચાલુ રહી હતી. પણ ફીરદોસીને એ લડાઇની વીગત મલેલી લાગતી નથી.

તરફની સરહદ ઉપર) રેહેતો હતો. પણ એ જુલમગાર અને શુભ શખ્સ દેવના જેવું મગજ ધરાવતો હતો.

એ ઈનસાફી પાદશાહના એમ જુલમગાર બનતાંજ એ કેરાજેજ ઇરાનની સામે પેહેલવેહેલું માથું ઉંચકયું. બીજો એક જાદફરરોખ નામનો બલવાખોર પણ એ પાદશાહનો ઘણોજ માનીતો હતો. પાદશાહની દરબારમાં પાદશાહ આગળ એ જાદ ફરરોખ સિવાય બીજા કોઇથી જવાઇ શકાતું હતું નહી. પણ એ પાદશાહની હવે પડતી આવેલી હોવાથી તેની સામે એ જાદ ફરરોખનું દિલ પણ બેદિલ બન્યું. આથી એ આજર મકાનનો બેટો જાદફરોખ દલગીર ચેહેરે પોતાના માણસો સાથે એ બુઢા કેરાજને જઇને મલી ગયો અને જાસુસોની મારફતે મુલકે મુલકની ખાનગી ખબરો મેલવવા લાગ્યો. સપેહસાલાર કેરાજે કયસર ઉપર નામું લખી તેને પણ ખસરૂની સામે બેદિલ બનાવ્યો. ૧ એ નામામાં તેણે તેના ઉપર એવું લખ્યું કે, "હવે તું ઇરાન જીટવાને તૈયાર થા અને તુંને મદદ આપવાને પેહેલો હુંજ બાહાર પડશ." એવું નામું વાંચતાંજ કયસરે પણ (ઈરાન સામે) લડાઇ કરવાને લશકર ભેગુ કીધું. તેણે તાંબાંના ઢોલ ઠોકાવ્યાં અને લશકરને પગાર આપ્યા પછી તે પવન વેગે ઇરાનની સરહદ આગળ આવી લાગ્યો.

## ખસરૂએ એક યુકિત કરી કયસરને પાછો ફેરવ્યો અને તેના સરદારોએ શીરોયને બંધીખાનેથી છુટો કીધો તે વિષે.

એ વાતની ખસરૂને ખબર થઈ, પણ તેણે એ મુશકેલીભર્યાં કામને હજી તુચ્છ ગણ્યું. એ લડાઇખોર કયસરને ઉશકેરવાનું કામ કેરાજનુંજ છે એમ તે પાંમી ગયો. કેરાજ પણ ખસરૂને પાદશાહ ગણી કયસરની સાથે કાવત્રાં રચતો હોવાથી તેણે પાદશાહ તરફથી આવતા (ઠપકાના) નામાની કાંઈજ દરકાર હતી નહી. તોપણ એ બુરી મનશનીનો શખ્સ પરવીજથી તેમજ તેની દરબારના બાહાદુરોથી ડરતો રેહેતો હતો.

૧ ખસરૂના રાજ્યના છેલ્લા દીવસો ઉપર રૂમ સામેની લડાઈમાં ખસરૂને ભારે શીકસ્ત મલવાથી ખસરૂને પોતાના હાથ નીચેના અમલદારો ઉપર ખીજવાવાનું કારણ મલ્યું હતું અને તેથી તેણે તેઓને ભારે શિક્ષા કીધી હતી. આથી એ અમલદારોએ રૂમીઓનો ધુજારો ઇરાન ઉપર નવેસરથી લાવવાની અને ખસરૂ ઉપર પોતાનું વેર વાલવાની આ બાજી રચી હતી.

હવે એ ખબર થતાંજ તે પાદશાહે પોતાના દરબારીઓ અને ઈરાની સરદારો સાથે મસલત ચલાવી. તેણે દિલના તમામ બુરા વિચારોને ધોઈ કાઢી તેઓની સાથે ઘણો વખત સુધી બેસીને તરેહવાર ઉપાયો રચ્યા. એમ કરતાં જ્યારે તેઓને એક વિચાર પસંદ પડયો ત્યારે તેને કેરાજની ઉપર (નામું લખાવતો હોય તેમ) નામું લખાવ્યું કે, "તારૂં એ કામ મને ઘણુંજ પસંદ પડયું છે. તેથી હું મારા મરદાને મરદો આગળ તારી તારીફ્જ કરૂં છું. પણ હજી એ કામમાં યુક્તિનો વધારો કરી એ કયસરનું માથું ધુલમાં પટકાય એવું કાંઈ કરજે. તુંને આ મારૂં નામું મલતાંજ એ બાબે તું બારીકીથી વિચાર કરજે. હું તેની સામે આવવાને અત્રેથી ઉપડું ત્યાં સુધી તું થોભી રેહેજે અને તેને તારાં લશકરથી ઘેરી લેઈ (આખરે) તેના પગ બેડીમાં લાવજે. તેની આ તેમજ પેલી બાજુથી જ્યારે લશકર આવી લાગશે ત્યારે તે તેઓની વચ્ચે ઘેરાઇ જવાથી એ કયસરના આવા ધખારાનો પણ નાશ થયો. ઇરાનથી તેને એમ મદદ કરવાને મસે તેડીને પછી તેના સઘલા રૂમીઓને આપણે કેદ પકડી લેઈશું."

પછી તેણે એ કામને લાયકનો દાનાવ તેમજ બોલકનો એક યુક્તિબાજ એલચીને પોતાની દરબારમાંથી પસંદ કીધો અને તેને પાદશાહે કહયું કે, "તું એ નામું છુપાવીને ત્યાં (કયસરની તરફ) એક જાુશુસની ઢપે જા. પણ ત્યાં કોઈ રૂમીઓને નજરે જલદીથી પડી આવજે. તેથી તેઓ તુંને તલાશને ખાતર ઘણીક વાતો પુછશે અને પછી તુંને કેદ પકડી લશકરના સરદાર કયસરની આગળ લેઇ જશે. તું કયાંથી આવ્યો છે તે જ્યારે તેઓ તુંને ત્યાં પુછે ત્યારે તું તેઓને કેહેજે કે, 'હું તો એક જાશુસ નોકર છું અને લાંબે માર્ગે મુશકેલી વેઠતો કેરાજને માટે એક નામું લાવ્યો છું' તું એ નામાને તારા જમણા હાથની બગલમાં એવું મજબુટ પકડી રાખજે કે તેઓને તે તારી પાસેથી જબરીથી લેવાની ફરજ પડે."

હવે તે એલચી એ નામાને બગલમાં છુપાવી ખસરૂ આગળથી બાહાર પડયો. એમ કરતાં જ્યારે તે કયસર આગળ આવી લાગ્યો ત્યારે તેને કયસરના જાશુસોએ માર્ગમાંથી આંવતો જોઈ કાઢયો. આથી તે ધુલથી ભરાઈ ગયલા કાસદને ફીક્કા બનેલા ગાલો સાથે અને સફેદ થયલા હોઢો સાથે કયસર આગળ તેઓએ ઉભો કીધો. કયસરે તેને પુછયું કે, "હાલે ખસરૂ કયાં છે તે મને તું સાચેસાચું કહી દે." આથી તે યુક્તિબાજ જાશુસે તેનાથી ગભરાતો હોય એવા ઢોંગ કીધા અને તેનાથી ડરીને દલગીર ચેહેરે જવાબ આપવા વગર તે ઉભો રહયો. આથી કયસરે ફરમાવ્યું કે, "આ બુરા વિચારના, બુરી ઇચ્છાના

અને બુરા ચેહેરાના બલા સોધતા શખ્સની તમો તપાસ કરો." આથી તેઓએ તેમ તપાસ કરવા માંડી અને જ્યારે એક દાનાવ તેને તપાસતો હતો ત્યારે તેણે પેલું નામું બગલમાંથી છોડી દિધું. ત્યારબાદ સારી રીતે પેહેલવી ભાષા જાણનાર કોઈ દાનાવ સરદારની સોધ કરવામાં આવી. જ્યારે તેને તેના એ મુનશીએ નામું વાંચી સમજાવ્યું ત્યારે એ નામદાર કયસરનો ચેહેરો ગુસ્સાથી દામરના જેવો કાલો બન્યો.

પછી તેણે લશકર સાથે ખાનગી મશલત ચલાવી અને બોલ્યો કે, "આ કેરાજતો મારો નાશ વાલવા માંગતો હતો અને એ શાહનશાહ ખસરૂ પોતાના ત્રણ લાખ માણસના લશકર સાથે તથા શુમાર વગરના હાથીઓ તથા ખજાના સાથે મને પોતાના ફંડામાં લેવા માંગતો હતો. પણ હંમેશા તેનું દિલ તથા વિચારો એમ કાલાજ રેહેજો." ત્યારબાદ તેણે પોતાના દિલની એવી સઘલી ઇચ્છાઓ તોડી કાઢીને ત્યાંથી પોતાના લશકરને કુચ કરાવી. જ્યારે એ નામદાર કયસરના રૂમ તરફ પાછા ચાલી જવાની ખબર કેરાજને થઈ ત્યારે તેનું દિલ દુખી અને ચેહેરો ફીકો બન્યો.

પછી તેણે એક સ્વારને પોતાના બાધુરો વચેથી ચુંટી કાઢી તેણે દુખી દિલે કયસર ઉપર નામું લખાવ્યું કે, "મારા ઉપર તું કયસરે એમ શા માટે જુલમ ગુજાર્યો છે? અને તું ઇરાનથી ચાલી જઇને મને જેહાનમાં શા માટે રવડાવ્યો છે તે તું મને જણાવ? એ સઘલું મેં કીધું છે એમ મારો શેહેનશાહ જાણતો હોવાથી તે પણ મારા ઉપર ગુસ્સે બન્યો છે અને તે પણ મારા ઉપર કીનો લેવા માંગે છે."

એ નામું કયસરે વાંચ્યું અને તેના ઉપર કેટલોક વિચાર કીધા બાદ તેણે મોટા પડવીના શખ્સોને લશકરમાંથી ચુંટી કાઢી તેઓને કેરાજની આગળ મોકલીને કેહેવાડયું કે, "મારી સાથે આવી બુરાઈ કરીને શું તું પરવરદેગારના હાથમાંથી પણ છટકવાનો હતો કે? તું તો મારાં તાજ તખતનો નાશ વાલવા માંગતો હતો અને મારાં લશકરને આતશની ચેહમાં બાલવા માંગતો હતો. પણ એ બુરી ખશલતના! જેમ તું મારા ઉપર એ નામું લખી મારો સઘલો ખજાનો બરબાદ કરવા માંગતો હતો તેમ બનવા પામ્યું નથી. મને એમ બોલાવવાની તારી મકસદ તો મને એ ખસરૂને હાથ ફસાવવાની હતી (એમ મને જણાઇ ગયું છે). પણ હવે તું કદિપણ મોટાઇ અને સારો વખત જોવા પામતો ના. જ્યારે ઇરાનીઓ પોતાના પાદશાહનેજ કેઆનીઓની તોખમનો માને છે ત્યારે એ ઇરાનીઓએ એમ જાણવું જોઇએ કે તેઓ કોઇપણ પરદેશીને કે કયસરની તોખમના કોઇ દાનાવને તેઓ ઇરાનમાં જોવા ચાહાતા નથી."

હવે કેરાજે કયસરની ગમે એટલી માંફી માંગી (તેની ખાતરી કીધી) તોપણ તેની દાનાઇથી રચેલી એ કોશેશ ફાવી શકી નહી. પછી ખસરૂએ એક બાધુર, બોલકનો અને દાનાવ એલચીને પસંદ કીધો અને પછી કેરાજ ઉપર એવું નામું લખાવ્યું કે, "ઓ કમીના રીમન દેવ! મેં તુંને મારી દરબારમાં ઘણીવાર બોલાવ્યા છતાં તું મારી રીત રેવાજથી ઉલટો ચાલી મારાથી દુરનો દુર નાહાસ્તો ફરે છે. તારી પાસે હાલે જે લશકર છે તે પણુ તારા દર વર્ષના અને દર મહીનાના હોરમજ રોજ જેવું તુંને પ્યારૂં છે, તે સઘલું કયસર તરફ એકદિલી અને વફાદારી ધરાવનારૂં બન્યું છે અને તેમાં તું પણુ છુપાછુપ મારી વિરૂધ લાગણી ધરાવે છે. માટે લશકરમાંથી જે કોઈ મારી સામે બલવાખોર બન્યા હોય અને સરકશી કીધી હોય તેઓને તું મારી આગળ મોકલી આપ."

જ્યારે કેરાજને એ નામું મલ્યું ત્યારે તે સરદાર વિચારમાં પડયો. પછી તેણે પોતાના નામદારો વચેથી બાર હજાર બાધુર ઈરાની સ્વારોને ચુંટી કાઢયા અને તે સઘલાઓને તેણે કહયું કે, "તમો મારી સાથે એકદિલી રાખજો અને કોઇની પણુ વાત સમજતા ના. તમો જીહુનની નદીની આ બાજુએ જઇને ત્યાં ઠોભજો અને ત્યાંથી નાહાસવાની ઉટાવલ કરતા ના. જો તમો મારી સાથે એક જબાનના અને મદદગાર રેહેશો તો પાહાડને જમીનમાંથી પણુ ઉખેડી કાઢવાને સામાર્થવાન બની શકશો."

આથી એ બુઢાઓ તેમજ જવાનોનું બનેલું લશકર "ખરરેહે અરદેશીર" શેહેર તરફ ઉપડી ગયું અને ત્યાંથી નદીની પેલેપાર જઇને પાદશાહનો શું હોકમ મલે છે તે જાણુવાને ઠોભ્યું. જ્યારે તેઓના એ કામની ખબર ખસરૂને પડી ત્યારે તેણે તેઓના ચેહેરા જોવાની પણુ ઇચ્છા કીધી નહી. પછી તેણે જાદફરરોખને એ પાદશાહી લશકર આગળ જડપથી જવા ફરમાવ્યું, જે તે લશકરને માટે તેનો એવો પેગામ લેતો ગયો કે, "જ્યારે તમો મારી આગળ હતા ત્યારે તો તમો મારી ખેરખાહી કરતા હતા. ત્યારે હાલે તમોએ શાને સારૂ કયસરને રૂમથી આ જમીન વેર આવવા દિધો? તમો ત્યારે તો પરવરદેગારના માર્ગથી ફરેલા હોવા જોઇએ અને તેથીજ તમો મને આપેલા કોલથી ઉલટા ચાલેલા લાગો છો."

જ્યારે તે લશકરે ખસરૂનો આવો પેગામ સમજ્યો ત્યારે તેમના ચેહેરા ધાસ્તીને લિધે ઉતરી ગયા. તેઓ આગળ એ ભરમ કોઇએ પણુ ખુલેલો નહી હોવાથી તેઓને એમ ફીક્કા ચેહેરાના અને દુખી બનવું પડયું હતું. પણ

ખસરૂનો મોકલેલો એ કાસદ પોતેજ એવો હતો કે જેનું પણ દિલ એ કેરાજ તરફ ઘલેલું હતું. પણ તેણે પોતાનો એ ભરમ પવન તથા ખાકથી પણ છુપો રાખ્યો હતો. તેથી તે તેઓને છુપાછુપ બીજી વખતે મલ્યો અને તેમના દલગીર બનેલા જીવને પાછા ખુશ કીધા. તેણે તેઓને કહયું કે, "ઓ બુજોર્ગો! તમો કાંઈ ગભરાતા ના. પાદશાહને કાંઇ તમારો ખુલ્લે ખુલ્લો કશુર માલમ નથી. માટે તમો એક સંપ રહી એકજ રીતનું બોલવું કરજો અને હીંમતથી તેને પુછજો કે "તુંને હમારામાંથી બુરી મનશનીનો કોણ લાગે છે? જો કે હમો એકજ ચાદર નિચે હોઇએ એમ તુંને જણાય છે પણ તે તો હમે મરદાનગીને ખાતર એમ એકમેકને મલતા રહયા હતા."

જ્યારે એ સરદારોએ તેનું એવું બોલવું સમજ્યું ત્યારે તેનો ભરમ શું છે તેપણ દરેકને જણાઇ ગયું. આથી તે સઘલા સરદારોએ ઉઠી ઉભા થઇને તેને તેવીજ રીતનો જવાબ વાલ્યો. પછી તે જાદફરરોખ પવનવેગે પાદશાહની આગળ પાછો ફર્યો અને તેઓની સમજેલી વાત તેને કહી સમજાવી. ત્યારે પાદશાહે તેને કહયું કે, "તું તેઓની આગળ ત્યાં પાછો જા અને તેઓને પુછ કે, "તમારી વચેથી મને દુખ દેવા કોણ માંગતું હતું? પેલા શુમ નસીબના કયસરે તો તમુને ખજાના, હથીયાર, તાજ અને તખતની લાંચ આપીને એમ ફરેબ આપ્યો હતો. માટે તેના તાજ અને તખત ઉપર જે કોઈ એમ લોભાયા હોય તે હમારો ગુનેહગાર થડે છે. તેથી એવી રીતના ગુનેહગાર નિવડેલા સઘલા શખ્સોને તમો મારી દરબારમાં મોકલી આપો. નહી તો કે લશકરમાંથી એવી ભુલ કરનારા સઘલાઓને ફાંસીની તેમજ બંધખાનાની શિક્ષા ખમવી પડશે."

આથી જાદફરરોખે પાછા ત્યાં આવીને તેઓને પાદશાહની એ વાત કહી સમજાવી. પણ તે લશકરનું દિલ ગમથી જડ થઈ ગયું. તેથી કોઇએ પણ હોટ ખોલીને તેને એ વાત કેહેવાની હીંમત કીધી નહી. પણ તેઓ દુખી બની ચુપ ઉભા રહયા. પણ તુરતજ જાદફરરોખે જબાન ખોલી અને આવું નાલાયક બોલવું સરૂ કીધું કે, "મને લાગે છે તેમ મેં આવા બાહાદુરો અને જવાનોનું લશકર કદિ જોયું નથી. તમો તો તેની દરબારની બાહાર જેહાનમાં બીજા મરતબ ઉપર છો, ત્યારે તમો શા માટે એ પાદશાહનો ડર રાખો છો? હવે કાંઈ તેની દરબારમાં રેહેવાની સોભા રહી નથી અને એ ખસરૂને તેનો ચંદ્ર અને તેના ગ્રહો દીપાવશ ચાહાતા પણ નથી. મારા ભાઈ રૂસ્તમે પણ તેના ઉપરથી દિલ ઉઠાડી નાખ્યું છે અને તે પણ તેના હોકમથી ઉલટો ચાલવા

લાગ્યો છે. માટે મેં તમુને જે કાંઈ કહયું છે તેની તમો દરકાર કરતા ના અને મારા તરફથી તમોને કાંઈ ખમવું પડશે એમ પણ સમજતા ના. માટે હવે તમો હોટ ખોલીને મને તેમજ પાદશાહને જેમ ગમે તેમ ગાળ દેઓ."

તેની એવી વાત સમજતાંજ તેઓને ખુરૂ નસીબ પાછું ઉલટાઇ ગયલું જણાયું. તેથી તે સઘલાઓએ ઉઠીને તેને ગાળ દેવા માંડી. આથી જાદફ્રરેરોખે એ વાત પાદશાહને જૂઇને કહી અને બોલ્યો કે, "એ સઘલું લશકર તો એકસંપ થયલું લાગે છે. તેથી મને તારા તેમજ મારા જીવની ફીકર લાગે છે." પણ તેણે આંખોમાંથી આંસુ વરસાવીને કહેલી એ વાત જુઠી છે એમ ખસરૂ પાંમી ગયો. તોપણુ તે તેના ભાઇનો ડર રાખી ત્યારે કાંઇજ બોલ્યો નહી. તેણે એ સચાઇ જાહેર કરી દેવાને બદલે છુપાવીજ રાખી. કારણુકે તેનો ભાઈ રૂસતમ તેની સામે રૂઠયો છે અને તેની પાસે તેના શેહેરમાં દસ હજાર માણુસોનું લશકર છે, તેમજ જાદફ્રરેરોખનું દિલ પણુ તેની સામે રૂઠયું છે અને તે પણુ લશકરને બલવો કરવા ઉશકેરે છે એવી વાતની તેને માહીતી હતી. વળી એ જાદફ્રરેરોખ પણુ ચેટી ગયો કે પાદશાહ પણુ લશકરની એવી વર્તણુક માટે તેનોજ વાંક જોય છે. આથી જેવો તે પાદશાહનો બદખાહ શખ્સ એ પાદશાહ આગળથી બાહાર નિકલ્યો ત્યાર પછી તેણે એ પાદશાહની દરબારમાં પાછું જવાની હીંમત પણુ કીધી નહી. તોપણુ તે તેનીજ દરબારમાં રહીને બીજા સર્વેને સારી રીતે અજમાવી જોવા લાગ્યો.

એ રીતે તે તેનાજ લશકરમાં રહી લશકરમાના એકે એકને એ પાદશાહનીજ સામે થવા માટે ઉશકેરતો રહયો. જે જેની આગળ તે એવી ઉશકેરનીની વાતો કરતો તેઓ તેમા તેનેજ મલતા થવા લાગ્યા. તેથી તેઓ તેને નસીબથી, સરદારી ભોગવવાથી અને ખોરેહથી દુર કરીને કોઇ બીજા પાદશાહને તખતે બેસાડવા માંગતા હતા. એ જાદફ્રરેરોખની સાથે એક બીજો બુઢો શખ્સ પણુ હતો, જે એવાં કામ બજાવવામાં ઘણોજ ચાલાક હતો. તેણે એ જાદફ્રરેરોખને કહયું કે, "પાદશાહ તો લશકરના એ બલવા માટે તારોજ વાંક કાઢે છે. માટે હવે જો તું પાદશાહી ચલાવવાને લાયક કોઇ બીજો પાદશાહ સોધી કાઢશે નહી તો એવુંને એવું કાંઈ જાજો વખત ચાલશે નહી. તેથી આ આબાદ જમીન વેરાન બનશે અને ઈરાનીઓ દુખ ખમતાં ઘરડા બનશે. માટે હવે તેનો પેલો બોલકનો તેમજ શરમાલ બેટો કયાં છે તે તારે સોધી કાઢવું જોઇએ અને તેને પાદશાહ તરીકે તખતે બેસાડી અને તાજ પેહેરાવી તેના ઉપરથી દીનારોનો નેશાર કરવો ઘટે છે કે પછી આપણે જુદીજ રીતે કામ લેઇ શકીએ. કારણુકે એનાથી આપણે ઘણોજ કડવાશ

ચાખેલો હોવાથી તેના (બેટા) થી હવે મીઠાશ ચાખી શકીએ. તેનો વડો બેટો શીરોય જે બંધીખાને પડેલો છે તેજ ચાલાક છે. માટે તેના સિવાય પાદશાહ તરીકે બીજા કોઇનું કામ નથી. [1]"

એ રીતે દરેકે પોતાના એવાજ વિચાર જણાવ્યા. ત્યાર પછી વધુ દિવસ કે રાત વહયા નહી તેટલામાં તો તખવારના[2] લશકરે લડાઇની ધુલ ઉડતી કીધી અને સઘલી લડાઇને તેઓ નજીવી ગણવા લાગ્યા. જાદફ્રરોખ પણ પોતાના કેટલાંક લશકર સાથે તેને માર્ગમાં જઇ મલ્યો. એ તખવાર તેમજ જાદફ્રરોખ એકમેકને મલતાંજ તેઓ વચે કેટલીક જાહેર તેમજ ખાનગી વાતો ચાલી. જાદફ્રરોખે તેની આગળ મોઢું ખોલી ખસરૂની સઘલી બુરી ચાલની ફર્યાદ કીધી અને બોલ્યો કે, "તેનું લશકર તેથી તો નવેસરથી તેની સામે દિલમાં દુશમનઈ ધરાવે છે અને હમણા તેઓના વિચાર તથા અકલ જુદી રીતની બની છે.[3] તે કાંઇપણ નેક કામ બજાવતો નથી પણ જુઠાઇભર્યાં કામોથી બદીમાં ડુબ્યો જાય છે.[3] કોઇની પણ નશીયત કે શિખામણ તે માનતો નથી, પણ પોતાના દિલના વિચાર અને પોતાના લોભ મુજબ વર્તે-છે.[3] પોતાના વજીરોને પણ તે કાંઇજ બીસાડમાં ગણતો નથી અને તેનું દિલ ઇનસાફ તથા સખાવતની સામે રૂઠેલું છે.[3]"

ત્યારે તખવારે તેને પુછ્યું કે "ઓ મેહેરબાન! તેના લશકરનો અંદરખાનેનો વિચાર શું છે[3]?" ત્યારે તે લશકરે તેને જવાબ દિધો કે, "હમો એ શાહને જાણી બુજીને તથા જબરી વાપડીને ગાડીએથી ઉઠાડી મુકવા માંગે છીએ.[3]" ત્યારે તે સપેહસાલારે તેઓને જવાબ આપ્યો કે, "અત્રે હું કાંઈ ખાલી વાત કરવા આવ્યો નથી પણ તેના લશકર સાથે લડાઈમાં ઉતરવા અને એ લડાઇમાં જેહાન પેહેલવાનોને હાર આપવાને માટેજ આવ્યો છું. એ જેહાનનો પાદશાહ દરબારીઓને તેમજ પેહેલવાનોને ગમે એટલો

---

૧ ઈરાની સરદારોએ રૂમ સાથની લડાઈમાં હાર મેલવ્યાથી ખસરૂએ તેઓ ઉપર જુલમ ગુજાર્યો હતો અને ઘણાઓને મારી નાખ્યા હતા તેથી ઈરાનીઓને ખસરૂ સામે ગુસ્સે થવાનું કારણ મલ્યું હતું. પણ જ્યારે તેણે વડા બેટા શીરોયનો હક ડુબાડી પોતાના નાના બેટા મરદાસને ગાદીએ બેસાડવાનું નકકી કીધું અને શીરોયને કેદ પુર્યો ત્યારે રૈયતે એ શીરોય તરફથી બલવો જગાડયો હતો અને ખસરૂને ગાદીએથી ઉઠાડી મુકયો હતો એમ રોલીનસનનું કેહેવું છે.

૨ એક તુરાની સરદારનું નામ છે.

૩ એ બેત લખેલી નકલમાં વધારે છે.

પ્યારો હશે તોપણ જો તેનો પડતીજ વખત આવ્યો હશે તો તે ગમે એટલું કરવા છતાં તાજ તખતને ફરી જોવા પાંમવાનો નથી. જે પળથી તેણે બેદાદી વાપડી અને પોતાના નોકરો ઉપર જુલમ ગુજારવામાં મજાહ મેલવવા માંડી તે પળથી તેની પડતી સરૂ થઇ છે."

એ જાદફ્રરેશખની એવી વાત સમજતાંજ ઇરાનીઓએ તેને પોતાનો સરદાર ચુંટી કાઢયો. ત્યારબાદ તખવાર બોલ્યો કે, "હવે આપણે પેલા દુઃખી શીરોય આગળ તેના બંધીખાનામાં જઈએ અને તે બાધુર અને જેહાનજીટ જવાન શીરોયને તેમાંથી વગર દેહેશ્તે બાહાર લાવ્યે." શીરોયના બંધીખાનાના દારોગા તરીકે જે પેહેલવાન હતો તેને એ શીરોય સાથે ઘણી મીત્રાચારી પડી હતી. ત્યાં તેની પાસે છ હજાર માણસનું લશકર હતું જે વડે તે આખાં બંધીખાનાંને ઢાકમાં રાખી શકતો હતો. તેથી જાદફ્રરેશે તખવારને કહ્યું કે, "એ પેહેલવાનને હાથ કરવાનું કામ તો સેહેલ છે. જો એ પરવીજનું નસીબ હજી બુલંદ હતે તો ઇરાનમાં એવો કોઈ (બલવાખોર) પેહેલવાન રેહેવા પાંમ્યો હતે નહી. પણ તેઓને ફાંસીની કે બંધીખાનાની સજા મલી હતે અને કોઇપણ ઇરાનમાં એમ નચિંતે રહી શકતે નહી."

એટલું કહી તેણે પોતાના ઘોડાને આગળ દોડાવ્યો અને ત્યાંથી વીજલીની ઝડપે દોડી ગયો. આથી તેના લશકરે પણ તુરતજ લડાઇમાં ઝોંપલાવ્યું. એ કેદખાનાનો દારોગો પણ વગર ઢીલે તેની સામે લડાઇમાં ઉતર્યો; પણ તેના લશકરના મગજ ગાભરાં બન્યાથી તેઓનો સપેસાલાર એ લડાઈમાં મારી ગયો. તેથી હવે તે પાદશાહનું લશકર વિખેરાઈ ગયું અને તે પાદશાહના વખતે કાલાશ પકડયો અને તેનું નસીબ ઉંધું વલ્યું. પછી તખવારે લશકરનો પોશાક પેહેરેલો રાખી હવે શીરોયને છોડવાની યુક્તિ કરવાને તે બંધીખાનાની લગોલગ ગયો અને તે બાધુર શીરોયને મોટે અવાજે પોકાર માર્યો જેનો તે નામદારે તુરત જવાબ દિધો. એવે વખતે એ બાધુર બંધીખાનામાં શા માટે આવ્યો હશે તે શીરોય પાંમી ગયો. પણ તેણે એ તખવારનો ચેહેરો ખુશ જોતાંજ તેનું દિલ પણ ગમથી મોકલું બન્યું અને તે ખુશાલીથી હસતો બન્યો.

પછી તેને શીરોયે દલગીર અવાજે પુછયું કે, "હાલે ખબર શાં છે અને તમો મને શા માટે છુટો કરવા માંગો છો?" ત્યારે તખવારે એ શાહજાદાને જવાબ દિધો કે "બાધુરી દેખાડવાને વખતે તું મને આવી જુદી જુદી પુછ પરછ ના કર. જો તું એ કામમાં હમારી સાથે સામેલ થવા નહીં માંગતો હોય અને એ વાતને નજીવી ગણતો હોય તો હમે તારા સોલ ભાઇઓમાંથી

એકને કમી થયલો ગણી લેશું અને તેઓ પંદર રેહેશે. તેઓમાનો દરેક એ શાહાનશાહી ભોગવવાને લાયક છે. તેથી તેઓમાના કોઇથી પણ એ મોટાઇ ભર્યું તખત દીપતું બનશે.”

આથી તે દલગીર શીરોય ત્યાં અજબ થતો ઉભો અને પછી તે તંગ બંધીખાનામાંથી પોતાનો પગ બાહાર કાઢયો. પેલી તરફથી જાદફરરોખે દરબારને એવી રીતે ઘેરો ઘાલ્યો કે ત્યાંથી કોઇથી બાહાર નિકળી શકાયું નહી અને એ વાતની પાદશાહને પણ ખબર પડવા દિધી નહી. પાદશાહની દરબાર ઉપર જે દરબાન હતો તેણે જ્યારે સુરજ અસ્ત પાંમ્યો અને તમામ સરદારોનો ઉંઘાવા જવાનો વખત થયો ત્યારે શેહરના પાસબાનોમાંથી જેઓ વધારે ચઢતી પડવીના હતા તેઓને પાદશાહની ખુશાલી તેમજ આરામ જાલવનારી દરબાર તરફ જવાનો હોકમ કીધો અને તેઓને ફરમાવ્યું કે, “આજ રાતે નકીબ પોકારતી વખતે તમોએ ગઈ કાલથી જુદી રીતે પોકાર કરવો. સર્વે પાસબાનોએ હવે દરેક નકીબ પોકારવાને વખતે કોબાદનું નામ પોકારવું” આથી તે પાસબાનોએ તેને જવાબ દિધો કે, “હમે તેમજ કરીશું અને નકીબની સરૂવાતમાંથી એ પરવીજનું નામ કાઢી નાખીશું.”

જ્યારે રાતે પોતાની અંધારી ચાદર ફેલાવી ત્યારે તે શેહરમાં અને બજારમાં સઘલે પોકારો નિકલ્યા કે, “હમારા નવા શાહનું નામ કોબાદના ખાનદાનના બુજોર્ગોના કરતાં વધુ લાંબો વખત સુધી તમામ મુલકમાં જલવાયલું રેહેજો.” મધરાતે જ્યારે તે પાદશાહ ખસરૂ સુટેલો હતો ત્યારે (આવો પોકાર સમજી) તેના બીછાના ઉપર સુટેલી શીરીન ગુસ્સે થઇ. એ ચોકીબાનોના એવા પોકાર સમજી તેણી દલગીર થઇ અને તેણીનું દિલ ગમથી ઉશકેરાઇ ગયું. શીરીનનો સાધ સમજી શાહ પણ જાગી ઉઠયો અને તે ચોકીબાનની એવી વાત સમજી તે પણ ગભરાઇ ગયો. શીરીને તેને કહયું કે, “ઓ પાદશાહ! હવે આપણું શું થશે? આપણુ કોણ આગળ એ વાત કહીએ?” ત્યારે તેણે શીરીનને જવાબ દિધો કે, “ઓ મહાતાબના જેવા ચેહેરાની ઓરત! તું ઉંઘમાં એ શું બબડાત કરે છે?” શીરીને તેને જવાબ દિધો કે, “આ ચોકીબાનો જે પોકાર કરે છે તે તું કાન દેઇને સમજ.”

ખસરૂએ પણ જ્યારે તે ચોકીબાનોના એવા પોકાર સમજ્યા ત્યારે તેના પણ ગાલો ધાસ્તીથી ફીકા બન્યા. પછી તે બોલ્યો કે, “શીરોયના જનમ વખતે રાતના ત્રણ પોહર ગુજરતાં મને સેતારેસનાશોએ કેહેવાથી મેં એ ખુશી આલના બેટાનું જનમ નામ ખાનગી કોબાદ રાખ્યું હતું જ્યારે મેં તેને જાહેર

રીતે મોટેથી શીરોયને નામે બોલાવ્યો હતો અને તેનું એ ખાનગી નામ મેં છુપુંજ રાખ્યું હતું. હવે જ્યારે એનું જાહેર નામ તો શીરોય છે તો એ નાપેકારો કોબાદ નામ શા માટે પોકારતા હશે? હવે તો આપણને રાતોરાત ચીન, મકરાન અથવા માચીન તરફ ચાલી જવું પડશે. હું ચીનના ફગફુર પાસેથી લશકરની મદદ માંગશ અને પછી એ લોકોનો માર્ગ યુક્તિથી ઘેરી લેનશ. કારણકે હવે એના આસમાન ઉપરના ગ્રહોએ કાલાશ પકડયો છે. તેથી હવે આ જમીન ઉપર એને માટે જે વાતો થશે તે ચકચારભરીજ થશે. હવે અંધારી રાતે એવી યુકિત કીધેલી કામ લાગવાની નથી એમ જોઇનેજ તે આ ભારી કામને નજીવું ગણી લે છે.''

પછી તેણે શીરીનને કહયું કે, "મારી આવી સઘલી યુક્તિઓ છતાં હાલે મારા દુશમનોને ફાવી જવાનો વખત આવી લાગ્યો છે." ત્યારે શીરીન બોલી કે, "તું અમર્ગ રેહેજે અને તારી ઉપરથી તારા દુશમનોની બુરી નજર હમેશાં દુર રેહેજો. હાલે તો તું તારી દાનાઇથી કાંઇ તારો ઉપાય રચ. તુંને તારા દુશમનોની કદિપણ ગરજ પડતી ના. જો એ કાવત્રાંખોર દુશમનોને એ ખબર પડશે તો તેઓ બેશક આ મેહેલ તરફ ધસી આવશે. પછી તે પાદશાહે તુરતજ પોતાના ખજાનામાંથી બખતર, બે હીન્દી તલવારો, રૂમી કોલાહ, તીરની કોઠલી, તીરો અને સુનેરી ઢાલ મંગાવી લિધી તથા એક લડાયક પેહેલવાનને પોતાની સાથે તેડયો. ત્યારબાદ તે રાતોરાત પોતાની ઉંઘ તજીને બાગમાં ઉતર્યો. તેણે તે સુનેરી ઢાલ ખભે ઓલવી અને ત્યાંથી કેસરીયા રંગના ઘોડા ઉપર સ્વાર થઇને અને ગુઠન સાથે લટકતી તલવાર સાથે દુર જ્યાં નિકળી જવું હતું ત્યાં નિકળી ગયો.૧

## ખસરૂ કેદ પકડાયો અને શીરોયે તેને તીસફુન ખાતે મોકલી આપ્યો તે વિષે.

જ્યારે સુરજે પોતાની નિશાણને ઉંચાઇએ ઉડતી કીધી ત્યારે તે દેવની કરણીના દુશમનો તેના મેહેલ તરફ આવી લાગ્યા. તેઓ તે મેહેલ આસપાસ સઘલે ફરી વલ્યા પણ તે પાદશાહને લાયકની જગ્યા પાદશાહથી ખાલી પડેલી જણાઇ. આથી તેઓએ તેનો સઘલો ખજાનો તારાજ કીધો અને તેમ કરતાં

---

૧ ખસરૂ પોતાના પાયેતખતથી નાહાઠેલો બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ મદાઇનની ઉતરે આવેલા સીસ્યુરશીઆ શેહરમાં જઈ લાગ્યો હતો જ્યાંથી તેને પાછો મદાયન ખાતે લાવવામાં આવ્યો.

કોઇએ પણ તેણે વેઠેલી મેહેનતની યાદ કીધી નહી. પછી તેઓ જમાનાના કામથી ગભરાઇને તે મેહેલમાંથી આંખોમાં આંસુ સાથે બાહાર પડયા. આ જડપથી ફરતા આસમાનના ગુમબજ હેઠેલ આપણે મેલવવા શું માંગ્યે છીએ? તે તો પોતાનું કામ બજાવવાથી જરા પણ અટકતું નથી. એકને તે શાહાનશાહી તાજ પેહેરાવે છે તો બીજાને તેનો નાશ થવા માટે તે દરીઆમાની મચ્છીઓ વચ્ચે ફેંકે છે. એકને તે ઉગાડે માથે, ઉગાડે બદને અને ઉઘાડે પગે ફેરવે છે અને તેને કોઇ એકાંત જગ્યામાં પણ ઠર પડવા દેતું નથી; તો બીજાને તે દારૂ અને મધનીજ મેજબાની ચખાડે છે અને તેને રેસમી તથા કસબી કપડાંઓમાં સજાવે છે. પણ આખરે તે બંધે (ગરીબ તેમજ તવંગર) જમીનના ઉંડા તેમજ અંધારા ખાડામાં ડટાય છે. તેથી જો તું પોતે અક્કલમંદ તરીકે અવતરેલો હશે તોજ આ દુન્યા સામે ટક્કર જીલવા માટેનો તુંને ગમ પેદા થશે નહી. તું ગમે એવો હલકી કે મોટી પડવીનો હશે તોપણ તુંને જેહાનની માલ મીલકતથી કાંઇ ખુશાઇ પુગશે નહી.

હવે ખસરૂએ જે મુશકેલીઓ વેઠી તે બાબદ હું દર્શાવિશ અને મારા વાંચનારાઓને નવી ખબર પુગાડશ. તે ખસરૂ એક જંગલમાં આવી લાગ્યો જ્યાં તેને માથે ફકટ ઉંચા ઝાડોનોજ છાંયો હતો. જ્યારે તે લાંબા દિવસનો અરધો ભાગ પસાર થયો ત્યારે તે પાદશાહને ખોરાકની હાજત જણાઈ. ત્યાં એક બગીચો હતો જેને લગતો એક તેહેશીલદાર હતો, જે એ પાદશાહને ચેહેરા ઉપરથી ઓલખી શકયો હતો નહી. આથી તે ખોરશેદના જેવા ખોરેહના પાદશાહે તે નોકરને કહયું કે, "મારા ઘોડાના જીનનું અસતર ઘણી મોટી કીંમતનું છે અને તેના લાકડાં ઉપર સુનાના પાંચ મોહરા જડેલા છે જેમાં કીંમતી મોતીઓ જડેલાં છે."

પછી તે પાદશાહે એ બાગબાનને કહયું કે "એ મોહરા આજે મને કામ લાગશે. એમાથી તું બજારમાં જઇને ગોસ્ટનો એક ટુકડો તેમજ નાન ખરીદી લેઇ આવ. પણ તું અત્રેથી આડેઅવલે રસ્તે બાહાર પડજે." હવે તેમાના મોતીઓની કીંમત જેઓ તે ખરીડવા માંગે તેઓ ત્રીશ હજાર દીરમની આંકી શકે એમ હતું. તે બાગબાન એક નાનવાલા આગળ આવી લાગ્યો અને તે સુનાના ટુકડામાંથી તેણે નાન ખરીડવા માંગ્યા. ત્યારે તે નાનવાલાએ તેને કહયું કે, "મને એની કીંમત ખબર નથી તેથી હું તેમાથી મારા પૈસાનો છુટકો કરી શકતો નથી." આથી તે બંધે એ સુનાનો ટુકડો લેઇ એક જહવેરી આગળ ગયા અને તેને કહયું કે, "તું એની કીંમત આંક અને જે કાંઇ કીંમત થતી હોય તે દાનાઇથી કહે."

જ્યારે તે ખબરદાર જહવેરીએ એ મોહરો જોયો ત્યારે તે બોલ્યો કે, "એ કોણ ખરીદી શકવાનું છે? એવા ટુકડાઓ તો ખસરૂનાજ ખજાનામાં હોઈ શકે. એવા નવા સો સો ટુકડા દર સાલ તેનેજ માટે બનાવવામાં આવતા હતા. તું એ જવેહરાત કોણનું ચોરી લાવ્યો છે? તેં તો કોઈ ઉંઘાઈ ગયલાને લુટેલો લાગે છે." પછી તે ત્રણે શખ્સો એ જવેહરાત અને સુનું લેઈ જાદફ્રરોખ આગળ હાજર થયા. એ જવેહરાત જોતાંજ જાદફ્રરોખ તુરતજ નવા બનેવા પાદશાહ આગળ દોડયો અને તે શીરોયને તે જવેહરાત દેખાડયું. એ ટુકડો સુનેરી કંમરબંધમાંથી તોડી આપેલો હોય તેમ જણાતું હતું.

આથી શીરોયે તે બાગબાનને પુછયું કે, "શું તારા શેઠના ઘોડાના જીનમાં આવું જવેહરાત બેસાડેલું છે કે? જો તું મારી આગળ એ વાત (સાચેસાચી) કેહેશે નહી તો તારૂં તેમજ જેનું એ જવેહરાત હશે તેનું ડોકું હું કપાવી નાંખશ." ત્યારે તેણે જવાબ દિધો કે, "ઓ પાદશાહ! મારા બાગમાં કોઈ શખ્સ બખતર સજીને અને હાથમાં કમાન ધરીને આવી લાગ્યો છે. તે સરોવરના જેવો ઉંચો લાગે છે અને તેનો ચેહેરો વસંતના જેવો ખુબસુરત છે. સર્વે વાતે તે એક પાદશાહના જેવોજ લાગે છે. તેના ચેહરાથી જાણે તમામ બાગ પણ રોશણ બન્યો છે. તે એ બખતર અને હથીયાર વચ્ચે ખોરશેદની માફક પ્રકાશી રહયો છે. તેણે પોતાની ખાંધે સુનેરી ઢાલ લટકાવી છે અને તેની આગળ આગળ એક ગોલામ કંમરબાંધીને ચાલે છે. એ જવે-હરાત જડેલો ટુકડો તેણેજ મને તોડી આપતા કહયું કે 'તું અત્રેથી ઉટાવલે જઈને બજારમાંથી નાન તથા તે સાથે ખાવાનું લેઈ આવ.' તેથી હું હાલે તેની આગળથી (તે લેવા) પવનની જડપે દોડી આવ્યો છું.'"

આથી શીરોય તુરત પાંમી ગયો કે, "એ ખસરૂજ હોવો જોઇએ. કારણકે તેનોજ ચેહેરો હાલે સુધી એમ જવાન રહેલો છે." પછી તેણે તુરત પોતાની દરગાહને લગતા ત્રણ હજાર સ્વારોને તે નદી કીનારા તરફ ફુંકતા પવનની જડપે મોકલી આપ્યા. જયારે ખસરૂએ એ લશકરને દુરથી આવતાં જોયું ત્યારે તેનો ચેહેરો ઉતરી ગયો. પણ તે ત્યાં પોતાની કીનો લેનારી તલવાર બાહાર ખેંચીને ઉભો. એ શેહનશાહને નજરો નજર ઉભેલો જોઈ તે લશકર (તેનાથી ડરીને) તેની આગળથી રડતું રડતું નાહાસી ગયું અને જાદફ્રરોખ આગળ આવી સઘલાઓ તેને માટેની એ વાત તેને કેહેવા લાગ્યા. તેઓ બોલ્યા કે, "હમે તો ગોલામો છીએ અને તે તો હમારો પાદશાહ છે. પણ એ પાદશાહનો બુરો વખત હવે સુધરતો હોય તેમ લાગે છે. તેથી તે બાગમાં મોજ કરતો હોય કે લડાઈમાં લડતો હોય તોપણ હમારામાંનો કોઇ

તેના તરફ ફુંક પણ મારી શકવાનો નથી." આથી તે જાદફરરોખ પોતે એ પાદશાહ આગળ ગયો જેની પુઠે તે દરબારનું કેટલુંક લશકર પણ ગયું. ખસરૂ આગળ આવી લાગતાંજ તે એકલો તેની આગળ ગયો અને તેને કેટલીક વાતો કહી સમજાવી જે ખસરૂએ સમજી લિધી. તે બોલ્યો કે, "જો તું પાદશાહ મારૂં કેહેવું સમજશે તો તેં જે કાંઈ કીધું છે તેની હું તુંને માફી અપાવશ. માટે જો તારી મરજી હોય તો જે કાંઈ કેહેવાનું છે તે હું તુંને કહી સમજાઉં. નહી તો કે હું મારે ઘરે પાછો ચાલ્યો જાઉં."

ત્યારે ખસરૂ બોલ્યો કે, "તારે જે કાંઈ કેહેવું હોય તે મને કેહે. કારણકે તું કાંઇ મારી તરફ દિલશોજી દેખાડે અને મારી તરફથી લડે એવો શખ્સ નથી." આથી તે બોલકના શખ્સે પાદશાહને કહયું કે "તું હુશીયારીથી એ બાબદ ઉપર નજર પુગાડ. તું કાંઇ એવો નથી કે એક હજાર જંગી માણસોને (અત્રેથી) મારી હટાવી શકશે. પણ લડાઈ કરતાં આખરે તુંજ હાકશે. તારી તરફ ઇરાનનો તમામ મુલક દુશમનાઈ દેખાડે છે અને તારી સામે લડવા માટે તેઓ એક દિલ છે. માટે તું મારી સાથે ચાલ કે જેથી આસમાનની જે બુરી ચાલ હશે તે પણ તારા ત્યાં આવ્યાથી તેમનો કીનો મેહેરબાનીમાં બદલાઈ જશે."

ખસરૂએ તેને જવાબ દિધો કે, "વારૂં, હું તેમ કરશ. મારે કાંઇ મારીજ રૈયતથી ડરવું જોઇતું નથી. જો તેઓ મારી આગળ આવી પોતાની લાચારી દેખાડશે તો તેમાં હું મારી ફતેહ થયલી ગણુશ." તે પાદશાહ જ્યારે જાદફરરોખ સાથે એવી વાતો કરતો હતો ત્યારે તેનું દિલ તો વહેલા વખતને માટે દુખીજ બન્યું હતું. કારણકે નજુમીઓએ પણ તેને એવુંજ કહયું હતું અને તે બુરી વાતથી તેનું દિલ ઉશકેરાયલું રેહેતું હતું. નજુમીઓએ તેને એવું કહયું હતું કે, "તારૂં મોત માણુસ જાતની વસ્તીથી દુર તારા એક ગોલામને હાથે બે પાહાડની વચે આવશે. આ બે પાહાડોમાનો એક પાહાડ સુનેરી અને બીજો રૂપેરી હશે. જ્યારે તું એ બે પાહાડો વચે તુટેલાં દિલનો બેઠો હશે ત્યારે એ બનાવ બનશે. જ્યારે તારૂં નસીબ એમ કીનાભર્યું બનશે ત્યારે તારે માથેનું આસમાન પણ સુનાનું હશે અને જમીન લોખંડની હશે. ખસરૂએ મનમાં વીચાર્યું કે "હાલે આ મારૂં બખતર તે મારી જમીન સમાન છે, જ્યારે મારી હાલ મારે માથે સુનેરી આસમાન હોય તેમ બની છે. જે બે પાહાડો કહેલા છે તે બાગમાં જે ખજાનાના ઢગલા કીધેલા છે અને જે ખજાનાથી મારૂં દિલ ખુશીથી ચેરાગ માફક હસી રહે છે તે ગણાય છે. માટે એ વરતારા

ઉપરથી હું મારૂં મોત આવેલું ગણું છું. તો હવે મારૂં નસીબ ક્યાંથી સુધરવાનું હતું અને જેહાનને દીપાવી શકવાનું હતું? તથા મારી સઘલી ઇચ્છા હવે ક્યાંથી પાર પડવાની હતી અને હું ક્યાંથી આરામ ભોગવવાનો હતો? કારણકે જે તાજો ઉપર મારૂં નામ કોટરાયલું હતું તે તાજો તો હાથી ઉપર લદાઇને હવે શીરોય કે જેનો જીવ દુખી રેહેતો હતો તેનીજ આગળ ગયાં છે."

પછી તે પાદશાહ હાથીની અંમ્બારીમાં બેઠો અને તેની સાથે તે લશકર બાગમાંથી બાહાર પડી ત્યાંથી આગળ વધ્યું. હાથી ઉપર બેઠો બેઠો તે પાદશાહ પેહેલવી ભાષામાં બોલ્યો કે "ઓ ખજાના! તું પાદશાહોનો દુશમન છે. તારી દોસ્તી મારા દુશમનો સાથે પણ થતી ના. કારણકે હું તો આજ રોજે (તારીથી) હારેમનના હાથમાં સોંપાયો છું. જુલમ ગુજારતાં મેં રૈયતની પણ ફર્યાદ સમજી હતી નહી. માટે તું તારૂં કાલું કર અને કોઇને પણ તારો કાલો ચેહેરો દેખાડતો ના."

પછી તે કોબાદે પોતાના વજીરને ફરમાવ્યું કે, "તેના તરફથી ગમે એવી બુરાઇ પુગે તેની હવે તું દરકાર કરતો ના. તું તેને કેહેજે કે, મને તીસફુન તરફના મેહેલમાં કોઇની સંભાળ હેઠલ મોકલી આપે કે જેથી હું થોડા દાહાડા ત્યાં આરામમાં ગુજારૂં અને કોઇનું દુખ વેઠું નહી. ગમે તો તું ક્લીનુશને તેના હજાર સ્વારો સાથે મારી સંભાળથી ચોકી કરવા માટે રોકજે." જ્યારે ફરતું આસમાન તેને માથે ફરી રહયું અને તેની પાદશાહીના આડત્રીસ વર્ષ ગુજર્યાં ત્યારે આદર મહીનાના દેપાદર[1] રોજે કે જ્યારે આતશના (પરબ) નો હીંગામ હોય છે અને ભુજેલી મરઘી સાથે દારૂ પી મજાહ કરવાનો વખત હોય છે તે વખતે ખસરૂનું શાહાનશાહી બોરેહ ગુમ બન્યું અને તે એક નોકર માફક તાજ વગરનો બન્યો અને કોબાદે આવી તે તાજ માથે પેહેર્યું અને તે તેના તખત ઉપર ખુશાલી સાથે આરામ ભોગવવા લાગ્યો. ઇરાનનું તમામ લશકર તેની આગળ ભેગું થયું અને પાદશાહે તેઓને ખજાનામાંથી એક વર્ષનો પગાર (ભેટ) આપ્યો. પણ એ પાદશાહ ત્યાર પછી સાત મહીના પણ જીવવા પાંમ્યો નહી. તેથી ગમે તો તું તેને નકામો ગણ, નહી તો પાદશાહ તરીકે ગણ. જફાકાર દુન્યાની રસમ આવીજ છે તેથી તારે તેના તરફ વફાદારીથી જોવું ઘટતું નથી. તું તારી જવાનીના વખતમાં

---

[1] અત્રે શાયરે આદર મહીનાનો દેએ રોજ જણાવ્યો છે. એવા દેએ એક મહીનાના ત્રણ હોવાથી એ શાયરે આ દેએની ઓલખ આદરગાનના જશન સાથે આપેલી છે. તેથી હું તેને દેએપાદર રોજ ગણું છું.

કામકાજમાં રોકાયલો રેહેજે અને એ જેહાનમાં સઘલાં નેક કામોજ કરવાનો વિચાર રાખજે. જો તું તેમાથી તારી ઉમેદ પાર પાડે એમ કેહેવા માંગતો હોય તો તું સંભાળ રાખજે. કારણકે એ તારી ઇચ્છા તારોજ ફાંસો છે. તું જેમ બને તેમ બુરૂં કરવાનો વિચાર કરતોજ ના અને મારા જેવા દાનાવની એ શિખામણ માન્ય રાખજે. જો તું બોલવે ચાલવે નેક હશે તો તું તારા રવાનને આ દુન્યામાં વગર એબનું રાખી શકશે.

## શીરોયના નામથી જાણીતા પાદશાહ કોબાદની સાત મહીનાની પાદશાહી. શીરોય તખતે બેઠો અને તેણે સરદારોને શિખામણ દિધી અને તેઓને પોતાના બાપ આગળ તેને શિખામણ આપવા અને તેની પાસેથી પસ્તાવો કરાવવા માટે મોકલી આપ્યા તે વિષે.



જ્યારે શીરોય આરામ આપનારાં તખત ઉપર બેઠો અને પોતાને માટે કેઆનીઓનું હાથીદાંતનું તાજ પેહેર્યું ત્યારે તેની આગળ ઇરાની પેહેલવાનો ભેગા થયા અને તેની પાદશાહ તરીકેની તારીફ કીધી.૧ ત્યારબાદ સર્વેએ તેને મોટે અવાજે કહયું કે, “ઓ હમારા પ્યારા અને હુનરભર્યા પાદશાહ! હવે તું એમજ જાણ કે, એ તાજ પરવરદેગારે તુંનેજ બક્ષ્યું છે. માટે એ હાથીદાંતના તખત ઉપર તું આરામ સાથે બેસ્વું કરજે. તારાં ફરજંદોથી તારૂં નામ જેહાનમાં જલવાયલું રેહેજો. તેમજ તારા સગાઓ અને ખેસાવંદોનું નામ પણ કાયમ રેહેજો.”

ત્યારે કોબાદે તેઓને જવાબ દિધો કે, “હંમેશાં તમો પણ ફતેહભર્યા તેમજ ખુશ રેહેજો. આપણે હમેશ સુધી બુરી કરણી કરશું નહી. જો આપણે

---

૧ એ શીરોય રૂમી તવારીખનવેશોના જણાવ્યા મુજબ તા૦ ૨૫ મી ફેબરવારી ૬૨૮ ઈ૦ સ૦ ને દીને તખતે બેઠો હતો.

સારા વિચારો સાથે ઇનસાફી રહીશું તો આપણે આ જેહાનને પણ નચિંત રાખી શકીશું અને હારેમનોની બુરી કરણીને કાપી કાઢીશું. આપણા પુરાણા રીત રેવાજો મુજબ આપણે વર્તીશું, કે જેથી આપણા ખોરેહનો તેમજ દીનનો વધારો થાય. હવે હું મારા બાપ ઉપર એક પેગામ મોકલશ અને તેને એક પછી એક આ વાત કેહેવાડશ કે, 'તું તારાં બુરાં કામોને લિધે અત્રે (પાદશાહ તરીકે) રહી શકયો નથી પણ હવે બદનામી સાથે જેહાનમાં જીવે છે. માટે હવે તો તું પરવરદેગાર આગળ તારા ગુનાહોની તોબા કર, કે જેથી તે તુંને પોતાની રીત મુજબ માફી બક્ષે.' જો એ ખસરૂ મારા કહયા મુજબ નમીને ચાલશે અને મારા તરફ તેની વર્તણુક નિરદોશ રેહેશે તો હું પણ આ જેહાનને લગતાં કામોથી પરવાડેલો ગણાવશ અને પછી હું ઇનસાફી કામો ઉપર જાહેર તેમજ ખાનગી રીતે મંડેલો રેહેવશ. હું નેક જગાએ નેક કામોજ બજાવશ અને દરવિશોના દિલ જરા પણ કચડાવા દેવશ નહી. હવે મને નેક સખુન બોલનારા બે પવિત્ર શખ્સો જોઇએ છે કે જેઓને લાંબા વખતની વાતો યાદ રેહેતી હોય. માટે એવું કામ આ અંજુમન વચેથી કોણ બજાવશે અને આ ઇરાનીઓ વચેથી એવા પવિત્ર, અને ચાલાક કોણ મલશે?"

આથી તે પેહેલવાનોએ પોતાની આંખની ઇસારતથી ઉસ્તાદ તરફ દેખાડયું કે જેથી તે ગુસ્સે બને નહી. ઇરાનીઓ વચેથી તેઓ એવા કયા પવિત્ર શખ્સોને ચુંટી કાઢશે તે શીરોય પણ તુરત પાંમી ગયો. એ બે બોલકના તેમજ સારા જ્ઞાનવાલા દાનાવ શખ્સો તે ઉસ્તાદ તથા બુઢો ખરરાદબુર્જીન ચડયા. આથી શીરોયે તેઓને કહયું કે, "એ જેહાનમો અનુભવ પામેલા અને લડાઇમાં કસાયલા દાનાવ સરદારો! તમો (હું જે સોંપું છું તે) જેહાનનું કામ મેહેનત લેઇને બજાવજો કે જેના બદલામાં તમો પણ સુરખરૂઇ સાથે ખજાનો પાંમી શકો. તમો પેલા પાદશાહ (ખસરૂ) આગળ જાઓ કે જેથી તે તમારા વડે પાછો રાહ ઉપર આવી શકે."

ત્યાંરે તેઓએ શીરોયને પુછયું કે, "તારી એવી નવી જુની વાતો શું છે?" પછી તે દાનાવો પોતાની મરજી વિરૂધ ઉઠી ઉભા થયા અને ત્યાંથી જવાને માટે તેઓએ આંખોમાં આંસુ સાથે તૈયારી કરવા માંડી. તેના હોકમ મુજબ એ ખરરાદબુર્જીન તેમજ ઉસ્તાશુશસ્પ બંને ઘોડા ઉપર બેસતાંજ તેઓને તેણે કહયું કે, "હવે તમો તીસફુનનો માર્ગ ધરો. ખરરાદ! તું એ કામ બજાવવાને જરા પણ આસાયશ લેતો ના, પણ તું તારા પાદશાહના

વફાદાર વજીર માફક વર્તજે. તું આ મારો પેગામ મારા મુબારક બાપની આગળ લેઇ જા અને એ તમામ વાત ધ્યાનથી તેને કહી સમજાવ કે, "મારો એમાં કાંઇજ કસુર હતો નહી તેમજ ઇરાનીઓનો પણ (તેમ કરવામાં) કાંઈ ચારો હતો નહી. એ તો તું પોતેજ દીનને માર્ગેથી ફરીયાથી પરવરદેગાર તરફથી તારા એ ગુનાહનો તું બદલો પાંમ્યો છે. પેહેલું તો એકે જે પાકજાદ બેટો હોય તે પોતાનાજ બાપનું નાપાકીભર્યું ખુન કરે નહી. તેમજ એવા કામમાં તે સામેલ પણ થાય નહી. પણ તેં એવું કરીને સાચા લોકોના દિલ દુખવ્યાં છે. બીજું એકે તારો મુલકે મુલકમાં ખજાનો ભરપુર હોવા છતાં તેં તે મેલવવાને તારા મુલક ઉપર જુલમ ગુજાર્યો હતો. ત્રીજું ઈરાનમાં નામદારો તરીકે ગણાતા ઘણાક બાહુરો અને સ્વારો કે જેઓને પોતાના ફરજંદો વાહાલાં હતાં અને જેઓ આ જમીન તેમજ મુલકને ચાહાતા હતા, તેઓમાના ઘણાકો (તારા જુલમથી) ચીન તરફ તો કોઇ રૂમ અને એવા બીજા મુલકો તરફ જઇ વસ્યા છે. ચોઠું એકે કયસરે તુંને આ જગ્યા ઉપર બેસાડી આપ્યો અને તેણે તારે ખાતર તરેહવાર દુખો વેઠયાં, તેમજ વળી તેણે તુંને લશકર આપ્યું અને તુંને પોતાની બેટી સાથે પરણાવ્યો અને તુંને પોતાનો ખજાનો તેમજ બીજી પુશકલ ચિજો બક્ષી. પણ જ્યારે તેણે તારી પાસેથી ઇસુની સુલી (પવીત્ર કુશ)ની માંગણી કીધી અને તે રૂમ મંગાવી તથા તેના મુલકને તેથી તાજગી મલશે એમ જણાવ્યું (તે છતાં તેં ત્યાં તે મોકલી નહી.) તારા ખજાનામાં એ ઇસુની સુલી રેહેવાથી તુંને શું ફાયદો થવાનો હતો? એ જો કયસરને મલતે તો તે તારા ઉપર ખુશખુશ રેહેતે. પણ તેં તેને તે આપી નહી. એ બાબે કાંઇ વિચાર પુગાડી તેં તારી ઈનસાન્યત તરફ પણ રાહાનુમાઇ કીધી નહી.[1] પાંચમું તારી અક્કલની આંખ એવી આંધલી બની કે તેં નાચારોની પણ માલ મીલકત લુટી લિધી અને તારી ઉપર તેઓનો શ્રાપ વરસવાથી તુંને આવી બુરાઇ પુગી છે. વળી તે તારા બે ખેરખાહ મામાઓ કે જેઓથી તું આ તખ્તને પાછું દિપાવવા

---

૧ સીરોયની રૂમીઓ તરફ જે દિલશોજી દેખાય છે તે મુજબ જોતાં એ શીરોય ખ્રીસ્તી માતાથી જન્મેલો હોવાથી તે પોતે પણ જરથોશ્તી ધર્મના કરતાં ખ્રીસ્તી ધર્મ તરફ વધારે ઘલેલો હતો એવું તવારીખનવેશો લખી જાય છે. વળી ખસરૂએ તેની એવી વળણ જોવાથી તો તેનો હક રાજગાદી ઉપરથી ઉઠાડી તેને કેદ કરાવ્યો હતો. પણ રૂમીઓએ એ સીરોય ઉપર તો ભવિષ્યની આશાઓ બાંધીને તેને રાજગાદી આપવા માટે ભલવાખોર ઈરાનીઓને ઉસકેરની કીધી હતી.

પાંમ્યો હતો તેઓને પણ મારી નખાવ્યા.[1] તો હવે પરવરદેગારની પીછાણ કરનારાઓ વચેથી તારી આગળ કોણ આવે? તારી બુરી કરણીથી તેં તેઓને (લોકોને) દુર હાંકી કાઢયા છે અને એ બુરાઇઓનું બાહાનું મને મલ્યું છે. એ વાતમાં પેહેલાં મેં કાંઈ કાવત્રાં કીધા હશે એમ તું સમજતો હોય તો હું પરવરદેગારના સોગંદથી કહું છું કે, એમાં મારો કાંઇજ કશુર નથી અને મેં કાંઈ પાદશાહી તખતને વેરાન કરવા ચાહયું નથી. હવે તો તારીથી થયલા એ તમામ ગુનાહોનો તું પસ્તાવો કર અને એ પસ્તાવો ઇરાની નામદારો આગળ તું જાહેર કર. તારીથી જે કાંઇ ગુનાહ થયો હોય તે માટે તું પરવરદેગારની બંદગી કર. કારણકે નેકીની રાહાબરી કરનાર તો એજ સાહેબ છે. તેથી તે તુને મદદગાર થશે અને જે કાંઇ દુખો તારાથી પુગ્યાં હશે તેનો તે ઉપાય કરશે. બીજું એ કે તારા સોલ બેટાઓ હતા પણ તેઓના સઘલા દિવસો બંધીખાનામાંજ પસાર થયા છે.[2] વળી આવા સઘલા સરદારો પણ તારીથી નચિંત સુઈ શકતા હતા નહી અને તેથી તેઓ તારી ધાસ્તીથી છુપાછુપ નાહાસી ગયા હતા."

જ્યારે તે બંધે શખ્સોએ તેનો એવો પેગામ સમજ્યો ત્યારે તેઓ દુખી અને બલતાં દિલે ત્યાંથી જવાને નિકળયા. એ રીતે તેઓ આંસુભરી આંખો સાથે અને દાઝેલાં દિલે તીસફુન શેહેરમાં દાખલ થયા. તેઓ શેહરમાંથી ચાલી જ્યાં તે મોટો પાદશાહ મારેસપંદ નામના મેહેલમાં રેહેતો હતો ત્યાં આવી લાગ્યા. ત્યાંના દરવાજા ઉપર જમીનને ધ્રુજાવી મુકનાર કલીનુશ બેસીને ચોકી કરતો હતો. તેણે દિલમાં બખતર પેહેર્યું હતું અને કંમરે હથીયાર બીડયાં હતાં. તેમજ તેનો અરબ ઘોડો પણ બખતરમાંજ ઢંકાયલો હતો. ત્યાં તેનું તમામ લશકર પણ તલવાર ખેંચી સફસમારીને ઉભું હતું. કલીનુશે હાથમાં પોલાદી ગુરજ પકડયો હતો અને તે સઘલાઓ આતશની માફક ઉશ્કેરાયલા હતા.

જેવા તે બંધે દાનાવો ખરરાદબુર્જીન તેમજ ઉસ્તાગુશસ્પ ઘોડા ઉપરથી નિચે ઉતર્યા તેવોજ કલીનુશ પણ તુરત ઉઠી ઉભો થયો અને તેઓના દીદાર

---

૧ આ મામાઓ ઉપર વેર લેવાનું ખસરૂએ પોતાના બાપને મરતી વખતે વચણ આપ્યું હતું.

૨ એ સોલ બેટાઓને ફીરદોસી તો ઈરાનમાંજ કેદ પુરેલા જણાવે છે. પણ બીજા કેટલાક તવારીખનવેશો એવું અનુમાન કરે છે કે ખસરૂએ તેઓને હીન્દુસ્તાન તરફ દેશપાર કીધા હતા.

જોઈ ખુશ થયો. તેણે ત્યાં તેઓને ઘટતી જગ્યાએ લેઈ જઈ બેસાડયા અને સઘલા નામદાર સરદારોને ત્યાં બોલાવી મંગાવ્યા. પછી બોલકના ખરરાદ-ખુર્જીને પેહેલાં પોતાની જબાંનને બાધુરીના પાણીથી ધોવા માંડી (યાને બાધુરીભર્યું બોલવું સરૂ કીધું.) તેણે કલીનુશને કહયું કે, "પેલા મુબારક કોબાદે શાંતી વચે તાજ પેહેરવાની કીયા કરાવી છે અને એ શીરોયના શાહાનશાહી તખતે બેસ્વાની ખબર ઇરાન, તુરાન, રૂમ તેમજ બીજે સઘલે ફેલાઈ છે. ત્યારે હવે તું શા માટે શકમંદ બની બખતર, હથીયાર અને ગુરજ સજીને ઉભો છે?"

કલીનુશે જવાબ દિધો કે, "ઓ જેહાનનો અનુભવ પાંમેલા શખ્સ! તારૂં સઘલું કામ તારી ઇચ્છા મુજબ પાર પડજો. મેં એમ હથીયાર સજી મારાં નાજુક બદનને શા માટે દુખ પુગાડયું છે એવી તું મારી કદર ખાય છે, તેથી હું તારી આવી માયાને માટે તારો ઉપકાર માનું છું. તારી ઉપરથી મારે તો ગોહરોનોજ નેશાર કરવો ઘટે છે. તારી આવી સારી વાણી પાર પડયા વગર રેહેતી ના. આ જેહાનમાં સુરજ તારો મદદગાર થજો. હવે તું મને કેહે કે, તું અત્રે શા માટે આવ્યો છે? ત્યારબાદ તું મારી બીજી ખબર-અંતર પુછજે."

ત્યારે ખરરાદે તેને જવાબ દિધો કે, "મુબારક કોબાદે મારી પાસેથી ખસરૂને માટે કેટલોક પેગામ મોકલ્યો છે. તેથી જો તું તે જાણવા માંગતો હોય તો એ જેહાનના પાદશાહ અને ટોલાના સરદારનો પેગામ તુંને કહી સમજાઉ." કલીનુશે તેને જવાબ દિધો કે, "ઓ મોટી પડવીના શખ્સ! તેની એવી વાતો કોણને યાદ રહી શકે? તોપણ મને ઇરાનના પાદશાહ કોબાદે એ બાબે ઘણીક શિખામણો આપેલી છે કે, 'તું દિવસે કે રાતે કોઇનો પણ ભરોશો કરતો ના અને ખસરૂ સાથે કોઇને પણ વાત કરવા દેતો ના.' તેથી તેનું જે કાંઇ ફારસી કે પેહેલવી કેહેણ હોય તે મને કહી સમજાવ."

ત્યારે ઉસ્તાએ તેને કહયું કે, "ઓ ખુશ વિચારના શખ્સ! હું પણ તારીથી એ પેગામ છુપાવવા માંગતો નથી. એ તેનો પેગામ તો તલવારનોજ વરસાદ વરસાવે એવો છે અને બાધુરોના માથાંને પણ નિચાન નમાવવા જોગ છે. માટે હવે તું તારે ખસરૂ પાસેથી હમારી મુલાકાત માંગ કે જેથી હું તેને એ પાદશાહનો પેગામ કહી સમજાઉ." એમ સમજતાંજ કલીનુશ ઉઠી ઉભો થયો અને બખતરને લગતા તમામ બંધ બાંધ્યા અને પછી અદબ વાલી જેમ બને તેમ નોકરની ઢપ એખત્યાર કરીને પાદશાહ ખસરૂ આગળ જઇને તેને

કહયું કે, "ઓ પાદશાહ! તું ખુશાલ રેહેજે અને તારૂં દિલ કદિપણ ખુશાઈથી દુખી રેહેતું ના. પાદશાહની દરબારમાંથી પેલો ઉસ્તા તેમજ ખરરાહબુર્જીન તારે માટે કાંઇ પેગામ લેઇ આવ્યા છે."

આથી ખસરૂએ હસીને તેને મોટેથી કહયું કે, "તારા બોલવામાં અક્કલ સામેલ રેહેજો. કારણકે હવે જ્યારે તેજ પાદશાહ બન્યો છે તો પછી હું તેની આગળ શું બીસાડમાં છું. નહી તો વળી હું આવી બંધીખાનાની તંગ જગ્યામાં શા માટે પડેલો રેહેતે. હવે મારી પાસેથી મુલાકાત માંગવાની પણ શું અગત્ય છે? જોઇએ તો તેઓ અત્રે આવી જુઠું કે સાચું જે ગમે તે બોલે." આથી કલીનુશ તે પેહેલવાનો આગળ પાછો ફર્યો અને ખસરૂએ જે કાંઈ કહયું તે તેઓને કહી સમજાવ્યું અને પછી બોલ્યો કે, "હવે તમો તેની આગળ અદબ સાથે જાઓ અને જે કાંઇ કેહેવું હોય તે કહી તેનો જવાબ સમજી લેઓ."

આથી તે બંધે પાક જબાનના અક્કલમંદોએ પોતાના ચેહરા ઉપર ચીનાઇ પાઘડી વિટાળી તેની આગળ ગયા અને તેને જોતાંજ તેની આગળ નમન બજાવ્યું અને પછી ઘણો વખત સુધી ચુપ ઉભા રહયા. એ જેહાનનો પાદશાહ મેઢાં અને વરૂના આકારોવાલા એક મોટાં તખત ઉપર બેઠો હતો, જે તખત ઉપરના સુનામાં તરેહવાર જવેહરાતો જડેલાં હતાં અને જાણે તે એક બીજાં સાથે વણી લિધેલાં હોય તેમ લાગતાં હતાં. તેની નિચે પીલા રેસમનો એક ગાલીચો હતો તેમજ તેની પીઠે અઘેલવાને માટે ફીક્કા રંગની ગાદીઓ હતી. તેના હાથમાં એક લાંબી હારડી ધરેલી હતી અને તે પોતાની બેઠક ઉપર ગમગીન હાલતમાં અઘેલીને બેઠો હતો. તે દાનાઇના ભંડાર જેવા બંધે મોટી પડવીના શખ્સોને જોતાંજ તે મનમાં પરવરદેગારની યાદ કરતો અઘેલાયલો ઉઠીને તતાર બેઠો. પછી તેણે તે બંધે હજુરીયાઓને પુછપરછ કરવાને માટે પોતાની મોંઘી કીંમતની હારડી ગાદી ઉપર મુકી દિધી. પણ તે હારડી તે ગાદી ઉપરથી ઢીમેઢીમે સરી પડી અને તે મોટાં તખત ઉપરથી ગબડીને જમીન ઉપર તુટી પડી. પણ ઉસ્તાદે દોડીને તે ઉંચકી લિધી અને તે ધુલમાંથી ઉંચકાયલી, તેણે પોતાને માથે ચઢાવી. પણ તેણે તે હારડીને નહી જોવાને માટે ઉસ્તાદ તરફથી પોતાનું મોઢું ફેરવી નાખ્યું.

તેઓએ તે હારડી ઉચકી તે મોટાં તખત ઉપર મુકી દિધી અને પછી તે બંધે શખ્સો ત્યાં ચુપચુપ ઉભા રહયા. આથી તે નામદાર મોટો પાદશાહ વિચારમાં પડ્યો. એ બનાવમાં તેને કાંઇ સારા સગન માલમ પડયા નહી

તેથી તેણે તુરતજ આસમાન તરફ મોઢું ફેરવ્યું અને બોલ્યો કે, "ઓ સાચા અને ઇનસાફી સાહેબ! જેને તું હેઠે પાડવા માગે છે અને તેની સાથનો સંબંધ તોડી નાખે છે તેને કોઇ પાછું ઉઠાડી શકતું નથી. જ્યારથી રોશન નસીબ મારા મેહેલમાંથી જતું રહ્યું ત્યારથી તે ખુશાલીભર્યો વખત ચાલી જવા માટેનો મને ગમ પેદા થયો છે."

પછી તેણે ઉસતાદને પુછ્યું કે, "તું પેલા બુરા વિચારના, કાલાં દિલના, શંકીલા, મનશની વગરના અને બદનામી પાંમેલા છોકરા તરફથી શું પેગામ લાવ્યો છે? તમો સઘલાઓ પણ બુરા વિચારના તેમજ કમઅક્કલીઓ છો અને તમો દાનાઇ વગરના હોવાથી એમ બેવફા થયા છો. તેથી તમો બંધેનું નસીબ પણ જલડીથી ગુમ બનજો અને તમારી તોખમનું કોઇ પણ સુખી રેહેતું ના. હવે મારૂં તાજ તથા તખત નાલાયકોના હાથમાં ગયલું હોવાથી મારા ખાનદાનના પાદશાહી ઝાડનો પણ હવે નાશ થશે. જે આ નામદારી પાંમ્યો છે અને જે એમ સરદાર થઇ બેઠો છે તેનો પણ જીવ (એમ મારીજ માફક) ગમગીન બનજો. એ મારા ફરજંદની પણ બુજોર્ગી રેહેવા પાંમતી ના, તેમજ મારી સાથે તેની પણ ઓલાદ કાયમ રેહેતી ના. તેના વફાદાર દોસ્તો તેના દુશમનો બનજો અને તેઓ તેના ખાનદાનની ગીબત કરનારા અને તેનું બુરૂં ઇચ્છનારા થજો. આ મારી હારડીએ એક એવી ફાલ જાહેર કીધી છે કે, હવે પછી આ શાહાનશાહી તખત ઉજડ બનશે. માટે મારી સમજેલી આ વાત તમો તેને તુરતજ કેહેજો. હું તેના પેગામને તુચ્છ ગણું છું."

પણ તે બંધે બોલકના શખ્સે તેને માટે તેના બેટાએ જે કેહેણ કેહેવાડીયું હતું તેને યાદ રાખીને કહી સમજાવ્યું. તેઓએ તેનાથી કાંઈ પણ વાત છુપાવ્યા વગર તમામ કહી દિધી. એ શખ્સોનું કેહેવું તે શેહનશાહે સમજ્યા કીધું અને પછી તેણે દુખી બની હાય મારી. પછી તેણે તે નામદારને કહ્યું કે, "હવે તમો મારો જવાબ સમજી લેઓ અને તે નવા બનેલા સરદારને બોલેબોલ કહી સમજાવજો. તમો કહેજો કે "જ્યારે તુંને શરમને લિધે તારો ચેહેરો છુપાવવો પડે છે તો તું બીજાની પણ એબ ના કાઢ. તેં કે જેણે એ વાત મને પોતાને મોઢેથી કેહેવાડી છે તે કેહેવાડનાર પોતે પણ સુખી રેહેતો ના. મારા દુશમનો સમજીને ખુશ થાય એવી કઢંગી વાત તારે મને કેહેવાડવી ઘટતી હતી નહી. તારૂં મગજ જે દાનાઇથી વાતો જાહેર કરે છે તે કાંઈ તેટલી બધી અક્કલ ધરાવતું હોય એમ મને લાગતું

નથી. હવે આવી વગર ફાયદાની વાતો મને કેહેવાની તેં હીંમત કરીને તારા રવાન અને અક્કલને એબ લગાડી છે. તેથી સૌ કોઈ પેહેલો તુંને ગુનેહગાર ગણશે અને પછીજ તુંને જેહાનનો પાદશાહ ગણશે. તારા જેવા આગળ મારે તો એસ્વું પણ ઘટતું નથી અને તારી સાથે કાંઇપણ વધુ ઓછું કામ પાડવું પણ લાયક નથી. માટે હવે પછી તું આવો પેગામ કે જેથી દુશમનો પણ તારી સાથે ખુશ થાય તેવો પેગામ લાવવાનું વિચારનો પણ ના. હું પરવરદેગારના સોગંદથી કહું છું કે, મેં જે કામો બજાવીને આ જેહાનમાં ખજાનો એકઠો કીધો છે તેને સારૂં આવું એબભર્યું જુઠું બોલીને તેં બુજોર્ગોની નજદિક તારી આબરૂ ગુમાવી છે."

## ખસરૂએ શીરોયને જવાબ કેહેવાડયો તે વિષે.

"હવે હું તુંને આ સઘલા પેગામનો જવાબ આપું છું. માટે તું તે રૈયતની રૂબરૂમાં તેને કહી સમજાવજે કે જેથી તે મારો સાચો કેહેવાડેલો પેગામ મારા મરણ બાદ પણ જલવાઈ રેહે. મેં જે ગમ અને રંજ વેઠી છે તે હું તુંને જાહેર કરશ તોજ તું જાણશે કે એ સઘલો ખજાનો મારી કેવી મેહેનતથી એકઠો થવા પાંમ્યો છે. તું પેહેલી લાંબા વખત ઉપર બનેલી હોરમજને માટેની વાતો મને ગુસ્સા સાથે કહી સમજાવે છે. પણ તે મારો બાપ તો બદગોઇખોરાઓની વાત સમજી મારા ઉપર એમ ગુસ્સે થયો હતો અને તે એમ ગુસ્સાથી તલેઉપર બન્યો હતો. પણ હું તેના એવા વિચારથી વાકેફ થતાંજ રાતોરાત ઈરાનમાં દુર થઈ ગયો હતો. તેજ મને ઝેહેર દેઇને મારી નાખવા માંગતો હતો. તેથી મેં નાહાસ્વામાંજ એ ઝેહેરનો ઉતાર માની લિધો હતો. એ બલાના ફાંડામાં નહી વિટલાવાના હેતુથી તો હું એમ નાહાસભાગની મુસાફરીઓ કરતો હતો. પણ એ મારા પાદશાહી બાપનું બુરં બનવાનો બનાવ સમજતાંજ અને મારે કાને એ ખબર પડતાંજ હું બરદ શેહેર છોડી પાછો અત્રે આવ્યો હતો. પણ પેલો ગુનેહગાર બેહરામ લશકર લેઇ મારી સામે લડવા આવ્યાથી હું તેના પંજામાં સપડાઈ નહી જાઉં એવા હેતુથી મને તે વખતે તેની સામેથી નાહાસ્વાની પાછી ફરજ પડી હતી. સાર પછી જ્યારે હું ફરીથી અત્રે પાછો ફર્યો ત્યારે હું બાહાદુરીથી તેની સામે લડવા બાહાર પડયો હતો. મારી ઉપરથી મારૂં રૂઠેલું નસીબ દુર થવાથી મારી ગુમ થયલી સઘલી દોલત મને પાછી આવી મલી હતી. પણ એ બેહરામ સાથની લડાઈ કાંઇ એકવગી દુર થઈ હતી નહી. એ લડાઇનું પરીણામ જાણવાને તો જેહાન પણ આતુર બની હતી. પણ ભલાઇનો વધારો કરનાર

પરવરદેગાર જે ભલા તેમજ ભુડાઓની પણ પાસબાની કરનાર છે તેના હોકમથી એ બેહરામની તમામ ઇચ્છાઓ અધુરી રહી ગઇ હતી અને મેં ઇરાન તથા તુરાનમાં પાછી શાંતી ફેલાવી હતી."

"જ્યારે હું એ ચોબીન સાથે લડાઇ કરવાથી પરવાર્યો ત્યારે મેં પેહેલો મારા બાપનો કીનો લેવાનો હાથ ધર્યો હતો. જો કે બંદુઇ તથા ગસતહમ એ બંધે મારા મામાઓ હતા અને દુન્યામાં તેઓ જોડીઆ વગરના હતા; તેઓએ પોતાનો જીવ મારા ઉપર ફીદા કીધો હતો તથા તેઓ મારા લોહીનું સગપણ ધરાવતા હતા અને તેઓનું દિલ મારા તરફ મેહેરબાનીભર્યું રેહેતું હતું, તોપણ જ્યારે તેઓએ મારાજ બાપનું ખુન કીધું અને મારાં જીગરને દુખી બનાવ્યું, ત્યારે મેં એ મારા બાપના ખુન માટે જરાએ સુસ્તી કીધી હતી નહી. તેથીજ મેં એ બન્દુઇના હાથ પગ કપાવી નાખ્યા હતા, કારણકે તે શાહાને બન્દુઇએજ ઘોરમાં મોકલાવી દિધો હતો. પણ જ્યારે ગસતહમ નાહાસીને છુપાઇ ગયો અને તેણે મારીથી દુર જેહાનમાં એક ખુણું પકડયું ત્યારે તે પણ મારાજ હોકમથી ત્યાં માર્યો ગયો હતો. એ રીતે તે બંધે ખુનીઓના બુરા વિચારભર્યાં માથાંઓ કપાઇ ગયાં હતાં."

"બીજું તું મારી વર્તણુક માટે અને તુંને બંધીખાને પુરી તારૂં બજાર બીગાડવા માટે લખે છે. પણ તે વખતે મેં મારા બેટાના બુરાં કામોથી તેના ઉપર બુરાઈ નહી પુગે એવા હેતુંથી તેને ત્યાં મોકલ્યો હતો. તુંને કાંઈ મેં એ બંધીખાનામાં ભારી બેડીમાં શીકર્યો હતો નહી. તેમજ તુંને હલકું લાગે એવું પણ મેં કાંઇ કીધું હતું નહી. તુંને પણ ત્યાં કાંઈ બીજું નુકસાંન પુગવાની ધાસ્તી હતી નહી. મેં કાંઈ તુંને ત્યાં ખુવારે હાલ પડતો મુકયો હતો નહી પણ તારી આગળનો આગળ તારો સઘલો ખજાનો પણ રાખ્યો હતો. મેં તો તે આગળા પાદશાહોના રીત રેવાજ મુજબ કીધું હતું અને તેથી તે કાંઇ ગેરકાયદેનું ગણાય નહી. એક મોટા સરદારને ઘટે તેમ ગોરખરના શેકાર કરવાથી અને રામશગરોના ગાયણો સમજવાથી તુંને કાંઇપણ અટકાવ હતો નહી. તેમજ પૈસા અને જવેહરાતની તથા શેકારી કુતરાઓ અને શકરાઓની તારે માટે કાંઇ પણ વાન કીધી હતી નહી. તારે માટે જે બંધીખાનાનું નામ પાડવામાં આવ્યું હતું તે તો એક મેહેલ જેવો મેહેલ હતો જેમાં તું મોજમજાહથી જીંદગી ગુજારતો હતો. વળી મેં તો નજુમીઓની આગાહીને સબબે અને તેઓએ મને તારે માટેની ધાસ્તી આપેલી હોવાને સબબે મેં તુંને એમ બંધીખાને પુર્યો હતો, કે જેથી મને તારીથી કાંઇ નુકસાંન પુગે નહી. કારણકે તેઓએ આગાહી કીધી હતી કે, મને હાલે

તારીથી જે ખુરાઈ પુગી છે તેવીજ ખુરાઇ મને પુગનાર હતી. પણ તારાં નસીબને કાંઇ મારીથી મારા હાથો વડે ફેંકી દેઈ શકાયું હતું નહી. એ આગાહી ખત ઉપર મેં મારી મોહર મારીને એ દસ્તાવેજ શીરીનને હવાલે કીધો હતો. જ્યારે મારી પાદશાહીના છત્રીશ વર્ષ ગુજર્યાં ત્યારે મારી જીંદગીના ખુશ વખતમાં જો કે હવે મારી લાંબી ઉમર ગુજરી છે તોપણ બેશક તેં એ હકીકતને તો ખરીજ પાડી છે. તારી બાબદમાં હીન્દુસ્તાનથી પણ જે નામું લખાઇ આવ્યું હતું તેમાની બાબદ પણ મલતીજ આવતી હતી. એ ઉંચ વિચારોથી ભરપુર નામું મને જવેહરાતો સાથે તથા તરેહવાર કપડાંઓ, હીન્દી તલવારો, સફેદ હાથીઓ અને બીજી મનગમતી ચિજો સાથે પુગ્યું હતું. એ તલવાર સાથે તરેહવાર જવેહરાતો ટાંકેલું કસબી ભરતનું એક કપડું હતું. એ કપડાંમાં તારે માટેનું તે નામું રેસમી કપડાં ઉપર હીન્દી ખતે લખાઇ આવ્યું હતું. જે નાંમું હીન્દી ભાષા જાણનાર બોલકના તેમજ ભણેલા મુનશીએ મારી આગળ વાંચી સમજાવ્યું હતું. જ્યારે એ નામામાનાં હીન્દી ભાષામાં જણાવેલા વિચારો મારી આગળ વંચાયા ત્યારે મારી આંખોમાંથી ગાલો ઉપર આંસુઓ ગબડવા લાગ્યાં હતાં. તારે માટે એ નામાંમાં એવું લખાઇ આવ્યું હતું કે, "તું (શીરોય) તારી જીંદગી ખુશાલ ગુજારજે, કારણકે તું ખુશખુશાલી તેમજ પાદશાહી ભોગવવાને માટેજ સરજાયલો છે. એક આદર મહીનાના દેપાદર રોજે તું આ જેહાનના રાજ્ય ઉપર પાદશાહી ભોગવતો બનશે. જે વખતે તારા બાપની પાદશાહીના આડત્રીસ વર્ષ ગુજરેલાં હશે ત્યારે એ ફાલ મુજબનો બનાવ બનવા પાંમશે. તારો સારો વખત એ વખતે પ્રકાશ પકડશે અને એ મોટાઇભર્યું તાજ તું તારે માથે મુકવા પાંમશે." એ વાત હાલે ખરી પડેલી મને માલમ પડી છે. તોપણ હું તારા તરફની મારાં દિલની માયાને ધોઇ કાઢી શકયો નથી. મને તો માલમજ હતું કે તારાં એવાં નસીબને લિધે અને તારા પ્રકાશભર્યાં તખત ઉપર બેસ્વાને વખતે મને દુખ અને ઇજા સિવાય બીજું કાંઈ પુગનાર નથી, પણ મારો આવો પ્રકાસ્તો વખત જાંખ મારશે. છતાં મારી તારી તરફની મેહેરબાનીને સબબે તેમજ મારી દીનને લિધે અને મારી સાથની તારી સગાઇને લિધે એ નામાથી મારા ચેહેરા ઉપર જરા પણ દલગીરી છપાઇ હતી નહી. પણ એ નામું વાંચતાંજ એ માટેની તરેહવાર તરકો કરતાં મેં તે શીરીનના હવાલામાં સોંપ્યું હતું. તારા એ ગ્રહોની વાત તેણીનેજ ખબર હતી અને તેણી સિવાય બીજું કોઇપણ જાણતું હતું નહી. જો તું તે જોવા માંગતો હોય તો તે મંગાવી લેજે; કે જેથી તું તે ઉપર થોડો ઘણો વિચાર પુગાડી શકે. મને

લાગે છે કે તું એ જોઇને પશેમાનજ બનશે અને તારીથી જે બન્યું છે તેની માફી માંગશે."

"બીજું તું બંધીખાના માટે વાત લખે છે અને મારાથી બીજાઓને નુકસાંન પુગ્યું છે એમ તું કહે છે. પણ એમ તો જ્યારથી આ જેહાનનું કામ ચાલું થયું છે ત્યારથી આગળા બુજોર્ગો અને પાદશાહોથી બનતુંજ આવ્યું છે. જો એ વાતની તુંને ખબર નહી હોય તો તું તારા વજીરોને પુછપરછ કર, કે જેથી તેઓ તુંને એ બાબેનો ખોલાશો આપી તારા ચેહરાને તાજગીભર્યો બનાવે. કારણકે જે કોઇ પરવરદેગારનો દુશમન બને છે તેની જીંદગી જેહાનમાં બુરી બને છે. જેઓને મેં બંધીખાને પુર્યા હતા તેઓ તો દેવ તરફ વફાદાર હતા અને નેક લોકોને તેઓને માટે ફર્યાદ પોકારવી પડતી હતી. મારો ધંધો કાંઈ કોઇનું લોહી રેડવાનો કે તેવાં તંગ કામોમાં અતવાવવાનો હતોજ નહી. મેં એ બુરાઓને એટલા માટે બંધીખાને પુર્યા હતા કે તેઓથી બીજાઓને નુકસાંન પુગે નહી. પણ હાલે મારા સમજવામાં આવ્યું છે કે તેં તેઓને છોડી દિધા છે. પણ તેઓ તુંને પણ અઝદાહના ફાંડામાં સોંપ્યા વગર રેહેવાના નથી.૧ એવું બુરૂં કામ કરીને તો તું પરવરદેગારનો ગુનેહગાર બન્યો છે અને તું પણ બોલવે ચાલવે બુરો ગણાયો છે. જ્યારે હવે તું સરદાર બન્યો છે ત્યારે તો તારે હુશીયારીભર્યાંજ કામો કરવાં જોઇએ. પણ તું તો નાદાન છે તેથી કોઈ દાનાવને તારો મદદગાર બનાવ. તુંને ગમે એવો ખજાનો મલવાની ઉમેદ મલતી હોય તોપણ જેઓ તુંને ઇજા પુગાડે તેવાઓ ઉપર તું દયા ના કર. જે કોઇ નુકસાંનભર્યાં કામ સિવાય જેહાનમાં બીજું કાંઇ કરે નહી તેઓને બંધીખાને પુરવાથી બીજું બેહેતર શું હોય તે શું તું જાણતો નથી?"

"બીજું તું ખજાના વિષે જે લખે છે તેમ કરીને તો તેં તારી દાનાઈ તેમજ અક્કલને પણ ઢાંકી દિધી છે. મેં તો મારો કર તેમજ ચોઠાઇ મેલવ્યા સિવાય બીજું કાંઇપણ વધું કોઈ પાસે મેલવ્યું નથી. તે પણ જેઓની ગુંજાશ તેવો કર ભરવાની હતી તેઓની પાસેથીજ મેં તે મેલવ્યો હતો. એ ઉપરાંત જેઓએ તુંને મારે માટે વધુ કહયું હોય તો તેઓ મારા દુશમનો હોવા જોઇએ તેમજ તેઓ બુરા અને હારેમનની તોખમના પણ હોવા જોઇએ.

---

૧ શીરોયને માટે રૂમી તવારીખનવેશો લખે છે કે, તેણે રાજ્ય ઉપર આવતાંજ માણસ જાતનું ભલું કરવાના હેતુથી તમામ બંધીખાનાઓને ખુલ્લાં કરાવી કેદીઓને છોડી મુકયા હતા.

મારો તો વિચાર પરવરદેગારની તરફજ છે અને તેથી તારી એવી સઘળી વાતોને હું તુચ્છ ગણુંછું. મેં તો પરવરદેગારની પાસેથીજ એ તાજ તખત કબુલ રાખ્યું હતું અને તેનેજ ખાતર મેં ઘણી મુશકેલીઓ પણ વેઠી હતી. પણ તે સાચો ઇનસાફ આપનાર જેહાનનો પરવરદેગાર હવે મારા વખતને જુદીજ રીતનો બનાવવા ઇચ્છતો હોવાથી તેની ઇચ્છા ઉપરાંત જેહાનમાં કાંઇ બીજું બનનાર નથી અને તેણે જે ઘટાડી નાખ્યું હોય તેને હું વધારવા પણ ચાહાતો નથી. મેં તો તે પરવરદેગારનીજ ખુશનુદી ઇચ્છી હતી અને તેની બક્ષેશથી વધુ મેલવવાની મેં કાંઇ કોશેશ પણ કીધી નથી. માટે હવે તે જેહાનનો પરવરદેગાર મને જ્યારે (કયામતને વખતે) પુછશે ત્યારે જે કાંઇ જાહેર અને ખાનગી બનાવો બન્યા છે તે હું તેની આગળ કેહેવશ. તેમ તે પુછી શકશે કારણકે તે તારા કરતાં પણ ઘણોજ દાનાવ છે અને તમામ ભલાઓ અને ભુડાંઓ ઉપર સાહેબી ભોગવનાર છે. વળી પેલા ગુનેહગારો જેઓ હાલે તારી આગળ છે તેઓને તું કાંઇ તારી તરફ દિલશોજી ધરાવનારા અને સગા જેવા ગણુતો ના. જેમ તેઓએ મારે માટે તુંને કહયું છે તેમજ હવે પછી તેઓ તારે માટે પણ તારા દુશમનો આગળ તેવીજ ફર્યાદ કરશે. તેઓ સઘલા તો ફકટ સુના અને રૂપાંનાજ ગોલામો છે. તેઓમાંથી કોઇને પણ તું તારા મદદગાર તરીકે જોનાર નથી. પણ હાલે તારૂં દિલ તો તેઓને ખાતર મારી સામે આતશની માફક ઉશકેરાયલું છે અને તેથી વળી હું તો તુંને ગુનાહમાં ચકચુર થયલો માલમ પડયો છું પણ વાજબી રીતે જોતાં તો તુંને આવી વાતો કરવી પણ લાયક નથી અને તેઓના બુરાં શરીરને ખાતર તારે મારો આ જીવ લેવો પણ ઘટતો નથી. તોએ તું મારા જેવા બુરા વિચારનાને ખાતર પણ આ મારૂં પેહેલવી નામું વાચજે, કે જેથી જે કાંઇ તુંને જુઠું કેહેવાયું હોય તે તું જાણી શકે. પાદશાહો આગળ એવું જુઠું કદિપણ દીપી શકે નહી. વળી તે (નામાં) થી મારી પણ જેહાનમાં યાદગારીજ જલવાશે .અને અક્કલમંદોનો ગમ તે ઉપરથી દુર થશે. ત્યાર પછી જે કોઇ એ મારૂં કેહેન વાંચશે તેઓ મારી હાલત પણ સમજી શકશે. એ બાબદ ઉપર જેહાનના મોટા માણસો વિચાર પુગાડશે અને તેઓ મારાં બોલેલાં ચાલેલાંને માફ કરશે."

"વળી તેં મને જે કાંઇ માલમીલકત, પૈસા અને ખજાના માટે કેહેવાડયું છે તેમ કરીને તો તું પરવરદેગાનોજ ગુનેહગાર બન્યો છે અને જેહાનની નજરે પણ તું હલકો પડયો છે. મારો તો પેહેલેથીજ એવો રવૈયો હતોજ નહી કે હું ઇનસાફ જે આગળ પાદશાહાનો રેવાજ હતો તેને મારા દિલમાંથી

ઘોઇ નાંખી શકું. કારણકે એ રેવાજને તેમજ આ મારી દીનને તેઓજ મુકરર કરી ગયા હતા. એ મારાં કાંમમાંતો મારા વજીરો, અક્કલમંદો અને હુશીયાર દિલના બુજ્રેગો પણ એકમટ રેહેતા હતા. તેઓ ખુશ થઇનેજ મારો મેહેલ છોડી જતા હતા અને તેઓ પણ કોઇને દુખ પુગાડી શકતા હતા નહી. કારણકે પાદશાહો પોતાનાજ પ્રકાશથી અને પોતાના મરદાને મરદોથી એવા પૈસા ઉપર પણ પાદશાહી ભોગવી શકે છે. જ્યારે લોકો એ કર અને મેહેશુલથી પાદશાહી ખજાનાને આબાદ જોય છે ત્યારે તેઓ લશકર, મુલક તથા તાજ તખતને પણ આબાદ ધારે છે. એ રીતે વળી જેહાનની આબાદી પાદશાહથીજ હોઈ શકે છે. તેથીજ તમામ મુલકોના લોકો તેની ખેરખાહી કરે છે. પણ જે પાદશાહ ખજાંના વગર પાદશાહી ભોગવે તેનું તમામ કામ પણ ઉંધું વલે છે. કારણકે જેમ એક પાક દામાનની ઓરત પોતાના પાકીજેહ ધણી આગળ પૈસા માંગવા જાય છે અને બેટો બાપ આગળ જાય છે તથા નાનો ભાઈ મોટા ભાઇ આગળ માંગવા જાય છે તેમ ગોલામો, નોકરો તથા સરદારો પોતાના પાદશાહ પાસેથીજ પૈસા માંગે છે. એક તવંગર ખેદુત પણ તાજની ધાસ્તી રાખીને કર આપવાને વખતે પોતાના પૈસા સાંતી રાખે છે અને પોતાના ખેતરની આમદાની માટે પોતાના સરદારનીજ મદદ માંગે છે. જો જેહાનમાથી તાજદાર પાદશાહજ ગુમ બને તો પછી એજ ખેદુત પોતાનો પાક ઉપજાવવાની ઘણીજ મેહેનત લે. પણ એજ તાજથી તો તમામ જેહાન આબાદ બને છે. કોઈપણ તાજદાર શાહ કર લિધા વગર રેહેતો હોય એવું તો જણાયું નથી. વળી એક દાનાવે પોતાનો ભરમ ખોલી જે વાત જાહેર કીધી છે તે તો તેં સમજી હશે કે, 'જ્યારે એક જેહાનનો પાદશાહ નબલો બને છે ત્યારે તેનો મુલક પણ બેશક તનદરોસ્ત રેહેવા પાંમતો નથી. જેમ એક ઘરનો ધણી પોતાના ઘર બાબે શુસ્તી કરે તો તેનું ઘર પણ નાશ પાંમે.' "

"બીજું તું લડાઈ કરવા બાબે અને તે માટે મેહેનત કરવાથી અને કીનો લેવાથી અટકવા નહી બાબે જે લખે છે, તો જો તું મારા મોકલેલા સંદેશાઓનો જવાબ સમજશે અને મારાં સમજદાર લખાણો જોશે તો તુંને માલમ પડશે. એ બાબે પરવરદેગાર મને જે કાંઇ પુછશે તેનો કીયામતને દીને જવાબ આપવાને પણ અચકાવશ નહી. જ્યારે પણ ઈરાનનો પાદશાહ ઐયાસી બને છે અને તે મુલકે મુલક પોતાનું લશકર રાખતો નથી તો ચોબાજુએથી દુશમનો કીનો લેવા ઉતરી પડે છે અને તેથી તમામ જમીન ઉપર તરાશ પંઠરાય છે. મેંજ કાંઇ એવો ખજાનો એકઠો કીધો નથી પણ એતો

આપણા બુઝોર્ગોથી ભેગો થતો આવ્યો છે. આપણા આગળા બાધુરીમાં વખણાયલા અને નેકખાહ ન્યાગાન પાદશાહો પોતાના લશકર સાથે લડાઇ ઉપર જવા કંમર બાંધતા હતા અને પોતાના દુશમનોનો માર્ગ ચોબાજુએથી ઘેરી લેતા હતા ત્યારે તેઓ મુલકે મુલકથી ખજાનો લાવી એમ સંગરતા હતા. જો તેઓ એવી મેહેનત ઉઠાવતે નહી તો તે ખજાનો પણ મેલવતે નહી. પણ પેલા બદઅંદેશ, બુરી તોખમનો અને શુમ પગલાંનો ગુનેહગાર ચોબીને રએથી આવીને એ સઘલો પુરાણો ખજાનો પોતાને હાથ કરી લિધો હતો અને તેણે મુલકે મુલક કટલ ચલાવી હતી. તે એ ખજાનામાંથી પૈસા, પાદશાહી જવેહરાતો, યાકુતો, હીરાજડીત તાજો, પોશાકો, શાહાનશાહી તખતો એ સઘલું અત્રેથી ઉંચકી લેઇ ગયો હતો અને તીજોરીઓને ખાલી કરી નાખી હતી. તેથી તેમા ફકટ લડાઇના હથીયારો સિવાય બીજું કાંઇ રહયું હતું નહી અને તેણે એ પુરાણો ખજાનો વેર વિખેર કરી મુકયો હતો. પણ ફતેહમંદ પરવરદેગારનું ચાહાવું એવું થયું કે તેણે મને સારૂં નસીબ (પાછું) બક્ષ્યું. તેથી મેં મારી વિચાર શક્તિ વાપડીને કોશેશથી કંમર બાંધી હતી તેમજ ઇરાની નામદારો પાસે બંધાવી હતી તથા બાધુરીવાલા નામીચા બુઝોર્ગોને સપેહસાલાર બનાવી તેઓને ચોબાજુએ મોકલી આપ્યા હતા. મેં એકને ખોરાશાન તરફ, બીજાને બાખતર તરફ અને ત્રીજાને નીમરોજ અને ખજર તરફ મોકલી આપ્યો હતો અને મેં બરતાસ તથા ચીનમાંથી લશકરને બાહાર પાડયું હતું અને ઠેકાણે ઠેકાણે એક એક સપેહસાલાર રાખ્યો હતો. મેં મારા દુશમનો ઉપર સઘલે ચઢાઇઓ મોકલી હતી અને કોઇને પણ મારી સામે ગરદન ઉંચકવા દિધી હતી નહી. એ રીતે જ્યારે મારા દુશમનો જેહાનમાંથી વિખેરાઇ ગયા ત્યારે મારો એ તમામ ખજાનો પાછો એકઠો થવા પાંમ્યો હતો. તમામ જમીન મારે માટે ઉપ્યોગી થઇ પડી હતી અને દરીયામાંથી પણ પુશકલ મોતીઓ કાઢવામાં આવ્યાં હતાં. એવી રીતે મોતીઓ કાઢયાથી ખલાસીઓ પણ અજબ બન્યા હતા. તમામ મેદાનો, દરીયાઓ અને પાહાડો મારાજ બન્યા હતા. એ રીતે જ્યારે અસલ પૈસાઓનો ખજાને નાશ પાંમ્યો ત્યારે વળી નવા દીનારો, યાકુતો, પાદશાહી જવેહરાતો, પોશાકો અને લડાઇના હથીયારોથી પાછા કોઠલાઓ ભરાયલા બન્યા હતા. જ્યારે મારી પાદશાહીના છત્રીશ વર્ષો પુરા થયાં ત્યારે મારી તીજોરીઓ પણ જવેહરાતોથી છલાછલ બની હતી. મેં સીક્કાઓ માટે નવા છાપ પડાવ્યા અને પછી હું મોજમજાહ ભોગવવા ઉપર મંડયો હતો. તે સાલમાં પડેલા દીનારોની જો હું ગણત્રી કરાવતે તો તે દીનારોની રકમ કરો-

ડોની થવા જતે. જે જે પૈદાવસી અને પારસી સીક્કાઓ પડયા તે મેં શેહરે શેહર ( ચલણને માટે ) મોકલી આપ્યા હતા. દરેક કોઠલાઓમાં બારબાર હજાર સીક્કાઓ મેં સઘલે ફેલાવ્યા હતા. એ ઉપરાંત તમામ કરને લગતા પૈસા તથા હીંદુસ્તાન, રૂમ અને જાદુસ્તાનથી આવેલા પૈસા તથા જુદા જુદા મુલકોનાં નામદારો અને સરદારો તરફથી મેલવેલી મેહેશુલ જે સઘલું મેં મેલવ્યું હતું તે તેમજ નોરોજ અને મેહરંગાનના જશનો ઉપર રેવાજ મુજબ ભેટ આવતા ઘોડાઓ, ખુબસુરત ગોલામો, લડાઈના બખતરો, ટોપીઓ ગુરજો અને તલવારો એ સઘલું મારી પાસે અખુટ હતું. વળી કસ્તુરી, કપુર, કાચુ રેસમ રૂવાતીવાલાં ચાંમડાં, સફેદ વરૂના ચાંમડાં અને ખીવરના ચામડાંનો તો કાંઇજ પાર હતો નહી. એવા સઘલા અસબાબો મારા નોકરો ઉંટો ઉપર લાધીને મારી દરબારમાં લાવતા હતા અને મારા હોકમથી ઉલટું ચાલવાની કોઈનામાં હીંમત હતી નહી. એ રીતે મેં ચો તરફથી ઘણી ઘણી મેહેનતો વેઠીને આવો ખજાનો એકઠો કીધો હતો. ગંજે ખેજ અને ગંજે અરૂસ એ બંધે ખજાના મેં મુશકેલીના વખતને માટે સંગ્રી રાખ્યા હતા. તેઓના નામ આપવા માટે મેં ઘણો વાદવિવાદ ચલાવ્યો હતો અને આખરે તેને "બાદ આવરશ" યાને પવનનો આણેલો એવું નામ આપ્યું હતું. એ રીતે છવીસમાં વર્ષથી તે આંડત્રીસમાં વર્ષ સુધી આસમાન મારી મરજી વિરૂધ ચાલ્યું હતું નહી. તમામ સરદારો પણ મારી સાથે મન મુકીને ચાલતા હતા, જ્યારે મારા સઘલા દુશમનો બલી મરતા હતા. પણ હાલે મેં એવું સમજ્યું છે કે, તારો હોકમ ચાલવાથી તો જેહાનને નુકસાન પુગે છે અને જેહાનમાં કોઇપણ મોજમજાહ ભોગવી શકતું નથી.[૧] પણ ચુપ રેહેવા સિવાય મારો બીજો કાંઇ ઉપાય નથી. તું તો દુખભર્યાં અને વગર ફાયદાના કામો બજાવી જેહાનને નુકસાંન પુગાડવા ચાહે છે. તારી આગળ જેઓ છે તેઓ પણ દુખ પુગાડનારાજ છે અને તેથી તારા હોરમજદ રોજ અંધારી રાત જેવા ( દલગીરીભર્યાં ) પસાર થાય છે. તેઓ તારાં તખતનો નાસ કરવા ચાહે છે કે જેથી તું આ જેહાનમાં ખુશ રહી શકે નહી. જો તારી આગળ દાનાવો રેહેતા હતે તો તારો એ દલગીર જીવ પણ રોશણ રેહેતે. બક્ષેશ કર્યાથી કાંઇ કોઇને નુકસાંન પુગતું નથી પણ ગરજાઉઓને પૈસા મલે છે.

---

૧ શીરોયે તખતે આવતાંજ રૈયતની લોકપ્રીયતા પામવા માટે તેણે રૈયત ઉપરનો તમામ કર પણ માફ કરી દિધો હતો. તેથી ખસરૂનો એ ઈસારો એ કર માફ કરવા માટે ગણી શકાય.

માટે ઓ મારા કમઅક્કલી અને કમનસીબ બેટા! તું પોતેજ જો વિચાર કરશે તો તારૂં રવાન પણ ખુશનુદ બનશે. તેથી એ મારો ખજાનો ગોયા તુંનેજ મદદગાર છે એમ તું સમજી લે. હાલે જમાનો પણ તારી મુઠીમાં આવી શકયો છે તે તેથીજ છે. વળી તેનાથીજ પાદશાહીમાં શાંતી ફેલાય છે અને પૈસા વગરતો જેહાનનો પણ નાશ બને છે. પૈસા વગરનો પાદશાહ જુલમી બનતો જાય છે અને તેવા ખાલી હાથના પાદશાહ પાસે કાંઇપણ જોર કે હુનર રેહેતો નથી. તેનામાં સખાવત કરવાની શકતી રેહેવા પાંમતી નથી. તેને કોઇપણ પાદશાહ તરીકે ગણતું નથી પણ ઉલટી તેની મશકેરી કરે છે. જો એવું બને કે એ પૈસો તારા હાથમાંથી દુશમનોના હાથમાં જાય તો તે બ્રાહમણોના હાથમાં મુર્તી જવા બરોબર છે. તું જે યજદાંનપ્રસ્ત હતો તે ખોદાથીજ બેજાર બનેલો લાગે છે અને તેથી તારૂં નામ અને આબરૂ પણ હલકી પડી છે. જો તું પોતે પૈસા વગરનો હતે તો તારા હાથમાં લશકર પણ રહયું હતે નહી અને તારા નોકરો તુંને પાદશાહ તરીકે પણ ગણતે નહી. તેજ કુતરો ભલો જે નાન માટે ઓશીયાલો રેહેતો હોય. જો તેને ધરાયલો બનાવવામાં આવે તો તે જીવનો પણ દુશમન થઈ પડે છે."

"બીજું તું લશકરના કારોબાર માટે લખે છે કે, મેં મુલકે મુલક લશકર રાખી મુકયું હતું. પણ એ મારૂં કામ તારી કમઅક્કલને લિધેજ તુંને પસંદ પડયું નથી. ફાયદો શામાં અને નુકસાંન શામાં તે તુંને ખબરજ નથી. એને માટેનો મારો જવાબ એજ છે કે, મેં લિધેલી એ મેહેનતથી તો હું આ નામદારીભર્યો ખજાનો એકઠો કરવા પાંમ્યો હતો. મેં પરદેશીઓના હાથમાંથી મુલકો લેઇ લેઇને તો મારા સઘલા દુશમનોનો એમ નાશ વાલ્યો હતો, કે જેથી હું મારાં તખત ઉપર મોજ ભોગવતો નચિંતે બેસી શકું અને મારો વખત મેહેનત વગર પસાર કરૂં. મેં મારા સ્વારોને શેહેરે શેહેર મોકલી આપવા છતાં હાલે મારી વગર ઓશીયાલી હાલત ઓશીયાલી બની છે. જો તું એ ચોબાજુના લશકરને પાછું બોલાવી લેશે તો તારા દુશમનોને તુરતજ માર્ગ ખુલ્લો થયલો માલમ પડશે. તેનાથી તો આ ઈરાન ખુશનુમાં વસંતના બાગના જેવું રહયું છે જ્યાં ગોલાબો હંમેશાં ફતેહમંદ રીતે ખીલેલાજ રહે છે અને તમામ ઝાડો નરગેશો, સેબફળો, દાડમો અને બેરોથી ભરાયલાં રહે છે. પણ જો એ બગીચાઓને માણસોની વસ્તીથી ખાલી કરવામાં આવે તો એ સઘલાં સુગંધી ફુલોને દુશમનો તોડી કાઢે અને દાડમ તથા સેબફળોના ઝાડોનો નાશવાલી મુકે. તેથી એ હથીયારબંધ લશકર તો શેહેરની દીવાલ જેવું છે. જે દીવાલની ઉંચાઇથી ગમે એવો તીરોનો વરસાદ પણ નીર ઉપયોગી થઈ

પડે છે. તેથી જો તું એ બાગ આસપાસની દીવાલજ વગર ફોકટની તોડી પડાવે તો પછી એ બાગ કે જંગલ કે મેદાન વચ્ચે ફરક શું રેહે? માટે તું હજી પણ સાવચેટ રેહે અને (એ લશકરને કાઢી નાખી) તે દીવાલને તું તોડી ના પાડ અને તેમ કરી ઇરાનના લોકોના દિલ અને કંમરના કાંઠાને તોડી ના નાખ. નહી તો કે એમ કીધા બાદ સઘલે નાશ ફેલાશે અને ચો તરફથી હુમલાઓ આવશે તથા સ્વારોના પોકારો અને કીનાની બાંગો સમજાશે. માટે તું ઇરાનીઓના બાયડી છોકરાંઓને એમ બુરા વિચારના દુશમનો વચ્ચે છોડી દેતો ના. જો તું એવી રીતનું એક પણ વર્ષ પસાર થવા દેશે તો દાનાવો તુંને બેવકુફ ગણશે. વળી મેં એવું પણ સમજ્યું છે કે તેં નાલાયકોને મોટા મોટા ઓધ્ધાઓ બક્ષ્યા છે પણ તું જાણી લેજે કે નોશીરવાન કોબાદે પોતાના વશીયતનામામાં એવું લખ્યું છે કે, જે કોઇ પોતાના હથીયારો દુશમનોને હાથ સોંફે તેણે ગોયા આપઘાટ કીધો એમ ગણાય. કારણકે અગત્યને વખતે જ્યારે તે કર ઉગરાવવા જશે ત્યારે તેજ બુરા વિચારનો દુશમન તેનીજ સામે લડાઈ જગાડશે."

"બીજું એ કે તેં કયસર ઉપર જે પેગામ મોકલ્યો છે તેમાં તેં મને બુરાં દિલનો અને આપ મટલબી લખ્યો છે. પણ તેં કાંઇ એવા બોલો તારી મરજીથી લખેલા લાગતા નથી, પણ તારા શિખવનારાઓની મરજીથી તેં લખેલા લાગે છે. તું તેની સાથે વફાદારી દેખાડે છે અને મારી ઉપર જુલમ ગુજારે છે. પણ તું એ જુલમ અને વફાદારી વચેના ફરક કયારે સમજતો થશે? ઓ કમઅક્કલી! તારા એ જવાબથી તો એવુંજ માલમ પડે છે. હું તો જે ઘટતું છે તેજ તુંને લખું છું. તું જે દાવો કરે છે તેનો તુંજ શાક્ષી રેહેજે. કારણકે એવા દાનાવમાં ખપતા શખ્સો લાયક ગણાતા નથી. જ્યારે એજ કયસર બલામાં સપડાયલો હતો ત્યારે તેણે પરવીજ જેવા શખ્સને તો પોતાનો દામાદ બનાવવા માંગ્યો હતો. પણ જે કોઈ પોતાનો મુલક બુરાઓને હાથ સોંપે છે, તેના મગજમાં દાનાઈ જેવું કાંઇજ હોતું નથી. તે કયસર જાણતો હતો કે બેહરામે મારી સામે પણ લડવાની કંમર બાંધી છે અને ઈરાનીઓ તેની બાજુએ થઇ ગયા છે. તેથી રૂમી લશકરને કાંઇપણ હાર પુગે નહી અને પોતાના રવાનને પાહાડની કધને બાંધવું પડે નહી એવા હેતુથી તેણે મને એ મદદ આપી હતી. પણ બેહેરામ સાથે લડાઇ કરતાં તો પરવરદેગાર મારો મદદગાર હોવાથી તેનું જેહાનનું લશકર પણ મારી આગળ તુચ્છ જેવું લાગ્યું હતું. જે કાંઈ પરીણામ નિપજ્યું હતું તે તો ઇરાનીઓને માલમ હતું. તેથી તુંને પણ તેઓથી ખબર તો મલીજ હશે. એ લડાઇને

વખતે મારે ન્યાતુશને માટે જે કાંઇ કરવું ઘટતું હતું તે મેં ખુબી સાથે અને ઇનસાનને ઘટતી રીતે કરી બજાવ્યું હતું અને તે વખતે તેનો બદલો વાલી આપવા માટે હું જરા પણ અચકાયો હતો નહી. એ બાબે તુંને ફરરોખ પણ કહી સમજાવશે કારણકે તે વખતે તે પણ જવાન હતો. વળી તે વખતે ગુશસ્પ પણ મારો ખજાનચીન તેમજ મારા વઝીરોમાનો એક હતો. મારી તીજોરીમાં એક લાખ ઠેલીઓ હતી, જે મેં ન્યાતુશને બક્ષી હતી અને તે વાત રૂમીઓ વચે પણ જાણીતી છે. વળી મેં ન્યાતુશને પોતાને માટે પણ એક હજાર મોહરા તેમજ રાતા રંગનું સુનું તથા કાનના લુલકો પણ આપ્યાં હતાં. આ દરેક મોહરાનું વજન મારા ખજાનચીને કીધેલાં વજન મુજબ એક હજાર મેશકાલ[૧] જેટલું થવા જતું હતું. તે સાથે સો ચોખ્ખાં મોતીઓ પણ આપ્યાં હતાં. જેમાનું કોઇપણ મોતી જવેહરીને ખામીવાલું જણાયું હતું નહી. તે દરેક મોતીની કીંમત ત્રીશ હજારની અંકાતી હતી અને જવેહરીઓ પણ તેટલા દીરમો આપવાને તૈયાર હતા. વળી મોટી કીંમતના સો ઘોડા જેમાના પચાસ જીન સાથના હતા તે પણ તેને આપ્યા હતા. જે ઘોડા મારા તબેલાના ઘણાજ નામીચા ગણાતા હતા. વળી બીજા રેસમની જુલ સાથના પણ નામીચા ઘોડા હતા, જેઓ જંગલમાંથી દોડતાં પવનની પણ બરોબરી કરતા હતા. એ સઘલું મેં કયસરને માટે મોકલી આપ્યું હતું અને તેની સાથે મેં તેની તારીફ પણ ગાઇ હતી."

તું ઈસુની સુલી[૨] માટે જે વાત કહે છે તે તો મારા ખજાનામાં ખુણે પડેલા લાંકડાંનો એક પુરાણો ટુકડો છે. તેનાથી મને તો કાંઇપણ નફો કે તોટો ઉપજવાનો હતો નહી. પણ એ તું ખ્રીસ્તીઓનો ખાલી ઘોઘાટ સમજીને એમ બોલતો હશે. કયસર જેવો આવો નામદાર અને બાહુર શખ્સ જેની આસપાસ સઘલા દાનાવો, ફીલશુફો અને મોબેદો વિટલાયલા રહે છે તેને માટે મને અજબ લાગે છે કે તે કેમ એક માર્યા ગયલા (ઈસુ) ને તેમજ તે ખહી ગયલા લાકડાંને ખોદા ગણતો હશે? જો તે સુલી ખોદાનીજ શુરત હતે તો

---

૧ સુનું તોલવાના કાંઈ વજનનું નામ છે.

૨ જો કે ખસરૂએ એક ખરા જરથોસ્તીને છાજતી રીતે એ સુલી રૂમીઓને પાછી આપવા ના પાડી હતી તોપણ શીરોયે રૂમીઓ સાથની લડાઇનો જલદીથી અંત આનવા માટે રૂમીઓ સાથે જે કોલકરાર કીધા હતા તેમાં તેણે એ ઈસુની સુલીને પણ રૂમ મોકલી આપી હતી જે ખ્રીસ્તીઓએ જેરૂસેલમના દેવલમાં મોકલી આપી હતી.

અને તે આપણા મહીનાનો પેહેલો ગણાતો અહુરમજદ હતે તો તે પોતેજ મારા ખજાનામાંથી ચાલી ગયો હતે.૧ પણ એ ઈસુ તો (સાધારણ માણસ માફક) ગુજરી ગયો છે અને તેની જેહાનમાં હસ્તી પણ રહી નથી."

---

૧ કોઈપણ માણસના પુતલાંને, સબીને કે કાંઈપણ આકૃતિને નમન બજાવવું તે પરવરદેગારને અપમાન કીધા બરોબર પુરાણા કાલના ઈરાનીઓ ગણતા હતા. આપણા પેગમબર સાહેબ અશો જરથોશ્તની મુલ નેમ આ દુન્યામાંથી મુર્ત્તી પુજાને દુર કરી એકજ ખોદાની પ્રશ્તેશ ચાલુ કરવાની હતી. તેથી માણસ જાત પોતાની ખાશીયત મુજબ પાછું મુર્ત્તી પુજા તરફ ઘલી જાય નહી એવા હેતુથી તો તેવણે આતશને અહુરમજદની પેદા કીધેલી એક નુરાની શકિત ગણી તે આતશની મારફતે અહુરમજદની પીછાણ કરી લેવાનું શિક્ષણ આપ્યું હતું; તથા ખોદા અને તેના આ નુરી કેબલા સિવાય બીજા કોઈને પણ નમન નહી બજાવવાનું તેવણે ફરમાન આપ્યું હતું. તેથી જરથોસ્તીઓ ઘણા જુના જમાનાથી આતશનો કેબલો કરતા હતા અને આતશ સિવાય બીજા કોઈને પણ નમન બજાવતા હતા નહી. જો કે જરથોશ્ત પોતે પુરાના ઈરાનીઓના પેગમબર હતા તે છતાં કોઈપણ આકૃતિને નમન નહી બજાવવા માટેની તેવણની સખત મનાઈ હોવાથી ઈરાનીઓએ તેવણની પણ સબી કે ચીતાર ઉતાર્યો હતો નહી તેથી એ પેગમબર સાહેબની સબી, ચીતાર કે પુટલું આગળાં આતશકદેહોમાં હસ્તી ધરાવતું હતું નહી. પણ હાલે યુરોપના એક આલમાએ ઈરાનના ચોકસ ખંડીએરના કોતર કામો વચેની એક આકૃતિ પેગમબર જરથોશ્તની હોય એવી તર્ક બાંધ્યાથી કેટલાક જરથોસ્તીઓએ એ કોતરકામ ઉપરથી સબીઓ પડાવી મંગાવી હતીં અને તેને પેગમબર જરથોશ્તની સબી તરીકે ત્યારથી માન આપવા લાગ્યા હતા. પણ ત્યાર પછી જરથોશ્તીઓ વચે એ જરથોશ્તની સબી માટેનું ચેટક એટલું તો વધી પડયું છે કે સૌ કોઈ ધંધાદારીઓ પોતાના મગજના ફાંટાને આધીન થઈ પોતાને ગમે એવો ચેહેરો પડાવી તથા તેને માથે કીરણોનું અર્ધ કુડાળુ પડાવી તેને જરથોશ્તનું રૂપ આપી બેઠા છે. હાલે સેંકડો જાતના ચેહેરાની અને ઢપછપોની સબીઓ જરથોશ્તીઓના ઘરોમાં તેમજ દરેમેહેરોમાં હસ્તી ધરાવે છે. જેથી પરકોમવાલાઓ વચે આપણી સમજુ કોમની ઠેકડી થાય છે. પણ એટલામાંજ અટકયું નથી પણ તેવી સબીઓ ધાર્મીક જરથોશ્તીઓ મોટે દામે ખરીડીને તેઓને આતશબેહરામો તથા દરેમેહેરોમાં ઉકમાઇથી મુકાવે છે. જ્યાં ભણવા આવેલા જરથોશ્તીઓ જેઓને પોતાના પેગમબરની તરફથી કોઈપણ આકૃતિને નહી નમવાની સખત મનાઈ છતાં તેઓ તેવી સબીઓને નમવા અને પગે પડવાને પણ અચકાતા નથી. જો કે આપણા જરથોશ્તીઓ જે સબીને જરથોશ્તની ગણીને નમન કરે છે તે ચેહેરો જરથોસ્તનોજ છે કે કોઈ બીજાનો તે પણ કોઈને જરાએ માલમ નથી. વળી એ જરથોસ્તની સબીઓનું અતેર એટલું બધું

"બીજુ તું કહે છે કે, તું હવે (પાદશાહી ભોગવવાથી) બાજુ થા અને તોબા કરી પરવરદેગારનો માર્ગ પકડ. પણ તેને માટે મારો જવાબ એ છે કે, (એમ બોલવા માટે) તું કોબાદની જીભ, હોટ તથા હાથ અને પગ કપાઇ જજો. મારે માથે તો પરવરદેગારે એ તાજ મુકયું હતું; જે મેં કબુલ રાખ્યું હતું અને હું પણ ઈનસાફ આપી ખુશી સાથે રેહેતો હતો. હવે જ્યારે એ તાજ પરવરદેગારે પાછું માગી લિધું છે તો મેં પણ તે તેને હવાલે કીધું છે. તો તું શા માટે એમ તારૂં મોહું અને જીભ ચલાવે છે? હું તેને માટેનો જવાબ તો મારા પરવરદેગારનેજ આપશ અને નહી કે તારા જેવા સારૂં કે માઠું નહી પીછાણી જાણનારા એક છોકરાને. જો કે મને ઘણો કડવાશ ચાખવો પડયો છે તોપણ મને તો પરવરદેગારનું કીધેલું એ સઘલું કામ પસંદ છે. જ્યાં સુધી મારી આડત્રીસ વર્ષની પાદશાહી હતી ત્યાં સુધી કોઇપણ પાદશાહ મારી બરોબરી કરી શકયો હતો નહી. જેણે મને આ જેહાનનું રાજ આપ્યું હતું તેણેજ હવે તે બીજાને આપ્યું છે. એ રાજ કાંઇ મને રૈયતે આપ્યું હતું નહી. મારી તો એ પાદશાહીને માટે એવીજ દુવા છે કે, આ જમીન દાનાવોથી આબાદ બનજો. જ્યાં સુધી પરવરદેગાર મારો દોસ્ત અને મદદગાર હતો ત્યાં સુધી તો કોઇપણ મને એમ ગાળ દેવાની હીંમત કરી શકતું હતું નહી."

પછી તે પાદશાહે તુરતજ બરરાદને કહયું "ઓ તું જેહાનમાં યાદગારી પાંમેલા સરદાર! તું પણ પેલા ઉછાછલા અને નાદાન છોકરાને કેહેજે કે, હવે જ્યારે મારી આબરૂને કલંકજ લાગ્યો છે અને મારાં પેહેલેથી છેલ્લે સુધીના કામો બરબાદ લાગ્યાં છે, તો હવે તુંને મારી હંમેશની સલામ છે. મારી આગળ એલચી તરીકે આવેલા ઓ મોટા તેમજ દાનાવ તવંગર અને બાહુર શખ્સો! તમુને પણ આ મારી છેલ્લી સલામ છે. માટે તમો તેને મારી આ સમજેલી વાત સિવાય બીજુ કાંઇ કેહેતા ના. હું તો તમામ જેહાનને મારી દુવા દેઉંછું. હવે તમો ખસરૂ પછી તે કોબાદને યાદ કરો છો તો (જેહાનના સરેસતા મુજબ) જે કોઈ જનમ્યો તે તો મરવાનોજ. હુસંગ, તેહમુરસ

---

તો હાલે વધી પડયું છે કે મોહલે મોહલે જુદદીનો મોટા પોકારો સાથે જરથોસ્તની સબીના વેચાનો કરે છે. જે ખરેખર પેગમબર અશો જરથોશતના પવિત્ર રૂહને કમકમાત ઉપજાવવા બરોબર ગણી શકાય. પેગમબરની આકૃતિ કે પુટલું દેવલોમાં રાખવા સામે ખસરૂ જેવો દીનદાર જરથોશતી પાદશાહ કેવો ધીક્કાર દેખાડે છે તે ઉપરથી હાલના જરથોસ્તીઓ કાંઈ ચાનક પકડી પુરાણા જરથોસ્તીઓને પગલે ચાલતા થશે અને એવી શકમંદ આકૃતિઓને નમતા અટકશે.

અને જમશીદ જેવા પાદશાહો કે જેઓથી તમામ જેહાન ઉમેદ ભરી તેમજ ધાકમાં રેહેતી હતી તેઓએ પણ દેવો, હેવાનો અને ઢોરોને પોતાના તાબેદાર બનાવ્યા હતા. પણ જ્યારે તેઓના વખતનો અંત આવ્યો ત્યારે તેઓ ગુજર પાંમીને અત્રેથી ચાલ્યા ગયા હતા. પેલા મુબારક ફરીદુને તમામ જેહાનમાંથી જાહેર તેમજ છુપી બદીઓને દુર કરી નાખી હતી અને પેલા અરબ ઝુહાકના બુરાઇ કરતા હાથોને બાંધ્યા હતા. પણ જ્યારે તેના ઉપર જમે તડાપ મારી ત્યારે તે પણ ગુજર પાંમ્યો હતો. પેલો આરશ કે જેણે ફરસંગો સુધી તીરને દુર ફેંક્યો હતો તે તેમજ સિંહોને પકડનાર ફતેહમંદ કારન તેમજ અલબરૂજ પાહાડ ઉપરથી આવેલો કોબાદ કે જે પોતાની મરદાનગીથી રૈયતનો પાદશાહ બન્યો હતો અને જેણે એક આરસીમાંથી એક ઘર બનાવ્યું હતું અને તેવાં ઘરથી તેણે જેહાનને છક કરી નાખી હતી. તેમજ વળી પેલો જમાનાનો અનુભવ પાંમેલો કાઉસ કે જેણે જેહાનને પોતાની શકતી અને તદબીરથી હાથ કીધી હતી, તથા વળી તે જમાનો કેમ ફરે છે તેથી વાકેફ નહી હોવાથી ઉંચા આસમાન ઉપર ઉડતો ગયો હતો, તથા જેનો ચેહેરો ચોખ્ખાં મોતીના જેવો અને છાતી પ્રકાસ્તા યાકુતના જેવી હતી તે તથા પેલા વાઘના જેવો નામદાર સીયાવક્ષ કે જેણે પોતાની જવાનીના વખતમાં બે બબરોને માર્યા હતા અને જેણે ઘણીજ મેહેનત લેઇ કંગદેઝ શેહેરને બનાવ્યું હતું અને તેવી રંજ ખેંચતાં તેણે ખજાના તરફ પણ જોયું હતું નહી. એવા સઘલા પાદશાહો હાલે કયાં છે? કયાં છે પેલો તુરકીઓનો સરદાર અફરાસીયાબ કે જેના જેવા શખ્સને હવે કોઈ સ્વપને જોઈ શકનાર નથી? કયાં છે પેલો રૂસતમ, જાલ અને અસપંદીયાર કે જેઓની વાતો આપણી વચ્ચે મશહુર છે? વળી પેલો ગોદરેજ અને તેના નામીચા સીતેર બેટાઓ જેઓ મેદાનના સ્વારો અને કીનો લેનારા સિંહો ગણાતા હતા તેઓ તથા પેલો સિંહના જેવો બાહાદુર કએખસરૂ જે લડાઇ વખતે સિંહ જેવાઓનેજ કેદ પકડતો હતો તથા પેલો ગુશતાસ્પ કે જેણે પેલી ભલી મજદયસ્નીની દીન કબુલ કીધી હતી અને જેનાથી કેઆની ઓરેહ તાજું બન્યું હતું, તેમજ પેલો નામદાર સીકંદર કે જેણે મુલકોની ઉઠલપાઠલ કરી નાખી હતી તે સઘલાઓ પણ હાલે કયાં છે? પેલો આસમાનની ગણત્રી કરનારો અને બ્રેસપતી તથા સુરજથી પણ વધારે પ્રકાશ પાંમેલો જામાસ્પ, તેમજ પેલો નામદાર પાદશાહ બેહરામગોર કે જેના જેવી મરદાનગી અને જોરવાલો કોઇજ હતો નહી અને જેના જેવી બક્ષેશ કરનારો પાદશાહ કોઇજ થયો નથી તે, તેમજ મારો બપાવો રોશન રવાનનો જેહાનનો પાદશાહ કસરા નૌશીરવાન કે જે જેહાનનો સુડતાલીસમો પાદશાહ ગણાતો

હતો પણ જેણે તે તમામ પાદશાહોના કાંમોને ઢાંકી નાખ્યાં હતાં તેવા સઘલા બુજોર્ગો તથા દાનાવો તેમજ જંગી સ્વારો અને ડાહયા લોકો કે જેઓ પોતાના હુનરમાં એક એકથી સરસ હતા તેમજ ઉમરે પણ એક એકથી ચઢતા ગણાતા હતા તેઓ સઘલા ચાલી ગયા છે અને આ બોહોલી જેહાનને ખાલી કરી ગયા છે. પણ તેમના મેહેલો, મેદાનો અને અઇવાનો હજી રેહેવા પાંમ્યા છે. વળી પાદશાહો વચે મારો પણ કોઇ બરોબરીઓ નથી. તેમજ મારી બરોબરની ઉમરનો પણ કોઇ નથી. મને કોઇપણ દિવસે કોઇથી નુકસાંન પુગશે એમ ધારીને તો મેં આ જેહાનને કોઇ ભલા કે બુડાના હવાલામાં રેહેવા પણ દિધી નથી. મને ઘણા બીકટ માર્ગો પસાર કરવા પડયા હતા અને મેં ઘણા દુશમનોને મારી સામેથી ઉખેડી કાઢયા હતા. તમામ જમીન મારા ખજાનાથી ભરપુર રેહેતી હતી અને તે ઉપરનું પાણી તેમજ ધુલ પણ મારીજ મેહેનતે જીટાયલી હતી. પણ હવે જ્યારે એ જેહાન મારો એમ અંત લાવે છે ત્યારે મોટા લોકોની ઉમેદોનો પણ નાશ વલે છે. હવે એ તખત મારા છોકરાઓના હાથમાં પણ રેહેનાર નથી પણ તેઓબી એ તખત ઉપરથી ગબડી પડવાના છે અને તેમના નસીબનો પણ અંત આવનાર છે. હવે જ્યારે મોતનો ફરેસ્તો મારો જીવ લેવા આવશે ત્યારે હું તેને મારો જીવ સેહેલથી ઉપાડી લેવાની અરજ કરશ તથા તોબા કરીને હું મારાં સાચાં દિલને પ્રકાસ્તું બનાવશ અને શાંતીને તેનું બખતર બનાવશ. પેલા ડાહયા, જેહાનના અનુભવી અને પાકીજેહ દાનાવોનું કેહેવું બરોબર છે કે, જ્યારે ખીલતાં નસીબની પડતી આવે છે ત્યારે ચોબાજુએથી ધાસ્તી પણ ફુટી નિકળે છે. જ્યારે કોઇનો સારો વખત પુરો થાય અને તેને તે પાછો બોલાવા માગે તો તેનામાં અકકલ છે એમ ગણાતું નથી. જેહાનના મોટા તથા નાના લોકોને માટેનો આ મારો પેગામ છે. હવે ઘણો લાંબો વખત જવા પાંમશે નહી તેટલાંમાં આ નામદારીભર્યા પાદશાહ કે તેમનું લશકર અપસઅપસમાં ખુન રેડશે અને આ મુલકમાં સઘલે લડાઈની આગ સલગાવશે. બાપો બેટાઓને હાથે તેમ બેટાઓ બાપોને હાથે માર્યા જશે. હું જે કાંઈ કહું છું તે આપણું બુરૂં ચાહાનારાઓ પોતાની બુરી કરણીથી હાય અફસોસ સાથે કરી બજાવશે. જ્યારે હું ચાલી જવશ ત્યારે તેઓ મારો બદલો લેશે અને પછી આ જેહાન લાંબો વખત સુધી ફળ પાંમવાની નથી. જ્યારે હમારી પાદશાહી તેમજ સરદારીનો અંત આવશે તો પછી આ પાદશાહીને લગતા સિંહો તથા બીજાઓ શા ખપના ?”

જ્યારે એ પેહેલવાનો ઉસ્તાદ તથા ખરરાદબુર્જીને તે સરદારનો આવો પેગામ સમજ્યો ત્યારે તે બંધે દાનાવોના દિલ તીરથી વિંધાય તેમ વિધાઈ

ગયા અને તેથી તેઓ પણ પોતાનું કપાલ કુટવા લાગ્યા. તે બંધે પોતાના બોલવા માટે પસ્તાવો કરવા લાગ્યા અને તેઓએ પોતાના ગાલો ઉપર તમાચા માર્યા. તેઓએ તેનો ગમ કરતાં પોતાના દિલ ઉપરના પોશાક ફાડી કાટયા અને તે બંધે દાનાવોએ પોતાના માથાંમાં ધુલ ભરી. પછી તે બંધે બુધાઓ તીરથી વિધાયલાં હોય તેવા દિલે તેની આગળથી રડતા બાહાર પડયા અને તે પાદશાહનો સઘલો પેગામ તેઓએ તે વગર મગજના શીરોયનેં પુગાડયો.

## શીરોયે ખસરૂ પરવીજને માટે અફસોસ કીધો અને તેથી તેના ઉપર સરદારો નાખુશ થયા તે વિષે.

જ્યારે શીરોયે એમ સમજ્યું ત્યારે તેને પણ ઘણુંજ રડવું આવ્યું અને તેનું દિલ એ તાજ તખતને માટે ધાસ્તીમાં પડયું. જ્યારે તે બીજલશ કે જેનાથી તે ડરતો રેહેતો હતો તે ત્યાંથી બરખાસ્ત થઇ ત્યારે તે જવાન પાદ-શાહે જે બુરૂ કેહેન તેને કહેવાડયું હતું અને તેના ઉપર તેના બાપના ખુનનું આલ મુકયું હતું તે માટે તેનું જીગર બલવા લાગ્યું. આથી તે શાહાનશાહ કોબાદે તખત ઉપરથી હેઠે ઉતરીને પોતાના બે હાથો માથે ચઢાવી પગે લાગ્યો અને પોતાની આંખોમાંથી આંસુઓને છાટી ઉપર પાડવા લાગ્યો.

પણ તેની રૈયતને તેને માટેની આ ખબર થઇ. તેથી તે પાદશાહના તેને માટે એમ રડવા અને જારી કરવા માટે તેઓ સઘલા ગભરાવા લાગ્યા. આથી તેઓએ એક ગમ ભેગા મલી ત્યાં ખસરૂને માટેની એ તકરારો ચલાવી અને બોલ્યા કે, "જો એ પરવીજ પાછો તખતે બેસવા પાંમશે તો તે લશકરના સઘલા સરદારોનો નાશ કરાવી નાખશે." તેથી જ્યારે અધંકાર છવાયલા પાહાડ પછવાડેથી સુરજ ઉગ્યો અને તે બુરા વિચારના લોકો પણ ઉંઘમાંથી જાગૃત થયા, ત્યારે તે સઘલાઓ તુરત દરબાર તરફ ગયા. તેમના આવ્યાની ખબર સમજતાંજ પાદશાહ પણ આવીને તખતે બેઠો. પછી તે સઘલા બાહુરો, તેમજ તેના બેશીઓ અને બીજા પારકા પેહેલવાનો તેની આગળ આવીને ગમગીન ચેહેરે બેઠા અને જરા પણ જબાંન ખોલીને બોલ્યા નહી.

પછી તે પાદશાહે તેઓને કહયું કે, "જે કોઇ શખ્સ મારા બાપના દુખમાં ભાગ લેશે નહી તેઓ ફાંસીની શિક્ષાને પાત્ર થશે અને તેને હું બુરી તોખમનો અને બુરા શરીરનો ગણુશ. તેને મારી નાખવાની જે કોઇ હીંમત કરશે તે

પોતે પણ મારી જશે." ત્યારે તે ગુનેહગાર શખ્સોએ તેને જવાબ દિધો કે, "જે કોઈએ પાદશાહની નોકરી બજાવવા કબુલે તેને તું પોતેજ બેવકુફ ગણેશે; અને તે તુંને ગમે એવો પ્યારો હશે તોપણ તું તેને હલકો ગણશે."

ત્યારે તે શીરોયે તેને જવાબ દિધો કે, "તે પાદશાહ હવે ખજાના વગરનો બન્યો છે તો તેને લશકર કયાંથી મલવાનું હતું માટે આપણે એક મહીનો સુધી તેની સાથે સારીજ રીત વાપડશું. જો આપણે જબરજસ્તી પણ વાપડશું તોપણ તે કાંઈજ બોલવાનો નથી. તેથી આપણે તેની એ શિખામણથી ખુશજ બનીશું. કારણકે તેને મનથી તો તેનો તમામ ખજાનો ધુલ બરોબર છે."

તે મીજલશ તેનો એવો જવાબ સમજતાંજ ત્યાંથી બરખાસ્ત થઇ અને સૌ કોઇ પોતાને ઘરે ગયા. પછી પાદશાહ શીરોયે પોતાના બાવરચીને કહયું કે, "તું ખસરૂ આગળ ખાવાની ચિજો લેઇ જવાની કાંઇજ વાણ કરતો ના. તું તેની આગળ તમામ સુનાના ખુમચાઓમાં સઘલું લેહેજતદાર અને મીઠું ખાણું મુકાવજે.૧" આથી તે બાવરચીએ તેની આગળ તેવું ખાણું લેઈ જઈ મુકયું. પણ ખસરૂએ તે ખાણામાં મુકેલી તમામ ગરમ તેમજ થંડી વાણીઓમાંથી કાંઇજ ખાધુ નહી. તે તો શીરીનને હાથોથીજ પકાયલું ખાણું ખાતો હતો. કારણકે તેના ગમમાં ભાગ લેનારી ત્યાં એ શીરીનજ બની હતી. તેણી સિવાય ત્યાં તે પાદશાહનો ભલો દોસ્ત કોઇજ હતો નહી. તેને ત્યાં રાત અને દીસ તેણીજ તેના ગમનો દીલાશો આપતી. એ પાદશાહ સાથે તેણી પણ પોતાના જીવ માટે ધાસ્તી અને ઉમેદ રાખતી હતી અને જેમ પવનથી નેતરનું ઝાડ ધુજે તેમ તેણી પણ તે પાદશાહને માટે ધુજતી. એ રીતે એ બનાવ બન્યાને એક મહીનો વહી ગયો અને ખસરૂ રાત દીસની ધાસ્તીથી

---

૧ ખસરૂને માટે રોલીનસન એથી ઉલટીજ વાતો લખે છે કે, એ શીરોય પોતાના બાપને કેદ કીધા પછી તેની સાથે ઘણોજ ઘાટકી રીતે વર્તયો હતો. તેણે તેને તેના જવેહરાતો સાથે એક અંધારી જગ્યામાં કેદ કરાવ્યો હતો અને તેને દરરોજ એક નાન અને પાણી આપવા ફરમાવ્યું હતું. જ્યારે ખસરૂ ભુખની ફર્યાદ કરતો ત્યારે એ ઘાટકી બેટો તેને એવું કેહેવાડતો કે, જો તારૂં પેત એક રોટલીથી નહી ધરાતું હોય તો તારી આગળ પડેલો વાગેજ સંગ્રેલો જે ખજાનો છ તે ખાઇને તું તારૂં પેત ભર.

લેવાવા લાગ્યો.[૧] ત્યાં તે પોતાથી થયલા ગુનાહોની યાદ કરવા લાગ્યો. એ રીતે આવી જીંદગી વચે તેને કાંઇપણ મોજ મલતી નહી.

## ખસરૂને માટે બારબદ ગવૈયાએ ગીતમાં રૂડન કીધું અને પછી તેણે પોતાના આંગલાંઓ કાપી નાખ્યા અને વાજીંત્રોને બાલી મુકયાં તે વિષે.

હવે તું તમામ જેહાનને વીસારી દેઇને બારબદ ગવૈયાના રૂડનની વાત સમજ. જ્યારે એ પાદશાહને ગેરઇનસાફ થવાની અને તેની મરજી ઉપરાંત તેનું તખત ખાલી કરાવવાની તથા તેને મારી નાખવા માટે કાવત્રાં રચવાની અને તેના કેદ પડવાની તથા તેને માટે રૈયતના દલગીર બનવાની ખબર થઈ ત્યારે તે દુખી દિલે આંખોમાંથી આંસુ પાડતો જેહરમથી તીસફુન તરફ આવ્યો. ત્યાં આવતાંજ તેણે તેના મકાનમાં પાદશાહની મુલાકાત લિધી અને તેને માટે તેના રાતા ગાલો સમબુલ ફુલના જેવા સફેદ બન્યા. તે થોડો વખત સુધી પાદશાહની આગળ રહયો અને પછી તે ત્યાંથી રૂડન કરતો દરબાર તરફ ગયો. તેનું દિલ એ પાદશાહને માટે દયાની દાઝથી આતશ માફક દાઝતું હતું તથા ખસરૂના ગમમાં તેનું દિલ તથા જીગર બળી જતાં હતાં. તેની આંખોમાંથી વસંતની મોસમ માફક આંસુઓ વરસતાં હતાં અને તે આંખોથી તેના ગાલો જાણે દરીઆ કીનારા જેવા બન્યા હતા.

ત્યાં આવી તેણે વાજીંત્રના ભેગા અવાજ સાથે રૂડન કીધું જેથી તેની સારંગી પણ તેના અવાજ સાથે રૂડન કરવા લાગી. તેણે એ પેહેલવાન જેવા ખસરૂને માટે ફીકફે હોટે અને દુખી દિલે રૂડન કીધું કે, "ઓ પાદશાહ! ઓ સરદાર! ઓ ખસરૂ! ઓ બુજોર્ગ! ઓ બાહુર! ઓ જોરેમંદ પેહેલવાન! તારી પેલી બુજોર્ગી અને સત્તા કયાં ગઈ? કયાં છે તારૂં પેલું તખત, તાજ અને દમામ? કયાં છે તારાં તાજની બુજોર્ગી અને મોટાઇ તથા તારૂં પેલું હાથીદાંતનું તખત અને પાદશાહી હાર? કયાં જતી રહી તારી સઘલી મરદાનગી, જોર અને ખોરેહ? તું તો તમામ જેહાનને તારી પાંખેની પનાહમાંજ લેઇને બેઠો હતો. પેલા તારા બાગો, ગવૈયાઓ તથા તારી દર-

---

૧ તવારીખનવેશોના જણાવ્યા મુજબ શીરોયે ખસરૂના કેદ પકડાયા પછી પાંચમેજ દિવસે તેને મારી નખાવ્યો હતો.

બારના પેલા દરબારીઓ સઘલા કયાં જતા રહયા છે? તારૂં પેલું તાજ, ગાવ્યાની ઝુન્ડો અને તારી સઘલી પોલાદી તલવારો કયાં ગુમ બની છે? તારા માથાં ઉપરનું પેલું જીવને બેહલાવનારૂ તાજ કે જે પેહેરીને તથા ગલાંમાં હાર ઓલવીને તું સુનેરી તખત ઉપર બેસ્તો હતો તે હાલે કયાં છે? કયાં છે તારો પેલો જીન અને રેકાબ સાથેનો કાલો ઘોડો કે જે તુંને પીઠે બેસાડી તારી તાબેદારી બજાવતો હતો? કયાં છે તારી સુનેરી ટોપી તથા બખતર કે જેની નકસીમાં જવેહરાતો ઉપર જવેહરાતો જડેલાં હતાં? કયાં છે તારા પેલા સુનેરી લગામ સાથના સ્વારો કે જેઓની તલવારોથી દુશમનો પણ બ્યાન થતા? કયાં છે તારા સઘલાં સુનેરી અમારી સાથના અને તારો હોકમ બજાવનારા સફેદ હાથીઓ તથા સાંઘણીઓ? હવે તો તે સઘલાંઓ નો તારા જીવને માટે નાઉમેદ બનેલાં છે. કયાં છે હવે તારી પેલી મીઠીમીઠી વાતો તેમજ તારૂં અક્કલમંદ અને રોશન રવાનનું દિલ? હવે તું શા માટે એ સઘલાંથી એકલો પડયો છે? જમાનાના દફતરમાંથી તારો એવો દાહાડો કયારે વંચાયો હતો? કદાચને તું આ દુન્યા ઉપર મગરૂર રહયો હશે. પણ તેમાંતો પાવઝેહેરના કરતાં ઝેહેરજ વધારે હોય છે. તેં એવી ધારણાથી બેટો માંગ્યો કે તે તારો દોસ્ત અને મદદગાર રેહે, પણ એ બેટાથી તો તું હાલે બંધીખાનું પાંમ્યો છે. બેટાઓથી તો પાદશાહોને જોર મલવું જોઈએ અને તેણે જમાનાના દુખથી નચિંત રેહેવું જોઇએ. પણ એ બેટો ઉછરીને મોટો થવાથી તો એ શેહેનશાહનું ખોરેહ તેમજ જોર ઘટી ગયું છે. એ ખસરૂનો જે કોઈ હેવાલ સમજશે તે આ જેહાનમાં મગરૂરી કરતો અટકશે. હવે તું આ ઇરાન જમીનને વેરાન બનેલી સમજજે અને ત્યાં વાઘો તથા સિંહોના કોતરો થયલા જાણજે. સાસાનીઓની તોખમનો છેલ્લો પાદશાહ તો એજ છે અને હવે પછી આ તાજ અને તખત તેના જેવો પાદશાહ પામવાના નથી. એ સાસાનીઓનું તોખમ વેરાન બનવા સાથે ઇરાન પણ વેરાન બનશે અને ત્યાં બુરા દુશમનો પોતાની ઇચ્છા પાર પાડશે. તેનાથી વધારે લશકર કોઇની પાસે હતું નહી તે છતાં તેના લશકરમાંથી ફ્રાર્યાદનો પોકાર કરતું કોઇપણ આવતું હતું નહી. લશકરની સંભાળ કરનારા મોટા સરદારનેજ જ્યારે નુકસાંન પુગ્યું છે તો એ લશકરને પણ નુકસાંન પુગવાનુંજ અને હવે વરૂઓના પંજાની નિચે કચડાતું બનવાનુંજ. એ સીરોયને હવે તમો બેશરમ પાદશાહ ગણજો. તે કાંઇ આ તખતને લાયકનો હતોજ નહી. હવે એ લશકર પણ છેલ્લે સુધી તેનું રેહેવાનું નથી પણ ચો તરફથી લડાઇઓજ જાગશે."

"ઓ ખસરૂ! તારા રવાનનો હવે પરવરદેગાર દોસ્ત બનજો અને તારા દુશમનોના માથાં પણ ઉંધાં વળજો. ઓ પાદશાહ! હું તારા જીવના તેમજ

પરવરદેગારના સોગંદથી કહું છું કે, હવેથી નોરોજ તથા મેહરંગાનના દીવસો ઉપર તેમજ સારી વસંતના વખતમાં જો આ મારો હાથ વાજીંત્રો ઉપર ચાલે તો મારા ઉપર હેફ પડજો. હવે હું આ મારા વાજીત્રોને બાલી મુકું છું કે જેથી હું કોઇ મારા દુશમન જેવા બીજા પાદશાહને જોવા પાંમુ નહી."

એમ કહી તેણે પોતાના દરેક હાથના ચાર આંગલાં કાપી કાઢયાં અને તે કાપેલા આંગલાં પોતાની મુઠીમાં ધરી રાખી ધરે આવતાંજ તેણે તેઓને આતશમાં બાલી નાંખ્યાં તેમજ પોતાના સઘલાં વાજીંત્રોને પણ તેની સાથે બાલી નાંખ્યાં. જે કોઈ તે પાદશાહની આગળ રહયા હતા તેઓ પણ તેના અંત માટે રાત દીવસની ફીકરમાં રહયા હતા.

## સરદારો ખસરૂને મારી નાખવાનો તકાજો કરતા શીરોય આગળ આવ્યા અને ખસરૂ મેહેર હોરમજદને હાથે માર્યો ગયો તે વિષે.

હવે જ્યારે શીરોય એ ખસરૂને માટે ધ્રુજતો અને ઢપકતો રેહેતો હતો અને તેનું તખત તેનાજ પગમાં બેડી હોય તેમ લાગતું હતું, ત્યારે ગણત્રીબાજ લોકોએ તેને માટે એમ ધારી લિધું કે, તેનાથી તેઓની બુર્જોર્ગીનો અંત આવશે. આથી જેઓ એ કામમાં સામેલ હતા અને જેઓએ તે ખસરૂના દોરદમામનો તેવાં કામોથી અંત આણ્યો હતો, તેઓ હવે એકદમ કોબાદની દરબારમાં આવીને તેને ખસરૂના જુલમી કામોની યાદ આપવા લાગ્યા. તેઓ બોલ્યા કે, "હમોએ તુંને એક વખત તો કહયું હતું અને આ બીજી વખત કહી સમજાવ્યે છીએ કે, તારે હમે જેમ કહીએ છીએ તેમજ વર્તવું પડશે. જો એક જગ્યામાં બે પાદશાહ રેહેતા હોય અને એક તખતે બેસતો હોય અને બીજો પદભ્રસ્ત હોય અને તેઓની વચે બાપ બેટાની સગાઇ હોય તો પછી તેઓ હમારા જેવા નોકરોના તો ડોકાં પણ ઉડારી મુકે. માટે હમો તારાં એ કામમાં એકમલતા થતા નથી. તેથી હવે પછી તારે (પાદશાહને જીવતો રાખવાની) એ વાત હમારી આગળ કરવી નહી. [૧]"

---

૧ તવારીખનવેશો લખે છે કે, એ ખસરૂથી છુટકારો પાંમેલા સરદારોએ ખસરૂને તખતેથી ઉઠાડી મુકયા પછી તેને સતાવવાનું કાંઈજ બાકી રાખ્યું હતું નહી. વળી તેના બેટા શીરોયે પણ તેવાં કામમાં સામેલગીરી દેખાડી હતી અને તેણે શીરીનથી જનમેલા ખસરૂના મર્દાશ નામના બેટાને એ ખસરૂની નજર આગળજ મારી નખાવ્યો હતો.

આથી તે ગભરાયલો શીરોય તેઓથી વધારે ડરી ગયો. કારણકે તે તેઓના હાથમાં એક ગોલામ સરખો બન્યો હતો. તેથી તેણે તેઓને એવો જવાબ દિધો કે, "એ ખસરૂને તો કોઈ બદનામી પામેલા શખ્સ સિવાય બીજો કોઇ ફાંદામાં લેઇ શકનાર નથી.૧ માટે હાલે તો તમો તમારે ઘરે જાઓ અને એ બાબદ ઉપર વિચાર ચલાવીને કોઇ એવો શખ્સ સોધી કાઢો કે જે આપણી એ મુશકેલીનો છુપાછુપ અંત લાવે."

પછી તે બદખાહ પાદશાહે પણ ખસરૂનો કોઇ છુપાછુપ નાશ કરે એવો જલ્લાદ સોધવા માંડયો. પણ એવું કામ બજાવવાને જેહાનનો કોઈપણ શખ્સ હીંમત દેખાડતો હતો નહી અને તમામ પેહેલવાનો પણ એ કામથી અલગ રેહેવા માંગતા. તેઓ એવું ધારતા હતા કે, "આવા પાદશાહનું ખુન રેડવું તે એક પાહાડને ફાંસીએ લટકાવવા બરોબર ભારી છે." આથી તે પાદશાહે કોઇ બદખાહની સોધ ચલાવી અને આખરે તેના માણસો એવા કોઈ શખ્સને માર્ગમાંથી સોધી લાવવા પાંમ્યા. તે શખ્સ માજરી આંખોનો અને ફીકા ગાલનો હતો. તેની ચામડી સુકી અને હોટો સફેદ બાલોથી ભરેલા હતા. તેના પગો ધુલથી ભરાયલા હતા અને તેનું પેત ભુખ્યું હતું. એ જુલમગાર શખ્સ આખે દિલે નાગો પણ હતો. જેહાનના મોટાઓ કે નાનાઓ વચેથી કોઈ તેને નામે પણ ઓલખતું હતું નહી. આવો બીહામનો શખ્સ જે કદિપણ ખુશનુમાં બેહેસ્ત પામતો ના તે જાદફરોખ આગળ આવી લાગ્યો. જાદફરોખે તેને એ વાત કહી સમજાવતાંજ તે એ કામ બજાવવાને તૈયાર થઈ ગયો. તે બોલ્યો કે, "તેની સાથે લડવાનું એ કામ મારૂં છે. હું સિંહ બની તેને મારો શેકાર બનાવશ."

ત્યારે તે સરદારે તેને કહયું કે, "જો તારીથી એ કામ બની શકતું હોય તો કર, પણ તું હોટ ખોલીને એ વાત કોઇ બીજાને કેહેતો ના. (તેના બદલામાં) હું તુંને દીનારોથી ભરેલી ઠેલી આપશ તેમજ તુંને મારાં ફરજંદ બરોબર ગણુશ." એમ કહી તેણે તેને પાણીની માફક ચલકતું એક ધારદાર ખંજર આપ્યું જે લેઈને તે ઉટાવલે દિલે ખસરૂ આગળ ગયો. પાદશાહ આગળ આવી લાગતાંજ તે બુરી કરણીના શખ્સે તેને તખત ઉપર બેઠેલો અને એક દાસીને તેની આગળ ઉભેલી જોઇ. પણ તેના ઉપર ખસરૂની નજર પડતાંજ તેની આંખોમાંથી આંસુઓ તેના ગાલો ઉપર ગબડી પડયાં. તેવું

---

૧ કારણકે ઈરાનીઓ એક પાદશાહનું લોહી રેડવું એ મોટો ગુનાહ ગણતા હતા.

દિલ તેને માટે ( ખુની તરીકેની ) ગવાહી પુરવા લાગ્યું અને પોતાનું મોત નજદિક આવ્યું છે એમ તે સમજી ગયો. તેને ખસરૂએ પુછ્યું કે, "એ બીહામના શખ્સ! તારૂં નામ શું? તારો જન્મ આપનાર હંમેશાં તારે માટે રૂડન કરતોજ રેહેજો." ત્યારે તેણે જવાબ દિધો કે, "હું તો મેહેર હોરમજદને નામે ઓલખાંઉં છું. હું એક ગરીબ માણુસ છું અને શેહરમાં મારા સગાંવાહાલાં કોઇ નથી."

આથી ખસરૂ મન સાથે બોલવા લાગ્યો કે, "આવા બુરી મનશનીના હલકા શખ્સને હાથે મારૂં મોત આવી લાગ્યું છે. માણુસો વચ્ચે તેના જેવો ચેહરો કોઇજ ધરાવતું નથી અને કોઇપણ તેના તરફ દયા દેખાડી શકે એવો એ લાગતો પણ નથી." પછી તેણે જે દાસી તેની આગળ ઉભી હતી તેને કહયું કે, "એ મારી મદદગાર! તું જઇને મારે માટે પાણીથી ભરેલી તશ્ત, કસ્તુરી તથા અમબર અને પવિત્રાઇવાલો ખુશનુમાં પોશાક લેઇ આવ." એમ બોલતો સમજતાંજ તેની દાસી તે લેવા ગઈ. પણ તેણી નાદાન હોવાથી એ ભરમ શું છે તે તે સમજી સકી નહી. તેની આગળથી જઇ તે જવાન દાસી ઉટાવલે તેને સારૂં એક સુનેરી તશ્ત, પોશાક અને પાણીથી ભરેલો કલશીઓ લાવી જે લેઇ ખસરૂ ઉટાવલે ત્યાંથી ગયો અને બરસમને જોઈ કાઢી તેણે બાજ ધરવા માંડી. આ વખત વાત કરવાનો કે પોતાનો ભરમ કોઇને કેહેવાનો હતોજ નહી.

પછી તે પાદશાહે એ સઘલો પોશાક પેહેરી લિધો અને બાજમાં ભણી તેણે પોતાના ગુનાહોનો પસ્તાવો કરવા માંડયો. ત્યારબાદ તેણે એક નવી કોરી ચાદર પોતાના માથાં વેર હોરી લિધી કે જેથી તે પોતાનું ખુન કરનારનો ચેહેરો નજરો નજર જોઇ શકે નહી. પછી તે મેહેર હોરમજદ પોતાના હાથમાં ખંજર ધરી તેની આગળ ગયો અને તે ઓરડાનું બારણું બંધ કરી લિધું. પછી તેણે તુરતજ ખસરૂ આગળ આવી તથા તેનો પોશાક ફાડી કાઢીને પોતાના ખંજરથી તે જેહાનના પાદશાહનું જીગર ચીરી કાઢયું.૧

આ ફરેબબાજ જેહાન પોતાનો ભરમ છુપો રાખી એજ પ્રમાણે પોતાનું ફરવું કરે છે. તું તારે બોલવામાં સંભાળ રાખીને નચિંત રેહે. જો તું પતરાજીખોર બનશે તો તારી તેવી કરણીથી તું નુકસાંન સિવાય બીજું કાંઇ

---

૧ કેટલાક તવારીખનવેશો એવું લખે છે કે, શીરોયે ખસરૂને તીરોથી વિધાવીને મારી નાખ્યો હતો.

પાંમશે નહી. અત્રે તું ખજાનો પાંમે કે દુખ અને મેહેનત પાંમે તોપણ તારે જાણવું કે તું કાંઇ આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં હંમેશાં જીવવાનો નથી. માટે જો તું ઇનસાફ સાથે તારીફ પાંમવા માંગતો હોય તો સચાઇ અને નિરદોશપણું એખત્યાર કરજે.

હવે જ્યારે ખસરૂના એ પ્રમાણે માર્યો જવાની ખબર રસ્તે અને બજારે બજાર ફેલાઇ ત્યારે વળી ખસરૂના બદખાહો જે મેહેલમાં ખસરૂના બીજા નાચાર બેટાઓને કેદ કીધા હતા ત્યાં ગયા. એ ખસરૂના પંદર વાહાલા બેટાઓ એક પાદશાહી મેહેલમાં કેદ પડેલા હતા. જેવું તેઓને એ પાદશાહનું નસીબ ઉધું વલેલું માલમ પડયું તેવાજ તેઓએ તે નિરદોશોને બંધીખાનામાં ઠાર કીધા. તોપણ એ જેહાનના પાદશાહ શીરોયથી કાંઇજ બોલઇ શકાયું નહી. તેને તેઓ માટે જે ગમ લાગ્યો તે લોકોથી છુપાવવોજ પડયો. શીરોયે એ વાત સમજતાંજ ઘણું રૂડન કીધું અને ત્યાર પછી તેણે એ પાદશાહના એમ માર્યા જવા પછી તેના બાયડી છોકરાંઓની સંભાળ અર્થે વીસ ચોકીબાનોને મોકલી આપ્યા.

આવો બુજોર્ગ, મરદાનગી અને સત્તા ધરાવનાર તથા ભારી લશકરવાલો પાદશાહ ખસરૂ એવી હાલતે ગુજર પાંમ્યો. પાદશાહોમાના કોઇ ઉપર પણ આવો જુલમ ગુજર્યો નથી અને આગળા કોઇ નામદારોએ એમ બનેલું સમજ્યું પણ નથી. જે દાનાવનું માથું એમ અઝદાહના મોઢાંમાં રેહેતું હોય તેની કીંમત કાંઇજ હોતી નથી. આ જેહાનને એક જબરી મગરમછ સિવાય બીજે નામે તું ઓલખતો ના કારણકે તે તો તુંને પંજામાં પકડતાંજ દાંતો વચ્ચે ચાવવા માંડે છે. હવે તો એ પરવીજ શાહના બ્યાનનો છેડો આવ્યો છે અને તે લશકર, ખજાનો અને તખતવાલો પાદશાહ ગુજર પાંમ્યો છે.[૧] આ જેહાનની પાસે જે કોઇ ઉમેદ રાખે તેણે નેતરના ઝાડ પાસેથી ખજુર ખાવાની ઉમેદ રાખ્યા બરોબર ગણવું. તું શા માટે ધોલે દિવસે અને અંધારી રાતે

---

૧ ઉગમનના ઘણા તવારીખનવેશો પાદશાહ ખસરૂના ભલા ગુણોની તારીફ ગાઈ ગયા છે. મીરખોંદ જણાવે છે તેમ ઈરાની પાદશાહો વચ્ચે પરવીજ પોતાના દમામથી અને રાજ્ય ચલાવવાની લાયકાતથી તથા વિચારવાના ડાહાપણથી અને વિચાર અમલમાં મેલવાની ચપલતાથી, પોતાના બોહલાં લશકર અને મોટા ખજાનાથી તથા તેની રાજનીતીમાં તેના મુલકોની આબાદ હાલતથી અને ચોર લુટારાઓથી નિરાલા રસ્તાઓથી તેમજ જે યોજનાઓ તે રચતો તેને છેલ્લે સુધી વલગી રેહેવાની આદતથી તે ઘણોજ ચઢતો પાદશાહ ગણાતો હતો.

તારો દુન્યાનો માર્ગ ચુકીને ચોલે છે? તું આ દુન્યામાંથી જે કાંઇ પાંમે તે ઉપર તારાં દિલને સંતોષ ધરાવ, કે જેથી તારા જીવને કાંઈ નુકસાંન પુગે નહી. જો તું કોઈ પળે કાંઈ મેલવવા પણ પાંમે તોપણ તું પોતાને તો ઘણોજ નબલો માની લેજે. તેમજ જવાનને છાજતી રીતે વર્તી સચાઇ એખત્યાર કરજે અને આ દુન્યામાં તમામ ભલાઇનોજ વિચાર કરજે. તારી પાસેના પૈસા તારીથી જેમ ખવાય તેમ ખાઇ લેજે તેમજ બક્ષેશ કરી લેજે. નહી તોકે તું સેવટે દુખ અને ગમ સિવાય બીજું કાંઇ પાંમનાર નથી. એક વફાદાર દોસ્ત બનવાથી વધારે નેક આપણે માટે કાંઇ નથી. માટે દોસ્તો સાથે વફાદારી કરી લેવીજ સારી છે.

## શીરોયે શીરીનના હાથની માંગણી કીધી અને શીરીને આપઘાટ કીધો અને શીરોય પણ માર્યો ગયો તે વિષે.

હવે જ્યારે ખસરૂના રાજ્યનો છેડો આવ્યો છે તો હું શીરોય અને શીરીનને માટેનું બ્યાન લખું છું. જ્યારે એ તારીફ લાયક પાદશાહના માર્યા જવાનો બનાવ બન્યાને તેપન દિવસ પસાર થયા, ત્યારે શીરોયે એક શખ્સને શીરીન આગળ મોકલીને કેહેવાડયું કે "ઓ રીમન અને જાદુગર ઓરત! તું તો કાવત્રાં રચવા અને જાદુઇ કરવા સિવાય બીજું કાંઈ જાણતી નથી અને તારીથી વધારે ગુનેહગાર ઇરાનમાં બીજું કોઇજ નથી. તેં પાદશાહ ખસરૂને જાદુઇથી હાથ કીધો હતો અને યુક્તિથી તું માહાતાબને નિચે લાવી હતી. માટે ઓ ગુનેહગાર ઓરત! હવે તું મારો ડર કર અને મારી આગળ આવી હાજર થા અને તું આવા મેહેલમાં એમ આરામ અને ખુશાલી ભોગવતી ના રેહે. ૧"

તેનો આવો ગાલગલોચ ભર્યો એબીયલ પેગામ સમજીને શીરીન ગુસ્સે બની અને બોલી ઉઠી કે, "જે ધણીએ પોતાનાજ બાપનું ખુન રેડયું છે તેપણ હવે દમામ અને ઓરેહ મેલવવા પાંમતો ના. આવી બુરી કરણીના શખ્સને તો હું દુરથી પણ જોવા માંગતી નથી. વળી આ માહેતમભર્યો વખત કાંઈ મોજમજાહનો નથી." પછી જે મુનશી દુખ ખમીને એ પેહેલવી

---

૧ આગળા ઈરાનીઓ જે બેટો પોતાના બાપનું ખુન કરે યા કરાવે તેને પોતાના બાપના ખુનનો ગણતા હતા નહી. પણ આ શીરોયે તો પોતાના બાપનું ખુન કરાવ્યા બાદ પોતાની માય જેવી ઉપર પણ બદ નજર કીધેલી હોવાથી તે ખસરૂની ઓલાદનો નહીજ હોય એમ માલમ પડે છે.

દફતરના આકારનું નામું લાવ્યો હતો તેને હાજર કીધો અને તે ધનાવ શખ્સ સાથે કેટલીક નશીયતભરી વાતો કીધા બાદ પોતાની આગળના ખજાનામાંથી તેને કાંઈ લેવાની અરજ કીધી. તે શીરીને પોતાની પાસે એક દાબડીમાં ઝેહેર રાખી મુકયું હતું કે જેથી તેને ગરજને વખતે શેહેરમાં લેવા જવું પડે નહી. એ ઝેહેર તેણીએ પોતાની પાસે એટલા માટે રાખ્યું હતું કે પોતાના સરોવર જેવા બદનને માટે તેણી જલડીથી કફન સીવાડે.

પછી તેણીએ (તે એલચી પાસે) શીરોય ઉપર એવો જવાબ મોકલ્યો કે "ઓ બાધુર અને તાજદાર પાદશાહ! તેં જે વાત મને કેહેવાડી છે તે વાત તદ્દન જુઠી છે. એવી બુરી કરણી કરનાર શખ્સના દિલ અને જીવ ઉપર ધીક્કાર પડજો કે જેણે આ જેહાનમાં જાદુઇના નામથી વધુ સમજ્યું હોય અને જે જાદુ ઉપર ખુશ રેહેતો હોય. જો કોઇ પાદશાહનો એવો અંદાજો હોય કે તેનો જીવ જાદુઈ ઉપરજ ખુશ રેહે તો તેના મેહેલમાં એવો કોઇ જાદુગર પણ હોવો જોઇએ કે જે કોઇની નજરે માલમ પડતો નહી હોય. પણ ખસરૂએ મને તો પોતાની મોજને માટે રાખી હતી અને સહવારને પોહરથી તે મારોજ ચેહરો જોવા માંગતો હતો. તેથીજ તેણે મને પોતાના સુનેરી મેહેલમાં બોલાવીને રાખી હતી અને મને જોઇને તે પોતે પણ ખુશ રેહેતો હતો. માટે આવું બોલવા માટે તું જરા શરમ પકડ. તારા જેવા પાદશાહે આવી જુઠી વાત કરવી શોભે નહી. હવે તો તું નેકીના પોંહોચાડનાર પરવરદેગારનીજ યાદ ધર અને એવી વાતો કોઇની પાસે કેહેવાડતો અટક."

આથી તે એલચી એ પેગામ શીરોય આગળ લેઇ ગયો પણ તે શીરોય એ નિરદોશની ઉપર ગુસ્સે થયો. પછી તેણે તેણીને ફરીથી કેહેવાડયું કે, "તુંને અત્રે આવ્યા સિવાય બીજો કાંઇજ ઉપાય નથી. તારા જેવી ખુનખારી કરાવનાર જેહાનમાં બીજી કોઇજ નથી. માટે તું અત્રે આવી મારા તાજ સાથના ખુબસુરત ચેહેરા ઉપર નજર પુગાડ. જો તે તુંને ખુબસુરત લાગે તોજ તું મારી તારીફ કરનારી થજે." તેનો આવો પેગામ સમજી શીરીન દુખી બની જેથી તેણીનો ચેહરો પણ દુખથી ઉતરી ગયો. પછી તેણીએ તેને જવાબ કેહેવાડયો કે "જ્યાં સુધી તું મને લેવા માટે અંજુમનને મોકલશે નહી ત્યાં સુધી હું તારી આગળ આવવાની નથી. હું તે જેહાનના અનુભવી લોકોને એ બનાવથી વાકેફ રાખવા માંગું છું."

આથી શીરોયે પસાસ દાનાવ અને બુઢા શખ્સોને તેણીને લેવા સારૂ શીરીનની આગળ મોકલી આપ્યા અને તેણે શીરીનને કેહેવાડયું કે, "ઉઠ

અને આ મારૂં એટલુંજ કેહેણ પુરતું સમજી તું મારી આગળ ચાલી આવ." એમ સમજતાંજ શીરીને જાંબુરો તથા કાલો પોશાક પેહેરી લિધો અને તે પાદશાહ આગળ હાજર થઇ. તે પાદશાહ પોતાના દાનાવોની સાથે જે ખુશનુમાં બાગમાં બેઠો હતો ત્યાં તેણી જડપથી હાજર થઈ અને પવિત્ર ઓરતોના રેવાજ મુજબ પાદશાહની પછવાડેના પરડામાં જઇને બેઠી.

પછી તે પાદશાહે તેણીની આગળ એક શખ્સને મોકલીને કેહેવાડયું કે, "ખસરૂનો સોગ પાળવાનો વખત હવે એક મહીનામાં પુરો થશે. ત્યાર પછી તું મારી ઓરત બનજે કે જેથી તું સારૂં ફળ પાંમી શકે અને તુંને કોઈ હીને નહી. જેમ મારો બાપ તુંને રાખતો હતો તેમજ હું પણ તુંને રાખશ. જેથી તું નામદારી તેમજ વધારે ચઢતો ઓધો પાંમી શકશે." ત્યારે શીરીને તેને કહેવાડયું કે, "પેહેલાં તું આ મારી માંગણી પુરી પાડ અને પછી હું તુંને મારો મારો જીવ પણ સડકે કરશ. ત્યાર પછી હું તારી સાથે વાત કરવાથી જરા પણ અટકશ નહી તથા તારા મુબારક દિલના વિચાર અને હોકમ મુજબ ચાલતી રેહેવશ."

તે ખુબસુરત ઓરતની જે માંગણી હોય તે પાળવા શીરોયે કબુલ કર્યાથી તે મોટાઈ પાંમેલી ઓરતે તેને પરડા પાછલથી મોટે અવાજે કહયું કે, "ઓ પાદશાહ! તું ફતેહમંદ અને ખુશાલ રેહેજે. મને તો તેં એવું કેહેવાડયું હતું કે, હું તો એક જાદુગર ઓરત છું અને મેં પવિત્રાઇ તથા સચાઇને તજી દિધી છે." ત્યારે શીરોય બોલ્યો કે, "હા, એમ તો બન્યું છે. પણ જવાંનો કીનો લેવામાં એમ આકલજ હોય છે." ત્યારે તે ખુશનુમાં બાગમાં જે બાધુરો હતા તેઓને શીરીને કંહયું કે, "તમો લોકો મારામાં એવી શું એબ જુવો છો અને તમોને કહી ખામી તથા જુઠાઈ અને કમદાનાઈ માલમ પડે છે? હું તો ઘણા વર્ષો થયાં ઈરાનની એક બાનું ગણાઉં છું અને બાધુરોના દરેક કામમાં હું મદદગાર બની છું. મેં હંમેશાં સચાઈ સિવાય બીજું કાંઈજ ઇચ્છયું નથી અને જુઠાઇ તેમજ હલકાઇથી હું દુર રહીછું. મારા કેહેવા મુજબ ચાલ્યાથી તો ઘણા શખ્સો શેહરોના ધણી બન્યા હતા અને કોઇપણ રીતે તેઓ જેહાનમાંથી ફાયદો મેલવવા પાંમ્યા હતા. ઈરાનમાં જે કોઈ મારો અને મારા તાજનો આશ્રો મેલવતા તેઓ મારે માટે જે વાતો જાણે છે અને સમજી છે તે તમોને પણ કહી સમજાવશે. તેઓ તમારા સવાલનો જે જવાબ દેશે તે ઉપરથી તમોને મારા સઘલાં કાંમો માલમ પડી આવશે."

આથી જે બુજોર્ગો તે પાદશાહની આગળ હતા તેઓએ પણ એ શીરીનની ખુબીઓ ગાવા માંડી અને તેઓ બોલ્યા કે, "જેહાનમાં ગમે એવી જાહેર કે ખાનગી તેહેકીક કરવા છતાં પણ તેણીના જેવી ઓરત કોઈ મલવાની નથી." પછી શીરીને તેઓને કહ્યું કે "ઓ જેહાનના અનુભવીઓ અને લડાઇ અજમાવેલા સરદારો! ત્રણ ચિજ ઓરતોને માટે સારી ગણાય છે અને તેઓ તે વડે મોટાઇભર્યાં તખતને લાયકની થાય છે. પેહેલું તો એકે તેણી તવંગર સાથે શરમાલ હોવી જોઇએ કે જેથી તેના વડે તેણીના ધણીને પોતાનું ઘર સોભી રહેલું જણાય છે. બીજું એકે તેણીએ મુબારક બેટાનો જન્મ આપ્યો હોય કે જેથી તેણી પોતાના ધણીના વાહાલનો પણ વધારો પાંમે છે. ત્રીજું તેણી ઉંચી અને ખુબસુરત હોવી જોઇએ કે જેથી તેણી પોતાના પેહેરવાશથી ફાવી રેહે. હું પણ જ્યારે ખસરૂની ઓરત બની ત્યારે પેહેરવાશથીજ તેને જેહાનમાં નવી તરેહની લાગી હતી. જ્યારે તે રૂમથી દલગીર અને આજુરદેહ બનેલો આવી લાગ્યો ત્યારે તેનું પાય તખત આજ જમીન ઉપર હતું. પછી તેને પેલી ફતેહ મલવા લાગી હતી કે જેવી ફતેહની વાત જેહાનમાં કોઇએ જોઇ કે સમજી પણ હતી નહી. તેનાથી મારે ત્યાં ચાર ફરજંદો થયા હતાં કે જેઓને જોઇને પાદશાહ ખુશ રેહેતો હતો. તેઓના નામ નસતુર, શેહરીયાર, ફરૂદ અને મરદાનશાહ હતાં.[1] તેઓ બલુ આસમાનના પણ તાજ જેવા હતા. તેવા બેટા જમશીદ અને ફરીદુનને ત્યાં પણ જનમ્યા હશે નહી. એમ બોલવામાં મારી જબાન પણ કાંઈ ગેરઈનસાફ કરતી નથી. પણ તે ચારે હાલે તો ગુજર પાંમી ધુલમાં ડટાયલા છે અને તેઓ પાક પરવરદેગારની દરગાહમાં ગયલા છે."

એટલું બોલી તેણીએ ચેહરા ઉપરની ચાદર બાજુએ ખસાડી નાખી જેથી તેનો માહાતાબના જેવો ચેહરો અને કસ્તુરી જેવા બાલ ખુલ્લા થયા. પછી તે બોલી કે "આ મારો ચેહરો જેવો છે તેવોજ તમો જુઓ છો. તેમાં જો કાંઇ પણ ખામી હોય તો તે તમો મને દેખાડી આપો. મારા બાલને માટે પણ મારી પાસે કાંઇ છુપો હુનર છે કે જેવો હુનર જેહાનમાં કોઈ પાસે નથી. જે કાંઇ હું દેખાડું છું તેજ મારી જાદુઇ છે અને તેમાં કાંઇપણ ફગો,

---

૧ આ ચાર છોકરાંઓમાના ત્રણ બચગીમાંજ ગુજર પાંમ્યા હતાં જ્યારે નાનો છોકરો મરદાન શાહ પાદશાહની હયાતી સુધી હઇયાત હતો અને તેને ખસરૂએ પોતાની પછી ગાદી આપવાનો ઈરાદો રાખેલો હોવાથી શીરોયે તેનું વેર રાખી તેને તેના બાપની નજર આગળ કટલ કરાવ્યો હતો.

ક્ષવત્રાં કે બદખાશીયતં સમાયલી નંથી. આવા બાલ અત્યાર આગમચ બીજા કોઇએ જોયા પણ હશે નહી અથવા તો તેઓએ કોઇ સરદારથી એમ સમજ્યું પણ હશે નહી."

તમામ બુઢાઓ પણ તેણીનો આવો ચેહેરો જોઇ અજબ બન્યા અને પોતાના હોટો મતમતાવવા લાગ્યા. શીરોયનો જીવ પણ શીરીનનો ચેહેરો જોતાંજ તેના શરીરમાંથી જાણે છુપાછુપ ઉડીજ જવા લાગ્યો. તે તેણીનો ચેહેરો જોઇ એવો અજબ બન્યો કે તેના દિલમાં તેણીને માટે પ્યાર ઉશકેરાઇ આવ્યો. તેથી તેણે તેણીને કહયું કે, "હું તારા સિવાય કોઇ સાથે પરણવાનો નથી. મારી જોરૂં તરીકે તુંજ બસ છે. હું તારા હોકમથી જરા પણ ઉલટો ચાલશ નહી અને તુંને આપેલાં વચણ હું મારી આંખોમાં કોતરી રાખશ."

ત્યારે તે ખુબસુરત ઓરતે તેને જવાબ દિધો કે, "હું કાંઈ તું ઇરાનના શાહથી સ્વતંત્ર નથી. પણ તારા હોકમથી હું તારી પાસે મારી બે હાજત માંગી લેઉં છું કે જેથી એ શાહાનશાહી પણ તારીજ પાસે રેહે." ત્યારે શીરોયે કહયું કે, "આ મારો જીવ પણ તારોજ છે. તારી ગમે એવી બીજી ઇચ્છા હશે, તો તે પણ હું પાર પાડશ." ત્યારે શીરીન બોલી કે, "મારી પાસે આ મુલકમાં જે કાંઈ દોલત મવજુદ રેહેતી હતી તે હવે પછી તું મને આ સઘલા નામદારોની રૂબરૂમાં પાછી સોંપ અને તું તારે હાથે આ ખત ઉપર લખી આપ કે, એ સઘલી ચિજો મને જોઈતી નથી." શીરોયે એ ઓરતની એવી ખાહેશ સમજતાંજ તેણીના કેહેવા મુજબ તુરત કરી આપ્યું.

પછી તેણી પોતાના ગુજેગોં અને નામદારોની હરોલમાં ચાલતી એ ખુશનુમાં બાગમાંથી બાહાર પડી. પોતાને ઘરે આવતાંજ તેણીએ પોતાના સઘલા ગોલામોને પણ છુટાપણું બક્ષ્યું અને વળી તેમને ઉપરથી ખજાનો આપી ખુશ કીધા. ત્યારબાદ તેણીની પાસે જે કાંઇ રહયું તેની તેણે દરવીશો વચ્ચે ખેરાત કીધી અને પોતાના જે ખેશીઓ હતા તેઓને પણ ઘણાજ નવાજ્યા. તેણીએ પોતાની કેટલીક દોલત આતશ કદેહોને માટે તેમજ નોરોજ, મેહેરંગાન અને સદેહના જશનો ઉજવાને માટે આપી.[૧] વળી જે જગ્યાઓ ખંડીયેર જેવી બની હતી અને જે જે ધર્મશાલાઓ નાશ પાંમી ત્યાં સિંહોના રેહેઠાણો થઇ પડયાં હતાં તે સઘલી જમીન આબદ બનાવવાને માટે તેણીએ

---

૧ રૂમી તવારીખનવેશોએ શીરીનને ક્રીસ્તી ધર્મ પાળતી જણાવી છે. પણ તેથી ઉલટું તેણી એક જરથોશ્તી ઓરત હોય એમ ફીરદોસી ઉપરથી માલમ પડી આવે છે.

જેહાનના પાદશાહ ખસરૂની ખુશનુદીમાં અને આવી ભલાઇઓથી તેના રવાનને નેકી પુગાડવા માટે તે સઘલી દોલત ખેરાત કીધી.

પછી તેણી ખોલ્લે ચેહેરે પાછી પેલા બાગમાં આવી અને કાંઇપણ રંગીત કપડાં પેહેરયા વગર ભોંય ઉપર બેઠી અને સઘલા લોકોને ત્યાં બોલાવી મંગાવીને તે સર્વને ખુશી સાથે જગ્યા આપી બેસાડયા. પછી તેણીએ તેઓને મોટે અવાજે કહયું કે "તમો સર્વેએ નચિંતાઇ સાથે અને મારા ચેહરા તરફ નજર કીધા વગર મારી આ વાત સમજવી. તમો તે ઇનસાફને ચાહાનારા તથા ગ્રેહો, માહાતાબ અને ખોરશેદને દીપતા બનાવનારા પરવરદેગારનો ડર કરીને સર્વ સાચુ સિવાય બીજું કાંઇ બોલતા ના; કે જેથી તમો જાણકારો આગળ હલકા પડો નહી. જે વખતે હું ખસરૂ આગળ આવી અને તેના સુનેરી મેહેલમાં નવીસવી દાખલ થઈ અને જ્યારે હું બાનુઓની સરદાર અને પ્રકાસ્તી રાણી બની ત્યારે તેમ બનવામાં તમોને મારો શું કશુર માલમ પડયો હતો?"

પણ તે સ્વાલ પુછતી ઓરતની હાજરીમાં કોઇની પણ તેણીના મોઢાં ઉપર કેહેવાની હીંમત ચાલી નહી. ત્યાર પછી તે સઘલાઓ ઉઠી ઉભા થયા અને તેણીને મોટે અવાજે કહયું કે, "ઓ નામદાર, દાનાવ, રોશન રવાનની અને બોલકની બાનુઓની બાનું! હમો પરવરદેગારના સોંગદથી કહીએ છીએ કે, હમારામાના કોઇએ પણ તુંને નજરો નજર તો જોઈ હતીજ નહી. તેમજ તારો અવાજ પણ પરડા પાછલથી સમજ્યો હતો નહી. જાણે પાદશાહ હુસંગનો વખત પાછો આવ્યો હોય એમજ હમુને તો લાગે છે. તારા જેવી કોઈપણ ઓરત આવાં સુંદર તખત ઉપર બેસ્વા પાંમી નથી."

પછી જે નોકરો, ગોલામો, જેહાનજીટો અને બાધુરો ત્યાં હાજર હતા તેઓ મોટે અવાજે બોલ્યા કે, "ઓ નામદાર! તારી તારીફ તો રૂમ, ચીન અને તરાજ સુધી ફેલાયલી છે. તારે માટે બુરા સખુન બોલવાની કોઇ પણ હીંમત કરશે નહી. હમુને તારી રૂબરૂમાં એવી બુરાઇ કરવી ઘટેજ નહી." ત્યારે શીરીન બોલી કે, "આ બુરી કરણીનો શખ્સ (શીરોય) જેને હાલે ઉંચું આસમાન પણ તાણો મારે છે તેણે તાજ અને તખત પાંમવાને માટે પોતાના બાપને પણ ઠાર મરાવ્યો છે. તેથી તે હવે પછી સારૂં નસીબ કદી પણ જોવા પાંમતો ના. તેણે પોતાના બાપના જીવની એવી રીતે ખોહવારી કરીને પોતાના મોતને પણ દીવાલ આગળ તેડયું છે. વળી તેણે મારી ઉપર આવો (પરણવાનો) પેગામ મોકલ્યો છે, જેથી મારો બારીક થઇ પડેલો જીવ વધારે દલગીર બન્યો છે. તેથી હું તમોને કહું છું કે, જ્યાં સુધી હું

જીવશ ત્યાં સુધી હું તો દીલોજાનથી ફક્ત પરવરદેગારનીજ ગોલામ બનશ. જો કે હું મારા બદખાહથી દુઃખી બની છું તોપણ એ મારા વિચારો હું તમારી આગળ તો કહીજ દેઉં છું. કારણકે એ શીરોય મારા મોત પછી અંજુમનની ફંબરમાં કદાચ મારે માટે બદગોઇ કરશે. તમો જેઓ મારા ગોલામો હતા તેઓ સઘલા હાલે ખુલ્લાં માથાં સાથે છુટતા બન્યા છો."

તેણીનું આવું બોલવું સમજી તેણીની તરફ વફાદારી દેખાડનારા સઘલાઓ રડવા પડયા અને પરવીજને માટેના ગમથી બલવા લાગ્યા. પછી જ્યારે ત્યાં હાજર રહેલા એ શખ્સો પાદશાહ આગળ ગયા ત્યારે તેઓએ તે નિરદોશ ઓરતની સમજેલી વાતો તેને કહી સમજાવી. ત્યારે શીરોયે તેઓને પુછયું કે, "હવે એ નેક ખાશીયતની ઓરતની બીજી કહી ચિજની માંગણી છે?" ત્યારે શીરીને શીરોય આગળ એક શખ્સને મોકલીને કેહેવાડયું કે "હવે મને તારી પાસે એકજ ઉમેદ માંગવાની રહી છે. હું એકવાર ફરીથી તે પાદશાહ ખસરૂનું દખમું ખોલાવા માંગું છું. કારણકે મને તેનો ચેહેરો જોવાની ઇચ્છા થઇ છે." ત્યારે શીરોયે તેને કહેવાડયું કે, "તું તારે ગમે તેમ કર. તેં એ માંગણી મારી પાસેથી ઘટતી કીધેલી છે."

આથી તે દખમાના રખેવાલે દખમાનો દરવાજો ખુલ્લો કીધો અને તે પવિત્ર ઓરતે ત્યાં જઇ રૂડન કરવા માંડયું.[૧] તેમાં દાખલ થતાંજ તેણીએ તેના ચેહેરા સાથે પોતાનો ચેહેરો અઠડાવ્યો અને પછી સઘલા બનેલા બનાવો યાદ કીધા. પછી તેણીએ તુરત તે કાટેલ ઝેહેર કાઢીને ત્યાંનું ત્યાંજ ખાઇ લિધું, જેથી તે શીરીનનો જીવ પણ બાહાર નિકળી ગયો. તેણી તે પાદશાહ આગળ ગુઠણ મરડીને બેસી ગઈ અને તેના કપુરથી પમડતા દગલા ઉપર તેણીએ પોતાનો ચેહેરો છુપાવી દિધો તથા પોતાની પીઠને દીવાલ સાથે અટડાવીને તેણી એજ હાલતમાં મરણ પાંમી.[૨]

---

૧ હાલે તો ગરીબો તેમજ તવંગરો માટે સાધારણ એકજ દખમું બનાવે છે પણ આગળા વખતમાં તો પાદશાહો, પાદશાહી ખાનદાનનાઓ તેમજ ઉમરાવી ખાનદાનનાઓ પોતાની ખાહેશથી પોતાને માટે હલાએદાં દખમાઓ બનાવતા હતા. તેઓની લાશને પક્ષીઓ પાસેથી ભક્ષ કરાવી દેવામાં આવતો હતો નહી પણ તે લાશમાં તેલનો ભરી જાળવી રાખવામાં આવતી હતી.

૨ જેમ એ શીરીનનો ખસરૂ તરફ અઠાગ ચાહા હતો તેમ ખસરૂનો પણ શીરીન તરફ તેવોજ અઠાગ ચાહા હતો એમ તવારીખનવેશો જણાવી ગયા છે. ખસરૂએ એ શીરીન સાથના સંબંધમાં આવ્યા પછી તેણીના તરફ વફાદાર રેહેવાને તેણે બીજી ઓરતો સાથે કાંઈપણ વેહવાર રાખ્યો હતો નહી.

એ રીતે તેણી મરણ પાંમી પોતાની પછવાડે જેહાનમાં પોતાની કીર્ત્તી મુકી ગઈ. એ ખબર શીરોયને થતાંજ તે પણ બીમાર પડયો અને તેણે તેણીને માટે ગમ પકડયો. તેણે તેણીને માટે એક જુદું દખમું બનાવવા ફરમાવ્યું અને તેણીના માથાં ઉપર કસ્તુરી અને કપુરનું તાજ બનાવી મુકવાનો હોકમ કીધો. પછી તે પાદશાહે તેણીના દખમાનો દરવાજો ચપટ બંધ કરાવી લિધો. એ બનાવ બન્યાને જાજો વખત નહી ગયો તેટલામાં તો એજ શીરોયને પણ ઝેહેર દેવાનો બનાવ બન્યો.૧ જાણે જેહાન પણ પાદશાહોથી ધરાઇ ગઇ હોય તેમ લાગે છે. શીરોય જે શુમ જનમ્યો હતો તે શુમ મોતેજ મરણ પાંમ્યો અને તે પોતાનું પાદશાહી તખત પોતાના બેટાને સોંપી ગયો. જે પાદશાહ સાત મહીનાની પાદશાહી ભોગવી આંઠમે મહીને મરણ પામે અને માથે કપુરની કોલાહ પેહેરે તેજ દેખાડે છે કે ભલાઇથી વધારે બેહેતર આ જેહાનમાં તખત પણ હોઇ શકતું નથી તેમજ બુરાઇથી વધારે બુરી ટુંક ઉમર પણ ગણાતી નથી.

૧ રોલીનશન લખે છે કે, શીરોયે પોતાના બાપ તથા ભાઈઓને મારી નખાવ્યા પછી તેની બેહેનો જેઓ જીવતી રેહેવા પાંમી હતી તેઓએ તે પાદશાહને રડતાં કુટતાં એવી તાણા જાણી કીધી હતી કે, "તેં રાજ્ય મેલવવાના લોભને ખાતર તારા બાપ તથા ભાઈઓનાં ખુન કરાવ્યાં છે. ત્રણ કે ચાર મહીનામાં તેં તારી એ સઘલી ઈચ્છાઓ પાર પાડી દીધી છે. પણ એમ કરીને તું કાંઈ એ સત્તા હંમેશગી સુધી ભોગવવાની આશા રાખતો ના. તારી જીંદગી ગમે એવી લાંબી હશે તોપણ આખરે તો તુંને મરવાનુંજ છે. પરવરદેગાર તારી એ પાદશાહી જલડીથી ખુચવી લેજો." તેની બેહેનોની આવી તાના જાણી સમજતાંજ તે પાદશાહ ઉપર તુરતજ અસર થઈ. તેણે તે બેહેનોનું કેહેવું વાજબી છે એમ કબુલ કીધું અને તુરતજ પોતાને માથેથી તાજ ફેંકી દઈને તે રૂડન કરવા પડયો. ત્યારબાદ દલગીરીએ તેના દિલમાં ઘેર કીધું અને તે પોતાની પાદશાહી માટે બેદરકાર બન્યો અને એ ગમથી તે થોડાજ વખતમાં મરણ પાંમ્યો હતો. રૂમીઓ એવું કહે છે કે તેના રાજમાં મરકી ફાટી નિકળવાથી તે મરકીએ તેના ઉપર પણ ગલબો કીધો હતો અને તે તેથી મરણ પાંમ્યો હતો. રૂમીઓએ ફારસી તવારીખનવેશોથી જુદા પડીને એ શારોયને એક ઘણોજ સારો અને ભવિષ્યની સારી આશાઓ આપનારો પાદશાહ ચીતાર્યો છે.

## શીરોયના બેટા અરદેશીરની છ મહીનાની પાદશાહી. અરદેશીર શીરોય તખતે બેઠો અને તેણે સરદારોને નશીયત દીધી તે વિષે.



હવે હું પાદશાહ અરદેશીરની પાદશાહી આગળ આવેલો હોવાથી નાચારી સાથે એ વિગત લખું છું. જ્યારે એ પાદશાહ અરદેશીર તખત નશીન થયો ત્યારે ઇરાનના સઘલા બુઢાં તેમજ જવાનો તેની આગળ હાજર થયા.૧ એ પાદશાહ ત્યાં કેવું ભાષણ કરે છે તે સમજવાને ઘણા બુઢા અને નામીચા શખ્સો પણ હાજર થયા. ચોબાજુએથી તેઓએ આવીને તે પાદશાહ આગળ જગ્યા લિધી. ત્યાં સરહદ ઉપરના કેટલાક નામદારો પણ હાજર થયા હતા.

પછી તે જવાન અરદેશીરે જબાંન ખોલી બોલવા માંડયું કે, "ઓ લડાઇમાં કસાયલા પેહેલવાનો! જે કોઇ પાદશાહ તખતે બેસવા પાંમે તે ખુલ્લાં દિલનો અને યજદાંપ્રસ્તી હોવો જોઇએ. હું આગળા પાદશાહોનેજ પગલે ચાલતો રેહેવશ તેમજ દીન અને ખોરેહની પુઠેજ ચાલશ. પરવરદેગારની યાદ મને હંમેશાં થતી રેહેજો તેમજ મારાં કામો અને મારી વર્તણુક ઇનસાફનીજ રાહ ઉપર રેહેજો. હું મારા નોકરોની પડની ચઢાવતો રેહેવશ તેમજ જુલમગારોને કટલ કરાવશ. મારા લશકરનો હવાલો હું પીરોજ ખસરૂનેર હાથ સોંપશ; કારણકે તે ઇનસાફના કાંમો ઉપરજ રાજી રહે છે અને પોતાના પાદશાહથી ખુશ રહે છે. આવો પેહેલવાન જો ઇરાન ઉપર દેખરેખ રાખે તો લોકો પણ તેનાથી ખુશ અને રોશન રવાન સાથે રહી શકે." તેના આવા ભાષણથી ઘણાઓને સંતોષ ઉપજ્યો અને સૌ કોઇ તેને આરામમાં જોઈ ખુશ બન્યા.

---

૧ અરદેશીર ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર ફકટ સાત વર્ષની હતી. તે ઈ૰ સ૰ ૬૨૮ ના નવેમબર મહીનામાં તખતે બેઠો હતો.

૨ અરદેશીરને ગાદીએ બેસાડવામાં એ પીરોજ ખસરૂએ ઘણો આગેવાન ભાગ લિધો હતો.

## અરદેશીરની પાદશાહીથી કેરાજ નાખુશ બન્યો તેથી તેની યુકિતથી એ અરદેશીર પીરોજ ખસરૂને હાથે માર્યો ગયો તે વિષે.

હવે કેરાજ[1] કે જેને પાદશાહ ખસરૂ સાથે ધાડી મીત્રાચારી હતી તેને એ ખબર થઇ ત્યારે તેણે રૂમથી એક બોલકના શખ્સને મોકલી કેહેવાડયું કે, "પેલા શુભ શીરોયનું તાજ ધુલમાં પડયું છે. હવે તેના જીવનો દોજખમાં ઠાર થજો અને તેનું દખમું ઉંધું વલજો. કોણ એમ જાણતું હતું કે તે ઉંચા સરોવરના જેવા ખસરૂને બાગમાં ઉગી નિકળેલા ઘાસ જેવા (શીરોય) થી નુકસાંન પુગશે ? ખસરૂ જે જમાનાની આંખ અને દિલ જેવો હતો તે પાદશાહ ઉપર એવું ગુજરશે એમ કોણને ખબર હતી ? તેનાથી તો આપણી આવી ચઢતી દસા થઇ હતી અને તેથી તો હું તેનો હોકમ બજાવ્યાથી પાછલ પડતો હતો નહી. પણ હવે તેને જમાનાએ તેના તખત ઉપરથી નિચે ઉતારી નાખ્યો છે અને તેના સારાં નસીબને તેની આગળથી ફેરવી નાંખ્યું છે. તેના ઉપર ફરતું આસમાન કીનાખોર બનવાથી તે એમ જમીનમાં ડટાયલો બન્યો છે. ચંદ્ર અને સુરજે તેની મોટાઈ લેઇ લિધી છે અને તેનું તાજ તથા તખત ખુચવી લિધું છે. પણ શીરોયને એ પાદશાહી આપ્યાથી તો લોકોએ તેમ કરીને ઇરાનની ખુહારીજ કરવા માંગી હતી. હવે જ્યારે તે પણ મરી ગયો છે અને તેનો બેટો અરદેશીર તાજદાર બન્યો છે અને જવાનો તથા બુઢાઓ તેના ઉપર ખુશ બને છે તોપણ મને ઇરાનમાંથી ગમે એવો ફાયદો પણ મલે તોએ હું એ અરદેશીરને એમ મોજ ભોગવતો રેહેવા દેવા માંગતો નથી. કારણકે એના મગજમાં ઘણીજ રાઇ છે અને તે પારકાં લશકર સાથે વેહેવાર રાખે છે. માટે હવે હું રૂમ અને ઇરાનના નામીચા સ્વારોના એક ભારી લશકર સાથે આવી લાગશ અને જોવશ કે એ પાદશાહી હવે કોણની રહે છે

---

[1] આ કેરાજ અરદેશીરના બાપ શીરોયના વખતમાં રૂમની સરહદના મુલકનો એક હાકેમ હતો. રૂમી કયસર હીરેકલયસ સાથે સુલેહના કોલકરાર કરતાં શીરોયે ઈરાનીઓના જીટેલા સઘલાં રૂમી પ્રગણાં રૂમીઓને આપી દેવા કબુલ્યું હતું. પણ આ સરદારે સેવટ સુધી તેનો કબજો રાખી તે રૂમીઓને હાથ જવા દીધા હતા નહી. પણ તેનું આવું દેશભકટપણું હોવા છતાં તેનામાં ઈરાનની પાદશાહી પોતાને હાથ કરવાનો એક મોટો લોભ હતો. જે લોભ તેનામાં ખસરૂના રાજ અમલથીજ બરપા થયો હતો અને એ લોભ પુરો પાડવાની તે ટક જોતો બેઠેલો હતો.

અને કોણ એવો વિચાર પસંદ કરે છે? તેને હું એવો બુનબેખથી ઉખેડી નાખશ કે ત્યાર પછી એ પાદશાહીની તે વાત કરેજ નહી." પછી એ નામું પોતાના એક ખેપ્યા મારફતે તેણે ઇરાનના બુઝોર્ગો ઉપર મોકલી આપ્યું.

વળી તેને એક બીજોજ બુરો વિચાર આવ્યાથી તેણે પીરોજ ખસરૂ ઉપર પણ એક નામું મોકલ્યું કે, "હવે સાસાનીઓનું પ્રકાસ્તું નસીબ અંધકાર પાંમેલું હોવાથી હાલે તો એવો પાદશાહ જોઇએ છે કે જે અગત્યને વખતે કંમર કસી શકે. તેથી એ વાતમાં શું ઉપાય લેવા અને એ માટે શું વિચાર કરવા તેં તો તું સારી રીતે જાણે છે. તું ઈરાનના બુઢા અને જવાનોની મદદ માંગીને આ જેહાનને એ અરદેશીરના હાથમાંથી છોડવ કે જેથી તું તારી પણ સઘલી ઇચ્છા ત્યાર પછી પાર પાડી શકે અને તું ખુશાલી તેમજ નચિંતાઇ પાંમી શકે. પણ જો તું એ આપણી વચેનો ભરમ બાહર પડવા દેશે તો ખુનીના ખંજરનો ભોગ બનશે. હું રૂમથી એક ભારી લશકર સાથે આવી તારી નજરમાં આ જેહાનને સીહા બનાવશ (યાને તુંને મારી નાખશ.) માટે તું આ મારી સુચણા ઉપર જડપથી ધ્યાન પુગાડજે અને મારા એ કામને તું હલકું ગણતો ના. તારો તું વગર ફોકટનો નાશ થવા દેતો ના અને તારા બુઝોર્ગીભર્યા ઓધ્ધા ઉપરથી હેઠે ગબડતો ના. જે વખતે મારી શમશેર તારા ઉપર કીનો લેવાને ઉછલશે ત્યારે કાંઇ પસતાવો કીધેલો તુંને કામ લાગશે નહી."

જ્યારે પીરોજ ખસરૂએ તેનું આવું નામું આવેલું જોયું અને તેમાં તેણે તેના સઘલા ધમકી ભરેલા વિચારો જોયા ત્યારે તેણે એ બાબદ ઉપર ઘણોજ વિચાર પુગાડયો અને બીજા બુઝોર્ગ સરદારોની પણ સલાહ લિધી. તે બોલ્યો કે, "આખરે આવું કામ સામુ આવી ઉભું છે, પણ એ ખાનગી વાત તેને ખબર પડયા વગર રેહેવાની નથી." ત્યારે તે બુઝોર્ગોએ તેને એવો જવાબ દિધો કે, "ઓ હુનરભર્યા નામદાર! જો એ પાદશાહની ખોહવારી થશે તો આપણે માંથે તેનો નાશ કરવાનો ગુનાહ ચોંટશે. માટે તું કાંઇ એ કેરાજની શિખવણી ઉપર બુરૂ કામ કરતો ના, પણ ઉલટું તું એ કામને માટે કાંઈ સારા ઉપાય રચ. એવા સ્વપણા વચેથી તે જાગૃત થાય એવી રીતનો તું તેના ઉપર જવાબ લખતો ના. તું તેને લખ કે, 'તું તારા પરવરદેગાર તરફના વિચારોનો નાશ ના કર અને દેવોને તારૂં દિલ ના વેચ.' તેનો નાશ કરવાનું આવું નાલાયક કામ તું બજાવે તે આગમચ તું પાદશાહ પરવીજના કામોનો પણ વિચાર કર. જો એ અરદેશીરને તું તખત ઉપરથી ઉડાડી મુકશે તો સાસાની તોખમનું નસીબ એકવચુ નાશ પાંમ્યું એમ તારે સમજવું. જ્યારે

શીરોય પાદશાહી તખત ઉપર આવ્યો અને પોતાનો કંમરબંધ બાંધ્યો ત્યારે પરવીજને માટે તે તો સઘલી કાલજી રાખતો હતો અને તેથી તો દરેક કામ બજાવતાં તેનું મગજ ઉશકેરાયલું રેહેતું હતું. પણ જેમ બનવા કાલ હતું તેમજ આ જેહાનનું પણ ફરતું થવાથી તેના કામોને કાંઇ જશ મલ્યો નહી. આ જેહાનનું કામ એવું ઉલટું બન્યું કે તેથી તેની તમામ ભલાઇઓ ઢંકાઈ ગઈ. હવે એ કોબાદની જગ્યાએ અરદેશીર આવવા પાંમ્યો છે અને તેણે પોતાના ઉંચા નસીબથી પાદશાહી મેલવી છે. તેના તખત ઉપર બેસવાથી તો જેહાન પણ ખુશ બની છે અને આ જમીન અને જમાનો પણ તેના દમામ ઉપર લાડ કરે છે. આવી જેહાનની શાંતી વચે જો કાંઇ એવું બનશે તો એ તમામ જેહાન પણ દુખ અને કીનાથી દુખી બનશે. માટે તું હાથે કરીને બુરાઇનું બારણું ઠોકવા ના જા. હવે પાદશાહ ખસરૂના કીનામાં આ પાદશાહને મારી નાખવો સજાવાર પણ ગણાય નહી. એવું નહી બને કે તેનો કીનો લેવા માટે જડપથી ફરતું આસમાન આપણી ઉપર રૂકે. મને તો એવીજ ધારતી લાગે છે કે, એની બુરાઇ કરવાને માટે પરવરદેગાર ઇરાનીઓની ઉપર વેર લેઇને ઇરાનનો નાશ કરશે.' "

જ્યારે પીરોજે તેઓની આવી સલાહ સમજી ત્યારે તેણે તે બુરી તોખમનો કેરાજ કે જેના જેવો સપેહસાલાર આ જેહાનમાં રેહેવા પણ પાંમતો ના તેના ઉપર કાંઇ ફાયદો થાય એવુંજ નામું લખ્યું. તેની એ વાતથી કેરાજ વાકેફ બનતાંજ જાણે કોઇએ તેના દિલને બુરાઈ તરફજ ફેરવી નાખ્યું હોય એમ બન્યું. તેથી તે પીરોજ ખસરૂ ઉપર ઘણો ગુસ્સે થયો અને તેણે લડાઇને લગતી સઘલી તૈયારીઓ કરવા માંડી. તેણે લશકરને શેહરમાંથી બાહાર પડી મેદાનમાં જઇને છાવણી કરવાનો હોકમ આપ્યો.

હવે એ વાતની ખબર પીરોજને પણ થવાથી તેણે તુરત એક ઉંટ સ્વારને તખવારની તરફ દોડાવ્યો અને એક નામામાં એ બાબદની કેટલીક ખબરો લખી તેને ઇરાનમાં બોલાવી મંગાવ્યો. જ્યારે તખવારને કેરાજના પાદશાહના તાજ સામે કીનો ધરાવવાના કામની ખબર થઇ ત્યારે તેણે પીરોજ ખસરૂ ઉપર એવો જવાબ લખ્યો કે, "ઓ નામદાર! તું કાંઇ બુજોર્ગોનું લોહી રેડવાની કોશેશ કરતો ના, પણ જે વાત કેરાજે તુંને કેહેવાડી છે તે ઉપર તું ધ્યાન આપ." જ્યારે પીરોજ ખસરૂએ તેનું આવી રીતનું નામું આવેલું જોયું ત્યારે તેનું દિલ બુરા વિચારોથી જરા પણ કરાર પાંમ્યું નહી. તે નામદારનું દિલ જે રોશન હતું તેણે કાલાશ પકડયો. પણ તે પાદશાહનું બુરું કેવી રીતે કરવું તેના તે વિચારમાં પડયો.

પાદશાહ અરદેશીર એ પીરોજને વારંવાર પોતાની આગળ બોલાવી મંગાવતો હતો કારણકે તે ભણેલો તેમજ બોલકનો શખ્સ હતો. વળી તે તેનો વજીર તેમજ ખજાનચીન પણ થતો હતો. એક રાતે તે તેની દરબારમાં જઈ લાગ્યો અને ત્યાં તેણે તેની આગળ પ્રકાસ્તા દારૂ સાથે ખુશ વાતો ચાલું કીધી. એ વખતે તે અરદેશીર પોતાના મેહેલમાંજ બેઠેલો હતો, જ્યાં તેની સાથે બીજા કેટલાક જવાન તથા બુઢા દરબારીઓ પણ હતા. પીરોજ ખસરૂના તેની આગળ આવી લાગતાંજ જાણે તેનું સર આસમાનસે લાગ્યું હોય એમ તેને લાગ્યું. તેણે ગવૈયાઓને વાજીંત્ર લેવાનો હોકમ ફરમાવ્યો, જેથી તેનો મેહેલ ગાયણના શરોડાથી હલીમલી રહયો.

મધરાત વહી ગઇ તેટલામાં તો તે પાદશાહના દરબારીઓએ એક મન દારૂ પીધો જેથી તે પાદશાહ અરદેશીરના દોસ્તો છાકટ બન્યા અને તેથી ત્યાંની ખુશખુશાલી અને ગાયણનો અંત આવ્યો. બુરા વિચારના પીરોજે પાદશાહના સઘલા દોસ્તોને ત્યાંથી મોકલી દિધા જેથી ત્યાં પાદશાહ અને પીરોજ સિવાય બીજું કોઈ રહયું નહી. પછી તે જુલમગાર પોતાની જગ્યાએથી ઉછલી ઉભો થયો અને પોતાના હાથોથી તે પાદશાહના હોટોને મજબુટ પકડી લિધા અને તે અરદેશીર મરણ પાંમ્યો ત્યાં સુધી તેણે તેને ગુંગલાવ્યા કીધો. પછી તે સઘલો મેહેલ (પીરોજના મલત્યાઓની) તલવારો અને તીરોથી ભરાઈ ગયો. કારણકે ત્યાં સઘલા પીરોજ ખસરૂનાજ મલત્યાઓ રહયા હતા. તેની પાદશાહી છ મહીનામાં ખતમ થઈ અને એટલીજ ઉમરમાં તેનો અંત આવ્યો.

## પેરાઈનને નામે ઓળખાતા પાદશાહ કેરાજની પચાસ દિવસની પાદશાહી. અરદેશીરના માર્યા જવાની ખબર પેરાઈનને નામે જાણીતા કેરાજને થઇ અને તે ઈરાન ઉપર ચઢી આવ્યો અને તે ઈરાનના તખત ઉપર બેઠો અને તે શેહરાન કેરાજને હાથે માર્યો ગયો તે વિષે.



પછી પીરોજ ખસરૂએ એક ખાનગી નામાં સાથે કેરાજ આગળ એક ઉંટ સ્વારને મોકલી આપ્યો. જ્યારે તે કાસદ કેરાજ આગળ આવી લાગ્યો ત્યારે તેનો કાલો જીવ રોશન સુરજની માફક પ્રકાશી રહયો. તે રૂમની સરહદ ઉપરથી લશકર લેઇને આવ્યો જે લશકરથી મછરો અને કીડીઓનો માર્ગ પણ બંધ થઇ ગયો.૧ તે પવનવેગે તીસફુન ઉપર ધસારો લેઇ ગયો. જ્યાં તેના લશકરે તમામ મેદાનને લોહીથી ધોઇ નાખ્યું. તેના ઇરાનમાં લશકર લેઇને આવી લાગતાંજ દરબારને લગતા બુજોર્ગો તેને સામે લેવાને ગયા. કારણકે તેઓ પાસે તે વખતે જાજુ લશકર હતું નહી તેમજ ઇરાનીઓમાં તેની સામે લડવાની તાકાદ પણ હતી નહી. તેથી કેરાજ શેહરમાં દાખલ થયો, જ્યાં કોઈપણ વજીર કે રાહાબર રહયા હતા નહી.

આથી કેરાજે પોતાને માટે એક ખાલી જગ્યા પસંદ કીધી જ્યાં સઘલા ઇરાની બુજોર્ગો તેની સાથે મસલત ચલાવવાને બેઠા. પીરોજ ખસરૂએ ત્યાં જબાન ખોલીને તેને કહયું કે "ઓ નામદાર પેહેલવાન! હવે તું આ પાદશાહી ભોગવવાને માટે એવા કયા તાજ પેહેરવાને લાયકના શખ્સને પસંદ

---

૧ આ કેરાજ કે જેણે ખસરૂનો કીનો લેવાના ઓઠાં હેઠેલ અરદેશીરનું ખુન કરાવ્યું હતું તે હવે ખોલ્લી રીતે ઈરાનની ગાદીનો દાવો કરવા લાગ્યો. તેણે રૂમના કયસર સાથે મલી જઈ સરહદ ઉપરના રૂમી મુલકોમાંથી ઈરાની લશકર ખાલી કીધું હતું અને તેના બદલામાં કયસર પાસે રૂમી લશકરની મદદ માંગી તે ઈરાન ઉપર ચઢી આવ્યો હતો. રૂમીઓએ તેને શેહેરબર્જને નામે ઓલખાવ્યો છે.

કરવા માંગે છે?" ત્યારે તે લડાયક કેરાજે તેને જવાબ દિધો કે, "હું ઇરાનીઓથી કોઈપણ બાબદ છુપાવવા માંગતો નથી. આવતી કાલે તમો તમારા નવા પાદશાહને ચાંદની માફક તખતે બીરાજેલો જોશો. તે એ આબરૂ પોતાની દાનાઇથીજ પાંમશે. માટે તમારે એવા કોઈ કમઅક્કલીની એ માટે પસંદગી કરવાની અગત્ય નથી. પાદશાહ પોતાની અક્કલથીજ સારી સારી વાતો કરે છે અને પોતાની અક્કલથીજ બુરો માર્ગ તજે છે. અક્કલજ માણુસો માટે સૌથી સરસ હુનર છે કે જે વડે જેહાનનું કામ ચાલે છે તથા તે ઇજદી માર્ગ પકડી શકે છે. વળી જે કામ સારૂં નહી હોય અને કોઇને ગમતું નહી હોય તેવાં કામની તે દરકાર પણ કરતો નથી. કારણકે તે તેવાં કામોથી પોતાનીજ રૂસવાઇ સમજે છે. જ્યારે મગજમાંથી અક્કલ અને આંખમાંથી શરમ એ બધે ગુમ થાય છે ત્યારે મેલવાયલી નામદારી પણ નામોશીમાં બદલાઇ જાય છે. પછી એક હીચકારો પણ તેવા શખ્સની દરકાર કરતો નથી. જેથી તે જીવતો મુવેલા સમાન થઇ પડે છે. માટે તારીથી જેમ બને તેમ તું ભલાઈ એખત્યાર કર. કારણકે આ જેહાન કોઈ સાથે જાવેદાન રેહેતી નથી. તેથી હંમેશા તમારે ઈનશાન્યતપણું એખત્યાર કરવું તથા સખાવત અને સચાઇને દીનના નેક ફરમાનો સમજવાં."

પછી જ્યારે એ ફેરાઇને જેહાનનું તાજ પોતાને માથે પહેર્યું ત્યારે તે પોતાના મન સાથે જે યાદ આવ્યું તે બોલવા લાગ્યો. તે બોલ્યો કે "હવે તો તુંજ થોડો વખત પાદશાહી ભોગવ અને આ સુનેરી તખત ઉપર ખુશાલી ભોગવતો બેસવું કર. ખજાનો ખોહી બેઠેલા અને ખાલી મગરૂરીથી ગરદન ઉંચી કરી બેઠેલા એક સાઠ વર્ષના બુઢાની[૧] નોકરી બજાવ્યા કરતાં એજ બેહેતર ગણાશે. હવે તો વર્ષો સુધી એ પાદશાહી હુંજ ભોગવશ અને રેસમી તથા કસબી પોશાકો પેહેરતો રેહેવશ. મારી પછી મારો બેટો ગાદીએ આવશે અને એ પાદશાહી તાજ તે માથે પેહેરશે. તે પણ પોતાના બાપની માફક એ પાદશાહી ભોગવશે અને નામદારીથી તે પોતાના માથાંને ઉંચું ચઢાવશે. જે

૧ આ સાઠ વર્ષના બુઢાને માટેનો ઇશારો શેહરાન કેરાજને માટેનો છે. કારણકે પાદશાહ અરદેશીરનું ખુન થતાંજ ઈરાની ઉમરાવોએ શેહરાન કેરાજને અરદેશીરની જગ્યાએ ગાદી આપી હતી. પણ રૂમની સરહદ ઓલંગીને આવી લાગેલો આ કેરાજ જે પાદશાહી ખનદાનનો પણ હતો નહી તેણે પોતાનું લશકરી બલ વાપરીને ઈરાનમાં આવી પોતાને માથે પાદશાહી તાજ પેહેર્યું હતું અને એક પાદશાહ તરીકે પોતાને જાહેર કીધો હતો.

કોઇ હમારી તરફ પોતાની ખુશાલી દેખાડશે તે લોકોની વચ્ચે પોતાનીજ ફતેહ જોશે. ખુશાલીને વખતે મારૂં ખુશ દિલ દારૂ પીશે અને લડાઇને વખતે હું મારા દુશમનોનો શેકાર કરશ.૧"

તેવામાં તેને તેના વડા દીકરાએ ખાનગીમાં કહયું કે, "ઓ બાપ! એ તાજ આપણીથી કેમ પેહેરી શકાશે? તું કાંઇ નચિંત રેહેતો ના, પણ ખજાનો એકઠો કરવાની યુક્તિ કરજે. હવે જ્યારે તું આ જેહાનની પાસબાની કરનારો થયો છે તો તું સઘળાં કામો એકવગાં બજાવી લે. જો કોઈ પાદશાહી તોખમનો શખ્સ નિકળી આવશે તો તારીથી કાંઇ અત્રે વધુ વાર તકાવાનું નથી. પછી એ પાદશાહી ભોગવવા જતાં તારૂં દિલ ગમગીન અને દુખી બનશે અને તારો ચેહરો ઉતરી જઈ તું નાચાર અને બેજાર થશે."

પછી તેનો નાનો બેટો બોલ્યો કે, "હવે તું જેહાનનો તાજદાર પાદશાહ બન્યો છે તો એ પાદશાહી, લશકર તથા ખજાનો તારેજ ભોગવવો લાયક પણ છે, પણ જ્યારે તું ખજાના વગરનો બનશે ત્યારે તું દુખી પણ થશે. ફરીદુનના બાપ આબતીનના વડીલોમાંથી તાજદાર પાદશાહો કોણ હતા? પણ તે ફરીદુને પોતાની મરદાનગી અને ખજાનાથી આ જેહાનને હાથ કીધી હતી. કેટલાક લોકો જનમતાંને વારે પાદશાહ હોતા નથી."

તેના નાના બેટાની એ વાત તેને પસંદ પડીયાથી તેણે પોતાના વડા બેટાને કહયું કે, "તું એમ કાચું ના કાપ. જા, તું જઇને અરજદારોને પાદશાહી દીવાનખાનામાં બેસાડ અને તમામ લશકરને દરબાર આગળ આવવાનો હોકમ કર. તેમજ તું લોકોની વચ્ચે રાત અને દીસ પૈસાની ખેરાત કર અને નાલાયકોને પણ ખેલાતોની બક્ષેશ કર." પણ એમ કરતાં તો બે અઠવાડયામાં તે પાદશાહ અરદેશીરના ખજાનામાં તીરનું એક પીછ પણ રેહેવા પાંમ્યું નહી.

જ્યારે પણ તે બાગમાં જતો ત્યારે તે અમબરની બનાવેલી મીનબતીના ચેરાગો સિવાય બીજું કાંઇ લેઇ જતો હતો નહી. તેની વપડાશની તસ્તો પણ સુના અને રૂપાંનીજ રેહેતી અને વળી જે સુનાની હતી તે ઉપર જવેહરાતો પણ જડેલાં હતાં. જ્યારે તે બાગમાં જતો ત્યારે હેંસી માણસો મીનબતી લેઇને આગળ ચાલતાં તથા હેંસી પાછળ ચાલતાં હતાં અને તે ચેરાગોની પુંઠે

૧ આ કેરાજની મટલબ બેહરામ ચોબીનનેર માફક પોતાના વંશની પાદશાહી સ્થાપવાની હતી.

તેના દોસ્તો ચાલતા હતા. તે તમામ રાત ખાવાપીવામાં ચકચુર રેહેતો, જેથી તેના સરદારોના દિલ તેના તરફ કીનાભર્યાં રેહેવા લાગ્યાં. પણ તે બાગમાં હોય કે મેદાનમાં હોય તોપણ તેની સાથે રાત દીસ તેના પેહેલવાનો પણ રેહેતા હતા. સુવા ઉઠવા અને ખાવાપીવા સિવાય તેનું બીજું કાંઈ કામ હતું નહી. તે ખાલી મગજનો શખ્સ કાંઇપણ અક્કલ ધરાવતો હતો નહી. હંમેશાં તે દારૂ પીને ઉંઘમાં પડતો અને ઉંઘાતી વખતે તે પોતાના માથાંને પાઘડીમાં છુપાવી દેતો.

આથી તેની તમામ રૈયતનું દિલ દુખી બન્યું અને તેનો તમામ મુલક ધાસ્તી અને દુખમાં ચકચુર રેહેવા લાગ્યો. એ ફરાઇન તમામ બાયલો બન્યો અને તેના જુલમને લિધે તેનું નસીબ પણ ઉંધું વલવા લાગ્યું. જેહાન તેની બેદાદીથી દુખી બની પણ તે પોતાની આંખે આડા હાથ રાખતો હતો. વળી તે નિરદોશોનું વગર વાંકે લોહી રેડતો જેથી તેની તમામ રૈયત તેની ઉપર ગુસ્સે થઇ રહી. દિવસે તે ગુનાહો તરફ આંખ વિચામની કરતો અને પૈસાને ખાતર જેહાનને પણ વેચવા તૈયાર રેહેતો હતો. આથી સૌ કોઇ તેને મોઢે છુટલી ગાળો દેતા અને તમામ દુન્યા તેનું મોત લાવવા ઉપર મઠેલી રહેતી હતી.

આથી લોકો તેનાથી છુપાછુપ એક ઠેકાણે ભેગા મલ્યા અને તેના બુરાં કામો માટે તેઓએ ત્યાં મસલત ચલાવી. એવી એક હોરમજદ રોજે રાતે મસલત ચાલતી હતી ત્યારે શેહેરાન કેરાજ નામનો ઇસ્તેખર શેહેરનો નામીચો સ્વાર કે જે સરદારોની મગરૂરી સમાન હતો તેણે ઇરાનીઓને ખાનગીમાં કહયું કે, "ઓ સરદારો! હવે તો એ ફરાઇનનો વખત ભરાઈ રહયો છે. તે આપણા જેવા સરદારોને કાંઇજ બીસાડમાં ગણતો નથી. ત્યારે આપણે શા માટે એમ તંગ દિલના રહીએ? તેનાથી સઘલાઓની આંખો આસુ ભરી રહે છે અને સઘલાઓની આંખો લોહીથી પુર રેહેતી હોવા છતાં આપણી પાસે તેનો કાંઇજ ઉપાય નથી. તે કાંઇ સાસાની ખાનદાનનો કે પાદશાહી તોખમનો પણ નથી, ત્યારે આપણે શા માટે તેની નોકરી બજાવ્યે? હવે તો તેનાથી આપણાં દિલ પણ ધાસ્તીથી ઉડી જાય છે અને આપણા દિલમાં કીનાનું છુપું ઝેહેર ભેગું થઇ રહયું છે."

ત્યારે રૈયતના લોકોએ તેને જવાબ દિધો કે, "હવે જ્યારે તેની દરબારમાં કોઇ રહયું નથી અને તે બુરી તોખમના પાદશાહ ઉપરથી સર્વેના દિલ ઉઠી ગયાં છે તો હમે તારાજ વિચારને મલતા થઇશું અને તું જેમ કેહેશે

તેમ ચાલશું. આ દીવાનો અને બુઠાં મગજનો પાદશાહ તો કદિપણ નેક સખુન બોલનારો કે બાહદુર નિવડયો નથી. હવે ત્યારે આપણે એના હાથમાંથી ઇરાનને કેમ છોડવ્યે? હવે તો ઇનસાફની રાહે પણ એના ઉપર કાંઇની દુવા ઉતરતી ના."

ત્યારે શેહરાન ફેરાજે[1] તેઓને કહયું કે, "એ કામતો હવે ઇરાનીઓને માટે લંબાન થઇ પડયું છે. જો તમો મારૂં કાંઇપણ બુરૂં થવા નહી દેઓ અને તમો બાહદુરોને ઘટતી રીતે વર્તો તો હું તેને પાક પરવરદેગાર તરફથી મલેલાં જોરે કરીને તેને તખત ઉપરથી ઉંચકી ભોંય ઉપર ફેંકશ." ત્યારે ઇરાનીઓએ તેને જવાબ દિધો કે, "હમો તુંને કદિપણ નુકસાંન પુગવા દેઇશું નહી. તમામ લશકર આજથી તુંનેજ મદદગાર થશે અને જો તુંને કાંઇ બુરાઇ પુગશે તો તેઓ તુંને એક કીલ્લાની માફક બચાવી લેશે."

જ્યારે પાદશાહની નોકરી બજાવવા ચાહાનારા તે પેહેલવાને તેઓનું એમ બોલવું સમજ્યું ત્યારે તેણે એ કમીના પાદશાહ ઉપર કેમ હાથ અજમાવવો તેની ટક સોધવા માંડી. તેવામાં એક દિવસે તે પાદશાહે શેકારે જવાનું નક્કી કીધું અને તે શેહેરમાંથી શેકારે જવા નિકલ્યો. ઇરાની લશકર પણ તેની સાથે સામેલ થયું તેમજ તેના બીજા સરદારો અને નોકરો પણ તેની સાથે રહયા. તેવામાં ફરાઇને પોતાનો ઘોડો દોડવી મુકયો અને તેણે વીજલીના આતશ માફક ઉછલી શેકાર કરવા માંડયો. આથી તેની આસપાસના સ્વારો પણ શેકારને માટે ચોબાજુએ વિખેરાઈ ગયા.

પછી જ્યારે તેઓ ત્યાંથી શેહર તરફ પાછા ફરતા હતા ત્યારે શેહરાન ફેરાજે હવે નભરવશ બની તે શુમ પાદશાહ તરફ નજર કીધી અને પછી પોતાની તીરની કોઠલીમાંથી એક પોલાદી અણીવાલો તીર હાથમાં લિધો અને પોતાના કાલા ઘોડાને એકદમ દોડાવી મુકયો. તે પાદશાહ ઉપર તેનું લશકર દેખરેખ રાખતું હોવા છતાં તેણે ટક લેઇને કમાનને બાહાર કાઢી અને કંઈ બાજી કરી દેખાડવાને મસે તે તીરનો કમાન ઉપર ચીલ્લો ચઢાવ્યો અને જેવો તે તીર નિચે સુધી ઉતર્યો કે તેણે નેમ લઇને તે પોતાના હાથમાંથી છોડી દિધો. આથી તે તીર એકાએક તે પાદશાહની પીઠમાં જઇને ભોકાયો જેથી તે પાદશાહના હાથમાં ધરેલો ચાબુક પણ પડી ગયો. તે તીર તેના પીછ સુધી

---

[1] ફેરાઇન ફેરાજે ગાદી ઉપરથી ઉઠાડી મુકેલો માજી પાદશાહ.

લોહીમાં ગરકાવ બન્યો અને તેની લોઢાંની અણી તેની દુટીમાંથી બાહાર નિકળી આવી.૧

એમ જોઈ તે તમામ લશકરે પોતાની તલવાર બાહાર કાઢી અને ત્યાં લડાઈ ચાલવાથી અંધારી રાતે પણ ધુલ ઉડી રહી. તેઓએ ત્યાં એકમેકને ઓલખ્યા વગર આખી રાત તલવારો ઉછાલ્યા કીધી અને એકમેક ઉપર મારો ચલાવ્યો. ત્યાં કોઇ ગાલ દેતો તો કોઈ શાબાસી પોકારતો હતો. એમ કરતાં જ્યારે દીવસની પીલા રંગની ચાદર બાહાર આવી અને તેનાથી તમામ જેહાન ચીત્તાના ચાંમડાં જેવી બની ત્યારે તેટલા વખતમાં તો ત્યાં ઘણાકો માર્યા ગયા હતા અને ઘણાકો ઘાહેલ બન્યા હતા. પણ હવે તે પાદશાહનું લશકર ગભરાતમાં પડયું. તેથી તે તેનું ભારી લશકર બેદીલ બનેલાં મેંઢાંઓ વરૂને જોઇને નાહાસે તેમ ત્યાંથી વિખેરાઈ ગયું. આથી તે રૈયત કેટલોક વખત સુધી પાદશાહ વગરનીજ રહી અને તેટલાં તાજનો દાવો કરતું કોઇપણ ત્યાં આવ્યું નહી.

## પુરાનદોખ્તની છ મહીનાની પાદશાહી. પુરાનદોખ્ત તખતે બેઠી અને તેણીએ પીરોજ ખશરૂને મારી નખાવ્યો અને તેનો અંત આવ્યો તે વિષે.



તેઓએ કોઈ પાદશાહી ખાનદાનના ફરજંદની ઘણી પણ સોધ ચલાવી પણ તેવો કોઇપણ નામદાર મલી આવ્યો નહી. પણ એક પુરાન૨ નામની શાહજાદી મલી આવી. પણ તે જો કોઇ બીજા પાદશાહની ઓરત બને તો સઘલું કામ બગડી જાય. તેણી સાસાની તોખમ ધરાવતી હતી અને તેણીએ તવારીખને લગતાં ઘણા પુસ્તકો વાંચ્યાં હતાં. તેણીને લાવી એ પાદશાહી તખત

---

૧ કેટલાક લખનારાઓનું એવું કેહેવું છે કે, એ ફેરાજને તેના સીપાઈઓએ તેના મેહેલ આગળજ તલવારથી મારી નાખ્યો હતો અને પછી તેના પગ દોરડાંથી બાંધી તેને મદાઈનના મોહોલ્લાઓમાં ઘસડતો લેઈ જઈ એવો પોકાર કરવા લાગ્યા કે, પાદશાહી ખાનદાનનો નહી એવો શખ્સ તખત પચાવી પાડે તેનો આવો હાલ થાય.

૨ પુરાનદોખ્ત ખસરૂ પરવીજની બેટી થતી હતી. એના ગાદીએ આવ્યા આગમચ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ ખસરૂ નામનો શીરોયનો બીજો બેટો ગાદીએ આવ્યો હતો અને તેણે છ માસ રાજ કીધું હતું. પણ એ વીગત ફીરદોસીએ આપી નથી.

ઉપર બેસાડવામાં આવી અને તેના ઉપરથી બુજોર્ગોએ પોતાની રાણી તરીકે જવેહરાતનો નેશાર કીધો. ૧

પછી પુરાનદોખ્તે ભાશણ કરતાં એ પ્રમાણે કહયું કે, "આપણી આ અંજુમન વિખેરાઇ જાય એવું હું ઇચ્છતી નથી. જેઓ ગરીબ હશે તેઓને હું મારા ખજાનામાંથી તવંગર બનાવશ કે જેથી તેઓ દુખમાં રેહે નહી. જેહાનમાં કોઇપણ ગરીબ સ્થીતીનું રેહેતું ના; નહી તો કે તેઓના દુખથી મને દુખ થશે. હું મારા તમામ દુશમનોને મુલકની બાહાર કાઢશ અને આગળા પાદશાહોના રેવાજ મુજબ હું રાહારીતી ચલાવશ."

પછી તેણીએ પીરોજ ખસરૂની સોધ ચલાવવા માંડી અને એક પરદેશીએ તેની ચોકસ ભાલ મેલવી આપી. એ ખબર પુરાનદોખ્તને મલતાંજ તેણીએ પોતાના લશકરમાંથી કેટલાક નામદારોને ચુંટી કાઢયા અને તેઓ જઈને એ પીરોજને તેની આગળ પકડી લાવ્યા. તેને જોતાંજ તેણી બોલી કે "ઓ રસ્તાખેજ વરસાવનારા બુરાં શરીરના શખ્સ! તેં જેવું કામ કીધું છે તેવોજ તું બદલો પાંમશે. હવે તું નાલાયક ઘટતી સજાએ પુગશે. હમણાજ તું તારી કરણીનો બદલો પાંમશે અને તુંને ઘટતી રીતે સુલીએ ઉંધો લટકાવશે."

ત્યારબાદ તેણીએ પોતાના તબેલામાંથી એક વછેરો મંગાવ્યો જે હજી જીન નાખવાને લાયકનો બન્યો હતો નહી. પછી તેને તે જીન વગરના વછેરા ઉપર મજબુટ બાંધી લિધો અને તેની ગરદનમાં એક ફાંસો ઓલવ્યો. તે તેજી વછેરો કે જેને જીનનો અનુભવ હતો નહી તે એ કીનાખોરને લેઇને મેદાન તરફ દોડવા લાગ્યો. તેણીએ કેટલાક સ્વારોને કમંદના વીટાઓ આપી મેદાનમાં મોકલી આપ્યા કે જેથી જો તે વછેરો તેને ભોંયે પટકે અને વારંવાર ભોંય ઉપર ફસડાઇ પડીને તેને ભોંયે નાખે તો તેઓ તેને ઉંચકી પાછો વછેરા ઉપર બેસાડી દે. એ રીતે ભોંયે પડતાં પડતાં પીરોજની ચામડી ઉખેડાઇ જવા લાગી અને તેના દિલમાંથી ઢીમે ઢીમે લોહી વેહેવા લાગ્યું. એ રીતે આખરે તેનો જીવ નિકળી ગયો. તું શા માટે ગેરઇનસાફી કામોને એમ ઇનસાફી ગણે છે. બુરાઇનો બદલો બુરો સિવાય બીજો કોઇ હોતો નથી. તેથી ઇનસાફને માર્ગે રહી ઇનસાફી બનવુંજ સારૂં છે.

---

૧ એ પુરાનદોખ્ત ઈ૦ સ૦ ૬૩૦ માં ગાદીએ બેઠી હતી અને એજ વર્ષમાં ગુજર પાંમી હતી.

એ પુરાને માયા સાથે જેહાનનું રાજ ચલાવવા માંડયું અને તેટલા વખતમાં વાદલમાના પવને પણ જમીન ઉપરની ધુલને જરાએ હીલવી નહી (યાને સઘલે શાંતી ફેલાયલી રહી.) જ્યારે તેણીના રાજ્યના છ મહીના પુરા થયા ત્યારે આખરે તેના ઉપર મોતની બુરાઇ ફાવી નિકળી અને અઠવાડયાંની બીમારી ભોગવી તેણી મરણ પાંમી. તેણી પોતાની સાથે પોતાની નેક નામીજ લેતી ગઇ. આ ફરતાં આસમાનનો રવૈયો એવોજ છે. સઘલાં કાંમોમાં તેજ ફાવી નિકળે છે જ્યારે આપણે તો નાચારજ બન્યે છીએ. અત્રે તો દરવીશ કે તવંગર સઘલા એક સરખા છે અને લાંબી કે ટુંકી જીંદગી ભોગવવી એકશાંન છે. તેથી જો તું તારા દિલની ઇચ્છા મુજબ અત્રે ફાવે અથવા તો તારી ઇચ્છા નિશફળ જાય તો તેમાં ફરક કાંઇજ નથી. તું એક તવંગર હોય યા ગરીબ હોય તોપણ એ તારો ખજાનો કે દુખ જે કાંઈ હશે તે કાંઇ જાવેદાન રેહેવાનું નથી. અત્રે તું સો વર્ષની કે હજાર વર્ષની પણ પાદશાહી ભોગવે તો તે સઘલું સરખુજ છે. સાઠ, ત્રીસ, દશ કે ચારમાં કાંઇજ ફરક નથી. જેણે લાંબી જીંદગી ભોગવી હોય કે ટુંક જીંદગી ભોગવી હોય પણ જ્યારે તેનો છેડો આવે છે ત્યારે તે બંધે જીંદગી એક સરખીજ હોય છે. માટે તારી ભલી કરણીજ તારો દોસ્ત રેહે એજ બસ છે. કારણ કે તેજ તુંને સઘલે મદદગાર થશે. તું આ ત્રણ પાંચ દિવસના મુસાફરખાના જેવી દુન્યાંથી છુટો થઇ જા, કારણકે અત્રેના કરતાં વધારે ચઢતી જગ્યા તારે માટે મીનોઇ જેહાનમાં તૈયાર છે. જો તું અત્રે અભ્યાશ કરવા ઉપર મંડેલો રેહેશે તો તું તારી દાનાઇથી ફરતાં આસમાન ઉપર પણ ચઢી શકશે.

# આજરમદોખ્તની ચાર મહીનાની પાદશાહી. આજરમદોખ્ત તખતે બેઠી અને મરણ પાંમી તે વિષે.



પછી આજરમદોખ્ત[1] નામની બીજી શાહજાદી હતી તે એ બુજોર્ગીભર્યાં તખત ઉપર આવીને ખુશાલી ભોગવવા લાગી. તેણી આવીને એ કેઆની તખત ઉપર બેઠી અને આ જેહાનના રાજ્યની લગામ પોતાને હાથ લિધી. સરૂવાતમાં તેણીએ એવું ભાશણ કીધું કે, "ઓ તમો જેહાનનો તેમજ લડાઇનો અનુભવ પાંમેલા લડાયક સરદારો! તમો સઘલા મારા કહયા સર કાંમ કરજો અને આપણા રેવાજ મુજબ વર્તજો. કારણકે ત્યાર પછી તો સર્વેને મરણ પાંમી પોતાનું માથું ઇટરડીના તકીઆ ઉપર ટેકવવું પડશે. જે કોઇ મારો દોસ્ત બનશે તેની સાથે હું પણ પરવરદેગારનીજ માફક વર્તશ. હું તેને પૈસાથી મદદ કરશ અને જો તે ગુનેહગાર પણ હશે તો હું તેને નાખતીથી લેઇ ચલાવશ. પણ જે કોઇ મને આપેલાં વચણથી ફરશે અને તે આપણી રીત રેવાજથી અને અક્કલની રાહથી ઉલટો ચાલશે તો હું તેને ખુવાર કરી તેના શરીરને અરબ દેહેકાનો અને રૂમી સ્વારોની પાસે ફાંસીએ લટકાવશ."

તેણી એ પાદશાહી તખત ઉપર ચાર મહીના પાદશાહી ભોગવવા પાંમી અને પાંચમે મહીને તો તખત ભોગવવાથી હાર પાંમી.[2] તેણી ગુજર પાંમી અને વળી એ તખત દુશમનોની ઇચ્છા મુજબ ખાલી પડયું. આ ફરતાં આસમાનનું સઘલું કામ એવુંજ છે અને તે જેને પાળે છે તેના ઉપરજ તે કોપાયમાન થાય છે.

---

૧ આ શાહજાદી ઘણીજ ખુબસુરત અને ભણેલી હતી. બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ શાહજાદી પુરાનદોખ્તને ગાદીએથી ઉઠાડી મુકી તેનો પીત્રાઈ શેહેનન્દેહ ગાદીએ આવ્યો હતો. જેની પછી એ આજરમદોખ્ત ગાદીએ આવી હતી.

૨ એવું કેહેવાય છે કે એ રાણીને રૂસતમ ફરોખજાદ નામના શખ્સે પોતના બાપ ફરોખજાદના કીનામાં મારી નાખી હતી. એ ફરરોખજાદ ખોરાશાનનો હાકેમ હતો, જે એ રાણી ઉપર મોહીત પડયો હતો અને તે એક દીવસે તેનીના ઓરડામાં વગર હોકમે દાખલ થવાથી તેણીએ તેને કટલ કરાવ્યો હતો.

## ફરરોખજાદની એક મહીનાની પાદશાહી. ફરરોખજાદ તખતે બેઠો અને તે પોતાના ગોલામને હાથે માર્યો ગયો તે વિષે.



પછી લોકોએ ફરરોખજાદ નામના શાહજાદાને જોહરમથી બોલાવી તેને એ પાદશાહી તખત ઉપર બેસાડયો. તેણે તખતે આવતાં પોતાના નેક રવાનથી જેહાનના પરવરદેગારની તારીફ ગાઈ અને પછી તે બોલ્યો કે, "હું પણ એક શાહનશાહ જાદો છું, તેથી જેહાનમાં સુલેહ ફેલાવા સિહાય બીજું કાંઈ હું કરશ નહી. જે કોઈ જેહાનને નુકસાંન પુગાડવા ચાહશે તે હવે હું પાદશાહ બનેલો હોવાથી એમ કરવાને માટે મારીથી મોટાઇએ પુગશે નહી. પણ જે દિલનો સાચ્ચો અને ઇનસાફમાં ખામી વગરનો હશે તેને હું મારા વાહાલા જીવની માફક સાચવશ અને તેને નુકસાન કારક લોકોથી નુકસાંન પુગવા દેવશ નહી. જે કોઈ મને દુખ દેવાની કોશેશ કરશે તો હું તેના બદલામાં તેની પાસેથી દંડ તરીકે ખજાનો લેવશ. વળી હું મારા દોસ્તોને વાહાલથી ચાહાવશ અને મોટી પડવીના લોકોને હરેક ઠેકાણું નામદારી આપશ. મારા નોકરો જેઓ મારા દોસ્તો હશે કે દુશમનો હશે તેઓ મારા હાથ હેઠેલ નચિંત રેહેશે."

આથી તેના તમામ લશકરે તેની તારીફ કીધી કે, "આ જમાનો તથા જમીન તારા વગરની ખાલી રેહેતી ના." હવે તેના તખતે આવ્યાને એક મહીનો પસાર થયો તેટલામાં તો તેના નસીબનું સર પાછું બોંયે પડયું. તેનો એક ખુબીવંતો, ખુબસુરત, દમામદાર અને સીધ્ધા સરોવરના જેવો ઉંચો ગોલામ હતો. એ હુનર વગરનો શખ્સ કે જેના જેવા બીજા કોઇને આ આસમાન પેદા કરતું ના તેનું નામ સીહેચશમ હતું. તેણે પાદશાહની એક દાસી સાથે ધાડી દોસ્તી પાડી અને પછી એક દિવસે તેણીની આગળ આવી તેને એવો પેગામ આપ્યો કે, "જો તું મારી સાથે આવીને મારી સાથે રેહેશે તો હું તુંને ભારી ખજાનો આપશ તેમજ વળી તારાં તાજમાં જહવેરાતો પણ જડાવી આપશ."

તેને એમ બોલતો સમજવા છતાં તે દાસીએ તેને જવાબ આપ્યો નહી, પણ ફરરોખજાદ આગળ જઈ તેને એ સઘલું કહી દિધું. પણ એ વાત સમજીને તે પાદશાહ ઘણો ગુસ્સે થયો અને ગમથી તેની ભુખ અને ઉંઘ ઉડી

ગઈ. તેણે એ સીહેયરશમના પગમાં બેડી પોવારી તેને બંધીખાને નખાવ્યો. જ્યારે તે હુનર વગરનો શખ્સ કે, જેને તે ઇનસાફી પાદશાહે કેદ કીધો હતો તેનો ત્યાં કેટલેક વખત ગુજર્યો ત્યારે તે પાદશાહે ઘણાકોની અરજ ઉપર ધ્યાન આપીને તેને પાછી માફી બક્ષી. તેથી તે પાછો એ પાદશાહનોજ ખીદમતગાર બન્યો અને તેમ કરતાં તે પાદશાહનીજ ઉમર ભરાઈ ગઈ. તે બુરી કરણીના અને બીહામના વિચારના ગોલામે એ પાદશાહ ઉપર કીનો લેવા માંડયો. તે પાદશાહના દિવસે આસાયશ લેવાને વખતે એ સીહેયરશમે એક દાહાડે તેના દારૂમાં ઝેહેર ભેલ્યું, જે પીધા પછી તે એકજ અઠવાડયું જીવવા પાંમ્યો. તેના એવા હાલની જે કોઇને ખબર થઈ તેઓ તેને માટે રૂડન કરવા પડયા. એ રીતે એ ફરરોખજાદની પાદશાહીનો એમ અંત આવ્યો અને તેથી ચોમેરથી દુશમનો ચઢી આવવા લાગ્યા.૧ ઇરાનીઓની આવી બુરી કરણીઓને લિધે સાસાનીઓનું એ તખ્ત ઉધું વળ્યું. આ ફરતા જમાનાની રીત એવીજ છે. માટે તું પણ ધ્યાન પુગાડ કે તેની પાસેથી તું શું હીસ્સો પાંમવાનો હતો? તું તારે કાલનો વિચાર કીધા વગર તારી પાસે જે કાંઇ હોય તે ખાઇ પી લે. કારણકે આવતી કાલે એ જમાનાને કાંઇ જુદોજ વિચાર આવી જશે. તારી પાસે જે કાંઇ હશે તે તે લેઇ લેઇને કોઇ બીજાને આપી દેશે. તેથી તારી પાસે જે કાંઇ હોય તે ભોગવી લે તેમજ લોકો વચે ઘણી સખાવત કર. જો તું અત્રે દુખીજ થાય છે તો તારા દુશમનોને માટે તું દોલતનો હીસ્સો મુકીને ના જા. જે દાહાડે તારી જીંદગીનો અંત આવશે તે દાહાડે તારો એ એકઠો કીધેલો ખજાનો બરબાદ થયલો ગણાશે. એ તારો ખજાનો તારાજ દુશમનોને હાથ જશે. માટે તું તેમાથી તેની સખાવત કર કે જેથી તારૂં રવાન પણ દુખી થાય નહી.

---

૧ રોલીનસનના જણાવ્યા મુજબ ખસરૂ પરવીજના મરણ પછી યજદેજર્દ ઈરાનની ગાદીએ આવ્યો ત્યાં સુધીના સાડા ચાર વર્ષના અમલમાં નવથી દસ પાદશાહો એ રાજગાદી ઉપર આવી ગયા હતા. તબરી તે સઘલાઓના નામો આ મુજબ પુરાં પાડે છે:—૧ કોબાદ, ૨ અરદેશર ત્રીજો, ૩ શેહેરબર્જ, ૪ પુરાન દોખ્ત, ૫ કુશેહનસાદે, ૬ આજરમીદોખ્ત, ૭ ખસરૂ ત્રીજો, ૮ ખોરદાદ ખસરૂ, ૯ ફીરોજ, ૧૧ ફરરોખજાદ ખસરૂ.

# યજદેજર્દની વીસ વર્ષની પાદશાહી. યજદેજર્દ તખતે બેઠો અને તેણે પોતાના સરદારોને નશીયત દિધી તે વિષે.




યારે ફરરોખજાદ ગુજર પાંમ્યો ત્યારે અસપંદાદ મહીનાના અરશીસંગ રોજે યજદેજર્દ પાદશાહ બન્યો.૧ જમાનાની ગીરદેશથી ઘરાઈ ગયલા એક બાધુર અને દાનાવ શખ્સે એવું કહયું છે કે, “જો મારી માતાએ મને જન્મ આપ્યો હતેજ નહી તો ફરતાં આસમાને મારા ઉપર આવું દુખ ગુજાર્યું હતે નહી. સુખ કે ગરીબાઇનો વખત કાંઇ હંમેશ રેહેતો નથી. જો તું બારીકીથી તપાસશે તો આ જમાનો એક પળ સમાન દેખાશે. તેની સામે દાવો કરવાનું કોઇ પાસે કાંઈ સાધાણુ પણ નથી. માટે તું તારે ખાવા પીવાનીજ તૈયારી કર અને દારૂની જામ ભર્યો જા અને આ જેહાનમાં દુખનું જરા નામ પણ ના દે. આસમાનનું ચક્કર તારો ઘોડો બની તારાં જીનને ઉંચકી ઉંચે પણ લેઈ જશે તોપણ આખરે તુંને ઈંટરડીના એક તકીઆ ઉપરજ માથું ટેકવવાનું છે. તું એક શાહ પણ બન્યો

---

૧ એ યજદેજર્દની આગમચ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ હોરમજદ નામનો એક પાદશાહ ઈ૦ સ૦ ૬૩૧ ના ઓગસ્ટથી ૬૩૨ ના જુન સુધી ઈરાનના તખત ઉપર રાજ કરી ગયો હતો અને તેના પછી એ યજદેજર્દ તા૦ ૧૬ મી જુન ૬૩૨ ઈ૦ સને દીને ગાદીએ આવ્યો હતો. રોલીનસન એ યજદેજર્દને ખસરૂનો નબીરો જણાવે છે. તબરીના જણાવ્યા મુજબ એ યજદેજર્દને સીરોયના હાથમાંથી છટકાવવાને માટે છુપાછુપ ઈસ્તેખર ખાતે મોકલી દિધો હતો અને ત્યાં તેનું પાદશાહી ખાનદાન છુપાવીને તેને ઉધારી મોટો કરવામાં આવ્યો હતો. ઈસ્તેખરમાં તે પંદર વર્ષનો થતાંજ તેનું પાદશાહી ખાનદાન જાહેર થયું હતું. એ વખતે એવા કોઈ પાદશાહી ખાનદાનના શખ્સનીજ સોધ ચાલતી હોવાથી અંતે એ યજદેજર્દ મલી આવ્યાથી તેને ઈરાનની ગાદી ઉપર લાવી બેસાડવામાં આવ્યો હતો. કેટલાક તવારીખનવેશો જણાવે છે કે ખસરૂની રાણી શીરીનના બે બેટાઓ મરદાનશાહ અને શેહરીયાર નામના હઈયાત હતા. આ શેહરીયારને ત્યાં યજદેજર્દ જનમ્યો હતો. યજદેજર્દને માટે નજુમીઓએ એવી આગાહી કીધી હતી કે તે પાદશાહના અમલમાં ઈરાનની રાજગાદી અરબોને હાથ જશે. તેથી ખસરૂની પણ એ યજદેજર્દ ઉપર ખફગી ઉતરી હતી અને તબરીના જણાવવા મુજબ એ ખસરૂએ તેને એકવાર મારી નખાવાનો પણ ઇરાદો કીધો હતો.

હશે તોપણ આખરે શું છે? સરૂવાતથી તું તખત પણ ભોગવતો હશે પણ તેનું સેવટ શું છે? માટે તું તારાં દિલને એ દુખમાં ગીરફતાર ના કર. તેમજ તું એ ફરતાં આસમાન ઉપર ઘણો નચિંત પણ ના રેહે. કારણકે તે તો હાથી અને સિંહ જેવાઓ સાથે પણ બાજી રમે છે, અને તેવી બાજી તેમની નાચાર હાલતમાંજ રમાય છે. તું તો જીવ વગરનો થઇને પડશે અને આ જમાનો તો જુગજુગ રેહેશે. વખત તો લાંબો છે પણ તું તે ઉપર નચિંત ના રેહે. તું કાંઈ ફરીદુનથી ચઢતો નથી. તેમજ પરવીજની માફક તખત અને તાજનો માલેક પણ નથી. જમશીદની માફક તારી કાંઇ દેવો પણ તાબેદારી કરતા નથી તેમજ કાઉસની માફક તારો જીવ યજદાંનને સોંપાયલો નથી. આ ઉંચાં બનેલાં સાત આસમાનોએ યજદેજર્દ સાથે પણ કેવી ચાલ ચલાવી છે તે ઉપર હવે તું જલદિથી નજર પુગાડ."

જ્યારે તે એ પાદશાહી તખતની ઉપર ખુશાલી ભોગવતો બેઠો અને તેણે બુજોર્ગીભર્યું તાજ માથે મુકયું ત્યારે તેણે ભાશણ કરતાં કહયું કે, "ફરતાં આસમાનના દોરથી હાલે હું નોશીરવાનના પાક ફરજંદોમાનો એક ગણાઉં છું (યાને હું નોશીરવાનના વંશથી ઉતરેલો છું.) એ પાદશાહી બાપદાદેથી મારે માટે ઉતરી આપેલી છે. તેથી હાલે સુરજ તથા મીન અને કન્યા રાશી સુધાં સઘલું મારૂંજ છે. હું પણ મોટાઈ તેમજ ડાહાપણ મેલવતો રેહેવશ તેમજ લડાઇઓ કરતો રહી મારી મરદાનગી દેખાડતો રેહેવશ. આવો નસીબવંતો વખત તેમજ ખજાનો, તાજ, પાદશાહી અને તખત કોઇનું રેહેતું નથી. તેમજ કોઇનું નામ કે ઠામ પણ જાવેદાન રેહેતું નથી. માટે તમારી જે ઇચ્છાઓ હોય તે તમો ફેંકી દેઓ અને તમારાં નામનેજ ઉંચે ચઢાવો. એક શખ્સ નામદારીથી તો મુવા પછી અને તેનું કાલબુદ જમીનમાં ડટાયા પછી પણ જાવેદાન સુધી જીવી શકે છે. ઇનસાફ અને દીનથી ભલું એક પાદશાહ માટે શું હોય? નામદારીથીજ લોકોના મોઢાંમાંથી તારીફના સખુનો નિકળે છે. હું પણ મારાં નામને જાવેદાન સુધી જાલવવા માંગતો હોવાથી આ જેહાનમાંથી બુરાઓની બુનબેખને ઉખેડી કાઢશ."

બુજોર્ગોએ તેનું એવું ભાશણ સમજી તેની તારીફ કીધી અને તેને જમીનના પાદશાહનો એલકાબ આપ્યો. એ પ્રમાણે તેના રાજ્યના સોલ[1] વર્ષ ગુજર્યાં ત્યાં સુધી તેના માથાં ઉપરથી સુરજ અને ચંદ્ર એજ પ્રમાણે ફરતાં રહ્યા.

---

[1] યજદેજર્દની પાદશાહીના સોલમાં વર્ષની આગમચની અરબોએ ઈરાનીઓની સામે લડાઈ જગાડી હતી.

# સાઆદે વક્કાસ ઈરાન ઉપર ચઢી આવ્યો અને યજદેજર્દ તેની સામે રૂસતમને લડવા મોકલ્યો અને રૂસતમે પોતાના ભાઇ ઉપર નામું લખ્યું તે વિષે.

એવું બન્યું કે જ્યાં નામદારીભર્યા અરબો કે જેઓની તલવારથી રોશન દિવસ પણ રાતના જેવા બનતા હતા તેઓ વસ્તા હતા ત્યાં મુસલમાનોનો કલીફ ઉમર રેહેતો હતો; જે વર્ણન નહી થઈ શકે એવા પરવરદેગારનો ચાહ મેલવવા પાંમ્યો હતો.૧ તેણે સાઆદે વક્કાસને ચુંટી કાઢી તથા તેને લશકર આપીને એ પાદશાહ યજદેજર્દની સામે લડવા માટે મોકલ્યો. જ્યારે એ અરબોનું નસીબ ઇરાનીઓના કરતાં ચઢતું બનવા લાગ્યું ત્યારે સાસાનીઓના નસીબની પડતી આવવા લાગી. જેહાન પણ એ પાદશાહોની સામે કજીયો કરવા લાગી તેથી તેમનું સુનું ગુમ બન્યું અને તે સુનાની જગ્યા હલકા સીક્કાઓએ લિધી (યાને ઇરાનમાં ગરીબાઇનો વધારો થવા લાગ્યો.) જે સુંદર હતું તે બીહામણું બન્યું અને બીહામનું સુંદર દેખાવા લાગ્યું. જે કાંઇ બેહેસ્તના જેવું હતું તે દોજખના માર્ગ જેવું જણાવા લાગ્યું. ત્યાં ફરતાં આસમાનનો ચેહેરો પણ હવે બીજીજ તરેહનો દેખાવા લાગ્યો અને તેણે ત્યાંના બાહુરો ઉપરથી પોતાની માયા ઉતારી નાખી. પણ જેહાનના પેદા કરનાર પરવરદેગારની જેવી બક્ષેશ થાય તે રીતે સઘલા બંદાઓએ વર્તવું

---

૧ એવું કહેવાયલું છે કે પેગમબર મહમુદની મોટી ખાહેશ ઈરાન અને રૂમ ઉપર લડાઇ લેઈ જઈ તે બંધે દેશોને તાબે કરી ત્યાં પોતાનો ધર્મ ફેલાવવાની હતી. પણ એ ખાહેશ તે અમલમાં મુકે તે આગમચ ઈ૦ સ૦ ૬૩૨ માં જ્યારે ખસરૂ પરવીજ ગાદીએ આવ્યો તેજ વર્ષમાં પોતાની એ ઈચ્છા પાર પડયા વગર ગુજર પાંમ્યો હતો. પણ એ આગમચથીજ અરબો વધારે પગભર થવા પાંમ્યા હતા અને તેઓની ફતેહો વધતી રેહેવા લાગી હતી. એ આરબો ઈ૦ સ૦ ૬૩૦ માં સીરીયા જે રૂમીઓના હાથમાં હતું ત્યાં હુમલો લેઈ ગયા હતા. તેથી એ અરબોનો ડર વધી પડવાને લીધે રૂમીઓ પણ ઘણા ગભરાતમાં પડયા હતા. વળી પેગમબર મહમુદે હીરેકલીયસ ઉપર પણ નામું લખી તેને પોતાની દીન કબુલ કરવા માટે જણાવ્યું હતું. વળી એજ વખતે એ મહમુદે ખસરૂ ઉપર એવીજ તાકીદનું નામું લખ્યું હતું પણ તેણે મોટા ધીક્કારથી એ નામું વાંચી ફાડી નાખ્યું હતું.

જોઇએ. તેના તરફથી જે દુખ પોંહોચે તેની સામે માનવીઓનો તો કાંઇજ ઉપાય નથી. તેના જેવો જીવનો બક્ષનાર અને ચેહરાઓનો બનાવનાર કોઇજ નથી.

જ્યારે એ વાતની ખબર યજદેજર્દને થઈ ત્યારે તેણે પણ ચોબાજુએથી લશકર એકઠું કરવા માંડયું. તેણે હોરમજદના બેટાને એ લશકર લેઇને આગળ વધવાનો અને તેના લશકરની સામે લડવાનો હોકમ કીધો. એ હોરમજદના બેટાનું નામ રૂસતમ હતું અને તે ચાલાક, દાનાવ તેમજ જેહાનનો પેહેલવાન પણ ગણાતો હતો. તે જેમ ઘણી દાનાઇવાલો હતો તેમજ વળી એક ખગોલ શાસ્ત્રી પણ હતો. તે દાનાવોની વાતોને ઘણીજ ધ્યાનથી સમજતો હતો. આથી તે મોટી પડવીનો, અને ચાલાક બાધુરોનું લશકર લેઇને ત્યાંથી બાહાર પડયો.

એ રીતે ત્રણ મહીનાઓ પસાર થયા અને તેટલામાં તેણે તેઓ સાથે કાદસીની લડાઈ[1] આગમચની બીજી કેટલીક લડાઇઓ કીધી હતી. રૂસતમને નજુમનો હુનર માલુમ હતો અને તે એ હુનર તરફ વાહાલ ધરાવનારો નજુમી હતો. તેથી તે બોલ્યો કે, "એ લડાઈ કર્યા સિવાય આપણો બીજો કોઇજ છુટકો નથી. હવે કાંઇ એ પાદશાહી નસીબનો રોહ તેની અસલ નદીમાંથી વેહેતો નથી."

પછી તેણે નજુમની ચોપડીઓ લાવી ગ્રહોની ચાલ તપાસી અને ત્યારે બાદ બલાનો વખત આવી પડવાને માટે પોતાનું કપાલ કુટવા માંડયું. પછી તેણે પોતાના ભાઈ ઉપર દુખ સાથે એક નામું લખવા માંડયું અને બેસીને તેના ઉપર ઘણીક વીગતો લખી જણાવી. સરૂવાતમાં પરવરદેગારની તારીફ ગાતાં તેણે લખ્યું કે "આપણે જે ભલો યા ભુડો વખત જોવા પાંમ્યે છીએ તે તે પરવરદેગાર સાહેબથીજ છે. પોતાનો રસ્તો સોધતો માણુસ પણ આ આસમાનની ગીરદેશથી બુરી મનશનીનો બને છે. આ જમાનામાં ઘણો ગુને-હગાર હું પોતે છું અને તેથી હું હાલે હારેમનના હાથમાં ગીરફતાર બન્યો છું. પાદશાહી વંશ હવે તો પાદશાહોથી ખાલી બન્યું છે અને હાલે પેલી ફતેહો તેમજ દમામ ભોગવવાનો વખત રહયો નથી. સેતારાઓની ચાલ

---

૧ એ કાદસીની લડાઈ કાદીસીયા શેહર આગળ ચાલેલી હોવાથી એ શેહરના નામ ઉપરથી ઓલખાઈ છે, જે ઈ૦ સ૦ ૬૩૬ માં થઈ હતી. પણ તે આગમચની એ અરબો સાથની લડાઈની સરૂવાતો ઈ૦ સ૦ ૬૩૪ થીજ થઈ હતી અને તેટલા વખતમાં એ અરબોની તેમજ ઈરાનીઓની ઘણીક ખુવારીઓ પણ થઈ હતી.

ઉપર નેગાહ પુગાડતાં સુરજ ચોઠાં ઘરનો બનેલો હોવાથી તે જલદીથી બુજો-ર્ગોને લડાઇમાં ઉતારશે. મંગલ અને શુકરથી પણ હવે આપણને નુકસાંનજ પુગશે એમ આસમાનની ચાલ ઉપરથી જણાય છે. વળી હાલે બુધ અને સનીનો સામતો યોગ બનેલો છે અને તેઓ મીથુનના બુરૂજમાં દાખલ થયલા છે. એમ હોવાથી હવે ભારી કામો નિકળી આવશે. તેથી મારૂં પણ દિલ હવે મારા જીવથી ધરાઇ ગયું છે. જે સઘલું બનવા કાલ છે તે મને જણાઇ આવ્યું છે. પણ તે જાહેર કરવાના કરતાં હું ચુપજ રેહેવાનું પસંદ કરૂં છું. હવે જ્યારે આસમાનની ચાલના એ ભરમથી હું વાકેફ થયો છું તે ઉપરથી તો આપણને બંધીખાનાના દુખ સિવાય બીજું કાંઇ મલવાનું નથી. ઇરાનીઓની જે હાલત થશે તે માટે મને તો જારજાર રડવું આવે છે અને મારૂ દિલ એ સાસાનીઓને માટે બલીને ખાખ થઇ જાય છે. મને તો પેલાં તાજ તખતને માટે, તેમજ એ પાદશાહી, બુજોર્ગી, દમામ અને નસીબને માટે પણ અફસોસ છુટે છે. હવે પછી એ અરબોથી આપણને એક જબરી હાર મલશે અને ગ્રહોની બુરી ચાલથી નુકસાંન સિવાય આપણને બીજું કાંઈ મલશે નહી. હવે તો ચારસો વર્ષો પણ ગુજરી જશે તોપણ આ સાસાની તોખમમાંનો કોઇપણ એ રાજને પાછું હાથ કરી શકવાનો નથી. હાલે મારી આગળ અરબો તરફનો એક એલચી આવ્યો હતો અને મને તેની સાથે મારી અંજુમનની રૂબરૂમાં કેટલીક વાતો થઇ હતી."

"તેનું કેહેવું એવું છે કે 'કાદસીથી તે જુયાબાર નદીના કીનારા સુધી-નોજ મુલક હમો તારા પાદશાહને હાથ સોંપીશું. પણ તે એવી શરતે કે, એ મુલકમાં જ્યાં જ્યાં વેપારના મઠકો હશે ત્યાં અરબોનો પણ પગ દંડો રેહેશે, કે જેથી હમો વેચવા સાતવાનો ધંધો ચલાવી શકીએ. હમે તમારી પાસેથી એથી વધું માંગણી કરતા નથી. પણ હમુને તારા પાદશાહે દર સાલ ભારી ખંડણીઓ આપવી પડશે. તોજ હમો તમારૂ એ બાધુરોનું તખત મેલવવા માંગશું નહી અને ત્યારેજ હમો તેને એક શેહેનશાહ તરીકે ગણીશું અને તે હમારી પાસે જે (મદદ) માંગશે તે આપીશું.'"

"એમ તેઓનું કેહેવું તો છે પણ તેઓ તેવીજ વર્તણુક ચલાવશે એમ મને તો લાગતું નથી. બુરા ગ્રહો પોતાનું કામ કીધા વગર રેહેવાના નથી. હાલે આપણી વચે જે લડાયકો છે તેમાથી વાઘોના જેવા સો બાધુરો માર્યા જશે. વળી જે બુજોર્ગો જેવા કે ગુલબુએ તબરી તેમજ એ હારેમની દીનની સામે લડવાને તૈયાર રહેલા અરમાનીઓ, તથા માહુએ સુરાન અને તેની સાથના ભારી ગુરજ અને તલવારવાલા સરદારો તેમજ બીજા ઈરાનીઓ તથા

માજંદરાનીઓ જેઓ હાલે મારી સાથે (તેઓની સામે) લડાઇમાં ઉતર્યા છે તેઓ પણ તેમની એ માંગણી મુજબ ચાલવા ના પાડે છે અને કહે છે કે, 'હમારી જે કાંઈ સારી યા માઠી પણ જમીન તેઓ પાસે છે તે હમે હમારી તલવારો અને ગુરજોથી તેમની પાસેથી પાછી મેલવીશું અને તેમ કરતાં હમારી મરદાનગી દેખાડવાની કોશેશ કરીને તેઓ ઉપર જેહાનને તંગ અને અંધકારવાલી બનાવીશું.' "

"પણ તેઓમાના કોઇને આ આપણી તરફ જુદીજ રીતનો ચેહરો દેખાડવા માંડેલા એ આસમાનના ભરમની ખબર નથી. તેથી તું એ નામું વાંચતાંજ તારા સરદારો સાથે તૈયાર રેહેજે અને લશકરને પણ એ માટે તૈયાર રાખજે. જે કાંઈ ખજાનો કે ગોલામો કે ગાલીચાઓ તારી પાસે હોય તે તું એકઠું કરજે અને બુજોર્ગો તથા બાહુરોના મઠક આજરઆબાદગાન તરફ આવવાને નિકળી પડજે. વળી તારી પાસે જે કાંઈ ઘોડાઓના ટોલાં હોય તે પણ તું આદરગુશસ્પના આતશ કદેહના ખજાનચીન ઉપર મોકલી આપજે."

"વળી જે ઇરાની લશકર જાબુલસ્તાનમાં જઇ ભરાયલું છે તેઓમાંથી જેઓ તારી માફી ચાહતા હોય તેઓને તું માફ કરજે અને તેમનો માથાથીજ બદલો વાલજે. આ ફરતાં આસમાનના કામો ઉપર નજર પુગાડીનેજ તું સઘલાં કામો બજાવજે. કારણકે આપણે જે મોજમજાહ ભોગવતા હતા તે એ આસમાનથીજ ધાસ્તીમાં આવી પડયા છીએ. તેમજ તેનાથી ઘડીકમાં ચઢતી તો ઘડીકમાં પડતી જોઇએ છીએ. આ જે વાત મેં તુંને લખી છે તે આપણી માતાને પણ કહી સમજાવજે કારણકે હવે પછી તેણી કાંઈ મારો ચેહેરો જોવા પામવાની નથી. તું તેણીને મારી ઘણાઘણી દુવા કેહેજે અને મારા તરફથી તેને શિખામણ આપજે, કે જેથી આ જેહાનમાં તેણી દલગીર રહે નહી. જો કોઈ મારે માટેની બુરી ખબર તેણીને લાવીને પુગાડે તો તેણી તે બનાવને માટે ઘણી દલગીર નહી થાય એમ તું તેને કેહેજે. જાણુ કે આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં જે કોઈ મેહેનત વેઠી ખજાનો એકઠો કરે છે તો તે જેહાનના ખજાનાથી દલદેશરીનો પણ વધારો કરે છે અને તેવી દલદેશરીથી તેને જુદીજ તરેહનું ફળ મલે છે. તું શા માટે એટલો બધો લોભ રાખે છે અને મેહેનત કરે છે? કારણકે વધુ અને વધુ મેલવવા છતાં કાંઈ તારી માંગણી ઓછી થતી નથી. માટે તું હંમેશાં પરવરદેગારની બંદગી ઉપરજ ધ્યાન આપ અને આ ત્રણ પાંચ દિવસની દુન્યા ઉપરથી તું તારા દિલને ઉઠાવી નાખ. કારણકે આ જમાનો તો હવે તંગ બનવાનો છે અને મારો પાદશાહ પણ હવે પછી મને જોવા પાંમનાર નથી."

"માટે તું આપણા ખાનદાનના જે કોઇ જવાન કે બુઢા હોય તેઓને માટે પરવરદેગારની બંદગી કરતાં તેમને માટે પણ દુવા માંગજે. કારણકે હું તો હાલે એ મારા લશકર સાથે મુશકેલીમાં આવી પડેલો હોવાથી હું તેનાજ દુઃખ અને ગમમાં પડેલો છું. પણ આખરે પણ હું તેમાથી છુટવા પામવાનો નથી. આ અનોશેહ ઇરાન જમીન ખુશ રેહેજો. હવે જ્યારે આ જેહાન આપણા પાદશાહ ઉપર તંગ બની છે તો તું કાંઈ તારા ખજાનાને તથા તારાં શરીર અને જીવને પ્યારો ગણુતો ના. હવે તો એ પ્યારાં અને નામદારી ભરેલાં સાસાની ખાનદાનમાંથી આ મોટા પાદશાહ સિવાય બીજું કોઈ રહયું નથી."

"જ્યારે આ અરબોથી મારૂં કામ પુરૂં થાય ત્યારે એ પાદશાહની તું જ રાત દીન સંભાળ કરજે અને તારાં એ કામમાં કાંઈપણુ આલશાઈ કરતો ના. પરવરદેગાર સિવાય તેનું આ જેહાનમાં બીજું કોઇ નથી. ફકટ સાસાનીઓની યાદગારી તરીકે હવે તો એજ રહેલો છે અને હવે પછી બીજું કોઇપણુ એ વંશના શખ્સને જોવા પાંમવાનો નથી. હવે જ્યારે તેનું પાદશાહી તખત બરબાદ થવાનું છે તો મને તેના તાજદાર માથાં ઉપર તેમજ તેના દયાલું અને ઇનસાફી કામો ઉપર અફસોસ છુટે છે. તું નિરદોશ રેહેજે અને અત્રેથી વિદાય થઇને તારા તે જેહાનના પાદશાહની આગળનો આગળ હંમેશાં રેહેજે. જો તેના ઉપર કાંઈ બુરાઇ પુગે તો તું તેને બચાવનારી ઢાલ માફક થજે અને કાંઇપણુ ઢીલ વગર સામેની તલવારનો ફટકો જીલી લેજે."

"હવે જ્યારે એ તખત ઉપર જે કોઈ બરોબર ગોઠવાઈ બેસશે તેનું નામ અબુબેકર અને ઓમર પોકરાશે. આપણે લાંબો વખતની વેઠેલી મેહેનતનો નાશ થશે અને જે ચઢતી હતી તેની આગળ હવે લાંબા વખતની પડતી આવી ઉભી રેહેશે. હવે તું કાંઇ આ તાજ તખત સાસાનીઓનું રહેલું જોશે નહી પણુ એ તાજનો ફાલો હવે અરબોને હાથ જાય એવું ગ્રહોની ચાલ દેખાડે છે. હવે જેમ વખત જાય છે તેમ એ અરબોજ ખજાનાથી તર બનશે. તેઓના દોરથી લોકો કાલા પોશાક પેહેરશે અને માથે કસબી ટોપીઓ મુકશે.[1] હવે તાજ તખત અને સુનેરી જોડા તેમજ જવેહરાત અને પ્રકાસ્તો ઝુન્ડો એ સઘલું જરથોસ્તીઓના હાથમાં રેહેશે નહી. એક મેહેનત કરશે તો તેનું ફળ બીજો ખાઇ જશે. ઇનસાફ અને સખાવત તરફ કોઇ જાંખીને જોશે પણુ

---

૧ જરથોસ્તી દીનમાં સફેદ રંગને ઉત્તમ અને પવિત્ર ગણુવામાં આવેલો હોવાથી આગળા ઈરાનીઓનો પેહેરવાશ મુશલમાનોના દોર આગમચ સફેદ હોય એમ જણાય છે.

નહી. રાત પડતાં કોઇ પોતાની આંખ ચલકાવતો ફરશે અને બીજાનું સાંતેલું ધન લેઈ લેઇને તેને બુમ પડાવશે. લોકો વચણ તોડશે અને સાચું બોલતાં અટકશે. જુઠાઇ અને કાવાદાવા તેમને પ્યારા લાગશે. ખરા લડાયકો ઘોડા વગરના બનશે અને બડાઇખોર તેમજ જુઠી વાતો કરનારા સ્વારો બનશે. વગર હુનરના ખેડુતો લડાયક ગણાશે પણ જે ખરા ખાનદાની અને બુજોર્ગી હશે તેઓને કાંઇજ ફળ મલશે નહી. જે ખુણે પડેલો હશે તે જાહેરાત પાંમશે અને લોકોના દિલ પણ પથર જેવાં સખત થશે. બાપ બેટાનું બુરૂં ઇચ્છશે તેમજ વળી બેટો બાપની સામે કાવત્રાં રચશે. હુનર વગરના ગોલામ જેવાઓ પાદશાહ થઇ બેસશે અને મોટું ખાનદાન તથા બુજોર્ગી ફોકટ ગણાશે. જેહાનમાં કોઇપણ વફાદારી જાળવશે નહી પણ લોકોના જીવ અને જીભ જફાકાર બનશે. ઇરાની, તુરકી અને અરબી ભેલમ ભેલના ખાનદાનો પેદા થશે. જેથી તેઓ વચ્ચે દેહેકાનો, તુરકીઓ કે અરબોનો ફરક રેહેશે નહી. તેઓ પ્રપંચથી ભરેલી વાતો કરશે. સઘલાઓ પોતાનો ખજાનો દામનની નિચે ગણશે અને તે મેલવવાની કોશેશ કરી પોતાના દુશમનોનેજ ખવાડશે. જેમ બેહરામ ગોરના વખતમાં રામશની અને મોજમજાહનો દોર ચાલતો હતો તેમ આ વખતે ગમ અને દુઃખનો દોર ચાલી રેહેશે. કેઠે પણ હવે જશન કે રામશની રેહેશે નહી, પણ લોકો કોશેશ કરી તરેહવાર ફંડ ફરેબો રચશે. તેઓ પોતાના ફાયદાને માટે બીજાઓને નુકસાંન પુગાડશે અને દીનને નામે બાહાર પડતા રેહેશે. સીયાલો પછી વસંતનો હીંગામ આવશેજ નહી અને રામશનીને વખતે દારૂ પીને મોજ પણ ભોગવાશે નહી. પોતાની પાસે પુશકલ ખજાનો હોવા છતાં કોઈપણ અક્કલ ધરાવશે નહી. વળી તેઓ જુવારની રોટલી ઉપર ગુજારો કરશે અને સુતરાઉ પોશાકો પેહેરશે. જ્યારે આ મારા દાસ્તાન ઉપરાંતનું એવું સઘલું વધી પડશે ત્યારે કોઇપણ ખરા બાહુરો તરફ નજર વટીક ફેંકશે નહી. તેઓ માલ મીલકતને ખાતર લોકોના લોહી રેડશે અને તમામ જમાનો બુરાઇનોજ સંગાર સજશે. ૧ ”

---

૧ જરથોશ્તી દીનની મોટાઈવાલી અસરો જ્યાં સુધી જરશ્તીઓનો અમલ ચાલ્યો ત્યાં સુધી દેશ ઉપર કેવી ફેલાયલી હતી અને પારકી દીનના ફેલાવાથી તે ઉત્તમ અસરોનો નાશ થઈ હલકી અસરો ફેલાઇ હતી એવો મુસલમાન કવીએ જે ચીતાર દોરયો છે તે જરથોશ્તી દીન પાળનારાઓને માટે ખરેજ મગરૂર થવા જોગ છે. જ્યાં જરથોશ્તી દીનની બરકતથી સુલેહ સંપજ, આબાદી અને સુખ શાંતીનું રાજ ચાલતું હવું ત્યાં પારકી દીનના લોકોએ આવીને પારકી દીન ફેલાવ્યાથી સઘલી બુરાઈ, બરબાદી અને ખુના મરકોનું રાજ ચાલી રહયું હતું. આ ઉપરથી આપણે જોઈએ છીએ કે જ્યાં પણ જરથોશ્તી દીન ફેલાય છે ત્યાં તેની સાથે અનુપમ સુખ, નીતી, સચાઈ તથા સુલેહસંપજ અને આબાદી પણ ફેલાય છે.

"તેથી હવે તો મારૂં દિલ લોહીથી ઉકલી રહયું છે અને મારો ચેહેરો પણ ઉતરી ગયો છે. મારૂં મોઢું સુકું બન્યું છે અને મારા હોટોમાંથી ચંડી હાયેજ બાહાર પડે છે. હું જ્યારે ઇરાનીઓનો પેહેલવાન બન્યો ત્યારેજ સાસાનીઓના નસીબે એમ કાલાશ કાંય પકડયો હશે, અને ફરતું આસમાન એમ બેવફા કાંય થયું હશે, તથા એમ બીહામણું બનીને આપણી ઉપરથી મેહેરબાની કાંય ઉતારી નાખી હશે? જો હું તાંબાના પાહાડ ઉપર પણ નેજો મારૂં તો તે તાંબામાંથી પણ તે નેજો આરપાર ચાલી જાય; પણ હાલે મારા લોઢાંની અણી સાથના તીર પણ એ નાગા દિલના અરબો ઉપર કારગત લાગ-વાના નથી. તેમજ આ મારી તલવાર જે હાથી અને સિંહ જેવાઓની ગરદન કાપતી હતી અને એકજ જખમથી તેમના ડોકાં નિચે પાડતી હતી તે હાલે આ અરબોની ચામડી પણ કાપી શકવાની નથી."

"જે નુકસાંનનો ચીતાર આ મારી જબાન રજુ કરે છે તે મારી દાના-ઇથીજ થાય છે. હું તો એવુંજ ઇચ્છું છું કે, એ ખગોલ વિદ્યાનું જ્ઞાન હું ધરાવતો હતેજ નહી કે જેથી મને એ બુરા વખતની આગાહી થતેજ નહી. હાલે જે બુજોર્ગો મારી સાથે કાદસીમાં છે તેઓ સઘલા તનદરોસ્ત છે અને એ અરબો તરફ જબરી દુશમની ધરાવે છે. તેઓ તો એમજ ધારે છે કે, તેઓ એ અરબોના લોહીથી આ મેદાનને ભરી નાખશે અને જમીનને જીહુન નદી જેવી બનાવશે. પણ તેઓમાના કોઇને પણ આસમાનની એવી ચાલની ખબર નથી. એ દુખ કાંઈ ટુંકમાં પટવાનું નથી એમ તેઓ જાણતાં પણ નથી."

"જ્યારે સાસાનીઓની તોખમ જમાનામાંથી ગુજર પાંમવાની છે તો એ મેહેનત વેઠવાથી અને લડાઇઓ કરવાથી શું નફો થવાનો છે? હવે તો ઓ ભાઈ! તું શરીરે આબાદ રેહેજે અને તુંને જોવાથી તે ઇરાનના પાદ-શાહનું દિલ ખુશ રેહેજો. આ કાદસીનું મેદાન મારા દખમાની જગ્યા થશે. જ્યાં મારૂં બખતર તેજ કફન અને લોહી તે માથાં ઉપરની ટોપી બનશે. ઉંચા આસમાનનો ભરમ આવોજ છે, પણ તું કાંઇ તારાં દિલને મારે માટે દુખી બનાવતો ના. તું તારી આંખોને તે જેહાનના પાદશાહ ઉપરથી જરા પણ ખીસ્વા દેતો ના; પણ તું તારા શરીરને લડાઇમાં તેના ઉપર ફીદા કરજે. કારણકે એ હારેમનીનો વખત હવે જલડીથી આવી પુગશે જ્યારે આ ફરતું આસમાન પણ આપણી સાથે દુશમનાઈ કરશે."

પછી એ નામા ઉપર મોહર મારતાંજ તેણે પોતાના ખેપ્યાની તારીફ ગાઇને કહયું કે, "તું એ નામું મારા ભાઇ આગળ લેઈ જા અને તે ઉપરાંત તેને જે કાંઈ કેહેવું હોય તે પણ તું તેને કહી સમજાવજે."

## રૂસતમે સાઆદે વક્કાશ ઉપર નામું લખ્યું અને તેણે તેનો જવાબ વાલ્યો તે વિષે.

વળી તેણે બીજી તરફથી એક એલચીને વીજલીના ચમકારાની જડપે સાઅદ આગળ મોકલી આપ્યો. તેણે તેના ઉપર ધાસ્તી પેદા થાય તેમજ ઉમેદો આપે એવી બાબદો સાથનું સફેદ સાતીનના કપડાં ઉપર લખેલું નામું મોકલી આપ્યું જેનું સરનામું 'સપેહસાલાર હોરમજદના કીનાખોર અને જેહાન પેહેલવાન બેટા રૂસતમ તરફથી લડાયક, વિચારવંત, દાનાવ અને ધીરા સાઆદે વક્કાશ ઉપર' એમ લખ્યું હતું. તેણે એ નામાની સરૂવાતમાં લખ્યું કે, "આપણને તે પરવરદેગાર તરફ ગફલતીભર્યા અને નચિંત રેહેવું જોઇતું નથી. આ ફરતું આસમાન જે વગર અટકાવે ઉભું છે તે તે સાહેબથીજ છે અને તેથી પાદશાહીમાં સઘલો ઇનસાફ તેમજ દયા સમાયલી છે. હમારો પાદશાહ જે તાજ, તખત અને વીટીને લાયક છે તેના ઉપર એ સાહેબની દુવા ઉતરજો. તે તલવાર, કોલાહ અને કમંદનો સાહેબ પોતાના ખોરેહથી હારેમનને પણ બાંધેલો રાખે છે. પણ હાલે આવું નાપસંદ કામ નિકળી આવીને વગર ફોકટની એમ મેહેનત ઉભી કીધી છે. હવે તું મને જણાવ કે તારો પાદશાહ કોણ છે, તે કેવો પુરૂષ છે અને તેની કેવી રાહરીતી છે? તું આવી સત્તા ધરાવીને તે કોણની આગળ વાપડે છે? કારણકે તું તો એક નગન સપેહસાલાર છે અને તારૂં લશકર પણ સઘલું નગન છે. ભુખ લાગે છે સારે ફકટ નાનથી તે ભુખ ભાંજે છે અને તું હાથીઓ કે તખત તથા લડાઇનો અસબાબ કાંઇજ ધરાવતો નથી. તારી જીંદગીને ઇરાન સાથે કાંઇ લાગતું વલગતું પણ નથી. કારણકે અત્રેની મોહર તથા કોલાહ બીજાજ શખ્સને રૂચે તેવી છે. એ પાદશાહ પાસે તો હાથીઓ, તાજો અને તખતો છે તેમજ તે ખોરેહવાલો પણ છે. તેના બાપદાદાઓ ઘણા નામીચા પાદશાહો હતા. તેના જેવો કોઈપણ પાદશાહ આ તખત ઉપર બેઠો નથી અને તેના જેવો દેખાવ આસમાનના તખત ઉપર બીરાજતા ચંદ્રનો પણ નથી. જ્યારે તે પોતાના તખત ઉપર બેસીને હસે છે ત્યારે તેના હોટો ખુલતાં રૂપાના જેવા સફેદ દાંતો બાહાર દેખાય છે. તે તમારા અરબ સરદારને પણ વેચાતો લેવાને સામર્થવાન છે. તમો જેવાઓ ઉપર ખજાનાની બક્ષેશ કર્યાથી તેનો ખજાનો પણ ઘટતો નથી. શેકાર કરવા

માટે તો તેના બાર હજાર ચીત્તાઓ, શકરાઓ અને કુતરાઓ છે જેઓને ઘાંટ-રડીઓ, ગુંગરીઓ તથા કડીઓ પેહરાવવામાં આવેલી છે. તેનું નેજાવાલું તમામ લશકર એક વર્ષમાં જેટલું ખાય છે તેનાથી તેને કાંઇપણ ખોટ લાગતી નથી. તે તો પોતાના ચીત્તાઓ અને કુતરાઓ સાથે શેકારમાંજ ગુટાયલો રહે છે અને જંગલોમાંથી શેકારોજ પકડે છે. ત્યારે તમારા જેવા ઉંટના ધુધ ઉપર અને સુસ્વાટના ગોસ્ત ઉપર ગુજારો કરનારા અરબોને તેના જેવા પાદશાહ સાથે શું કામ છે? જો તમારા જેવાઓ આ કેઆની તાજ મેલવવાની ખાહેશ કરે તો આ ફરતાં આસમાન ઉપર હજારો હજાર લ્યાનત પડજો. પણ તમો પણ આંખોમાં શરમ ધરાવતા હોવો એમ લાગતું નથી. ઇનસાફની રાહે જે અક્કલ અને હુશીયારી તમારે ધરાવવી જોઇએ તે પણ તમો ધરાવતા નથી. શું તમારા જેવા આવા બીહામના, વગર દયાના અને બુરી ખાશીયતના અરબોને એ તાજ તખત મેલવવાની ખાહેશ થઈ છે? જો તમો આ જેહાન જીટવાને લાયકના હોઇને આવો દાવો કરતા હતે તો તમોએ આવું ગરૂરીભર્યું કેહેન કેહેવાડયું હતે નહી. માટે હવે તો તું કોઇ જેહાનના અનુભવી તથા દાનાવ અને ભણેલા શખ્સને મારી આગળ મોકલી આપ કે જેથી તે તમારા શું વિચાર છે અને એ કેઆની તખત લેવાનું તમુને કોણે સુચવ્યું છે તે મને કહી સમજાવે. જેથી હું પણ મારા પાદશાહ આગળ એક સ્વારને મોકલાવી તેની મારફતે તમો જે કાંઈ માંગતા હોવો તે મંગાવી આપું. પણ આવા જોરેમંદ પાદશાહની સામે લડાઇ કરવાની વાતો તો તું કરતોજ ના. નહી તો કે આખરે તમો લોકોનીજ ખુવારી થશે. એ તો પેલા જેહાનના પાદશાહ નૌશીરવાનનો નબીરો થાય છે. એ નૌશીરવાનના ઇનસાફથી તો બુઢ્ઢાઓ પણ જવાન બન્યા હતા. વળી તેના બાપદાદાઓ પણ આપઅખત્યાર પાદશાહોજ હતા. તેથી એના જેવી યાદગારી જમાના પાસે બીજી કોઇ નથી. તમો જેહાનને તમારા તરફ ગાળ દેતી બનાવો ના અને એવો વિચાર રાખી તમારી મનશનીને બુરી બનાવો ના. માટે જે નશીયતો આ નામામાં લખી મોકલવામાં આવી છે તે ઉપર તમો ધ્યાન આપજો અને તમારી આંખો તથા કાનોને તે તરફ બંધ રાખતા ના.”

પછી એ નામા ઉપર તેણે મોહર મારીને એક પીરોજ શાપુર નામના મુબારક શખ્સને તે નામું સોપ્યું, જે લેઇને તે પેહેલવાન રોશન રવાનના ઇરાની બુજોર્ગો તરફથી સાઆદે વક્કાસ પાસે ગયો. એ પીરોજ સુના રૂપાં અને લોહાંમાંજ ગરકાવ બન્યો હતો. તેની ઢાલ પણ સુનેરી હતી તેમજ તેણે સુનેરી કંમરબંધ પણ બાંધ્યો હતો. જ્યારે એ મોટી પડવીના શખ્સ માટેની

ખબર સાઆદે વક્કાસને થઇ ત્યારે તે પોતાના લશકર સાથે તેને જડપથી લેવાને ગયો. તેને જોતાંજ તે અરબ સપેહસાલાર ઘોડા ઉપરથી ઉતરી પડયો અને તેને ઇરાની લશકર તથા પેહેલવાનોની તથા પાદશાહ અને તેના વજીરોની તથા તેના ચાલાક સપેહસાલારની અને તેના મુલકની ખબરઅંતર પુછી.

પછી તેણે પીરોજને કહયું કે, "હમે પણ નેજા અને તલવારો સાથે રાખ્યે છીએ. પણ મરદાને મરદો કાંઇ રેસમી કપડાંનો કે સુના રૂપાંની કે ખાવા પીવાની વાતો કરતા નથી. તમો જેવાઓને હવે મરદાનગી સાથે કામ રહયું નથી પણ ઓરતોની માફક કપડાંના રંગ અને તરાંહ પારખવાનું કામ રહયું છે. તમારો હુનર રેસમી કપડાં સજવામાં અને મોંઢા ઉપર તરેહવાર ચિન્હોથી સંગાર કરવામાં સમાયલો છે." પછી તુરતજ પીરોજે તેને રૂસતમનું નામું આપ્યું તથા તેણે જે કાંઈ કેહેવાડયું હતુ તે તેને કહી સમજાવ્યું. તે તેની એવી વાતો સમજી અજબ થયો અને તે પેહેલવી નામું જોઇને ગભરાઇ ગયો.

પછી તેણે તે નામાનો અરબી ભાષામાં જવાબ લખ્યો અને જે કાંઇ તેને સારૂં માઠું સુજયું તે તેમા લખાવ્યું. તેણે એ નામાની સરૂવાત ખોદાના નામથી અને તેના રેહેનુમાઇ કરનારા હકદાર (સાચા) પેગમબર મહમુદના નામથી કીધી. તથા તે હાશમી તોખમના પેગમબરે જણાવેલી જીન અને આદમીની પેદાયશ બાબેની તેમજ એકપુરા ખોદાની, કુરાનની, તથા તેમાની બસારતો અને વચણોની તથા એ નવી દીનની રસમો તથા તેની સમજોની તથા દોજખના આતશ અને અંધકારની તથા બેહેસ્તમાની દારૂ તેમજ શરબતની નદીઓ માટેની તથા બેહેસ્ત માહેલા કપુર તથા કસ્તુરીના પમરાતની તથા તેમાના ઝાડોની અને દરાખના દારૂની વાતો લખી. ત્યારબાદ તેણે લખ્યું કે, "જો તારો પાદશાહ પણ એ સાચ્ચી દીન એખત્યાર કરશે તો તે બંધે જેહાનની ખુશનુદી પાંમશે અને આ પાદશાહી પણ તેનીજ રેહેશે. તેમજ તે તાજ અને કાનની કડી પણ મેલવી શકશે અને વર્ષો સુધી તરેહવાર રંગના પોશાકો મેલવવા પાંમશે. તારા ગુનાહોનું તારણ આપનાર મહમુદ બનશે; જેથી તારૂં શરીર મસ્અદ શેહરના ગોલાબ જેવું બનશે. વળી એવાં કામના બદલામાં તું બેહેસ્ત પાંમશે. માટે તું બલાના બાગમાં કાંતાનું ઝાડ ના રોપ. આવા બાગો, મેદાનો, અઇવાનો અને મેહેલોવાલી બોહલી મીનોઇ જેહાનમાં તું ઇજદી આકાર પકડશે અને તું ત્યાં તાજ તખ્તનો તેમજ મોજ-મજાહનો ભોગવતો પાંમશે. જ્યાં તુંને હુરીઓનાજ દર્શણ થશે. આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં તારી નજર તાજ તખત મેલવવા પાછલ એવી રોકાઇ

રહેલી છે કે તુંને તારાં એ હાથીદાંતના તખતથી તેમજ તારા ખજાના, મોહર અને તાજ તખતથી મગરૂરી સુજે છે. આ જેહાન તો થંડા સરબતના જેવી થંડી છે. ત્યારે તે ઉપર તારે તારાં દિલને એમ દુખી બનાવવું પણ ઘટતું નથી. તેથી જે કોઇ મારી સામે લડવા આવશે તે મારીથી દોજખ અને તંગ ઘોર મેલવવા સિવાય બીજું કાંઇ પાંમશે નહી. પણ જો તેઓના વિચાર ફેરવાશે તો તેમની જગ્યા બેહેસ્તમાં થશે. અક્કલમંદ માણસ એમ સમજી શકે છે કે, મીનોઇ દુન્યાજ હમેશની છે, જ્યારે આ ખાકી દુન્યા તો છોડી જવાની છે."

પછી તેણે એ નામા ઉપર લાખથી પેગમબર મહમુદની દુવા ચાહાવાની અરબી મોહર મારીઆ બાદ સાઆદે વક્કાસનો એક એલચી એ નામું લેઇને રૂસતમ આગળ જવાને માટે ઉટાવલે બાહાર પડયો. આ એલચીનું નામ સાઆબે મગીરેહ હતું, જે પોતાના પેહેલવાનો વચેથી નિકલી જ્યારે રૂસતમ આગળ આવી લાગ્યો ત્યારે માર્ગમાં ફરતા ઇરાનીઓમાંથી એક નામદારે (તેને જોઇ) પોતાના લશકરના પેહેલવાન આગળ આવીને કહયું કે, "અરબો તરફથી એક બુઢો શખ્સ ઘોડો કે હથીયાર કે બરોબર પોશાક પણ સજ્યા વગર એલચી તરીકે આવી લાગ્યો છે. ફકટ તેણે પોતાની ગરદન ઉપર એક પટલી તલવાર ટેકાવેલી છે. પણ તેના પેહેરેલાં કપડાં ફાટાંતુટાં છે."

તેનું એમ કેહેવું સમજતાંજ રૂસતમે રેસમી તંબુ તૈયાર કરવા ફરમાવ્યું તથા કસબી ભરતના ચીનાઈ ગલીચાઓ પંઠરાવ્યા અને પોતાના ફોડીઓ અને તીરોના ટોલાં જેવાં લશકરને ત્યાં ભેગું થવા ફરમાવ્યું. ત્યાં તે એલચીને માટે પણ સુનાની એક નાની બેઠક લાવીને મુકવામાં આવી અને તેની નજદિકમાં તે લશકરનો પેહેલવાન બેઠો. તેની આસપાસ એકસોને સાઠ સ્વારો તેમજ સિંહ જેવા લડાયકો તાજ પેહેરીને તથા આસમાની રંગના પોશાક પેહેરીને તથા પગોમાં સુનેરી જોડા પેહેરીને બેઠા. તે પાદશાહને છાજે એવો તંબુ કાનમાં લુલકો અને ગલે સાંકલીઓવાલા માણસોથી સઘલો સંગાર પાંમ્યો.

જ્યારે તે સાઆબે એ દમામદાર તંબુમાં આવી લાગ્યો ત્યારે તે ગભરાતનો માર્યો ત્યાંના ગલીચા ઉપરથી પગ પણ ઉંચકી શકયો નહી. પણ તે ગલીચાની કોરેકોરેથી ધુલ ઉપર ચાલી અને પોતાની શમશેરને જમીન ઉપર ટેકવી ત્યાં ચાલી આવ્યો અને કોઇની તરફ પણ જોયા વગર અથવા તો ત્યાંના પેહેલવાનો કે સરદારો તરફ નજર કીધા વગર ભોંય ઉપરજ બેસી ગયો. ત્યારે રૂસતમે તેને કહયું કે, "તું ગભરા ના અને તારા જીવને ખુશ બનાવ. તારા જીવને દાનાઇભર્યો બનાવી તારા શરીરને પણ આબાદ રાખ."

ત્યારે સાઆબેએ તેને કહયું કે, “ઓ નેક નામ! જો તું હમારી દીન કબુલ રાખે તો હું તુંને ‘અલેકુમ સલામ’ કરૂં.” તેને એમ બોલતાં સમજી રૂસતમને ચીઢ ચઢી અને તેના એવાં કામથી તેના ભવાં ઉપર ગુસ્સાનો ચીલ્લો ચઢયો. પછી તેણે તેના હાથમાંથી નામું લેઇ પોતાના મુનશીને આપ્યું જે તેને વાંચી સમજાવ્યું. પછી રૂસતમે તેને એવો જવાબ આપ્યો કે, “તું જઇને સાઆદને કેહે કે, ‘તું કાંઈ એક તાજદાર પાદશાહ નથી. હજી તો તેં મારા નેકબખ્ત નેજાની અણી પણ જોઇ નથી તેટલામાં તુંને તો તખત મેલવવાની ઇચ્છા થઇ આવી છે. દાનાવોએ એવી વાતો કરવી હલકી ગણાય છે. પણ હજી તુંને આવાં કામનો અનુભવ પણ મલ્યો નથી. અગર જો તું સાઆદ એક તાજદાર સાસાની હતે તો મને તારા જેવાની સાથે મલીને લડાઈ કરવાનું સેહેલ થઈ પડતે. જો હું મહમુદને મારા રાહાબર તરીકે પણ ગણતે અને મારી પુરાણી દીન તજી મેં એ નવી દીન એખત્યાર પણ કીધી હતે તોપણ જ્યારે એવફા ગ્રહોથી બુરૂજ બનવાનું હતે તો તેવી બલા આજેજ આવી પડશે એમ હું કેમ કહી શકતે? હવે આસમાનનું જે કામ સીધ્ધું છે તે વાંકુ પણ બનશે અને તે હમારી ઉપર સખત પણ થશે.’ માટે હવે તું આ ખુરરમી ભરેલી મીજલશમાંથી પાછો ફર. કારણકે લડાઇને વખતે આવી ખાલી વાતો કરવી લાજમ પણ નથી. તું તારા સરદારને એમ પણ કેહેજે કે ‘તારી આવી કાચી વાતો સમજવાના કરતાં લડાઈમાં નેક નામી સાથે માર્યા જવાનું હું વધારે પસંદ કરૂં છું.’”

## રૂસતમને સાઆદે વક્કાસ સાથે લડાઇ થઇ અને તેમાં રૂસતમ માર્યો ગયો તે વિષે.

પછી તે સાઆબેના ત્યાંથી પાછા ફરતાંજ તેણે લશકરનો અસબાબ તૈયાર કરવા ફરમાવ્યું તથા ત્યાં રણસીંગડાં ફુકાવીને તે લશકરને ચો બાજુએથી ત્યાં આવી એકઠા થવાનો હોકમ કીધો. આથી ત્યાં સઘલે ધુલારૂં ઉડી રહયું અને પોકારો ઉઠી રહયા જેથી તિક્ષણ કાનો પણ બેહરા માર્યા. ત્યાં મટોડાંના ગોટાઓ વચે તેમના ભાલાઓ જાણે અંધારી રાતે તારાઓ પ્રકાસ્તા હોય તેમ પ્રકાસ્તા હતા. તે નેજાઓ પાણી પાએલી લોઢાંની ટોપીમાંથી પણ પસાર થાય એવા હતા.

પછી ત્રણ દિવસ સુધી ત્યાં ભારી લડાઇ ચાલી અને તેટલામાં ઇરાનીઓને પાણીની તંગી લાગવા માંડી. લડતા પેહેલવાનોના હાથો તરસને લિધે લડવાથી સુસ્ત બન્યા તેમજ મોટી કીંમતના ઘોડાઓ પણ નકામાં થઇ પડયા. રૂસતમના હોટો પણ તરસને લિધે મટોડાંના જેવા સુકકા બન્યા અને તેથી તેની

જીભમાં ચીરા પડયા. આથી તેમને માટે લડવાનું કામ ઘણું મુશકેલ થઇ પડયું. માણસો તથા ઘોડાઓ ભીનો કાદબ ખાવા લાગ્યા.

ત્યારબાદ તે બંધે સ્વારોએ એક ગરજનાના જેવો પોકાર કીધો અને રૂસતમ ઇરાનીઓ તરફથી અને સાઆદ અરબો તરફથી ફકટ લડાઇમાં ઉતર્યા. તેઓ બંધે તરફના લશકર વચેથી બાહાર પડયા અને એ લડાઇના મેદાનથી ઘણે દુર લડવાને માટે ગયા. જેવા તે બંધે સરદારો પોતાના તેજીવાલા ઘોડા ઉપર સ્વાર થઇ તે લશકરથી જુદા પડયા તેવુંજ તેઓએ લડવાનું સરૂં કીધું અને તે બંધે સ્વારોએ એકમેક ઉપર કીનો લેવા માંડયો. રૂસતમે એક ગરજનાના જેવો પોકાર મારીને તે સાઆદના ઘોડા ઉપર તલવારનો ફટકો લગાવ્યો. આથી તે મજબુટ ઘોડો દુ:ખી બનીને તુટી પડયો અને લડાયક સાઆદ તેના ઉપરથી નિચે કુદી પડયો. તુરતજ રૂસતમે પોતાની તિક્ષણ તલવારને ઉગામી અને તેના ઉપર રસ્તાખેજ વરસાવવા ચાહયું. તેણે તો એ સાઆદનું ડોકું તેના શરીરથી છુટું કરવા ચાહયું, પણ લશકરથી ઉડી રહેલી ધુલથી તેને બરોબર દેખાયું નહી. આથી તે પોતાના ઘોડા ઉપર નાખેલાં વાઘના ચામડાંના જીન ઉપરથી નિચે ઉતરી પડયો. પણ તેની ઢાલ ઘોડાની લગામમાં વિટલાઇ ગઈ અને તેજ વખતે એ રૂસતમની આંખમાં ધુલારૂં ચાલી ગયું. આથી સાઆદે તેની આગળ દોડી આવીને તેના લોઢાંની ટોપી સાથના માંથાં ઉપર તલવારનો એક ફટકો માર્યો; જેથી તેની તે ટોપી નિચેથી સઘલું લોહી વેહેવા લાગ્યું. એ લોહી રૂસતમની આંખો ઉપર ઉતરી પડવાથી તેને કાંઇ સુજયું નહી અને તેથી તે લડાયક અરબ તેના ઉપર ફાવી ગયો. તેણે ટક લેઇને તેની ગરદન ઉપર એક બીજો ફટકો લગાવ્યો, જેથી તેનું ભારી આંગ જમીન ઉપર ગબડી પડયું.[૧]

---

૧ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ સાઆદ અને રૂસતમ વચે આવું એકલું યુદ્ધ થયું હતુંજ નહી. કારણકે એ સાઆદને પગે દરદ થયલું હોવાથી તેનાથી એ લડાઈમાં ઉતરાયું હતુંજ નહી પણ તે દુરથી એ લડાઈ જોતો બેઠો હતો. એ બંધે લશકર વચે એક ભારી લડાઈ ચાલતી હતી તેવામાં એક ભારી વંટોલ્યો થઈ આવ્યાથી ઇરાની લશકર ગાભરૂ બન્યું હતું. જે ટકનો લાભ લેઈ આરબો ઈરાનીઓ ઉપર તુટી પડયા હતા. એવા ગભરાત વચે એ રૂસતમ પણ માર્યો ગયો હતો. વળી એ લડાઈથી અરબોને હાથ ભારી ખજાનો ગયો હતો તથા ઈરાનીઓનો પેલો નામીચો ઝુન્ડો જે ફરીદુનના વખતમાં કાવેએ બરપા કીધો હતો અને જે કાવ્યાની ઝુન્ડા તરીકે ઓલખાતો હતો તે નામદારીભર્યો ઝુન્ડો પણ યજદેજર્દના રાજ તુલક જલવાઈ રહયા બાદ ઈરાનની પારસી સલતનતની પડતી સાથે એ અરબોને હાથ જઈ પડયો હતો અને તેઓએ તે ઉપરનું ભારી કીંમતનું જવેહરાત કાઢી લેઈને એ ઝુન્ડાનો નાશ કીધો હતો.

પણ એ વાતની ખબર બંધે તરફના લશકરને તુરત પડી નહી. કારણકે તે પેહેલવાનો આગળ જવાનો કોઇને પણ હોકમ હતો નહી. તે ઇરાની લશકરે પછી પોતાના પેહેલવાનની સોધ ચલાવી અને તેઓ તેમની લડવાની જગ્યાએ આવી લાગ્યા. ત્યાં તેઓએ તેને લોહીના ખબોચ્યા વચે કપાયલાં શરીર સાથે પડેલો જોયો. વળી એ લડાઇમાં ઘણા નામદારો માર્યા ગયલા હોવાથી ઇરાનીઓએ અરબોની માફી ચાહી. વળી ઘણાઓ ઘોડે સ્વાર હોવા છતાં તરસે તેમનું ગળું સુકાવાથી તે જેહાનના પાદશાહનું નખોદ વલ્યું.

તે નાઠેલું લશકર રાત દિસ રસ્તો કાપતું ઇરાની પાદશાહ આગળ આવી લાગ્યું. એ લડાઇમાં રૂસતમના માર્યા જવાથી બીજા નામદારોનાં મગજ પણ ફરી ગયાં. અરબોએ ઇરાની લશકરનો પુશકલ ઘાન કાઢયો અને તેથી ઘણાઓને એ લડાઇમાંથી નાહાસ્વું પડયું. પણ મુસલમાન લશકરે તેમની પુઠ ધરી અને જનુની સિંહો શેકાર કરવા દોડે તેમ તેઓ દોડયા. આ વખતે યજદેજર્દ બગદાદમાં હતો જ્યાં તેનું નાઠેલું લશકર આવી લાગ્યું. તેઓએ તેને ખબર પુગાડી કે, "રૂસતમ માર્યો ગયો છે અને તેના ગમથી દરીઆઓ પણ સુકાઇ ગયા છે. અરબોએ ઇરાની લશકરનો ઘાન કાઢી નાખવાથી હમો બચીને આ તરફ દોડી આવ્યા છીએ."

પેલી તરફ પારસીઓની પુઠે અરબોનું લશકર કર્ખ શેહેર સુધી આવ્યું. એ વાતની ખબર ફરરોખજાદ બીન હોરમજદને થતાં તે આંખોમાં આંસુ સાથે ગુસ્સે બની અરવંદ નદી આગળ કુચે કરી આવ્યો અને કર્ખ આગળ આવી લાગતાંજ તેણે અરબો ઉપર હુમલો કીધો પણ તેથી તો તે નેજાવાલા સ્વારો વચે કોઇપણ પેહેલવાન રેહેવા પાંમ્યો નહી.૧ તેઓમાંના ઘણાકો માર્યા જવા તેમજ ઘાહેલ થઇ લોહીથી જરફતા બન્યા પછી તેઓ બગદાદ તરફ નિકળી ગયા.

---

૧ એવું કેહેવાયલું છે કે, યજદેજર્દે રૂસતમ માર્યો જાય તે આગમચ તેની મદદે તુખારજાન નામના સરદારને લશકર આપીને મોકલ્યો હતો. તેટલાં રૂસતમનું હારેલું અને નાહાસભાગ કરતું લશકર તુખારજાનને માર્ગમાં મલ્યું હતું. તુખારે એ લશકરને પોતાના લશકર સાથે જોડી નાખી પુઠે આવતા અરબો ઉપર હુમલો કીધો હતો અને 'દેરેકાઆબ' નામના શેહર આગળ તેઓ વચે એક ભારી લડાઈ થઈ હતી. વળી તેઓ વચે બીજી એક લડાઈ 'હરાર' તરફ થઈ હતી. પણ એ બંધે લડાઈમાં ઈરાનીઓજ હારી ગયા હતા.

## યજદેજર્દે ઇરાનીઓની સાથે મસલત કીધી અને તે ખોરાશાન તરફ નાહાસી ગ્યો તે વિષે.

બગદાદમાં આવી ફરરોખજાદ ધુલથી ભરાઈ ગયલાં હથીયારો સાથે પાદશાહને મલ્યો. ત્યાં આવતાંજ તેણે આંખોમાં આંસુ સાથે અને ધુજતાં દિલે ઘોડા ઉપરથી ઉતરી પાદશાહને નમન કીધું અને પછી તે બોલ્યો કે, "તું એટલો બધો શા માટે રડે છે કે જેથી તારૂં કેઆની તખત પણ ભીજાઇ ગયું છે. હવે તો તારા સિવાય કેઆની તોખમનું કોઇજ રહયું નથી કે જે તાજ પેહેરીને તખતે બેસી શકે. તું તો એકલો છે જ્યારે તારા દુશમનો તો લખોની સંખ્યામાં છે. ત્યારે તું તે ભારી લશકર વચે કેવી રીતે લડી શકશે? માટે હવે તો તું નારવાનના મેદાન તરફ નાહાસી જા, કે જ્યાંથી તું પાછું લશકર ભેગું કરી શકે. પછી ત્યાંથી તું પેલા પેહેલવાન ફરીદુનની માફક પાછો આવી અને તેઓ સાથે નવેસરથી લડાઇ કરીને તેઓ ઉપર તું આતશ વરસાવજે."

ફરરોખજાદની સુચવેલી એ વાત તે પાદશાહે સમજી લિધી પણ તેને કાંઈ નવોજ વિચાર આવવા લાગ્યો. બીજે દિવસે તે શાહ માથે કેઆની તાજ પેહેરીને પાછો તખત ઉપર આવી બેઠો અને ત્યાં દાનાવો, બુજોર્ગો અને ચાલાક દિલના વજીરોની એક મીજલશ ભરી. પછી પાદશાહે તેઓને કહયું કે, "એ બાબદમાં તમો તમારૂ શું મટ આપો છો અને એવા બનાવ માટેનો જુના વખતનો એવો કયો દાખલો તમુને યાદ આવે છે? ફરરોખજાદ તો મને એવી સલાહ આપે છે કે મારે મારી અંજુમન સહીત નારવાનના મેદાન તરફ નિકળી જવું. કારણકે આમુલમાં મારા નોકરો તૈયાર છે તેમજ સારીમાં પણ મારા ગોલામો હાજર છે. તેથી ત્યાં મારૂં લશકર ભેગું થતાંજ મારે અત્રે આવવું કે જેથી એ મારાં માણસોની મદદથી હું તેઓની સામે લડી શકું. એ વાત શું તમોને પણ પસંદ પડે છે?"

ત્યારે તેઓએ તેને ભેગે અવાજે કહયું કે, "એમજ કરવું સારૂં છે." ત્યારે યેજેદશાહે તેઓને કહયું કે, "મારા દિલમાં તો જુદોજ વિચાર આવે છે. આવા ઇરાની બુજોર્ગો અને આવું લશકર હોવા છતાં અને હું આ ઇરાન જમીનનો તથા તાજ તખતનો માલેક હોવા છતાં મારે એમ કરવું ઘટતું નથી. પણ હું તો એ જુઓ મારે માથે લેઇ અત્રેજ રેહેવાનું પસંદ કરૂં છું. કારણકે એમ નાહાસવામાં કાંઇ બુજોર્ગી કે મરદાનગી કે અકલનું કામ ગણાશે

નહી. હું તો શરમ હોરી લેઉં તેના કરતાં એ દુશમનો સાથે લડવાનુંજ પસંદ કરૂં છું. કારણકે એક વાઘે એવી વાત કહેલી છે કે, 'તું તારા દુશમનો આગળથી વગર ફોકટની પીઠ ફેરવીને નાહાસતો ના. પણ જ્યારે મુશકેલ વખત આવે ત્યારે તેમ કરવું લાયક ગણાય.' ગમે એવો નાનો નોકર પણ પાદશાહના હોકમ મુજબ સારૂં માઠું તપાસીને વર્તે છે. તેથી એક પાદશાહને પણ ઘટે છે કે, એવા નોકરોને મુશકેલીના વખતમાં છોડી દેવા નહી અને જ્યાં ખજાનો હોય ત્યાંજ દોડવું નહી."

આથી સઘલા બુજોર્ગો તેની તારીફ કરતાં બોલી ઉઠયા કે, "એવી બાહાદુરીથીજ સેવટે તખત તથા પાદશાહી વીટી પાંમી શકાય છે. હવે તું વિચાર કર કે હવે હમુને તું શું હોકમ ફરમાવવા માગે છે તથા શું કરવા માંગે છે અને હમારી પાસે કેવો બંધોબસ્ત કરાવે છે?" ત્યારે પાદશાહે તે સરદારોને જવાબ દિધો કે, "એવા વિચાર કરતાં તો દિલની ખરાબી થાય છે. માટે બેહેતર તો એજ છે કે આપણે હાલે ખોરાશાન તરફ નિકળી જઇએ અને ત્યાં જઇ દુશમનોના હુમલાથી થોડો વખત નચિંત બન્યે. કારણકે તે તરફ પણ મારૂં ભારી લશકર પડેલું છે અને ત્યાં ઘણા બાહાદુર પેહેલવાનો પણ છે. વળી ત્યાં મને બીજા મુલકોના બુજોર્ગો તથા તુરકીઓ તેમજ ચીનના ખાકાનની પણ મુલાકાત થશે અને તેઓ મને પાદશાહ તરીકેની દુવા ગુજારશે. હું પણ તેઓની એ દોસ્તીમાં વધારો કરશ અને ફગપુરની બેટી સાથે નેકા કરી તેની સાથે સગાઈ બાંધશ. જેથી ત્યાંથી તુરાનના બુજોર્ગો અને બાહાદુરોનું એક લશકર મને મદદ કરવા આવશે. વળી તે તરફ માહુએ[1] નામનો એક બાહાદુર શખ્સ પણ છે, જેની પાસે પણ સ્વારો, હાથીઓ અને બીજો તરેહવાર અસબાબ છે. તેના જે નોકરો છે તે મારાજ ઘોડા ખાતાના નોકરો છે અને તેઓ ત્યાંના મેદાનોની સંભાળ કરતાજ ઉછર્યા છે. માટે તેઓ વચ્ચે જે સ્વારો, બોલકના લોકો તથા પેહેલવાનો હશે તેઓને પણ હું મારી બાજુએ મેળવી લેવશ. જેઓના મનમાં પણ નહી હોય તેઓને નામદારી અને મોટાઇ આપ્યાથી લશકરી અસબાબ, હાથીઓ અને માણસોની મદદ પણ મલી શકે છે. પછી તે મારી દરબારી નોકરી બજાવતા લોકો ગમે એવી હલકી તોખમના કે હલકા ખવાસના હોય તો શું થયું? મારો વજીર કે જેણે પુરાણી કહાણીઓ વાંચી છે તેનાથી મેં એવી વાત સમજી છે કે, જેણે કાંઇ બુરાઇ કીધી હોય અને જે વગર ફોકટનો દુશમન બન્યો હોય તેનાથીજ દુર રેહેવું. પણ જેઓ

---

૧ આ માહુએ સુરીવંશનો શખ્સ હતો અને મર્વમાં હાકેમી ભોગવતો હતો.

કાંઇપણ દયાનો કત્રો ધરાવતા હોય અને જેઓ પોતાના સરને પોતાની મીલ્કતોને લિધે આસમાન ઉપર ચઢાવતા હોય તેઓ ઉપર તું ઉમેદ રાખજે. મેં તો તેઓને કાંઇપણ કારણે દુઃખી કીધા નથી, કે જેથી તેઓ મારા દુશમન બનીને મારા તરફ કીનો રાખતા હોય."

આથી ફ્રરરોખજાદે હાથ ઉપર હાથ અફાલતાં તે શાહને કહ્યું કે "ઓ યજદાંપ્રસ્તી શાહ! તું બુરી તોખમના લોકો ઉપર એટલો બધો વિશ્વાશ ના રાખ. કારણકે મેં પણ એ બાબે એક નવીજ વાત સમજી છે કે, 'તું કોઈ ઉપર ગમે એવો જવેહરાતનો પણ વરસાદ વરસાવે અને તેનો રંગ કેવો છે તે કોશેષથી બાહાર કાઢવાની યુક્તિ કરે, પણ તેને બી પરવરદેગારે એવી રીતનો પેદા કીધેલો છે કે તે સાહેબના ભરમની કુંચી તારીથી મેલવી શકાવાની નથી.'" ત્યારે પાદશાહે તેને જવાબ દિધો કે, "ઓ મારા ઝંતુની વાઘના જેવા સરદાર! એવી અજમાયશ કર્યાથી કાંઇજ નુકસાંન થવાનું નથી."

પછી તે પાદશાહે તે રાત ત્યાંજ તોડી પાડી અને બીજે દાહાડે બામદાદ થતાં તેણે પોતાના નામદારો સાથે ત્યાંથી આગળ વધવા માંડયું. તેણે પોતાની સઘલી મુસકેલીઓની કાંઇપણ દરકાર કીધા વગર બગદાદથી ખોરાસાન તરફનો માર્ગ લિધો. આથી તેના સઘલા બુજોર્ગો પણ દુઃખી બનીને તે બાહાદુર પાદશાહની સાથે ગયા અને તેની તારીફ કરતાં બોલ્યા કે, "આ જમાનો તેમજ જમીન તારા વગરની ખાલી રેહેતી ના."

તે પાદશાહના એમ ચાલી જવાના દુઃખથી રૈયતે પણ દુઃખનો પોકાર કીધો અને ત્યાં જે કોઇ ગામડીઆઓ અને બાહાદુરોને પુસ્તી આપનારા ઇરાનીઓ હતા તેઓ રડતા કુટતા અને આંખોમાંથી આંસુઓની નેહર વરસાવતા પાદશાહ આગળ આવીને કેહેવા લાગ્યા કે, "ઓ પાદશાહ! હમો તો તારા ગોલામો છીએ અને હમારા શરીર તેમજ જીવ તારી ઉપરથીજ મરી ફીટે છે. જમાનો તારી સાથે ગમે એવી બાજી-ખેલતો હોય તોપણ હમે સઘલા પણ તારીજ સાથે આવીશું. તું પાદશાહનો ચેહેરો જોયા વગર હમો હમારા શેહેર અને ઘરમાં ખુશીથી કેમ રહી શકીશું? હમે આ આબાદ જમીન ઉપર હમારા ફ્રરજંદો તથા ખજાના સાથે રહીએ તેના કરતાં તારા આવા ખાસ્તીના વખતમાં હમો પણ તારીજ સાથે દુખી થઇને રહીશું. તારી તખત ઉપરની ગેરહાજરી સાથનો એવો વખત હમુને ગમતો નથી. (પરવરદેગાર કરેને) તારૂં નસીબ તારીથી દુર નહી થાય તો સારૂં."

પછી તેઓએ પોતાના ચેહેરા ધુલ સુધી નમાવી તેને પુછ્યું કે, "હમુને કેહે કે તારી સામે હમો ઇરાનીઓથી શું કસુર થઇ છે? કારણકે હમો પણ

હમારો આબાદ મુલક તારી સાથે તજવા માંગ્યે છીએ અને આ જેહાન તારીજ મદદગાર થાય એવું હમે ઇચ્છીએ છીએ. ત્યારે તું શા માટે એમ દુખી દિલનો બની અને ઇરાનને તજી તુરાનમાં ખાકાન આગળ જાય છે ?" આથી તે પાદશાહની આંખોમાં પણ આંસુ આવી ગયાં અને તેણે તે નામદારોને કહયું કે, "હવે તો તમો સઘલા ભેગા મલીને મારે માટે પરવરદેગાર આગળ દુવા માંગો અને તેવી દુવાઓમાંજ વધારો કરતા રહો; કે જેથી હું તમો લોકોને એકવાર ફરીથી જોવા પાંમું અને મારાં એ દુઃખ અને ગમનો પણ અંત આવે. હું કે જે મારા બાપની યાદગારી તરીકે જલવાયલો છું, તેને માટે તમો સર્વે પાક પરવરદેગાર આગળજ તમારા ભલા વિચારો જણાવજો. હું પણ તમોને કાંઇ નુકસાંન પુગે એવું ચાહાતો નથી. તેથી તમો મારે માટે પણ કાંઇ બુરૂ વિચારતા ના. હવે તો આ ફરતાં આસમાનનો વિચાર શું છે અને તે કોણ તરફ ફરી પોતાની દયાનો વધારો કરનાર છે તે આપણે તપાસીશું. તે આસમાનની તૈયારીઓ જોઈ તમો તમારી પણ તૈયારી કરજો. કારણકે તેની ગીરદેશના ભરમ આગળ આપણું કાંઈજ ચાલતું નથી."

પછી તેણે ચીનના વેપારીઓને કહયું કે, "એ અરબો જેઓ ઇરાન ઉપર ફાવી જવા માંગે છે તેને બદલે તેઓનો નુકસાંનમાં અંત આવે ત્યાં સુધી તમો ઇરાનમાં રેહેતા ના." આથી ત્યાં ભેગા થયલા સઘલા લોકો પાદશાહ આગળથી દુખી દિલે છુટા પડયા, અને ગમથી મોટે મોટે રડતા ઘરે ગયા. ત્યારબાદ હોરમજદના બેટા ફરરોખજાદે ઇરાનથી જેહાનના અનુભવી શખ્સોને બોલાવી ત્યાંથી પોતાના લશકર સાથે કુચ કીધી. તે સઘલું લશકર પણ પોતાના પાદશાહને માટે ઉપજતાં દુખથી રડતું પોતાના એ સપેહસાલારની સરદારી હેઠલ બાહાર પડયું. જ્યાં જ્યાં મંજલ કરવાની જગ્યા આવતી ત્યાં તેઓ ઉતારો લેતા અને દારૂ પી તથા ગાયણ ગાઇ આસાયશ લેતા. પેલી તરફ પાદશાહ પણ રએથી પવનવેગે ગુરગાન તરફ ગયો અને ત્યાં દલગીરી તથા ખુશાલી વચ્ચે એક અઠવાડયું ઠોભ્યો.[1] તેણે નાદરોસ્ત ચેહેરે ગુરગાન ખાતે આવી ગુસ્સા સાથે દુશમનોનો આવવાનો માર્ગ ઘેરી લિધો.

---

૧ બીજા તવારીખનવેશોના જણાવ્યા મુજબ જ્યારે સાઆદે વક્કાસ ઇરાનના પાયતખત મદાઈન ઉપર ચઢી આવ્યો ત્યારે યજદેજર્દ બગદાદમાં નહી પણ ત્યાંજ હતો. પણ અરબોના આવી લાગ્યાની ખબર સમજતાંજ તે ત્યાંથી જલુલા ખાતે જતો રહયો હતો. યજદેજર્દના ચાલી જવા પછી ઇરાનીઓ અને અરબો વચ્ચે મદાઈન આગળ તેમજ હોલવાન આગળ ભારી લડાઈઓ થઈ હતી. પણ તેમાં પણ અરબોજ ફાવ્યાથી એ પાદશાહ ઘણો રખડમાં પડી ગયો હતો. તેણે જલુલા ખાતેથી પણ નાહાસીને રએમાં જઇને આશ્રો લિધો હતો.

# યજદેજર્દે માહુએ સુરી ઉપર નામું લખ્યું તે વિષે.

પછી તેણે માહુએ સુરી નામના એક લડાયક જેહાનના પેહેલવાન ઉપર દુખ અને ગુસ્સા વચે અને આંખોમાંથી દુખના આંસુઓ પાડતાં એક નામું લખાવ્યું. તેણે તે માટે જેહાનના અનુભવી મુનશીને પોતાની આગળ બોલાવ્યો અને તેની પાસે લખાવતાં તેણે પેહેલાં પરવરદેગારની તારીફ લખાવી કે, "પરવરદેગાર પોતે સર્વ આગાહ છે અને તે ફરતા મંગલનો તથા સુરજનો માલેક છે. હાથીથી તે કીડી સુધીની પેદાયશો તેણેજ પેદા કીધી છે. તે સાહેબ એક નજીવી ચિજમાંથી પોતાની મરજી થાય એવી ચિજો બનાવે છે અને તેમ કરતાં તેને કોઈ શિક્ષકની પણ અગત્ય પડતી નથી. અરબોની સામે લડતાં માર્યા ગયલા પેલા રૂસતમે, મારા ઉપર શું શું વિટનાર છે અને આ પાદશાહીનો સઘલો રસકસ જતો રેહેનાર છે, એવી આગાહી કેહેવાડી હતી. ત્યારથી દુખને સબબે મારા ઉપર જેહાન તંગ બનતી ગઇ છે. કાંઇપણ જમીન વગરના, ખાનદાન વગરના, દાનાઇ વગરના અને વિચાર વગરના કોઇ સાઆદે વક્કાસ નામના અરબને હાથે એ રૂસતમ માર્યો ગયો છે અને હાલે તેનું લશકર પણ તીસફુનની ભાગલ સુધી આવી ચઢયું છે. હવે તે શેહેરનો પણ નાસ થઇ એક વેરાન જંગલ જેવું બનવાનો વખત આવી લાગ્યો છે. તેથી હવે તું પણ તેની સામે લડવા માટે તારા લશકર સાથે તૈયાર થા અને એ બાબદથી તારાં લશકરને વાકેફ કરી તેને પણ એકદિલીવાલું બનાવ. હવે તો મારીથી નેશાપુરમાં પણ એક અઠવાડયાંથી વધુ રહી શકાવાનું નથી. કારણકે હવે અત્રે પણ મોટી મુશકેલીઓ સામી આવીને ઉભી છે. હું મર્વમાં આવી લાગતાંજ તુરકસ્તાનના ખાકાન અને ચીનના ફગફુર આગળ એલચીઓ મોકલવાનો ઇરાદો રાખું છું અને તેઓ પાસેથી ભારી લશકરની માગણી કરવા માંગું છું કે જેથી એ બરગસ્તે બનેલું નસીબ પાછું રાહ ઉપર આવી શકે. એ નામાની પુઠે હવે હું પણ તારી આગળ પવનવેગે આવી લાગશ ત્યારે એ સઘલી વાત કરશ."

પછી તેણે એક સ્વારને એ નામા સાથે સુરી ખાનદાનના માહુએ આગળ મોકલી આપ્યો.

## યજદેજર્દે તુસના મરઝબાનો ઉપર નામું લખ્યું તે વિષે.

ત્યારબાદ તેણે પોતાની અંજુમન વચેથી એક બીજા દાનાવ અને અક્કલમંદ એલચીને પસંદ કીધો અને તેણે દુઃખી દિલે તથા ઉતરેલે ચેહેરે તુસના મરઝબાનો ઉપર એક બીજું નામું લખ્યું. તેમા તેણે પેહેલી પરવરદેગારની તારીફ ગાઈ કે, "આપણને પરવરદેગારથીજ જોર, નસીબ અને હુનરનો હીસ્સો મલે છે. વળી તેનાથીજ ફતેહ અને ખોરેહ પણ મલે છે તથા તાજ, તખત તેમજ પાદશાહી પણ મેલવાય છે. એક મછરના પગથી તે ઉડતાં ગીધની પાંખ સુધી તથા જમીન ઉપર ચાલતા હાથીથી તે પાણીમાં વસ્તા મગર સુધીની સઘલી પેદાયશ તેનીજ પેદા કીધેલી છે. તેના હોકમ વગર કોઈથી ચાલી પણ શકાતું નથી. તેમજ તેનો વિચાર થયા વગર કોઇથી એક દમ પણ લેવાઇ શકાતો નથી."

"નામદાર અને બાહુર શેહરીયારનો બેટો મોટો જેહાનનો શાહ યજદેજર્દ જે ઇરાનનો એક ફતેહમંદ સપેહસાલાર છે તથા જે ઇરાન જમીનની સંભાળ કરનાર અને બીજા મુલકોનો જીટનાર ગણાય છે, જેની તોખમ પરવરદેગારની બંદગી કરનારા બુજોર્ગોથી ઉતરેલી છે, જેઓ તાજદાર પાદશાહો ગણાતા હતા અને જેઓથી આ જમીન આબાદ બનતી હતી, જેઓ તાજ અને તખતને સોભાવનારા હતા તેઓના તોખમથી ઉતરેલા યજદેજર્દની તરફથી આ નામું ખજાનો તેમજ તખત ધરાવનારા, ખોરેહમંદ, દમામદાર, તાજદાર અને લશકરવાલા શમીરાનના, રૂઇનેના તેમજ રાદેહના પાહાડ ઉપરના તથા કેલાટના તેમજ બીજાં જંગલોના જુદા જુદા મરઝબાનોને પુગે."

"પરવરદેગાર મારો નેગેહબાન થજો અને તમો પણ જમાનાની બુરાઇથી બચતા રેહેજો. તમો બાહુરોએ પણ સમજ્યું તો હશે કે, આપણા નામીચા કાગ્યાની ઝુન્ડના બુરા હાલ થયલા છે. તમો તો જાણો છો કે મારૂં દિલ લડવૈયાઓ તથા ઉંચા ખાનદાનના લોકો તરફ વાહાલ ધરાવનાર અને ઇનસાફી છે. તમો જેવા વફાદાર લોકો પોતાના ખજાના કરતાં પોતાના શાહને ખાતર વધુ દુઃખ હેરી લેવો છો. જ્યારે પેલો બીહામનો બેહરામ ચોબીન પાદશાહના હોકમથી પોતાનું સર ફેરવીને ચઢી આવ્યો હતો ત્યારે પણ તમોએ તમારાં દિલને આ જમીન તેમજ બોહલાં શેહરો ઉપરથી તથા બાગો, મેદાનો અને મેહેલો ઉપરથી ( પાદશાહને ખાતર ) ઉઠાડી મુકયા હતાં. એવા બનાવને

લિધે તમોએ ધાસ્તી અને નુકસાંનથી બચવાને ખાતર ઉંચા પાહાડો અને અને ગુફાઓને તમારૂં રેહેઠાણુ બનાવ્યું હતું."

"હવે જો તે પરવરદેગાર સાહેબ મને પણુ જોર બક્ષશે અને જમાનો મારાં દિલની ઈચ્છા મુજબ ચાલતો થશે તો હું એના બદલામાં નેકીનોજ વધારો કરશે અને જેહાનની પાસબાની કરનારા પરવરદેગારની હું બંદગી કરતો રેહેવશ. તમોને ખબર તો મલીજ હશે કે, મારા ઉપર મારા ગ્રહોએ કેવી જફા પાડવા માંડી છે. આ સાંપ ખાઇને ઉછરનારા હારેમનના જેવા ચેહરાના અરબો કે જેઓ જરા પણુ દાનાઇ કે શરમ ધરાવતા નથી અને જેઓ પાસે કાંઈપણુ ખજાનો, નામદારી, તાજ તખત કે ખાનદાન કાંઇ નથી, તેઓ હાલે આ જેહાનની બરબાદી કરવા બેઠા છે. હાલે બુલંદ આસમાનના કામોની સરૂવાતજ એવી થઈ છે કે, જેથી આ મારી પાદશાહીનેજ નુકસાંન પુગશે. એ હુશીયારી કે દાનાઈ વગરના તથા નામદારી નહી ધરાવનારા અરબો પોતાના ઉજડ અને પાણી વગરના મેદાનોમાંથી આવી આ મારૂં તખત છુટી લેવાની ઈચ્છા કરે છે અને એ રીતે એ ભુખે મરતાઓને તાજ ભાવી આવ્યું છે."

"વળી પાદશાહ નૌશીરવાને એવો સ્વપનો જોયો હતો કે આ તખતનો આબ અને જલકાટ જતો રહયો છે. તથા વળી તેણે એવું પણુ જોયું હતું કે, એક લાખ અરબો મસ્ત ઉંટો ઉપર સ્વાર થઈ અરવંન્દ નદી તરી આવ્યા છે અને તેઓએ આ જમીન ઉપર એક તનખલું વટીક રાખ્યું નથી. તેઓએ તમામ માણસોને તથા આતશકદેહોને બાલી મુકયાં છે અને નોરોજ તથા જસને સદેહના હીંગામોની જલક ઉડી ગઈ છે. ઇરાનથી તે આમુલ સુધીના ખેતરો તથા મેદાનોમાંથી સનીશ્ચર સુધી સઘલો ધુમાડો ઉડી રહયો છે. શાહાનશાહી મેહેલોના પુસ્તાઓ વટીકનો નાશ થઇ તેઓ સઘલા ભોંય સાથ બન્યા છે. એ સ્વપનાની તાસીર હવે હાલે મલતી જાય છે અને આપણું નસીબ ઉંધું વલવા માંગે છે. જે સઘલા નામીચાઓ છે તેઓ હવે ખુવાર બનશે અને નીચ તોખમનાઓ નામદારી ભોગવશે. જેહાનમાં સઘલે બુરાઇનુંજ રાજ ચાલશે અને ખુબી ઢંકાઇ જઇને સઘલે નાશ ફેલાશે. શેહેરે શેહેર જુલમગારો અને બીહામના દેવોનું રાજ ચાલશે. આપણું મુબારક નસીબ ઉડી જઇને સઘલે રાતનો અધંકાર ફેલાય એવી નિશાણુ માલમ પડે છે. તેથી હાલે મારા રાહાબરોની સલાહથી તથા પાકીજેહ વિચારના પેહેલવાનોની મસલતથી હું ખોરાસાન તરફના મારા લાયક મરઝબાનો તરફ આવવાને આવી લાગ્યો છું.

પછી તુરાના હાકેમને મળવાને માટે હું એ તરફ મારા હાથીઓને તથા લશ્કરના અસબાબને હંકાવશ અને ફરતો જમાનો આ ઢીલાં થઇ પડેલાં નસીબને કેવી રીતે મજબુટી આપે છે તે હું તપાસશ."

"પછી હું અત્રેથી લડવા માટે પાછી કમર બાંધીને પેલા અરબોની સામે લડાઈ કરવા જવશ. હવે ફરરોખજાદ મને મારા કમરના કાંઠાની માફક મદદગાર થયો છે અને તે મારો નહી ફરે એવો દોસ્ત બનીને ઉભો છે. હાલે તે લડાઈ કરવાને માટે અલતુન્યા તરફ ગયો છે અને તેણે સામાં લશ્કર સાથે લડાઇ પણ સરૂ કીધી છે. તે એબ ખોરાઓ લડાઇમાં ફાવતા ફાવતા હવે મારા પાય તખત સુધી લડવાને વધી આવ્યા છે અને પોતાને ભાવે છે તેમ મને તાબે થવા માટેના કેહેણો કેહેવાડે છે. આ તરફ પાહાડી જમીન તથા ગારો હોવાની મને ખબર છે તથા ત્યાં ઉંચા ગુંમબજે સાથના કીલ્લાઓ તમામ અસબાબોથી ભરેલા છે એમ મને કહેવામાં આવ્યું છે. એ કીલ્લાઓ આસપાસ ઉંડી ખાહીઓ, ખાદાઓ અને કાદવ કીચળવાલાં મેદાનો આવ્યાં છે, જે બનાવવામાં દિલની ખુબી સમાયલી છે. આપણી સામે લડવા આવેલું તે લશકર એટલું તો ભારી છે કે, આવી કીલ્લેબંધીવાલી તંગ જગ્યામાંજ તેનાથી જાઝે વાર ટકી શકાશે નહી."

"માટે મેં મારા સઘળા પેહેલવાનોને ભેગા કરી તથા તેઓ સાથે બેસીને એ બાબે વિચાર ચલાવ્યો હતો. ત્યાં ઘણું બોલાયું પણ હતું અને પછી સેવટે હમે એવા ઠેડાવ ઉપર આવ્યા હતા કે, તાજ, તખત, મોહર અને વીટીની સંભાળને ખાતર તમામ કેશમીરી અને ચીનાઈ રેસમી કાપડ તથા કુબચાક અને કીરવાનના દેશોની બનાવતની બીજી મોંઘી કીંમતની જે કાંઇ ચિજો હાથ આવે તે તથા મારા હાથમાંથી બીજે હાથ હજી ગયલી નહી હોય તેવી સઘલી પેહેરવાની તથા પાંઠરવાની ચિજો તેમજ સર્વેની તારીફ પામેલી સુનાની તથા ઉંચાં જવેહરાત જડીત ચિજો, તથા આપણને લાંબો વખત સુધી ચાલી શકે એવી સઘલી ખોરાકી તથા સરસામનની ચિજો ચાલીશ હજાર ગાહાંઓમાં ભરી તેઓની એક વંજાર બનાવીને તથા બાર હજાર ખચરો ઉપર ઘઉં, બાજરી વિગેરે અનાજ લાદીને તે સઘલી વંજાર એક મોબેદની સરદારી હેઠળ અત્રે હંકારી લાવવી. વળી તેમાં આસમાન સુધી ઉંચો ઢગલો થાય એટલું નીમક તથા ચરબદાર મેંઢાંઓ અને હજાર ઉંટો લદાય એટલી કસ્તુરી તથા ઘી, શાકર તેમજ બીવરના ચાંમડાં તથા મધની તુમડીઓ એ સઘળું બાર હજાર જોરાવર ઉંટો ઉપર લાદીને એ કીલ્લામાં મોકલી આપવું."

"એ ઉપરાંત વળી મારા જે ચાલીસ હજાર નીમકહલાલ નોકરો છે તેઓ પણ એવી સઘલી ચિજો લાવીને ત્યાં એકઠી કરશે. વળી ત્રણ હજાર ઉંટો ઉપર બે મહીના સુધી કામ આવે એટલું નફ્ત તેલ લાઢીને તે પણ ત્યાં એકઠું કરવામાં આવશે.૧ વળી મારો એક વજીર પણ પોતાના નોકરોના ટોલાં સાથે અત્રેના શમીરાન તથા રાદેહ પાહાડ ઉપરના બુઢાઓ, દાનાવો અને પાહાડી હાકેમોની મુલાકાતે આવશે; અને જે કાંઈ જોઇતું હશે તે તેઓ એ કીલ્લામાં ભરાવશે. તેઓ મારા ખજાનચીન ઉપર તેવા હોકમના નામાંઓ લખશે. જો તમારી પાસે અને તમારી તરફની અંજુમનના બુજોર્ગો પાસે એવી કાંઈ ચિજો હોય તો તે પણ તમો એ પાહાડી કીલ્લામાં લેઇ જઇને રાખજો, કે જેથી તમોને તુરકીઓ યા અરબોથી કાંઇ નુકસાંન પુગે નહી."

"આવા બાધુરીના વખતમાં તમોએ પણ મારા મદદગાર બનવું ઘટે છે. મારો દાનાવ અને પાકીજેહ વજીર (તમો માટે જે કાંઇ જોઇતું હશે તેનો પણ) મારા ખજાનચીન ઉપર હોકમ મોકલાવશે. જે કોઇ એ કામમાં મેહેનત ઉઠાવી લેશે તેને માટે તે પાંચ પારસી પોશાકો મોકલાવશે તથા તે કામના બદલા તરીકે વળી તે એક સુનેરી છેડા સાથનો શીરપેજ પણ મેલવશે. વળી આવો બુરો વખત વહી જવા પછી તેઓમાનો દરેક શખ્સ ચાલીશ ચાલીશ દીરમ મેલવવા પાંમશે. તેથી તમો પણ પાક પરવરદેગારનું નામ મોઢાં ઉપર લેજો; કારણકે તેનાથીજ ઉમેદ, ધાસ્તી અને ફીકર એ સઘલું મલે છે. બીજું મારા તાજદાર અને ખોરેહમંદ ચેહેરાની ખુબીથી અને મારા તરફની દયાથી આ જમીન પણ પાછલથી પાછી ફલવંત બનશે. તેમજ નોરોજની બુજોર્ગી પણ પાછી આરાસ્તા થશે અને બુજોર્ગોની નજરે સઘલી માલ મીલકતજ પડતી રેહેશે. વળી તમોમાંથી જેઓ મારા તરફ વફાદાર રેહેશો અને મારૂં તાજ જલવાઈ રહેલું જોવા પાંમશો તેઓ ઉપર પરવરદેગારની પણ દુવા ઉતરશે. ૨"

---

૧ મીરખુંદના જણાવ્યા મુજબ, કાદસીની લડાઈ પછી યજદેજર્દ મદાઈન છોડી જલુલા તરફ રવાના થયો તે આગમચ તેણે જે કાંઇ નગદી કે કીંમતી અસબાબ લેવાયો તે લેઇને નેહાવંદ ખાતે મોકલાવી દિધો હતો.

૨ રોલીનસનના જણાવ્યા મુજબ યજદેજર્દ રયમાં આવ્યા પછી ઇ૦ સ૦ ૬૪૧ માં પોતાનો મુલક અરબોના હાથમાંથી પાછો લેવાને એક છેલ્લી પણ મજબુટ કોશેસ કીધી હતી. તેણે મીદયા, આજરબૈજાન, ખોરાસાન, ગુરગાન, તબરીસ્તાન, મર્વ, બેકત્રીયા, સીસ્તાન, કેરમાન અને ફારીસ્તાનના પોતાના મલતા-

પછી તે નામાં ઉપર મોહર માર્યા બાદ એ નામું પોતાના લશકરના એક સરદાર મારફતે તેણે ત્યાં મોકલી આપ્યું.

## યજદેજર્દ તુસ તરફ ગયો અને તેને માહુએ સુરી સામો લેવા આવ્યો તે વિષે.

પછી યજદેજર્દ પણ લશકરનો અસબાબ લાઢીને નેશાપુરથી તુસ તરફ ગયો. એ વાતની ખબર માહુએ સુરીને થઇ કે, "પાદશાહ દેહેસ્તાનને માર્ગે અત્રે આવી લાગે છે," ત્યારે તે પોતાના નેજા અને હથીયાર સાથના ભારી લશકર સાથે તેને સામે લેવાને ગયો. પછી તે પાદશાહનું દબદબાભર્યું તાજ માલમ પડી આવતાંજ અને તેનો બુર્જોર્ગીભર્યો ઝુન્ડો અને ભારી લશકર જણાતાંજ એ માહુએ તુરતજ ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયો અને પોતાના શેહેનશાહ તરફ પોતાનું કમીનાપણું જાહેર કીધું. પછી તેણે શરમના આંસુથી પોતાની આંખોને ભરી નાખીને ઢીમી ચાલે ત્યાંની ગરમ ધુલ ઉપરથી ચાલતો તે પાદશાહની આગળ વધ્યો અને ત્યાં જમીનને બોશો લેઇ પાદશાહને નમન કીધું, ત્યારબાદ તે ત્યાં કેટલોક વખત સુધી ગુપચુપ ઉભો રહયો. તેના તમામ

---

વીશેક હાકેમો ઉપર નામા લખી તેઓ પાસેથી લશકરની મદદ માંગી હતી જે તેઓએ પુરતી દીલશોજી સાથે મોકલી હતી અને તે એક લાખ પચાસ હજાર માણસોનું ભારી લશકર પાછું ઉભું કરવા પાંમ્યો હતો. આ લશકરની તેણે ફીરૂજાન નામના સરદારના હાથમાં સરદારી આપી હતી. એ લશકરની સરદારી લેઈ ફીરૂજાન તે લશકરને નેહાવંદ તરફ હંકારી લાવ્યો હતો. પણ અરબો એવા હુમલાની વકી રાખતા હોવાથી તેઓ પણ પોતાની તૈયારીમાં હતા. બંધે પક્ષો વચે અત્રે ભારી લડાઈ ચાલી હતી અને કદાચ ઈરાનીઓની તેમાં જીટ પણ થઈ હતે. પણ અરબો ઈરાનીઓ સાથે ફરેબ રમવાથી અને પોતાના કલીફના અચબુચ મરણ થવાથી તેઓ બે દીલ બની ત્યાંથી નાહાસ્તા હોય તેવા ઘોંગ કરવાથી ઈરાનીઓ પોતાની બચાવની જગ્યા છોડી તેમની પુઠ ધરવા બાહાર નિકલ્યા હતા. એ રીતે તેઓને બે દીવસો સુધી પુઠ ધરવા દેઈ એ અરબોએ અચબુચ પાછા ફરી ઈરાનીઓ ઉપર ભારી હુમલો કીધો હતો અને તેઓ વચે ત્રણ દીવસો સુધી ભારી લડાઈ ચાલી હતી. આ લડાઈમાં અરબોનો સરદાર નોઅમાન માર્યો જવા છતાં આખરે તેમાં અરબોનીજ જીટ થઈ હતી અને ઘણા ઈરાનીઓ માર્યા ગયા હતા તથા તેમનો સરદાર ફીરૂજાન અરબોના હાથમાં કેદ પકડાયો હતો. એ રીતે એ નેહાવંદની લડાઈથી સાસાની વંશની આખેરી આવી હતી અને જરથોસ્તીઓનું પડી ભાગેલું રાજ્ય પાછું ફરીથી ઉભું થવા પાંમ્યું હતું નહી.

લશકરે પણ પોતાના માંથાં જમીન સુધી નમાવી તે પાદશાહની ભેગે અવાજે તારીફ કીધી. ફરરોખજાદે માહુએને જોતાંજ પોતાના લશકરને સફ ખેંચી ઉભું રેહેવા ફરમાવ્યું. એ માહુએ સુરીને જોઇ તેનું દિલ પણ ખુશ બન્યું અને તેણે તેની સાથે કેટલીક નશીયત ભરેલી વાતો કીધી. તે બોલ્યો કે "હું હવે આ કેઆની તોખમના પાદશાહને તારા સ્વાધીનમાં સોંપું છું. માટે તું તેની આગળ તારી કંમર તાબેદારીથી બાંધેલી રાખજે અને તેને કાંઇપણ નુકસાંન પુગવા દેતો ના, તેમજ કોઇને પણ તેને તાણો મારવા દેતો ના. મને તો હવે રએ તરફ જવું પડશે અને ત્યાર પછી એ તાજદાર પાદશાહના હું પાછાં દર્શણ કરવા પાંમશ કે નહી તેની મને ખબર નથી. ઘણી ઘણી લડાઇઓ જોઇ વલેલા મારા જેવા ઘણા શખ્સો આ નેજાવાલા અરબોની સામે લડતાં માર્યા ગયા છે. (મારા ભાઇ) રૂસતમના જેવો તો જેહાનમાં કોઇ પણ સ્વાર હતો નહી અને આગળ તેવો કોઈ થઇ ગયો હોય એવું દાનાવોએ સમજ્યું પણ નથી, તે પણ આવા કાગડા જેવા અરબ સરદારને હાથે માર્યો ગયો છે. તેથી હાલે તો આપણો પણ વખત બારીક થઈ પડયો છે. પરવરદેગાર તે મારા ભાઇને નેક જગ્યા બક્ષજો અને એ કાલા કાગડાઓ (અરબો) તીરની અણીથી વિધાયલા બનજો."

ત્યારે માહુએએ તેને જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! એ પાદશાહ તો મારી આંખ અને મારાં રોશન રવાન જેવો (મને વાહાલો) છે. તેથી હું એ તારૂં આ આસમાનની માફક છાયડો આપનારા મારા પાદશાહ માટેનું ફરમાન કબુલ રાખું છું." પછી તે ફરરોખજાદ હોરમજદ ત્યાંની દરગાહમાંથી બાહાર પડીને પોતાના પાદશાહના હોકમથી રએ તરફ ગયો. એ બનાવ પછી કેટલોક વખત વહી ગયો અને તેટલાંમાં તે બુરી મનશનીના અરબોના મગજમાંથી દયા નિકળી ગઇ.૧ આસમાન તેઓને લડાઇમાં ફતેહ આપનાર દોસ્ત બન્યાથી એ અરબો સામે જવાની કોઇની હીંમત થતી હતી નહી. આથી તે પાદશાહનો ચેહેરો ગમગીન રહેતો અને તેનું દિલ પણ દુશ્મનોના આવાં કામોથી તંગ રેહેતું હતું. જ્યારે માહુએએ પાદશાહની આવી

૧ યજદેજર્દના મર્વમાં આવી આશ્રો લીધા પછી નેહાવંદની લડાઇ બાદ દસ વર્ષ સુધી તે મર્વમાંજ રહયો હતો અને પોતાના ખોહી નાખેલા મુલકો પાછા મેલવવાને માટે બીજા રાજ્યોની મદદ મેલવવાની ચાલું કોષેશો કીધી હતી. તેણે મર્વમાં એક છેલ્લું આતસકદેહ પણ સ્થાપ્યું હતું એમ કેહેવાયલું છે. તે જ્યારે મર્વમાં આવી વસ્યો ત્યારે તેની ચોવીસ વર્ષની ઉમર હતી અને ગુજર પાંમ્યો ત્યારે ચોત્રીસ વર્ષની ઉમરે ગુજર પાંમ્યો હતો.

હાકેલી હાલત જોઇ અને તેના નસીબને પણ ઉંધું વલતું જોયું ત્યારે તેને પણ તેનું તખત ઉટાવલે લેઇ લેવાની ઇચ્છા થઈ આવી અને તેના તમામ આચાર વિચારો બદલાઇ ગયા. તેથી તેણે થોડો વખત બીમાર પડી જવાના અને બીમારીને સબબે પાદશાહની નોકરી બની શકતી નથી એવા ઢોંગ કીધા.

## માહુએ સુરીએ યજદેજર્દ સામે લડાઈ કરવા બેજનને ઉશકેરીઓ અને યજદેજર્દ ત્યાંથી નાહાસીને એક કારખાનાનો આસરો લિધો તે વિષે.

હવે બેજન નામનો એક તુરકી ખાનદાનનો આપ અખત્યાર પેહેલવાન હતો જેની પાયતખતની જગ્યા સમરકંદના મુલકમાં આવી હતી અને તેનું ખાનદાન પણ તેજ મુલકમાં વસ્તું હતું. એ બદબખ્ત માહુએને એવી આપ-અખત્યારી સુજ પડતાંજ તેણે બેજન ઉપર એક નામું લખાવ્યું કે, "ઓ ફતેહભર્યા પેહેલવાન જાદા! હવે તું તુંને ફાયદો થાય એવી લડાઈ માટે તૈયાર થા. કારણકે પેલો જેહાનનો શેહનશાહ યજદેજર્દ હાલે પોતાના લશકર વગર અત્રે આવીને રેહેલો છે અને મર્વમાં તેણે પોતાનું રેહેઠાણ કીધું છે. તેથી જો તું અત્રે ચઢી આવશે તો તેનું તાજ તખત તારૂં બનશે તેમજ તેનો તમામ ખજાનો અને તેનું લશકર જે છે તે પણ તારૂંજ થશે. હાલે તારા ન્યાગાનોનો કીનો નવેસરથી દિલમાં યાદ કરવાનો તારો વખત આવ્યો છે. એ જુલમગાર તોખમ ઉપર વેર લેવાની હાલે તુંને ટક છે."

બેજનને આવું નામું મલતાંજ તે આપઅખત્યાર માહુએના હાથમાં તમામ જેહાન આવી ગઈ હોય એમ તેને જણાયું. તેથી તેણે પોતાના વજીરને કહયું કે, "ઓ સાચાઓના સરદાર! એ બાબે તારૂં શું મટ છે? જો એ માહુએની મદદે હું મારૂં લશકર મોકલી આપશ તો અત્રે મારૂં કામ બીગડી જશે અને વળી એ પાદશાહ પણ મારે માટે અફસોસ કરશે. તેમજ મને મનશની વગરનો અને ચાપલુસી ખોરો ગણશે. જો હું એમ નહી કરશ તો એ લોકો વળી એમ કેહેશે કે, મેં ધાસ્તી ખાધી અને હું એ લડાઇથી ડરી ગયો."

ત્યારે તે વજીરે તેને જવાબ દિધો કે, "ઓ સિંહ જેવા દિલના લડાયક! જો તુંને અત્રેથી એ માહુએની મદદે જઇ પાછા ફરવાની શરમ લાગવી હોય

તો, તું તારા સપેહસાલાર બરસામને તેની મદદે ત્યાં લડવા જવા ફરમાવ. એ સુરીના કેહેવા ઉપર જો તું પોતે લડવા દોડી જશે તો દાનાવો તુંને હલકો ગણશે." ત્યારે બેજન બોલ્યો કે, "હા, એમજ કરવું જોઇએ. અત્રેથી મારે જવાની કાંઈજ અગત નથી."

આથી તેણે બરસામને ફરમાવ્યું કે, "અત્રેથી તલવારવાલા દસ હજાર લડાયક સ્વારોને લેઇને તું મર્વ તરફ જા અને ત્યાં લડવાની તૈયારીઓ કર, કે જેથી તે ઈરાની શાહ આપણા હાથમાં કેદ પકડાય." એમ સમજતાંજ તેનું લશકર ઉડતા રાણી મરઘાઓની જડપે એક અઠવાડયામાં બોખારાથી મર્વ આવી લાગ્યું. તેથી ત્યાં અંધારી રાતે લડાઇના પોકારો ઉઠી રહયા અને ત્યાંના મેદાનમાં ઢાલોના અવાજ સમજાઈ રહયા. પણ તે બીચારા પાદશાહને એ માહુએ સુરીના એમ બદખાહ બન્યાની ખબર કયાંથી હોય ? ?

ત્યાં આવા પોકારો ઉઠી રહયા હતા તેવામાં પાદશાહ યજદેજર્દ[1] આગળ બામદાદ થતાં એક સ્વાર આવ્યો અને તેને કેહેવા લાગ્યો કે, "માહુએએ તુંને કેહેવાડયું છે કે, એ તુરકી પાદશાહનું લશકર અત્રે શા માટે આવી લાગ્યું છે તે હું જાણતો નથી. એ લશકરનો સપેહસાલાર એક ખાન છે અને તે લશકર ચીનના ફગફુર તરફથી આવ્યું છે. પણ એ લશકરથી કાંઈ આપણી સામે ટકાવાનું નથી."

આથી પાદશાહ યજદેજર્દે ગુસ્સા સાથે ઉઠી હથીયાર બાંધી લિધાં અને પછી બંધે તરફના લશકરો એકમેકની સામે આવી ઉભાં. ત્યાં તેઓએ સફ ખેંચી અને લડાઈના પોકારો ઉઠી રહયા. ઇરાની પાદશાહ પોતે પણ લડવા માટે ઉશકેરાઇ રહયો. તે બંધે લશકરોએ પોતાની જમની અને દાબી પાંખો ગોઠવ્યા બાદ બંધે તરફનું લશકર લડાઇમાં ઉતર્યું. પાદશાહ પોતે હાથમાં નેજો ધરી લશકરના વચલા ભાગમાં જઇ ઉભો. પણ તેટલામાં ધુલારાં વચેથી પોતાના તમામ લશકરને તેણે ગુમ થતું જોયું. તેણે તુરકીઓને એમ ફાવતા જોતાંજ પોતાનો હાથ તલવાર ઉપર લંબાવી તે બાહાર કાઢી અને સામા લશકર ઉપર હાથીની માફક ધસી જઇને ત્યાંની જમીનને નાઇલ નદીના જેવી બનાવવા માંડી. તેણે ગરજનાના જેવો પોકાર કીધો પણ તેને પોતાની પુઠે કોઇપણ પેહેલવાન રહેલો જોયો નહી. તેઓ તો એ નામદારને દુશમનોના સ્વારો વચે છોડી તેની આગળથી પીઠ ફેરવી નહાસી ગયલા માલમ પડયા.

---

૧ ફીરદોસી જે આ બનાવો બનતા જણાવે છે તે બીજા કોઈપણ તવારીખનવેસોએ જણાવ્યા નથી.

તે જેહાનના પાદશાહે એમ માહુએને પોતાને તજી જતો જોતાંજ તેમાં તેનું કાંઈ છુપું કાવત્રું છે એમ તે પાંમી ગયો. માહુએ તો એમજ સમજતો હતો કે, તેઓના હાથમાં એ પાદશાહ તુરતજ કેદ પકડાઇ જશે. પણ તે પાદશાહે તો લડાઇમાં પોતાની સઘલી મરદાનગી અને બાહાદુરી દેખાડી દિધી. તેણે દુશમનોના લશ્કરના વચલા ભાગ ઉપર હુમલો લેઈ જઈ ત્યાંથી ઘણાઓને મારી નાખ્યા. પણ જ્યારે તે નાચાર બન્યો ત્યારે તે ત્યાંથી નાહાસી ગયો. ૧

પણ કેટલાક તુરકીઓએ પોતાના હાથમાં કાબુલી તલવાર ધરી તેની પુઠ ધરી. તોએ તે અંધારી રાતે વીજળી ચમકે તે જડપે ત્યાંથી નાહાસી ગયો. તેવામાં તેની નજરે નદી કીનારે આવેલું એક કારખાનું નજરે પડયું. આથી તે જેહાનનો શેહેનશાહ ત્યાંજ ઉતરી પડયો અને પોતાના દુશમનોથી બચવા તે કારખાનામાં ભરાઇ ગયો. તે સ્વારોએ પણ ત્યાં તેની ઘણી સોધ ચલાવી અને તેઓએ તે નદી કીનારા આગળ ચકચાર ચલાવી મુકી.

હવે તે પાદશાહ પાસે ફકટ સુનેરી લગામ સાથનો ઘોડો, ગુરજ અને સુનેરી મ્યાન સાથની તલવાર રહી હતી. તે તુરકીઓ પાદશાહની સોધમાં બુમો પાડવા લાગ્યા અને તેઓ તેની પાસેથી તેનો ઘોડો અને અસબાબ લેઇ લેવા માટે તલપી રહયા. પણ પાદશાહ પોતે ગુપચુપ તે કારખાનાવાલાના ઘરમાં ભરાઇ બેઠો અને ત્યાં પોતાની કબા પાંઠરી તે ઉપર બેઠો. આ ફરેબ-બાજ દુન્યાની એવીજ રસમ છે. ચઢતીએ તે જેમ વધારે ચઢાવે છે તેમ પડતીએ તે વધારે ઉઢાંનમાં નાંખે છે. જ્યારે તેનું નસીબ ખીલતું હતું ત્યારે તે તેના તખતને આસમાન સુધી ઉંચે ચઢાવતી હતી. પણ હાલે તેને નસીબે આ કારખાનું ચોટાંયું છે અને તેણે ઘણો વખત સુધી મધ ચાખેલું હોવાથી હાલે તેને ઝેહરનો પ્યાલો વધારે મલ્યો છે. તેથી જો તું પણ દાનાવ હોય તો આ જેહાન ઉપર તારૂં દિલ બાંધતો ના. કારણકે આખેરે તેનાથી નુકસાંન સિવાય બીજું કાંઇ પરીણામ નિપજતું નથી. તારી સાથે મલી જવાને વખતે તે સાંપ જેવી નરમાશવાલી હોય છે પણ દંખતી વખતે તે સાંપનાજ જેવી ગરમ હોય છે. ત્યારે તું આવી કાવત્રાંબાજ જેહાન ઉપર શા માટે તારૂં દિલ બાંધે છે? કારણકે અત્રે તો તારે કાને મોતનીજ નોબત અઠડતી રહે છે.

---

૧ ઘણા તવારીખનવેશો યજદેજર્દ ઉપર હીચકારાપણાનું આળ મુકે છે પણ ફીરદોસીએ તેને સેવટ સુધી બાહાદુરી દેખાડતો અને પોતાની રાજગાદીને બચાવવા તેમજ પોતાની હાલતને ફરી સુધારવા તરેહવાર કોશેષો કરતો દેખાડયો છે.

જ્યારે તારો મુસાફરીનો અસબાબ તૈયાર કરવાનો પોકાર થાય છે ત્યારે તું ઘોર અને જનાજા સિવાય બીજું કાંઇ જોવા પાંમનાર નથી.

હવે પેલી તરફ યજદેજર્દ સહવારે સુરજ ઉગ્યો ત્યાં સુધી કાંઇપણુ મોઢાંમાં નાખ્યા વગર આંખોમાંથી આંસુ પાડતો બેસી રહયો. તેવામાં તે કારખાનાવાલાએ કારખાનાના બારણા ખુલ્લાં કીધાં અને પીઠે ઘાસની ગંજી નાખી બાહાર નિકલ્યો. એ નીચ તોખમના શખ્સનું નામ ખસરૂ હતું અને તે હીચકારો, વગર અક્કલનો અને નીચ ખાનદાનનો હતો. તેનું ગુજરાન એ કારખાનાથીજ ચાલતું હતું. તે સિવાય તેનાથી બીજું કામ બની શકતું હતું નહી. તેણે બાહાર નિકળતાંજ ત્યાં તે ઉંચા સરોવર જેવા પેહેલવાનને બોય ઉપર ગરજાઉ હાલતે બેઠેલો જોયો. તેણે માથે પાદશાહી તાજ પેહેર્યું હતું તથા તેના દિલ ઉપર જકજકતી કસબી ભરતનો રેસમી દગલો હતો. તેની બે આંખો હરણુના જેવી અને તેનું દિલ તથા ગરદન સિંહના જેવી હતી. પગમાં તેણે સુનેરી જોડા પેહેડેલા હતા અને તેના દગલાની કોર ઉપર સુનેરી ભરતો કીધેલી હતી.

ખસરૂને જોતાંજ તે અજબ બન્યો અને પરવરદેગારનું નામ મોહ ઉપર લિધું. પછી ખસરૂ બોલ્યો કે, "ઓ સુરજના જેવા ચેહેરાના શખ્સ! મને કહે કે તું કયારે આ કારખાનામાં આવી લાગ્યો? આ કારખાનું જ્યાં ધઉં, ધુલ અને ઘાસ વેરાયલું છે તેવી જગ્યામાં હાલે તુંને આવીને કેમ બેસવું પડયું છે? આવા ઉંચા કદનો અને ખોરેહમંદ ચેહેરાનો તું કોણુ શખ્સ છે? કદાચને આ આસમાને પણુ તારા જેવો શખ્સ જોયો હશે નહી."

ત્યારે તે શાહે તેને જવાબ દિધો કે, "હું તો એક ઇરાની છું અને તુરાની લશકર સામેથી હાલે નાહાસી આવેલો છું." ત્યારે તે કારખાનાવાલાએ તેને ઇસારતથી જણાવ્યું કે "મારી હાલત તો ઘણીજ ગરીબ છે. પણુ જો તુંને બાજરીની રોટલી અને ભાજી ભાવતી હોય તો તે હું તારે માટે લેઇ આઉં. પણુ તે સિવાય મારી પાસે બીજું કાંઇજ નથી. કારણુકે ગરીબ હાલતના શખ્સને એવીજ ફર્યાદ કરવી પડે છે."

તે પાદશાહને ત્રણુ દિવસ સુધી લડાઇમાંથી પરવાર મલેલી નહી હોવાથી, તેણે કાંઇ ઉંઘ કે આસાયશ લિધી હતી નહી. તેથી તે પાદશાહે તેને કહયું કે, "તારી પાસે જે કાંઇ હોય તે મારે માટે લેઇ આવ. પણુ જો બરસમ નહી હશે તો તે ખાનું મને કામ લાગશે નહી." આથી તે બુરી તોખમના અને હલકા શખ્સે જઇને તેને માટે નાન અને ભાજીનું ખાનું લાવી હાજર કીધું.

પછી બરસમ લાવવાને માટે તે ત્યાંથી ઉટાવલે બાહાર પડયો અને બાજગાહ યાને દરેમેહેર તરફ દોડયો. પણ માર્ગમાં તેને એક કાવત્રાંબાજ સરદાર મલ્યાથી તેણે તેની પાસેથી બરસમની માંગણી કીધી.

હવે માહુએએ તે પાદશાહની સોધ ચલાવવાને ચો બાજુએ માણસો દોડાવી મુકેલાં હોવાથી તે સરદારે (કે જે પાદશાહની સોધમાં હતો તેણે) એ કારખાનાવાલાને પુછ્યું કે, "ઓ કામદાર! એ બરસમ તું કોણને માટે માંગે છે?" ત્યારે ખસરૂએ તેને જવાબ દિધો કે, "કોઇ બાહુર શખ્સ મારા કારખાનાના દરવાજા આગળ આવી ઘાસ ઉપર બેઠો છે. પણ દેખાવમાં તે ઉંચા સરોવરના જેવો છે અને તે સુરજના જેવું ખોરેહ ધરાવે છે. તેના બે ભવાં કમાનના જેવાં અને આંખો કાલી છે. પણ તેનું દિલ દલગીર હોવાથી તે ચાલુ હાએ મારે છે. તેને માટે મેં એક જુના ખુમચામાં તે ખુમચાને લાયકનુંજ નાન મુકીને તેની આગળ હાજર તો કીધું છે. પણ પેહેલાં તે બરસમથી બાજ ધરવા માંગતો હોવાથી કદાચ તુંને પણ અજાયબી લાગશે."

ત્યારે તે સરદારે તેને જવાબ દિધો કે, "અત્રેથી તું જડપમાં દોડીને માહુએ સુરીને એ વાત જણાવ. પણ જો પેલા બુરી તોખમના પલીદને એ વાતની ખબર પડે નહી. નહી તો કે તે પોતાની ખુબી દેખાડી દેશે." આથી તે સરદારે તુરતજ એ શખ્સને એક બીજા માણસના કબજામાં સોંપ્યો અને તેને માહુએ સુરી આગળ મોકલી આપ્યો. માહુએ તેને પુછ્યું કે "મને સાચું કેહેજે કે, એ બરસમ તું કોણને માટે માંગતો હતો?"

આથી તે શખ્સે બીહીતા ધ્રુજતાં તેને જવાબ દિધો કે, "હું તો ઘઉંની ગુન લેવા જવા માટે બારણું ઉગાડી બાહાર જતો હતો તેવામાં તે સુરજની માફકનો મારી નજરે પડયો. તેની હરનના જેવી કાલી આંખો ગભરાતમાં પડેલી હતી. તેના માથાં ઉપરના બાલો અંધારી રાતના કાલાશ જેવા કાલા હતા. તેનામાંથી કસ્તુરીનોજ પમરાત આવતો હતો અને તેનું તાજ તેના ચેહરાને સોભાવી રહયું હતું. જે કોઇએ પાક પરવરદેગારનું ખોરેહ જોયું નહી હોય તેણે મારા કારખાનાની કુચી લેઇ તેને જોવા જવું જોઇએ. તેના માથાં ઉપર તમામ ચોખા હીરાઓનું તાજ છે તેમજ તેનાં દિલ ઉપરના રૂમી પોશાકનું કસબી ભરત કામ જલકી રહયું છે. તેનાથી મારૂં કારખાનું પણ સુરજની દીપે તેમ દીપી રહયું છે. પણ હાલે તે એ બાજરીની રોટલી ખાવા માટે ત્યાં ઘાસ ઉપર બેસી રહયો હશે. તું કેહેશે કે, જાણે તે બેહેસ્તનો બાગ છે અને તેના જેવું સરોવર કોઇ ખેડુતે રોપ્યું પણ હશે નહી."

## માહુએ શુરીએ યજદેજર્દનું ખુન કરાવવા માટે તે કારખાનાવાલાને મોકલ્યો અને તેના વજીરોએ યજદેજર્દને નહી મારવા માટે તેને શિખામણો આપી તે વિષે.

આથી માહુએ પોતાના મન સાથે પાંમી ગયો કે, તે યજદેજર્દજ હોવો જોઇએ. પછી તેણે ખસરૂને કહયું કે, "તું તુરતજ આ અંજુમન વચેથી ત્યાં જા અને હમણાનું હમણા તેના ડોકાંને તેના શરીરથી જુદુ પાડ. નહી તો કે હું હમણા તારૂંજ ડોકું કપાવી નાખશ અને તારા ખાનદાનને પણ જીવતું રાખશ નહી."

પણ જ્યારે તેના સરદારો, ભણેલા બુજોર્ગો અને બાહાદુરોએ તેની એવી વાત સમજી ત્યારે તે તમામ અંજુમન તેના ઉપર ગુસ્સે બની અને તેઓએ આંખોમાંથી આંસુ પાડી તેને તરેહવાર રીતે સમજાવવા માંડયું. તેનો રાદુઈ નામનો પોતાના જીવને અક્કલની લગામથી હાંકનારો એક વજીર હતો તેણે માહુએને કહયું કે, "ઓ બુરા વિચારના શખ્સ! તું શા માટે દેવને તારી આંખો આંધલી બનાવવા દે છે? જાણ કે પાદશાહી અને પેગમબરી તો એક વીટીમાં જડેલા બે હીરા સમાન છે. પણ જો તે બેમાના એકને તું તેમાથી તોડી કાઢે તો તે રવાન અને અક્કલનો નાશ કીધા બરોબર છે. માટે હજી પણ તું ધ્યાન પુગાડ અને તેં જે હોકમ કીધો છે તે પાછો ખેંચી લે. તું તારા પરવરદેગાર તરફ એવો શકમંદ ના બન. એમ કીધાથી પેહેલું તો તુંનેજ નુકસાંન પુગશે અને તું તારા ફરજંદો આગળ એક એવાં ખેતર જેવો દેખાશે કે તેમાના ફળો ઝેહેરી અને પાદડાં લોહીના જેવાં દેખાશે. વળી તું પણ તારા માથાંને જલડીથી ઉંધું પડેલું જોશે. હવે પછી જલડીથી તારાં એ બુરાં કામો ખુલાં થશે અને તારૂં ખેડેલું એ ખેતર તારાજ બેટાઓ જેહાનમાંથી ઉખેડી નાખશે. વળી એમ કર્યાથી આપણી યજદાંપ્રસ્તી દીનનો પણ નાશ થશે. જેથી એ તાજ અને તખત તેને માટે તારાજ ઉપર શ્રાપ વરસાવશે."

પછી દીનદાર અને યજદાંનપ્રસ્ત હોરમજદ ખરરાદ નામનો એક બીજો વજીર કે જે કદી પણ ગેરઈનસાફ તરફ હાથ લંબાવનાર હતો નહી અને જેનો સઘલો આરામ દીનમાંજ સમાયલો હતો તેણે માહુએને કહયું કે, "ઓ જુલમગાર! તું પરવરદેગારના બાર આગળથી એમ ફરવા નાં માગ. તારાં દિલ

તેમજ હુશીયારીએ કાલાશ પકડયો હોય એમ મને તો દેખાય છે અને તેથી તું એમ હઇયાં સુનો બનેલો લાગે છે. તારૂં મગજ ગયલું હોય અને તારો જીવ બેજાર બન્યો હોય એમ લાગે છે. તેથીજ હાલે તું એમ લડાઇની આગ સલગાવવા માંગે છે. આ જેહાનમાં તારી ઉપર જે હંમેશનો તાણો પડશે તે સઘલું તારા લોભને ખાતરજ થશે. પણ તે તુંને મુશકેલીમાં મુકી ગમમાં પીગલાવી નાખશે. હવેથી તારી જીંદગી હંમેશની કડવી રેહેશે અને અત્રેથી ગુજર્યા પછી તું દોજખના આતશનો આજાબ ભોગવશે."

એટલું કહી હોરમજદ બેસી ગયો અને શેહરાન ઉઠી ઉભો થયો અને માહુએને કેહેવા લાગ્યો કે, "તું શા માટે એવી બાધુરી દેખાડવા માંગે છે? અને તારાજ શાહાનશાહ સાથે લડાઇ કરવા માટે તેં શા સારૂં ખાકાન અને ફગપુરની મદદ લેવાનો ઇરાડો રાખ્યો છે? આપણી જાતમાં એવા ઘણા બુરાઓ મલી આવશે પણ તેઓ શાહનશાહનું લોહી રેડવાની તો એમ ઉટાવલ કરશેજ નહી. તું તો એ પાદશાહનો ગોલામ ગણાય છે તેથી તારે તો એ પાદશાહનું લોહી રેડવું ઘટતુંજ નથી. નહી તો કે તારી ઉપર કયામત સુધી શ્રાપ વરસશે." એટલું બોલીને તે પણ દુખી દિલે આંખોમાંથી આંસું પાડી દુખથી રડતો બેસી ગયો.

તેના બેઠા પછી મેહેરનોશ દુખથી રડતો અને પોકારતો તેની આગળ આવી તેને કેહેવા લાગ્યો કે, "ઓ બુરી તોખમના બુરા શખ્સ! આતું પરીણામ કેવું નિવડશે તેનો તારામાં વિચાર કે ઇનસાફ હોય એમ લાગતું નથી. મગરના જેવા બાધુરો તો એક કેઆનીનું ખુન રેડવામાં શરમ સમજે છે અને જો તેવો પાદશાહ કોઇ વાઘ જેવાના પંજામાં સપડાય તો પણ તે તેને એમ ફાડી નાખતો નથી. ઓ દયા હીન અને બુરી ખાશીયતના માહુએ! હાલે એ પાદશાહનું તાજ તખત મેલવવાની તુંને ઇચ્છા તો થઈ આવી છે પણ જાણ કે જ્યારે ઝોહાકને હાથે જમશીદ માર્યો ગયો અને એ ઝોહાકે તમામ જમીન પોતાને હાથ કીધા બાદ થોડાજ વખતમાં આ જેહાનમાં આબતીન જનમ પાંમ્યો હતો અને તેને ત્યાં પેલો મુબારક તોખમનો ફરીદુન જનમવા પાંમ્યો હતો અને નવેસરથી આ જેહાનમાં સુધારો થવા પાંમ્યો હતો. તેં સમજ્યું તો હશે કે, તે જુલમગાર ઝોહાકે એમ કરીને પોતાની હાલત કેવી કરી મુકી હતી. તેના રાજ્યના હજારથી વધુ વર્ષ ગુજરતાંજ આખરે કીનાના દાવાદાર તરીકે એ ફરીદુન નિકળી આવ્યો હતો. બીજો પેલો નામદાર તુર હતો જે ઇરાન મેલવી લેવાના લોભે દુખી બન્યો હતો. તેણે પેલા પવિત્ર અઇરજનું નાહક ખુન રેડયું હતું અને તેને ઘોરને સ્વાધીન કીધો હતો. વળી તેણે

અઇરજને એજ હાલતમાં ફરીદુન આગળ મોકલી આપ્યો હતો અને તેમ કરીને તેણે તમામ જેહાનને દુખમાં દુબાવી હતી. પણ પછી તેની ઓલાદથી મીનોચેહેર જનમ્યો હતો અને તેથી (એ કીનો લેવાનું) જે કુલ કુંચીએ હતું તેની ચાવી તુરત મલી ગઇ હતી. ત્રીજો કેઆની તોખમના સીયાવક્ષનો દાખલો મલે છે કે જેણે પોતાની મરજી ઉપરાંત અફરાસીયાબની નોકરી બજાવવાને કંમર બાંધી હતી. પણ એ અફરાસીયાબે કરસીવજની શિખાવણીથી પોતાની સઘલી શરમ આબરૂ ધોઇ નાંખી હતી અને તેણે આવા ખુબસુરત જવાન શાહજાદાને મારી નખાવ્યો હતો. તેથી તેના ઉપર જેહાન પણ ગુસ્સે બની હતી. પણ તેની તોખ્મથી પેલો જેહાનનો પાદશાહ કએખસરૂ જનમ્યો હતો અને તેણે આ જેહાનને પાછી ચકચાર ભરી બનાવી દિધી હતી. તેણે પોતાના એ મમાવાના તલવારથી બે ટુકડા કીધા હતા અને પોતાના દુશ્મનોમાં ડર બેસાડયો હતો. ચોઠી વાત અરજાસ્પ ઉપર લેવાયલા કીનાની મલે છે. એ અરજાસ્પે લોહરાસ્પનું ખુન રેડયું હતું, પણ અસપંદીયારે જંગમાં ઉતરી તેનો કીનો લેવામાં જરા પણ ઢીલ કીધી હતી નહી. પાંચમી વાત પાદશાહ હોરમજદ ઉપર લેવાયલા કીનાની મલે છે. પણ પરવીજે પોતાના રાજ્ય ઉપર મુશતકીમ બનતાંજ જેમ બનવું જોઇએ તેમ થોડા વખતમાં બન્દુઈ અને ગસતહમ ઉપર કીનો લિધો હતો. પણ તેમ કરતાં તેણે તેઓએ જે સેવા બજાવી હતી તેની પણ યાદ કીધી હતી નહી. કારણકે તેઓએ તેના બાપનુંજ ખુન કીધું હતું. એ રીતે એકમેકની ઉપર કીનાના હાથ લંબાયા હતા. તેથી તારે પણ એ કીનાની બાબદને હલકી ગણવી જોઇતી નથી. તારે માટે પણ તેવો વખત જલડીથી આવશે અને ત્યારેજ તું તારાં આવાં વગર અર્થના કામને માટે પસ્તાશે. તારાં આવાં કામનો બદલો તારા બચાંઓ ઉપર પણ ઉતરશેજ. કારણકે આ જમાનો કીનો લેવામાં એક પળની પણ ઢીલ થવા દેતો નથી. માટે હજી પણ તું એ આઇતો ખજાનો તેમજ એ તાજ અને માલમીલકત મેલવવાથી દુર થા. જો તું દેવોના હોકમ ઉપર ચાલી એમ માથું ફેરવશે તો તું તારાં દિલને જેહાનના પરવરદેગારના માર્ગ ઉપરથી ઉઠાડી નાખશે. જાણ કે જે ચિજ તુંને લાયક નહી હોય તેવી ચિજો મેલવવા માટે હારેમનજ એમ ફરેબ આપે છે. તેથી તું વગર ફોકટમાં તારાં દિલ અને જીવને એમ દોજખના આતશમાં બાલી નાંખવા નાં માંગ અને એ જેહાનને દીપાવતાં તાજને એમ કાલાશ પાંમતું ના બનાવ. તું તારાં વિખેરાઇ ગયલાં લશકરને પાછું બોલાવ અને તેં એ પાદશાહને જેવો કોલ આપ્યો છે તેજ મુજબ વર્ત. અત્રેથી તું પાદશાહની માફ માંગવા તેની આગળ જા

અને તેને જોતાંજ તું પાછી નવેસરથી તેની નોકરી બજાવવી ચાલું કર. ત્યાર-બાદ તું ત્યાંથી તેના દુશમનો સામે લડવા જવાની તૈયારી કર અને તારા આવાં કામના પસ્તાવા તરીકે તેને મદદ આપવાથી તું જરા પણ અચક ના. જો તું તારાં દાનાવોના કહયા ઉપર ધ્યાન આપશે નહી અને તારા આવાં બુરાં કામોથી બધે જેહાનને ધોઇ નાખશે તો તેં જે કામો આજે કીધાં હશે તેના બદલા તરીકે આવતી કાલે તારોજ નાશ થશે. તેથી તું એ આપણા શેહેનશાહ યજદેજર્દને આવા બદખાહ તુરકીઓના કરતાં બેહેતર ગણ; કારણકે તે લડાઇમાં એક સિંહ જેવો અને પાદશાહ તરીકે તખતને સોભા આપે એવો છે; તેમજ તે સુરજ અને ચંદ્રની માફક પ્રકાશ ફેલાવનારો છે. એ તો સાસાની-ઓની જલવાઈ રહેલી એક યાદગારી સમાન છે. કારણકે બીજો કોઇપણ તેની માફક એમ રાજ્ય ચલાવવાને કંમર બાંધી શકવાનો નથી. નૌશીરવાનથી તે પાદશાહ અરદેશીર આગમચ સાસાન પણ તેની આંઠમી પેહેડીએ તાજદાર પાદશાહોથીજ ઉતરી આવેલો હતો. કારણકે પરવરદેગારે તેને પણ એ કેઆની તાજ પેહેરાવ્યું હતું. એ રીતે તે સઘલા પાદશાહો મુબારક તોખમથી ઉતરી આવેલા હતા. તારીથી પણ ચઢતા એવા બીજા ઘણાઓ આ જેહાનમાં પડેલા છે, પણ તેઓમાના કોઇને પણ એવા વિચાર કદિ સુજ પડયા નથી. પેલા બેહરામ ચોબીન પાસે ત્રણ લાખ લડાયક અને બખતરવાલા સ્વારો હતા અને તે બેહરામના એક પણ તીરની સામે કોઇથી તકાતું હતું નહી પણ તે તેની સામેથી પીઠ ફેરવીને લડાઇનું મેદાન છોડી જતો હતો. પણ જ્યારે એજ બેહરામનું દિલ શાહનશાહોની તોખમથી કંટાલ્યું ત્યારે તેનું રોશન નસીબ પણ ઉંધું વલ્યું હતું. વળી પેલા ફેરાઇને જ્યારે એમ તખત મેલવ્યું ત્યારે તે મેલવ્યા પછી થોડાજ વખતમાં તે બુરાનું પણ ડોકું ભોંયે પડયું હતું. તે એવી તો કમીની હાલતે માર્યો ગયો હતો કે તે વાત હજી સુધી યાદગાર રહેલી છે. માટે હજી પણ તું તખત, તાજ અને વીટીના બનાવનાર અને જેહાનને પેદા કરનારા પરવરદેગારનો ડર કર અને તારી વગર ફોકટની રૂસવાઇ થવા ના દે કારણકે તારી એવી વાતોથી તો તારી જીંદગીનો જલડીથીજ છેડો આવશે. જે શખ્સ તુંને ( ઘટતે વખતે ) કડવી વાતો નહી કેહે તેને તું તારા જીવનો દુશમન ગણ. તુંને હાલે એવી બીમારી લાગુ પડેલી હોવાથી તો હાલે હું તારો વૈદ બનેલો છું. પણ એ વૈદને તો તારે માટે લોહીનાંજ આંસુઓ પાડવાં પડે છે. તે પાદશાહ આગળ તું તો એક કમીનામાં કમીનો નોકર છે. માટે તારા દિલમાં એવા વિચાર આવ્યાથી તું એમ મોટો ગણાવા ના માંગ. એમ કરીને તો તું પાક પરવરદેગારની સાથે કીનો ધરે છે અને હુનરનો માર્ગ છોડી એમ તખત મેલવવા ચાહે છે."

પણ એ ભરવાડાનું દિલ એમ તખત ઉપરજ લાગેલું હોવાથી એ વજીરોની સલાહ તેને કડવી ઝેહેર જેવી લાગી. આ જેહાન જ્યાં સુધી રેહેશે ત્યાં સુધી એજ પ્રમાણે ચાલું રેહેવાનું. પણ આ જમાનાની પતરાજીનો કાંઇજ છેડો આવવાનો નથી. તે તો એકને ઉંચાં આસમાને ચઢાવે છે તો બીજાને ખુવારે હાલ ગમમાંજ સબડાવે છે. પણ તેથી તેને કાંઈ એક સાથે સગાઈ છે અને બીજા સાથે દુશમની છે એમ પણ નથી. પણ તેના પોતાનામાંજ શરમ, દાનાઇ કે દીનની રાહ રીતી જેવું કાંઇજ નથી.

જ્યાં સુધી દુન્યામાં રાતનો અધંકાર ફેલાયો અને સુરજની જગ્યા માહાતાબે લિધી ત્યાં સુધી એ કીનાખોર માહુએના તમામ વજીરોએ તેને તમામ નશીયતની વાતો કહી સમજાવી પણ તેથી તેને એક બાલ ભાર પણ ફાયદો થયો નહી. જ્યારે રાત ઘણી વહી ત્યારે તેણે પોતાના વજીરોને કહયું કે, "ઓ મારા દાનાવો! હવે તમો અત્રેથી ઘેર ચાલી જાઓ. હું તો આજેજ રાતે એ કામનો છેડો લાવવા માગું છું અને તરેહવાર રીતે મારી દાનાઇ વાપડીને હું તેનું ફળ પાંમવા માંગું છું. હું મારા લશકરના વીસ દાનાવોને બોલાવી તેઓને ત્યાં મોકલશ કે જેથી મને એ બુરાઇ માટે પાછ્લથી કાંઇપણ પસતાવો કરવો પડે નહી."

આથી એ દાનાવો તેની આગળથી ચાલી ગયા. પણ તેવામાં તેના લશકરખાતાંનો એક વજીર તેની આગળ આવી લાગ્યો. તેણે જ્યારે તેને એ સાચા લોકોની સલાહ ઉપરથી શું સુજ પડે છે તે પુછયું ત્યારે તે બોલ્યો કે, "જો એ યજદેજર્દ હવે જીવતો રેહેવા પાંમે તો તેને ચો તરફથી તેનું લશકર પાછું આવીને મલે અને હવે તો આ મારો ભરમ ખુલ્લો થયલો હોવાથી તે જેહાનમાંના સઘલા મોટી અને નાની પડવીનો લોકો વચ્ચે પણ ફેલાઈ જશે. તેથી મારી એવી બુરાઇને લિધે મારી જીંદગીનો પણ અંત આવશે. વળી તેથી મારૂં શરીર તો રેહેવા પાંમશે નહી પણ મારી જમીન અને મારો મુલક પણ બચશે નહી."

ત્યારે તે દાનાવે તેને જવાબ દિધો કે, "તારે પેહેલેથીજ એવું કામ કરવું જોઇતું હતું નહી. હવે જો એ ઇરાનનો શાહ તારો દુશમન બનશે તો બેશક તેનાથી તારૂં બુરૂં થશે. તેમજ વળી જો તું તેનું ખુન કરાવશે તો તે પણ બુરૂં ગણાશે. કારણકે તેના તરફથી તારી ઉપર કીનો લેનાર પાક પરવરદેગાર તો છેજ. એ રીતે હાલે તો તું બધે બાજુએથી દુખ અને ગમમાંજ વિટલાયલો છે. તેથી હજી પણ એ બાબે શું કરવું તેનો તું વિચાર પુગાડ."

ત્યારે માહુએનો બેટો બોલી ઉઠયો કે, "ઓ મુબારક વિચારના બાપ! હવે તો તેં જ્યારે એ યજદેજર્દને તારો દુશમનજ બનાવ્યો છે તો તેને તું પુરોજ કરી નાખ. જો તેની મદદે હવે માચીન અને ચીનથી લશકર આવી લાગશે તો પછી આપણું કામ પુરૂંજ બીગડશે. તું કાંઈ હવે એ કામને નાનું ગણતો ના. હવે જ્યારે તું ફાવ્યોજ છે તો ફોકટમાં સિંહનું મોઢું ખવડવા જવા જેવી વાત ના કર. કારણકે જો તેની પક્ષે પાછો તેનો ઝુન્ડો ઉભો થવા પાંમશે તો તે તુંને અને તારાં લશકરને આ જેહાનમાંથી ઉખેડીજ નાખશે."

## કારખાનાવાલા ખસરૂને હાથે યજદેજર્દ માર્યો ગયો તે વિષે.

એમ સમજતાંજ એ શરમ અને આબરૂ વગરના માહુએએ ગુસ્સાથી તે કારખાનાવાલાને કહયું કે, "ઉઠ! અત્રેથી તુંને જોઇએ એટલા સ્વારોને લેઇને તું ત્યાં જા અને તે મારા દુશમનનું લોહી રેડ." તેની એવી વાત સમજતાંજ તે કારખાનાવાલાને તેનું ધડ કે પુછડું કાંઇજ માલમ પડયું નહી. તેથી તે માહાતાબના તખત ઉપરથી પ્રકાશવાના સમીસાંજના વખતે પોતાના કારખાનામાં તે પાદશાહ આગળ પાછો ફર્યો.[૧] માહુએની દરગાહમાંથી બાહાર પડતાંજ તેની આંખોમાંથી દુખના આંસુઓ પડવા લાગ્યાં. પણ માહુએએ તુરતજ તે કારખાનાવાળાની પુઠે પોતાના સ્વારોને જડપથી દોડાવી મુકયા અને તેઓને ફરમાવ્યું કે, "તમો તેના તાજને, કાનના લુલકોને, તેની મોહરને અને તેના પાદશાહી પોશાકને તેના લોહીમાં જરા પણ ખરડાવા દેતા ના, પણ તેના બેજાન થતાંજ તમો તેનો એ પોશાક તુરતજ (સંભાળથી) કાઢી લેજો.

પેલી તરફ પેલો કારખાનાવાલો ફીકકે ચેહેરે અને આંખોમાંથી આંસુઓ વરસાવતો પોતાને ઘરે ગયો અને માર્ગમાં બોલવા લાગ્યો કે, "ઓ જમાનાથી પણ ચઢતા અને ઇનસાફી પરવરદેગાર! મને તેના આવાં નાપસંદ હોકમને લિધે હમણા તે શાહના દિલ અને જીવને દુ:ખી બનાવવાં પડશે." પછી તે પાદશાહથી ડરતો શરમીંદે દિલે રડતો રડતો યજદેજર્દ આગળ આવ્યોં. ત્યાં આવતાંજ જાણે તે તેને કાંઈ ખાનગી વાતો કેહેવા માગતો હોય

૧ બાજ ધરવાની બરસમ મેલવવાને એ કારખાનાવાલો સહવારનો ગયલો, સાંજે આવ્યો ત્યાં સુધી પાદશાહ કાંઇપણ શક લાવ્યા વગર એજ હાલતમાં બેસી રહયો એ જરા અજબ જેવું લાગે છે.

તેમ તદબીરથી તેની આગળ ગયો અને તે શાહના પેતમાં ખંજર ભોકી દિધું. તેને એમ જખમી કરવા સાથેજ તે શાહના મોઢાંમાંથી એક હાય નિકળી પડી. પછી તેનું તાજ સાથનું માથું તુરતજ ભોંય ઉપર પડયું જ્યારે પેલું બાજરીનું નાન તો તેનીજ જગ્યાએ રહી ગયું.૧

જે કોઈ આ દુન્યામાંથી છુટકારો પામે છે તે એ જેહાનનો ભરમ જાણ્યા વગરજ ચાલ્યો જાય છે. આ ફરતાં આસમાનનો ભરમ સમજવાની આપણામાં જરા પણ અક્કલ નથી. તેથી તેના ગુસ્સાની કે તેની દયાની કે તેના દુખોની આપણને કાંઇજ ખબર પડતી નથી. માટે આ જેહાનને તું નજરો નજર જોયજ નહી તો સારૂં કે જેથી તે તેની કરણી મુજબ તારી તરફ દયા કે ગુસ્સો ધરાવેજ નહી. આ સાતે આસમાન પોતાનાજ પાલેલા યજદેજર્દથી ધરાઈ ગયું તેથી તે પણ એમ નિરદોશ માર્યો ગયો. કોઇપણ તાજદાર પાદશાહ તો શું પણ તેના લશકરનો એક સ્વાર પણ એવી હાલતે અને એવે મોતે મુવો નથી.૨

તે શુભ નસીબના માહુએના સ્વારોએ તે પાદશાહી દરખતને એમ હડમાંથી ઉખેડાઇ ગયલું જોતાંજ અને તેને તખત અને આરામગાહથી ધરાઇ ગયલો જોતાંજ તેઓ ત્યાં ધસી ગયા અને તેના ચેહેરા તરફ નજર કીધા બાદ તેના આસમાની રંગના દગલાના બંધ છોડયા અને તેનું તાજ, સાંકલી અને સુનેરી જોડા એ સઘલું કાઢી લિધું અને તેને ત્યાંજ ખુવારે હાલ પડતો નાખી તેઓ એ સઘલું પોતાના પાદશાહ આગળ લેઇ ગયા. તે ઈરાનનો પાદશાહ તો ખંજરથી ચીરાયલાં પેત સાથે ત્યાંની જમીન ઉપર લોહીમાં ખરડાયલોજ પડી રહયો.

હવે તે સ્વારોએ આવીને માહુએને કહયું કે, "પેલો નામદાર યજદેજર્દ તો લડાઇ કરતો, મોજમજાહ ભોગવતો અને તખતે બેસ્તો પરવારી ગયો છે."

---

૧ એ યજદેજર્દનું ખુન તા૦ ૨૩ મી ઓગસ્ટ ૬૫૧ ને દીને થયું હતું. રોલીનસન એ યજદેજર્દનું ખુન કોઈએ તેનું તાજ તથા પોશાક લુટી લેવાને માટે કીધું હતું એમ ટુંકમાંજ પતાવે છે.

૨ રોલીનસન એ પાદશાહની કારકીર્દી દરશાવતાં લખે છે કે, એ પાદશાહ ઉપર કોઈપણ અપરાધનો કલંક લાગતો નથી જે તેની તરફેનદારીમાં જાય છે. વળી તે પોતાના તકદીર સાથે વર્ષો સુધી લડતો રહયો હતો અને પોતાની પ્રજા જે આપઅખત્યારપણું ખોહી બેઠી હતી તે મેલવવા તેમજ જાલવવાની કોષેશો ચાલું રાખી હતી, જે તેને માટે ખચીત તારીફ લાયક ગણાય.

એમ સમજતાંજ ત્યાં બેઠેલા સઘલા લોકો ઉઠી ઉભા થયા અને તે માહુએ ઉપર લ્યાનત નાંખીને બોલ્યા કે, "તારા શરીરના પણ એવાજ હાલ થજો અને તું પણ એમજ લોહી લુહાન થઇ જમીન ઉપર પડેલો રેહેજે." પછી માહુએએ પોતાના માણુસોને ફરમાવ્યું કે "તમો તેની એ લાશને રાતના સુવાને વખતે જઇને નદીમાં ફેંકી દેજો." પણ અજબ જેવું તો એ છે કે તે કારખાનાવાલાએજ પોતે હીંમત કરીને પોતાના કારખાનામાંથી તે શાહની લાશ ઉંચકી લાવીને પાણીમાં ફેંકી દિધી જ્યાં તે શાહનું માથું ઘડીકમાં ઉપર આવતું તો ઘડીકમાં નિચે જતું હતું. તેણે તેને એવી ધારણાથી એમ ફેંકી દિધો કે, એ લાશને ઉંડાં પાણીના રોહમાં નાખ્યાથી તેનું મોત કેમ આવ્યું તે લોકોને ખબર પડે નહી.

રાત વહી જવા પછી જ્યારે દીસ ઉગ્યો અને લોકો પાછા બાહાર નિકલ્યા ત્યારે ત્યાં મોટી પડવીના બે શખ્સોનું આવવું થયું. બીજી તરફથી ત્યાંના પહરેજગાર લોકો પણ એ પાદશાહનો સોગ ધરી (તેની સોધમાં) તે નદી કીનારા આગળ આવી લાગ્યા. તેવામાં એકની નજર પાણીમાં પડેલાં તેના નાગાં શરીર ઉપર પડતાંજ તે ઉશકેરાઇ ગયો અને તે ખુન થવાની જગ્યા ઉપર ઉટાવલે દોડી જઇ ત્યાં એકઠાં થયલાં લોકોને એ વાત જણાવી કે, "આપણો જેહાનનો પાદશાહ તો ઉંડી નદીમાં નાગો ડુબેલો છે."

આથી તે સોગ કરતા લોકો વચેથી ઘણાક ખ્રીસ્તી પાદરીઓ અને જોગીઓ ત્યાં દોડી આવ્યા. ત્યાં તે જોગીઓ તો દુખથી રડવા પડયા અને બોલ્યા કે, "ઓ બાહુર તાજદાર પાદશાહ! કોઇપણ તાજદારના એવા હાલ તો થયા નથી. હમારા ઇસુના થઇ જવાની આગમચ પણ એવો બનાવ બનેલો કોઇએ સમજ્યો નથી. જે ગોલામ થઇને પોતાના પાદશાહ સાથે એમ બુરાઈ કરે તે એક હડખાં કુતરાં સમાન છે જે પોતાનાજ પાળનાર સાથે આવી બુરાઈ કરે છે. તેથી એ માહુએ ઉપર લોકોની લ્યાનત વરસજો. ઓ પાદશાહ! હમુને તો તારા તાજદાર માથાં ઉપર તેમજ તારાં કદાવર શરીર ઉપર તથા તારા હાથની બાજુ ઉપર અને તારા આવા ગુરજ ઉપર અફસોસ છુટે છે. પેલા પાદશાહ અરદેશીરની તોખમના આ ખુબસુરત જવાન સરદારને માટે હમે અફસોસ કર્યે છીએ. તું તો તનદરોસ્ત તેમજ અક્કલે ફળદ્રુપ હતો પણ તું તારા નૌશીરવાન આગળ તેથી જુદીજ હાલતે ગયલો છે. તારા જેવાં તાજદાર જેહાનના પાદશાહના માહતાબ જેવા ચેહરાનો આવી કારખાનાની જગ્યામાં એમ નાશ વલ્યો છે અને તારાં જીગરને એમ ખંજરથી ચીડી નાખ્યું

છે તથા તુંને નાગો પાણીમાં ફેંકી દિધો છે. એવા બનાવથી તો હાલે જમીનની ધુલ પણ રડવા પડી છે અને તેનું રવાન એ બનાવનો સોગ પકડીને બલતું બેઠું છે. હાલે તેથી શાહ અરદેશીરનું દખમું પણ માહેતમ કરતું હશે. કારણુકે કોઇપણ પાદશાહ એમ નદીમાં ફેંકાયલો હોય એવું કોઇએ સમજ્યું નથી. વળી તેને નદીમાં પણ કેવી હાલતે ફેંકયો છે? લોહીથી જડફતાં એમ નાગાં દિલે !"

પછી તે સોગ કરતા પાદરીઓ વચેથી ચાર શખ્સો પોતાના કપડાં ઉતારી તે નદીમાં ઉતર્યા અને જેહાનના પાદશાહ નોશીરવાનના તે નબીરાના નાગાં શરીરને પાણીમાંથી બાહાર કાઢી જમીન ઉપર લાવ્યા અને પછી તે સઘલા બુઢા અને જવાનોએ તેને માટે ત્યાં રૂડન કીધું. તેઓએ તેનું એક બાગમાં દખમું બનાવ્યું અને તેના શરીરને પાછું વાદલ સુધી ઉંચે ચઢાવ્યું. પેહેલાં તેઓએ તેના જખમનું મોઢું બંધ કીધું અને તેના શરીરમાં કલી ચુનો, કપુર તથા કસ્તુરી ભરી. ત્યારબાદ તેઓએ તેના શરીરને પીલા રંગના રેસમી કપડાંથી સંગાર્યું. તેની નિચે કસબ નામનું ઇજીપટમાં બનાવેલું કપડું પાઠર્યું તથા તેના દિલ ઉપર રૂસીયામાં બનાવેલું કપડું ઓઢાડયું.

પછી તે પાદરીઓએ તેની અવલમંજલની જગ્યાને દારૂ, કપુર, કસ્તુરી અને ગોલાબથી ધોવા તથા સંગારીઆ બાદ એ ઉંચા સરોવરના જેવા યજદેજર્દને દખમામાં ઢાંકતી વખતે પેલા મોટી પડવીના દેહેકાનોમાંથી એક પછી એક બોલવા લાગ્યા કે, "જે પોતાના નસીબમાં બક્ષાયલું કોશેષથી છુપાવી શકે છે તે આ જેહાનમાંથી ખુસાલી સાથેજ ગુજર પાંમે છે." બીજો બોલ્યો કે, "અગર કોઇ ગમે એવો હરતો પણ માલમ પડે તોપણ તું તેને માટે એમ જાણ કે, તે દુખમાંજ ગરકાવ છે. કારણુ કે ફરતું આસમાન પોતેજ એવું આવકાર દેનારૂ તથા ફરેબ આપનારૂં છે, કે તેજ તેને એમ ચઢતી પડતીએ પુગાડે છે."

વળી એક બીજો બોલ્યો કે, "જે કોઈ પોતાના સરદારનું ખુન કરવા ચાહે તેવા માણુસને તું દાનાવ ગણતો ના. તે તો બદનામી સાથે દોલત પાંમવા માંગે છે પણ તેનું પરીણામ શું આવશે તેનો તો દાનાઇથી ડર કરતોજ નથી." બીજો બોલ્યો કે, "હવે જ્યારે એ પાદશાહના હોટો બંધ થયા છે તો હવે પછી હું એ તાજ, બેસવાનું તખત, મોહર, દરબારના દરબારીઓ અને આ મુલક એ સઘલું પણ ફરીથી જોવશ નહી. વળી હવે એ સઘલું પણ કામ

લાગવાનું નથી તો શા માટે આવો જમાનો અને તેનાં આવાં દુખો સરંજાયલાં છે?"

બીજો એક બોલ્યો કે, "મેં તો તારી તારીફ કરનારાઓને મોઢે તારે લાયકનીજ તારીફ થતી સમજી છે. એવી તારીફથી તારે માટે બેહેસ્તમાં એવું સરોવરનું ઝાડ રોપાયું છે કે એ રોપાયલું ઝાડ ત્યાં તારૂં રવાન હવે જોવા પામ્યું હશે." બીજો બોલ્યો કે, "પરવરદેગારે અત્રેથી તારા જીવને તેડી લેઇને તારાં શરીરને અત્રે એમ સોગ કરતું રાખ્યું છે, પણ તેથી તારા રવાનને તો ફાયદોજ થયો છે; જ્યારે બુરી કરણી કરતાં શરીરનેજ એમ નુકસાંન ગયું છે. હવે તો એ પાદશાહ બેહેસ્તમાં પોતાનો બદલો પાંમશે, જ્યારે તેના દુશમનોના જીવો દોજખ તરફનો રસ્તો લેશે."

વળી બીજો બોલ્યો કે, "અરદેશીરના ખાનદાનના દાનાવ અને અક્કલ કબુલ રાખનારા શાહ! જેઓએ તુંને બાગમાં લેઈ જઇને મુકયો છે તેઓ ઉપર આશેરવાદ ઉતરજો અને એ પાદશાહી ચેરાગ બેહેસ્તમાં વધારે પ્રકાશ પાંમજો." બીજો બોલ્યો કે, "ઓ હમારા જવાન શાહ! તું તો સુટેલો હોય એમ લાગે છે જ્યારે તારૂં રવાન તો જાગતું છે. તારા હોટો તો મુગા છે પણ તારો જીવજ અત્રેથી રૂડન પોકારતો ચાલી ગયો છે, અને તારૂં શરીર અત્રે વીલાપ કરતી વીધવા જેવું રહયું છે. તું પોતે તો હવે અત્રે નકામો છે પણ તારો જીવ તો હજી કામકાજ બજાવતો રહયો છે. જેઓએ તારૂં બુરૂં કીધું હોય તેઓના ડોકાં ફાંસીએ લટકજો. જો કે તારૂં શરીર એમ ધાહેલ બન્યું છે તોપણ તારો જીવ તો સલામત છે અને તારી જીભ હવે બોલતી અટકી છે તે છતાં એ તારૂં રવાનજ તેઓની સામે ગવાહી પુરશે. તેમજ તારો હાથ જે હાલે લગામ પકડવાને નકામો થઇ પડયો છે તે છતાં તારો જીવ (તારો દુશમનોના જીવ લેવાને) પોતાના હાથમાં ભાલો પકડશે."

બીજો બોલ્યો કે, "ઓ નામદાર પેહેલવાન! તું તો હવે ચાલી ગયો છે પણ તારી ભલી કરણી ત્યાં તારી રાહાબરી કરશે. તે તુંને બેહેસ્તમાં બેસવાનું તખત અપાવશે, જ્યારે આ બલાથી ભરેલી જમીન બીજો કોઈ વાપડશે." બીજો બોલ્યો કે, "જે પેહેલવાને તુંને એમ મારી નખાવ્યો છે તે પણ હવે મુશકેલીભર્યો વખત ભોગવજો." બીજો બોલ્યો કે, "હમે તારા ગોલામો છીએ અને તારા પવિત્ર જીવની વખાન ગાઇએ છીએ. હવે આ દખમું તારે માટે ગુલલાલાના બાગ જેવું બનજો અને તારૂં કફન મોજમજાહ ભોગવવાનું મેદાન થજો."

એમ બોલી તે સર્વેએ તેના કફનને ત્યાંથી ઉચક્યું અને તેઓ તેને તે ખુલ્લાં ચોગાનમાંથી દખમાં તરફ લેઈ ગયા. તે પાદશાહ આખરે એ જગ્યાએ ઠર પડ્યો અને તેનો તાજ, તખત અને કોલાહ ભોગવવાના વખતનો અંત આવ્યો.

હવે ઓ તું દાસ્તાનના લખનારા બુઢા ફીરદોસી! આ લોભના માર્ગથી તું પણ પાછો ફર અને આ વાતનો છેડો લાવી મુક. હું તો યજદેજર્દને માટે એવી દાદ ચાહું છું કે તેનો આ જેહાનમાં (જલડીથી) કીનો લેવાય. કારણકે તે પોતે તો હવે કીનો લેવાની કે ઇનસાફ આપવાની વાત જાણતો નથી. એ ફીલસુફ મરણ પાંમેલો યજદેજર્દ તો મને જવાબ પણ આપતો નથી. જો તે કાંઈ બોલતો હોય તો તે વાત હમારી વચ્ચે થતી તો અટકી છે. તેથી તેના જવાબો તો ભરમમાજ રહી જાય છે. ઓ પાકીજેહ વિચારના સખ્સ! જો તારી પાસે કાંઈ ખજાનો હોય તો તે ભોગવી લેવા ઉપર તું તારૂં દિલ લગાડી દે, અને તેમ કરવું આવતી કાલ ઉપર પણ રાખતો ના. કારણ કે આ જેહાન તુંને પણ સાફ કરી નાખશે અને આ જમાનો તારો દરેક શ્વાશ ગણતો રેહેશે. આ કાલબુદમાં રહીને તારો જેટલો જીવવાનો વખત હોય તે વખતમાં તારે માટે નેકીના બી વાવી લેવા સિવાય બીજું કાંઇ ઘટતું નથી. તું તારા ખાણુના દરવાજા ખુલ્લા રાખ કે જેથી જો તું ખાતો ઠાકશે તો બીજાઓ તેને ઇનસાફ આપશે. ખુશી ખુરરમી અને નેકનામી સિવાય આ જેહાનમાંથી તું એક કોડી ભાર પણ બીજું કાંઇ મેલવવાનો નથી, માટે તારીથી જેમ બને તેમ તું બુરાં કામો કરતો અટકજે, તું દાનાવ થઇને બુરાઈ કરે તે તુંને ઘટતું પણ નથી. જ્યારે આપણે અત્રે જાવેદાર રહેવાના નથી તો તું દારૂ હાજર કર અને મોજમજાહ કરી લે. કારણ કે એ તો એમનું એમ ચાલ્યુંજ જાય છે અને આપણામાંનુ કોઇ અત્રે રેહેતું નથી. આ સાલ તો એક મોત સમાન ભારી તોફાન વરસ્યું છે, તેથી એ ભારી તોફાનના કરતાં મારૂં મોતજ આવ્યું હતે તો બેહેતર થતે. આથી એ ઉંચા આસમાને મોઘવારી પાડી બાલવાનાં લાકડાં, ઘઉં અને મેઢાં બકરાંની તાણ પાડી છે.

# યજદેજર્દના માર્યા જવાની ખબર માહુએ સુરીને થઇ અને માહુએ પોતે તખતે બેઠો તે વિષે.

હવે માહુએ સુરીને કોઇએ આવીને ખબર આપી કે, "જેહાનનો પાદશાહ યજદેજર્દ તો હવે ધુલમાં ડટાયો છે અને રૂમના પાદરીઓએ તેમજ સાધુઓએ તથા તેની તરફ દિલશોજી દેખાડનારા આ મુલકના બુઢ્ઢ તેમજ જવાનોએ તેને માટે રૂદન કરતા જઇને તે પાદશાહના શરીરને નદીમાંથી બાહાર કાઢયું છે અને હાલે તેઓએ તેને માટે એક બાગમાં દખમું પણ બનાવ્યું છે, જેની ઉંચાઈ કાગડો જેટલી ઉંચાઇએ ઉડે તેથી પણ વધારે છે વિગેરે."

આથી તે શુમ અને બદબખ્ત માહુએ બોલી ઉઠયો કે, "હવેથી ઇરાન એ રૂમ સાથે ખેશી બનતું ના." પછી જેઓએ તેનું દખમું બનાવવામાં મદદ આપી અને તેને માટે જેઓએ સોગ કીધો તેઓને તેણે પોતાના માણસો મોકલી મારી નખાવ્યા, તથા તેઓની મીલકત તારાજ કીધી. તે માહુએના આવા આચાર વિચારો હતા. પછી તેણે જેહાનમાં સઘલે સોધ ચલાવી પણ તેને પાદશાહી તોખમનો કોઈ પણ શખ્સ મલી આવ્યો નહી. તેની પાસે એ યજદેજર્દનું તાજ તથા મોહર હતી તેથી એ ભરવાડાને પાદશાહી ભાવી આવી.

તેથી તેણે પોતાના સર્વે મલસ્રાઓને પોતાની આગળ બોલાવીને જે વાત પોતાના દિલમાં ઢોલાતી હતી તે તેણે તેઓને કહી સમજાવી. તેણે પોતાના વજીરને કહયું કે, "ઓ જેહાનના અનુભવી શખ્સ! હવે તો લડાઇનોજ વખત આવી લાગ્યો છે. પણ મારી પાસે તો ખજાનો પણ નથી તેમજ હું નામદારી કે ઉંચ ખાનદાન પણ ધરાવતો નથી. તેથી હું તો આપઘાટ કરવાનોજ ઇરાડો કરતે, પણ આ યજદેજર્દની વીટી ઉપર તેનું નામ કોટરેલું હોવાથી તેઓ મને પોતાની શમશેરથી પણ તાબે કરી શકશે નહી. જો કે એ યજદેજર્દના ખેસીઓનો તો નાશ થયલો છે તોપણ તેનાં સઘલા પાદશાહો તાબેદાર હોવાથી કોઈ પણ દાનાવ મને પાદશાહ તરીકે કબુલ કરવાનો નથી. તેમજ તેની એ મોહરથી આપણી રૈયત પણ સંતોષ પાંમવાની નથી. તેથી મને તો કાંઈ પણ ઉપાય સુજ પડતો નથી. મેં શા માટે એ યજદેજર્દનું ખુન કરાવ્યું હશે? મેં તો સારી રાત આંખોમાં આંસુઓ સાથે એનોજ વચિાર કીધો છે. હવે મારૂં શું થશે તેની વાત તો પરવરદેગારનેજ ખબર છે."

ત્યારે તેના સલાહકાર વજીરે તેને જવાબ દિધો કે, "હવે તો એ વાત હાથમાંથી છટકી છે. કારણ કે જેહાનમાં સઘલે એ વાતની ચકચાર ચાલી રહી છે. માટે હવે તો તું કાંઈ એવો ઉપાય સોધ કે જેથી તું જે જાલમાં સપડાયલો છે તેને તું તોડી કાઢી શકે. યજદેજર્દ તો હવે દખમે ચઢી ત્યાં ધુલ સાથે ધુલ મલ્યો છે અને તેનું રવાન છુટકો પાંમ્યું છે તેથી હવે તું સઘલા જેહાનના અનુભવીઓને એકઠા કર અને તેઓ આગળ મીઠી મીઠી વાતો કરવાને તું તારી જબાનને જરા તેજ બનાવ. તેઓને તું કહી સમજાવ કે, મને એક સરદાર તરીકે ચાહીને એ યજદેજર્દે આ તાજ તથા વીટી મારે સ્વાધીન કીધી છે. તુરકીઓના અત્રે ચઢી આવ્યાની ખબર એ પાદશાહને થતાંજ તેણે મને રાતોરાત બોલાવી મંગાવ્યો હતો અને મને કહયું હતું કે, 'જ્યારે હવે એમ લડાઇના પોકારો ઉઠી રહયા છે તો, આ જેહાન કોણુની તરફ ફરસે તેની કોઇનેજ ખબર નથી. માટે હાલે તો આ તાજ અને વીટી તું તારી પાસે રાખ. કારણ કે તુંને તે કોઈ દાહાડો કામ લાગશે. મારૂં તો આ જેહાનમાં એક બેટી સિવાય બીજું કોઈ નથી અને હાલે તેણી પણ વળી એ અરબોથી નાહાસભાગ કરતી હશે. હવે પછી તું કદિપણ મારૂં એ તખત મારા દુશમનોના હાથમાં જવા દેતો ના પણ તુંજ મારી માફક પાદશાહી રાહારીતી ચાલુ રાખજે.' તેથી હાલે એ તાજ તે પાદશાહની મીરાસ દાખલ મારે હાથ આવ્યું છે અને તેના હોકમથી હવે હું આ તખત ઉપર બેસું છું. એવા કાંઈ ઉપાયથી તું તેઓ આગળ તારા કામને પ્રકાશ આપવાની કોષેશ કરજે. પછી તે ખરૂં છે કે ખોટું તે કોણુ જાણુનાર છે."

તેનું એવું કેહેવું સમજતાંજ માહુએ બોલ્યો કે, "ઘણું સારૂં! તું પોતે વજીર છે તેથી મોટી પડવીના લોકો તારી આગળ પણ આવીને બેસે છે. માટે તું લશકરમાંથી એ સઘલા સરદારોને તારી આગળ બોલાવી મંગાવીને તેઓ આગળ તું એ વાત કરજે." પણ તે લશકરીઓ પાંમી ગયા અને બોલ્યા કે, "તેની એ વાત ખોટી છે. તેથી તેની આવી શોખાઈ માટે તેને ગરદન મારવોજ ઘટે છે." ત્યારે એક પેહેલવાન બોલ્યો કે, "એ વાત ખરી હોય કે ખોટી તોપણુ તેમ કરવાનું કામ તારૂંજ છે."

તેઓની એવી વાત સમજ્યા પછી માહુએ પોતે શાહનશાહ તરીકે તખતે બેઠો. તેથી તેની એવી યુકિતથી તેના હાથમાં ખોરાશાન પણ આવી ગયું. તેણે સરદારોને હાથમાં (રાખવા તેઓ) ઉપર જમીનોની નવાજેશ કીધી અને પછી બોલ્યો કે, "હવે હું આ મોહરથી જેહાનનો પાદશાહ

થયો છું." તેણે પોતાના ખાનદાનના તમામ શખ્સોને પણ પોતાની આગળ બોલાવી તેઓને એ વાતથી વાકેફ કીધા, તેઓ ઉપર પણ તેણે મુલકોની બક્ષેશ કીધી, જેથી તેના સેતારાઓ પણ તેને માટે અજબ બન્યા. આવી બક્ષેશો કરવા માટે જેઓ બુરા હુનરના હતા અને તેના ખવાશને જેઓ મલતા આવતા હતા તેઓનેજ તેણે ચુંટી કાઢયા. તેણે દાનાવોનો નાશ કરી જગેજગ બુરાઓનીજ સરદારો તરીકેની નેમનુક કીધી. આથી ત્યાંથી સચાઈ ઉઠી ગઈ અને ચોબાજુએ જુઠાઇ અને દગો ફટકોજ ચાલી રહયો. બલખ અને હેરાતના મુલકો તેણે પોતાના વડા બેટાને આપ્યા અને ચોબાજુએ (મજબુટાઇને ખાતર) લશકર મોકલી આપ્યું.

જ્યારે તેનું લશકર તથા ખજાનો વધી પડયો ત્યારે તે બેયુન્યાદનું દિલ પણ ખુશ થવા લાગ્યું. તેણે પોતાના લશકર ઉપર દીરમોની નવાજેશ કરી તેઓને પણ આબાદ બનાવ્યા અને પછી તેણે પોતાના મગજમાં તેમજ આંખોમાં મગરૂરીની ધુંઇ ભરી. તેણે લડાયકોનું એક નવું લશકર બનાવ્યું અને તે તેનો સરદાર બન્યો. પછી તેમાંથી તેણે ચોકીબાન લશકરને બાહાર કાઢયું. એ લશકરમાં કરસીવન નામનો જેહાનનો એક અનુભવી શખ્સ પણ તેની નોકરી બજાવતો હતો. જે એ નવાં લશકરની સરદારી લેઇને બોખારા ઉપર ચઢાઇ લેઇ ગયો અને તેણે ત્યાંના પાદશાહને કેહેવાડયું કે, "યજદેજર્દના આ તાજ અને મોહરની રૂએ સમરકંદ તથા ચાચનો કબજો હમારે હાથ આવવો જોઇએ છે. કારણ કે હકતેકેશ્વરના સરદાર અને જેહાનના પાદશાહ તે યજદેજર્દનો મને એવો હોકમ હતો. વળી યજદેજર્દને મારી નાખનાર અને તેના નસીબની ખુવારી કરનાર બેજન ઉપર પણ તેનો હું તલવારથી કીનો લેવશ."

## યજદેજર્દના માર્યા જવાની અને માહુએ સુરીના તખતે બેસવાની ખબર બેજનને થવાથી તે લશકર એકઠું કરી તેની સામે લડવા ગયો તે વિષે.

હવે એ વાતની ખબર બેજનને થઈ કે, "માહુએ એ મોટાઈભર્યું તખ્ત લેઇ બેઠો છે અને યજદેજર્દની મોહર સાથની વીંટી તે સર્વેને દેખાડીને પોતાને હાથ તમામ જમીન કરી બેઠો છે અને હાલે તે જીહુન નદીની આ બાજુએ પણ

ચઢી આવ્યો છે અને સાથે પોતાનું લડાયક લશકર રાખી હાલે તે તારી સામે પણ છેડતી સોધે છે વિગેરે." આથી બેજને તેને પુછ્યું કે, "એ મોહર તેને કોણે આપી અને તે એવી વાતો યજદેજર્દને નામે કેમ કેહેવાડે છે?" ત્યારે તેને જવાબ મલ્યો કે, "જ્યારે તેં મોટી (જીહુન) નદીની રેતી ઉપર પગ મુક્યો અને તે યજદેજર્દને માથે આવી પડનારા સારા માઠા વખતની વાતો કેહેવાથી જમાનાએ પોતાના હોટો તેની સાથે બંધ રાખ્યા અને તારા નામદારો અને બાધુર સ્વારોનું લશકર અત્રેથી તેની તરફ જઇ લાગ્યું તે વખતે એ માહુએએ તુંને એવું કેહેવાડયું હતું કે, 'જો તું મને તારાં લશકરની મદદ આપશે તો હું એ શેહેનશાહનું તાજ તારી ઉપર ગુપચુપ મોકલી આપશ. કારણકે એ સુનેરી તખત, વીટી તથા જેહાનની સરદારી તુંનેજ ઘટે છે.' તેણે એવું કેહેન કેહેવાડયાથી અત્રેથી તારૂં લશકર ઉટાવલે ત્યાં ગયું હતું. અને મર્વમાં જઇ તે પાદશાહને ઘેરી લિધો હતો. જ્યાંથી તે ઇરાની લશકર નાહાસી જતાંજ તે પાદશાહને પકડવાની કોશેશ થઈ હતી. પણ તે દાનાવ પાદશાહ ત્યાં એકલો પડી જતાંજ તેનો તારા લશકરથી બુરો હાલ થશે એમ ડરીને તે ત્યાંથી નાહાસી ગયો હતો. એમ નાહાસ્તાં તેને રસ્તામાં એક કારખાનું મલ્યું હતું જ્યાં તે સુરજના જેવાં ખોરેહનો પાદશાહ જઈ ભરાયો હતો. પણ પાદશાહના ત્યાં ભરાઇ બેસવાની ખબર એ માહુએ સુરીને મલવાથી તેણે કોઈને મોકલી તે પાદશાહનો જીવ લેવાડયો હતો. એ રીતે એ સુરી પોતાનાજ માલેકને મારી નાખીને તેનીજ મોહરથી તેનો એ સઘલો મુલક પચાવી પાડવા પાંમ્યો છે. પણ એ નામદારી પાંમવામાં તો તારો બે તૃત્યાંશ જેટલો ભાગ હતો અને તારા સ્વારો ત્યાં જઇને તારે ખાતર લડયા હતા."

ત્યારે બરસામ નામનો શખ્સ બોલ્યો કે, "ઓ પાદશાહ! જો કે હું પોતે એ ભારી લશકર લેઇને ચાચથી ત્યાં ગયો હતો નહી પણ જ્યારે યજદેજર્દ એકલો પડી ગયો હતો ત્યારે હું તારે માટે મર્વથી કેટલોક સરસામન લાવ્યો હતો. એ વખતે માહુએએ તુંને કેહેવાડયું હતું કે 'યજદેજર્દનું સુનેરી તખત, જવેહરાતજડીત હાર અને તાજ તથા તેનો ખજાનો હું તારે માટે ચાચમાં મોકલી આપશ. કારણકે એ હાથીદાંતનું તખત આ જેહાનમાં ફક્ટ તુંનેજ ઘટારટ છે.' વળી મર્વમાં મેં ત્રણ દાહાડા સુધી લડાઇ ચલાવી હતી અને ચોઠે દાહાડે સુરજે જેહાનને દીપાવવા માંડતાંજ આવી ભારી લડાઇ ચલાવતાં હું હાર પણ ખાઇ ગયો હતો. પણ તેટલામાં એ જુલમગાર માહુએ સુરી ત્યાંથી પીઠ ફેરવીને નાહાસી ગયો હતો. જ્યારે તે ઇરાની શેહેનશાહે પોતાને એકલો પડેલો જોયો ત્યારે આપણા લશકર ઉપર

એક ઝનુની સિંહની માફક ધસી આવ્યો હતો અને તેણે આપણા ઘણા નામદારોને મારી નાખ્યા હતા. પણ તેણે ત્યાં પોતાના કોઇજ મદદગાર નહી જોયા ત્યારે તે ત્યાંથી નાહાસી ગયો હતો. પણ એ બેવફા ગોલામે પોતાના શેઠને ક્યારે મારી નખાવ્યો તેની મને ખબર હતી નહી. હવે જ્યારે એ માહુએએ પોતાનાજ સાહેબનો આઇતો ખજાનો પોતાને હાથ આવેલો જોયો છે ત્યારે હવે તે બેબુન્યાદ ચોમેરથી ખજાનો હાથ કરવાને ફરી વલવાં લાગ્યો છે અને જાણે તેણે મને જોયોજ નહી હોય તેમ તે કરે છે. બે મહીના સુધી મારૂં લશકર મર્વમાં રહયું હતું પણ તેટલા વખતમાં તેણે હમારી સાથે કાંઇ પણ ખુબી કીધી હતી નહી. તેણે પોતાનો સાહેબ જે જેહાનના ચેરાગ જેવો એક પાદશાહ હતો તેને એમ છુપાછુપ મારી નખાવ્યો છે. યજદેજર્દે પોતાના લશકરમાં એવો એક સરદાર હતો કે જે પોતાના માથાંને ચંદ્ર સુધી ઉંચો પુગાડી શકતો હતો. આપણા તુરકીઓમાંથી તેના ગુરજની સામે જવાની કોઇએ પણ હીંમત કીધી હતી નહી. કારણ કે તે વડે તે નામદારોના દિલને છુંડીજ નાખતો હતો. આવા ખોરેહ અને દમામવાલો તેમજ આવી ટોપી, હથીયાર, બાજુ અને ગુરજવાલો સ્વાર મેં મુદલ જોયો નથી. પણ હવે જ્યારે તે માર્યો ગયો છે ત્યારે એ માહુએ તેની પાદશાહી લેઇ બેઠો છે અને તેણે આવી ગુનેહગાર રાહરીતી ધરી છે. હવે જ્યારે એ બદખાહ જંગી બની આપણા બીછાણા સુધી ધસી આવ્યો છે ત્યારે તુંને તારાં લશકર સાથે એમ નચિંત બેસવું ઘટતું નથી. જ્યારે એક પાદશાહ પોતાના બગીચાની દરકારજ નહી રાખે તો તેમાં સુંદર ફુલો થાયજ ક્યાંથી?

તેની એ વાત સમજી બેજન ઉશકેરાઇ ગયો અને તેને તખત અકારૂં લાગ્યું. પછી તેણે લડાયક તુરકી સ્વારોનું લશકર એકઠું કરવાનો હોકમ કીધો અને તુરતજ કચારબાસી શેહેર છોડીને તે બાહાર પડયો. માર્ગમાં કાંઇ પણ ઢીલ કીધા વગર તે બોખારા નજદિક આવી લાગ્યો અને ત્યાંના સઘલાં મેદાનમાં પોતાનું લશકર પાંઠરી દિધું. તેણે લશકરને કહી મુકયું કે "એ માહુએ નદી તરીને આ તરફ આવે નહી ત્યાં સુધી તમારે ઉટાવલ કરવી નહી. તે પોતેજ પોતાના લશકરને મારી સામે લડવા ઉતારશે અને ત્યારેજ હું તેના ઉપર પાદશાહ યજદેજર્દનો કીનો લેવશ." પછી તેણે પુછપરછ કીધી કે, "એ પાદશાહી ઉપર બેસાડવા કામ લાગે એવું કોઇ યજદેજર્દનું ફરજંદ મલી આવશે? એ જેહાનના પાદશાહના તો કોઇજ ભાઇઓ હતા નહી; પણ શું તેના બેટા નહી તો બેટીઓ પણ નહી મલી આવશે, કે જેને હું અત્રે લાવી તાજ પેહેરાઉ અને આ માહુએ ઉપર તેની મારફતે જીટ મેલવું?"

ત્યારે બરસામે તેને જવાબ દિધો કે, "ઓ નામદાર! હવે તો એ સાસાની તોખમનો અંત આવ્યો છે અને અરબો આ શેહેરો ઉપર હાથ લંબાવી બેઠા છે, તેથી હવે તો કોઇ પાદશાહ કે આતશની પ્રસ્તેશ કરનારા મોબેદો અત્રેથી મલશે નહી." એ વાત સમજતાંજ બેજને પોતાના લશકરને બરખાસ્ત કીધું અને જેહાનના આવા કામોને માટે પોતાનું કપાલ કુટયું. તેટલામાં તેના ચોકીખાન લશકરે આવી ખબર આપી કે, "સામું લશકર પણ આવી લાગ્યું છે અને તેણે પઇકદ[1] શેહેરમાં આવી ત્યાં તેણે લડાઇની તૈયારીઓ કીધી છે. વાહાનોમાં બેસી તેનું લશકર નદી તરી આવે છે, જેથી ત્યાં ઉડેલી ધુલથી આફતાબ પણ ઢંકાઇ ગયો છે."

આથી સપેહસાલર બેજન પણ પોતાના લશકરની હરોલમાં રહી તેની સામે લડવાને માટે ત્યાં જઇને ઉભો. પણ બેજનના લશકર ઉપર તે માહુએની નજર પડતાંજ તેનો જીવ જાણે ધાસ્તીથી ઉડીજ જવા લાગ્યો. તેનું પુશકલ નેજાઓ, લોઢાંની ટોપીઓ, ચીનાઈ ઢાલો, પુશકલ હથીયારો, ગુરજો અને ચાચી કોડાલીઓવાલું લશકર જોઇને તે દલગીર બન્યો. તોપણ તેણે ત્યાં લશકરની બરોબર સફ ખેંચી; જેમ કરતાં હવા કાલી બની અને તમામ જમીન ઢંકાઈ ગઈ.

## માહુએ સુરી બેજનને હાથ કેદ પકડાયો અને તે તેના હોકમથી માર્યો ગયો તે વિષે.

જ્યારે બેજન માહુએની સામે આવી ઉભો ત્યારે ઇરાનીઓએ ત્યાંથી નાહાસીને ભરાઇ જવાનો વિચાર કીધો. તેઓની એ ખબર માહુએને લશકરના વચલા ભાગમાં પડવાથી તે પણ પોતાનું લશકર છોડી ત્યાંથી બુમો પાડતો નાહાસી ગયો. પણ તેના દુર થતા ઝુન્ડા ઉપર બેજનની નજર પડવાથી માહુએની મકશદ નાહાસ્વાની છે એમ તે પામી ગયો. આથી તેણે બરસામને ફરમાવ્યું કે, "તારી પાસે જે લશકર છે તે લેઇને તું પણ તેની પુઠે જા. એ માહુએ સુરી લડવાથી ડરીને જીહુન નદીની પેલે પાર તરી જવો જોઇતો નથી. તેથી તેના ઉપર તું તિક્ષણ નજર રાખજે અને તેને તારી નજરથી દુર થવા દેતો ના. કારણ કે તેની સાથે તો આપણને જુદુંજ કામ છે."

---

[1] સમરકંદમાં આવેલાં એક શેહેરનું નામ છે.

આથી ચીનના બરસામે તેનાજ ઝુન્ડા ઉપર પોતાની નજર ઠેડવેલી રાખી અને પોતાના લશકરને તેણે ત્યાંથી બાજુએ કરી દિધું. તે પોતાના કપાલ ઉપર ગુસ્સાનો ચીલ્લો ચઢાવી માહુએને ગાલ દેતો તે મોટી નદીના કીનારા ઉપર જઈ ઉભો. તેવામાં તે કીનારા આગળ માહુએ પણ આવી લાગ્યો. જેથી બરસામે તેના ઉપર હુમલો કરવાને પોતાની રેકાબ ભારી બનાવી પોતાના ઘોડાને ત્યાંથી દોડાવી મુકયો. તેણે તેની સામે બરોબર આવી લાગતાંજ બાહાદુરીથી તેના ઉપર તલવારનો એક ફટકો માર્યો અને પછી તેનો કમરબંધ પકડી તેને જીન ઉપરથી ઉઠાવીને તુરત જમીન ઉપર અફાલી દિધો. પછી તેણે તુરત નિચે ઉતરી પડી તેના હાથ બાંધી લિધા. ત્યારબાદ પોતાના ઘોડા ઉપર તેને આગળ નાખીને પોતે પાછો પછવાડે ચઢી બેઠો. તેવામાં બરસામની મદદે ત્યાં બીજા મદદગારો પણ આવી લાગ્યા. જેથી તે માહુએ માટે તમામ મેદાનમાં ચકચાર ચાલી રહી.

તેઓએ બરસામને કહયું કે, "ઓ હમારા રાહબર! એને તો માર્ગમાંજ ગરદન મારીને ઠાર કરવો ઘટે છે." ત્યારે બરસામે તેઓને જવાબ દિધો કે "એમ બને નહી. કારણકે તેના કેદ પકડાવાની વાત હજી બેજનને ખબર નથી." પણ તેવામાં એ ખબર બેજનને થઈ કે, "બુરા વિચારનો માહુએ કેદ પકડાયો છે." તેથી બેજનનું દિલ એ ખબર સમજતાંજ ખુશ બન્યું અને તેના તેને માટેના વિચારો હવે દુર થવાથી તેણે ખુશ બની સિંહની માફક પોકાર કીધો.

તેટલામાં તેની આગળ કેટલાક તુરકી બાહાદુરો આવી લાગ્યા અને ત્યાં તેઓએ માહુએને માટે એકમેકની સાથે વિચાર ચલાવ્યા અને સઘલાઓ તેને મારીજ નાખવાના વિચાર ઉપર આવ્યા. વળી ત્યાં જે તુરકીઓએ ઇરાનીઓને જોયા તેઓને પણ તેઓએ મારી નાખ્યા. જેથી આખરે માહુએનું ભારી લશકર પણ માર્યું ગયું અને તેમના સર્વે સરસામનનો તેઓએ નાશ કીધો. પછી તેઓ તે માહુએને ઉઘાડે માથે અને ઉઘાડે પગે ત્યાં ઘસડી લાવ્યા.

પણ બેજનને જોતાંજ તે ગુનેહગાર માહુએના મગજની તમામ અક્કલ ગુમ બની. તેનો જીવ ધાસ્તીથી ઉડી જવા લાગ્યો અને તેથી તે જમીન ઉપરની રેતી લેઇ તે પોતાને મોઢે માથે ભરવા લાગ્યો. બેજને તેને પુછ્યું કે, "ઓ બુરી તોખમના શખ્સ! કોઇનો પણ તારા જેવો નોકર હોતો ના. એ યજદેજર્દ જે ફતેહ અને તખતનો સાહેબ અને ઇનસાફી પાદશાહ હતો અને જેના બાપદાદાઓ જેવા પાદશાહો હતા તેવોજ તે પણ એક

પાદશાહ હતો અને જે જેહાનમાં પેલા નૌશીરવાનની એક યાદગારી ગણાતો હતો તેને તેં શા માટે મરાવી નાખ્યો ?"

ત્યારે માહુએએ તેને જવાબ દિધો કે, "મારા જેવા બુરી કરણીના શખ્સને આવા તાણાતપલા અને મોત સિવાય બીજું કાંઇજ ઘટતું નથી. હવે તો તું મારી એવી બુરાઇને માટે મને ગરદન મરાવ અને મારા બદનને તારી અજુંમનના પગ આગળ નખાવ." ત્યારે બેજન બોલ્યો કે, "હમણા હું એમજ કરાઉં છું કે જેથી મારા દિલનો ફીનો પણ બાહાર નીકળી જાય." એમ કહી તેણે પોતાની તલવારથી તેના બે હાથો કાપી નાખ્યા અને બોલ્યો કે, "હવે આ તારા હાથોથી બીજી વધુ બદીઓ થઈ શકશેજ નહી."

એ રીતે તેના બેમ હાથ કાપયા પછી તેણે તેના બંધે પગો પણ કાપી નાખવાનો હોકમ કીધો કે જેથી તે ત્યાંજ પડી રહે. પછી તેના કાનો અને નાખ પણ કપાવીને એક ઘોડા ઉપર બેસાડવા અને તેને ત્યાં ગરમ રેતી વચેજ રાખી મુકવા ફરમાવ્યું કે જેથી તે પોતાની બંધે આંખોને શરમથી વિચેલી રાખે. ત્યારબાદ તેને એક ઘોડા ઉપર મજબુટ બાંધીને સરનાઇના અવાજે વચે એક બાંગીની સાથે તેને લશકરમાં સઘલે ફેરવ્યો અને તેને દરેક તંબુ અને દરગાહ આગળથી ફેરવતાં તે બાંગીએ એવી બુમ પાડી કે "ઓ બંદાઓ! જે કોઇ પોતાની અક્કલને વગર ફોકટની ગુમ થવા દેઈ પોતાના પાદશાહનું ખુન કરે તેના આ માહુએ જેણે પાદશાહ તરફ કાંઈપણ દયા દેખાડયા વગર તેનું ખુન કરાવ્યું અને જેમ તે પણ તેનું તખત જોવા પાંમ્યો નથી તેમ તેના જેવા હાલ થશે."

હવે એ માહુએનો કેરાજ નામનો એક વજીર હતો જેનાથી એ માહુએ નામદારી પાંમી સુખ ભોગવતો હતો. એ વજીર માહુએના આવા બુરા હાલે માર્યા જવા પછી મર્વની નેગેહબાની કરવા લાગ્યો. માહુએના વડા દીકરાને તે તખત ઉપર દીપાવવા માગતો હતો અને તેને માથે સુનેરી તાજ પેહેડાવવાની ઇચ્છા રાખતો હતો. પણ માહુંએના માર્યા જવા પછી બેજનનું લશકર ચો બાજુએથી મર્વમાં દાખલ થયું અને તેઓએ તે શેહરનો નાશ કરવા માંડયો. જેથી ત્યાં સઘલે રૂડનના પોકારો સમજાવા લાગ્યા અને ત્યાંની જમીન ઉપર પણ વલી એક જોશ ભરી લડાઇ ચાલુ થઇ. એ લડાઈમાં કેરાજ પણ માર્યો ગયો અને ત્યાંના પાદશાહી ખાનદાનનો પણ બરગસ્તે વખત આવ્યો. માહુએના ત્રણ નામીચા બેટાઓ જેઓ તાજ અને તખતવાલા હતા તેઓ પણ લડાઇમાં ઉતર્યા હતા. તેઓએ તેમને કેદ પકડી ત્યાંની ત્યાંજ આતશની એક

ચેહ સલગાવી તેમાં તે બેટાઓને પણ તે બાપના ખારમાં બાલી મુકયા. તેથી તે જમાનામાં માહુએની તોખમનો પણ કોઈબી ત્યાં રેહેવા પાંમ્યો નહી. જો કદાચને કોઇ રહયા હોય તો તેઓના આવા હાલ જોઇને તેઓ ત્યાંથી નાહાસી ગયલા હોવા જોઇએ.

તમામ બુજોર્ગો પોતાના શાહ યજદેજર્દને મારી નાખવા માટે એ માહુએના ખાનદાન ઉપર લ્યાનત નાખે છે. જેઓ ઇનસાફની રાહે એ માહુએ ઉપર લ્યાનત નાખતા નહી હોય તેઓ ઉપર પણ લ્યાનત પડજો અને તેઓ પણ જીવતા રેહેવા પાંમતા ના. તુરકી બેજન પણ એ કામમાં ગુનેહગાર હોવાથી તેના ઉપર પણ આફત વરસી અને તેનો પણ અંત આવ્યો. બેજનની તમામ મગજ શકતી ગુમ થઇ અને પાછલથી તે ઘેલો બન્યો હતો. એવી જીંદગી ( કેટલો વખત ) ગુજાર્યા બાદ તે પણ આપઘાટ કરીને મરી ગયો હતો. ઓ વાંકી પીઠના આસમાન! તુંને શાબાસ છે. હવેથી ઈરાનમાં જુદોજ દોર ચાલી રેહેશે. પણ આ મારી વાતો તો તખત ઉપરથી તેમજ વકતાસનો ઉપરથી વંચાતી રેહેશે.૧

## શાહનામું પુરૂં થવાની તારીખ.

જેમ જેમ મારી ઉંમર પાંસઠ વર્ષની બનતી ગઈ, તેમ મને દુખ અને જંજાલના પણ ઘણા વિચારો આવવા લાગ્યા. જ્યારે મેં એ શાહાનશાહોની તાવારીખ લખવાનો વિચાર કીધો ત્યારે મારા ગ્રહો પણ મારાં કામને ઢીલમાં નાખે એવાજ હોવા જોઇએ. બીજા બુજોર્ગો અને દાનાવ બાહુરો પણ મારા ભેગા એ બાબદ ઉપર લખતા હતા, પણ તેઓ બેસીને મને પણ દુરથી જોયા કરતા હતા. તું કેહેશે કે જાણે હું તો તેઓનો નોકર હતો. આ મારા વારસા ( શાહનામું ) સિવાય હું તેઓથી બીજું કાંઇ પાંમ્યો નથી. પેલી પુરાના વખતની પૈસાની ઠેલીઓના મોઢાં તો બંધાયલાંજ રહયાં અને તેઓના તેમ બંધ રહયાથી મારૂં રોશન દિલ પણ દુખી બન્યું છે. આ શેહર ( ગજની )ના નામદારો વચ્ચે નામવર અલી દીલમીની મને થોડી મદદ મલી હતી. એ રોશન રવાનનો શખ્સ મારા કામને ખુબી સાથે ચાલુ રાખવાની તજવીજ રાખતો

---

૧ અત્રે ફીરદોસી પોતાના એ માહાભારત કાવ્યનો છેડો લાવી મુકે છે પણ જંગલી અરબોએ ઈરાનના માલેક બની ત્યાંના જરથોશતીઓ ઉપર કેવો જુલમ વરસાવ્યો અને ઈરાનના સોભીતા મેહેલો અને બાગ બગીચાવાલાં શેહેરોને કેવાં ખંડીએરો બનાવી મુકયાં તે બ્યાન આપવાને જરથોસ્તીઓના એ દીલસોજ શાયરનું દિલ ચાલ્યું નથી.

હતો. વળી બાધુરે વચે હોસીન કતીબ બીજો શખ્સ હતો, જે પણ મારૂં એ કામ મફત થયલું જોવા ચાહતો હતો નહી. ખવા પીવાનું, પેહેરવા ઓઢવાનું અને ખરચ માટેનું સુનાં રૂપાં નાણું પણ હું તેનાથીજ મેલવતો હતો. તેથી આ મારા હાલવા ચાલવાના હાથ પગ પણ તેનાજ છે (યાને મારી જીંદગી સઘલી રીતે તેનેજ આભારી છે.) રાજ્યમાં કર ભરવો તે શું તે હું જાણતો હતો નહી. પણ તેની બરકતથી હું મારા કપડામાં ફરી શકયો છું. મારી ઉંમર એકોતેર વર્ષની થવા આવી ત્યાં સુધી આસમાને તો મને બેત બાજીમાંજ રોકેલો રાખ્યો હતો. પાંત્રીશ વર્ષો થયાં હું એ ખજાનો પાંમવાની ઉમેદમાં આ ત્રણ પાંચ દિવસની દુન્યામાં મેહેનત ઉઠાવતો રહયો છું. પણ મારી વેઠેલી એ સઘલી મેહેનત બરબાદ ગઇ છે અને હું તો એ પાંત્રીશ વર્ષમાં કાંઇપણ હાંસલ કરી શકયો નથી. હાલે હવે મારી ઉંમર હેંસી વર્ષની થવા આવી છે ત્યારે તો મારી જે સઘલી સારી ઉમેદો હતી તે પણ તદન બરબાદ બની છે. એ યજદેજર્દના કીસ્સાનું સેવટ હીજરી સને ચારસોના અસપંદાદ મહીનાના અરશીસંગ રોજે આવ્યું છે. જેથી એ તમામ શાહનામાનું પણ સેવટ આવ્યું છે.

પણ પાદશાહ મહમુદનું શરીર તનદરોસ્ત અને આબાદ રેહેજો અને તેનું મગજ તાજું અને દિલ ખુશાલ રેહેજો. મેં તો તેની એટલી બધી તારીફ કીધી છે કે તે વાત હંમેશની કાયમ રેહેશે. તેમ વળી મારાં એ કામને માટે બુજોર્ગો પણ મારી તારીફ ગાશે. વળી દીવસો દીવસ એ તારીફ પણ વધતીજ જશે (અને બોલાશે) કે "મહમુદના દિલની મુરાદ મુજબ એ કામ તૈયાર કરનાર ફીરદુસીનું નામ હંમેશાં યાદગાર રેહેજો."

એ નામું જે સાઠ હજાર બેતોનું બનેલું છે તેની સાથે એ રીતે હું પણ યાદગાર બન્યો છું. હવે તો મારી જવાનીનો વખત વહી ગયલો હોવાથી અને બુઢાપો આવેલો હોવાથી જમાનો પણ મારો અને મારા બોલવા તથા સમજવાની શકતીનો અંત લાવશે. પણ એ નામદારીભર્યા નામાનું પણ હવે સેવટ આવેલું હોવાથી એ મારૂં લખાયલું નામું દુન્યામાં ઘણું ઘણું વંચાશે. મારાં મોત પછી પણ અક્કલમંદ અને હુશીયાર લોકો મારી તારીફ કરશે. તેથી જ્યારે એ વાતોના બી સઘલે મેં પોતેજ વાવેલાં છે તો હું પણ હવે પછી જીવતોજ રેહેવશ અને મુવેલો ગણાવશ નહી.

સમાપ્ત.

# બરજોર નામું.

## સોહરાબના બેટા બરજોરની કાહાની.

### અફરાસીયાબ શંગાન નામના મુલકમાં જઈ પુગ્યો અને તેણે બરજોરને ત્યાં જોયો તથા તેણે તેને રૂસતમની સાથે લડવા ઉશકેરીઓ તે વિષે.[1]



એ ભલા શખ્સ! હવે તું મારીથી આ દુખ દરદથી ભરેલું એક બીજું દાસ્તાન સમજ. રૂસતમની સાથે લડાઈ કરીને જ્યારે અફ્રાસીયાબ ઉશકેરાયલાં દિલે પાછો ફરતો હતો ત્યારે તે રૂસતમથી માર્ગમાં આડોઅવલો નાહાસ્તો શંગાન શેહરમાં આવી લાગ્યો હતો. તેનો પોતાનો તથા ચીનના તમામ નામદારોનો જીવ દુખથી ભરેલો અને જીગર ફીનાથી ભરેલાં હતાં. તે ચીનનો પાદશાહ પીરાન તથા કરસીવજ સાથે સંગાન જમીન નજદિક આવી લાગતાંજ તેઓએ ત્યાં એક ચશમાંની આગળ ઉતારો લિધો અને ત્યાં એક કલાક સુધી ઠાક ઉતારી. તેટલામાં તે તુરકી પાદશાહની નજર ત્યાંના મેદાન વચે એક ઉંટની માફક ઉભેલા આશુદા ગામડયા ઉપર પડી. તેનું શરીર પાહાડના જેવું અને ચેહેરો લોહી જેવો રાતો હતો. તેની છાટી, હાથની કામડી, ગરડન તથા સીનો ઘણો મજબુટ હતો તથા છાટી પોહલી હતી. તેનું શરીર એક ઝાડના જેવું અને તેની બાજુ ઝાડની મજબુટ ડાહાલીઓ સમાન હતી. તે નામદાર પોતાની પેહેલવાનના જેવી મજબુટ બાજુઓથી ઝાડની ડાહલો પણ તોડી કાઢતો હતો.

---

[1] બરજોરનું દાસ્તાન હાથની લખેલી નકલમાંથી મલતું નથી, પણ એ બાબદ છાપેલી નકલમાં એક કથા તરીકે સેવટે આપેલી છે. એ બાબદ કોઈ બીજા શાયરને હાથે લખાઈ હોય એમ લાગે છે પણ તેની ધપછપ ફીરદોસીના જેવી હોવાથી એ પણ બ્યાન ફીરદોસીનું લખેલું હોય એમ કેટલાકો માને છે.

તેને એવી કીસમનો જોતાંજ અફ્રાસીયાબે વીસેના બેટા પીરાન તરફ નજર કીધી અને પોતાના નામદારોને કહયું કે, "આના જેવો બાંધુર શખ્સ કોઇએ પણ જોયો હશે નહી. જો કે મારા ચારસો વર્ષ પસાર થયાં છે તો પણ મેં લડાઇ વખતે આવા શખ્સને જોયો નથી. સામ નરીમાન કે કેરશાસ્પ પણ એના જેવા હતા નહી, અથવા તો કોઈ પેહેલવાને એના જેવા શખ્સ માટે કાનેકાન સમજ્યું પણ હશે નહી. પેલાં મોટાં મેદાનમાં આવો શખ્સ ઉભેલો છે અને આટલું બધું લશકર તેની આગળથી પસાર થાય છે તો પણ તેના દિલમાં આપણને માટે જરાએ ધાસ્તી પેદા થતી નથી. જાણે આપણે તો તેની આગલ એક મુઠી ભરીને ખાક હોઇએ તેમ તે સમજે છે."

એમ કહીને તેણે દિલથી એક હાય મારી અને તેનું દિલ દરીઆની માફક ઉછલવા લાગ્યું. પછી તેણે રૂહૅનને ફરમાવ્યું કે, "તું જડપથી દોડ અને તેને મારી આગલ તુરત લેઇ આવ; જેથી તે કોણની તોખમનો છે અને આંએ મેદાનમાં કોણને માટે આવ્યો છે તે હું તેની વાત ઉપરથી જાણું." એમ સમજતાંજ પીરાનનો બેટો રૂઇન એક સિંહની માફક તે બાધુર બરજોરની આગળ ગયો, અને તેને કહયું કે, "ઓ ગમાર! તું આ લશકરને એમ જોતો અત્રે શા માટે ઉભો છે? તુંને આવી જંજાલથી છોડવવા ચીન અને માચીનનો પાદશાહ બોલાવે છે. તે જેહાનનો માલેક બાધુર અફ્રાસીયાબ છે કે જે સિંહના દાંતો વચેથી એક કોહલાને પણ છોડવી શકે છે."

જ્યારે બરજોરે તેને એમ કહેતાં સમજ્યું, ત્યારે તે તેનો ભેદ સમજીને તે ગોલાબનાં પાદડાંની માફક ખીલી રહયો અને તેણે રૂઇનને જવાબ દિધો કે, "ઓ કમ અક્કલી! શું તુંને એમ બોલતાં શરમ આવતી નથી? રાખનાર અને ઇનશાફ આપનાર તો તેજ પરવરદેગાર સાહેબ છે કે જે તમામ બંદાઓને રોજી પુગાડે છે. તો તું હવે મને શું કેહેવા માગે છે? એ પશંગનો બેટો કોણ છે? અને તે આવે મુશકેલ રસ્તે અત્રે શા માટે આવ્યો છે? હું કાંઇ તારા કેહેવાથી તેની આગળ આવવાનો નથી, અથવા તો તેના દરેક બુરા વિચાર બજા લાવવાનો નથી."

ત્યારે રૂઇન ગુસ્સાથી તણાઇને બોલ્યો કે, "બસ કર. આવા શખ્સને માટે તારે આવા બોલ બોલવા જોઇતા નથી. એ તાજ અને વીટીનો માલેક તો ફરીદુનનો નબીરો છે, અને તે તુરાન જમીનનો નામદાર પાદશાહ થાય છે. જો તુંને ગમે તો યજદાંથી તારો ચેહેરો ફેરવજે અને આવી રીતનું બકવું કરજે, પણ પાદશાહના હોકમથી તું તારૂં માથું ફેરવતો ના. નહી તો કે તું

શમશેરથી (કાપવા)ને લાયકનો બનશે. મેં દરેક જમાનાના દાનાવોથી સમજ્યું છે કે પાદશાહના હોકમને હલકો ગણવો જોઇએ નહી."

રૂઈનને એમ બોલતાં સમજીને કદાવર બરજોરે તેને જવાબ દીધો કે, "ઓ હીંમત અને કીંમત વગરના શખ્સ! જે કોઇ પાદશાહ ઇનશાફનો ફેલાવનારો હોય, તેજ બંધે જેહાનનો પાદશાહ અને નામદાર ગણાય. પણ આ કમ અકલી કે જેનાથી અક્કલ દુર થઇ છે, અને જેનું રવાન દેવનું નોકર બનેલું છે, તે કાંઇ પાદશાહ ગણાય નહી. આ તાજદાર પાદશાહ કે જેણે તમામ જીંદગી ગેરઈનસાફમાં ગુજારી છે, તેનામા અક્કલ શું હોય? પેલો સીયાવક્ષ કે જેણે ઈરાનથી નાહાસી આવી તેના મુલકોમાં પનાહ લીધી અને વળી તેને અફરાસીયાબે પણ પોતાની પનાહમાં લિધો તેણે તેને એવી ખાતેરી આપી કે, તે તેને કાંઇપણ દુખ પુગાડશે નહી, તે છતાં પેલા સુમ સુરતના કરસીવજના સમજાવ્યાથી તેણે વગર ફોકટનો તેના ઉપરથી દિલ ઉતારો કીધો અને એક કીનાખોર માફક તેનું નિરદોશ માથું કાપી નાખવા જલ્લાદને ફરમાવ્યું હતું. જ્યારે સીયાવક્ષનું માંથું તેના શરીરથી જુદુ થયું છે તો તારા જેવા ધણી સાથે હવે પછી કોઇ પણ ઓરત પરણવા કબુલ થવાની નથી (યાને કોઈ તારી ઉપર વિશ્વાશ રાખશે નહી.) એને લીધે તો તુરાન જમીનનાં બે તરૂત્યાંશ ભાગનો પણ નાશ થયો છે, અને પુશકલ નામીચા પાદશાહો ગોલામ બન્યા છે. તેથી એ કીનામાં જેટલું લોહી રેડાયું છે તેનો બોજો પેલી જેહાનમાં તેને માથે ઓરવાયલો રેહેશે. મારો મદદગાર તો મારૂં નસીબ છે અને મારો ખોદાજ મારો પાદશાહ છે. આ બંધે જેહાનમાં તે સાહેબ સિવાય બીજા કોઇને હું પાદશાહ ગણાતો નથી."

રૂઇને તેની આવી તુંદ વાત સમજતાંજ પોતાની તલવાર ઉપર હાથ નાખી તેનું ડોકું ગરદન આગળથી કાપી નાંખવાને અને તેને ઉપરથી તે નિચે સુધી લોહીમાં ગરકાવ કરવાને તે તલવારને મ્યાનમાંથી બહાર કાઢી. પણ તે તિક્ષણ પંજાના બરજોરે તેને જીન ઉપરથી ખેંચી કાઢીને જમીનની ઉપર ખુવારી સાથે ફેંકવા માટે પોતાનો હાથ એક ચીત્તાની માફક જડપથી લંબાવ્યો. આથી રૂઇને ગભરાઇને તથા પોતાના જીવથી ડરીને તેની આગલથી જડપથી મોઢું ફેરવ્યું અને ત્યાંથી પોતાના ઘોડાને દોડાવી મુકયો. પણ તે ખેદુતે તેના ઘોડાની પુછડી પકડી લિધી જેથી તેની ચપલતા જોઇને મેદાનમાંના સઘલાઓ અજબ થયા. તે મુબારક નસીબના જવાને જોર કરીને તે દોડતા ઘોડાને ઉંધે મસ્તક નિચે નાંખ્યો જેથી રૂઇન જમીન

ઉપર પછડાયો અને તે ઘોડાની પુછડી (છુટી પડી) તે નામદારના હાથમાંજ રહી ગઈ.

પણ તે પાદશાહ જે એ સઘલું દુરથી જોતો હતો તેણે પીરાનને કહયું કે "ઓ પેહેલવાન! એ કાંઈ માણસ નથી પણ એક હારેમન લાગે છે. તેથી એ લડાયક માણસ મારે નસીબે રૂસતમની આંખમાં ભાલો ભોકે એમ હું ધારૂં છું. આવી એવડી બાજુનો અને આવાં ખભાં તથા ગરદનવાલો શખ્સ કોઇએ પણ નજરેનજર જોયો હશે નહી, કે તેને માટે કાનેકાન સાંભલ્યું પણ હસે નહી. હું ધારૂં છું કે એ બાહુર લડાઇને દાહાડે રૂસતમના શરીરને નિચે ફેંકશે. પણ તું જાણે થી તેમ એનામાં અક્કલ નથી અને તેથી તેની આંખોમાં પાદશાહ અને ને પણ એકજ સરખા લાગે છે. તેથી તેની આવી તેજી, ચપલતાઇ અને જો કાંઇપણ તે જોરાવર હાથીના માથાંને પણ ફાંડામાં લાવી શકશે. કદાચને પરવરદેગારે આપણી ઉપર બક્ષેસ કીધી હશે કે તેણે આપણને આવો સેહેલ રસ્તો ઉઘાડો મોકલ્યો છે."

ત્યાર પછી તે કીર્તી સોધતા પાદશાહે દેવના જેવા કરસીવજને કહયું કે, "તું નરમાશથી તેને મારી આગલ લેઇ આવ. તેની ગરદનને તુંજ તારી મીઠી વાતોથી તારા ફાંડામાં લેઇ શકશે. તું કાંઇ તેની આગલ તારી જબાનને તુંદ બનાવતો ના. સંભાળજે કે તે કાંઇ તુને નુકશાન પુગાડે નહી." એમ સમજતાંજ તે તુંદ ખાશીયતનો કરસીવજ દમામ સાથે ચાલી તેની આગળ ગયો. પણ તે તો તેને હાથમાં હાથીના જેવો ભારી ગુરજ પકડીને એક છેડાયલા હાથી માફક ત્યાં ઉભેલો જણાયો. આથી તે સપેહસાલારે તેને દુરથીજ મજબુટ પવનથી ધુજતી દાંખલીની માફક ધુજતાં ધુજતાં હાંક માર્યો અને તેને નરમાશથી કહયું કે, "ઓ નામદારી સોધનારા શખ્સ! તેં શા માટે તારા ચેહેરાને એમ વગેર ફોકટનો ગુસ્સે બનાવ્યો છે? આ મેદાનમાં તારી સાથે કોઇપણ મારામારી કરવા ચાહાતું નથી. તેમજ કોઇને તારૂં ખાનદાન પણ ઉતરતું જણાતું નથી. વલી આ જગ્યામાં હમે તારૂં કાંઈ ખાઇ જવા પણ માંગતા નથી, તેથી તું હમારી પાસેથી આટલા આ પાણીના કુવાને એમ ખુચવી ના લે. ચાલ, હું તુને તારા પાદશાહ આગળ લેઇ જાઉં અને તારા હુનર મુજબની તુંને પડવી અપાઉં. તે સરદારોનો સરદાર તો તુરાન જમીનનો પાદશાહ છે, તથા તે ચીન અને માચીનના પેહેલવાનો વચે નામદારીભર્યો ગણાય છે. હાલે હમે તારા વડે હમારો માર્ગ આગલ લેવા માંગીએ છીએ, કે જેથી હમે હમારો કીનો લેઇએ અને લોહી રેડીએ. તે પાદશાહ ફરીદુનનો નબીરો અને પશંગનો

બેટો થાય છે અને તેનું હાલે આ પથરવાલી સખત જમીન ઉપરથી પસાર થવું થયું છે."

ફરસીવજના એમ બોલી રેહેતાંજ તે સિંહ જેવો બરજોર એક બાધુર સિંહની માફક ગરદન ઉપર એક જાડી કોડાલી ઉઠાવીને અને બરાડ મારતા વાઘની માફક પોકારો મારતો ત્યાં ચાલી આવ્યો. તું કેહેશે કે, જાણે તે લોઢાંના ફૂલવાલું ઝાડ છે, અથવા તો તે જંગલમાંનો એક નર સીંહ છે. તે બાધુર દમામદાર ચાલે અને નફ્રકરાં દિલે અફ્રાસીયાબ આગલ આવ્યો અને તેની આગલ આવી લાગતાંજ તેણે જમીનને બોસો લિધો તથા તેની તારીફ કરવા માટે પોતાની જબાંન ખોલી. પાદશાહે પણ તેને મીઠી વાતો બોલીને નવાજ્યો અને તુરતજ તેને પાસે બેસાડીને કહયું કે, "ઓ અક્કલમંદ અને ઇચ્છા પાર પાડનારા શખ્સ! તું કોણના ખાનદાનનો છે? અને કયા શખ્સ સાથે નામ ધરાવે છે? તારી ઓલાદ કોણથી ઉતરેલી છે? અને તું કહી જાતનો છે? આએ જગ્યામાં તારા બાપ અને માય તરીકે કોણ છે? હમે કાંઇ તારાં વાવેલાં ખેતરને નુકશાન પુગાડયું નથી અને તે છતાં તારો ચેહેરો ઝનુની સિંહની માફક વીકરાલ બન્યો છે."

બરજોરે તેને જવાબ દીધો કે, "ઓ નામદારી મેલવનારા પાદશાહ! તારૂં દિલ ખુશાલ અને તારો ચેહેરો દીપતો રેહેજો. મેં કાંઇ મારા બાપને મારાં કુટુંબ વચે નજરેનજર જોયો નથી. હું તો અત્રે છેલાં ઘણાંક વર્ષો થયાં એકલો રહું છું. હું મારી માય તથા બીજી કેટલીક ઓરતો સાથે એક પુરાણા ઘરમાં રહું છું. મારો મમાવો સીરૂઇ નામનો એક પેહેલવાન છે, જે શેકારમાં સિંહો ઉપરજ હાથ અજમાવે છે. પણ હાલે પુશકલ ઉમર થવાને લિધે તે બુઢો થયો છે અને તેના શરીર અને ગરદન ઉપર કરચલી વલી છે. મારી માય કહે છે કે, 'મારી જુવાનીના વખતમાં આ જંગલમાંથી એક પેહેલવાન સ્વારનું પસાર થવું થયું હતું. તે વખતે તારો આ ફતેહમંદ નસીબનો બુઢો મમાવો સખત મેહેનત કરવાને અને સિંહોનો શેકાર કરવાને ગયો હતો. તે નામદાર સ્વારે મને દુરથી જોઇને મારી પાસે પીવાનું પાણી માંગ્યું. તેથી મેં તેને થંડું પાણી આપ્યું. પછી તેણે મારી તરફ નજર કીધી અને તેનું દિલ મને જોતાંજ ઘાહેલ થયું. તે ત્યાં અજાયબ બની ઉભો રહયો અને તેના બે જોરાવર પગો તેના દિલની ખાહેશ બર લાવવાને માટે જાણે કદબમાં ચીતકી ગયા. તેણે (થોડાક વખત) પોતાના દિલ સાથે વિચાર કીધો અને પછી મારી ખાહેશ કરતો મારી આગળ આવ્યો. તેણે પોતાના બાજુ ઉપરથી ગુચલું વાલેલી કમાન લીધી અને તેને કીલ્લાની દિવાલ સાથે

બોલવી, અને પછી પાંખ ઉપર ઉડતાં પક્ષીની માફક કીલ્લા ઉપર થઈ આવીને તે નામદાર પેહેલવાન મને વલગી પડયો. તેણે મરદાનગીથી યજદાંએ બક્ષેલી મારી મોહોર મારી પાસેથી છીનવી લિધી, અને ત્યાર પછી તે જગ્યાએથી ધુમાડાની જડપે તે ચાલી ગયો. ત્યારબાદ મેં તે સ્વારનો ચેહેરો ફરીથી જોયો નથી. તે કયાં ગયો છે અને તેનું શું થયું છે. તે હું જાણુતી નથી.' હવે મારી માયને તે શખ્સથી મારે માટેના હમેલ રહયા. ત્યારપછી તેણીએ તેના સિવાય બીજો ધણી કદીપણ કીધો હતો નહી."

જ્યારે અફરાસીયાબે બરજોરની એવી વાત સંમજી, ત્યારે તે એક તાજા ગોલાબની માફક ખીલી રહયો. તેણે તેને કહયું કે, "ઓ પેહેલવાનજાદા! તારી બક્ષેશ કરીને તો જમાનાએ ગોયા મને દોલત બક્ષી છે. હવે તું પણ મારાથી દોલત મેળવી તારી ખાહેશ બર લાવશે, અને એમ કરતાં આખરે તું પાદશાહી પણ પામશે. હવે આ મુલક તેમજ મારી બેટી તારી થશે અને મારૂં લશકર પણ તારા હોકમ હેઠલ રેહેશે. તુરાન જમીનથી તે ચીન અને માચીન સુધીના પાદશાહો તારી તારીફ ગાશે. જેહાનમાં કોઇપણ શખ્સ તારા હોકમ સિવાય બીજાના હોકમે ચાલશે નહી અને તારા ઘોડાનું જીન પણ ચોથા આસમાનની ઉંચાઈ ઉપર બંધાશે. તમામ હફતેકેશ્વર જમીન તારી ગોલામ બનશે અને દોલત તારી આગલ તારી ચાકરડી બનશે. હવે તો તું ખેડુતનો ધંધો કરવાથી અને સખત મેહેનત કરવાથી છુટો થયો છે અને તારાં નસીબે તારે માટે સુંનાનુંજ ઝાડ ઉગાડયું છે. તારી આગલ એકજ કામ કરવાનું રહયું છે અને જો તે તું કરશે તો તમામ જેહાનને તું તારા હોકમ હેઠેલ લાવશે. માટે તું તારી જવાની અને મરદાનગીથી તે એક કામ બજા લાવ અને દુશમનોનાં ડોકાંને તારા પગની હેઠેલ કચડ. હું એક જબરૂં મોટું કામ પાર પાડવાં માગુ છું, કે જેથી જોરાવર આંખો પણ હેરાન બને. પણ મને તો બુઢાપાએ આવો જઇફ બનાવી દિધો છે, જ્યારે તું તો જોર અને જુવાનીવાલુ નસીબ ધરાવે છે. જે વખતે હું તારા જેટલી ઉમરનો હતો અને જોરાવર ગરદન અને મજબુટ સીનો ધરાવતો હતો, ત્યારે મારી સઘલી ખાહેશ પાદશાહોની સાથે લડાઈજ કરવાની રેહેતી હતી અને જમાનો પણ મારી ફીકરથી હેરાન બનતો હતો. સિંહોના દિલને અને વાઘોના પંજાને મારા તીરની અણીથી નુકસાંન પુગતું હતું. અગરજો લડાઇમાં મારો હરીફ એક પાહાડ પણ બનતો, તો તે મારા ગુરજથી નરમ મીનના પથરા જેવો બની જતો હતો. કોઈ પણ શખ્સ મેદાનમાં મારી સામે આવવાની હીંમત કરતો હતો નહી, અને જો તેમ આવતો તો તેનું

બખતરજ તેના શરીરનું કફન બનતું હતું. હાલે હું બુઢો થવાથી મારા બાલ સફેદ થયા છે, અને હું હરીફના પંજા આગલ વાંકો વલી જાઉં છું. હવે હું પોતે તેવું દિલ, હુશીયારી અને સંગીનપણું ધરાવતો નથી. તેથી લડાઈ કરવાથી મને અટકવું પડે છે. હાલે મારા દિલમાં એક એવી ખાહેશ છે, કે જે ખાહેશથી ફાડીખાનારા સિંહો પણ હારી જાય છે. પણ એ કામ કાંઇ તારા હાથમાં ઘણું મોટું ગણાશે નહી, અને તું બાધુરોની સાથે લડવાને ડરશે નહી. ઇરાનમાં એક માણસ જાણીતો થયેલો છે કે જે પેહેલવાનોને બંધીવાન બનાવવાને એક કુંચી મીસાલનો છે. શું જંગલ, પાહાડ કે પાણીનો દરીઓ તેના ગુરજ અને શમશેરથી બેતાબ મારી જાય છે. તુરાન જમીનમાં કોઈ નામદાર તેની તલવાર ઉપર સરસાઈ ભોગવે એવો રહયો નથી. લડાયક માણસોના દિલ તેને લિધે દુખી બન્યાં છે અને શું જાદુગર કે દેવ, શું સિંહ કે હાથી, શું પાહાડ કે જંગલ તથા શું નાઇલ નદી કે કોઇ બીજું તેવું તેની સાથે લડાઈ કરવાનો વિચાર કરતું નથી. તેની આગલ ઘણાં કે થોડાં માણસો હોય તોપણ તેની નજરે ફીનો એકજ સરખો રહે છે. તે સ્વારી કરવા માટે પોતાનો રખશ નામનો ઘોડો ધરાવે છે, જે જંગલોમાં સિંહોને પણ લોહીથી જજરતાં બનાવે છે. તેની સઘલી મરદાનગી આગલ અને તેના હાથના કૌવત આગલ તુંજ તેના જેવું મરદાનગી ભરેલું જોર ધરાવે છે. તેની ઉંચાઇ તારીથી વધારે નથી અને મરદાનગીમાં તો તે તું નામદારથી કમતી છે. હું ધારૂં છું કે અગર જો તેનાં પંજા લડવામાં ગમે એટલા તીક્ષણ હશે તો પણ તે તારી સામે લડાઇમાં ટકી રહી શકશે નહી. તેથી જો તું હવે તેની સાથે લડાઇ કરશે, તો તું તેના માથાને આસમાન ઉપરથી ધુલમાં નાખી શકશે. હવેથી મારૂં લશકર તેમજ ચીનના દરીઆથી તે ખજોરના૧ મુલક સુધીની આ જમીન તથા મુલકો તારા ગણાશે. હું તુંને જે કહું છું તેને માટે જેહાનનો પરવરદેગાર મારો શાક્ષી રહેશે અને તે એ કે, આ ખજાનો મેહેલ અને મારૂં લશકર છે તે તારૂંજ ગણાશે. એ મારૂં કેહેવું મારા રીવાજ અને રાહા રીતી મુજબનું છે કે નહી તે માટે આસમાન તથા સેતારાઓ પણ મારા શાક્ષી છે."

જ્યારે બરજોરે પાદશાહની એવી વાતો સમજી, ત્યારે તેનો ચેહેરો તે વાતોથી ગોલાબની માફક ખીલી રહયો. તેણે તેને પુછયું કે, "ઓ પાદ-

૧ ખજોર એ ગીલાન તરફના દરીઆ કીનારા આગલ (રીચરડશન મુજબ કેસ્પીયન સમુદ્રના કીનારા આગળ) આવેલા એક મુલકનું નામ છે.

શાહ! તે નામદાર પેહેલવાનનું નામ શું છે?" અફ્રાસીયાબે તેને તુરત એવો જવાબ દિધો કે, "તે પાદશાહી નિશાનના પેહેલવાનને તેહેમતનને નામે બોલાવે છે અને તેનું નામ રૂસતમ છે. તેનો બાપ જાલ છે અને તે સામનાં દસ્તાનની ઓલાદનો છે. તેનું મઠક હમેશાં સીસ્તાનમાં હોય છે કે જ્યાં તેનું કુટુંબ હંમેશાં રહે છે. હવે તું એ બાબે શું કહે છે? આપણે એ કામનો હવે શું ઉપાય કરીએ? એ લડાઇમાં તારા સિવાય બીજો કોણ મદદગાર થઇ શકવાનો છે? તુંને તે માટે કેવું બખતર જોઇશે અને કેટલું લશકર જોઇશે? હવે આપણે એ માટે શું કરીએ અને કેવો માર્ગ લેઇએ?"

તે જવાને પાદશાહની એવી વાત સમજતાંજ દિલના દુખ સાથે એવા કીના માટે હાય મારી અને પછી અફ્રાસીયાબને એવો જવાબ દિધો કે, "ઓ પાદશાહ! એ કામમાં તું આટલી બધી ઉતાવલ ના કર. જો આજે તારૂં દુખ એકજ શખ્સ માટે હોય તો પછી તારી આ પાદશાહી તુંને શા ખપની? ત્યારે તો તારો કાંઇજ દોરદમામ રેહેલો ગણાય નહી અને તારૂં દિલ પણ તારી આગલના પાદશાહો માફક લડાયક ગણાય નહી. એક સ્વારને માટે તું કેટલી બધી વાત કરે છે? લડાઇને માટેની એવી ગીબત કરતાં શું તું બીહતો નથી? જ્યારે તારૂં દિલ અને તારી છાતી અંદરખાનેથી લડાયક નથી તો તું શા માટે પાદશાહી તાજ માથે મુકે છે? ઇનશારી યજદાંના, તથા સફેદી ભરેલા દિવસના, તથા ફરતાં આસમાનનાં, તથા પ્રકાશતા સુરજનાં, તથા મુબારક ફરવરદીન મહીનાના તથા ખુશાલીની મીજલસ અને કીનાના મેદાનના હું સોગંદ લેઇને કહું છું કે, હું મારા દિલને એ બાબે કીના ભરેલું કરશ અને તે શખ્સનો તકીઓ ઇતરડીનો બનાવશ. હું કીનો લેઇને ઇરાન જમીનને દરીઆના જેવી બનાવશ, અને તારી બેઠક સનીશ્ચર સેતારા ઉપર કરશ. જો તું પાદશાહ મને ફરમાવતો હોય તો હું એ લડાઇ કરવાને રસ્તો કાપનારા ઘોડા ઉપર બેશશ. આપણે લશકર તૈયાર કરીને તે સિંહ નરની સાથે લડવા માટે ઇરાન તરફ જઇશું. તું અફ્રાસીયાબ જેવા પાદશાહના ફતેહમંદ નસીબથી ઇરાનનાં મેદાનોને હું પાણીના દરીઆ જેવાં બનાવશ. હું કએખસરૂની પાસેથી પેલું તાજ અને તખત છીનવી લેવશ, અને તે મુલક ઉપર એક ઝાડનું થડ પણ રેહેવા દેવશ નહી. તેઓનાં તમામ મુલકોને હું વેરાન બનાવશ અને ત્યાં વાઘો અને સિંહોના રેહેઠાન બનાવશ."

જ્યારે અફ્રાસીયાબે બરજોરથી એવી વાત સમજી ત્યારે તેણે જીગરમાંથી એક થંડી હાએ મારી. પછી તેણે ખજાનચીનને સુનાના સીક્કાની દસ કોઠલીઓ,

તાજ, ગોહર સાથનો એક હાર, ભરેલાં રેશમની રૂમી કપડાંની ગાદી સાથના ત્રણ તખતો, યાકુત અને પ્રકાશીત ફીરોજાથી જડેલા ત્રણ ગુરજો, બસો ખુબસુરત તાતારી અને ચીનાઈ ઓરતો, રેશમી ગાલીચાઓ, ઘોડાઓ, જીનો, સુનેરી લગામો, ખદંગ લાકડાના જીનો, ઘોડે બેસવાને માટે લાંબા પાવડાઓ, વાઘના ચાંમડાંઓ, બસો બખતરો, તલવારો, ઘોડાના બખતરો, નેજાંઓ, તીરો, ભારી ગુરજો, મેઢાં બકરાંઓ, મુલકો, સુનું, પૈસા, મોતીઓ અને ગોહેરો લેઈ આવવાને ફરમાવ્યું. આથી તુરતજ ખજાનચીને તે સઘલું તુરકીઓના પાદશાહની અને તે જવાન શખ્સની હજુરમાં હાજર કીધું. તેણે તે સઘલું બરજોરને આપ્યું કારણકે હવે તે તેમનો ભરવાદ હતો અને તે વરૂઓ (યાને તુરકીઓ) તેનાં મેઢાં બકરાંનું ટોલું બન્યું હતું. જ્યારે બરજોરે તે સઘલો સામન જોયો ત્યારે તેણે જેહાનમાં પોતાના જેવો તાલેવંત કોઇપણ શખ્સને જોયો નહી. તેથી તેણે તે પાદશાહની તારીફ કરવા માટે જબાન ખોલી અને જાણે તેની બંદગી કરતો હોય તેમ તેણે ખાકને બોસો લિધો.

## બરજોરની માએ બરજોરને રૂસતમ સાથે લડવા નહી જવાને માટે શિખામણો દિધી અને બરજોર તેની ઉપરવારો થયો તે વિષે.

પછી તે ત્યાંથી રોશન રવાનના સુરજની માફક પોતાની માય આગલ દોડતો આવ્યો અને એ સઘલો અસબાબ કે જેથી તેનું દિલ ધરાઈ ગયું હતું તે તેણે પોતાની માયને આપતાં કહયું કે, "ઓ ભાગ્યસાલી માતા! આએ સામનથી તું તારા જીવને ખુશી કર. એટલો બધો અસબાબ કોઇએ પણ જોયો હશે નહી, અથવા તો એ બાબેની વાત કાનથી સમજી પણ હશે નહી." ત્યારબાદ તે બોલ્યો કે, "ઓ મેહેરબાન! હમણા મને એ સઘલું ચીનના પાદશાહે એવી બોલીથી આપ્યું છે કે, જાલેજરના રૂસતમ સાથે હું લડાઇ કરૂં, અને તે પાદશાહના દિલને ખુશી કરવા માટે તે રૂસતમનું ડોકું તેના શરીર ઉપરથી કાપી કાઢું."

એમ સમજતાંજ બરજોરની માયે રૂદન કરવા માંડીયું અને તેણીના ગાલો ઉપર આંખમાંથી આંસુઓ ગબડવા લાગીઆં. તેણીએ પોતાના શરીર ઉપરના તમામ કપડાં ફાડી કાઢીઆ અને હાય મારીને માથાં ઉપરનાં બાલો પીખતાં, રડતાં અને ઉશકેરાતા તેને કહયું કે, "બસ કર, કારણ કે એવું કામ કોઇએ કદિપણ બજાવ્યું નથી, એ તો તું સિંહ સાથેજ લડવાની ખાહેશ

કરે છે, અને મને બંધે જેહાન વચે ખાકમાં લોટતી બનાવવા માંગે છે. તારી જુવાનીના વખતમાં એ સુનાથી અને પૈસાથી તું ઠગાઇ ના જા, અને તારાં જીવને કંગાલ ના બનાવ. ઓ મારા વાહાલા જીવ જેવા બેટા! તું એ પૈસા, કપડાં, ઘોડા અને નાજનીનોને લિધે તારા જીવને બરબાદ ના કર. કારણ કે એ તુરાની પાદશાહ ફરેબથી ભરેલો છે, અને તે પોતાની તમામ જીંદગી બુરાઈ કરવાની કોષેશ કરવામાંજ ગુજારે છે. તેણે ઘણાઓના ફરજંદોને બાપ વગરના બનાવ્યા છે અને ઘણી ફલદરૂપ જમીનને વેરાન બનાવી દિધી છે. આએ નર અઝદાહ જેવા દેવના હોકમથી ઘણા શખ્સોના ડોકાં શરીરથી જુદાં થયા છે. તું આએ એકઠા કીધેલા માલને માટે તારા શરીરને મેહેનતમાં નાખવા માંગે છે. માટે તું તારા દિલમાંથી લોભને દુર કર અને તેને જડ મુળથી ઉખેડી નાખ. ઓ અંજુમનનાં સરદાર! તું એ બાબે વિચાર કર. એવું નહી બને કે પછવાડેથી તુંને મારૂં કેહેવું યાદ આવે. બીજું એ કે પેલો સિંહ જેવાં દિલનો ભલો શખ્સ કે જેની સાથે તું લડાઈ કરવા માંગે છે, તે મરદાનગીમાં સુરજનાં કરતાં પણ વધારે પ્રકાશી રહે છે. તે સિંહના જેવું દિલ અને જોરાવર હાથી જેવું શરીર ધરાવે છે. તેની સામે શું જંગલ કે નાઇલ નદી સરખી છે. તે લદવૈયો તો દેવ જેવાઓની સાથે પણ લડાઇ કરવાને ડરતો નથી, અને તે દરીયામાંના મગરને પણ મરદાનગીથી બહાર ખેંચી કાઢે છે. તેને હાથે ઘણાએક દેવો માર્યા ગયા છે, અને ઘણા મેદાનો મુરદાંઓથી તેકડીના જેવાં બન્યા છે. તુરકીઓ વચે હજારથી પણ વધારે બાધુરો છે અને તે સઘલા વલી નામદારો અને ખંજરના વાપડનારાઓ છે, જેવા કે લડાયક કામુસ, ચીનનો ખાકાન, મનશુર, દાહયો શંનગલ, ફરતુસ, લડાયક અશકબુસ, તથા લડાઇનો અજમાવનાર પેહેલવાન ચંગેશ વિગેરે. બીજું એ કે જોરેમંદ હાથીઓને ભોંયે પટકનાર સિંહના જેવો નામદાર પેહેલવાન સોહરાબ, તથા અકવાન દેવ, તથા સફેદ દેવ જેવાઓ તેની આગળ પોતાના વાહાલા જીવથી નાઉમેદ બન્યા હતા. માટે અત્રેની અંજુમન વચેના નામદારો કે જેઓ વિષે મેં તુંને કહયું છે તે ઉપર તું ધ્યાન આપ, અને જો કે માંજનદરાન અને તુરાનમાં કોણ એવો રહયો છે કે તે તેની તલવાર ઉપર સરસાઈ ભોગવે? તું કાંઈ તે નામદારોથી ચઢતો નથી. માટે તારે એ બાબે હવે વધુ આગલ પગલાં ભરવાં નહી."

જ્યારે બરજુએ પોતાની માયથી એવી વાત સમજી, ત્યારે તેણે તેની આવી સારી શિખામણ ઉપર ધ્યાન પુગાડયું નહી. તેણે તેણીને જવાબ દિધો કે, "ઓ ભલી વાતો કેહેનારી માતા! તું મને પેહેલવાનો વચે શર-

ભીદ્રી બનવા ના દે. કારણકે યજદાંની ઇચ્છા સિવાય બીજું કાંઈ બનવાનું નથી. તેના હોકમથી કોઇપણ પોતાનું માથું ફેરવી શકતું નથી." એટલું કહીને તે પાદશાહની આગલ ગયો, અને તેને કહયું કે, "ઓ નામદાર તખતના સાહેબ! તું લશકરમાંથી પેહેલવાનોને, લડાયક શખ્સોને, કીનો લેનાર સ્વારોને, લગામ ધરી જાણનારા સ્વારોને, નેજા મારનારાઓને તથા જોરાવર બાજુના અને હાથી જેવા શરીરના શખ્સોને ચુંટી કાઢ, કે જેઓ મને લડાઇની રીતભાત તથા હથીયાર વાપડવાનું, ઢાલ પકડવાનું, તીર ફેંકવાનું લડાઇમાં છુપાઈ બેસવાનું, તથા મરદાને મરદોની રીતભાતો કેવી હોય છે તે માટેનું શિક્ષણ આપે.

## પેહેલવાન બરજોર તુરાની પેહેલવાનોથી હુનર શિખ્યો તે વિષે.

તેની એ વાત સમજતાંજ તે પાદશાહે વીસેની તોખમના પોતાના વજીર પીરાનને બોલાવ્યો અને તેને ફરમાવ્યું કે, "તું લશકરમાંથી લડાયક શખ્સોને તથા નેજાના રાખનારા અને દુરઅંદેશ બાધુરો જેવાકે હોમાન વીસે, સિંહ જેવો ગુલબાદ, બાધુર સિંહના જેવો ઝનુની બારમાન, કરસીવજ, દમુર અને ગુરૂઈ કે જેઓ ઝનુની સિંહ આગલથી પણ પોતાનો ચેહેરો ફેરવીને નાહાસ્તા નથી તે સઘલાઓને ચુંટી કાઢ, કે જેથી તેઓ આ જવાનને લશકરનો નામીચો પેહેલવાન બનાવે." જ્યારે પીરાને પાદશાહથી એ વાત સમજી ત્યારે તેણે નામાં લખવાની તૈયારી કીધી અને ચોતરફના દરેક પેહેલવાનો કે જેઓ ત્યાંની સલતનતમાં જોરાવર ગણાતા હતા તેઓને લખી વાલ્યું કે "તમો તમારૂં લશકર તેના જેહાન પેહેલવાનો અને મદદગારો સાથે પાદશાહની નજદિક મોકલી આપો. કારણકે એ પાદશાહે લડાઈ માટેની તદબીરો કરવાને માટે શંગાનનાં પાહાડમાં ઉતારો કીધો છે અને મેહેર મહીનાની સરૂવાતમાં ફરીદુનનાં જશનનાં હીંગામ ઉપર[1] એ તમામ લશકર તૈયાર થવું જોઇએ છે."

આથી શંગાનના મુલક તરફ શું નાહાની પડવીના કે શું તાજ અને માનપાન ધરાવનારા શખ્સો જડપથી આવી લાગ્યા. અને તે તરફ વળી

---

૧ મેહેરંગાનના જશનને પાદશાહ ફરીદુનના જશનને નામે પણ ઓલખવામાં આવે છે, કારણ કે એ મુબારક દિવસે ફતેહમંદ ફરીદુન પાદશાહ ઝોહાકની ઉપર મોટી જીટ મેલવીને તખત ઉપર બેઠો હતો.

અફ્રાસીયાબના હોકમ મુજબ તુરતજ નામવરોની તોખમના દસ શખ્સોએ પાદશાહનું એ ફરમાન ઉતાવલે બજાવવાને કંમર બાંધી, અને તે સિંહને પકડનારા બરજોરને રાત દિસ ગુરજ, નેજા, શમશેર અને તીરથી મેદાનમાં હુનર શિખવ્યા, અને તેને દરીઆની માફક જોશમાં આવતાં શિખવ્યું. નામંદાર બરજોરે પણ તે શિખવા ઉપર દિલ લગાડયું અને પેહેલવાનોના કાનુનો શું શું છે તે જાણી લિધાં. તેઓ રાત અને દિસ લડાઇની અજમાયશ સિવાય બીજું કાંઇ કરતા હતા નહી. ફકટ ખાવાને માટે થોભવા સિવાય લડાઇ કરવાથી તથા વળી તીર ફેંકવાથી તેઓ એક પલની પણ આસાયશ લેતા હતા નહી. તેથી એક મહીનામાં તો તે નામદાર એવો કાબેલ બન્યો કે તુરાન જમીન ઉપર લડાઈ વખતે તેના જેવો બીજો બાધુર શખ્સ કોઈ પણ ગણાતો હતો નહી, અથવા તો કોઇએ કાનોકાન તેવા શખ્સની વાત સમજી પણ હતી નહી. બરજોર ગુરજ, તીર અને ભાલાના હુનરમાં તથા હાથોહાથની લડાઇમાં તથા સ્વારીમાં એવો કાબેલ બન્યો કે પેલા નામદારોની તોખમના દસ જનાઓ પણ તેની આગલથી હારીને ગભરાત સાથે પાછા ફરતા હતા.

આઠમાં મહીના (આવાં)ની સરૂઆતમાં બામદાદને વખતે બરજોરે પાદશાહ આગલ આવીને તેને જબાન ખોલીને કહયું કે, "ઓ જમીનના પાદશાહ! ચીન અને માચીનના પાદશાહો તો તારાં ફરમાન હેઠેલ છે. માટે તું તેઓને ફરમાવ કે તેઓ હવે બેધડક મારી આગળ લડાઇના હથીઆર અને અસબાબ સાથે આવે, તથા તું મારે માટે પણ કયાની કમાન, ભારી ગુરજ, નેજો, બાધુરને લાયકની તલવાર, (મારા જેવા) બાધુર માણસને લાયકની સિંહના ચામડાંની બનાવેલી કમંદ તથા મારે લાયકનો અને રોશન સુરજના જેવો મેદાનમાં દેખાતો એક ઘોડો એ સઘલું મંગાવ, અને પછી તું તારાં સઘલા લશકરને તથા આ તારા મુલકોના તમામ નામદારોને બોલાવી મંગાવીને જો કે મેદાન વચે મારી બરોબરીઓ અને લડાઇને વખતે મારો જોડીઓ કોણ છે?"

જ્યારે અફ્રાસીયાબે તેની એવી વાત સમજી ત્યારે તેનો ચેહેરો ખુશાલીથી ગોલાબની માફક ખીલી રહયો. તેણે વગર ઢીલે તમામ લડાઇનો અસબાબ કીનાના મેદાન વચે લાવવા અને બરજોરને તીર, કમાન, ગુરજ, તલવાર વિગેરે લાવી આપવામાં જરાએ વાન નહી કરવાનો ખજાનચીનને હોકમ કીધો. આથી પાદશાહના ખજાનચીને દસ ગુરજ, કાલાં બખતર સાથનો એક ઘોડો, રેશમ અને સિંહના ચામડાંથી ગુદીને બનાવેલી કંમદ, બાધુર પેહેલવાનને લાયકની

તલવાર, રૂમી ઢાલો અને ખુબસુરત ઓરતના ચોટલાની માફકનું ગાંઠ ગાંઠવાલું ચીનાઇ બખતર એ સઘલું લાવીને બરજોરની આગલ મુકયું. એ સઘલું જોતાંજ બરજોરે જબાન ખોલીને પાદશાહને કહયું કે, "ઓ માચીન અને ચીનના પાદશાહ તથા ઇરાન અને તુરાન જમીનનાં નામદાર! આએ લડાઇનો અસબાબ કાંઈ મારે કામનો નથી. વાઘનું ચામડું કાંઇ સોયથી સીવાય નહી. જ્યારે પોશાક કોઈ માણસને લાયકનો નહી હોય તો તે માણસને કંમર આગલથીજ ટુકો પડે છે. પરવરદેગારે તો મારી બાજુ જોરાવર બનાવી છે. તેં કાંઇ મારૂં તથા બીજા માણસોનું જોર તપાસેલું લાગતું નથી. મારે તો મારા જોરને લાયકનીજ કમાન તથા તેવીજ બે કોડાલી રાખવી ઘટે છે, તથા આ દસ ગુરજથી પણ મારો નેજો બમનો ભારી અને જાડો હોવો જોઇએ છે."

પાદશાહ અફ્રાસીયાબે જ્યારે તેની એવી વાત સમજી ત્યારે તેણે હોમાનને કહયું કે, "તું એ બાબે થોભ ના. એ બાહાદુર તુરકી જેવી કમાન માંગે છે તેવી તેને લાવી આપ, તથા તેવોજ ગુરજ અને નેજો પણ મારી આગલ હાજર કર, અને આ નામદાર લડાયક શખ્સને લાવીને સોંફ કે જેથી તે એ હથીયારોથી સિંહ જેવાઓની સાથે લડી શકે. વળી તું તેને માટે ઝેહરી પાણી પાયલી તલવાર તથા પથર અને તીખાં લોઢાને પણ વિંધે એવા તીરો લેઈ આવ." એમ સમજતાંજ તે ખજાનચીને તેવી કમાન, ગુરજ અને કમંદ લાવીને હાજર કીધી. તેમાં વલી એક પોલાડી ગુરજ હતો કે જેનો હાથો સુનાનો બનાવેલો હતો અને તે ઉપર તમામ જવેહેરાત જડેલું હતું. તે ગુરજ ચારસો મનથી જરા ઓછો હતો નહી અને તેના ઉપરનું મથાલું ગોધાના માંથાં જેટલું મોટું હતું. તેની જાડાઈ હાથીની સુંઢથી વધારે હતી, અને તેના ઉપરનો પોલાદી રંગ નાઇલ નદી માફક પ્રકાશતો હતો. તેની ઢાલ તેની આબદાર તલવારને લાયકનીજ હતી અને તેમાં અફ્રાસીયાબને હાથનો એક નેજો પણ હતો. એ સઘલું તેણે એક પછી એક બરજોરની આગલ લાવી મુકયું. જ્યારે બરજોરે તે જોયું ત્યારે તેણે જબાન ખોલી કે, "હવે પેલા લડાયક બાહાદુરોમાના દસ સ્વારો કે જેઓ લડાઇમાં ચીત્તાના જેવા ગણાય છે તેઓ મારી આગલ બાહાર આવે અને મારી સાથે કુસ્તી અજમાવીને લોહી રેડે. કારણ કે હું તેઓની સાથે એકલો લડીને એ પાદશાહને મારા શરીરનું જોર દેખાડવા માગું છું. જોઇએ તો તેઓ તીર, નેજા, ગુરજ અને તલવારથી જખમ કરી મારા જીવને નુકસાન કરવાથી પણ અચકે નહી."

જ્યારે પાદશાહે તેની એવી વાત સમજી ત્યારે તેણે પોતાનો ચેહેરો તે ચીનના નામદારો તરફ ફેરવ્યો અને પોતાના લડાઇની અજમાયશ પામેલા દસ સ્વારો જેવા કે હોમાન, શીદેહ અને પેહલવાન ગુલબાદને તથા બાહુર પેહેલવાન કરસીવજને તથા શાહજાદાઓ, પેહેલવાનો અને બાહુરોના સરદારોને તથા ફાડી ખાનારા સિંહ જેવા ચીનના કેરાખાનને તેની સાથે વાઘની માફક લડાઇમાં ઉતરવા ફરમાવ્યું. જ્યારે તે લશકરે અફરાસીયાબનો એવો હોકમ સમજ્યો ત્યારે તેમાનાં તે દસ લડવૈયાઓ વેહેતાં પાણીની જડપે સ્વાર થઇને તથા ભારી ગુરજને ગરદન ઉપર ઉઠાવીને મેદાનમાં દોડીયા. બરજોરે તે છેડાયલાં સિંહોની માફક લડવા આવેલા દસ સ્વારો તરફ નજર કીધા પછી તેણે હાથ લંબાવીને પોતાનું સુનેરી બખતર પેહેરી લીધું અને કમરે સુનેરી પતો બાંધ્યો, તથા માંથાં ઉપર એક રૂમી લોઢાની ટોપી પેહેરી અને તીરની કોઠલીનું મોઢું ખુલ્લું કીધું અને પોતાના ચાલતા પાહાડની માફકના ઘોડાને લોઢાનું બખતર પેહેરાવ્યું. પછી તે લોઢાંની કમાન અને પોલાદી તલવાર સાથે ગરજનાં કરતાં વાદલની માફક ઘોડા ઉપર બેઠો. તું કેહેશે કે તે જોર અને તાપ ધરાવવામાં એક સિંહ જેવોજ છે, અથવા તો તે વસંતની મોસમની એક પાણીની નદીજ છે, અથવા તો જાણે તે લોઢાના ફુલવાલું એક ઝાડ છે કે જેની બે ખોલ્લી બાજુ ચીનારના ઝાડની ડાંખલીઓની માફકની છે. તેને કોઇપણ સામ નરીમાનની તોખમનોજ સમજી લે. તું કેહેશે કે, બસ તે જાણે સામેસવાર પોતેજ છે. તેની ઉંચાઈ, પગ, ગરદન અને રેકાબ જોઇને લડાયકોના દિલ પણ ધાસ્તી ખાય.

પછી નામદાર અફરાસીયાબ પોતાનાં લશકર સાથે તે મેદાનમાં કીનાભર્યા દિલે આવી ઉભો. જેહાનને સોધનાર બરજોર પણ કમાન ધરીને ફુકતા પવન માફક મેદાનમાં આવ્યો. તે પોતે એકલો હતો જ્યારે ચીનના દસ નામદારો કે જેઓ જમીનનો ચેહેરો પણ ફાડી કાઢવા માંગતા હતા તેઓ તેની સામે હતા. બરજોરે લડાઇની તૈયારી એવી રીતે કીધી કે તેણે કોશેશથી પોતાના દિલ ઉપર ધુલને પણ આવીને બેસવા દિધી નહી. ત્યાં બરજોર પોતાને ખભે નેજો ઉઠાવીને એવી રીતે કોશેશ કરતો હોવાથી તે નામદારોના હોંશકોશ ઉડી ગયા. તે બાહુરો તેને જોઇને ધાસ્તી ખાઈ ગયા અને તેઓમાંનો દરેક બોલવા લાગ્યો કે, "એ નામદાર કાંઈ માણુસ જાતની તોખમનો હોય નહી પણ હારેમનની તોખમનો લાગે છે, અથવા તો ગોયા અલ-બુરજ પહાડ બખતર પેહેરીને અત્રે આવ્યો છે. તે તો લડાઇ કરવાથી કંટાલતો પણ નથી. એવો વખત હવે પછી ફરીથી આવવાનો નથી."

આથી તેઓએ નાચારી સાથે ત્યાંથી પોતાના ચેહેરા ફેરવ્યા અને તે પાદશાહ આગલ ઉટાવલે આવી લાગતાંજ હોમાને બંધે આંખોમાં આંસુ સાથે તથા દુખથી તુટેલાં દિલ સાથે અફ્રાસીયાબને કહ્યું કે "ઓ પાદશાહ! પરવરદેગારના તથા પ્રકાશતા ચંદ્રના, સફેદી ભરેલા દાહાડાના, તથા કાલી રાતના હું સોગંદ લેઇને કહું છું કે, મેં એવો બાહાદુર શખ્સ કદી જોયો નથી. એવાતો બબરો કે છેડાયલા સિંહો પણ હોય નહી. તું કેહેશે કે, જાણે તે તાંબા અને લોઢાંનોજ બનેલો છે, અને તે માણુસની તોખમનો નહી પણ હારેમનની તોખમનો છે. પેલા ઇરાની નામદારો કે જેઓને મેં જોયા છે તેઓ વચે આવી રીતનો બાહાદુર મેં કોઇને પણ સમજ્યો નથી. મેં તો લડાઇના મેદાનમાં સિંહના જેવા પંજાના રૂસતમ સાથે ઘણી લડાઈઓ અને મારામારીઓ કીધી છે; પણ ઓ પાદશાહ! લડાઈ વખતે એવી બલતવારીથી કીનાના મેદાનમાં લડનારો શખ્સ મેં કોઈ જોયો નથી. લડાયક કામુસ કે ચીનનો ખાકાન પણ એવો હતો નહી; તથા ઇરાન જમીનનો તુસ અને ગસતહમ પણ તેના જેવા નથી. જો કે હજી તો તે લડાઇના કાયદા શિખ્યો નથી, તોપણ તે વાઘો સાથની લડાઇને તો બીસાડ વગરની ગણે છે."

જ્યારે અફ્રાસીયાબે તેઓની એવી વાત સમજી ત્યારે તે એક તાજા ગોલાબની માફક ખીલી રહયો. પછી તેણે બાવરચીઓના વડાને ખાણું હાજર કરવા ફરમાવ્યું, અને ત્યાં જવાનો તથા મોટી પડવીના લોકોને બોલાવી મંગાવ્યા. તેણે ખજાનચીનને તેઓને લાયકનો તૈયાર ખજાનો લાવી હાજર કરવા ફરમાવ્યું. ત્યાર પછી તેણે લશકરના તમામ સરદારોને બોલાવી મંગાવી તેઓને મોટાં દિલે ખાના ઉપર બેસાડયા. તે તમામ મુલક રેશમી વાવટાઓથી રંગબેરંગી બન્યો, અને વેરાયલાં જવેહરાતોથી ત્યાંની જમીન ચીતાના ચામડાં જેવી બની. ગવૈયાઓના રાગથી અને વાજીંત્રોના અવાજથી ગોયા જીવને પણ ખુશાલી મલતી હતી. તે ખુશાલીની મીજલશ ખુબસુરત ઓરતોને લિધે બેહેશતના જેવી લાગતી હતી. તું કહેશે કે, બેહેશતના ચોકીબાને જાણે ત્યાં ગુલલાલાના ફુલો ઉગાડી મુકયાં છે.

જ્યારે તે પેહેલવાનોના ચેહેરા શરાબથી ખુશ બન્યા, ત્યારે ડાહયા અફ્રાસીયાબે તેઓને કહયું કે, "ઓ હુંનરભર્યા લડાઇના નામદારો! હવે શા માટે આપણે અત્રે વધુ ઢીલ કરીએ? હવે તો તાજગી આપનારો ચઢતો વખત આવી લાગ્યો છે, અને ચોબાજુએથી પુશકલ લશકર પણ આવી ચઢયું છે. તેથી હવે લડાઈ કરવાનો અને તમારા બાપદાદાઓનો કીનો લેવા માટે

લોહી રેડવાનો વખત નજદિક આવ્યો છે. વલી આપણે આપણું ગુમાયલું નસીબ પાછું મેલવ્યું છે. માટે હવે આપણે દુશમનોના ડોકાંને સુડી વચે લાવીશું. આવી તેજીના વખતમાં જો તમો ઢીલ કરશો તો તમારા દિલ ઉપર જેહાનને તંગ બનાવશો."

ત્યારે લશકરે અફ્રાસીયાબને એવો જવાબ દિધો કે, "ઓ પાહાડ ઉપર તપતા સુરજના જેવા પાદશાહ! તું જ્યારે ફરમાવશે ત્યારે હમો લડાઈ કરવાને હમારી કંમર બાંધીશું. હમે હમારા પોશાકની કોરના છેડા એકમેક સાથે બાંધી લેઇશું, અને દુશમનોની વચે ખંજરોથી લોહી રેડીશું. ઇરાન જમીનમાં હમે આગ લગાડીશું અને દુશમનોની આંખો તેઓનાં માથામાંથી બાહાર કાઢીશું." જ્યારે તે નામના મેલવનારા બરજોરે એમ સમજ્યું, ત્યારે તે ઉશકેરાઇને પોતાની જગ્યાએથી ઉઠી ઉભો થયો અને તે તુરાન જમીનનાં પાદશાહને કહયું કે, "ઓ માચીન અને ચીનના તુરકી પાદશાહ! તું તારાં દિલને એ કામને માટે ગમગીન ના બનાવ, અને બે ભવાં વચેની જગ્યા ઉપર ગમની કરચલી ના ચઢાવ. કારણકે જ્યારે હું તે લશકરની રૂબરૂ જઇ લાગશ, ત્યારે તે સઘલાઓને પ્યાલાંની માફક પથર સાથે અફા-લશ અને એ કામથી તારાં દિલને ગમ વગરનું બનાવશ; તથા તારા બદખાહોની પીઠને (ગમથી) વાંકી બનાવશ. હું પેલા જાલેજરના બેટા રૂસતમનું ડોકું કાપી કાઢશ અને ખુરી મનશનીના પાદશાહ કેખસરૂનું જીગર ચીડી કાઢશ. ઇરાન જમીન ઉપર એક ફુલ કે પાંદડું પણ રાખશ નહી. હું તેઓની ઉપર જાણે મોતનોજ પવન ફુકશ. હું રૂસતમને કે પાદશાહને કે તેના તખતને રેહેવા દેવશ નહી, પણ ત્યાંનું તાજ અને તખત તુરાનને સોંપી દેવશ. વળી પેલા ફરીબરૂજ, ગોદરેજ કે ગેવને કે બાહુર પેહેલવાનો અને નામદારોને પણ હું રેહેવા દેવશ નહી. તેઓના ડોકાંને હું મારી તિક્ષણ તલવારથી કાપી કાઢશ અને તે ઇરાનીઓ વચે રસ્તાખેજ વરસાવશ. હું હમણાજ તેઓનું સબેખુન રેડશ. હું શું કરશ તે ફકટ પરવરદેગારજ જાણે છે. જેમ પાનખર રતુના મજબુટ પવનથી પાંદડાંઓ ખરી પડે છે, તેમ હું તેઓને રસ્તાખેજ કરી દેખાડશ. ત્યાં તલવારોના અવાજો એવા નિકળશે કે જેથી તોફાની દરીઆનો અવાજ પણ તેમાં દબઈ જશે. માટે હવે જેવો સુરજ આસમાન ઉપર ઉંચે ચઢે અને તે ચોખાં સુના જેવાં તડકાંથી જેહા-નને ધોય, તેવોજ તું પાદશાહી દરગાહમાંથી કુચના વાજીંત્ર વગડાવ અને તમામ લશકરને ઘોડેસ્વાર બનાવ; જ્યારે એ પેહેલવાનો પોતાના ઘોડાઓને બખતરથી ઢાંકશે ત્યારે હું પોતે સિંહ બનશ અને ઇરાનીઓ મારા શેકાર

ગોરખર બનશે. માટે ઓ પાદશાહ! હવે તું દારૂ પીયા કરીને તારાં દિલને ખુશ રાખ, અને નાબુદ થયલાં કામોને તું પવનને સોંપી દે. જ્યારે ગઇ કાલ વહી ગઈ છે અને તે આવતી કાલે પાછી આવનાર નથી તો તું તારો વખત વગર ફોકટનો બરબાદ ના કર."

જ્યારે પાદશાહે એ તમામ વાત સમજી ત્યારે તેણે એકવાર ફરીથી ખજાનચીનને ફરમાવ્યું કે, "તુરની યાદગારી તરીકે હમારી પાસે જલવાયલી પેલી સાંકલી અને કાનના લુલક સાથનું તાજ છે તે તથા રૂમી રેશમની બનાવેલી ગાદી સાથનું સુનેરી તખત, સુનેરી તાજ, તલવાર અને કંમરબંધ એ સઘલું લાવીને એ બાહુર માણસને સોંફ. તે લાવતાં તું કાંઇપણ ઢીલ કરતો ના, પણ તે હમણાનું હમણા લેઈ આવ." પછી તેણે તુરતજ ચીનના પેહેલવાનો તરફ મોઢું ફેરવી તેમને કહયું કે "ઓ લડાયક નામદારો! તમો પણ તમારી ગુંજાશ મુજબ તેને મુશકલ ચિજોથી નવાજો." આથી તે દરેકે પણ તેને ખજાનો બક્ષીઓ જેથી તેની હાલત સુધરી ગઈ ત્યાં એવું બન્યું કે તે બઝમ ગાહમાં કોઇ એવો શખ્સ રહયો નહી કે જેણે તેના તરફ સુના સાથનો હાથ લંબાવ્યો હોય નહી. ત્યાં અફ્રાસીયાબે છાકટ બન્યો ત્યાં સુધી એટલો બધો તો દારૂ પીધો કે તેણે ત્યાંજ પોતાના હાથ ઉપર માથુ નમાવી દિધું. જ્યારે બરજોરે અફ્રાસીયાબને એ હાલતમાં જોગો, ત્યારે તેણે તે સઘલો ખજાનો પોતાની માય આગલ ઉટાવલે લેઇ જવા ફરમાવ્યું. આથી તેના ગોલામો ત્યાંથી તે ઉચકી લેઇ ગયા.

જ્યારે તેની માયે તે અસ્બાબ જોયો ત્યારે તેની આંખમાંથી આંસુઓ ગાલ ઉપર ગબડી પડયાં ને તેણી પોતાનાં મન સાથે બોલી કે, "એ તારાં લોહીની કીંમત છે અને તે સઘલું મારી નજરમાં વીછું અને અઝદાહ જેવું છે. જ્યારે મોત કોઇની આગલ આવવા માંગતું હોય છે ત્યારે તે બાબે હરપલે તેનું દિલ પણ તેની ગવાહી આપતું રેહેછે. તોપણ જ્યારે આસમાનજ એમ ફરતું રેહે છે, તો તેને ચુકાવવામાં અને તે બાબેનો ગમ કરવામાં હવે ફાયદો શું? જેહાનનો ભરમ અને કામ કોઈ જાણતું પણ નથી. વલી જે કાંઈ છુપું છે તે આંખોવડે જોઈ પણ શકાતું નથી." ત્યારપછી તેની માતા દુખને લિધે ઉંઘાઇ પણ શકી નહી અને સહત્તાર પડી ત્યાં સુધી તેણી એજ પ્રમાણે દુખથી દુખી થવા લાગી.

જ્યારે બુઢાં આસમાન ઉપર સહવારની સફેદી જણાવા લાગી અને દામ-રનો દરીઓ બદલાઈ જઇને રૂપેરી પાણી જેવો બન્યો અને પાદશાહની

દરગાહમાંથી વાજીંત્રના અવાજ સમજાવા લાગ્યા, ત્યારે પેહેલવાનોએ માથાં ઉપર કોલાહ મુકી. બરજોરે પણ ઉંઘમાંથી ઉઠતાંજ એ સરનાઈના અવાજો સમજ્યાથી તે પણ પોશાક પેહેરીને ઘોડા ઉપર બેઠો અને વીજલીના આતશની જડપે ત્યાં આવી પુગ્યો. અફરાસીયાબની દરબાર તરફ આવી લાગતાંજ તેણે ત્યાં જેહાનને પાણીના દરીઆ માફક ઉછલતી જોઈ. ત્યાંના તમામ પાહાડ અને મેદાનમાં તેને લશકર જણાયું. લોકોના પોકાર આસમાન સુધી પુગી રહયા હતા. ત્યાં તેણે પેલી અફરાસીયાબની કાલી છતરીને પણ દુરથી પ્રકાશી રહેલી જોઈ; જેની નિચે તે તુરાની પાદશાહ ઉભો હતો. આથી તે પોતાના ઘોડા ઉપરથી નિચે ઉતરી પડીને તેના ઘોડા આગલ દોડી ગયો. અફરાસીયાબે તેને પગે ચાલી આવતાં જોતાંજ તેને પાછું ઘોડા ઉપર બેસવા ફરમાવ્યું, અને તુરતજ બરજોરનો હાથ પોતાના હાથમાં પકડયો.

પછી તેણે સુનેરી ટોંચવાલો તથા બલુ કપડાંનો બનાવેલો વરૂની આકૃતિ સાથનો ઝુન્ડો લાવવા ફરમાવ્યું અને લડાઇને લાયકના દસ હજાર સ્વારોને તે પાદશાહે બોહોલાં મેદાનમાં લાવી બરજોરને સોંપીઆ. તેની આગળથી તે સેપાહો એક પછી એક પસાર થયા. વળી તેણે પેહેલવાનને લાયકના બે બખતર સાથના ખાસ હાથીઓ પણ બરજોરને સોંપીયા, અને તેને કહયું કે, "હવે તું એ લશકરની હરોલમાં દમામથી ચાલવા માંડ, અને બદખાહોની ઉપર તારી ઇચ્છા પુરી પાડ. આ વખતથી તુંજ લશકરનો સરદાર બનેલો છે, અને તુંજ તેનો નામદારીભર્યો નવો સપેહસાલાર થયો છે. તેથી તું રાતે અને દિસે લડાઇમાં સાઉચેટ રેહેજે, અને દુશમનોથી એ લશકરનો બચાવ કરજે. ચોકીબાન લશકરને તું લશકરની આગમચ પેહેલું બાહાર કાઢજે. રોશન દિવસે કે અંધારી રાતે હોમાન અને બારમાન ફકટ તુંને મદદગાર રેહેશે, અને આંઠે આસમાનનો માલેક પરવરદેગાર તારી નેગેહબાની કરશે. હું પણ તારી પુઠે તુરતજ જબરજસ્ત વાદલની માફક થોડા વખતમાં આવી લાગશ અને આએ જમીનથી તે ઇરાનની જમીન સુધીના તમામ મેદાનને લોહાનુંજ બનાવી દેવશ. હું ચીન અને માચીનથી લશકર લેઇને આવશ અને ખસરૂની નજદિક જેહાનમાં નાસ ફેલાવશ."

## બરજોર ઈરાન તરફ લશકર લેઈ ગયો અને તેની સામે લડવાને તુસ તથા ફરીબરૂજ આવી લાગ્યા તે વિષે.

એમ સમજતાંજ બરજોરે પોતાના દિલને કીનાભર્યું બનાવ્યું અને પોતાના લશકરને ઈરાન જમીન તરફ કુચ કરાવી ગયો. હવે તું એક નવું દાસ્તાન સમજવા ઉપર કાન લગાડ અને જેહાનના ગમ અને દુખને ભુલાવ. જ્યારે બરજોર એ લશકરને ઇરાન તરફ લેઈ ગયો ત્યારે ત્યાંના બાહાદુરોના પાંદશાહ ખસરૂને તેની ખબર પુગી ગઈ. કએખસરૂને છેવટે એવી ખબર મલી કે, "જોરાવર વાદલની માફકનું એક લશકર અત્રે આવી લાગે છે, જેના લડાયક સ્વારો જવાન તેમજ બાહાદુર છે, અને તેઓ ફાડીખાનારા સિંહોની માફક પોકારતા અને ઉશકેરાયલા આવે છે. તેઓની સાથે એક લડાયક અને બાહાદુર સ્વાર છે, જેના હાથમાં વરૂની આકૃતીનો ઝુન્ડો છે. તે પોહોલી છાતીનો અને જોરાવર ગરદનનો પેહેલવાન છે, અને તેની બાજુ જાડી અને શરીર પેહેલવાનના જેવું છે. લડાઇના વખતને તો તે રમત મીસાલ ગણે છે, અને તેની આગલ લડાઈ ખુશાલી જેવી અને મજાહ જેવી છે. ઇરાન અને તુરાનનાં કોઇપણ શખ્સે તેના જેવો બાહાદુર લડવૈયો જોયો પણ હશે નહી. તેનું લશકર નામદારોનું અને ઘણું મોટું છે, અને તેનો સપેહસાલાર એક ઝાડના જેવો છે, જેના ફળો તે તેના હથીયારો છે. તેની પુઠે નદીના જેવું એક લશકર છે અને પાદશાહ અફરાસીયાબ તેમનો વડો છે. તમામ તુરાન શેહેરમાં એક પણ એવો સીપાઇ રહયો નથી કે જેને તુરાનના પાદશાહે પોતાની સાથે લડવાને તેડીઓ નહી હોય. તેણે માર્ગમાં મલતા આપણા મુલકોને આગ લગાડી છે, અને ત્યાંથી આબાદીની બુનબેખને ઉખેડી કાઢી છે. તેની તલવારથી કે તેના પાદશાહથી કોઇપણ નામદાર પેહેલવાન મારી મેલવી શકતો નથી."

તે ખબર પુગાડનારની એવી વાત સમજતાંજ ખસરૂએ ઇરાનના તમામ લશકર તરફ નજર કીધી અને ઇરાનીઓને કહયું કે, "કોણ જાણે લડાઈ અને મારામારીના વખતનો કયારે છેડો આવશે? આગલા વખતના એક દાનાવે પોતે લાંબા વખતની સમજીને યાદ રાખેલી મને એવી એક વાત કહી છે કે, 'જ્યારે કોઇની પણ જીંદગીનો છેડો આવે છે ત્યારે તે બેશક મોતને સામો લેવા જાય છે.' કોઈ વખતે પણ અફરાસીયાબે એમ લડાઇ કરવાની

સરૂઆત કીધી નહી હોય એવું મેં જાણ્યું નથી. તેથી હવે વળી પેલો લોહી રેડવાનો અને શમશેર સાથે દુશમનોને બાજવાનો વખત આવી લાગ્યો છે. તે હાથીની માફક મસ્તી કરે છે, અને મારી સાથે લડાઇ કરવાની છેડતી સોધે છે તે શું તમો જોતા નથી?"

પછી ખસરૂએ મુનશીને પોતાની આગલ બોલાવી મંગાવ્યો અને તેણે તેની સાથે કેટલીક વાતો કીધી. ત્યારબાદ તે જેહાનના પાદશાહે તેને જેહાનને સંભાળનાર રૂસતમ ઉપર આ મુજબ એક નામું લખવા ફરમાવ્યું કે, "પરવરદેગારની તારીફ કીધા પછી હમો તો તું પાક દીનના પેહેલવાનની તારીફ કરીએ છીએ. સિંહ જેવા દિલનો જેહાનનો પેહેલવાન રૂસતમ પોતાની શમશેર વડે સિંહોના દિલ પણ ખુંચવી લે છે. તેથી આ નામું વાંચતાંજ તું જાબુલમાં જરા પણ ઠોભતો ના, કારણકે અત્રે તો કીનાનો વધારો કરનારૂં લશકર આવી લાગ્યું છે." જ્યારે તે નામું રૂસતમ આગળ જઇ લાગ્યું ત્યારે રૂસતમ તે વાંચીને દુખી થયો, અને પોતાના લશકરને ઇરાન તરફ હંકાર્યું. તે જેહાનના પાદશાહ આગળ આવી લાગતાંજ તે પાદશાહ પણ મોટી પદવીના લોકો સાથે તેને સામો લેવાને ગયો, અને તેને કહયું કે "તું એકજ અઠવાડીયામાં એટલું બધું લશકર લાવ્યો છે કે જેથી જમીનની સપાટી પણ ખાલી દેખાતી નથી. તેમાં પેલો લાંબટાંગ મેહેબુ, પેહેલવાન શીદુશ તથા બાધુર અને જોરસાવાલો મનુશાન[1] પણ છે."

તે લશકર એટલું બધું હતું કે, ત્યાંની આંઠ માઇલ સુધીની જમીન નીલ નદીના જેવી બની હતી. જેહાનનો પાદશાહ પોતે એક સફેદ હાથીની પીઠ ઉપર બેઠો હતો અને તેની આસપાસ તમામ લશકર ઉમેદભર્યું બનીને ઉભું હતું. તેઓની વચે તુસ, ગેવ, અને પેહેલવાન શીદુશ તથા ગોદરેજ અને લડાયક રેહામ તથા પાદશાહી તોખમના ત્રણ હજાર અને સાઠ પેહેલવાનો તથા બાધુરો અને લડાયક મરદાને મરદો હતા. તેઓની હરોલમાં કાવ્યાની ઝુનડો હતો અને તે ઝુન્ડાની નિચે જોરાવર સિંહ જેવો ફરીબરૂજ તે ઝુંન્ડો ધરીને ઉભો હતો. ત્યાં લડાઇને માટે બાધુર સિંહોના જેવા વીશ હજાર જાણુલી સ્વારો પણ એકઠા થયા હતા, જે લશકરનો થાંભ જેહાન પેહેલવાન તેહેમતન હતો, જેનાથી તમામ જેહાન અજબ બનતી હતી. તમામ મેદાનની સઘલી સપાટી સુનેરી જોડાવાલા સ્વારોની તલવારોથી આસમાની બની હતી. ત્યાં

---

[1] મનુશાન પારસનો હાકેમ હતો અને તે કએખસરૂની બાજુએ રહી લડનારો હતો.

સરનાઇઓના ચીચવાતથી કાનો બેહેર મારતા હતા, અને પેહેલવાનોના મગજ અને હુશીયારી ગુમ થતી હતી. તમામ જેહાન ઢોલ અને ધાંટાના અવાજથી ધ્રુજી રહી હતી. જ્યારે ખસરૂએ જેહાનને એ મુજબની જોઇ, તથા બદખાહોના દિલ અને જીવ ગભરાત ભરેલા જોયા, ત્યારે તે હશીને પોતાના નસીબથી ખુશ બન્યો અને ફરીબરૂજને પોતાના તખત આગળ બોલાવ્યો તથા બીજા નામદાર તરીકે મરદો સાથે લડાઇ કરવા માટે તુસ જે વધુ લાયક હતો તેને ચુંટી કાઢયો.

પછી તેણે તેઓને કહયું કે, "આવતી કાલે પરોધીયામાં જ્યારે પ્રકાશતો સુરજ ખીનમાંથી બાહાર આવે ત્યારે તમો બંધે એકી વખતે કીનો લેવાને ઝનુની સિંહની માફક કંમર બાંધજો, અને તે તુરાની લશકરની સામે થઇને તમારી ગરદનને ચંદ્ર સુધી ઉંચી ચઢાવજો. તમો આ મારાં લશકરમાંથી દસ હજાર લડાઇને લાયકના બાધુરોને ચુંટી કાઢજો અને તેઓ સામે કીનાની તલવારને મ્યાનમાંથી બહાર કાઢીને તે તથા જંબીઆ અને નેજાઓ તમારી મરજી મુજબ વાપડજો. હું પણ એક કાલાં વાદલની માફકનું લશકર લેઇને તમારી પુઠે જડપથી આવશ." ખસરૂના એમ બોલી રેહેવા પછી તે બંધેએ ખુશાલ જીવે જમીનને બોસો લિધો. પછી તે સ્વાર તુસે પાદશાહને કહ્યું કે, "ઓ હુનરભર્યા પાદશાહ! હું મારાં નસીબની ફતેહથી અને પાદશાહના ખોરેહથી તેઓ ઉપર રાતે ઓચિંતો હુમલો કરીને તે બદખાહોનાં દિવસને કાલી રાત જેવા બનાવશ. તું પાદશાહની તરફથી મને જેમ ખબર મલશે, તેમ હું કામ બજાવશ, અને તેઓમાના એક પણ માણસને જીવતો રાખશ નહી. ઓ ફતેહમંદ ખસરૂ! એમાંથી તું જલદી છુટકારો પામશે." જ્યારે કએખશરૂએ તુસથી એમ સમજ્યું ત્યારે તેણે દારૂ મંગાવ્યો અને નામીચી રામશગરોને ગાવા બોલાવી. તે રાત તે સઘલાઓએ દારૂ પીવામાં ગુજારી અને દારૂથી દલગીર જીવને પાછા તાજા બનાવ્યા.

## તુસ અને ફરીબરૂજે બારજોર સાથે લડાઇ કીધી અને તેઓ તેને હાથે કેદ પકડાયા તે વિષે.

જ્યારે સુરજે આસમાન ઉપર પોતાનો ચેહેરો દેખાડયો, અને તેના પંજામાથી છટકીને અંધારી રાત નાહાસી ગઇ, ત્યારે પાદશાહ કએખસરૂની દરગાહમાંથી વાજીંત્રના અવાજ નિકલ્યા, અને સ્વારોના પોકાર ચંદ્ર સુધી પુગવા લાગ્યા. કાઉસના બેટા ફરીબરૂજે અને ડાહાપણવાલા તુસે તમામ

હાથીઓની પીઠ ઉપર સામન બંધાવ્યો અને પરોઢીયું થતાં જેમ ખુસરૂએ ફરમાવ્યું હતું તે મુજબ તેઓએ લશકરને ઘોડેસ્વાર કીધું, અને ત્યાંથી આગલ રસ્તો ધર્યો. પેહેલવાનોમાંથી લડાઇને લાયકની મરદાનગી ધરાવનારા બાર હજાર બાહાદુર સ્વારોના બનેલાં લશકરને તુરાન તરફ કુચ કરાવામાં આવી, અને તેઓ બુમો પાડતા ત્યાં તુરકીઓની આગળ આવી લાગ્યા. તે બંધે લશકરોની વચે બે ફરસંગનો અંતર રેહેતાંજ જેહાન પેહેલવાન તુસે પોતાના ઘોડાને આગળ હંકારતાં ફરીબરૂજને કહયું કે, "તું અત્રેજ રહેજે. હું હમણા ત્યાં પવનવેગે જઇને તે લશકરની તપાસ લેઉ છું કે તે કેટલું અને કેવું છે; કે જેથી તે બાબે આપણને શું ઉપાય કરવો તે માલમ પડે. તું હાલે મારી આ સઘલી વાત ધ્યાનમાં રાખજે અને દિલમાંથી લડાઇના પોશાકને બાહાર કાઢતો ના."

તેની એવી વાત સમજતાંજ ફરીબરૂજ દરીઆની માફક (ગુસ્સાથી) ઉછલીને બોલ્યો કે, "હું પણ તારી સાથેજ આવશ. માટે તું આવી વાતથી મારાં દિલને ગમગીન ના બનાવ. તે તુરાની લશકરની સામે તું એકલો કેમ જઈ શકશે? તું તારૂં લોહી રેડાવા જાય એ હું ઘટતું જોતો નથી. દુશમનનું લશકર તો લડવા માટે તોફાની દરીઆ જેવું બનેલું છે અને ત્યાં સઘલાઓએ પોતાના બે પંજાને કીનો લેવા માટે તીક્ષણ બનાવ્યા છે. તેથી એમ કરીને તો તું ઇરાની લશકરને હારમાં ઉતારશે, અને હમારી ઉપર મુબારક થતા દિવસને કાલા બનાવશે. જો આ મેદાનને છેડેથી એવો પોકાર નિકળે કે, ચંદ્ર (જેવો તુસ) કાલો મારી ગયો છે તો તેમાં સચાઇજ ગણાશે.

અંતે તે બંધે લશકર ત્યાં સામતાં મલ્યાં, જેથી લડાઇના પોકારો પરવીન સેતારા સુધી જઈ પુગ્યા. તુરકીઓનાં સપેહેસાલાર જેહાનને સોધનારા બરજોરને મનથી તો એ લડાઇની જગ્યા જાણે મોજમજાહ કરવાની જગ્યા જેવી લાગી. તેણે ભારી ગુરજને ગરદન ઉપરથી ઉઠાવીને લોઢાનાં હથોડાની માફક તેનાથી ફટકા મારવા માંડયા. હોમાન અને બારમાન[1] જેવા બે સવારો તો લડાઇમાં શેકારી સિંહોની માફકના બન્યા હતા.

---

૧ આ બારમાન અસલ બારમાનથી કોઈ જુદોજ શખ્સ હોવો જોઇએ, અથવા તો તે બારમાનના વંશનો કોઈ બીજો શખ્સ હોવો જોઇએ. કારણ કે પેહેલો બારમાન તો જ્યારે અફરાસીયાબ ઈરાન ઉપર પેહેલી લડાઈ લેઈ ગયો તે વખતે કારન નામના ઇરાની પેહેલવાનને હાથે માર્યો ગયો હતો.

હવે આ તરફ પેહેલવાન તુસ અને ફરીબરૂજ પણ દુશમનોને લડાઇનો હાથ દેખાડતા હતા. બાધુરોનાં લોહી રેડાયાથી ત્યાંની ધુલ ભીની બની અને ઘણાઓ પગો અને માથાં વગરના થઇ મુવેલા પડયા. તમામ જંગલ મુવેલાઓથી બંધીયાર બન્યું અને માણસોની લાશો લોહી અને ધુલની વચે ભેલાઇને પડી. પુશકલ દોડવાથી ઘોડાઓની તાકાટ પણ રહી નહી, અને તેઓના બખતર લોહી અને ધુલથી ખરડાઇ ગયાં. ઝેહેરી પાણી પાયલી તલવાર વડે પુશકલ જખમો મારતાં અને લડાઈ કરતાં બાધુરોની બાજુ ઠાકી ગઈ. આખરે તુરકીઓ મજબુટ હાથના બનતા ગયા અને તેથી ઇરાની લશકર હાર ખાવા લાગ્યું. એવી હાર કોઇએ કદી નજરે જોઈ હતી નહી, અને કોઇપણ જમાનામાં કાનોથી સમજી પણ હતી નહી. તે મેદાનની સપાટી ઇરાનીઓની લાશોથી એવી બની કે તેથી ચોબાજુએ ભીત બની.

જ્યારે રાત પછી દિવસ ઉગ્યો, ત્યારે ઇરાનીઓ વચે ઘોડા ઉપર સ્વાર થઈ શકે એવો કોઈ શખ્સ હતો નહી. તેટલામાં ઉજાશ જડપથી ફેલાવા લાગ્યો અને છાવણી ઉપરના કાલાશને ઉઠાવી નાખ્યો. શાહજાદાઓ તુસ અને ફરીબરૂજે તે તરફ નજર પોંહોચાડી તો તે બંધેની નજરે જેહાન કાલી મારી ગઈ. તમામ મેદાનમાં હાથપગ વગરનાં શરીરો પડેલાં હતાં, અને બાધુરો દુશમનોને પીઠ દેખાડતા હતા (યાને નાહાસી જતા હતા). તે લશકર વિખેરાઇ ગયું અને તેમનો ઝુન્ડો ફાતી ગયો અને પેહેલવાનોના લોહીથી જેહાનની સપાટી કીરમજી રંગની બની. તુરકી સપેહસાલાર અને હોમાન દરેક બાજુએ ફાડીખાનારા સિંહોની માફક સામતા દોડવા લાગ્યા અને ગરદન ઉપર ભારી ગુરજ ઉઠાવી તેઓએ ચોબાજુએથી બાધુરોના માથાં છુડી નાંખ્યાં.

તેથી તુસે ફરીબરૂજને કહયું કે, "ઓ બેટા! મને લાગે છે કે આપણી જીંદગીનો અંત નજદિક આવ્યો છે. એ રીતે કોણ જાણે પાછલથી શું થશે? કોઇએ પણ આવી હાર જોઈ હશે નહી. હાલે મારા ઉપર તો સખતી ભરેલો વખત આવ્યો છે, અને આપણા માથાં શરમીંદગીમાં પડયાં છે. ઇરાનના બુજોર્ગો અને ગોદરેજના ખાનદાનીઓ હવે આપણા ઉપર આપણી મશકેરી કરવાને જબાન ખોલશે. માટે ચાલ આપણે બંધે જના લડાઈમાં મારફાડ કરીએ અને તેથી આપણા શરીર ઉપરથી શરમને દુર કરીએ. હવે આપણે આપણા જભાની કોરને એકમેકની સાથે બાંધી લેઇશું, અને દુશમનો વચે શમશેરથી લોહી રેડશું. હવે તો તું તારાં શરીરને મોતને માટે ખુશાલ બનાવ અને તારાં દીલને દાનાઇથી શિખામણ આપ. જો આપણો

અંત એ ફીનાના મેદાનમાંજ આવશે તો તેથી દુશમનો આપણી ઉપર ખુશી થાય તેનાં કરતાં ભલું ગણાશે. કોઇપિણ શખ્સ આસમાન ઉપર જીવતો ગયો નથી માટે આપણે બસ લડાઇમાં મારફાડ કર્યે તો તે બેહેતર ગણાશે. હાલે હું બરજોર સાથે લડવાને જાઉં છું, માટે તું પણ બાહુર વાઘની માફક હોમાનની તરફ જા. જો તું આપણા પાદશાહ આગળ જીવતો જાય તો તે પાદશાહને કેહેજે કે, 'ઓ સત્તાવાલા પાદશાહ! તારૂં રવાન હમેશા દુખ વગરનું રેહેજો, અને તારા તરફથી હમારૂં લડવા માટે જવું થયા કરજો. તું પાદશાહના ફરમાવ્યા મુજબ હમો તુરાનીઓ સાથે લડાઇ કરવાને ગયા હતા, અને વાઘોની માફક લડાઇ કીધી હતી. હમોએ લડાઈ કરવામાં જરા પણ સુસ્તી કીધી નથી, અને તે માટે રાહનો દેખાડનાર પરવરદેગાર હમારો શાક્ષી છે. હમોએ એવી લડાઇ કીધી છે કે જેવી લડાઈ કોઇપણ રસ્તાખેજ સિવાય લડાઇને વખતે જોશે નહી. પણ આખરે નસીબે હમારીથી ચેહેરો ફેરવ્યો છે, અને હમારી ઉપર આસમાનની બુરી ચાલ ફાવી ગઇ છે. મેં મારો જીવ દુશમનોની શમશેરને આપ્યો છે. પણ તું પાદશાહનું નસીબ તારી સાથે હમેશાં જવાન રેહેજો. આપણે મીનોઈ જેહાનમાં જેહાનને પેદા કરનાર દાદગરની નજદિક (એ બાબે) વાતચીત કરીશું.' બીજું જો એજ રીતે હું જીવતો જવશ તો બાહુરોના પેલા પાદશાહને હમારી વર્તણુંક કેવી હતી અને લડાઈ કેવી હતી અને જંગીઓનો સરદાર (ફરીબરૂજ) કેવી રીતે માર્યો ગયો તે વિષે હું સઘલું તેને કેહેવશ."

તેની એવી વાત સમજતાંજ ફરીબરૂજે કંમર ઉપર હાથ નાખ્યો, અને ગુરજને બહાર કાઢીને તેને કહયું કે, "ઓ નામદાર પેહેલવાન! તું હંમેશાં ખુશાલ અને રોશન રવાન સાથે જીવજે." એટલું કહીને તેણે પોતાના ઘોડાને ઝડપથી ઉશકેરીઓ, અને જે ઠેકાણે હોમાન હતો તેના ઝુન્દા તરફ નજર ફેંકીને તે ગુસ્સાથી ગરજના કરતા સિંહની માફક ઉશકેરાઇ ગયો; અને હાથીની માફક પ્રીન નાખતો અને લડાયકોના માંથાંને શરીર ઉપરથી ઉખેડી કાઢતો, જે જગ્યાએ (તુરકીઓનો) કાલો ઝુન્ડો હતો, ત્યાં લશકરના મધ્ય ભાગ સુધી તે એ પ્રમાણે જઇ લાગ્યો. તેણે ત્યાં વીસેના બેટા હોમાનને જોતાંજ હાથ લંબાવીને મ્યાનમાંથી તલવારને બાહાર ખેંચી અને એક વાઘની માફક પોકાર કરતો અને ઉશકેરાતો તેની સાથે લડાઈ કરવાને સામો આવ્યો. તેઓ ત્યાં એકમેકની સાથે બાઝી પડયા અને કાલી ધુલને ઉડતી કરવા લાગ્યા. જ્યારે બરજોરે એમ જોયું ત્યારે તે દોડતો ફરીબરૂજ અને તુસ પેહેલવાનની નજદિક આવ્યો અને હાથ લંબાવી તે બંનેને બગલ આગલથી પકડયા અને તે સિંહની

માફકના પેહેલવાને જોર કરીને તેઓને તે જગ્યાએથી ઉંચકી લેઇને તે લડતા જેહાન પેહેલવાનોને હોમાનને સોંપી દિધા. પછી તેણે જઇને ઇરાની લશકરનો નાશ કરવા માંડયો. તે (ઇરાનીઓની) હાર કદી પણ ધોવાઈ શકાય એવી હતી નહી. પછી ત્યાંથી ફરીબરૂજ અને જેહાનજીટ તુસને કેદ કરીને લેઇ જવામાં આવ્યા, જેથી (તુરકી લશકરમાં ખુશાલીથી) ઢોલના અવાજો નિકળી રહયા.

## કએખસરૂએ રૂસતમને બરજોર સાથે લડવા મોકલ્યો અને તેણે તુસ અને ફરીબરૂજને બંધીખાના-માંથી છુટા કીધા તે વિષે.

તે બંધેના કેદ પકડાવા માટેની ખબર કએખસરૂને થઈ કે, પેહેલવાન બરજોરે તેઓને સાફ કરી નાખ્યા છે. ત્યારે ખસરૂએ રૂસતમ ઉપર પેગામ મોકલ્યો કે, "ઓ જોરાવર સિંહના જેવા નેક નામ પેહેલવાન! જો તું તારા પંજાને એ લડાઇમાં લંબાવશે નહી તો બીજો કોણ એ બાબે એવું દિલ, હુશીયારી અને સંગીનપણું ધરાવશે? માટે તું એ કીનો લેવા માટે તારી કંમર જડપથી બાંધ, કારણકે કદાચને એ કામ પછી મુશકેલ થઇ પડશે." જ્યારે ખસરૂનો એ પેગામ રૂસતમને પુગ્યો ત્યારે તેનું દિલ દરીઆ માફક ઉછલવા લાગ્યું. તેના દિલમાં ઘણું દુખ થયું અને દુખથી તેનો ચેહેરો દીનારના રંગનો (પીલો) બન્યો. તે પવનવેગે રખશ ઉપર સવાર થઇને પાદશાહ આગલ આવ્યો અને જબાંન ખોલીને ખસરૂને કહયું કે, "ઓ પાદશાહ! મને કેહેકે તારી ઉપર કેવું કામ આવી પડયું છે? એ લડાઇનો સરદાર કોણ છે? અને એ પ્રમાણે નવેસરથી કોણે કીધું છે? હોમાન એવો વખત કેમ જોવા પામ્યો કે તે તુસ અને ફરીબરૂજ જેવાઓને શેકાર તરીકે ધરવા પામ્યો? એવો દહાડો તો તુરે કે પશંગે કે અફરાસીયાબે સ્વપને પણ જોયો નથી."

જ્યારે પેલા દુખી થયલાઓએ એમ સમજ્યું ત્યારે તેને એકે કહયું કે, "ઓ જમીનના પેહેલવાન! હોમાન તથા બારમાનથી કાંઇ ધાસ્તી રાખવા જેવું નથી. તેઓથી કાંઇ હમારાં દિલ એ પ્રમાણે કપાઇ જતાં નથી. પણ લડાઇ વચે એક એવો સ્વાર આવ્યો છે કે જેના ઘોડાની ધાસ્તીથીજ જેહાન દુખી બને છે. તું કેહેશે કે લડાઇના ગુરજ સાથે તે કેરશાસ્પ પોતે છે. તે મેદાન વચે બે ખોલ્લા પંજા સાથે આવી લાગ્યો છે. તેની બે આંખોમાં કીનાની લડાઇ તુચ્છ જેવી લાગે છે. મેં તો અત્યાર આગમચ ઘણા શખ્સોને

જોયા છે પણ એવા કોઇ શખ્સને લડાઇમાં જોયો નથી. આટલા બધાં વર્ષો થયાં તુરાનથી કોઇ એવો શખ્સ આવ્યો નથી, કે જેણે લડાઇ કરવાને આવી રીતે કંમર બાંધી હોય. ઓ પાક દીનના પેહેલવાન! તે બોલવે ચાલવે એટલો ચઢતો છે કે તેનું વર્ણન થઇ શકતું નથી. વળી વધારે અજાયબ જેવું તો એ છે કે તેણે તે બંધેને જીન ઉપરથી સામતા ઉંચકી લીધા હતા. તે તો જેમ ફાડીખાનારો સિંહ મેંઢાંને ઉંચકી જાય તેમ તેઓને બગલમાં પકડીને ઉંચકી ગયો હતો."

એમ સમજીને રૂસતમ ઘણોજ અચરત થયો અને ગસતહમને કહ્યું કે, "ઓ નેકબખત પેહેલવાન! ત્યારે તો મને લાગે છે કે તુરાન જમીનમાં કે ચીન અને માચીનમાં તેના જેવો નામદાર કોઈ હશે નહી. માટે તારા એ ભાઈ તુસને માટે હવે તું કંમર બાંધ, કારણકે તેના જીવને કાંઇ નુકશાન પુગવું જોઇતું નથી. એવું નહી બને કે પેલો હુશીયારી અને અક્કલ વગરનો પાદશાહ અફ્રાસીયાબ કે જેના દિલમાં હારેમને રેહેઠાણ કીધું છે, તે રખેને મસ્તીમાં આવીને તે બંધે ઉપર રસ્તાખેજ વર્ષાવે. કારણકે હું તો તાજ અને તખતને લાયકના કાઉસના બેટા ફરીબરૂજને માટે મારા જીવને તુચ્છ ગણું છું. તેથી હું રાતે અંધારા વખતે પણ ફાડીખાનારા સિંહની માફક મારી કંમર બાધવા ચાહું છું. ત્યાં હું તારી સાથે કીનો સોધતાં મગજે અને કીનાખોર દિલે આવશ. આપણે તે તુરાની પાદશાહના લશકરની સામે જઇશું અને ત્યાં ગરજના કરતા સિંહ જેવા બનીશું. અને પરવરદેગાર એવાં મુશકેલ કામને કેવી રીતે આસાન કરે છે તે જોઈશું."

એટલું કહીને તે બંધે કીનશાકથી ભરેલા મગજ સાથે ત્યાંથી પવનવેગે સાથે ગયા. તેણે ઝુન્ડો તથા લશકર પોતાના ભાઈને સોંપી દીધું, અને ફકટ ગસતહમ સિવાય બીજા કોઇને પણ સાથે લિધા વગર તે અક્કલવંત નામદાર રાતોરાત છેડાયલા ઝનુની પ્રાણીની માફક ત્યાંથી ગયો. તેણે છુપાછુપ એક ઉજડ માર્ગ ધર્યો અને તે નેક વિચારનો શખ્સ એ રીતે ત્યાંથી સિંહની માફક છુપાતો જ્યાં તેઓની છાવણી હતી ત્યાં આવી લાગ્યો. રૂસતમ લશકર આગળ આવી લાગ્યો ત્યાં સુધી તેને તે બાજુના ચોકીબાંને જોયો નહી. મધરાત વધુ વહી ગયલી હતી અને તુરાની લશકરનો બે તૃત્યાંશ ભાગ ઉંઘમાં પણ પડેલો હતો, જ્યારે તે લશકરનો બાકીનો ભાગ ખુશાલી સાથે બેઠેલો હતો, અને તેઓના રવાંન આતશ માફક દિપી રહયાં હતા. લશકરના બુજોર્ગો અને ટોલાના સઘલા સરદારો પોતાના પાદશાહ સાથે તંબુમાં બેઠા હતા. ત્યાં પાદશાહ પોતે સુનેરી તખત ઉપર બેઠો હતો, અને તેના બુજોર્ગો તંબુમાં ઉભેલા

હતા. એક હાથ ઉપર બરજોર અને પીરાન સાથે ઉભા હતા, જ્યારે તેના બીજા હાથ ઉપર શીદેહ અને બરતહમ ઉભા હતા. ઉંધાં નસીબનાં ફરીબરૂજ અને તુસને તે તંબુમાં તખતની નજદિકમાં ઉભા કીધેલા હતા. બાહુર અફ્રાસીયાબ તેઓની ઉપર છેડાઇ પડેલો હતો અને તે બંધે ઉપર સિંહની માફક પોકાર મારતો હતો. તેના બે ગાલો ખુશાલીથી વસંતના ગોલાબ જેવા લાગતા હતા, અને તે તમામ લડાઇનું મેદાન ખુશાલીની મીજલસ જેવું લાગતું હતું. તે તમામ મીજલશ ત્યાં તે બરજોરને માટે ખુશાલીના પોકારો કરી રહી હતી, અને તે બંધે (તુસ અને ફરીબરૂજ) ના હોંશકોશ તેને જોઇને ઉડી જતા હતા. તું કહેશે કે ગોયા કેરશાસ્પ લડાઇમાંથી આવીને તે પાદશાહ સાથે બજમનાં ખાનાં ઉપર બેઠો છે.

એ રીતે રૂસતમે તેને દુરથી તપાસ્યો અને પછી પોતાના મન સાથે બોલવા લાગ્યો કે, "એ કાંઈ તુરકી તોખમનો હોય નહી. આવા નામદારને ઇરાન અને તુરાનમાં કોઈપણ પેહેલવાનોએ લડાઇ વખતે જોયો પણ હશે નહી." પછી તુરાની પાદશાહે કીના અને ગુસ્સા સાથે તેઓનું લોહી રેડવા માટે પોતાની બંધે આંખોને લોહી જેવી રાતી બનાવી. તુરતજ તેણે તુસ અને ફરીબરૂજને કહયું કે, "આજે તમારી જીંદગીનો છેડો આવ્યો છે. હું હવે શીયાવક્ષ અને નોજરની માફક તમારાં પણ ડોકાં કાપી નખાવશ. હવે જેવો સુરજ ઉગશે અને જેહાનને પીલાં પાણી (યાને તડકાં) થી ધોશે અને આ મેદાનમાં ગડબડ ઉઠી રહેશે તથા બંધે લશકર સામે સામાં મલશે તેવીજ હું લશકરની હરોલમાં બે ખંજર વાપડનારા બાહુરોને માટે બે ફાંસીએ ઉભી કરવા ફરમાવશ, અને પછી તુરતજ હું તમોને જીવતા ફાંસીએ લટકાવશ અને તમારા કીનો લેવાના અને લડાઈ કરવાના વખતનો અંત લાવી મુકશ."

અફ્રાસીયાબને એમ બોલતો સમજતાંજ તેનો જલ્લાદ એ કીનો લેવાનો ગાંઠ વાલીને ત્યાંથી પાછો ફર્યો. હોમાને તે બંધેને બધી વાત કહીને તેઓના દિલની ખુશાલીને જડમૂળથી ઉખેડી નાખી. તે બંધેને એવી હાલતમાં જોતાંજ રૂસતમનો ચેહેરો ગમથી સંબુલ ફુલની માફક સફેદ બન્યો. તેણે ગસતહમને કહયું કે, "ઓ દીલને દિપાવનારા શખ્સ! ફરતું આસમાન શું કરે છે તે તું જો. હવે તું નામના મેલવવા માટે અને કીનો લેવા માટે આ જમીનની સપાટીને એ તુરકીઓથી ખાલી બનાવ. તું બાહુર, ચપળ અને સાવચેટ બનીને હુશીયારી સાથે મારી પુઠે રેહેજે." એટલું કહીને તેણે કીનો લેનારી તરવાલ બાહાર કાઢી, અને તુરતજ તે નીમરૂજનો પાદશાહ કુતરાની માફક

બાંધેલા બંધે શખ્સોને મદદ કરવાને પોકાર મારતો પાદશાહ અફ્રાસીયાબની દરબારમાં દોડી ગયો. તે છેડાયલો જેહાન પેહેલવાન રૂસતમ અફ્રાસીયાબના લશકરની જરા પણ ધાસ્તી રાખ્યા વગર ત્યાં આવ્યો અને તેણે ચોકીબાનની ગરદન ઉપર તલવારનો ફટકો મારીને તેના ફરતા વખતનો અંત લાવી મુક્યો. પછી તેણે તુરતજ ગસતહમને કહયું કે, "ઓ પેહેલવાન! હવે આપણે છુપાછુપ તે તંબુમાં જઇએ, કે જેથી આપણે એ બંધે પેહેલવાનોને ઇરાન તરફ તે બાધુરોના પાદશાહ આગળ લેઈ જઇ શકીએ."

એમ કહીને તેણે તે તંબુની ખુંટી ઉખેડી કાઢી અને દલગીર બનેલા તુસ આગળ આવી લાગ્યો. તેણે ગસતહમને ફરમાવ્યું કે, "હવે મેદાનમાં સીસમના લાકડાંના જેવો કાલાશ ફેલાયો છે, તેથી તું તુસને ઉઠાવ અને હું ફરીબરૂજને ઉઠાવશ કે જેથી આપણે તેમને ઈરાની લશકરમાં લેઈ જઈ શકીએ." આથી ગસતહમે જઇને તુસને ઉંચકયો અને તે પેહેલવાને ફરીબરૂજને ઉઠાવ્યો. એ પ્રમાણે તેઓ તેમને પોતાના પાદશાહ આગળ લાવ્યા અને તે ખસરૂના તાજને તેઓએ એમ આસમાન સુધી ઉંચે પુગાડયું.

## રૂસતમે બરજોર સાથે લડાઈ કીધી અને તેમાં રૂસતમનો હાથ લચકાઇ ગયો તે વિષે.

જ્યારે રાતે પોતાના કાલા પોશાકનો છેડો ખેંચી લિધો અને અંધારૂં જતુ રહીને સફેદી પંઠરાઇ ત્યારે બંધે લશકર વચેથી ઢોલના અવાજ નિકળ્યા અને જેહાંન મરધાની આંખની માફક રોશન બની. તેથી અફ્રાસીયાબે પણ ઉંધમાંથી પોતાનું માથુ ઉંચકયું અને પોતાના દિલને કીનાથી કાલું બનાવ્યું. તેણે તમામ દરબારમાં સધલે ચકચાર થતી જોઇ, અને નામદારોના હોંશકોંશ ઉડી ગયલા જણાયા. વળી પીરાન પણ તેના હંમેશના રેવાજ મુજબનો જણાયો નહી. પીરાને એ તમામ હકીકત અફ્રાસીયાબને પુગાડી. એ સઘલું કેહેતાં પીરાન બોલ્યો કે, "મેઢાંઓના ટોલાં વચે એક વરૂ આવી ગયું છે અને તે પેલા બંધીવાનોનાં હાથ છોડવી અત્રેથી તેઓને લઈ ગયું છે; વળી તેણે આપણા લશકરમાંના એકને ધાહેલ પણ કીધો છે." એવી વાત સમજતાંજ અફ્રાસીયાબનું દિલ ગુસ્સાથી દરીઆ માફક ઉછલવા લાગ્યું. તેણે બરજોરને કહયું કે, "ઓ નામદાર! પેલા તુસ અને ફરીબરૂજને તો અત્રેથી પાછા લેઇ જવામા આવ્યા છે." ત્યારે બરજોર બોલ્યો કે, "ઓ પાદશાહ! તે બાબે તું તારા દિલમાં કાંઈ ગમ કરતો ના, કારણકે જ્યારે હું આવતી કાલે

લડાઈના મેદાનમાં જવશ ત્યારે તે જાબુલીનાજ બંધે હાથો બાંધશ." પછી તેણે કીનાના ઢોલ વજાડવા ફરમાવ્યું જેથી તે પેહેલવાનો સિંહની માફક ઉશકેરાયલા બન્યા.

પેલી તરફથી પાદશાહ કએખસરૂએ પણ લશકરને બાહાર કાઢયું જેથી પેહેલવાનોથી ઉડતી ધુલથી આસમાન કાલું બન્યું. ત્યાં સરનાઇ અને ઢોલના અવાજો નિકલ્યા અને સપેહસાલાર તુસે હરોલમાં ચાલવા માંડયું. પાદશાહ પોતે લશકરના મધ્ય ભાગમાં આવી ઉભો અને તેહેમતન લશકરની સફની હરોલમાં ગયો. ગોદરેજ અને ગેવ જમની બાજુએ જઇ ઉભા અને બાહુર ફરીબરૂજ, રેહામ, જંગેહનો સાવરાન, ગુરગીન અને બીજા લડાઇના અનુભવી સરદારો દાવી પાંખે જઈ ઉભા. બીજી તરફ પેલા બાહુર અફરાસીયાબે પણ દામરના દરીઆ માફકનું લશકર સંગાર્યું. તેણે લશકરની દાબી બાજુ હોમાનને સોંપી અને જમની બાજુએ પેહેલવાન પીરાનને રાખ્યો. જ્યારે સિંહને પકડનારો અને ઉંટના જેવી ટાંગવાલો તથા મોબેદ જેવાં દિલનો અને તિક્ષણ મગજનો બરજોર લશકરની હરોલમાં રહયો. પછી બરજોરે જાતે અફરાસીયાબ આગળ આવીને કહયું કે, "ઓ અકલમંદ, મોટી પદવીના અને આબરૂદાર પાદશાહ! હવે હું તે કીનાના મેદાનમાં બાહુરી સાથે જવશ, કારણકે મારી ધાસ્તીથી તો સિંહોના પંજા પણ નિચા પડે છે. પેલો જાલનો બેટો કે જેને માટે તું કહે છે કે તેનો કોઇ જોડીઓ નથી, તેના ઉપર હું હવે દાહાડાને કાલો બનાવશ." પાદશાહે તેને કહયું કે "ઓ નામદાર પેહેલવાન! તું કાંઇ એ રૂસતમ વિષે દિલમાં વિચાર રાખતો ના. જેહાનનો પરવરદેગાર તારો મદદગાર થશે અને તારૂં દિલ, તારી તલવાર, અને તારી બાજુ તારે માટે કીલ્લાની માફકના બનશે."

પછી તે નામદારોના પાદશાહ આગલથી રૂખશત લેતાંજ તે ફતેહમંદ પેહેલવાન મેદાનમાં આવ્યો, અને મોટેથી બુમ પાડીને કહયું કે, "હું બરજોર છું અને જેહાનમાં એક નવોજ પેહેલવાન ગણાઉં છું. તેથી હું (મારી સામે) લડવા માટે પેલા હરીફ વગરના કેહેવાતા જાલના બેટા સિવાય બીજા કોઇને તેડવા માંગતો નથી." તેને એમ બોલતો સમજતાંજ રૂસતમે પોતાનાં રખશને ઉશકેરીને તેની નાલથી ખાકને છુડવા માંડી. તેઓ એકમેકના નેજા ભેલવીને ત્યાં એવી રીતે લડવા લાગ્યા કે, તું કહેશે કે, તેઓ એકમેક સાથે જાણે જોડઈ ગયા છે. જ્યારે તેઓ નેજાથી લડતાં પરવાર્યા ત્યારે તેઓએ ભારી ગુરજને ગરદન ઉપરથી ઉઠાવ્યા અને તે વડે તેઓ એકમેકને પુશકલ ઝુડવા લાગ્યા અને તોફાંની દરીઆ માફક ઉશકેરાવા લાગ્યા. નેજા અને ગુર-

જથી લડીને પરવારતાંજ તેઓએ કંમરબંધના ગાંઠ ઉપર હાથ નાખ્યા. તે બંધેએ હારીખાઇને તથા ગમગીન બનીને ગભરાયલાં મગજે એકમેકના કંમરના પતા પકડયા. પુશકલ જોર વાપડયાથી તે બંધેના રેકાબના ચામડાંના પતા પણ તુટી ગયા, તોએ તેઓને કાંઇ ધાસ્તી લાગી નહી. પણ તેઓની જીભ ઘણીજ તરસથી ચીરાઇ જવા લાગી અને તેઓનું મોઢું ધુલથી ભરાઇ ગયું.

પછી તેઓએ બીજી વખત ઘોડા ઉપર બેસીને લડવા સિવાય બીજો કાંઇ છુટકો જોયો નહી. પેહેલવાન બરજોર એક પોકાર મારીને રૂસતમ આગલ દોડી આવ્યો અને તેઓએ ફરીથી ભારી ગુરજ ઉપર હાથ નાંખીને તે વડે એકમેક સાથે લડવા માડયું. બરજોરે પોતાની ગરદન અને દિલને ઉંચું કરીને પીલતનના ખભાં ઉપર ગુરજનો ફટકો માર્યો જેથી રૂસતમનું ખભું ઉતરી ગયું. આથી રૂસતમ દિલ સાથે વિચાર કરવા લાગ્યો કે, તેનું નસીબ બરગશતે બન્યું છે. રૂસતમનો એક હાથ કામ કરવાને તદન અશક્ત બન્યો. પણ તેણે એવો દેખાવ કીધો અને તે બોહોલાં મેદાનમાં ખાલી એવી હાંહલ કીધી, કે પેલો પેહેલવાન સ્વાર જાણી પણ શકયો નહી કે તેનો હાથ જોખમાયો છે. પછી રૂસતમે બરજોરને કહયું કે, "ઓ પેહેલવાનો વચે સૌથી નામીચા પેહેલવાન! હવે રાત પડી છે, માટે વધારે લડાઇ કરવાનો ફાયદો શું? હું ધારૂં છું કે તારામાં પણ એટલી બધી લડવાની શક્તિ રહી હશે નહી. તું જ્યારે આવતી કાલે આ લડાઇના મેદાનમાં આવશે ત્યારે તો હું તારા બંધે હાથો જરૂર બાંધવાનો."

આથી બરજોરે હસીને ત્યાંથી પાછો ફરતાં રૂસતમને કહયું કે "ઓ નામદાર! જ્યારે આવતી કાલે સુરજ ઉંચે ચઢશે ત્યારે હું પણ લડવાને માટે મેદાનમાં જડપથી આવશ." એટલું કહીને તે તુરાની લશકરમાં પાછો ફર્યો અને ત્યાંથી ઘોડા ઉપરથી ઉતરી પગે ચાલતો પાદશાહ આગળ હાજર થયો. ત્યારે પાદશાહે બરજોરને પુછ્યું કે "આજની લડાઇ કેવી નિવડી?" ત્યારે તેણે જવાબ દિધો કે." ઓ જેહાનના પાદશાહ! મોટી અને નાની પડીના શખ્સો તો તારા પગની ખાક બરોબર છે. જો તું તમામ જેહાનમાં ફરી વળીને પુશકલ સોધ ચલાવે તો પણ તે રૂસતમનો કોઇ હરીફ તું મેલવી શકશે નહી. તો પણ જ્યારે તે આવતી કાલે મારી સામે આવશે, ત્યારે હું તેને પકડીને તું પાદશાહ આગળ લાવીશ."

પેલી તરફ જ્યારે રૂસતમ પોતાના લશકરમાં જઇ પુગ્યો, ત્યારે જવારેહ તેની આગળ દોડી આવ્યો. તેની આગલ રૂસતમ પોતાના હાથને થતી કલ

ટરથી રડી પડયો અને પોતાની પીઠને તકીયા ઉપર ટેકવી. પછી તેણે જવારેહને ખાનગી કહયું કે, "ઓ નામદારીભર્યા બાધુર પેહેલવાન! તું એક પાલખી લાવ અને તેમાં મને બેસાડીને કોઇને પણ મારે માટે ચેટાવ્યા વગર સીસ્તાન તરફ જવાની તૈયારી કર. કારણકે તેમ જણાઈ જશે તો એ બરજોર ઇરાનનો નાસ કરશે. પાહાડના જેવા ઘોડા ઉપર દેવની માફક સ્વાર થયલા એ બરજોરે મારી ગરદનને પોતાના ભારી ગુરજથી ભાંજી નાખી છે." આથી ઇરાન જમીનના તમામ પેહેલવાનો ગાભરા પડીને રૂસતમ આગલ રડતા આવ્યા. નામદાર પાદશાહ કએખસરૂ પણ ગભરાઇ જવાથી તે પણ તુટેલાં દિલનો, ગમગીન અને દુખી બન્યો. સઘલા પેહેલવાનો તથા ઇરાનીઓ પણ ત્યાંથી નાહાસવાને માટે છુપાઇ ઉભા. આથી તે પેહેલવાન રૂસતમે બાધુરોને કહયું કે, "હું તો આજ રાતે સીસ્તાન તરફ જવા માંગું છું. તેથી જો આવતી કાલે બરજોર સ્વાર થઇને લડવા આવશે ત્યારે ઇરાનીઓ વચ્ચે એવો કોણ છે કે જે તેની સાથે લડાઇ કરશે? સઘલા પેહેલવાનો તો નાહાસવાની તૈયારીમાં છે, અને તેઓ પોતાના દિલ અને જીવ સાથે એ બાબે લડત કરતા ઉભા છે." તો પણ તેહેમતન તો પોતાના હાથને માટે એમ પસ્તાવો કરતો અને દુખી થતો પાલખીમાં જઇ બેઠો.

## ફ્રરામર્જે બરજોર સાથે લડાઈ કીધી અને બરજોર કેદ પકડાયો તે વિષે.

જ્યારે અંધારી રાતનો અરધો ભાગ વહી ગયો, ત્યારે તે ઓહોલાં મેદાન વચેથી એક સ્વાર આવતો માલમ પડયો. તેણે પવનવેગે રૂસતમ આગળ આવીને હસીને એવી ખુસ ખબર આપી કે, "ફ્રરામરજ આપણી નજદિક આવી લાગેલો હોવાથી હવે આપણા હારી ખાઈ ગયલા જીવ પાછા તાજા બનશે. એમ કહેવામાં આવે છે કે તે આજે રાત્રે આ લશકર વચ્ચે આવી પુગશે અથવા પરોઢીયું ફાટતાં તો તે જરૂરજ આવી લાગશે." આથી પેહેલવાન રૂસતમે તેને એ વધાઇને માટે જવેહેરાત અને રૂપું બખશયું અને બામદાદ થઈ ત્યાં સુધી તેઓએ તેની રાહ જોઈ. તેટલાંમાં ફ્રરામરજ માર્ગમાંથી ત્યાં આવી પુગ્યો અને રૂસતમની આગલ પગે ચાલતો દોડી આવ્યો. તેણે પોતાના બાપનો ચેહેરો સોમલ જેવો ફીકકો બનેલો જોઇને તે બાપના હાથ પગોને બોસા લિધા.

જ્યારે ઘુઠાં આસમાન ઉપર સફેદી જણાવા માંડી અને દામરના દરીઆના પાણી તડકાંથી પીળાં બન્યાં, ત્યારે તેહેમતને ફ્રરામરજને પોતાની

આથળ બોલાવ્યો અને તેને પોતાની નજદિક બેસાડીને તેની આમલ પેલા મસ્ત હાથી જેવા બરજોરની વાતો કીધી, અને કહયું કે "એ બરજોરે લડાઇ કરતાં મારી બાજુને બાંજી નાંખી છે. તેથી હવે ઇરાનીઓ તારી તરફ નજર રાખે છે કે તું એ લડાઇમાં ઉતરવાને તારી કંમર બાધે. માટે હવે એ બાબે તું શું કેહેવા માગે છે? કારણકે તેમ કરવાથી મરતબો અને ભલાઈ તારા દોસ્ત બનશે." ત્યારે તેણે પોતાના બાપને એવો જવાબ દિધો કે, "ઓ નામદાર! તું એ બરજોર માટે તારા દિલમાં વિચાર ના કર. કારણકે આજની લડાઈનું એ કામ હું બજાવશ અને જેહાનમાં મારી યાદગારી રાખશ. હું તેના બે હાથોને મજબુટ બાંધશ અને તેની ગરદનને ફાંસામાં લટકાવશ."

તેના એમ બોલવાથી રૂસતમ ખુશાલીથી હસી પડાયો અને તેને તેનો એમ બોલતો ચેહેરો ખુશ લાગ્યો. આથી તેણે ફરામરજને પોતાનું બબરેબ્યાન આપ્યું અને તેની કંમરે સુનેરી કંમરબંધ બંધાવ્યો તેણે પોતાનો ગુર્ન્ડો, લડાઇનું બખતર, કંમદ, કમાન, તલવાર તથા ખંડગ લાકડાંના તીરો એ સઘલું તેને સોંફતાં તેને કહયું કે, "લડાઇની વખતે કીનાના મેદાનમાં તું મારા રખશ ઉપરજ સ્વાર થજે." આથી ફરામરજે બબરેબ્યાન પેહેર્યું, તેથી તું કેહેશે કે જાણે તે પણ વાઘ કે ફાડી ખાનારો સિંહજ છે. તેણે તેહેમતનનો ગુર્ન્ડો હાથમાં ધર્યો, તેથી તેને જોઈ પેહેલવાનો પણ અજબ થયા.

તેટલામાં અફ્રાસીયાબની દરગાહનું લશકર પણ પાણીના દરીઆની માફક તોફાની બન્યું. ત્યાંથી ઢોલ અને સરનાઇના અવાજો નિકલ્યા અને બરજોર પણ તુરતજ ત્યાંથી બાહાર પડયો. તુરાની પાદશાહે પોતાના લશકરની સફ ખેંચી અને તેથી ત્યાં લડાઇના શોર અને પોકારો ઉઠી રહયા. સામી બાજુના લશકરમાં પણ નામદારી ભર્યા તુસે હાથીઓ ઉપર ઢોલ બાંધવા ફરમાવ્યું. ઇરાની પાદશાહના લશકરનો પણ ઘોઘાટ ગોયા સુરજ અને ચંદ્ર સુધી પુગતો હતો. તેઓએ લશકરની જમીન અને દાબી પાંખ ગોઠવી અને એ પ્રમાણે પોતાની તૈયારીઓ કીધી. ત્યાં તલવાર, કમાન, ગુરજ અને કમંદથી ધરપકડના અવાજો ઉઠી રહયા. પેલી તરફ બરજોર પવનવેગે મેદાનમાં આવ્યો અને પોકાર કીધો કે, "ઓ ઇરાન જમીનના પેહેલવાનો! હવે તમો આવીને મારી સાથે કીનો સોધો." પણ ઇરાનીઓમાંથી કોઇએ તેને જવાબ આપ્યો નહી. કારણ કે તેણે તેઓને લડાઈ વખતે સારો ઇનસાફ આપ્યો હતો. આથી પેહેલવાન ગુરગીને ફરામરજને કહયું કે, "ઇરાનીઓની તરફથી એ બરજોરની સામે તુંજ મેદાનમાં જા અને તુંજ તે મેદાનમાં

જઇને તેની સાથે જરા લડાઈ કર. હું જાણું છું તેમ એ લડાઇમાં તુંજ ટકી શકશે. ગુરગીનને એમ બોલતો સમજી તે પુશકલ હસી પડયો અને તેને કહયું કે, "ઓ ફતેહમંદ નસીબના પેહેલવાન! તુંજ જરા તેની આગલ જા અને લડવાની કોશેશ કર, કે જેથી મને તેને તપાસવાની ટક મલે અને તે કેવી રીતે લડાઈ કરે છે તથા દુશમનને નિચે ફેંકતાં તે શું શું કરે છે તે હું જોઈ શકું."

ત્યારે ગુરગીને તેરે જવાબ દીધો કે, "એવું કીમ્યું કરવા જતાં તો તું મારા શરીરને અઝદાહના મોઢામાં ફેંકશે. જો હું તારા વિચાર પ્રમાણે મારી લગામ તેની સામે પણ ફેરવું તો પેહેલવાનો મારી ઠઠા કરવાને જબાન ખોલશે. તારો હોકમ છે તો પરવરદેગારના સોગંદથી હું હમણા તારૂં ફરમાન બજાવાને જાઉં છું. પણ જેવું તું એમ જોય કે તેનાથી મને દુખ પુગશે, તો તેવોજ તું પણ તારાં શરીર અને જીવને નચિંત રાખતો ના. તું પણ તેની સામે લડવા ઉતરજે અને મને કાંઈપણ નુકસાંન પુગવા દેતો ના. હું ધારૂં છું કે તારી સાથે સાથે લડતાં જ્યારે તે લડવા માટે બે હાથો લંબાવશે ત્યારે હું પાછો હટીશ નહી." એટલું કહીને તેણે પોતાના ઘોડાને મેદાન વચે દોડાવ્યો, અને બરજોરને કેહેવા લાગ્યો કે, "ઓ અક્કલમંદ પેહેલવાન! તું એ સઘલી ધરપચ અને પોકારો શા માટે કરે છે? અને શા માટે તારી આંખોને વગર ફોકટની લાલ બનાવે છે?" બરજોએ તેને જવાબ દિધો કે, "ઓ કમ અક્કલી! તારી ઉપર બુરો વખત છેડાયલો લાગે છે. મને લાગે છે કે તું તારી ઉમરથી ધરાઈ ગયેલો હોવાથી એમ સિંહના પંજામાં ચાલી આવ્યો છે."

એટલું કહીને તેણે એક શેર નરની માફક પોકાર કીધો અને ચીરડાઇને પોતાના ભારી ગુરજ ઉપર હાથ નાખી તે બાહાર કાઢયો. તુરતજ ગુરગીને પણ કમાન ઉપર તીર ચઢાવ્યો અને તે બુરા વિચારના શખ્સ ઉપર એક તીર ફેંકયો અને પછી ઠાગો રમવાને તેણે પોતાના હાથ પોહોલા કીધા અને તે કાલાં થઈ ગયલાં મેદાનમાં ગોળ ગોળ દોડવા માંડયું. બંધે બાજુનું લશકર પણ તે એમાંથી કોણના જીવને નુકસાંન પુગશે તે તપાસવા પડયું. જવાન-પાદશાહ કએખસરૂએ મેદાન તરફ નજર કરીને ફરામરજને કહયું કે, "ઓ પેહેલવાન! આ લડાઇમાં ગુરગીન એ પ્રમાણે માર્યો જવો જોઇતો નથી." એમ સમજતાંજ તે નામદાર પેહેલવાન એક શેકારી સિંહની માફક મેદાનમાં ગયો અને સિંહોને મારનારા બરજોરને સાઢ મારીને કહયું કે, "ઓ નેક તોખમના પેહેલવાનજાદા! આ સ્વાર કાંઈ તારી સાથે લડાઇ કરવાને લાયકનો

નથી; તો તારી સામે ટકી શકે એવો એક શખ્સ તારી આગલ આવ્યો છે." પછી તેણે ગુરગીનને કહ્યું કે "ઓ પેહેલવાન! હવે તું અબે ઢોબ્બા વગર ખસરૂની આગલ ચાલી જા."

જ્યારે તે લડાયક બરજોરે તેને જોયો ત્યારે તે ત્યાંજ ફીકકો બની ગયો અને ઉટાવલે દમ લેવા લાગ્યો. તેણે ફરામરજની રેકાબ તથા ગરદન અને બાંધા તરફ તથા તેના હાથ, પંજા અને ગુરજ તરફ નજર કીધી. તેના દિલમાં તેને માટે ધાસ્તી પેદા થઇ અને તે વિચારથી તેના દિલમાંનું લોહી બંધાઇ ગયું. તેણે નરમાશથી ફરામરજને કહ્યું કે, "ઓ બાહાદુર! તું ચાલી ચલાવીને મારી આગલ શું કરવા આવ્યો છે? મારા જેવા સિંહની સાથે લડવા આવવાની તેં પેહેલાં શા માટે ઢીલ કીધી હતી? મેં તો ધાર્યું કે તું લડાઈ કરવાથી ધરાઇ ગયો હશે." ફરામરજે તેને જવાબ દિધો કે, "મને ઉતાવલ શા માટે કરવી જોઇએ? મારૂં સઘલું કામ નીરાંતે ખાવા પીવામાં અને સુવામાં છે. ગઈ કાલે જ્યારે આએ મેદાનમાંથી હું પાછો ફરીઓ ત્યારે હું પોતે તથા ખુસરૂં અને લશકરના સઘલા વડાઓ જ્યાં સુધી સુરજ મેષ રાસીમાથી પ્રકાશવા લાગ્યો ત્યાં સુધી ખાવા પીવામાંજ પડયા હતા. મેં તો પાદશાહથી પણ વધારે ખાધેલું હોવાથી હજી સુધી હું ઉંઘમાં પડેલો હતો.

બરજોર પોતાને કાને એમ સમજતાંજ વિચારમાં પડયો અને પોતાના મન સાથે બોલવા લાગ્યો કે, "આ શેકારના મેદાનમાં આવેલો સ્વાર કાંઈ ગઇ કાલે મારી સાથે આ મેદાનમાં લડાઇ કરી ગયલો પેલાજ સિંહનાં જેવો અને તેવાજ હાથ અને પંજાવાલો લડાયક શખ્સ મને લાગતો નથી. પછી તેણે જબાન ખોલીને મોટેથી બુમ પાડી ફરામરજને કહ્યું કે, "ઓ પાક-જાદ! મારાં દિલમાં કાંઇ બીજી જાતનો શક પેદા થાય છે, અને તેથી હું ઇનશાફી યજદાંના અને મારી ગુરજનાં સોગંદથી કહું છું કે, પેલો શખ્સ જે ગઇ કાલે મારી આગળથી ગયો હતો અને મારી સાથે લડાઈ કરીને અત્રેથી જડપથી પાછો ફર્યો હતો (તે કાંઇ તું લાગતો નથી). માટે તે ક્યાં ગયો છે કે આજ રોજે તે બાહાર આવ્યો નથી? હમણા તેણે ત્યાંજ આશાયશ કેમ લીધી? તારો ગુરજ, નેજો, ઘોડો, બખતર, ટોપી અને રૂમી દગલો એ સઘલું તો તેજ છે. ગઇ કાલે તે પણ તારાજ જેવો લાગતો હતો; પણ ગઇ કાલવાલો શખ્સ કાવાદાવા રમવાનાં કરતાં લડાઇમાં ચઢતો માલમ પડયો હતો. તેને શું થયું છે કે આજે તે લડવાને આવ્યો નથી? તે એમ ઢીલ કરવા માટે એવી તદબીર કેમ વાપરે છે?"

ત્યારે ફ્રામરજે તેને જવાબ દીધો કે, “તું કાંઈ દીવાનો છે? આવી અક્કલ ધરાવવા છતાં તું એમ અજાંનો કેમ થાય છે? જેણે તારી સાથે લડાઇ કીધી હતી તેજ હું છું, અને મેં પોતેજ ગઈ કાલે કાલી ધુલને આસમાન સુધી ઉડતી બનાવી હતી. તેજ શખ્સ હું છું, અને આજે કાંઇ હું બદલાઇ ગયો નથી. ગઈ કાલના કરતાં આજે તો મારામાં સુધારો થયલો છે, પણ જરાએ બીગાડો થયો નથી.” પછી તે નેકનામે તેના બાપે જે સઘલું તેને કહયું હતું, તે પ્રમાણે બરજોર આગલ કહયું. જ્યારે બરજોરે એમ સમજ્યું ત્યારે તેણે તેને કહયું કે, “ઓ બાહુર! મને કેહે કે તારૂં નામ શું છે?” ફ્રામરજે તેણે જવાબ દિધો કે “હુંજ રૂસતમ છું. તું એક ઘાસના તનખલાં જેવો છે અને હું તુંને ફુક મારીને ઉડારનારો છું, તે શું તું જોતો નથી? સામે સ્વારના દસ્તાનનો બેટો હું પોતેજ છું અને જમાનો મારા જેવા બીજા કોઇ શખ્સને મરદાનગીમાં વધારે જોશે નહી. બાહુરો સાથે લડાઇ કરવામાં મને મજાહ મલે છે, અને સિંહોના લોહીથીજ મારાં શરીરનું પોશણ થાય છે. મારી તલવારની ધાસ્તીથી તો પાદશાહ અફરાસીયાબના લશકરનું દિલ કવાબ જેવું બને છે. માટે હવે તારૂં પોતાનુંજ ખાનદાન કોણથી છે તે તું મને કહી દે. તારે માટે તારાં મોત ઉપર રૂદન કરનારૂં કોણ છે?”

જ્યારે બરજુએ એમ સમજ્યું ત્યારે તે જારજાર રડી પડયો અને તેની આંખોમાંથી તેના ગાલો ઉપર આંસુઓ પાડવા લાગ્યો. તેને પોતાના બાપ સોહરાબની યાદ આવ્યાથી તે બોલ્યો કે, “ઓ લડાયક પેહેલવાન! તું કાંઈ તારા દિલમાં બાહુર સ્વારોના જેવી શરમ ધરાવતો નથી અને જેહાન તારે માટે માન મરતબો પણ ધરાવતી નથી. કારણ કે તારાં અંતકરણે આવું કદ અને આવી ગરદન ધરાવનારો તે સોહરાબ જેવો સ્વાર કે જે ઉમરે નાનો પણ મરદાનગીમાં વધારે ચઢતો હતો, તેની સાથે કુસ્તી રમતાં તેને તુંને મારી નાંખવા દિધો હતો. શું તારાં દિલમાં તેને માટે કાંઇજ દયા છુટી નહી? જ્યારે તેનો ચેહેરો તારા ચેહેરાને મલતો આવેતો હતો, તો શું તારાં દિલે તેના ઉપર કાંઇજ દયા કીધી નહી?”

ફ્રામરજે તેને જવાબ દીધો કે, “તું એટલી બધી બકબક ના કર; અને એમ કરી તું તારે માટે કાંઈ યુકિત ના રચ. કારણ કે હું તો તારી સાથે એવી લડાઇ કરવાનો છું કે જેથી તારે માટે જેહાનની આંખો પણ રડતી બનશે. હું તારા શરીરને કાલી ધુલમાં ફેંકશ અને તારી આંખોને ભાલાની અણીથી બાહાર કાઢશ.” એટલું કહીને તેણે ગાયની આકૃતીવાલો

ગુરજ બાહાર કાઢીઓ અને દરીઆની માફક પોકાર મારતો તે બાહાદુર બરજોરની આગળ એક સિંહની માફક ધસી ગયો. પણ બરજોરે પોતાની ઢાલને પવનવેગે ઉંચે ધરી; જ્યારે ફરામરજે કીનો લેવા માટે બગલને ખોલી કીધી અને બરજોરની ટોપી ઉપર તે ગુરજને અફાલ્યો. તું કહેશે કે તે ગુરજ જાણે તેનું મોત હતું. પણ બરજોરની ગરદનને આટલું બધું દુખ થવા છતાં તે તો જીન ઉપરજ બેઠો રેહયો અને તે સિંહ જેવા શખ્સની હંસી કીધી. પછી બરજોરે નામદાર ફરામરજના માંથા ઉપર ફટકો મારવા માટે પોતાની બાજુને એક ચીનારના ઝાડની માફક ઉંચી કીધી, અને પોતાના ઘોડાને ઉશકેરીને જોશમાં લાવ્યો. પણ તે ઘોડાનો આગલો પગ એક ઉંદરના દરમાં પડવાથી તે બરજોર એક મસ્ત હાથીની માફક પડી ગયો. તેજ વખતે ફરામરજે હાથ લંબાવીને પોતાના જીન ઉપરથી કમંદને ખેંચી કાઢી અને તેને પોતાના પાદશાહ આગળ બાંધીને લેઇ જવા માટે તેણે તેનો ફાંસો તે પાકજાદના ગલામાં ભેરવી દિધો. તેથી એ લડાઇથી તેની જાહોજલાલી અને દમામમાં પણ વધારો થયો. પછી તેણે પગો પોહોલા કરીને પોતાના ઘોડાને ઉશકેરીઓ અને વિજલીની ગરજનાની માફકનો પોકાર કીધો.

જ્યારે અફરાસીયાબે દુરથી એમ જોયું, ત્યારે તેણે પોકાર મારી તલવારને મ્યાનમાંથી બાહાર કાઢવાનો અને લડાઈ કરીને ઇરાનીઓના લશકરની સફને તોડી નાખવાનો હોકમ કીધો. તે બોલ્યો કે, "તમો એ ઇરાની (યાને બરજોર)ને ત્યાં જવા દેતા ના અને તેના ઉપર કાંઇપણ ચીજ (યાને હથીયાર)ને લાગવા દેતા ના." એમ સમજતાંજ પીરાને તેને ઉશકેરાઇને કહયું કે, "આજે તો આપણું નસીબ ઉંધું વલ્યું છે." પછી તે પોતે ઢાલ અને બખતરને કાપે તેવી તલવારો સાથના દસ હજાર ચીનાઇ નામદારોનાં લશકર સાથે ફરામરજની આસપાસ ફરી વલ્યો અને તેઓએ બાહાદુરોનો કીનો લેવા માટે પોતાના માંથાને ઉંચા કીધાં. પીરાને તેઓને કહયું કે, "તમો હુમલો કરીને એ ફરામરજને વચમાં ઘેરી લેવો." જ્યારે કએખસરૂએ હાથીની પીઠ ઉપરથી એ પ્રમાણે જોયું, ત્યારે તેણે પોકાર મારીને ઇરાનીઓ તરફ જોયું અને બોલ્યો કે, "ઓ નામદારો! તમો પણ લડાઇ કરો અને દુશમનોના ડોકાંને ધુલમાં ફેંકો. તમો જલદીથી તમારી તલવાર મ્યાનમાંથી ખેંચો અને તે દસ્તાનનું ફરજંદ કે જેણે એ બરજોરને કમંદ વડે તેના હાથ પગ અને માથું બાંધી લેઇ તેને કેદ પકડયો છે તેની મદદે જઇ પુગો. મને ફીકર છે કે જો તેઓ તેને તેની પાસેથી પાછો છીનવી લેશે તો વલી આપણું કામ મુશકેલ થઇ પડશે."

એમ સમજતાંજ તે બાધુર સ્વારો ગોદરેજ, ગુરગીન અને ગેવે તેઓ ઉપર હુમલો કીધો અને તમામ ઇરાની નામદારોએ એકી વખતે લડાઇ કરવાને કમર બાંધી. ખસરૂએ ફીરીબરૂજ અને તુસને બીજી વખતે તે શેર નર સાથે લડવા માટે મોકલ્યા. પણ રૂસતમે જોયું કે તે બંધે સ્વારો એ લડાઇમાં ટકશે નહી, તેથી તેણે જડપથી જવારેહની તરફ નજર ફેંકી અને તેને કહયું કે, "તું તારા ઘોડાને ધુમાડાની જડપે ઉશકેર અને લશકરમાંથી એક હજાર સ્વારોને ચુંટીને તે લડાઈમાં તું ફરામરજની મદદે જા, અને દુશ-મનને તેના ઉપર ફાવવા દેતો ના, તેમજ તે મસ્ત હાથી જેવા બરજોરને પણ તું બંધમાથી છુટો થવા દેતો ના."

આથી જવારેહ ફરામરજની મદદે ગયો જ્યાં તેણે ફરામરજને બંધે બાજુએથી ઘેરાઇ ગયેલો જોયો. તેની આસપાસ એક લડાઇ કરતું લશકર ફરી વળીને તેના ઉપર સામતો હુમલો કરતું હતું. ફરામરજે પણ પોતાના જીન ઉપરથી કમંદને ખોલી કરીને તેમા તે જોરાવર હાથી જેવા બરજોરને બાંધી લીધેલો હતો. તે બરજોર ત્યાં એક મસ્ત હાથીની માફક ધુલમાં પડેલો હતો અને તેની ગરદન તથા તેના બંધે હાથો તેની કમંદનાં ફાસામાં બંધાયલા હતા. ફરામરજે નામદારીનેજ ખાતર પોતાનું મન લડવા ઉપર રોકી રાખ્યું હતું. તેણે એ બરજોર ઉપર પોતાની કમંદના ગાંઠો મજબુટ કરીને એક હાથે ગુરજ અને બીજે હાથે લગામ પકડી હતી. જ્યારે જવારેહે તેને એવી મુશ-કેલીમાં જોયો, ત્યારે તેણે તે તુરકી લશકર ઉપર એક હુમલો કરીને તેઓને તેની આગલથી તે ઓહોલાં મેદાનમાં વિખેરી નાખ્યાં. તે તેઓની વચેથી પાનખર રૂતુના પવનની માફક (ડોકાં ઉડારતો) પસાર થયો, અને ફરામરજ આગળ પવનવેગે આવી લાગ્યો. તેણે તેને કહયું કે "ઓ મુબારક ખાનદાનના હાથી જેવા શખ્સ! તારી ઉપર આ તુંદ શખ્સથી શું વીત્યું છે? તું એમ લડાઇના મેદાનમાં કેવી રીતે પુગી શકયો? તું તારે આ બરજોરને મને સોંપી દે, અને તારા હાથ ખુલા કરી મસ્ત હાથીના જેવો બનીને એ હોમાન અને પીસાનની સામે લડવા જા."

ફરામરજે જવાબ દિધો કે, "ઓ બાધુર સ્વાર! તું તેને માર્ગમાં સંભાળજે અને આ લડાઇનું મેદાન ઘણી ચપળતાઇ સાથે પસાર કરી જજે અને તેને એ રીતે તેહેમતન આગળ પુગાડજે. તેની આસપાસ ફરી વલેલાં લોકોમાંથી તું પસાર થાય ત્યાં સુધી તું તારી બંધે આંખોને તેની બંધે બાજુ ઉપરથી જરાએ ખીસાડતો ના. એ રીતે તેને પેલા (રૂસતમ) પેહે-લવાન આગળ લેઇ જવાથી તે પણ ખુશાલ અને રોશન રવાનનો બનશે,

એ (બરજોર) ને તે દુખ નહી દે પણ તેને બંધીખાને પુરી તેની ચોકી કરાવે એમ તું તેને કેહેજે. એટલું કહી તેણે તુરતજ તે કમંદ તેને સોંપી દિધી, અને તેને કહયું કે, "ઓ હુશીયાર પેહેલવાન! તું સંભાલ રાખજે." તેની એ શિખામણ સમજતાંજ જવારેહે ત્યાંથી ઘોડાને દોડાવ્યો અને તે તરફ જવાને ચેહેરો ફેરવ્યો. તે મગરના જેવા બરજોરને મજબુટ બાંધેલા હાથો સાથે ત્યાંથી તે દોડાવી લેઈ ગયો. તેના સઘલા જાબુક્રી સવારો બહાર કાઢેલાં કાબુલી ખંજરો સાથે તેની આસપાસ દોડવા લાગ્યા.

જ્યારે અફ્રાસીયાબે દુરથી એ પ્રમાણે જોયું ત્યારે તેણે પીરાન વીસે તરફ નજર કીધી અને ફરમાવ્યું કે, "તું તારાં લશકરને ઉશકેર અને અત્રેથી જડપથી જઇને તેઓ ઉપર હુમલો કર. કારણ કે તેઓ એ બરજોરને માથાં ઉપર લાકડીના ફટકા મારતા અને તેને પગે દોડાવતા અત્રેથી લેઇ જાય છે. માટે તમો પણ કોષેશ કરીને તેને પાછો તમારે હાથ લાવો, નહી તો તેને થોડા વખત ત્યાંજ થોભાવો." એમ કેહેતાંજ પીરાને પોતાના ઘોડાને દોડાવી મુકયો અને ત્યાંથી વીજલીના આતશની માફક જડપથી પસાર થઇને જવારેહ આગળ આવી લાગ્યો ત્યાં તેણે ગુરજ ઉપર હાથ લંબાવી તે બાહાર કાઢયો તેમજ તુરકી લશકરના તમામ બુઢા અને જવાનોએ પણ બાજુએથી તીર-કમાનને બાહાર કાઢી.

એમ જોતાંજ જવારેહ ઘણો ગભરાઈ ગયો અને તેની નજર આગળ જેહાન અંધારી બની તે દિલ સાથે બોલ્યો કે, "મારૂં તો મોત આવી લાગ્યું હોય એમ મને ધાસ્તી લાગે છે. તેઓ આખરે બરજોરને મારા હાથમાંથી મેલવવાની કોષેશ કરશે, જેથી મારાં માથાને શરમથી નિચું નમાવવું પડશે." એમ બોલી તેણે આંખોમાંથી આંસુઓ પાડયાં. હોમાને કીના સાથે ફરામરજની આસપાસ ફરી વળીને તેની આસપાસની જમીનને ઘેરી લિધી. તેણે ચોબા-જુએથી ઓચિંતો હુમલો લાવીને ફરામરજને લડાઇના હથીયારોથી એક કુંડા-લામાં ઘેરી લીધો. તેણે કોઇ પણ જગ્યાએથી છટકવાનો રસ્તો નહી જોવાથી જીગરમાંથી થંડી હાએ મારી, અને તે દિલ સાથે બોલવા લાગ્યો કે, "ઉંચાં આસમાને તો મને મોતને માટેજ અત્રે લાવી નાખ્યો છે." પછી તેણે હોમાનને કહયું કે, "ઓ બુરી કરણીના શખ્સ! તું તાણા અને ટપકાનેજ લાયકનો છે. જ્યારે તારામાં મારી સાથે લડવાની શકિત નથી તો તેં શા માટે મારો રસ્તો ફોકટમાં ઘેરી લિધો છે. પણ જો હું તલવાર મારવાને માટે મારો હાથ ઉચકશ તો તું અત્રેથી નાહાસ્વા સિવાય બીજું કાંઇ કરવાનો નથી."

હોમાને તેને જવાબ દિધો કે, "તું હુશીયાર થા અને આટલો બધો ઉટાવલો નાં બન, તેમજ એટલો બધો તપી પણ ના જા. હું કોણ છું અને આ લડાઇ કરવાને શા માટે આવ્યો છું તે તું જાણતો પણ હશે નહી. જે વખતે તું તે કામથી જાણીતો થશે ત્યારે તો તું પોતાને તાજ અને તખત વગરનો બનેલો જોશે. બાધુર પાદશાહ અફ્રાસીયાબ પોતે પણ એક સિંહની માફક જવારેહ સાથે લડવાને માટે ગયો છે." આથી ફરામરજ એ કામથી ઘણોજ ધાસ્તી ખાઇ ગયો અને ઝાડની ડાંખલીની માફક ધ્રુજવા લાગ્યો.

જ્યારે ઇરાનીઓએ તેઓને (યાને ફરામરજને તથા જવારેહને) દુરથી એ પ્રમાણે જોયા અને તેઓ સાથે લડવાને માટે તુરાની લશકરને પણ નજદિક ગયલું જોયું, ત્યારે કએખશરૂ પણ હાથીની પીઠ ઉપર બેસીને આગલ વધ્યો. તેથી ત્યાંની જમીન નાઇલ નદીના જેવી બની રહી. બંધે બાજુના લશકરો લડવાને માટે વલગી પડયાં, અને એકમેકની સાથે ભેલાઇ ગયાં. જેથી કોઇ-પણ પોતાના પગ અને હાથને ઓલખી શકતા હતાં નહી. જ્યારે બેજને પોતાની જગ્યાએથી એ પ્રમાણેનો મામલો દિઠો ત્યારે તેણે એક છેડાયલા હાથીની માફક બુમ પાડી અને હાથમાં ભારી ગુરજ પકડયો. તેણે ગોદરેજનાં ખાનદાનીઓને ફરમાવ્યું કે, "તમો પણ લડાઈ કરો અને તમામ દુશમનોના નામને શરમ પુગાડો. તમો તમારા પેહેરનના છેડા એકમેકની સાથે બાંધી લેઓ, અને તમારા તમામ હુનરો દુશમનોને દેખાડી આપો." આથી ગોદ-રેજના ખાનદાનના સો સ્વારો જ્યાં અફ્રાસીયાબ હતો અને તેણે જ્યાં જમીનને પાણીના દરીઆ જેવી બનાવી હતી ત્યાં તેઓ નામદાર બેજનની સરદારી હેઠેલ ગયા. (ત્યાં આવતાં) બેજને અફ્રાસીયાબને કહયું કે, "ઓ છેડાયલા નસીબના તુરકી! હવે તારૂં તમામ નસીબ અને તાજ તુંને તજી જશે. શું તારૂં કામ એમ ઓચિંતો હુમલો કરવા સિવાય બીજું કાંઇ નથી? તારી આવી અક્કલ જોતાં મને તો તારૂં મગજ હુશીયારી ભરેલું લાગતું નથી. તું અત્રે શા માટે આવ્યો છે? એ માણસ કોણ છે તેની તો કદાચને તુંને પણ ખબર હશે નહી. શું તારૂં મગજ એવો દાવો કરવાથી હજી ધરાયું નથી, કે તું વારંવાર એક એક નવા માણુસને સાથે લઇને અત્રે આવતો રહે છે, અને વળી હવે તેને હમારી પાસેથી ચોરની માફક જુતવી પણ લેવા માગે છે? શું તું હમુને તારૂં આવીજ રીતનું મર્દાનગી ભર્યું જોર દેખાડે છે?

જ્યારે જવારેહે જોયું કે તે (આવનાર) નસીબવંતો બેજેન છે, અને તે તેઓની મદદે નવું લશકર લેઇને ફીનો લેવાને માટે દરીઆની માફક બુમો

પાડતો દોડતો આવ્યો છે, ત્યારે તે ઘણો અચરત થયો. તેથી તેણે બેજનને કહ્યું કે, "ઓ પેહેલવાન! તું તારી આખી જીંદગી સુધી એવોજ ખુશાલ રેહેજે. જરા અત્રે આવીને તું મારી પાસેથી આએ ફાંસો લેઇ લે, કારણકે મારે માટે તો આ લડાઈની જગ્યા ઘણી તંગ બની છે. તેથી હું તો જલ્દી અફરાસીયાબને આ ફાલી ધુલ ઉપર પાણીની નદી બનેલી દેખાડવા માગું છું." એમ કહી તેણે તુરતજ બંધીવાન થયલો અને ઘાહેલ બનેલો જેહાન પેહેલવાન બરજોરનો હવાલો બેજનને સોંપી દિધો, અને પછી તેણે હાથ લંબાવીને પોતાના લુહાડના હથોડા જેવો ભારી ગુરજ બાહાર કાઢીયો અને એક છેડાયલા સિંહ અને તોફાની પવનની માફક તે તુરાની પાદશાહના લશકર ઉપર તુટી પડયો. આથી જેમ મેદાનમાંના ઘાસ ઉપર પાનખર રૂતુનો પવન ફુંકે અને તે બિખેરાઇ જાય, તેમ તેઓ એકમેકથી વીખેરાઇ ગયા. જ્યારે તે લડતો લડતો તુરાની પાદશાહ આગળ આવી લાગ્યો ત્યારે તેણે ઘોડાની લગામ જીન સાથે ઓલખી દિધી અને બાહુરીથી તેનો કંમરબંધ પકડયો અને એક સિંહ નરની માફક પોકાર કરીને તથા ભવાં ઉપર કીનાનો ગુસ્સો ચઢાવીને તેને જીન ઉપરથી ઉંચકવાની કોશેશ કીધી. તુરતજ અફરાસીયાબે પણ હાથ લંબાવીને તેજ પ્રમાણે તેનો કંમરબંધ પકડયો અને પુશકલ જોર અજમાવવા માંડયું. તું તપાસ કર કે તે બંધેમાંથી કોણ સુરજને પકડવા પાંમશે?

જ્યારે જવારેહ એમ રોકાયલો હતો, તેટલામાં પછવાડેથી એક જંતુની સિંહના જેવો સ્વાર ત્યાં દોડી આવ્યો. આ સિંહ જેવાનું નામ શીદેહ[1] હતું અને તે હમેશાં લડાઇમાં ઘણો જોરાવર ગણાતો હતો. તે ફરીદુનની તોખમનો અને શાહ અફરાસીયાબનો બેટો થતો હતો અને મોટા દરજ્જાના લોકો વચે તે ઘણો પ્યારો તથા તખત ભોગવવાને લાયકનો હતો. તેણે અચણુચ ત્યાં આવીને એક ભારી ગુરજ તે પેહેલવાનના માંથા ઉપર મારવા માટે ઉઠાવ્યો. એ પ્રમાણેની કોષેશ કરતો તે પોતાનો ઘોડો તેની આગળ લાવ્યો તેટલામાં તો તે કીનાખોર નામદાર ઘોડા ઉપરથી પડી ગયો અને તેના ઘોડાએ તુરત કુદકો મારવાથી તેને તેની લાત વાગી; જેથી તે શીદેહનો હાથ ભાગી ગયો. આથી જવારેહ અફરાસીયાબનો કંમરબંધ ધરીને એ પ્રમાણે લડાઇનો તાપ દેખાડતો રહયો. તે બંધે શખ્સોના શરીર પરશેવાથી અને લોહીથી ખરડાઇ ગયાં તો પણ તેઓમાંના કોઇએ પણ પાછો હટવાને ચેહેરો ફેરવ્યો નહી. તે બંધેના દિલ તપી આવ્યાં અને તેઓના જખમમાંથી લોહી નિકલવા લાગ્યું.

---

1. 'શીદેહ' એ અફરાસીયાબના બેટાનું નામ છે.

એમ જોતાંજ બેજન દોડતો રૂસતમ આગળ આવી લાગ્યો અને તે બાંધેલા હાથવાળા બરજોરને ત્યાં લાવીને રૂસતમ આગળ ભોંય ઉપર ફેંક્યો; અને તેણે જે કાંઇ જોયું હતું તે રૂસતમને કહી સમજાવ્યું. તે સમજીને રૂસતમ એક ગોલાબની માફક ખીલી રહયો અને પછી તેને પુછયું કે, "હજી સુધી મારો બેટો તેમજ ભાઇ અત્રે મારી આગલ આવ્યા કેમ નથી? જો આ વખતે મારો બેટો અને ભાઇ જીવતા રહેશે નહી તો મને મારા માંથા ઉપર ધુલ નાખવી પડશે. તે મરદાનગીવાલા અફ્રાસીયાબ આગલ જવારેહ શું બીસાતમાં છે?" તેથી તેણે બેજનને કહયું કે "તું જલદીથી તારી લગામ ફેરવ અને તેઓનું કામ કેવું બન્યું છે તે તપાશ. ત્યાંનું મેદાન તો હવે લોહીથી ભરાઇ ગયું હશે." એમ કહી તે પોતાની જગ્યાએ પડયો પડયો રડવા લાગ્યો અને આંખોમાંથી આંસુ પાડવા લાગ્યો.

એમ જોતાંજ બેજન ત્યાંથી જોરાવર સિંહની માફક દોડતો જવારેહ આગલ આવી લાગ્યો. ત્યાં તેણે જવારેહને તે અફ્રાસીયાબનો કંમરબંધ પકડી રાખી આંખોમાંથી આંસુ પાડતો જોયો. તેથી તેણે તેને કહયું કે, "ઓ સિંહ જેવા લડાયક બાધુર! તેં તારા હાથમાં શું કામ તેનો કંમરબંધ પકડી રાખ્યો છે? તું તારો હાથ તે ઉપરથી ઉઠાવ અને છુટો થા. હવે તો પેલા સુરજ જેવા બરજોરના હાથ ટુંકા બન્યા છે." આથી અફ્રાસીયાબે તેના ઉપરથી પોતાનો હાથ ખેંચી લિધો અને તેને કહયું કે, "ઓ દમામદાર પેહેલવાન! હું તો બરજોરને ખાતર એ લડાઇ કરતો હતો; પણ હવે તો તેને અત્રેથી ખુવારી ભરેલી હાલતમાં બાંધીને લઈ જવામાં આવ્યો છે." આથી જવારેહે પણ તેના ઉપરથી હાથ ઉંચકી નાખ્યો અને તેના ઉપર પોતાની નજર ઠેરવી તેને કહયું કે, "આવતી કાલે સફેદી બાહાર આવતાં જમાનો કોણની તરફ ધલે છે તે હું જોવશ."

પછી જવારેહ પવનવેગે રૂસતમની તરફ ગયો અને તેને કહયું કે, "ઓ પાકજાદ પેહેલવાન! શું હજી ફરામરજ તે લડાઇના મેદાનમાં હોમાનને નિચે નાખવાને માટે ઠોભી રહેલો છે?" ત્યારે રૂસતમે તેને કહયું કે, "મને ખબર નથી કે તે ત્યાં શું કરે છે? અને તે શાને માટે લડાઇના મેદાનમાં ઠોભી રહયો છે?" એમ સમજતાંજ જવારેહે ત્યાંથી ઘોડાને પાછો ફેરવ્યો અને તે તાજબક્ષ ફરામરજ આગલ આવી લાગ્યો. ત્યાં તેણે ફરામરજને એક પાહાડની માફક લડતાં જોયો, અને તેનાથી તે તમામ તુરાની લશકર કાયર બનેલું જણાયું. સઘલે ઠેકાણે હાથ, પગ, માંથા અને મુવેલાં શરીર પડેલાં જણાતાં હતાં, અને મુવેલાના ઢગ ચો ઠેકાણે પડયા હતા. તેણે તેની આસપાસમાં

કોઈપણ ઇરાનીને તેની મદદે જોયો નહી. પણ તે એકલોજ એ લશ્કરને મારી હટાડતો હતો. આથી તેણે ફરામરજને કહયું કે, "ઓ લડાઇ અને મોજમજાહના ખજાના! આ મેદાનમાં કોઇપણ ઇરાની તારી મદદે હાજર નથી અને તે પાદશાહની નજર પણ તારા ઉપર રહેલી નથી તો તું શા માટે તારા દરેક તીરે ઘોડાઓને નિચે ફેંકયો જાય છે?" જ્યારે ફરામરજે જોયું કે તેને આસમાને હવે ફાયદો પુગાડીઓ છે, ત્યારે તેણે તુરતજ મોટે બુમ પાડીને હોમાનને કહયું કે, "હવે તું અત્રેથી જડપથી ચાલી જા. કારણ કે મારો વિચાર તો જુદીજ તરેહનો હતો. પણ આવતી કાલે જો તું લડાઇના મેદાનમાં આવશે તો હું આ મેદાનને તારાં લોહીથી રાતુંજ બનાવશ."

એટલું કહીને તે ત્યાંથી પાછો ફર્યો અને ખુશાલી ભર્યા દિલે દોડતો રૂસતમ આગળ આવ્યો. રૂસતમ આગળ આવી લાગતાંજ તેણે જમીનને બોસો લિધો અને તેને નમન કીધું. તે જેહાન પેહેલવાનનું દિલ જેને જોઈ ખુશ બન્યું. તું કેહેશે કે જાણે તેનું દુખ પણ દુર થઇ ગયું. પછી તે બોલ્યો કે "એવાં કામો અઝદાહના બચાંજ બજાવી શકે, અને તેમાં અજાયબી પણ નહી. તું પણ પેલા જેહાનના અને જાબુલના માલેક પહેલવાન સામના બેટા દસ્તાનનીજ તોખમ ધરાવે છે." ફરામરજે જવાબ દિધો કે, "ઓ જેહાન પેહેલવાન! આ જમીન અને જમાનો તારા વગરનો બનતો ના. તારાં નસીબથીજ જમીનના પાદશાહનું નસીબ પણ ટકેલું રહે છે. હું તો પેલા જીવથી ધરાઈ ગયલા હોમાન ઉપર આજે કીનોજ લેવા માગતો હતો. તેથી તું પણ એમજ કેહેતે કે, એ હોમાન હવે આંખો વડે જેહાનને જોશે નહી પણ તેટલામાં જવારેહ ત્યાં આવી લાગ્યાથી તે મારા હાથમાંથી છુટકારો પાંમ્યો હતો જો કે કેટલીક રીતે તેનો જીવ દુખી તો બન્યોજ છે. તુરાનીઓનું તે મેદાનમાં પુશકલ લોહી રેડાયાને લિધે તેની વચેથી મારો ઘોડો ઘણી મુશકેલી સાથે બાહાર નિકલ્યો હતો."

તેટલામાં ગેવના બેટા બેજને ત્યાં આવીને રૂસતમને કહયું કે, "ઓ બાધુર પેહેલવાન! પાદશાહે તુંને અને ફરામરજને કેહેવાડયું છે કે, તમો પેલા બંધીવાનને અત્રે લેઇ આવો. એ બરજોરને મારી આગલ લાવો કે જેથી તે કોઈ પારકો છે કે મારો સગો થાય છે તે હું જોઉં." રૂસતમે ખસરનો એવો પેગામ સમજતાંજ ફરામરજને કહયું કે, "ઓ નેકનામ! તું તેને પાદશાહ આગલ લેઈ જા અને તે નામદાર શું ફરામાવે છે તે જો." આથી ફરામરજ તુરતજ તે બરજોરને જેહાનના પાદશાહ આગલ લેઇ ગયો. ફરામરજે

ખસરૂની આગળ આવી લગતાંજ જમીનને બોસો લિધો અને તેને નમન કીધું. પછી તેણે તે ઘાહેલ થયલા બંધીવાનને તેની આગલ હાજર કીધો અને તેણે જે કાંઈ કીધું હતું તે ખસરૂને કહી સમજાવ્યું. વળી જવારેહે પણ જે કાંઈ કરી બજાવ્યું હતું અને તેણે અફ્રાસીયાબને ઘણો દુખી દિલનો બનાવ્યો હતો તે સઘલું પણ તેણે તેને કહી સમજાવ્યું. વળી ફરામરજે હોમાનની વર્તણુંક માટે પણ તેને કહી સમજાવ્યું.

એ સઘલું સમજતાંજ ખસરૂ ગોલાબની માફક ખીલી રહયો. પછી તેણે રૂસતમને પુછયું કે "ઓ પેહેલવાન! તે જવાન પેહેલવાન કયાં છે?" જ્યારે તે બરજોર ખસરૂની નજદિક આવ્યો ત્યારે તેણે જમીનને બોસો લેઇને પાદશાહની તારીફ કીધી. ખસરૂએ તેને કહયું કે, "સંભાળ, અને હમારી વાતો સમજી તું તેના હુશીયારીથી જવાબ આપ. તારૂં નામ શું છે? અને તારી અસલ તથા તોખમ શું છે? તુરાનમાં તારા કુંટુબીઓ અને સગાઓ કોણ કોણ છે?" બરજોરે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તું જેહાનમાંના દરખતને ફલવંત બનાવતો રેહેજે. મારૂં વતન શનગાનનાં પાહાડમાં હતું, જ્યાં મારૂં ઘર નદી કીનારે આવેલું છે. તે મુલકના ખેતરોમાં હું ખેદુતનું કામ બજાવતો હતો અને એ ખેદુતના ધંધામાં મારી આગળ એક પથર પણ મીન બની જતો હતો. એક દિવસે હું તે બોહોલાં ખેતરમાં હતો ત્યારે મારી આગલથી એક લશકરનું પસાર થવું થયું જેથી તે મેદાન પાણીના દરીઆ જેવું બન્યું. પાદશાહ અફ્રાસીયાબ તે લશકરનો સપેહસાલાર હતો. તેણે મને ત્યાં જોયો અને મને હર કોઈ રીતે નામદારી મેલવવાને માટે અત્રે લડાઈ કરવા સારૂં લાવવા માગ્યો. આથી હું તેની તરફથી લડાઇ કરી કીનો લેવાને ત્યાંથી બાહાર પડયો. પણ હાલે મારૂં નસીબ ઉલટાઇ ગયું અને તેથી મારો આવો હાલ બન્યો છે અને મારૂં શરીર પેલા ભયંકાર દેવ જેવા શખ્સના હાથમાં સપડાયું છે."

તેની એવી વાત સમજી રૂસતમે તે જેહાનના પાદશાહ તરફ નજર કીધી અને તેને કહયું કે, "ઓ ફતેહમંદ નસીબના પાદશાહ! આએ તાજ અને તખત તારા વગરનું બનતું ના. તું મારે ખાતર તેના જીવને મારી બક્ષ, કારણકે તેની હું મારા જીવ અને જાનની માફક સંભાલ લેવશ. હું તેને એરક[1] શેહેરમાં સંભાલી રાખશ અને તેને કોઈ સારા ધંધા સિવાય બીજું

---

[1] 'એરક' નામનું શેહેર સીસ્તાનમાં આવેલું છે.

કાંઈ શિખવશ નહી. પછી હું તેને હીંદુસ્તાન તરફ મોકલીને ત્યાં તેને લડાઈમાં રોકેલો રાખશ અને તેને તેજ જગ્યાએ અટકાવી રાખશ. હું તેના દિલને નરમાશથી મારે હાથ કરશ અને ત્યાર પછીના વર્ષોમાં હું તેને તારી તરફથી લડવા માટે અત્રે પણ લાવશ. હું તેને કોઇ ઉંચ ખાનદાનની ઓરત સાથે પરણાવી દેવશ અને તેના શરીર ઉપર કાંઇ પણ દુખ પડવા દેવશ નહી."

આથી તેણે બરજોરને તે જેહાનને સોધનાર પેહેલવાન રૂસતમને હવાલે કરવામાં આવ્યો. તેથી પેહેલવાન રૂસતમે તેજ રાતે કોઇ નહી જાણે તેમ સીસ્તાન તરફ વિદાયગીરી લિધી. તેણે ફરામરજને ફરમાવ્યું કે, "તું પણ અત્રેથી તારાં પગલાં ઉચક અને એ બરજોરને તું તારી છાવણીમાં લેઇ જા. પછી તું તેને એ બંધીવાન હાલતમાં ત્યાંથી એરક તરફ લઈ જવાની તૈયારી કર, જાબુલીઓ વચેથી એક હજાર નામદારીભર્યા સ્વારોને બાહાર કાઢ અને તે ટુકડીની સરદારી મોટી પડવીના લોકો અને તારા ખેશીઓમાંથી કોઇને આપવા સિવાય બીજા કોઇને આપતો ના. ત્યાં તું તેને ભારી બેડીમાં શીકરીને લુહાડ પાસે મોટા ખીલા ઠોકાવી તેની સાથે બાંધજે, અને તેની હુશીયારીથી સંભાલ કરજે; તેમજ તું તારાં માથાંને પણ તે દુશમનથી સંભાલતો રેહેજે."

## બરજોરના કેદ પકડાવાની ખબર તેની માયને પડી અને તેણી તેની સોધમાં ઇરાન આવી તે વિષે.

પેલી તરફથી અફરાસીયાબ અને તેનું લશકર ત્યાંથી આડે અવલે રસ્તે નાહાસી ગયું. તે સઘલાઓએ પોતાની છાવણી ત્યાંજ તજી દેઇને પોતાના દુશમનો તરફ પીઠ કીધી. તમામ તુરકી લશકર અંતકરણથી દુ:ખી બનીને ગમ અને દુ:ખભર્યા દિલે ત્યાંથી એકવગું નાહાસી ગયું. તેઓ જે રસ્તેથી ત્યાં આવ્યા હતા તેજ રસ્તો તેઓએ પાછો લિધો. તું જેહાનની એવી ચાલથી અજબ ના થા. જ્યારે તે (અફરાસીયાબ) બરજોરવાલાં ગામમાં આવી લાગ્યો, ત્યારે ત્યાં તેણે પોતાના સમબુલ ફુલ માફક ફીક્કા બનેલા ગાલો ઉપર લોહીનાં આંસુ પાડયાં. તેણે રડતાં રડતાં એ ગામમાંજ ઉતારો લિધો, અને ત્યાં નેકીના પોહોંચાડનાર પરવરદેગારની તારીફ ગાઈ. પછી તેણે ખાનું લાવવા ફરમાવ્યું અને તેના તમામ લશકરે ત્યાં આશાયશ લિધી.

ત્યાં તે બરજોરને માટેની વાતો કરતો હતો તેટલામાં તેણે રૂદનના પોકાર સમજ્યા. તે પોકાર એવો હતો કે જેથી તેની આંખોમાં પણ પાણી આવ્યાં. ત્યાં તેણે એક ઉચાં સરોવરના ઝાડ જેવી એક ઓરતને જોઇ. તેણીએ ગમને

[...]એ પોતાના કસ્તુરી જેવા બાલના ચોટલાને કાપી નાખ્યો હતો. તથા પોતાની કંમરે લોહીથી રંગેલો પટો બાંધ્યો હતો, અને તેણી એક ઝનુની સિંહની [...] ત્યાં બુમો પાડતી હતી. પછી તેણી લોહીથી ભરેલાં જીગર સાથે અને આંસુ ભરેલી આંખો સાથે અફરાસીયાબ આગળ આવી તેને કેહેવા લાગી કે, "મારો બરજોર કયાં છે? તેને માટે દુખી થતાં તો મારો ચેહેરો પણ [...]રાઇ ગયો છે." પછી તેણી બોલી કે, "ઓ સખી! ઓ બાધુર! ઓ પેહેલવાન! ઓ સિંહ જેવા દિલના બાધુર પેહેલવાન બરજોર! હવે હું તુંને કયાંથી મેલવશ? અને તારી સાથે કયારે વાત કરશ? હું રડી રડીને તુંને કયાંથી સોધી શકશ? અને તારે માટે હું કયાં સુધી રડશ?" પછી તેણીએ આંસુ ભરી આંખો સાથેનો ચેહેરો અફરાસીયાબ તરફ ફેરવીને તેને કહયું કે, "ઓ તુરાનના તેમજ ચીન અને માચીનના પાદશાહ! શું તું તારી આખી જીંદગી સુધી એમ કીના માટેજ કંમર બાંધેલી રાખશે? તેં મારા પ્યારા અને સરોવરના જેવા બેટાનું શું કીધું છે? એ મારા પ્રકાશતા ચંદ્રના જેવા બેટાનાં તેં શું હાલ કીધા છે?" એટલું કહીને તેણીએ પોતાના માથાં ઉપરના બાલો પીખી નાંખ્યા. તેણીની છાટી પણ અંદરખાનેથી ચિરાઈ જવા લાગી.

જ્યારે અફરાસીયાબે તેણીની આવી હાલત જોઇ ત્યારે તેની આંખમાંથી પણ તેના ગાલ ઉપર આંસું ગબડી પડયાં. પછી તેણે તેને પુછયું કે, "ઓ ઓરત! તું શા માટે એમ બુમો પાડે છે? તું હુશીયારી પકડ અને મારી વાત સમજ. બરજોર કાંઇ માર્યો ગયો નથી યા ઘાહેલ પણ થયો નથી. પણ રસ્તમ સાથે લડતાં તે કેદ પકડાયો છે." એમ સમજતાંજ તેણીએ તેને પુછયું કે, "રોજીના પુગાડનાર અને રેહેનુમાઈ કરનારા ખોદાએ ખાતર તું મને કહે કે હમણા તે કયાં હશે? અને તે શાને માટે બંધીવાન થયલો છે?" એટલું પુછી તેણી ત્યાંથી તુરત જતી રહી. તું કેહેશે કે જાણે તેણી પવનનીજ સોબતી બની.

પછી તેણીએ ચોબાજુએથી જવેહેરાત એકઠું કીધું અને તે સેંકડો જાતના જવેરાતમાંથી એક કીંમતી નંગ પસંદ કીધું. ત્યારબાદ તે ઓરતે ઇરાન તરફ ચાલવા માંડયું. પણ તે નામદારોમાંથી કોઇએ તેણીને જોઈ નહી. તેણીએ સાચી હકીકતો સોધવા માંડી અને ઇરાન જઇને એમ કેટલીક સોધ-ખોલ કીધી. પણ તેણીને પોતાના ફરજંદની જગ્યાની નિશાણી મલી નહી. તેણીએ બાબે દરેક ઠેકાણે સોધ કરતી રહી. રાતે કે દિવસે તેણી ખુસરૂની દરબારમાં પણ હાજર રેહેતી, પણ એ બાબે હોટ ખોલવાની તેણી કોઇની

પણ આગળ હીંમત કરતી હતી નહી. એક દિવસે આ હુશીયાર ઓરત પાદશાહની દરબારમાં ઉભી હતી અને પોતાની આંખોમાંથી પોતાના કીરમજી રંગના ગાલો ઉપર મોતીના જેવાં આંસુઓ પાડી એમ બોલતી હતી કે, "આ ઇરાનના મુલકથી અને અત્રેની રૈયતથી મારી ઉપર ઘણું વીટયું છે," તેટલામાં તે દરબારમાંથી "જેહાન પેહેલવાનનો ઘોડો મંગાવો," એવો પોકાર સમજાયો. આથી તે ઓરતે પણ દુરથી પોતાની આંખો દરબાર ઉપર ઠેડવેલી રાખી અને ત્યાંથી તેણીએ એક જવેહેરાતવાલી ડાંખલીના જેવા એક પેહેલવાનને (બાહાર) આવતાં જોયો. તે ઉંચાં સરોવરના ઝાડ જેવો ઉંચો પેહેલવાન પોતાના જડપ ચાલના ઘોડા ઉપર બેઠો. તેના નેજાવાલા સીપાઈઓ તેની પુઠે ચાલ્યા. એ પેહેલવાન શેકારી સિંહના જેવો જણાતો હતો અને તે જોરાવર વાઘ જેવા શખ્સનો એક હાથ (જોલીમાં) બાંધી લિધેલો હતો. તેનાં ઘોડાના જીનના પાવડા લાંબા હતા અને શરીરે તે પેહેલવાન જેવો દેખાતો હતો.

તેની ઉંચાઇ જોઇ તેણીએ દુખી અને અજબ બનીને એક શખ્સને પુછ્યું કે, "એ તીતરના લોહીના જેવો રાતા ચેહેરાનો અને સરોવરના જેવો શખ્સ કોણ છે?" ત્યારે એકે જવાબ દિધો કે, "એ તો નામદારીભર્યા નરીમાનની તોખમનો નામદાર રૂસતમ છે." ત્યારે તે ઓરતે પુછ્યું કે, "જ્યારે તેના ઉપર જમાનાની પીઠ સીધી ફરતી હોય તો તેનો હાથ શા માટે બાંધેલો છે?" તેણે જવાબ દિધો કે, "એ બાહુર શખ્સની બાજુ પેલા સિંહના જેવા બરજોરની સાથે લડતાં લચકાઇ ગઈ છે. તે લડાઇમાં તેના હાથે એમ ઘાહેલ થવાથી તેની નજર આગલ તે મેદાન પણ અકારૂં બન્યું હતું." જ્યારે તે ઓરતે એમ સમજ્યું ત્યારે તેણીએ તેને પુછ્યું કે, "એ નામદાર હાલે પાદશાહ આગલ શા માટે આવ્યો હતો? અને એ દરબારમાં તે શાને માટે થોભ્યો હતો? તે સીસ્તાન તરફ કેમ ગયો નથી?" ત્યારે તેણે જવાબ દિધો કે, "જ્યારે ખસરૂ લડાઇથી નચિંત બની પાછો ઇરાન જમીનમાં આવ્યો, ત્યારે એ ખસરૂની સાથે તે નામદાર પણ આવ્યો હતો. હુનરમંદ કએખસરૂએ તેને કહયું હતું કે, 'તું હાલે રાત અને દીસ મારી આગલ ખુશાલ રેહ અને તારા હાથનું દુખ સાજું થાય ત્યાં સુધી અત્રેથી ના જા.' જેથી તે હુનરમંદ અને નામદારીભર્યો પેહેલવાન ખસરૂના એ હોકમનો અનાદર કરી શક્યો નથી. ખસરૂએ તેને અત્રે રાત અને દીસ દારૂની મજાહ ભોગવતો પોતાની પાસે માયા સાથે રાખ્યો છે." ત્યારે તે ઓરતે પુછ્યું કે, "નામદાર બરજોર સાથે લડાઇ કરતાં તેનો હાથ કેમ ભાગી ગયો? શું તે (બરજોર) ત્યાર પછી એ ઇરાની લશકરના સપેહસાલાર ઉપર પાછો કીનો લેવા ફર્યોજ નથી?"

ત્યારે તે બાહુર માણસે જવાબ દિધો કે, "બરજોરને તો એક સિંહની માફક બંધીવાન કરવામાં આવ્યો છે અને તેને પોતાની સાથે લેઇ ફરામરજ જાબુલી લશકર સાથે સીસ્તાન તરફ લેઈ ગયો છે. હાલે તે નામદાર પેહેલવાન એરક શેહેરના બંધીખાનામાં ખુવારે હાલ રૂડન કરતો કેદ પડેલો છે. જ્યારે રૂસતમ અત્રેથી ત્યાં પાછો જશે ત્યારે તે તલવારના મારનારા બરજોરના પગોને (બંધમાંથી) છુટા કરશે."

## બરજોરની માય સીસ્તાન તરફ ગઇ અને તેણીએ બરજોરને એરક શેહેરના બંધીખાનામાંથી છોડવવાની યુક્તિ રચી તે વિષે.

જ્યારે તે ઓરતે તેની એ વાત સમજી ત્યારે તેણીએ ઉંચે દમ લિધો અને જીગરમાંથી થંડી હાય મારી. પછી તેણી ત્યાંથી વિચાર કરતી, અને પોતાની આંખમાથી આંસુઓ પાડતી જડપથી પાછી ફરી અને મન સાથે બોલવા લાગી કે, "હું તેના પગોને બંધમાંથી છોડવવા માટે શું ઉપાય કરૂં? એ કામનો ઉંપાય શું અને તે કેમ થઈ શકશે? મને એ બાબેનો રસ્તો સુજ પાડવા કોણ મદદ કરશે?" પછી તેણીએ તુરતજ પોતાના જીવને એ કામ કરવા ઉપર રોકયો. દુખથી તેનો ચેહેરો ફીકકો બન્યો અને ગમથી તેનું દિલ રડતું બન્યું. તેણી તે પાદશાહી દરબાર આગલથી પીગલેલાં દિલે પાછી ઘેરે ફરી અને મુસાફરીનો સામન તૈયાર કરી ત્યાંથી તેણી બાહાર પડી અને સીસ્તાન તરફનો માર્ગ ધર્યો. તેણી રૂસતમવાલાં શેહેરમાં આવી લાગી ત્યાં સુધી એકદમ ચાલ્યા કીધી અને કેડે પણ આખા દાહાડાની આસાયશ લીધી નહી.

તેણીએ જડપથી રૂસતમના શેહેરમાં આવતાંજ તુરતજ બજાર તરફનો રસ્તો લિધો અને તે વેપારની જગ્યા ઉપર ચાદરમાં મોઢું છુપાવીને આવી લાગી. ત્યાં તેણીએ તે બજારના ધોરી રસ્તા ઉપર એક ઓરડી ભાડે લિધી. તે જગ્યા દસ્તાનના મેહેલ આગળ જવેહરીવારમાં આવી હતી. ત્યાં એક મોટી પડવીનો, અક્કલમંદ અને હુશીયાર શખ્સ રેહેતો હતો, જેનું નામ બેહેરામ જવેહરી હતું. તેની પાસે પુશકલ સુનુ, રૂપું હોવાથી તે ગરીબાઇથી નચિંત હતો. તે પ્રકાશતા ચંદ્ર જેવા જવાનને રૂસતમ સાથે સારો લાગવગ હતો. આથી તે યુક્તિબાજ ઓરતે તેની આગળ આવીને તેને કહયું કે, "ઓ ચાલાક અને ખુબસુરત શખ્સ! જરા આ હીરાના નંગની તું તપાસ કર અને તે મને કોઇને વેચાવી આપ. નહી તો કે તું પોતે તે ખરીદી લે."

જવેહેરી બેહેરામ એ હીરો જોઇને તાજા ગોલાબની માફક ખીલી રહયો. તેથી તેણે તે ઓરતને કહયું કે, "ઓ ચંદ્ર અને પુટલીના જેવી નામદાર! એ હીરો કોણનો છે?" ત્યારે તે શેહેરૂએ જવાબ દિધો કે "ઓ નામીચા શખ્સ! એ હીરો મારે હાથ કેમ આવ્યો, તેનો હેવાલ તું હવે મારીથી સમજ. મારો ધણી એક વેપારી હતો, જે સરદારો વચે ઘણો નામીચો હતો. તે વળી જવાન, અમીર ખાનદાનનો, અને ખુબસુરત તેમજ જેહાન જીટ, ડાહયો, અને મીઠા સખુનો બોલનારો હતો. પણ તે આમુલ શેહેરની નદીમાં ડુબી મરણ પામ્યો અને મને તે ગમ અને દુખમાં રૂદન કરતી મુકી ગયો છે. આ હીરો તેમજ સુનુ રૂપુ તથા પુશકલ મોતીઓ, યાકુતો, સાંકલીઓ અને કંમરબંધો તે મને આપી ગયો છે."

જ્યારે બેહેરામે એમ સમજ્યું ત્યારે તે બોલ્યો કે "તારી સાથે અક્કલ હમેશાં જોડાયલી રેહેજો," એમ કહી તે જવાને તુરત તેની પાસેથી તે હીરો લિધો અને તેને કહયું કે, "ઓ બાંનુઓની બાંનુ! જો તારી પાસે બીજું પણ કાંઇ હોય તો તે હમણાજ અત્રે લેઇ આવ, કે જેથી તે લઇને હું દરેક પાદશાહ આગલ જવશ અને જે કોઈ તે તારી પાસેથી વેચાતો લેવા માંગશે તેને હું તે વેચશ. તું એમ ના ધારતી કે હું તે તારી પાસેથી લુટી લેવશ."

આથી તેણી તેની સાથે સોદાગરના ધંધામાં જોડાઈ અને રાત સિવાય આખો દિવસ ત્યાંજ બેસતી હતી. તેણીએ ત્યાંથી પોતાને જોઇતી મોંઘી કીમતની ચિજો પણ તુરત ખરીદી લિધી. જેથી બીજાઓ તેમા કાંઇ બીજી મટલબ છે એમ સમજે નહી. એ પ્રમાણે તેણી ત્યાં બે મહીના સુધી રહી અને પોતાની એ વાત બીજા કોઇપણ આગલ કીધી નહી. પોતાનો ભરમ કોઇને પણ કેહેવાની તેણીની હીમત ચાલી નહી. તેથી તેણી રાત અને દીવસ તવાતી ચાલવા લાગી. ગમ અને દુખને લિધે તેણીને આખી રાત ઉંઘ પણ આવતી હતી નહી, પણ તેણી દિલમાથી થંડી હાએ મારતી અને વખતો વખત એરક શેહેરના બંધીખાનાના દરવાજા આગલ જઇને દુરથી તેમાં નજર કરતી હતી. ત્યાં તેણીએ એક ખાહી સાથનો બુલંદ કીલ્લો જોયો, કે જેની ઉંચાઈ દસ કમંદની લંબાઇથી પણ વધારે હતી. ગમે એવા ઉપાયથી પણ તેણીથી તેમાં દાખલ થવાય એમ હતું નહી. તેથી તે બોલી કે, "આવી મેહેનત કરવામાં ફાયદો શું."

પછી તેણી ત્યાંથી ઉશકેરાયલી પોતાને ઘરે ગઇ, જ્યાં તે જવેરી તેણીને મલવા આવ્યો અને તેને કહયું કે, "તું કાંઇ તારે ઘરે સુટેલી હવી નહી.

ત્યારે આ વખતે અત્રેથી તું ક્યાં ગઈ હતી?" આથી તે ઓરતે તુરતજ પોતાની મટલબ છુપાવીને આંખમાં આસુ સાથે તેને જવાબ દિધો કે, "દુખને લિધે મારૂં દિલ પણ નખાંતુ જાય છે. કારણ કે મારો ધણી એજ જગ્યાએ માર્યો ગયો હતો. તેથી તો હું જડપમાં એરકમાં આવી છું કે અત્રે તેના મોતનો ગમ મારા દિલમાંથી દુર થાય." બેહેરામે તેને જવાબ દિધો કે, "ઓ ખુબસુરત ઓરત! તું આજ રાતે મારા મેહેલમાં આવ, અને ત્યાં મારાં સગાઓ અને ફરજંદોની આગળ આસાયશ લેઇને તારાં દિલને ખુશ બનાવ અને તારા જીવને વિચારોથી મોકલો કર. મારૂં ઘર પણ એરકમાંજ હોવાથી ત્યાં તું મારા સગાંઓ તથા મારી ઓરતને મલજે જેથી તું પણ ત્યાં આસુદી બનીને રહી શકશે. મારે ત્યાં એક જવાન ગવૈયો પણ છે, જે વાજીંત્રથી નવાજનાર અને જીવને આરામ આપનાર છે. તે કાંઈ મરદ નથી પણ તારાજ જેવી એક ઓરત છે. તે રામશગરીનો ધંધો કરી પોતાનું ગુજરાન કરે છે. રાતે તેમજ દીવસે તે બરજોરની આગળ રહે છે અને બરજોર પણ તેણીનું ગાયણ સાંભળી ખુશ રહે છે. હું તેણીને પણ તારી આંગલ લાવશ, કે જેથી તેણી તારાં દુખી જીવને પાછો પ્રકાશતો બનાવશે."

એમ સમજતાંજ તે ઓરત દિલથી ખુશ બની અને તે વિગાર અને દુખથી પણ મોકલી બની. તેણીને તેને ઘરે જવાનું અને તેના પરોના તરીકે રેહેવાનું પસંદ પડયાથી તેણીએ તેને કહયું કે, "જો હું તારી આગળ આવીને રહેશ તો મને ફીકર છે કે મારે લિધે તારાં મગજના દુખમાં વધારો થશે." ત્યારે બેહેરામે તેણીને જવાબ દિધો કે, "ઓ સિંહ જેવી ઓરત! એમ થવાથી મને કાંઈપણ દુખ થશે નહી." એટલું કહીને તે તુરતજ તેણીની પુઠે ચાલ્યો અને એરકમાં આવેલા પોતાના મેહેલ તરફ તેણીને લેઇ ગયો. તે જવેહેરીની બાયડી તુરત તેણી આગળ દોડી આવી, અને તેણી સાથે દોસ્તી પાડીને તેની કેટલીક તારીફ કીધી. અને તેના દર્શણ જોવાથી પોતાને ખુશ થયલી જણાવી. તેઓએ તેણીને ત્યાં બેસાડી જ્યાં તેનું તમામ કુટુંબ પણ તેણીની આગળ ગુઠંન મરડીને બેઠું. પછી તેણે તે રામશગરને પણ જડપથી બોલાવી મંગાવી, જેથી તેણી પણ ત્યાં જડપથી દોડી આવી. તેઓએ ત્યાં (સાથે) બેસીને ભોજન લિધું અને હાથ ધોયા પછી, બેહેરામે તે કામ ઉપર દિલ લગાડીયું, બેહેરામે પોતાની ઓરત પાસે ખાનું ઉચકાવી નાંખ્યા પછી તેણીના દિલના ગમને દુર કરવા ચાંહયું. તેથી તે રામશગરે વાજીંત્ર ઉપર હાથ નાખીને એક ગાયણ ગાવાનું સરૂ કીધું, જે ગાયણથી તેણીનું દિલ છાતીને રસ્તે ઉડી જવા લાગ્યું. તે ઓરત ત્યાં દુખી

દિલે ઘણીજ રડવા પડી. તો પણ તેણીનો ભરમ કોઇજ જાણી શક્યું નહી. તે માતાનું દિલ બરજોરના દુઃખથી બલતું હોવાથી તેણીનો ચેહેરો આતશની માફક તપી આવ્યો.

પછી તેણીએ પોતાને આંગલેથી બ્રેસપતીની માફક ચમકતા હીરાની એક વિંટી બહાર કાઢી. બરજોરે એ વિંટીને ઘણી વખત જોયલી હતી અને તે તેણેજ પોતાની માયને માટે ખરીદી હતી. તેણીએ તે વિંટી આંગલીએથી કાઢીને તે રામશગરને આપી, અને તેણીને કહયું કે, "ઓ ખુબસુરત ઓરત! મારી તરફથી તું તારો આ બદલો કબુલ રાખ." તેણીએ તેને તે વિંટી બક્ષેશ આપતાંજ તે યજમાનની દરગાહમાં એવો પોકાર સમજાયો કે, "પેહેલવાન બરજોરની રામશગર કયાં છે? તેણીને તમો ત્યાં જવા ફરમાવો કારણ કે બરજોર તેને બોલાવે છે." આથી તે રામશગર ત્યાંથી જડપથી ઉઠી ઉભી થઈ અને લટક ચાલે ચાલતી અને ખુસી થતી બરજોર આગળ ગઈ.

બરજોરે તેને ત્યાં આવેલી જોતાંજ અંતકરણમાંથી એક થંડી હાય મારીને તેને પુછ્યું કે, "મને કેહે કે તું કયાં હતી? તું કાંઈ તારા ઘરમાં આશાયશ લેતી હતી નહી." ત્યારે રામશાગરે તેને જવાબ દિધો કે "ઓ પેહેલવાન! જમીન અને જમાનો તારી ખાહેશ મુજબનો બનજો. તું જમીનના પેહેલવાનના જીવ અને માંથાંના સોંગદથી હું કહું છું કે, હું તુંને એ બાબે કાંઇપણ ખોટું કહીશ નહી. આએ કીલ્લામાં બેહેરામ નામનો એક અક્કલમંદ અને હુશીયાર જવાન જવેહરી રહે છે, તેણે મને આજ રાતે તેને ઘરે આવવાં ફરમાવેલું હોવાથી હું તે મારા સલાહકારને ત્યાં ગઇ હતી. એ જવેહેરીના પરોણા તરીકે એક ઓરત આવેલી હતી, જેના જેવી અક્કમંદ અને હુશીયાર ઓરત મેં કોઇ જોઇ નથી. તેણી સરોવરના ઝાડ જેવી ઉંચી અને સુરજના જેવા ચેહેરાની હતી. પણ તેણીના ચેહેરા ઉપર નખરીઆંના દાઘ હતા અને તેણીએ બાલને પીખી નાખ્યા હતા. મેં સારંગી ઉપર હાથ લંબાવતાંજ તેણીએ બેમાલુમ આંખમાંથી આંસુ પાડયાં કીધાં. તેણી બુમો પાડીને આંખોમાથી પોતાના ચંદ્ર અને સુરજ જેવા ચેહેરા ઉપર આસુ પાડતી હતી. એ રીતે તેણીએ પુશકલ કલાપીત કીધા પછી સેવટે મને આ વિંટી આપી. જેવો મેં બદલો મેલવ્યો તેવોજ ત્યાં તું નામદાર પેહેલવાનનો ચાકર દોડતો આવ્યો. તેથી હું તે પરોણા આગળ ગાવાનું પડતું મુકીને તે ઘેરમાંથી તારી આગળ આવતી રહી."

જ્યારે બરજુએ તે વિંટી જોઇ, ત્યારે તેનાથી હસી પડાયું, પણ તેણે તુરત હોટને દાંતમાં પીસી લિધા. પછી તેણે તુરત તે વિંટી તેને પાછી આપી

દિધી અને ત્યારબાદ તે નામદાર પેહેલવાને તેના તરફ જોયા કીધું. તેણે તે (માતા)ની એ નિશાણી જોતાંજ તેણીનું નામ દેઈ આંખોમાથી આંસુ પાડયાં. તે તુરત પાંમી ગયો કે, એ ઓરત તેની માય પોતેજ છે, અને તેથીજ તેણી પોતાના જીવને તેને માટે દુખના આતશથી બાલે છે. આથી તે પણ બુમો પાડવા અને આંખોમાંથી આંસુ પાડી રૂડન કરવા પડયો. પછી તેણે તેને તુરતજ દુખી દિલે પુછયું કે, "ઓ દિલજીટ નામદાર ઓરત! મને કેહે કે, તેની ઉંચાઈ અને દેખાવ કેવો છે? અને તે શા માટે આજે રાતે ત્યાં આવી છે?" તે રામશગરે બરજોરને એમ દુખી જોતાંજ તેની સાથે દિલશોજીથી વાત કરવા માંડી. તે બોલી કે, "ઓ નામદારોના પાદશાહ! મને વેપારી બેહેરામ તો એમ કેહેતો હતો કે તે ઓરત પણ આ શેહેરમાં એક વેપારી છે, અને તેણી વેપારીઓના મંડલ વચે એક સરદાર જેવી છે. તેણી ખુબસુરત ચેહેરાની, ઉંચ તોખમની અને તિક્ષણ જેહેનની છે. તેણીનું નામ શેહેરૂઇ જવેરી છે. તેણી કદે ઉંચી અને ઘટમદાર ચેહેરાની છે, પણ તેનો ચેહેરો એમ નખરીઆં મારેલો હતો અને તેણીએ બાલને કાપી નાખેલા હતા. તેણી કહે છે કે તેનો ધણી આ મુલકમાંજ ગુજર પામ્યો હતો અને તેને એમ ગમ, દુખ અને મેહેનતમાં મુકી ગયો હતો. પણ એ શેહેરૂ કોણુના ખાનદાનની છે અને તે ઇરાનમાં શા માટે આવી છે તે હું જાણતી નથી."

એમ સમજીને બરજોર ઘણોજ દુખી થયો અને ઝાડના પાદડાં માફક કરમાઇ ગયો. દુખથી તેની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં, અને તેના ગોલાબી ગાલ ઉપરથી ઉંચી કીમતના મોતી જેવાં આંસુઓ ટપકવા લાગ્યાં. થોડો વખત તે એમ વિચારમાં રહયા પછી તેને તે રામશગરે પુછયું કે, "ઓ પેહેલવાન! તુંને શું છે કે તું એટલો બધો દુખી થાય છે? તારો ચેહેરો એમ શા માટે કરમાઈ ગયો છે? અને તારૂં દિલ તપી કેમ આવ્યું છે? એ વીંટીથી તુને શું યાદ આવ્યું છે? તું મારી આગલ એ વાત ખુલ્લી કર. તું તો ખુશાલી અને મોજથી એક ગોલાબ માફક ખીલેલો હતો તો હવે એવું તે તારી ઉપર શું આવી પડયું છે કે તું એટલો બધો રડતો અને ખુવારે હાલ બન્યો છે? તું શા માટે એમ જારજાર રડે છે અને કોણુને માટે તારૂં દિલ એમ દુખી બન્યું છે? શું તું મને એ નહી કહે?"

ત્યારે બરજોરે તેને જવાબ દિધો કે, "હુશીઆરી પકડ અને આ મારી શિખામણભરી વાત સમજવા ઉપર તું ધ્યાન આપ. ઓ નેક ઓરત! મને

ફીકર છે કે જો એ વાત હું તારી આગલ ખુલ્લી કરશ, તો તું મારૂં બુરૂં કરશે. અગરજો કોઇ ઓરત હોટને બંધ રાખવા માટે તે સીવી લે તો પણ સેવટે તે બંધ કીધેલા પણ પાછા તુટી જાય છે. કોઇથી ઓરતો ઉપર નચિંત જીવે રેહેવાતું નથી. કારણકે તેઓને જેહાનના માલેકે તેવીજ બનાવી છે. તોપણ જો તું મને વફાદાર રેહેવાનુ વચણ આપશે તો મારી આવી દુખી હાલતમાં તું કાંઇ ઉપાય કરી શકશે. તેથી તું સોગંદ ખાઈ મને વચન આપીને તારા બે હાથોને બાંધી લે. તે વચન મને એવું જોઇએ કે તે તું તોડી શકે નહી. કારણકે આ મારો ભરમ તારીથી કોઇને કેહેવાશે નહી. જો તું એમ કરે તો તું મારાં એ કામમાં મદદગાર થા."

જ્યારે તે ઓરતે એમ સમજયું, ત્યારે તેણી બોલી કે, "ઓ પેહેલવાન! હું ફરતાં આસમાનના અને પ્યારા આત્માના સોગંદથી કહું છું કે, જો મારાં માથાં ઉપર વેહેતી તલવારને પણ ધરવામાં આવશે અથવા તો મારૂં શરીર ગરજના કરતા સિંહના પંજા હેઠેલ હશે, તો પણ હું તારી આ છુપી વાત કોઇને કેહેવશ નહી, અને એ કામમાં હું તારી મદદગાર રેહેવશ." ત્યારે બરજોરે તેને કહયું કે, "પેલી નામદાર ઓરત કે જેની વીટી તું મારી આગલ લાવી છે તેનો વર કાંઇ અત્રે મરી ગયો નથી, અને તેણી આ ઇરાનના મુલકમાં નામીચા વેપારીઓમાની એક પણ નથી. તેણીનું આ શેહેરમાં આવવું મારે માટેજ છે અને તેણી કાંઇ જર જવેહેરાતની ગરજવંત નથી. જો મારો અત્રેથી છુટકારો થશે તો તુને જેહાનમાં પાદશાહી મલશે. તેથી તું હમણાજ અત્રેથી પાછી જા અને તેણીની આગલ સારંગી વજાડી ખુશ ગીત ગા અને એ પ્રખ્યાત ઓરત સાથે થોડો વખત આસાયશ લે. જ્યારે ત્યાં ભેગા મલેલાઓથી તે ઘેર ખાલી બને, ત્યારે તું તેને પુછજે કે, 'તારૂં નામ શું? તું કોણુની ઓલાદ ધરાવે છે? અને તારૂં શેહેર કયું છે? કદાચને તું બરજોરની માતા થતી હશે તેથીજ તું રાત અને દિસ એમ દુખી રેહેતી હશે? જો તું તેની માતા થતી હોય તો મને કહી દે કે હું તે બાબેનો કાંઇ ઉપાય કરૂં.'"

જેવું તે ઓરતે એમ સમજયું, તેવીજ તેણી તુરત ત્યાંથી પાછી ગઇ. તું કેહેશ કે જાણે તેણી પવન સાથે ભરમ ધરાવતી બની. તેને પાછી આવેલી જોઇને બેહેરામ તથા પેલી ઓરત ખુશ થઇ ગયાં, અને તેઓએ તેણીને બેસાડી ત્યાં સારંગી વજાડવા ફરમાવ્યું. જ્યારે અરધી ઉપર રાત વહી ગઇ, ત્યારે આંખ અને માથાંમાં ઉંઘના ઠોકા ઠોકાવા લાગ્યા. આથી બેહેરામ તેની ઓરત અને છોકરાંઓ સુઇ ગયાં, અને ફકટ તે બંધે ઓરતોજ એખલી રહી ગઇ. તે રામશગરે ઘરને એમ ખાલી થયલું જોતાંજ તુરતજ તેણી

આગળ તે છુપી વાતનો પરદો ખુલ્લો કીધો. જ્યારે શેહેરૂએ તે ઓરતની એ સઘલી વાત દુખ સાથે સમજી, ત્યારે તેણીએ દિલમાંથી એક થંડી હાએ મારી, અને તેને પુછ્યું કે "ઓ ઓરત! તુંને એ કોણે કહ્યું? અને તારી આગળ મારો ભરમ કોણે ખુલ્લો કીધો? મારે વિષે તો જેહાનમાં કોઇપણ વાકેફ નથી. મારૂં કામ રૂદન કરવા અને હાય મારવા સિવાય બીજું કાંઇ નથી. પણ હુંજ બરજોરની માય થાઉં છું, અને તેને માટે રાત દિસ દુખી થાઉં છું, એમ તેં કયાંથી જાણ્યું? કદાચને તુંને બરજોરે તેથી વાકેફ કીધી હશે? અને તેણેજ અંધારી રાતે મારી આગલ તારો રસ્તો કરી આપ્યો હશે? તેથી જો તું તેનું કેહેવું મને ફરીથી કહી સમજાવશે તો તે હું સમજી લેવું વાજબી ગણુશ. કારણકે મારો જીવ અઝદાહાના દાચાંમાંજ રહે છે." એટલું કહી તેણીએ આંખમાંથી આંસુઓ પાડીયાં અને દુખી દિલે કાંઇ ઉપાય રચવા લાગી.

તે રામશગરે તેણીને જવાબ દિધો કે, "ઓ ઓરત! તું મુગી રેહ. જવેહેરી બેહેરામ આપણા એ ભરમથી જરાએ વાકેફ થવો જોઇતો નથી. નહી તો કે એ ઉપાય મારા હાથમાંથી છટકી જશે. તારે માટેની એ ખબર મને બરજોરેજ આપી છે. અને તેણેજ મને તારી આગળ મોકલી છે. તેણે મારા હાથમાં એ વીટી જોતાંજ મને કહ્યું કે, 'ઓ નામીચી ઓરત! જરા તું મને તે જોવા દે.' જેવી તે મેં તેને જોવા આપી, તેવોજ તે જોઇને તે દુખી થયો. એ વીટી તપાસીને તે તારૂં નામ દેવા લાગ્યો અને આંખોમાં આંસુઓ લાવીને ઓરતની માફક રડવા લાગ્યો. પછી તેણે મને પ્રકાશતા દીવસના, અંધારી રાતના, પેદા કરનાર યજદાંના, ઉંચાં આસમાનના, તથા સુરજ, તલવાર, ગુરજ અને કમંદના સોગંદ આપ્યા. તેથી મેં પોતે, હું કોઇ આ લોકમની ફરશ નહી અને એ વચન તથા સોગંદ ધ્યાનમાં રાખશ એવું વચણ આપ્યું."

"ત્યાર બાદ તેણે મને કહ્યું કે 'તું ઉઠ અને અત્રેથી હુશીયારી સાથે જડપથી ડોડતી તે જવેહેરીને ઘેર જા અને ત્યાંજ તું આશાયશ લે તથા ત્યાંજ બેસીને સારંગી વગાડીઆ કર. જ્યારે ત્યાં ભેગા મલેલાં સઘલાં વિખેરાઇ જાય ત્યારે તું તુરત તેણીને એ વાત પુછજે અને પેહેલેથી તે છેલ્લે સુધીની સઘલી વિગત બોલી જવા માટે તું તેને કેહેજે. પેહેલાં તુંજ તેણીનો ભરમ જાણવા માંગજે અને ત્યારેજ તું મારી એ ઇચ્છાને પાકી બનાવજે.' હવે જ્યારે હું તારા એ ભરમથી વાકેફ થઇ છું ત્યારે તો તારાં દિલની ખાહેશ પાર પાડવા હું તે પાદશાહ આગલ જવશ. હું તેને જઇને એ સઘલું કેહેવશ કે, તુંજ તેની માય થાય છે અને તે તારો બેટો છે. જેથી તે નામદાર પણ ખુશાલીથી દિપી નિકલશે અને હવે પછી તે વધુ આંસુઓ ગાલ ઉપર રેડશે નહી." એટલું કહીને તેણી ઘેરમાંથી બહાર પડી અને તેને ખુશાલીભર્યાં દિલે ઉપાય દેખાડવા ગઇ.

પછી તેણીએ બરજોર આગળ આવીને તેને એ સઘલું કહી સમજાવ્યું, જેથી તે નામદારનો ચેહેરો ગોલાબની માફક ખીલી રહયો. તેણે તેણીને પુછ્યું કે, "હવે આપણે એ કામનો ઉપાય શું કર્યે ? અને એ કામમાં મારા દુખનો મદદગાર કોણ થશે ? એ માટે હું શું કરૂં ? અને મારા પગને આ બંધીખાનામાથી બાહાર કાઢવાને શું ઉપાય રચું ? મારી આગળ તેણીને કોણ લાવશે ? અને મારા દુખી થયલા જીવને કોણ પ્રકાશતો બનાવશે ?" ત્યારે તે રામશગરે તેને જવાબ દીધો કે "ઓ નામદાર ! તારા એ વિચાર મુજબ હું તુને કામ લાગશ. જ્યારે સુરજ ઉગશે અને તેનાથી સહવાર ઉંચી કીમતના મોતી જેવી ( સફેદ ) બનશે, ત્યારે હું તે મોટા દરજજાની બાનુ આગલ પાછી જવશ અને એ બાબે હમે બંધે કાંઇ યુકિત રચીશું. હું તેને વસંતની મોસમના પવન જેવા ચાર મજબુટ ઘોડા, ભારી કીમતના બખતર, મુશાફરીનો સઘલો સામન, લાંબી કમંદ અને કાલો વાવતો એ સઘલું ખરીદી મુકવા કેહેવશ. પછી હું તારે માટે કમંદ અને ફાનસ લેઇ આવશ કે જે તુને તારા જીવની માફક કામ લાગશે. ત્યાર પછીનું સઘલું કામ તુંનેજ બજાવવું પડશે. કારણ કે તું હમારો ભરવાદ અને હમે તારા ઘેટાં જેવાં છીએ."

એ રીતે તે લડાયક સિંહે તે આખી રાત એવી વાતો કરવામાં કાઢી. જ્યારે આસમાન ઉપર સુરજ દેખાવા માંડયો અને તેનાથી જેહાન પાછી રોશન બની, ત્યારે તેટલા વખતમાં તો તે માતાનું દીલ દુખથી બે ટુકડા થઇ ગયું. તેણે એ આખી રાત ધાસ્તી અને ફીકરમાં ગુજારી. તેટલામાં પેલો જવેહરી પણ ત્યાં આવી લાગ્યો, જેથી તેનો જીવ, અકકલ અને હુશીયારી તેને માટેની ધાસ્તીથી ઉડી જવા લાગી. તેણી ત્યાં વિચારવંત અને તુટેલે દિલે બેસીને આસમાનના સાહેબને અરજ કરવા લાગી કે, "ઓ જમાના અને જમીનથી પણ ચઢતા સાહેબ ! તું બુરા વિચારના શખ્સોની બુરાઇને હમારી ઉપરથી દુર રાખજે."

પછી થોડો વખત વહી જતાંજ તે રામશગર પણ તે સિંહ જેવા (બરજો) ની આગલથી આવી લાગી. તેણીને જોતાંજ શેહેર ઉઠીને તેને પગે લાગી. કારણ કે તેણી સમજતી હતી કે તેનાથી તેણી દુખ અને ગમમાંથી છુટી થઇ શકશે. તેથી તેણીએ તેને ઉલટ સાથે ખબર અંતર પુછીને તેણીને છાતી સાથે ચાંપી. પછી રામશગરે બરજોરની માતાને કહયું કે, "પેલો નામવર પેહેલવાન પણ તારો વિચાર કરતાં આખી રાત સુતો નથી અને તે દુખ અને ગમનો સાથી બન્યો હતો. તેણે મને તારી આગલ જડપથી મોકલી આપી છે, અને મને ઘણીએક શિખામનો આપીને કેટલાક ઉપાયો શિખવ્યા

છે જેથી એ કામમાં હું તુંને મદદ થવશ અને તારી ઇચ્છા મુજબનો હું તુંને રસ્તો દેખાડશ. માટે ઓ અજુંમનની સરદાર ! તું જે કાંઈ વિચાર કરવો હોય તે કર અને હમણાજ મારી સાથે યુક્તિ રચીને જે તે ઉપાય રચ. એ માટે આપણે શું કરીએ અને શું તદબીર રચીએ ? એ વિચારોમાં આપણને કોણ મદદ કરશે ? તું તારે પેલા લડાઇને લાયકના ચાર ઘોડા તથા પેહેલવાનને લાયકનું એક સુનેરી બખતર, તલવાર, તોપી, કમાન, ઢાલ, ચીવત રેશમની ગુંઠેલી કમંદ, તથા પુશકલ આબદાર નાની કાનસ એ સઘલું ખરીદી રાખ. આપણે તે ઘોડાઓને શેહેરની ભાગલ બાહાર લેઇ જઇ રાખીશું અને મુસાફરીનો તમામ સામન પણ જંગલ તરફ લેઈ જઇ મુકશું. જ્યારે તું રસ્તાને લગતો તમામ સામન તૈયાર કરશે ત્યારે હું તે તિક્ષન કાનસ અને કમન્દનો વીટલો મારી સાથે લેઇને તે નેકનામ આગલ જવશ, કે જેથી તે પણ તુરત પોતાની બેડીને ઘસવા માંડે. પછી તે નામદાર આવી યુક્તિથી કીલ્લાની અગાસી ઉપર આવી ત્યાંથી નિચે ઉતરશે. ત્યારબાદ આપણે બ્યાબાનને રસ્તે નામદાર (અફરાસીયાબ) આગલ તુરાન તરફ જતા રહીશું અને આપણા ગમ અને દુખને જાબુલને સોંપી દેઇ ત્યાં આપણે પરવીન સેતારા સુધી ધુલને ઉડતી બનાવીશું."

જ્યારે તે ઉંચ તોખમની ઓરતે તેની એ વાત સમજી, ત્યારે તેણી બોલી કે, "મારૂં દુખ (હવે) ઓછું થઈ ગયું છે." પછી તેણીએ તે સઘલો સામન બે દાહાડામાં તૈયાર કીધો. જ્યારે તેણી તેમ કરીને સાંજે પરવારી, ત્યારે પેલી કાનસો લેઇને તેણી બરજોર આગલ ગઇ અને તેને કેહેવા લાગી કે, "અક્કલનું જોડાન તારી સાથે હમેશનું રેહેજો. હવે તું હુશીયારી સાથે આ પગમાની બેદી ઘસી નાંખ અને તારાં માથાને દુશમનોથી બચાવ. જ્યારે રાત દામ્મર જેવી અંધારી બને, ત્યારે તું બાહાદુરી સાથે એ મીનારા ઉપરથી નિચે ઉતરજે. હું પણ મારા દિલ અને આંખોને ચપળતાઇ સાથે ખુલ્લાં રાખીને અત્રેજ પેલી તરફથી ઉભી રેહેવશ. જેવો તું મારી આગલ આવી લાગશે તેવોજ તારાથી મારો દુખી જીવ પણ પ્રકાશતો બનશે. પછી આપણે ત્યાંથી શેહેરની ભાગલ બાહાર જતાં રહીશું અને માણસોની વસ્તીથી દુર આપણે જંગલમાં જઇશું. કારણકે તારી માય પણ હવે શેહેરની બાહાર ગઇ છે, અને તેનો જીવ તારે લિધે ઉશકેરાઇ રહયો છે."

# બરજોર પોતાની માય સાથે અફરાસીઆબના બંધીખાનામાંથી નાહાસી ગયો અને તેઓ માર્ગમાં રૂસતમની સામે સામા થઇ ગયાં તે વિષે.

જ્યારે બરજોરે એમ સમજ્યું, ત્યારે તે દિલ સાથે બોલવા લાગ્યો કે, "હવે મારી ખુશાલીની કમાન ઉપર તીરનો ચીલ્લો ચઢયો છે." પછી તેણે હાથ લંબાવીને તે લોઢાંની કાનસથી પોતાના પગમાની ભારી બેડી ઘસવા માંડી. જ્યારે રાત હબસીના ચેહેરા જેવી કાલી બની અને સુરજ કે પ્રકાશતો ચંદ્ર કાંઇ દેખાયું નહી, ત્યારે જે કોઇ તેની ચોકી કરનારા હતા તેઓ દારૂની ખુમારીમાં પડયા. તે મુબારક પગલાનાં પેહેલવાને એમ રચીજ મુકેલું હોવાથી તે ચોકીબાનો પોતાના પગ કે માથાને, કે પોતાની જગ્યા અને પોતાની પદવીને પણ ઓળખી શકતા હતા નહી. જ્યારે બરજોરે અંધારી રાત પડેલી જોઇ, અને તે ચોકીબાનોને દારૂની ખુમારીમાં મસ્ત થયલા જોયા, ત્યારે તે પોતાનો ઉપાય રચવા બંધીખાનામાંથી અગાશી આગલ આવ્યો અને તેના મીનારા સાથે કમંદનો ફાંસો ભેલવીને તે મીનારા ઉપરથી યુકિત સાથે નિચે ઉતર્યો. તે ત્યાં જરાપણ ઠોભ્યો નહી પણ એક જાસુસની માફક સઘલે ઠેકાણે જોવા લાગ્યો. ત્યાં તેને કોઇની પણ હીલચાલ માલમ પડી નહી, તથા કોઇનો અવાજ પણ સમજાયો નહી; પણ પેલી મદદગાર ઓરત તેની આગલ દોડી આવી અને તેણે કહયું કે, "તું જલદીથી તારા પગ ઉચક અને ખુશાલીભર્યા દિલે હમારી પુઠે આવ."

આથી તેઓ બધે ત્યાંથી પવનવેગે નિકલી ગયા. હવે તે બંધીખાનામાંથી છુટો થયલો હોવાથી તેનું દિલ ખુશાલ બન્યું હતું. તે પોતાની માયની આગલ આવી લાગતાંજ તે બધેએ સામતી ખુશાલીની ચીસ પાડી. તે માતાએ બરજોરને કહયું કે, "ઓ મારા દાનાવ બેટા! તુંને બંધીખાને પડયો પડયો કેટલો બધો ગમ અને દુખ ખમવું પડયું હશે. તારે માટેના ગમથી તો મને પણ રાતના ઉંઘ આવતી હતી નહી, તથા મારી આંખો દીવસે કે રાતે આંસુ વગરની રેહેતી હતી નહી. તેથી હમે કાંઇક યુકિતથી આવી તદબીર કરીને હમારા શરીરને એમ અઝદાહના મોઢાંમાં પણ નાખ્યા હતાં. પણ હવે તું તારૂં વતન પાછું જોવા પામશે અને તારૂં નહેશત નસીબ ખાકમા પડેલું રેહેશે."

બરજોરે પણ તેણીને જોતાંજ આંસુ પાડયાં અને પોતાની માતાને કેહેવા લાગ્યો કે, "ઓ મારી રેહેનુમા માય! હું જાણું છું કે ઘણી મેહેનત ઉઠાવતી અને મુશકેલીભર્યા રસ્તાઓ પસાર કરતી અત્રે આવી છે. પણ પેલા પાદશાહના લશકરથી અને તેની રૈયતથી મારી ઉપર ઇરાનમાં શું શું વીત્યું હતું તથા બુઢું આસમાન મારી સાથે કેવી બાજી રમ્યું હતું તે તું શું જાણે. ગુરજ અને તીરથી મેં તે લશકર સાથે શું શું કરી બજાવ્યું તે તુંને ખબર પણ હશે નહી. પણ તે કેહેવાનો હમણા વખત નથી. અત્રેથી નાહાસી જવા સિવાય બીજું કાંઇ વધારે કામ પણ નથી."

પછી તેણે ઓરતનો લેબાશ કાઢી નાખવા પોતાની માયને ફરમાવ્યું. આથી તે ઓરતે પણ મરદોના રેવાજ મુજબનો લેબાશ સજ્યો અને પછી તે ત્રણેએ ત્યાંથી ખુશાલ દિલે આગલ વધવા માંડયું. તેઓએ ઇરાનથી તુરાનનો રસ્તો લિધો, અને ખુશાલ દિલે તે રસ્તો કાપયો. એ રીતે તેઓએ ત્રણ દિવસ અને રાત સુધી બ્યાબાનનો રસ્તો કાપયો ત્યાં સુધી તે ત્રણેને માર્ગમાં કોઇએ જોયાં નહી. પણ ચોઠે દિવસે જ્યારે ઉજાશ પ્રકાશી નિકલ્યો, અને સુરજ આસમાન ઉપર દેખાવા માંડયો, ત્યારે બરજોરની નજરે ઇરાન જમીનના રસ્તા તરફ ધુલારૂ ઉડી રહેલું જણાયું. જેથી તે જંગલ દામરના દરીઆ જેવું કાલુ બન્યું હતું, અને એકજ સ્વારથી તે જમીન એમ ધુજી રહી હતી. તેની સાથે અઝદાહની આકૃતીવાલો એક ઝુન્ડો પણ હતો, જે પ્રકાશતા સુરજ સુધી ઉંચે ઉડીને જતો હતો. તેના ઝુન્ડાની પુઠે એક હજાર સ્વારો ચાલતા હતા. તે તેઓનો નામદાર સરદાર રૂસતમ હતો. તેની સાથે સઘલા ઇરાની નામદારો જેવા કે ગુરગીન, તુસ, ગસતહમ, કાઉસનો ફરીબરૂજ, ખરરાદ, તથા પાદશાહી તોખમનો નામીચો સરદાર કારન વિગેરે હતા. રૂસતમ પોતાની સાથે એ સઘલાઓને લાવ્યો હતો. તે તેઓનો ભરવાદ અને તેઓ તેના મેંઢા જેવા હતા. તેની મકશદ તેઓની જાલના મેહલમાં પરોનાગટ કરી તેમના દિલને રીજવવાની હતી. દર સાલ એક વખત તે એમજ કરતો હોવાથી હાલે તે રૂસતમ એજ મકશદને માટે તેઓને સીસ્તાન તરફ લેઇ જતો હતો. કારણ કે તે મોજમજાહ પાલવાનો આએ વખત આવી લાગ્યો હતો. જો એ મોજમજાહને વખતે લડાઇ પણ ચાલતી હોય તો પણ તે તેની દરકાર કરતો હતો નહી.

જ્યારે બરજોરે દુરથી એ પ્રમાણે જોયું, અને તે સપેહસાલારનો ઝુન્ડો તેની નજરે પડયો, ત્યારે તે પોતાની માયને કેહેવા લાગ્યો કે, "ઓ હુશીઆર માતા! આપણી ઉપર હાલે વળી જમાનો જુદી રીતનો બન્યો છે.

તેથી તેં ઉઠાવેલી રંજ અને મેહેનત પણ વ્યર્થ ગઈ છે. કારણ કે પેલાં ઓહોલાં મેદાનમાંથી રૂસતમ આવતો જણાય છે." હવે જ્યાંથી તે તુરાની પસાર થતો હતો ત્યાં એક ઉંચી ટેકડી આવેલી હોવાથી તે ત્રણે એ તેકડીની પછવાડે છુપાઈ ગયાં અને પોતાના જીવનો વિચાર કરી રૂદન કરવા પડયાં.

## બરજોરના હાથમાં ગુરગીન પકડાઈ ગયો અને રૂસતમે જવારેહેને બરજોર આગલ મોકલ્યો તે વિષે.

પણ રૂસતમે તે ત્રણેને ત્યાંથી પાછા ફરીને જડપથી નાહાસ્તા જોયા. આથી તેણે દિલ સાથે વિચાર કીધો કે, "એ ત્રણે મારાથી અને મારા લશકરથી વાકેફ થઇને ભરાઈ ગયલા લાગે છે. તેઓ કોઇ તુરાની જાસુસો હોય એમ મને લાગે છે અને તેઓ એમ ઇરાનમાં આવેલા હોવા જોઇએ. પણ તેઓ મારો આ ઝુન્ડો જોઇને અત્રેથી નાહાસી ગયા છે અને એમ બલાના ફાંડામાં પડવા ચાહાતા નથી." પછી ગુરગીનને કહયું કે, "જ્યાં તે ત્રણે છુપાયલા છે ત્યાં તું જા અને તપાસ કર કે, એ ત્રણ કોણ છે? અને તે ત્રણેને તું મારી આગળ લેઇ આવ."

જેવું રૂસતમે એ પ્રમાણે ફરમાવ્યું, તેવોજ ગુરગીન પવનવેગે રૂસતમની આગલથી ખભે ભારી ગુરજ ઉઠાવીને જડપથી ફુકતા પવન માફક અને દરીઆની માફક ઉછલતાં દિલે ત્યાં ગયો. તેનો તેજીવાલો ઘોડો તેઓની નજદિક આવી લાગતાંજ ગુરગીને ત્યાં એક બાધુર પેહેલવાનની સાથે બે શખ્સોને જોયા. એ પેહેલવનના જીન ઉપર સિંહના ચામડાની બનાવેલી કમંદ લટકતી હતી, અને તેનો ઘોડો તમામ લોઢાં હેઠેલ ઢંકાયલો હતો. તે પેહેલવાન લડાઇને વખતે છેડાયલા સિંહ જેવો લાગતો હતો. તેણે બાજુએ કમાન ઓલવેલી હતી, અને હાથમાં નેજો પકડેલો હતો. અને એક મસ્ત હાથીની માફક તે બખતરમાં ગરક થયલો હતો. તે શખ્સની બાજુ, દેખાવ અને ઉચું કદ તેને પોતાની બરોબરીનું માલમ પડયું નહી. તે શખ્સ કોણ હતો અને તે જંગલમાં શા માટે ઉભો હતો તે ગુરગીન જાણી શકયો નહી.

આથી ગુરગીને એક સિંહની માફક પોકાર મારીને તેને કહયું કે, "ઓ બાધુરીભર્યા નામદાર! તું કોણ છે અને તારૂં નામ શું છે? તું કયાંથી આવ્યો છે અને તારો માર્ગ ચુકી અત્રે કેમ આવ્યો છે? તું પેલા જેહાન

પેહેલવાનનો જુન્ડો જોઈને અત્રે આવી કેમ છુપાઇ બેઠો છે?" ગુરગીનની આવી પુછપરછ સમજી બરજોરે કીનાથી જંગલના એક સિંહ માફક પોકાર મારીને તેને કહ્યું કે, "શું તું તારા જીવથી ધરાઇ ગયો છે કે અત્રે એમ સિંહની સાથે લડવા આવ્યો છે?" એમ સમજતાંજ ગુરગીને પણ તેને ગુસ્સાથી જવાબ દિધો કે, "અહીં આવ, અને તારા કાન ખુલ્લા કર. શું તેં હજી ગુરગીનનું નામ સમજ્યું નથી કે તું એમ તારીજ વખાન કરે છે? સિંહો પણ મારા તીરની અણીથી ડરે છે, અને મારી કમંદના ફાંસાથી તેઓ હેરાન બને છે. માટે ચાલ કે હું તુંને રૂસતમ આગળ લેઈ જાઉં અને પછી ત્યાં તારા કહેવા ઉપર હું નજર પુગાડું."

બરજોરે તેને જવાબ દિધો કે, "ઓ નામદાર! લડાયક માણસ કાંઈ એમ બોલે નહી. જ્યારે મારા જેવો જોરાવર સિંહ જખમી થઇને મારો જશે અને તે ગરમી વગરનો થંડો બનશે, ત્યારે ઓ અંધાપાના દિવસવાલા પેહેલવાન! તારા જેવા દસ દસ માણસોથી મને ઘોર તરફ ઘસડી પણ લેઇ જઇ શકાશે નહી. તો તું એક બીહામના ધુવદ જેવો શખ્સ અને ઠાગાથી, કાવાદાવાથી અને લુચાઇથી પણ કેવી રીતે ત્યાં લેઈ જઈ શકવાનો હતો?" એટલું કહી તે પવનની જડપે તેના તરફ ધસી ગયો અને તીર ચહાવવા માટે પોતાની કમાનના બે છેડા તાણીને અને કાઠીમાંથી એક તીર બાહાર કાઢીને તેણે તેના ઘોડાની છાતી અને સીનામાં માર્યો, જેથી ગુરગીન જમીન ઉપર પડ્યો, અને તેના બખતરની કોર ભાગી ગઈ. તુરતજ બરજોરે ઘોડા ઉપરથી કમંદ ફેંકી તેમાં તેને બંધીવાન કરી લિધો. પછી તેણે ઝેહેરનું પાણી પાયલી તલવાર બાહાર કાઢી અને તે વડે તેના માંથાને શરીર ઉપરથી કાપી કાહડવા ઇચ્છ્યું. પણ તેટલામાં તેનો ઘોડો બીહીને તથા જીવની ધાસ્તી ખાઇને ગુરગીન આગલથી છુટીને નાહાસી ગયો અને તુટેલી લગામ અને ઉઠલાઈ ગયલા જીન સાથે તે જમીનના પેહેલવાન રૂસતમ આગલ આવી લાગ્યો.

રૂસતમે તેના ઘોડાને એમ ઉઠલાયલાં જીન અને તુટેલી લગામ સાથે ત્યાં આવેલો જોતાંજ પોતાના મન સાથે વિચાર્યું કે, "વલી કાંઇ નવું કામ નિકલેલું લાગે છે. માટે તે વધતી ઓછી સંભાલ સાથે તપાસવું પડશે." પછી તેણે જવારેહ તરફ જોઇને કહ્યું કે, "જેહાનમાં એવી અજાયબી કોણે જોઇ છે? તું અત્રેથી તારા ઘોડાને બાહાર કાઢ અને જ્યાં તે પેહેલવાન ગુરગીન છે ત્યાં જઇને જો કે, તેના ઉપર શું આવી પડ્યું છે? કારણ કે એ ઘોડો ખાલી જોઇને મારો જીવ અને દિલ તો ચીરાઇ જાય છે."

એમ સમજતાંજ જવારેહ દોડતો તે નામદાર પેહેલવાન આગળ ગયો અને તે ટેકડીની આગળ આવી લાગતાંજ ત્યાં તેણે તે જંગલ વચે એક સ્વારને ઉભેલો જોયો. તું કેહેશે કે જાણે ત્યાં નરીમાન પોતે જીવતો થયો છે. અને આસમાન પણ તેની તલવાર આગળ ગોલામ બન્યું છે. તે ઉંચા કદનો, જોરાવર બાજુનો પટલી કંમરનો અને પેહેલવાનના જેવી હાથની કાંમડીવાલો હતો. તેણે જીન ઉપર ત્રીસ વાર લાંબી કમંદ ઓલવેલી હતી. અને બાજુએ કમાન લટકાવેલી હતી તથા દિલ ઉપર બખતર પેહેર્યું હતું. તેની આગળ પેહેલવાન ગુરગીન બંધાઇને પડેલો હતો અને તેની કંમદના વલ હેઠલ તેના પગો સીકડાંયલા હતા.

આથી જવારેહે એક પોકાર મારીને તેને કહયું કે, "મને લાગે છે કે તારામાં અકલ નથી. મને કેહે કે તારૂં નામ શું ? અને તું કોણ છે ? તથા એ બાધુર લડાયક શખ્સે તારૂં શું કીધું છે ? મને લાગે છે કે પેલા જેહાનમાં ઉઠલપાઠલ કરનારા રૂસતમની તુંને ખબર નથી. તમામ સીસ્તાનનો મુલક તેનો પોતાનો ગણાય છે અને તમામ જેહાન તેના હોકમ હેઠલ રહે છે. માટે તું એ નામદારના બંધ ઝડપથી છોડી નાખ અને મારી સાથે જલદીથી રૂસતમ આગલ આવ. એ વાત તેને ખબર પડવી જોઇતી નથી, નહીતો કે એવી ખાહેશ કરતાં તારા હાથ ટુકા બનશે. હું તારી તરફથી તારા એ ગુનાહની માફી તેની પાસેથી માંગી લેવશ. માટે એથી વધારે કામની તું ઇચ્છા ના કર."

બરજોરે તેને જવાબ દિધો કે, "તુંજ તારી અકલ ઠેકાણે રાખ અને તારી અકકલમંદ બધે આંખોને એમ છુપાવી ના દે. હું કોણ છું અને એ લડાઇના મેદાનમાં શા માટે ઉતર્યો છું તે તું જાણતો નથી, પણ તેં તો મને લડાઇ વખતે ફીનાના મેદાનમાં બાહુરો વચે જોયો પણ હતો. રૂસતમ કાંઇ તાંબાનો કે લોઢાંનો બનેલો નથી, અને તે કાંઈ બખતરમાં સજાયલો અલબરજ પાહાડ પણ નથી. જો કે હું તેની માફક તાંબાના શરીરનો નથી, તો પણ તેં મને અંજુમનના સરદારો વચે તો જોયલો છે. તારી બાજુ ઉપરનો આ જખમ પણ મને તેની ગવાહી આપે છે, અને આ કમંદ તથા કમાન મારી રેહેનુમાઇ કરે છે. જો મારા ઘોડાએ ઠોકડ ખાધી હતે નહી, તો તે રૂસતમ મારા હાથમાંથી ક્યાંથી છટકતે ? પણ તે મારા હાથમાંથી એવી તદબીરથી દુર થઈ ગયો છે અને તેથી તેને માહેતમ કરવાને બદલે મજાહ કરવાની મલી છે. હવે આજે જ્યારે તે મારી સામે આવ્યો છે, ત્યારે તો હું તેને મારી બાજુનો થોડો ઘણો સ્વાદ ચખાડશ. જે કોઇ સિંહનું નામ ધરાવતો હશે તેજ મારી સાથે લડાઇ કરવા માટે મારો બીજી વખતે ચેહેરો જોશે."

જ્યારે જવારેહે તેની એવી વાત સમજી ત્યારે તેનું જુનું દુખ પાછું તાજું બન્યું. તેણે તેને નજરે ઓલખ્યો અને તેથી તેને માન અકરામ આપીને દુરથીજ પુછપરછ કીધી કે, "ઓ નામદાર પેહેલવાન! તું મારી બેડીમાંથી કેમ છુટી આવ્યો. ?" એમ બોલી તે ત્યાંથી ધાસ્તીથી દુઃખી બનેલાં દિલે અને ફીકકે ચેહેરે અને ધુલથી ભરાઈ ગયલાં બખતર સાથે પવન વેગે પાકજાદ રૂસતમ આગલ ગયો. જ્યારે રૂસતમે તેને એમ તેજી અને ગરમી વગરનો જોયો અને તેણે તેના શરીરમાં રવાન કે મગજમાં હુશીયારી રેહેલી જોઇ નહી, ત્યારે તેને પુછ્યું કે, "મને કેહે કે શું છે? અને તારો ચેહેરો શાને માટે દીનારના જેવો પીલો બન્યો છે?" જવારેહે તેને જવાબ દિધો કે "ઓ નામદાર! આપણી ઉપર બુરો વખત પાછો છેડાયો છે. બરજોરના હાથ પગ બંધીખાનામાંથી છુટા થયા છે અને ઉંચું આસમાન એવી રીતે ફરતું થયું છે. તારી બેડી અને તારૂં બંધીખાનું તેની આગલ તુચ્છ નિવડ્યું છે અને તે મસ્ત હાથીની માફક તારા બંધીખાનામાંથી છુટો થયો છે. પેહેલવાન ગુરગીન તેનો બંધવો બન્યો છે. એ નવું કામ કેવી રીતે નિકળી આવ્યું તે મને સમજ પડતી નથી?"

## રૂસતમે બરજોર સાથે લડાઇ કીધી તે વિષે.

જ્યારે રૂસતમે એમ સમજ્યું ત્યારે તે (ગુસ્સાથી) સખત ધુજવા લાગ્યો, અને દિલ સાથે બોલ્યો કે, "(ઓ રૂસતમ!) મને લાગે છે કે તારૂં નસીબ બરગશતે થયું છે. એ દેવજાદો કેમ છુટો થયો હશે! અને તેણે પોતાના શરીરને એ બંધીખાનામાંથી કેમ છોડવ્યું હશે? પેલા ફરામરજ અને લડાયક નામદારો આગલથી તે કેમ નાહાસ્વા પાંમ્યો હશે?" આગી ઇરાનીઓ વચે ગભરાતના પોકારો ઉઠયા અને તેઓ બરજોર ઉપર કીનો લેવાને કંમર બાંધવા લાગ્યા. દરેક શખ્સ ત્યાં બોલતો કે, "હવે આપણે શું કર્યે અને એ બરજોરની ગરદનને પાછી લોહીથી ગગરતી કેમ બનાવ્યે?"

પછી રૂસતમે તમામ પેહેલવાનોને કહ્યું કે, "ઓ મારા સઘલા નામદારો અને મરદાને મરદો! તમો એ કામમાં તમારા પોશાકના છેડા એક-મેકની સાથે બાંધો, કે આપણે આપણા દુશમનનું લોહી રેડીએ. અત્રેથી તે ખુશાલ તુરાની પાદશાહ આગલ ચાલી જાય એમ બનવું જોઇતું નથી. જો એ કામમાં આપણે ઢીલ કરશું તો આપણી નેકનામીને શરમ પુગશે." રૂસતમને એમ બોલતાં સમજીને સઘલા ઇરાનીઓએ તેની તારીફ ગાવાને જબાન ખોલી કે, "હમે સઘલા તો તારી આગલ તારા ગોલામો છીએ અને

હમોએ હમારા માથાંને તારૂં ફરમાન અને હોકમ બજાવવાને નમાવેલાં છે. હમો હમારા પોશાકના છેડા એકમેકની સાથે બાંધી લેઇશું, અને એ લડાયક તુરકીને જીવતો રેહેવા દેઇશું નહી. જો તે એ લડાઇના મેદાનમાંથી બાહાર જતો રેહેશે તો આપણા તાજો લોહીથી ખરડાયલાં બનશે.

એમ સમજતાંજ રૂસતમ તે જંગલમાંથી તે રોશન રવાનનો બરજોર જે ટેકડી આગલ હતો ત્યાં દોડી ગયો. તે ટેકડીની પેલી બાજુએ આવી પુગતાંજ તેની તેના ઉપર નજર પડી. ત્યાં તે જેહાનજીટ બરજોરને એ લડાઈના મેદાનમાં છેડાયલા સિંહની માફક ખોલેલા પંજા સાથે તેણે ઉભેલો જોયો. તેણે પોતાના શરીરને એક બખતરથી ઢાંકયું હતું, અને ભવાં ઉપર ફીનાની કરચલી ચઢાવીને તે પવન વેગે ચાલનારા ઘોડા ઉપર સ્વાર થયો હતો. તું કેહેશે કે, જાણે તે ઘોડો પણ રખશનીજ તોખુમ ધરાવે છે. બરજોરની આવી ગરદન અને ખભું જોઇને તથા તેના લાંબા પાવડા જોઇને રૂસતમ તેને સામ નરીમાન સિવાય બીજો કોઈ ધારી શકયો નહી. તેના જીન ઉપર લટકતી કમંદના સાઠ વીંતા વલેલા હતા કે જે વડે એક લેહેજામાં જોરાવર હાથીને પણ ખેંચી કાઢી શકાય.

તેને જોતાંજ બરજોરે, હાથમાં ગાયની સુરતનો ગુરજ પકડીને એક મસ્ત હાથીની માફક પોકાર કીધો, જેથી રૂસતમ થોડો વખત એ ટેકડી ઉપર થંભ થઇ ગયો અને તે તેને માટે યજદાંનું નામ લેવા પડયો. તેણે તે લડાયક સ્વાર સાથે પ્રકાશતા ચઉદસના ચંદ્રના જેવી બે ઓરતોને જોઇ. ત્યાં ગુરગીન ગમગીન બનીને ધુલ ઉપર પડેલો હતો, અને તેના બે હાથો પેચદાર કમંદમાં બંધાયલા હતા. આથી રૂસતમ દિલ સાથે બોલવા લાગ્યો કે, "એ ઓરતો કોણ હશે? તેઓ આ જગ્યાએ તેની સાથે કયાંથી આવી હશે અને શાને માટે આવી હશે?" તેનું દિલ ગમગીન અને દુખી બન્યાથી તેને સામના દસ્તાનના મેહેલ માટે તથા દરજજાવાલા અને નેકનામી ધરાવ-નારા નામદારો માટે ફીકર લાગી. પણ તેણે જ્યારે પોતાની શામશગરને દુરથી ઓળખી ત્યારે તે દુખથી ત્યાં નાસબર બની ગયો.

પછી તેણે તે શામશગરને કહયું કે, "ઓ શોખ ઓરત! મારાં બધી-ખાનામાં તેં આ બંધવા સાથે મલી જઇને આવું કામ કીધું? એ નામદાર કેવી રીતે છુટો થયો? સામેસ્વારનો દસ્તાન તે વખતે કયાં હતો? મને તો ફરામ-રોજે કહયું હતું કે, જ્યારે આસમાને એ બરજોરને કાંતા કચરા ઉપર નાખ્યો છે તો હવે એને જીવતો રેહેવા દેવો જોઇતો નથી." વળી, તેણે તેને પુછયું કે,

"આ ચંદ્ર જેવા ચેહેરાની ઓરત કોણ છે? અને તે આ જંગલમાં શા માટે ઉભી છે?" ત્યારે રામશગરે તેને જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! તું તારી તમામ જીંદગી સુધી રોશન રવાનનો રેહેજે. એ તો જેહાનજીટ બરજોરની માતા થાય છે, અને જેથી તેણીનું દિલ બરજોરને માટે બલે છે. એ જેહાંનજીટ અઝદાહનું બચ્ચું તેણીનીજ કાંઈ યુકિતઓથી છુટું થવા પામ્યું છે."

પણ બરજોરે રૂસતમની આવી વાતો સમજતાંજ તેને કહયું કે, "ઓ (મજબુટ) દાંખલી, અને ઠડ સાથના સેસેવરના ઝાડ (જેવા પેહેલવાન)! તું ઓરતો સાથે એવી વાતો શું કામ કરે છે? જો તું અત્રે લડવાજ આવ્યો હોય, તો લડાઇ કર. ઓરતો સાથે એમ સખત વાત કરવી એ નાખુશી ભરેલું છે. તેમ કરવું કાંઈ નામદારીભર્યા મરદોને છાજતું નથી. તું તો મારી આગલ એમ દોડતો આવ્યો હતો અને હવે તું એ ઓરતો સાથે કેમ વાત કરે છે? મને લાગે છે કે હવે તારો હાથ દુખથી સારો થયો હશે અને તેથી તુંને પાછી લડાઇ કરવાની પણ યાદ આવી હશે? જ્યારે તેં પેલી લડાઇમાં મારીથી એમ વધતું ઓછું દુખજ જોયું છે, તો શા માટે મારી આગલ પાછો દોડી આવ્યો છે? મને લાગે છે કે હવે તું તારા જીવથી ધરાઇ ગયલો હોવાથી તું તારી કંમર એમ મજબુટ બાંધીને મારી સાથે લડવા આવ્યો છે. તે દાહાડે તો તું બાહાનું કાઢીને નાહાસી ગયેલો હોવાથી બલાના ફાંદામાં સપડાઈ શકયો હતો નહી. પણ હવે તારી જીંદગી બાકી રહેલી નહી હોવાથી તુંને જમાનાએ એ મેદાનમાં પાછો મોકલ્યો છે. હવે જ્યારે તું આ જગ્યાએ (મારા જેવા) રાની દુક્કરનાં ફાંદામાં સપડાવા માટે એક સાબર માફક પાછો આવ્યો છે, તો હું તીરથી તારા બખ્તરને તારી છાટી સાથે સીવી લેવશ અને તારાં માંથાને ઘોડાની ખરીની નિચે છુડાતું બનાવશ. હવે તું એ સઘલી લડાઇ પેહેલવાનની રીતેજ થતી જોશે અને વલી હું એ ઇરાનીઓને પણ મારો લડાઇનો હાથ દેખાડશ. હું તારાં લોહીથી તમામ ધુલને ગોલાબી રંગની બનાવશ, અને મારી તલવારથી તારો જીવ બાહાર કાઢશ. તેમજ તારાં ઉચે ચઢેલાં નામને હું શરમ પુગાડશ અને તારાં દિલની ઇચ્છાઓને હું દિલમાંજ રેહેવા દેવશ."

જ્યારે રૂસ્તમે એમ સમજયું ત્યારે તે ઘણોજ ગુસ્સે થયો, અને તેને કેહેવા લાગ્યો કે, "ઓ ઉંધાં નસીબના તુરકી! તે વખતે તો આસમાને તુંને ઠાગો આપેલો હોવાથી તું (મારી સાથની) લડાઇમાં ફતેહ પામ્યો હતો. તું ગમે એવો મરદાને મરદ અને તમામ જાતની અકકલથી પુર દાનાવ હશે,

તો પણ મેં તો સિંહોના જેવા પુશકલ શખ્સોને મારી નાખ્યા છે, અને તેમના લોહીથી જમીનને રંગી નાખી છે. જે કોઇ પાસે તારા જેવા સો સો નોકરો હતા, અને તારીજ માફક પોતાના દાનાવ માથાંને આસમાન ઉપર ચઢાવતા હતા, તેઓ પણ મારી આગલ કાંઇજ બીસાડમાં ગણાતા હતા નહી. જો તું મારી ધાસ્તીથી નાહાસીને અત્રેથી જીહુન નદી તરફ જવે, તો હું જીહુન નદીના પાણીને પણ તારાં લોહીથી રંગી નાખતે. જો તું પોતાને લડાઇમાં ગમે એવો લડાયક ગણતો હશે તો હું પણ કાંઇ એક કોહલું નથી, પણ તારાજ જેવો જોરાવર સિંહ છું."

એમ કહી તેણે ઘોડા ઉપર પોતાના પગ પોહોલા કીધા અને એક જનુની સિંહની માફક મેદાનમાં ઉતર્યો, જ્યારે બરજોરે તેને એમ સિંહની માફક લડાઇમાં ઉતરતો જોયો, તારે તે પણ એક બાધુર સ્વારની માફક મેદાનમાં આવ્યો. ત્યાં તે બંધેએ જમની બાજુએ લગામ ફેરવીને તુરત નેજાઓથી લડવા માડયું અને ત્યાં કાલું ધુલારૂ ઉડારીને તે ધુલને લોહી સાથે ભેલાવા માંડી. તે બે ભાલાઓ પણ ધાસ્તીથી ખશખશના જેવા બન્યા, તો પણ ત્યાં કોઇનો પણ પગ પાવડામાંથી હીલી શકયો નહી. પછી તેઓ એક બેકથી દુર જઇ ઉભા. તે બાપ જેવો (બુધો) શખ્સ તેમજ બેટા જેવા શખ્સ બંધે દુખી બન્યા. જ્યાં સુધી ઉંચું આસમાન રેહેશે ત્યાં સુધી એમજ બનવાનું. તેનાથી ઘડીકમાં મજાહ અને ખુશખુશાલી મલે છે, તો ઘડીકમાં ઉંડો ખાડો અને બંધીખાનું મલે છે. જો તું તારા દિલના લોભનાં દરવાજા ખુલ્લા કરશે, તો તેથી તારી ઉપર જેહાનનું દુખ પણ લબાંન થઈ પડશે. માટે ભલું એજ છે કે તું તારા હાથને લોભથી ટુકા કર અને તારા આત્માને રોશન માર્ગ તરફ લેઈ જા.

જ્યારે તેઓ થાક લેઇને પરવાર્યા ત્યારે તેઓએ લુહાડના હથોડા જેવા જણાતા ભારી ગુરજો ઉઠાવી એકવાર ફરીથી ઘોડાઓને લડાઇમાં જોંહોકાવ્યા. તેથી તે મેદાનમાં પુશકલ ધુલ ઉડયાથી તે બાધુરોના ઘોડા કોઇને પણ દેખાયા નહી. (ઇરાની) નામદારોના દિલ પણ અજબ બન્યાં, અને સર્વે ત્યાં યજદાંનું નામ લેવા લાગ્યા. એ લડાઇથી સઘલા ઇરાની નામદારોના દિલ તુટી ગયાં અને સર્વે બોલવા લાગ્યા કે, "હાલ સુધીમાં એવી લડાઇ થઇ હોય એમ આપણેને યાદ નથી." ઘોડાઓની ખરીથી જમીન છુંડાઇ ગઇ અને તે બંધે પેહેલવાનો મસ્ત હાથી માફક છેડાઇ પડયા. તે પેહેલવાનોના ગુરજો ફટકા લગાવતાં કમાનના જેવા વાંકા બન્યા તોપણ તે બંધેમાંથી એકને પણ ઇજા પુગી નહી. આથી તે નામદારોના દિલ ગમથી તપી ગયાં અને

તેમના હોટ તથા તાલવાં તરસથી ચીરાઇ ગયાં. ત્યાં એક હાથી તો બીજો સિંહ જેવો હતો. આનું શરીર જોરાવર તો પેલાનું દિલ બાહાદુર હતું. વળી તેઓએ ફરીથી એકમેકના ચેહેરા ફેરવ્યા અને નાચારી સાથે લડાઇ કરવું છોડી દિધું. શરીરને થયલાં દુખથી તે બંધેનાં દિલ દુખી બન્યાં, અને તેમના દુખી દિલથી તે બંધેના ચેહેરા પણ ઉતરી ગયા. ગુસ્સાથી તે બંધેના બખતરો પણ તપી આવ્યાં, અને કીનાથી તેઓની આંખો લોહીના ફુલીઆં જેવી બની. તેઓએ વાપડેલાં પેહેલવાનોનાં જેવાં જોરથી તેમની રેકાબ પણ તુટી ગઈ, અને તેથી તે બંધેના દિલ એકમેકને માટે ધાસ્તીભર્યો બન્યાં. તેઓ એકમેક સાથે લડતાં થાકી જવા છતાં તેઓનો કીનો તો દર પલે વધવાજ લાગ્યો.

જ્યારે રૂસતમે બરજોરની આવી બાહાદુરી જોઇ, ત્યારે તેને તેના ફાંડામાંથી છુટવાની કાંઇજ કુચી મલી નહી. તેથી તેણે તેને કહયું કે, "ઓ પેહેલવાન! તું ખુશાલ રેહજે અને તારી તમામ જીંદગી દુખથી મોકલી થજો. મેં તો યજદાંની મદદથી જેહાનને પુશકલ ભોગવી છે અને વલી એક નાકેથી તે બીજે નાકે સુધી ઇરાન તથા તુરાનને પણ જોઇ વલ્યો છું. વલી હું ઘણી વખત માજનદરાન પણ ગયો છું, અને ત્યાં મેં હારેમનો જેવા સાથે ઘણી વખત હાથ અજમાવ્યો છે. મારી સામે લડતા ઘણા નામદારોએ પોતાના જીવો ખોહયા છે. મારી ચારસોથી પણ વધારે વર્ષની ઉંમર થઈ છે. તો પણ મેં બુરો વખત કદી પણ અનુભવ્યો નથી. આટલા બધા મોટી પડવીના શખ્સોને મેં મારી નાખ્યા છતાં અને આટલા બધા મુલકોમાં મેં મુસાફરી કરવા છતાં ત્યાંથી તારા જેવા કોઇને પણ મેં જોયો યા સમજ્યો નથી. તારી માફક મારી ઓલાદના પણ કોઇ શખ્સોએ લડવા માટે કંમર બાંધી હશે નહી. હવે તો મારૂં બખતર પરસેવાથી ખરડાઈ ગયું છે, અને વલી આ ઘોડો પણ મેહેનતથી કાયર થયો છે. હું ધારૂં છું કે તુંને પણ એજ પ્રમાણે થયું હશે, અને તારૂં દિલ પણ મેહેનત કરવાથી પરસેવાભર્યું બન્યું હશે. આ જંગલ પણ ગરમીથી ગરમ પાણીના જેવું બન્યું છે, અને તેમાની રેતી તપીને તાટેલા પેના જેવી થઈ છે. જો એ મેહેનત ઘણી લંબાશે, તો તું પણ ભુખો થશે. તેથી તું થોડો વખત તારી માય આગલ પાછો ફર અને ત્યાં તેણીની સાથે વાતચીત કર, બેસીને આસાયશ લે અને કાંઇ ખાઇ પી લે. જ્યારે સુરજ આસમાન ઉપરથી હેઠાંન ઉતરે યારે તું પાછો કીનો લેવા માટે તારી કંમર બાંધજે. તે વખતે જમાનો કોણ તરફ ઢલે છે તે આપણે જોઇશું. તેં જે સઘલું કીધું છે તે પણ તું તારી માય આગલ કેહેજે. કદાચને તેણી તુંને એ કીનો લેવાથી અટકાવશે. કદાચને તારી માય તુંને અક્કલની રોશની બક્ષશે

અને તેણી તુંને અક્કલ સાથે દોસ્તી કરાવશે. જો કે તું મારે હાથે મારયો નહી જશે, તો પણ મારી કંમદનો ફાંસો તો તારાં ગલાંમાં ઉતરશેજ. હું તારૂં જીગર ખંજરથી ચીરશ નહી (તોપણ) તારૂં ચાંદરાતના ચાંદ જેવું શરીર વાદલ નિચેથી (બંધીખાનામાંથી) બાહાર પણ આવશે નહી."

રૂસતમના એમ બોલી રેહેતાંજ તે સિંહ જેવા બરજોરે તેને જવાબ દિધો કે, "ઓ બાહાદુર પેહેલવાન! તારાં કામ અને રીતભાતથી મને તો અચરતી લાગે છે. કારણ કે તારી આવી લડાઇ અને કુશતી જોવાથી મને તો તે બાહાદુરો, નામદારો, અને લડાયક સ્વારો તારે હાથે એમ વગર ફોકટના મારયાં જવા માટે અને તેઓના એમ લોહીથી ખરડાયલા બનવા માટે અફસોસ છુટે છે. તેઓએ પોતાના રવાનને તારે હાથ સોફયાં હતાં તેથીજ તારી જાલ મછીઓથી ભરપુર બની હતી, તેં તો તે (સઘલા) ઓને કાવાદાવાથી મારી નાખ્યા હતા, અને તેમના લોહીથી જમીનને રંગી નાખી હતી. પણ તું મારી સામે તો એ વખત લડવા આવ્યો છે, અને જ્યારે પણ તુંને મેદાનમાં મારૂં વધતું ઓછું જોર જણાય છે, ત્યારે તું કાંઇ તદબીરથી મારી આગલથી છટકવા માંગે છે અને મને તું મુરખ તથા ઘેલો સમજી લે છે. જ્યારે આ લડાઇમાં પણ મારા દાંતો તિક્ષણ બન્યા છે ત્યારે તું બીજી વખતે નાહાસવાના ઉપાય રચે છે, મારૂં તુંને એમ કેહેવું એટલાજ માટે છે કે, તું સઘલે એમ કેહેતો ફરે નહી કે, હું પણ આ અંજુમન વચે તારા ફરેબમાં ફસીઓ છું. મને લાગે છે કે પેલો ફરામરજ હજી આવી લાગ્યો નથી તેથીજ તું એ લડાઇમાં વળી એક ચીત્તા માફક બાહાનું કાઢે છે. હવે ગમે તો તું પાછો તારી જગ્યાએ પાછો ફર અને તુંને જ્યારે લડાઈ કરવા ગમે ત્યારે તું મારી આગલ પાછો આવજે. તું તે (ઇરાની) નામદારોને મારી સાથની લડાઇની અને એ લડાઇમાં મારી કુશતી રમવાની રીતોની વાતો કહી સમજાવજે અને તેઓને કેહેજે કે આ વખતે કાંઇ તારી સાથે લડાઈ કરવાને પેલા (નબલા) મરદો નહી હતા, કે જેઓ તારી સાથે લડતાં પોતાના જીવો આપી દેતા હતા. જ્યાં સિંહની ગરદનમાં સાંકલ પોહલાયલી હોય ત્યાંજ કોહોલાંઓ નચિંત બેસી શકે છે; તથા જેને દરીઆના મોજાઓની ધાસ્તીનો અનુભવ નહી હોય તેની નજરમાં નદી ઘણી મોટી લાગે છે. વલી જ્યારે સુરજ આસમાન ઉપરથી છુપાઈ જાય છે ત્યારેજ તારાઓ પ્રકાશી નિકલે છે. તેથી જ્યારે તારા સુરજે પણ આસમાનમાં નિચાન જગ્યા લીધી છે ત્યારે હવે તુંને એમ ઠાગો રમવાનો રસ્તો સુજે છે. હવે તો તું લડાઈના હુમલાઓ કેવા હોય તે મારીથી જોશે અને ત્યારેજ તુંને વાઘોની ખરી લડાઈ

માલમ પડશે. અને સિંહોના પોકારો સમજાશે. હું તુંને જાલ આગલ એવી હાલતમાં પાછો મોકલી આપશ કે હવે પછી તુંને બીજી લડાઇ કરવાની ઉમેદ રેહેશેજ નહી. હું તો તારી ગરદનને મારા ભારી ગુરજથી છુંડશ અને તારા પેહેરનને તારાંજ લોહીથી લાલ બનાવશ.”

તેની એવી વાત સમજતાંજ રૂસતમ આગલ જુનો વખત ફરી તાજો થયો. તેણે વિચારવંત બનીને રડતી આંખો સાથે અને ઉપાય સોધતાં દિલે તે જગ્યાએથી પાછો જવાને પોતાનો ચેહેરો ફેરવ્યો. ઇરાનીઓ આગળ પાછો આવતાંજ તે પોતાના જોરાવર સિંહ જેવા રખશ ઉપરથી નિચે ઉતર્યો. પેલી તરફ બરજોર પણ એક સિંહની માફક બાહુરીથી પોતાની માય આગલ પાછો ફર્યો અને તેણીને કહયું કે, “ઓ મેહેરબાન! હાલે મારી ઉપર કેવો વખત ફરે છે તે તું જાણતી નથી. તે કજીયાખોર તુંદ શખ્સે મારી સાથે લડવાને બીજીવાર મજબુટ કંમર બાંધી હતી, પણ તેણે મને તેની ઉપર મજબુટી સાથે ફાવતો જોતાંજ આ બીજી વખત યુકિત રચી મારી આગલથી તે છટકી ગયો છે. તે લડાયક નામદાર મને એમ કહે છે કે, ‘તું દોડી દોડીને તુરાન તરફજ શા માટે જાય છે? તું મારી આગલ આવ, કે હું તુંને પેહેલવાની ઓધો બખશું, અને તુંને ઇરાન જમીનમાં ફતેહમંદ બનાઉં.’ એવી રીતે તે મને દાગો આપવા માંગે છે કે જેથી હું પેલા બાહુરોના પાદશાહ કએખસરૂ આગલ ઇરાન જાંઉ. એનો છેડો શું આવશે તે હું જાણતો નથી. પણ અત્રેની જમીન લોહીથી ગોલાબીજ બનવાની.”

પેલી તરફ રૂસતમ પણ ખસરૂના વફાદાર પેહેલવાનો સાથે જમવા બેઠો અને ત્યાં તે બોલ્યો કે, “આવો તિક્ષણ પંજાનો વાઘ હસ્તી ધરાવે છે એમ હું કદિ પણ જાણતો હતો નહી. મેં આટલા બધા સ્વારોને મારી નાખ્યા હતા તથા તેઓનાં લોહીથી જેહાનને રંગી નાખી હતી, વળી તેઓ વચ્ચે ઘણુએક દેવો પણ મારે હાથે માર્યા ગયા હતા અને મારાં કામઠાંનું મથાલું એ રીતે મીન રાશી સુધી પુગ્યું હતું. પણ મેં તે દેવો, માણસો અને શેકારી સિંહો વચ્ચે મરદાનગી ધરાવવામાં આવો ફતેહમંદ શખ્સ કોઇ જોયો નથી. એ જવાન કે જેની ઉંમર હજી વીસ વર્ષની પણ નથી, તે મારી સામે આટલું બધું જોર ધરાવતો હોવાથી મને પરવરદેગારથી મારા જીવની ઉમેદ છોડી દેવી પડે છે. અને મારી સફેદ દાઢીને એમ શરમ પુગે છે. તેથી મને તેની આગલથી એમ ચેહેરો ફેરવીને એ લડાઇમાંથી જાલ આગળ ઉટાવલે નાહાસી જવું પડે છે. તમો મને કહો કે એ બાબે હું શું ઉપાય કરૂં? એ લડાઇથી મને થતાં દુખમાં કોણ મદદગાર બનશે?”

જ્યારે રૂસતમ એવો વિચાર કરતો હતો તેવામાં ત્યાં સીસતાન તરફથી ધુલારૂં ઉડતું માલમ પડયું. નજદિક આવતાં તે ધુલારૂં બે ભાગમાં વેહેંચાઈ ગયું, અને તેથી તે પેહેલવાનોના દિલ ધાસ્તીભર્યાં બન્યાં. તે ધુલારાં વચ્ચેથી એક લશકર આવતું જણાયું કે જેમાના સર્વેએ પોતાનાં પંજા સિંહોની માફક લોહીથીજ ધોયલા હતા. એ સઘલા દસ્તાનના ખાનદાનના નેજા રાખનારા શખ્સો હતા અને ફ્રરામરજ તેઓની હરોલમાં પવનવેગે દોડતો હતો. વરૂની આકૃતીવાલો એક ઝુન્ડો તેની આગળ ઉડતો હતો, જેનું મથાલું ઉંચા આસમાન સુધી પુગ્યું હતું. તે પોતે તેમજ તેની સાથના બાહાદુર જાણુતી નામદારો પણ છેડાયલા સિંહો માફક દોડતા હતા.

તે રૂસતમની છેક નજદિક આવી લાગતાંજ ઘોડા ઉપરથી ઉતરી પડયો, અને તેને નમન કીધું. પછી તે પાદશાહ તરફ વફાદાર શખ્સ અદબ વાલીને અને માથું નિચે નમાવીને ઉભો રહયો. રૂસતમે તેની સાથે ગુસ્સે બનીને બુમ પાડતાં કહયું કે, “મને તો તારી અક્કલ ગુમ થયલી લાગે છે. મેં તુંને કહયું હતું કે, તું હુશીયાર રેહેજે અને એ દુશમનથી તારૂં માંથુ સંભાલજે, જ્યારે એ બરજોર તારા હાથમાં બંધાયલો હતો અને તેની ગરદનમાં તારો ફાંસો ઉતરેલો હતો ત્યારે તેં અને તે અંજુમનના નામદારોએ તેની સંભાલ કરવાની દરકાર કીધી નહી. પણ જ્યારે એ હરણ હાથમાંથી છુટીને પાનખર રૂતુના પવનની જડપે નાહાસી ગયું, ત્યારે તું તેના ઉપાયો અને ઇલાજો કરવા મંડયો છે. હવે તારા હાથમાં શું આવવાનું હતું? બરજોર હમણા પણ તેજ છે અને તે કાંઇ બદલાઈ ગયો નથી. તેમજ ફીનાના મેદાનમાં તે હતો તેથી વધારે તે કાંઈ તારીથી ચઢીયાતો પણ બન્યો નથી. હવે તુંને શું શરમ નહી આવતી કે તું તે એકલા સ્વારની પુઠે એક હજાર સ્વારો લેઇ આવ્યો છે?

હવે તુંને એક મરદ તરીકે ગણવો પણ ઘટારત નથી. બેહેતર કે તું તારી માયથી જનમતેજ નહી.” ત્યારે ફ્રરામરજે તેને જવાબ દિધો કે “ઓ સરદારોના વડા અંજુમનના સરદાર! અને લશકરને હાર આપનારા પેહેલવાન! એ અઝદાહનું બચ્યું તો મારા બંધીખાંનામાંથી કાવાદાવા અને યુકિત રચીને છુટું થયું છે. તુરાનથી એક ચાલાક ઓરત બેહેરામ જવેહેરીને ત્યાં આવી હતી, જેની પાસે પુશકલ સતું અને જવેહેરાત હતું. તેણીએ તેને તે વડે એમ લલચાવ્યો હશે. તેણીએજ કાંઈ યુકિતઓ રચી તેને બંધીખાનામાંથી છુટો કીધો હતો અને તેમ કરતાં તેને કાંઈ ઇજા પણ થઇ નથી. હાલે તે જવેહેરી બંધીખાનામાં છે અને તેણે તારૂં ફરમાન શું છે તે બજા-

વધા ઉપર ધ્યાન ધરેલું છે. માટે તું પેહેલવાનનો હોકમ શું છે? તું તેને માફ કરે છે કે તેનો જીવ લેવા માગે છે?"

રૂસતમે તેને કહ્યું કે, "આવી બકબક બંધ કર. એવી નાલાયક વાત તું ફરીથી કોઇ આગળ કરતો ના." એમ કહી તેણે તે નામવરના માથા ઉપર એક હજારથી વધારે ચાબુકના ફટકા માર્યા. આથી તુરતજ ગેવ ઉઠી ઉભો થયો અને તેને કહ્યું કે, "તું પેહેલવાને તારા મગજમાં અકલ રાખવી ઘટે છે." એમ કહી તેણે ગુસ્સાથી તે ચાબુક તેની પાસેથી ઝુંટવી લીધો અને બોલ્યો કે, "ઓ પેહેલવાન! તું તારી આંખ ખોલ. એ કાંઈ ગુસ્સો દેખાડવાનો વખત નથી. પણ આ વખત તો ગુરજ અને તીર કમાન વાપરવાનો છે. કારણ કે લોકો એવું બોલશે કે, એક તુરકીના નાલાયકી જવા માટે તેં તારા બેટાનું માથું અને મગજ ફુટી નાખ્યું. માટે ચાલ આવ, કે આપણે સાથે બેસી એ માટેમો અને પેલા નામદાર (બરજોર) ને માટેમો કાંઇ ઉપાય કર્યે, કે જેથી તેના નામને શરમીંદગી પોંહોચે અને આપણે તેની કીનાના મેદાનમાંથી પાછો પકડીએ."

## રૂસતમે બરજોર માટે ખોરાક મોકલ્યો અને ગુરગીને તેમાં ઝેહેર ભેળ્યું તે વિષે.

આથી તુરતજ તમામ મોટી પદવીના શખ્સો સાથે બેઠા અને કાંઇ ઉપાય રચવાની વાતો કરવા માંડી. એ ઉપાય રચવાની વાતો કરતાં હરેક કોઈ કાંઇ ઉપાય સોધવાની કોષેશ કીધી. એક બોલ્યો કે "આપણે તેના ઉપર બેગો હુમલો કરીએ અને એમ કરીને તેને આપણે હાથ કરીએ." પણ ગુરગીને તેઓને કહ્યું કે, "બસ કરો. એવો ઉપાય કાંઇથી બનવાનો નથી. એ કામમાં મને એક ઉપાય સુજે છે. અને તમો તે મારો વિચાર હુશીઆરી ભરેલોજ ગણશો. મને લાગે છે કે તેઓએ પોતાની સાથે કાંઇ ખાવાનું રાખ્યું નથી, તેથી આપણે એ ખાવાનું અત્રેથી મોકલવું જોઇએ છે. માટે તું હમણાજ તારા બાવરચીને હોકમ કર, કે તે કાંઇ ખાવાનું બાહાર લેઇ આવે. આપણે તેમાની વધારેલી મરઘીમાં ઝેહેર ભેળીશું, અને પછી તે બેરાવર પંજાના શખ્સ માટે મોકલી આપીશું. જો તે એ ખાવા ઉપર હાથ લગાવશે, તો પછી તેને લડાઇના મેદાનમાં આવવાની કાંઇજ અગત્ય રેહેશે નહી."

મીલાદના બેટા ગુરગીને જે વાત આરંભી તેમાં સઘળા એકમત થયા. રૂસતમ બોલ્યો કે, "બસ, મારાં પોતાના માણસો પણ એ વાત યાદ રાખી

શકયા નથી કે આપણા હરીફો માટે ઝેહેરનોજ ઉપાય હોય છે." પછી તે બુરી રીતભાતના રૂસતમે કોઇને મોકલીને પોતાના બાવરચીને કેહવાડયું કે, "તું જલદી તરેહવાર ખાવાનું જેવું કે, મરઘી, બુરીયાની, નાન, મેંઢાનું ગોસ્ત વિગેરે તૈયાર કરીને રાંધનીમાંથી એ સઘળી ચીજો તેને માટે લેઇ જા." તે બાવરચીએ તેનું કેહેવું સમજતાંજ રાંધનીમાં દોડીને ત્યાંથી નાન, ભુજન અને સઘળું ખાવાનું છુપાછુપ તે જમીનના પેહેલવાન રૂસતમ આગળ હાજર કીધું, અને તેને કહયું કે, "ઓ પાકજાદ રૂસતમ! આપણી છાવણીમાં આટલોજ ખોરાક છે." તેથી રૂસતમે તુરત ગુરગીનને કહયું કે, "ચાલ ઉટાવલ કર." તેથી તેણે તુરતજ પોતાની વીંટીમાં જેહેર છુપાવેલું હતું તે તપાસ્યું, અને તેમાંથી થોડું બાહાર કાઢીને તે એ તમામ ખોરાકમાં ભેલ્યું.[૧] પછી સઘલું તેણે ત્યાંથી ઉઠાવવા ફરમાવ્યું. તેઓ બરજોરને એ બાબદમાં કાચો સમજ્યા. એ સઘલું ગુરગીને તુરત તે જેહાન પેહેલવાન બરજોર આગળ લેઈ જઇને મુકીયું અને પછી તે તુરત રૂસતમ આગળ પાછો આવ્યો.

## ચીરાનનો બેટો ફઇન બરજોર આગળ આવી લાગ્યો અને તેણે તેને એ ઝેહેર ભેલેલો ખોરાક ખાતો અટકાવ્યો તે વિષે.

બરજોર હજી તો તે આવેલું ખાવાનું તપાસતો હતો તેટલામાં જંગલમાંથી તેને કાલું ધુલાર ઉડી રહેલું જણાયું. જેમ જેમ એ ધુલાર નજદિક આવતું ગયું, તેમ તે એ કાલાં ધુલારાં તરફ નજર કરતો ગયો. તેટલામાં તેની આગળથી માથાંથી તે પગ સુધી લોહીમાં ખરડાયલું એક ગોરખર પસાર થયું. તે સિંહના જેવું શરીર ધરાવનારાં ગોરખરની ગરદન અને પીઠ તીરના પીછાંથી ભરાઇ ગઇ હતી અને તેની છાટી લોહીથી રાતી બની હતી; એ ગોરખર તે જંગલમાં તેનીજ આગલથી જડપથી પસાર થયું અને તેના લોહીથી તમામ જંગલ રાતું બન્યું. તેની પુઠે સિંહ જેવા બે કુતરાઓ દોડતા જણાયા અને કુતરાઓની પુઠે બાધુર સિંહ જેવો એક સ્વાર દોડતો હતો.

---

૧ રૂસતમ જેવા જોરાવર પેહેલવાન ઉપર આ નિચ કામ કરવાનું એક તોહોમતજ મુકાયલું ગણાય. જે પેહેલવાન બીજા કોઈ પેહેલવાનોથી ડરે નહી તે બરજોર જેવા એક નાદાન છોકરાથી ડરી જાય અને તેના ખોરાકમાં ઝેહેર ભેલવા સુધી લલચાઈ જાય તે માનવાજોગ દિસ્તું નથી.

તે એક ઉંચા ઘોડા ઉપર સ્વાર થયો હતો તથા તેણે બાજુએ કમાન ઓલવી હતી અને જીન ઉપરથી કંમરને ઉચકીને ખોલ્લી કીધી હતી. તે પોતાના ઉશકેરાયલા ઘોડાને વિજલીના આતશ માફક દોડાવતો હતો અને તેની પુઠે માંજનદરાનના છેડાયલા સિંહોના જેવું લશકર દોડતું હતું. વળી એક સિંહનીજ નિશાણવાલો ઝુન્ડો તેની આગલ હતો. તેની તલવારની મીયાન રેશમી હતી, અને તે ઉપર હીરા જડેલા હતા. તે સઘલું લશકર ચીન તેમજ તુરકસ્તાનનું હતું, અને તેનો સરદાર નામીચો સ્વાર રૂઇન હતો. એ સરદાર વીસેના ખાનદાનના પેહેલવાન પીરાનનો બેટો થતો હતો, જે એક બાહાદુર સ્વાર તેમજ જોરાવર બાજુનો હતો.

તેને જોતાંજ બરજોર કુદીને ઉભો થયો અને પોતાના હાથી જેવા ઘોડા ઉપર બેસીને તે ત્યાંથી તે ગોરખર તરફ જડપથી દોડી ગયો, એક પલમાં તે ગોરખર આગળ આવી લાગતાંજ તેણે જીન ઉપરથી પેચદાર કંમદને ખોલ્લી કીધી અને તેમાં તે ગોરખરના આગલા અને પાછલા પગો બાંધી લિધા. પછી તેણે તેને પોતાની માય આગલ ખેંચી લાવીને ત્યાં નાખ્યું. જયારે રૂઇન બરજોર આગળ આવી લાગ્યો, ત્યારે તેણે તેને રસ્તેથી આવતાં જોયો અને તુરતજ ઓલખ્યો તથા ઘોડા ઉપરથી ઉતરી પડી તેને માન આપ્યું. તેણે તેને કહયું કે, “ઓ બરગસ્તે હાલતમાં આવેલા સિંહ જેવા શખ્સ! નીમરોજમાં તારૂં કામ કેમ ચાલે છે? હાલે તુરાનમાં તો એવી ખબર ફેલાઈ હતી કે, રૂસતમે તારૂં ડોકું તારા શરીર ઉપરથી કપાવી કાઢયું છે. માટે મને કેહે કે તેં એવી તે શું તાલતલાવત કીધી છે કે જેથી તુંજ તેના ઉપર એમ ખુરો દાહાડો લાવી નાખવા પામ્યો છે? તેના બંધીખાનામાંથી તારા પગ કેમ અને કેવી રીતે છુટા થયા અને તું આ જગ્યાએ કેમ આવી પુગ્યો? કારણ કે તેના બંધીખાનામાં જે કોઇ બંધાઈને પડે છે, તે બીજે નામે જીંદગી શરૂ કરી શકતો નથી. પણ તારૂં તો ઉંઘમાં પડેલું નસીબ જાગૃત બન્યું છે, કારણ કે રૂસતમનું બંધીખાનું પણ તારી આગલ કાંઇ બીસાડમાં રહયું નથી.”

ત્યારે બરજોરે તેને જવાબ દીધો કે, “ઓ નામદાર! તે ફતેહમંદ સાહેબ યજદાંતાલાનો એવોજ હોકમ હશે. પરવરદેગાર પોતે જેની સંભાળ કરે છે, તેને રૂસતમ જેવાથી પણ નુકસાન પુગી શકતું નથી.” એમ કહી તે પણ ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને તેણે ભલાઇના પોહોચાડનારા સાહેબની બંદગી કીધી. રૂઇન પણ પવન વેગે ઘોડા ઉપરથી નિચે ઉતર્યો અને તેણે પોતાનાં લશકરને પોકાર મારીને બરજોર આગલ આવવા ફરમાવ્યું, કે જેથી ત્યાં તે પોતાના દલગીર જીવને ખુશાલ બનાવે. પછી તે બધે શખ્સોએ ત્યાં

સાથે બેસીને તરેહવાર કેટલીક વાતો કીધી. તેણે રૂઇન આગલ પેલી રામશ્‌ગરની અને પોતાની માય માટેની તથા પેલા વેપારીની અને તેના જવેહેરાતની સઘલી વાતો કીધી. જે વાત સમજીને રૂઇન ગોલાબની માફક ખીલી રહયો.

પછી તે જવાને પોતાની માયને કહયું કે, “હવે પેલા પેહેલવાને મોકલેલો હદીઓ તું મારી આગલ લાવ, અને હથીયાર તથા ચકમકથી આતશ પાડીને આ ગોરખરને પણ પકાવ. તું કાંતા કચરા સલગાવીને આતશ પાડ અને તે ઉપર ઝડપથી ગોરખરને ભુજી કાઢ.” રૂઇને તેને કહયું કે, “ઓ અકલમંદ શખ્સ? તું એ રીતનો ખોરાક કયાંથી લાવ્યો? તારી આગલ આવું ખાનું, ભુજેલાં નાન તથા બીજું દિલને ખુશ કરે એવું ખાવાનું એ જગ્યાએ કોણ લાવ્યું? મને તું એ ભરમ જલદીથી કહી દે.”

ભરજોરે તેને જવાબ દિધો કે, “તું મારી વાત સમજ અને જે કાંઇ કેહુંછું તે ઉપર સારૂં ધ્યાન આપ. હમે (રૂસતમ અને હું) લડવાથી થાકયા અને ઘોડા ઉપરથી નિચે ઉતરી પડયા તથા તે પેહેલવાન રૂસતમ મેદાનમાંથી પાછો ત્યાં ગયો, ત્યાર પછી મને કેહેવામાં આવ્યું છે કે તેણે બાવરચીઓના વડાને ફરમાવ્યું કે, ‘તારી પાસે જે કાંઇ ખાવાનું હોય તે લેઈ આવ અને પેલા નામદાર પેહેલવાનને સારૂં લેઇ જા.’ આથી હમણાજ તે બાવરચી એ સઘલું લેઇને મારી આગલ આવ્યો હતો. પણ તેટલાં તું પણ ખુશાલી સાથે મારી આગલ આવી લાગ્યો છે. હજુ તેને કોઇએ પણ હાથ લગાડયો નથી. પણ ઓ શેરમર્દ! તું એ સઘલું શા માટે પુછે છે?”

રૂઇને તેને જવાબ દિધો કે, “ઓ નામદાર! હું જે કાંઇ તુંને કેહું તે ઉપર તું ધ્યાન આપ. જો કે કોઇથી તારી બરોબરી થતી નથી તો પણ તું કાંઇ ઉમરે મોટો નથી. તેથી જેહાનની સહારીતી અને ઇરાનીઓના કાવાદાવાની તુંને ખબર નથી. તું તે ખાનામાંથી જરા પણ ખાતો ના. તેઓએ તુંને દુખ પોંહોચાડવા અને કીનો લેવા માટેજ એ સઘલું મોકલ્યું છે. તું જાણ કે જેવું એ તું ખાશે તેવુંજ તે તારી આંખને પકડશે અને તારા જીગરને બાળી નાખશે. તારૂં રવાન તારાં શરીરમાંથી રૂડન કરતું બાહાર પડશે, અને તારી આસપાસના કોઇને પણ એ ભરમભરી વાતની ખબર પડશે નહી. એ તારો ભરમ જેહાનમાં કોઇને પણ માલમ પડતે નહી, અને આવો કીનો ભરમમાંજ રહી જતે.”

ભરજોરે પેહેલવાન રૂઇનની એ વાત સમજતાંજ તે ઉપર તુરત ધ્યાન પુગાડયું, તે દિલ સાથે બોલ્યો કે, “ખરેખર એમ બનવાજોગ છે કે

જાણતો નથી કે એથી હમારી ઉપર શું દુખ આવી પડતે. જેની જીંદગીનો અંત આવવાનો નહી હોય તો તેનુ જીગર પણ બાહાર કાઢ્યાથી તે મરતો નથી. પણ જેનું મોત નજદિક આવ્યું હોય તો ગમે એવી યુકિત કરવા છતાં પણ તે આવેલું મોત પાછુ ફરતું નથી. જ્યાં સુધી જમાનો ફરતો રેહેશે ત્યાં સુધી એમજ બનશે. તેથી તારે પણ અંતઃકરણને દુખી બનાવવું ઘટતું નથી." પછી રૂઈને તુરત પોતાના બે હાથ લંબાવી તે ખાવાનાનો કાંઈ ઉપાય કીધો. તેણે તેમાની ભુજેલી મરઘી અને નાનનાં બે ટુકડા એક કુતરા આગલ જમીન ઉપર નાંખ્યા. જે ખાતાંજ તે કુતરો તુરત પોતાના જીવથી ધરાઇ ગયો અને ત્યાંજ પડીને મરી ગયો. તે જેહાન પેહેલવાનોએ તે સઘલું તપાસ્યા કીધું."

પછી તે પેહેલવાને રૂઇનને કહ્યું કે, "બુરા વિચારના લોકોની બુરાઇ તારી ઉપરથી પણ દુર રેહેજો. ખરેખર પરવરદેગારે હમારી ઉપર બક્ષેશ કીધી કે તેણે તુંને હમણા હમારો મેહેમાન બનાવ્યો, નહી તો કે હમે આ જગ્યાએ મુવેલા પડયા હતે અને હમોએ હમારા વાહાલા જીવો ગુમાવ્યા હતે." પછી તેણે ત્યાંથી તે ખાનું ઉંચકી નાખવા અને જરાપણ ત્યાં રેહેવા નહી દેવા ફરમાવ્યું. તેણે પોતાની માયને કહ્યું કે, "ઓ મેહેરબાન! પેલાં ગોરખ-રમાંથી તેં શું બનાવ્યું છે? જો તેં તે ગોસ્ત ભુજ્યું હોય તો હવે તું જરાપણ ઢીલ કર્યા વગર મારી આગલ લાવ." આથી તે માયે તુરતજ તે ગોરખરને તે બંધે જવાનો આગલ લાવી મુકયું. તેણે તે ઉપર મીઠું ભભરાવ્યું, અને તેની સાથે નાન પાંઠર્યા પછી તેઓએ ત્યાં બેસીને તે નાન સાથે ખાધું. તેમ કરીને પરવારીઆ બાદ તે બંધેના દિલ ફીનાથી ઉછલવા લાગ્યાં.

પેલી તરફ ઇરાની પેહેલવાનોએ સાઉચેટી સાથે ત્યાંથી રૂદનના અવાજ આવતા સમજવાને કાન ધર્યા. પણ જ્યારે તેઓને ખબર પડી કે એ બરજોર આગલ લશકર સાથે રૂઇન આવી ચઢયો છે, ત્યારે પેહેલવાન ગુરગીને ઇરાની-ઓને કહ્યું કે, "આ લડાઇ જે જુની બનતે તે પાછી નવી બનતી જાય છે. પણ એનું સેવટ શું આવશે અને આખરે એ કામની બદનામી કોણને મલશે તેની મને ખબર નથી. મેં ગમે એટલા ઉપાય કરવા છતાં તે ઉપાય કરતાં મારાજ દિલના ટુકડા થાય છે તે શું તું જોતો નથી? હું જાણતો નથી કે જમાનો કેમ ફરવા માગે છે? મને તો ફીકર છે કે આપણો વખત હવે તંગ બનશે. મને કોઈ પણ રીતે લાગે છે કે હવે રૂઇન તેને બુરે રસ્તે દોરવશે." ગુરગીનને એમ બોલતો સમજતાંજ રૂસતમે ગુસ્સાથી તેના ઉપર કરડી

રીતે ડોલા ધુરકીને કહયું કે, “ ઓ કદરૂપા ગુમરાહ શખ્સ ! હવે તું એમ ના બોલ. એવો વિચાર તો તેંજ કીધો હતો. રૂઇન તો તારા કરતાં પણ ઓછી અકકલ ધરાવે છે. તમામ જેહાન તારાજ હોકમ હેઠેલ ચાલી છે. ઓ દેવજાદા ! તારા એવા હોકમ અને વિચારથી તો મેં મારાં ભલાં નામને બરબાદ કીધું છે.”

## રૂસતમે બરજોર સાથે ફરીથી લડાઇ કીધી અને બરજોર રૂસતમને હાથે કેદ પકડાયો અને તે સોહોરાબનો બેટો છે એમ તેની માયે જાહેર કીધું તે વિષે.

જ્યારે વાંકા આસમાન ઉપરથી સુરજ નમતો થયો અને તેની સુવાની જગ્યા તે જંગલની નિચાનમાં બની, ત્યારે સિંહના જેવા બરજોરે રૂઇનને કહયું કે, “ ઓ નામીચા બાધુર પેહેલવાન ! હવે તું ઘોડા ઉપર જીન નાખવા અને તારા સ્વારોને પોતાનાં દિલ કીનાભર્યાં બનાવવા ફરમાવ.” આથી તેની માયે લોહીના આસુ પાડતાં તેનું બખતર લાવી હાજર કીધું અને બરજોરે તે બખતર ઉપર એક જનુની સિંહની માફક હાથ લંબાવ્યો અને તુરતજ તે બખતર પેહેરી લિધું. પછી તેણે પોતાની માયને કહયું કે, “ આ જેહાનમાં સર્વે કોઇ રહી શકયા નથી. જે કોઇ જનમે છે તે મરવા માટેજ હોય છે. કોઇ પણ જીવતાં જીવત મીનોઈ દુન્યામાં ગયો નથી. તે દિવસ કે જ્યારથી હું એરકના બંધીખાનામાં બંધાઇને પડયો હતો, ત્યારથી મેં મારૂં દિલ મોતનેજ સોંપી દિધું હતું. તેથી હવે જો હું એ લડાઇમાં માર્યો પણ જવશ તોપણ તે મોત અત્રે ભલુંજ ગણાશે. બીજું એકે જો હું એ લડાઇમાંથી જીવતો પાછો ફરશ તો પરવરદેગાર તરફના એવા હદીઆથી હું ગરજ વગરનો બનશ. માટે તું મારી એ વાતથી ખુશાલ બન અને અકકલ રાખી ફુલથી ભરપુર ડાંખલી જેવી બન.”

એટલું કહી તે ત્યાંથી લડાઇના મેદાનમાં ગયો અને પોતાના બે પંજા રૂસતમ સાથે લડવા માટે ખુલ્લા કીધા. જ્યારે રૂસતમે તેને જોયો, ત્યારે તેણે છાતીમાંથી થંડી હાએ મારી અને ઇરાનીઓને કહયું કે, “ જો હું આજે પણ અત્રેથી પાછો ફરશ તો બરજોર સાથની એ લડાઈ નવેસરથી લંબાયા કરશે. મને તો એ અઝદાહના હાથમાંથી સેંકડો યુકિત કરી કીનાના મેદાનમાંથી છટકવું પડયું હતું.'' પછી તેણે ફરામરજને કહયું કે, “ તું મારી આ વાત સમજી લે અને જે કાંઇ હું તુંને કહું તે ઉપર સારૂં ધ્યાન આપ,

તું જમાનાની વફાઇ ઉપર દિલ બાંધતો ના, કારણ કે ઉચું આસમાન એક સરખું ફરતું નથી. તું તેની ભલાઈ યા બુરાઇથી ખુશીજ રેહેજે અને હંમેશાં ફુલવંત દાંખલીની માફકનો (નમનતાઇ વાલો) બનજે. મને એ આસમાને પુશકલ મદદ બક્ષી હતી પણ આખરે તેજ મારી પેહેલવાની તોપીને રગડી નાખવા માંગે છે. મારે હાથે પુશકલ દેવો માર્યા ગયા હતા, અને મારાં કામઠાથી ઘણીએક લડાઇઓનો અંત આવી ગયો હતો. જીહુન નદી તરફથી હાલે મારા ઉપર ધાસ્તી આવી પડી છે અને મારી એ ધાસ્તી દાખલ આ મેદાનમાં એક મગર આવી ચડયું છે. જો હું મારો ગુરજ લોઢાના પાહાડ ઉપર મારતો તો તે પાહાડ પાસેથી પણ હું મારા દિલની ખાહેશ બર લાવતો હતો. પણ હાલે મારાં માથા ઉપર ફરતું આસમાન સુસ્ત બનેલું હોવાથી મારી સામે આવો કરદો સ્વાર (લડવા) આવ્યો છે. તેથી હું હાલે તે નામદાર સાથે લડવા લડાઇના મેદાનમાં જાઉં છું. જો હું તેના ઉપર એ કીનામાં ફતેહ મેલવશ અને તેને જીન ઉપરથી ધુલમાં ફેંકશ તો કાંઈ નહી. પણ જો જમાનો એથી ઉલતો ફરે તો તું અત્રે ઠેભ્યા વગર તારા ઘોડાને દોડાવી મુકજે, અને ઝડપથી દસ્તાન આગળ દોડી જઇને તેને કહેજે કે, 'ઓ નેક નામ! તું સંભાલજે અને મારાં મોતથી ઉશકેરાતો ના. પણ તું તારાં શરીર ઉપર સબુરીનું બખતર પેહેરજે. જ્યારથી યજદાંએ જેહાનને પેદા કીધી ત્યારથી પેહેલવાનોમાંથી કોઇએ પણ આવી ખુશાલી જોઈ નથી. ઓ પાકજાદ પેહેલ્વાન! મેં જેવો ધનસાફ એ ફરતાં આસમાનથી મેલવ્યો છે, તેવો કોઇ પણ શખ્સે મેલવ્યો નથી. મરદાનગી ધરાવવામાં મારા જેવો પ્રકાશતો કોઇ હતો નહી, અને મારા જેવી ઉંચાઇનો શખ્સ કોઇ પણ જમાનામાં થયો નથી, મારી તલવાર સાથે હરીફાઈ કરે એવો જેહાનમાં મારો એક પણ દુશમન રહયો હતો નહી. શિવાય કે આ એક નામદાર અને જવાન શખ્સ પોતાની મરદાનગીથી મારા જીવનો અંત લાવી શકયો છે. જ્યારે તે જેહાન જીટ એવો સ્વાર નિવડયો છે, તો તે લડાઇને પણ એમ એક રમત સમાન ગણી લે છે. મેં પણ મારૂં તમામ શરીર બખતરમાં છુપાવીને તેની સાથે લડવાની કોશેશ કીધી છે. પણ જ્યારે હાલે મારૂં મોત નજદિક આવ્યું, ત્યારે એ બરજોરનો હાથ મારા ઉપર એમ લાંબો (યાને ફતેહમંદ) થવા પાંમ્યો છે. એ મારાં મોતને માટે તું ખુશ અને જેહાનનાં ફુલવંત ઝાડ જેવો રેહેજે.'"

પછી પોતાની છાતી બબરેબ્યાનથી ઢાંકીને, અને બરજોર સાથે લડવાની કંમર બાંધીને તે એક છેડાયલા સિંહ યા ઘુમ પાડતાં મંગરની માફક

તે લડાઇના મેદાનમાં ગયો. તેણે બાજુએ કમાન તથા બાર લાંબા તીર ઓલવ્યા અને પછી તે કીનાના મેદાનમાં સરકશી કરવા માંડી. તેના જીન ઉપર એક પલકારામાં જોરાવર હાથી પણ ખેંચાઈ આવે એવી કમંદને સાઠ વીટા વાળીને ઓલવેલી હતી, તેમજ તેણે પોતાના હાથમાં પોતાના દુશમનોનો નાશ કરી શકાય એવો સાંપના જેવો વલેલો એક નેજો પકડેલો હતો, તેણે માથા ઉપર તમામ મોતીઓથી સંગારેલી અને લોહાની બનાવેલી ચીનાઇ ટોપી પેહેરી હતી, તેણે રખશને પણ બખતરથી ઢાંકયો હતો અને તેને લોઢામાં છુપાવી દિધો હતો. એ રીતે તે ભવાં ઉપર ગુસ્સાની કરચલી ચઢાવીને એક જનુની સિંહની માફક પોકાર કરતો કીનાના મેદાનમાં ઉતર્યો. તેના જોરાવર પીલ (ની ખરી) થી જમીન પણ ચીરાઈ જવા લાગી. તેણે ત્યાં બુમ પાડીને બરજોરને કહયું કે, "ઓ લડાયક પેહેલવાન! તું ફરતાં જમાનાથી (મુરતી) આરામ પાંમ્યો છે. પણ હવે તારો હરીફ આવેલો હોવાથી કાંઇ પણ વધુ ઢીલ કર્યા વગર લડવાની તૈયારી કર."

બરજોરે પણ તેને નજદિક આવેલો જોતાંજ પોતાની રોશન છાતીને બખતર હેઠલ છુપાવી, તથા બાજુએ કમાન ઓલવીને તથા હાથમાં ગુરજ પકડીને એક છેડાયલા હાથીની માફક તે મેદાનમાં આવ્યો. અને રૂસતમને કેહેવા લાગ્યો કે, "ઓ કમઅકલી! મોટી પડવીના શખ્સોને એવાં કાંમો કરવાં કેમ ઘટે? કારણ કે જ્યારે તેં તારા હરીફ સાથે બુરાઇ કીધી ત્યારે એ તારા દુશમનની ઉપર (નેગેહબાંની કરનાર) પરવરદેગાર હતો. તું કાંઈ સ્વારોનાં જેવું દિલ અને તેઓના જેવી શરમ ધરાવતો લાગતો નથી. હવે જેહાનમાં તુંને માન અકરામ ઘટતું નથી. શું તુંને શરમ નહી આવી અને તું બદનામીથી તથા પરવરદેગાર તરફના બુરા નતીજાથી પણ બીહીધો નહી? મેં તારી સાથે યા તારાં ફરજંદ સાથે એવું શું કીધું છે? ફકટ (મારો વાંક એ છે કે) હું તારા બંધીખાનામાંથી છુટીને નાહાસી ગયો. પણ એમ પજ-ઝાંનથી નાઉમેદ બનીને શું તેં તારી સફેદ દાઢીને શરમ પુગાડી નથી? તારી આવી લાંબી ઉમર ગુજરવા છતાં તુંને કાંઇજ ખબર નથી અને તેથીજ આખરે તું એ કામની અંદર એમ સુડી વચે આવ્યો છે. મારી સાથે લડ-વાની તારામાં જ્યારે શકિત રહી નહી ત્યારે તેં ઝેહેર મેલવાનો ઉપાય હાથ ધર્યો. ત્યારે હવે તારૂં પેલું બાજુનું જોર તથા તારા લડાયક પંજા અને તારૂં કૌવત એ સઘલું કયાં ગયું? તું તો એમ કેહેતો હતો કે જોર ધરા-વવામાં તો હું હાથીથી પણ ચઢતો છું અને મરદાનગીમાં તો નાહંગ નહીથી પણ વધારે ચઢતો છું. પણ હવે જ્યારે મેં તારી એવી કરણી જોઇ કે

ત્યારે તો તારૂં એ સઘલું કહેવું સેવટે ખોટું નિવડવાનું. હવે જ્યારે પરવરદેગારે પણ મને બુરા વખતથી અને મારૂં બુરૂ ચાહાનારાઓની યુક્તિથી બચાવી લીધો છે તે છતાં તથા તેં સરૂવાતથી મારી મરદાનગી જોયલી હોવા છતાં, તારૂં દિલ ફરીથી એવી ખાહેશ શા માટે કરે છે? હું યજદાનાં સોગંદથી કહું છું, કે જો તેં એવું કીધું હતે નહી અને મારી સાથે લડવા કંમર બાંધી હતે નહી, તો હું અત્રેથી ઉટાવળે તુરાન તરફ જતો રહયો હતે અને વલી તારા બોલાવવા છતાં હું તે સમજતે નહી. વલી તું મને પણ શરમ અને ખજાલતને ખાતર કદી લડાઇમાં ઉતરેલો જો તે નહી. હવે જ્યારે તારૂં પેલું ઝેહેર કારગત નિવડયું નથી, ત્યારે તો તું તારી આવી ભલાઇનો બદલો મારા તરફથી મેલવે તે હંમેશાં યાદ રાખતો રહેજે. હું તુંને એવી હાલતમાં સીસ્તાન તરફ મોકલશ કે તારા સઘલા દોસ્તો પણ તારે માટે રૂડન કરશે. હું આ જમીન ઉપર તારાં લોહીથીજ તારૂં કફન બનાવશ અને મારાં ખંજર વડે તારૂં માથું તારાં શરીરથી જુદુ કરશ. વળી જો તું જીવતો રેહેવા માંગશે તો મારી કંમદના ફાંસામાં તારા બંધે હાથો બંધાશે અને તું મારાજ બંધીખાનામાં કેદ પડશે. હું તુંને ખોરાશાનને રસ્તે નદીને પેલેપાર તુરાનમાં અફ્રાસીયાબ આગલ મોકલી આપશ. હું તુંને તુરાનમાં એવી હાલતમાં સઘલે ફેરવીને ખાકાનને તથા ત્યાંના પાદશાહોને (તારી એવી હાલત) દેખાડશ. તેં જેટલું તુરાનીઓની સાથે કરી બતાવ્યું છે, તેટલું હવે હું ઇરાનીઓ સાથે કરી બતાવશ, તો પણ હું તારાં ફરજંદોનો તથા સામના દસ્તાનનો અને તારાં કુટુંબનો આભારી હોવાથી તારે લિધે તેઓને દુખ પુગે એમ હું કરવા માગતો નથી. નહી તો કે એ દુખનો બત્તો કોઈ મારી ઉપર મુકશે. કારણ કે તેઓ તમામ દિસ અને રાત મારી સાથે રેહેતા હતા અને મારીજ તારીફ કરવામાં ખુશાલી સાથે એ હોટો ખોલતા હતા."

એટલું કહી તેણે તુરત તીર ચઢાવીને કમાનનાં બે છેડાઓને પવનની ઝડપે તાણીઆં. તેણે તીરની કોઠલીનું મોઢું ખોલીને તેના ઉપર પવનવેગે એક તીર છોડયો. એ રીતે તેણે તે નામદાર ઉપર તીરનો મારો છોડીને ઈરાન ઉપર કીનો લેવા ઉપર દિલ લગાડયું અને તીરના પીછેથી હવાને ઘાંકી નાખી. તે તીરની અણીઓ જાણે ચંદ્ર અને બુધ સેતારાને પણ બોસા લેતી હતી. આથી તેઓની ઢાલો તે તીરોથી જંગલ જેવી બની અને તે નામદારોના દિલ વિચારમાં પડયાં. તેમની તમામ ટોપીઓ અને બખતરો વિંધાઈ ગયાં અને તે નામદારોના દિલ તપવા લાગ્યાં. તે તીરોથી ઘોડાના બખતરોના પણ ટુકડે ટુકડા થયા, તો પણ કોઈના ઘોડાની પીઠ (મોતથી) વાંકી બની નહી;

તે બધે સ્વારોની બાજુ છોલાઇ ગઈ તે છતાં તેઓમાનો કોઈ લડવાથી કંટાલ્યો નહી.

જ્યારે તેઓના તીરની કોઠલીઓ ખાલી થઈ ત્યારે તે સિંહને પકડનાર પેહેલવાન બરજોરે તે વાંકી કમાનને બાજુએ ઓલવી દિધી અને ગુરજ ઉપર હાથ નાંખી તેને ઉઠાવ્યો. જ્યારે રૂસતમે પોતાનું નસીબ એમ ઉંધું વલેલું જોયું, ત્યારે તે ઝાડની દાંખલી માફક ધ્રુજવા લાગ્યો. તેણે પણ ભારી ગુરજ ઉપર હાથ લંબાવ્યો અને તેવી રીતે બુમો પાડી લડાઇમાં ઉતર્યો. તેઓએ પોતાના દિલમાંની દયા કાઢી નાખીને કીનાથી એ હાથોને ઉંચકયા. જેથી તે પેહેલવાનોના ગુરજથી અને તે સ્વારોની ઉશકેરનીથી ત્યાં લડાઇનો આતશ સલગી રહયો, અને ત્યાં કાલી ધુલ ઉડતી બની. તું કેહેશે કે જાણે તેઓ કાલી ધુલને પણ કમજોર બનાવતા હતા. તેઓ પોતાના ભારી ગુરજથી જેમ લુહારના એરન ઉપર ભારી હથોડા પડે તેમ એકમેકના માંથાંને અને લોઢાંની ટોપીઓને છુડતા હતા. તે લડાઈની જગ્યામાંની ધુલ ઘોડાઓની ખરીઓથી ઉંચે ઉડી ચંદ્રને પણ ઢાંકી નાખતી હતી. જાણે તે ધુલ ઘોડાઓની નાલની ધાસ્તી ખાઇને ચંદ્ર તરફ જતી રેહેતી હતી અને ત્યાંથી પણ તે ધાસ્તી ખાઈ મંગલના આસમાન વેર ઉંચે ઉડતી હતી. તે ધુલ વચે બધે જેહાન પેહેલવાનો દુખી અને લોહીથી ઉકલતાં દિલે ઉભા રહયા. તે બધે પોતાની બાજુના બલથી એકમેકની લોઢાંની ટોપી ઉપર જેમ બરફનાં ચોસલાં પડે તેમ ગુરજના ફટકા મારતા હતા. આથી તે બધે જવાન તેમજ બુઢાની બાજુ વાંકી થઇ ગઇ અને તેમની લોઢાની ટોપીના ગુરજથી ટુકડા થઇ ગયા. જેહાનનું લોક તેઓની લડાઇ જોવા પડયું. તેઓના લડાયક ઘોડાઓ પણ થાકી ગયા અને તેઓમાના કોઇના પણ દિલની નેસ જરાએ હીલી શકિત હતી નહી. તે બધે આંખમાંથી આંસુઓ પાડવા લાગ્યા અને બધેની પીઠ નુન[૧] અક્ષરની માફક વાંકી વલી ગઈ. તે બધે જીવથી ધરાઇ ગયા, જેથી તેઓએ હાથમાંના ભારી ગુરજ પણ ફેંકી દિધા.

પછી તેઓએ છેડાયલા માજનદરાંની દેવોની માફક ઘોડા ઉપર પોતાના પગો પોહોલા કીધા, અને તુરત ચેહેરા ફેરવી નાખીને તથા સુરજ સુધી પુગે એવા પોકાર મારીને ગરદન તેમજ છાટીમાં કમંદનો ફાંસો ઓલવી એકમેકને ઘોડા ઉપરથી ઉઠાવી લેવા માટે ગરદન અને છાતીમાં કમંદનો ફાંસો ઓલવવા

---

૧ નુન એ ફારસી બારાખડીનો ૨૯ મો અક્ષર ગણાય છે, જે આવો ں વાંકો હોય છે.

લાગ્યા. તેઓ એકમેક ઉપર પુશકલ જોર અજમાવવા લાગ્યા. તોબી તેઓમાંનો કોઈપણ જીન ઉપરથી હીલ્યો નહી યા તો તે બંધેના જીવને નુકસાંન પણ પુગ્યું નહી. પણ તેઓએ ઘણું જોર વાપડયાથી તે પેહેલવાનોની કંમદ તુંટી ગઈ.

આથી જેહાનજીટ બરજોરની માય તેને માટે ધારતી ખાઇ જઇને પોતાના ગાલો ઉપર નદીની માફક આંસુઓ ખેરવવા લાગી અને બોલી કે, "ઓ જેહાનને પેદા કરનાર તથા નીભાવનાર અને સાતે આસમાનને ટેકવી રાખનારા સાહેબ! તું આ જગ્યાએ મારા બેટા ઉપર દુખ પાડીને મારાં દિલને બલતું બનાવતો ના. તું તેનો એ લડાઇમાંથી છુટકારો કર અને તેને અંધકારમાંથી પાછી રોશની બખશ." તેણીએ એ રીતે ધુલારાં અને ખાકથી બરેલા ચેહેરા સાથે ત્યાં ઉભી રહીને પાક યજદાંનની બંદગી કીધી અને એમ બોલતાં બોલતાં ગમથી સુનાની માફક પીલા બનેલા ચેહેરા ઉપર પોતાની આંખોમાંથી આંસુ પાડયાં.

જ્યારે તે બંધેની કમંદ તુંટી ગઈ, ત્યારે બરજોરે રૂસતમને કહયું કે, "ઓ અક્કલમંદ શખ્સ! હવે આપણે શું કરીએ? હવે તો આપણે કંમરબંધને મજબુટ બાંધીએ અને જોઇએ કે નસીબ કોણ ઉપર રૂઠેલું છે. આપણે એકમેકના કંમર-બંધના ગાંઠ પકડીને ઘોડાને એકમેકની સામે હંકાલીને એ આસમાન કોણ તરફ ઢલે છે અને કોણના જીવ સાથે દોસ્તી પાડી તેને મેહેરબાનીથી નવાજે છે તે તપાસીએ. આપણે જોઇએ કે તેમાં કોણ તુટેલા દિલનું બને છે? અને આજે કોણના લોહી ઉપર ધુલ ઉડીને બેસે છે?" ત્યારે રૂસતમે તેને પુછ્યું કે, "ઓ નામદાર! હું તુંને જે કાંઇ પુંછું તેનો તું પાળણના કરનારા ઇનિશાફી યજદાંના સોગંદથી સાચો જવાબ દેજે અને તેમ કરવાં તું જરા પણ જુંઠું બોલતો ના. હવે મને તું કેહે કે તું કોણની તોખમનો અને કોણના ખાનદાનનો છે? તુરાનમાં તારાં ખેસી અને સગા કોણ છે? તું કાંઈ મને તુરાની તોખમનો લાગતો નથી. તારી ઈરાની બુજોર્ગોની તોખમ સિવાય બીજી કાંઇ તોખમ લાગતી નથી."

બરજોરે તેને જવાબ દિધો કે, "ઓ બોલકના દાનાવ અને મીઠી જબાનના પેહેલવાન! તું શા માટે એમ મારૂં નામ, મારી તોખમ, મારૂં ખાનદાન અને મારી અંજુમન વિષે પુછે છે? મારાં નામ અને મારી જાત સાથે તુંને શું કામ છે? એક મરદાને મરદ સાથે તું લડાઇના મેદાનમાં એમ દોસ્તી સોધતો શાનો આવે છે? જો તારે મારી સાથે લડવું હોય તો લડ અને

આવી અનઘટતી વાતો ના કર. લડાઇના મેદાનમાં એવી અનઘટતી વાતો કોણ કરે? તું તારે હવે ચોલ્યા વગર કંમરબંધ પકડ."

એમ કહીને તે ફતેહમંદ નસીબના નામદારે કીનાથી તેનો કંમરબંધ મજબુટ પકડયો. તેવોજ તે પેહેલવાને પણ જમાનાથી અજબ થઇને તેનો કંમરબંધ પકડયો. તે બંધે બાધુર પેહેલવાનો અને લડાયક સિંહ જેવા શખ્સોએ પોતાનાં બંધે હાથે કંમરબંધના ગાઠ પકડીને છેડાયલા સિંહોની માફક દિલમાં કીના સાથે એકમેક ઉપર જોર વાપડવા માંડયું. તોએ તે બંધેમાંનો એક પણ જીન ઉપર જરાએ હાલ્યો નહી અને તેમનો કીનો જરા પણ ઓછો થયો નહી. તે બંધેના દિલ તપવા લાગ્યાં અને તેમના નખોમાંથી લોહી વેહેવા લાગ્યાં. તે નામદારોનાં દિલ કીનાથી દુખી થયાં અને તે પેહેલવાનોના ચેહેરા ગમથી ફીક્કા બન્યા. તું કેહેશે કે જાણે તેઓ લોઢાંના જીગર ધરાવનારા હાથીઓ છે અને તેઓએ એકમેક સાથે સુનોને ભેલવી છે. તેહેમતન તો જાણે ગુરજ ઉપર હાથ લંબાવી પથર અથવા પાહાડ સાથેજ લડવા માંગતો હતો. એ લડાઇથી તે જંગલમાના વાઘ અને દરીઆમાના મગર જેવા શખ્સોના સિંહના જેવા પંજાઓને નુકસાંન પુગવા લાગ્યું. રૂસતમે બરજોરનો કંમરબંધ એવી રીતે પકડયો કે તેનાં નખોમાંથી લોહીની નેહેર વેહેવા લાગી. તો પણ બરજોર જીન ઉપરથી જરાએ હીલ્યો નહી અને તેના ભવાં ઉપરની ગુસ્સાની કરચલી હેઠી પડી નહી. આથી તે સિંહ જેવાં દિલના રૂસતમને ખજાલત લાગી. કારણકે તે તો એ સિંહનું દિલ પોતાની તલવારથી જીતી જવા માંગતો હતો.

ત્યારબાદ બરજોરે રૂસતમને કહયું કે, "ઓ નેક બખત! હું તારી બાજુ તેમજ તારા કંમરબંધને મજબુટ જોઉં છું. હવે એવો ઉપાય શું રહયો છે કે જે આપણે કરીએ? મને કેહે કે હું એ માટે શું ઈલાજ કરૂં? રૂસતમે તેને જવાબ દિધો કે " ઓ ફતેહમંદ શખ્સ! તું મારી વાત સમજવા ઉપર ધ્યાન આપ. એ લડાઇ કરતાં મારૂં દિલ તો કંટાલી ગયું છે અને મારી બાજુ તથા મારો ઘોડો લડતાં થાકી ગયો છે. દરેક રીતનો વિચાર કરતાં હવે તો મને કુશતી રમવા સિવાય બીજો કાંઇ ઉપાય સુજતો નથી. તેથી આપણે આ કીનાના મેદાનમાં કુશતી રમવાની તજવીજ કરીએ. માટે તું પણ હવે જરા જમીન ઉપર ઉતર કે આપણે જોઇએ કે, આ ફરતું આસમાન આપણામાંથી કોણના રવાન ઉપર મેહેરબાની કરે છે?"

એમ કેહેતાંજ તે બંધે સ્વારો શેકારી સિંહો માફક ઘોડા ઉપરથી નિચે ઉતર્યા. તેઓમાંથી કોણને નસીબ યારી આપે છે તે જોવાને તે બંધેએ પોતાની

કંમર બાંધી લિધી. પણ તે બંધેનાં દિલ ગમ અને વિચારથી તેમજ જમાનાની ગેરદેશથી ટુકડા થવા માંડયાં. રૂસતમ મન સાથે બોલવા લાગ્યો કે, "મને ફીકર છે કે એ હારેમનને હાથે હું માર્યો જવશ. જેહાનમાં મારાં જે નામે મરદાનગીથી જાહેરાત મેલવી હતી તેની એમ બદનામીમાં આખેરી આવશે. જ્યારે લોકો મારાં માંથાં અને લોઢાંની ટોપીને લોહીમાં ગરકાવ બનેલી જોશે ત્યારે તેઓ મારા એમ માર્યા જવા પછી શું કેહેશે? તેઓ બોલશે કે, 'જેહાનમાં મરદાનગી ધરાવનારો અને તમામ પાદશાહોને અચરત બનાવનારો તથા (દુન્યાને) એક નાંકેથી તે બીજે નાકે સુધી ચીનના કે માજંનદરાનના પાદશાહોને ધાસ્તીમાં રાખનારો રૂસતમ તો એક નાઠલા છોકરાને હાથે લડાઈના મેદાનમાં માર્યો ગયો. અને તેણે તેના લોહી સાથે ખાકને ભેલાતી કીધી!' હાલે આ જેહાન જે પોતાની મોહોબત છુપાવી દેઇને કીનો જાહેર કરે છે તેના આવા ખવાસથી હું અચરત થાંઉં છું. તે જેના માથાંને ઉંચાં આસમાને ચઢાવે છે તેને તે આંખરે જમીન ઉપરજ લાવી નાંખે છે. તેથી તેનાંથી મલતી ખુશાલીથી જેમ ખુશ થવું જોઈતું નથી તેમજ તેનાથી મલતાં દુખથી દિલને ગમગીનીથી વિધી પણ નાખવું જોઈતું નથી. તે તો બાધુરોનેજ સરફરાજ બનાવે છે. માટે હવે મારૂં મોહોરૂ કેવી બાજી રમે છે તે તું તપાસીઆ કર."

પછી તેણે પોતાના પોશાકનો છેડો કંમરબંધમાં ખોસી દિધો અને ગરદન ઉપરથી સુનેરી ઢાલને કાઢી નાખી. તે બંધે ત્યાં કીનાથી ચીરાઇ જતાં દિલે જમીન ઉપર ઉભા અને નામદારી કે શરમીંદગી મેલવવા માટે પોતાના ઘોડાની લગામને પોતાની કંમર સાથે બાંધી લિધી. તે જમાનામાં લડાઈ કે કુશતીને વખતે એવો રેવાજ હતો, કે તેઓ પોતાના બુરા વિચારના નર અઝદાહ જેવા હરીફોની ધાસ્તીથી પોતાના ઘોડાઓને પોતાથી છુટતા મુકતા નહી હતા.

એ રીતે તેઓએ કંમર સાથે ઘોડાઓને બાંધી લેતાંજ એકમેકની બાજુ પકડી લિધી. તું કેહેશે કે જાણે તે એકમેક સાથે લડવા વળગેલા બંધે શખ્સો બે લડાયક સિંહોજ હતા. તેઓએ ઝાડના પાંદડાંઓની માફક એકમેકના શરીરને મજબુટ બાંધી લિધાં. ઘડીકમાં આ જોર કરતો તો ઘડીકમાં પેલો જોર કરતો હતો. પણ જેહાનના પરવરદેગારનો હોકમ શું છે તે તું જો. જેનું નસીબ બરગશતે બન્યું હોય, અને તે નસીબ તેની પેહેલવાની ટોપીને તેના માથાં ઉપરથી જુંટવી લેવા માગતું હોય તો તેની મરદાનગી તેને શું ફાયદો કરે? જેને પરવરદેગાર ભાગ્યસાલી બનાવવા માંગે છે, તો તેના ઉપરની સખત બેડી પણ નરમ બની જાય છે. તે બંધેના દિલમાંથી નિકલતું લોહી

ત્યાં ભેલાઈ ગયું, અને તેઓના નખ લોહીથી લાલ બન્યાં. તેટલામાં જેહાન પેહેલવાનના રખશે તે જવાન પેહેલવાનના ઘોડા ઉપર (હુમલો કરવાને) પોકાર કીધો, આથી તે ઘોડાએ તે લડાઇ કરતા નામદાર આગલથી પોતાનો ચેહેરા ફેરવી નાહાસવા માંડયું. તે ઘોડાના એમ ફરી જવાથી અને તે મગર જેવા રૂસતમે જોર કીધાથી તે બરજોર લગામ સાથે તણાવા લાગ્યો. તેના ઘોડાએ જોર કરવાથી તે જેહાન પેહેલવાનના ગુઠન મરડાઈ ગયાં અને તે ધુલમાં પડયો.

આથી સિંહ જાદો રૂસતમ તેના ઉપર ગાલેબ બન્યો, અને તેણે પવન વેગે પોતાનો હાથ લંબાવી તેને જોરથી જમીન ઉપર સુવાડી દિધો, અને ઝાડની ડાંખલીને પટકે તેમ તેને નિચે પટકયો. તેણે તેને કીનાથી એવો ભોંયે પટકયો કે, તું કહેશે કે તેથી જાણે જમીન પણ ધ્રુજી રહી. પછી તે એક સિંહની માફક તેના સીના ઉપર ચઢી બેઠો, કે જેથી બરજોર તેના ઉપર ફરીથી કીનો લેવા પામે નહી. તેણે કીના સાથે પોતાનું ખંજર મીયાનમાંથી બાહાર કાઢીને એક છેડાયલા સિંહ માફક પોકાર કીધો. પણ તેવામાં તે માતાની બરજોરની એવી હાલત ઉપર નજર પડી અને તેણીએ રૂસતમને તેનું ડોકું કાપી નાખવા જતો જોયો. તેથી તેણી બોલી ઉઠી કે, "(સબુર!) જરા તું મારૂં કેહેવું સમજી લે અને હું તુંને જે કહું છું તે તું હુશીઆરી સાથે સમજી લે. શું તું પાક પરવરદેગારની પણ શરમ રાખતો નથી, કે આવા જવાનને ખુવાર હાલતે કાલી જમીન ઉપર નાખી તેના રવાનને એમ શરીરમાંથી બાહાર કાઢવા માંગે છે અને તેના પેહેરણને તેનાજ લાલ લોહીથી રંગવા માંગે છે? એ બરજોર પોતે પણ નરીમાનનીજ તોખમનો છે, અને તેથી તે તારૂંજ ફરજંદ થાય છે. તું જેહાંનદારનો તે નબીરો અને સગો થાય છે. એ તારો નબીરો અને તું તેના બપાવો છે તે છતાં તું તેના તરફ એવું કાવાદાવાભર્યું દિલ શા માટે રાખે છે? આવું બાજુનું જોર અને આવો લડાયક હાથ ધરાવનાર એ બરજોર પેલા જેહાનના માલેક પેહેલવાન સોહોરાબનોજ બેટો થાય છે. તેને તારેજ હાથે એમ મારી નાખવાની ઇચ્છા કરીને શું તું તે પાળનાર યજદાંનો પણ ડર કરતો નથી? શું તું ઈરાનીઓ અને તુરાનીઓના કીનાને બાહાને ઘડીકમાં તારા નબીરાને તો ઘડીકમાં તારાજ બેટાને એમ મારી નાખશે? શું તારી આંખોમાં શરમ નથી અને તુંને જેહાનનો કાંઇજ ડર નથી?" એમ કહી તેણી આંશુ પાડવા લાગી અને તે મેદાનમાંની ધુલને માથાં ઉપર નાખવા લાગી તથા તેણી બાલ પીખી અને ધુલ નાખીને પોતાનો મોથી કીંમતી પોશાક ફાડી કાઢવા લાગી.

ત્યારે રૂસતમે તેને કહયું કે, "એ નામીચાં ખાનદાનની ઓરત! તું મારી આગલ એ બાએની હકીકત કેહે. જાણે તું સ્વપનામાં કાંઇ બોલતી હોય તેમ શું બકે છે? શું તું એમ કરીને એ મેદાનમાં કાંઇ યુક્તિ કરવા માંગે છે? તું જે કાંઈ કહે છે તેની તારી પાસે કાંઈ છધાણી છે? તે તું તારો એમ ચેહેરો પીખતાં અટકીને મને જડપથી કહી દે. તારે મને એ ભેદ કેહેવો પડશે કે એનો જન્મ સોહોરાબથી કેવી રીતે થયો? જ્યારે એ જાલ અને નરીમાનથીજ ઉતરી આવેલો છે, તો તું તેને મારીજ સામે કીનો લેવા અને મારા ઉપર દુખ પાડવા શા માટે લાવી? માટે તું એ ઉપર જડપથી નેગાહ પુગાડ અને કાંઈપણ બાહાણું કાઢયા વગર એ સઘલો ભરમ તું મને કહે. એ બાએ તું કાંઈ જુઠું બોલે તે મને ગમશે નહી. તેથી તું સાચાં સિવાય મારી આગલ બીજું કાંઇ કેહેતી ના."

શેહેરૂઇએ તેને જવાબ દિધો, "એ પેહેલવાન! મારી જબાંન મારાં મોઢામાં વલતી નથી (યાને મારાથી બોલાઈ શકાતું નથી). માટે તું પેહેલાં તારા હાથમાનું ખંજર મુકી દે. કારણ કે તું તે વડે મારા તુટેલા જીવને જાદુ કરી મુકે છે. મને ફીકર લાગે છે કે કોઈ પણ પલે તારો હાથ હીલશે તો તારા પગ નિચે પડેલા આ તલવારબાજ બરજોરને તે લાગશે." તે જેહાન જીટ બરજોર પણ બંધાયલા હાથ સાથે એવો નિચે પડયો હતો કે જાણે તું કેહેશે કે આસમાને તેના રવાનને પણ બાંધી લિધું છે. ત્યાં તે આંખમાંથી પોતાના ચેહેરા ઉપર આંસુ પાડતો હતો અને તેનું દિલ મોહોબતના આતશથી ભુંજાઇને કબાબ બનતું હતું.

જ્યારે રૂસતમે પોતાના હાથમાંનું ખંજર ફેંકી દિધું ત્યારે શેહેરૂ પણ તેની નજદિક આવીને બેઠી અને તેને કહયું કે "એ જેહાનના પેહેલવાન! તું મોટી પડવીના લોકો વચ્ચે સુરજ માફક દિપતો રેહેજે. જે વખતે સોહરાબ મોટી પડવીના શખ્સો વચ્ચે સર અફરાજી ભર્યો અને નામદાર પેહેલવાન ગણાતો હતો, તે વખતે તેના ઘોડાઓનું ટોલું હમારી તરફના પાહાડ ઉપર રેહેતું હતું. તેથી તેનું રાત દિસ તે જંગલમાંથી પસાર થવું થતું હતું. જ્યારે તેણે પોતાના માંથાને લડાઈ અને કીનાથી ભરેલું બનાવ્યું અને તેણે કીના સાથે ઇરાન જમીન ઉપર હુમલો કરવાનો વિચાર કીધો, ત્યારે તે પોતાના તમામ ઘોડાઓને તપાસવા અને તે પોતાના સઘલા તમામ સિંહ જેવા શખ્સોને સોંપી આપવા માટે જોરાવર સિંહોના જેવાં લશકર સાથે પોતાના ઘોડાના ટોલાં આગલ જડપથી આવી લાગ્યો હતો. તેણે ત્યાં બે રસ્તા વચ્ચે આવેલી એક ઝરાવાલી જગ્યાએ પોતાના બાહુર લશકરની સાથે ઉતારો લિધો

હતો. ત્યાં મારો નામદાર અને બાહાદુર બાપ રેહેતો હતો જેની આખી જીંદગી એક સિંહની માફક શેકાર કરવામાં ગુજરતી હતી. તે દાહાડે પેદાના કરનારા યજદાંના હોકમથી મારો બાપ શેકારે ગયલો હોવાથી તે જગ્યાએ (યાને મારા ઘેરમાં) મારા સિવાય બીજું કોઇ હતું નહી. પરવરદેગારનો હોકમ એવો બન્યો કે મારૂં તે ઝરા આગળ ઉઘાડે પગે અને ઉઘાડે માથે માથા ઉપર કુજો મેલીને પાણી લેવા જવું થયું ત્યારે તે જેહાનજીટ સોહરાબે મને પોતાના તંબુમાંથી જોઈ. તેણે મને ઉઘાડે પગે અને ઉઘાડે માથે તથા ખોલ્લે ચેહેરે જોતાંજ તેનું દિલ મારી મોહોબતની ટલબ કરવા લાગ્યું. તેથી તેણે મને તેડી લાવવા એક શખ્સને ફરમાવ્યું. આથી તે નોકર મને તેની આગલ તેડી લેઇ ગયો. તે જોરાવર શરીરનો સોહરાબ યુકિતબાજ દિલનો હોવાથી તેણે મારી તરફ એક જાદુગરની માફક બેશરમીથી નજર કીધી, અને પોતાની મીઠી જબાનથી મને નરમ બનાવી દિધી. તેણે મરદોના રેવાજ મુજબ અને મદદના પોહોચાડનાર યજદાંના હોકમ મુજબ મકરથી મારા પગોને ફાંદામાં ઉતાર્યા (યાને બાંધી લિધા) અને તેણે મને બીહવરાવવા માટે કીનાની શમશેર મ્યાનમાંથી બાહાર કાઢી. એ પ્રમાણે તેણે બલાતકાર વાપડીને પોતાના દિલની ઇચ્છા કાઢી લીધી, અને તેણે મને યુકિતથી પોતાની છાટી સાથે મજબુટ ચાંપી રાખી. જ્યારે તે જેહાન પેહેલવાન મારીથી છુટો થયો, ત્યારે તેણે મારી હુશીયારી, જોર અને આરામ લુટી લિધાં. તે પાદશાહ પામી ગયો કે હવે મારૂં પેત એક ચંદ્રની ખાન બની છે. તેનાથી હું એ ફલ મેલવીને હમેલદાર બની. આથી તેણે માથું નમાવીને કેટલોએક વિચાર કીધો અને પછી માથું ઉંચુ કરીને તેણે કહયું કે, 'ફરતા આસમાને તુંને ફાયદો કરી આપ્યો છે. જાણુ કે તું પેહેલવાન જાલેજરની તોખમના એક શખ્સથી હમેલદાર બની છે.' પછી તેણે પોતાની આંગલીમાંથી બ્રેસપતીની માફક ચલકતા હીરાની એક વીટી બાહાર કાઢી અને તે મને આપતાં તેણે કહયું કે, જો અને જે કાંઈ હું કહું છું તે ઉપર તું ધ્યાન આપ. તું એ વીટી સાચવી રાખજે, અને જો તારે ત્યાં બેટો અવતરે અને તારે માથે દુન્યાની તમાંમ જંજાલ આવી પડે અને જ્યારે તે કીના ભર્યો બનીને લડાઇ કરવા માટે કંમર બાંધે, ત્યારે તું તેને એ વીટી આપી તે સાચવી રાખવા કેહેજે. જેથી તે બેટો સુરજ ચા ચંદ્રની માફક દિપી રેહેશે. પણ જો, તે એક પરી સુરત નેક બેટી અવતરે તો તે વીટી તેને આંગલે પેહેરવા માટે કામ આવશે. એટલું કહી તે તુરતજ ત્યાંથી પવનવેગે ઘોડા ઉપર ચઢી બેઠો. પછી તે લડાઈ ઉપર ગયો અને તેમાં તે પોતે માર્યો ગયો અને તેને માટેના દુખથી મારી આંખ આસું ભરી બની.

હવે સોહરાબની માફકના નર અઝદાહ જેવા જેહાનજીટ બરજોરે મારે ત્યાં જન્મ લિધો. તે આટલાં વર્ષો સુધી મારીજ આગલ રહયો અને મેં તેની આગલ એ ભરમ જરા પણ કહયો હતો નહી. તે આગલા વખતના ડાહાયા શખ્સોની માફક ખેડુતનોજ ધંધો કરવા માટે મારી સાથે મલતો થયો. મેં તેને ખેડુતનાજ ધંધામાં પથર હેઠેલ દબાયલો એવી ફીકરથી રાખ્યો, કે તેને લડાઇના હથીયારોની ગરજ પડે નહી અને તે પોતાના બાપની માફક લડાઇના મેદાનમાં ખુવારે હાલ માર્યો જાય નહી. તેવામાં એક દાહાડો તેને દરીઆના પાણીની માફક અફરાસીયાબ સાથે મુલાકાત થઈ ગઈ."

પછી રૂસતમે તેણીને તે વીટી દેખાડવા ફરમાવ્યું અને કહયું કે, "એ વીટી જાણે એક પરી હોય તેમ તું છુપાવી શા માટે રાખે છે?" આથી તે ઓરતે તે અંજુમનની વચે ખુલ્લે ચેહેરે એ વીટી તેને જડપથી આપી. રૂસતમે તપાસી જોઈ, અને ત્યાર પછી તે ખુશાલીથી એક પોકાર મારી ઉઠયો. અને તે ગોલાબી ચેહેરાનો તાજ બક્ષ રૂસતમ તે મેદાનમાંથી હસ્તો હસ્તો રખશ ઉપર ચઢી બેઠો. તેણે સિંહોને મારનાર બરજોરને મોટેથી કહયું કે, "તુંને ફરતાં આસમાને તારૂં માથું પાછું બક્ષ્યું છે, માટે તું પણ હવે મેદાનમાંથી ઉઠી ઘોડા ઉપર બેસ અને જમીનના પાદશાહ (કેખસરૂ) ની આગળ જા."

એમ સમજતાંજ બરજોરે રૂસતમની પુશકલ તારીફ કીધી, અને તેને દુવા દેતાં કહયું કે, "ઓ પેહેલવાન! પેહેલાં તું મારે ખાતર પેલા રૂઇનને અને તેના લશકરને માફ કરીને મને રોશન રવાનનો બનાવ કે જેથી તેઓ ખુશાલી સાથે અત્રેથી પોતાને વતન જાય." પછી તેઓએ તુરતજ ખુશાલી સાથે પોતાના કંમરબંધ છોડી નાખ્યા અને ત્યાંથી નિકલીને ઇરાનીઓની આગળ ગયા. તેઓની આગળ આવી લાગતાંજ રૂસતમે ખુશાલીથી પોકાર મારીને તેઓને કહયું કે, "આ નામવર કે જેણે આપણી સાથે લડવા માટે કંમર બાંધી હતી, તથા જેને માટે આપણાં દિલ ગમ ભર્યાં અને બોખાર સાથના બન્યા હતાં, તે તો આખરે સોહરાબનો બેટો નિકલ્યો છે."

રૂસતમે તેઓને એમ કહી સમજાવતાંજ તે ઇરાનીઓ ખુશાલ બનીને કુદવા લાગ્યા. જવારેહે પણ એ ખુશ ખબર દસ્તાનને પોહોંચાડવા માટે પોતાના ઘોડાને વિજલીના આતશ માફક ત્યાંથી દોડાવી મુકયો. આથી તમામ સીસ્તાન એકી વખતે ખુશાલીમાં આવી ગયું અને એ કીના ઉપર મોહોબતનો આતશ ફુકવાને માટે સામનો બેટો જાલ પોતે અને તેના નામદારીભર્યા મુબારક પેહે-

લવાનો તેને લેવા માટે શેહેરની બાગળ બાહાર આવ્યા. જેવો બરજોર ત્યાં આવી લાગ્યો અને તેણે જાલને જોયો, તેવોજ તે ઘોડા ઉપરથી નિચે ઉતરીને તેના ઘોડા આગલ દોડી ગયો. જાલેજરે તેને છાતી સાથે ચાંપ્યો અને તેને પોતાની સાથે પોતાના સુનેરી જીન ઉપર બેસાડયો. વલી તેણે તે ઇરાનીઓની ખબર અંતર પુછી અને તેઓના કપાલ અને ચેહેરા ઉપર બોસા લીધા. ત્યારબાદ તેણે એ દરજ્જાવાલા અને નામદાર પેહેલવાનોની સાથે સામના મેહેલ તરફ ચાલવા માંડયું અને ત્યાં જઇ એ સઘલા સરદારો તેમજ ઇરાનના મુલકના નામદારો જમવાને બેઠા.

## રૂઇને અફ્રાસીઆબ આગળ આવી તેને બરજોર ઉપર વીતેલી તમામ વાતની ખબર આપી તે વિષે.

હવે રૂઇન બરજોર માટે બનેલા આવા બનાવથી દુઃખી દિલનો બનીને તે લડાઇના મેદાનમાંથી પાછો ફર્યો. તે એ પ્રમાણે કરમાઈ ગયલી ડાંખલીની માફક નમાવેલાં માથાં સાથે પોતાના બાપ આગળ આવી પુગ્યો. ત્યાં તેણે તમામ શેહેરને દરીઆની માફક ખુશાલીથી ઉશકેરાયલું જોયું, અને ત્યાં માણસો તથા ઢોલોના અવાજથી કાન પણ બેહેરા થઇ જતા હતા. તેથી તેણે કોઇને પુછયું કે "મને કેહે કે શું બન્યું છે? આપણા મેહેલમાં લોકો શાના એકઠાં થયાં છે?" એકે જવાબ દિધો કે, "અફ્રાસીયાબ વફાદાર પેહેલવાન પીરાનના પરોણા તરીકે અત્રે આવ્યો છે." પછી તે દુખી જીવે અને દુખતાં માથાં સાથે ઉટાવલે પોતાના બાપને ઘર તરફ ગયો. તેથી દરબાને જઇને પીરાનને ખબર આપી કે, "તારો રૂઇન શેકારના મેદાનમાંથી પાછો ફર્યો છે." આથી ત્યાં તુરાનીઓએ ખુશાલીના પોકાર કીધા કે, "ભલે એ જોરાવર સિંહ જેવો રૂઇન જંગલમાંથી પાછો ફર્યો." પણ રૂઇન પાદશાહ આગળ આવતાંજ આંખોમાંથી ચેહેરા ઉપર આંસુ પાડયાં અને તે જમીનને બોસો લેઇને પોતાના કાયદા પ્રમાણે તેની આગળ જઇ ઉભો.

જ્યારે અફ્રાસીયાબે તેને એ પ્રમાણે દિઠો, ત્યારે તેણે તેને પુછયું કે, "એ જમીનના પેહેલવાન! મને કેહે કે તુંને શું થયું છે? અને તું એવો નખાઈ કેમ ગયો છે? શું તું કોઈ સ્વપનાથી એમ છેડાયલા જેવો બન્યો છે? મને લાગે છે કે (તારે ત્યાં) પરોણો આવેલો તુંને ગમતો નથી, જેથી તું મારાં મેજબાન (પીરાન)ની સાથે એમ વનસાયલા ચેહેરાનો બન્યો છે."

એમ સમજી રૂઇને જબાન ખોલી તેને કહયું કે, "તું જેહાનનો પાદશાહ જાવેદાન સુધી ખુશાલ રેહેજો." પછી તેણે બરજોરની વાત કાઢી અને તેણે તેને માટે જે કાંઈ જોયું હતું તે, તથા શેહેરની અને જવેહેરી બેરામની તથા રૂસતમના સઘલા કાવાદાવાની, પેલી મરઘીની, ઝેહેરની, તથા તે છેલ્લાં બરજોરને એક વાઘની માફક મારી નાખવા ગયો તેની, અને આખરે તે સોહોરાબનોજ બેટો નિકલ્યો તે વિષેની સઘલી વાત તેને કહી. પાદશાહે અને તેના લશકરે એ સઘલું ધ્યાનથી સમજ્યું. પછી તે બોલ્યો કે, "મારી આંખો પણ એજ કારણથી પાણીભરી બને છે. હવે તો તે બરજોર ખુશાલી સાથે પેલા સિંહ જેવા પેહેલવાનની આગળ સીસતાન તરફ ગયો હશે."

જ્યારે અફ્રાસીયાબે એ સઘલું સમજ્યું ત્યારે ગુસ્સા અને કીનાથી તેની આંખો લોહીના બે ફુલ્યાં જેવી બની. તેણે પોતાના પોશાક ઉપર હાથ-નાખી તે ચીરી કાઢયો અને છેડાયલા સિંહની માફક પોકારો મારવા લાગ્યો. તેણે પોતાની દાઢી પીખી નાખી અને પોતાના સુરજ જેવા ચેહેરા ઉપર આંખોમાંથી આંસુઓ ટપકાવીને તે બોલ્યો કે, "હવે બોલવામાં શું ફાયદો? કારણકે હવે તો એ દુશમનો આપણા નસીબ સંજોગે અત્રે ધુમારો ઉડતો કરશે (યાને નાશ કરશે.) માટે તમો મને કહો કે હવે આપણે એ કામનો શું ઉપાય કર્યે? મારાં દુખ વચ્ચે એ કામમાં મારો મદદગાર કોણ થશે? કારણકે આસમાને તો મને ઘેરી નાંખ્યો છે, અને તેણે મારાં દિલને ગમગીન બના-વીને તેને અંદર ખાનેથી દુખી કીધું છે. તે દસ્તાનની તોખમનું ફળ હોય એવું તો આપણે ધાર્યુ હતુંજ નહી. આપણી તોખમને તો કોઇપણ શખ્સ ઇરાનમાંથી (એ પ્રમાણે) સોધી કાઢી શકતો નથી. હવે આપણે શું કર્યે? એક (સોહોરાબ) ચાલી ગયો અને બીજો (બરજોર) આવ્યાથી તો તમોએ કીનો લેવા માટે પાછી કંમર બાંધી. આપણો મુલક દસ્તાનથી દુખી થયો છે અને તેણે લડાઇમાં આપણી ધુલ પખોડી છે. હવે જ્યારે તેને માટે કાંઇપણ (બચાવની) જગ્યા દેખાતી નહી ત્યારે તેટલામાં તો વળી તેની બીજી લીલી ડાંખલી ફુટી નીકળી છે. તેઓ સઘલા કીના વખતે ગુરજ અને શમશેર વાપડનારા છે, અને તેઓના સ્વારીના ઘોડાઓ પણ સિંહના બચ્ચાંઓ જેવાજ રહે છે. હજી તો તેઓની તલવારે મ્યાનમાં આશાયશ પકડી નથી, તેટલામાં તો વળી બરજોરે અને તેની માયે તેની સાથે સગાઈ કરી નાખી છે. જેને લિધે હવે મારો જીવ હંમેશાં ધાસ્તીમાં રેહેશે અને તે ધાસ્તી ચિંતાથી મારા દિલના બે ટુકડા થશે. આવા છેડાયલા સિંહ અને જોરાવર વાઘ જેવાની તેના પંજાને મદદ મલી ગઇ છે. હવે એ બરજોર જેવો ઇરાન અને તુરાનમાં કોણ

ગણાશે ? તેથી આપણા મુલક માટે રડી બેસવું પડશે. કોણ જાણે મેં બુદ્ધ આસમાનનો શું ગુનાહ કીધો છે, તે હું જાણતો નથી. પણ તેણે તો મારી જીંદગીને દામર જેવી કાલી બનાવી છે. જ્યારે બરજોર જેવો નબીરો અને રૂસતમ જેવો બપાવો હોય ત્યારે તો એક સીંહને પકડશે અને બીજો અઝદાહ જેવો ગણાશે. હવે રૂસતમને લિધે આ મારા મુલકમાં ધાસ્તી (ફેલાયલી) રેહેશે, અને તેની ફીકરથી મારૂં દિલ અરધું બની જશે. જ્યારે રૂસતમ લડાઇની સફમાં ઊભલો રેહેતો હતો, ત્યારે તેની સામે એક શખ્સ કે પચાસ હજાર શખ્સ સરખા ગણાતા હતા, તો હવે એ બે કીનો સોધનારાઓથી તો શું શું થશે ? તેઓ તો હવે મારાં લોહીની જંગલમાં નદીજ વેહેતી કરશે. હવે જો મારા સંખ્યાબંધ તુરાનીઓ ઇરાનીઓ આગલથી નાહાશ ભાગમાં પડશે, તો તે વાજબી પણ ગણાશે. કોઇપણ જમાનામાં એવી વાત તો કોઇએ જણાવી નથી. હવે તો આ તાજ અને તખત ઉપર ધુલ નાખવી પડશે. ”

એમ કહી તેણે પોતાનો પોશાક ફાડી કાઢયો અને પોતાના પાદશાહી તાજને ધુલમાં ફેંકી દિધું. તુરાનના બુજોર્ગોએ પણ પોતાના માંથા (ગમથી) નમાવી દિધાં અને આંખોમાંથી આંસુ પાડી તેઓએ પોતાના ચેહેરા ભીજવી નાખ્યા. તેને સૌ કોઇ કેહેવા લાગ્યા કે, “ ઓ પાદશાહ ! તારા જેવો નામદાર જેહાનમાં કોઇ નથી. તું પણ ફરીદુનનો નબીરો અને પશંગનો બેટો થાય છે અને તારી ધાસ્તીથી પણ દરીઆમાંના મગરો નાહાસી જાય છે. તું પણ કીનો લેવામાં સિંહ જેવો અને જોર ધરાવવામાં હાથી જેવો છે. તારૂં દિલ દરીઆના મોજા જેવું મોટું અને તારી હથેલી નાઇલ નદી જેવી (સખાવતવાલી) છે. જ્યારે તું કાલા ઘોડા ઉપર સ્વાર થાય છે, ત્યારે તારી સામે પણ એક શખ્સ કે ત્રીશ હજાર શખ્સો એક સરખાજ છે. હવે ત્યારે તું એ સઘલી ધાસ્તી શા માટે રાખે છે ? અને શા માટે રડે છે ? (તારી માફક) આવી પેહેલવાન જેવી ગરદન અને બાજુ કોણ ધરાવે છે ? ”

## અફરાસીયાબે સુસન નામની રામશગરને કાંઇક યુક્તિથી રૂસતમને અને ઇરાનના પેહેલવાનોને પકડવા માટે મોકલી આપી તે વિષે.

હવે ત્યાં (તે વખતે) એક રામશગર હાજર હતી તેણીએ પાદશાહને કહ્યું કે, “ ઓ તાજ અને તખતને લાયકના પાદશાહ ! એક શખ્સના વધારાથી એવું તે શું થવાનું હતું કે તું તારી બે આંખોને એમ લોહીના

દરીઆ જેવી બનાવે છે? એક ટીપાંથી કાંઈ નાઇલ નદી ઘટી જતી નથી. હાથીની સામે એક મગતરૂ શું બીસાડમાં ગણાય? તું એકજ શખ્સ માટે આ સઘલું રૂડન કરે છે. પણ તે એક શખ્સ કાંઇ લોઢાંને બનેલો નથી. હવે જો તું પાદશાહ મને મદદ કરશે, તો મુબારક નસીબ તેમજ ગુરગીન, તુસ અને ગસતહમ જેવા તમામ ઇરાની બુજોર્ગો તારા ચાકર બનશે. હું તુંને ઇનશાઽી પરવરદેગારના, તથા તાજ અને તખતના, તથા પ્રકાશતા સુરજ અને ચાંદરનું આપનારા ચંદ્રના સોગંદથી કહું છું કે, અત્રેથી હું એખલી ઇરાન તરફ જઇને મારાં જાદુ અને કાવતરાંથી ત્યાં સિંહ જેવી બનશ. હું સામના દસ્તાનને, બાહુર બરજોરને, ગેવ અને ગોદરેજને, સિંહ જેવા બેહેરામને, રૂસતમને, બેજનને, પેહેલવાન જવારેહેને અને કાઉશના બેટા લડાયક ફરીબરૂજને દીવાના જેવા બનાવીને તેમને કુતરાની હાલતે મારા ફાંદામાં બાંધશ અને તેઓને નીમરોજથી તારી આગલ લેઇ આવશ."

જ્યારે અફરાસીયાબે તેની એવી વાત સમજી, ત્યારે તેને તેથી ઉલટોજ વિચાર આવ્યો. તેણે તેણીને કહયું કે, "તું મુગી બેસ, અને રામશગરોની માફક દારૂની જામ પીઆ કર. વળી લડાયક રામશગરને કોણે જોઇ છે! જેહાનમાં એવી રાહા રીતી તો હોતીજ નથી. એક ઓરત કામ બજાવવામાં ગમે એવી દાનાવ પણ હોય તોએ જ્યારે તે મરદાનગી કરવા નિકળે ત્યારે તે રૂસવા થાય છે. સીતાર અને ચંગ વજાડવા સિવાય તારૂં બીજું કાંમ નથી. તારા બે પંજા કાંઈ લડાઇને લાયકના છે પણ નહી."

સુસને અફરાસીયાબની એવી વાત સમજતાંજ તેનું દિલ દરીઆની માફક ઉછલવા લાગ્યું. તેથી તેણીએ તેને જવાબ દિધો કે, "ઓ માચીન અને ચીનના પાદશાહ! મારા એમ બોલવાથી તું કીનાભર્યાં દિલનો ના બન. કારણકે આગલા જમાનાના દાનાવોએ પણ એવું કહયું છે કે, 'ઓરતોનાં મક્કરથી તારે નચિંત બનવું જોઇતું નથી.' હું કાંઇ તારાં લડાયક માણસોની મદદ માંગતી નથી. મારી તદબીરને માટે મારા બે હાથજ પુરતા છે. તો પણ હું એક એવા બાહુર શખ્સને મારી સાથે લેઈ જવા માંગું છું કે, જે લડવે તુંદ સિંહના જેવો હોય અને જેણે રૂસતમનો ચેહેરો જોયોજ નહી હોય તેમજ તેણે જેહાનમાં તેનો સાત્ર પણ સમજ્યો નહી હોય. જેથી તે મારાં કામમાં મદદગાર થાય અને તે લડવાને વખતે મરદાનગી દેખાડતાં પોતાનો ચેહેરો ફેરવે નહી, પણ લડાઈ વખતે તેને હું જેવો હોકમ કરૂં તથા જે કહું તે બજાવાને તે પોતાનો હાથ લંબાવતો રેહે."

અફ્રાસીયાબે સુસનનું કેહેવું સમજતાંજ તેને એવો જવાબ દિધો કે "ઓ નામીચાં મોતીના જેવી ઓરત! જે કાંઇ તું કહે છે તે જો તું બજા લાવશે, અને જો તે બુરા વિચારનાઓને તું તારા પગ નિચે કચડશે, તો તું મારી તમામ બાનુઓના ભરવાદ (સરદાર) જેવી બનશે અને મારી તમામ બાનુઓ તારાં મેંઢાં બકરાં (તાબેદાર) બનશે. વળી તું તેનો બદલો ઇરાન અને તુરાનમાંથી પણ પાંમશે, અને તુંજ તમામ કામમાં હોકમ ફરમાવનારી બનશે. તો પણ તું મને કેહે કે તે બુરા વિચારના શખ્સોના જીવ બલતા બને એવો તે ઉપાય તું શું કરવા માંગે છે?"

સુસને તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! તું જરા સારી રીતે ધ્યાન આપીને મારી આ વાત સમજ. તે મગરૂરો જ્યાં પણ હોય છે, ત્યાં તેઓ એકમેકની સાથે મલીને મોજમજાહ કરવા બેસી જાય છે. તેમ કરવામાં તેઓ એકમેક સાથે જાણે સરસાઇ કરે છે, અને તેથી આખરે તેઓ ઘણી મોજમજાહ મેલવે છે. માટે તે દસ્તાનનો બેટો કે બીજાઓ આખરે એક એક બબે સાથે મલીને (મારે ત્યાં મોજ કરવાને) જરૂર આવશે. તે વખતે હું તું ફતેહમંદ પાદશાહના નસીબની મદદથી તેઓને એમ મજબુટ કેદ પકડશ. તો પણ દર વખતે સિંહના જેવો નિવડતો હોય એવો એક બાહુર તો મને મારી સાથે જોઇશેજ, કે જે માર્ગમાં મારો સાથી બને અને વલી તે મારી ખુબી ખાંમીથી પણ જાણીતો થાય."

આથી તુરજ અફ્રાસીયાબે તેણીને કહયું કે, "મારી પાસે એવોજ એક કદે ઉંચો, જોરાવર બાજુનો, સિંહ જેવા સીનાનો, અને પેહેલવાન જેવા શરીરવાલો એક સ્વાર છે. તે ચીનથી નવોજ મારી આગળ આવ્યો છે, અને તે પોતાને કીનો લેવાંમાં એક નર સિંહ જેવો જણાવે છે. તેની ઇચ્છા તેહેમતનની સાથેજ લડાઈ કરવાની હોવાથી હું ધારૂં છું કે તેજ તારો સાથી બની શકશે. તેણે ઇરાનીઓની લડાઇ જોઈ નથી તો પણ તે પોતાની એ ઇચ્છા પાર પાડવા માટે પોતાની કંમર બાંધવા માંગે છે." ત્યારે સુસન બોલી કે, "ઓ પાદશાહ! તું એ નામદારને અત્રે જલડીથી આવવા ફરમાવ."

આથી તરતજ અફ્રાસીયાબે તુરાંની નામદારોને ફરમાવ્યું કે, "તમો પીલસુમને મારી આગળ હાજર કરો, કે જેથી તે મારાં કામ ઉપર ધ્યાન પુગાડે." તુરતજ તે લઇયક શખ્સ ત્યાં આવી લાગ્યો અને તેની બાજુ ઉંટની ટાંગ જેવી હતી. તે કદે ઉંચો અને જોરાવર બાજુનો હતો, અને તે એક નર સિંહના જેવો પોકાર મારતો હતો. તેથી સુસને તેને કહયું કે "ઓ નામદાર!

તું પેલા જેહાન પેહેલવાન (રૂસતમ) ને માંગે છે. માટે જો તું કમર બાંધીને મારી સાથે આવશે, તો તું એક જોરાવર સિંહ માફક તેને ત્યાં મારી શકશે. હું તેને એવી રીતે તારા હાથમાં લાવી આપશ કે તું સેહેલાઈથી એક ઓરતને બાંધે તેમ તેને બાંધીને અત્રે લાવી શકશે. વળી હું ખુસરૂના તમામ વફાદાર નામદારોને પણ છાકટ અને ઉંઘતી હાલતમાં તેને સોંપી દેવશ." ત્યારે તે નામદારે સુસનને જવાબ દિધો કે "તે જેહાન પેહેલવાન સાથે તો હું લડવાજ માંગુ છું. તેને હું મારી નજરેનજર જોવશ કે તું મારી ફોનો સોધવાની રીત પણ જોઇ લેશે. હું મારા તીરથી તેની કંમર એવી વિંધી નાખશ કે તેનું સીમુર્ગ પણ તેને માટે રૂડન કરવા પડશે."

પછી તેણે મુશાફરીએ જવા માટે કંમર બાંધી અને તેણે તુરત પાદશાહને કહયું કે, "તું તારા ઉટના રખેવાલને મારે માટે એક બીસ્તુન પાહાડ જેવું એક ઉંટ લાવવા ફરમાવ." આથી અફરાસીઆબે પીરાનને કહયું કે, "એ માન અને મરટબાવાલા નામદાર! તું અત્રે થોડાંક ઉંટો લાવવાનો હોકમ કર કે જેથી આ અકલમંદ શખ્સ જેવું માંગે છે તેવું ઉંટ તેને મલી શકે. વળી એક સંગાર સાથનો રેસમી તંબુ તથા બીજી સઘલી જોઇતી ચિજો પણ તૈયાર કરીને અત્રે લાવવા ફરમાવ." આથી પીરાને સુસનને કહયું કે, "એ નામદાર! તુંને જે સઘલું જોઇતું હોય તે તું ગણી લે અને ફરમાવ કે જેથી બીજું જે વધતું ઓછું તુંને જોઇએ તે પણ હું હમણાજ તારી આગળ હાજર કરૂં"

સુસને તેને જવાબ દિધો કે, "એ પેહેલવાન! તું ખુશાલ અને રોશન રવાનનો રેહેજે. રાંધણીમાં જે કાંઇ ખોરાકી હોય તે પણ તું તારા બાવરચીને અત્રે લાવવા ફરમાવ. તેઓને તું મરઘી, અચાર, નાન તથા મેઢાંનું ગોસ્ત વિગેરે તમામ ચિજો અત્રે લાવવાનો હોકમ કર. વળી એ પેહેલવાન! તું બીજું એમ પણ ફરમાવ કે તાજ, તખત અને કોલાહવાલા પાદશાહ આગળ જે મીજલસ મલી છે ત્યાં તેની હજુરમાં તેઓ તુરત અરન શેહેરના દારૂની બે બાટલી પણ લાવી હાજર કરે." ત્યારબાદ તેણીએ પાદશાહને કહયું કે, "એ નામદાર પાદશાહ! હવે હું જે વાત કહું તે ઉપર તું ધ્યાન આપ. તું તારા ચાકરોને પીવાની ચિજો સાથે બેસુધ કરનારો દારૂ પણ લાવવા ફરમાવ." આથી તેણે તેણીને તે (દારૂ) પણ થોડો આપવા ફરમાવ્યું. પછી તેણીએ પીરાનને કહયું કે, "એ નામદાર! મારૂં સઘલું કાંમ પુરૂં થયું છે અને હવે મારાં દિલની ખાહેસ મુજબનું કામ બજાવવાનું રહયું છે."

પછી તેણી પોતાની સાથે પેલા ખુજેગીભર્યા બાહાદુરને લેઇ ખુશ થતી તે પાદશાહ આગલથી બાહાર પડી. તેઓના ખોરાકનો બોજો તથા તંબુઓ અને ગલીચાનો બોજો દસ ઉંટોની ઉપર લાધેલો હતો તથા બીજા ઉંટો ઉપર વાંસલી, સારંગી, સરનાઈ, ચંગ તેમજ ખુશાલીને માટેની ચિજો તથા લડાઇને લગતી ચિજો લીધી હતી. જ્યારે એ સામનથી લઢાઇને એક વંજાર તૈયાર થઈ ત્યારે તેણીએ પોતાનું તમામ કામ રસ્તો કાપવાનુંજ જોયું. તેથી તેણીએ તે લડાયક તુરકીને કહયું કે, "હવે તું પણ ઉટાવલ કર અને લડાઈ કરવા અને ફીનો લેવાને તૈયાર થા." તેણીનું એવું કેહેણુ સમજતાંજ પીલસુમ પણ જોરાવર ફુકતા પવનની જડપે ત્યાં આવી લાગ્યો. તેથી અફ્રાસીયાબે પીરાનને ફરમાવ્યું કે, "હવે તું અત્રેથી પાણીના દરીઆની જડપે જઇને તેને માટે સુનેરી લગામ, ફીરોજાના જીનવાલો એક ઘોડો, એક તુરકી બખતર અને વળી સુનેરી ગાયની મુઠવાલો ગુરજ એ સઘલું લેઇ આવ."

પછી તેણે પીલસુમને કહયું કે, "ઓ લડાયક નામદાર! જો તું એ કામમાં એક પેહેલવાનજ નિવડશે, તો હું પરવરદેગારના, ઉંચાં આસમાનના અને પ્રકાશતા સુરજના તેમજ તલવાર અને કમંદના સોગંદથી કહું છું કે જેમ તુરાન તારૂં થશે તેમંજ ઇરાન પણ તારૂંજ થશે. ફકટ મારી તો નામદારી રેહે એજ બસ છે, જ્યારે તારો તો ત્યાં હોકમ ચાલશે." આથી તે રવાના થતા તુરકી આગળ પીરાને સઘલો સામાન લાવી હાજર કીધો અને લડાઇનો એ સઘલો સામન પીલસુમને સોંફ્યો તથા તેના ઘોડાને પણ ત્યાં મુશકેલીથી હાંકી લાવવામાં આવ્યો. તેથી પીલસુમે પીરાનને કહયું કે, "ઓ પેહેલવાન! તું રોશન રવાન સાથે ખુશાલ રેહેજે. હું મારાં માથાંને તારા અને પાદશાહ અફ્રાસીયાબના નશીબથી સુરજ સુધી પુગાડશ. તે રૂસતમ જરા પણ મારી નજરે પડશે કે પેહેલો હું તેના રખશનેજ સ્વાદ ચખાડશ. હું તેને મારી કમંદના ફાંસામાં પકડીને જીન ઉપરથી ખેંચી કાઢસ અને તેને તેના ઘોડા ઉપરથી જમીન ઉપર નાંખશ. જાબુલસ્તાનમાં હું આગ લગાડશ, અને દસ્તાનના મુલ્કને જડમુળથી ઉખેડી નાખશ. ફરામરજની આંખોને તથા તેના દિલને હું વિંધી નાખશ અને તેના લોહીથી મેદાનની સપાટીને કદ્દવવાલી બનાવશ. દસ્તાનના મેહેલમાંથી હું રૂડનનો સાદ નિકલતો કરશ અને જાલના દિલને રૂસતમ માટે ઉશકેરાયલું બનાવશ." એમ કહીને તે કીના સાથે કંમર બાંધીને પોતાના હાથી જેવા કદના ઘોડા ઉપર બેઠો.

પછી તેણે યુકિતબાજ સુસન આગલ આવીને તેને કહયું કે, "ઓ રંગ અને સોદમથી સંગરાયલા ખજાના ! હવે આપણે આ ઘોડા ઉપર બેસીને પેલા બાહુરો અને સિંહો આગલ ઇરાન જઇશું." પછી તે તુરકી પીલસુમ તેણી સાથે વેપારીઓને વેસે ઉટનાં રખેવાલો સાથે ત્યાંથી જવાને બાહાર પડયો. તુરાન જમીનનો સઘલો રસ્તો કાપીને પસાર કરતાંજ દસમે દિવસે તેઓ એક પાદશાહી રસ્તા ઉપર આવી લાગ્યા. તે પાદશાહી રસ્તા આગલથી બે રસ્તા પ્રાટતા હતા. એક રૂસતમની (યાને સીસ્તાન) તરફ જવાનો હતો, જ્યારે બીજો પાદશાહની (યાને ઇરાન) તરફ જવાનો હતો. એ રસ્તા ઉપર એક ધર્મસાલા અને એક પાણીનો કુવો આવેલો હતો અને તે સઘલી જગ્યા મોજમજાહ અને આરામ કરવા લાયકની તથા સુવાને લાયકની હતી. ત્યાં તેઓએ તે કુવા આગલ તમામ સામન ઉતાર્યો.

પછી તેણીએ તે ઉંટના રખેવાલને કહયું કે, "ઓ નેકબખત! તું આ કુવા આગળ એક તંબુ ચોક, અને તેમાં ગલીચા પંઠરાવ અને રેશમી પરદા નખાવ. વળી તે તંબુમાં તું મોજમજાહ માટેની મીજલશની તૈયારી કર અને ત્યાં જે કહું તે લાવીને તું હાજર કર. હાલ તો તું ત્યાં જલદીથી વધારેલી મરઘી અને નાનતું ખાનું તથા વલી એક દારૂની બાટલી મારી આગલ લાવ અને બીજો દારૂ તું તંબુની બાહાર મુકી રાખજે. પણ ધ્યાન રાખજે અને મારી આગલ તું આવતો ના. તું તારો આખો દિવસ એ મેદાનમાંજ પસાર કરજે." પછી તેણીએ પીલસુમને કહયું કે, "તું પણ જડપથી તારી લગામ અને રેકાબ પકડ અને તારા ઘોડાને પેલા કીલ્લા આગળ લેઇ જઇને ત્યાં તેને મજબુટ બાંધી રાખ. પણ તું તે ઘોડાના દિલ ઉપર લડાઇનું બખતર પેહેરાવેલુંજ રાખજે અને તેના માથાં ઉપર એક અંબારી પણ પેહેરાવી રાખજે. વળી તું પણ તારાં બખતરનાં બંધ છોડતો ના. પણ ઓ જનુની વાઘ! તું મારા બોલવા ઉપર ધ્યાન આપજે અને જ્યારે હું 'ઓ નામદાર' કરીને બોલું ત્યારેજ તું તારા ઘોડાને કીલ્લામાંથી બાહાર લાવજે."

## રૂસતમની પરોણાગત ચાખતાં તુસે ગોદરેજ સાથે મારામારી કીધી અને તે ઇરાન તરફ ચાલી ગયો અને ઇરાની પેહેલવાનો તેને પાછો લાવવા માટે પુઠે ગયા તે વિષે.

પેલી તરફ સઘલા સિંહ જેવા પેહેલવાનો સામના મેહેલમાં જઈ પુગ્યા. ત્યાં તેઓ રાત અને દિવસ ખાવા પીવા પડયા અને તેઓના હોંટોએ હસવાથી જરાએ આસાએસ પકડી નહી. ખાવા પીવા અને એસ આરામ કરવા સિવાય તેઓનું ત્યાં બીજું કાંઇ કામ હતું નહી. બીજું કાંઇ કામ કરવાનો કોઇને વિચાર પણ આવતો હતો નહી. જેહાન પેહેલવાન રૂસતમ કેઆની ખોરેહ સાથે બરજોર માટેની ખુશાલીથી દારૂની ખુમારીમાં એવો ચકચુર બન્યો હતો કે તે રાત છે કે દિવસ તે પણ પારખી શકતો હતો નહી. બરજોર તેમજ પેહેલવાનોને બાલનાર રૂસતમ બંધે એજ પ્રમાણે ત્યાં રેહેતા હતા. સૌ કોઇ ત્યાં બોલવા લાગ્યા કે, "કીનાના મેદાનમાં મારી માફકનો કંમર બાંધનાર બીજો કોઇ નથી." તેમ વળી કોઇ એમ બોલતો કે, "હું તો મારા હાથો વડે સિંહને પણ પકડી શકું છું અને મારા ગુરજથી મસ્ત હાથીને પણ નિચે પટકું છું." એ પ્રમાણે સૌ કોઇ પોતાની મરદાનગીની વાતો કરવા લાગ્યા. કોઇ એ બાબે થોડું બોલતો તો કોઇ ઘણું બોલતો હતો. એવો દાવો કરતાં તુસે ઉભો થઇને કહયું કે, "મારા જેવો ઇરાનમાં કોણ છે? ફરીદુંનના ખાનદાનીઓ કરતાં અને નોજરની તોખમનાઓ કરતાં વધારે જોરવાલો, દીનદાર અને ઇનશાફી હુંજ છું. મારા જેવો દમામદાર અને મજબુટ ગરદનનો તો ગોદરેજ, કેશવાદ કે જાલનો બેટો રૂસતમ પણ હશે નહી."

ત્યારે એમ સમજતાંજ ગોદરેજે તેને કહ્યું કે, "ચુપ રહે. મજબુટ હુશીયારીવાલો શખ્સ કાંઈ એમ બોલે નહી. પાદશાહ તરફ વફાદારી ધરાવનારા કેશવાદના કુટુંબીઓ સાથે સરસાઇ કરતાં તું હમારી તો પરવાહ કરતો નથી પણ શું તું કોઇ બીજાની પણ પરવાહ રાખશે નહી? તુંને જીન ઉપરથી ઉઠાવીને ઉંધે મસ્તક ધુલમાં નાખનારા પેલા બરજોરની પણ શું તુંને શરમ લાગતી નથી? તેનો તો તુંને મેદાનમાં ઘણો અનુભવ મલેલો છે છતાં, શું તું તેની સાથે હજી પણ સરસાઇ કરવા માંગે છે?"

પણ ગોદરેજનું એવું બોલવું સમજતાંજ તુસનું દિલ ફાડી ખાનારા સિંહની માફક ઉછલવા લાગ્યું. તેણે તુરત હાથ લંબાવીને મ્યાનમાંથી ખંજર

બાહાર કાઢીયું, પણ મુબારક નામના ધરાવનાર રેહામે જોરથી હાથની અછાત મારીને તે ખંજર તેના હાથમાંથી ફેંકી દિધું, અને તેને કહયું કે, "એ મુરખ અને પતરાજીભર્યા બુરા દિલના શખ્સ ! તારી આગળ રૂસતમ છે તેની પણ જો તું શરમ કરતો નહી હોય, તો હમણાજ તું તારો લાયક બદલો મેલ-વશે. તારી સામે પેહેલવાનોને જરાએ શરમાવાનું નથી. પણ તે શું કામનું, કારણકે આ મકાન કાંઇ લડાઇની જગ્યા નથી."

આથી તુસની બંધે આંખો કીનાથી લોહી જેવી બની અને તેણે ગુસ્સા સાથે રૂસતમના મકાનમાંથી બાહાર પડી તથા પોતાના ઘોડા ઉપર બેસીને ત્યાંથી ચાલુ મુકયું. કારણકે રેહામના એમ બોલવાથી તેનો જીવ દુખી થયો અને તેથી તેણે ત્યાંથી ઇરાન તરફનો રસ્તો ધર્યો. જ્યારે રૂસતમે ત્યાં આવીને તુસને ત્યાં જોયો નહી ત્યારે તેણે જમની તથા દાવી બાજુએ સઘલે નજર કીધી, અને પછી ફરામરજને પુછયું કે, "તુસ કયાં છે ? શું છે કે સઘલા એમ ચીરડાયલા છે ? અને વરૂ કે વરસાદથી મેંઢાંનું ટોલું વિખેરાઇ જાય તેમ સઘલા વિખેરાઈ કેમ ગયા છે ? મને કહો કે એ તમારો કજીયો શા ઉપ-રથી થયો છે ? અને તામારા વચે એવી નહી ઘટતી મારામારી કેમ થઇ છે."

ત્યારે બરજોરે તેને જવાબ દિધો કે, "એ પેહેલવાન ! તું હંમેશાં રોશન રવાન સાથે રેહેજે. તુસની મુરખાઇને લિધે તેનો મદદગાર કોઇ બન્યું નથી. તેથી તે માટે કજીયો અને મારામારી સિવાય બીજું કાંઇ બન્યું નથી. તે તો જેહાનમાં પોતાના સિવાય બીજા કોઇને મરદાને મરદ તરીકે ગણાવા નહી માંગતો હોવાથી ગોદરેજ અને રેહામે તુસ સાથે મારામારી સોધી લિધી હતી. વલી તે તો બસ ફરીદુનનીજ વાતો કરવા પડયો અને તેણે કોઇને પણ પોતાની બરોબરનાં (જોરાવર) ગણ્યા નહી. તેથી ગોદરેજે એવું સમજીને તેને કહયું કે, 'તું મુગો રેહે. તું એક મુરખ માફક એમ વગર ફોકટનો ફુગરા ના. તારે માટેની એવી વાતો કરતાં તું પોતાનેજ પીછાની શકતો નથી.' આથી તુસે ચીરડાઇને ગોદરેજને માઠા સખુનો કહયા તથા આ પેહેલવાનો વચે તેને બાયલો પણ કહયો, અને વળી બાજુ ચઢાવી તથા પોતાનું ખંજર બાહાર કાઢીને તેનું ડોકું શરીરથી જુદું કરવા ચાહયું. પણ પેહેલવાન રેહામે તે તેના હાથમાંથી જુટવી લિધું અને તેના હાથના પંજાને (પોતાના જોરથી) હલકો કીધો. આથી સેવટે તે ગુસ્સે બની અને પોતાની બે આંખોને લોહીના બે ફુલ્યાં જેવી બનાવીને બાહાર જતો રહયો છે. પણ બાહાર જઇને તે કયાં ગયો છે તે હું જાણુતો નથી. હું ધારૂં છું કે તે હાલે ઈરાન તરફ ગયો હશે."

એમ સમજતાંજ રૂસતમે ગુસ્સે બનીને ઈરાનીઓ ઉપર ડોલા ફકડાવ્યા અને તેણે ફરામરજને કહયું કે, "ઓ કમઅકલી! મોટી પડવીના શખ્સો સાથે એમ કરવું કેમ ઘટે? તેણે પોતાની ગરદનને મગરૂથી ગમે એટલી ઉંચી કીધી હોય, અથવા તો તેણે પોતા સિવાય બીજા કોઇને ઘણો સાસ્રે ગણ્યો નહી પણ હોય, તો પણ તે એમ દુખી થઇને બાહાર ચાલી ગયો એ મને ગમતું નથી. તે માટેનાં ગમથી મારી આંખોમાં આંસુ આવી જાય છે." પછી તેણે બરજોરને કહયું કે, "ઓ મેહેરબાન! જેહાંનની રાહરીતીની તુંને ખબર નથી, પણ એનું સેવટ બદનામીમાં આવે છે. પેલા ઇરાન જમીનના દાનાવોએ એ ઉપરથી એવીજ કેહેતી કહી છે કે, 'મહેમાન તો મેજબાનનો પાદશાહ ગણાય છે' માટે તારે પણ નામદારોને ઘટતી રીતે વર્તવું હતું." એમ સમજતાંજ બરજોરે જમીનને બોસો લિધો. તેથી જેહાન પેહેલવાન રૂસતમે તેને દુવા દિધી કે "તું આબાદ રેહેજે."

પછી રૂસતમે ગોદરેજને કહયું કે, "તારા જેવો અક્કલમંદ તો હમે કોઇને પણ ગણુતા હતા નહી. એ જેહાન પેહેલવાન તુસ તો અક્કલ વગરનોજ છે અને તે કાંઈ તારી માફક વિચાર અને અક્કલ ધરાવતો નથી. તો પણ તે પાદશાહી તોખમનો અને વળી જેહાનના પાદશાહ (ફરીદુન) ની ઓલાદનો છે. માટે તું પણ જે ખાનદાન અને તોખમ ધરાવે છે તે મુજબ મારે અને સામના દસ્તાનને ખાતર તથા મુબારક નામના પાદશાહના જીવ અને માથાંને ખાતર હમણાં તું મારા હોકમથી જરાપણ માથું ફેરવશે નહી. તુંજ એ તુસની પુઠે જઇને તેને અત્રે પાછો લેઇ આવ અને તારાથી જે કાંઇ બોલાયું હોય તે તેની આગળ જઇને પાછું ખેચી લે. કારણકે જો અત્રેથી બીજો કોઇ તેની આગળ જશે તો તેની સમજાવટથી તે દાઘેલ કાંઈ પાછો ફરશે નહી. ફકટ તુંજ તેની બધે આંખોમાં શરમ પેદા કરશે, અને તે ગુસ્સે હોવા છતાં તારા દીદાર જોવાથી પાછો ખુસી બનશે. એમાં કાંઇ તુંને શરમ પોહોંચવાની નથી કારણકે તે એક શાહજાદો તેમજ બુજોર્ગોની તોખમનો અને ઉંચ ખાનદાનનો છે."

જેવું ગોદરેજે એમ સમજ્યું, તેવોજ તે ઉઠી ઉભો થયો, અને તુરતજ તુસ આગળ જવાને ત્યાંથી નિકલ્યો. થોડો વખત વહી જવા પછી નામદાર ગેવે રૂસતમ આગળ આવીને કહયું કે, "ઓ જોરાવર પેહેલવાન! તું તો જાણે છે કે ગોદરેજ હવે બુઢો થયો છે જ્યારે પેલો તુસ તો શેકાર પકડવામાં દેવના જેવો છે. એ ગોદરેજ ગમે એટલો ડાહાયો હશે તો પણ એ તુસ તો તેના ઉપર કીનાભર્યો અને દીવાનો બન્યો છે. માટે હાલે હું ત્યાં જઇને તથા

કાંઈક હજારો યુક્તિઓ કરીને તે બંધેને તારી આગલ લાવવા માંગું છું." ત્યારે રૂસતમે તેને કહયું કે, "જેમ તારી મરજી. તુંને જેમ સુજે તેમ તું તેઓની પુઠે જા." આથી તે ગેવ રૂસતમ આગલથી નિકળી દરવાજા ઉપર આવ્યો અને ત્યાંથી એક નર સિંહની માફક તુસની પુઠે ગયો.

પછી જ્યારે સુરજ આસમાનને ઉંચાને ચઢયો, ત્યારે નામદાર ગસતહમ ઉભો થઇને રૂસતમને કેહેવા લાગ્યો કે, "ઓ પેહેલવાન! તું લડાયક દિલ અને અક્કલવાલું રવાન ધરાવે છે. તુંને તો ખબર છે કે એ તુસ સિવાય મારી પાસે પાદશાહ નોજરની બીજી કોઇ યાદગારી નથી. ગોદરેજ અને ગેવ તો બંધે લડાયક શખ્સો છે, અને હું જાણતો નથી કે તેઓ તે તુસ ઉપર શું જુલમ ગુજારતા હશે. મારૂં દિલ એ બંધેથી ધાસ્તીભર્યું બન્યું છે અને તે મારા ભાઇને માટે દુખથી ચીરાઇને બે કટકા બને છે. માટે હવે એ બાબે તું જેહાનના પેહેલવાનનો શું હોકમ છે? તે બંધે પેહેલવાનોની પુઠે હું જડપથી જાઉં?" રૂસતમે તેને કહયું કે, "હા, ખુશીથી જા પણ તું એ કામમાં દીન અને ઈનશાફની રાહે વર્તજે." આથી કીનાભર્યા મગજે ગસતહમ ત્યાંથી બાહાર પડયો અને જમીન ઉપરથી ઘોડે ચઢી બેસીને ત્યાં જલદીથી પુગી જવા માટે તે ઘોડાને પવનવેગે દોડાવી મુકયો.

હવે ગસતહમના રૂસતમ આગલથી જવા પછી બેજનનું દિલ ધાસ્તીથી ધપકવા લાગ્યું અને તેથી એ બેજન બોલવા લાગ્યો કે, "મારે પણ એ કામમાં મુગું બેસ્વું જોઇતું નથી, પણ અત્રેથી ત્યાં જઇ લાગવું જોઇએ છે." પછી જેમ ગોલાબ કોઈપણ વખતે કરમાઇ જાય તેમ તેની આંખમાંથી તેના ગાલ ઉપર આંસુ તપકવા લાગ્યાં. રૂસતમે તે ઉપર નેક નજર પુગાડીને આખરે તેને કહયું કે, "ઓ જેહાનના પેહેલવાન! તું ત્યાં બેઠો બેઠો એમ નાસબુર કેમ બન્યો છે? તું હમણા શાનો વિચાર કરે છે?" બેજને તેને જવાબ દીધો કે, "ઓ પેહેલવાન! હું જવાન ગેવને માટે વિચારવંત બની ગયો છું. હું જાણતો નથી કે હમણા તે કેમ હશે? કદાચને તેના લોહીથી અત્રેની ખાક પણ ગોલાબી બની હશે. માટે જો તું પેહેલવાનને દરસ્ત લાગતું હોય તો હું તે નામદારોની ટોલી તરફ દોડી જાઉં." ત્યારે રૂસતમે બેજનને કહયું કે, "ઉઠ! અને તું પણ તારા ઘોડાને અત્રેથી ત્યાં દોડાવી લેઈ જા." આથી તે ગુસ્સા અને કીનાભર્યો બેજન તુરત જમીન ઉપરથી ઘોડા ઉપર ચઢી બેઠો, અને તે તેઓના એવાં કામ માટે અજબ થતાં તેણે તે લડાયકોની પુઠે પોતાના ઘોડાને દોડાવી મુકયો. પણ ઘણો વખત વહી જવા છતાં કોઇજ પાછું ફર્યું નહી ત્યારે રૂસતમ પણ ઘણો વિચારવંત બેઠો. તેથી જેમ નામદારોના દિલમાં

ઘટતી રીતે બુરા વિચાર આવે તેમ એ રૂસતમના દિલમાં પણ બુરા વિચારો આવવા લાગ્યા. આથી તે દિલ સાથે બોલવા લાગ્યો કે, "મને લાગે છે કે કાંઇ બુરૂં બન્યું છે, અને તે નામદારો ઉપર કાંઇ આફત આવી પડી છે." તો પણ તેણે થોડો વખત એ બાબે વિચાર કીધા પછી પોતાની અક્કલ અને મોટા દરજ્જાનો ઉપયોગ કીધો.

હવે ઘણો વખત વહી જતાંજ તેણે માથું ઉંચું કરીને કહયું કે "હવે એમ વિચાર કરવામાં શું ફાયદો?" પછી તેણે ફ્રામરજ તરફ જોઈ તેને કહયું કે, "ઓ મારા બંધ કલ માટે કુંચી જેવા બેટા! એ કાંમથી તો મારૂં દિલ દુખી બન્યું છે અને એ વિચારોને લિધે મારા ગાલ પણ ફીક્કા બન્યા છે. મારૂં નસીબ જ્યારે પણ જુદાઈ પકડે છે, ત્યારે મારૂં દિલ તે માટેની ગવાહી આપતું રહે છે. હું જાણતો નથી કે એ બુરઈથી મારી ઉપર શું વિટશે? અને એ (ઇરાનીઓની) ટોલીથી મારી કેવી રૂસવાઇ થશે માટે હવે તું રસ્તે પડવા માટે તારી કંમર બાંધ અને જનુની સિંહ માફક તું તારા ઘોડાને ત્યાં દોડાવી લેઇ જા. પેહેલાં તું તારા દિલ ઉપર બખતર પેહેરી લે તથા તારા માંથાને લોઢાંની રૂમી ટોપીથી સંગાર અને માજંનદરાનના છેડાયલા દેવોની માફક તારી બાજુએ ભારી ગુરજ ઉઠાવ, અને પછી તે પેહેલવાન જાદાઓની પુઠે તું તારા ઘોડાને પવનવેગે દોડાવી મુક. ત્યાં જઇ તું તેઓને કેહેજે કે, 'ઓ નામદારો! પેહેલવાન (રૂસતમ) તમોને બોલાવે છે.' જો કોઇ તારો હોકમ નહી માને તો તું તે શખ્સનું લોહી જમીન ઉપર રેડાયલું કરજે." પોતાના બાપનો એવો હોકમ સમજતાંજ તે લડાયક પેહેલવાન ફ્રામરજ ત્યાંથી બાહાર પડયો અને શેકારી સિંહની માફક બુમો પાડતો માર્ગ કાપનાર ઘોડા ઉપર ચઢી બેઠો.

ફ્રામરજના ત્યાંથી બાહાર પડતાંજ રૂસતમે બરજોરને કેહેવા માંડયું કે, "હવે આપણે શું કરીએ અને એનો શું ઉપાય રચીએ? તેમજ એ દુખને માટે આપણે શું તદબીર રચીએ?" બરજોરે તેને જવાબ દિધો કે "ઓ લડાયક શખ્સ! એ કામમાંથી તો વાત પુશકલ વધી પડે છે. પણ મોતમાંથી તો કોઇ છુટનાર નથી એવા વિચારથી એ કામ ઉપર આપણું દિલ બાંધવું જોઇતું નથી. જ્યાં સુધી ફરતું આસમાન રેહેશે ત્યાં સુધી એમજ બનવાનું. ઘડીકમાં તે કીનાનું ઝેહેર ભેલશે તો ઘડીકમાં તે મોહોબતનું મઢ ભેલશે." એ રીતે તે બેટો તેની સાથે એવી વાતમાં રોકાયલો હતો, તેટલામાં નામદાર લડાયક જાલ (તે ઓરડાના) દરવાજામાં દાખલ થઇ અંદર જોવા લાગ્યો. તેણે રૂસતમના દિવાનખાનામાં ફકટ નામદાર પેહેલવાન રૂસતમ અને શેકારી

સિંહ જેવા બરજોર સિવાય બીજા કોઈ પેહેલવાનોને જોયા નહી. પછી રૂસતમે જાલને જોતાંજ કહયું કે, "ઓ નામદારોના મગજ જેવા અને પેહેલવાનોને પુસ્તી આપનારા પેહેલવાન! તુંને ઈરાની પેહેલવાનોની શું વાત કહું. તેઓ તો હંમેશાં મારામારીમાંજ કંમર બાંધેલી રાખે છે. આ અંજુમન વચે સપેહસાલાર તુસે પોતાની મરદાનગીની વાતો કરવા માંડી અને તેમાંથી તેણે છેડાઇ પડીને ગોદરેજને માઠા સખુન કહયા તથા મને અને તુંને પણ બાયલો કહયો. વળી તેણે કીનાથી ખંજર ઉપર હાથ પણ લંબાવ્યો અને સેવટે તે જ્યાં બેઠેલો હતો, ત્યાંથી ઉઠી બાહાર ચાલી ગયો." એ રીતે તેણે એ તમામ વિગત દસ્તાન આગલ કહી સમજાવી.

આથી જાલે આંખોમાંથી આંસું પાડતાં રૂસતમને પુછ્યું કે, "મારો સિંહના જેવાં દિલનો ભલો ફ્રામરજ કયાં છે?" રૂસતમે તેને જવાબ દિધો કે, "તે પણ અત્રેથી ગયો છે." તેને એમ બોલતો સમજતાંજ તેનાં દિલમાં ધાસ્તી બેઠી. તેથી તેણે રૂસતમને કહયું કે, "ઓ અક્કલથી ભરપુર બેટા! તારા ઉંચા વિચાર પ્રમાણે તુંને એમ કરવું કેમ ઘટે? જો ફ્રામરજને ત્યાં કાંઇ નુકસાંન પુગશે તો પછી તેનો બરોબરીઓ તો મને કોઈ માલમ પડતો નથી. શું તું તુસ, ગોદરેજ, ગેવ, ગેવનો બેજન, અને ગસતહમ એ સર્વેને ઓલખતો નથી? તેઓના માંથા ઉપર સુનાનાં તાજ મુંકવામાં આવે તો પણ તેઓના દિલ કીનાથી ખાલી થતાં નથી. એ સઘલાઓ તો તુસનાજ જેવા દીવાનાઓ ગણાય. (એવે વખતે) તેઓ તારા કુટુંબ તરફ પણ બેગાના જેવા બને છે (યાને તારા કુટુંબને પણ ઓલખતા નથી.) માટે જો તેઓ તેના ઉપર કાંઇ જુલમ ગુજારશે તો પછી તેનું બાહાનું છાકટપણાનું નિકળશે."

એમ કહી તે જાલ પણ ત્યાંથી જોરાવર સિંહની માફક બુમ પાડતો જડપથી ચાલી ગયો. પછી તેણે જોરાવર હાથીની માફક બખતર પેહેર્યું અને તેઓની પુઠ ધરવા માટે કંમર બાંધી. તે તુરતજ એક જડપ ચાલના ઘોડા ઉપર ચઢી બેઠો જેથી તું કેહેશે કે, જાણે સામજ પાછો જીવતો થયો છે. તેણે સામેસ્વારનોજ ગુરજ હાથમાં પકડયો અને તે શીકારી સિંહની માફક તદન લોઢાંમાં ગરક બન્યો. તે બાજુએ કેઆની કમાન સાથે પોતાના ઘોડા ઉપર જાણે બીસ્તુન પાહાડ હોય તેમ લાગતો હતો. પછી તે બાહુર જાલે બરજોરને કહયું કે, "ઓ ફાડીખાનારા સિંહ જેવા નામદાર! જ્યારે હું તારા જેવો લડાયક હતો ત્યારે મારી સામે એક કોહલું કે જોરાવર વાઘ સંરખોજ હતો. પણ હાલે મારી પેહેલવાની ગરદન ઉપર કરચલી વલી છે,

તો પણ હું કાબુલી ખંજરથી ડરતો નથી." પછી તે માથે લડાઇની સુનેરી ટોપી પેહેરીને ત્યાંથી પવનવેગે ઘોડો કુદાવતો ચાલી ગયો. તેની ઉંમર નવસો વર્ષથી પણ વધારે હોવા છતાં તેનું જોર અને તેની બાજુ જવાન જેવીજ હતી. જો કે બુઢાપાથી તેના કપાલ ઉપર કરચલી વલી હતી, તો પણ તેનું દિલ મરદાનગીની શોર ઉઠાવતું અને કીનાખોર હતું.

તેના ચેહેરા તરફ જોયા કરતાં બરજોરને પણ જેહાનમાં તેના જેવો બીજો કોઈ શખ્સ લાગ્યો નહી. તેથી તેણે રૂસતમને કહયું કે "ઓ નામધારીના સરદાર અને પેહેલવાનોને પુસ્તી આપનારા પેહેલવાન! હું તુને ખોદાના સોગંદથી કહું છું કે, મેં તમામ તુરાન જોયું છે અને જો કે તુરાનીઓના તમામ મુલકોમાં હું ફરી વલ્યો છું તો પણ પેહેલવાન સામે જેનું નામ જાલ પાડયું છે, તેના જેવો દમામદાર અને જોરાવર ગરદનવાલો કોઇપણ સ્વાર મેં જોયો નથી. તેનાં અલબરૂજ પાહાડનાં જેવાં શરીર અને સુરજના જેવા ચેહેરાથી તું કેહેશે કે જાણે તે એક સોભઇતું ચિત્રજ છે. માટે જમીનના તમામ નામદારોએ કીનાની વખતે તેની રેકાબને બોસો લેવો ઘટે છે. હાલના જમાનામાં પણ મરદાને મરદો વચે તેની સાથે લડવાની ખાહેશ કરે એવો કોઇ હશે નહી."

## સુલતાન શામશાગરના જાદુથી તુસ કેદ પકડાયો તે વિષે.

હવે હું તુને અસલ બાબદ ઉપર પાછો લેઈ જાઉં છું, અને સ્વાર તુસનું શું થયું તે કહું છું. તેની આવી કરણીને લિધે તેના ઉપર ફરતાં આસમાનથી શું વિટે છે તે તું જો. જ્યારે તુસ દુખી દિલે અને ઘાહેલ થયલાં જીગર સાથે રૂસતમના ઘરમાંથી દરવાજા ઉપર ગયો ત્યારે તે એવો છાકટ હાલતમાં હતો કે તેને કાંઇજ ભાન રહયું હતું નહી. તે ત્યાંથી એમ પવનથી ભરેલાં મગજ અને કીના ભર્યાં દિલ સાથે પોતાનો ઘોડો પવનવેગે હાંકી ગયો અને ઇરાન તરફનો રસ્તો ધર્યો. તેવામાં તેની આગલથી એક ગોરખર નદી કીનારેથી બોહોલા જંગલમાં પસાર થઈ ગયું. આથી બાહાદુર તુસે પોતાના ઘોડાને ઉશકેરી મુકયો, અને જીન ઉપરથી વિંટ વાલેલી કમંદને ખોલ્લી કીધી. તે લડાયકે પોતાના ઘોડાને તેજીથી હાંકયાથી તે ઘોડો જલદીથી તે ગોરખરની આગળ જઈ પુગ્યો. પણ તેવામાં તે બાહાદુર તુસ તેના ઉપરથી ઉઠલાઈ પડયો અને તેનું માંથું કાલી ધુલમાં પડયું. તે જ્યાં પડયો ત્યાંજ ઉંધાઇ રહયો અને તેની લગામ તેની ગરદન અને ખભાં સાથે વીંટલાઇ રહી. તે ઘોડો તુસના ઉંધાં નસીબને માટે દુખી થઇને તેની આગળ

ઉભો રહયો. જેનો દાહાડો જ ઉંધો હોય તો પછી મારદાનગીથી પણ શું ફાયદો થાય? તેની તકદિરમાં એમજ લખાયલું હોવાથી જે બનવાનું હતું તે બન્યું. તે તુસ રોશન દિવસ અંધારો બન્યો (યાને રાત પડી) ત્યાં સુધી સાંજ ઉંઘાઇ રહયો. તેટલાંમાં તો ઉંધું નસીબ તેની વધુ નજદિક આવ્યું.

જ્યારે અંધારી રાતનું એક ચોગડીયું વહી ગયું, ત્યારે તેના બે હાથો જમીન સાથે અફડાયા. આથી તેણે પોતાનું માંથું ઉચકયું અને આસપાસ જોતાં ત્યાં જંગલ અને ધુલ સિવાય તેને બીજું કાઇ માલમ પડયું નહી. તે ફીકરમાં પડયો કે, "મારૂં એ ઠેકાણે કેમ આવવું થયું? હું તો અત્રે મારૂં ખુન કરાવવા આવેલો લાગું છું." એ પ્રમાણે થોડો વખત વિચાર કરતો રહયો અને તેનું દિલ ઝાડીની માફક ગુચવાઈ ગયું. તે બોલ્યો કે, "અરે એ એમ કેમ બન્યું; મને તો એ બાબે વિચાર પણ આવી શકતો નથી. જ્યારે તુંજ તારી બેભાનીમાં (ઘોડાના) પગ નિચે પડયો હોય તો તેમાં તુંને બીજા ઉપર શક લેઇ જવો જોઇતો નથી." પછી તે જંગલમાંથી ઉઠી જીન ઉપર ચઢી બેઠો અને તેણે કીના ભર્યા મગજે પોતાના ઘોડાને ત્યાંથી હંકાર્યો. તેવામાં દુરથી તેની આંખે માતમને માટે કે મોજમહજાહને માટે સલગાવેલો આતશ જણાયો. આથી તે દિલ સાથે બોલવા લાગ્યો કે, "ઇરાનીઓ વચેથી કોઇ પેહેલવાન તુરત મારી પુઠે આવ્યો હશે અને તેણે હાલે એ જગ્યાએ આતશ સલગાવ્યો હશે. કે જેથી હું તે ઉપરથી મારો રસ્તો સોધી લેઉં."

આથી તેણે પોતાના ઘોડાને તે તરફ હાંકયો અને ત્યાં આવી પુગતાં તેને ત્યાં ફીરોજા રંગનો રેશમી તંબુ જણાયો. તે તંબુની સઘલી ખુંટી અને ઠાંભલાં નક્કર સુનાંનાં હતા અને તેનાં દોરડાં રેશમના ગુંઠેલાં હતા. ત્યાં મોતીઓથી ભરેલી એક સુનેરી ગાદી હતી અને તેવીજ ગાદીઓથી તે તમામ તંબુને ભરી નાખેલો હતો. વલી ત્યાં ચંગ અને સીતાર પણ મુકેલા હતા, અને તે તંબુમાં એક સુરજ જેવા ચેહેરાની છોકરી (બેઠેલી) હતી. તેણી ઉંચાં સરોવર જેવી લાગતી હતી અને તેની છાતી રૂપાના જેવી હતી. દેખાવમાં તેણી મોંઘી કીમતના મોતી જેવી ઘણી સુંદર જણાતી હતી. બાહુર તુસે તેણીને જોતાંજ એક ફાડીખાનારા સિંહની માફક પોકાર માર્યો. તે પેહેલવાને દિલ સાથે વિચાર કીધો કે, "એ સઘલું કોણને માટે હશે? અને આવો તંબુ આ જગ્યાએ શા માટે હશે?" પછી તેણે મરદાને મરદોની રીતી મુજબ દુર ઉભો રહીનેજ હાંક હાર્યો કે, "આ તંબુનો માલેક મને પોતાનો ચેહેરો દેખાડશે અને એ તંબુ કોણનો છે તે મને કેહેશે."

જ્યારે સુસને એમ સમજ્યું ત્યારે તેણીએ દરવાજા આગલ આવીને તેને કહયું કે, "ઓ હુનર ભર્યા સરદાર! તું ઘોડા ઉપરથી જરા નિચે ઉતર અને અત્રે આવી બેશીને થોડો વખત આશાયશ લેઇ દમ ખા. તું ત્યાં મને જે પુછશે તેનો હું તુંને તુરત જવાબ દેવશ અને તારાં દિલની તમામ ખાહેશ બર લાવશ. જ્યારની હું આ જગ્યાએ આવી છું ત્યારથી તારા સિવાય બીજા કોઇને મેં અત્રે જોયો નથી." એમ સમજતાંજ તુસ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને ઘોડાની લગામ હાથમાંજ પકડી રાખીને એક સિંહની માફક તંબુમાં દાખલ થઇને ત્યાં એક સુનેરી ખુરસી ઉપર બેઠો. તેણે સુસનને કહયું કે, "ઓ ખુબસુરત ઓરત! મને કેહે કે અત્રેથી તું કયાં જવા માગે છે?"

એમ સમજી સુસને માથું ઉચું કરીને તેને કહયું કે, "ઓ લડાયક પેહેલવાન! જેહાનમાં મોટી અને નાની પડવીની રામશગરો વચે મારા જેવી કોઈ નથી. અફરાસીયાબની ધાસ્તીથી તુરાનથી નદીનાં પાણીની જડપે નાહાસીને હું ઇરાન તરફ નિકળી આવી છું. તે મને પુશકલ મજાહ કરાવતો હતો અને તે હમેશાં મને પોતાના જીવ માફક રાખતો હતો; પણ મારા કોઇ બદખાહાની નાલેશીભરી ગીબતથી તે પાદશાહ એક દાહાડો મારા ઉપર ચીરડાઇ ગયો. તેણે તે બદગોઇ ખોરાના કેહેવા ઉપરથી બાતમી મલેલી ગણી તે મારા ઉપર બુરો શક લાવ્યો અને તેણે મને મારી નાખવા ચાહયું. તેથી હું તુરાનથી નાહાસી ઇરાન તરફ આવતી રહી છું. હાલે હું નામદાર કએખસર આગળ જવા માટે તુરાનથી અત્રે ચાલી આવી છું. હવે જો તું પોતે જેહાન પેહેલવાન (રૂસતમ) હોય, તો તારી ખાહેશ શું છે તે તું મને કેહે અને તે તુંને મલશે. મને તું પાદશાહ આગળ લેઇ જવામાં મદદ કરજે અને તુંજ તેની આગળ મારી પડવી વધારી આપજે."

એવી વાત સમજી તુસ ખુશી થયો. તું કહેશે કે જાણે તેના વિચારનો પણ અંત આવ્યો. તે દિલ સાથે બોલવા લાગ્યો કે, "જો હું તેણીને પાદશાહ આગળ લેઈ જવશ તો તેથી તે મારી પડવી પણ વધારે કરશે. માટે જ્યારે હું પાદશાહ આગળ જવશ ત્યારે જાણુલના નવા હદીયા તરીકે હું તેને તેની આગલ લેઇ જવશ." પછી તે બોલ્યો કે, "ઓ ખુબસુરત હાથવાલી પુતલી! તારી પાસે જે કાંઇ ખાવાનું હોય તે મારે વાસ્તે હાજર કર." આથી સુસને પેલી મરઘી, નાન, ગોસ્ત વિગેરે તેની આગલ જડપથી હાજર કીધું. તે ખાનાથી સપેહેસાલાર પણ ખુશ થયો અને હવે તેને તેહેમતનની મીજલસ પણ યાદ આવી નહી. તેનું દિલ ખાવાથી ધરાયું ત્યારે તે

બાધુર પેહેલવાને સુસનને કહયું કે, "જો તારી પાસે દારૂની જામ હોય તો તે પણ લેઈ આવ, કે જેથી હું ગમને દુર કરૂં."

એમ સમજતાંજ સુસને ત્યાંથી ઉઠીને એક દારૂની જામ તેની આગલ લાવી હાજર કીધી. તેણીએ પણ તે બાટલીનું મોઢું ખોલી તેમાથી થોડો પીધો અને પછી તુરતજ બાધુર તુસને મોટેથી કહયું કે, "તારૂં શરીર હમેશાં આબાદ રેહેજો. તુંને કહી જાતનો દારૂ પીવા ગમે છે?" તુસે જવાબ દિધો કે, "હું જે જેહાનજીટ નોજરની તોખમનો બાધુર તુસ છું તેના હાથમાં તું તારે ગમે તે શરાબ આપ. મારી આગલ દારૂ અને દરીઆનું પાણી એક સરખુંજ છે." આથી સુસને પોતાના ચપલ હાથની કાંઇક યુકિતથી તે જામમાં જડપથી થોડી ભાંગ નાખી અને પછી તુરત તે જામ તેના હાથમાં આપી અને જેહાનજીટ તુસે તે હોટને લગાડી. એ તમામ જામ પીતાંજ તે છાકટ તુરતજ સખત બેસુધ થઇને નિચે પડયો. આથી સુસને તુરતજ તે બુરી તોખમના બેબુન્યાદ તુરકીને હાંક માર્યો કે "આ જેહેનના પેહેલવાન નામદાર તુસના શરીરમાં જાણે હવે જીવ રહયોજ નથી. માટે તું તેને તેનાંજ કંમરબંધથી બાંધી લે અને એ ઉંધે મસ્તક પડેલાને રસ્તામાંથી ત્યાં ઘસડી લેઇ જા." તેણીને એમ બોલતી સમજતાંજ પીલસુમ તુરત ત્યાં એક જોરાવર સિંહ માફક ઉટાવલો આવ્યો અને તેના પગમાં ફાંસો ભેરવીને તેને ધુલ અને પથર વચેથી ઘસડી લેઇ ગયો. ત્યાંથી લેઇ જઇને તેણે તેને પોતાના કીલ્લાના બંધીખાનાની જમીન ઉપર ખુવારે હાલ ધુલમાં ફેંકયો અને પોતાની કંમદથી તેની બંધે બાજુઓને બાંધી લિધા પછી તેને ત્યાં ધુલમાંજ નાખી મુકયો.

## સુસન રામશગરની યુકિતથી ગોદરેજ કેદ પકડાયો તે વિષે.

બીજી તરફ કેશવાદના ખાનદાનનો ગોદરેજ ત્યાંથી ફાડીખાનારા સિંહની માફક બાહાર પડયો અને તેણે તુસની પુઠે જવા ચાલુ મુકયું. દુખને લીધે તેની છાતી અંદરખાનેથી ધપકતી હતી. તેણે કીના ભર્યાં મગજે અને ઇનશાફ ભર્યા દિલે ત્યાંથી પોતાના ઘોડાને પવનવેગે હંકાર્યો અને તે જંગલમાં ચોબાજુએ નજર ફરવા લાગ્યો. પણ બાધુર તુસની તેને કાંઈ નિશાણી મલી નહી. આથી તે કેશવાદના બેટાને ગભરાત છુટયો પણ તેટલાં જીન ઉપર બેરતાં તેનું માથું પણ દારૂની ખુમારીથી ભારી થવા લાગ્યું. તેથી તેવી બેફામીમાં તેણે તુસના (ધુલમાં પડેલા) પગલાં પણ ગુમાવી દિધાં. અને વળી તેનો ઘોડો

પણ તેની સાથે સરકસી કરવા લાગ્યો. તે મન સાથે બોલ્યો કે, "મને લાગે છે કે તે દેવજાદો પવનની માફક આ જંગલમાંથી ઉડી ગયો હશે." કેટલોક વખત સુધી એમ વિચાર કીધા પછી તેણે પોતાના ઘોડાને જડપથી ઉશ્કેરીને હંકાર્યો. પણ તેવામાં તેને જંગલની બાજુએથી આવતી દુરથી એક રોશની જણાઈ. આથી તે દિલ સાથે બોલ્યો કે, "મને લાગે છે તે સિંહ જેવા બાધુર તુસને કાંઇ શેકાર મલેલો હોવાથી તેણે પોતાના તીરોની અણીથી ત્યાં આતશ પાડયો હશે. તેણે પોતાની કંમ અક્કલને લિધે વગર ફોકટની પોતાના દિલની આંખને એમ સીવી નાખી છે. માટે હું ત્યાં જઇને તે શું જવાબ આપે છે તે જોવશ."

એમ કહી તેણે પોતાના ઘોડાને દરીઆના પાણીની જડપે દોડાવ્યો. તે તંબુ આગળ આવી લાગતાંજ તેણે તેમાં તમામ વાજીંત્રો ગોઠવેલાં જોયાં. વળી તે તંબુ પણ સઘલો સંગારેલો અને શાહાનશાહના ખજાના જેવા અસબાબથી ભરેલો જણાયો. એક ચંદ્ર જેવા ચેહેરાની ઓરત પોતાના તમામ શરીરને જવેહરાતથી સંગારીને તે તંબુમાં બેઠી હતી. ગોદરેજે તેની નજદિક આવી લાગતાંજ તે યુકિતબાજ સુસનને પુછ્યું કે, "આ જંગલ વચે એ સુનેરી તંબુ, કોણનો છે? અને આ તંબુનો માલેક કયાં છે? તારૂં નામ અને પેલા શખ્સ (માલેક) નું નામ શું છે? તે કોણની તોખમનો અને કયાં શેહેરનો છે?" એમ સમજતાંજ સુસને તેની આગળ એક રૂપેરી થાંભલાની માફક દોડી આવીને તેને કહયું કે, "ઓ જેહાનનાં પેહેલવાન! તું નામદારો વચે સુરજની માફક દિપતો રેહેજે. હવે જરા તું ઘોડા ઉપરથી નિચે ઉતરીને જરા થાક ખા અને જરા મારૂં કેહેવું સમજ. તું ભલાઈ સાથે મારો રેહેનુમા બન અને મારી ખાહેશ શું છે તે તું મારાથી સમજી લે."

જ્યારે કેશવાદના ખાનદાનના ગોદરેજે તે ચંદ્ર જેવી ખુબસુરત જવાન ઓરતની એવી વાત સમજી ત્યારે તે પાકજાદ પેહેલવાન પવનની માફક ઘોડા ઉપરથી નિચે ઉતરીને તે તંબુમાં દાખલ થઇ ત્યાંની સુનેરી ખુરશી ઉપર જરા વાર બેઠો. ત્યાં તે દારૂની ખુંમારીમાં મસ્ત હાથીની માફક ગાવા લાગ્યો. સુસને તે જમાના ખાધેલ હુનરભર્યા શખ્સની ગરદન અને બાજુ તરફ નજર પુગાડી તો તે તેણીને ઉંચા સરોવર જેવો અને ખુબસુરત જણાયો. તેણે પોતાના ચેહેરાના બાલને જવેહેરાતથી સંગાર્યા હતા તથા માથાં ઉપર એક સુનેરી તાજ પેહેર્યું હતું જે મોતી અને હીરાથી સુરજ માફક દિપતું હતું. પણ તેણીનું દિલ તેને માટેની ધાસ્તીથી વિચાર ભર્યું બન્યાથી તેણીએ તેને

કહયું કે, "ઓ સુરજના જેવા ચેહેરાના પાદશાહ! બાધુરી વચે તું શું નામ ધરાવે છે? અને આવી અંધારી રાતે અત્રે તું શું માંગે છે?"

કેશવાદની તોખમના ગોદરેજે તેને જવાબ દિધો કે "ઓ બાધુરોની ખાહેશ બર લાવનાર અને ખુશાલી આપનાર ઓરત! હું તો સખી કેશવાદનો બેટો ગોદરેજ છું. મારા જેવા કોઇપણ જવાને માતાથી જન્મ લિધો હશે નહી. હું બુજોર્ગોને આસરો આપનારો અને કેઆનીઓના તાજ જેવો છું. મારે માટેની ધાસ્તીથી જોરાવર સિંહ પણ નાહાશભાગમાં પડે છે. હું તો રૂસતમના મેહેલમાં પરોના તરીકે આવીને તે દસ્તાનના બેટા સાથે રહયો હતો. ત્યાં મારી સાથે બરજોર, ગેવ અને ગસતહમ જેવા ઇરાની પેહેલવાનો હતા. પણ તુસે ત્યાં ફાટુંફાટું બકવાનું સરૂ કરીને મારામારી અને વઢવાઢના દરવાજા ખોલી નાખ્યાં. પછી તે રૂસતમના મેહેલમાંથી છેડાયલો, ગમગીન બનેલો અને ઘેલો જેવો થયલો બાહાર પડયો. પણ સામના દસ્તાનના બેટા જેહાન પેહેલવાન રૂસતમે મને કહયું કે, 'ઓ નેકનામ પેહેલવાન! તું તુસની પુઠે જઇને તેને અત્રે પાછો લાવ. તું તેને રસ્તામાં દુખી કરતો ના પણ પ્યારથી પાછો લાવજે. માટે હાલે હું તેની પુઠે દોડી આવ્યો છું. તેવામાં તું બાનુઓની બાનું મારી નજરે પડી. હવે મેં તો તુંને સઘલું કહયું છે માટે તું પોતે કોણ છે અને આવાં જંગલ જેવા રસ્તામાં શા માટે આવી પડી છે તથા અત્રેથી તું કયાં જવા ચાહે છે અને આવી જાતજાતની ચિજો સાથનો આ તંબુ શાનો છે તે તું મને કહે."

આથી તેણીએ પોતાનું જે કાંઇ કેહેવું હતું તે તેને કહયું જે સમજીને ગોદરેજ ગોલાબની માફક ખીલી રહયો. પછી તેણે તેને કહયું કે, "તું ફીકર ના કર અને તારાં દિલને ખુશી રાખ અને નહી બને એવાં કામને તું હવાને સોંપી દે. ઇરાનથી મોટી પડવીના શખ્સોમાંથી કોઇ પણ મારી માફક તે જેહાનના પાદશાહના નજદિકના સંબંધમાં નથી. માટે હું તારૂં મુકામ ઇરાનમાં કરાવશ અને તારાં માથાને સુરજ સુધી પુગતું કરશ. પણ હવે તારી પાસે ખાવાનું શું શું છે? મારે માટે જે કાંઇ લાવવા જોગુ હોય તે લેઈ આવ." એમ સમજતાંજ સુસને ત્યાંથી પવનવેગે જઇને તેને માટે સુફરો ખુલ્લો કીધો અને તુરતજ તેણીએ પેલી મરઘી તથા નાન તે જેહાન પેહેલવાન આગળ લાવીને મુકયું અને પોતે પોતાની કરણીને માટે ધ્રુજતી તે પેહેલવાન આગલ ખરે પગે ઉભી રહી.

જ્યારે તે બાહાદુર પેહેલવાન નાન ખાઇને ધરાયો, ત્યારે તેણે તે પેહેલવાનોને પકડનારી જાદુગરને કહયું કે, "હવે તું (મારે માટે) કાંઈ ખુશ લેજતનો દારૂ લાવ અને તું થોડો વખત ચંગ વાજીંત્રને તારી બગલમાં (વજાડવાને માટે) પકડ." આથી સુસને તુરત કાંઈ યુકિતથી તે બેસુધ કરનારો દારૂ બીજા દારૂ સાથે ભેલ્યો અને પછી તેણીએ તે દારૂની જામ તેને લાવી આપી. જે તુરત સપેહસાલાર ગોદરેજ પી ગયો. પણ તે પીતાંજ તે જાણે જીવ વગરનો બન્યો હોય તેમ બેસુધ થઇને પડયો. એમ જોતાંજ પેલો તુરકી ત્યાં દોડી આવ્યો અને એ ઓરતના કરતુકથી તે રોશન રવાનનો બન્યો. તેણે એ જેહાન પેહેલવાનના બંન્ને હાથો અને પગોને બાંધી લિધા અને પછી તે લડાઇની ઇચ્છા વગરનો (હીચકારો) તુરકી ત્યાંથી તેને કાલી ધુલ ઉપરથી ઘસડી લેઇ ગયો અને તેને કીલ્લામાં લેઈ જઇને ત્યાં ખુવારે હાલ નિચે ફેંકયો. ત્યારબાદ તે પાછો ખુશી થતો કીલ્લાની બારી આગલ જઇને બેઠો.

## સુસન રામશગરની યુકિતથી ગેવ બંધીવાન બન્યો તે વિષે.

વળી સુસનને જમીન પણ ફાટી જાય એવો એક વાર ફરીથી એક પોકાર સમજાયો. ત્યાં તે આવનાર ગોદરેજનો બેટો જેહાન પેહેલવાન ગેવ હતો, જે દારૂની ખુમારીથી ઉશકેરાઇને જનુની સિંહની માફક બુમો પાડતો અને ગુસ્સે થતો હતો. તેણે બાજુએ કમાન બોલવી હતી અને કંમરે કંમરબંધ બાંધ્યો હતો. જાણે તે મસ્ત હાથી હોય તેમ હાથમાં એક ગાયની સુરતનો ગુરજ પકડીને તે દુરથી આવતો જણાયો. તંબુ આગળ આવી લાગતાંજ તેણે થોડો વખત ખાનગી વિચાર કીધો. એ તરેહવાર સામન સાથનો સુનેરી તંબુ જોવાથી અને તેમાં સુનેરી ખુરસીઓ ગોઠવેલી હોવાથી તે કીનાખોરનું માથું અજબ બન્યું. એ તંબુ કોણનો હશે અને તે કોણના હોકમથી એ જગ્યાએ નાખવામાં આવ્યો હશે તે તે સમજી શકયો નહી. પછી તે બોલ્યો કે, "મેં એવા તંબુઓ ઘણા જોયા છે અને ઘણી વખત આવી જામમાં દારૂ પણ પીધો છે. જ્યારે સીયાવક્ષની જીંદગીનો અંત આવવાનો વખત આવ્યો ત્યારે હું પીરાનના મેહેલમાં પરોના તરીકે જઇ ચઢયો હતો. સીયાવક્ષ નામદાર પીરાનનો જમાઇ થતો હોવાથી તે વખતે હું તેનીજ સાથે રહયો હતો. એ વખતે મેં મારી નજરે એ (તંબુ) ત્યાં જોયો હતો. પણ હું જાણતો નથી કે તે હાલ અત્રે કેમ આવવા પાંમ્યો છે?"

જ્યારે સુસને તેને એમ પોતાને માટે વીચારમાં ગરકાવ બનેલો જોયો, ત્યારે તેણીએ એક વાજીંત્ર ઉઠાવી તે વજાડવા માંડયું અને પેહેલવી જબાનમાં કેટલાંક ગાયનો ગાયાં. એમ જોતાંજ ગેવ તે ગાયનથી ખુશ થયો અને ઘોડા ઉપરથી નિચે ઉતરીને તેણે ઘોડાની લગામ તંબુની ખુટી સાથે બાંધી લિધી, અને પછી તે મસ્ત હાથીની માફક તંબુમાં દાખલ થયો. તેણે સુનેરી ખુરસી આગળ આવી લાગતાંજ સુસનને કહયું કે, "ઓ રૂપેરી છાતી વાલી ઓરત! તારૂં નામ શું? અને તું કયાંથી આવી છે? તું ચાલી ચાલી આવાં જંગલમાં શાને માટે આવી છે? આ તંબુના માલેકનું નામ શું છે? અને અત્રે આવી અંધારી રાતે તારૂં શું કામ છે?" સુસને તેને જવાબ દિધો કે, "ઓ નામદાર! પેહેલાં તું મને કેહે કે તું હમણા અત્રેથી એમ કયાં જતો હતો? તું પેહેલાં મને તારૂં નામ કેહેશે પછી તું વાજબી રીતે મારો જવાબ મેલવી શકશે."

ગેવે તેને કહયું કે, "ઓ બાનુઓની બાનું! હું કેશવાદના ખાનદાનના ગોદરેજનો બેટો ગેવ છું. મારાં પગલાં તુરાનમાં પણ આવ્યાં હતાં, અને ત્યાંના મેહેલોમાં મારૂં નામ પણ કોતરાયલું છે. હાલે સિંહોને પકડનારા પેહેલવાન રૂસતમે મને તુસ અને બુઢા ગોદરેજની પુઠે મોકલ્યો છે. તેઓ રૂસતમના મેહેલમાં મારામારી કરી પડયા હતા અને ત્યાં તેઓને એકમેક સાથે બોલાચાલી થઈ હતી." પછી તે નામદારે જે પ્રમાણે તે કામની સરૂઆત થઈ હતી તે મુજબ તેણીને એક પછી એક વાત કહી. એમ સમજતાંજ. સુસને તુરત યુકિત અને કાવાદાવાથી જબાન ખોલી અને જેમ તેણીએ તુસ અને ગોદરેજને સઘલી ભરમભરી વાત કહી હતી તેમ તેણીએ તેની આગલ પણ વીસ્તારીને કહી. તેણીની આવી મીઠી મીઠી વાતોથી તે તેહેલવાનનું દિલ શરમની રાહે નરમ બન્યાથી તેણે તેણીને નરમાશથી કહયું કે "ઓ દિલ નવાજ ઓરત! મેં આ તંબુ, તથા જામ અને આ વાજીંત્રો પીરાનના મેહેલમાં ઘણી વખત જોયાં હતાં. હું તે બેહેદ કીંમતી મુલકમાં સઘલે ફરી વલ્યો હતો. માટે તું મને કહે કે એ સઘલું તારે હાથ કેમ આવી લાગ્યું? (તેમ કરવામાં) તું સચાઇના માર્ગથી ઉલટી જતી ના."

તેણીએ તેને જવાબ દિધો કે, "હું એ વાજીંત્રો ઘણા વખતની વાત ઉપર મારે હાથ કરવા પાંમી હતી. પણ જેનું નસીબ બરગશતે બન્યું હોય, તેની અક્કલ શા ખપની? મારી તકદિરમાં જે લખાયલું હતું તે મુજબ બનવાનું બન્યું છે." જ્યારે તેણે તેણીની એવી વાત સમજી ત્યારે તે બોલ્યો કે, "ઓ મેહેરબાન! જો તારા પાસે કાંઇ ખાવાનું હોય તો ખાવાનો સુફરો

હાજર કર." આથી તેણીએ તે છુપાવેલું ખાણું તેની આગલ લાવીને હાજર કીધું, જે ખાવાને જેહાનજીટ ગેવે હોટ ખોલ્યા અને તે ધરાયો ત્યાં સુધી તેણે ખાયા કીધું. પછી તે બાહુર પેહેલવાને તેણીને કહયું કે, "જો તારી પાસે કાંઇ શરાબ હોય તો તે પણ લેઇ આવ." સુસને તેને કહયું કે, "ઓ નામદાર! મેં તો તારી ઉપર મારૂં શરીર અને જીવ કુરબાન કીધા છે. કારણકે મારાં ઘરને અને મારી ખાનાની તેબલને તેં દિપાવી છે." એમ કેહેતાંજ તેણીએ જડપથી એક દારૂની બાટલીનો બુચ ઉંધાડયો અને તેમાંથી થોડો દારૂ સુનેરી જામમાં નાંખીને તે નામદાર આગળ લાવી. પછી તેણીએ બીજી વખતે જે દારૂમાં ભાંગ ભેલેલી હતી તેમાંથી એક જામ બેધડક ભરી કાઢી અને તે તે જેહાન પેહેલવાનના હાથમાં લાવી આપી. તેજ વખતે ગેવે તેણીને કહયું કે, "તું સીતાર પકડીને મારી આગળ કાંઇ ગીત ગા અને મારા જીવના ગમને દુર ફેંકી દે."

એમ સમજતાંજ તેણીએ સીતાર ઉંચકયો અને મધુર ગીત ગાતાં તે વજાડવા માંડયો. તેણીનું ગીત સરૂં થતાંજ તે પેહેલવાને એ દારૂ પીધો, જેથી તું કહેશે કે જાણે તેના જીવને નુકસાનીજ પુગી. નામદાર ગેવની સુધી જતી રેહેવાથી તે તે તંબુમાં આસમાન સુધી પુગે એવો પોકાર મારીને પડી ગયો. આથી તેણીએ જડપથી પીલસુમને હાંક મારીને કહયું કે, "આસમાને મારા આ કામમાં પણ ઇનસાફ આપયો છે. માટે તું આ નામદારને પણ મજબુટ બાંધી લે. કારણકે પાદશાહ અફરાસીયાબનું કાંમ એનાથીજ બગડયું હતું." આથી તે નામદારે ત્યાં એક મસ્ત હાથીની માફક આવીને તે બાહુર ગેવની બે બાજુ બાંધી લિધી. પછી તેણે તેને જમીન ઉપરથી ઘસડી કીલ્લામાં લેઇ જઇને ત્યાંની જમીન ઉપર તેને ખોવારી સાથે ફેંકયો. અને તેમ કરતાં તે જરાએ ડરયો નહી. તેણે તેના ઘોડાની પુછડીમાંથી એક બાલ તોડીને તે વડે તે ઘોડાનું નાખ પણ બાંધી લિધું. પછી તેણે તે ઘોડાઓની લગામ પણ એકમેક સાથે બાંધી લિધી અને તે પાછો જઇને કીલ્લામાં બેઠો.

## સુસન રામશગરની યુકિતથી ગસતહમ કેદ પકડાયો તે વિષે.

જેવો પીલસુમ તે કીનો લેનાર ગેવને ત્યાંથી ઘસડી ગયો, તેવોજ એક બીજો સ્વાર બુમ પાડતો અને ઝેહેરનું પાણી પાયલી તલવારને ચમકાવતો ખંખાર મારતા ઘોડા ઉપર બેસી ત્યાં તેની મદદે આવતો દેખાયો. તે છાકવ

હાલતમાં એક નર સિંહ માફક પોકારો મારતો હતો. જાણે તે ખુમ બરાડ પાડતા અને ઉછલતા દરીઆના એક મોજા જેવોજ લાગતો હતો. તે પોતાના ઘોડાને પણ તોફાની દરીઆ માફક હંકારતો હતો. તેના એ પોકારો તે જંગલ અને મેદાનમાં સઘલે પંઠરાઈ જતા હતા. એ છટકાંવાલી જગ્યાએ ( તે તંબુની નજદિક ) આવી લાગતાંજ તેણે ત્યાં આવો તંબુ દિઠો. તેથી તેણે થોડો વખત તો દુરથી અંદર જેયા કીધું અને પછી એક ફાડીખાંનારા સિંહની માફક પોકાર મારીને તે બોલ્યો કે, "એ તંબુના માલેક! જરા તું ઉઠ અને મને તારૂં નામ કેહે, તથા તારો મોઘો સામન મને દેખાડ. મને તું કેહે કે મારી આગમચ મારા જે સગાઓ અને બીજા શખ્સો અત્રે આવ્યા હતા, તેઓ અત્રેથી કયાં ગયા છે? શું તેઓ તારીજ આગળ છે કે બીજે કેઠે દુર સુતેલા છે?"

એમ સમજતાંજ સુસને દરવાજા આગલ પેલા પેહેલવાન આગળ જઈને તેને કહયું કે, "એ નામદાર પેહેલવાન! તું અત્રેથી શા માટે એક જેરાવર સિંહની માફક ઉટાવલે જાય છે? મેં તો આ રસ્તા ઉપરથી કોઇને જતાં જેયો નથી. હું પણ અત્રે આવી ભુલી પડેલી છું. અફ્રાસીયાબ આગલથી નાહાસી આવીને હું પુરતી ઉટાવલે ખસરૂ આગળ જવા માંગું છું. પણ તારા પોકારો મને સમજાતાંજ મારી સઘળી નચિંતાઈ, તેજી અને હુશીયારી જતી રહી છે. મારાં દિલમાં એવો વિચાર આવ્યો કે કોઈ પેહેલવાન એમ બાહુર સિંહની માફક તુરાનના બાહુર અફ્રાસીયાબ આગળથી મારી પુઠે આવ્યો હશે, અને મને જેવાથી તેના કીનાનો એમ વધારો થયો હશે. અને તે હવે મારાં લોહીથી જમીનને પણ લાલ કરવા માંગતો હશે. પણ જ્યારે મેં તારો ઇરાની પેહેરવાશ જેયો, અને તેં મારી સાથે વાતચીત કીધી, ત્યારેજ મારી ખુશાલીનો વધારો થયો છે. હવે મને કેહે કે, તારૂં નામ શું છે અને તું અત્રે શું માંગે છે? જરા તું રોશનીમાં આવીને મને તારો ચેહેરો દેખાડ."

એમ સમજતાંજ ગસતહમે તેને જવાબ દિધો કે "એ પાકજાદ દિલબર! મારૂં નામ બાહુર પેહેલવાન ગસતહમ છે અને મારી સામેથી નર સિંહો પણ નાહાસી જાય છે. નોજરનો બેટા તુસ મારો ભાઇ થાય છે, અને મારી સામે આતશ પણ દુશમન તરીકે હોય તો પણ હું બીહીતો નથી. હમણા તુસ, કેશવાદનો ગોદરેજ અને ગેવ જેવા બાહુર પેહેલવાનો આ રસ્તેથી ગયા તો હશે. તેઓ રૂસતમના મેહેલમાં લડી પડેલા હોવાથી તેની તમામ ખુશાલીની મીજલશમાં એમ ભંગાન પડયું છે. તેઓના ઘોડના પગલાં જેઇને ચાલતો હું અત્રે દોડી આવ્યો છું પણ તેટલામાં એ મધુર અવાજની દિલબર!

મને તારાં દર્શણ થયાં છે. તેથી જો તારી પાસે દારૂની જામ હોય તો તે દારૂથી ભરી લાવ કારણકે તેમની પુઠ પકડતાં મને દાક લાગી છે."

જ્યારે તેણીએ ગસતહમને એમ બોલતાં સમજ્યો ત્યારે તે સુસન હશી પડી અને ગોલાબની માફક ખીલી રહી. તે સુરજના જેવા ચેહેરાની ઓરત તંબુમાં જઇને તે નામદાર સખી ગસતહમ આગળ એક દારૂની જામ લાવી તેથી તે પેહેલવાને ખુશી થઇ તેને મોટે અવાજે કહયું કે "હમેશાં તારૂં શરીર આબાદ રેહેજે અને જેહાનમાં તારો કોઇ દુશમન રેહેતો ના." એમ કહીને તેણે તે દારૂની જામ પીવા માંડી પણ તે પીતાંજ તે પડી ગયો, અને તેનો ઘોડો તેની આગલથી નાહાસી ગયો. આથી પીલસુમ ગરજના કરતો ત્યાં જડપથી આવી લાગ્યો અને તાંબાના ઢોલ માફક એક પોકાર માર્યો. તેણે નોજરના બેટા ગસતહમના ઘોડાની પુઠ પકડી તેને પકડી લિધો અને ત્યારબાદ એ ગસતહમને ત્યાંથી ઉંચકી ગયો પીલસુમે દિલમાં જરાપણ દલગીરી વગર તેને કીલ્લામાં લેઈ જઇને ત્યાં તેને કમંદ વડે મજબુટ બાંધી લિધો, અને પછી પાછો કીલ્લાની બારીએ આવી બેઠો.

## બેજન સુસનના તંબુ આગલ આવી લાગ્યો અને તે પીલસુમના હાથમાં કેહ પકડાયો તે વિષે.

જ્યારે અંધારી રાત અરધી પસાર થઈ અને આસમાન તેમજ તેમના સેતારાઓની જગ્યા બદલાઇ ગઈ, ત્યારે તે જંગલમાંથી પોકારો અને માણસના અવાજો સમજાવા લાગ્યા. તું કેહેશે કે જાણે કોઇ તે લડાઇનું મેદાનજ ચીરી કાઢવા માંગે છે. તે પ્રકાશતી તલવાર અને ખંખારતા ઘોડાવાલો તપતા સુરજ જેવો સિંહને પકડનાર પેહેલવાન નામદાર બેજન હતો. તેની ધાસ્તીથી એક સિંહ પણ ચીરાઇ ફસાઈ જતો હતો. તેણે દુરથી પેલી રોશની જોતાંજ ત્યાં આવી પેલો તંબુ અને તેમાંના વાજીંત્રો જોયાં તથા ગાયનના અવાજ સમજ્યો તેથી તેણે એ તંબુ, તેમાનો સામન અને વલી પેલી દારૂની જામ તરફ થોડો વખત જોયા કીધું, અને પછી તે બોલ્યો કે, "એ (સઘલું) શાને માટે હશે? પણ મને મારા કામમાં ઢીલ કરવી જોઇતી નથી. આ જંગલમાં હમણા કાંઇ મજાહ કરવાનો વખત નથી. એવી જગ્યાઓ દુરઅંદેશી પુગાડવા જેવીજ હોય છે. ઇનસાફ આપનારા યજદાંના તથા લડાઇના મેદાનના અને શીકારના જંગલના તથા પાદશાહના જીવના, તેનાં માંથાના અને તેનાં ઉંચાં તખતના તથા પ્રકાશતા સુરજના અને વલ ખાતી કમંદના સોગંદથી

હું કહું છું કે વળી પેલા બુત પ્રસ્ત પાદશાહ અફ્રાસીયાબે કાંઇ બીજી રીતની યુકિત અજમાવવા પોતાનો હાથ લંબાવેલો લાગે છે. તેણે માર્ગમાં શેકારીની માફક એ જાલ પાંઠરેલી લાગે છે અને તે એમ કરી ઇરાનીઓની બુનબેખ ઉખેડી કાઢવા માંગે છે."

તો પણ તે ત્યાં થોડો વખત એમ અજાયબી સાથે અચરત થતો ઉભો અને પછી પોતાના ઘોડાને આગલ હાંકીને તે તંબુમાં નજર કીધી. ત્યાં તેને વળી પેલા પેહેલવાનોના ઘોડાનાં પગલાંની નિશાણી પણ જણાયાથી તેણે દુર ઉભો રહીને લડાયક માણસોના રેવાજ મુજબ બુમ પાડી કે, "આ તંબુ અને જગ્યા કોણુની છે? અને ઇરાની પેહેલવાનો વચ્ચે તે શું નામ ધરાવે છે? અંદરથી તું બાહાર આવ અને તારો ચેહેરો મને દેખાડ તથા એ બાબે સરૂઆતથી તે આખેર સુધીની વાત મને જણાવ. એમ સમજતાંજ સુસન એ ફતેહમંદ નસીબના પેહેલવાનના અવાજથી ઘણી ગાભરી બની. તે ધુજતાં શરીરે સોમલ જેવા ફીકકે ચેહેરે અને અબનુસ જેવી કાલી બનીને તે સિંહ આગળ આવી અને બેસુધ જેવી ત્યાં વિચાર કરવામાં ચકચુર બની. તેણી દિલ સાથે બોલી કે, "એ બાધુરોનો શાહ કાંઇ પેલાઓ જેવો અને મારા ફાંડામાં પકડી શકાય તેવો લાગતો નથી. તેનાથી કાંઈ મારી ખાહેશ બર આવવાની નથી."

પછી તેણીએ બેજન આગળ તેની સામે આવીને તેને નમન કીધું. બેજને ફીના સાથે તેણીને જડપથી પુછ્યું કે, "કેશવાદના ખાનદાનનો ગોદરેજ તથા બીજા નામદાર પેહેલવાનો તુસ, ગેવ તથા પેલો નામદાર પેહેલવાન ગસતહમ સૌ ક્યાં છે? આટલા વખતમાં તો તે રોશન રવાનના પેહેલવાનો મને મારી સામે મલી આવવા જોઇએ. માટે તેઓનું શું થયું છે અને તેઓ ક્યાં છે? શું તેઓ કેઠે તારીજ નજદિકમાં કે દુર સુટેલા હશે? માટે જો તું સાચાંથી ઉલટું કાંઇ જુઠુ બોલશે અને હીલાં બાહાનાં સોધી કાઢશે તો તે મને ગમશે નહી. જો તું કાંઇ સચાઇથી ઉલટી વાત કરશે તો હું તુરત તારા પગ કાપી નાખી તારી બુનબેખ ઉખેડી કાઢશ. હું ઇનશાફી સાહેબ યજદાંના, મુબારક નસીબના અને ફતેહમંદ નસીબના પાદશાહના જીવ અને માંથાના સોગંદથી કહું છું, કે જો તું મને ખરો જવાબ નહી દેશે તો આ તિક્ષણુ તલવારથી હમણાં રાતનેજ વખતે હું તુંને રસ્તાખેજ દેખાડશ."

જ્યારે સુસને બેજનની એવી વાત સમજી ત્યારે તેણી ડરી ગઇ અને તેથી તેણે કાંઇ બીજી યુકિત સોધવા માડી. તેણી પોતાના જીવ માટે ડરવા

અને ધ્રુજવા લાગી અને તેથી તેણીએ કાંઇ યુકિતથી પોતાનો ઉપાય સોધી કાઢયો. પછી જવાબ આપવા માટે પોતાની જબાન ખોલી મીઠે અવાજે તેને કહ્યું કે "ઓ બાધુર પેહેલવાનજાદા ! મને લાગે છે કે તુંને ઇરાનની કાંઇજ ખબર નથી. તેથી તું મારી સાથે એમ કીનાભર્યો બને છે. રામ-શગરો સાથે તો હરેક કોઈ તુંદાઇથીજ વાત કરે છે અને મોટા ખાનદાની પુરૂષોની તો એવીજ રીત હોય છે. તુંને તારો આવો દાવો બીજી જગ્યાએ કરવો ઘટે છે અને મારી સાથે એમ કીનો દેખાડવો ઘટતો નથી. તું મારી સાથે શા માટે છેડાય છે ? કેશવાદનો બેટો ગોદરેજ કોણ છે તે હું શું જાણું ? હું તો હમણાજ અત્રે આવી છું અને આ રસ્તાની પાસબાની કરવા હું કાંઇ આવી નથી. માટે તું જરા ઘોડા ઉપરથી નિચે ઉતરીને દમ ખા અને અત્રે બેશ કે જેથી હું તારી આગલ મારા ગમની સઘલી વાત કરૂં. થોડો વખત તું મુસાફરીની ઠાકથી આસાયશ લે અને પછી મને અત્રેથી તારા પાદશાહ આગળ લેઈ જા. કદાચને ગેવ, ગોદરેજ, ગસતહમ અને તુસ પણ બામદાદે મરધા બોલતાં ત્યાં જઇ લાગશે."

જ્યારે બેજનને તેની એવી વાત સમજી ત્યારે તેને જુદોજ વિચાર આવ્યો. તેથી તે બાધુર પેહેલવાન એક સિંહની માફક ઘોડા ઉપરથી નિચે ઉતરીને તંબુમાં દાખલ થયો અને પોતાના ઘોડાની લગામ હાથમાં પકડેલી રાખીને ત્યાં જઇ પેલી સુનેરી ખુરશી ઉપર બેઠો. પછી સુસને તુરત વઘારેલી મરઘી, નાન વિગેરે ખાવાનું તેની આગલ લાવી મુકયું અને તે પણ પેહેલવાન આગળ ધુંટણ મરડી બેસી તેની સાથે ખાવા માટે પોતાના બે હાથ લંબાવ્યા. જ્યારે તે બાધુર પેહેલવાન ખાઈને પરવાર્યો ત્યારે તેણે એક સિંહની માફક મોટે સાઢે કહ્યું કે, "હવે તું ચલકતા દારૂની એક જામ લેઇ આવ કે હું તે કેઆની પાદશાહની યાદમાં પીઉ." આથી તુરતજ સુસને જડપથી જઇને બાટલીનો બુચ ઉઘાડયો. તેણીએ બાટલી આગલ જઈ બેજન માટે લાવવા સારૂ તે જામ ભરી ત્યાંસુધી બેજને પોતાની નજર તેની તરફ ઠેડવી રાખી અને તેના તરફ કીના અને ગુસ્સા સાથે જોવા લાગ્યો કે તે પોતાની બોંયમાંથી કાંઈ બેસુધ કરનારો દારૂ પણ તે દારૂની જામમાં રેડે છે યા નહી. તેણીએ તે જામ લાવીને ઇરાની પેહેલવાનના હાથમાં આપતાંજ બેજને તેને તુરત મોટેથી કહ્યું કે, "એ દારૂની જામ મારા કેઆની પાદશાહ કાઉસની યાદમાં તુંજ પી જા. કારણ કે મેજબાન જે કોઇની દારૂથી પરોનાગત કરવા માગે તો તે પેહેલાં એક પછી એક ત્રણ જામ પીએ છે અને પછીજ તે મેહેમાનના હાથમાં તે જામ મુકે છે. માટે તુંને આ તેમજ બીજી જામ પીવી પડશે અને

તુંને એમ બાહાના કાઢવાં ઘટતાં નથી. હું મારા એ રેવાજથી જરાએ ફરવા માંગતો નથી. તમામ પેહેલવાનો મને વધતો ઓછો ઓલખે છે. માટે તું તારા પરોણાને એમ દુખ દેવા ના માંગ. તેથી ઓ ચાંદ જેવા દેખાવની ઓરત! તું આ તેમજ બીજી બે જામો પી જા. નહી તો કે હું તારૂં ડોકું શરીરથી જુદુ કરીને તે ઇરાની અંજુમન આગલ લેઇ જવશ. ઓ કાવત્રાંબાજ દેવી! શું તું એવી યુકિતથી મારૂં માથું સુડી વચે લાવવા ધારે છે કે કેમ?" એટલું કહી તે બાહાદુર પેહેલવાને ઉઠી ઉભો થઇને તેણીનો સિંહ માફક હાથ ધર્યો અને પોતાનું આબદાર ખંજર બાહાર કાઢીને તેણીનું ડોકું શરીર ઉપરથી કાપી કાઢવા ચાહયું. આથી સુસન તે નર સિંહથી ડરીને રડવા લાગી અને તે બાહાદુર પેહેલવાનના હાથમાંથી છટકી નાસી ગઇ. તેણી પેલા પેહેલવાન પીલશુમ આગલ જવાને ત્યાંથી ગેબ થઇ અને તે બાહાદુર પેહેલવાન આગલ જઈ લાગી.

પછી પેહેલવાન બેજનને ત્યાં દરીઓ પણ ધ્રુજી રેહે એવો એક પોકાર સમજ્યો. વળી અંધારી રાતે તેને કાને ઘોડાના ખંખારનો અને માણુસનો અવાજ સમજાયો, આથી તે એક સિંહ માફક તે તંબુમાંથી બાહાર નિકલી પડયો અને બાહાદુરીથી તે મેદાન વચે ઉભેલા ઘોડા ઉપર બેઠો. પછી તે પેહેલવાને તે તંબુની એક બાજુએ થઇ જઇને તે અંધારાં જંગલમાં જોયું. તો ત્યાં તેને એક નામદારીભર્યો લડાયક તુરકી કાંઇ યુકિત કરતો ત્યાં આવતો જણાયો. તે બાહાદુર એક સિંહ જેવા ઘોડા ઉપર બેસીને ત્યાં દોડી આવતો જણાયો. તે એક મસ્ત હાથની માફક કીનાભર્યો અને છેડાયલો હતો અને તેણે હાથમાં ગાયની સુરતનો ગુરજ ધરયો હતો. તેણે આવી બેજનને કહયું કે, "ઓ કમ અકલી! નામદારોને એ પ્રમાણે વર્તવું કેમ ઘટે? તેં શા માટે એક ઓરત સાથે એવી ભાંજગડ કીધી છે? શું લડાયક શખ્સોનો એવો રેવાજ હોય છે? ઇરાની પેહેલવાનો વચે તારૂં નામ શું છે? કારણ કે હવે તો તુંને જનમ આપનારી (માતા) ને તારે માટે રડવું પડશે. મારી સાથે લડવાની તારામાં તાકાટ નથી, અને આ જંગલમાંથી તુંને નાહાસવાની જગ્યા પણ નથી. મને લાગે છે કે હવે તો તારી જીંદગી બાકી રેહેવાની નથી અને આ જમાનો તારી જગયાએ કોઇ બીજાને લાવી બેશાડશે. માટે હવે તું રોશનીમાં આવીને મને તારો ચેહેરો દેખાડ. તું ઓરતો સાથે એવી (દમ ભરાવાની) વાત શાની કરે છે?"

એમ સમજતાંજ બેજન ઘણોજ ચિરડાઈ ગયો અને (ગુસ્સાથી) તે ઝાડની ડાંખલી માફક ધ્રુજવા લાગ્યો. તે દિલ સાથે બોલવા લાગ્યો કે "એ

શખ્સ કોણ હશે? અને ઇરાનમાં તેનો બરોબરીઓ કોણ છે?" પછી તે બાહુરોના રેવાજ મુજબ એક સિંહની માફક તેની આગળ આવ્યો. તે તેને એક લડાયક તુરકી જણાયો. તેણે ગરદન ઉપર લડાઇનો ગુરજ ઉડાવ્યો હતો તથા તેણે બાજુએ કમાન ઓલવી હતી અને હાથમાં નેજો ધરયો હતો. તેણે કીનાથી ત્યાં એક છેડાયલા હાથી માફક બુમો પાડી. તેને આવો જોતાંજ બેજને એક જનુની સિંહ માફક પોકાર મારીને તેને કહ્યું કે, "ઓ જાદુગર દેવ! શું તું ઇરાનમાં જાદુ કરવા આવ્યો છે? તારા અફરાસીયાબનો તો એવોજ કાયદો છે. તે આંખમાં કાંઇપણ શરમનું પાણી ધરાવતો નથી. તેં પેલા લશકરને પુસ્તી આપનારા પાદશાહના નામદારો અને સરદારોનું શું કીધું છે?"

ત્યારે પીલસુમે બેજનને જવાબ દિધો કે "તું મારી આગળ તે પેહેલવાનોની લાંબી ટુંકી વાત શા માટે કરે છે? તે સઘલાઓ મારા હાથમાં બંધીવાન છે અને મારી જાલ માછલીઓથી ભારી બની છે. તે પેહેલવાનોના ડોકાં ફાડામાં સપડાયલાં છે અને તારૂં સેવટ તો તે નામદારો કરતાં પણ ઘણું બુરૂં આવશે. હાલે તે દરેક પોતાની બુરી કરણીને માટે દુખ ભોગવે છે. કારણકે પ્રકાશતા સુરજ તરફથી તેઓને એવુંજ ઘટતું હતું. તેઓનીજ માફક હું તારા પણ બંધે હાથો બાંધશ કે જેથી હવે પછી તું તારા પાદશાહ આગળ એમ મસ્ત બનશે નહી. વલી હું પેલા નામદારીભર્યા સામના દસ્તાનના બેટાનાં નામને પણ આશમાન ઉપરથી ધુલમાં ગબદાવશ. હું એ દસ્તાનથી અને સોહરાબના બેટા બરજોરથી મારા સકલાબના પાદશાહ (અફરાસીયાબ) ને ખુશાલ બનાવશ. હું તે પાદશાહના વફાદાર પેહેલવાનોના રેવાજ મુજબ તેઓને મસ્ત ઉંટોની પીઠ ઉપર (બાંધીને) ત્યાં મોકલી આપશ અને તેણે (રૂસતમે) તુરાનીઓનું જેટલું બુરૂં કીધું છે તેટલુંજ બુરૂં હું તુરાન તરફથી ઇરાનીઓનું કરશ. ઉંચાં આસમાંનનો પણ એવોજ તરીકો છે, તે ઘડીકમાં મોજમજાહ કરાવે છે તો ઘડીકમાં દુખ અને બંધીખાંનું લાવી નાખે છે. આસમાંન કોઇની પણ ખાહેશ મુજબનું રહ્યું નથી. મને પણ તેની વર્તણુકનો પુશકલ અનુભવ મલ્યો છે. દરેક પડતીની પુઠે ચઢતી હોય છે અને દરેક ઉમેદોની પુઠે તંગી હોય છે."

ત્યારે બેજને તેને જવાબ દિધો કે "ઓ નામદાર! લોકો કીના વખતે કાંઈ આવી યુકિતથી કામ લેતા નથી. તેં તો કાવત્રાંથીજ બુરૂં કામ કરવાની શરૂઆત કીધી છે જે માટે એ વાત ઉપરથી મરટબાવાલા શખ્સો શું કેહેશે? તુંને તો જેહાનના મોટી અને નાની પડવીના શખ્સો વચ્ચે બદનામીજ મલશે.

મરદાને મરદોનો કાયદો કાંઈ તત્કાળ હુમલો કરવાનો નથી. જે કાંઈ ભલું ભુંડું બને છે તે તો ફરતાં આસમાંનથીજ થાય છે. જો તુંને મુડદાં બાંધનારનું નામ મળ્યું હોય તો મને તો ફરતાં આશમાને મારી તેથી પણ વધારે ખાહેશ બક્ષી છે. કારણકે મેં તો તારા જેવા ઘણા જીવતા શખ્સોને બાંધ્યા છે, અને તેઓના જીગર કીનાના તીરોની અણીથી વિંધ્યાં છે. લડાઈના મેદાનમાં પાદશાહ તથા લશકરની નજદિક મુવેલા અને છાકટા એકજ સરખા ગણાય છે. હું યજદાંનાં સોગંદથી કહું છું કે તે ગેવ, ગોદરેજ અને બીજા કીનાભર્યા નામદારો કાંઇ તારી આ બાબદથી વાકેફ હશે નહી. નહી તો કે તેઓમાંના એકજ સ્વાર સામે તારા જેવા લાખ મક્કરબાજો પણ ટકી શકતે નહી. પણ જ્યારે ફરતાં આસમાંનની એવીજ રીતભાત હતી તો હવે એ વગર ફોકટનું બોલવામાં શું ફાયદો ગણાય."

એમ કહી તેણે વીજલીની ગર્જના માફક પોકાર કરીને પોતાના ઘોડાને આગલ દોડાવ્યો અને પોતાની ભારી ગુરજ સાથે બધે બાજુ ઉંચી કરીને તે પેહેલવાનના લોઢાંની ટોપી સાથના માથા ઉપર ફટકો માર્યો. પણ તેના ઉપર બેજનનો એ ગુરજ કારગર નિવડયો નહી, જેથી તે બાહાદુર બેજન આજબ બન્યો. પછી તેણે તેને રસ્તોએજ દેખાડવા માટે તિક્ષણ તલવાર બાહાર કાઢી અને પવનવેગે પોતાનો ઘોડો દોડાવીને તેણે તુરકીઓને ગાળ દેવા માટે જબાન ખોલી. પછી તેણે લડાયક માણુસના રેવાજ મુજબ મરદાનગીથી આસમાન સુધી ધુલ ઉડતી કીધી. એમ જોઈ તે તુરકી ગમગીન બન્યો અને તેણે જીન ઉપરથી વલ આપેલી કમંદને ખોલ્લી કીધી, જેમાં તે બેજનનું માથું અને ગરદન કેદ પકડાઇ ગઇ અને તે તુરકીએ વાપડેલા જોરથી અને વલ ખાતી કમંદથી તે બેજન ઘોડા ઉપરથી જમીન ઉપર તુટી પડયો. તેથી એ નામદારનું જીન તેના વગર ખાલી બન્યું. તેણે તેને કમંદથી મજબુટ બાંધી લિધો અને તેને ત્યાંથી કીલ્લામાં ધસડી લેઈ ગયો તથા ત્યાં તેના ઘોડાને પણ તેની આગળ બાધીને વલી ફરીથી તે બારી આગલ જઇ બેઠો. પણ જેમ તેણે બીજાઓના મોઢાં બાંધ્યા હતા તેમ તેનું મોઢું બાંધતાં તે ભુલી ગયો. બેજન પણ કીના સાથે ત્યાં ખામુશ પડી રહયો અને પોતાના બંધે કાનોને રૂસતમનો અવાજ સમજવા ઉપર ખેંચી રાખ્યાં.

## ફરામરજ સુસનના તંબુમાં આવી લાગ્યો અને તેણે પીલસુમની સાથે લડવા ચાહયું તે વિષે.

હવે ફરામરજ જે રૂસતમ આગલથી નિકલ્યો હતો તેણે તે પેહેલવાનોના ઘોડાના પગલાંની ઉપર આગલ ચાલવા માંડયું. તે એ તંબુ આગલ આવી પુગ્યો ત્યાં સુધી તેણે કીનાથી દરીઆની જડપે પોતાના ઘોડાને દોડાવ્યા કીધો. તેણે તે અંધારાં મેદાન વચે ધુલારૂં ઉડતું જોયું અને તેથી તેની આંખો હેરાન બની. જોરાવર સિંહ જેવા ફરામરજને તે ઇરાનીઓના ઘોડાના પગલાં તે જગ્યા સુધીજ જણાયા. તેથી તે પોતાના મન સાથે બોલવા લાગ્યો કે, "એ ધુલારૂં શાને માટે હશે અને આવો તંબુ તથા એ જગ્યા કોણની હશે." ફરામરજ ત્યાં અજાબ થતો થોડો વાર ઉભો અને આ બલુ આંસમાની ગુમબજની રીતભાત વિષે વિચાર કરવા લાગ્યો. તેટલાં બેજનના ઘોડાએ જોરથી ખંખાર આર્યાથી બેજન પાંમી ગયો કે તેનું નસીબ પાછું ઉઠયું છે. તે બાહાદુર પેહેલવાને સિંહ જેવા ફરામરજના ઘોડાના પગલાંનો અવાજ પણ પારખી કાઢયો. તેથી તેણે મોટેથી બુમ પાડીને કહયું કે "એ બાહાદુર પેહેલવાન! તું આ બુરી મણુસનીના શખ્સથી સંભાલમાં રેહેજે. કારણ કે તેણે દગાબાજી અને અવત્રાંથી અત્રે સઘલા પેહેલવાનોને કેદ પકડયા છે, અને તે સઘલાઓની ગરદનમાં તેણે ફાંસા નાંખ્યા છે. માટે એ જમીનના પેહેલવાન! તું કોઈ હમારી માફક આ કીનાના મેદાનમાં કેદ પકડાતો ના."

ફરામરજ તેનો સાદ સમજી તે ભરમથી તુરત જાણીતો થયો. તેથી તેણે તુરત ત્યાંથી ઘોડાની લગામ ફેરવીને પોતાના ઘોડાને જોરમાં દોડાવી મુકયો. તે ત્યાંથી જઇને એક ખુનામાં ભરાયો અને ત્યાંથી તેણે રસ્તા ઉપર ચો ઠેકાણે નજર કીધી. એમ જોતાં તુરત ફરામરજને તે કીલ્લામાંથી એક શખ્સ આવતો જણાયો. તે એક જનુની સિંહ જેવો સ્વાર હતો અને તેણે પોતાના તમામ શરીરને લોહાનાં બખતરમાં છુપાવ્યું હતું. ઉંચાઇમાં તે એક પાહાડ જેવો હતો અને તેનો ચેહેરો લોહીના જેવો (ગોલાબી) હતો, તથા તેની બે બાંજુ ઉંટની તાંગના જેટલી જાડી હતી. રૂસતમના બેટા ફરામરજે તે તુરકીના આવા માફકસરના પગો અને માથું જોતાંજ તે નામદારસું દિલ વિચારવંત બન્યું અને એ ફરેબબાજ શખ્સની યુકિત પાંમી ગયો. તે દિલ સાથે બોલ્યો કે, "જ્યારથી મેં (લડવાને) કંમર બાંધી છે ત્યારથી મેં એવો કોઇ લડાયક તુરકી જોયો નથી. તુરાન અને ઇરાનમાં એવો કોઇ શખ્સ નથી તથા વલી મરદાનગીમાં તેનો કોઈ જોડીઓ પણ નથી. તુરાન જમી-

નમાં મેં પણ કોઇ જોયો નથી તેમ બીજા નામદારોથી પણ મેં એવા કોઈ શખ્સ માટે સમજ્યું નથી." એ પ્રમાણે પોતાના દિલ સાથે તરેહવાર વિચારો કીધા પછી તેણે ત્યાં અક્કલથી કામ લેવા માંડયું. તેણે એક જોરાવર સિંહ માફક ત્યાં પોકાર કીધાથી તું કેહેશે કે, જાણે દરીઓ જોશમાં આવ્યો છે, તે પેહેલવાને ગુસ્સાથી તેને પુછયું કે, "તું શા માટે ઇરાન તરફ એવી બુરી નજર રાખે છે? નામદારો વચે તું શું નામ ધરાવે છે? કારણ કે હમણા તારી જનમ આપનાર માતાને તારે માટે રડવું પડશે. શું તું તુરાનથી જાણુલ ઉપર કીનો લેવા આવ્યો છે અને ઇરાન જમીનમાં કાંઈ યુક્તિ કરવા માંગે છે? પણ જ્યારે કાલા નાગનું મોત આવી લાગે છે ત્યારે તે મારનાર આગલથી નાહાસભાગમાં પડે છે. તેં પેહેલવાન ગેવને તથા વલી બીજા બાહાદુર પેહેલવાનોને દગાથી પકડયા છે. હવે જો તું થોડો વખત પણ મારી સામે ઉભા પાંમશે તો તારા હાથ ઉપર એક પણ આંગલું રહેલું તું જોશે નહી."

તે બાહાદુર તુરકી પણ તેને જોતાંજ અને તેનો આવો અવાજ સમજતાંજ પોતાના દિલ સાથે બોલ્યો કે, "મને લાગે છે કે મારી રૂબરૂ લડવા આવેલો એ લડાયક શખ્સ નામદાર જેહાન પેહેલવાન રૂસતમ કે જેની માફક જેહાનમાં થોહાઓજ લડી શકે છે તે હશે. પછી તેણે તેને કહ્યું કે, "તું તારૂં પણ નામ મને જણાવશે તોજ તું મારાથી તારી (નામ જાણવાની) ઇચ્છા બર લાવશે. માટે તારૂં નામ શું છે? અને તું કોણની ઓલાદનો છે? તું શા માટે એમ પોકારો કરે છે? તું હાથમા નેજો ધરીને આ જંગલમાં શાનો દોડી આવ્યો છે? અને મારી કમંદની ધાસ્તીથી તેં શા માટે તારા હાથોને ખોલ્લા રાખ્યા છે? હું તો પેલી નામદારી ભરેલી જાનની અંજુમન વચેથી મારે હાથે કોણ મારીઓ જનાર છે તે જાણવા માગું છું."

જ્યારે ફરામરજે તેનું એવું બોલવું સમજ્યું ત્યારે તે લડાયક શખ્સ કીનાથી ઉશ્કેરાઇ ગયો અને તે પેહેલવાને તેને એવો જવાબ દિધો કે, "મારૂં નામ કાંઈ છુપુ રેહેતું નથી. હું તો પેલાં પેહેલવાની ઝાડ નેકબખ્ત જેહાન પેહેલવાન રૂસતમથી પુટેલી એક ડાખલી છું. જાબેજર તથા પેલો ઇરાની સપેહસાલાર નામવર પેહેલવાન (રૂસતમ) મને ફરામરજના નામથી બોલાવે છે. પણ આ જગ્યાએ તો મારૂં નામ તારૂં મોત છે અને તારૂંજ બખ્તર તથા તારીજ ટોપી બેશક તારૂં કફન બન્યા વગર રેહેનાર નથી. તારૂં મોત લાવવા સારૂંજ મારી માયે મને જનમ આપ્યો છે. હમે એજ રીતે દસ્તાનની યાદગારી જાલવ્યે છીએ, હવે મારી તરફના હુમલા, અને મારી તરફની લડાઈ કેવી છે તે તું લડાઇમાં અને જંગના મેદાનમાં જોશે."

એટલું કહીને તેણે પવનની જડપે તીર ચઢાવવા માટે તે કમાનના બે છેડા તાણીઆ અને તીરની કોઠલીનું મોઢું ઉગાડીને એક પીછવાલા તીરને પવન વેગે બાહાર કાઢીને તે તાણેલી કમાન ઉપર ચઢાવ્યો અને તે લડાયક શખ્સની આંખ તરફ તેની નેમ ટાંકી.

## જાલ શુસનના તંબુ આગલ આવી લાગ્યો અને તેણે રૂસતમને બોલાવી લાવવા માટે ફરામરજને મોકલ્યો તે વિષે.

તેટલામાં તેની પછવાડેથી એકાએક એક એવો પોકાર સમજાયો કે જેથી તે પેહેલવાનોના કાનો પણ બેહેરા થઈ ગયા. કારણ કે એ (પોકાર કરનાર) સપેહસાલાર જાલ હતો. તેણે ત્યાં જડપથી આવી લાગતાંજ રોશન રવાન સાથે ચો બાજુએ નજર કીધી તો તે જંગલ વચે તેને એક સ્વાર ઉભેલો જણાયો. તેને માટે તું કેહેશે કે તે જાણે આસમાનને પણ ખેંચી લેવા માંગતો હતો. વળી તેણે ફરામરજને પણ તેની સાથે લડવા માટે તે કીનાના મેદાનમાં ઉતરેલો જોયો. જાલે તે નામવરને માથાથી તે પગ સુધી તપાસી જોયો તો તેને ઇરાનમાં કે તુરાનમાં તેના જેવો કોઇ પણ શખ્સ માલમ પડ્યો નહી. તે કદે ઉંચો, જોરાવર બાજુનો, અને પેહેલવાન જેવી છાતી અને ગરદનવાલો હતો. તેથી તેણે ફરામરજને કહયું કે, "ઓ નામદાર! હું એ કાવત્રાંબાજને તપાશું ત્યાં સુધી તું થોભી જા."

જ્યારે ફરામરજે સામના બેટા દસ્તાનનો અવાજ સમજ્યો ત્યારે તે નામદાર તેની સાથે લડાઇ કરતાં અટકી ગયો. પછી દસ્તાને એ નામદાર (પીલસુમ) તરફ નજર કીધી અને તે તેને માટે પોતાના મન સાથે એવું ભરમ ભર્યું બોલ્યો કે, "તુરાનીઓ વચે એવી રીતે મરદાનગીથી કમરે કંમરબંધ બાંધનાર મેં કહિ જોયો નથી. તે તુરાનથી આ આપણા મુલક વેરે આવ્યો છે અને તે આપણી કીંમત કે કદર કાંઈ પીછાણતો નથી. માટે તેની સાથે મેદાનમાં ઉતરવાને લાયકનો શખ્સ કાંઇ ફરામરજ નથી અને તેને તેના તીરની અણીનો જખમ લાગવો જોઇતો નથી. મને ફીકર છે કે તેની સાથે લડતાં એ માર્યો જશે અને લડાઈના મેદાનમાં તે તેની આગલ મગતરાં જેવો બનશે."

તેથી તેણે પેહેલવી જબાનમાં વાત કરતાં જડપથી ફરામરજને કહયું કે, "તું કીનો લેવાથી હાલે તારા ઘોડાની લગામને પાછી ફેરવ. તારે આ જમીન

ઉપર થોભવુ- ઘટતું નથી. માટે તું રૂસતમ આગલ જઇને આપણા નસીબે આપણીં ઉપર શું આવી પડયું છે તે સઘલું તેને કહે. હવે એ કાંઈ મોજ-મજાહ કરવાનો કે શરાબ પીવાનો વખત નથી કારણ કે અફ્રાસીયાબે તો જેહાનને કાલી બનાવી છે. તેણે એવી યુકિતથી ઇરાન ઉપર નાસ લાવી નાખ્યો છે અને તેણે અત્રે એવા એક પાહાડને મોકલ્યો છે કે જેના જેવો બીજો સ્વાર કોઇજ નથી. તુરકીઓ વચેથી તેણે જોરાવર માણસ તરીકે એવાને ચુટી કાઢયો છે કે જેની સાથે લડાઈ કરતાં એક સિંહ પણ ટકી શકે નહી. જેહાનમાં તેના હરીફ તરીકે હું સિંહના જેવા નામદાર રૂસતમ સિવાય બીજા કોઇને જોતો નથી. તેથી હાલ તુરત તો એ લડાઇના મેદાનમાં હુંજ તે તુરકી સાથે કાંઇક યુકિતથી લડાઈ કરશ. તે ગમે એટલો ઉંચાઇમાં ઉંચો હશે તો પણ તેની ઉપર હુંજ ફીનો લેવાને શકિતવાન બનશ. તેની સાથે લડવા હુંજ મારી કંમર બાંધશ અને મોત કોણની તરફ જાય છે તે જોવશ. જો પરવર-દેગાર મારો મદદગાર થશે તો હુંજ તેને આ જમીન ઉપર પગ મુકવા દેવશ નહી. માટે હવે તું તારી કંમર મજબુટ બાંધ અને તે ફાડીખાનારા સિંહ (રૂસતમ) ની આગલ દોડતો જા. ”

ત્યારે ફરામરજે તેને જવાબ દિધો કે, “ ઓ નામદાર પેહેલવાન ! મને તે ફતેહમંદ યજ્દાંનો ડર લાગે છે. બીજું એકે તેથી મારે માટે જેહાનના નામદારો બુરૂં બોલશે કે, બાધુર પેહેલવાન (રૂસતમ) નો બેટો એક બુઢાને એમ સિંહના પંજામાં છોડીને આવતો રહયો. વળી બીજું એકે સિંહ જેવાં દિલનો નામદાર રૂસતમ મારા લોહીથી જમીનની ધુલને કીચલવાલી બનાવશે. તું ગમે એટલો દમામ, ઉંચું કંદ અને (મજબુટ) ગરદન ધરાવે છે, તો પણ તું એક બુઢો શખ્સ છે, જ્યારે હું તારા કરતાં ઉમરે નાનો છું. તેથી મને ફીકર છે કે તુંજ એની લાથે લડતાં ટકી શકશે નહી અને આપણુ સઘ-લાના નામને શરમ પોંહોચશે.

જ્યારે દસ્તાને તેની એવી વાત સમજી ત્યારે તેણે તેને કહયું કે, “ ઓ મારા જાન ! તું મારૂં કહયું માન. મેં તો મારી ઉપરથી પુશકલ વખ-તને વહી જતા જોયા છે અને મેં આવાં બોહોલાં જંગલોમાં ઘણીક લડાઇઓ કીધી છે. વળી મારાં દિલની પુશકલ ઇચ્છાઓ મેં ખુશાલી સાથે મેલવી છે અને મારા બાલો મરદાનગી દેખાડતાં દેખાડતાં પાકી ગયા છે. હવે જ્યારે મારો વખત રહયો નથી અને જેહાનમાં કોઇપણ જાવેદાન સુધી રેહેવાનો નથી તો આ પાદશાહી રસ્તા વચે મારૂં મોત આવવાનું હશે તો પછી હું ઉંચાં તખત ઉપર જીવતો કેમ બેસી શકશ ! જીવતી આલમ આગલ મારો ઉપાય

નથી. જે વખતે મને રડવું જોઇએ તે વખતે મારીથી હસી શકાશે નહી. જો કોઇ તુને (એ બાબે) તાણો મારશે તો તે તેને ઘટતો પણ નથી. માટે બસ તું મારા હોકમ મુજબ કામ કર. તે પેહેલવાન આગલ તારેજ જવું પડશે. માટે તું એ કામથી દલગીર ના બન. યાતો તે પેહેલવાનોને હું મદદ કરશ, નહી તો કે તેઓ મારા માંથા ઉપરથી તાજ ખુચવી લેશે."

દસ્તાનનો એવો હોકમ સમજતાંજ તે સિંહ જાદાએ પોતાના ઘોડાને ત્યાંથી પવનવેગે દોડાવી મુકયો. તે પેહેલવાનને ત્યાં લેઇ આવવા માટે તેને એ કામ દરૂસત લાગ્યાથી તે ત્યાંથી ગયો. હવે પેલા તુરકીએ એમ બનેલું જોતાંજ પોકાર માર્યો કે, "ઓ સફેદ બાલવાલા પાકજાદ પેહેલવાન! શું તુને કાંઇજ ધાસ્તી લાગતી નથી કે તું બુઢાપાથી વાંકો થઇ જવા છતાં એ લડાઇના મેદાનમાં આવ્યો છે? તું એક શેકારી આગલ શેકાર આવે તેમ શા માટે મારી આગલ વગર ફોકટનો આવ્યો છે? તું તારે ત્યાં દારૂ પીતોજ કાંય નહી રહયો? કારણકે હવે તો જમ પોતેજ તારાં શરીર અને જીવ સાથે લડાઇ કરશે. એક જવાન એમ બુઢાને રૂસવાઇમાં નાખી જાય તે કાયદાસરતું અને દાનાવોની રશમ મુજબનું કામ ગણાય નહી. આ લડાઇમાં તારો અંત જમાનો મારે હાથે લાવે એ ઘટતું નથી. નહી તો હું તારા હાથને કમંદથી બાંધી તુને ઉંચાં ઉંટની પીઠ ઉપર નાખીને જીહુન નદીની પેલે પાર તુરાનના અફરાસીયાબ આગળ વેહેતાં પાણીની જડપે મોકલી આપશ."

જ્યારે સામના બેટા દસ્તાને તેની આવી વાત સમજી ત્યારે તે બોલ્યો કે "ઓ કમ અક્કલી! તું મને સમજી લે. અગર જો લડાઇમાં (મારી સામે) પથર કે લોઢું હોય તો તે પણ મારી તલવાર વડે કપાઇ જવુંજ જોઇએ. એમ શેકાર સોધનાર સિંહ ગોરખર ઉપર હુમલો કરે તેમ મારો બુઢાપો હોવા છતાં હું તારા ઉપર હમણા તલવારનો હુમલો લાવી નાખશ. તું આજ પળે મારો લડાયક હાથ જોશે કે જેમ કરવું (મારા જેવા) મરદને મરદોનું કામ છે. જો તું હું દસ્તાનના પંજામાંથી છટકે તો પછી તું પણ નર અઝદાહો સાથે લડવાને ડરતો ના. હું તારાં બે ખભાં મારા તીરની અણીથી એવાં સીવી લેવશ કે તું મારીથી તુરત રસ્તાખેજ જોઇ લેશે. તુને ઘોડાની પીઠ ઉપરથી હું ધુલમાં નાખશ અને તારી ગરદનને મારા ભારી ગુરજથી છુંડી નાખશ તથા તારા તમામ કાવાદાવા અને જાદુને હું બીસાડ વગરના બનાવશ. મસ્ત હાથી કેવી કોશેશ કરે છે તે તું હમણાજ જોશે." એમ કહી તેણે તે તુરકી ઉપર ક્રૂરતા હુમલા કરવા માંડયા જેથી ઘડીકમાં તેની ચઢતી તો ઘડીકમાં પડતી આવી લાગતી હતી. તે ઘડીકમાં નેજા સાથે તો ઘડીકમાં

કાલા વાદલમાંથી વીજળી ચમકે તેવી તલવાર સાથે કુદતો હતો. તેણે એ સ્વારોને કેદ પકડે એવા તુરકી ઉપર તીરનો વરસાદ વરસાવ્યો. એ પ્રમાણે તેણે રાત રહી ત્યાં સુધી કર્યાં કીધું કે જેથી રૂસતમ તેની આગલ જલદી આવી પોંહોચે.

પેલી તરફથી ફરામરજ ગભરાતભર્યાં દિલે પોતાના ઘોડાને ત્યાંથી પવન-વેગે હાંકી ગયો. જ્યારે અંધારી રાતની પીઠ વાકી થતી ગઈ (યાને બામદાદ થવા લાગી) ત્યારે ફરામરજ રૂસતમ આગળ આવી લાગ્યો. ફરામરજે તે તાજબક્ષ નામદારને ઉંચાં રખશ ઉપર બેસીને તેની તરફ દોડી આવતાં જોયો. બરજોર પણ તે જેહાન પેહેલવાન સાથે હતો. તે પણ ઉશકેરાયલો હતો અને તેનાં ભવાં ગુસ્સાથી કરચલીવાલાં બન્યાં હતા. તેઓ દમામદાર ચાલે ઘોડા દોડાવતા અને મજાહ હરતા આવતા હતા. તેવામાં તેઓએ ફરામરજને રડતો રડતો ત્યાં આવતાં જોયો. તે એક જોરાવર હાથી માફક જડપથી દોડતાં માંથાથી તે પગ સુધી પસીને ગરકાવ બન્યો હતો. આથી પેહેલવાન રૂસતમે બરજોરને કહયું કે, "વળી કાંઇ મુશકેલ વખત આવ્યો હોય એવી મને ફીકર લાગે છે. હું જાણતો નથી કે તે ઇરાનીઓ ઉપર શું વિઠયું હશે કે ફરામરોજ એમ દોડયો આવે છે. વળી કાંઇ નવું કામ નિકળેલું હોય એવી મને ફીકર લાગે છે. કારણકે દસ્તાન પોતે પોતાની જગ્યાએથી ખીસ્યો નથી."

એ પ્રમાણે બરજોર અને રૂસતમ વાત કરતા હતા. તેટલામાં તે લશ્કરશિકન પેહેલવાન પણ ત્યાં આવી લાગ્યો. ફરામરજે રૂસતમની લગભગ નજદિક આવતાંજ આંખોમાંથી ગાલ ઉપર આંસુ પાડીને રૂસતમને કહયું કે "ઓ પેહેલવાન! તું જરા પણ થોભ્યા વગર પેલાં જંગલ તરફ તારા ઘોડાને દોડાવ, કારણકે તુરાનીઓ વચેથી એવો એક સ્વાર ત્યાં આવી લાગ્યો છે કે જે ફાડી ખાનારા સિંહ જેવો તુંદ છે. તેથી તમામ ઇરાનીઓની નામદારી હેઠી પડી છે અને તે જેહાનના પેહેલવાનોના બધે હાથો બેદીમાં બંધાયા છે. તેની કાંઇપણ લશકર, સ્વારો કે સર સામન નથી પણ તે એકલોજ એમ નામદારી મેલવે છે, અને તેણે આપણી સંખ્યાને ઘટાડી નાખી છે." એ પ્રમાણે ફરામરજે તે તુરકીએ જે કાંઇ કીધું હતું તથા તુસને તંબુમાં રહીને જે કાવાદાવા ચલાવ્યા હતા તે સઘલી વાત તેને કહી સમજાવી. તેની એક પછી એક સઘલી વાત સમજી તે જેહાન પેહેલવાન ઘણોજ અચરત બન્યો. પછી તેણે ફરામરજને પુછયું કે "દસ્તાન કયાં છે? અને તે એ જગ્યાએ શા માટે થોભી રહયો છે? તેને કાંઇ ખુરાંઇ પુગે નહી. કારણકે જમાનો કાંઇ તેના જેવો બીજો શખ્સ પેદા કરવાનો નથી." ફરામરજે જવાબ દિધો કે "ઓ

નામદાર પેહેલવાન ! તેણે તો તે જાદુગર સાથે લડવાની કંમર બાંધી છે. તેણે મને કહયું કે રૂસતમ આગલ તું જા અને આપણી ઉપર તુરાનીઓથી શું આવી પડયું છે તે તેને કેહે."

ત્યારે રૂસતમે તેને કહયું કે "ઓ કમ અકકલી ! તું તેને લડાઇની જગ્યાએ રેહેવા દેઇને મારી આગલ એવો બકબકારો કરવા આવ્યો તે તારી રીત એક મરદાને મરદને કેમ છાજે ? જા જલડી. વેગ અને મારા મેહેલમાં મારા નામદારો આગળ જઇને જ્યાં જ્યાં પણ નામદારી મેલવનારા શખ્સો હોય તેઓનું સઘલે ઠેકાણેથી એક લશકર ભેગું કરી લાવ. તું એવું કરજે કે તે લશકર આજ રાત સુધીમાંજ મારી આગલ આવી શકે. કદાચને ત્યાં તું મારો ડોકાંને ધુલમાં પડેલું પણ મેલવે, પણ જે સ્વારની તેં નિશાણી આપી છે તે કાંઈ બીજા બાધુરો વગર એખલો આવે નહી. કદાચને તેની પુઠે હવે એક લશકર પણ આવી લાગ્યું હશે. અને તે સઘલાઓએ એકી વખતે પોતાના હાથોને લોહીથી ધોયા હશે. માટે તું તારી કંમરબંધ અને તારા ઘોડાને જોરાવર સિંહની માફક ત્યાં હાંકી લેઈ જા." પછી રૂસતમે ત્યાંથી પોતાના રખશને ફેરવ્યો અને તાજ બક્ષ બરજોર સાથે ત્યાંથી આગલ હંકારી ગયો. તેણે બરજોરને કહયું કે, "એ શખ્સ કોણ છે અને તેનું નામ શું છે તે તું જાણે છે ? તે જાલની સાથે એમ પોતાના પંજા અજમાવીને આપણા નામને શરમ પોંહોંચાડે એમ બનવું જોઇતું નથી." એટલું કહી તેણે ગભરાત ભર્યાં દીલે જડપથી ફુકતા પવનની માફક પીલસુમ તરફ પોતાનો ઘોડો દોડાવ્યો.

## રૂસતમ અને બરજોર જાલની મદદે આવી પોહોંચ્યા અને રૂસતમે પીલશુમ સાથે પેહેલી લડાઇ કીધી તે વિષે.

જ્યારે સુરજે પોતાની ( રોશનીની ) કમંદ આસમાનની ઉંચાઇએ ફેંકી ત્યારે દાહાપણવાલો પેહેલવાન રૂસતમ તે મેદાનમાં આવી પુગ્યો. તેને એમ જમીનને ચીરી નાખતો આવતો દુરથી જોતાંજ દસ્તાંને ખુશાલી સાથે પીલસુમને કહયું કે, "હલે તારો હરીફ દોડતો આવી લાગ્યો છે. માટે તું જરા આપણી વચેની લડાઈ બંધ પાડીને તારી બાજુને આસાયશ આપ. કારણ કે હવે તો તુંને મરદાને મરદ સાથે લડાઇ જોવાની છે." જ્યારે પીલસુમે જાલેજરનું કેહેવું સમજ્યું ત્યારે તેણે પણ તે બીયાબાન તરફ નજર ફેંકી.

ત્યાં તેણે એ બાહાદુરોને તેમાંથી લોહીના દરીઆ માફક પોકારો કરતા જોશભર આવતા દીઠા. આથી તે ત્યાંજ ઉભો રહી જઈને વિચાર કરવા લાગ્યો અને તેણે તે જગ્યાએથી અક્કલમંદની માફક કામ લેવા માંડયું. રૂસતમે દસ્તાનની આગળ આવી લાગતાંજ એક ફાડીખાનારા સિંહની માફક પોકાર મારીને દસ્તાનને કહયું કે, "એ નેકનામ! હવે તું તારી લગામને તાણ અને અત્રેથી પાછો ફર. હું યજદાનાં સોગંદથી કહું છું કે જ્યારથી મેં કંમર બાંધી છે ત્યારથી એવા કોઇ લડાયક તુરકીને મેં જોયો નથી."

ત્યારે જાલે તેને કહયું કે, "એ જનુની સિંહ જેવાના હાથમા આપણા ઇરાનીઓ કેદ પકડાયલા હોવાથી મને તો તેમની ધાસ્તી લાગે છે." રૂસતમે તેને જવાબ દીધો કે, "તું એ માટે ગમ ના રાખ. હું હમણાજ તેની આગલ જઇને તેને બંધીવાન કરૂં છું." પછી તેણે બરજોરને કહયું કે, "તું પણ તારા ઘોડાને અત્રેથી પેલા રેતીના ઢગલા તરફ ખુશાલ હાંકી જા અને ત્યાંથી તુરાનના રસ્તા તરફ તપાસ રાખતાં તું એ બુરી ઇચ્છાના શખ્સ (પીલસુમ) સાથની લડાઈ પણ જોયા કરજે. તુંને તે રસ્તેથી કાંઇ લશકર આવતું જણાય તો તું ત્યાં વધુવાર થોભતો ના, પણ અત્રે આવીને મને તેથી વાકેફ કરજે. માટે હવે તું અત્રે થોભ્યા વગર એમ કરવા માટે તૈયાર થા." એમ સમજતાંજ બરજોર ત્યાંથી પવનવેગે તે રેતીના ઢગલા ઉપર જઇ ઉભો. તેણે જીન ઉપર બેસી રહીને ત્યાંથી તેના બવાં ઉપર દારૂની ખુમારીનો ભાર છતાં તે તરફ દુર નજર કર્યા કીધી.

પેલી તરફ રૂસતમ એક જનુની સિંહ માફક (લડવાની) કંમર બાંધીને તે (પીલસુમ)ની નજદિક ગયો અને જડપથી હાથમાં સવારોની કમાન ધરીને તથા છુપાઇ રહીને તેના ઉપર તીરનો વરસાદ વરસાવ્યો. તે બાહાદુર તુરકીએ તેની આવી લડત જોતાંજ તેને કહયું કે "એ નામદારીભર્યા સિંહ! હવે મને પણ રૂસતમ સાથે લડવાની મજાહ પડશે. તેના જેવા સો સેપાહોને તેમજ લડાયક કામુશ, ચીનનો ખાકાન, તથા ઇરાન જમીનના પાદશાહ અને પેહેલવાનોને પણ હું મારી સામે જોવશ તો પણ હું ડરશ નહી. જો ફરતું આસમાન ઉલટુ ચાલે તો પણ તું કાંઇ એમ ના ધારતો કે મારી સાથની લડાઇમાંથી તું છુટવા પામશે." તેની આવી વાત સમજી રૂસતમે તેનાં ઉંચાં કદ તરફ નજર કીધી. તેણે ઘણાક સ્વારોને મારી નાખ્યા હતા અને તેઓના લોહીથી જમીનને ખરદી નાખી હતી તો પણ તેણે તે લડાયક શખ્સનાં જેવાં કદ અને ઉંચાઇવાલો કોઇ પણ શખ્સને ઇરાન કે તુરાનમાં જોયો હતો

નહી. તેનો ચેહેરો સુરજ જેવો અને કદ ઉંચુ હતું અને તેની કમંદ બેડીની આપક નીચે લટકતી હતી.

તેના એવા દેખાવથી રૂસતમ ઉશકેરાઇ ગયો અને તેના આવાં કામોને લીધે તેનું દિલ વિચારભર્યું બન્યું. તેથી તેણે તેને પુછ્યું કે "મને કેહે કે, તારૂં નામ શું છે? અને તારે માટે તુરાનમાં કોણ રૂડન કરનાર છે? તું ઇરાન માટે તારા દિલમાં શાનો કીનો અને ખલભલાત ધરાવે છે? અને તું ચીનનો દરીઓ ઓલંગીને અત્રે શા માટે આવ્યો છે? જે વખતે તારૂં આ બખતર સીવવામાં આવ્યું હશે તેજ વખતથી તે તારૂં કફન બનેલું લાગે છે. તેથી હવે હમણાજ તારો જીવ આતશ ઉપર ભુંજાય તેમ ભુંજાશે. હવે તારી ઘોર સિંહોના મોઢાંમાં બનશે અને તારી ખાક ઇરાનના જંગલોમાં પડશે. જ્યારે તું મારાં લડવાના હથીઆર તેમજ મારી લડવાની રીત જોશે ત્યારે તું બુમ પાડતાં દરીઆના મગરથી બીહે તેમ મારીથી બીહી જશે. મેં કીના વખતે તો તારા જેવા ઘણાઓને એમ બુમ બરાડ પાડતાં સમજ્યા હતા. પણ પછી મેં તેઓનાજ શરીરને જમીનમાં દટાયલાં બનાવ્યાં હતાં. હું કાંઈ તારીથી ડરતો નથી અને હું તુંને પણ હમણાજ તેજ જગાએ (ઘોરમાં) મોકલી આપશ. હું તારા ગલાં વાતે લોહીની નદી વેહેતી કરશ."

જ્યારે પીલસુમે તેની એવી વાત સમજી ત્યારે તેણે ગુસ્સાથી ભવાં ઉપર કરચલી ચઢાવીને તેને કહયું કે, "ફરતું આસમાન તો ફરતું રેહે છે તો પણ (તેમાના) માણસો કાંઈ એક સરખાં હોતા નથી. તેં જેમ બીજા શખ્સોની ગણત્રી કીધી છે તેમ તું કાંઈ મારી કરતો ના અને એમ વગર ફોકટની મગરૂરી લેતો ના. હું તુંને જાલ આગળ એવી રીતે મોકલી આપશ કે તું ફરીથી તારી બાજુ અને ગરદનને માટે એમ મગરૂરી લેશે નહી. હું તુંને મારી પેચદાર કમંદ વડે જીન ઉપરથી ઉચકી લેવશ અને પછી તારાં લોહીથી જમીનની સપાટીને રાતી બનાવશ. ત્યાર પછી હું તુંને ચીનના દ આ તરફ મોકલી આપશ અને ત્યાં તુંને નાગે દિલ અને માથાં ઉપર પેહેલવાનના તાજ સાથે આખાં તુરાન આસપાસ ફેરવશ અને દરેક શખ્સને કેહેવશ કે આ પેલો તેહેમતન છે. હરેક કોઇ તારી તરફ કીનાથી આંગળી કરીને તુંને ત્યાંના પેહેલવાનોને દેખાડતા રેહેશે."

એટલું કહીને તેણે પોતાના બંધે ગાલોને સંમબુલ ફુલ જેવા લોહી વગરના બનાવીને ભારી ગુરજ બાહાર કાઢયો. તેણે તેના શરીરમાંનાં હાડકાં છુંદી નાંખવા માટે તે ગુરજના એક ફટકા પેહેલવાન રૂસતમના માથાં ઉપર

મારો; પણ તે સિંહ જેવા શખ્સે તે જખમને બાહાદુરીથી ઝીલી લિધો અને તે પોતાના જીન ઉપરજ બેસી રહીને હસી પડયો. પછી તેણે પોતાની ભારી ગુરજ સાથની બાજુ ઉઠાવીને તે મસ્ત હાથી જેવા શખ્સની ટોપી અને માથાં ઉપર તે ગુરજ લુહાદના હથોડા માફક કકડાવીને માર્યો અને તેની ટોપીનો માથા ઉપરજ ચુરેચુરો કરી નાખ્યો. તોપણ તે નામદાર તો ઘોડા ઉપર બેઠો બેઠો હસવા લાગ્યો અને તેણે એ જખમથી પોતાના કપાલ ઉપર જરાએ કરચલી વળવા દિધી નહી. પણ રૂસતમે તેને ગુરજ મારતાં અને તેને તે લાગતાંજ એમજ ધાર્યું કે તે પીલસુમના લોહીથી જંગલની જમીન દરીઆ જેવી બનશે અથવા તો તેની બંધે આંખો બાહાર આવશે; પણ તે સિંહ જેવો શખ્સ પોતાનાં ખભાંને કેટલુંક દુખ થવા છતાં પોતાના જીન ઉપરજ ટકી રહીને હરવા લાગ્યો. પછી તેઓએ આસમાન સુધી પુગે એવો પોકાર મારીને બીજો જખમ મારવા માટે પોતાની બાજુ ઉંચકી અને તેઓએ કીનાથી દરીઆની માફક છેડાઇને એકમેકને છુંડવા માંડયું. એ પ્રમાણે તેઓએ ત્યાં એક સખત લડાઇ કીધી તોપણ તે બંધેમાથી એકનું પણ નસીબ હીલ્યું નાહી. તેથી તેઓ દુખી બની એકમેકથી છુટા પડયા. તેમના હેરાન બનેલા ચેહેરા કીનાથી કાલા બન્યા. દસ્તાનનો બેટો તેમજ પેલો સ્વાર એ બંધેના દિલ ગમને લિધે દાડમ માફક ફાટી ગયાં.

## સીસતાનના લશકર સાથે ફરામરજ જાલ અને રૂસતમ આગલ આવી લાગ્યો તે વિષે.

જ્યારે તે દિવસ અરધો પસાર થયો ત્યારે તે જંગલની એક બાજુએથી ધુલ ઉડતી દેખાવા લાગી અને ત્યાં ખુણે ખુણામાં સીપાહીઓ પંથરાઇ ગયા. એમ જોતાંજ સપેહસાલાર દસ્તાને પોતાનો ગુરજ હાથમાં પકડીને ત્યાંથી જોરથી ફુકતા પવનની માફક ઘોડાને દોડાવી મુકયો. પણ ફરામરજ જણાઇ આવતાં તેણે એક જનુની સિંહની માફક ખુશાલીનો પોકાર માર્યો. તે ફરા-મરજ જ્યાં જ્યાં ઇરાન અને સીસ્તાનના સરદારો હતા ત્યાંથી તેઓનું લશકર લેઇને ત્યાં આવી લાગ્યો હતો. તેણે ત્યાંથી લડાયક દસ હજાર સેપાહોને એકઠા કીધા હતા. જ્યારે દસ્તાને તેને એ પ્રમાણે આવતો જોયો ત્યારે તે પેહે-લવાનનો ચેહેરો ગોલાબની માફક ખીલી રહયો. તેણે તેને કહયું કે ઓ સિંહના બેટા! બાહાદુર શખ્સની રીત એવીજ હોય છે. હવે તું એ લશકરને અત્રે બરોબર ગોઠવ અને જમાનો કેવો નિવડે છે તે તપાસ. કારણ કે મેં જ્યારથી મરદાનગીને માટે કંમર બાંધી છે ત્યારથી કોઈ આવો લડાયક પેહેલવાન જોયો

નથી. મેં પણ ઘણાંએક દેવો અને માણસોને મારી નાખ્યા છે અને ઘણાક મુલકોમા મુસાફરી કીધી છે. તો પણ આવો કોઇ શખ્સ લડાઇના મેદાનમાં નામદારી કે શરમીંદગી મેલવવા માટે આવ્યો હોય એમ મેં જોયું નથી.

જ્યારે ફરામરજે તેની એવી વાત સમજી ત્યારે તેની બંધે આંખોમાથી આસુ પડયાં. તેણે પોતાના લશકરને એક હારમા ગોઠવી દિધું અને લશકરની હરેક બાજુથી તપાસ કરી તેમાથી ઢાલવાલાં પાયદલ લશકરને હરોલમાં કાઢયું અને પછી તે પોતાની જગ્યાએ હાથીની માફક જઈ ઉભો. જવારેહ, ફરામરજ અને સામનો દસ્તાન તે સ્વારોની હરોલમાં લગામ તાણીને ઉભા. પણ તે હથીંયારબંધ લશકરને એમ (આવેલું) જોતાંજ રૂસતમ પોતાના ગમની કલ માટેની કુચી મલી આવી છે એમ પાંગી ગયો. તેથી તેણે પોતાના હરીફને કહયું કે " ઓ બુરી નિશાણના શખ્સ! મેં બાહુરો વચે તારા જેવો શખ્સ કોઈ જોયો નથી. માટે તું કોણુની તોખમનો છે અને તારૂં શેહેર કયું છે? કારણ કે તુરાનમાં તો તારા જેવો બાહુર કોઇ જણાયો નથી" ત્યારે તેણે રૂસતમને જવાબ દીધો કે "ઓ હુનર વગરના શખ્સ! સિંહ જેવા શખ્સો સાથની લડાઈ તેં જોઇજ કયાં છે? હજી તો તેં આતશના ધુમાડા સિવાય બીજું કાંઈ જોયું નથી; પણ હવેજ તું માણસોને બાલી નાખનારી ખુદ આગને જોશે. સકલાબની જમીન મારી જનમ ભુમી અને રેહેઠાણ છે અને તમામ રૂમની જમીન ઉપર મારો હોકમ ચાલે છે. મારા બાપે મારૂં નામ પીલસુમ રાખ્યું છે અને હું સિંહ નરોના જીગરને ચીરી કાઢનારો છું. જ્યારે તેં મારૂં નામ સારી રીતે જાણ્યું છે તો હવે તારે તારા હાથને તારા જીવથી ધોઈ નાખવા ઘટે છે."

એમ કહી તેણે પોતાનો બારી ગુરજ ફેંકી દીધો અને કમાનના બધે છેડા તાણીને તે ઉપર તીરનો ચીલ્લો ચઢાવ્યો તથા તીરની કોઠલીનું મોહું ખોલી તેમાંથી પવનવેગે જનારો એક તીર કાઢી તેના ઉપર ચઢાવ્યો. પછી તેણે તે તીર તે પેહેલવાનના રખશના માંથા ઉપર માર્યો જે તેના બખતરમાં દાખલ થઇ તેના હાડકાં સુધી અંદર પેઠો. આથી જાણે તેનાં બખતરે પણ તેના શરીરમાંથી નિકલીને નાહાસવા માંગ્યું. દસ્તાનના બેટા રૂસતમનું દિલ પણ ઉથકેરાઈ ગયું. વળી પીલસુમે એક બીજો તીર તે નામદારની છાતી ઉપર માર્યો. પણ તેના બબરેબ્યાનને લિધે તે ત્યાં કારગર નિવડયો નહી. જ્યારે તેની કોઠલીમાંના તીરો એમ ખપી ગયા ત્યારે તેનું દિલ પણ કીના અને દુખને સબબે પીગલી જવા લાગ્યું. પછી તે પેહેલવાન તથા તે સિંહ જેવો પીલસુમ બંધે દુખી બનીને એકમેકથી છુટા પડયા.

## અફ્રાસીયાબ તુરાની લશકર સાથે પીલસુમની મદદે આવી લાગ્યો અને બરજોરે તુરાનીઓ સાથે લડાઈ કીધી તે વિષે.

જ્યારે દાહાડાનો અરધો ભાગ બરોબર પસાર થયો ત્યારે બ્યાબાન તરફથી વલી ધુલારૂં ઉડતું દેખાવા લાગ્યું. જેથી તમામ જેહાનમાં અંધકાર ફેલાયો અને જાણે કાલી રાત દાહાડાની નજદિકમાં આવી લાગી હોય એમ જણાયું. દસ્તાને પણ તે કાલાં ધુલારાંથી બલુ આસમાનના ગુમબજને ઢંકાઈ ગયલો જોવાથી તેણે દોડતો રૂસતમ આગલ આવીને કહ્યું કે "ઓ જેહાન પેહેલવાન! તુરાનની બાજુએથી પણ એક ધુલારૂં ઉડી રહયું છે, જેથી જમીનની સપાટી પણ જાણે આસમાન સાથે મલી ગઇ છે. હું જાણુતો નથી કે એ કાલું ધુલારૂં કે જેથી પ્રકાશતો દાહાડો આવી રીતે અંધારો બન્યો છે તે સાથી ઉડે છે? એ ધુલારાંથી મારૂં દિલ ધાસ્તીભર્યું બન્યું છે. તું કેહેશે કે તે જાણે ગમથી ફાટીને બે ટુકડા થાય છે. મને ફીકર છે કે પેલો બુરી મનશનીનો જાદુગર (અફ્રાસીયાબ) વલી ફરીથી ઇરાન તરફ જડપથી આવતો હશે" પછી જાલ પેલી ઉંચી ટેકડી તરફ નજર કરીને બોલ્યો કે, "પેલો બરજોર પણ જાણે ધુલમાં ઢંકાઇ ગયો હોય એમ લાગે છે અને તેનો જીન સાથનો ઘોડો જે ત્યાં ઉભો હતો તે જાણે જમીન નિચે ગરક થયો છે."

પછી સિંહ જેવા બરજોરે ફરામરજને કહ્યું કે "અગરજે એ અફ્રાસીયાબ પોતાને નામદાર અને બાહુરમાં ખપાવતો હશે તો પણ તે એક ગામડીયાની ખાસીયત ધરાવે છે જે તેને સેવટે કોઈ દહાડો યાદ આવ્યા વગર રેહેશે નહી. તે સીસતાનને (પોતાનું) શંગાન શેહેર સમજે છે અને મારા મેહેલને કીનો લેવાની જગ્યા માફક સમજે છે. પણ હમણા તેને ઓરતની માફક રડવું પડશે અને પોતાનું કપાલ કુટતાં તુરાન તરફ નાહાસવું પડશે." હવે તે ધુલારૂં પણ ઘણું નજદિક આવી લાગ્યું અને બરજોર આગલની તમામ જગ્યા અંધારી બની. બાહુર બરજોર તોફાની દરીઆ માફક અને પોકાર મારતા સિંહની માફક ત્યાંથી જરા આગલ વધ્યો અને તે મેદાનમાંની ઉંચી ટેકડી ઉપર ચઢીયો, જ્યાંથી તેને તુરાની પાદશાહનો જુન્ડો માલમ પડયો. એ અફ્રાસીયાબ કીનાભર્યો બનીને તુરાનં જમીનમાંથી ત્યાં ચઢી આવ્યો હતો અને ઘોડાઓની નાલથી જમીનને એમ કાલી બનાવી દિધી હતી. તેના કાલા જુન્ડા ઉપર અઝદાહની આકૃતિ હતી અને તેની ટોંચ ઉપર એક સોનેરી

બાજને બેસાડેલું હતું. તેની પુટે હજારો હજાર જંગી સ્વારો હતા જે સઘલા સ્વારો અને ઘોડા તમામ લોઢામાં ગરક થયલા હતા. તેમના તરેહ તરેહના ઝુન્ડાઓના પ્રકાશથી હવા પીલી, કાલી અને જાંબુરી બની હતી. તમામ જમીન તોફાની દરીઆ જેવી જણાતી હતી અને તેના તમામ મોજા જાણે લોઢાનાં જણાતા હતા.

દસ્તાને તે જમી ને એ પ્રમાણેની બનેની જોતાંજ તે એક ફાડીખાનારા સિંહની માફક પોકાર મારીને દુખ અને કીના સાથે બરજોર આગળ ગયો. પણ ત્યાં તેણે તો બરજોરને જમીન ઉપર સુઇને ઉંઘ કાઢતો જોયો. તેથી દસ્તાનની આંખો કીનાથી લોહીના બે પુલ્યાં જેવી બની અને તેણે બરજોરને ગુસ્સાથી બુમ પાડીને કહયું કે "ઓ કમઅકલી! કીનાખોર સિંહોને કાંઈ એમ કરવું ઘટતું નથી. જમીનની સપાટી કેવી બની છે અને તે કીનાખોર માણસોથી કેવી તોફાની દરીઆ જેવી થઇ રહી છે તે શું તું જોતો નથી? તું કાંઇ ત્યારે પેહેલવાની કરવાને લાયક નથી. તારી આગલ અને પાછલ તો સઘલે (દુશમનનું) લશકર ફરી વલ્યું છે અને તુરાનનો પાદશાહ તારી નજદીક આવી લાગ્યો છે."

એમ સમજતાંજ બરજોર પણ કીનાથી ઉશકેરાઈ ગયો અને તે જંગલમાં ચો ઠેકાણે નજર કરતાં તેણે જેહાનને હબસીના ચેહેરા જેવી કાલી બનેલી અને ઘોડાઓની નાલથી જમીનને દુખી બનેલી જોઇ. તું કેહેશે કે જાણે તે મેદાન અને પાહાડોને પણ જીવ આવ્યો છે. આથી બરજોર જંગલમાં ઉઠી ઘોડા ઉપર બેઠો અને કીનાથી ભારી ગુરજને બાહાર કાઢયો. પછી તેણે દસ્તાનને કહયું કે "ઓ નામદાર! હું તારા અને ફતેહમંદ પાદશાહના નસીબથી એ તુરાની લશકરનો નાશ કરશ કે જેથી તેઓ ફરીથી ઇરાન સાથે લડાઈ કરવા પાંમશેજ નહી." તેણે તે લશકરને કદમે કદમ નજદીક આવતું જોયું અને અફરાસીયાબની આસપાસ ફરી વલેલા પેહેલવાનો પણ જણાયા. એ રીતે તેણે તુરાની પાદશાહના ઝુન્ડાને તે (જાબુલી) નામદારોની નજદીક આવી લાગેલો જોયો. તેના કાલા ઝુન્ડા ઉપરની અઝદાહની આકૃતિ જાણે હવાને પણ ખેંચી લેવા માંગતી હોય એમ લાગતું હતું. એક હાથી ઉપર તરેહવાર જવેહરાત જડેલું એક સુનેરી તખત બાંધેલું હતું અને વલી તેની હરોલમાં બીજા બખતર સાથના પુશકલ હાથીઓ ઉભા હતા. બરજોરને ત્યાં ચો ઠેકાણે થોડી ઘણી નજર ફેંકતા તે જેહાનજીત બાહાદુર અફરાસીયાબ પણ લશકરની હરોલમાં સિંહની માફક ચાલતો જણાઇ આવ્યો. અફરાસીયાબે

પણ તે દસ્તાનના બરજોરને ત્યાંથી જોતાંજ ઉશકેરાયલી હાલતથી જાણે તેનું દિલ તેના શરીરમાંથી ઉડી જવા માંગતું હતું.

તેવામાં સપેહસાલાર હોમાને પવનવેગે બરજોર આગળ આવી મોહું ખોલી તેને કાંઇ કહેવા માંગ્યું. તેણે એ બરજોરને ત્યાં જાલની સાથે ઘોડા ઉપર બેઠેલો જોયો અને તે બંધેના કપાલ ઉપર કીનાની કરચલી ચઢેલી જણાઇ. તેણે બરજુને કહયું કે "ઓ નામદાર? શું લડાયક શખ્સોની રીત-ભાત એવીજ હોય છે? તેં શા માટે તુરાન તરફથી મોહું ફેરવી નાખ્યું છે અને તે સુંદર જગ્યાને તુછકારથી છોડી કેમ દિધી છે? શું તું તારી આવી ઘર પુછડાં વગરની તોખમ સોધી કાઢયાથી તારાં વતન તરફ પણ આવવા માંગતો નથી? તું જેવા પેહેલવાનને પાદશાહ અફરાસીયાબને ત્યાં જેવી પડવી મલી હતી તેવી પડવી તુરકીઓ વચે કોણ ધરાવતું હતું? શું હવે તું તારૂં નામ પેહેલવાનો આગલ આ બુરા કરતુકના સામના બેટા સાથે દેવાનો છે કે? એ જાલ પણ સામની તોખમનો નથી એમ શું તુંને ખબર નથી? સામ તો બચ્ચાં વગરનો હોવાથી એ જાલને (સીમુર્ગના) માલામાંથી લાવ્યો હતો. સામે બુઢાપા, નાદાની અને કમઅક્કલને સબબે પોતે બચ્ચાં વગરનો છે એમ કરી તેને કરી લીધો હતો. પણ જેણે તુંને આગલ તાજ અને તખતથી નવાજ્યો તેજ પાદશાહ આગલથી શું તું લગામ ફેરવીને (અત્રે) આવતો રહયો?"

જ્યારે બરજોરે હોમાનની એવી વાત સમજી ત્યારે તે ઘોડા ઉપર બેઠેલો કીનાથી ઉશકેરાઇ ગયો. તેથી તેણે પોતાના ભારી ગુરજ ઉપર હાથ નાખીને તેને બાહાર કાઢયો અને તેને મારવા માટે લુહાડના હથોડાની માફક ઉંચો કીધો. આથી હોમાન તે પાહાડ ઉપરથી ધોધની માફક નિચે ઉતરી પડીને તુરાની લશકર તરફ જડપથી જતો રહયો. પછી જેમ એક સિંહ ગોરખરથી ભરેલું જંગલ જોઇને ત્યાં ચોબાજુએ શેકારની મોજ ભોગવે તેમ તે બંધે બાહુર અને હીંમતવાન પેહેલવાનો નામદાર દસ્તાને અને સિંહ જેવા બરજોરે તે મેદાનને પુશકલ મુવેલાંઓની લોઠથી પાહાડ જેવું બનાવ્યું. જેહાન પોતે પણ આવી રીતની લડાઇથી ગભરાતમાં પડી. જ્યારે હોમાને એમ બનતું દિઠું ત્યારે તે ઘોડો ફેરવીને ત્યાંથી કીનાભર્યાં દિલે અને આંખોમાં આંસુ સાથે વિજળીના આતશની જડપે અફરાસીયાબ આગળ જતો રહયો અને જે કાંઇ બન્યું હતું તે તેની આગલ એક પછી એક સઘલું કહયું. તે બોલ્યો કે "આપણી ઉપર હવે એ બરજોરથી કોણ જાણે શું શું આવી પડશે." જ્યારે અફરાસીયાબે તેની એ વાત સમજી ત્યારે તેનું જુના વખતનું દુખ પાછું

ઉભરી આવ્યું. તેથી તેણે પોતાના લશકરને ફરમાવ્યું કે "તમો લડીને એ જવાન બરજોરને પકડી લાવો."

આથી તે તમામ તુરકીઓએ પોકાર કીધા જેથી તું કેહેશે કે જાણે દરીઓ તોફાણી બન્યો છે. અફ્રાસીયાબ પોતે પણ પોતાના તુરકી લશકરના ખેરખાહો સાથે પોતાની પુઠે કાલો ઝુંડો લેઇને ત્યાં ગયો. પણ તેણે માર્યા ગયલાઓની પુશકલ લોહોથી તે તમામ મેદાન બદલાઇને પાહાડ જેવું બનેલું જોયું. ત્યાં પેહેલવાન બરજોર તેમજ દસ્તાન સાથે મલીને કામ કરતા હતા. તું કેહેશે કે જાણે તેઓના દિલમાં તે માટે જરાએ દુખ કે ગમ હતો નહી. તેથી અફ્રાસીયાબે તુરાનીઓને કહયું કે "આ કાંઇ સુવાની જગ્યા નથી પણ લડાઇનું મેદાન છે, માટે જે કોઇ એ બરજોરને મારી આગલ પકડી લાવશે તેને હું મારા રાજ્યનો ત્રીજો ભાગ આપશ." આથી લડાયક શખ્સોએ તેની એવી વાત સમજતાંજ સર્વે કોઈ ઘોડા ઉપર બેઠેલા ઉશકેરાઇ ગયા અને તે સઘલા બરજોરની આસપાસ એકી વખતે ફરી વલ્યા. પણ તેઓમાના કોઇએ પણ તેની નજદિક જવાની હીમત કીધી નહી. આથી તે (જાલ અને બરજોર) બંઘેના માર્ગ બંધ થઇ ગયા અને તે બંઘેના શરીર તીરની અણીથી ઘાહેલ બન્યાં. જ્યારે અફ્રાસીયાબે એમ જોયું ત્યારે તે બોલ્યો કે, "હવે તે બંઘે હમણા ખાકની સાથે દોસ્તી કરશે." પછી તે પણ ખુશાલી સાથે પોતાના ઘોડાને વિજળીની જડપે દોડાવીને ત્યાં આવ્યો. પણ બરજોર અને દસ્તાન આગળ આવી લાગતાંજ દુખથી તેના ગાલો સમબુલ ફુલ જેવા ફીક્કા બન્યા. પછી તેણે તુરકીઓને કહયું કે, "જો એ બંઘે શખ્સો પેલી (ઈરાનીઓની) અંજુમન વચે જીવતા જવા પાંમશે તો જેહાનમાં (તમારે માટે) તેથી બદતર શરમ બીજી કોઇ નથી. મને કાંઇ તામારાં દિલ લડાયક લાગતાં નથી."

પણ પેહેલવાન બરજોરે તે (અફ્રાસીયાબ)ને એમ દસ્તાનની આગળ છેક નજદીક આવેલો જોતાંજ તેણે ભારી ગુરજ ઉપર હાથ નાખીને તે ઉઠાવ્યો અને દસ્તાનને કહયું કે, "ઓ પેહેલવાન! આ લડાઈમાં હવે તું પોતાને મેહેનતમાં ના મુક પણ અત્રે ઉભો રહી મારી લડાઇ તપાસ." એમ કહી તેણે હોટ ખોલી અફ્રાસીયાબને ગાળ દેતાં ત્યાંથી પોતાના ઘોડાને પવનવેગે દોડાવ્યો. જ્યારે જાલે તે સિંહ નરને એમ કરતાં દિઠો ત્યારે તે બાહુર પેહેલવાન પોતે પણ તેની પુઠે દોડયો. જેવો તે બરજોર પાણીના દરીઆ માફક પોકાર કરતો અને બીરડાતો અફ્રાસીયાબ આગળ આવી લાગ્યો તેવીજ તેણે મ્યાનમાંથી તિક્ષણ તલવારને પણ જડપથી બાહાર કાઢી. તું કેહેશે કે જાણે તે આસમાનને

પણ ચીરી કાઢવા માગતો હતો. તે મગર જેવા બરજોરે પોતાની તલવારના એકજ જખમથી જેહાનજીટ પશંગના બેટાના ઝુંડાના બે ટુકડા કરી નાખ્યાં અને વળી એ તુરકીઓ વચેથી (કેટલાક) હાથીઓ અને તખત છીનવી લેઇને ત્યાંથી ફતેહમંદ નસીબનાં જાલ આગલ પાછો આવ્યો. પણ સપેહસાલાર હોમાન તે પાદશાહી ઝુંડાને તથા વળી તે નામદારના હાથી અને તખતને તેના હાથમાંથી પાછાં જીતી લેવાને એક કીનાખોર સિંહની માફક તે નામદાર અને બાહાદુર બરજોરની પુઠે ગયો. આથી તે કીનાખોર બરજોરે ઉશકેરાઇને દસ્તાનને કહયું કે, "ઓ હુનરભર્યા શખ્સ! તું તારે એ સઘલું અત્રેથી ખુશાલી સાથે ફરામરજ અને ઇરાનીઓ આગળ લેઇ જા." આથી દસ્તાન ઉમેદભર્યાં દિલે એ પાદશાહી ઝુંડાને તથા સફેદ હાથીને તે તરફ જડપથી લેઈ ગયો.

જેવો ફરામરજે તેને દુરથી જોયો તેવોજ તે નામદાર બેટો પોતાનો ઘોડો દોડાવી સામના દસ્તાન આગળ આવ્યો. પણ દસ્તાને તેને કહયું કે, "તું તારી લગામને (ત્યાં બરજોર આગલ જવા માટે) ઢીલવ." આથી ફરામરોજ કીનાભર્યાં મગજે અને ઉશકેરાયલાં દિલે તે તરફ તિક્ષણું ફુકતા પવનની જડપે ગયો. તેને એમ શેકારી સિંહ માફક દોડતો જોઇને તેના બે હજાર તલવારબાજ સેપાહો પણ તેની આસપાસ ફરી વલીને દોડવા લાગ્યા. તેણે પોતાનો હાથ લંબાવી પોતાનો ભારી ગુરજ પણ બાહાર કાઢ્યો અને બરજોર આગળ આવી લાગતાંજ તેણે ફાડીખાનારા સિંહની માફક એક પોકાર મારીને તે સિંહોને મારનારા બરજોરને મોટે સાદે કહયું કે, "ઓ ફતેહમંદ નસીબના નામદાર પેહેલવાન! તું પણ પેલા દસ્તાનના પેહેલવાની ઝાડની એક શાખા છે. દસ્તાનના જેવા શખસે કોઈ પણ જમાનામાં માતાથી જન્મ લિધો હોય એમ ફરતાં આસમાનને પણ ખબર નથી. માટે આ વીરની તોખમનો તુરકી હોમાન કે જેને પોતાના બાપનું નામ પણ ખબર નથી તે એ લડાઇના મેદાનમાંથી બાહાર નિકલી જવો જોઇતો નથી પણ આપણને તેની ગરદનને લોહીથી જજરતી બનાવવી ઘટે છે."

એમ સમજતાંજ હોમાન એક સિંહની માફક તે નામદાર બાહાદુર બરજોર આગળ આવ્યો. પણ નામદાર બરજોરે તે લડાયક સપેહસાલારના ઘોડાને ભાલાથી એક ફટકો માર્યો. પણ એ નેજાના ફટકાથી તેની પીઠે ઓલવેલી ઢાલ પડી ગંઈ અને તેનું કામથું ચંદ્ર તરફ ઉચ્ચે ઉડી ગયું. વળી હોમાનના પાવડાની રેકાબ પણ તુટી જવાથી તે નામદારનું માથુ વાકું થયું અને તુરત તેના માંથા ઉપરની લોઢાંની ટોપી પડી ગઈ. તેથી બરજોર તેના ઉપર જડપથી

ફાવી ગયો. ફ્રામરોજે તે કીનાનાં મેદાનમાંથી તેની ટોપી પોતાના નેજા વડે ઉંચકી લેઇને બરજોરને કહયું કે "ચાલ જડપ કર! અને તારી લગામને ઇરાનના રસ્તા તરફ ફેરવ કે આપણે એ ઢાલ તથા ટોપી અને આ પાદશાહી ઝુંડો તથા પેલું સુનેરી તખત રૂસતમને દેખાડીએ." આથી તેઓએ અફ્રાસીયાબ ઉપર તમામ જીત મેલવેલી હોવાથી તેઓ ત્યાંથી ખુશી થવા પાણીની જડપે ગયા. તે બધેની પુઠે તેઓનું નામદારીભરેલું લશકર પણ કીનાભર્યું બનીને ગયું.

નામદાર પીરાને અને અફ્રાસીયાબે ત્યાંની તમામ જમીનને પાણીના દરીઆ જેવી બનાવી દિધી હતી. તેના લશકરમાં હોમાન, લેહાક, ફરશીદવર્દ રૂઇન, લડાયક સ્વાર પીરાન, કરસીવજ, સિંહ નર જેવો શીદેહ, નામદાર બાહાદુર પેહેલવાન ફગપુર એ સઘલા હતા. એ સઘલું તેનું લશકર એમ કીના સાથે આવેલું હોવાથી ત્યાંની જમીન ઘોડાઓની નાલથી (ઉડતી ધુલે) કાલી બની. પેહેલવાન બેહરામને એ લશકરની સરદારી આપવામાં આવી હતી. જે એક લડાયક અને નામદાર સ્વાર હતો. પાદશાહ અફ્રાસીયાબે પોતાના એ લશકરને પેલી બાજુએ લેઇ જઇને થોભાવ્યું, તેથી ત્યાંની જમીન તોફાની દરીઆ માફક ઉછલવા લાગી. પાદશાહ અફ્રાસીયાબના હોંશકોશ ઉડી ગયલા હતા તોપણ જેમ દરીઓ દરેક ફુકતા પવનથી હીલતો બને તેમ તે ઉશકેરાઇ ગયો હતો. તે લડાયક સવાર (બરજોર)ની આવી લડાઇ અને જોરને લિધે તેનો જોરાવર ઘોડો પણ લડતાં થાકી ગયો હતો; તેમજ તેના બાહાદુરોની બાજુ અને હાથ પણ થાકી ગયા હતા. તેઓના ભારી ગુરજ વળેલી કમાન માફક વાંકા થયા હતા અને તરસથી તેઓની જબાન સુકાઇ જતી હતી. તેઓ સર્વેના મોઢાં પણ ગીરદ અને ધુલથી ભરાઇ ગયાં હતાં. બીજું એકે વળી રાત પણ નજદિક આવી લાગેલી હોવાથી પ્રકાશતો દાહાડો અંધારો થવા માંડયો હતો.

પણ રૂસતમે તેવામાં તે લશકરને દુરથી જોતાંજ તુરતજ પીલસુમ તરફ જોઇને કહયું કે "ઓ લશકરને તોડનારા પેહેલવાન! તુરાની અંજુમન વચે તારા જેવો કોઇપણ પેહેલવાન કોઇ થયો નથી. પણ તેં પેલા ઇરાની નામદારોને કાવત્રાંથી ભારી બેડીમાં બાંધયા છે. તેથી એનું સેવટ શું આવશે તે હું જાણતો નથી. આ મેદાનજ લોહીથી ગોલાબી રંગનું બનશે." જ્યારે પીલસુમે તેની એવી વાત સમજી ત્યારે તે બુઢા શખ્સને થતાં દુખ માટે તે દલગીર થઇને બોલ્યો કે "આજે તો લડાઇમાં આપણે આપણી ઇચ્છા મુજબના હુનર દેખાડી શકયા છીએ. પણ જમાનો પોતાના દિલમાં શું ભરમ ધરાવે છે તે

હું જાણતો નથી." એમ કહી તેણે તેની આગલથી લગામ ફેરવી અને જલ્દ-પથી તુરાનીઓ આગળ ગયો. પીલસુમે અફ્રાસીયાબ આગળ આવી લાગતાંજ અને દુરથી તેને આંસુભરી આંખો સાથે જોતાંજ તેને પુછ્યું કે "ઓ સકલાબ અને ચીનના પાદશાહ! તેં શા માટે તારાં કપાલ ઉપર ધાસ્તીની કરચલી ચઢાવી છે? મેં આજ રોજે પેલા નામદાર રૂસતમ ઉપર કીનો લેવા માટે મરદાનગીથી કંમર બાંધી હતી. હમો પેહેલવાનોએ તીર, તલવાર અને ભારી ગુરજ વાપડેલા હોવાથી હમારી બાજુ થાકી ગઇ હતી. તેથી હાલે રાત પડવાને લિધે તે પેહેલવાન યુકિત વાપડીને પોતાના લશકરમાં પાછો જતો રહયો છે. પણ પાહાડ પછવાડેથી સુરજ ઉગતાંજ તું તુરાનના પાદશાહ અફ્રાસીયાબનાં નસીબથી હું તેની ઉપર રોશન દિવસને કાલો બનાવશ. જેથી ઇરાનીઓ ઉપર તું પાદશાહની ખાહેશ પણ પાર પડશે."

ત્યારે પાદશાહે તેને કહયું કે, "ઓ જેહાનજીટ પેહેલવાન! ફરતાં આસમાને શું કીધું છે તેની તુંને ખબર નથી? આ ચીનના સિંહોનાં જેવાં મોટાં લશકર ઉપર બે બાહાદુર પેહેલવાનોએ ધસી આવીને તમામ તુરકી લશ-કરનો નાસ કીધો છે અને તેઓ મારો ઝુંડો તેમજ મારો હાથી જીતી લેઇ ગયા છે. આથી મારૂં માથું જાણે ધુલમાં નિચે પડયું હોય અને મારી તોખમને શરમ પુગી હોય એમ લાગે છે. વળી તે ફતેહમંદ પેહેલવાનો હોમાનની ટોપી અને તેની સુનેરી ઢાલ પણ લેઇ ગયા છે." તેથી તેની એવી વાત સમજી પીલસુમને પણ પોતાનું આગલું દુખ અને ધાસ્તીની પાછી યાદ આવી. પણ તે બાહાદુર મગરે તેને કહયું કે, "એ પેહેલવાનોને કાંઇ લડાઇની રીત-ભાત ખબર નથી પણ હવે જ્યારે તું તુરાનથી ઇરાનમાં લડાઇ કરવા અને બાહાદુર મગરો ઉપર કીનો લેવા આવ્યો છે અને તેં પણ કીનો લેવા માટેજ તારી કંમર બાંધી છે તો એ બુરી મનશનીના લોકોની એવી યુકિતની તું ફીકર ના કર. કારણકે સહવારે આસમાન ઉપર સુરજ બાહાર આવતાંજ હું જેહા-નના માલેક અફ્રાસીયાબના નસીબે આ જંગલની જમીનને લોહીનાં દરીઆ જેવી બનાવશ અને કુશતી રમીને તે બીસ્તુન પાહાડ જેવા (રૂસતમ) ઉપર હું જીત મેલવશ." આથી તે તુરકીઓનો પાદશાહ ઘણો ખુશ થયો, પણ તેના દિલમાંથી તો એક સરદ હાએ નિકળી. ત્યાર પછી તેણે પોતાનાં બાવ-રચીઓના વડાને ફરમાવ્યું કે "હવે તું ખાણું લાવ અને મોટા દરજાના શખ્સોને અત્રે બોલાવ. તું ચોકીદારોને બાહાર પડવા જણાવ અને શીદેહને તેઓનો માર્ગ દેખાડનાર સરદાર બનવા કેહ."

હવે પેલી તરફ રૂસતમ પણ જલ્દીથી ઢાલ પકડીને બરજોર અને દસ્તાન આગલ આવ્યો. તે પેહેલવાનના તંબુ આગળ આવી લાગતાંજ પેહેલવાન બરજોરે તેને નમન કરીને પેલો પાદશાહી ઝુંડો, હાથી અને તખત તે નેકબખત આગળ હાજર કીધું. રૂસતમે તે ટોપી, સુનેરી ઢાલ, પેલો લડાયક હાથી અને સુનાનું તખત એ સઘલું તપાસી જોયું. ત્યારબાદ બરજોરે તેની આગલ તમામ બનેલી વાત કહી સમજાવી અને રૂસતમે તે ગોલાબ માફક ખીલી રહીને ધ્યાનથી સમજી. પછી તેણે દસ્તાનને કહયું કે, "ઓ નામદાર! હું પેદા કરનારા અને પરવરશી કરનારા યજદાનાં સોગંદથી કહું છું કે, જ્યારથી મેં મરદાનગી માટે કંમર બાંધી છે ત્યારથી આવા કોઈ જોરાવર સિંહ જેવા શખ્સને જોયો નથી. તે જમીન ઉપરના એક વાઘ જેવો અને દરીયામાંના એક મગર જેવોજ છે. કોઇને પણ એમ લડાઈ કરવા આવેલો મેં જોયો નથી. તે સિંહના જેવું દિલ ધરાવે છે અને વાઘનીજ માફક ભરાઇ બેસવાની રીત-ભાત જાણે છે. એવી રીતનો સિંહ ફીનો લેવા અને લડાઇ કરવા કોઇ પણ આવ્યો નથી. જેમ સિંહના પંજામાં શેકાર આવે તેમ મેં તે બાધુર પેહે-લવાનનો કંમરબંધ ધર્યો હતો પણ મારાં જોરથી તેનો કંમરબંધ તુટી ગયો તે છતાં તે નામદાર પેહેલવાન જીન ઉપરથી જરાએ હીલ્યો નહી. તેની સાથે લડતાં મારો જીવ પણ કંટાલી ગયો હતો. હવે તેનું મોત કયારે આવશે તે હું જાણુતો નથી."

## બરજોરે શીદેહ સાથે લડાઇ કીધી અને રૂસતમે એકવાર ફરીથી પીલસુમ સાથે લડાઈ કરીને તેમાં તેને કેદ પકડયો અને તેને મારી નાખ્યો તે વિષે.

પછી તે પેહેલવાને બરજોરને કહયું કે, "હવે તું અત્રેથી ખુશાલ અને રોશન રવાનનો બનીને જા અને લશકરમાંથી બસો સ્વારો ચુંટી લેઇ માર્ગમાં જરાએ દમ લીધા વગર અને એક પળ પણ થોભયા વગર તુરાની પાદશાહના બંધીખાનામાંથી તે ઇરાનીઓના પગ છોડવી તેમને બાહાર લાવ." રૂસતમે તેને એમ કેહેતાંજ તે નામદાર પેહેલવાન બરજોરે એક સિંહની માફક પોતાની કંમર બાંધી. પછી તે લશકરને બાહાર કાઢીને ત્યાંથી જોરાવર સિંહની માફક પોકાર મારતો અને ઉશકેરાતો જલ્દીથી ગયો. પણ માર્ગમાં તેને ચોકીબાને જોવાથી તેણે પોતાના ભારી ગુરજ ઉપર હાથ નાખી તે બાહાર કાઢયો અને

પછી તેની આગળ જઇ તેને બુમ પાડીને કહયું કે "ઓ કીનાખોર નામરદાર! આવી અંધારી રાતે તું એમ બુમો પાડતો કયાં જાય છે? તું શા માટે એમ બુમ પાડવાને તારૂં મોઢું ખોલે છે? મને કેહ કે અત્રેથી તું કયાં જાય છે?" તે લડાયક બરજોરે તેને એવો જવાબ દિધો કે, "હું કોણ છું અને આ જગ્યાએ શા માટે આવ્યો છું તે શું તું જાણતો નથી? હું તો પેલો લડાઇનો ભંદાર સિંહ જેવો બરજોર છું અને પેલા બાહાદુર જેહાનબક્ષ પેહેલવાન રૂસતમનો નબીરો થાઉં છું. પાણીમાં મગરના મોઢાંથી અને મેદાનમાં અફ્રાસીયાબની તલવારથી હું ડરતો નથી. હું આવી અંધારી રાતે એમ દમામ અને ખુશાલીથી આ રસ્તેથી મારૂં મોઢું ખોલીને વાત કરતો એટલા માટે જાઉંછું કે પેલા ઇરાનીઓને હું બંધમાંથી છોડવું અને અત્રેની ધુલને તારા લોહીથી ગોલાબી બનાઉં."

જ્યારે શીદેહે એમ સમજ્યું ત્યારે તે ઘણોજ ઉશકેરાઇને બોલ્યો કે, "શું હમારાં નસીબ કાંઇ એકદમ બરગશતે બન્યાં છે કે આ બોહોલાં મેદાનમાં પગ નિચેની ધુલ પણ એમ હમારાં નસીબને ઉલટાવી નાંખે છે? તું હવે તુરકીઓ સાથે જેમ ગમે તેમ વર્ત અને હમારાં કુટુંબનો પણ નાશ કર. પણ પરવરદેગાર કે જે આસમાનને ઉભેલું રાખે છે તેના તથા પ્રકાશતા બ્રેસ્પતી, સુકર, અને સુરજના સોગંદથી હું તુંને કહું છું કે, તારા અત્રે એમ વાઘની માફક આવ્યાથી તુરકીઓના દિલને કાંઈ શરમ પુગવાની નથી. તેઓને છોડાવવા જતાં તું કાંઇ જીવતો રેહેવાનો નથી. કારણ કે તું પણ કાંઈ અંદાહથી વધારે હશે નહી. તું કાંઇ મારી ગણત્રી બીજા શખ્સો માટે કરે તેમ કરતો ના." એમ કહી તેણે એક તીર ઉચકયો અને તેં પેહેલવાનના ઘોડાની છાતી ઉપર માર્યો. તેથી તું કેહેશે કે જાણે તે ઘોડાના શરીરમાં જીવ હતોજ નહી. આથી પીલતન બરજોર તેના ઉપરથી તુટી પડયો, અને તેનો લાભ લેઇ શીદેહના લશકરે પોતાની બાજુ તેની સાથે લડવાને ખોલ્લી કીધી. તોપણ તે ઘોડા વગરના બાહાદુર પેહેલવાને એક સિંહની માફક માથાં ઉપર ઢાલને આડી ધરી અને પોતાના હાથમાં ગાયની સુરતનો ગુરજ ધરીને ચોબાજુએ ફરતો રહી લડવા લાગ્યો. જેમ રૂસતમ લડાઇમાં કરતો હતો તેમ તેણે પણ એક સિંહ માફક દુશમનો વચેથી આગળ માર્ગ લિધો. પણ તે બાહાદુરો વચેથી એક શખ્સે બાહાદુર પેહેલવાન દસ્તાન આગલ દોડી જઇને તેને કહયું કે, "શીદેહના તીરથી બરજોરનો ઘોડો ઘાહેલ થવાથી બરજોર ઘોડા ઉપરથી પડી ગયો છે." આથી તે સપેહસાલાર કીનાથી દરીઆની માફક ઉછલી ઉઠયો અને તેણે ફાડીખાના સિંહની માફક પોકારીને ફરામરજને

કહયું કે, "ઓ નામદાર! તારી પાસે આ લશકર છે તે શા ખપનું? માટે તું પણ લડાઇની તૈયારી કર." જ્યારે નામદાર રૂસતમને એ બાબદની ખબર થઇ ત્યારે તે ફતેહમંદ શખ્સ પણ ઘણો ગુસ્સે થઇને બોલ્યો કે, "બરજોર કાંઇ પોતાના મગજમાં હુશીયારી ધરાવતો લાગતો નથી. શું મેં તેને રસ્તામાં ચુપચુપ જવા કહયું નહી હતું?" પછી તેણે દસ્તાનને કહયું કે "ઓ પેહેલવાન! જો તારા જીવની મરજી થતી હોય તો તું પણ અત્રેથી તારાં નામદારીભરેલાં શરીરને બખતરથી ઢાંકીને ખુશીથી જા. કારણ કે તે સિંહ નરને તારોજ ગુરજ છુટો કરી શકશે. માટે તું સમશેરબાજ લશકરમાંથી સઘલા કીનો લેનારા લડાયક મરદોને ચુંટી કાઢ. એમ નહી બને કે તેઓ બરજોરને પકડી જાય અને તેના ઉંચે ચઢેલાં નામને નામોશી પુગાડે. માટે તું પણ તેને મદદ કરવા એ લડાઇમાં જા અને તેના શરીરની દુશમનોથી સંભાલ કર."

આથી ફરામરજ અને જાલ પોતાનાં લશકર સાથે તે કીનાખોર નામદાર આગળ આવી પુગ્યા. દસ્તાન તો એમજ ધારતો હતો કે બરજોર ત્યાં માર્યો ગયો હશે અને તેના લોહીથી તમામ ધુલ લપેટાઈ ગઈ હશે. તેથી તે તો રડતાં રડતાં એમજ બોલતો હતો કે "ઓ બાહુર જવાન! ફરતું આસમાન તારા જેવા બીજા કોઇને પેદા કરવાનું નથી." પણ તેને તે મેદાનમાં ઘોડા વગર પણ લડાઇ કરતો જોતાંજ તે પણ જોરાવર વાઘની માફક પોકાર મારતો અને ઉશકેરાયલો બન્યો અને તેણે જોરથી ફુકતા પવનની જડપે ચોબાજુએ જઇને લડાયકો સાથે લડાઇ કરવા માંડી. તેણે ત્યાં પોતાના તીર, તરવાર અને ભારી ગુરજ વાપડીને ત્યાંની જમીનને એક નાંકેથી તે બીજે નાંકે સુધી દરીઆના જેવી બનાવી દિધી. આથી તે મેદાનમાં કોઈ પણ એવો તુરકી પેહેલવાન રહયો નહી કે જેણે તેની શમશેરનો સ્વાદ ચાખ્યો નહી હોય. આથી નામદાર શાદેહ પોતાના જીવથી તમામ કંટાલીને બોલ્યો કે "ઇરાનીઓમાથી એ બરજોર જેવી બાહુરી દેખાડવાને કોઈ પણ બાહુરે આગળ કંમર બાંધી નથી. જો એ બાહુર સવાર અત્રે એખલો પણ આવ્યો હતે તો હમો (તુરકીઓ) ને મદદ કરવાની કોણ હીંમત કરતે? કીનાના મેદાનમાં લડતી વખતે રૂસતમ જેવા હજાર સ્વારો તેની સામે જવા ઘટે છે. હું જાણતો નથી કે એનું સેવટ શું આવશે? હવે આ જમીન ઉપરની ધુલ લોહીથી ગોલાબી બનશે."

પછી સામેસ્વારના દસ્તાને બરજોરને કહયું કે "ઓ લડાયક હાથી અને શીકારી સિંહ જેવા! હવે તું લડવાથી જરા આસાએસ લે અને જરા હુશિયાર થા. તું તમામ જીંદગી સુધી નસીબવંતો રેહેજે. તું આ મારો

કાપનારો તેજી ઘોડો લે અને તે ઉપર બેસી તું તારા બદખાહોની ધુલ પખોર. પેહેલવાનોથી કાંઈ ઘોડા વગર લડાઈ થાય નહી. એમ કરવાનો મરદાને મરદોનો રેવાજ્જ નથી. હું પરવરદેગારના અને રોશન દાહાડાના સોગંદથી કહું છું કે, મેં તો તારા જીવવાની આશા છોડીજ દિધી હતી." જ્યારે બરજોરે એ લશ્કરને પોતાની આગળ આવેલું જોયું, ત્યારે ખુશાલીથી તેનું માથું પરવીન સેતારા સુધી પુગયું. તે મેદાનની જમીન ઉપરથી ઘોડા ઉપર સ્વાર થયો અને ફરીથી કીના માટે ઘોડાને દોડતો કીધો. તેણે દસ્તાનને કહયું કે, "હવે તું પણ લડાઇમાં ઉતરીને તમામ દુશમનોના નામને શરમમાં નાખ." આથી ફરામરજે, બરજોરે અને સામના દસ્તાને (એકી વખતે) મ્યાનમાંથી તરવાર બાહાર કાઢી. જ્યાસુધી દીસ પડી અને જેહાનને દિપાવનારો સુરજ આસમાન ઉપર દેખાવા લાગ્યો ત્યાં સુધી તે સઘલાઓએ ચાલુ લડાઇ કીધી. જ્યારે અંધારી રાતનો છેડો આંવ્યો અને પાહાડ પછવાડેથી સફેદી બાહાર નિકલી, ત્યારે તે બધે લશકરો લડાઇ કરવાથી થાકી ગયાં અને ત્યાં કોઇનો પણ ઘોડો કે બાજુ કામ કરી શકી નહી. ત્યાં બધે લશકરનાં વાજીંત્રનો અવાજ નિકળતો હતો અને ઉડતી ધુલથી પ્રકાશતો સુરજ અંધારો બન્યો હતો.

પણ તેટલાં પાદશાહ અફરાસીયાબ પાણીના દરીઆ માફક તે કીનાના મેદાનમાં આવી લાગ્યો. તેને ફરામરજે, દસ્તાને અને બરજુએ ત્યાં જોતાંજ તેઓ સિંહની માફક ઉશકેરાઇ ગયા. અફરાસીયાબ પણ બરજોર તરફ જોઇને વિચારમાં પડયો. તેણે તે વખતે અક્કલને આગળ પાડી અને તે દિલ સાથે બોલવા લાગ્યો કે "એ સઘલું પેહેલાં મારીથીજ બની ગયું છે. કારણ કે એ બુરાઇના બી મેં પોતેજ વાવ્યાં અને હાલે તે (ઝાડમાં) ઉગી નિકલ્યાં છે. નહી તો કે હાલે એ બરજોર પોતે કોણ જાણે કયાં હતે અને તે શંગાનના મુલકમાં શું કરતો હતે. પણ ઉચાં આસમાનના કામો વિષે હું શું બોલું. તેનાથી મારા જીવને નુકાસાંન સિવાય બીજું કાંઈ પુગ્યું નથી." પછી તેણે શીદેહને કહયું કે, "ઓ નામદાર! હવે તો દિવસ ઉગ્યો છે માટે તું લડાઈ કરવાથી પાછો ફર. તું એ લડાઇ વચેથી બાહાર નિકળી જરા લશકરની સફ આગળ હરોલમાં જા અને ત્યાં જડપથી તારા હાથ અજમાવ."

આથી સામના દસ્તાને બરજોરને કહયું કે, "ઓ મુબારક પગલાનાં નામદાર! તું પણ લડાઇમાં કીનો લેવાથી જરા આશાયશ પકડ. હવે જમાનો કેવી રીતનો બને છે તે આપણે જોઇશું. આપણામાંથી તેમજ તે તુરાની નામદાર સ્વારોમાંથી કોઇપણ તે કીલ્લા આગળ જઇ શકે નહી તે માટે આજે આપણે પાછી લડાઈ કરવાનીજ કોષેશ કરીશું, કે જેથી તેમાં કોણના હાથ

લાંબાં (ફતેહમંદ) નિવડે છે તે જણાઇ આવે." આથી જે વાત નામદાર દસ્તાને ત્યાં કાઢી તે ઉપર તે બંધેએ વિચાર કીધો. પછી બરજોરે ત્યાંથી પોતાના ઘોડાને વિજળીની માફક ઉશકેરીને દોડાવ્યો અને તેણે ફરામરજ આગળ જઇને કહ્યું કે, "આસમાનના ફરવા ઉપર તું અત્રે નજર રાખતો રેહેજે કે જેથી હું થોડો વખત દાક લેઉં અને મને જે સુસ્તી લાગે છે તેને લિધે હું થોડી ઉંઘ કાઢવા માટે મારી આંખોને વિચું. તેમજ મને થયલા આ ઘાહો ઉપર હું જરા પાટા બાધું અને આસાએસ લેઈ દિલનું દુખ દુર કરૂં." પછી તે દુખી દિલે ત્યાંથી જડપથી ફુકતા પવનની જડપે રૂસતમની આગળ ગયો.

પેલી તરફ લેહાક તેમજ ફરશીદવર્દે તે લડાઇના મેદાનમાં લડાઇ કર્યાંજ કીધી; વળી બીજી બાજુએથી દસ્તાન પણ લશકર લેઇને ત્યાં ચઢી આવ્યાથી ત્યાંની જમીન પણ ઘોડાઓની નાળથી ઢંકાઈ ગઇ. તેણે તે બુરા શખ્સો ઉપર ધુલ ઉડતી કરવાને (યાને તેમનો નાશ કરવાને) તે લશકરની સઘલી દાવી અને જમની પાંખ સમારી દરૂસ્ત કીધી. અફ્રાસીયાબે એ બાહુરોને ત્યાં જોતાંજ વીસેહના બેટા પીરાન તરફ જોઇને તેને પુછ્યું કે, "પેલો નામદાર પેહેલવાન પીલસુમ કયાં છે? શું તેણે હજી રણશીંગડું ફુકાયલું સમજ્યું નથી? મને લાગે છે કે તેનું માથું છાકટપણાથી ભારી થયલું હશે અને તેથીજ તેને બાહુરોની નીંદાનો પણ ડર નથી." એમ સમજી તુરત પીરાન ત્યાંથી પીલસુમ આગળ ગયો અને તેણે પાદશાહનું જે કાંઈ કેહેણ હતું તે તેને કહી સમજાવ્યું. આથી તે પેહેલવાન પાદશાહ ઉપર ગુસ્સે થયો અને તેથી તે નામદારે ભવાં ઉપર ગુસ્સાની કરચલી ચઢાવીને પીરાનને કહ્યું કે, "પાદશાહને મારા ઉપર ગુસ્સે થવાનું શું કારણ મલ્યું છે? એ શખ્સ (રૂસતમ) કોણ છે તે શું તે જાણતો નથી? જે શખ્સને મેં જોયો છે તેજ જો રૂસતમ હોય તો મને મારા શરીરની ઉમેદને કાપી નાંખવી પડશે. મારાથી રૂસતમના તીરની સામે ટકી શકાતું નથી. તારી પણ આંખમાનાં આંસુઓ (ધાસ્તીથી) સુકાઈ ગયાં છે. તેં સઘલી નામદારી મેલવી છે અને લડાઇઓ કીધી છે તે છતાં શું તું પણ તેની સામે એક પળ થોભી શકયો છે?"

એમ કહી તે નેકી પુગાડનાર પરવરદેગારની યાદ કરીને પવનવેગે ઘોડા ઉપર બેઠો અને બાજુએ કમાન ઓલવીને તથા હાથમાં ગુરજ પકડીને તથા સાઠ વિટ વાલેલી કમાન જીન ઉપર ઓલવીને એક મસ્ત હાથીની માફક કીનાભર્યા દિલે અને ગમભર્યા મગજે ત્યાંથી માર્ગમાં આગળ વધ્યો. જોતા તે ગભરાયલો અકલાયલો પાદશાહની આગળ તોફાની દરીઆ માફક ઉછળતાં

કીનાભર્યાં દિલે આવી લાગ્યો અને પછી જેમ પ્રકાશ્તો સુરૂજ કાલાં વાદળમાંથી બાહાર નિકળે તેમ ત્યાંથી બાહાર નિકળીને ઇરાની લશકર આગળ આવી લાગ્યો. ત્યાં તેણે ઇંરાનીઓને પુછ્યું કે, "રૂસતમ કયાં છે? કારણકે આ મેદાન વચે હું તેના ઉપર કીનો લેવા માંગું છું. આ મેદાન વચે હવે કીનો લેવાને કંમર બાંધીને એકમેક સાથે લડીશું અને જમાનો કોણ તરફ ખલે છે તે જોઇશું. હવે તો કોઇની પણ જીંદગીનો અંત આવેલો લાગે છે." એમ કહી તે ત્યાં કીનાથી ઘોટ ઉપર ફીણ ચઢાવીને લશકરની સફ્રી હરોલમાં ફરવા લાગ્યો.

જ્યારે દસ્તાને તેને એમ આવેલો જોયો ત્યારે તેની આંખોમાંથી ગાલ ઉપર આંસુઓ તપકવા લાગ્યાં. તેથી તેણે પવનવેગે રૂસતમ આગળ જઇને તેને કહયું કે, "ઓ પાકજાદ પેહેલવાન! ત્યાં તારો હરીફ આવ્યો છે, માટે તું લડવાની તૈયારી કર. કારણકે એ હરીફ તો તિક્ષણ પંજાવાલા રૂસતમનેજ તેડે છે. મારી પણ લગભગ નવસો વર્ષની ઉમર થવા આવી છે તેમાણુ મેં એવા કોઈ નામદારને નજરે જોયો હતો નહી. એ કામનું હવે શું સેવટ આવશે, અને પ્રકાશતું નસીબ પોતે કોણની મદદે જશે તે હું જાણતો નથી. અને શીકર છે કે રખેને એ ફરતું આસમાન તું પેહેલવાનના દિલની ખાહેશ મુજબ ફરે નહી." એમ કહી તે આંખોમાંથી આંસું પાડવા લાગ્યો અને અફ્રાસીયાબને ગાળ દેવા લાગ્યો. જ્યારે રૂસતમે દસ્તાનની એવી વાત સમજી ત્યારે તેને જુદોજ વિચાર આવ્યો. તે બોલ્યો કે, "તું એ સઘલું રૂદન અને જારી શાની કરે છે? શું તુંને પરવરદેગાર સાથે દુશમની છે? જે કાંઇ લખેલું હશે તેથી ઉલટું બીજું કાંઇજ બનવાનું નથી. ઓ નામદાર! તારીથી સરસ કોઇ પણ હોય એમ કોઇ જાણતું નથી. ત્યારે શું તું તારા ચેહેરાને પરવરદેગાર આગળથી ફેરવી નાંખવા માંગે છે? યા તો શું તું કીનાથી તે દેવની તરેહેતમાં ઉટાવલે જવા ચાહે છે? જે કોઇ જનમ્યો તે તો મરવાનેજ કાજે હોય છે. કોઇ ગમે એવો સખાવત કરનારો અને ખુશાલ હોવા છતાં જેહાનમાં (હંમેશ સુધી) રેહેવા પાંમનાર નથી. માટે ભલી કે બુરી રીતે આસમાન જેમ ફરે તેના ઉપર તું ખુશ રેહ અને તું હમેશાં મને શિખામણ આપવાનેજ લાયકનો બન."

પછી પેહેલવાન રૂસતમે બરજોરને કહયું કે, "ઓ રોશન રવાનના નામદાર પેહેલવાન! તું તારાં લશકર સાથે હંમેશા પાદશાહ આગળ તેના દરેક કામમાં તારી કંમર બાંધેલીજ રાખજે અને તે જેહાનના પાદશાહ આગ-

જેથી તું તારૂં મોઢું ફેરવતો ના. તું તેનાજ હોકમ મુજબ તારી કુંમર બાંધેલી રાખજે. મારી ચારસોથી વધારે વર્ષની ઉમર થઈ છે તોપણ મેં જેહાનમાં એક પણ બુરો દિવસ જોયો નથી. હવે જો મારૂં મોત નજદિકજ આવેલું હો તો તારે માટે લડાઇ કરવાનો વખત આવ્યો છે એમ તું સમજજે. જો હું આ લડાઈમાં માર્યો જાઉં તો હું તુંને સુરજ અને ચંદ્રના સોગંદ આપું છું કે તારે એ કામથી ફરવું નહી. તું પોતે આ અંજુમનના નામદારો સાથે મારો કીનો લેવાને તારી કુંમર બાંધજે."

ત્યાર પછી રૂસતમે રખશ ઉપર જીન બાંધવાનો અને પોતાના સ્વારોને ગુસ્સા સાથે તૈયાર રેહેવાનો હોકમ કીધો. પછી તેણે શરીર ઉપર બબરેબ્યાન પેહેરી લિધું અને કમાનના બે છેડાને તાંણીને તે ઉપર તીર ચઢાવવાને લાયકના બનાવ્યા. તેણે જીન સાથ કંમદ બાંધી લિધી, અને પછી જમીન ઉપરથી જીન ઉપર ચઢી બેઠો. તેણે ભારી ગુરજને ગરદન ઉપર ટેકવ્યો તે જોઇને બંધે બાજુના સરદારો તેને જોવા પડયા. એ પ્રમાણે તેણે મેદાનમાં પેલા કીનો લેનાર નામદાર આગળ પોતાનો ઘોડો હંકાર્યો. તેની પુઠે તેના માણુસો તેનો ઝુન્ડો લેઇને ગયાં. પણ રૂસતમે પોતાના દિલમાં જરાએ ગમ રાખ્યો નહી. તેને જોઇને પીલસુમની આંખોમાંથી તેના ચેહેરા ઉપર આંસુ ગબડી પડયાં. પછી તેણે રૂસતમને કહયું કે, "ઓ રોશન રવાનના પેહેલવાનોના સરદાર! હવે જો કીનો લેવાનોજ વખત આવ્યો હોય તો તું તારાં દિલ સાથે કેવી રીતની લડાઈ કરવાની તૈયારી કરીને આવ્યો છે? કારણ કે ઓ નામદાર! જ્યારનો હું ઉંઘાઇને ઉઠયો છું ત્યારથી મેં તો એવોજ ઠેડાવ કીધો છે કે મારે તારી ગરદનને મારા તીરની અણીથીજ સીવી લેવી, અને તેમ કરીને જાલ ઉપર પ્રકાશતા દાહાડાને કાલો બનાવવો. તેમજ મારા ભારી ગુરજથી તારી ગરદનને ભાંજી નાંખવી અને જાબુલસ્તાનમાં સઘલે ઠેકાણે આગ લગાડવી."

જ્યારે રૂસતમે એ પ્રમાણે સમજ્યું ત્યારે તે ઘણો ગુસ્સે થયો અને તેણે તેને કહયું કે, "ઓ ઉંધા નસીબના શખ્સ! એક ગોરખરથી કાંઇ સિંહના જેવી લડાઈ કરી શકાય નહી. બાધુરો આવા બકબકારા ઉપર હસે છે. તું તારી બાજુ, બાંધો, ઉંચાઈ અને જોર ઉપર કાંય છેતરાય છે? તારા જેવા તો હજારો લડાયક સ્વારો મારી આગળ લડાઈના મેદાનમાં હવામાં ઉંચે ઉડતા ગયા છે. હું યજદાંના સોગંદ લેઈ કહું છું કે મારો રખશ આગળ વધવાને એક પગલું જમીન ઉપર ભરશે તેટલાંમાં તો હું તુંને જીન ઉપર બેઠેલો રેહેવા પણ દેવશ નહી. મારી લડાઇને લગતી તવારીખ તો તેં દરેક અંજુમન વચે

સમજીજ હશે. જ્યારે જમીનનો પાદશાહ કાઉસ માંજનદરાનનાં બંદીખાનામાં કેદ પડેલો હતો ત્યારે મેં તેનો કીનો લેતાં શું શું કરી બતાવ્યું હતું. જેની જીંદગીનો અંત આવ્યો હોય તેજ મારી સાથે લડાઇ કરવાની કંમર બાંધે છે. અફરાસીયાબે તુંને જ્યારથી જીહુન નદીની આ બાજુએ કુસ્તી રમવા માટે મોકલી આપ્યો છે ત્યારથીજ જાણે તેણે તુંને મારી નાખ્યો છે (એમ તું સમજજે.) તેણે કાંઇ જાદુઇ કરીને તારી આંખોને શરમ વગરની બનાવી છે અને તારાં દિલને મીઠું મીઠું બોલીને નરમ બનાવ્યું છે. તું તેના કેહેવા ઉપર ઠગાઇ ગયો છે. પણ તેના કરતુક અને કાવાદાવા તું શું જાણે? હવે તો તારૂં કુટુંબ અને તારો મુલક તારે માટે રૂદન કરશે અને તારી માય માહેતમ કરવા બેસશે. વળી પેલો ફરેબબાજ પીરાન તો જે કોઇ મારી સાથે લડવાને કંમર બાંધે છે તેને સુનાનું તાજ આપવાજ કહે છે. જ્યારે તેઓ દરીઆ વચે ધાસ્તી માંજ હોય છે ત્યારે તે પસાર કરી જવાને માટે તેઓ કાંઇ એવીજ યુક્તિ સાથની કોષેશ કરે છે. તેઓથી દરીઆના મોજા ઉપર તરી શકાતું નથી અને તેઓ દુબવા માંડે છે ત્યારે તેઓ બચાવ માંટે કોઇ ડાંખલી તરફ પણ હાથ લંબાવે છે. તારા અને અલકુસ જેવા તો બીજા ઘણા સ્વારો મારા ભારી ગુરજ નિચે છુડાઇને પડયા હતા. જ્યારે તું આ મેદાનમાં મારી લડવાની રીતભાત જોશે ત્યારેજ તું મારૂં કેહેવું ખરૂં માનશે."

હવે તું જો કે પીલસુમે તેની એવી વાત સમજી તેને શું જવાબ દિધો? તેણે રૂસતમને કહયું કે, "ઓ લડાયક દિલના અને અક્કલવાલા સ્વાનના પેહેલવાન! જો કે તું લોઢાંનો બનાવેલો હશે તોપણ એવું તો બનશેજ કે આસમાન તુંને ફરતા જમાનાની મારફતે તોડી કાઢશે." એટલું કહી તેણે કમાનના બંધે છેડા તાણી તેના ઉપર તીર ચઢાવવા માટે તૈયાર કીધી. રૂસતમે પીલસુમને એમ કરતો જોતાંજ તેણે પણ પોતાની વાંકદાર કેઆની કમાનને બાહાર કાઢી. એ લડાઈ કરતાં તેઓ બંધેની તીરની કોઠલીઓ ખપી ગઈ અને તેઓના દિલ કીનાથી પાણી માફક પીગલી ગયાં. તેઓના હાથમાંની ઢાલો (તેમાં તીરો પેસી જવાથી) ઝાડીઓ જેવી બની અને તે નામદારોના દિલ પણ વિચારવંત બન્યાં. તે બંધેના શરીર તીરોથી વિધાઇ ગયાં. તું કહેશે કે, જાણે તેઓ બલાના ફાંદામાં બંધાઈ ગયા છે. ગમથી તે પેહેલવાનોના દિલ દુખી બનેલાં હોવા છતાં તેઓ પોતાની મરદાનગીથી આસમાન સુધી ધુલ ઉડાડતા હતા. પછી પીલસુમ (તેની ઠઠા કરતાં) બોલ્યો કે, "મને લાગે છે કે તારાજ તીરથી આ આસમાન પણ એમ વાંકું બનેલું લાગે છે. તું તો મને એમ કહેતો હતો કે, 'લડાઇ વખતે મારા તીરોની ધાસ્તીથી તો દરીઆ-

ગોનાં મગરો પણ બળી મરે છે,' પણ તારી સાથે લડાઇ કરતાં તારી તસના જેવા હુમલા થાય છે તે ઉપરથી તો હું જોઉં છું કે તે તારું બોલેલું સઘળું જુઠું નિવડયું છે. તું શા માટે તારા પંજાને કાંઈ યુકિતઓ કરવાને ચોળાબુઓ બંબાવે છે? તું શું હુનર ધરાવે છે તે મારા જેવા વાઘ સાથે લડાઇ કરતાં હવે દેખાડી આપ. તે તું અમલમાં લાવ કે જેથી તુરાનીઓ તેમજ આ બાયહાર ઇરાનીઓ પણ જોય. તું તો કહેતો હતો કે, 'મારા જેવો કોઈ શખ્સ નથી અને હું મારી મરદાનગીથી પવનને પણ પીંજરાંમાં બંધ કરું છું,' પણ કાંઇ મલે નહી."

આથી રૂસતમ તેના ઉપર એક વાઘ માફક ગુસ્સે થયો અને તેણે એક સિંહની માફક કીનાથી પોતાના પંજા લંબાવીને પોતાની વિંટ વાળેલી કમંદને જીન ઉપરથી ખુલ્લી કરતાં તેણે બુલંદ આસમાન સુધી પુગે એવા પોકારો માર્યા. તે તુરકીએ એમ જોતાંજ પોતાની પણ કમંદને જીન ઉપરથી ઉચકી ખુલ્લી કીધી અને તે પેચદાર કમંદમાં તેનું માથું પકડી લેવાને તે રૂસતમ ઉપર ફેંકી. આથી તેઓએ પરવીન સેતારા સુધી પુગે એવી બુમો પાડીને પોતાના માંથા એકમેકથી ચોરાવવા માંડયાં. તેઓએ એકમેક ઉપર પોતાનું જોર વાપડયું પણ તેમાંનો એકબી જીન ઉપરથી જરાએ હાલ્યો નહી. જ્યારે જાલે એ પ્રમાણે જોયું ત્યારે તેણે ઘોડા ઉપરથી નિચે ઉતરી પડીને તે નેકીના પોહોંચાડનાર પરવરદેગારની બંદગી કરવા માંડી. તેણે જેહાનને પેદા કરનારની હજુરમાં પોતાનું માથું ધુલ ઉપર નાખ્યું અને જીગરના લોહીના આંસુઓ પાડયાં. તેણે પાક યજદાંનની ન્યાએશ કરતાં પોતાનો ચેહેરો કાલી ધુલ ઉપર મસલ્યો અને એ પ્રમાણે બોલ્યો કે, "ઓ જેહાનના પેદા કરનાર! તુંને તો જાહેર તેમજ છુપી વાતોની ખબર છે. માટે તું આ મેદાનમાં પેલા લડાયક તુરકી ઉપર રૂસતમને ફતેહ આપ." એ પ્રમાણે જ્યારે એ છાવણી આગળ તે ખરે પગે અને ઉઘાડે માથે ઉભો રહીને મોટે અવાજે બંદગી કરતો હતો ત્યારે પેલી તરફ તે બંધે બાહાદુર પેહેલવાનો મેદાનમાં સિંહો માફક એકમેક ઉપર જોર અજમાવી રહયા હતા. તેઓના ઉશકેરાતથી અને તે બંધે સ્વારોને વાપરવામાં પડેલાં જોરથી તેઓની કંમર ઉપરના પતા પણ ટકી શકયા નહી. તેઓની પેચદાર કમંદો તુટી ગઇ તોપણ તેનાથી તે બંધે શખ્સોમાંના એકને પણ નુકસાંન પુગ્યું નહી. લડાઇ કરતાં કરતાં તે બંધેના દિલ પણ કંટાલી ગયાં. તે મેદાનમાં જાણે તે બંધે બાહાદુર સિંહોજ હતા. તેમના ઘોડાઓ પણ થાકી ગયા અને તે પેહેલવાનો પણ પોતાના પગ કે માથાંને ઓલખી શક્યા નહી. તે બંધેની આંખો આંસુઓથી ભરાઇ ગઈ અને તેમનાં માથાંઓ ધુલથી

ભરાઇ ગયાં. ફીનો અજમાવતાં તેઓની કંમર ઉપરના પતાઓ પણ તુટી ગયા. તોપણ તેઓ લોહીથી ઉકલતાં દિલે અને ફીકકે ચેહેરે એકમેક આગળ પાછા આવ્યા. તે બુઢો તેમજ જવાન બંધે એકદમ જીન ઉપર આવ્યા હતા.

પછી રૂસતમે તેને કહયું કે, "ઓ લડાયક અને નામદારીભર્યા સિંહ! ફીનો લેવાને માટે તો આપણે બંધેએ આ મેદાનમાં કંમર બાંધી છે. માટે હવે આપણે એકમેક સાથે કુસ્તી રમવાની કોષેશ કરીએ. નહી તો આપણે બેસીને બીજાઓને ભારી ગુરજ વડે પોતાની મરદાનગી દેખાડવા દેઇએ. માટે હવે તું શું કહે છે? આપણે કેવી જાતની લડાઇ કર્યે? કે જેથી મરદાનગીથી આપણે હાથ નામદારી આવે." જયારે પીલસુમે એવી વાત સમજી ત્યારે તેનું દિલ કુસ્તીની લડાઇ કરવા માટે ગમગીન બન્યું. પછી તેણે નામદાર રૂસતમને કહયું કે, "ત્યારે આપણે બંધે કુસ્તી રમવા માટે કંમર બાંધીશું." એમ કહી તે ગરજના કરતા બબર અને ફાડીખાનારા સિંહની માફક ઘોડા ઉપરથી નિચે ઉતર્યો. તેઓ લડાઇના મેદાનથી દુર એક બાજુએ ગયા અને બંધે તરફનું લશકર તેમની કુસ્તી જોવા પડયું. પેહેલાં તે પાકજાદ પેહેલવાન રૂસતમે જેહાનને પેદા કરનારની યાદ કીધી અને પછી તે પેહેલવાનોને પુસ્તી આપનાર ઇરાનીઓના નામદાર સરદારે કુશતી રમવા માટે પોતાની કંમર બાંધી. તેણે એ પ્રમાણે પાક પરવરદેગારની યાદ કરીને નામદારીભર્યા પાદશાહ ખસરૂને આસમાન સુધી ચહાવ્યો. તે બોલ્યો કે, "એ પાદશાહ મને પોતાના સપેહસાલાર તરીકે ગણતો રહે અને તેનું દિલ ગમ અને દુખથી મોકલું બને."

હવે (બંદગી કર્યાથી) રૂસતમના દિલમાં તે બદખાહ માટે કાંઇપણ ધાસ્તી રહી નહી અને તેથી તે દોડતો તે કાલી ધુલવાલાં મેદાન તરફ લડવા ગયો. નર સિંહના જેવો જેહાન પેહેલવાન રૂસતમ કદી પણ લડાઇથી કંટાલતો હતો નહી. તેણે મરદાનગી દેખાડવા માટે પોતાની પેહેલવાન જેવી કંમર બાંધી અને પછી તે બંધે શખ્સોએ કાલી ધુલ ઉપર એકમેક ઉપર હાથ અજમાવવા માંડયા. તેણે પોતાના ખુલ્લા હાથોથી કુસ્તી રમવા માટે પોતાના પોશાકની કોરને કંમરબંધમાં ખોસી દિધી. પછી તે નામદાર પેહેલવાન તેમજ પીલસુમ બંધે ફીના સાથે વલગી પડયા. તેઓમાંથી કોણનું પેહેરેલું બખતર ફકન બને છે તે જોવાને બંધે બાજુનું લશકર તે બંધેને જોવા પડયું. ફીકરને સબબે આસમાન પણ ફરતું બંધ થયું અને ગમને લિધે પીલસુમના દિલના બે ટુકડા થવા લાગ્યા. જેહાનજીટ બાહુર અફરાસીઆબ પણ તે લડાઇના મેદાનમાં સિંહની માફક આવી લાગ્યો, જેની આગળ તેનો અઝદાહની માફ-

તિવાલો ઝુંડો ઉંચે ઉડતો હતો. તે બંધે શખ્સોમાંથી કોણ ઉપર જમાનો તેના મોતથી અંત નિપજાવે છે તે તપાસવાને માટે તે પણ ત્યાં આવ્યો હતો. બંધે લશકરમાં સરનાઇઓ વાગી રહી અને નામદારોના દિલ તે ફીનાથી ગભરાતમાં પડયાં.

જ્યારે રૂસતમે જેહાનને એ પ્રમાણેની જોઇ ત્યારે તેણે ઝનુની સિંહની માફક પોકાર મારીને અફ્રાસીયાબને કહયું કે, "ઓ ઉંધાં નસીબના તુરકી! હવે તો તારૂં તાજ અને તખત તારેજ માટે રૂદન કરશે. જ્યારે તારાં દિલમાં લડાઈ કરવાની તાકાટ નથી, તો તું શા માટે દરેક ઠેકાણે એમ હાથ લંબાવતો ફરે છે? તું તો ધાસ્તીથી આ મેદાનમાં ચો બાજુએ દોડતો ફરે છે. શું તું એમ કેહેવા માંગે છે કે તારૂં પણ દિલ ગમથી ભાગી જાય છે? હું તો જાબુલસ્તાનમાં મારા ભારી ગુરજ અને તીરકમાનથીજ તારી મેહેમાનદારી કરશ. કે જેથી તું હવે પછી તારી સકલાબ અને રૂસની જમીનને, તથા તે મુલકના બુજાર્ગો અને પેહેલવાનોને ફરીથી જોવા પામે નહી." તે તુરકી સપેહસાલાર બાહુર રૂસતમનો અવાજ સમજીને સિંહ જેવા પંજા શાથે ઉઠી ઉભો થયો. પણ સપેહસાલાર રૂસતમ એ લડાઇમાં પોતાના માથાંને આસમાન સુધી પુગાડવા લાગ્યો. તે રૂસતમના તોફાની દરીઆ જેવા જોરાવર પોકારો ફરતાં આસમાન સુધી ઉંચે પુગતા હતા. જેમ ઝાડની બે ડાંખલીઓ એકમેક સાથે ભેરવાઇ જાય તેમ તેઓ એકમેકને મજબુટ વલગી પડયા. તે બંધેએ પોતાના હાથો જેમ બે હાથીઓની સુંઢ એકમેક સાથે ભેલવાય તેમ એક-મેકની કંમદ આસપાસ વીટાલ્યા અને તેઓ એકમેકને વલગી પડયા. તે બંધેએ તિક્ષણ પંજાના છેડાયલા સિંહોની માફક પોતાના હાથો એકમેકની કંમર ઉપર નાખ્યા. લોહી અને પસીનાથી તે મેદાનમાંની ધુલ તમામ કીચલવાલી બની. જોર વાપડયાથી તે બંધેની આંખો લોહીના ફુલ્યાં જેવી બની, અને તેઓના દિલમાંનો ગુસ્સો અને કીનો ઉભરાઈ આવીને છાટીમાં આવી અટકયો. જોર વાપડતાં તે પેહેલવાનોના કંમરબંધ પણ તુટી ગયા, તોપણ તેમની મરદાનગીથી એક પણ નામવર નિચે પડયો નહી. આથી તે બંધેના દિલ તપી ગયાં અને તે બંધેના દિલ ઉપરથી લોહી અને પરસેવો ટપકાવા લાગ્યો. તે બાહુરોની બાજુ થાકી ગઇ અને તેઓના કાને સરનાઇના અવાજો આવવા લાગ્યા. આથી તેઓએ તાજગી મેલવવાને થોડો વખત દમ ખાધો અને તેઓના ગાલો ઉપર આંખોમાંથી આંસુઓ ગબડયા લાગ્યાં.

તેટલામાં પેહેલવાન બરજોરે ત્યાં આવીને રૂસતમને કહયું કે, "ઓ પેહેલવાન! હવે તું તારી રેકાબને (ઘોડા ઉપર બેસીને) ભારી બનાવ અને

લગામને ઢીલી મુકીને ખુશાલી સાથે ઇરાનીઓ આગળ ચાલી જા, અને હું જેટલો વખત તેની સાથે એક ફાડીખાનારા સિંહની માફક કુસ્તી રમવાને કંમર બાંધું તેટલો વખત તું ત્યાં આસાયશ લે." પણ રૂસતમે બરજોરને એવો જવાબ દિધો કે, "ઓ નામદાર! મારાં દરેક કામમાં તો પરવરદેગાર મારો મદદગાર બને છે." એમ કહી તે તુરત એક ફાડીખાનારા સિંહની માફક ફરીથી કીનાના મેદાનમાં ગયો અને નામદાર પીલસુમને કહયું કે, "આલ આવ, આપણે હવે બીજી વખત લડવા જોડાઇએ." બીજી તરફથી હવે પીરાન એક ફાડીખાનારા સિંહની માફક જડપથી એ લડવાની જગ્યાએ આવ્યો અને તેણે પીલસુમને કહયું કે "બાહુર અફરાસીયાબ પણ લશકરની સફની હરોલમાં એક સિંહની માફક આવી ઉભો છે અને ઓ નામદાર! તુંને તેણે એમ કહેવાડયું છે કે, 'જો તું મેદાનમાંથી રોશન રવાન સાથે (ફતેહમંદ) પાછો ફરશે તો ઇરાન અને તુરાનનો તમામ મુલક તારો જ ગણાશે, અને તમામ જમાનો તારા હોકમ મુજબ ચાલનારો બનશે.'" આથી પીલસુમ તેનું એવું કેહેવું સમજીને ખુસી થયો અને તેણે મોઢું ખોલી તેની તારીફ કીધી.

પછી તે ખુશાલી સાથે કંમરે કંમરબંધ બાંધીને જડપથી કીનાના મેદાનમાં આવ્યો તેણે રૂસતમની સામે એક છેડાયલા સિંહ માફક આવીને કહયું કે, "ઓ બાહુર પેહેલવાન! ચાલ આવ, કે આ વાંકી પીઠનું આસમાન કીનાથી કોણ ઉપર સખત બને છે તે આપણે જોઇએ." રૂસતમે તેને જવાબ દિધો કે "તું તારાં દિલને ખુશી કર, પણ હમણા સુધી તુંને જે મેહેનત કરવી પડી છે તે ધ્યાનમાં રાખજે." એમ કહીને તે નામદાર જેહાન પેહેલવાન રૂસતમ તેની આગળ આવ્યો અને એક જડપ ચાલના અઝદાહની માફક તે સિંહનર એ નામદાર સાથે કુસ્તી રમવાને વલગી પડયો. તેઓએ ગમે એટલી મરદાનગી વાપડી એકમેક ઉપર જોર અજમાવ્યું તોપણ તેઓમાંથી કોઈ પણ જમીન ઉપર પડયો નહી. પણ જેની સાથે બુરૂ નસીબ મલતું બને તે કોઇ પણ સાથે મલતો થતો નથી તેમજ જેહાનમાં તે કોઇને પણ બીસાડમાં ગણતો નથી અને વળી તે પોતાના પ્યારાંઓ આગળ પણ હીનો થઇ પડે છે. વળી જ્યારે તંગ વખત નજદીક આવે છે ત્યારે તે એમ મરદાનગી અને કાવાદાવા વાપડયાથી પણ પાછો ફરતો નથી. તેમજ જ્યારે એ તુરકી સ્પેહસાલારનું નસીબ બરગસ્તે બન્યું ત્યારે તે ઝાડના પાદડાંની માફક ધ્રુજવા લાગ્યો. તું કેહેશે કે જાણે આસમાને તેના બે હાથોને બાંધીજ લિધા, અને તે તુરકી પેહેલવાનનું દિલ કીનાથી વિંધાઈ ગયું.

આખરે રૂસતમે ફીનાથી પોતાના બે પગો પોહોલા કરીને પીલસુમને ગરદન સુધી ઉડાવ્યો અને તેને જમીન ઉપર પટકી નાખીને તે પીલસુમની છાતી ઉપર ચઢી બેઠો. આથી ત્યાં (ફતેહની ખુશાલીમાં) વધારે મોટેથી રનશીંગડાંઓ ફુકાવા લાગ્યાં. રૂસતમે પીલસુમને કમંદના ફાંસાથી બાંધી લિધો. જ્યારે તે બુરી તોખમનો શખ્સ આંખોમાંથી આંસુ પાડવા લાગ્યો. તે રડયો તેમજ તેની સાથે તેનું દિલ પણ રડતું બન્યું અને તેની આંખોમાંથી જાકલની માફક પડેલાં આંસુઓથી તેના તમામ ગાલો ભીજાઈ ગયા. પછી રોશન-રવાનનો પેહેલવાન રૂસતમ પોતાના રખશ ઉપર બેઠો અને તેને તે મેદાનમાથી ઘસડી લેઇ ગયો. તેના સામના દસ્તાન આગળ આવી લાગતાંજ રૂસતમ આગળ તે મુબારક નામદાર પેહેલવાન બરજોર જડપથી દોડી આવ્યો અને જમીનને બોસો લેઇ તથા તેને નમન કરીને તેણે તે પીલસુમનો કબજો તે જેહાન પેહેલવાનના હાથમાંથી લેઇ લિધો. તેણે તેને ફીનાથી જમીન ઉપર અફાલ્યો, જેથી તેની છાતી તથા હાથ અપડાઇને ભાગી ગયા અને તે ફીનો લેવા આવનારનું માથું ધુલમાં નિચે પડયું. પછી જ્યાંથી બંધે બાજુનું લશકર તેને જોઈ શકે તેવા ખુલ્લા રસ્તા ઉપર તે તેને ત્યાંથી લેઈ ગયો. ત્યાં બર-જોરે પોતાની તિક્ષણ તલવાર બાહાર કાઢી ને તે વડે એ પીલસુમના શરીરના ટુકડેટુકડા કરી નાખ્યા. આથી જવારેહ, ફરામરજ અને જાલની ગરદન ખુશાલીને સબબે ફરતાં આસમાન સુધી પુગી રહી.

પછી ત્યાં તમામ ઇરાની નામદારોએ લડાઈ કરવા માટે કંમર બાંધી. તેમાંનો દરેક નામદાર એમ બોલતો કે "અફરાસીયાબને જીહુન નદીની આ બાજુએ ફરીથી આવેલો જોવા માટે આપણે હવે તેને જીવતો રેહેવા દેઇશું નહી." બીજી તરફ જેહાનનો માલેક દસ્તાન પાક યજદાંની હજુરમાં બંદગી કરતાં પોતાનો ચેહેરો ધુલ સાથે ઘસડી બોલ્યો કે, "એ જેહાનને પેદા કરનાર સાહેબ! તું ખાનગી તેમજ જાહેર સઘલું જાણનાર છે. તેંજ મારા જવાન બેટાને પાછો મારે સ્વાધીન કરીને મને ખુશાલ અને રોશન રવાનનો બનાવ્યો છે. માટે તું તેને એમજ જેહાનમાં બુરી કરણીના શખ્સોથી સંભા-ળતો રેહેજે અને તેને કોઇનો પણ તાણો સમજવો પડે એમ બનવા દેતો ના. દરેક કામમાં તું તેને મદદ કરજે અને તેના તાજ અને તખતની સંભાળ કરજે."

બીજી તરફ જ્યારે અફરાસીયાબે રૂસતમની આવી બાહાદુરી જોઇ ત્યારે તેણે હાથ લંબાવી ભારી ગુરજને બાહાર કાઢયો અને તેણે પીરાનને કહ્યું કે, "હવે આપણે લડાઇ કર્યે અને તેમ કરતાં વાઘોનીજ તમામ રાહ-

રીતી પકડીએ. હું પણ સપેહસાલાર રૂસતમ સાથે લડાઇ કરી તેના નામને શરમીંદગી પોહોંચાડવા માંગું છું. માટે આ મેદાનમાં હું તેની સાથે કીનાથી લડશ અને તેના લોહીથી જમીનને રાતી બનાવશ." એમ સમજી પીરાને આંસુ પાડતાં તેને કહયું કે, "ઓ રાહાબરી કરનારા પાદશાહ! તેં રૂસતમને જોવો જોયો હતો અને વળી બાધુરોથી તેને માટે જે સમજ્યું હતું તેવોજ તે છે. તે કાંઈ બુઢો થયલો અને તું જવાન માથાંનો રહેલો પણ નથી. માટે દાનાવ પાદશાહ કાંઈ એવી વાત કરે નહી. જો તું તેને હાથે માર્યો જશે તો (સામી) તેનીજ જાળ માછલીઓથી ભારી બનશે (યાને તે ફતેહમંદ નિવડશે). વળી પછી તુરાનમાં પાદશાહ તરીકે કોણ રેહેશે? વળી ત્યાર પછી એ ઇરાનીઓ તુરકીઓનો પણ નાશ કરશે. માટે તું એ વિચાર છોડી દે કે જેથી હું બીજા કોઈ લોહીના તરસ્યા સ્વારોને તેની સામે બાહાર કાઢી મોકલી આપું."

જ્યારે પીરાન તેની સાથે એવી તકરારમાં હતો તેટલામાં તુરાન તરફથી પવનવેગે એક સ્વાર આવી લાગ્યો. તેણે આવી પીરાનને કહયું કે, "ઓ નામદાર! કોઈ લશકર આવતું હોવાને લિધે તમામ જમીન (ધુલારાંથી) કાલી બની છે. તે જેહાનનો માલેક કએખસરૂ કીનો લેવા માટે આવેલો લાગે છે, અને એ લશકરના ઘોડાઓની નાળોથી જમીન પણ કાલી બની છે." આથી તે કીનાખોર સપેહસાલાર પીરાને આંસુ પાડયાં અને તે બોલ્યો કે, "ઓ રાહબર અને ઇનશાફી સાહેબ! આ જગ્યાએ હમારો સંભાળ કરનારો તું થજે અને આ મેદાનમાં તું હમારી આબરૂ જવા દેતો ના." પછી તેણે કીનાથી આંખોમાંથી આંસુ પાડતાં તુરત અફ્રાસીયાબને કહયું કે, "ઓ તુરાનના પાદશાહ! હવે હું શું ઉપાય કરૂં? વળી આપણુંને અત્રે નવેસરથી બંધોબસ્ત કરવો પડશે. તેં તો એક ઓરતના કેહેવા ઉપર તારૂં માથું બરબાદ કીધું છે. દુશમનો સિવાય એવો બુરો દાહાડો બીજા કોઇનો ના હોતો. ઓરત તો દાવી પાંસલીમાંથી પેદા થઈ છે.[૧] તો વલી ઓરતને એમ અકલ આપતાં કોણે જોઇ છે? જેહાનના પાદશાહ કએકોબાદનું પણ એવુંજ કેહેવું હતું કે, 'ભલી ગણાતી ઓરતો ઉપર પણ બુરા શ્રાપ ઉતરજો.' આપણું લશકર અને આપણા પેહેલવાનો કેટલો વખત સુધી લડાઇથી નિરાંત હતા, તેઓને હાલે તેજ કીના માટે ઉશકેર્યા છે અને તેઓને બલાનાં

---

૧. મરદની દાવી પાંસલીમાંથી ઓરતને પેદા કરવામાં આવી છે એમ બાઈબલ અને કુરાનમાં જણાવવામાં આવ્યું છે.

ફાંદામાં ગીરફતાર કીધા છે. હવે તું જોજે કે, જ્યારે તારે માટે લડાઈ કરવી સખત થઈ પડશે ત્યારે વળી એ ઈરાનીઓને તારે પાછી પીઠ દેખાડવી પડશે. હવે જ્યારે વળી કએખસરૂ પણ આ લડાઇમાં આવી લાગ્યો છે ત્યારે તો એ ઇરાનીઓના માથાં ચંદ્ર સુધી પુગવાના."

જ્યારે બુઢા અફ્રાસીયાબે એવી વાત સમજી ત્યારે તે કીનાથી ઉશ્કેરાઈ ગયો. તેણે પીરાનને કહ્યું કે, "ઓ મુરખ! મને તો મારાં સઘલાં કામમાં તે ફતેહમંદ પરવરદેગારનો આસરો મલે છે. મારા જેવા ફરીદુનના નબીરા અને પશંગના બેટાથી તો આ દરીઆમાનાં મગરો પણ બીહીને નાહાસી જાય છે. હું પરવરદેગારના, ઉંચાં આસમાનના, પ્રકાશતા સુરજના, તથા ગુરજ અને કમંદના સોગંદ લેઇ કહું છું કે, એ ખસરૂ સાથે હું એવી લડાઈ કરશ કે જેથી તેની આંખો પણ ગમથી રડતી બનશે. હું ઇરાનીઓમાંના કોઇને પણ ફરીથી લડવા માટે કંમર બાંધવાને જીવતો રાખશ નહી. આ લડાઇમાં હું પોતે ખસરૂની સામે જવશ અને તેના ઉપર પ્રકાશતા દાહાડાને કાલો બનાવશ. આજે હું તેને તેના કાબ્યાની ગુન્ડા સાથે કેદ પકડશ અને તેની જીંદગીને સીહા બનાવશ. હું કાંઈ યુકિતથી તેના ડોકાંને તેના શરીર ઉપરથી જુદુ કરશ અને તેનું શરીર વગરનું ડોકું હું તમામ લોકોને દેખાડશ. વળી હું જાલ અને બરજોરના ડોકાં પણ સામતાં કપાવશ અને ગસતહમના શરીરને આતશમાં બલાવશ. વળી આ જાબુલની જમીનને પણ હું સલામત રાખશ નહી. ફતેહમંદ પરવરદેગારનો ભરમ શું છે તે કોણ જાણી શકશે? માટે હવે તું લડાયક વાઘોની રીતી મુજબ લશકર અને લડાઇનો સામન તૈયાર કર."

## કએખસરૂ આવી પોહોંચ્યો અને તેણે અફરાસીયાબને પોતાની સાથે લડાઇ કરવા તેડયો અને બરજોરે તેને તેમ કરતો અટકાવ્યો તે વિષે.

પેલી તરફથી કએખસરૂ પણ ત્યાં આવી પુગ્યો જેથી જેહાનનો માલેક દસ્તાન, નામદાર બરજોર અને રૂસતમ પોતાના કેટલાક જાબુલી બુજોર્ગો સાથે તેની આગળ ગયા. ત્યાં તે કીનાના મેદાનમાં દરેકે ખસરૂની તારીફ કરતાં તેની આગળની જમીનને બોસો લિધો. ખસરૂએ તે મોટી પડવીના સખ્સો તુસ, ગોદરેજ અને કેશવાદને માટેની ખબરઅંતર પુછી. આથી રૂસતમે આંખોમાં આસુ સાથે તેને કહ્યું કે "અફ્રાસીયાબના કાવાદાવા

માટે તું શું જાણે? તેણે તો કાંઈ યુકિતભરી જાલ બીછાવ્યાથી જે કાઇ ઇરાની નામદારો હતા તે સઘલા તેમાં સપડાયા છે.” પછી તેણે સુસને અને પીલસુમે જે કાંઈ કીધું હતું તે સઘલું પાદશાહ આગળ કહી સમજાવ્યું. આથી ખસરૂએ રૂસતમને કહયું કે, “જો તેઓની એ યુકિતથી તે ઇરાનીઓને કાંઇ નુકસાન પુગ્યું નહી હોય તો તમો હવે કોષેશ કરીને એકવગી લડાઇ કરો અને તેઓને પાછા જીવતા હાથ કરો.”

પછી તેણે તુરત તેઓને લશકર તૈયાર કરીને લડાઇ કરવામાં મોજ માની લેવા ફરમાવ્યું. એ લશકરની હરોલમાં તેણે જોરાવર હાથીઓને રખાવ્યા. આથી ત્યાં સુરજ અને ચંદ્ર પણ ધુલારાંથી ઢંકાઇ ગયા. ઇરાનીઓનું તે ત્રીસ હજાર પેહેલવાનોનું તમામ તલવારબાજ લશકર હતું. એ લશકરની સફની હરોલમાં ઢાલવાલું પાયદલ લશકર રાખ્યું. એ લશકરે પણ કીનો લેવાને હોટ ઉપર ઉંટોની માફક ફીણ ચઢાવ્યું. કએખસરૂએ પણ હાથીની પીઠ ઉપર બેસીને ત્યાંની જમીનને નાઇલ નદી જેવી બનાવી. ઉંચે ધરેલા કાવ્યાની ઝુન્ડાથી હવા રાતી, પીલી અને જાંબુરી બની. જેહાનજીત બરજોર લશકરની જમની બાજુએ ઉભો અને કાઉસનો બેટો ફરીબરૂજ ડાવી બાજુએ ઉભો. જેહાનજીત દસ્તાને લશકરના વચલા ભાગમાં રહીને ત્યાં દરેકને કીનાનો માર્ગ દેખાડયો.

જ્યારે અફ્રાસીયાબે તેઓની આવી બાધુરી જોઇ, અને તેણે ખસરૂને એ પ્રમાણે હુમલો લાવતાં જોયો ત્યારે તેણે પીરાનને કહયું કે, “ઓ પેહેલવાન! એ કામથી તું કાંઈ તારાં દિલને તુટેલું બનાવતો ના. તું પણ ઇરાનના મેદાનમાં લશકર ગોઠવ, કારણ કે હું પોતેજ લડવા જવા માંગું છું.” ત્યાર પછી તેણે દુખ સાથે સીદેહને કહયું કે, “ઓ મોટી પડવીના નામદાર બેટા! જે પ્રમાણે આ કાલા ઝુન્ડાની હું સંભાળ રાખતો હતો તેજ પ્રમાણે તું પણ તેને સંભાળેલો રાખજે.” એમ કહી તેણે તુરત પોતાના સિંહ જેવા જોરાવર ઘોડા ઉપર બખતર નાખ્યું તેમજ તેણે પણ એક પાદશાહી બખતર પેહેરી લિધું. પછી તેણે પોતાની જગ્યાએથી એક મસ્ત હાથીની માફક બુમો પાડી. તે પાદશાહે હવે ખસરૂનો નાસ કરવા અને કીનોજ લેવા માટે પોતાની કંમર બાંધી. તેથી અફ્રાસીયાબે કીનાથી હોટ ઉપર ફીણ ચઢાવીને લશકરની હરોલમાં આવી બુમો પાડી. ત્યાં તેનો ઝુન્ડો પણ તેની સાથે રાખવામાં આવ્યો. પછી તેણે ત્યાં જોરાવર સિંહથી માફક હુમલા કરવા માંડયાં અને તેણે તે મેદાન વચેથી બુમ પાડી કે, “ઓ પાદશાહ! શું તુંને પરવરદેગારની પણ ધાસ્તી લાગતી નથી, કે તું એમ મારી સામે લશકર લેઇને આવ્યો

છે? અત્રે કોઈને પણ તારા મમાવા સાથે કીનો નથી. માટે તું પોતેજ મારી સામે આવ કે જેથી આ લડાઇના મેદાનમાં તું અને હું લશકર વગર લડીએ અને ફરતું આસમાન કોણુની તરફ મેહેરબાની દેખાડે છે, અને તે કોણુની તરફ ઢલે છે તે આપણે જોઈએ. જો મારે હાથે તું માર્યો જશે તો મારી જાલ માછલીઓથી ભરેલી બનશે (યાને હું ફતેહમંદ નિવડશ), અને વળી ઇરાન તથા તુરાન પણ કીનો પકડવાથી આશાયશ પાંમશે, અને આ જમીન કીના વગરની શાંત બનશે. પણ જો આ લડાઇના મેદાનમાં હું માર્યો જવશ તો તુંને પણ હવે પછી કીના માટે તારા બંધે હાથોને લંબાવવા પડશે નહી. પછી ઇરાન અને તુરાનની તમામ જમીન તારીજ ગણાશે અને તારી ખાહેશથી કાંઈ પણ ઉલટું બનશે નહી."

જ્યારે કએખસરૂએ અફરાસીયાબનો ત્યાં સાધ સમજ્યો અને તેને તે મેદાન વચે ઉભેલો જોયો, ત્યારે દિલના દુખથી તેની આંખોમાંથી આંસુ પાડયાં અને તે બોલ્યો કે, "ઓ મારા દાદગરે રેહેનુમા! તું તો જાણે છે કે એજ કજીયાખોર શખ્સ છે અને વળી તેજ મારી સાથે લડવાની ખાહેશ કરતો રહે છે. હંમેશા એજ કીનો રાખી ગેરઇનશાફ ચાલુ રાખવા માંગે છે અને તેને શ્રાપ કે દુવા વચેનો ફરક પણ ખબર નથી. મારૂં દિલ મારા બાપનો કીનો લેવા માટે તલપેલું રહે છે તે છતાં હું કેવી રીતે મારાજ મમાવાની સામે મેદાનમાં લડવા જાંઉ? જો હું આવો પેશો એખત્યાર કરી મારા મમાવા ઉપર કીનો લેઉં તો હુંજ રેવાજ અને કાયદાનો તોડનાર બનું. જેમ ઘેટાંના ટોલાં વચે વરૂ આવી ચઢે (અને તેઓ ગભરાતમાં પડે) તેમ ઇરાની પેહેલવાનો (મારા તેની સામે લડવા જવાથી) રૂડન કરવા પડશે." એટલું કહીને તે પેલા સિંહ (અફરાસીયાબ)ની સાથે લડવા જવા માટે હાથી ઉપરથી નિચે ઉતર્યો.

પણ જ્યારે ઇરાનીઓએ ખસરૂને એમ કરતાં જોયો અને તેને પોતાનેજ લડાઇ કરવા જવાની ખાહેશ કરતાં જોયો, ત્યારે તેઓ બુમો પાડતા અને કીનાથી કપાલ કુટતા તેની આગળ આવ્યા. તેને દસ્તાને, લડાઇનો જીતનાર કારને, બરજોરે, પીલતન રૂસતમે, જેહાનજીટ શાવરાનના જંગેહે, રેહામે અને કેશવાદના ખાનદાનના ફરરાદે એક પછી એકે કહયું કે, "તું ખસરૂ પોતેજ તેની સામે લડવા જાય એમ કાંઈ બને નહી. આટલા બધા સ્વારો કીનો લેવાને મેદાનમાં હોવા છતાં હમે એમ કરવા દેઇએ તો તે પરવરદેગારને પસંદ કેમ પડે? શું હમે કીનાના મેદાનમાં ઉભા રહીને જોયા કર્યે, અને તું ખસરૂ પોતે લડવા માટે આગળ વધે એમ બનેજ કેમ? હવે પછી

નામદારો હમારે માટે શું બોલશે? તેઓ ઇરાની પેહેલવાનોને કાંઈ ઇનશાન તરીકે ગણશે નહી પણ તેઓ હમુને બોલશે કે, 'આટલા બધા બાહાદુર, સિંહ જેવા લડાયક સ્વારો અને નામદારો અત્રે હોવા છતાં તેઓએ ખસરૂને લડવા જવા દેઈ પોતે દુરજ ઉભા રહયા અને એમ કરવા દેતાં તેઓ પોતાની મરદાનગી માટે પણ શરમાયા નહી.'"

પછી રૂસતમે તેને કહયું કે, "ઓ પાદશાહ! હું પરવરશી કરનાર ઇનસાફી યજદાંને ખાતર તુંને કહું છું કે, તું એમ કરી સીયાવક્ષના રવાનને ગમગીન ના બનાવ. એ કીનો લેવા તું તારાં ભવાંને કરચલીભરેલાં ના બનાવ. લડાઇમાં જાતે મારામારી કરી તું તારાં શરીરને દુખ ના પોહોંચાડ, અને હમો નામદારોના માંથાંને શરમીંદગીમાં ના નાખ. આ અજબ જેવી વાત તેં સમજી હશે નહી કે, 'સાંપને બીજાઓને હાથેજ પકડવો.' માટે તું થોભ કે જેથી એ કામને માટે બરજોર બાહાર પડશે અને તે તેની સાથે લડાઈ કરવાને મેદાનમાં જશે. કારણ કે લડાઈ વખતે એ બાહાદુર અફ્રાસીયાબ સાથે લડતાં તેની આગળથી સિંહ જેવાઓ પણ નાહાસી જાય છે. આ મેદાન વચ્ચે અફ્રાસીયાબના જેવું કોઇ નથી. તેના ઉપર સુરજથી પણ તેજ સાથે તપી શકાતું નથી. જો તેના ગુરજનો કકડાવેલો ફટકો પાહાડ ઉપર પડે તો કઠણ પઠરવાલા પાહાડો પણ તેના જખમથી હેરાન બને છે. તેનો દમ જાણે રેતીના રણમાં ફુકતા પવન જેવો છે અને તે સખત પથરને પણ મીન જેવો પોચો બનાવી દે છે. માટે જો તું બાહાર પડશે અને આ મેદાનમાંથી તેની સામે લડવા જશે તો પછી તારા જેવો બીજો કોઈ પેહેલવાન રેહેશે નહી. માટે તું તારે પેલા હાથીની પીઠ ઉપરના સુનેરી તખત ઉપર બેસી રેહે કે જેથી હું તે મેદાનને (લોહીથી) નાઇલ નદી જેવું બનાવી દેઉ અને તેના ઉપર રોશન દિવસને સીહા બનાઉં તથા આ મેદાનમાં તે પાદશાહને કે તેના લશકરમાના કોઇને રેહેવા નહી દેઉ."

તેની એવી વાત સમજી ખસરૂએ પોતાના બાપ માટે દુખી બનીને પોતાની આખોમાંથી જીગરના લોહીના આંસુ પાડયાં. પછી તેણે રૂસતમને એવો જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! તું એ કામથી તુટેલાં દિલનો ના બન. પેલો ફરીદુનનો નબીરો અને પશંગનો બેટો ત્યાં જંગલ જેવાં મેદાનમાં લડવાનો ઉભો છે અને તે મનેજ લડવા માટે બોલાવે છે. તેથી જો બરજોર લડવાને બાહાર પડે તો મારૂં ઉમેદભર્યું રવાન લોહીથી ખરડાયલું બનશે. જો કે ઇરાનીઓએ મને લડતાં કે મેદાનમાં કુસ્તી રમતાં જોયો નથી. પણ જો મારી સામે લડાઈમાં એક સિંહ પણ હશે તો તે બાહાદુર શખ્સ મારો એકજ જખમ

ખમવાને પણ શક્તિવાન થશે નહી. સીયાવક્ષની તોખમથી હું મારૂં નામ ધરાવતો હોવાથી આ જમીન ઉપર ઉંચું આસમાન મારી ઉપર સાહયો પાંઠરશે. તેથી જો હું મારી કંમર બાંધી તે મેદાનમાં લડવા જવશ તો તેથી ઇરાની- એોને મારો હુનર પણ જણાઈ આવશે. પરવરદેગાર જેને ફતેહમંદ બનાવવા ચાહે છે તેના ઉપર સુરજ અને ચંદ્રથી પણ જોરથી પ્રકાશી શકાતું નથી. માટે તેની સામે મારે લડવા જવુંજ પડશે, કારણકે તેની સાથે લડવા લાયકનો જોરાવર વાઘ હુંજ છું. તેથી તું મારી તરફથી તે ઇરાની દાનાવો સાથે તકરાર કરવા અને તેઓને સમજાવવા તે મેદાનમાં જા."

જ્યારે દસ્તાને એમ સમજ્યું ત્યારે તે આંસુ પાડી રડવા લાગ્યો. કારણકે એ તકરારમાં તેનાથી પણ તેની રાહબરી કરાઈ શકી નહી. તોપણ તેણે ખસરૂને કહ્યું કે, "આટલા બધા પાદશાહી ખાનદાનના મોટા શખ્સો આ કીનાના મેદાનમાં કંમર બાંધીને પોતાના માંથાને પ્રકાશતા સુરજ સુધી ઉંચે ચઢાવતા હોવા છતાં તેઓ અમસ્થા ઉભા રહે અને પાદશાહ પોતે લડાઈ કરે, તેમાં કાંઈ ઇનશાફ ગણાય નહી. એવી વાત જરા પણ લાયક હોય એમ પેહેલવાનો જોતા નથી. એથી તો સીયાવક્ષનું રવાન પણ દલગીર થશે અને એવા વિચારથી પેહેલવાનોને પણ જરાએ ઉલટ મલશે નહી. જ્યારે પાદશાહ પોતેજ કીનો પકડી મેદાનમાં ઉતરતા હતે તો પછી મને નીમરોજનું રાજ્ય શા માટે આપવામાં આવતે. જો તું પાદશાહાજ લડવાને કંમર બાંધે તો હું સામેસ્વાર આગળ (પેલી જેહાનમાં) શું બાહાનું કાઢશ. માટે હું યજદાંના, ઉંચા આસમાનના, પાદશાહના જીવના અને માથાંના, ગુરજ અને કમંદના, તુરાન જમીનમાં ડટાયલા સીયાવક્ષની ખાકના, તથા પ્રકાસ્તા સુરજના અને કીનાના મેદાનના સોગંદ લેઇને કહું છું કે તું મનેજ પશંગના બેટા સાથે લડવા દે અને હું બુઢો છતાં પણ કેમ લડું છું તે તું જો. તારો ગોલામ ઘોડા ઉપર બેસીને આ કીનાના મેદાનમાં કેવી લડાઇ કરે છે તે તું થોડો વખત તપાસ." એ રીતે જાલે (એવી અરજ કરતાં) તે લડાઇ સોધતા પાદશાહ આગળ પોતાના ચેહેરાને ધુલમાં ઘસડયો.

ત્યારે ખસરૂએ સામના દસ્તાનને એવો જવાબ દિધો કે "ઓ નામના ધરાવનારા મુબારક નામદાર! જે કોઇ શખ્સ આસમાનના પંજામાંથી મરદાનગી સાથે છટકી આવે નહી તેને પાદશાહના વફાદાર પેહેલવાનો બહેતર ગણતા નથી. વિચાર, જ્ઞાન, હુશીયારી અને અક્કલ મારફતે જો આપણે બુરાઇથી દુર રેહેવા માંગ્યે તોપણ તેમાંથી છટકી શકાતું નથી. પાક દીનના શખ્સો કે જેઓની પુઠે લોકો તારીફ ગાય છે તેઓએ પણ એવું કહયું નથી. જ્યારે

ઝાડના પાદડાંજ કરમાઇ જાય અને ડાંખલીઓ સુકી બને, તો પછી તે ડાંખલીઓ ઉપર કસ્તુરી પણ બાંધ્યાથી શું ફાયદો થાય. જો મારી જીંદગીનોજ અંત આવ્યો હશે તો પછી મને શિખામણ દેનારાઓની ગમે એવી તદબીર છતાં પણ હું જીવતો રેહેવાનો નથી. તેને હાથે સીયાવક્ષ તુરાનમાં માર્યો ગયો અને તેનું ખુન થવાથી જમાનાને કલંક લાગેલો છે. ગુરૂઇજરેહને હાથે તેનો નાસ થયો તે વખતે તેના માથાં ઉપર ટોપી કે શરીરમાં બખતર કાંઇ હતું નહી. તેને માટેના દુખથી મારા હાલ કેવા બન્યા છે અને કીનાથી મારા ગાલો ઉપર આંસુની બે નદી વેહેતી થઈ છે તે તો તું જાણે છે. તારાથી વધારે સારી રીતે એ ભરમ બીજું કોઇ જાણતું નથી. માટે એ બાબે તકરાર કરવી ઘટતી નથી. કીનાને વખતે મારી આગળ જો સો અફ્રાસીયાબના જેવા શખ્સો હોય, તોપણ તું મારાં દિલને એ લડાઈ કરવાથી ફેરવે એમ હું ચાહાતો નથી. લડાઇ વખતે કીનાના મેદાનમાં મારી આગળ તેના જેવા હજાર માણસો હોય તોપણ તે કીનાને વખતે મારા બાપના કીનામાં મારા સિવાય બીજા કોઇને તેનું લોહી આ જમીન ઉપર રેડવું ઘટતું નથી. તેની સાથે લડાઇ કરવાનું કામ મારીજ ઉપર આવી પડયું છે તેમાં તું તારા ચેહેરાને શા માટે ફીકકો બનાવે છે? મને એ બાબે કારને, કે જાલે, કે રૂસતમે, કે બીજા જોરાવર બાજુ અને ગરદનવાલા પેહેલવાનોએ એક સખુન પણ કેહેવો જોઇતો નથી." આથી ત્યાં દરેક પેહેલવાન બોલી ઉઠયો કે, "કાઉસની માફક ખસરૂ પણ પ્રેલો થયો છે. તે પણ તેનીજ તોખમનો હોવાથી એમ બને તેમાં અજબ જેવું નથી. માટે એ કામમાં કાંઇ અંદાજો સાચવવો જોઇએ છે."

જ્યારે ખસરૂએ જોયું કે ઇરાનીઓ હવે એ બાબે કાંઇ બોલવાને ફરીથી જબાન ખોલી શકતા નથી, ત્યારે તેણે નામદારો અને બાહુરોના સરદાર શાવરાનના જંગેહને પોતાને માટે એક સારી તોખમના ઘોડાને તેની ગરદન અને માથાંને લોઢાંના બખતરમાં છુપાવીને લાવવાનો હોકમ કીધો. આથી એક ઘોડા ઉપર વાઘના ચાંમડાંનું જીન તથા લાંબી રેકાબ બાંધવામાં આવી અને પછી તે જેહાનજીટ પાક દીનનો કએખસરૂ જમીન ઉપરથી તે ઘોડા ઉપર ચઢી બેઠો, અને લડાયક પાદશાહોના રવૈયા મુજબ તે પાદશાહ ઘોડાના જીન સાથે કમંદ બાંધી લેઇને તે લડાયક વાઘ સામે જવા નિકળ્યો. હવે બંને બાજુના સીપાઇઓ તેને જોવા પડયા. તેની તીરની કોઠલી તીરોથી ભરવામાં આવી અને તેણે કમાનને પણ તાંણેલીજ રાખી. તેના દિલે તે બુરી મનશનીના અફ્રાસીયાબ માટેજ કીનો ધર્યો હતો. કાવ્યાની ઝુંડો પણ તેના માથાં ઉપર ઉડતો રેહેવાથી જેહાન રાતી, પીલી અને જાંબુરા રંગની બની. તું કેહેશે કે

તે જાણે સીયાવક્ષજ જીવતો થયલો છે અને તેની તલવાર આગળ જેહાન પણ ગોલામ બની છે. તું કેહેશે કે જાણે તે સુનેરી મેહેલમાંનું એક ખુબી સાથના દેખાવનું અને દોર દમામવાલું એક ચિત્ર છે. નામદાર જેહાન પેહેલવાન રૂસતમ પણ એ નામદાર પાદશાહ તરફજ જોતો ઉભો.

પછી તેણે સામેસ્વારના જાલને કહયું કે, "એ તો જાણે સીયાવક્ષ પોતેજ શેકાર કરીને પાછો આવ્યો હોય એમ લાગે છે." તોપણ અફરાસીયાબને લિધે રૂસતમનું દિલ દુખી બન્યું અને તેથી તેની આંખોમાંથી તેનાં ગાલો ઉપર આંસુ પડવા લાગ્યાં. પછી રૂસતમ બુમો પાડતાં તેની આગળ રડતાં દોડી જઇને તે જવાન પાદશાહને વલગી પડયો. તેના ઉપર દયા છુટવાથી તેનું દિલ ઉશકેરાઈ ગયું. તું કહેશે કે જાણે તેની આરામ અને હુશીયારી જતી રહી. તેણે માથાંમાં ધુલ ભરીને પાદશાહને દુખથી કહયું કે, "હું તુંને પાક પરવરદેગારના તથા પાદશાહના જીવ અને માંથાના તથા રેવાજ અને કીનાના સોગંદ લેઇને કહું છું કે, તારે અત્રેથી એક પગલું પણ આગળ વધવું નહી. જો તુંને મેં બજાવેલાં કામોની યાદ હશે તો તું મારા કહેવાથી તારૂં માથું જરા પણ ફેરવશે નહી. આ મેદાનમાં હું ખાલી ઉભો રેહું અને તું લડાઈ કરવા જાય તો મને પરવરદેગાર આગળ મોહું દેખાડવું ભારી પડશે. જેહાનનો તો એવોજ બંધોબસ્ત છે કે જ્યાં સુધી મારે જીવવું ત્યાં સુધી મારે તારા વિચાર અને હોકમ મુજબ માથું નમાવવું. તોપણ જો તું પાદશાહ હાલે આવીજ વાત કરતો હોય તો હું તારી સાથે એ કામમાં મલતો થતો નથી."

જ્યારે રૂસતમ તેની સાથે એમ વાત કરતો હતો ત્યારે સિંહ જેવો બરજોર પણ એક હાથમાં તરવાર અને બીજા હાથમાં ધુલ પકડીને તથા પોતાના દિલ ઉપરનું બખતર ફારી કાઢીને તે બાધુર પાદશાહ આગળ આવી લાગ્યો અને તેને કેહેવા લાગ્યો કે, "ઓ પાદશાહ! તું તો જેહાનમાં કેઆનીઓની એક યાદગારી સમાન છે. માટે હું તુંને પેદા કરનારા યજદાંના, ઉંચાં આસમાનના, પાદશાહના જીવ અને માથાંના, તથા તરવાર અને કમંદના સોગંદથી કહું છું કે, તુંને જે વાત કહું અને તારી પાસેથી જે કાંઇ માંગી લેઉં તેમાં તું પાદશાહ મારી સાથે એકમટ થશે. જો તું જેહાનનો પાદશાહ મારી એ માંગણી બક્ષશે તો તેથી મોટા દરજ્જાના લોકો વચે હું નામદારી પાંમશ." ખસરૂએ તેને જવાબ દિધો કે "તું તારી માંગણી કર અને હું દાનશાણી પરવરદેગારના નામથી કહું છું કે, તેમ કરવાથી હું મારો ચેહેરો ફેરવશ નહી."

ખસરૂના એમ બોલવાથી બરજોરનું દિલ ખુશ થયું અને તે વિચાર અને દુખથી મોકલો બન્યો. તેથી તેણે ખસરૂને કહ્યું કે, “ઓ નામદાર! બાહુર અફ્રાસીયાબ મારી સાથે સિંહની માફક લડાઇ કરવા માગે છે તે તો તું જાણે છે. વળી જ્યારથી મેં લડવાને કંમર બાંધી છે ત્યારથી મેં ગુરજ, તલવાર, અને કીનાના મેદાન સિવાય બીજું કાંઈ જોયું નથી. તેમ વળી ઇરાનમાં પણ એ સિવાય બીજું કાંઇ જોયું નથી. બીજું એકે તું જેહાનના પાદશાહને (તુરાનમાં કેદ હતો ત્યારે) બેડીની, બંધીખાનાની અને ઉંડાં ખાડાની વાત તો સારી રીતે ખબર છે. મારા ન્યાગાનો રૂસતમે અને જાલેજરે બીજા પાદશાહો પાસેથી ઘણાએક સુનાનાં તાજો જીતી લિધાં હતાં અને તેઓએ લડાઈ વખતે કે નામદારી મેલવવાની વખતે પાદશાહો પાસેથી પોતાની પુશકલ બાહેશો મેલવી લિધી હતી. પણ મારાં બુરાં નસીબે તો ઇરાન જમીનમાં મને બસ લડાઈ, મારામારી અને કીનોજ દેખાડી આપ્યો છે. માટે જેમ નામદાર કએકોબાદે રૂસતમને ઉંચી પડવી આપી હતી તેવીજ જગ્યા તું હાલે મને આપ. કારણકે પાદશાહ કોબાદે રૂસતમને પેહેલીજ લડાઇમાં લશકરની હજુરમાં જેહાનની પેહેલવાની બક્ષી હતી. વળી તેણે તેને ગજની, કાબુલસ્તાન, દંનબર, માઈ અને જાબુલસ્તાનના મુલકો બક્ષેશ કીધા હતા. હાલે તું પણ નવા રેવાજ સાથનો પાદશાહ બન્યો છે અને તારો હું ગોલામ છું; માટે તું પાદશાહને ઘટતી રીતે એ કામ મને કરવા દે.”

બરજોરની એ વાત સમજતાંજ ખસરૂને જુદોજ વિચાર આવ્યો. તેથી તેણે તેને કહ્યું કે, “ઓ નામદાર પેહેલવાન! ઇરાનમાં તારી ઇચ્છા શું છે? કે જેથી હું તારી સઘલી ઇચ્છા બર લાઉં અને તારાં નામને આસમાન સુધી પુગતું કરૂં. મારી આગળ તું બીજા પેહેલવાનો પાદશાહ આગળ માન ધરાવે તેના કરતાં વધારે માન ધરાવે છે.” ખસરૂએ તેને એમ કેહેતાંજ તે સિંહ જેવા બરજોરે તેને જવાબ દિધો કે, “ઓ બાહુર પાદશાહ! જો તું પેહેલાં તારા ગોલામને વચણ આપશે તો તેથી મારા જેવા ગોલામનું દિલ હસ્તું બનશે. તું જેહાનના પાદશાહ પાસેથી એ માગણી કરવા પેહેલાં મારે એમ નક્કી કરવું જોઇએ કે એ વચણથી તું પાછો ફરશે નહી.” આથી ખસરૂએ પોતાના વફાદાર પેહેલવાનોની નજદિકમાં તુરતજ બરજોરને વચણ આપવા માટે હાથ લંબાવ્યો અને બોલ્યો કે, “તુંને આપેલાં વચણથી હું મારૂં માથું ફેરવશ નહી.” ત્યારે બરજોરે તેને કહ્યું કે, “ઓ પાદશાહ! આજની આ લડાઈ કરવાનું કામ તું મને સોંપ અને એ લડાઇ કરવાથી અને કીનો લેવાથી તું મારાં દિલને પાછું ફેરવ ના. માટે હાલે તું અત્રેજ

આપી જા કે જેથી હું અફ્રાસીયાબ આગળ જઇને તુરાનના પેહેલવાનોને મારો હુનર દેખાડી આવું, તથા તેમ કરી મારાં માથાંને પ્રકાશતા સુરજ સુધી પુગાડું. જો એ લડાઇના મેદાનમાં હું જેહાનના પાદશાહ પશંગના બેટાને હાથે મારર્યો જવશ તોપણ મારે માટે આ જેહાનમાં એટલીજ નામદારી મેળવેલી પુરતી ગણાશે, અને એ સિવાય હું ફર્યાદ કરી બીજું કાંઈ માગતા નહી. માટે હવે બરજોરને પોતાનું માથું આસમાન સુધી પુગાડવા દેવાનો તું મેહેરબાનીથી હોકમ આપશો. [?] ધનસાણી કએખસરૂ હોકમ આપશે."

જ્યારે ખસરૂએ એમ સમજ્યું, ત્યારે તે ઘણોજ અચરત થયો અને તે ફતેહમંદ નસીબનો પાદશાહ પોતે આપેલાં વચણુથી ફરી શકયો નહી. તેથી તેણે દસ્તાનને કહ્યું કે, "ઓ પેહેલવાન! આ જવાનને એવો ફરેબ તેંજ શિખવેલો લાગે છે. એ તારીજ તોખમનો છે અને પેલો સખી સોહરાબ, કે જેના જેવો કોઇ પણ પોતાની માયથી જનમ્યો નથી તેનોજ બેટો થાય છે. કાઉસે ફરમાવેલા હોકમ મુજબ હું આ કીનાના મેદાન વચે મારા રીવાજ અને દીનથી ફર્યો નથી. આ પળથી મારાં દિલમાં એવું સિદ્ધ થયું છે કે, એ નામદારીભર્યો પેહેલવાન તારીજ તોખમ ધરાવે છે. હું તો એવું ધારતો હતો કે એ નામદાર અક્કલની પાંખ કે પીછ કાંઇજ ધરાવતો હશે નહી. પણ તે તો યુક્તિ રચવામાં વીસેના બેટા પીરાનથી પણ ચઢીયાતો છે, તેમજ અક્કલ ધરાવવામાં જાણકાર દસ્તાનથી પણ ચઢતો છે. હવે મારાથી તેને આપેલું વચણુ ફેરવાતું નથી, કારણ કે એ વચણુ આ ઓહાળાં મેદાન વચે અપાયલું છે."

આથી બરજોરે તેમજ રૂસતમે અને કીનો લેનારા નામદારોએ જમીનને બોસો લિધો. પછી પાદશાહે બરજોરને કહ્યું કે, "હવે તું લડવા માટે તારી કંમર બાંધ. પણ એ પાદશાહ સાથે લડતાં તું હુશીયાર રેહેજે અને એ દુશમનથી તારૂં માથું સંભાળતો રેહેજે. કારણકે એ પશંગનો બેટો લડવે સિંહના જેવો છે અને તે સિંહનુંજ દિલ અને વાઘનાજ પંજા ધરાવે છે. તેથી એ કીનાના મેદાનમાં તું પણ મરદાનગી સાથે એવી કંમર કસજે કે જે પ્રમાણે જેહાનમાં બીજા કોઇએ બાંધી નહી હોય." આથી સપેહસાલાર દસ્તાને, સિંહ જેવા બરજોરે, કાઉસના બેટા બાહાદુર પેહેલવાન ફરીબરજે એ પાદશાહની તારીફ કરતાં તેને જમીનના પાદશાહ તરીકે ગણ્યો.

પછી સિંહ જેવા બરજોરે ખસરૂને કહ્યું કે, "ઓ બાહાદુર પાદશાહ! તારાં નસીબે હું એ કીનાના મેદાનને હમણાંજ ચીનના દરીઆ જેવું બનાવવા

હું મારા તીરોથી સુરજના ચેહેરાને પણ ઢાંકી નાખશ અને એ અફ્રાસીઆબના વખતને કાલો બનાવશ. હું સીયાવક્ષનો કીનો લેતાં એ પશંગના બેટાના લોહીથી આ લડાઇના મેદાનને રાતું બનાવશ. હું તારા દુશમનો સાથે કેવી લડાઇ કરૂં છું તે તું પાદશાહ હમણા જોશે.” એટલું કહી તે પેહેલવાન ત્યાંથી પવનવેગે પોતાની છાવણી તરફ જઇને પવનનીજ જડપે શરીર ઉપર બખતર તથા માથાં ઉપર લોઢાંની એક ચીનાઇ ટોપી પેહેરી લિધી.

## બરજોરે અફ્રાસીયાબ સાથે અને તુરાની પેહેલવાનોએ ઇરાની પેહેલવાનો સાથે લડાઈ કીધી અને અફ્રાસીયાબના બંધીખાનામાથી તુસ, ગોદરેજ અને બીજા પેહેલવાનોને છુટા કરવામાં આવ્યા તે વિષે.

પછી એક છેડાયલા સિંહની માફક બરજોર ઘોડા ઉપર બેઠો અને તેણે જીન ઉપર કમંદ ઓલવી અને હાથમાં ગુરજ પકડીને ત્યાંથી તે ઘોડાને વિજલીની જડપે દોડાવી મુકયો. ખુશાલીને સબબે તે જાણે જીન ઉપર બેસી પણ શકતો હતો નહી. એ પ્રમાણે તેણે તોફાની દરીઆ માફક પોકાર કરતાં અફ્રાસીઆબ આગળ આવીને તેને કહયું કે, “ઓ ઉધાં નસીબના તુરકી! હવે હમણા તારી ઉપર તથા તારાં તાજ અને તખત ઉપર રૂઅન કરનાર કોણ છે? તું એમજ ફાવાફાવા કરીને અને ફરેબ રમીને લડાઇ કરવા આવે છે પણ તેમ કરીને તો તેં તારી કરણીને અને તારાં ખાનદાનને શરમ પુગાડી છે.” જ્યારે અફ્રાસીયાબે તેને તે મેદાનમાં આવેલો જોયો ત્યારે તેણે આંખોમાથી કીનાના આંસુઓ પાડયાં અને તેણે બરજોરને કહયું કે, “ઓ દેવજાદા! તારા બાપનું નામ તો તુંને ખબર પણ હતું નહી અને તે છતાં તેવો શખ્સ હમણા આ મેદાનમાં લડાઈ કરવા આવ્યો છે. શું તુંને મારા જેવા પાદશાહની કે મારાં લશકરની પણ શરમ નથી? ખસર કયાં છે કે તે અત્રે લડવા આવ્યો નથી? શું તું એમ કહેવા માંગે છે કે, તે મારા જેવા વાઘ સાથે લડવાને બીહે છે? હવે કાંઇ તે પોતાના દિલમાં દુખ કે કીનો ધરાવતો હોય એમ મને લાગતું નથી. તો હવે તેને લોકો જમીનનો પાદશાહ કેમ ગણશે? માટે એક વખત તું તેને પોતાનુંજ શરીર લડાઈમાં અજમાવવા દે, કે જેથી તેની મરદાનગી પણ જણાઈ જાય, અને વળી બધે મુલકો દુખ

અને ફીનો ધરાવ્યાથી આશાયશ પકડે તથા એમાંના એકને (ઇરાન અને તુરાનનું) તાજ, તખત અને વિટી મલે. (તેની જગ્યાએ) તું લડવા આવ્યાથી તો તે પાદશાહ પોતાના તખતેજ બેઠેલો રહયો છે. શું તે બદબખ્ત પાદશાહને પરવરદેગારનો પણ ડર નથી. મને તો તારા જેવા (નિચ તોખમના)ની સાથે લડવાની શરમ લાગે છે. હું તારી વર્તણુંકથી આ મેદાન વચે શું (માન) મેલવશ? માટે તું અત્રેથી પાછો ફર કે જેથી ખસરૂ પોતેજ લડવાને આવે. કારણ કે પાદશાહોએ સઘલેજ ઠેકાણે મોજમજાહ કરવી જોઇતી નથી. જો ખસરૂ પોતેજ લડવાની ઇચ્છા કરશે તો તેથી તેના બદખાહો જેહાનમાં રહેવા પાંમશે નહી. જ્યારે તે નામદારી મેલવવા અને પોતાની ખુશાલી અને ખાહેશને બર આવેલી જોવાજ ઇચ્છે છે તો શું તે પોતે નામદારી યા શરમીંદગી પામવાને માટે આ મેદાનમાં નહી આવે? વળી શું તુંને પણ જેહાનના પેદા કરનાર પરવરદેગારનો ડર નથી કે તેં મારીજ સામે એમ લડવાને કંમર બાંધી છે? હવે તુંને શનગાનનો મુલક યાદ આવતો હશે નહી અને તેથીજ તું કમીનો આ મુલકમાં ખુશાલ રહી પડયો છે. શું તારાં દિલમાં તુરાનને માટેની કાંઇજ લાગણી નથી, કે તું એમ સુરજ સુધી અત્રે ધુલ ઉડતી કરે છે, અને પશંગનાજ બેટા સાથે હમણા લડવા આવ્યો છે અને મારી સામે તારા પંજાને આ મેદાનમાં સિંહની માફક લંબાવે છે? ફરતાં આસમાનના ભરમની કોણુને ખબર છે? પ્રકાસ્તા સુરજ અને ચંદ્ર માટે પણ આપણે શું કહેવાને શકિતવાન બન્યે? બેશક, જે કાંઈ બનવાનું હશે તે તો બનશેજ, તેમજ વળી ભલા ભુડાં શખ્સોની આખેરી પણ આવશેજ."

જ્યારે સોહરાબના બેટા બરજોરે એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણે ગુસ્સા સાથે કપાલ ઉપર કરચલી ચઢાવીને તેને જવાબ દિધો કે, "ઓ બુરી કરણીના શખ્સ! તુંને હમણા તે આસમાનનોજ તાણો સમજવો પડશે. તેં તારા મગજમા પવન રાખીને ઇરાનમાં વધતું ઓછું શું શું કરી બજાવ્યું છે તેને તું વિચાર પુગાડ. જેમ કોહોલું એક વાઘની આગળથી નાહાસી જવા માંગે તેમ તું આ મેદાન વચે લડાઈ કરવાને બદલે આવા બાહાના શાના કાઢે છે? તું કાંઇ કાઉસના બેટા સીયાવક્ષથી ચઢયાતો નથી, કારણ કે તેના જેવી મોટી પડવીનો નામદાર કોઈ થવા પાંમશે નહી. તે તો કેઆની દમામ ધરાવવામાં, મરદાનગી દેખાડવામાં અને લડાઇ કરવામાં પશંગના બેટાથી ઘણોજ ચઢતો હતો. તે સીવાવક્ષ ગુરૂઇજરેહને હાથે માર્યો ગયો હતો અને તેનું ખુન થવાથી જેહાનને કલંક લાગ્યો છે. પેલા સુમ કરસીવજના કરતાં તો હું વધારે ચઢીયાતો છું અને ગુરૂઇજરેહ જેવાને તો હું કાંઈ બીસાદમાં

ગણુતો વથી. ઓ શોખઇભરેલા શખ્સ! હવે તે સરદાર સીયાવક્ષ તરીકે હું તુંને ગણી લેઉં છું અને તેના ખુનીઓ દમુર અને ગુરૂઇજરેહ તરીકે હું પોતે બનાનાર છું. મરદાનગી દેખાડવાને વખતે કીનાના મેદાનમાં મારી સામે શુમ ચેહેરાના કરસીવજ જેવા બસો લડાયક શખ્સો હોય તો તેમને હું પુરો પડું એવો છું. તેથી હું કાંઇ પણ ઢીલ કીધા વગર હમણા આ લડાઇના મેદાનમાં સીયાવક્ષના કીનામાં તારૂં ડોકું કાપી કાઢશ. જો તું જાદુઈથી એક અઝદાહ જેવો પણ બનશે, તોપણ તું તેવી યુકિતથી કાંઈ મારી આગળથી છટકવાનો નથી. પાદશાહ ખસરૂની દરબારમાં સામેસ્વારના દસ્તાને મને તારા કાવાદાવાથી વાકેફ કરતાં કહયું હતું કે, 'અફરાસીયાબ પોતે લડાઇના મેદાનમાં દરેક ઠેકાણે લડાયક શખ્સો વચે પોતાના પંજાને કાંઇક યુકિત અજમાવવા માટેજ લંબાવે છે.' "

એટલું કહીને તેણે પોતાનો ભારી ગુરજ ઉઠાવીને તે વડે અફરાસીયાબ ઉપર એક માજંનદરાનના દેવની માફક હુમલો કીધો. અફરાસીયાબે તેને એમ કરતો જોતાંજ એક ફાડીનારા સિંહની માફક પોકાર મારીને તેને કહયું કે, "અગર જો તું એક હાથીની માફક મસ્તાન બનીને પણ મારી સાથે લડવા માટે હાથ લંબાવશે તોપણ તારીથી મારા એકજ જખમ સામે પણ ટકી શકાવાનું નથી, કારણ કે હું તો મેદાનમાં તારા જેવા હજારો શખ્સને એકી વખતે મારી સામે લડવા તેડું છું." એમ કહીને તેણે તીરથી કોઠલીનું મોઢું ઉગાડયું અને એક તીર ઉઠાવીને તેણે તે સિંહ જેવા બરજોરની કંમર ઉપર પવનવેગે છોડયો. તે તીરની અણી તેના શરીર ઉપરતું બખતર ફારીને બરજોરની છાતીમાં પેવસ થવાથી તે બાહુર તેથી ઘણો જખમી બન્યો. ત્યાર પછી તે પેહેલવાન જેવા બાહુર તુરકી પાદશાહે તેની આસપાસ તીરોને ચાલુ ઉડતા રાખ્યા. આથી બરજોરના શરીરમાંથી લોહી વેહેવા લાગ્યું અને ગમથી તેનું દિલ અંદરખાનેથી તપવા લાગ્યું. એ રીતે અફરાસીયાએ તે કાલાં થયલાં મેદાનમાં તેના ઉપર પાણીની જડપે ઉપરાસાપરી હુંમલા કીધા. કીનાથી ભવાં ઉપર કરચલી ચઢાવીને તે પાદશાહ પોતાના મન સાથે બોલવા લાગ્યો કે, "તારે કીનાના મેદાનમાં આ નામદાર પેહેલવાનની સામે આવતું હતું નહી, જો કે યુકિત રચવાથી તે મારા તીરોથી ઘાહેલ તો બન્યો છે, અને કદાચ આખરે તે મારા ફાંદામાં ઓચિંતો કેદ પણ પકડાશે, તોપણ તે એવી રીતે લડાઇ કરે છે કે જાણે તેણે કીનો લેવાને માટેજ હાથ ધોઈ મુકયા હોય." પેલી તરફ બરજોર પણ પોતાના મન સાથે એ પ્રમાણે બોલવા લાગ્યો કે, "અફરાસીયાબ જેવો બાહુર જેહાનમાં કોઇ નથી. જો જેહાનનો અનુભવી

સામ પણ જીવતો થાય તો એનાથી તેના પણ નામને આ મેદાનમાં ઝાંખ લાગે. જમાનો એવી રીતના કોઇ બીજા શખ્સને કાંઈ પેદા કરી શકવાનો નથી. પાદશાહો વચે મરદાનગી ધરાવવામાં એજ આટલો બધો નામદાર છે." એમ કહી તેણે ત્યાંથી ઘોડાને જોશમાં ઉશકેરીને તેના ઉપર વિજલીની જડપે હુમલો કીધો અને પોતાનો ભારી ગુરજ ગરદન પરથી ઉચકીને કીનાથી તે બુરી મનશનીના શખ્સને તેનો ફટકો માર્યો. પછી તીરની કોઠલીનું મોઢું ખોલીને પવનવેગે તેની આગળ ધસી ગયો અને કીનાથી તેના ઉપર તીરોનો મારો છોડયો, અને તેમ કરી તે પાદશાહને કમાન વાપડતાં રોકી નાંખીને છુપાવો બનાવ્યો. એ પ્રમાણે તે પાદશાહને તેમજ નામદાર બરજોરને ચેહેરાની ઉપર આડી ઢાલ ધરેલી રાખવી પડી. તે સ્વારોથી ઉડતી ધુલથી હવામાં અંધકાર ફેલાયો અને તે ધુલારાં વચે તેઓની આંખો પણ હેરાન બની. દિવસનો વખત છતાં ત્યાં રોશની રહી નહી. તું કહેશે કે જાણે આસમાન રોશની મેલવવાથી અટકી પડયું. તેઓની લડાઇથી સુરજ પણ છુપાઇ બેઠો અને તારાઓએ પણ પોતાના ચેહેરા આસમાનમાં છુપાવી દિધા. તે લડાયકોના દિલમાંનું લોહી ઉકલી આવ્યું. જાણે કે તેઓનો જેહાનમાં કોઇ પણ રેહેબર રહયો નહી. તેમના ઘોડાના બખતરના બંધો તુટી ગયાં અને તે પાદશાહ તેમજ તે પેહેલવાનના દિલમાંથી લોહી નિકળવા લાગ્યું. તીરોના પુશકલ મારાથી તે ઘોડાઓ તેમજ તે શખ્સો ધાહેલ થયા. એ પ્રમાણે કીનો લેતાં તે બંધેના દિલ દુખી બન્યાં. તે મેદાન માહેલી તમામ રેતી અને પથરા તે સ્વારોના ટપકતાં લોહીથી વાઘના ચાંમડાં જેવાં કાબરચીત્રા બન્યાં. આખરે તેઓની તીરની કોઠલીમાં એકપણ તીર રહયો નહી, અને તે બંધે એકમેકના દિલના ભરમો વાંચી શકયા નહી. જ્યારે તીરોની કોઠલી ખાલી થઈ ત્યારે બંધેએ કીનાથી કમાનોને જમીન ઉપર ફેંકી દિધી. લડતાં લડતાં તે જવાન તેમજ પાદશાહ એ બંધેની બાજુ ઢાકી ગઈ. તેઓનું તમામ બખતર અને ટોપીઓ તીરોથી વિંધાઈ ગઈ અને તેઓના રવાન દુખથી ભરેલાં તથા મોઢાં ધુલથી ભરેલાં બન્યાં.

જ્યારે તે જોરાવર સિંહ જેવા બરજોરની લડાઈ જેહાનના માલેક દસ્તાને અને રૂસતમે બંધેએ જોઈ ત્યારે તેઓ તેની તારીફ કરવા લાગ્યા કે, "તમામ જમીન બરજોરથી આબાદ રેહેજો." જ્યારે કએખસરૂએ પણ તેઓની આવી લડાઈ જોઇ ત્યારે તેણે ફાડીખાનારા સિંહની માફક પોકાર મારીને આ જમીન ઉપરના તે સરકસી ભર્યા મગજના શખ્સ (અફ્રાસીયાબ)ને માટે પાક પરવરદેગાર આગળ આ પ્રમાણે ફરીઆદ કીધી કે "એ વગર ઇનશાફનો શખ્સ

લોભને માટેજ કંમર બાંધ્યો રહે છે તે તો તું જાણે છે. તેથી તે પોતાની એ બુરી કરણી માટે દુખી થવોજ લાજમ છે કારણકે તે લોભ રાખીને તો અઝદાહના ડાચાંમાં પણ ધસી જાય છે."

હવે જ્યારે તે બરજોર અને અફ્રાસીયાબમાં લડવાની તાકાટ રહી નહી ત્યારે તે બંધે જંગના મેદાનમાં પાછા થાક ખાવાને ઠેભ્યા. લડતાં લડતાં તે બંધેના હાથો થાકી ગયા. જો કે એવું જોર વાપડતાં તેઓના હાથ થાકી જવા છતાં તે નામદારોના મગજો તો છાકટની માફક ઉશકેરાયલાંજ હતાં. તેઓએ આંખોમાંથી આંસુ પાડતાં આસાયસ માટે થોડો વખત દમ લિધો. જ્યારે તેઓ આસુદા બન્યા ત્યારે તેઓએ બીજી વખત કીનાને માટે કંમર બાંધી. તેઓએ ભારી ગુરજો ઉઠાવવાને પોતાની બગલ ખુલ્લી કીધી અને ગુરજોને લુહાડના હથોડા માફક ઉંચે ઉંચક્યા. તેટલાંમાં હોમાને એક સિંહની માફક પાદશાહ આગળ આવીને કહયું કે, "ઓ બાધુર પાદશાહ! તું તો એક પાદશાહ છે અને આતો એક લડનારો છે, તેથી તેની સાથે લડાઇ કરતાં શું તુંને શરમ લાગતી નથી? એ નામદાર સાથે આ લડાઇના મેદાનમાં લડતાં જો તેનું મોત પણ આવશે તોપણ તેથી તુંને જેહાનમાં જરાએ નામદારી મલવાની નથી. કારણકે (તેમ કરતાં તો) એ વગર બાપનો (બરજોર) દુન્યામાં યાદગાર બનશે. બીજું એકે, જો તું તેને હાથે માર્યો જશે તો તેથી એ બરજોરની જાલ માછલીઓથી ભારી બનશે. તે પોતાના માથાંને ફરતાં આસમાન સુધી ઉંચે ચઢાવશે અને પોતાની મરદાનગીથી જેહાનમાં નામદારમાં ખપશે. ત્યાર પછી તેઓ તુરાનનો નાશ કરશે અને આ કીનાના મેદાનમાંના એક પણ સ્વારને જીવતો રાખશે નહી. તેથી એક પાદશાહ તો તાજ અને તખતનેજ લાયક હોય છે. તે કાંઇ લશકર વચે લડાઇ કરવાને લાયક હોતો નથી. તારા આવા વિચારની પેલો સામનો દસ્તાન હસી કરશે. માટે તું શું કરવાને એ બરજોર સાથે નામદારી સોધે છે?"

જ્યારે અફ્રાસીયાબે હોમાનના આવા સખુનો સમજ્યા ત્યારે તે બુઢા કીનાથી ઉશકેરાઇ ગયો. પછી તેણે હોમાનને એવો જવાબ દિધો કે, "હું કીના માટે તો મારી આંખોને આંસુથી ભરેલી રાખું છું. ખસૂર કરતાં એ બરજોર માટેનું મારૂં દુખ વધારે ચઢતું છે. કારણકે તે મારી સામે એક નવોસવો કીનો લેનારો ઉભો થયો છે." ત્યારબાદ તેણે બરજોરને કહયું કે, "ઓ વગર બાપના શખ્સ! તું મેદાનમાં હવે બીજા શું મરદાનગીવાલા હુનર દેખાડી શકે છે?" એમ કહીને તેણે તેના ડોકાંને ફાંસામાં લેવાને પોતાની લિટ વાલેલી કમંદ ખોલ્લી કીધી. પણ બરજોરે પોતાના જીન ઉપરથી ભારી ગુરજ

ઉંચકીને તે તુરાન જમીનના પાદશાહના માંથા ઉપર માર્યો. તેણે એવું તો જોર વાપડયું કે જેથી તે પાદશાહનો ગુરજ હાથમાંથી પડી ગયો અને તે તુરકી પાદશાહનું ખભું જખમાયું. પણ એ જખમ ખાધા છતાં તે પાદશાહે પોતાની કમંદ તેના ઉપર ફેંકી જેથી તેમાં બરજોરનું માથું પકડાઇ ગયું. પછી તેણે વિજલીના ગડગડાત જેવો પોકાર મારીને પોતાની લગામ ખેંચી અને પોતાના ઘોડાને ત્યાંથી ફેરવી નાંખ્યો. એમ જોતાંજ બરજોરે પણ પવનવેગે જીન ઉપરથી કમંદ ઉંચકીને ખોલ્લી કીધી અને કીનાથી આંખોમાંની શરમ આબરૂ ધોઇ નાંખીને અફ્રાસીયાબની ગરદનમાં ફેંકી.

હવે તેઓ પીઠ ફેરવીને એકમેકને ખેંચવા લાગ્યા અને સુરજ સુધી પુગે એવા પોકારો મારવા લાગ્યા. તેઓએ પોતપોતાના લશકર તરફ જવાને ( અને સાથે એક બીજાને ખેંચી લઇ જવાને ) ચેહેરા ફેરવ્યા. તેઓના જીવ ગમગીન અને દિલ યુકિતથી પુર હતાં. તેઓએ એ લડાઇની જગ્યાએથી ઘોડાને દોડાવવા માંડયા અને તેમ કરી ધુલારાંથી સુરજ અને ચંદ્રને ઘાંકી નાખ્યા. પણ તે બંનેએ વાપડેલાં જોરને સબબે તેમના ઘોડા અટકી ઉભા. તું કહેશે કે જાણે આસમાને તેઓના બે પગોને બાંધી લીધા. તેઓએ ગમે એવું એકમેક ઉપર જોર અજમાવ્યું, તે છતાં તેઓમાનો એક પણ જીનની ઉપરથી જરાએ હીલ્યો નહી. તે બંધેના નખમાંથી લોહી ટપકવા લાગ્યું તોપણુ તે બેમાંથી એક પણ જીન ઉપરથી ઉઠલાઇ પડયો નહી. જ્યારે શાહજાદા શીદેહે અફ્રાસીયાબને આવી હાલતમાં દિઠો ત્યારે તેના રૂડનના પોકારો ફરતાં આસમાન સુધી પુગવા લાગ્યા. તેણે તુરકીઓને એ પ્રમાણે કહયું કે, "તમો લડાઈ કરવાને ધસો અને તે વગર બાપના બરજોરને કેદ પકડો. જો તે કમંદના ફાંસામાંથી છુટો થવા પાંમશે તો તેનાથી તુરાનને નુકશાન પુગ્યા સિવાય બીજું કાંઇ બનશે નહી. તેથી હવે તમો એ બરજોરને ખસરૂ આગળ જવા દેતાના, નહીં તો કે તે પોતાના લશકર આગળ કીનો લેવા માટે પાછો તાજો બનશે."

જેવું તુરકીઓએ શીદેહને એમ બોલતાં સમજ્યો, તેવુંજ તું કહેશે કે જાણે જમીનજ હીલવા માંડી. તે લશકરે ત્યાંથી દરીઆના પાણી માફક દોડવા માંડયું અને અફ્રાસીયાબ આગળ આવી પુગ્યું. પણ રૂસતમે અને સામના દસ્તાને એમ જોતાંજ તેઓએ પણ કીનાની તલવાર મ્યાનમાંથી બાહાર ખેંચી. રૂસ્તમે ઇરાનીઓને કહયું કે, "તમો પણ બાહાર પડો અને આ લડાઇમાં તમો ફળ ચાખો તેમ ફળ આપો. તે સિંહ જેવો લડાયક બરજોર લડાઇમાં માર્યો જાય એમ તમો બનવા દેતા ના." એટલું કહી તેણે પણ રખશને ત્યાંથી આગળ દોડાવ્યો, અને તે તાજબક્ષ ત્યાં દમામ સાથે દોડી પોહોંચ્યો. જેહા-

નનો માલેક દસ્તાન પણ બીજા નામદારો સાથે ત્યાં પવનવેગે દોડી આવ્યો. ઇરાનીઓએ ઝનુની સિંહોની માફક શીદેહ સાથે લડાઇ કરવાને કંમર બાંધી. એ પ્રમાણે તે બંધે લશકરો કીનો લેવાને બાઝી પડયાં અને ત્યાં એકમેકનું લોહી રેડવા લાગ્યાં. ધુલારાંને સબબે હવામાં કાલાં વાદલાં બંધાયાં અને તે વાદલમાંથી જાણે ગુરજ અને તલવારનોજ વરસાદ પડતો જાણાયો. માર્યા ગયલાઓના પુશકલ મુરડાંઓથી તે મેદાનની જમીન પાહાડ જેવી બની અને મારફાડ અને ધરપકડથી પેહેલવાનો પણ ગાભરા બન્યા. નામદારોના (કપાયલા) ડોકાં લોહીના દરીઆમાં ડુબકી મારવા લાગ્યાં અને તે જાણે તેમાંથી પાછાં બાહાર નિકળતાં હતાં નહી. જ્યાં જ્યાં રૂસતમ હુમલો કરતો ત્યાં ત્યાં તે ધુલને લોહીમાં કાલવી મુકતો હતો. પેહેલવાન કારન અને બાધુર જાલ પણ તેજ પ્રમાણે ચો ઠેકાણે સિંહની માફક હુમલા કરતા હતા. તરવારોના અને ભારી ગુરજોના અવાજથી જાણે ત્યાંની જમીન લુહાડવાડ બની ગઇ. કીનાના મેદાનમાંના લશકરના પુશકલ હથીયારોને સબબે ત્યાંની જમીન ચીનના દરીઆ જેવી બની. તેઓની એ લડાઈથી અને લડાઇને માટેની કોષેશથી તથા તેઓની લડાઇ કરવાની રીતથી જમાનો પણ ગાભરો બન્યો.

જ્યારે લેહાક અને ફરશીદવર્દ એ બંધેએ મેદાનમાં એમ ધુલ ઉડી રહેલી જોઇ અને તેઓએ પાદશાહી કાલા ઝુંડાને ત્યાં ઉડતો જોયો નહી તથા તુરાની લશકરના પાદશાહને પણ તેની જગ્યાએ જોયો નહી ત્યારે તેઓ પણ ત્યાંથી લગામ ફેરવીને તે કીલ્લાનો દરવાજો છોડી નાહાસી ગયા. તેઓ ત્યાંથી દોડતા તુરાની લશકર તરફ પાદશાહ અને પીરાનની સોધમાં ગયા. તેઓએ પાદશાહને ખુલ્લાં મેદાનમાં ખુલ્લે હાથે બરજોર સાથે લડાઇ કરતાં જોયો, તથા નામદાર પીરાન અને શીદેહને સાથે મલી સિંહની માફક લડાઇ કરવાને માટે દોડતા જોયો. તે પેહેલવાનોએ એ પ્રમાણે લડાઇ થતી જોતાંજ તેઓએ પણ મરદાને મરદોની રસમ મુજબ માજનદરાનના છેડાયલા સિંહોની માફક લડાઈમાં ઉતરવાને કંમર બાંધી. પેહેલવાન દસ્તાન અને ઇરાનીઓ તથા નામદાર જેહાંન પેહેલવાન રૂસતમ એ સઘલા લશકરના મધ્યભાગમાં ઝનુની સિંહો માફક ત્યાં લડતા રહયા, અને તેઓએ સિંહોનીજ માફક ચો ઠેકાણે લડવાની કંમર બાંધી રાખી. લડાઈના મેદાનમાં નામદાર રૂસતમ તો એકજ જખમે દસ દસ સ્વારોને જીન ઉપરથી નિચે તોડી પાડતો હતો. તે ગુરજ અને તલવારથીજ લડાઈ કરીને માણસોના ડોકાં ધુલમાં ફેંકતો હતો.

જ્યારે ફરામરજે પેલા બે પેહેલવાનો (લેહાક અને ફરશીદવર્દ)ને કીલ્લા આગળથી પવનવેગે નાહાસી ગયલા જોયા, ત્યારે તે બાધુર પેહેલવાને પોતાના

લશકરને ફરમાવ્યું કે, "તમો અત્રેથી તે તરફ સિંહની માફક દોડો અને બાંધેલી કંમર સાથે તે કીલ્લામાં દાખલ થઇને તેમાથી ઇરાની (બંધીવાન) પેહેલવાનોને સોધી કાઢો. જો આપણે તે બાહાદુર નામદારો જીવતા છે એવો પત્તો મેલવીશું તો પછી આપણે એ નવી જાતનો તમામ હદીઓ લેઇને ખસર આગળ જઇશું." આથી કેટલાંક માણસો ત્યાંથી કીના અને દુખ સાથે કીલ્લા તરફ દોડી ગયા. તેઓએ તે જોરાવર સિંહની માફક બંધીવાન પડેલા તમામ ઇરાનીઓને ત્યા જીવતા જોયા. તેઓ ત્યાં કાલી ધુલ વચે ઉંધા પડેલા હતા અને તેમની આંખોમાથી આંસુઓની રેલ વેહેતી હતી. આથી તુરતજ તે ઇરાનીઓને બંધીખાનામાંથી છુટા કરવામાં આવ્યા. તેટલામાં ફરામરજ પણ તુરત ત્યાં આવી લાગ્યો. જ્યારે તેણે ઇરાની પેહેલાવાનોની એવી હાલત જોઈ, ત્યારે તેણે એક ઝનુની સિંહની માફક પોકાર મારીને રડતાં રડતાં પોતાની આંખોમાના આંસુથી જમીનને ભીજવી નાંખી. પછી તેણે બેજનને કહયું કે, "ઓ નામદાર! મરદાનગી ધરાવનારા તરીકે આસમાનને તારા જેવા બીજા કોઇની યાદ આવતી નથી. પણ તારી ઉપર એવી રીતનું દુખ તો એ તુરાનીઓથી એ વખત ગુજર્યું છે."

ત્યારે બેજને તેને જવાબ દિધો કે, "ઓ પેહેલવાન! તું કહેશે કે, જાણે મારા દિલમાં જીવ રહયોજ નથી. હું તુંને આ બલુ આસમાન માટે શું કહું? જાણે તેજ મારી સાથે એમ લડાઇ કરવા માંગે છે." પછી તે ફાડીખાનારા સિંહ જેવા ફરામરજે તેઓને ત્યાંથી બાહાદુર પાદશાહ ખસર આગળ લેઈ જવા ફરમાવ્યું. તે પોતે ત્યાંથી પોતાની કંમર તંગ બાંધીને ફાડીખાનારાં સિંહની માફક પોતાના બાપ આગળ ગયો. ત્યારે રૂસતમે તે નામદારને સ્વાલ કીધો કે, "ઇરાનીઓનું શું થયું છે? તું તે જગ્યાએથી પાછો કેમ ફર્યો છે અને આ મેદાન તરફ જડપથી દોડતો કાંય આવ્યો છે?" ફરામરજે તેને જવાબ દિધો કે, "ઓ નામદાર સિંહ! પાદશાહના તે બાહાદુર પેહેલવાનો સલામત છે અને હું તે પેહેલવાનો ગોદરેજ, ગસતહમ, ગેવ અને બીજા સઘલાઓને તે બાહાદુર પાદશાહ આગળ જીવતા લેઈ ગયો છું." એમ સમજીને રૂસતમનું દિલ ખુશ બન્યું. તું કહેશે કે જાણે તે શમશાદના ઝાડની એક ડાંખલી જેવોજ બન્યો.

પછી તે બાહાદુર પેહેલવાન પાછો જઇને એક સિંહ નરની માફક પોકાર મારી તે તુરકીઓ ઉપર તુટી પડયો. એમ જોતાંજ રૂસતમના બેટા ફરામરજે પણ પોતાનો ગાયની સુરતનો ગુરજ બાહાર કાઢીઓ અને તે કીનાભર્યા

મગજે અને લડાયક દિલે લડાઇના મેદાન તરફ ગયો. ત્યાં આવી નજર કરતાંજ ત્યાં તેને પેહેલવાન બરજોર જણાઇ આવ્યાથી તે પણ કીનાથી ઉશકેરાઇ ગયો. વળી તે મેદાનમાં બાહુર અફરાસીયાબ પણ તેને જણાયો અને તે બંધે (બરજોર અને અફરાસીયાબ) ની ગરદનમાં સિંહના ચામડાંની કમંદનો ફાંસો ઉતર્યો હતો. તે બંધેના પોકારો સનીશ્ચર સેતારા સુધી પુગતા હતા અને તેઓથી જમીન પણ ધ્રુજી રહી હતી. તે બંધેના દિલમાંથી લોહીની ધાર વેહેતી હતી અને તે નામદારોના દિલ પણ કીનો લેવાજ તલપી રહયાં હતાં. વળી બંધે તરફના લશકરે પણ છેડાયલા સિંહો અને લડાયક વાઘોની માફકજ તે મેદાનમાં લડવા માટે હાથ લંબાવ્યા હતા. તમામ લડાયકો ત્યાં લડાઇમાં ઉતરી ચુકયા હતા અને ચો ઠેકાણેથી લોહીના રેલા વેહેતા હતા. વળી તેણે ત્યાં હોમાન અને લડાયક શીદેહને પણ જાલ સામે કીનાથી ચેહેરો ફેરવી ઉભેલા જોયા. આથી ફરામરજે તે દસ્તાન સામે કીનો ધરાવતા હોમાન ઉપર ડોલા ગુરકી તોફાની દરીઆ માફક તેની આગળ આવીને તેના માથાં ઉપર પોતાનો ગાયના મોટાં વાલો ગુરજ માર્યો. પણ હોમાને ધાસ્તી ખાઇને પોતાની ઢાલ માથાં ઉપર આડી ધરી જ્યારે તેનું દિલ અંદરખાનેથી તેના જખમ માટે ધાસ્તી ખાઇ એ ટુકડા થવા લાગ્યું. તેથી હોમાનના હાથમાંથી તેની ઢાલ પણ પડી ગઇ અને એ નામદાર માટે ધાસ્તી ખાઇને તે ત્યાંથી નાહાસી ગયો અને દુખથી આંખોમાંથી આસુ પાડતો બીજા પેહેલવાનો વચે છુપાઈ ગયો.

પેલી તરફ જેહાનજીત શીદેહે અફરાસીયાબને કાંઈ નુકસાન થવાથી ધાસ્તીથી તેની આગળ દોડી જઇને બંધેની કમંદ ઉપર તરવારનો ફટકો માર્યો. એ તરવારના જરબથી અફરાસીયાબ અને બરજોર બંધે દુખમાંથી છુટા બન્યા, અને પછી તે મેદાન વચે તેઓ બીજી રીતની લડાઈ કરવા લાગ્યા. જ્યારે અફરાસીયાબે બરજોરની આવી બાહુરી જોઈ ત્યારે તે ત્યાંથી પોતાના લશકર તરફ જતો રહયો. આથી ફરામરજે ઇરાની લશકર વચેથી લડાઇની જગ્યાએ દોડી આવી બરજોરને કહયું કે, "પેલો કજીયાખોર તુરકી પાદશાહ તો જેમ એક શેકાર સિંહના પંજામાંથી છટકીને નાહાસે તેમ તું બાહુરની ધાસ્તીથી તુરાની લશકર તરફ નાહાસી ગયો છે. જ્યારે તારો હરીફ લડાઇમાંથી ચેહેરો ફેરવીને નાઠો છે તો હવે તુંને પણ લડાઈ કરવાની કાંઇ અગત્ય રહી નથી."

# અફ્રાસીયાબ નાહાસી ગયો અને તેને શાવરાનનો જંગેહ તથા ફરીબરૂજ સામા મલ્યા અને તેઓ તેને હાથે ઘાહેલ થયા તે વિષે.

જ્યારે સુરજ જેહાનમાં દેખાતો બંધ થયો અને અંધારી રાતનું લશકર ત્યાં ચઢી આવ્યું ત્યારે બંને બાજુનું લશકર લડવાથી અટક્યું. ત્યાં કોઇનો પણ ઘોડો કે કોઇની પણ બાજુ કામ કરવાને અશકત હતી. આથી તેઓએ ઘાહેલ થયલાઓને ત્યાંજ રીબતા છોડીને ત્યાંથી પોતાના ચેહેરા ફેરવ્યા. જેહાનજીત રૂસતમ એક સિંહની માફક તે બાધુર પાદશાહ ખસરૂ આગળ ગયો. વળી નામદાર બરજોર તેમજ નામીચો સ્વાર જાલ પણ ખુસી થતો પાદશાહ આગળ આવ્યો. ફરામરજ પણ શાવરાનના જંગેહ તથા બીજા નામદારો સાથે પાદશાહ આગળ આવ્યો. દરેકે તે પાદશાહને ત્યાં દુવા દિધી કે "ખસરૂને માટે આ જમીન આબાદ રેહેજો." પછી ખસરૂએ તે ઇરાની નામદારો અને મુબારક પેહેલવાનો તરફ જોઇને હોકમ કીધો કે, "પેહેલવાનોને પુસ્તી આપનાર અને પેહેલવાનોના વડા શાવરાનના જંગેહે તેમજ કાઉસના બેટા ફરીબરૂજે સાથે મલીને ચોકી કરવા માટે ઇરાની લશકરની હરોલના ભાગમાં જવું." એમ સમજતાંજ જંગેહ તેમ કરવા માટે ત્યાંથી પવનવેગે ગયો અને ઇરાની પેહેલવાનોને બોલાવી મંગાવી તે લશકરમાંથી તેણે કેટલાંક નામદારોને ચુટી કાઢ્યા અને ત્યારબાદ તેણે તે ચોકીબાન લશકરને તે તરફ ચોકી કરવા દોરવ્યું.

પેલી તરફ બાધુર અફ્રાસીયાબે સિંહ જેવા બરજોરના હાથમાંથી છટકી પોતાની છાવણીમાં પવનવેગે આવી લાગતાંજ શીદેહને એ પ્રમાણે કહયું કે, "ઓ પાકજાદ બેટા! આજે માર્ગના ચોકીબાન તરીકે તું બન કે જેથી હું અત્રેથી મારાં લશકરને હંકારી લેઈ જાઉ. અને મારા પેહેલવાનો પીરાન અને હોમાન સાથે અત્રેથી ફાડીખાનારા સિંહની માફક હું નાહાસી જાંઉ. તુરાનને ખાતર આપણને જુદીજ તરેહનો વિચાર કરવો પડે છે કે જેથી આપણમાંનો કોઈ પણ જીવતો રેહે. એ બરજોર જે રીતે લડાઇ કરે છે તે ઉપરથી જોતાં તો તે તમામ તુરાનના મુલકને પોતાના કબજામાં લેઇ લેશે. તેથી બામદાદે મરઘા બોલતાં તું પણ અત્રેથી આગળ રસ્તો કાપવા માટે હાથીઓ ઉપર ઢોલ ચઢાવજે."

આથી તે શાહજાદો શીદેહ પોતાની નજરમાં આવ્યું તેવું એક ચોકીબાન લશકર લેઇને ઇરાનીઓની સામે (ચોકી કરવાને) ગયો. પછી તે ચીનના

પાદશાહે તુરાન જમીનના પેલા નામદારોને ફરમાવ્યું કે, "તમો તમારા મજબુટ ઘોડાઓ ઉપર જીન બાંધો અને અત્રેથી નાહાસીને તુરાન તરફ નિકળી જાઓ." આથી તે લશકરના સઘલા નામદારો તે નામદાર પાદશાહ સાથે તુરાન તરફ નિકળી ગયા. તેઓએ પોતાના તંબુઓ તથા છાવણી જાબુલનાં જંગલમાંજ રેહેવા દિધી અને અફરાસીયાબ પોતાના નામદારો સાથે તુરાન તરફ હંકારી ગયો. એવી રીતે તે બાપ (અફરાસીયાબ)ને ત્યાંથી પોતાના દીકરા વગર નાહાસવું પડતું હોવાને લિધે તેની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. પછી તેણે પીરાનને કહયું કે, "ઓ મારા સલાહકાર! હું તો મારી જીંદગીથી ધરાઇ ગયો છું. જ્યારે સુસન તારી આગળ આવે ત્યારે તેની તું સંભાળ કરજે."

પણ માર્ગમાંના ઇરાની ચોકીબાનોએ અફરાસીયાબને એમ નાહાસતો જોવાથી ફરીબરૂજ તે પાદશાહ આગળ ધસી ગયો અને તેણે તેઓને હોટ ખોલી એ પ્રમાણે કહયું કે, "આવી અંધારી રાતે તમો કયાં જાઓ છો અને તમોને શામાટે એમ નાહાસવું પડે છે? આ કોણ નામદાર છે અને તે તુરાની પેહેલવાનો વચે શું નામ ધરાવે છે? શું તમોને અત્રે શાવરાનનો જંગેહ અને તેના નામદાર બાધુરો હોવાની ખબર નથી?" ત્યારે વીસેહના બેટા હોમાને તેને જવાબ દિધો કે, "તું એમ વગર ફોકટની બકબક શા માટે કરે છે? એ તો પાદશાહ અફરાસીયાબનો બેટો જેહાનનો માલેક શીદેહ છે, અને તે પોતાનું લશકર તુરાન તરફ હંકારી જાય છે. તેના દિલમાં કાંઇ શએખુન કરવાનો કે કીનો લેવાનો ઇરાદો નથી. તે તો ફકટ તુરાનના મુલક તરફ જવા ચાહે છે. તેને બાધુર અફરાસીયાબ સાથે મારામારી થયલી હોવાથી તે પોતાના બાપથી છુટો પડી સિંહ જેવા બરજોર સાથે લડાઇ કરવાની જગ્યાએથી જતો રેહેવા ઇચ્છે છે, અને તેથી તેની ઇચ્છા કોઇની નજરે પડવાની નથી."

તેની એવી વાત સમજી ફરીબરૂજ ઘોડા ઉપર બેઠો બેઠો શીદેહ ઉપર ઉશકેરાઇ ગયો. તેથી તેણે ઇરાનીઓને કહયું કે, "તમો તેને આસપાસથી ઘેરી લેઇને અંધારાં મેદાનમાં મારો અને મરો." એમ કહી તેણે પણ ભારી ગુરજ ઉઠાવીને તે વડે તે સઘલાઓને લુહાડ હથોડો ઠોકે તેમ ઠોકવા લાગ્યો. તે ફરીબરૂજ જેમ સિંહો પોતાના શેકાર ઉપર તુટી પડે અથવા તો પાનખર રતુનો સખત પવન દરાખના માંડવા ઉપર ફુકે તેમ તેઓ ઉપર તુટી પડયો. ત્યાં તે સિંહ જેવો ફરીબરૂજ પરવીન સેતારા સુધી પુગે તેવા પોકારો મારતો હતો અને તે રાતને વખતે પણ લડાઇ કરવાથી કંટાલતો હતો નહી. તે

પોતાના દિલમાં તુરકીઓ માટે કાંઈ પણ ધાસ્તી રાખ્યા વગર ત્યાં ગુરજ અને ભાલાથીજ માર મારતો હતો. તેણે પોતાના હાથમાં ગાયની સુરતનો ગુરજ પકડીને તે નામદારોના બે તૃત્યાંસ ભાગને મારી નાખ્યા. તેથી તમામ મેદાન મુરડાંઓથી નાની ટેકડી જેવું બન્યું અને તે મેદાનમાંની ધુલ લોહીથી લપેટાઇ ગઈ. અફ્રાસીયાબે એ પ્રમાણે જોતાંજ તે પણ પાણીના દરીઆ માફક જોશમાં આવ્યો. તેણે પણ તે ઇરાનીઓથી એવું બનતું જોતાંજ પોતાની તીરની કોઠલી તેમજ કેઆની કમાન બાહાર કાઢી અને પછી હોમાનને કહ્યું કે, "હવે તમો પણ લડાઇ કરો અને તે બુરી મનશનીના શખ્સો ઉપર જેહાનને તંગ બનાવો."

જ્યારે હોમાને અફ્રાસીયાબની એવી વાત સમજી ત્યારે તેનું પણ દિલ દરીઆ માફક ઉછલવા લાગ્યું. તેથી તે બોલ્યો કે, "હવે જ્યારે આપણને આજ રાતે લડવુંજ પડે છે તો શા માટે આપણે આપણા શરીરને શરમ પુગવા દેઇએ?" પણ ઘણા નામદારો એ લડાઇમાં ફીનો લેતાં માર્યા ગયા અને ઇરાનીઓ તે મેદાનને એક ડુંગર જેવું બનાવા લાગ્યા. તેથી આખરે બાધુર અફ્રાસીયાબે એક સિંહની માફક કમાન ઉપર તીર ચઢાવીને તે કમાનના બે છેડાને તાંણીઆ અને પછી પવનવેગે એક તીર છોડયો. તે તીર જઇને શાવરાનના જંગેહના માથામાં લાગ્યાથી તે પેહેલવાનના માથાં ઉપરની લોઢાંની ટોપી પડી ગઇ. આથી ઇરાનીઓને ત્યાંથી નાચારી સાથે ચેહેરા ફેરવવા પડ્યા અને તેઓ ત્યાંથી શેહનશાહ કએખસરૂ તરફ ઉટાવલે નાહાસી ગયા. ઇરાનીઓનો પણ એ લડાઈમાં બે તૃત્યાંશ ભાગ માર્યો ગયો અને તેઓનું નસીબ પણ એક વગું ઉંધુ વલ્યું. તેથી ફરીબરૂજ અને જંગેહને એ મેદાનમાંથી બાધુરી દેખાડતાં પવનવેગે નાહાસ્વું પડયું. તેઓએ તુરકીઓની ધાસ્તીથી પોતાના હોટ બંધ રાખીને તે મેદાનમાંથી રાતના અંધારાંમાં નાહાસવા માંડયું. આથી જેહાનના માલેક બાધુર અફ્રાસીયાબે પણ ત્યાંથી એક સિંહની માફક આગળ વધવા માંડયું.

જ્યારે તે ચોકીબાન ટુકડી પાછી ખસરૂ આગળ આવી પુગી ત્યારે તે પાદશાહને તે લશકરના આવા હાલ થયલા જણાયા તથા તે સઘલાઓને અફ્રાસીયાબને હાથે ઘાહેલ બનેલા જોયા. તેથી તેની આંખોમાંથી આંસુની રેલ ચાલુ થઈ. પછી તે જેહાનના પાદશાહે જંગેહને પુછ્યું કે, "આવી અંધારી રાતે એ અચબુચ શું બન્યું?" જંગેહે તેને જવાબ દિધો કે, "ઓ પાદશાહ! હું અત્રેથી એક હજાર સ્વારોને ચોકી કરવા માટે લેઇ ગયો હતો. જ્યારે પરવીન સેતારો ફરતાં આસમાન ઉપરથી આસ્ત થવા આવ્યો તે વખતે

મને તે અંધારાં મેદાનમાં લશકરના પોકારો સમજાયા. આથી ફરીબરૂજ તે તુરાનીઓ વચે કોણ કોણ છે તે જાણવાને તે લશકર આગળ ગયો. તે સપેહસાલારે તુરાની લશકર આગળ આવી લાગતાંજ કીનાથી દરીઆની માફક ઉછલવા માંડયું. તેઓનો સપેહસાલાર નામદારી ભોગવનારા અને ખજાનો વાપડનારા નામદાર શીદેહ જેવો જણાતો હતો. આથી કાઉસનો બેટો ફરીબરૂજ ચંદ્ર સુધી પુગે એવો પોકાર મારી તેના ઉપર કીનો લેવા ધસ્યો. તેણે તેઓને કહયું કે, 'ઓ સરદારો! તમો અત્રેથી એમ ઉટાવલે કયાં જવા ચાહો છો?' કોઇએ તેને જવાબ દિધો કે, 'એ તો શીદેહ છે, અને તે પાદશાહ આગળથી તુરાન તરફ પોતાના લશકર આગળ જવા માંગે છે. કારણકે જેહાનના પાદશાહ અફરાસીયાબે બરજોર સાથે લડાઇ કીધાથી તે તેની સાથે એમ દરીઆના મોજા માફક ગુસ્સે બન્યો છે.' જેવું ફરીબરૂજને કાને શીદેહનું નામ સંભળાયું તેવુંજ દુખને લિધે તેનું દિલ અંદરખાનેથી તપી આવ્યું. આથી તે પશંગને ગાળો દેતો એક વાઘની માફક કીનાના મેદાનમાં ઉતર્યો અને તે લડાઇ કરવાની રસમ અને રેવાજ મુજબ તેની સાથે લડાઈ કરવા વલગી પડયો. પરીણાંમમાં ઈરાનીઓમાંથી ઘણા માર્યા ગયા અને ત્યાંની સઘળી ધુલ લોહીથી ખરડાઇ ગઇ. હમારા ત્યાંથી આવતા રેહેવા પછી શાહજાદો શીદેહે પણ ત્યાંથી આગળ રસ્તો કાપવા માંડયો." એમ સમજતાંજ ખસરૂનો ચેહેરો ફીકકો થયો અને તે દુખી દિલે પરવરદેગારની યાદ કરવા લાગ્યો. તે બોલ્યો કે, "ઓ ઇનશાફી સાહેબ! તું સર્વ શકિતવાન, સર્વ આગાહ અને પરવરસી કરનારો છે. માટે જેમ એ તુરાનીઓ વખતો વખત ઇરાનીઓનું લોહી રેડે છે, તેમ તું આખરે તુરાનીઓને પણ દુખી બનાવજે."

## શીદેહ પણ તુરાની લશકર સાથે નાહાસી ગયો અને પછી કએખસરૂએ જાબુલસ્તાન તરફ જઇને ત્યાં તેણે બરજોરને ગુર તથા હરી નામના દેશોનો પરવાનો લખી આપ્યો તે વિષે.

પછી જ્યારે બામદાદે મરઘા બોલવા માંડયા ત્યારે જેહાનના માલેક શીદેહે પણ ઢોલ ઠોકાવ્યાં તથા તેણે નામદારોનું એક લશકર ચુંટી કાઢયું અને જડપ ચાળના ઘોડાઓ ઉપર જીન બંધાવ્યાં. તેણે પણ પોતાના તંબુઓ અને છાવણી ત્યાંજ પડતી નાંખી અને લશકર માટે મુસાફરીનો સામન લાઢીઓ. ત્યાર પછી તે નામદારે ઉજડ જગ્યાએથી માર્ગ કાપવા માંડયો. તું કહેશે કે તેને (તે

રસ્તેથી જતા ) જેહાનના કોઇએ પણ જોયો નહી. એ રીતે તે પવનવેગે માર્ગ કાપી ગયો. જ્યારે પાહાડ પછવાડેથી જડપથી ઉજાશ નિકળવા લાગ્યો, તથા કાલાશના પરડા પાછલથી સુરજ બાહાર પડયો અને તેણે જેહાનને રૂપાં જેવી સફેદ બનાવી ત્યારે ઇરાનીઓની છાવણીમાંથી વાજાંના, રનશીંગડાંના અને સુરનાઇઓના અવાજો નિકળવા લાગ્યા પણ તે તુરાનીઓની વચે કાંઈ દમ સાશ જણાયો નહી. આથી તુરતજ પાદશાહે કોઇને ત્યાં જોવા મોકલ્યો, પણ ત્યાં તેણે તુરાની નામદારોમાંના કોઇને જોયા નહી, તેમજ તેણે દુરથી પણ માણસોના અવાજ સમજ્યા નહી. આથી તે પાછો દોડતો પાદશાહની દરબારમાં એ ખુશ ખબર આપવા માટે આવ્યો, અને તેને કહયું કે, "હવે તું પાદશાહ લડાઇ કરવાથી પરવાર્યો છે. અફ્રાસીયાબ અત્રેથી ધાસ્તી ખાઇને નાહાસી ગયો છે, અને મને લાગે છે કે તે જીહુન નદીનો આ બાજુનો કીનારો પણ હવે ઓલંગી ગયો હશે."

આથી તે જમીનના પાદશાહે લશકરને કહયું કે, "કદાચને તે માર્ગમાં છુપાઈ પણ બેઠો હોય, કારણકે એ બુરી કરણીના બુદા જાદુગરના દર પળે જુદા જુદા વિચારો ફેરવાતા રહે છે." આથી તેના સ્વારો અને રોશન રવાનના પેહેલવાનો જડપથી ચોબાજુએ દોડી વળ્યા, પણ તેઓને ઇરાનમાં તેમની જરાએ નિશાણ જણાઇ નહી. પછી ખસરૂએ તે નામદારોને કહયું કે "એ અફ્રાસીયાબ જો કે તમામ હફ્તેકેશ્વર જમીનમાં મોટો છે તોપણ તેવો દુશમન નાહાસી જાય એ આપણા દેશ માટે સારૂં છે. દુશમનોનો વખત આંધલો બનાવવા કરતાં તેઓની છાવણી, ઢોરો અને ઘોડાઓ મેલવવાજ વધારે સારા છે. માટે હવે એ સઘલું આપણે ઇરાન તરફ હંકારી લેઇ જઈશું. કારણકે આપણા ભલાં નસીબે આપણી રેહેનુમાઇ કીધી છે. આપણે તો બરજોર માટે નામદારોને ઘટતી રીતે લડાઇ કીધી છે." જ્યારે દસ્તાને ખસરૂની એવી વાત સમજી ત્યારે તેણે પાદશાહ આગળની જમીનને બોસો લેઇ ખસરૂને કહયું કે "ઓ પાદશાહ! પરવરશી કરનારા તે દાદારના સોગંદથી હું કહું છું કે, તારા હોકમથી હું મારૂં મગજ જરા પણ ફેરવશ નહી. તારી ઇચ્છા બર લાવવાને હું સુરજ અને ચંદ્રથી પણ આગળ વધશ. માટે તું અત્રેથી તારા ગોલામનો મેહેલ કે જે તારા સપેહસાલાર મુબારક સામનું મકાણ ગણાય છે તે તરફ પધાર. હમે તું પાકજાદ કએખસરૂના દીદાર જોતા ત્યાં એક મહીનો સુધી ખુશાલી અને ફતેહમંદી સાથે રહીશું."

જ્યારે નામદાર કએખસરૂએ એમ સમજ્યું ત્યારે તેણે દસ્તાનનો હોકમ પાછો ફેરવ્યો નહી. આથી તે પોતે ખુશાલી સાથે પોતાના દમામદાર અને

મજબુટ ગરદનના પેહેલવાનો સાથે જાલના મેહેલ તરફ ગયો. તેણે તે મેહેલની તમામ જગ્યાને સંગારી અને ત્યાં દારૂ તથા વાજીંત્ર મંગાવ્યાં તથા રામશગરોને બોલાવી. ત્યાંના તમામ બારી બારણાઓને રેશમી પરદાઓથી સંગાર્યાં અને ખસરૂના પગ આગળ મોતીઓ વેરી મુકયાં. જાબુલનાં ઓરતો અને મરદો ખુશાલીમાં આવ્યાં અને ચો ઠેકાણે સીતાર વજાડનારા ગવૈયાઓ બેસાડયા. જેહાનજીત પાદશાહ દસ્તાનના મેહેલમાં પોતાના લશકર વચ્ચે પ્રકાશતા સુરજ માફક દિપી રહયો, જેથી જાલેજરના બેટા જેહાન પેહેલવાન રૂસતમનું માથું ફરતાં આંસમાન સુધી જઈ પુગ્યું. ફરામરજ અને બરજોર ખસરૂ આગળ તેના તંબુમાં તેની નોકરી બજાવવા ઉભા.

જ્યારે ખસરૂની નજર ત્યાં બરજોર ઉપર પડી ત્યારે તેણે તેને કહયું કે, "તારી બરોબરની મરદાનગી ધરાવનારો જેહાનમાં કોઈ જોડયો નથી." ત્યાર પછી તેણે પેહેલવાન રૂસતમને કહયું કે "ઓ નામદાર રોશન રવાનના પેહેલવાન! ચાલ, આવ કે આપણે એ બરજોર માટે હદીઆનો સામન તૈયાર કરીએ અને તેને પણ ઇરાનનો એક નવો પેહેલવાન બનાવ્યે." એમ સમજતાંજ રૂસતમે તેના તખતને બોસો લેઇને તેને કહયું કે, "ઓ મુબારક નસીબના પાદશાહ! એ જેહાનજીત બરજોર પણ તારોજ ગોલામ છે અને તેણે તારાજ વિચાર મુજબ તારો હોકમ બજાવવાનું માથે લિધું છે. હવે તે પણ સીયાવક્ષના કીનામાં કંમર બાંધશે અને તુરાન સાથે ફાડીખાનારા સિંહ માફક લડાઈ કરશે. તું તેનો પાદશાહ અને તે તારો નવો પેહેલવાન છે અને તેથી તે પણ મારીજ માફક પાદશાહ ખસરૂનો ગોલમ રેહેશે. હવે મારાં માથાં ઉપર તો બુઢાપાનું બરફ પડયું છે (યાને મારા બાલ સફેડ બન્યા છે), મારા હાથ કીનામાં લંબાવવા માટે મારામાં શકિત રહી નથી. મારી ચારસો વર્ષથી પણ વધારે ઉમર થઈ છે અને આસમાન મારા માથાં ઉપરથી ઘણું ફરી વળ્યું છે. માટે હવે બરજોરનો લડાઈ અને મારામારી કરવાનો વખત આવ્યો છે અને તેથી તે પોતાના પંજાને હવે ચો ઠેકાણે લંબાવતો રહેશે."

જ્યારે ખસરૂએ તેની એવી વાત સમજી, ત્યારે તે ખુશ થઈ ગયો. તું કહેશે કે જાણે તે સીધાં સરોવર જેવો બન્યો. પછી ખસરૂએ તેને માટે એક ઘોડો, સુનાનું તાજ, સુનેરી કંમરબંધ સાથના રૂમી ગોલામો, યાકુત અને હીરાજાથી પ્રકાશી રહેલી બે જામો, ભારી કીમતના સુનેરી લગામવાલા ઘોડાઓ, ચીનાઈ રેસમી કાપડના બસો તાકાઓ, કીનો લેવા માટેના પુશકલ બખતરો, ટોપીઓ, પેહેલવેહેલો અફ્રાસીયાબનો ગણાતો પેલો ઓકાબ

પક્ષીની આકૃતિવાલો ઝુંડો, અને તલવારબાજ અને ખંજર વાપડનારા દસ હજાર નામદાર મરદો એ સઘલું ત્યાં હાજર કરવા ફરમાવ્યું. પછી જેહાનના પાદશાહે એ સઘલું જેહાનના અક્કલમંદો અને મોટી પડવીના શખ્સોની હજુરમાં તેને સોંફ્યું. વળી તેણે ગુર અને હેરાતના પ્રાંતોનો પરવાનો લખાવીને તેની આએપત ખાવા માટે તે બરજોરને સોફ્તાં તેણે તેને કહયું કે, "તું એ મુલકોને આબાદ રાખજે અને હંમેશાં તું ત્યાંના ખેડુતોને ઇનશાફ આપતો રેહેજે. એ રીતે એ મુલકો સાથે તું પણ ખુશાલ રેહેજે અને ઇનશાફી કામથી તું તારાં માથાંને જરાપણ ફેરવતો ના."

જ્યારે બરજોરે એ પ્રમાણે સમજ્યું ત્યારે તેણે જમીનને બોસો લિધો અને પાદશાહ ઉપર ઘણીએક દુવાઓ ગુજારી. પછી ફરામરજે, બરજોરે અને રૂસતમે જેહાનના પાદશાહની તારીફ કરવા જબાંન ખોલી અને તે દરેકે એ ઇરાન જમીનના પાદશાહ આગળ તેની તારીફ કરતાં તેને દુવા દિધી. જ્યારે ખસરૂને સીસ્તાનમાં એમ ભેલાઇને રેહેતાં એક મહીનો પસાર થયો ત્યારે તે મહીનાની આખેરીએ બામદાદે મરઘાના બોલવાને વખતે તેણે હાથીઓ ઉપર પોતાનો તમામ સામન ચઢાવ્યો. જેહાન પેહેલવાન સપેહસાલાર રૂસતમ પોતાના રોશન રવાન સાથે અને ખુશાલ જીવે તેને એ મંજલ સુધી રવાના કરવા માટે સાથે ગયો. વળી તે પાદશાહ સાથે જેહાન જીત દસ્તાન અને બરજોર પણ ગયા. ત્યારપછી જેહાન પેહેલવાન રૂસતમ ત્યાં અટકયો અને તે પોતાના નામદારો સાથે જાબુલ તરફ પાછો હંકારી ગયો. એ હેવાલ જેમ મેં પુરાના વખતના લોકોથી સમજ્યો હતો તેમ તે બ્યાન કીધા બાદ હવે હું તે ખતમ કરૂં છું.



